# કવિ અને સૌંદર્ય




હાલના જમાનામાં લલનાની લાવણ્યતાના વીષયમાં બાલની ખુબસુરતીનો પ્રશ્ન મોખરે આવે છે અને તેથી મૃગલોચનીના બાલની સૌંદર્યતાની આબેહુબ વર્ણન શકતી માટે મશહુર થયેલ નામાંકીત નાટયકાર કવી કાલીદાસનું નામ સહેજે યાદ આવી જાય છે. બાલને સુંદર અને સુંવાળા રેશમ જેવા બનાવી તેને કાળા ભમર જેવા રાખવા એ હાલના જમાનાની એક પ્રચલીત ફેશન થઇ પડી છે.

## કામીનીયા ઓઇલ

હર ઓષધના દુનીયામાં, બાલની ઉપર વર્ણવ્યા જેવી અનુપમ સૌંદર્યતા, ઉપ્ત્ર્યીત કરવામાં જાળવી રાખવામાં તેમજ ખીલવવ માં અગ્રસ્થાન ભોગવી રહ્યું છે. તમારા બાલ માટે કામીનીયા ઓઇલ નીયમીત વાપરો અને તમારી ખુબસુરતી દીનપ્રતીદીન વધારે અને વધારે ખીલતી રહેશે. કામીનીઆ ઓઇલ બાટલી દીઠ રૂા. ૧ ની કીંમતે સઘળા જાણીતા સ્ટોરોમાં વેચાય છે અસલ કામીનીયા ઓઇલ બરાબર તપાસીનેજ ખરીદજો કારણ તેની બનાવટી હલકી નકલો નીકળવા માંડી છે.

---- :o ----

## ચપેલી જેવું મોહક—ગુલાબ જેવું ઉત્તમ—કમળ જેવું સુંદર

## ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ.)

તમે ન વાપર્યું હોય તો એક વખત વાપરી જુવો. તે કપડાં ઉપર અથવા રૂના કાયામાં લગાડતાંની સાથે ઉપર જણાવેલા ફુલોની મીઠી ખુશબો બ્હેક બ્હેક થઇ રહે છે ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ) નામ વાંચીનેજ સીલગંધ બાટલી ખરીદજો કારણ બનાવટી નકલો નીકળી પડી છે. કીંમત ૧॥ આંઉસની ૧ બાટલીના રૂ. ૨, ॥ આંઉસ રૂ. ૧—૪ અને ૧ ડ્રામની રૂ. ૦—૧૨—૦ નમુનાની શીશી ૧ ની કીંમત રૂ. ૦—૨—૦ સુગંધી કાર્ડનો એક આનો.
બહારગામ મંગાવનારાઓને વી. પી ખર્ચ પાચ આના જુદા થશે.

---

## દીલબહાર હેર ઓઇલ (રજીસ્ટર્ડ.)

આ તેલની કેવલ સુનાસની પારીજાતક જેવી મીઠી સુગંધ ઘણીજ પ્રીયકર છે. વાપરી ખાત્રી કરો. બાટલી દીઠ કીંમત રૂ. ૧ અને વી પી ખર્ચ રૂ. ૦—૧—૦ અલગ.

સોલ એજંટ { ધી એંગ્લો-ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંાં.,

નં ૨૮૫, જુમા મસીદ, મુંબઇ, નં ૨.



મધ સાગરે મારી નાવડી
ત્યાં યે • જોઉં દૂર ઝબુકતી
તારા દ્વારની ઝીણી દીવડી
તારા નામમાં ઓ સ્વતંત્રતા !
આ શી મીઠી વત્સલતા રહી

સ્વતંત્રતા! સ્વતંત્રતા! રહો સદા તું મૂર્તિમંત



ભારતનાં યુવકયુવતીઓનું વિજયગીત




વર્ષ : ૨ જું.] ઓક્ટોબર : ૧૯૩૦ [અંક : ૭

# કાળની ખંજરી

: લેખક :

તંત્રી

**કાળની** ખંજરીના ઘોર નાદથી વાતાવરણ ભગાઇ ગયું છે. વીશ્વનો માનવ સમુદાય ભારતની તરફ મીટ માંડીને માન-સપટના ક્ષીતીજ ઉપર પલટાતાં અનેક શમણાં જુએ છે. એ શમણાંમાં કોઇકને રમ્ય મનોહર તો કોઇકને બીષણ-રૂપમાં ચીત્રો જણાય છે. કોઇકને લશ્કરી કાનુન, ભયાનક દમનનીતી, ઉભરાઇ જતી ઇસ્પીતાળો અને જેલોનાં શ્યામ-રંગી ચીત્રોથી વાદળ ઘેરાતા જણાય છે, કોઇકનું લક્ષ્યસ્થાન લંડન, ત્યાંની ગોળમેજી પરીષદ, મોં મલકાવતા, હસતા હસતાં હસ્ત-ધુનન કરતા, મીજલસો, જલસા, સીનેમા, નાટકો અને લંડન મેન્ચેસ્ટર, લીવરપુલ વગેરે શહેરોના હીંદાઓને છુટાપણા આપતા બ્રીટીશ મુત્સદીઓ સીવાય બીજું કંઇ જ દેખાતું નથી તો કોઇક સ્વદેશની સ્વતંત્રતા અર્થે જે ભોગ આપવા પડે તે આપવા તત્પર બની, પરીણામે મળનારાં સુફળની કલ્પનાઓ કરી 'આખરી યુદ્ધ' માટે મક્કમ બને છે.

**પરંતુ** કુશળ મુત્સદીઓ અને વ્યવહાર કુશળ પુરૂષો મહાસભાને ગોળમેજી પરીષદમાં પોતાના પ્રતીનીધીઓ મોકલવાનો નકાર વાળાના આખરી નીર્ણય ઉપર આવવું પડયું, તે પ્રશ્નને ગંભીર બનાવ લેખી તે ઉપર જુદા જુદા દ્રષ્ટીબીંદુથી ચર્ચાઓ ચલાવવામાં ગંભીરપણે રોકાઇ ગયા છે.

વીષ્ટીના પ્રયાસોના પ્રસીદ્ધ થયેલા પત્રવ્યવહારોના વાચન પછી તટસ્થ પુરૂષોના મોટા ભાગની એ ખાત્રી તો થઇ ચુકી છે કે, જો લોર્ડ ઇરવીને સંદીગ્ધ ભાષા વાપરવાને બદલે વધુ સ્પષ્ટ ભાષામાં પંડીત મોતીલાલ નહેરના પ્રસીદ્ધ થયેલા વીચારોનો જવાબ વાળ્યો હોત તો

બ્રીટીશ મુત્સદ્દીઓની ઇચ્છા હોય તો, એની કસોટી માટે જ મહાસભાના નેતાઓએ લાહોરના ઠરાવથી ખુલ્લી પીછે હઠ કરીને પણ કરેલી માગણીનો સ્વીકાર કરવામા લોર્ડ ઇરવીને શા માટે આનાકાની કરવી જોઇએ, તેમ જ શાહીવાદી પત્રકારોએ આટલો કોલાહલ પણ શા માટે મચાવવો જોઇએ ? એ આનાકાની અને એ કોલાહલ બતાવી આપે છે કે, મવાળ મુત્સદ્દીઓ ગમે તેટલા પ્રયત્ન કરે. તો પણ હાલની મનોદશાવાળા બ્રીટનમાં જઇને તેઓ હીંદ માટે નજીકના ભવીષ્યમા પણ સાંસ્થાનીક સ્વરાજ્યની ખાત્રી મેળવી શકે તેમ નથી.

કેનેડા, અફ્રીકા, ઓસ્ટ્રેલીઆ વગેરે સંસ્થાનોને સામ્રાજ્યમાથી છુટા થવાની સંપુર્ણ છુટ મળેલી છે, તો પછી હીંદને સાસ્થાનીક સ્વરાજનો દરજ્જો જો ખરેખર આપવાની જ બ્રીટીશ મુત્સદ્દીઓની ઇચ્છા હોય તો, તેવી છુટ તેને શા માટે આપવામા આવે નહીં ? શાહી પરીષદ માટે ઇંગ્લંડ આવતા જ દક્ષીણ આફ્રીકાના મુખ્ય પ્રધાન જેમ્સ હર્ટઝોગે એ જ મુદ્દા ઉપર ભાર મુકયો હતો, અને થોડાક મહીનાઓ પહેલાં દક્ષીણ આફ્રીકાના ખેતીવાડી ખાતાના પ્રધાન જનરલ કેમ્પે, સામ્રાજ્યમાથી નીકળી જવાના દક્ષીણ આફ્રીકાના હક્ક સાબીત કરનારા ભાષણમા ચોખ્ખે ચોખ્ખુ કહી દીધું હતું કે :

"જો કે અત્યારે આપણે પ્રજાતંત્ર સ્થાપવાની સ્થીતીમા નથી, પરંતુ એથી એ સીદ્ધ થતું નથી કે ભવીષ્યમાં તેમ કરવાની આપણી તૈયારી નથી. જ્યાં સુધી આપણને નીર્ભેળ સ્વતંત્રતા ભોગવવાની મળે છે, ત્યા સુધી પ્રજાતંત્ર હોય કે ન હોય તેની આપણે પરવા કરતા નથી. પરંતુ ૧૯૨૬ ની સામ્રાજ્ય પરીષદના ઠરાવે આપણા દેશ માટે કેવી જાતનું રાજબંધારણ જોઇએ છે તે પસંદ કરવાનો આપણને પુરેપુરો અધીકાર આપ્યો છે. આપણું પ્રથમ લક્ષ્ય દક્ષીણ આફ્રીકાને સંપુર્ણ સ્વતંત્ર બનાવવું તે છે. જો ભવીષ્યમાં એવું જણાય કે બ્રીટીશ સામ્રાજ્યમાં રહેવું તે આપણા લાભનુ છે, તો આપણે તેમાં રહીશું. પણ જો ભવીષ્યમા એવું જણાય કે બ્રીટીશ સામ્રાજ્યમાથી છુટા થઇ જવું એ દક્ષીણ



કુલાડરાડેટ્ય] [બર્લીન

## તુરંગમાં ગાંધીજી

જેમને જેલમાં પુરી રાખવા છતા ગોળમેજીમા જવા માટે દેશનું વાતાવરણ શાંત બનાવવાનો આગ્રહ કરવા માટે ના. વાઇસરોયે મેસર્સ સપ્રુ-જયકરને પરવાનગી આપી.

આફ્રીકાના લાભનું છે, તો એ પગલું ભરવા આપણે સંપુર્ણ સ્વતંત્ર છીએ આપણે કદી પણ પ્રજાતંત્ર નહીં સ્થાપી શકીએ એવું માનનારાઓમાંનો હું નથી, અમેરીકના સંયુક્ત સંસ્થાનો [U. S A] એક વખત બ્રીટનનું જ સંસ્થાન હતું તે સસ્થાનવાસીઓ અગ્રેજી ભાષા બોલનારી

પ્રજા જ હતી, તેમણે સુદ્ધાં મહાન પ્રજાતંત્ર સ્થાપવાનો નીરધાર કર્યો હતો. એ રીતે આપણે માટે પણ એવો સમય આવે કે જ્યારે, દક્ષીણ આફ્રીકામાં વસતી ડચ અને અંગ્રેજ બન્ને પ્રજાઓ એમને જ ધોરણે ચાલવાનો નીર્ણય કરે પણ ખરા. પરંતુ આવતી કાલની પ્રજાએ શું કરવું જોઇએ કે કેમ વર્તવું જોઇએ તે ઠરાવવાનું કામ આપણું નથી."

જનરલ સ્મટસ જેવા સામ્રાજ્યવાદીને સુદ્ધાં સ્વીકારવું પડયું છે કે: "પશુબળથી એક પ્રજાને તાબામાં રાખવાની રીતને બદલે સ્વતંત્રતાના સીદ્ધાંત ઉપર સહકારની રીત દાખલ કરવી પડશે."

૧૯૨૬ ની શાહી પરીષદના નીર્ણય પછી કોઇ પણ સંસ્થાનને તેની ઇચ્છા વીરૂદ્ધ સામ્રાજ્યમાં જકડી રાખવાની ફરજ પાડી ન જ શકાય એ સીદ્ધ થયેલી વાત છે. એટલે સામ્રાજ્યવાદીઓની હીંદીનેતાઓ સામેની ચીડ અસ્થાને તેમ જ પાયા વીનાની છે.

હવે મવાલ મુત્સદ્દીઓના પોકારનો વીચાર કરીએ. શ્રીનીવાસ શાસ્ત્રી સમા સાંસ્થાનીક સ્વરાજના દરજ્જાની વ્યાખ્યા સમજનારા મવાલ મુત્સદ્દીઓમાં બીજા કોઇ ભાગ્યે જ હશે, તેમણે વારંવાર આગ્રહપુર્વક લંડનમાં જાહેર કર્યું છે કે: હીંદને સામ્રાજ્યમાંથી છુટા થવાની છુટ હોવી જ જોઇએ.

અને ડૉક્ટર એનીબેસંટ, જેમના 'કામનવેલ્થ ઑફ ઇન્ડીઆ બીલ'ને હીંદના તમામ મવાળ મુત્સદ્દીઓનો સાથ હતો, તેમણે પણ અનેક વખત આગ્રહ કરીને કહ્યું છે કે, સામ્રાજ્યમાંથી છુટા થવાનો સ્વાધીકાર હીંદને હોવો જ જોઇએ.

એટલે જે મવાળ મુત્સદ્દીઓ મહાસભાના નેતાઓની એ માગણી સામે વ્યર્થ પ્રલાપો કરી રહ્યા છે, તેઓ કાં તો શાસ્ત્રીજી અને ડૉ૦ બેસંટ કરતાં પણ વધારે સાંકડા રાજદ્વારી વીચારો ધરાવે છે; પરંતુ તેમ કરીને તેઓ પોતાની જાતને જ ઠગી રહ્યા છે. કેમકે મદ્રાસની લેમના ફેડરેશનની છેલ્લી બેઠક વખતે પ્રમુખસ્થાનેથી સર ફીરોઝ શેઠનાએ કરેલા ભાષણમાં, એ અધીવેશનમાં થયેલા ઠરાવમાં, દીલ્હીના મેનીફેસ્ટોમાં, ગાંધીજીએ મી૦ સ્લોકોમ્બ સાથે યરોડા જેલમાં કરેલી વાતચીત પછીના ખુલાસાઓમાં તેમ જ તે પછી પણ, આ મવાળ મુત્સદ્દીઓએ ઠોકી ઠોકીને વારવાર જાહેર કર્યું છે કે: સાંસ્થાનીક સ્વરાજના બંધારણની જ ચર્ચા માટે તેઓ લંડન જવાના છે. અને જો તેમનાં એ બધાં શાબ્દીક પ્રદર્શનોની જો જરા જેટલી યે કીંમત હોય તો, સાંસ્થાનીક સ્વરાજ માટે જે અગત્યનો નીર્ણય ૧૯૨૬ ની લંડનની શાહી પરીષદે કરેલો છે, તેનાથી એમણે પાછા હઠવાની કે ગભરાવાની જરાય જરૂર નથી જ.

પરંતુ સર તેજબહાદુર સપ્રુ અને શ્રીયુત એમ. આર. જયકર જ્યારે સમાધાનીના સંદેશા માટે સીમલા, યરોડા અને નૈની વચ્ચે દોડાદોડ કરી રહ્યા હતા, ત્યારે મી૦ ચર્ચીલ જેને 'સરકસ'ના નામથી સંબોધે છે. તે 'ગોળમેજી પરીષદ'ને મહાસભાના પ્રતીનીધીઓ વીના પણ ભરી કાઢવાની તમામ તૈયારીઓ લંડનમાં ચાલુ જ હતી, અને હીંદી સરકાર બ્રીટીશ હીંદના પચાસ પ્રતીનીધીઓ (!) ની પ્રકટ થયેલી નામાવલી નક્કી કરવા વ્હાઇટહોલ અને હીંદના પ્રાંતોની વચ્ચે સંદેશા વ્યવહાર ચલાવી રહેવામાં મશગુલ હતી. તેમજ હીંદના મવાળો

લંડનથી સર તેજબહાદુર સપ્રુ અને મી૦ રામસ્વામી અય્યર ઉપર આવેલા ગુપ્ત સંદેશાઓને પ્રવર્તારક માનીને પોતાની નાવડીઓને ઝુકાવવા તૈયાર થઇ જ રહ્યા હતા, એટલે મહાસભાના પ્રતીનીધીત્વ માટે આગ્રહ બનાવવા છતાં, તેમ જ 'મહાત્મા ગાંધીજી' ગોળમેજીમાં ન આવે તો ગોળમેજી પરીષદ વર વીનાની જાન જેવી થઇ પડશે. એવી મૌખીક વાતો કરવા છતાં, તેઓ અંદરખાનેથી, પોતાનાં જુનાં વચનો ઉપર પાણી ફેરવીને ગોળમેજીના જલસામાં જવાની તમામ ગુપ્ત તજવીજો કરી જ રહ્યા હતા. તેથી જ ભાંગી પડેલા સમાધાનીના સંદેશ એ સંબંધે એ પક્ષ તરફથી ઉચ્ચારવામાં આવેલા અભીપ્રાયો રાષ્ટ્રહીતની નજરે માત્ર ઘાતક જ છે.

અને પ્રસીદ્ધ થયેલી પચાસ ગ્રહસ્થોની નામાવલી જોતાં, તેમ જ 'ઇન્ડીયન ડેઇલી મેલ'ના રજા ઉપર ગયેલા તંત્રી મી૦ વીલસને શાહી–નોકરશાહી વચ્ચેના ગુપ્ત કરારની જે વાત પ્રસીદ્ધ કરી હતી તેને ધ્યાનમાં લેતા, એવા નીર્ણય ઉપર આવ્યા વીના રહી શકાતું નથી કે, લંડનની ગોળમેજી પરીષદમાં મોટામાં મોટી જવાબદારી અત્યારની સ્થીતીમાં તો એ મવાલ મુત્સદ્દીઓની ઉપર જ આવવાની છે.

મી૦ ઝીણાએ મી૦ રામ્સે મેકડોનાલ્ડને પત્ર લખીને અગાઉ જણાવી દીધું હતું કે: બ્રીટીશ પ્રજાનાં વચનોમાં હીંદી પ્રજાને જરા પણ વીશ્વાસ રહ્યો નથી, તેમ, હમણાં પણ વ્યક્તીગત મત ઉચ્ચારતાં તે મહાશયે જાહેર કરી દીધું છે કે: 'ના૦ શહાનશાહની સરકાર તેમ જ બ્રીટીશ પ્રતીનીધીઓ જો ખરેખરૂં કામ કરવાના વીચાર ઉપર આવ્યા નહીં હોય તો ગોળમેજી પરીષદ ફત્તેહમંદ નીવડવાની નથી જ."

તે જ રીતે સર ચીમનલાલ સેતલવાડે પણ લશ્કર, પરરાષ્ટ્રીય રાજકારણ અને દેશી ,હીંદને લગતા–પ્રશ્નોમાં સંધીકાળને યોગ્ય કેટલીક સાવધાનીઓ સીવાય હીંદને તાત્કાલીક સ્વરાજ આપવાની જ માગણી તે ગોળમેજીમાં કરનાર છે, અને તેમાં તે જરા પણ મોળા પડવાના નથી: એવી જાહેર પ્રજાને ખાત્રી આપી છે.

સર તેજબહાદુર સપ્રુએ પણ મદ્રાસમાં મળેલા લીબરલ ફેડરેશનમાં ગોળમેજીને લગતો ઠરાવ રજુ કરતાં સ્પષ્ટ ભાષામાં કહ્યું હતું કે: "લીબરલો હપ્તે હપ્તે મળે તેવું સાંસ્થાનીક સ્વરાજ માગતા નથી પરંતુ સંસ્થાનો સમા સંપુર્ણ દરજ્જાવાળું સાંસ્થાનીક સ્વરાજ માગે છે." તેમ જ નાયબ હીંદી વઝીર અર્લ રસેલે, હીંદને સસ્થાનો જેવું સ્વરાજ નજીકના ભવીષ્યમાં મળવાનું નથી એવું સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું ત્યારે પણ સર તેજબહાદુરે લીબરલોના નીર્ણયની યાદ આપી, સાંસ્થાનીક સ્વરાજની જ ચર્ચા ગોળમેજીમાં કરવાનો પોતાનો મક્કમ ઇરાદો જાહેર કર્યો હતો.

આ બધું જોતાં–જો મવાળ મુત્સદ્દીઓ પોતાના એટલા વચનને ય વળગી રહેવા ઇચ્છતા હશે તો–લંડનના ગોળમેજી જલસામાં હીંદના કોમીવાદીઓ અને બ્રીટનના મુડીવાદીઓ તેમ જ સામ્રાજ્યવાદીઓની સામે ગંભીર લડત લડવાની સ્થીતીમાં તેમને ઝુકાવું જ પડશે. તે સાથે લોર્ડ ઇરવીન અને બ્રીટનની કામદાર સરકારને, વીબ્ટીકારો ઉપરના તા૦ ૨૩ : ૮ : ૩૦ ના પત્રમાં લોર્ડ ઇરવીને હીંદને ગોળમેજીમાં અમુક મર્યાદાવાળું સાંસ્થાનીક સ્વરાજ્ય આપવાની જે જાહેરાત કરી છે તેને ચીવટપુર્વક વળગી રહીને પોતાના શુદ્ધ આશયની હીંદીઓને પુરેપુરી ખાત્રી આપવી પડશે. એવું તોલ

વાતાવરણમાં જેના ઘેરા ઘેરા પડઘા અત્યારે સંભળાઇ રહ્યા છે, તે કાળની ખંજરી, છેવટના પરીણામ ઉપરથી કાઢશે.

**હીંદના** રાજદ્વારી વાતાવરણને અત્યારે આમ આવરી રહેલાં તાત્કાળીક ઘેરાં વાદળોને દુર ખસેડી, ભવીષ્યના હીંદની દ્રષ્ટીએ જોઇએ તો, હીંદ રાજકારણમાં જ નહીં પણ આજની અને આવતી કાલની હીંદી પ્રજાના જીવનમાં, વ્યાપક અસર કરે તેવા રાજકારણી પરીવર્તનની અત્યારે કસોટીની ઘડી છે. તેવે વખતે આ દેશના વ્યાપારીઓ અને દેશના રાજકારણમાં પ્રબળ હીસ્સો આપી રહેલ મહાસભાના પ્રતીનીધીઓ વીહોણી ગોળમેજી પરીષદ કોઇ પણ રીતે સફળ થઇ શકે તેમ નથી. એટલે ગમે તેવા બુદ્ધીમાન હોવા છતાં કેવળ પોતાની જાત શીવાય જેમને કોઇનો ટેકો નથી એવા મવાળ મુત્સદીઓએ, મહાસભાના તેમ જ રાષ્ટ્રના વ્યાપારીઓના પ્રતીનીધીઓને પ્રતીષ્ઠાપુર્વક ગોળમેજી પરીષદમાં ભાગ લેવાનું બને તે માટે, મહાસભાનો વીરોધ કરવો છોડી, રાષ્ટ્રની સંગીન એકતા સાધવા માટે હજીયે પ્રયાસ કરવા તત્પર બનવાની વીશેષ જરૂર છે. મહાસભાના પ્રતીનીધીઓની માફક મવાળ મુત્સદીઓને પણ બ્રીટીશ મુત્સદીઓનાં પોલાં વચનોમાં જરાય વીશ્વાસ નથી, એટલે તેમણે સંદીગ્ધ વચનો ઉપર વીશ્વાસ મુકવાને બદલે સ્પષ્ટ ભાષામાં, જવાબદાર બ્રીટીશ મુત્સદીઓ પાસેથી વચન મેળવવા મથવું એ તેમના પોતાના શ્રેય માટે પણ જરૂરનું છે. તેમ થવાથી મહાસભાના નેતાઓ પંડીત મોતીલાલજીએ મી૦ સ્લોકોમ્બ સાથે કરેલા ખુલાસા પ્રમાણે જરૂર લંડનમાં સાંસ્થાનીક સ્વરાજના બંધારણની ચર્ચા માટે ભરનારી ગોળમેજીમાં ભાગ લેવા જઇ શકે.

આ સંબંધમાં અમારો પોતાનો મત તો એ છે કે, અક્ષરોની મારામારીમાં નહીં પડતાં મહાસભાના નેતાઓએ તત્ત્વની બાબતમાં કાળજી રાખી, હીંદનું હીત જેથી સચવાય એવી બાબતનું દીર્ઘદ્રષ્ટીથી નીરીક્ષણ કરીને, શક્ય તેટલી છુટછાટથી કામ લેવાની તત્પરતા બતાવવાની જરૂર છે. અલબત્ત સીદ્ધાંતની બાબતમાં નમતું ન મુકાય. પરંતુ જો બધા જ પક્ષનો તે બાબતમાં એકમત હોય તો તેની જાહેરાતની શબ્દ રચનામાં ફેરફાર પડે તેટલા માટે કોઇ પણ પક્ષે વાંધો લેવો ન જોઇએ. મતુ કે પક્ષની પ્રતિષ્ઠા કરતાં રાષ્ટ્રહીત એ મહત્ત્વની વસ્તુ છે, એ વાત આવા પ્રસંગે મહાસભાના નેતાઓએ પણ બરાબર લક્ષમાં લેવી ઘટે છે. કે જેથી ભવીષ્યમાં કોઇને એવું કહેવાનું કરણ ન મળે કે, રાષ્ટ્રહીતની અણીની ઘડીએ, પોતાની પ્રતીષ્ઠાને કારણે મહાન પ્રશ્નને વીસરે પાડવામાં આવ્યો હતો.

**અલબત્ત** રાષ્ટ્રીય મહાસભાની લાહોરની બેઠકમાં સંપુર્ણ સ્વતંત્રતાનો જે ઠરાવ થયો છે, તે ઠરાવને વળગી રહેવાની કાળજી તો મહાસભાના જે નેતાઓ જયકર—સપ્રુની જોડી સાથે સમાધાનની ચર્ચામાં રોકાયા તેમણે બતાવી જ નથી. સામ્રાજ્યમાંથી છુટા થવાની ખાત્રી અને રાષ્ટ્રીય કર્જની તટસ્થ પ્રજાના પ્રતીનીધીઓ મારફત તપાસની માગણી. એ સામાન્ય નજરે જોતાં સ્વતંત્રતાને લગભગ મળતી આવે તેવી શરતો હોવા છતાં સંપુર્ણ સ્વતંત્રતા અને સાંસ્થાનીક સ્વરાજની વચ્ચે તો મોટો ભેદ છે એ જરા યે વીસરવા જેવું નથી. એક રાષ્ટ્રના પ્રતીનીધીઓ તરીકે તુરંગમાં રહીને તેમણે સુલેહના સંદેશાની ચર્ચા કરવામાં જ ભુલ કરી હતી, જો પહેલેથી તેમણે એ સ્થીતીમાં ચર્ચા જ કરવાની

ના પાડી હોત, અને સરકારી કારોબારી કાઉન્સીલ તેમજ મહાસભાની કારોબારી સમીતીની વચ્ચે 'યુદ્ધવીરામ' નક્કી થયા પછી શાંત વાતાવરણમાં સંધીની શરતોની ચર્ચા શરૂ કરવાનો આગ્રહ રાખ્યો હોત, તેમજ લોર્ડ ઈરવીને કેવળ પ્રતીષ્ઠાના ભુતને વળગી રહીને પોતાના ધારાસભામાંના ભાષણમાં કાનો-માત્રા પણ નહીં ફેરવવાની હઠીલી વલણુ બનાવી તેમ કર્યું ન હોત તો સમાધાની માટે મહાસભાના નેતાઓને-કે જેઓ હંમેશાં સમાધાનશીલ જ રહેલા છે-ઠીક તક સાંપડી શકત.

આવી સ્થીતીમાં સરકારપક્ષ ગોળમેજી ભરી કાઢવાની ગમે તેવી વાતો કરે તો પણ તેથી આખરી સમાધાન થવાનું નથી, એટલું જ 'નહીં' પણ અત્યારે સામાન્ય જનતાની ભયંકર હદ સુધીની અવગણના કરી જે સ્થાપીત હીતોના સંરક્ષકોનું ભરણું એ પરીષદ માટે ભરી કાઢવામાં આવ્યું છે, તેમની દશા સાયમન સરકસના સાથી શંકરણ્ નાયર અને તેમના સાથીઓ જેવી જ થાય. અને સમાધાનીનો છેલ્લો પ્રયાસ રાષ્ટ્રનેતાઓ સાથે કરવામાં આવે તો તેમાં જરાયે નવાઇ નથી પરંતુ તે દરમીયાન જે ૧૬ ગૃહસ્થોને હીંદના પ્રતીનીધીઓ તરીકે પસંદ કરવામા આવ્યા છે, તેથી સરકારી મનોદશાનું માપ કાઢવાનું જનતાને ઠીક સાધન સાંપડયું છે, તે જ રીતે મહાસભાના નેતાઓના પ્રકટ થયેલ પત્ર વ્યવહાર ઉપરથી, તેઓ રાષ્ટ્રરથને કયા સુધી કેવી રીતે હાંકી શકે તેમ છે તે પણ પુરવાર થયું છે. એટલો લાભ આ બન્ને પ્રસંગોમાંથી મળ્યો છે. તે પણ આ દેશની શ્રમજીવી જનતા [જેનો એક પણ પ્રતીનીધી નીમવાની કાળજી સરકારે બતાવી નથી, છતા પોતાને જનતાના 'ટ્રસ્ટી' તરીકે ઓળખાવતા તે કહી થાકતી નથી] બરાબર જાણી શકશે.





**વફાદાર અલસ્ટરવાસીઓની લશ્કરી તૈયારી**

ર એડવર્ડ કાર્સને આયર્લેન્ડને હોમરૂલ આપવામાં આવે તેનો ખુલ્લો વીરોધ કર્યો હતો, અને જો પાર્લમેન્ટ તેવો કાયદો કરે તો બ્રીટન સામે ખુલ્લો બળવો કરવા માટે લશ્કર તૈયાર કરવા માંડયું હતું. અલસ્ટરની એવી એક લશ્કરી ટુકડી પરેડ કરે છે. ઉપર અલસ્ટરના યુનીયનીસ્ટોનો 'બેજ' છે.

# આયર્લેન્ડ સ્વતંત્ર સંસ્થાન કેમ બન્યું?

આઠસો વર્ષની આયરીશ પરાધીનતાનો કરુણ ઇતીહાસ : સીનફેનની લડત ઉપર એક દ્રષ્ટી : છેવટની સંધી વખતની મુશ્કેલીઓ : હીંદીઓએ લક્ષમાં લેવા જેવી વાતો.

: લેખક :

સીતારામ શર્મા

ઇ. સ. ૧૯૨૧ના ડીસેમ્બરની છઠ્ઠી તારીખે આયર્લેન્ડના અને બ્રીટનના પ્રતીનીધીઓ વચ્ચે આયર્લેન્ડને સ્વતંત્રતા આપવાના કરારનામા ઉપર છેલ્લા સહી સીક્કા થયા. એ વખતે બ્રીટનનું રાજતંત્ર લોઇડ જ્યોર્જના હાથમાં હતું. તેમણે મુખ્ય પ્રધાન તરીકે જ્યારે સમાધાનીની આ ખબર શ્રીમાન પંચમ જ્યોર્જને જણાવી ત્યારે જવાબમાં રાજાજીએ મી૦ લોઇડ જ્યોર્જને તારનો સંદેશો મોકલાવીને જણાવ્યું:

"તમે જે સુંદર ખબરો મને હમણાં મોકલાવી તે જાણીને મને હર્ષાનંદ થયો છે."

એ સંધીખતને બ્રીટીશ પત્રકારોએ જમાના જુનાં ઝેર વેરનો અંત આણનાર તરીકે

# ૧૯૨૧ ના ડીસેમ્બરમાં આયર્લૅન્ડને બ્રિટિશ મુત્સદ્દીઓએ છક્કડ આપી હતી : ૧૯૩૦ ના ડીસેમ્બરમાં હિંદની સાથે કેવી રમત રમાશે તે હવે જણાશે.

એ ળખાવ્યું હતું. અને એ વાત ખોટી ન હતી. જો કે તેથી આયર્લેન્ડવાસીઓને સંપુર્ણ સંતોષ થયો હતો એમ તો ન જ કહી શકય, તો પણ આઠસો વર્ષના સતત સંગ્રામથી કંટાળેલા બન્ને દેશના વતનીઓના કેટલાક ભાગને તેથી સંતોષ થયો હતો એ વાત ખરી.

આઠસેં વર્ષના આ સંગ્રામમા અનેક ઐતીહાસીક પ્રસંગો બની ગયા છે. પરંતુ બ્રીટીશ રાજાના પ્રતીનીધી તરીકે વાઇસરોયે તેરમી સદીમાં આઇરીશ પર્લામેન્ટ બોલાવી ત્યારથી તે ૧૯૨૧ ના ડીસેમ્બરની ૬ ઠી સુધી બ્રીટીશ અને આયરિશ પ્રજા વચ્ચે હાડવેર જામેલાં રહ્યાં હતા. બ્રીટીશ મુત્સદ્દીઓ આયર્લેન્ડને પોતાના પંજામાં કચડાયલો રાખવા માગતા હતા, આઇરીશ પ્રજા એ સામ્રાજ્યના સકંજામાંથી છુટવા મથતી હતી. આમ બે બીજા મનોદશા અને બીજા ઉદ્દેશલક્ષી પ્રજાઓ વચ્ચેની એ અથડામણને યુક્તીથી શાંત કરવા બ્રીટીશ મુત્સદ્દીઓએ અનેક પ્રયત્નો કર્યા, પરંતુ તેઓ છેવટ સુધી પોતાની એ બાજીમાં ન જ ફાવી શક્યા. સ્વાતંત્ર્યભુખી આયરીશ પ્રજાને ટુકડાઓનાં દાનથી તેઓ જરાયે સંતોષી ન શક્યા.

ઇ. સ. ૧૮૦૦ માં યુનીયન એક્ટ પસાર કર્યો. તેની પાછળ વાપરવામાં આવેલી યુક્તીઓ વીષે લખતાં પ્રોફેસર ડીસેએ એવી ટીકા કરી છે કેઃ "એ એવું કરારનામું હતું કે જો તેને કોઇપણ ન્યાય મંદીરના ચુકાદા માટે રજુ કરવામા આવે તો દગા અને લાંચ રૂશ્વતના રંગથી રંગાયલા એ નકામા કરારને તુરત જ તે રદ કરી નાખે" છતા બ્રીટીશ મુત્સદ્દીઓએ, હીંદમાં દ્વીમુખી સરકારી તંત્રને ઠોકી બેસાડયા જેવી છદ આયર્લેન્ડ માટે પણ પકડી રાખી, પરીણામે પોતાના ભુતકાળને પોતાના જ વારસો નીંદે એ દશા તેમને માટે ઉભી થઇ.

ખરી રીતે તો બ્રીટીશ ધુરા પોતાના ખભેથી ખંખેરી નાખવા માટે આયરીશો



જહોન રેડમંડ

જેણે બ્રીટનને પ્રાર્થનાપત્રોથી મનાવવાનો નીષ્ફળ પ્રયત્ન સેવ્યો.

એ 'યુનીયન ઍકટ'ના કાવાદાવા પછી જ તૈયાર થઇ ગયા. અનેક નામે અને અનેક સ્વરૂપે ત્યારથી જ આયર્લેન્ડની મુકતી માટે રાજદ્વારી સભા અને સંસ્થાઓની સ્થાપના થઇ જ્હોન રેડમંડે કાયદેસરની અને પ્રાર્થના-પત્રોની ચળવળથી આયર્લેન્ડને સ્વતંત્રતા મળશે એવા આશાવાદ સાથે ઉદારમતવાદી યોગણે ખુબ લડત કરી, છતાં બ્રીટીશ મુત્સદ્દીઓ માત્ર થોડાક ટુકડા આપવા તૈયાર થયા, એથી દેશની શ્રદ્ધા રેડમંડમાથી ઉડી ગઇ, તે વખતે સર એડવર્ડ કાર્સન અલ્સ્ટર તરફથી એવી લડત કરી રહ્યો હતો કે, આયર્લેન્ડને સ્વતંત્રતા આપવી નહીં, છતા જો પાર્લામેન્ટ તેવું કંઇક કરશે તો હું બ્રીટન સામે સશસ્ત્ર બળવો કરીશ તે માટે તેણે ખુલ્લી રીતે લશ્કર તૈયાર કર્યું, બ્રીટનનો દારૂગોળો આપ્યો અને અનેક જાહેર દેખાવો કર્યા, પરંતુ બ્રીટીશ મુત્સદ્દીઓએ તે બધા તરફ આંખમીંચામણા કર્યાં, પરીણામે બીજા પક્ષની આંખ ઉઘડી

અને છેવટે તેથી તો સીનફેનને નામે ઓળખાયતી ચળવળ શરૂ થઇ. તેણે બ્રીટીશ સામ્રાજ્યથી સંપુર્ણ છુટા થઇ જવાનો સીદ્ધાંત લક્ષમા રાખીને "આયર્લેંડનુ પ્રજાતંત્ર" સ્થાપ્યું એ સંસ્થાના પ્રમુખ એમન ડ વલેરા છે, ત્યારે આર્થર ગ્રીફીથ એના ઉપપ્રમુખ હતા. કહેવાતું કે પ્રમુખ સંસ્થાના હૃદય સમા હતા અને બીજા તેના મગજ સમા હતા. એ સંસ્થાએ આયર્લેન્ડમા આંતરતંત્રની યોજના સાથે દમનનીતીનો જવાબ મરડાટથી વાળવાની રીત ધારણ કરી. તે પછી આયર્લેન્ડ સાથે બ્રીટીશ મુત્સદ્દીઓએ સમાધાની કરી, પરંતુ તેમની મુત્સદ્દીગીરી ફાવી ડ વલેરાને એના જ સાથીઓથી જુદો પાડી પ્રજાની સંગીન એકતા તેમણે તોડાવી, અલ્સ્ટરને આયર્લેન્ડની સોનાની થાળીમા લોખંડી ખીલા જેવું જુદું ટોકી બેસાડ્યું, અને સંપુર્ણ સ્વતંત્રતા માગનારા પક્ષની અવગણના કરી બ્રીટીશ સામ્રાજ્યાંતર્ગત સ્વરાજ ભોગવવાની આયર્લેન્ડને કેટલીક મર્યાદાઓ સાથે સગવડ કરી આપી, ખુદ પ્રજાકીય પક્ષો અંદર અંદર લઢી વઢીને નબળા પડે તેવી યુકતી રચી! અત્યાર સુધી આ યુકતી કેટલેક અંશે ફાવી છે, છતા ડ વલેરાનો પક્ષ સંપુર્ણ સ્વતંત્રતા જાહેર કરવાને માટે યોગ્ય સમયની તક જુએ છે. દરમીયાન તેણે અંદર અંદર લઢી વઢીને નબળા પાડવાની સામ્રાજ્યવાદીઓની જાળમા નહીં ફસાવાની નીતી ધારણ કરી છે. તો પણ આરંભમા ડ વલેરાને પોતાના જ સાથીઓ સામે શસ્ત્રો ઉગામવા પડ્યા અને તેમના તરફના તેવા જ સશસ્ત્રી ઘા અને કાતીલ દમનનીતી સહન પણ કરવા પડ્યા. એ કડવી દશામાથી પણ આયર્લેન્ડને પસાર થવું પડ્યું. ડ વલેરા માને છે કે, એના સાથીઓ જો થોડોક વધુ વખત ટકી રહ્યા હોત, તો આઠસેં વર્ષોની એમની તપશ્ચર્યા ફળી હોત, અને આયર્લેન્ડ સંપુર્ણ સ્વતંત્રતા ભોગવતો હોત

[ ૨ ]

**અહીં** એક મુદ્દાની વાતનો ઉલ્લેખ કરવાની જરૂર છે. તે એ કે જ્યા સુધી બ્રીટીશ તંત્ર તેના વીધવીધ રાજદ્વારી પક્ષના હાથમાં હતું ત્યા સુધી, આ જુના ઝઘડાનો નીવેડો આવી શકતો ન હોતો, પરંતુ લોઇડ જ્યોર્જે યુદ્ધના કટોકટીના સમયની ગંભીરતા પારખીને સંકર પ્રધાન મંડળ સ્થાપ્યું—તેમા બધા પક્ષના પ્રતીનીધીઓ હોવાથી આયર્લેન્ડનો પ્રશ્નનો નીકાલ લાવી શકાયો, આવી માન્યતા બ્રીટીશ મુત્સદ્દીઓની છે. લોર્ડ બર્કનહેડે આયરીશ કરારનામા પર સહી

થઇ તે વખતે આજ મતલબનાં વચનો ઉચ્ચાર્યાં હતાં. તેની કહેવાની મતલબ એ હતી કે, આદર્શવાદની સીદ્ધી રાજકીય પક્ષોના કાર્યક્રમની મર્યાદાઓમાં પુરાઇ રહીને સાધી શકાય નહીં. અને મી૦ રામ્સે મેકડોનાલ્ડે હીંદુસ્થાનના પ્રશ્નની ચર્ચા માટે મળનારી ગોળમેજી પરીષદમાં, તેથી જ પોતાના બન્ને પ્રતીપક્ષોના પ્રતીનીધીઓનો સમાવેશ કર્યો છે એમ કહેવાય છે. ત્યારે સાથે સાથે એટલું એ ભાવીદર્શન કરવું અસ્થાને નહિં જ ગણાય કે, બ્રીટીશ મુત્સદ્દીઓ હીંદની દશા આયર્લેન્ડ જેવી કરે તો નવાઇ નહીં. તેમ કરવા માટે તેઓ આ પ્રમાણે યુક્તી રચે:

[૧] આયર્લેન્ડ તરફથી આર્થર ગ્રીફીથ અને માયકેલ કોલીન્સ ઇ વગેરાથી જુદા પડીને બીજા ત્રણ સાથીઓ સાથે બ્રીટીશ મુત્સદ્દીઓ સાથેની સમાધાનીના ખત પર સહી મુકવા તૈયાર થયા, તેમ હીંદના મવાળો ગ્રીફીથ અને કોલીન્સનું સ્થાન લે, અને મહાસભા જેવા પ્રજાના સબળ પક્ષને દગો દેવા નીકળે. તેમને કોમાવાદીઓ, જાગીરદારો અને જીહુજુરોનો ટેકો મળે.

[૨] અલસ્ટરની માફક, દેશી હીંદની સાતકોટી પ્રજાના નામે, રાજામહારાજાઓના પ્રતીનીધીઓ અલસ્ટરનો સ્વાંગ સજવા તૈયાર થાય.

[૩] અને પરીણામે આયર્લેન્ડના સ્વતંત્ર સંસ્થાનના આરંભે જેવી અંધાધુંધી જણાઇ હતી, તેવી સ્થીતી હીંદમાં ઉભી કરવામાં કદાચ એ જાતની વ્યવસ્થા ઉત્તેજન આપે!

આ કલ્પના કરવામાં બીજા કારણોની જે સાંકળ હીંદના વર્તમાન વાતાવરણની સાંકળની સાથે જોડનારી કડી જેવી બને છે. તે આ છેઃ હીંદુસ્થાનના વર્તમાન રાજકારણમાં જેમ રાજકારણી, કોમી અને ધાર્મીક મતમતાંતરના ઝગડાઓને આગળ ધરવામાં આવે છે, તેમ આયર્લેન્ડ સાથે બ્રીટીશ મુત્સદ્દીઓ સંધી કરવા એક ટેબલ પર બેઠા, ત્યાં સુધી આયર્લેન્ડમાં પણ એ ત્રણે જાતના ઝઘડા થતા હોવાની વાતો આગળ ધરવામાં આવતી હતી. પરંતુ જ્યારે સુલેહ થઇ ત્યારે લોઇડ જ્યોર્જની અનેક યશકલગીઓમાં એ સુલેહથી વધુ યશકલગી ઉમેરાઇ એવું માની તેની પ્રશંસા કરતા 'લોઇડ જ્યોર્જ' નામના માસીકમાં આલ્બર્ટ સી. વ્હાઇટે એ પ્રસંગનો ઉલ્લેખ કરતાં અંતમાં લખ્યું હતું: Reason is better than Force. Co-operation is better than conflict : [પશુબળ કરતાં દલીલબળ ચડે છે અને ઝઘડા કરતાં સહકાર ચડે છે]. પરંતુ બ્રીટીશ મુત્સદ્દીઓને એ જ્ઞાન ઘણુંજ મોડું થયું હતું. તે જ્ઞાનનો સ્વીકાર કરવા પહેલાં આયર્લેન્ડની સાથેના વર્તનમાં ભલભલા ઉદારમતવાદી બ્રીટીશ મુત્સદ્દીઓ ધમંડથી એમ જ કહેતા કે: Conflict is better than Co-operation and Force is better than Reason [સહકાર કરવા કરતાં ઝઘડો કરવો તે સારો અને દલીલબળ કરતાં પશુબળ સારૂં]. હીંદને માટે પણ એજ મુત્સદ્દીઓ લાઠી, લશ્કરી કાયદો, જેલ, ઓર્ડીનાન્સ અને દમનનીતીને વખોડી એવી જ વાતો કરશે. પણ તેને માટે હજી સમય આવ્યો હોય તેમ જણાતું નથી. ક્યારે આવશે તે સમય જાતે જ કહી શકે તેમ છે.

[ ૩ ]

**પ્રસંગોચીત** જરા આડા ગયા પછી ફરીથી મુળ વીષય તરફ વળતાં એ જણાવવું ઉચીત થઇ પડશે કે, આયર્લેન્ડની સાથે છેવટની સંધીનું વાતાવરણ ઉભું થયું તે પહેલાં આયરીશ પ્રજાને અનેક પ્રકારની દમનનીતીની

પરંપરાઓમાંથી પસાર થવું પડ્યું હતું. તેમ જ આયરીશ પ્રજાએ પણ સ્વતંત્રતાની સાધના માટે અનેક વખત નીષ્ફળ બળવા કર્યા હતા. પરંતુ 'સીનફેન'ના નામથી ઓળખાતી ચળવળ એ તમામ પ્રયત્નોમાં આખરે તરી આવે તેવી વ્યાપક, સુસંગઠીત અને સાવધાન લક્ષી નીશ્ચય બળવાળી હતી. અલબત્ત એ ચળવળના પ્રણેતાઓ હીંસામાં અને મુક્કાને જવાબ મુક્કાથી વાળવામાં માનતા હતા, પરંતુ પશ્ચીમની તમામ પ્રજાઓની મનોદશા જેના મનોદેનવાળાઓમાં પણ એજ મનોદશા હોય તે સ્વાભાવીક જ છે.

શ્રી ડેસમોન્ડ નામના લેખકે, આયર્લૅન્ડની આ ચળવળ વીષે '૧૯–૨૦ માં બ્રીટીશ માસીકોમાં પુષ્કળ લેખો લખ્યા હતા. તેણે એ ચળવળના પ્રમુખ ડ વલેરાની એ લડત શરૂ કરવામાં રહેલા મનોભાવનાનું વર્ણન કરતાં 'લંડન મેગેઝીન'માં લખ્યું હતું કે: "તેની ઇચ્છા પોતાના દેશબંધુઓને એક પ્રકારના ધર્મયુદ્ધ માટે પડકારી, યુરોપે કદી ન જોયો હોય તેવા બળવાની ભીષણ આગમાં આયર્લૅન્ડને હોમાવી, તેમાં આયરીશ યુવકોની મહાબલીના હોમથી પોતાની માતૃભુમીનું ભાવી નક્કી કરવા છેલ્લો પાસો ફેંકવો તે છે. આ ભીષણ નીશ્ચયની પાછળ અગાધ દીર્ઘદ્રષ્ટીપુર્વકની ઉંડી ગણતરી તેણે રાખી છે, તે એ કે એ કરૂણ ઘટનાથી સામાન્ય રીતે જગતમાં અને ખાસ કરીને અમેરીકામાં ભારે કોલાહલ કરાવી બ્રીટનને એટલું નામોશીમાં મુકી દેવું, કે જેથી આયર્લૅન્ડને પોતાના પંજામાંથી હમેશને માટે મુક્ત કરવાની તેને ફરજ પડે." અને તેણે એ લડતથી એવી સ્થીતી ઉભી પણ કરી હતી કે જેને માટે સંધી થવા પહેલાં ડેસમોન્ડને લખવું પડ્યું હતું કે: "અત્યારે આયર્લૅન્ડમાં કેટલાક એવા બનાવો બની રહ્યા છે, તેમ જ બનવાની તૈયારીમાં છે કે, જે એ બેટને બ્રીટીશ સામ્રાજ્ય સાથે છેવટના સંબંધને નીર્ણય કરી નાખનાર બનશે. એ નીર્ણય ઉપર ખુદ બ્રીટીશ સામ્રાજ્યનું ભાવી પણ અવલંબેલું છે."

આયર્લૅન્ડનો પ્રશ્ન બ્રીટીશ સામ્રાજ્યને અસર કરવા કરતાં બ્રીટનને ખાસ કરીને બે રીતે અસર કરનારો હતો: એક તો વ્યાપાર ઉદ્યોગમાં અને બીજું બ્રીટનના સંરક્ષણમાં આયર્લૅન્ડવાસીઓ અમેરીકા તરફ વીશેષ ઢળેલા હતા, અમેરીકાએ પણ આર્થીક મદદ અને ધીરધાર દ્વારા આયર્લૅન્ડમાં પગપેસારો કર્યો હતો, એટલે આયર્લૅન્ડ ગ્રેટબ્રીટન તેમ જ અમેરીકા વચ્ચે વેપારી હરીફાઇનું ક્ષેત્ર બને; પરંતુ તે કરતાં વધુ મહત્ત્વની વાત બ્રીટન માટે તો તેના કીનારાના સંરક્ષણનું હતું. મહાયાદવી પછી બ્રીટન સાગરની રાણી મટી ગયું હતું, અમેરીકાએ તેની સામે તે ક્ષેત્રમાં હરીફાઇ શરૂ કરી હતી, એટલે બ્રીટનથી અમેરીકા સામે થવાય તેમ નહોતું, પરંતુ આયર્લૅન્ડ જો ગ્રેટબ્રીટનથી સ્વતંત્ર થઇ જાય અને ભાવી વીગ્રહમાં બ્રીટનની સામેના પક્ષમાં તે ભળે તો બ્રીટનનું અસ્તીત્વ જોખમમાં મુકાય. તેથી ડેસમોન્ડ પોતાના પ્રત્યેક લેખમાં હમેશાં ભયનું રણશીંગ ફુંકતો હતો કે, "આયર્લૅન્ડના પ્રશ્નમાં બ્રીટીશ સામ્રાજ્યના ભાવીનો તેમ જ આંતરરાષ્ટ્રીય ગુંચવણોનો મહાપ્રશ્ન ગુંથાયલો છે."

આ ભય અને ગુંચવણ ડ વલેરાએ ઉપાડેલી લડતને જ આભારી હતાં. સીનફેનનો અર્થ "આપણું આપણા માટે" એવો લગભગ થાય છે, અને મી. ડેસમોન્ડના કહેવા પ્રમાણે એ લડતના કાર્યક્રમમાં ખુનામરકીને સ્થાન પણ નહોતું [અલબત્ત તેઓ જુલ્મનો જવાબ જુલ્મથી વાળતા હતા ખરા], પરંતુ

બ્રીટીશ સલ્તનતના ક્રોશઆરી તંત્રથી નીરાળું એવું સર્વાંશે સંપુર્ણ તંત્ર રચીને આયર્લેન્ડ-વાસીઓને સ્વાશ્રયી બનાવ્યા હતા એ જ સામ્રાજ્યવાદીઓ માટે ભયનો વીષય હતો. સીનફેનરોએ પોતાનું લશ્કર, છુપી પોલીસ, સાદી પોલીસ, અદાલતો વગેરેની સુંદર રચના કરી હતી, એટલું જ નહીં પણ 'આયરીશ પ્રજાસત્તાક તંત્ર'ના એલચીઓને દેશપરદેશમાં ગોઠવવામાં આવ્યા હતા. છેક ૧૮૬૫ થી 'પ્રજાસત્તાક' માટે અમેરીકામાંથી છ ટકાના બ્યાજે 'લોન' પણ કાઢી હતી. આયર્લેન્ડ અને બ્રીટનની વચ્ચે તહનામું થયું ત્યારે તો આયર્લેન્ડના ચાર પંચમાઉંસ ભાગ જેટલા સીનફેનરો બ્રીટીશ સામ્રાજ્યથી છુટા થઇ જવાના મક્કમ વીચારના હતા. એક વખતે તેઓ સામ્રાજ્યાંતર્ગત સ્વરાજથી સંતોષ પામવાના મતના હતા; પરંતુ બ્રીટીશ સામ્રાજ્યવાદીઓની સ્વાર્થી હઠીલાઇ અને દમનનીતી ઉપર વીશ્વાસ મુકવાની તેમની સંકુચીત નીતીને લીધે, તેમણે આયરીશોને સેક્ષન પ્રજાના કટ્ટા વૈરી બનાવ્યા હતા. અને પ્રજાતંત્ર માટેના દઢ નીર્ણય વખતે એ પ્રજાના નેતાઓએ એ ભાવીતંત્ર કેવું રચવું તેના બારીક રચના બેસવાની માથાકુટ કરી નહોતી. સમય આવે જોઇ લઇશું એ ત્યારે એમની નીતી હતી. ત્યારની એમની નીતી આયર્લેન્ડમાંની બ્રીટીશ સંસ્થાઓમાં ધીરે પણ સંપુર્ણ રીતે બ્રીટીશોને સ્થાને આયરીશોને ગોઠવવા એ હતી. તે માટે જરૂર પુરતું શરીરબળ વાપરવા તેઓ તૈયાર હતા, છતાં એકંદરે તેઓ પશુબળને ધીક્કારતા, અને જો બ્રીટીશ ફોજ સાથે અથડામણમાં આવવું પડે તો પણ, છુટા




છ ટકાના વ્યાજનો સીનફેન બોન્ડ: ૧૮૬૫

આયરીશ પ્રજાતંત્ર સ્થપાય તે પછી ૭ મહીને પ્રજાતંત્રની તીજોરીમાંથી આપવાની શરતે કાઢેલાં ૨૦ ડોલરનાં આ બોન્ડ ઉપર જ્હોન ઓ'મહોની(?) પ્રેસીડન્ટની સહી છે.

છવાયા હુમલાની નીતીએ જ તેઓ બ્રીટીશ ફોઝ સાથે રમત રમવાનો ઠરાવ કરી બેઠા હતા. જો કે તેમની પાસે લાખ્ખો માણસોનું પ્રજાકીય લશ્કર અને જોઇતો દારૂગોળો હતો, તેમ જ જર્મની સામેના જંગમાં બ્રીટીશ તરફથી તેમના હજારો લડવૈયા લઢી આવીને લડતની છેલ્લામાં છેલ્લી ઢબની કળા શીખી આવ્યા પણ હતા, પરંતુ તેઓ રાષ્ટ્રીય બહીષ્કારના બળથી બ્રીટનને મહાત કરવા માગતા હતા. અલબત્ત જેઓ દેશની વીરૂદ્ધ બ્રીટન માટે જાસુસી કરે, તેને આંતરરાષ્ટ્રીય કાયદાને ધોરણે 'પોતાનાં જીવન ઉપરનો હક્ક ગુમાવનાર' ગણી તેવાઓને મારી નાખવાની નીતી તેમણે રાખી હતી, તેવું મી૦ ડેસમોન્ડ કહે છે.

સીનફેનની તમામ વ્યવસ્થા એટલી પરીપુર્ણ હતી કે જેનાં પ્રતીપક્ષીઓ પણ વખાણ કરતા. એમની અદાલતોનો આશરો બ્રીટનવાસીઓ તેમ જ અલસ્ટરવાસીઓ પણ લેતા. વકીલોને એ અદાલતોમાં વકીલાત કરવા જવું પડતું, કેમકે બ્રીટીશ અદાલતો ત્યારે ખાલી રહેતી, આખા ટાપુમાં તેમણે પોલીસ ખાતામાં પ્રજાકીય લશ્કરનાં માણસો ગોઠવી દીધાં હતાં, દક્ષીણ અને પશ્ચીમ દીશા તરફનાં દુરનાં મકાનોને તેમણે સીનફેન કેદખાનાં બનાવ્યાં હતાં, સીનફેન અદાલતોએ દેશનીકાલ કરેલા માણસો લંડનમાં રહેતા, છતાં તેમનાથી એ બ્રીટીશ સરકારની મદદ માગી ન શકાય તેવી સીનફેનની ગોઠવણ હતી.

આયર્લૅન્ડમાં તેમજ આયર્લૅન્ડની બહાર બ્રીટીશ સરકારની ટપાલ ઓફીસોમાં સંખ્યાબંધ સીનફેનરો હતા છતાં બ્રીટીશ સરકારને સુદ્ધાં તેની ગંધ આવવા પામી નહોતી, તેમ જ સનદી ખાતામાં સુદ્ધાં એમના જ માણસોનું ભરણું હતું, અને પ્રજાતંત્રની જરૂરત પછી તેઓ પોતપોતાનું કામ પ્રજાતંત્ર માટે કરવા તૈયાર હતા. છતાં સીનફેનને પોતાનું છુપું ટપાલ ખાતું હતું, તે ખાતું સફાઇબંધ રીતે અમેરીકા તેમજ બીજે તેમના પત્રો પહોંચાડવાનું કામ કરતું.

પોલીસખાતું પણ સીનફેનથી એટલું ડરતું કે એક વખત તો આખા આયર્લૅન્ડમાંથી સંખ્યાબંધ માણસોએ પોલીસ ખાતામાંથી રાજીનામાં આપ્યાં હતાં, તેથી બ્રીટીશ સરકાર એટલી મુંઝાઇ ગઇ હતી કે તેમના પગારોમાં બેવડો વધારો કરી આપ્યો હતો. તેમ છતાં ૧૯૧૬ ના બળવા વખતે એ મામલામાં પોતે કેવી રીતે વર્તવું તે પુછાવનારી અરજીઓ સીનફેન ઉપર સરકારી પોલીસોએ મોકલાવ્યાનાં અનેક દૃષ્ટાંતો જણાયાં હતાં.

અમેરીકા પાસેથી તેમણે ૩૦ લાખ પાઉન્ડની લોન લીધી હતી, ઉપરાંત ગામડાંઓમાં સભાઓ ભરીને ખુદ આયર્લૅન્ડમાંથી પણ પ્રજાતંત્ર સ્થપાય ત્યારે આપવાની શરતે લોનો ઉઘરાવવામાં આવી હતી.

એમનું છુપી પોલીસનું ખાતું જબ્બર હતું. એકેએક બ્રીટીશ અમલદારના માનસનો એ ખાતાના માણસોએ અભ્યાસ કર્યો હતો, વેશ પલટામાં તેમજ બનાવટી સહીઓમાં એ ખાતાના માણસો નિષ્ણાત હતા. તેથી સીનફેનરોના દરોડા ફતેહમંદ થતા. આવા વેશપલટાથી અને અંગ્રેજ અમલદારો જેવી જ ખાસીયત બતાવીને એક વખત સીનફેનરોએ આયર્લૅન્ડમાંના બ્રીટીશ લશ્કરને સરસામાન પુરો પાડનારા મથકેથી કેટલોય અમુલ્ય સામાન મેળવ્યો હતો. અને લૉર્ડ ફ્રેન્ચના જેવીજ મોટર અને તેમની મોટર હાંકનાર જેવો જ માણસ ગોઠવી એક વખતે તેમને ફસાવવાનીય યુક્તિ તેઓ કરી શક્યા હતા. એક વખતે તેમણે લશ્કરી

ગાડીઓ સળગાવી મુકી ત્યારે આગ બુઝાવવા બોલાવેલા આયરીશ બંબાવાળાઓએ કામ કરવાની ના પાડી, અને અદભવાળી શાંતીથી ચેલી બળતી ગાડીઓને જોઇ રહ્યા હતા એટલી લાગવગ તેમણે છુપી રીતે બધાં ખાતાંમાં જમાવી હતી. આવી જ છુપી રીતે તેઓ બ્રીટીશ લશ્કરી ખાતાની તાલીમો, બોમ્બ ફેંકવાની હરીફાઇ વગેરેની તપાસ રાખીને એ કળા શીખ્યા હતા.

૧૪ થી ૧૮ વર્ષના આયરીશ છોકરાઓ પણ ફરોકર્ની ઘડીએ પ્રજાકીય લશ્કરમાં જોડાય તે માટે તેમણે પુરેપુરી તૈયારી રાખી હતી, ઉપરાંત લશ્કરને માટે જોઇતાં બીજાં ઉપયોગી ખાતાંની અને રાસાયણીક શોધ ખોળોની પણ તૈયારી કરી રાખી હતી. એ લશ્કરમાં જુદી જુદી ૨૦૦ ટુકડીઓમાં વહેંચાઇ ગયેલી, આયરીશ સ્ત્રીઓની છેલ્લામાં છેલ્લી ઢબની એમ્બ્યુલન્સ ફોજની પણ ગોઠવણ કરી હતી. એ ખાતામાં તેમ જ ફોજી રસોડાંમાં કામ કરનારી સ્ત્રીઓ યુરોપી યાદવી વખતે બ્રીટન તરફથી રણક્ષેત્રોમાં જઇ પોતાના કામનો અનુભવ મેળવી આવી હતી.

લશ્કર માટે જોઇતો દારૂગોળો તેઓ દર-રોજ બહારથી આયર્લેન્ડમાં લાવતા, ખાણોમાં બોમ્બ વગેરે બનાવીને રાખતા, બ્રીટીશ વીમાનો અને મનવારો પણ ચોરી જવાની તેમની તૈયારી હતી, એટલું જ નહીં પણ બ્રીટીશ લશ્કરી ખાતાના ભેદ ભરમો જાણી, તેનાં કેટલાંક પ્રચંડ લશ્કરી બાંધકામોને ખુદ બ્રીટનમાં જ ઉડાવી દેવાની તદબીરો પણ તેમણે રચી હતી.

આથી પોતાના દેશથી ૫૦ માઇલને છેટે આવેલા એ ૩૨,૦૦૦ ચોરસ માઇલના ટાપુના સંરક્ષણ માટે બ્રીટનને દર વર્ષે એક કરોડ પાઉન્ડનું ખર્ચ કરવું પડતું.

આ હીલચાલને દબાવવા માટે બ્રીટીશ મુત્સદીઓએ અનેક પ્રકારની દમનનીતી ચલાવી હતી, ઉપરાંત ત્યાં લગભગ એક લાખ જેટલી બ્રીટીશ ફોજ અને ભારે યુદ્ધ સામગ્રી તૈયાર રાખી મુકયાં હતાં, પરંતુ તેથી તો આયરીશ પ્રજાની સ્વતંત્રતા પ્રાપ્તીની ચળવળ વધુ વ્યાપક બનતી ગઇ અને ઉંડી ઉતરતી ગઇ. એટલે આયર્લેન્ડમાં ભયંકર બળવાની ઉશ્કેરણી કરી, અંદર અંદરની ખાનાખરાબી થવા સાથે સીન ફેનનું જડમુળ કાઢી નાખવાની પણ તદબીરો રચવામાં આવી, સીનફેનરોને સામ્રાજ્યવાદી પત્રો મારફત ખુબ વગોવવામાં આવ્યા, છતાં તેથી આયરીશો નરમ પડયા નહીં. ત્યાર પછી સમાધાનના સુરો શરૂ થયા સુલેહના સંદેશવાહકોને સીનફેનના આગેવાનો સાથે સમાધાનના માર્ગ શોધવા મોકલવામાં આવ્યા, અને જેમને ખુની કહીને ધીક્કારતા હતા, તેમને જ સુલેહની વાટાઘાટ માટે બ્રીટીશ મુત્સદીઓએ સન્માન પુર્વક લંડનમાં નોંતર્યા.

[ ૪ ]

**પરંતુ** આવા પ્રસંગે આડા પડવાની સામ્રાજ્યવાદી પરંપરા ન જળવાય તો પછી સામ્રાજ્યવાદીઓની જાતની લાજે જ ને? એટલે આ સમાધાતીની સામે અનેક સામ્રાજ્યવાદી ઓએ બ્રીટીશ પત્રોમાં ચમકાવનારા લેખો લખી, આજે રોથરમીઅર, બેવરબ્રુકર, એડ. વાયર, સીડનહામ જે કરી રહ્યા છે, તેવો ભાગ ભજવ્યો હતો. અત્યારે જેમ રામ્સે મેકડોનાલ્ડ હીંદના સંબંધમાં ધમકી વચનો ઉચ્ચારે છે, તેમ તે સમયના મુખ્ય પ્રધાન લોઇડ જ્યોર્જે સુદ્ધાં એવાં ધમકી વચનો ઉચ્ચારતાં કહ્યું હતું કે: "ટાપુઓના આ નાનકડા જુથમાં જો સ્વતંત્ર આયરીશ પ્રજાતંત્ર

સ્થાપવાનો પ્રશ્ન હોય તો, તે એવી વાત છે કે, લડી લડીને આપણે જ્યાં સુધી જમીન-દોસ્ત થઇએ તે રીતે પરાજય પામીએ નહીં, ત્યાં સુધી તો તેનો સ્વીકાર કરીશું નહી." જેમ્સ શેરલીકર નામના એક સામ્રાજ્ય-વાદીએ તો એવું ભયંકર ભાવીચીત્ર દોર્યું હતું કે: આયર્લેન્ડ પ્રજાસત્તાક બને તો, બ્રીટનથી તુરત છુટો પડી જશે, આપણી [બ્રીટનની] સામે સબમરીનોનો કાફલો ખડો કરી બ્રીટનની સામે ઘાતકીપણે પોતાના દરીયા કીનારાનો ઉપયોગ કરશે, આયર્લેન્ડમાં અંદર અંદર લોહીની નીંકો રેડાશે, એ લોકો આપણા દુશ્મન બની, ભાવી વીગ્રહમાં બ્રીટનના દુશ્મનનો મીત્ર બનશે, તે માટે બ્રીટનનો નૌકા કાફલો વધારવા માટે ભારે ખર્ચ કરવું પડશે, વીમાનો અને હવાઇ સૈના વધારવી પડશે, બ્રીટનની પશ્ચીમ મર્યાદાની સરહદ ઉપરની ઉચ્ચ ભુમીમાં ઘણે દુર સુધી ગોળા ફેંકી શકે તેવી મોંઘી અને ખર્ચાળ તોપો ગોઠવવી પડશે અને નવાં યુદ્ધ શોધવા આપણે દોડા-દોડ કરવી પડશે, એટલુંજ નહીં પણ કેથોલીક પ્રોટેસ્ટંટો વચ્ચેના ધર્મયુદ્ધને મોટા પાયા ઉપર નવી સરહદ ઉભી થાય તેવા સંજોગ પણ તેથી ખડા થશે. અલસ્ટરવાસીઓને તો પછી કાં તો ઇંગ્લંડ નાશી આવવું પડે કે આયરીશ પ્રજાતંત્રને તેઓ ધીક્કારે છે, તેના વાવટાને તેમણે નમ્ર બનીને નમવું પડશે. ઉપરાંત બ્રીટીશ માલની સામે ત્યાં જકાતી દીવાલો ખડી થાય તો તેની સામે આપણે જંગ માંડવો પડે, અંગ્રેજોને તે ભુમીમાં પગ મુકવા માટે રજા ચીઠ્ઠીઓ માગવી પડે, ત્યાંના એક લાખમાંથી ૯૯,૯૯૯ તો જર્મની સાથે દોસ્તી બાંધવા તૈયાર થાય અને છેલ્લી સાદીમાં મળેલા યુદ્ધના અનુભવોનો આપણી સામે ઉપયોગ કરે. છતાં બ્રીટનમાં કેટલાય એવા ભોળા માણસો માની બેઠા છે કે, જો આયર્લેન્ડમાં પ્રજાતંત્ર સ્થપાય તો તે ગ્રેટબ્રીટનના સામ્રાજ્ય સંઘમાં જામે અને સેક્સનો સામેની એમની ધીક્કારની લાગણી પ્રેમમાં પલટાઇ જાય. પણ હું કહું છું કે એમ માનનારા આયર્લેન્ડ જ સમજી શક્યા નથી ત્યાં પ્રજાતંત્ર સ્થાપાય છતાં સીનફેનની અત્યારની બધી ગોઠવણીઓને લીધે તે માટે હર્ષની લાગણીની છોળો ઉછળવા જ માંડે નહીં.

અને હાલની રેથરમીઅરના જેવી આ ચળવળો છેવટે ફાવી પણ ખરી. સંપુર્ણ સ્વતંત્રતાના હીમાયતી ડ વલેરાને એના સાથી આર્થર ગ્રીફીથ અને માયકેલ કોલીન્સથી જુદા પાડવામાં, અને સશસ્ત્ર બળવાની ધમકી આપનારા સર એડવર્ડ કાર્સનની આગળ નમી પડી આયર્લેન્ડને છીન્નવીચ્છીન્ન કરનાર અલસ્ટરને, જુદું પાડીને



સર એડવર્ડ કાર્સન

આયરીશ હોમરૂલનો દુશ્મન: અલસ્ટર યુનીયનીસ્ટ પક્ષનો આગેવાન.

(૧) આયર્લેન્ડ કેનેડા, ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલેન્ડ અને દક્ષીણ આફ્રીકાની ઢબનું, સામ્રાજ્યાંતર્ગત સાંસ્થાનીક સ્વરાજ ભોગવશે. તે પોતાની પાર્લામેન્ટ ધરાવશે અને સ્વતંત્ર આયરીશ સંસ્થાન તરીકે ઓળખાશે.

(૨) તેનું બંધારણ કેનેડાના ધોરણેસર થશે.

(૩) ત્યાં કેનેડાની ઢબે તાજના પ્રતીનીધી તરીકે ગવર્નર જનરલને નીમવામાં આવશે.

(૪) રાજા અને તેના વંશજો તરફની રાજનીષ્ઠાની પ્રતીજ્ઞા આયરીશ પાર્લામેન્ટનો પ્રત્યેક સભ્ય લેશે, સાથે સાથે બ્રીટીશ સામ્રાજ્યની સાથેના સંબંધનો ય તેમાં ઉલ્લેખ કરશે.

(૫) જુનાં દેવાંનો આયર્લેન્ડ સ્વીકાર કરશે.

(૬) પોતાના દરીયાકાંઠાનું સંરક્ષણ ફ્રીસ્ટેટ કરશે, પણ ગ્રેટબ્રીટન અને આયર્લેન્ડના સાગરનું સંરક્ષણ શાહી કાફલો કરશે, પણ માછલી પકડવાના ઉદ્યોગની જકાતના સંરક્ષણ માટે જોઈતી સ્ટીમરો ફ્રીસ્ટેટ બાંધી શકશે. પાંચ વર્ષ પછી આ બાબતની ચર્ચા માટે બન્ને દેશના પ્રતીનીધીઓ મળશે તેમાં આયરીશ કીનારાના સંરક્ષણનું કામ આયર્લેન્ડ ઉપાડે તે દ્રષ્ટીએ ચર્ચા થશે.

(૭) શાંતી અને યુદ્ધના સમયે ઉપયોગી બંદરોનો ઉપયોગ શાહી સરકારને કરવા દેવાશે. (આ સંબંધે વધુ ખુલાસો પરીશીષ્ટમાં છે)

(૮) આયર્લેન્ડ લશ્કર ઉભું કરે તો વસતીના પ્રમાણ સાથે તે લશ્કર ગ્રેટબ્રીટનના લશ્કરથી વધુ નહીં રખાય.

(૯) ગ્રેટબ્રીટન અને આયર્લેન્ડનાં બંદરે બંદરી જકાતના ધોરણે પરસ્પર માટે ખુલ્લાં રહેશે.

(૧૦) ઓકઝીલીઅરી પોલીસફોજ અને રોયલ આઇરીશ કોન્સ્ટેબ્યુલરીના છેલ્લા બે વર્ષનાં પેન્શન પગાર સીવાયના જે જાહેર સરકારી નોકરો રાજ પલટાથી નોકરી છોડે તેમને યોગ્ય બદલો ફ્રીસ્ટેટ આપશે.

(૧૧) અલસ્ટરને લગતી ચુંટણી માટે.

(૧૨) અલસ્ટરની સરહદને માટે.

(૧૩) દક્ષીણ આયર્લેન્ડની ધારાસભા માટે.

(૧૪) અલસ્ટર ફ્રીસ્ટેટ સાથે રહેવાનું સ્વીકારે તો શું કરવું તે વીષે.

(૧૫) અલસ્ટરને માટે સંરક્ષણની યોજના.

(૧૬) ધામીક છુટાપણું.

(૧૭) દક્ષીણ આયર્લેન્ડની સ્વતંત્ર પાર્લામેન્ટ બેસે તેની વચગાળેના સમયમાં કરવાની વ્યવસ્થા વીષે.

(૧૮) બન્ને દેશની પાર્લામેન્ટો આ શરતોનો આખરી સ્વીકાર કરે તો તે મંજુર રહેશે.

## સહીઓ.

| બ્રીટીશ તરફથી : | આયરીશ તરફથી : |
| --- | --- |
| ડી લોઇડ જ્યોર્જ | માયકેલ ઓ. કોલીન |
| ઓસ્ટીન ચેમ્બરલેઇન | આર્ટ ઓ. ગ્રીઓબ્થા |
| બર્કનહેડ | રીઓબાર્ડ બાર્ટુન |
| વીન્સ્ટન એસ. ચર્ચીલ | |
| એલ. વર્થીંગ્ટન ઇવાન્સ | ઇ. એસ. ઓ. ડગન |
| હેમર ગ્રીનવુડ | સીઓરસા ગાબાઇન |
| ગોર્ડન હેવાર્ટ | યુઇ ધુબ્ગયાઇગ |

ડીસેમ્બર: ૬ : ૧૯૨૧

## પરીશીષ્ઠ

૧

આયર્લેન્ડનાં મુખ્ય પાંચ બંદરોમાં બ્રીટીશ કાફલાની તેમજ હવાઇ કાફલાની સગવડને લગતો વીગતવાર ખુલાસો.

૨

બ્રીટીશ સરકારની પરવાનગી વીના વાયરલેસ અને સબમરીન કેબલની સ્વતંત્ર ગોઠવણી નહીં કરવા વીષે.

બ્રીટીશ સરકાર સાથેના કરાર સીવાય જુની દીવાદાંડીઓ વગેરે ન ફેરવવા માટે.

લડાયક સીગ્નલ સ્ટેશનો બંધ કરી, વ્યાપારી કામ માટે આયર્લેન્ડને સોંપી દેવા (બ્રીટીશ કાફલાની તેની તપાસ તેમજ વાપરની કેટલીક છુટો સાથે) ને લગતી.

૩

હવાઇ વ્યવહારને લગતી.

[ ૫ ]

આ રીતે આઠસો વર્ષના ઝઘડાનો અંત આવ્યો એમ મનાવવામાં આવ્યું હતું. પરંતુ બ્રીટીશ મુત્સદ્દીઓએ ખરી રીતે તો અલસ્ટરની લોખંડી ખીલી આયર્લેન્ડની સોનાની થાળીમાં મારી, અને સીનફેનરોની એકતાને તોડી નાંખી. આ મુત્સદ્દીગીરીમાં ફસાયલા આયરીશ પ્રતીનીધીઓ જેમ બને તેમ લાંબા ઝઘડાનો અંત આણવા માગતા હતા, તેથી મી૦ કોલીન્સે કરારનામું થયા પછી જણાવ્યું હતું કે: "એક વ્યવહાર માણસ તરીકે ભવીષ્યને એવા આશાવાદ સાથે જોઇ રહ્યો છું કે, આયરીશ પ્રજાની મહત્વાકાંક્ષા અને સામર્થ્ય તેને રાષ્ટ્રોમાં રાષ્ટ્ર તરીકે સરજશે. હું એવા આયર્લેન્ડનો વીચાર કરું છું કે, જે વ્યક્તી માત્રની સ્વતંત્રતાનું મહીયર બને અને જ્યાં સ્ત્રીઓ તેમ જ પુરુષો સાચાં સ્વતંત્ર બની શકે."

અને મી૦ કોલીન્સનો એ આશાવાદ નવ વર્ષ પછી પણ પુરેપુરો ફળીભુત થયો નથી.

હીંદની વર્તમાન પરીસ્થીતીની સાથે આયર્લેન્ડનો ઇતીહાસ અનેક રીતે મળતો આવે છે. પરંતુ આઠસેં વર્ષથી કચડાતું, ઝગડતું, થાકેલું નાનકડું આયર્લેન્ડ અને હજી થોડા જ સમયથી સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઉતરેલા તાઝગીભર્યા વીશાળ ભારત એ બન્નેની વચ્ચે મહદ્ અંતર છે—ખબર નથી હીંદને માટે બ્રીટીશ મુત્સદ્દીઓ બ્રીટીશ હીત જાળવવા ભાગલા પાડીને રાજ કરવાની મુત્સદ્દીગીરીનો જુનો ઇતીહાસ નવેસરથી લખે છે કે કેમ અને ગોળમેજીમાં ગયેલા—જનારા હીંદીઓ એ જાળમાં ફસાય છે કેમ એનો જવાબ થોડા જ સમયમાં મળી રહેશે.

# યુદ્ધકલાનો વિકાસક્રમ

: લેખક :

સમાજશાસ્ત્રી

પૃથ્વીમની યુદ્ધકલાના વીકાસમાં, માનવસમુહોની સંસ્કારીતાએ કેવી અસર કરી છે, તેની મનનીય મીમાંસા પ્રસ્તુત લેખમાં કરવામાં આવી છે. હીંદનો સ્વતંત્ર વીકાસ અટક્યો તે પહેલાં આ દેશની યુદ્ધકલા અને રણસામગ્રીનો વીકાસ લગભગ પૃથ્વીમની હારોહાર જ થતો રહ્યો હતો, એ ધ્યાનમાં રખવા જેવું છે.

વિગ્રહ એ અંગ છેદન અને કત્લેઆમની કલા છે એવા દ્રષ્ટીબીંદુથી વીગ્રહની સમાલોચના કરતાં પહેલી જ દ્રષ્ટીએ સંસ્કૃતીની વીગ્રહ પરની અસર દેખાઇ આવે છે. સંસ્કૃતીને લઇને ક્રમશઃ નાશનાં સાધનોનો વીકાસ થતો ગયો છે.

સંસ્કૃતીના આદીકાળના વન્ય માનવને પોતાના દુશ્મનની લગોલગ જઇ પહોંચી મુઠીભર પત્થરના ઓજારોથી હાથોહાથ લડાઇ કરવી પડતી હતી. માનવ પત્થરના ઓજારોને લાકડી સાથે બાંધતાં શીખ્યો એ સુધારાનું પહેલું પગથીઉં હતું. હાથોહાથ લડવાને બદલે એકાદ વાર દુરથી લડી શકવાનું સાધન માનવને તેથી પ્રાપ્ત થયું. ધીમે ધીમે તે પત્થરના ઓજારોને ઘસીને તીક્ષ્ણ બનાવતો થયો અ[illegible] ધારવાળાં પત્થરનાં પાનાંને તેણે વધારે સારો લાકડીએ બાંધવાનું શરૂ કર્યું. આથી નાશનાં સાધનોની કક્ષા વીસ્તૃત થઇ. ત્યારબાદ ક્રમશઃ ભાલાં, બાણ, જામગરીવાળી બંદુક, અને યાંત્રીક બંદુકો ને તોપનો જમાનો આવ્યો, અને મનુષ્યવધ-તત્પર માનવ માટે સાફલ્યના સચોટ સાધનોનું ક્ષેત્ર અજબ વીસ્તૃત થયું.

માનવોની પ્રાથમીક જંગલી દશામાં મનુષ્યવધ ફક્ત હસ્તથી જ થતો. વૈજ્ઞાનીક શોધોને લઇને યુરોપના છેલ્લા મહાયુદ્ધમાં ૬૦ માઇલ દુરથી તોપનો મારો ચલાવવાને માનવ શક્તીમાન થયો હતો. વીગ્રહ પુરો થયો ત્યાર પછી પણ એ દીશામાં વીજ્ઞાને ખુબ પ્રગતી કરી છે. એક લેખકે તો અર્ધગાંભીર્ય અને અર્ધ રમુજમાં કહ્યું છે કે, "વીજ્ઞાને એટલી પ્રગતી કરી છે કે થોડા વખતમાં દુશ્મન તરફ તોપો ગોઠવવાને બદલે તેની વીરુદ્ધ દીશામાં નેમ ટંકાશે અને ગોળાઓનો મારો શરૂ થતાં ગોળાઓ પૃથ્વીની પ્રદક્ષીણા ફરીને દુશ્મનોના વાંસા સાથે અથડાઇ તેઓનો નાશ કરશે!"

વીગ્રહનાં સાધનોના વીકાસનો અભ્યાસ એક બીજા જ દષ્ટીબીંદુથી પણ રસનાયક થઇ પડે છે. આદીકાળના વન્ય માનવને દુશ્મનોથી બચવા માટે ઝડપથી દોડવાની કલા, ઉંચા વૃક્ષો પર સહેલાઇથી ચડી જવામાં કૌશલ્ય, કે ગુફાઓ અને ઝાડની ઘટાઓમાં સફળતાપુર્વક સંતાઇ જવાની શક્તી મદદ કરતાં. સૈકાઓ બાદ સુધરેલો મનુ જ ચર્મનાં અને પછીથી ધાતુઓનાં

બખ્તરથી વ્યક્તીગત રક્ષણ કરવા મથ્યો હતો. જ્યારે માનવસંઘો કીલ્લાએથી પોતાનો બચાવ કરતા, આધુનીક કાળમાં તો જ્યારે જમીન પર રાક્ષસી યાંત્રીક તોપો સીતમ વર્ષાવી શકે, અને વીમાનો આકાશમાંથી બોમ્બનો મારો ચલાવી બેદાનમેદાન કરી શકે ત્યારે દુસ્મનોના પંજામાંથી છુટવા માટેનો ઉપાય જમીનની અંદર દુસ્મનો ન જાણી શકે તેવી રીતે છુપાવું એ એક જ છે.

વ્યવસ્થાની દ્રષ્ટીએ વીગ્રહની ઉત્ક્રાંતીનો વીચાર કરીએ તો લશ્કરી સાધનોનો વીકાસ સંસ્કૃતીનો અનુગામી છે એ સહેજે લક્ષમા આવે છે.

આદીકાળના વન્ય માનવોનું લશ્કર એટલે હળવાં હથીઆરબંધ માણસોનું ટોળું. તેઓનું યુદ્ધ એટલે હાથોહાથની લડાઇ. આવી લડાઇનો અંત પ્રતીસ્પર્ધીના મૃત્યુથી આવતો. અત્યારનું યુદ્ધ એ તદ્દન જુદા જ પ્રકારનું છે.

## આધુનીક વીગ્રહ

લશ્કરી પરીભાષામાં જેને યુધ્ધ કહે છે તેનાં મંડાણ તો જ્યારે લશ્કર યુધ્ધના જુદાં જુદાં સાધનોવાળા પૃથક્ પૃથક્ વીભાગો વાળું પરંતુ એકત્રીત બન્યું ત્યારે જ થયા.

જ્યારથી મનુષ્ય પ્રાણીઓને પાળતો અને ખેતી કરતો થયો ત્યારથી જ સંસ્કૃતીના બે સ્થંભો જેવાં ધર્મ અને મીલ્કતનો આરંભ થયો છે એમ મનુષ્ય શાસ્ત્રીઓ (Anthiopologists) એ શાસ્ત્રીય રીતે સીદ્ધ કર્યું છે. વીગ્રહ એ સંસ્કૃતીની સાથો સાથ ગતી કરનાર, માનવ સંસ્કૃતીના ચીન્હ રૂપ છે. અને સંસ્કૃતીની સંભાવનામાં જ તેનું ઉત્પત્તી સ્થાન છે. ઘોડાઓને જ્યારે રણમેદાનમાં પહેલી જ વખત લાવવામાં આવ્યા ત્યારે લશ્કરના પૃથક પૃથક વીભાગો થયા. રથારૂઢ યોદ્ધાઓની ટુકડી, ઘોડેસ્વારોની ટુકડી અને પાયદળ એવા વીભાગો અસ્તીત્વમાં આવ્યા. આ પ્રમાણે વીભાગો થયા તે પહેલાં વીભાગો હતા જ પરંતુ તે વીભાગો જુદાં જુદાં શસ્ત્રોમાં કુશલ યોદ્ધાઓના વીભાગો હતા. કોઇ ટુકડી નીપુણ બાણાવળીઓની તો કોઇ ટુકડી ભાલો ફેંકવામાં પ્રવીણ યોદ્ધાઓની કે કોઇ ટુકડી તરવારથી લડનારાઓની બનેલી હતી. હયદળનો ઉપયોગ પણ આમ જ અશ્વારોહમાં નીષ્ણાત પ્રજાની લડાઇમાં ઉપયોગીતાને લઇને જ થવા લાગ્યો હતો. ઘોડેસ્વાર ભાલાધારીઓ અને ધનુર્ધરોને હુમલો કરવામાં જ નીયુક્ત કરવામાં આવતા હતા.



સંસ્કાર વીભુષીત મહાશયો!

મીલ્કતને માટે જ આમ સુધરેલી પ્રજામાં વીગ્રહોનાં મંડાણ થાય છે, એ તો દેખીતી વાત છે. ઇરાન અને મેસીડોનીઆના મહારાજાઓ ભારે વજનદાર બખ્તરોવાળા

રક્ષકો બચાવને માટે રાખતા અને હુમલાને માટે તેઓ ભારે વજનવાળા રથોનો ઉપયોગ કરતા હતા. રક્ષકો અને રથોનાં ભારે અને કીંમતી બખ્તરો અને રથમાં જોડવા માટે ખાસ તૈયાર કરેલ ઘોડાઓના અભાવે પુર્વના દેશો સીવાયનાં રાજાઓ આ પ્રકારનું દળ રાખી શકતા ન હતા.

રેમનોની લશ્કરી વ્યવસ્થાની શરૂઆત સૈનીકોના સામાજીક સ્થાનના પ્રમાણમાં લશ્કરી સાધન સંપન્નતાના ધોરણ પર જ કરવામાં આવી હતી. ઘોડાઓના માલીકોનું સ્થાન લશ્કરમાં ઉચ્ચ હતું. તેઓને ફક્ત હયદળમાં દાખલ કરવામાં આવતા હતા એટલું જ નહીં પરંતુ ઉચ્ચ લશ્કરી હોદ્દાઓ પર તેઓને જ નીમવામાં આવતા હતા. ઘોડેસ્વારો પછીનું સ્થાન શસ્ત્રોથી સુસજ્જ થએલ સૈનીકોનું હતું, અને ત્યાર પછી જ થોડાં શસ્ત્રોથી સજ્જ થએલ મધ્યમ વર્ગના લોકોનું સ્થાન હતું. તેઓનું કામ તીર મારવાનું કે ગોફણ ફેંકવાનું હતું. આગળ જતાં જો કે મુડીદારો હયદળમાં જાતે જ જોડાવાને બદલે પોતાના ભાડે રાખેલ અવેજીઓને મોકલતા. વર્ગીય ભીન્નતા અને મીલ્કતના ધોરણ પર બંધાએલ રેમન લશ્કરી વ્યવસ્થાનો વીકાસ એ જ ધોરણ પર થયો હતો.

એ જ પ્રમાણે રેમન સામ્રાજ્યના અંત પછી નાના સત્તાધીશો અને જાગીરદારોના સમયમાં પણ લશ્કરી વ્યવસ્થા વર્ગીય ભેદ પર જ સ્થાપેલી હતી. ખુબ આયુધો અને મજબુત બખ્તરવાળા ઘોડેસ્વારોના દલ ઉપર જ તેઓની વીગ્રહ પદ્ધતી મુખ્યત્વે કરીને આધાર રાખતી હતી. જમીનદારશાહીના વીકાસ સાથે સાથે હયદળના સૈનીકોની સંખ્યા વધતી જ ગઇ, કારણ કે જમીનદારો દીન પ્રતીદીન વધારે ને વધારે પૈસાદાર થતા ગયા અને તેઓએ પોતાની નોકરીમાં નીપુણ ઘોડેસ્વારોનો ઉમેરો શરૂ રાખ્યો. હયદળના વધવા સાથે પાયદળની અગત્યતા ઘટતી ગઇ. પાયદળ ખાસ કરીને નોકરીના બદલામાં કર વીના જમીન ખેડવાના હક્કવાળા ખેડુતોનું બનેલું હતું. હયદળના વીકાસ સાથે લશ્કરી દષ્ટીએ પાયદળની કીંમત ઘટતી ગઇ અને આવા ખેડુતોની આર્થીક સ્થીતી વધારે ને વધારે બગડતી ગઇ.

આંગ્લ બાણાવળીઓએ ક્રેસી, પોઇટીઅર અને એગીનકુર્ટમાં મેળવેલી જીતો એ ફક્ત છુટાં છુટાં પરાક્રમો જ હતાં. જમીનદારશાહીના નાશનું રણશીંગડું ફુંકનાર ક્રાંતીકારી સમાજ રચના નીચે આગાહીરૂપ હતાં. ધનુર્વીદ્યાના વીકાસને લઇને જ જમીનદારોના હયદલ રાખવાના ઇજારાની વીગ્રહ પરની અસર છીન્ન ભીન્ન થઇ ગઇ હતી.

## બંદુકના દારૂની જમીનદારશાહી પર અસર

પણ પછી તો જમીનદારશાહીના અશ્વારૂઢ સૈનીકોના બલને દારૂની શોધે સખ્ત ફટકો માર્યો છે. ચીના લોકોએ દારૂની શોધ પહેલ વહેલી કરી હતી પરંતુ યુરોપમાં તેનો ફેલાવો કરવાનું માન તો મી૦ રોજર બેકનને જ છે. તેણે માર્ટીન સ્પોર્ટજના પહેલાં સૈકાઓથી દારૂની શોધ કરી હતી. પરંતુ જ્યાં સુધી તોપો અને બંદુકોની નાળો બનાવવાનું લોકો જાણતા ન હતા ત્યાં સુધી તો દારૂ ફક્ત રમતગમતના સાધન જેવો જ ગણાતો હતો. એડવર્ડ ત્રીજાએ ક્રેસીના યુધ્ધમાં ઝાડનાં થડો કોતરાવી તેનો તોપો જેવો ઉપયોગ કરવા પ્રયત્ન કર્યો હતો પરંતુ તેથી તો દુશ્મનો કરતાં તેના પોતાના લશ્કરને જ વધારે નુકશાન થયું હતું. પરંતુ જ્યારે ધાતુની નાળો બનાવ

વાની શોધ થઇ ત્યારે તે શોધનાં બે પરીણામો તો તુરત જ દેખાયાં. પહેલું તો જમીનદારોના રક્ષણના કીલ્લાઓએ પોતાની લાક્ષણીક ઉપયોગીતા ગુમાવી અને ઉલ્ટા મોતના ફંદાઓ બન્યા. જમીનદારશાહીનો ધ્વંસ થયો એ તેનું બીજું પરીણામ. રાજાઓ જ પૈસાદાર પ્રજા પાસેથી કરને નામે પૈસા ભેળા કરી શકતા અને સાધનો ખરીદી શકતાં. આવી રીતે જમીનદારશાહીની કબ્ર પર રાજશાહીના પાયા ચણાયા હતા. યાંત્રીક સાધનોને વીગ્રહમાં ઉપયોગ થવો શરૂ થયો તેની સાથે જ વીગ્રહે ધંધાનું સ્વરૂપ ધારણ કર્યું. આ ધંધમા આમ વર્ગોને ઘણા જ પ્રમાણમાં દાખલ કરવામાં આવ્યા.

## ભાડુતી લશ્કર

આ રીતે મુડીવાદીઓની સત્તાનો વીકાસ થતો ગયો અને છેવટે તેઓ સત્તાધારીઓ બન્યા. પહેલાં તો રાજસત્તા તેઓના વીકાસને ઉત્તેજન આપતી, પરંતુ મુડીવાદના વીકાસની સાથે એકહથ્થુ રાજસત્તા ઢીલી પડતી ગઇ અને છેવટે મુડીવાદના હાથમાં રાજ્યની લગામો આવી. મુડીવાદીઓના હાથમાં સત્તા આવવી શરૂ થઇ અને ભાડુતી કાયમી લશ્કરો મોટા અને કત્લેઆમની કલામાં નીપુણ થતાં ગયાં. ઇતીહાસ આ ઘટનાનો સાક્ષીભુત છે. મધ્યયુગમાં જો કે શ્રમજીવી વર્ગમાંથી ભાડુતી સૈનીકે નીકળતા ન હતા એમ નહીં પરંતુ તેઓ થોડા અને ક્વચીત ક્વચીત જ જણાતા હતા. માર્કસના મંતવ્ય પ્રમાણે ભાડુતી સૈનીકો તરીકે આગળ પડનાર તેઓ શરૂઆતના જ શ્રમજીવીઓ હતા. કાર્થેજીઅનો પાસે ભાડુતી મોટાં લસ્કરો હતાં, અને તેથી જ તેઓને મહેનતજીવીઓ સાથે મહાન વેતન–વીગ્રહમાં ઉતરવું પડયું હતું.

રોમનું સૈન્ય પણ સામ્રાજ્યના છેલ્લાં વર્ષોમાં ધંધાદારી સૈનીકોનું જ બનેલું હતું, પરંતુ આવાં લશ્કરોનો ઉપયોગ તેઓ બરોબર કરી શક્યા નહોતા. રાજકર્તાઓના કોઇ પણ વર્ગ કરતાં મુડીવાદીઓએ જ તેઓનો પોતાના હીત માટે સૌથી સરસ ઉપયોગ કરી બતાવ્યો છે. એટલું જ નહીં પણ ધીમે ધીમે તેઓનું વેતન ઘટાડવામાં અને એક પછી એક ખાસ હકકો છીનવી લેવામાં સફળ થયા છે. અમલદારશાહીના કે એકહથ્થુ સત્તાવાળા તંત્રમાં સૈનીકોને ખાસ હકકો મળતા હતા પરંતુ મુડીવાદના તંત્ર નીચે તો તે હકકો પણ એક પછી એક અદશ્ય થયા.

જમીનદારશાહીના કે તે પહેલાંનાં બધાં તંત્રોએ જનતાના કનીષ્ઠ વર્ગને યુદ્ધ શીક્ષણથી પર જ રાખ્યા હતા. તે વર્ગનાં લોકો હથીઆર રાખી શકતા નહીં તેમ જ તેઓને લશ્કરમાં પણ દાખલ કરવામાં આવતા ન હતા.

## વીગ્રહમાં યંત્રશકતીનો ઉપયોગ

જેમ જેમ લશ્કરો સામાન્ય જનતાનાં બનતાં ગયાં તેમ તેમ વીગ્રહમાં યાંત્રીક શકતીની ઉપયોગીતા પણ વધતી જ ગઇ છે. ક્રોમવેલ જો કે ઘવદળ ઉપર જ આધાર રાખતો હતો પણ તરવારના કાર્યને માટે રસ્તો મોકળો કરનાર તો નવીન પ્રકારની પીસ્તોલ જ હતી. ફ્રાંસના જગવીખ્યાત વીપ્લવ વખતે બેયોનેટોથી એક સાથે હુમલો કરવાનું શોધાયું, પરંતુ તેવા હુમલાની સફળતા તો નેપોલીઅનની તોપોએ કરેલ છીન્નભીન્નતા ઉપર જ આધાર રાખતી હતી. મુડીવાદના વીકાસ સાથે વીગ્રહમાં સામાન્ય વર્ગની ભરતી વધતી જ ગઇ. ઔદ્યોગીક પરીવર્તનની સાથે સાથે જ યાંત્રીક તોપો, બંદુકો,

બ્રીચલોડર વગેરેની શોધ થઇ અને ઔદ્યો ગીક પરીવર્તનને લઇને જ મુડીવાદ સત્તામાં આવ્યો.

રૂસો-જાપાન વીગ્રહમાં ભારે તોપખાનું અને હાથથી ફેંકાતા બોમ્બોનો મુખ્યત્વે કરીને ઉપયોગ થયો હતો. ૧૯૧૪-૧૮ માં વીગ્રહના સાધનોમાં હવાઇ વીમાનોમાથી ફેંકાતા બોમ્બ, ઝેરી વાયુ અને ટેન્કનો ઉમેરો થયો. ૧૯૧૪ માં પાયદળની ટુકડીની દરેક યાત્રીક તોપ દર મીનીટે ૧૨૦૦૦ ગોળા ફેંકતી હતી. અત્યારે દર મીનીટે લગભગ ૫,૦૦,૦૦૦ ગોળા ફેંકી શકે છે. ખરેખર આધુનીક કાળમાં વીજ્ઞાને વીગ્રહનું યાંત્રીકરણ કર્યું છે!

## વીગ્રહ શા માટે?

પરંતુ નાના ઉદ્દેશોને લઇને આ વીગ્રહ થતા અને હજુ થાય છે તે જાણવું અગત્યનું છે. માનવી જ્યારે જંગલી અવસ્થામાં હતો ત્યારે વીગ્રહનું અસ્તીત્વ જ ન હતું. છુટક છુટક લડાઇઓ પણ વારંવાર થતી ન હતી. ટોળાની ચોરી માટે કોઇ કોઇ વખતે જાતી જાતી વચ્ચે તોફાનો થતા હતા. પરંતુ સંસ્કૃતીની ઝાંખી થઇ ત્યારથી જ વર્ગીય અનમાનતા, મીલ્કતની વહેંચણી, અને જંગમ મીલ્કતની માલીકીને લઇને વીગ્રહના મંડાણ થયા, જો કે જંગલી પ્રજાઓ ઢોરોની ચરવાની જગા માટે લડાઇઓ કરતી હતી, પરંતુ તે તો ક્વચીત ક્વચીત જ થતું, અને તેમ થવાનું ખાસ કારણ તો કુદરતી જરૂરીઆતોને પુરી પાડવી એ જ હતું. પણ પાછળથી સંસ્કૃતીને લઇને વીગ્રહના મંડાણ થયા કારણ કે સંસ્કૃતીની સાથે મીલ્કત અને વર્ગીય ભેદો અસ્તીત્વમાં આવ્યા. જરૂરીઆતોના ખુબ વધવાને લઇને થોડી શીક્ષીત પ્રજાઓ પર દબાણ શરૂ થયું. જંગલી લોકોએ સંસ્કૃત પ્રજાઓ પર કરેલ હુમલાઓ તો ફક્ત આત્મરક્ષણને માટે જ હતા.

જે સંસ્કૃતી ગુલામીને કાયદેસર ગણે તે સંસ્કૃતીને તોડી પાડી આત્મરક્ષણ કરવા માટે જ જંગલી પ્રજાઓ સુધરેલી પ્રજા પર હુમલા કરતી હતી. જમીનદારશાહી જમીન અને મુખત્યારપણા માટે વીગ્રહ કરતી, રાજાશાહી વધારે પ્રદેશો મેળવી, નવા ઇલ્કા મુલ્કો પર જીત મેળવવા અને કર વેરો ઉઘરાવવા યુધ્ધો આરંભતી. મુડીવાદીઓ આવા યુધ્ધોમાં સાથ આપતા કારણ કે તેથી પોતાના માલ માટે બીજાં બજારો ખુલ્લા થતા હતા. અઢારમી સદીના યુધ્ધો વેપારની ખીલવણી માટે થયા હતા ત્યારે ઓગણીસમી સદીમાં યુરોપના યુધ્ધો પાછળ સંસ્થાન વીસ્તારનો લોભ રહેલો હતો. પછી તો મુડીવાદ ઇજારાવાદના વીકાસની સીમાએ પહોંચ્યો અને તેથી જ છેલ્લો મહાન વીગ્રહ થયો! ભવીષ્યમાં પણ કદાચ તેમ જ થશે.

આધુનીક સંસ્કૃતી અને સમાજવ્યવસ્થાને લઇને જનતાને શાંતી તો મળી જ નથી અને તેમાં પરીવર્તન થયા સીવાય મળવાની પણ નથી.

## આશાનું કીરણ

મુડીવાદની સંગતીઓએ ઉત્પન્ન કરેલ આ બધી ગુંચોમાં પણ આશાનું એક કીરણ જણાય છે. યુધ્ધોમાં ઝુકી પડેલ દેશોના આર્થીક જીવન પર વીગ્રહ શું અસર કરે છે તે યુદ્ધની ઉત્ક્રાન્તીના અભ્યાસથી જણાઇ આવે છે. જ્યાં સુધી વાંગન હુમલો ન થતો ત્યાં સુધી જંગલીઓને લડાઇથી નુકશાન થતું ન હતું. મધ્યયુગમાં પણ યુદ્ધથી લડાઇ ન કરતી પ્રજાને અને સ્ત્રીઓને થોડી મુશ્કેલી ભોગવવી પડતી હતી અને તે

પણ હાલુંક—જ્યાં સુધી લડાઇ ચાલે ત્યાં સુધીની હતી. મુડીવાદીઓ સત્તામાં આવ્યા પહેલા લડાઇનો મુખ્ય ઉદ્દેશ લુંટફાટ જ હતો. લડાઇના સાધનોનો વેપાર કરતારા મુડીવાદીઓને લુંટનો મુખ્ય ભાગ મળતો. ઔદ્યોગીક પરીવર્તનને લઇને જ તેનો ઉદ્દેશ બજારો શોધવાનો અને સંસ્થાનોના વીકાસ મારેનો થયો. ૧૯૧૪–૧૮ ના મહાન યુદ્ધમાં લશ્કરો લુંટફાટ ઉપર નભી જ ન શકત. જનતાનો મેરો ભાગ લશ્કર મ ટેનાં સાધનો, ખોરાક, તેમજ વસ્ત્રોના ઉત્પાદનમાં પડયો હતો, છતાંએ યાંત્રીકશક્તીના વીકાસને લઇને દારૂગોળાની તુટ પડી હતી. પાયદળનો એક વીભાગ દર મીનીટે ૫,૦૦,૦૦૦ ગોળા ફેંકે તે આખું લશ્કર એક માસ કે એક વર્ષમાં કેટલો દારૂગોળો વાપરે? અને એ બધાને લાવવા લઇ જવાનાં સાધનો કેટલાં જોઇએ?

લડાઇમાંથી ઘોડાનું અસ્તીત્વ મટી ગયું, પરંતુ યાંત્રીક વ્યવહારનાં સાધનો. મારે પેટ્રોલની, યંત્રોના વધારાના ભાગ, અને ઇજનેરોની જરૂર પડી. વીજ્ઞાનની પ્રયોગશાળાઓ અને રસાયણોનાં કારખાનાંઓ હોય તો જ રાસાયણીક વીગ્રહો સંભવે. એટલે કે યુદ્ધના થોડા સૈનીકોને માટે જનતાના મોટા ભાગને તેઓ મારેનાં સાધનો બનાવવામાં રોકાઇ રહેવું પડે.

જુના જમાનામાં એકાદ વીર પોતાના બાહુબળને લઇને યુદ્ધના પરીણામનું રૂપાંતર કરી શકતો અત્યારે તો લડાઇમાં સેનાપતીઓ પાછળથી જ સુત્રસંચાલન કરે છે પરંતુ જો કારખાનાંઓ યુદ્ધના સાધનો તૈયાર કરતા અટકે તો? શ્રમજીવીઓના હાથમાં જ ભવીષ્યનું યુદ્ધ અટકવવાનું સુત્ર રહેલ છે*

---

* અંગ્રેજીના આધારે

"હીંદના લશ્કરી ખર્ચનો નવદશાંશ ભાગ સામ્રાજ્યને માટે થતો હોય છે. એ ખર્ચનો ભાગ હીંદની માફક કનેડા, દક્ષીણ આફ્રીકા અને ઓસ્ટ્રેલીઆએ પણ ઉપાડવો જોઇએ. તેને બદલે સામ્રાજ્યના સંરક્ષણના ખર્ચમાં બેસુમાર ફાળો આપે છે અને તેમ કરીને ગોરાં સંસ્થાનોનું યુદ્ધના ભયમાંથી સંરક્ષણ કરે છે"

રામ્સે મેકડોનાલ્ડ
[હોદ્દા ઉપર ન હતા ત્યારે]

...

"સામ્રાજ્યમાં રહીને અપમાનીત થવાનું હોય ત્યાં પ્રત્યેક રાષ્ટ્ર સામ્રાજ્યમાંથી છુટા થઇ જવાનું પસંદ કરશે."

જનરલ હુટંઝોગ

મોસ્યર ક્લેમેન્શો છેલ્લા યુદ્ધ પછી હીંદની મુલાકાતે આવી ગયા, તે પછી સીંગાપોરના સરકારી મહેલમાં તેમના માનમાં થયેલા ભોજન સમારંભ વખતે ભાષણ કરતાં તેમણે કહ્યું હતું. "બ્રીટીશ સરકારે હીંદ માટે ઘણું કર્યું છે, પણ હીંદવાસીઓ માટે કશું જ કર્યું નથી."

...

આખી દુનીયા આપત્તી માટે સામટી ચીંતા કરે છતાં આપત્તીને તેથી ટાળી શકાતી નથી.

...

"બ્રીટીશોએ હીંદમાં ભલે શાળાઓ ને કોલેજો સ્થાપી, પરંતુ તેમના કારભારમાં હીંદમાં નીરક્ષરતા ખુબ વધી છે."

રેજીનાલ્ડ રેનોલ્ડસ

# મનુયુગમાં વર્ગીય ભાવના

**પ્રા**ચીનો જેને ખુબ વખાણે છે તેવા એમના કહેવાતા સુવર્ણયુગમાં મનુ જેવા બુદ્ધીમાન પુરુષને સ્થાપીત હક્કવાળાઓ આગળ મસ્તક નમાવી સામાન્ય માનવ સમાજને ભયંકર અન્યાય કરવા પડ્યા છે.

: લેખક :
સમાજસુધારક

[ ૧ ]

કેટલાકો ભુલથી, અભ્યાસની ખામીને લીધે, અથવા સ્વહીત સાધનાર સ્થાપીત સ્વાર્થોવાળા વર્ગોએ વાળી રાખેલા વીચારોને વીના સમજે વળગી રહીને એમ જ માની રહ્યા છે કે, સમાજવાદીઓએ કે સામ્યવાદીઓએ, આ સંતોષી તેમ જ શાંત જગતમાં વર્ગીય ભાવનાનાં બીજારોપણ કરીને, જનતામાં અસંતોષની ઉગ્ર ભાવનાની આગ સળગાવી, વીશ્વની શાંતીનો ભંગ કરવાનો ભયંકર અપરાધ કર્યો છે.

પરંતુ આવી માન્યતા ધરાવનારાઓ જો જરા ઉંડો વીચાર કરે તો તેમનાથી સમજી શકાય કે, વર્ગીય ભાવના આજની નહીં પણ માનવી ટોળાં બાંધીને રહેતાં શીખ્યો તે આદીયુગની છે. એ યુગમાં શરીરબળ એ મુખ્ય સાધન મનાતું હતું, અને એ બળની ભૂમીકા ઉપર જુદાં જુદાં ટોળાં રચાતાં. તે વખતે પત્થર, ભાલાં, ગદા, તીરકામઠાં કે બહુ બહુ તો તલવાર એ હથીયારોની મદદ વડે પેલાં ટોળાંએ વચ્ચે ઘર્ષણ થતાં..તેમાં જે પોતાના બાહુબળથી બીજાઓ ઉપર છાપ પાડી તેમને પોતાના અનુયાયી બનાવી શકે તે મોટો મનાતો, બીજા તેનાથી હલકા અથવા ઉતરતા ગણાતા.

આવાં ઘર્ષણોમાંથી રાજા અને રાજ્ય જન્મ્યાં. ત્યારે ય બળીઆના બે ભાગ અને કાયરને ધક્કા–ગુલામી એમ વર્ગીય ધોરણે વર્તવાની વૃત્તીવાળું માનસ પેલા બાહુબળીઆઓએ રચ્યું. તે પછી વીદ્વાનોએ એ જ ધોરણે શાસ્ત્રો અને સ્મૃતીઓ રચ્યાં.

યુગપલટો એ તો જગતનું મુખ્ય લક્ષણ છે. એટલે આદીયુગથી વર્તમાનયુગ સુધીમાં જગતનાં માનવીઓએ અનેક યુગપલટા જોયા છે. તેમાં જે જે સમયે જે જે વસ્તુ ‘બળ’ તરીકે સ્વીકારાઇ અને સન્માનાતી, તે ‘બળ’ ના અધીષ્ઠાતા હમેશાં પોતાને ઉચ્ચ સીંહાસને કલ્પી, બીજા મોટા સમુહને પોતાનાથી ઉતરતી પંક્તીના ગણતા તેમ જ ગણાવતા આવ્યા છે.

સૃષ્ટીએ જેમ જેમ વીકાસક્રમ સાધ્યો તેમ તેમ વર્ગીય ભાવનાના કેન્દ્ર સમા પેલા ‘બળ’નું સ્થાન બદલાતું ગયું. બાહુબળીઆઓએ સમ્રાટ અને ચક્રવર્તીની મહત્વાકાંક્ષા સેવી, અને રાજસુયજ્ઞને નામે અથવા ચડાઇઓ અને હુમલાને નીમીત્તે, પોતાના બળની કસોટી બીજાં રાષ્ટ્રો સાથે કરવા માંડી. એ

રીતે આજે ય વીસરાઇ નથી, ૧૯૧૪'૧૮ માં પણ બળીયાના બે ભાગ એ જ સુત્ર કેન્દ્રસ્થાને હતું અને ૧૯૧૮'૩૦ સુધી પણ એજ સુત્ર કેન્દ્રસ્થ રહ્યું છે.

હા, પહેલાં એકલો રાજા સમ્રાટ કે ચક્રવર્તી બનવાના કોડ સેવતો અને તેની સીદ્ધી અર્થે યુધ્ધો શોધતો. અત્યારે રાજા કરતાં મુડી વધુ બલવાન બની બેઠી છે, અને તેનો સંચય રાજકોષમાં નહીં પણ મુડીવાદી મંડળોના કોષમાં થવા લાગ્યો છે. તે ગુંગળાઇ મરે નહીં, પણ નીબંધ રીતે દુનીયામા રખડી, તેના બની બેઠેલા માલીકો માટે એકના અનેક સ્વરૂપે પોતાનું સર્જન કરવા સ્વતંત્ર રીતે વીશ્વવીહાર કરે તેની વ્યવસ્થા માટે મથે છે તેમાં જરાય આડખીલી ઉભી થાય કે તુરત જ ન્યાય અને નીતીને નામે, દુર્બળ પ્રજાઓના રક્ષણને બહાને અથવા તો કાયદાથી સ્થાપીત થયેલી સરકાર અને સુવ્યવસ્થાના સંરક્ષણને મીષે જગતમાં યુધ્ધશસ્ત્રો ખખડાવવામાં આવે છે! અને પરીણામે અનેકને ભોગે થોડાકોને આર્થીક લાભ મેળવવાની સગવડ સાંપડે છે!

એટલે સમાજવાદીઓ કે સામ્યવદીઓ વર્ગીય ભાવનાના પાયા જગતમાં નવા નાખતા નથી. હા, તેઓ અનેકને ભોગે થોડાક લાભ મેળવે અને તેવા લાભ માટે અનેકને જીવનભર જીવતાં દોઝખોમાં ગુંગળાઇ મરવું પડે, તેવા ધોરણસર રચયલી વર્ગીય ભાવનાઓમાં, બીજા છેડાનો પલટો કરાવવા માગે છે. પરંતુ તેમાં નવું કશું જ નથી.

[૨]

**આજ**ળ જોઇ ગયા તેમ પ્રાચીન અર્વાચીન વર્ગીય ભાવનાઓનાં મંડાણને મજબુત બનાવવા માટે શાસ્ત્રો તેમ જ સ્મૃતીઓ અને કાયદા તેમ જ સુવ્યવસ્થાને એ વર્ગના વીદ્વાનોએ તૈયાર કરી એ જ વર્ગના કારોબારીઓના હાથમાં તેની વ્યવસ્થાની સર્વોપરી અને આપખુદ સત્તા સોંપી રાખી છે. એટલે જે થોડાઓ ઘણાઓને ભોગે લાભ મેળવે છે, તેઓ પોતાનો લાભ જાળવવા માટે, ઘણા મોટા સમુહની ઉપર પેલાં સાધનોની મદદ વડે, પોતાના જ હીતની નજરે અધીકાર ગજવે છે.

આવું આદીકાળમાં હતું અને વર્તમાનકાળમાં પણ થઇ રહ્યુ છે. પરંતુ આપણે તો અહીં માત્ર મનુના સમયમાં વર્ગીય ભાવના કેટલી હદ સુધી પ્રબળ બની બેઠી હતી, અને ઉપલા થરના થઇ પડેલાઓ, હેતુપુર્વક સમાજના નીચલા થરમા રાખેલા અગણ્ય માનવ સમુદાય સાથે, કાયદાની મદદ વડે કેવું અન્યાયી વર્તન કરી રહ્યા હતા તે જ જોવાનું છે.

પ્રજાને ન્યાયનું દાન કેવી રીતે કરવું તેનું વર્ણન મનુએ પોતાની સ્મૃતીના આઠમા અધ્યાયમા વીશદ રીતે કર્યું છે. એ અધ્યાયનું અવલોકન કરવાથી આપણે તે યુગની વર્ગીય ભાવનાને બરાબર સમજી શકીશું.

ત્યારે હવે તે જોઇએ:

આરંભમાં જ મનુ મહારાજ રાજાઓને આજ્ઞા કરે છે કે: "જ્યારે પ્રજાનાં કાર્યોનો નીર્ણય રાજા પોતે કરી શકે નહીં; ત્યારે તે કામ માટે તેણે **વીદ્વાન બ્રાહ્મણની** યોજના કરવી. [૮:૯] આ સભાને મનુ રાજસભા કે ન્યાયસભા નહીં પણ '**બ્રહ્માની સભા**' એવું વીશેષણ લગાડે છે [૮:૧૧] આમ બ્રાહ્મણોનું જ મહત્વ કેન્દ્રસ્થ રાખીને મનુએ આગળ ચાલતાં રાજાને ખાસ કડક આજ્ઞા ફરમાવી છે કે: "આ પદ્દી માટે

ઉત્તમ બ્રાહ્મણ મળે નહીં તો જાતીથી જ જે બ્રાહ્મણ ગણાતો હોય [ અર્થાત્ વીદ્વાન ન હોય તો પણ ] તેને એ પદ્વી આપવી; પણ કોઇ પણ પ્રકારે શુદ્રને [ પછી ભલે ને તે વીદ્વાન હોય ? જો કે તે યુગની વર્ગીય ભાવનાના પ્રાબલ્યે શુદ્ર જાતીને વીદ્વાન બનવાની તો શું પણ શાસ્ત્ર વાંચવા જેટલીએ છુટ મળી નહોતી] એ પદ્વી આપવી નહીં. [૮.૨૦] અને મનુ મહારાજ એટલું જ કહીને અટકતા નથી, પણ ધર્મઢાલ નીચે વર્ગીય ભાવનાની જડ ઉંડી ઉતારતાં તે, રાજાને પરોક્ષ રીતે ધમકી આપતાં વદે છે: "જે રાજાના દેશમાં ન્યાયનું વીવેચન પણ શુદ્ર કરતો હોય તે રાજાનો દેશ રાજાના દેખતા કદવમાં પડેલી ગાયની પેઠે સીદાય છે" [૮ ૨૧] આવી વર્ગીય ભાવનાએ તે યુગના વીદ્વાનોનાં દીલમાં કેવી ઉંડી જડ નાખી હતી, અને બ્રાહ્મણો તેમ જ તેમના મદદગાર બે વર્ણો માટે કેટલો પક્ષપાત વ્યાપક બની બેઠો હતો તે એની પછીના શ્લોકથી જણાય છે. મનુજી કહે છે: "જે દેશમાં શુદ્રો વીશેષ હોય, નાસ્તીકોનું દબાણ ઘણું હોય અને દ્વીજોને તેઓ દબાવતા હોય તે દેશ દુષ્કાળ તેમ જ વ્યાધીથી પીડાઇને તુરત જ નષ્ટ પામે છે." [૮ : ૨૨]

આ તો અધીકાર પરત્વે જ મનુઆજ્ઞાઓ જોઇ, પણ કાયદાની નજરે પણ તેણે વર્ગીય ભાવનાને ભયંકર હદ સુધી પોષી, બ્રાહ્મણ જાતીના લાભ માટે બીજી બધી જાતીઓને અન્યાય કર્યો છે. દાખલા તરીકે જમીનમાંથી મળેલા દ્રવ્યના સંબંધમાં મનુ કહે છે: બ્રાહ્મણ સીવાયની બીજી જાતી પાસેથી રાજાએ છઠ્ઠો કે બારમો હીસ્સો પડાવવો [૮:૩૫], પણ "વીદ્વાન બ્રાહ્મણના જોવામાં ધનભંડાર આવે ત્યારે તેમાંથી રાજાએ કશું જ લેવું નહીં, કેમકે વીદ્વાન બ્રાહ્મણ એ બધા ધનભંડારનો સ્વામી છે." [૮:૩૭]

શ્રીમંત અને નીર્ધનની વચ્ચે પણ પ્રાણી માત્ર આત્મવત્ છે એવું ગણનારા કહેવાતા એ પ્રાચીન સુવર્ણયુગ (!) માં યે ભયંકર ભેદ રખાતો હતો, અને સ્મૃતીકારોએ તે ભેદ ઉપર પોતાની મહોરછાપ મારી હતી. શ્રીમંતને નીર્ધન માણસ પાસેથી પોતાનું ધીરેલું ધન વસુલ કરવા માટે તેથી જ મનુ મહારાજ એવી છુટ આપે છે કે: "લેણદારે કરજદારને આપેલું ધન ધર્મથી, વ્યવહારથી, છલથી 'ના ઘર આગળ લાંઘણેવા બેસીને, તેમ જ તેની ઉપર બળ વાપરીને પણ વસુલ કરવું." [૮:૪૯] અને એવાં કામ કરનાર શ્રીમંતને રાજાએ કદી અપરાધી માનવો નહીં. [૮:૫૦]

ન્યાયમંદીરમાં સાક્ષી આપવા જેટલી છુટ પણ સ્મૃતીકારો શુદ્રોને તેમ જ કારીગર વર્ગને આપવાની ના પાડે છે. [૮:૬૬] યાજ્ઞવલ્ક્ય પણ મનુના જ મતના હોઇ કહે છે કે: "જાતી તેમ જ વર્ણને અનુસરીને જ સાક્ષીઓ લાવવા જોઇએ." એ રીતે મનુમહારાજ કૃપાળુ બનીને કહે છે "શુદ્રો અને અંત્યજોને તેમની જાતીને લગતા વીવાદમાં સાક્ષી તરીકે આવવા દેવા [૮:૬૮] કેમકે જો બીજી જાતીને માટે શુદ્રને કે સ્ત્રીને એટલી છુટ અપાય તો વર્ગીય તેમ જ જાતીય ભાવનાનો લોપ જ થઇ જાયને ? એટલા માટે તો ઘણા સાક્ષીઓ જે વીવાદમાં રજુ થયા હોય તેમાં "દ્વીજોને જ ઉત્તમ માનીને તેમની સાક્ષીને સત્ય તરીકે ગ્રહણ કરવી" [૮:૭૩] એટલું જ નહીં પણ સાક્ષી લેતી વખતે પણ ચારે વર્ણના લોકોને સત્ય કહેવાની બાબતમાં જુદી જુદી રીતે સંબોધન કરવાના પણ નીયમો બતાવી, શુદ્રને માટે તેનું અપમાન કરે તેવી રીત ફરમાવી, બ્રાહ્મણનું સર્વ રીતે સન્માન સચવાય તેવી યોજના બતાવી છે [૮:૮૮] આમ

છતાં લંપટ પતી પોતાની સ્ત્રીને ઠગવા જુઠું બોલે તેની અને બ્રાહ્મણના રક્ષણ માટે જુઠું બોલવું પડે તેની મનુમહારાજ જનતાને સંપુર્ણ છુટ આપે છે [૮:૧૧૨] પરંતુ સામાન્ય રીતે અસત્ય બોલવા છતાંયે બ્રાહ્મણનો તો તેમણે બચાવ જ કર્યો છે. તે કહે છે: "ખોટી સાક્ષી આપવાના અપરાધ માટે રાજાએ ત્રણ વર્ણોને દંડ કરીને દેશનીકાલ કરવા,' પણ બ્રાહ્મણને માત્ર તે બ્રાહ્મણ હોવાને કારણે સમાન ગુન્હા માટે પણ દંડ કર્યા વીના દેશપાર કરવો !,' [૮:૧૨૩]

[૩]

ન્યાયદાનમાં જ નહીં પણ સનાતન સત્ય તરીકે સ્વીકારાયલા સીદ્ધાંત પાલનમાંયે મનુ જેવા વીદ્વાન પુરુષોએ આવી ભયંકર વર્ગીય ભાવના પોષી છે, એટલું જ નહીં પણ ખુદ નીમંળ ન્યાયને પણ એ પક્ષપાતભરી ભાવનાના આધાર સ્થંભ ઉપર ઉભા રહીને કલુષીત કરતાં પણ જરા યે આંચકો ખાધો નથી. તે માટે મનુની નીચે બતાવેલી આજ્ઞાઓ જાતે જ બોલી ઉઠશે:

"બ્રહ્માના પુત્ર મનુએ દંડનાં દશ સ્થાન [ગુહ્યેંદ્રીય, ઉદર, જીભ, બન્ને હાથ, બન્ને પગ, આંખો, નાક, બન્ને કાન, ધન તેમ જ શરીર] કહ્યાં છે, તે બ્રાહ્મણ સીવાયના ત્રણ વર્ણો માટે. બ્રાહ્મણને તો હમેશાં એ દશમાંથી એક પણ સ્થાનમાં દંડ દીધા વીના જ જતો કરવો." અર્થાત્ તેને શારીરીક સજા કરવી નહીં કે આર્થીક નુકશાન થાય તેમ દંડ પણ દેવો નહીં. [૮:૧૧૪] આ તો ન્યાયની વાત થઇ, પણ મુડીવાદીઓના વ્યવહારમાં યે મનુએ વર્ગીય ભાવનાના દર્શીણીદુંયા માથું માયું છે. તે કહે છે વ્યાજનીમુદ્દત ઉધીવાદી શ્રીમંતે "બ્રાહ્મણ પાસેથી દર માસે દર સેંકડે બે ટકા વ્યાજ લેવું, પણ ક્ષત્રીય પાસેથી ત્રણ ટકા, વૈશ્ય પાસેથી ચાર ટકા અને શુદ્ર પાસેથી તો પાંચ ટકા લેવા!" [૮:૧૪૨] ભોગવટા હક્કની બાબતમાં પણ રાજા અને શ્રોતીય બ્રાહ્મણની મીલ્કત ઉપર બીજાનો ભોગવટો છતાં તેમનો હક્ક જઇ શકે નહીં એવી છુટ મનુસ્મૃતી મુકે છે, જ્યારે બીજી બધી વર્ણોનો હક્ક ડુબે એમ જણાવે છે. [૮:૧૪૯] એટલું જ નહીં પણ "ઉતરતી જાતીના દેણદારમાં દેવું ભરવાની શકતી ન હોય તો લેણદારની ચાકરી કરીને ઋણ ભરપાઇ કરવું. પણ ઉંચી મનાતી જાતીવાળો દેણદાર હોય તો તેણે લેણદારની [તે ઉતરતી જાતીનો હોવાથી જ] ચાકરીમાં ન રહેવું, પણ ધીમે ધીમે થોડી થોડી રકમ ભરીને જ દેવું ભરવું" એવો ભયંકર પક્ષપાત ન્યાયને નામે ઠોકી બેસાડે છે. [૮:૧૭૭]

માનવસમાજમાં માનાપમાનની સમાન લાગણી એ મનુષ્યનો સ્વાભાવીક ધર્મ છે. છતાં અહીં પણ વર્ગીય ભાવનાને પ્રધાનપદ મેળેલું છે. એ ભાવનાને ટકાવી રાખવા માટે મનુ કહે છે: "બ્રાહ્મણને અયોગ્ય શબ્દ કહી તેનું અપમાન કરનાર ક્ષત્રીય પાસેથી રાજાએ એક સો પણ દંડ લેવો, વૈશ્ય પાસેથી દોઢસોથી બસો પણ દંડ લેવો, પણ શુદ્રને તો તાડન જ કરવું; પણ બ્રાહ્મણે એવો ગુન્હો કર્યો હોય તો ક્ષત્રીયના અપમાન માટે તેનો પચાસ પણ દંડ કરવો, વૈશ્યના અપમાન માટે પચીસ પણ દંડ કરવો અને શુદ્રના અપમાન માટે માત્ર બાર પણ જેટલો જ દંડ કરવો!" [૮:૨૬૭-૬૮] પરંતુ "જો શુદ્ર દ્રીજ વર્ણોનો દારુણવાણીથી તીરસ્કાર કરે તો તે ગુન્હા માટે તેની જીભ કાપી લેવી, કેમકે શુદ્ર તો બ્રહ્માના પગમાંથી ઉત્પન્ન થયેલો છે" [૮:૨૭૦] "જો

શુદ્ર દ્વીજત્વર્ણમાંથી કોઇનું નામ કે જાતીનું ઉચ્ચારણ કરીને તેનો તીરસ્કાર કરે તો તેના મુખમાં અગ્નીથી તપાવેલો દશ આંગળી જેટલો ધખધખતો લોખંડનો ખીલો ઘોંચી દેવો" [૮:૨૭૧] "જો શુદ્ર અભીમાનથી બ્રાહ્મણોને ધર્મોપદેશ કરવા જાય તો તે શુદ્રના મોંઢામાં અને કાનમાં રાજાએ ધખધખતું તેલ રેડવું" [૮:૨૭૨]

આનાથી અધમ પ્રકારની વર્ગીય ભાવના બીજી કઇ હોઇ શકે? છતાં સનાતનપણાને નામે પ્રાચીનતાના પ્રશંસકો આવા યુગને સુવર્ણયુગ મનાવી, તેવો યુગ જન્માવવાનાં ફાંફાં મારે છે, તેમણે જાણવું જોઇએ કે, આદીકાળ કરતા વર્તમાનકાળ વીકાસની દષ્ટીએ તેમ જ સમભાવી સહીષ્ણુતાની નજરે ઘણો આગળ વધેલો છે. અલબત્ત પરાધીન પ્રજા ઉપર સ્વાધીન પ્રજાઓ ન્યાયને નામે રંગભેદ અને જાતીભેદના પાયા ઉપર ખડા રહીને અન્યાયી વર્તન કરી રહેલા જણાય છે, પરંતુ તે બધાનું મુળ પ્રાચીન કાળની અન્યાયી વર્ગીય ભાવનામાં જ રહેલું છે. એટલે જ એ જુની વર્ગીય ભાવનાને ઉથલાવી નાખવામાંજ માનવમાત્રનું કલ્યાણ રહેલું છે, એ સમાજવાદીઓનું કથન જરા યે ખોટું નથી.

[ ૪ ]

અત્યાર સુધી આપણે મનુસ્મૃતીની આજ્ઞાઓનું જેટલું અવલોકન કર્યું, તેટલું જ વર્તમાનયુગના સમભાવી માનવીને તેની તરફ તીરસ્કાર ઉત્પન્ન કરાવવા માટે બસ છે. પરંતુ મનુમહારાજનો વર્ગીય પક્ષપાત એટલેથી જ અટકતો નથી. તે તો હજી ય ઘણો આગળ ધપે છે. જુવો :

"કોઇ અંત્યજ પોતાના જે અંગથી ઉત્તમવર્ણના મનુષ્યને પીડા કરે, તેના તે અંગને કાપી નાખવું. એવી મનુની આજ્ઞા છે." [૮: ૨૮૦]

"તે ક્રોધથી હાથ ઉગામે અથવાં હાથમાંનો દંડ ઉગામે તો તેનો હાથ કાપવો અને પગ વડે પ્રહાર કરે તો તેનો પગ કાપી નાખવો." [૮ : ૨૮૦]

"હીન જાતીમાં જન્મેલો પુરૂષ ઉચ્ચ જાતીવાળા સાથે એક આસને બેસવા ઇચ્છે તો તેના કટી પ્રદેશ ઉપર તપાવેલા લોઢાના ડામની નીશાની કરી તેને દેશપાર કરવો અથવા તેની કટીનો પાછલો ભાગ કાપી નાખવો." [૮ : ૨૮૧]

"જો તે બ્રાહ્મણ ઉપર થુંકે તો તેના બન્ને હોઠ રાજાએ કપાવી નાખવા, જો પેશાબ કરે તો તેની ગુહ્યેંદ્રીય કાપી નાખવી, અને બ્રાહ્મણ પાસે જો શુદ્ર અપાનવાયુ કરે તો તેના ગુહ્યસ્થાનને કપાવી નાખવું." [૮:૨૮૨]

"જો કોઇ શુદ્ર બ્રાહ્મણના કેશ, પગ, દાઢી, ગ્રીવા કે વૃષણ પકડે તો, કોઇ પણ જાતનો (ન્યાયાન્યાયનો પણ?) વીચાર કર્યા વીના તેના હાથ કાપી જ નાખવા" [૮:૨૮૩] પછી ભલેને માત્ર તેણે તે તે અવયવો પકડયા જ હોય અને બ્રાહ્મણના પવીત્ર (!) શરીરને પોતાના અપવીત્ર (!) હાથ વડે જરાયે ઇજા પણ કરી ન હોય!

હવે આની સાથે તુલનાત્મક નજરે નીચેનો શ્લોક સરખાવો અને પછી વર્ગીયભાવનાની ભીષણતાનો વીચાર કરોઃ

"સમાન જાતીવાળા પરસ્પરમાં મારામારી કરી માત્ર ચામડીનું છેદન કરે, કે રૂધીર કહાડે તો તેમનો એકસો પણ જેટલો દંડ કરવો, માંસ ભેદ માટે છ નીષ્ક દંડ કરવો અને હાડકું તોડનારને દેશપાર કરવો." [૮:૨૮૪]

ક્યાં આ સજા અને ક્યાં બ્રાહ્મણની સામે થનાર શુદ્રને માટે વીકરાળ સજા? અરે! એ તો બ્રાહ્મણ નામથી ઓળખાતા મનુષ્યપ્રાણીની વાત થઇ, પણ જેમ અત્યારે શ્રીમંતોનાં પ્યારાં શ્વાનબાલો કરતાંય નીધનોની બદતર દશા છે, તેમ બ્રાહ્મણની ગાયને પણ શુદ્ર કરતાં મનુએ મહામુલ્યવાન માનીને રાજાને સલાહ આપી છે કેઃ "બ્રાહ્મણની ગાયનું હરણ કરનારના અર્ધો-અર્ધ પગ તુરત જ કાપી નાખવા!" [ ૮ : ૩૨૫ ] અને બ્રાહ્મણનું રક્ષણ કરવા માટે બીજાને મારી નાખનારને પણ તે અપરાધ મુક્ત ઠરાવે છે! [ ૮ : ૩૪૯ ]

મનુમહારાજ ભારે વીદ્વાન અને બુદ્ધીમાન છે. મનુસ્મૃતિ જોતાં જ તે સ્વીકારવું પડે તેમ છે. એટલે એમની સ્મૃતીમાં અત્યારે આપણને જે અસહીષ્ણુતા તેમ જ વર્ગીય ભાવનાને ધોરણે ભયંકર જાતીદ્રોહ જણાય છે, તેમાં એમનો નહીં પણ એમના યુગની સામાજીક વ્યવસ્થાનો જ વાંક છે. તેમ ન હોય તો સ્ત્રીઓના શીયળની બાબતમાં ખુબ કાળજી રાખનાર મનુ મહારાજ, એ ક્ષેત્રમાં પણ વર્ગીય ભાવનાથી રંગાયલી દષ્ટીએ જોવાને બદલે, સર્વસામાન્ય દષ્ટીએ જ તેનો વીચાર કરત. પરંતુ તેમ કરવાને બદલે તેઓશ્રી કહે છેઃ

"સમાનજાતીનો જે પુરુષ ઇચ્છા વીનાની કન્યાને દુષીત કરે તે તુરત જ વધ કરવાને લાયક થાય છે, છતાં બ્રાહ્મણનો તે ગુન્હા માટે વધ કરવાનો નથી." [ ૮ : ૩૬૪ ]

ઉલટું તે માટે મનુમહારાજ આજ્ઞા ફરમાવે છે કેઃ

"ઉત્તમ પુરુષના સંબંધમાં આવનારી કન્યાનો કંઇ પણ દંડ કરવો નહીં, પણ નીચ પુરુષને સેવનારી કન્યાને ઘરતી અંદર બંધનમાં રાખવી" [૮:૩૬૫]

"નીચજાતીનો પુરુષ ઉત્તમજાતીની કન્યાનું તેની ઇચ્છાથી સેવન કરે તો પણ તેનો વધ કરવો યોગ્ય છે, અને સમાનજાતી-વાળી કન્યાનું સેવન કરનારે જો કન્યાના પીતાની ઇચ્છા હોય તો તેને શુલ્ક એટલે કન્યાનીમીત્ત ધન આપી તેની સાથે લગ્ન કરવાં." [૮:૩૬૬]

અમેરીકામાં ગોરી સ્ત્રી સાથે તેની ઇચ્છાથી ફરનાર કે પ્રેમ કરનારા હબસીઓને આજે પ જીવતાં સળગાવી દેવામાં આવે છે, તેના જેવી જ મનુમહારાજની આ આજ્ઞા છે. અલબત્ત રાજકારણી રમતનું પ્યાદું બની હીંદને નીંદનારી કેથેરીન મેયોની માતૃભુમીમાં વીસમી સદીમાં પ મનુના યુગની નીતી પ્રવર્તે, એ પોતાને ઉચ્ચ સંસ્કૃતી-વાળો મનાવવાનો દાવો કરનારા દેશને માટે જેટલું લજ્જાસ્પદ છે, તેટલુંજ સામાજીક નીયમોને કારણે કોઇ પણ દેશની પ્રજાને, તેની રાજકારણી સ્વતંત્રતાથી વંચીત રાખવાનો પ્રયાસ કરવો, તે સ્વતંત્રતાનું મહત્ત્વ સમજનારી પ્રજાને માટે પણ તેટલુંજ લજ્જાસ્પદ છે. એટલું પ્રસંગ ઉપસ્થીત થતાં કહેવું અસ્થાને નહીં જ ગણાય.

મનુ મહારાજની બીજી આજ્ઞાઓ જોતાં પણ એ જ વીચાર ઉપર ફરી ફરીને આવવું પડે છે કે, આર્યાવર્તના આદીયુગમાં તેના વીદ્વાનોએ વર્ગવીગ્રહનાં મુળ ઘણાં જ ઉંડાં ઉતાર્યાં છે, જેનાં માઠાં ફળ આજે પણ આપણે ભોગવી રહ્યા છીએ.

આજે જેને આપણે વ્યભીચારના નામથી ઓળખીએ છીએ તે જ વીષયમાં સ્મૃતીકાર મનુ આગળ ચાલતાં આજ્ઞા ફરમાવે છે કેઃ

"સંરક્ષણમાં રહેલી કે ન રહેલી દ્વીજ સ્ત્રીઓ સાથે સમાગમમાં આવનાર શુદ્રને, જો તે સંરક્ષણ વીનાની સ્ત્રી હોય તો તે

માટે તેનું એક અંગ છેદી નાખવું તેમ જ તેનું તમામ ધન હરી લેવું, પણ સંરક્ષણ વાળી સ્ત્રીના સંબંધ માટે તો તેના પ્રાણ અને એનું ધન બન્ને હરી લેવાં, ત્યારે એ જ ગુન્હા માટે વૈસ્ય એક વર્ષની કેદ અને તમામ ધનનો દંડ, અને ક્ષત્રીયનું તમામ ધન દંડ તરીકે વસુલ કરી, સજામાં માત્ર મુત્રથી એનું માથુ જ મુંડાવવું, અને સંરક્ષણ વીનાની સ્ત્રીના સમાગમના અપરાધ માટે વૈસ્યનો માત્ર પાંચસો પણ અને ક્ષત્રીયનો એક હજાર પણ એટલો દંડ જ કરવો." [૮:૩૭૪,૭૫,-૬]

શુદ્ર અને વૈસ્ય તેમ જ ક્ષત્રીય વચ્ચે ન્યાયદાનનો આ ભયંકર તફાવત ન્યાયનું જ ખુન કરનાર છે, પરંતુ બ્રાહ્મણો માટેની અવસ્થા પક્ષપાતમાં તો એ બધાથી ચડી જાય છે. જુઓ :

મનુ મહારાજ શ્રી મુખે આજ્ઞા ફરમાવે છે કે: "જો બ્રાહ્મણ સંરક્ષણમાં રહેલી બ્રાહ્મણીનું બાળાત્કારથી ગમન કરે તેનો માત્ર હજાર પણ દંડ, અને ઇચ્છાવાળી બ્રાહ્મણી સાથેના સમાગમના અપરાધ માટે કેવળ પાંચસો પણ દંડ કરવો !" [૮:૩૭૮]

જે કાર્ય માટે શુદ્રને પ્રાણદંડની તેમ જ તેના સર્વસ્વ ધન હરણની ભયંકર સજા, તે જ ગુન્હા માટે પૃથ્વી ઉપરના દેવ સમા માની લીધેલા બ્રહ્મબાલને માત્ર એક હજાર પણનો દંડ! આનાથી વીશેષ વર્ગીય ભાવનાનું પ્રદર્શન બીજે ક્યાં થયું હશે? અલબત્ત ખુદ ખ્રીસ્તીઓમાં કેથોલીક સંપ્રદાયવાળાઓને પ્રોટેસ્ટંટ સંપ્રદાયવાળાઓએ અનેક રીતે રંજાડયા હતા, તેમને તેમના અસ્તીત્વનો સુદ્ધાં રાજકારણમાં સ્વીકાર કરવામાં આવ્યો નહોતો, પરંતુ હીંદુસ્થાનમાં તો ધાર્મીક કારણમાં પ્રશંસનીય મહીમાના દાખવવામાં આવતી એવું આપણે ઘણા સાથે કહીએ છીએ, તેમ છતાં આ જ દેશમાં મનુ જેવા પુરૂષે જાતી જાતી વચ્ચે આવી ભયંકર હદ સુધીનો પક્ષપાત બતાવ્યો છે. અને આ પક્ષપાત આટલેથી જ પુરો થતો નથી. તે માટે હજુ યે વીશેષ પ્રમાણો કોઇને જોઇતાં હોય તો તે આ રહ્યાં?

પ્રાણદંડને યોગ્ય અપરાધ કરનાર બ્રાહ્મણના સંબંધમાં ખાસ ઉલ્લેખ કરીને મનુ મહારાજ કહે છે: "શાસ્ત્રની એવી આજ્ઞા છે કે બ્રાહ્મણને પ્રાણદંડ કરવાનું કહ્યું હોય ત્યાં માત્ર એનું માથું જ મુંડાવી નાખવું, ત્યારે બીજી વર્ણોને માટે પ્રાણદંડ કહ્યો હોય ત્યાં તેમના પ્રાણ જ હરણ કરવા." [૮ : ૩૭૯] એટલું જ નહીં પણ તે તો સર્વ સામાન્ય રીતે એવી જ આજ્ઞા ફરમાવી દે છે કે: "બ્રાહ્મણ સર્વ જાતનાં પાપ કરે છતાં કદી તેને હણવો નહીં, એટલું જ નહીં પણ તેને કોઇપણ જાતની શારીરીક પીડા કર્યા વીના, તેને પોતાની તમામ મીલ્કત સાથે દેશમાંથી દુર કરવો." [૮ : ૩૮૦] કેમકે "બ્રાહ્મણના વધથી અધીક અધર્મ આ લોકને વીષે બીજો એકકે નથી, એટલે રાજાએ તો એવી કલ્પના સુદ્ધાં કરવી નહીં." [૮ : ૩૮૧]

મનુમહારાજ બ્રાહ્મણ સ્ત્રીના અને બીજી વર્ણોની સ્ત્રીઓના શીયળની કીંમતમાં પણ આ જ રીતે બહુ જ પક્ષપાતભરી દ્રષ્ટીએ જુએ છે, પરંતુ અતી લંબાણ થવાને ભયે એ બધા શ્લોકો અહીં નહીં ઉતારતાં માત્ર તેનો ઉલ્લેખ કરીને જ સંતોષ માનવો પડે છે.

આ ઉપરથી એટલું સીધ્ધ થાય છે કે, સ્મૃતીકારોએ હેતુપુર્વક બ્રાહ્મણવર્ગનું આધીપત્ય સ્વીકારી, હેતુપુર્વક શુદ્ર કહેવાના વર્ગનું અપમાન થાય તેવી રીતો જનતામાં દાખલ કરાવી છે. તેમ કરવા માટે બ્રાહ્મણ

બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયો છે અને શુદ્ર તો પગમાંથી પ્રાદુર્ભાવ થયો છે, એવી મીમાંસા અને બુધ્ધીમાં નહીં ઉતરવા છતાં સંભ્રમ ઉત્પન્ન કરે તેવી કલ્પનાઓ સામાન્ય જનતામાં વહેતી મુકી દીધી છે. આવા પુરુષોએ વારંવાર એક જ દલીલ કરી છે. કે : "આકાશના તેજસ્વી ગ્રહોમાં જેમ સુર્ય, શરીરના સઘળા અવયવોમાં જેમ મસ્તક, અને સઘળા ધર્મોમાં જેમ સત્ય ઉત્તમ ગણાય છે, તેમ માનવ માત્રમાં બ્રાહ્મણ એ સર્વોત્તમ ગણાય છે." ત્યારે શુદ્રોને માટે લખી માર્યું છે કે:" શુદ્ર ખરીદેલો હોય [અર્થાત ખરીદેલો ગુલામ હોય] અથવા ખરીદેલો ન પણ હોય, છતાં એ બ્રાહ્મણે તો દાસપણું તેની પાસે જ કરાવવું, કેમકે બ્રહ્માએ બ્રાહ્મણનું દાસપણું કરવા માટે જ એને ઉત્પન્ન કરેલો છે." [મનુ ૮:૪૧૩] વળી તે એમ પણ કહે છે કે: "સ્વામીએ શુદ્રને દાસપણામાંથી મુક્ત કરેલો હોય તો પણ તે દાસપણામાંથી મુક્ત થઇ શકતો નથી, કેમકે શુદ્રને માટે તો દાસપણું એ જ માત્ર એક કુદરતી ઘટના છે." [૮:૪૧૪]

[ ૫ ]

**મનુયુગની** આ વર્ગીય ભાવના અતી ભયંકર છે. પરંતુ જેઓ મનુયુગને હાલના યુગમાં ઉતારવાની જ છુટ્ટી વાતો કરવામાં પોતાનું સુદ્દઢ સનાતનીપદ સાચવી રાખવાની વાતો કરી રહેલા છે, તેમના સીવાય અત્યારે ભાગ્યેજ કોઇ એવી મનોદશા કોઇ સેવતા જણાતા નથી, અને સુદ્દઢ સનાતનીઓ ઇચ્છે તો પણ અત્યારે એક જ સરખા ગુનહા માટે બ્રાહ્મણ અને શુદ્રની વચ્ચે પક્ષપાતપણું સજાઓ અપાવવા માટે હીંદી ફોજદારી કાયદામાં પરીવર્તન કરાવી શકે તેમ પણ નથી. - તો પણ આવા સનાતનીઓ, પોતાના માનસપટ ઉપરથી પ્રાચીનતાનો પટ દુર કરવા તૈયાર ન હોય તો, તેમનાથી સંપુર્ણ સ્વતંત્રતાની તો શું પણ સહજ સ્વતંત્રતાની યે વાત સુદ્ધાં થઇ શકે તેમ નથી. પરંતુ તેમના વર્તનમાં જ ભયંકર વદતો વ્યાઘાતનો દોષ પદે પદે દેખાય છે. ગોરા કાળાની વચ્ચેના ભેદ એમને ખુંચે છે, સામ્રાજ્યમાં અસમાન ધોરણે જીવવું પડે તે એમને રૂચતું નથી, પરંતુ વર્ગીય ભાવનાનાં



દલીત સ્ત્રી

જે કોમને મનુ મહારાજે ભયંકર અન્યાય કર્યો છે.

પ્રાચીન ધોરણથી કલુષીત બનેલાં પોતાના વીચારો અંત્યજ અથવા દલીત વર્ગના સંબંધમાં જે છે તેના તે જ કાયમ રાખવા છે!

આવી માન્યતાવાળાઓ દલીત વર્ગને તો સુખ દુઃખની કે માનાપમાનની લાગણી જ નથી, પોતાનું હીતાહીત વીચારવાની

ર દ્દીજ નથી એમ માની લઇને જ આગળ ધપે છે અને તેથી જ આજે બીજે છેડેથી વગીય ભાવનાનો પ્રશ્ન ઉકેલના જગતના બુદ્ધીમાન પુરુષો મથી રહ્યા છે તેઓ તેમા બીજુ કશુ જ નવુ કરતા નથી પરંતુ સમાજના નેતાઓએ આજ સુધી મુઠીભર માણસોના મહત્ત્વ સ્થાપી તેમના હીત માટે સખ્યાબધ મનુષ્યોનુ અહીત કર્યુ છે, તેના બદલામા તેઓ સખ્યાબધ લોકના હીત માટે પેલા મુઠીભર માણસોનુ અહીત થાય તેવી યોજના પણ ઘડતા નથી પરંતુ સમસ્ત માનવ સમુહનુ હીત સધાય તેવી યોજનાનો પ્રચાર કરી રહેલા છે, એટલે તેથી કોઇએ, કોઇ પણ રીતે, જરા જેટલા એ ગભરાવાનુ કશુ જ કારણ નથી છતા જેઓ વીના સમજે આર્યસસ્કૃતીના નામે એ નવા વીચારો સામે બુરકીયા કરી રહ્યા હોય, તેમણે મનુના બહુ વખણાયલા યુગની ભયંકર પક્ષપાત ભરી વગીય ભાવનાનો શાતીથી વીચાર કરી જોવાની જરૂર છે એ જરૂરને લક્ષમા લઇને જ 'નવયુગ' ના વાચકો સમક્ષ મનુમહારાજની આજ્ઞાઓના લાબા અવતરણો આપવાની ન છુટકે છુટ લેવી પડી છે

ટીદ પમેથી 'હોમચાર્જીસ'ને રૂપાળે નામે દર વર્ષે જે કરોડો રુપીઆની ખડણી લેવામા આવે છે તે વીષે લખતા સર જ્યોર્જ વીન્ગેટ કહે છે

"હિન્દના દેન તરીકે ટીદ પાસેથી વસુલ કરવામા આવતી ખડણી એ નામ અમેરીકાના કાનને કઠોર અને આપખુદી ભર્યુ લાગે, એટલે બ્રીટીશ જનતાથી એ ખડણીનુ ખરેખર સ્વરૂપ સભાગપુર્વક છુપાવવા માટે ટીદી સરકારનુ સ્વદેશ ખતાનુ ખર્ચ" [હોમચાર્જીસ ઓફ ધી ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ] એવુ રૂપાળુ નામ આપવામા આવ્યુ છે"

અને ૧૯૨૪ પહેલા ૯૦ વર્ષ સુધીમા બ્રીટન ટીદ પાસેથી 'હોમચાર્જીસ'ના નામે ૧૫ અબજ ૧૭ કરોડ રૂપીઆ ઘસડી જવામા આવ્યા છે તેની વીગત આ પ્રમાણે છે

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૩૪ | થી | ૧૮૫૬ | સુધીમા | પાઉન્ડ | ૭ | કરોડ | ૫૭ | લાખ |
| ૧૮૫૭ | ,, | ૧૮૬૦ | ,, | ,, | ૨ | ,, | ૮૪ | ,, |
| ૧૮૬૧ | ,, | ૧૮૭૪ | ,, | ,, | ૧૪ | ,, | ૬૬ | ,, |
| ૧૮૭૫ | ,, | ૧૮૯૮ | ,, | ,, | ૩૫ | ,, | ૭૮ | ,, |
| ૧૮૯૯ | ,, | ૧૯૧૩ | ,, | ,, | ૨૮ | ,, | ૦૪ | ,, |
| ૧૯૧૪ | ,, | ૧૯૨૦ | ,, | ,, | ૧૬ | ,, | ૭૭ | ,, |
| ૧૯૨૧ | ,, | ૧૯૨૪ | ,, | ,, | ૧૨ | ,, | ૨૯ | ,, |

એમ દર પાઉન્ડ ૧ અબજ ૧૮ કરોડ ૨૫ લાખ

# સંતતિ નિયમનની આવશ્યકતા

: મુળ લેખક :
પ્રો. જહાંગીર જ. અરાના

: ભાષાંતર કર્તા :
શ્રી સરોજીની મહેતા

સંતતી નીયમન એ એક પ્રકારનું વીજ્ઞાન છે. કેટલાંક સ્ત્રી પુરુષો એ વીજ્ઞાનને જાણવા કે સમજવાનો પ્રયત્ન કર્યા વીના, કેવળ એના નામ માત્રથી ખોટી રીતે ભડકે છે. અને તેમ કરતાં નીતી, સંયમ અને એવી બીજી અનેક જાતની અ ળી દલીલો કરે છે. તેથી 'નવયુગ'ના વાંચકવર્ગ સમક્ષ આ ઉપયોગી વીષયની ચર્ચા કરતો નીબંધ–જે એક જાણીતા જરથોસ્તી વીદ્વાને, અંગ્રેજીમાં લખ્યો છે, અને જેનું ભાષાંતર ગુજરાતનાં એક સમર્થ વીચારક, સુધારક અને નીડર બહેને કર્યું છે–રજુ કરીએ છીએ.

રાજકીય, સામાજીક અને આર્થીક એ સર્વ ક્ષેત્રોમાં પ્રગતી એક જ હેતુથી–માનવજાતીનાં દુઃખ દુર કરવાના હેતુથી–થતી હોય તો એ લક્ષ્યબીંદુ સાધવા માટે શાસ્ત્રીય માર્ગ શોધવા જોઇએ. પ્રજાની ઉન્નતીના માર્ગમાં આવતાં સર્વ કુદરતી અને કૃત્રીમ વીઘ્નો દુર કરવાના ઉપાય હાથ કરવા જોઇએ. રાજકીય અને સામાજીક સુધારા, સર્વ પ્રકારની પેદાશમાં વધારો કરવાના તેમ જ દ્રવ્યની વધારે ન્યાયપુરઃસર વ્હેંચણી કરવાના યત્નો, શીક્ષણ પદ્ધતીમાં ફેરફાર, એ સર્વને કૃત્રીમ વીઘ્નો દુર કરવાના અથવા જીવનની પરીસ્થીતી સુધારવાના ઉપાય કહી શકાય જન્મ અને મરણ પ્રમાણ, દેશમાં પોષણ કરવાનાં મનુષ્યોની સંખ્યા, દેશના ખોરાકની પેદાશના પ્રમાણમાં વસ્તીનું પ્રમાણ, પ્રજાનાં ખેતીવાડી અને ઉદ્યોગનાં સાધનો, અને પ્રજાની શક્તીનું એટલે સ્ત્રીપુરૂષોના પેઢી ઉતાર ગુણાવગુણનું નીરીક્ષણ એ સર્વ પ્રશ્નોને માનવજાતીનાં દુઃખ દુર કરવામાં કુદરતી વીઘ્નો સંબંધના ગણી શકાય.

આ લેખકનો મત એવો છે, કે આપણા નેતાઓએ જીવનશાસ્ત્ર (biology) ના પ્રશ્નો ઉપર જોઇએ તેટલું ધ્યાન આપ્યું નથી. ખેતીનાં અને ઉદ્યોગનાં ટુંકાં સાધનો ઉપર નીભાવવાની મનુષ્યોની સંખ્યાનો આપણે બીલકુલ વીચાર કરતા નથી. લોહીમાં ઉતરતા ગુણ કે અવગુણ તરફ જરાએ ધ્યાન અપાતું નથી. જો જીવનશાસ્ત્રના પ્રશ્નોનો વીચાર કરવામાં આવે તો કદાચ માનવજાતીનું કલ્યાણ અને સંસ્કૃતીની પ્રગતી બહુ જલદી સાધી શકાય.

## સંતતી નીયમનનો સાચો અર્થ

સામાન્ય સંયોગોમાં સ્ત્રી પુરુષના સમાગમથી અસંખ્ય પુરુષબીજોમાંથી એકાદ સ્ત્રીના ગર્ભાશયમાં રહેલાં સ્ત્રી બીજોમાંથી એકાદ સાથે મળી જાય છે. આ રીતે ગર્ભ ધારણ થાય છે. બન્ને બીજ બહુ જ સુક્ષ્મ

હોય છે અને સુક્ષ્મદર્શક યંત્રવડે જ જોઇ શકાય છે.

સંતતી નીયમન એટલે ઇચ્છાપુર્વક આ ગર્ભધારણ અટકાવવું તે. સ્ત્રી પુરૂષના સમાગમનું પહેલું પરીણામ–પુરૂષબીજ અને સ્ત્રીબીજનું મળવું–અટકાવવા માટે ઘણી રીતો છે અને તે અમલમાં મુકવી જરાએ મુશ્કેલ નથી. જો સંતતીની ઇચ્છા ન હોય તો આવી એકાદ રીત અમલમાં મુકવાથી એનો ઉદ્‌ભવ અટકાવી શકાય છે. ગર્ભધારણ એ શાપ સમાન થઇ પડતું નથી, અને મનુષ્યની ઇચ્છા–પુર્વક એનું નીયમન થઇ શકે છે.

આપણા દેશમાં એ રીત બહુ જાણીતી નથી. પરંતુ એ વીષેના જ્ઞાનનો જો વધારે પ્રચાર કરવામાં આવે, એને સારી રીતે સમજવામાં આવે અને ડહાપણથી વાપરવામાં આવે તો વ્યક્તી અને સમાજ બન્નેને હાની કરતા લાભ વધારે થાય. મારો મત તો એવો છે કે જેમની સફળતા સીદ્ધ થઇ હોય એવી રીતો વીષેના જ્ઞાનનો પ્રસાર કરવાથી અને ડહાપણથી ઉપયોગ કરવાથી ઘણાં દુઃખ દુર થશે, દેશની આર્થીક ઉન્નતી થશે, અને એકંદરે પ્રજાની પ્રગતી સધી શકશે.

પ્રથમ એટલું સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે સ્ત્રીપુરૂષનો સમાગમ સામાન્ય મનુષ્યોના જીવનમાં બે હેતુ પુરા પાડે છે. મનુષ્ય જીવનના અનુભવથી એટલું ખબર પડે છે કે સાધારણ રીતે સમાગમનો હેતુ મનુષ્યમાં કુદરતી રીતે જ ઉત્પન્ન થતી ઉત્કટ વાસના સંતોષવાનો છે. આ હેતુ શુભ છે કે નહીં અથવા એને નીચ, પાશવ, અમાનુષી ગણી તીરસ્કાર કરવો યોગ્ય છે કે નહીં એ પ્રશ્નાનો વીચાર અત્યારે નહીં કરીએ. સામાન્ય રીતે સંતતીનીયમન વીરૂદ્ધની દલીલોમાં સંયમ અને બ્રહ્મચર્ય વીષે જે દલીલ કરવામાં આવે છે તેનો જ વીચાર કરીશું. ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે ઘણાં ખરાં મનુષ્યો પોતાની વાસના સંતોષવા જ સમાગમ કરે છે, સંતતી માટે નહીં. નીરીક્ષણ અને અનુભવથી આ સીદ્ધ થએલું છે. જો કે એટલું પણ ખરૂં છે કે કોઇક વખત ખાસ સંતતી ઉત્પન્ન કરવા માટેજ સમાગમ કરવામાં આવે છે. આ પ્રમાણે વાસના તૃપ્તી અને સંતતીની કુદરતી ઇચ્છા એ બે જુદા જુદા હેતુ છે અને ઘણી વાર એ બેને કાંઇ સંબંધ હોતો નથી.

સરળતા ખાતર આપણી દલીલોના ત્રણ વીભાગ પાડીશું: (૧) વ્યક્તીનું એટલે માબાપ અને સંતાનોનું હીત, (૨) જાતી, સમાજ કે પ્રજાનું હીત; અને (૩) સંતતી નીયમન વીરૂદ્ધ દલીલો વીષે વીચાર.

## (૧) વ્યક્તીનું હીત

### (ક) માતા-બે સંતાનોની ઉમ્મર વચ્ચે મોટા ફેરફની જરૂર.

જો કે બાળકનો જન્મ એ એક કુદરતી બનાવ છે, છતાં એમાં માતાની જીંદગીને જોખમ તો છે જ, સગર્ભાવસ્થામાં સ્ત્રીની તંદુરસ્તી બહુ સારી રહી હોય છતાં પણ પ્રસવ વખતે કાંઇક ભય તો રહે છે જ. ઇંગ્લંડમાં બહુ જ સગવડવાળાં મકાન, શ્રેષ્ઠ દાક્તરી મદદ, પ્રસવ પહેલાં અને પછી સારામાં સારી માવજતઃ એ સર્વ છતાં દર હજારે ચારથી પણ વધારે પ્રસુતીના કેસ પ્રાણઘાતક નીવડે છે. બધા વર્ગોનું આ સામાન્ય પ્રમાણ છે. દેશના કારખાનાવાળા વીભાગોમાં આ પ્રમાણ વધારે મોટું છે— લગભગ હજારે આઠ જેટલું છે. વળી એટલું પણ યાદ રાખવું જોઇએ કે સગર્ભાવસ્થા શરીરની ઘણી શક્તી હરી લે છે. પ્રસુતી પછી તરત અને પાછળથી ઘણા દીવસ

સુધી માતા બહુ અશક્ત સ્થીતીમાં હોય છે. એને આરામ અને ફરી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાની જરૂર છે. ઉપરા ઉપરી ઘણી પ્રસુતી થવાથી એને સ્વાસ્થ્ય મેળવવાનો સમય જ મળતો નથી, અને પ્રસુતી વધારે કષ્ટમય થતી જાય છે. પરીણામે ઘણીવાર ગર્ભસ્થાનનું ખસી જવું, વાંસાનું દરદ, ગર્ભસ્થાન ઉપર કેન્સર અને કેટલીક વખત કાયમની માંદગી વીગેરે સ્ત્રીને ભોગવવાં પડે છે. ટુંકી મુદતમાં એક પછી એક ઘણાં બાળકો થવાથી સ્ત્રીનું શરીર ઘસાઇ જાય છે અને એ અકાળે વૃદ્ધ થઇ જાય છે. જો બે બાળકોની ઉમ્મર વચ્ચે ઘણો તફાવત હોય તો તંદુરસ્ત સ્ત્રી છ કે તેથી પણ વધારે બાળકોને કાંઇ જ કષ્ટ વગર જન્મ આપી શકે છે.

પરંતુ ઉપરા ઉપરી પ્રસુતીથી બીચારી માતાને શારીરીક ક્ષીણતા કે શરીરને પડતું કષ્ટ એ એકલાં જ દુઃખ નથી વેઠવાં પડતાં. મધ્યમ કે ગરીબ વર્ગની સ્ત્રીને પોતાની નબળી તબીયતમાં અનેક બાળકોને ઉછેરવા સીવાય બીજું કાંઇ જ કામ કરવાનો વખત કે શકતી રહેતાં નથી. ઘણીવાર એની શારીરીક કે માનસીક શક્તીની અવસ્થા બહુ ખરાબ થઇ જાય છે. કાંઇ બુદ્ધીમાન વ્યવસાયની તો વાત જ શી કરવી? એ વર્ગમાં બીચારી માતાને શારીરીક કે માનસીક વીકાસ સાધવાનો પ્રસંગ જ પ્રાપ્ત નથી થતો. એમના સાદા જીવનમાં માણી શકાય એવી જીવનની રમણીયતાનો પણ ઉપભોગ નથી થઇ શકતો. આવા પ્રતીકુળ સંયોગોમાં તનતોડ મહેનત કરતી, આવી દુઃખદ સ્થીતીમાં જીંદગી ઘસડતી માતા આદર્શ ગૃહીણી કે પતીના સહચારીણી બને એમ આશા રાખવી કેટલી મીથ્યા છે? આપણા દુર્ભાગી દેશમાં ઉપરાઉપરી બાળકો થવાથી સ્ત્રીના અસ્તીત્વને જેટલી હાની થાય છે એટલી દુનીયાના કોઇ પણ ભાગમં– જંગલી પ્રજાઓમાં પણ–થતી નથી. આપણા દેશમાં આવી લાખો માતાઓ ચેતન રહીત, કંગાલ, જીવન નહી,પણ માત્ર અસ્તીત્વ ભોગવે છે. એમને જીંદગીમાં કશો જ રસ રહ્યો નથી હોતો. તેમના ઉપર મોટે ભાગે ફરજીયાત લાધવામાં આવતા માતૃત્વમાંથી છુટવાની આશા ક્યાં છે? એ માતૃત્વ પ્રાપ્ત કરવાની એમને ઇચ્છા નથી. એમણે એ માગી લીધું પણ નથી.

## (ખ) પુરૂષને કેવે પ્રકારે હાની થાય છે તે તપાસીશું.

જો પુરૂષને સંતતી નીયમનના ઉપાયની ખબર ન હોય તો એની સ્થીતી વીપરીત થાય છે. એને કાં તો કેવળ બ્રહ્મચર્ય પાળવું પડે કે કાં તો ન ઇચ્છતાં બાળકો ઉત્પન્ન કરવાં પડે. કેવા પ્રકારનું બ્રહ્મચર્ય, લોકો તે પાળી શકે કે નહી અથવા એમની પાસે પળાવી શકાય કે નહી, સંતતી નીયમન માટે બ્રહ્મચર્ય અસરકારક છે કે નહી એ સર્વ પ્રશ્નોનો પછીથી વીચાર કરીશું. પરંતુ અત્યારે તો વાંચકોને એટલુંજ લક્ષમાં લેવા વીનંતી છે કે મનુષ્યોનો ઘણો મોટો ભાગ બ્રહ્મચર્ય પાળતો નથી અને પરીણામે વણમાગ્યાં બાળકોના માતપીતા થાય છે. આથી પુરુષને પણ ઘણાં દુઃખ વેઠવાં પડે છે. કુટુંબમાં વારંવાર થતી વૃદ્ધીને લીધે એને પોતાની આવક વધારવાની ચીંતા કાયમની રહે છે. આવક ધાર્યા પ્રમાણે વધારી શકાય નહી. એટલે એને અને એના કુટુંબને દરીદ્રતાનાં દુઃખ વેઠવા પડે છે. બ્રહ્મચર્ય પાળવાના મીથ્યા યત્નોને લીધે દંપતીના સંબંધ ઉપર માઠી અસર થાય છે, અને તેઓ અન્યોન્યનાં સાચાં સહચારી બની શકતાં નથી.

### (ग) बाळकोनुं हीत.

बाळको पोतानां मातपीता पोतानी मेळे पसंद करी शकता नथी. क्यारे अने केवा संयोगोमा जन्म लेवो ते एमना हाथनी वात नथी अथी मातापीतानी फरज छे के अगाउथी वीचार करी एटलुं ध्यानमा राखवुं जोइए के पोतानी स्थीतीना प्रमाणमा सारामा सारा संयोगो होय तेज वखते बाळकनो जन्म थवो जोइए. बधां प्राणीओमां मानव बाळको जन्म वखते सौथी वधारे असहाय स्थीतीमा होय छे. जन्म पछी तरत अने बाल्यावस्थामां एमनी बहु ज काळजीथी संभाळ लेवी पडे छे. आपणुं ज्वन एवुं अटपटुं थइ गयुं छे के बाळको पोतानामां रहेली सर्व शारीरीक मानसीक अने नैतीक शक्तीओनो वीकास साधी शके ते माटे माबापने बहु ज श्रम लेवो पडे छे, बहु ज समय गाळवो पडे छे, घणी चींता राखवी पडे छे. मोटा थइ बदलाता संयोगोने अनुकुळ थइ शके अने जगतमां सुखी स्त्री पुरुषो तरीके पोतानुं स्थान प्राप्त करी शके ते माटे बाळकोनी प्राथमीक तालीम बहु ज अगत्यनी छे, आज केळवणीनुं पीशाळ स्वरूप छे. केळवणी एटले घर के शाळामां अपातुं पुस्तकोनुं ज्ञान नहीं. अनुकुळ परीस्थीती उभी करवी, सारुं ज्वन गुजारवानी सगवड करी आपवी के जेथी बाळकमां रहेली कुदरती शक्तीओनो संपुर्ण वीकास थाय, एनुं ज नाम साची केळवणी. बाळकना ज्वनमां मातापीता बहु ज अगत्यनो भाग भजवे छे. एमना शीर उपर मोटी जवाबदारी रहेली छे. ज्यां एक पछी एक घणां बाळकोनो जन्म थतो होय त्या मातापीता पोतानी फरज संपुर्ण रीते अदा करी शके ज नही. मातापीतानी फरजो अनेक छे, अने बाळकोने रक्षण, अन्न अने वस्त्रो आपवामां ए फरजो पुरी थइ जती नथी.

### (घ) मातापीताने कोइ जातनुं दरद होय, वारसामां उतरे एवो रोग होय, अथवा बाळकमां उतरे एवी शारीरीक के मानसीक खामीओ होय त्यां संतती नीयमन अगत्य केवी रीते छे ते तपासीशुं.

उपर (क) अने (ख) वीभागमां करेली चर्चा तंदुरस्त मातापीताने लागु पडे छे. जो एमने माटे संतती नीयमन जरूरनुं होय तो रोगी के खोडखांपणवाळां माणसोने माटे तो बहु ज जरूरनुं छे.

जो स्त्रीनुं हृदय नबळुं होय, अथवा एने क्षय रोग लागु पडयो होय अथवा मुत्राशयना केटलाक रोग होय, तो प्रसुती तंदुरस्तीने अने ज्वनने बहु ज भयजनक छे. एम पण जणाय छे के नबळी तबीयत के रोग होवा छतां वासना तद्दन जती रहेती नथी. जो एवां मनुष्यो केवळ ब्रह्मचर्य पाळी शकतां न होय, अने पाळवानां ज न होय, तो पछी एमने संतती अटकाववानी रीतो न शीखववी ए पाप नथी? आवा दाखलाओमां मा अने बाळक बन्नेने नुकसान थवा संभव छे.

बहेरां मुंगां, जन्मथी आंखे मोतीआवाळां, दीवानां, कम अक्कल, नबळां मननां, जडबुद्धीनां, गुनेगार वृत्तीवाळां अने कदाच दारूडीया ए सर्व प्रकारनां मनुष्यो जो बाळक उत्पन्न करे तो एमनां बाळकोने ज वधारे सहन करवुं पडे छे. माबापना दोषनां ए वीना वांके भोग थइ पडे छे. तेओ कांतो रोगथी पीडातां बाळपणमां ज मृत्यु पामे छे अथवा पोताना कांइ पण वांक वीना

માબાપની ખોડખાંપણ કે રોગનો વારસો જીંદગી સુધી ધારણ કરે છે.

## (ચ) જાતીનું હીત

જાતી અને પ્રજા એ વ્યક્તીઓ અને કુટુંબની બનેલી છે. તેથી જો વ્યક્તીઓ દુઃખ મુક્ત હોય તો પ્રજા સુખી અને ઉન્નત બને જ. આ રીતે ઉપરના વીભાગોમાં વ્યક્તીઓ માટે જે કહ્યું છે તે આ વીભાગને લાગુ પાડી શકાય. પરંતુ સમાજશાસ્ત્રની દ્રષ્ટીએ પણ કેટલોક વીચાર કરવાનો છે. કારણ કે કોઇ પણ વ્યક્તી કે કુટુંબનું હીત એ માત્ર એમના પોતાના હાથની વાત નથી. પાડોશીઓ અથવા જાતી કે સમાજમાં વસતી બીજી વ્યક્તીઓની રીતભાત અને એમની સુખ સગવડ ઉપર પણ એ હીતનો આધાર રહેલો છે. દાખલા તરીકે આપણે આપણું ઘર અને આંગણું સ્વચ્છ રાખીએ પણ પાડોશી બેદરકાર કે અજ્ઞાન હોઇ પોતાના આંગણામાં ગંદુ પાણી એકઠું થવા દે તો એને અને આપણને બન્નેને મેલેરીયા લાગુ પડવાનો સંભવ રહે. આપણે આપણી આવકના પ્રમાણમા જ કુટુંબ વધારીએ પણ પાડોશી તેમ ન કરે. એ એમ દાવો કરે કે એ એના કુટુંબની અંગત વાત છે. અને સમાજને તેમાં વચ્ચે પડવાનો કાંઇ જ હક નથી. આપણે એટલી કાળજી રાખીએ કે દુનીયા એટલે જે જનસમાજમાં આપણે પાડોશી સાથે વસીએ છીએ તેમાં રોગી અથવા માનસીક કે શારીરીક ખામીવાળાં બાળકો ઉત્પન્ન કરી અશક્ત, ગુન્હેગાર કે ભીખારીઓની સંખ્યા હાથે કરીને વધારવી નહી. ત્યારે આપણા પાડોશી એવી કાંઇ જ કાળજી રાખે નહી, કે એટલો વીચાર કરવાની એની શક્તી જ ન હોય. એના આવા વર્તનનું પરીણામ શું આવે તે સ્પષ્ટ છે. એની બેદરકારી કે અજ્ઞાનને લીધે ઉત્પન્ન થતી વણમાગી સંતતીનું એ પોષણ કરી શકે ત્યાં સુધી સમાજને કાંઇ હરકત નથી. પણ સાધારણ રીતે એવુંજ બને છે કે આવાં અવીચારી કે સ્વાર્થી માબાપની સંતતી દયાળુ મનુષ્યોને કે રાજ્યને બોજારૂપ થઇ પડે છે. દાનથી અથવા જાહેર પ્રજાના ખર્ચે તેમનું પોષણ કરવા કે તેમને સુધારવા કેદખાનાં, દવાખાના, હોસ્પીટલો, દીવાનાશાળા વીગેરે નીભાવવાં પડે છે. આપણા દેશમાં બને છે તે પ્રમાણે સમાજ એવો આર્થીક બોજો સહન કરવા શક્તીમાન ન પણ હોય. વળી કોઇ ઠેકાણે એવું પણ બને કે અજ્ઞાન કે ગમે તે કારણથી સમાજનું નૈતીક ધોરણ બહુ નીચું થઇ ગયું હોય. એ સમાજમાં સખાવતી દયાળુ મનુષ્યો ઘણાં હોય. પણ એમનું દાન અપાત્રે જઇ નીષ્ફળ નીવડતું હોય, અને એ દયાળુ મનુષ્યો જેનો નાશ કરવા ઇચ્છતાં હોય એ જ અનાચારોને પોષવામાં સાધનરૂપ બનતું હોય. સમાજ પ્રત્યેની ફરજના અજ્ઞાનથી કે બીજા કોઇ કારણથી પ્રજા આ હતભાગી મનુષ્યોની દરકાર ન કરતી હોય અને એમના પ્રારબ્ધ ઉપર જ છોડી દેતી હોય તો એ અનીષ્ટ મનુષ્યોની સંખ્યા એટલી વધી જાય કે સમાજને ભયરૂપ થઇ પડે. તેમ જ પ્રજાની કાર્યોત્પાદક શક્તી (efficiency) અને ઉન્નતીને વીઘ્નકર્તા થાય.

પ્રજાના જે વર્ગો મોટાં કુટુંબનું પોષણ કરવાની સૌથી ઓછી આર્થીક શક્તી ધરાવતાં હોય તે જ મોટાં કુટુંબ ઉત્પન્ન કરે છે એવું બતાવવા કાંઇ પ્રમાણ છે? માઇકલ ફીલ્ડીંગે ઇંગ્લંડ અને વેલ્સ માટે તૈયાર કરેલા આંકડા નીચે આપ્યા છે તે ઉપરથી જણાશે કે જુદા જુદા ધંધા,

વેપાર વીગેરે કરનાર વર્ગોમાં જન્મપ્રમાણ કેવા પ્રકારનું છે. આપણા શહેરમાં પણ કોઇ એવી રીતે શાસ્ત્રીય પદ્ધતીથી જુદા. જુદા વર્ગોના જન્મપ્રમાણના આંકડા કહાડે તો જરૂર બહુ અગત્યની માહીતી મળે.

ણને લીધે જ તેઓ મોટાં થયે તદન નબળાં નીકળે છે. એમનું જીવન જન્મથી મરણ સુધી ભાર રૂપ જ બને છે. દુ:ખી જીંદગી ગાળતાં અર્ધમૃત જેવી સ્થીતીમાં જીવન સંગ્રામ ખેડે છે.

## ઇંગ્લંડ અને વેલ્સ

| વર્ગ. | ૫૫ વર્ષની અંદરના દર હજાર પુરૂષે જન્મ પ્રમાણ. | એક વર્ષની અંદરનાં દર હજાર બાળકે મરણ પ્રમાણ. |
|---|---|---|
| મધ્યમ અને ઉપલા વર્ગો | ૧૧૯ | ૭૬.૪ |
| પ્રવીણ ( skilled ) કામદારો | ૧૫૩ | ૧૧૨.૭ |
| સામાન્ય ( unskilled ) કામદારો | ૨૧૩ | ૧૫૨.૫ |
| દાકતરો | ૧૦૩ | ૩૯ |
| પાદરીઓ (ચર્ચ ઓફ ઇંગ્લંડ ) | ૧૦૧ | ૪૮ |
| ખંદરના મજુરો | ૨૩૧ | ૧૭૨ |

આ આંકડા ઉપરથી જણાશે કે જન્મ પ્રમાણ અને મરણ પ્રમાણ સાથે જ વધે છે. જન્મ પ્રમાણ મોટું હોય તેથી વસ્તીમાં વધારો થાય જ એવું નથી, કારણ કે સાથે સાથે મરણ પ્રમાણ પણ વધારે હોય છે. મારો સીદ્ધાંત એવો છે કે ગરીબ લોકોને- અને આપણા દેશમાં આપણે બધા જ વધતા ઓછા પ્રમાણમાં ગરીબ છીએ-સંતતી તદ્દન અટકાવવાનું ન કહેવું જોઇએ પણ એને નીયમમાં રાખવાનું કહેવું જોઇએ. ગરીબ અને આર્થીક મુસીબત ધરાવતા લોકોને માહીતી આપી, વીનંતી કરી સંતતીનું નીયમન કરતાં અને વધારે પડતી 'સંતતી અટકાવતાં શીખવવું જોઇએ કારણકે ગરીબાઇ એ એક જ કારણથી બાળકોને જીંદગીમાં જોઇતી તક આપવાનું કે સારી રીતે ઉછેરવાનું સમાજના કોઇ પણ વર્ગને મારે શકય નથી જ. આ બધાં જ બાળકો મૃત્યુ ન પામે-જો કે આપણે યાદ રાખવું જોઇએ કે આપણા દેશમાં મરણ પ્રમાણ અતીશય મોટું છે-તો પણ આર્થીક કર-

થોડાં વર્ષ ઉપર મને વીચાર આવ્યો કે કેટલાક સરકારી રીપોર્ટોમાં આપેલી આપણા ઇલાકાના પાક અને ખેતીવાડીની જમીન સંબંધી હકીકત અને આંકડા તેમ જ આપણા દેશની વસ્તી, જન્મ પ્રમાણ અને મરણ પ્રમાણના આંકડા તપાસવા. મારે એટલું જોવું હતું કે આ હકીકત ઉપરથી આપણા ઇલાકામાં વસતા લોકોની વાર્ષીક આવક વીષે, જાણે એ બધા લોકો મુંબઇ ઇલાકા રૂપી ઘરમા વસતા સંયુક્ત કુટુંબનાં માણસો હોય એ પ્રમાણે અડસટ્ટો કાઢી શકાય કે નહી. આપણા ઇલાકાની કુલ વસતી રૂપી સંયુક્ત કુટુંબની વાર્ષીક આવકનો આ પ્રમાણે અડસટ્ટો કાઢતાં જણાય છે કે આપણી આવક એટલી બધી-અસ-ધારણ-ઓછી છે કે આખી વસતીની કુલ આવક સરખે ભાગે વેંચી હોય તો પણ તે સામાન્ય સુખ સગવડમાં જીવન ગુજારવા પુરતી પણ નથી. આ હકીકત ધ્યાનમા લેતાં બીજી એક વાત ઉપર પણ પ્રકાશ પડે છે. જે લોકો એમ કહે છે કે ગરી-

આનું કારણ દ્રવ્યની અયોગ્ય વ્હેંચણી એ જ છે તેમની આંખો આથી ખુલવી જોઇએ. વળી આ આંકડા ઉપરથી નીચે પ્રમાણે અનુમાનો કરી શકાયઃ (૧) આપણા ઇલાકાની વાર્ષીક આવકનો સૌથી મોટો ભાગ ખેતી જે આપણો મુખ્ય ઉદ્યોગ છે તેમાંથી આવે છે. (૨) જો આપણા ઇલાકામાં દર વર્ષે ખેતીમાંથી ઉત્પન્ન થતું દ્રવ્ય કેટલું છે તે શોધી કાઢીએ તો ખબર પડે કે આ ઇલાકાની સમગ્ર વસતી—આપણા સંયુક્ત કુટુંબને—કેટલી આવક ઉપર ગુજારો કરવો પડે છે. (૩) કુલ વાર્ષીક આવકને આખી વસતી સાથે સરખાવતાં અને સરખે ભાગે વ્હેંચતાં જણાય છે કે જીંદગીની પ્રાથમીક જરૂરીયાતોને પહોંચી વળવા જેટલી પણ એ આવક નથી—મોજ મઝાની તો વાત જ શી કરવી. (૪) આવા સંયોગોમા આપણે કાં તો ખેતીનું ઉત્પન્ન બહુ મોટા પ્રમાણમાં વધારવા પ્રયત્ન કરીએ કે જેથી બધી વસતી સુખમાં ગુજારો કરી શકે અથવા આપણી વસતીનું પ્રમાણુ નીરંકુશ રીતે વધતું અટકાવવાનું કામ આપણા પોતાના હાથમાં રાખીએ. વસતીને નીરંકુશ રીતે વધારવાનું કામ કુદરત કરે છે તેથી બાળમરણનું પ્રમાણ હદપાર વધી ગયું છે, મોટી ઉમરની વસતીનાં શરીર અને મન નીર્બળ રહે છે અને દરીદ્રતાથી ઉદ્ભવતા રોગો, દુઃખ અને મરણ વેઠવાં પડે છે. હમણાં ખેડાય છે તે કરતાં વધારે જમીન ખેડવાનું શક્ય છે. પરંતુ મોટા પાયા ઉપર ખેતી કરવી, દુધ ઘીના ઉદ્યોગ વધારવા, ઢોર ઉછેરવાં વીગેરે ઉદ્યોગો માટે મહેનત, મુડી, વખત અને મજુરી એ સર્વની જરૂર પડે છે. આ બધું એક દીવસમાં કે થોડાં વર્ષમાં પણ થઇ શકે તેવું નથી. તેથી એ દર્મીયાન તો બીજો ઉપાય—જન્મપ્રમાણને નીયમમાં રાખવું—એના ઉપર આધાર રાખવો પડશે. જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં સૌથી વધારે અસરકારક અને સૌથી ઓછી નુકશાનકારક એવી પદ્ધતીથી સંતતી નીયમનને ઉત્તેજન આપવું પડશે. આંકડા આપી વાંચકોને કંટાળો આપવાનો ઇરાદો નથી, પણ ૮૫-રના સીદ્ધાંતને ટેકો આપવા માટે અહીં થોડી હકીકત અને કેટલાક આંકડા આપ્યા છે. નીચે આપેલી હકીકત તથા આંકડા એક સામાન્ય વર્ષના ખેતીના ઉત્પન્ન સંબંધી છે. અને ઇ. સ. ૧૯૧૧ ની વસ્તીને લાગુ પડે છે.

(ક) ૧૯૧૧ માં મુંબઇ ઇલાકાની કુલ વસ્તી ૨૭૦.૪૩૧૭ હતી અથવા પેરીસના મોં. હાડીની ગણતરી પ્રમાણે ૨૦૬૬૫૩૩૪ મોટી ઉંમરના પુરષો હતા. (એ એમ ગણતરી કરે છે કે વસ્તીમાં દર હજાર મનુષ્યે ૩૨૫ પંદર વર્ષની અંદરનાં બાળકો હોય છે, ૫૯૫ પંદરથી સાઠ સુધીનાં મોટી ઉંમરના માણસો હોય છે—જેમાનો અડધો ભાગ સ્ત્રીઓ હોય છે, અને ૮૦ સાઠ વર્ષ ઉપરનાં માણસો હોય છે. અને એમ માનીએ કે મોટી ઉંમરનાં સ્ત્રી પુરુષોને કામ કરનાર પુરુષનો ¾ ભાગ ખોરાક જોઇએ અને બાળકોને સ્ત્રીનો ¾ ભાગ જોઇએ તો વસ્તીમાં સરાસરી ખોરાકનું પ્રમાણુ દર હજારે ૭૬૩ મોટી ઉંમરના પુરષો જેટલું થાય).

(ખ) આખા ઇલાકાનું ક્ષેત્રફળ ૧૮૬૮૪૩ ચોરસ માઇલ અથવા ૧૧૯૫૭૯૫૨૦ એકર છે. સામાન્ય વર્ષમાં ૨૮૭૨૫૧૧૮ એકર એટલે આખા ક્ષેત્રફળનો માત્ર ચોથો ભાગ ખેડાય છે. આનું કારણ એ છે કે ૯૮૩૨૩ માઇલ જમીન તો વેરાન રણ જેવી, વરસાદ વગરની અને ન ખેડાય

તેવી છે. હજી ઘણાં વર્ષો સુધી આ જમીન એવી જ રહેશે. બહુજ થોડી જમીનમાં વરસમાં બે પાક ઉતરે છે.

(ગ) આપણો મુખ્ય ઉદ્યોગ ખેતી જ છે તે નીચે આપેલા આંકડા ઉપરથી જણાશે. અને તેથી આપણી મુખ્ય આવક પણ ખેતીની જ છે.

## ધંધા પ્રમાણે વસતીનું પ્રમાણ

| | |
|---|---|
| ખેતી | ૬૪ ટકા. |
| ઉદ્યોગો | ૧૩ ,, |
| વેપાર | ૭ ,, |
| નોકરી (સરકારી લોકલ-બોર્ડ વીગેરેની) | ૨ ,, |
| સ્વતંત્ર ધંધા | ૨ ,, |
| ઢોર પાળવાં | ૨ ,, |
| મચ્છીમાર | ૧ ,, |
| શીકાર | ૧ ,, |
| વાહન હાંકવાં | ૩ ,, |
| લશ્કરી નોકરી | ૧ ,, |
| ઘરકામની નોકરી | ૧ ,, |
| પરચુરણ | ૪ ,, |

(ઘ) મુખ્ય પાક ડાંગર, ઘઉં, કપાસ, શેરડી, તલ, જવ, જુવાર, બાજરી, ચણા વીગેરે છે.

નીચે આપેલા આંકડા અમુક વખત માટે જુદા જુદા પાકનું વાવેતર કરેલી સરાસરી જમીનનું માપ બતાવે છે. આ આંકડા મુંબાઇ ઇલાકાના છે અને વડી સરકારના રીપોર્ટ—Estimate of area and yield of Principal crops of India 1919-20 Department of Statistics, 22nd. Issue—એ પુસ્તકમાંથી એકઠા કર્યા છે.

| પાક | સરાસરી એકર જમીન |
|---|---|
| ડાંગર | ૩૫૨૨૫૦૦ |
| ઘઉં | ૨૩૯૦૭૦૦ |
| શેરડી | ૯૯૫૯૦ |
| કપાસ | ૭૧૪૭૩૦૦ |
| અળસી | ૧૬૧૪૦૦ |
| રાઇ વીગેરે | ૨૮૦૯૪૦ |
| તલ | ૮૦૬૬૩૦ |
| મગફળી (સીંગ) | ૨૩૩૮૯૦ |
| ગળી | ૭૦૪૩ |
| જવ | ૫૪૫૦૦ |
| જુવાર | ૭૮૫૨૦૦૦ |
| બાજરી | ૫૩૨૯૫૦૦ |
| મકાઇ | ૧૮૮૨૫૦ |
| ચણા | ૬૪૭૮૭૫ |
| કુલ | ૨૮૭૭૨૫૧૮ એકર |

આપણા ઇલાકાના ખેતીના દ્રવ્યનો અડસટ્ટો કાઢવા માટે એમ ધારીએ કે બધી જ જમીનમાં ડાંગર વાવવામાં આવે છે. ડાંગરમાંથી દર એકર દીઠ ૧૨૩૦ રતલ તૈયાર ચોખા નીકળે છે. આથી કુલ ચોખા ૩૫૩૩૧૮૯૫૧૪૦ રતલ નીકળે. આજ અથવા આથી સહેજ વધારે આપણો સરાસરી વાર્ષીક પાક થયો. આજ પાક ઉપર આપણી ૨૭૦૮૪૩૧૭ માણસોની વસ્તીને નીભાવ કરવાનો છે. આ પાકનો આશરે ૩૦ થી ૪૦ ટકા તો બી તથા ઢોરોના નીભાવ માટે જુદો રાખવો જોઇએ. આપણાં ૨૦૬૬૫૩૩૪ પુખ્ત ઉમરના માણસોને માટે આ રીતે માથા દીઠ રોજના બે રતલથી વધારે ચોખા ન આવે. બે રતલ ચોખાથી શરીરની જરૂરીયાતોને પહોંચી વળાય જ નહી. અલબત્ત માંસ વીગેરે ખોરાકથી તથા જંગલની ઉપજ વાપરવાથી તેમ જ તે ઉપજ બીજે નીકાસ કરવાથી કેટલીક પુરવણી થઇ શકે. તે છતાં એકંદર કાઢેલા આ પ્રમાણથી આપણી ખેતીની સ્થીતી તથા તેમાંથી થતી આવક જે પ્રજાની મુખ્ય આવક છે તે વીષે કાંઇક માહીતી મળી શકશે.

સંતતી નીયમનથી એક બીજો પણ ફાયદો થશે. ઘણા સમાજસુધારકો વેશ્યાવૃત્તીનો સદંતર નાશ કરવા ઇચ્છા રાખે છે. પરણેલા તેમ જ કુંવારા પુરુષો કુટુંબ બહુ મોટું થઇ જતું અટકાવવા આતુર હોય છે, પણ સંતતી નીયમનની રીતો ખબર ન હોવાથી, વાસના સંતોષવા વેશ્યાઓ પાસે જવા લલચાય છે. મને લાગે છે, કે આ રીતો વીષેનું જ્ઞાન જો ખુબ ફેલાવવામાં આવે તો યુવાન પુરુષો લગ્નનું બંધન સ્વીકારતાં આંચકો નહી ખાય, અને એ રીતે વેશ્યાવૃત્તી નાબુદ થશે અને પરીણામે ગુપ્ત રોગોનો પણ નાશ થશે. અપુર્ણ.




[ નાટક ]

: : લેખક : :

" દહાડીઓ મજુર "

## પાત્રો

જનબંધુ　　　　જેલર

## અંક બીજો

### પ્રવેશ પહેલો

**સ્થળ:** સુરંગમાંની અંધારી કોટડી

[ સુરંગના એકાંત ભાગમાં અંધારી કોટડી છે. તેનાં લોખંડી બારણામા એક ઇંચના વ્યાસનું એક છીદ્ર ઉપલા ભાગમાં અને તેવું જ બીજું છીદ્ર નીચલા ભાગમાં છે. જેલરને આવ જાવ કરવા માટે એ કોટડીની આગળ નાનકડી ગેલરી છે. જેલર આવે ત્યારે બ્હારનો સ્વીચ દાબી ઝાંખી બત્તી કરે છે, તે જાય ત્યારે બત્તી બંધ કરે છે. ત્યારે પેલી અંધારી કોટડીમાં ગાઢ અંધકારનું સામ્રાજ્ય ધ્વાધ રહે છે. આ દસ્યનો આરંભ અંધકારમાં જ થાય છે. પરંતુ પાછળથી જ્યારે જનબંધુ કલ્પના અને સ્વપ્નમાં એ અંધાર કોટડી છોડીને બહારની દુનીયામાં પ્રવેશ કરે છે, ત્યારે જનબંધુની કલ્પનાસષ્ટીમાં અને સ્મરણ સૃષ્ટીમાં નવી જ દુનીઆ દેખાય છે. તે વખતે રંગભુમી ઉપર બત્તીનો પ્રકાશ થાય છે. દસ્યના આરંભ વખતે અંધાર કોટડી અને ગેલરી ખાલી દેખાય છે. કોટડીનાં બારણાં ખુલ્લાં છે અને ગેલરીમાંનો ઝાંખો દીપક બળતો જણાય છે. તે પછી થોડા જ સમયમાં ગેલરીનું બારણું ઉઘડ્યાનો અવાજ સંભળાય છે, તે પછી કોઇકના આવવાનાં પગલાનો અવાજ થાય છે. અને લોહી

[ તે દીવાલ ઉપર મુક્કી મારી જુએ છે ] સંગીન છે. પત્થરી દીવાલો અને પેલાદી દરવાજો!

[ દરવાજાને હલાવવા મથે છે ]

અહીં જ તારે રહેવાનું. કંઇ નહીં. એ લોકો તને પવન માટે શું -સગવડ આપે છે? એક બાકું ઉપર અને બીજું એવું જ નાનકડું બાકું નીચે. હવા આવવા દેવા માટેની શાસ્ત્રીય કલા! આખું બારણું ઉઘાડ્યા વીના અંદર કંઇક આપવા તેમ જ લેવા માટેનો ડોકાબારીનો આ સંચ? [હલાવે છે] ઓહો! એ પણ કેટલો મજબુત છે. કદાચ બહારથી બંધ કરેલો હશે. કંઇ નહીં. નાશી જવાની હીકમત શોધી કાઢવા મારે સમયની બરબાદી કરવી નથી. પત્થરી દીવાલોને હું બચકાં ભરી શકું તેમ નથી, કે તોડી નાખેલા નાકવાળા માથને તેની સાથે અફાળીને પણ હું તેમાંથી માર્ગ કરી શકું તેમ નથી. તો પણ શું થયું? એમની બધી હીકમતને હું પહોંચી વળીશ. તેઓ મને અહીં ગોંધી રાખવા માગે છે, પણ મારા મનને શી રીતે આ દીવાલો વચ્ચે તેઓ પુરી રાખી શકવાના હતા? કંઇ વાંધો નથી. મનને વ્યાયામ આપવાનું કામ શોધી કઢીશ. મારે માટે તો એ જુની રમત છે. મને અહીં કેટલો બધો સમય મળશે—જરાએ ઉતાવળા થવની જરૂર નથી! આજે નહીં તો આવતી કાલે—માત્ર આવતી કાલ ક્યારે ઉગશે તેની તને ખબર પડવાની નથી. [વળી વીસામો લે છે] જેને લોકો આરામનો અવસર કહે છે તે તારા જીવનમાં તને અહીં પહેલી જ વખત સાંપડયે છે! એક દીવસ તો તું અહીંથી બહાર જઇશ અને દુનીયામાં શું બની રહ્યું છે તે જોઇ શકીશ. એ દુનીયાને મેં કદી પસંદ કરી નથી—પરંતુ અત્યારે મારી એટલી ખાત્રી થઇ છે કે એવી દુનીયાને પણ મેં આજે ગુમાવી છે! કંઇ નહીં તો ત્યાં મને જોઇએ તેટલો સુર્ય પ્રકાશ તો મળતો જ હતો. અને અહીં?—એકાદ માણસને કાયમ આવા કાળા અંધકારમાં પુરી રાખવામાં આવે તો જરૂર તે આંધળો જ થાય છે, [કંઇક વીચારીને] અહીં માત્ર વીચારો સીવાય બીજું કશું જ કરવાનું નથી! પણ એકલો માણસ બધી જ જાતના વીચારો કર્યાં કરે તે સુદ્ધાં નવાઇ જેવું તો ખરું જ ને?-વીચાર સીવાય મનુષ્યને બીજું કંઇ કરવાનું તો હોવું જ જોઇએ. કંઇ નહીં અહીં રહે રહે હું મનુષ્યોનાં મન કોને કહે છે તે શોધી કાઢીશ. માનસશાસ્ત્રનાં અનેક ગપ્પોને નીમી-તે ઘણાયે પેલા ચુર્સણીઆ વગેરે ઠગે છે. મને એમાં રસ તો પડશે; પણ આ નાકનું કળતર બંધ થાય તો જ તો, અને આ માથું, આ હાથ, પેલા નરપીશાચોએ મારા બધા અવયવોને છુંદી જ નાખ્યા છે ને. ઠીક—

[ગેલેરીમાંના બારણાનો કચુડાટ થતો સંભળાય છે] કંઇક આવતું લાગે છે. શું મને તેઓ આટલો જલદી અહીંથી બહાર કાઢશે?

[બત્તી સળગાવવામાં આવે છે. બારણાની તળીએની નાની ડોકાબારી ઉઘડે છે. બહારથી જેલર દેખાય છે. તે નાનકડું વાસણ અંદર ધકેલીને તુરત ડોકાબારી બંધ કરી દે છે. તે પાછો જાય છે, બત્તી બંધ થાય છે. ગેલેરીનો દરવાજો બંધ થતો સંભળાય છે. અને છેવટે કારમું મૌન પથરાય છે.]

(પેલા પાત્ર તરફ જોઇ) કેદી માટે મુડીવાદીઓની આ બક્ષીસ! કેટલી બધી

દુર્ગંધ એમાંથી આવે છે? આ તો નવા યુગની છેલ્લામાં છેલ્લી ઢબની સગવડનું સાધન! આના કરતાં તો આમાં પાણી ભરીને આપી ગયો હોત તો? પહેલી તો એની જરૂર હતી. મને લાગે છે મને આવતી કાલે પીવા માટે પાણી મળશે. એ લોકો દીવસમાં એક વખત આવી [જાગે], ઠીક, એથી દીવસો ગણવાની મારે માટે સારી સગવડ થશે. પણ એ બધું યાદ કેમ રહી શકે? એટલું મનને કામ મળશે. કરોળીઆની સાથે દોસ્તી બાંધનારા મજુર કેદીની વાત મને યાદ છે. અહીં પણ એકાદ કરોળીઓ તો હશે જ. પણ મને તે બટકું ભરી ન જાય ત્યા સુધી હું એને પણ શી રીતે જોઇ શકવાનો?

જુનાં કાળના આપખુદો કરતાંય હાલના આપખુદો વીશેષ ક્રુર લાગે છે, એટલે કરોળીઆને જોવા પુરતુ એ અજવાળું મને ન મળે તેની તેમણે ખાસ કાળજી રાખી છે. અને પેલો જેલર! આવ્યો તેવો એક અક્ષરે બોલ્યા વીના મુંગો મુંગો ચાલી ગયો. લાગે છે મારી સાથે તેણે બોલવાના કદી કર્યા હશે, કંઇ નહીં બેદરકારી! હું પણ નવો જ દાવ ખેલીશ. આ માનસીક વેદના માટે ફરીયાદનો એક ચુંકાર પણ તે મારી પાસેથી કઢાવી શકશે નહીં; સીવાય કે હું દીવાનો બની જાઉં. પણ દીવાનો ન બનું તેની તો હું બરાબર કાળજી રાખીશ. મારે મારા સીધ્ધાંતને જ વળગી રહેવાનું છે, બીજા કશાની ખાતર નહીં તો મારી સાથીઓની ખાતર પણ હા, હા, ઓ મારા કામદાર મીત્રો! તમે ખાત્રી રાખજો કે, ગમે તેવા દમનની ચકકીમાં બીંસાવા છતા પણ તેઓ તમારા જનબંધુને નમાવી શકે તેમ નથી—તમારો જનબંધુ છે તેવો જ સ્વતંત્ર, ટટાર રહેશે, તેને કોઇ પણ બેવડ વાળીને નમાવી નહીં શકે. જ્યારે તેઓ તેને અંધારી બખોલમાં પુરશે ત્યારે પણ તમારો જનબંધુ એ જ ગાશે— [મંદસ્વરે]

કાયમની એકતા!
કાયમની એકતા!
કાયમની એકતા!
સંધ કરે છે સુદઢ અમને!

[વળી પાછું કારમું મૌન પથરાય છે]

મારે જીવન લંબાવવાનો માર્ગ શોધી કાઢવો રહ્યો. રોટલી અને પાણી—ક્રૂરમાં ક્રૂર બનવા છતાં એ બે વાનાં તો તેઓ આપશે જ ને. અને ઉંઘ-ખુબ ખુબ ઉંઘીશ. પણ પાથરવા કે ઓઢવા અહીં તો ધાબળો સરખો યે નથી. અને નીચે તો પત્થરની ફરસબંધી—ધારૂં છું તેથી જરૂર મને સંધીવા લાગુ પડવાનો. તે માટે વ્યાયામ કરીશ. ચાલ જોઉં તો; આ બખોલ બહુ બહુ તો આઠ ફુટ લાંબી, પાંચ ફુટ પહોળી હશે. [ઉંચે જોઇ] અને ઉંચાઇમાં બહુ બહુ તો સાત ફુટ હશે એમ માનું છું.

[આમ તેમ ડગલાં ભરે છે.]

ત્રણ ડગલા જતાં ને ત્રણ ડગલાં પાછળ ફરતાં એક, બે, ત્રણ,—એક, બે, ત્રણ,—એક, બે, ત્રણ. આ કંઇ પુરતી કસરત કહેવાય નહીં. એમ કરૂં, એક ખુણાથી બીજા ખુણા સુધી ચાલું. તો ચાર ડગલાં થઇ શકશે. એટલું એ ઠીક છે—એક, બે, ત્રણ, ચાર—એક, બે, ત્રણ, ચાર—એક, બે, ત્રણ, ચાર—એક, બે, ત્રણ, ચાર. કોઇક એક કેદીને તુરંગમાં આમ ડગલાં ભરતો જોઇને કવીતા લખી છે તો!—કોણ હશે તે? નામ યાદ નથી આવતું, પણ કવીતા સાંભળી છે એટલું તો યાદ છે. પણ દરેક પગલે એક પગને પાછળ મુકીને ચાલું તો પાંચ ડગલાં આટલામાંએ કરી શકું. એમ વળી એક ડગલાં જેટલી વધુ કસરત થશે— એક, બે, ત્રણ, ચાર, પાંચ—એક, બે,

મારે તો પીડા સમાન જ છે. મગજને કામમાં રોકયું કે તે દોડાદોડ કરવાનું જ. વાંચવું; વીચારવું, દલીલો કરવી, ભાષણો કરવાં, કામદાર સંઘોની વ્યવસ્થા કરવી. દશ કલાક કામ કરવું, હલકા આટામાં કાંકરી હોય તો પણ તે ખાવું, પથારીમાં માંકડ ને બહાર મચ્છર હોય છતાં ઉંઘી જવું. એણે તો મને ચળવળખોર બનાવ્યો, તેથી-જ તમને હું હેરાન કરનારો બન્યો. મી. તુરંગાધીપતી! એ વાત ખરી છે. હું ચળવળીઓ છું. પગારને દીવસે જે મારી ખોટી રીતે દંડ કરવામાં આવેલો જોઉં, કે અન્યાયી રીતે પગારમાં કાપકુપ કરેલી જોઉં, તો મારાથી જીભના લોચાને બે ગાલોની વચ્ચે દાબી શકાય નહીં, શેઠની સાથે દલીલ કરૂં, વખત આવે તો હાથ પણ ઉંચકું. મેં મારો માર્ગ એ રીતે જ વટાવ્યો છે. મને ય મગજ મળેલું છે–અને આ અંધારા એકાંત ઓરડામાં તે મારી સાથે જ છે! અત્યારે તો એ મારી એકલી મુડી, મારૂં એક જ સાધન છે. એટલે મારે મારા માથાને બરાબર સાચવી લેવું રહ્યું તેટલા સારૂ તેનો સુયોગ્ય ઉપયોગ કેમ કરી શકાય તે મારે શીખવું જોઇએ. પેલા કવીએ સાચું જ કહ્યું છે કે:

પત્થરી દીવાલો કેદખાનું બનાવી
શકતી નથી.
ને લોખંડી સળીયા પાંજરૂં
બનાવી શકતા નથી.

એ લોકો માત્ર મારા શરીરને અહીં પુરી રાખી શકશે, આત્માને નહીં.

[ઉશ્કેરાઇને]

બરાબર, એ આત્માની ઉપર તું બરાબર કાબુ મેળવ. તેને વીશુદ્ધ રાખ, એ જ આ બધા કોયડાની એક ચાવી છે–આ વેદનાના નીવારણ માટે માત્ર એ એક જ માર્ગ છે. તેઓ મારા શરીરનું ભલે ફાવે તે કરે, છતાં તેથી તેઓ જે ખરેખરો હું તેને કશી જ અસર કરી શકવાના નથી; અરે તેને તો તેઓ સ્પર્શ માત્ર કરી શકશે નહીં. હું જે વીચાર કરૂં તેની ઉપર એમનો કશો જ કાબુ રહી શકે તેમ નથી. અને ખરેખરો હું તો એ જ છું એટલે એ એકાંત કારાવાસમાંય હું સ્વતંત્ર છું–સરૂંયે વીશ્વ મારી સાથે છે. એટલે મારે કારાવાસ ઉપર કાબુ રાખનારી ટોળકીથી જરાયે ગભરાવાનું નથી. આ નાનકડી બખોલમાં એને જોઇને જ મારે ભગાઇ રહેવું નથી. તેમ તો હું ગાંડો જ થઇ જાઉં. નહીં, તેમ નહીં જ કરૂં. મારો સ્વામી હું જ છું બીજું કોઇ નહીં. માત્ર આમ હાથ હલાવું અને આ બધી પત્થરી દીવાલો ખસી જવાની. બસ્સ હસવું, ગાવું અને વીચારની પાંખે ચડીને સારાયે વીશ્વમાં ઘુમવું. સંપુર્ણ સ્વતંત્રતાનો એ એક જ માર્ગ છે. બસ્સ, હું સ્વતંત્ર છું–સ્વતંત્ર છું.

[અંધારી બખોલ અને ગેલેરીનો દ્રષ્ય પલટાઇ જાય છે]

નહીં, મી. કારાવાસપતી, હું તમારો ગુલામ નથી, તમે મને આ એકાંત અંધારામાં ગોંધી દઇ શકવાના નથી. મારે એવા મીત્રો છે કે જે સદાય મને ચહાય અને કદીયે મારો ત્યાગ ન કરે. હા, હા, જો તમે તેનાં નામ પુછતા હો તો હું કહીશ કે રામા માધુ. તે મારે સારૂ તુરંગમાંથી બહાર નીકળ્યો છે, મારે સારૂ જ તે અને બીજા બધા કામદાર મીત્રો કામ કરી રહ્યાં છે. રામા! રામા! તું ક્યાં છે?

[દીપક પ્રકાશ જણાવા લાગે છે.]

# મુડીવાદની મીમાંસા

:લેખક:

મકરકેતુ

**: લેખાંક છેલ્લો :**

## અને રશીઆમાં?

જ્યારે કુલઝપટ મુડીવાદી દેશોને આમ બેકારીની આફત આવરી રહી છે, ત્યારે સમુહવાદી રશીઆની સ્થીતી કેવી છે? બોલ્શેવીક બળવાની સફળતાને અન્તે મુડીવાદના પ્રતીનીધીઓએ વારંવાર રશીઆની મુલાકાત લીધી હતી અને વીપ્લવ પછીની અસ્તવ્યસ્ત સ્થીતી ઉપરથી રશીઆનાં કાળાં ઘોર ચીત્રો જગત સમક્ષ રજુ કર્યાં હતાં. રશીઆમાં ભીષણ ભુખમરો છે, રક્તરંગી સરકાર પ્રજા ઉપર પારાવાર જુલ્મો ગુજારે છે, અને જોતજોતામાં કોમ્યુનીસ્ટ તંત્રનો માળખો જમીનદોસ્ત થશે એ એમની આગાહી હતી. પણ ઔદ્યોગીક શ્રમજીવીઓની સરમુખત્યારી નીચે તો રશીઆએ દીનપ્રતિદિન પ્રગતિ સાધી, જગતભરના મુડીવાદી અવરોધો અને બળના બહિષ્કારો સામે ટટાર માથું રાખીને એણે ઘરઆંગણે સમૃધ્ધીનું સર્જન કર્યું, અને દશ વર્ષની કારકીર્દીને અન્તે વીપ્લવના એક વીરાટ ઉજવણીદ્વારા મુડીવાદને પડકાર આપ્યો કે રશીઆ હવે વીરોધીઓ સામે બાથ ભીડવા તૈયાર છે. બે વર્ષ અગાઉ સ્ટાલીને શરૂ કરેલી પાંચ વર્ષની ઉત્પાદનયોજનાએ આજે રશીઆનો આખો રંગ પલટાવી નાખ્યો છે. અનાજ, લોખંડ, તેલ, ટ્રેક્ટર, અને એવી બીજી અનેક જરૂરી જણસોની નીપજ એટલી ત્વરાથી આગળ ધપી રહી છે કે હવે પછીના બે વર્ષમાં રશીઆ પોતાની સામે મંડાયલા જગતભરના મુડીવાદી વીરોધીને લાત લગાવી શકશે. બીજા દેશોમાં આજે જ્યારે બેકારીનો આંકડો ઉંચો ચઢે છે, ત્યારે રશીઆમાં નીષ્કર્મ માણસોની સંખ્યા દીવસે દીવસે ઓસરતી જાય છે. ૧૯૨૯ ના અન્ત પછી ૧૯૩૦ ના મે માસ સુધીમાં, એટલે કે ફક્ત ૭ મહીનાના સાંકડા સમયમાં બેકારોની સંખ્યામાં પાંચ લાખનો ઘટાડો થયો છે. બીજા કોઇ પણ દેશ કરતાં અહીં નીવૃત્ત કામદારોને ઘણી વધારે મદદ મળે છે. ૧૯૨૯ ના એકજ વર્ષમાં વૃત્તીહીન મજુરોને સોવીએટ સરકારે ૧૩,૯૧,૦૦,૦૦૦ (લગભગ ચઉદ કરોડ) રૂબલની રાહત આપી હતી. આ ઉપરાંત દરેક શ્રમજીવી કુટુંબને એના સોળ વર્ષની નીચેનાં બાળકો માટે રાજ્ય તરફથી આજીવીકા આપવામાં આવે છે. જે મજુરોને અનુભવના અભાવે કારખાનાનું સામાન્ય કે ઉંચી કોટીનું કામ આવડતું ન હોય, તેમને રાજ્ય મફત તાલીમ આપે છે અને સાથે સાથે શીક્ષણના સમય દરમીઆન પુરો પગાર પણ દે છે. આવી રીતે શીક્ષણ સાથે વેતન મેળવનારા મજુરો—જેઓ અન્યથા બેકારજ હોય છે—ની સંખ્યા અત્યારે ૧,૬૩,૦૦૦ છે. લાલ વીપ્લવ પછી રશીઆમાં કીશોર વયના રઝળુ છોકરાંઓની સંખ્યા એટલી વધી ગઇ હતી કે

બીજા દેશો એને રશીયાની સહુથી મેટી આફત માનતા. અનાજ માટે આથડતાં ૧૦,૦૦,૦૦૦ (સાડ લાખ) બાળકો રશીઆના ગામેગામની શેરીએ સહુને સામા મળતાં તેઓ ઉદરનીર્વાહ માટે ભીક્ષા, એઠવાડ અગર ચોરી ઉપર ટાંપ માંડતાં. સામ્યવાદી સરકારે બાર વર્ષના ટુંક અસ્તીત્વમાં આ સંખ્યાનો લગભગ લોપ કર્યો છે. જુદા જુદા વ્યવસાય, શીક્ષણ, તાલીમખાનાં અને રાહતકાર્યોથી સાઠ લાખનો એ રઝળુ બાલસંઘ આજે માત્ર પાંચ લાખ ઉપર આવી ઉભો છે. એકાદ વર્ષમાં એ સહુને વ્યવસાય સાંપડી રહેશે એવી સોવીએટ સરકારની ગણતરી છે. સ્ટાલીને સામુદાયીક ખેતીની જે યોજના ઘડી કાઢી છે, એમાં અવસ્ય રશીઆના આખાયે બેકાર સંઘનો સમાવેશ થઇ જશે.

## વર્ગવીગ્રહ

જેમ જેમ મુડીવાદ ઉત્ક્રાન્તીનાં પગથીઆં ઓળંગતો આગળ વધે છે, તેમ તેમ વર્ગવીગ્રહનો અગ્ની ઓર જોશથી ભભુકે છે. મુડીવાદે સમાજના બે સીધા ચીરા કર્યા છે. આ બે વીભાગો—પુંજીપતીઓ અને નીર્ધન શ્રમજીવીઓ—નીરંતર એક બીજા સામે સંગ્રામ ખેલ્યા કરે છે. બન્નેની વચ્ચે વીષમતા અને વીરોધી અંતર રોજ રોજ વીસ્તાર પામે છે. એક પક્ષે એટલે કે મુડીવાદી વર્ગને આંગણે આખા જગતની રીધ્ધીસીધ્ધીનો રાશી ઉભો થાય છે; અન્ય પક્ષે કંગાલીઅત, આફત અને આંસુની ઇમારત ખડી થાય છે. મુડીવાદની અનામત મજુરસેના મુડીવાદ સામે, અધઃપતીત છતાં ઝનુની દુસ્મનોનું દળ રચે છે. બીજી પાસ કારખાનાંમાં કામ આપતા મજુરો પણ એમની મુફલીસ જીવન પદ્ધતીથી, અર્ધ ભુખમરાથી, કંગાલી અને માલીક વર્ગના વીરોધી બનતા જાય છે. મુડીવાદના આરંભકાળમાં નાના નાના પુંજીપતીઓ પોતાના મજુરો સાથે નીકટ પરીચયમાં આવતા અને તેથી બન્ને વર્ગ વચ્ચે કંઇક મીઠો સંબંધ રહેતો. એનાં વડે 'અન્નદાતાનું લુણ હલાલ કરવાની' વર્ગવીદ્રોહી ભાવના શ્રમજીઓમા સંચરતી. પણ આજે તો મુડીવાદ અને એના માનવગુલામો વચ્ચેનો અખાત દુસ્તર બની રહયો છે. માલીકો આજે મજુરોની જીવન સમસ્યાઓથી સદંતર અસ્પૃસ્ય રહે છે. કારખાના એમની ગેરહાજરીમાંજ ચાલતાં હોય છે. પોતાના સ્વામીત્વ નીચે ચાલતું કયું કારખાનું કેટલું ઉત્પાદન કરે છે, એમાંથી કેટલો નફો નીતરે છે અને એ કારખાનાની સામાન્ય વ્યવસ્થા કેવી છે, એ વાતો સાથેજ માલીકને સીધી નીસ્બત છે. એ જાતે મજુરોને નથી નોકરી પર લેતો કે નથી એમને કોઇ પણ પ્રકારનો આદેશ આપતો. આડતીઆ, દરોગા, વ્યવસ્થાપકો, મહેતાજીઓ અને કમીશન એજન્ટોની આખી ફોજ તેને આ બધું કામ કરી આપે છે. સમૃધ્ધીના ગગનચુંબી શાખરે વીરાજતો એ માંધાતા નીચી સપાટી પર વહીતરું કરતા કામદારોની સમીપ ઉતરવાનું મુનાસીબ માનતો નથી. શ્રમજીવનમાં રીઝાતાં માનવજંતુઓના જીવનની માહીતી તે માત્ર મુડીવાદના સેવકોદ્વારા મેળવે છે. આ માહીતીના ગર્ભમાં સાચી સ્થીતીના બ્યાનને બદલે શોષણનાં સુચનોજ ભર્યાં હોય છે. આ રીતે સમાજના બે ઘટક વર્ગોમાં સામસામો વીરોધ અહોનીશ ઉગ્ર બને છે, અને અંતે લોહીતરબોળ લડાઇમાં પરીણમે છે.

## જીવન કંગાળ બન્યું છે

મુડીવાદીઓ કહે છે કે અમારી અમી નજરતળે મજુરોની જીવનપધ્ધતી ઉંચી ચડી છે, પહેલાના કરતાં અત્યારે પગારો વધારે

સાગ છે, અને સામાન્ય રીતે શ્રમજીવી ઉન્નત બન્યો છે. આ કથનને ઇતીહાસ સાવ જુઠું ઠરાવે છે. મુડીવાદના પ્રારંભમાં ઉદ્યોગક્ષેત્રે કામદારોની જરૂરત પડવાથી અમુક સમય સુધી પગારો ઉંચા ચડતા રહ્યા હતા. આ વીધી વીશમી સદીના છેક પ્રારંભ સુધી ચાલુ રહયો હતો, પણ એ પછીના પચ્ચીસ ત્રીશ વર્ષની તવારીખ તાલેવરોની જાહોજલાલી અને શ્રમજીવીઓની ખાનાખરાબીનું જ આલેખન કરે છે, જ્યારે કામદારોનું વેતન વધી રહ્યું હતું ત્યારે પણ નફાવૃધ્ધીના ધોરણે મુડીવાદીઓનીજ ત્રીજોરીમાં જુવાળ પ્રસરતો હતો. બન્ને વર્ગને સાંપડતા લાભનું પ્રમાણ અતીશય અસમાન હતું. મુડીવાદીઓના નીરંકુશ નફાની સરખામણીમાં મજુરોના વેતનની વૃદ્ધી કેવળ કંગાલ હતી. વીશમી સદીના આરંભ પછી તો પગારોનું પ્રમાણ ઉલટું ઘટ્યું છે, જ્યારે મુડીવાદીઓના નફાનો આંકડો કલ્પના-પ્રદેશોને પણ વટાવી ગયો છે. હા, એમ બન્યું છે કે સાંપ્રત સદીની શરૂઆતમાં રોજના ચાર આના મેળવતો મજુર આજે બાર આનાનું દનાડું કમાતો હશે, પણ આ વધારો સાચો વધારો નથી. જીવન-નીર્વાહનાં સાધનોની મોંઘવારીમાં એટલી જમ્બર ભરતી ચઢી છે કે તેમા મજુરોની વેતનવૃધ્ધીનો ક્યાંય પત્તો લાગતો નથી. પગાર વધ્યો છે કે ઘટ્યો છે તેનું માપ એ પગાર વડે જીવનની જરૂરી જણસો કેટલી ખરીદી શકાય છે તે ઉપરથીજ માલુમ પડે છે. પહેલાં ચાર આનાથી મહેનતુ માણસ જે ખરીદ કરી શકતો તેના અર્ધ ભાગની ચીજો પણ આજે બાર આનામાં તેને સાંપડતી નથી. પરીણામે પગાર વૃધ્ધીના મુડીવાદી પ્રદર્શનો છતાંયે મજુરોને કીસ્મતે અધીક કંગાલીઅત જડાઇ છે. સામાજીક અસમાનતા અજબ ત્વરાથી તીવ્ર બનતી જાય છે. આ કપરી સ્થીતીનો અંજામ કેવો આવશે એ કલ્પવું કઠીન નથી. વહેલા કે મોડે આખી આલમમાં ખુનખાર વર્ગ-વીગ્રહનાં મંડાણ થવાનાં છે. શોષક અને શોષીત વચ્ચેના એ વીરાટ દાવાનળની ચીન-ગારીઓ દેશદેશમાં ક્યારની ઝળગી ચુકી છે. અમેરીકા, ઇન્ગ્લાંડ, જર્મની, ફ્રાન્સ, અને ઇટલીમાં એની જ્વાલાઓ ભભુકવા લાગી છે. દારૂણ દાવાનળ હવે ક્ષ્મીપટને આવરી રહયો છે.

## આગ કેમ આગળ વધે છે?

લક્ષ્મીલોલુપ મુડીવાદ અને નીષ્કીંચન કામદારોનાં હીત અન્યોન્યનાં એટલાં બધાં વીરોધી છે કે એમની વચ્ચે કદાપી સમાધાન સંભવેજ નહીં. જ્યાં સુધી શ્રમજીવીઓ પોતાના હીતથી અજ્ઞાત હોય ત્યાં સુધી માલેકો સાથે એમનો એખલાસ સંભવીત છે, પણ વહેલા કે મોડે વીગ્રહ અનીવાર્ય છે. આ બે વર્ગોનો સંબંધ વાઘ અને બકરાં જેવો છે. સ્વરક્ષણની શક્તી સાંપડી ન હોય ત્યાં સુધી મજુરો મુંગે મોંએ શોષણના સીતમો સહન કરી લે છે, પણ એકવાર વર્ગભાન જાગ્રત થયા પછી, એકવાર સંગઠનનો મોહનમંત્ર એમને સમજાયા પછી મુડીવાદની ગુંજાશ નથી કે શ્રમજીવીઓના ધસમસતા પ્રચંડ વીરોધ પ્રવાહ આડે પાળ બાંધી શકે. પછી તો શાંતીવાદીઓના હાથ પણ હેઠા પડે છે, ઉપદેશકોના શબ્દ પ્રયોગો એળે જાય છે, જાગૃતી સંહારવા યોજાયલી ધાર્મીક પીચકારીઓનાં ઝેર ઉલટા પ્રાણ પોષે છે, અને ચોમેર વીપ્લવનાં નોબતનાં ફરી વજે છે. આ બધું કઇ રીતે બને છે એ જુઓ. મુડીવાદ એના ગજવામાં ગરથ ભરવા મજુરો પાસે વધા-

રેમાં વધારે કામ કરાવી ઓછામાં ઓછો બદલો આપવાની અધીરામ વેતરણ કરે છે. આ ક્રૂર ષડયંત્ર સામે શ્રમજીવીઓ ઓછામાં ઓછું કામ આપી વધારેમાં વધારે વેતન પડાવવાની યુકતી રચે છે. અસંખ્ય સત્તાવાન વર્ગ સામે સાધનહીન માનવોની આ ગડમથલ છેક અસમાન અને આ કરી છે; છતાં એ મનોદશા અને એનું આચરણ સતત પ્રગતી કરે છે એ વાત નીર્વીવાદ છે. જ્યારથી ઔદ્યોગીક મજુરવર્ગ અસ્તીત્વમાં આવ્યો ત્યારથીજ ઉંચા પગાર અને ઓછા કામની માગણીનાં મંડાણ થયાં છે. એ માગણીનું પ્રદર્શન કોઇ કાળે મુડીવાદ સામે નમ્ર વીરોધ કે વીતપ્તી રૂપે થાય છે અને અન્ય કાળે રૂદ્ર ચળવળનું રૂપ ધારણ કરે છે, પણ તે કદાપી અટકતું તો નથીજ. એના અંગારા સદાકાળ જલતાજ રહે છે. એ વીગ્રહનો આતશ ઉપશમન સમજતો નથી. તેમ માત્ર મામુલી પગારવધારા માટે શોરબકોર કરીને તે બેસી રહેતો નથી. મુડીવાદના વીકાસ સાથે તે આ સાંકડી ચળવળની સીમાઓને વટાવી નીઃસમાધાન અને અશામ્ય વીગ્રહના વીરતીર્ણ મેદાનમાં કુચ કરે છે.

## સંખ્યા અને સંગઠન

જ્યાં જ્યાં આજે મુડીવાદ એની સ્વાર્થી સમાજરચનામાં પરાકાષ્ટાએ પહોંચ્યો છે ત્યા ત્યાં મહેનતજીવી માનવોને પ્રતીતી સાંપડી ચુકી છે કે મુડીવાદના વીનાશ સીવાય શ્રમકર્તા સમુદ્દનો ઉધ્ધાર નથી. મુડીવાદની એ ઘોર અત્યાચારી રચનાને ઉથલાવી શ્રમજીવનની ભુમીકા ઉપરજ શોષણહીન સહકારપુર્ણ નુતન રચના કેમ ખડી કરવી, એ વીષે જ્યારથી કામદારો વીચાર કરતા થયા ત્યારથીજ સામ્યવાદનો જન્મ થયો છે. જેને આજે જગતનો રકતપીપાસુ મુડીવાદ કોઇ ભયાનક પીશાચની સાથે સરખાવી રહયો છે, તે 'કમ્યુનીઝમ' નામની ચળવળ આ શોષક અસમાનતાપર ઉભેલી સમાજરચનામાંથીજ ઉદભવી છે. સાધનસંપન્ન શત્રુની સામે વીના સાધને જંગ કરવામાં જરૂર શ્રમજીવીઓ અનેક પરાજયો પામ્યા છે, પણ અંતે તો કામદાર જંગનો ઝલકાર વીજય થવાનો છે. કારણ કે મુડીવાદી સમાજ રચનાના ગર્ભમાં એનાં પોતાનાજ વીનાશનાં અને મહેનતજીવી માનવવર્ગની ફતેહનાં બીજ ભર્યાં છે. પ્રથમ તો મુડીવાદની પ્રગતી આ ઔદ્યોગીક મજુરોની સંખ્યામાં દીનપ્રતીદીન ઉમેરો કરે છે. માનવસમુહનો મોટો ભાગ મહેનતજીવી બની રહે છે. જેમ જેમ કેંદ્રીત મુડી એનું કુંડાળું વીસ્તારે છે તેમ તેમ અલ્પ મુડીદારો, સ્વતંત્ર હાથકારીગરો વચલા વેપારીઓ, ખેડુતો અને મહઉદ્યોગવાદીઓનું આર્થીક નીકંદન નીકળતું જાય છે. એ બધા પગારદાર મજુર ગુલામોની જમાતમાં આવી ભળે છે. મુડીવાદને પગલે પગલે આ જમાત જબ્બરી થતી જાય છે. એને કચરી નાખવા મથતો મુડીવાદ ઉલટું એનું બળ વધારે છે. પુરાણકાળના કોઇ રાક્ષસની જેમ એનુ એક માથું કાપતાં એમાંથી સહસ્ત્ર ફણગા ફુટે છે. મુડીવાદ મજુરોની ચળવળને દાબી દે છે. એટલે મુડીવાદનો વીકાસ થાય છે. અને લીધે વળી પાછા અલ્પ મુડીદારો, મધ્યમ વેપારીઓ, ખેડુતો વીગેરે ખુવાર થઇ પગારદાર મજુરોની હરોળમાં બેસે છે, એટલે મુડીવાદના દુસ્મનોની સંખ્યા મોટી થાય છે. આમ દરેક પ્રસંગે દુસ્મનો વધારતો મુડીવાદ માત્ર એના વીરોધીઓના સંખ્યાબળમાં ઉમેરો

કરે છે એટલુંજ નહીં, પણ એ દુશ્મનોના દલને સંગઠીત બનાવે છે. નફો નીચોવવા માટે ઉદ્યોગપતીઓ મોટાં મોટાં કારખાનાં ઉભાં કરે છે, એ કારખાનાની દીવાલોમા હજારો શ્રમજીવીઓ એક બીજાની નજરે કામ કરતા સંઘ તરીકે ગોંધાય છે. એકેક કારખાનામાં દશ દશ ને વીશ વીશ હજાર જેટલા મજુરો એક સાથે રહી પસીનો નીતારે છે. ખભેખભા લગાવી તેઓ મુડીવાદનાં ખીસ્સાં તર કરવા વહીતરું સેવે છે. આ એકધારા કેન્દ્રીત કાર્યવીધીમાંજ તેઓ શોષણનીતીનું નીર્દય શાસ્ત્ર સમજતા થાય છે. એ સમજણની સાથેજ એમનામાં અરસપરસ ભીરાદરીની ભાવના પ્રકટે છે. એમને અચુક ભાન આવે છે કે એક લોહીલોલુપ માલીક અગર માલીકમંડળ એના ખાનગી લાભને માટે અમાપ અમર્યાદ શોષણ કરે છે. બીજીજ પળે આ બહુવરી માનવતાને પોતનાં બળો કેમ વ્યવસ્થીત કરવાં અને પછી શોષણ–ક્રીયાનો સામનો કેમ કરવો તેનો ખ્યાલ આવે છે. એમને પોતાને તો એકબીજાનું શોષણ કરવાનું હોતું નથી, એટલે તેઓ સામાન્ય હીત માટે ઉપાયો યોજવામાં એકદમ સંમત થાય છે. પરીણામે મુડીવાદના આગળ ધપતા વીકાસની જોડાજોડ શ્રમજીવીઓનું સંગઠન પણ પ્રગતી કરે છે. પરંતુ આ ઉપરથી કોઈ એમ ન સમજે કે મુડીવાદને ઉથલાવવા સભાન પ્રયાસ કરવાની જરૂરત નથી. મુડીવાદ એની પોતાનીજ ઘોર ખોદે છે, એ વાત સાચી છે, પણ એની સાથે સાથે જો શ્રમજીવીઓ વર્ગભાન ન કેળવે તો મુડીવાદ વધારે લાંબો સમય એમના ઉપર શોષણના આયુધો દબાવ્યા કરે અને વ્યવસ્થીત યોજના દ્વારા માનવસમુહના મોટા ભાગને અન્યાયની એડી નીચે ચગદાયલોજ રાખ્યા કરે. એટલેજ સમુહવાદના હીમાયતીઓ સાફ કહી આપે છે કે મુડીવાદની સામે આખી દુનીઆના મજુરોમાં અસંતોષ અને સંગ્રામભાવ પ્રકટાવવો એ પ્રત્યેક શોષીત જનની પવીત્ર ફરજ છે. એમ થાય તોજ જગતને આરે સમાજવાદનો ઝળહળતો ઝુંડો આરોપી શકાય.

## નગરોનું નેતૃત્વ

જંગી કારખાનાંની સ્થાપના થતાં, મજુરોનો સમુહ એની આસપાસ આવી વસે છે. જમીનદોસ્ત થએલા તમામ નાના વેપારીઓ, ખેડુતો, કારીગરો વગેરેને આ કારખાનાં ખેંચી જાય છે. આમથી મોટાં મોટાં નગરો ઉભાં થાય છે. એ નગરોમાં ઐદ્યોગીક શ્રમજીવીઓની સંખ્યા વધતીજ જાય છે. એમના માટે એલાહેદા લત્તામાં ઉદ્યોગપતીઓ વસવાટ ઉભો કરે છે. અહીં મજુરોની જમાત ગંધાતી, ધુમાડાવાળી, પ્રકાશહીન, અસ્વચ્છ ઓરડીઓમાં રહે છે, અને સામુદાયીક દુઃખદારીદ્રયનો કારમો અનુભવ કરે છે. બીજી બાજુ એમની નજર સામેજ લક્ષ્મીનંદનો લહેર કરે છે. મોટી ભવ્ય હવેલીઓમાં, વીશાળ રસ્તાઓ ઉપર, નાટકસીનેમામાં અને અયશઆરામને ખોળે આ લાલચરોને એકતરફ મોજ માણતા નીહાળી, મજુરોની જમાત પુણ્ય પ્રકોપથી સળગી ઉઠે છે, હાંતીઆ કરે છે, અને પ્રસંગ આવ્યે માલીકવર્ગનાં માથાં ભાગવા મનોરથો રચે છે. આ ઉકળાટ, વીરોધ, આ ધીમતો તીરસ્કાર, અન્યાય અને અત્યાચાર સામેના આ રૂદ્ર રોષ એમને અધીક સંગઠીત, મુડીવાદના વીનાશ માટે વધારે પ્રયત્નશીલ, શ્રમજીવીઓના સ્વરાજ્યસ્થાપન માટે એકરૂ ઝનુની બનાવે છે. આખરે મુડીવાદ

સામે મારમાર કરતો વીપ્લવ ફાટે છે. રશીઆમાં આજથી બાર વર્ષ પહેલાં આમ જ બન્યું હતું. એ ઇતીહાસનું પુનરાવર્તન કુલઝપટ મુડીવાદી રાષ્ટ્રોમાં થશે એવી અફર આગાહી સમાજવાદીઓ ભાખે છે. ઉદ્યોગવીકાસ, કારખાના અને કામદાર સમુદથી મંડીત થએલાં નગરો એમાં પહેલ કરશે. અને ગ્રામ્ય જનતા અચુકપણે તેને પગલે ચાલશે, એ સુમુદવાદની નીશ્ચીત ભવીષ્યવાણી છે. મુડીવાદ તે જુઠી ઠરાવવા મથે છે. નીર્વાપનનો અંતીમ ચમકાર કરતા દીપકની જેમ તે પોતાનો તમામ પ્રતાપ છેલ્લીવાર બતાવી દેવા સજ્જ થઇ રહ્યો છે. પણ જાગ્રત મજુરસંઘોની ગણતરી મુજબ એ પુંજીવાદ એના તમામ યુક્તીપ્રયુક્તીઓ અજમાવવા છતાં જમીનદોસ્ત થશે આજ નહીં તો કાલ, કાલ નહીં તો પરમ, પણ નીકટના ભવીષ્યમાં શોષક અને સત્તાવાન્ વર્ગની સાથે શોષીત સમુદાયનું ઘાતક હીંસાભરપુર ઘર્ષણ થવાનું છે એ ચોક્કસ છે. એમાં લુટારૂ મુડીવાદી સત્તાઓનો સમુળગો નાશ થશે એ પણ નીઃશંક છે.

## વર્ગવીગ્રહનાં સ્વરૂપો

મજુરવર્ગના મુડીવાદ સામેના વીગ્રહે ઇતીહાસક્રમમા અનેક રૂપો ધારણ કર્યાં છે, પણ એમા મુખ્ય ત્રણ છે. આરંભથી તે અત્યાર સુધીમા આ ત્રણ પધ્ધતીએ એજ જુદા જુદા દેશોમાં ઉગ્ર કે નરમ અંગે દર્શન દીધા છે. એમા સહુથી પહેલુ સ્થાન (ઇતીહાસ ક્રમ મુજબ) મજુર મહાજનો (Trade Unions) નું છે. આ વીગ્રહ પધ્ધતીમાં ધંધા પ્રમાણે મજુરસંઘો મેદવાય છે અને ચુંટાયલા મહાજનો મારફત મુડીરદ પાસે પગારવધારા, સ્વાસ્થ્યસગવડ, વસવાટ સુધારા વગેરેની માંગણી રજુ થાય છે. આ પધ્ધતીની વીધે ઘણુંયે ઘણીવાર કહેવાઇ ગયું છે. આજે એના પીષ્ટપેષણને સ્થાન નથી. બીજું સ્થાન આવે છે સહકાર મંડળોનું. આ સંસ્થાઓનુ મુખ્ય કામ વહેવાર માલની અમુક પ્રમાણ પુરતી વેચણી કરી આપવાનું છે. એમની નેમ કામદારોને વચગાળાના વેપારીઓ (middle men) ના પંજામાથી મુક્ત રાખવાની હોય છે. અને છેલ્લે આવે છે કામદાર વર્ગના વ્યવસ્થીત રાજદ્વારી પક્ષો. આ રાજદ્વારી સંઘો પણ પોતપોતાના હળવા કે ઉગ્ર કાર્યક્રમ પ્રમાણે જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે. એમાં સમાજવાદી, આભાસ–સમાજવાદી એટલે કે સામાજીક ગણસત્તાવાદી (Social democratic), અને સામ્યવાદી પક્ષોનો સમાવેશ થાય છે. આવા પ્રત્યેક પક્ષની નેમ તો કામદાર વર્ગને રાજદ્વારી સત્તાના સંપાદન માટેની લડતમાં માર્ગદર્શન આપવાની હોય છે, પણ એના કાર્યક્રમ–પ્રોગ્રામ–માં આસમાન જમીન જેટલું અંતર રહે છે. સહુથી ઉદ્દામ કાર્યક્રમ સામ્યવાદી મજુર પક્ષનો હોય છે. આખી આલમના શ્રમજીવીઓને મુડીવાદી રાજસત્તાઓના વીનાશન માટે તે એકત્રીત કરવામાં માને છે. તમામ મજુર મંડળો આ એકજ ધ્યેયની સીધ્ધી માટે સતત મહેનત કરે એવી એની મક્કમ માગણી છે, છતાં યે તેને મજુર મહાજનોની ચળવળમાં જરાયે વીશ્વાસ નથી એમ તો નથીજ. માત્ર એ ચળવળ રાજદ્વારી સત્તાના સંપાદન માટે પ્રયાસ કરતી વ્યવસ્થાને સીધો સાથ આપે એટલું સામ્યવાદ માગી લે છે. મુડીવાદ કહે છે કે મજુરસંઘોએ રાજકારણથી પર રહેવું જોઇએ. સામ્યવાદ કહે છે કે રાજકારણ પ્રત્યેક મજુર સંસ્થાનું જીવનતત્ત્વ બનીરહેવું જોઇએ. શ્રમજીવીઓના સ્વરાજ્યમાં માનતી આ બધી રાજદ્વારી સંસ્થાઓનો સંપુર્ણ કાર્યક્રમ શો છે, કયા દેશોમાં એ કેવી હીકમતોથી કેટલા પ્રમાણમાં સફલ થયો છે, અને બાકીના રાષ્ટ્રોમાં એ કેવી રીતે પ્રગતી કરી રહ્યો છે, એ વીષયની ચર્ચા અહીં અસ્થાને છે. એના પ્રતીપાદન (Exposition) માટે અતીશય ઉંડા અભ્યાસની અને માતબર માહીતીની આવશ્યકતા છે. એ ભગીરથ કાર્ય કોઇ ભવીષ્યમાન લેખક માટે મુલત્વી રાખી 'મુડીવાદની મીમાંસા'ની આ નાનકડી લેખમાળા અહીંજ સમાપ્ત કરવામાં આવે છે.

સમાપ્ત.




મુંબઇ] [હીંદી પંચ

**સાઇમનને મંદ કરી નાખનારો એક ધક્કો**

નાગપુર મુકામે મળેલી અખીલ ભારત દલીત પરીષદના પ્રમુખપદેથી બોલતાં સાઇમને દલીત વર્ગને ન્યાય પણ આપ્યો નથી એમ કહીને ડૉ. આંબેડકરે કહ્યું કે, સરકાર માત્ર હીંદની ગજદારી પ્રગતી અટકાવવા માટે જ દલીતોના નામ આગળ કરે છે.

**સુલેહદેવી:**
કેમ તું એમની સાથે શું કરી આવ્યું ?

**સુલેહનું કબુતર:**
તેમણે મને સંઘર્યું જ નહીં ને!



મુંબઇ] [હીંદી પંચ

મુલેહનું કબુતર નીરાશ થઇ પાછું ફર્યું

# દારૂનું પીઠું




"માબાપ તું જા, મારે દારૂ વેચવો નથી"
કલાલ કામદારે હાથ જોડ્યા [પૃષ્ઠ ૮૧૮]

# દારૂનું પીઠું

નવલિકા

: લેખક :
જહાંગીર અરદેશર ગેકુટર

ભાઇ જહાગીર ડેકટરની આ નાનકડી વાર્તાને પ્રગીદ્ધ કરતાં અમને બેવડો આનંદ થાય છે. [૧] એક નવા પારસી બીરાદર 'નવયુગ' ના લેખક મંડળમા જોડાય છે તે, અને [૨] દરૂના ધંધામા પડેલા પારસી ભાઇએને તેઓ પોતાની તલસ્પર્શી વાર્તાથી સરસ દીશા સુચન કરે છે તે.

દુધ જેવી ઉજળી ચંદનીનાં મીઠાં ઝરણાં વહાવતી ચંદ્રીકા દૈત્ય સમ કાળા અંધકારને ઢંકાવી, ભુમી સંગાથે આલીંગન કરી રહેલી હોવાથી, પૃથ્વી આનંદના હીંડોળે ઝોલા ખાતી જણાતી.

સમય રાત્રીના દશ—અગીયાર વાગ્યનો હતો. એટલે સ્વાભાવીક રીતીએ જ, ચંપશેરીના સાંકડા રસ્તા ઉપર શાંતીનું રાજ્ય ચાલતું હતું. તેમ છતા જરી જરી વારે જમીન સાથે અથડાતા પગલાનો અવાજ અને ભાગેલી તુટેલી અસ્વસ્થ ભાષાના હોંકારા એ શાંતીને ભેદવા યત્ન કરતા; કારણ કે મદીરાનો મોદ પીનારાઓને મોડી રાત સુધી, લોહચુંબક સમો ખેંચતો હતો.

ફરીથી જરી શાંતી ફેલાતાં—તુરત "ધનીયા" એવી બુમ એક ઘરમાથી સંભળાઇ; વગર શંકાએ તે ઘર ખાદીધારી સ્વંયસેવકનું જ હતું. લોકસેવાના કાર્યથી પરવારી ઘેર આવી, આરામ માટે તે તૈયારી કરવા જતો હતો ત્યાં બહાર જોતાં દરૂડીયો ધનીયો સામે દેખાયો.

"હજી ત્હારી કુટેવ ના ગઇ?" સ્વયંસેવકનો દુ:ખી સ્વર સંભળાયો "રામ—રામ દારૂ ત્હમારૂં નખોદ વાળે છે નખોદ ભાઇ! જરી તો સમજ."

'સાહેબ...સાહેબ...'

"અરે ભાઇ!" ભલા સ્વયંસેવકે ધનીયાને સમજાવવા માંડ્યું: "ત્હારી પત્ની કાલ રડતી હતી. ત્હારાં પોતાનાં બાળકોની પણ તને દયા નથી! અરેરે, તું કેવો છે?"

"ભાઇ, હું બીજાં કામે જાઉં છું!" ધનીયો જુઠું બોલ્યો. સ્વયંસેવકના મધુરા શબ્દો કાળી રાખેડી જેવી વ્યસન લાલસામાં ઢંકાએલ ધનીયાના આત્મને સચેત કરવા મથતા હતા. પરંતુ મદીરાનો મોહ વધારે પ્રબળ હતો, એટલે તે સફ઼ સાફ જુઠું બોલી આગળ ભાગ્યો . .. ...

* *

ઠણ ઠણ ઠણ!!!

સત્યાગ્રહથી ભાંગી પડેલી ચીકતી કમાણી જતાં શોકાતુર બનેલો પારસી કલાલ કામદાર બારણું ખખડવાનો અવાજ સાંભળી નીદ્રામાંથી જાગી ઉઠ્યો. એની નીદ્રા સુખ અને સંતોષની શાંત મધુરી નહોતી, પરંતુ ડુબવા પડેલા ધંધાના વીચાર તરંગોના ઘુઘવાતા સાગરમાં લીપટાએલી, આશા નીરાશા વચ્ચેની મોહીની સમી તંદ્રા હતી.

"કુણ?" વળી ઉંડો સ્વર કનાનના મ્હોમાથી બહર પડયો

"કુનાઈને બાગણુ!" ધનીયા દેડનો ઉતાવળો અવાજ સંભળાયો

"કેમ?" બાગણું ઉત્તડતા પ્રશ્ન પુછાયો

"પારોર ગરશી, અચ્છેર તીખો અને નવટાંક મઠુ'!"

ધનીયાના ઢોગા દુકાન ઉઘડતા જ કેનાએની ઝેરી છતા મીઠી લાગતી વાસથી ચમચકના મડયા

પગરખી કનાને તે જોયા

કનાન પગવાર અચકયો—ખચાયો, પણ મદ્યપાનની ધનીઆ રગીનો બન્યો

'ગો, બમ તો બીજું' છે!" દારૂએ ધનીયાના મ્હોમાથી અમૃતની ધાગ છોડવા માંડી

"ભગી દામદાર મકના મુગીયાને ત્યા આજ તહેવાર છે, માટે દારૂ જોઈએ છીએ"

'ગજો?" કનાનના મ્હોમાથી સંતોષ મિશ્રીત નીસાસો બહાર પડયો

"ત્રણ બાટના ગરશી, ચાર બાટના મઠુ ને એક જ બાટનો દારૂખનો!"

આ એક લાંબી ગીપ હતી પંદર રૂપીયામા પાચ દશ પેગનુ પોષણ કરતા દેઢના વરની દરૂની ખરીદીની એ વરદી હતી પણ તે મટે જો તા પૈસા કરજે આનવના હતા. પાગ્ની કનાન કામદાર એ વાત જાણતો હતો તેના મનમા અનેક વીચાર થઈ ગયા કરજ વ્યાજ ચક્રવૃદ્ધી વ્યાજ દેવુ નાદારી ભીખ દારૂની રમત ટુંકુ બનો અંત એક એ માયાવી શોકમય નાટક!!

એક પળ કનાન ખુરશીમા પછડાયો નીર્ધનોના પૈસા ન લુટવાનો પોતે કરેલ જ દારૂ ન વેચવાનો સંકલ્પ કર્યો હતો. પણ હાય! એ સંકલ્પ તેણે કેટલીવાર ભાગ્યો હતો?

ફક્ત તેતેરવાર અને પાછો ફરીથી એકવાર એટલે ચુમોતેરમી વાર! રે! નાદાનો! લોહી ચુસવાની એ ક્રીયા હતી!

બેઠો હતો ત્યાથી ઉઠી, પોતાના હાથે જ, પારસી કનાને દારૂના બાટલા ધનીયા નજદીક બારણા પાસે મુક્યા, કારણ ચાકર ત્યારે હાજર ન હોતો!

પાછું મનમા વીચારોનું ધમસાણ મચ્યું. આંદોલન! સંકલ્પ–ઠરાવ–વચન–પણ!!

ગઈ મધ્યરાત્રીએ દારૂના પ્રતાપે નનકડાં ઘરોમા ચાલતી તકરાર તેના કાનમા ફરીથી ગુંજવા માંડી

અને ગુસ્સામા ને ગુસ્સામા પેલી બાટલી-ઓને એની લાત વાગી ગઈ બાટલીઓ ઢળી પડી, તેમાથી ઢળી ગયેલા પ્રવાહીની ઝેરી સુગંધ ચોગમ વ્યાપવાની સાથે સાથે તુટેલા કાચના અગણીત કકડા દીવાની રોશનીમા ઝગકવા લાગ્યા કનાનના દીલમા મંથન જોસથી ચાલતું હતુ

"મા બાપ! તુ જા!" કનાલ દામદારે હાથ જોડયા "મ્હારે દારૂ વેચવો નથી. મ્હારા ભાઈ બ્હેનોને મારવા નથી આજથી આ પાપી દારૂની દુકાને ખંભાતી તાળુ' સમજજો" તેણે છેવટે મક્કમ બનીને કહ્યુ

"અને હુ પણ હવેથી દારૂને અડકુ' તો મ્હારા બાપનો એક નહી, માનુ દુધ હરામ!" દીગ્મુઢ બનેલો ધનીયો બબડી ગયો

પરીણામે દારૂના ખુ'ના પીપમાથી ટીપા ટપકતા હતા ચોગમ નીરસ શાંતી ઝરી રહી હતી

ખરે, કનલ ઇચ્છે, માને, સમજે તો દારૂના પીપે ખંભાતી તાળુ' વાગવું એ જરાયે દુર નથી જ

પવીત્ર હીંદ! ત્યારે બાગણે આમ ક્યારે થશે? એ સમય પણ બહુ દુર નથી

ઉર પ્રભાત સમી અજવાળી,
ટાળી દે અંધાર!

એક સ્વરે સહુ ગગન ગજવતો,
કરીએ જયજયકાર!

અમારી ગુણવંતી ગુજરાત!

નમીએ નમીએ માત!
અમારી ગુણવંતી ગુજરાત

ખબરદાર.

# સામ્રાજ્યવાદની સમીક્ષા

: લેખક :
તીરંદાજ

## : લેખાંક છેલ્લો :

### સામ્રાજ્ય સંરક્ષણ

સંસ્થાનો અને બ્રીટનનો સંબંધ અત્યારે વધારે મજબુત બનાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે એનું કારણ યુરોપમા પલટાયેલી રાજનીતીના રંગો અને અમેરીકન મુડીનો પ્રચંડ પગપેસારો છે. મુડીવાદનો અડગ પક્ષકાર મનાતો કોન્ઝરવેટીવ વર્ગ પણ એની નીતીને સામ્રાજ્ય સંરક્ષણનું સ્વરૂપ આપવા મથી રહેલ છે. લોર્ડ બીવરબ્રુક એનું આખું સુકાન હાથ કરવા મથે છે કારણ કે સંસ્થાનો અને પરાધીન પ્રદેશો જો બ્રીટનના હાથમાંથી આર્થીક દ્રષ્ટીએ સરી જાય તો ઇંગ્લાંડના આખા ઉદ્યોગને જબ્બર ફટકો પડે એટલે હવે ફ્રી ટ્રેડની નીતી પલટયા વીના ઇંગ્લાંડને આરોજ નથી ઇમ્પીરીયલ પ્રેફરન્સની નીતીનાં મુળ આજની બ્રીટનની બદલી ગયેલી પરીસ્થીતીમાંજ છે.

### આર્થીક દીવાલ

દુનીઆના સહુથી બળવાન મનાતા બ્રીટીશ સામ્રાજ્યવાદની આર્થીક સ્થીતી ઘરમાં અને બહાર બન્ને સ્થળે ડગમગતી લાગે છે જ્યારે અમેરીકામાં જુદીજ બાંગ બોલે છે. યુરોપની લડાઇનો ખુબ લાભ લઇ માલદાર બનેલું અમેરીકા સહુથી વધારે બેકારોની સંખ્યા ધરાવે છે. મોજશોખની ચીજો ઉત્પન્ન કરનારાં કારખાનાંઓમાં કદાચ કારીગર વર્ગને વધારે વેતન મળતું હશે પણ લોખંડ તેલ અને બીજા મુખ્ય ઉદ્યોગોમાં તો મજુરોની પાયમાલી છે. ત્યાં પણ ભુખમરાને લઇને સરઘસો નીકળે છે, મજુરોની ચળવળો ચાલે છે અને એના ઉપર સામ્રાજ્યવાદના ઘોડા છુટે છે. દઉલતનું ધામ મનાતા અમેરીકામાં અત્યારે થોકબંધ ઉત્પાદનને પરીણામે નાણાબજારમા ભારે મંદી આવી છે. કીંમત ઘટી પડી છે અને નાણાંના કાગળીયાં હલકા ભાવે વેચાવા માંડયા છે. સાધારણ રીતે દસ વરસે આવતી ઉથલપાથલ એક વરસના ગાળામા બે વખત અમેરીકામાં આવી ગઇ. આ સ્થીતીને પહોંચી વળવા ટેરીફ બીલ અમેરીકન ખરીદનારાઓની ગરદનપર તોળાઇ રહ્યું છે. આર્થીક દીવાલ ખડી કરવાની જે દીવસે અમેરીકાને અવળી મતી સુઝશે તે દીવસેજ એની સામે યુરોપનાં ઉદ્યોગવાદી રાજ્યો ખળભળી ઉઠશે. આમ આપસઆપસની અથડામણીને પણ અમેરીકન સામ્રાજ્યવાદ બહુજ નજદીકમા લવવાની જાણ્યે કે અજાણ્યે વેતરણમાં પડી ગયો છે.

ફીલીપાઇન્સ, નીકારાગુઆ અને બીજાં સંસ્થાનોમાં પણ અમેરીકન નીતી એનો શોષણધર્મ બરેબર બજાવે છે. જપાનની સામે પેસીફીકમાં પણ અમેરીકા લાગવગ જમાવે છે અને ફીલીપાઇન્સ ઉપરનો દાણુ નૈકાબળની દ્રષ્ટીએ પણ અમેરીકા મજબુત બનાવી રહ્યું છે. યુરોપના રાજકારણમાં એટલે કે લીગ ઓફ નેશન્સમાં જો કે અમે

રીકા સભ્ય નથી છતાં આજે યુરોપનું આ ખું રાજદ્વારી સુકાન અમેરીકા ઉપર નજર રાખીનેજ ફેરવવું પડે છે. જે પ્રદેશને મુડીવાદની સફળતા તરીકે આખું જગત આંગળી ચીંધીને બતાવતું હતું એની આજે પરીસ્થીતી ભારે ગંભીર થઇ પડી છે. ઇજારાવાદને લઇને અનીવાર્ય રીતે આવતા અવરોધો આજ અમેરીકાને મુંઝવી રહયા છે.

જર્મનીમાં પણ હમણાંજ લોખંડના ઉદ્યોગમાં ૭ા ટકાનો ઘટાડો ત્યાંની સમાજવાદી સરકારે મંજુર કર્યો છે. ઇજારાવાદી કોર્ટલોને લઇને જર્મની આ હુકમ જલદીથી અમલમાં મુકી શકશે. જો કે મજુરોની વ્યવસ્થીત ચળવળ એ દેશમાં વધારે છે તો પણ જર્મન સર કાર એ વેતનમા ઘટાડો અમલમાં મુકવા બળજબરી વાપરશે એમાં શંકા નથી. જર્મની તો બેકારીનું ધામ છે એમ કહેવામાં જરાય અતીશયોકતી નથી. ઉપરાંત "મીત્રરાજ્યો" નું દેણું દેવામાં જર્મનાની કમર તુટી જાય છે એ વાત તો સહુ કોઇ સમજી શકે એવી છે.

## યુરોપની યાદવાસ્થળી

ફ્રાંસ અને ઇટાલીનો ઝઘડો યુરોપના રાજકારણમાં મહત્વનું સ્થાન ભોગવે છે. મુસોલીનીનાં કડક ભાષણોમાં એવો એક પણ પ્રસંગ નથી ગયો કે જેમાં એ લાખંડી પુરૂષે ફ્રાંસ સામે સીધી કે આડકતરી રીતે બખાળા ન કાઢયા હોય. ૧૯૧૩ પહેલાં જેમ ઇંગ્લાંડ અને જર્મની વચ્ચેની સ્પર્ધાને પરીણામે ભયંકર યુધ્ધ આરંભાયું હતું એમ ફ્રાંસ અને ઇટાલીનો મામલો યુરોપને યાદવાસ્થળીમાં ધોલી મૂકશે. નાઇસ, સેવોય અને કોર્સીકાના પ્રદેશો માટે બન્ને રાજ્યો વચ્ચે ખુબ અંટસ જામી પડયો છે. સંસ્થાનો માટે ઉત્તર આફ્રીકા, સીરીયા અને લાલસમુદ્રમાં ફ્રાંસ સાથે ઇટાલીને અથડામણી થાય છે. ઇટાલીને સંસ્થાનો જોઇએ છીએ અને તે કોઇ પણ હીસાબે મેળવવા મથે છે. અત્યારે ઇટાલી ફ્રાંસની સાથે ત્રણ મુખ્ય મુદ્દા માટે ખુલ્લી રીતે લડે છે. (૧) ટયુનીસમાં વસતી ઇટાલીયન પ્રજાનું હીતરક્ષણ, (૨) લાલ સમુદ્રનું જીબેટી બંદર અને (૩) લીબીયાની સરહદ—ઉપરાંત ઇટાલીની વસ્તીના પ્રમાણમાં સંસ્થાનો મેળવવાનો મુસોલીની ખુલ્લી રીતે દાવો કરે છે અને કહે છે કે જગતના બીજાં રાજ્યોએ પ્રથમથી સમજુતી કરી દુનીઆના દેશો વહેંચી લીધા છે, માટે ઇટાલી એ સમજુતી છેવટની સ્વીકારવા તઇયાર નથી. સુર્યના પ્રકાશ નીચે ઇટાલી જ્યાં જોઇશે ત્યાં સ્થાન મુકો મારીને પણ લઇ લેશે એમ એના માંધાતા મુસોલીની સૌ કોઇને સંભળાવે છે. ફ્રાંસ અને ઇટાલીના આ પ્રચંડ વીરોધને પરીણામે બે પક્ષમાં યુરોપનાં રાજ્યો વહેંચાઇ જવા સંભવ છે. ફ્રાંસની પડખે બેલ્જીયમ, પોલાંડ, ઝેકોસ્લોવેકીયા, અને યુગો સ્લાવીઆ રહેશે; જ્યારે ઇટાલીના પક્ષે આલ્બેનીયા હંગારી, બલગેરીયા, અને રૂમાનીયા રહેશે. આ કારણોને લઇનેજ નૌકાપરીષદમાં ફ્રાંસે ઇટાલીની સામે દરીયાઇબળમાં સમાન ભુમીકા ઉપર ઉભા રહેવાની ના પાડી હતી. આ સ્થીતી આખા યુરોપને ભયમાં મુકે એવી છે.

## નાશની નજદીક

યુરોપ અને અમેરીકાના સામ્રાજ્યવાદી રાજ્યોમાં અત્યારે સ્પર્ધાએ એવું સ્વરૂપ પકડયું છે કે આર્થીક દીવાલો એક

પછી એક ઉભી કરવાની યંત્રણાઓ ચલુ થઇ ગઇ છે. કેનેડાએ પસાર કરેલા ટેરીફ કાયદાથી અમેરીકા પણ ટટાર થઇ ગયું છે અને એની સામે ફ્રાંસનો મુત્સદી બ્રીયાં યુરોપીયન રાજ્યોનું સંગઠન કરવાની તઇયારી કરી રહેલ છે. જાપાન પણ પાસીફીકમાં પોતાની અસર મજબુત કરે છે અને ચીનમાં એના સ્વાર્થો જાળવવા ખુબ કાવતરાં કરે છે. વ્યાપાર અને માલના ઉત્પાદનમાં જર્મની અને અમેરીકા સાથે એની સ્પર્ધા ખુબ કાતીલ બની છે. આમ જગતભરમાં શ્રમજીવીઓને લુંટી લુંટીને દઉલત એકઠી કરનારા મૂંડીપતીઓ ગમે તેટલું નાણું એકઠું થાય તોય સંતોષ પામતા નથી. મોટી મોટી સીન્ડીકેટો ઉભી થતી જાય છે, અગણીત નાણાં રોકી ઉદ્યોગો ઉભા થાય છે અને નવાં નવાં યંત્રો વડે ખુબ ઉત્પાદન પણ થાય છે. છેવટે ખપત ઓછી થતાં અથવા વીરોધી દેશની સ્પર્ધા આડી આવતાં મામલો વીફરે છે, બેકારી વધે છે, બજાર ભાવ ગગડી જાય છે અને કેટલાયની નાની મુડી—મીલકતો સાફ થઇ જાય છે. સ્થાનીક અને સાંસ્થાનીક નીતીના પરીણામે સામ્રાજ્યવાદીઓએ આખી દુનીઆનો ચેહેરો બદસુરત બનાવી દીધો છે. બહુજ થોડા માણસોને અબજપતીઓ બનાવી કરોડોને અનાજ વીનાના રાખી દીધા છે. અસંખ્ય માનવીઓને બેકાર રાખી થોડા માણસોને મુડીવાદે રોલરોયસમાં ફરતા કર્યા છે. જગતની વસ્તીના મોટા ભાગને પસીનો નીતરતો રાખી નાના વર્ગને માટે વીજળીના પંખા ખડા કરી દીધા છે. સંપત્તીના સર્જનહારો પાસેથી એના શ્રમજીવનનું વ્યાજબી મહેનતાણું વ્યવસ્થીત યોજનાઓદ્વારા આંચકી લઇ રોકફેલર, ફોર્ડ પીટીટ, બીવરબરૂક તાતા અને રોથર મીયરોને સામરાજ્યવાદે સુપ્રત કર્યું છે. ગોરો કે ભુરો એવા ભેદ પાડયા વીના મુડીના રોકાણદ્વારા પુંજીદારોએ શોષણના સંચા ચલાવ્યા છે. જેમ જેમ મુડીવાદ આંતરરાષ્ટ્રીય ધોરણો અને યોજનાઓ વડે શ્રમજીવીઓને ચુસે છે તેમ તેમ જગતભરના શ્રમજીવીઓમાં એકતાની ભાવના જાગ્રત થતી જાય છે. મહેનતજીવી જનતા સામે રશીયાનો જીવતો જાગતો દાખલો મોજુદ છે; એટલે ક્યારે આ બધી અસમાનતાઓમાથી વીપ્લવની જવાલાઓ ભભુકી ઉઠશે એ અનુમાનવું મુશ્કેલ છે. સંહારનાં શસ્ત્રો દરેક રાજ્ય તૈયાર કરી રહ્યું છે, મોટા મોટાં લડાયક બારકસો બંધાતાં જાય છે વીમાનવડે બધાય પ્રદેશોને રાંકડી લેવાની યોજનાઓ થઇ રહી છે અને લશ્કરી દ્રષ્ટીબીંદુથી બંદરો અને મોટાં મોટાં મથકો તૈયાર થઇ રહયાં છે. વ્યાપારી સ્પર્ધાને પરીણામે જગતનાં સંહારક સાધનો ક્યારે આગ લગાડશે એ કહી ન શકાય. પણ આ સામરાજ્યવાદી રાજ્યો એનાજ અવરોધોને કારણે ભયંકર યુધ્ધ શરૂ કરશે અને એ નાશના વાતાવરણમાથીજ સમાજવાદનાં સર્જન થશે.

# સોનાનું ચલણ:

## હિંદના આર્થિક વિકાસમાં તેની અસર

: લેખક :
ડી. એસ. મહેતા

રાજકારણી પરાધીનતાએ હીંદની આર્થીક પરાધીનતા આણી છે અને તેથી આ દેશ કેટલો નીર્ધન બનતો ગયો છે; તેનાં કેટલાંક કારણોમાંના મુખ્ય કારણની મીમાંસા લેખક પ્રસ્તુત લેખમાં કરે છે.

પુરાતન કાળથી પ્રજાના માનસમાં સોનું ઉત્તમ પદવી ધરાવે છે. હીંદુસ્થાનમાં સોનાની ઉત્પત્તી છેક વેદના વારાથી જોઇ શકાય છે, પણ અંગ્રેજોના હીંદમાંના વસવાટ પછી સોનાનું મુલ્ય હુંડીના ભાવ સાથે સંબંધ ધરાવતું બન્યું છે.

### હુંડીઆમણની છળબાજી

છેલ્લા મહાન વીગ્રહ પહેલાં હીંદમાં હુંડીના ભાવ રૂપીઆની ૧૬ પેન્સનો હોવાથી સોનાનો ભાવ બહુ જ ટુંકી ફેર-ફેર વચ્ચે અથડાતો હતો, અને તેથી જ ગીનીનું મુલ્ય ૧૫ રૂપીઆ હોઇને, વપ-રાશમાં એ સીક્કો ગંજાવર પ્રમાણમાં જોઇ શકાતો હતો. પણ મહાન વીગ્રહ વેળા હુંડીના ભાવમાં અસાધારણ ઉછાળો આવ્યો અને એક વખત હુંડીના ભાવ વધીને ૨૮ પેની થયા અને ઘટીને ૧૮ પેની થયા તે વેળા ગીનીની ઘરાકી તુટી અને જેમની પાસે ગીનીનો મોટો સંગ્રહ હતો તેમણે ભાવ દબાવાના ભયથી તે સંગ્રહ વેચી નાંખ્યો. સોનાનો સંગ્રહ પ્રજા પાસેથી મેળવવા સરકાર કેવી યુક્તી પ્રયુક્તીઓ રચે છે, તે આવી છળબાજી ઉપરથી જોઇ શકાય છે. ગીનીનો સામાન્ય ભાવ ૧૫ રૂપીઆનો હતો, ત્યારે પ્રજાને વીશ્વાસ રહેતો હતો કે ભાવની વધઘટ બહુ જ જુજ છે તેથી ચલણમાં પણ ગીનીના આપ લે થતી હતી. પરંતુ જ્યારે સરકારે પરદેશી માલની આયાત વધારવા હુંડીઆમણના ભાવ વધાર્યા ત્યારે સોનું સસ્તું બન્યું, દર તોલે ૧૬ રૂપીઆ સુધી ભાવ દબાયા અને તેની સહાનુભુતીમાં ગીની પણ સસ્તી મળવા લાગી. મહાન વીગ્રહ દરમીયાન પ્રજાએ સોનાનો સંગ્રહ એટલા ગંજાવર પ્રમાણમાં કર્યો હતો કે સરકારને નાણાંની તંગી વેઠવી પડતી હતી, તેથી સોનું છુટું કરવા સરકારે હુંડીના ભાવ વધારી એક કાંકરે બે પક્ષી મારવાની યુક્તી અજમાવી! પરીણામે પ્રજાએ ગીની તથા સોનાના ભાવ હજી વીશેષ દબાશે એવા ભયથી ગીની વેચવા માંડી. તે પછી તો સર બેસીલ બ્લેકેટે આયાત માલના ઢગલા હીંદુસ્થાનમાં વધાર્યા ૧૯૨૬ માં હુંડીનો દર દીનદીને માથે

૧૮ પેન્સનો ઠોકી બેસાડયો. તેથી હીંદને અબજોનું નુકશાન થયું અને હજી પણ એ કૃત્રીમ હુંડીયામણને લીધે હીંદી વેપાર ઉદ્યોગની પાયમાલી થવી ચાલુ હોવાથી, હીંદી પ્રજાને ઘણું જ સોસવું પડે છે. પરંતુ હીંદમાં જો સોનાનું ચલણ અને ધોરણ હોત તો સરકાર આ જાતની છળબાજી ચલાવી શકત કે કેમ તે શંકાનો વીષય છે અને તેથી જ હીંદમાં સોનાનું ચલણ શા માટે થવું જોઈએ તે દર્શાવવાનો આ લેખમાં પ્રયાસ કરવામાં આવ્યો છે. મેરિગ્યુ ચેમ્સફર્ડની ભલામણ મુજબ તથા બેંગકમીશનની સલાહ પ્રમાણે હીંદુસ્થાનમાં સોનાનું ધોરણ ચાલુ કર્યું છે; પરંતુ ચલણના પ્રચારમાં સોનાના સીક્કા લાવવા માટે સરકાર આનાકાની કરે છે તેનું કારણ એ છે કે તેમ થવાથી તેઓ હુંડીના ભાવમાં મરજીમાં આવે તે પ્રમાણે ફેરફાર કરી શકે નહી. જો સોનાનું ચલણ ચાલુ થયું હોય તો પછી હુંડીના ભાવની વધઘટ આયાત નીકાસ વેપારના આંકડા ઉપર આધાર રાખે એટલે જો આયાત વધુ હોય તો ભાવ વધે અને નીકાશ વધુ હોય તો ભાવ દબાય. તેથી સરકાર વધારે પ્રમાણમાં પરદેશી માલ હીંદુસ્થાનમાં લાવી શકે નહી, મરજીમાં આવે તેટલી રકમ ચલણમાંથી ઉચાપત કરી વીલાયત ખાતે રવાના કરી શકે નહી, હુંડીનો ૧૨ાા ટકાનો ગાળો ખાઈ શકે નહી અને વીલાયતની સરકારી તીજોરીમાં હમેશાં ખેંચની ફરીયાદ ચાલુ જ રહે. આ બધી મુસ્કેલીઓમાંથી બચી જવા તેમ જ હીંદને ભોગે પોતાનું સ્વાર્થી હીત સાચવવા સરકાર હુંડીના ભાવ ૧૮ પેની અને તે પ્રમાણે સોનાનું ધોરણ રાખી મરજીમાં આવે તે પ્રમાણે ચલણ સાથે રમત કરે છે.

## આંતરરાષ્ટ્રીય વ્યાપાર ઉપર અસર

અમેરીકામાં સોનાની પેદાશ તથા જથ્થો ગંજાવર પ્રમાણમાં છે. ઇંગ્લાંડમાં જ્યારે ઉધાર નાણાં લેવા માટેનો વ્યાજનો દર ગઈ સાલ નીચો હતો ત્યારે અમેરીકાએ વ્યાજનો દર વધારી પરદેશમાંથી સોનું અમેરીકામાં ઘસડ્યું અને લડાઈના દેવા પેટે પણ સસ્તે ભાવે સોનું મેળવ્યું આમ આંતરદેશીય વહીવટ અને ચલણના ફેરફારો સોના ઉપર મજબુત અસર કરે છે તેથી જ સોનું આખી દુનીયામાં રાષ્ટ્રોની આબાદાની કે પાયમાલી દર્શાવનારૂં માર્ગદર્શક યંત્ર બને છે. પરંતુ અંગ્રેજ સરકારની ગણત્રીમાં હીંદુસ્થાન ગુલામ દેશ છે એટલે તેઓ સામ્રાજ્યના અસ્તીત્વમાં હીંદુસ્થાનને ગૌણ પક્ષે ઘટાવીને, હીંદી પ્રજાના ગુર અને મુડીને બને તેટલા મોટા પ્રમાણમાં ઘસડે છે, એટલું જ નહીં પણ સોનાના ચલણથી સોનું ઘસડાઈ જશે વીગેરે રડીયાથી ઉંધા પાટા બંધાવવા મથે છે. પરંતુ હીંદી પ્રજા હવે આંતર રાષ્ટ્રીય વહીવટ અને ચલણ તથા હુંડીનું જ્ઞાન ધરાવે છે અને એક દેશનો વ્યાપાર ઉદ્યોગ બીજા દેશના ઉદ્યોગ ઉપર ક્યારે અને કેવી રીતે અસર કરી શકે, તે પણ સમજી શકે છે માટે અંગ્રેજો જો હીંદી પ્રજાને આડે રસ્તે દોરવવા ઇચ્છા રાખતા હોય તો તેઓ ગંભીર ભુલ કરે છે. જો હીંદુસ્થાનને સાંસ્થાનીક સ્વરાજ્ય મળે તો હીંદી રાજ્યબંધારણ હુંડી તથા ચલણનો કબજો મેળવી શકે. સોનાનું ચલણ બનાવી શકે અને પોતાના વેપાર ઉદ્યોગનો ફાયદો થાય તેવી રીતે હુંડીના ભાવ બાંધી શકે. પરંતુ જો આ પ્રમાણે થાય તો વીલાયતના વેપારને સંગીન પ્રમાણમાં ફટકો લાગે,

તેથી જ સાયમન રીપોર્ટમાં પણ ચલણના કાણુ વીષે ઉલ્લેખ મળી આવતો નથી. એટલું જ નહી પણ મધ્યસ્થ સત્તાને અધીન હીંદુસ્થાનના દરેક ખાતાં સુપ્રત થયાં છે. હીંદુસ્થાનની લડત રાજકીય વહીવટ મેળવવાની છે તેમાં ચલણનો કાણુ પ્રાધાન્યે માગવામાં આવ્યો છે, કેમકે ચલણના ફેરફાર ઉપર જ દેશના વ્યાપાર ઉદ્યોગની ખીલવણી કે અધઃપતનનો આધાર રહે છે.

## સોનાના ઉત્પન્નનું પ્રમાણ

સોનાનું ચલણ ચીનમાં ચાલુ કરવા માટે ઉહાપોહ થાય છે અને હીંદુસ્થાનમાં પણ એ માટે અર્થશાસ્ત્રીઓએ ચર્ચા ચલાવી છે. દુનીયામાં સોનાનું ચલણ હવે આનરરાષ્ટ્રીય થયું છે અને સોનાના ભાવ ઉપર કાચી વસ્તુઓનો તેથી જ આધાર જોઇ શકાય છે. સોનાની તંગી પડે તો માત્ર સોનાના જ ભાવ વધે એમ માનવાનું નથી, પરંતુ તેથી આનરરાષ્ટ્રીય પ્રતીષ્ઠાને પણ હાની પહોંચે છે અને ઉદ્યોગો પાયમાલ થાય છે. દુનીયામાં ૧૯૧૫ મા ૯૬૪ લાખ પોંડનું સોનું ઉત્પન્ન થયું હતું તેટલું ગંજાવર પ્રમાણ આજ સુધી મેળવી શકાયું નથી, પરંતુ ૧૯૨૮ મા ૬૩૫ લાખ પોંડનો આંકડો જોઇ શકાયો હતો, એટલે જ્યા સુધી ખાણના માલેકો વધુ પેદાશ માટે પ્રવૃત્તી કરે નહી, ત્યાં લગી આ આકડાથી વીશેષ ઉત્પન્ન નજીકના ભવીષ્યમાં થશે નહી એમ માનવામાં આવે છે. સોનું દરવરસે દક્ષીણ આફ્રીકામાં વધુ ખોદી કાઢવામાં આવે છે અને જો હજી વધુ મહેનત કરવામાં આવે તો તે જથ્થો વધુ પ્રમાણમાં મેળવી શકાય ૧૯૨૫ માં દુનીયાની સોનાની પેદાશમાં દક્ષીણ આફ્રીકાનો હીસ્સો ૪૦ ટકા અને ૧૯૨૭ માં ૫૬ ટકા જેટલો હતો, એટલે ૧૪ વરસમાં તેનું ઉત્પન્ન ૧૪ ટકા જેટલું વધ્યું છે. વળી ૧૯૨૯ માં ૧૦૪૪,૧૩૩૯ ઔંસ ૧૨ મહીનામાં પેદાશ થઇ, ત્યારે ૧૯૨૮ માં ૧૦૩૪૬૨૧૯ ઔંસની હતી એટલે દર વરસે આફ્રીકાનો ફાળો વધવાની ધારણા રાખી શકાય છે. દુનીયામાં સોનાની પેદાશમાં અમેરીકાનો નંબર બીજો આવે છે, તેમાં પણ મેકસીકોનું ઉત્પન્ન ટકેલું છે પરંતુ કેનેડા અને યુનાઇટેડ સ્ટેટસમાં ફેરફાર માલુમ પડે છે. ૧૯૧૮ થી ૧૯૨૮ સુધીમાં અમેરીકાની પેદાશ ઘટીને અર્ધી બની છે, અને કેનેડામાં આ અરસા દરમીયાન ૧૦૦ ટકાનો વધારો થયો છે. ૧૯૨૮ માં ત્યાં ૭૮,૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનું સોનું ખોદી કાઢવામાં આવ્યું હતું. ઓસ્ટ્રેલીઆમાં ૧૯૨૮ માં ૨૭,૦૦,૦૦૦ પાઉન્ડનુ સોનું ઉત્પન્ન થયું હતું. આ પેદાશનો આંકડો ઓછો છે પરંતુ મજુરીના વધી ગયેલા દરની એ અસર છે. આ ઉપરાંત રોહડેસીઆમાં ૨૫,૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનું, હીંદુસ્થાનમાં ૧૬,૦૦,૦૦૦ નું અને પશ્ચીમ આફ્રીકામાં ૭,૦૦,૦૦૦ નું સોનું ઉત્પન્ન કરી શકાય છે. પરંતુ જો હજી વધુ મહેનત કરવામાં આવે તો એ ખાણોમાંથી સોનાનો ગંજાવર પ્રમાણમાં જથ્થો મેળવી શકાય પરંતુ કોલસાનો ઉદ્યોગ જેમ વધુ પેદાશથી પાયમાલ થયો, તેમ સોનામાં વધુ ઉત્પન્નથી મંદીનો પ્રચંડ જુવાળ આવે તેવી જાતનો ભય રાખીને ખાણના માલેકો મોટા પ્રમાણમા પેદાશ કરતા નથી. કેમકે જો વધુ પેદાશ કરે તો નફો રહે નહી. ભાવ ઉંચા આવે નહી અને કાયમને માટે પોતાનો ઉદ્યોગ ચાલી શકે નહી. અમેરીકા અને ફ્રાંસમા સોનાનો જથ્થો વીપુલ પ્રમાણમાં છે તેથી આંતરરાષ્ટ્રીય વહીવટમાં કદી ખેંચ આવવાનો ભય રહેતો નથી. જે

દેશમાં સોનાનો જથ્થો વધુ તે દેશની પ્રતીષ્ઠા પણ ઉંચી ગણાય છે. તે પ્રમાણે અમેરીકા પાસે સોનાનો ગંજાવર જથ્થો હોઇને ફીડરલ રીઝર્વ બેંકના રીઝર્વનો દર ૮૦.૩ ટકા છે અને સોનાનું મુલ્ય રૂ. ૭૫૪૨૦ લાખનું છે. ફ્રાંસમાં હમણાં જ સોનું સંગ્રહવાની રૂઢી પ્રચારમાં આવી છે, તેથી ત્યાં હમણાં ૪૦૫૪૦૦૦ લાખ ફ્રાંકનું સોનું લેઇ શકાય છે. અમેરીકામાં સોનું વગર ઉપયોગનું પડ્યું છે, અને ફ્રાંસમાં પણ જ્યારે જરૂર પડે ત્યારે વાપરવું એવો રાજસત્તાનો નીર્ણય છે.

## હીંદ સ્વતંત્ર હોય તો?

દુનીયામાં સોનાનો દુકાળ પડશે એવો ભય હીંદી ચૈલણ કમીશન સમક્ષ જુબાનીમાં અનેક અર્થશાસ્ત્રીઓએ પ્રદર્શીત કર્યો છે, તેથી અંગ્રેજ સરકાર કહે છે કે, હીંદુસ્થાનમાં સોનાનું ચલણ પ્રચારમાં મુકવાને યોગ્ય સમય અત્યારે માલુમ પડતો નથી. મી૦ કીચીન અને પ્રોફેસર કેસલના મંતવ્ય ઉપર આધાર રાખીને અને તેઓના સિદ્ધાંતોને કબુલીને સોનાની ખેંચ ૧૯૩૫ પછી વધવાનો ભય રાખવામાં આવે છે. મી૦ કીચીન ધારે છે કે ૧૯૨૪ થી ૧૯૨૯ સુધીમાં દર વરસે સરેરાસ ઉત્પન્ન ૭૯૦ લાખ પાઉન્ડનું થશે, અને ૧૯૩૦ થી ૧૯૩૫ સુધીમાં ૭૨૦ લાખ પાઉંડનું થશે એટલે તેની ધારણા મુજબ દક્ષીણ આફ્રીકા, ટ્રાંસવાલ, રૂશીયા અને કેનેડામાં પેદાશ વધશે, પરંતુ અમેરીકામાં ઘટાડો થશે. એટલે ૩ ટકાના થનારા વધારા સામે ૨–૮ ટકાનો થનાર ઘટાડો ઉભો હોય અને વેપાર ઉદ્યોગ ખીલવવામાં વધારે વપરાય તો પરીણામે સોનાની તંગી આખી દુનીયાને ભોગવવી પડે એવો નીરાશાવાદી અભીપ્રાય તેમનો છે. જો હીંદુસ્થાનમાં સાંસ્થાનીક રાજ્યબંધારણ હોય, આંતરરાષ્ટ્રીય વહીવટ કરનારી સ્વદેશી બેંક હોય, ચલણનો કાબુ દેશની પાસે હોય, આયાત નીકાસ વેપાર ખીલવવા માટે હુંડીના ભાવ બાંધવાની સત્તા આપણી પાસે હોય, જકાત વધારવા કે ઘટાડવા જેટલા અધીકાર હોય, અને સોનાનું ચલણ શરૂ કર્યું હોય તો જ હીંદુસ્થાન આંતરરાષ્ટ્રીય વેપાર ખીલવી શકે, એટલું જ નહીં પણ ખુદ આ ભુમીમાં પણ નાના ઉદ્યોગો વીકસાવવા માટે પ્રતીષ્ઠ અને નાણાનો સદુપયોગ કરી શકે તથા બચત વાપરી શકે. પણ જ્યાં સુધી પરદેશી રાજ્યસત્તાની હકુમત નીચે ચલણનો કાબુ રહેશે ત્યાં લગી સોનાનું ચલણ થશે નહી, હુંડીના ભાવ ઘટશે નહી, અને હીંદી વેપાર ઉદ્યોગ ખીલશે નહી, ઉલટું ૧૨॥ ટકાનો હુંડીનો દેખીતો લાભ પરદેશીઓ મેળવી હીંદી ઉદ્યોગોને પાયમાલ કરશે અને ચલણની ફેરફારીને લીધે કરોડો રૂપીઆ વીલાયતની તીજોરીમાં ખેંચાઇને જશે. આ માટે હીંદને આર્થીક રાજકીય સ્વતંત્રતાની જરૂર છે.

---

હુંડીયામણનો ભાવ ૧૮ પેની થવાથી છેલ્લા પાંચ વર્ષમાં મુબાઇના ઉદ્યોગને રૂ. ૧૦ કરોડથી પણ વીશેષ નુકશાન થયું.

હીંદમાં બ્રીટીશ સૈનીકો ૫૦ હજાર છે. તેમની પાછળ થતું ખર્ચ હીંદી સૈનીક કરતાં પાંચ ગણું વધારે છે.

જેના ભોગ લાગ્યા તેને આહી પુરાવાની સજા મળે છે જેમા થોડું ઘણું લોહી રહ્યુ હોય તેને ચુસી ચુસીને, પી પીને, આ દર્દન જંતુઓ જાડા બને છે, તૃપ્ત થાય છે, માનવ રક્તની તે મીજબાની ઉડાવે છે સીમીઓનનામના આદમીને આ કારાગ્રહમા રૂંધી નાખવામા આવ્યો હતો, એ અંદર નંખાયો કે તરત જ તેના શરીર પર આ જંતુઓએ હલ્લો કર્યો, અને તે બધા તેના શરીરને સર કરવા માડ્યા. લામા વર્તમાનપત્રનાં પાના પર જેમ કાળા અક્ષરો પડવા માંડે અને પાનું તેનાથી ચીકાર થઇ જાય, તેવી જ રીતે આ જંતુઓ સીમીઓનની ચામડી પર અક્ષર પાડવા માડ્યા! કેટલાયે દીવસ સુધી આ સીમીઓન બેશુદ્ધ પડી રહ્યો!–સવારથી તે રાત સુધી આ કમનશીબ કેદી સન્નીપાતમા વાઇક ને કાંઇક બબડ્યા જ કરતો!

જ્યારે ડોક્ટરોએ તેને તપાસ્યો ત્યારે તેઓએ મો બગાડી જવાબ આપ્યો કે "એને કાંઇ થયું નથી, માત્ર પેટનો એ વરોપાત છે," અને ડોક્ટરે તેને રેચની દવા આપી!

જે કેદીએ સીમીઓન સાથે જ કેદ ભોગવી હતી તે આ બધી હકીકત અનુતાપથી જાણતો હતો તેણે બોલવાનું જારી રાખ્યું!

"અમારામાથી એક જણાએ વોર્ડરને જણાવ્યું કે સીમીઓનને સ્નાન કરાવવા માટે તજવીજ થાય એમ છે કે નહીં?

"આ વાત સાભળી વોર્ડરનો પીતો ઉછળી પડ્યો! "ન્હાવા ધોવાની ભલામણ કરનારા તમે કોણ? આવું પુછતા શરમાતા નથી? આહી તો આ એક હજાર ને એક કેદીઓ આવી ગયા, વર્ષો સુધી તેઓને પુરી રાખવામા આવેલા છે, અને ન્હવા માટે એક પાણીનું ટીપું પણ તેઓ પાછળ વેડફવામા આવ્યું નથી, તો પછી સીમીઓન શું કાંઇ નવાઇનો કેદી છે?"

"સીમીઓનનું શરીર આસપાસની અમારી કોટડીમા દુર્ગંધ ફેલાવી રહ્યુ હતું, તેમાં જાતીમ સડો શરૂ થઇ ગયો હતો, તેનું માસ અનેક પ્રકારના ગંદા કીડાથી ખદબદતું હતું!.....પણ એક દીવસ એવો આવ્યો કે એ શરીરના ખેળીઆમાથી પ્રાણ ઉડી ગયો! સીમીઓન ગુજરી ગયો!

"સીમીઓનને ચેપી રોગ લાગુ પડ્યો છે એવા ખબર જેલરને પડી ચુક્યા હતા તેથી તેના મૃત દેહને દફનાવવાનુ અમારે કેદીઓના શિરે આવી પડ્યુ! જેલરસાહેબ કે વાર્ડર સાહેબ જો તેની તરફ નીગાહ નાખે તો પણ તેઓની આખને જંતુઓ લેવા માડે તો? એ દફનક્રીયા પછી મારા સીતાયના બધાને એ ચેપ ચોટી ગયો! મને ખુબ દારૂ પાનામા આવ્યો હતો, જેથી હું દફનવવામા અચકો ખાઉં નહીં. પણ આ દારૂએ મને તે ચેપમાથી ઉગાર્યો!

"વાસીની, ફીડોર, વાસની બધાને પછી સન્નેપાત લાગી ગયો હતો પણ જેનના સત્તાવાળાઓને તે સાથે શું નીસ્બત હોય! એ કારાવાસના કરોળીઆ તો તેઓની જાળ પાથરી કોઇ શીકારની તલાસમા બેસી રહ્યા હતા.

"ત્રણ દીન સુધી આ મનુષ્યોનો બકવાદ ચાલુ રહ્યો! આખરે તેઓ પણ માટી ભેગા થઇ ગયા!...

"છેવટે આ રોગચાળાની બધી ખબર પડી ગઇ રૂમાનીઆની બધી જેઇલોનો વડો કોન્સ્ટેનટીન સેરનાટનો ગેલેટા કારાવાસમાં તાર આવ્યો તેમા એમ જણાવવામાં આવ્યું હતું કે ગેલેટા જેલના કોઇપણ કેદીને તેની જમીનને સાફ કરવા ના મોકલશો રખેને તેની, જગ્યા ચેપી બની જાય તો!

"અમે કેદીઓ પણ હવેથી કંટાળી ગયા હતા. એટલે અમોએ અપવાસ આદર્યો. ૮૦ જણા એક સાથે અપવાસ કરવા લાગ્યા! આની અસર થઇ! અમને જેલના મેદાનમાં હરવા ફરવાની છુટ મળી! સરકારી છાપાં વાંચવા માટે અમને મળવા લાગ્યાં!

"પછી પહેલી મેનો દીન આવી લાગ્યો. આ શુભ દીન કયા શ્રમજીવીના દીલમાં નવી ચેતના નથી લાવતો! અંધારી દીવાલોમાં રૂંધાઇ રહેલા બંદીવાનોની આંખ જંજીરોમાં જકડાયા છતાં આ દીને ઝળહળતી હતી! કેદીઓના દીદાર આજે તો પલટાઇ ગયા હતા! આ શો જાદુ! વોર્ડર અને જેલર બધા જ આ જોઇ જોઇ ઝંખવાણા પડી ગયા!

"આવી યાદગીરીપર જ બંદીવાનો પોતાના જીવને શરીર સાથે માંડમાંડ સાંધી રાખતા હતા. એ યાદમાં ભાવીના ભણકારા સંભળાતા હતા......

"પહેલી મેના દીવસનું અવસાન થતું હતું. ફરી પાછા બધા કેદીઓ તેમના નસીબને શરણ થયા. અને અંધારી દીવાલો ભણી મીટ માંડી રહ્યા!" *

---

* સચિત.

૧૯૧૪ માં જુદા જુદા દેશની માણસ દીઠ વાર્ષીક સરેરાશ આવક નીચે પ્રમાણે હતી:

| | | |
|---|---|---|
| અમેરીકા | રૂ. | ૯૭૨ |
| બ્રીટન | ,, | ૬૭૫ |
| ઓસ્ટ્રેલીઆ | ,, | ૭૨૯ |
| કેનેડા | ,, | ૫૪૦ |
| ફ્રાન્સ | ,, | ૫૧૩ |
| જર્મની | ,, | ૪૦૫ |
| ઇટલી | ,, | ૩૧૧ |
| સ્પેન | ,, | ૧૪૨ |
| જપાન | ,, | ૮૧ |
| હીંદ | ,, | ૪૧ |

[ખાસ કરીને જપાનમાં તે પછી આવકનું પ્રમાણ સારી રીતે વધ્યું છે.]

હીંદ કુદરતી સાધનોમાં જગતના તમામ દેશો કરતાં વીશેષ સમૃદ્ધ હોવા છતાં, આર્થીક દષ્ટીએ જગતના તમામ દેશો કરતાં વીશેષ ગરીબ છે.

હીંદી કાપડ ઉપર ૧૮૧૩ માં ઇંગ્લન્ડમાં નીચે પ્રમાણે જકાત લેવાતી હોવાનું વીલીઅમ ડીગ્બી કહી ગયેલ છે.

| | પા. શી. પે. |
|---|---|
| કેલીકો ૧૦૦ પાઉંડના માલ ઉપર | ૮૧—૨—૧૧ |
| કાચું રૂ. અઢીમણ દીઠ | ૦–૧૬–૧૧ |
| છીંટ, મજલીન અથવા ધોળું નેનસુખ ૧૦૦ પા. ના માલઉપર | ૩૨ – ૯—૨ |

હીંદના માલનો આમ ભોગ લઇ, તેના નાશ ઉપર પીસ્લે અને મેન્ચેસ્ટરની મીલો ઉભી કરવામાં આવી છે.

ઇંગ્લંડમાં પ્રત્યેક માણસ પાછળ શીક્ષણ કાર્યમાં બ્રીટનની સરકાર વાર્ષીક ૨ પાઉંડ ૧૫ શીલીંગ ખર્ચે છે, ત્યારે હીંદમાં માણસ દીઠ શીક્ષણ કાર્યમાં સરેરાશ ૯ પેન્સ જેટલું પણ ખર્ચ કરવામાં આવતું નથી.

[સાચમર્ન વર્તાની]



# આવતી કાલનાં મહામાનવો

: નવલિકા :

:: લેખક ::
મ. ઇ. મા.

બાલ્યકાળથી જ મને અદ્‌ભુત તેમ જ ચમત્કારીક બનાવો જાણવાનો બહુ જ શોખ હતો. જગતમાં માનવસમુદાયે અને પશુપંખીઓની આસપાસ વીંટળાયલી કુદરતી તત્વોની જાગતા તંતુઓની વ્યાખ્યાઓ ઉકેલવાનો મને અજબ શોખ હતો. ભુતની, પરીઓની, રાક્ષસોની અને સીંહ, વાઘ, વરૂ અને દીપડાઓની વાતો સાભળવી અને વાંચવી એ મારી કીશોર વયનું ખાસ લક્ષણ હતું. ભુતીયાં ઘર, બ્રહ્મરાક્ષસોવાળા પીંપળા અને મધરાતે એકાંત કુવાઓની આસપાસ ફરતી ચુડેલની વાતો સાંભળી તે તે સ્થાનોમાં રખડવાની મને ટેવ પડી ગઇ હતી.

જેમ જેમ ઉમ્મરમાં વધારો થતો ગયો તેમ તેમ અદ્‌ભુત વાતો તરફનો મારો પ્રેમ બીજી દીશાએ વળ્યો. આધ્યાત્મીક અને ગુપ્તવીદ્યાનાં રહસ્યોનાં પુસ્તકોના અભ્યાસ પાછળ પછી હું મારો ફુરસદનો સમય વ્યતીત કરવા લાગ્યો. ચમત્કારીક ગુપ્તવીદ્યાના પ્રચારકોની યે મેં મુલાકાતો લેવા માંડી. પરંતુ છેવટે મને સમજાયું કે વીજ્ઞાન એ જ ખરી વસ્તુ છે અને બીજી બધી ભ્રમણાઓ છે. ત્યારથી મારા વકીલાતના ધંધામાંથી મને જે થોડો સમય મળતો તે દરમીયાન હું વીજ્ઞાનના વીષયોમાં રસ લેવા માંડયો. અને જગતને નવી નવી શોધખોળોથી નવાજનાર વૈજ્ઞાનીકો મારી ઉપાસ્યમુર્તીઓ થઇ પડયા.

[૨]

પ્રોફેસર પૃથ્વીશચંદ્રની સાથે મારે તે અરસામાં ગાઢ પરીચય થયો. એમની પાસેથી મને ઘણું ઘણું નવું જાણવાનું મળ્યું: ગઇ કાલનો માનવસમુદાય જેને કેવળ ચમત્કાર માનતો હતો, કુદરતમાં જે તત્વોથી ભય પામી તેની પુજા અને પ્રાર્થના કરતો હતો, અને આજના મનુષ્યોએ જે તત્વોનું પોતાની પ્રયોગશાળાઓમાં પૃથઃકરણ કરી તેની ઉપર સત્તા જમાવી, તેના અતુલ બળ ઉપર અંકુશ મુકી માનવીની સેવામાં તેનો ઉપયોગ કરવા માંડયો છે, તેની ઉપર આવતી કાલનાં મહામાનવો કેવું પ્રભુત્વ જમાવશે, માનવસમાજની પ્રગતી અને વીકાસ માટે તેની પાસે કયાં કામ લેશે: એ સંબંધમાં પુષ્કળ

ચમત્કારીક [ હા, આજના મનુષ્યેની નજરે પણ હજુ તે ચમત્કારીકજ મનાય તેવી ] વાતો પૃથ્વીશચંદ્રે મને કહી સંભળાવી.

પ્રોફેસર પૃથ્વીશચંદ્ર ગુજરાતના સમર્થ જીવનશાસ્ત્રીશારદ રાસાયની છે. તેમણે એ વીષયમાં પુષ્કળ ગ્રંથો લખ્યા છે, તેમ જ અનેક સીદ્ધ પ્રયોગ કરી સમસ્ત વીશ્વમાં નામના મેળવી છે. એવા પુરૂષ સાથે પરીચય પામવાથી હું મને ધન્ય માનવા લાગ્યો, અને કલાકોના કલાકો સુધી મારી સાથે બેસી, પોતાના વીષય સંબંધે વાર્તાલાપ કરવાનો અધીકારી એમણે મને બનાવ્યો તે માટે, હું તેમનો અનેક વખત આભાર પણ માનતો; પરંતુ એ વીદ્વાન પુરૂષ બાળક જેવી નીખાલસતાથી મને તેમ કરતા વારતા, અને મને બીજી જ વાતોમાં વાળી દેતા.

તેમણે હમણાં નવી જ દીશામાં પ્રયોગ શરૂ કર્યો હતો. તે માનતા હતા કે હાલનાં મનુષ્યો ઘણાંજ વામન સ્વરૂપી છે. પરંતુ વૈજ્ઞાનીક પ્રયોગની મદદથી તેમને વીરાટ સ્વરૂપનાં ભીમકાય મનુષ્યોમાં ફેરવી શકાય તેમ છે. એ માન્યતાને મુર્તીમંત કરવા માટે તેમણે પ્રયોગ શરૂ કરી દીધા હતા; તે પ્રયોગમાં પૃથ્વીશચંદ્ર એટલા બધા રોકાયલા રહેતા કે ઘણી વખત તો દીવસોના દીવસ સુધી મને તે મળી પણ શકતા ન હોતા.

એક દીવસ સાંજે હાઈકોર્ટમાંથી આવ્યા પછી, ઓફીસમાંના મારા ખંડમાં બેઠાં બેઠાં

**મ**નુષ્યોની રસગ્રંથીઓને સુવ્યવસ્થીત રીતે વીશેષ બળવાન બનાવવામાં આવે તો વૃધ્ધોમાં નવજુવાનો સમું પ્રાણતત્વ ઉમેરી શકાય છે; એવી શોધ તો આજના વૈજ્ઞાનીકોએ કરી છે. પણ આવતી કાલના વૈજ્ઞાનીકો એ દીશામાં આગળ વધી આજના વામનજીઓને ભીમકાય મહામાનવીઓમાં ફેરવી નાખવાના છે: એવું લેખક જણાવે છે.

હું તેમના એ પ્રયોગ વીશે જ વીચાર કરી રહ્યો હતો. જો એ પ્રયોગ સફળ થાય તો આજની દુનીયાનાં માયકાંગલા માણસોનું અસ્તીત્વ જ નાબુદ થઇ જાય, ચારે તરફ સશક્ત બાંધાનાં, ઉંચા સ્નાયુબદ્ધ સ્ત્રીઓ, પુરૂષો અને બાળકો જોવા મળે, તો પછી બળીઆના બે ભાગના સીદ્ધાંત ઉપર અત્યારે થઇ રહેલી બધીએ મારામારીઓ અટકી પડે, પણ પછી મુંબાઇ જેવાં શહેરોની દશફુટ લાંબી, આઠ ફુટ પહોળી અને બાર ફુટ ઉંચી માનવ પાંજરાં સમી ઓરડીઓનું શું થાય? એ વીષે કંઇ કંઇ ચીત્ર વીચીત્ર કલ્પનાઓ કરતો હું મારી હીંચકા ખુરશીમા પડયો હતો.

પ્રોફેસરે જો કે મને પોતાના એ પ્રયોગના સંબંધમા ખાસ વીશેષ કશું કહ્યું નહોતું, પરંતુ તે વારંવાર એટલું કહેતા કે, જો હું એ પ્રયોગમાં સફળ થઇશ તો, મારી પ્રતીષ્ઠામાં તો વધારો થશે જ, પણ તેથી માનવ જાતીને અપાર અને અદ્દભુત લાભ થશે. એ વાતનું મને આજે સ્મરણ થયું હતું. પ્રોફેસર ઘણા દીવસથી મને મળી શક્યા નહોતા, એટલે એમને મળવા માટે હું જેટલો આતુર હતો, તેનાથી પણ વીશેષ તેમના પ્રયોગનું નીશ્ચીત પરીણામ જાણવા તત્પર થઇ રહ્યો હતો.

એટલામાં જ મારી ઓફીસનું અર્ધદ્વાર ઉઘડયું, અને અત્યાર સુધી હું જેમના જ વીચારોમાં ગુંથાઇ ગયો હતો, તે પ્રોફેસર

પૃથ્વીશચંદ્ર પોતાની લાક્ષણીક ઢબે, ધીરે ધીરે ડગલાં ભરતાં અંદર દાખલ થયા. ઘણું ખરું એ મને મારી ઓફીસમાંજ મળતા અને ત્યાંથી અમે સાથે સાથે એક બે ઉપર ફરવા જતા.

આજે તેમનામાં નવુંજ ચેતન અને નવો જ ઉત્સાહ જણાતાં હતાં. એટલે હમેશ માફક આરામ ખુરશીમાં પડવા પહેલાં તેમણે બન્ને હાથથી મારા હાથને દાબતા ખુબ જ લાગણીના પ્રવાહમા તણાતા હોય તેવી રીતે કહ્યું :

"મનોજ હું મારા પ્રયોગમા સફળ થયો છું. અને અત્યારે હું મારી એ ફત્તેહની જ વાત જણાવવા આવ્યો છું."

પ્રોફેસરના હાથમાં મારા હાથને રહેવા દઇ, આશ્ચર્યથી હું તેમની સામેજ ક્ષણભર જોઇ રહ્યો. અને પછી ઉત્સાહપુર્વક મેં પુછ્યું: "પ્રોફેસર, જે પ્રયોગ પાછળ છેલ્લા છ મહીનાથી તમે રોકાઇ રહ્યા છો તે પ્રયોગની વાત તમે કરો છો?"

"હા, હા, તેજ પ્રયોગની. મારા જીવનની તો એ મહાન ફત્તેહ છે. અને સહુથી પહેલાં હું એ વાત તને જ કહેવા માટે અહીં દોડતો આવ્યો છું. લે સાંભળ, હું તને એનો કંઇક ખ્યાલ આપીશ."

અને પછી તે પોતાની માનીતી આરામ ખુરશીને મારી છેક જ પાસે ખેંચી લાવ્યા.

[ 3 ]

તેમણે કહેવા માંડ્યું :

"મારા પ્રયોગની સામાન્ય વાત તો મેં તને કરી હતી. તું એટલું તો જાણે છે કે, પશુએ તેમ જ વૃક્ષોનો વીકાસ તેમને મળતા ખોરાકને આભારી છે. પશુઓ ખોરાક અને પ્રવાહી તત્ત્વોમાંથી એ તત્ત્વ મેળવે છે, ત્યારે વનસ્પતી પૃથ્વી અને હવામાંથી તે તત્ત્વો ચુસી શકે છે. એ તત્ત્વો તેમની વીકાસ સાધનામાં કેવે કેવે સ્વરુપે મદદગાર બને છે, તે ઘણો ગુંચવણીઓ પ્રશ્ન છે, પરંતુ અત્યારે આપણે એના ઉંડા પ્રથક્કરણની સમીક્ષામાં ઉતરવાની જરૂર નથી. એટલે મારા પ્રયોગના મુદ્દાની જ વાતો કરીશ. એટલું તો તું જાણે છે જ કે, ખોરાકની શરીર ઉપર વીવીધ પ્રકારે અસર થાય છે. તેમાં કેટલાક ખોરાક બીજાઓ કરતાં પૌષ્ટીક તત્ત્વમાં ચઢીયાતા હોય છે. ખોરાકનું પ્રધાન લક્ષણ તે કેવી રીતે પચી શકે તે છે. એટલે કેટલાક ખોરાક બીજા કરતાં બહુ જ મોટા પ્રમાણમાં પાચકશક્તી ધરાવે છે. કેટલાંક પશુઓ વનસ્પતીનો વધુ આહાર કરે છે, ત્યારે કેટલાંક બીજાંઓ કરતાં ઓજસતત્ત્વ [protein]નો વધુ આહાર કરે છે. આથી મેં કેટલીય જાતના છોડવા ઉપર મારી પ્રયોગશાળામાં વીવીધ પ્રયોગો કરી જોયા. અને તે ઉપરથી મને જણાયું કે, કેટલીક વનસ્પતીમાં ફળદ્રુપતાનાં વીશેષ તત્ત્વો હોય છે, ત્યારે કેટલીકમાં તેવાં તત્ત્વો ઓછાં હોય છે. એ ફળદ્રુપતાનો પુરાવો વૃક્ષો, વેલીઓ અને છોડવાઓના જુદાં જુદાં કદ, કૌવત અને સુદ્રઢતા ઉપરથી મળે છે. ખેતરમાં ઉગેલા અનાજના છોડવાઓ જોવાથી પણ જણાય છે કે જે છોડને ફળદ્રુપ તત્ત્વ વીશેષ મળે છે તે કદમાં અને અનાજ ઉત્પન્ન કરવાની શક્તીમાં, ઓછાં ફળદ્રુપતત્ત્વ પામેલા છોડવાઓ કરતાં વધી જાય છે. પરંતુ કેટલાક છોડ બીજા કરતાં મોટા કદના હોવા છતાં, ફળદ્રુપતામાં છેક જ વાંઝીઆ નીવડે છે. આ સંબંધમાં મેં પુષ્કળ પ્રયોગ કરીને જોયું તો જણાયું કે, અનેક જાતનાં અનાજ જેમ જે ભુમી વધુ રસાળ અને ફળદ્રુપતામાં વીશેષ

હોય તેના છોડનાં અનાજમાં પોષકતત્વ વીશેષ હોય છે, અને રસાળતામાં જે જમીન ઓછા કસવાળી હોય, તેમાં ઉગેલા છોડનું અનાજ નીર્માલ્ય જણાય છે."

મને પ્રોફેસરની આ વાતમાં એટલો રસ પડતો હતો કે, 'હા' કે 'બરાબર' એટલા શબ્દો બોલીને પણ તેમાં હું ભંગ પાડવા માગતો ન હોતો, એટલે માત્ર હકાર સુચક મસ્તકના અભીનયથી જ હું તેમની વાત સ્વીકારે જતો હતો, અને પ્રોફેસર પણ પોતાની તેજસ્વી દ્રષ્ટીવાળી કાળી આંખોને મારી સામે જ સ્થિર રાખીને પોતાની વાત કરે જતા હતા.

"હું તને આજે કહી રહ્યો છું, તે બીજું કંઇ જ નહીં પણ માત્ર નૈસર્ગીક હકીકતો જ છે." તેમણે આગળ ચાલતાં કહ્યું. "માત્ર તે જોવા જાણવાની માણસ તક સાધે તો આપણા શહેરો અને ગામોની બહાર તેને માટે કુદરતની ગંજાવર પ્રયોગશાળા તૈયાર જ થઇ છે. હવે વનસ્પતી જગતમાંથી આપણે પ્રાણી જગતમાં આવીએ. આપણે બધા એટલું તો સામાન્ય રીતે જ સ્વીકારી લઇએ છીએ કે યુવાનીમાં આપણે દર વર્ષે થોડાક ઇંચ ઉંચાઇમાં તેમ જ થોડાક શેર વજનમાં વધતા જ જઇએ છીએ. પરંતુ આપણા વીકાસની એ ગતી વૃક્ષો અને પશુ જાતના વીકાસક્રમની સાથે સરખાવતાં પ્રમાણમાં અતી ઘણી મંદ શા કારણે છે, તેનો તેં કદી વીચાર કર્યો છે ખરો ?"

પ્રોફેસરની આ સુચના મારી કલ્પના શક્તી માટે પ્રચંડ હતી, એટલે તેમના એ પ્રશ્નથી જ લગભગ મારી તો મતી જ સ્થંભી ગઇ. એમને પ્રમાણમાં એ વાત સાદી લાગતી હતી, અને હતું પણ તેમ જ; પરંતુ સામાન્ય બુધ્ધીના માનવીને સ્થુલ દ્રષ્ટી હોય છે, જ્યારે રસાયણીકો અને વૈજ્ઞાનીકોને સુક્ષ્મદ્રષ્ટી હોય છે.

મને પૃથ્વીચંદ્રની આ વાતો સાંભળીને એ જ વીચાર થયો કે "આ તે સમસ્ત વીશ્વની વ્યવસ્થામાં જ ભયંકર ક્રાંતી કરી નાખવાના છે કે શું ?" અને પછી હું તેમની સામે સુચક ભાવે જોઇ રહ્યો.

પ્રોફેસર તુરત મારા મનની ગડમથલને સમજી ગયા. અને મારા મુખમંડળ ઉપર શંકા અને આશ્ચર્યના જે ભાવો તરવરી રહ્યા હતા, તે વાંચી જઇને તેમણે લગાર તીવ્રતાથી કહ્યું.

"હું જાણું છું કે તું આ બધી વાતોમા શ્રદ્ધા રાખવાનો નથી, પરંતુ મારી તો ઘણા સમયની એ માન્યતા છે કે, ખોરાકનું એવું તત્ત્વ શોધી કાઢવું જોઇએ કે જેમા પોષક તેમજ પાચકતત્ત્વોનો સંપૂર્ણ રીતે નહીં તો લગભગ તેટલી હદે સમાવેશ કરી શકાયો હોય. તે રીતે હું એ પણ માનતો આવ્યો છું કે, કેટલાક ખોરાક એવા છે કે જેમાં પાચકતત્વો લગભગ નહીં જેવાં જ હોય છે એટલે જો કોઇ પોતાના પ્રયોગથી એવી વસ્તુ શોધી કાઢે કે જેમાં પાચકતત્ત્વોનું પ્રમાણ પુષ્કળ હોય તો, સામાન્ય ખોરાકમાંથી મનુષ્ય જે લાભ મેળવી શકે છે, તે કરતાં એમાંથી વીશેષ લાભ મેળવી શકાશે જ, એમ માનવું એ શું ઠીક નથી ? આ બાબતમાં હું ઘણા સમયથી પ્રયોગ કરી રહ્યો છું અને છેવટે મેં એવો ખોરાક શોધી કાઢ્યો છે કે, જેની મદદથી મનુષ્યની ઉંચાઇ તેમ જ તેનું વજન એકદમ જ વધારી દઇ શકાય. એ વાત ખરી છે કે, નજરોનજર એનો પુરાવો જોયા વીના મારૂં કથન માની લેતાં તને આંચકો આવશે જ, પરંતુ હું મારી એ વાતને સપ્રયોગ સીદ્ધ કરી બતા

ચીશ. માત્ર તું મારી સાથે મારી પ્રયોગશાળામાં ચાલ અને મારો પ્રયોગ નજરે જો, એટલે હું કેવળ ગપ્પીદાસ નથી એની તને ખાત્રી થશે."

આથી હું એ પ્રયોગ જોવા માટે કુદરતી રીતે જ પ્રોફેસર સાથે જવા માટે તરત તૈયાર થયો.

[ ૪ ]

પ્રોફેસરની પ્રયોગશાળા સુધીની મુસાફરીમા અમે ભાગ્યે જ એકાદ બે વખત વાતચીત કરી. આખે રસ્તે તે પોતાના જ વીચારોમા ડુબી ગયેલા જણાતા હતા, એટલે હું મોટરની બારીમાથી મુંબાઇના માનવમેદનીપુર્ણ રસ્તાઓ જોતો શાન્ત બેસી રહ્યો પરંતુ નવો પ્રયોગ જોવાનો ઉમંગ મારી નસેનસમાં ઉછળી રહ્યો હતો.

પ્રોફેસરના મકાન આગળ મોટર ઉભી રહી. અમે નીચે ઉતર્યાં અને પૃથ્વીશચંદ્રની પાછળ પાછળ હું અંદર દાખલ થયો. દાદર ચડી ત્રીજા માળની ખુલ્લી જગા તરફ પડતી એમની પ્રયોગશાળામા હું ગયો ત્યા સુધી જ્યાં જગતભરમાં ઉથલપાથલ કરાવી નાખનારા પ્રયોગો થઇ રહ્યા હતા, તે જગા કેવી એ હશે એની જ કલ્પનામાં હું પડયો હતો. પોતાના પ્રયોગોના સંબંધમાં જેમ બને તેમ ગુપ્ત સચવાય તે ઇરાદાથી પૃથ્વીશચંદ્ર કદી મને એના મકાને લઇ ગયા નહોતા, અને હું પણ છ મહીનાથી સતત્ ચાલી રહેલા એમના એ અગત્યના પ્રયોગમાં કોઇ રીતે ડખલ કરવા માગતો નહોતો.

પ્રયોગશાળાના ખંડમાં પોતાની ગેરહાજરીમાં કોઇ પ્રવેશ કરી ન શકે તે માટે એમણે તેને બારણે મોટું તાળું માર્યું હતું. તે ઉઘાડી અંદર દાખલ થતાં જ તેમણે વીજળીનું બટન દાબ્યું અને આખા ખંડમાં પ્રકાશનો પ્રવાહ પથરાયો.

અંદર પ્રવેશતાં જ મેં આમ તેમ જોયું તો રસાયનશાસ્ત્રીઓની સામાન્ય પ્રયોગશાળા જેવી જ એ પ્રયોગશાળા પણ હતી એમ મને લાગ્યું. તેમાં પ્રયોગશાળાઓમાં હોય છે તેવી જ બધી સાધન સામગ્રી હતી. તેમાંનાં કબાટો અને છાજલીઓમાં વીધવીધ રંગી પ્રવાહીથી ભરેલી શીશીઓ ખડકી રાખી હતી, વચ્ચો વચ્ચ એક લાંબું ટેબલ હતું તેની ઉપર પ્રયોગની નળીઓ, ગેસનો ચુલો, વક્રનળીયંત્રો, શીશા, નાળચાવાળા કાચના વાડકા વગેરે પ્રયોગનાં સાધનો પડ્યાં હતાં. અહીં એક તરફ બેસીને પ્રયોગ જોવા માટે પ્રોફેસરે મને સુચના આપી, અને હું બાજુમાં પડેલી ખુરશી ખેંચી લાવીને બેઠો બેઠો તે જે જે પ્રયોગ કરતા હતા તે ધ્યાનપુર્વક જોવા લાગ્યો.

રબરનો એપ્રન [Apron] પહેરીને પ્રોફેસરે આંખ ઉપર મોટરવાળાઓ પહેરે છે તેવાં મોટાં ચશ્માં ચડાવ્યાં. અને પછી છાજલી ઉપરથી મોટો શીશો લઇ, તેને બરાબર ધ્યાનપુર્વક તપાસીને ત્રીપાઇ ઉપર ગોઠવ્યો. તે પછી નળીઓ મુકવાના સ્થાન [rack] ઉપરથી તેમણે જુદા જુદા રંગના પ્રવાહીવાળી પાંચ નળીઓ લીધી અને તે દરેકમાંથી સમપ્રમાણ પ્રવાહી માપી, ત્રીપાઇ ઉપરના મોટા શીશામાં રેડયા.

તે પછી એમણે મને સમજાવવા માંડયું: "આ પાંચ પ્રવાહી તે આપણા ખોરાકની પાંચ મુખ્ય જરૂરી વસ્તુઓનાં તત્ત્વ છે."

તે પછી વળી તે પોતાને કામે વળ્યા, અને મેં પણ વીશેષ વાતચીત કરતાં મૌન જ વધુ પસંદ કર્યું.

ત્રીપાઇ નીચેની ગેસની નળીનો નળ ફેરવી તેમણે તે સળગાવી, અને ટેબલથી



ન જાણું કે અમારે માર્ગે શી આફત પડી છે;
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે.



પ્રોફેસરે બે સ્ટ્રીક ગણ્યા ગણ્યા...પાંચ છ સેકંડમાં મારી નજરને સામે જ તેમની ઉંચાઇ અને જાડાઇમાં ફેરફાર થવા લાગ્યો...જોત જોતામાં તેમનું માથું છેક છતને અડક્યું.

[પૃષ્ઠ ૮૩]

થોડે છેટે ઉભા રહી સુચીત નજરે તે તેમાં થતા પરીવર્તન જોવા લાગ્યા. થોડાક વખત સુધી તો એ પ્રવાહીમાં ખાસ કંઇ ફેરફાર થયો નહીં પણ જેમ જેમ અંદરના તત્વને ગરમી લાગતી ગઇ, તેમ તેમ તેમાં સણુ-સણુ સણુ અવાજ થવા લાગ્યો, તેની સાથે સાથે સળગતા લાકડાની ગાંઠ તુટતાં થાય તેવા અવાજ પણ થવા માંડ્યા. ટેટલામાં અંદરનું મીશ્રણ બરાબર ઉકળવા લાગ્યું હતું અને શીશાના સાંકડા મોંઢામાંથી વરાળ જેવા ધુમાડાનાં મંદમંદ વમળો નીકળવા સાથે કંઇક તીવ્ર છતાં ધાણેંદ્રીયને અકરી લાગે નહીં તેવી વાસ પણ નીકળવા માંડી. પ્રોફેસરે આમ બે મીનીટ સુધી એ પ્રવાહીને ઉકળવા દઇને ગેસને ઠારી નાખ્યો. પછી પેલા પ્રવાહીને તેમણે ધીરે ધીરે હલાવવાનું શરૂ કર્યું અને પછી જાંખલી રંગના લીટમસ [Litmus] કાગળને શીશીમાં બોળ્યો, અને અંદર એસીડની પ્રતીગામી અસર થઇ રહી હતી તે દેખાડતાં કાગળનો રંગ બદલાઇને લાલ બની ગયો.

"હવે માત્ર એક જ પ્રયોગ કરવાનો રહ્યો." કહેતાં મારા મીત્રે બાજુમાં પડેલી શીશીમાંથી ખુલ્લા વાદળી રંગના પ્રવાહી તત્ત્વનાં થોડાંક ટીપાં તેમાં નાખ્યાં. તુરત જ પીસ્તોલમાંથી ગોળી છુટે તેવો અવાજ થયો અને જોતજોતામાં પીળા ભુરા રંગીન સ્ફટીક જેવા તત્વના ટુકડા વાસણમાંથી ઉડી ઉડીને ત્રીપાઇની નીચે પડવા માંડી. મારા મીત્રે તેને બહુ જ સંભાળભરી રીતે વીણી લીધા અને પછી મારી તરફ ફરીને ગૌરવથી તેમણે કહેવા માંડ્યું.

"બસ્સ, મારો આખ્ખો યે પ્રયોગ પુરો થયો, મારા હાથમાં છે તે સ્ફટીક સમા ટુકડા એમાં મારા સારા યે પ્રયોગની સફળતા સમાયલી છે. તેં આ મારી શોધનો પ્રયોગ નજરોનજર જોયો છે. પાચનશક્તી માટે આ ઉમદામાં ઉમદા ખોરાક છે. એમાં ઉંચામાં ઉંચાં તત્ત્વોના સત્ત્વોનું સંયોગીકરણ થયેલું છે, અને એ સત્ત્વો જ ઉંચાઇ અને વજનની વૃદ્ધી માટે પુરતાં છે. હવે હું એમાં રહેલી શક્તીનો તને ખ્યાલ આપીશ. તે તું બરોબર જો."

મને એ પછી જે અનુભવ થયો તેનું તો વર્ણન જ કરવું મારે માટે મુશ્કેલ છે. પ્રોફેસર પૃથ્વીશચંદ્રના આખા યે પ્રયોગનો એ અંતભાગ જોતાં જ હું ભયભીત બની ગયો, અને આખા શરીરે મને પુષ્કળ કંપ થઇ આવ્યો. એ પ્રયોગનું આખરી પરીણામ નજર સામે જોતાં મારું હૃદય અને નાડી એટલા જુસ્સાથી ઉછળવા માંડ્યાં અને મને એટલો ભયંકર ડર લાગ્યો કે, જેમ તેમ કરીને હું જો છેવટ સુધી મારી લાગણીઓ ઉપર કાબુ રાખી શક્યો ન હોત તો ભયથી ધ્રુજતાં મેં ચીસાચીસ જ કરી મુકી હોત.

[૫]૧

પ્રોફેસરે પોતાના હાથમાંથી બે સ્ફટીક દાણા લઇને મોંઢામાં મુક્યા અને ધીમે રહીને તેને ગળી ગયા.

તે પછી લગભગ પાંચ છ સેંકડ સુધી તો તેમનામાં દેખીતો કશોય ફેરફાર થયો નહીં. તે પછી તેમનું આખુંયે ખોળીયું જાણે ધ્રુજી ઉઠ્યું અને મારી નજરની સામે જ તેમની ઉંચાઇ અને જાડાઇમાં વીકાસ થવા લાગ્યો. એ વખતે મેં જે લાગણીનો અનુભવ કર્યો તે તમને કેવી રીતે સમજાવું?

તમે કેટલાંક વરસો સુધી દેશાવરમાં રહીને ઘેર પાછા વળો ત્યારે જેમને નાનકડાં છોકરાં જેવા જોયા હોય, તેમના કદમાં

ચયેલી વૃદ્ધીને જુવો ત્યારે તમને શરૂઆતમા કંઇક આશ્ચર્યની લાગણી થાય, પરંતુ તુરત જ તમારા મગજમા એ વીચાર આવવાનો કે તમારી એટના બધા વરસોની ગેરહાજરીમા તેમના કદમા એટનો વધારો થઇ ગયો છે. પણ મારા પ્રમગમા તો મારી ખુલ્લી આખોની સમેજ જોતજોતામા પ્રોફેસરના કદમા એટનો ભયકર વધારો થઇ રહ્યો હતો કે, તેની વાત તો કોઇ આપણને કહે તો આપણે તે માનવાની જ ના પાડીએ, એટલુ જ નહી પણ એવી વાત કરવા આવનારને જ મુર્ખો ગણીને હસી કઢાડીએ!

જોતજોતામા પ્રોફેસરનુ કદ એટલુ બધુ વધી ગયુ કે, તેમનુ માથુ છેક છતને અડક્યુ, એમના પહેરેલા કપડા ફાટી ગયા, અરે ચામડાના બુટ પણ વધી ગયેલા પગના પંજાનો સમાવેશ થઇ ન શકવાથી ફાટી ગયા એમ કહો કે પ્રોફેસર પૃથ્વીશચદ્ર પૌરાણિક કલ્પનાના રાક્ષસ બની ગયા અને તેમની સરખામણીમા હુ તો નાનકડો વામન દીસવા લાગવા માડયો

એમનુ માથુ છેક છતને અડક્યુ એટલે એ કમ તેમણે પોતાના શરીરના વીકાસની ઉપર અકુશ મુકી દીધો, તેમ કરવા પહેલા તે મારી પાસેની ખુરશીમા આવીને બેસી ગયા

બેસ પછી ગભીર મુદ્રા સાથે તેમણે મને કહ્યું "મારી ઉચાઇ લગભગ બાર ફુટ જેટલી થઇ ગઇ છે એટલે હું પહેલા હતો તેના કરતા બેવડો થઇ ગયો છું. હજી પણ જો વીશેષ ઉચા વધવાની મારી ઇચ્છા હોત તો પેલા સ્ફટીક દાણા વધુ સખ્યામા ગળવાથી હુ તેમ કરી શકત હવે વીચાર કર કે આ મારા શોધેલા સ્ફટીક દાણાઓથી માનવજાતીને કેટલું બધું સુખ આપી શકશે? આથી દુનીયામા એક પણ અણુનીકસ્યું બાળક નહીં રહે, તેજ રીતે એક પણ સ્ત્રી કે પુરુષ એવા નહીં જોવા મળે કે જેઓ કદમા જરાક જેટલા ટચુકડા દેખાતા હોય! હવે આવતી કાલે જ હું દુનીયાને બતાવીશ કે, મનુષ્યોની ઉંચાઇમા વધારો કરી આપનારા સ્ફટીક દાણાઓની શોધ થઇ છે, અને એ ખોરાકમા રહેલી શક્તીનો હું જ મુર્તીમત પુરાવો છુ. મનોજ તું પણ એક દાણો ગળ અને તારા કદમા વધારો કરી લે."

આમ કહેતા પ્રોફેસરે મને એક સ્ફટીક દાણો લેવાનો આગ્રહ કર્યો મારા મીત્રની એ સલાહ સાભળીને હું લગભગ ખડખડ હસી પડવાની અણી ઉપર હતો પરંતુ તેવામા જ મારી દ્રષ્ટી એમની તરફ ગઇ, અને એમની અગાધ ગંભીરતા જોઇને મારું હાસ્ય સુકાઇ ગયું મારા મીત્રનું ગંજાવર કદ, એ કદના પ્રમાણમા યોગ્ય એવી સુદ્રઢ માસપેશીઓ, અને એમના મુખમડળ ઉપર તરવરી રહેલા ઝનુની ભાવ જોતા જ મારા હાજાજ ગગડી ગયા એની મશ્કરી કરવાની મારી વૃત્તી મરી ગઇ અને તેમની સાથે બહુ જ સભાળપુર્વક કામ લેવામા જ સાર છે એવુ મારી બુદ્ધીએ મારા સનસનાટ કરતા મનને સમજાવ્યુ.

એટલે મે તેમને પટાવવાની ઢબે ધીમેથી કહ્યું "પ્રોફેસર હાલ તુરત મારે આપના સ્ફટીક દાણાની જરૂર નથી. કેમકે આજની દુનીયામા યોગ્ય મનાય તેટલું કદ મારું છે જ, ઉપરાત આપનો પ્રયોગ કેટલી હદ સુધી સફળ થયો છે, તેમ જ આપે શોધેલા સ્ફટીક દાણાઓની અંદર કેટલું બધું કૌવત રહેલુ છે, તે ખુદ આપની ઉપરના પ્રયોગથી મેં નજરો નજર નીહાળ્યું છે, એટલે ફરીથી મારી ઉપર વીશેષ પ્રયોગ કરવામા શો અર્થ સધાવાનો છે?"

પરંતુ એક સેકંડમાં જ મેં જોયું કે, પ્રોફેસરના એ મહામુલ્યવાન સ્ફટીક દાણાને ગળવાની મેં ના પાડી તેથી તે મારી ઉપર ભયંકર હદે ગુસ્સે થઇ રહ્યા હતા. એકદમ તે ખુરશી ઉપરથી ઉભા થઇ ગયા, મારી પાસે આવ્યા અને બન્ને ખભા પકડીને ગુસ્સાના આવેશમાં તે તીરસ્કારથી બોલી ઉઠયાઃ "અલ્યા તુચ્છ ઠીંગુજી! તારે એ દાણાની જરૂર છે કે નહીં તે હું હમણાં જ બતાવી આપીશ." એમ કહેતાં જ તેમણે મને ખુબ જ હચમચાવવા માંડયો. એમના પંજામાંથી છુટવા મેં બહુ યે તરફડીયાં માર્યાં પણ હું કોઇ પણ ઉપાયે છુટી શકું તેમ નહોતું. એમના રાક્ષસી પંજામાં હું માત્ર બચ્ચાં જેવો લાગતો હતો, અને એમ જરા વધુ વાર જો તે મને હચમચાવશે તો ધડ ઉપરથી મારૂં માથું જ ઉખડી ને દૂરે પડશે એવો ભય મને ગભરાવી રહ્યો હતો, મારા મગજમાં કશાંક ગુંછળાં વળતાં હતાં, એ ખંડમાંની તમામ વસ્તુઓ જોત જોતામાં ઝાંખી પડી જઇને મારી આસપાસ રમકડાની માફક નાચવા લાગી હતી, મને લાગતું હતું કે ધીરેધીરે હું શુદ્ધિ ગુમાવતો જાઉં છું, મારા કાનમાં કશાક અવાજો થઇ રહ્યા હતા, તે અવાજ પણ ધીમેધીમે દુર દુર જતા હોય તેમ કશું સમજી શકાતું નહોતું, પછી તો મધમાખીના જેવો ગણગણાટ માત્ર સંભળાવા લાગ્યો અને તે પછી......

"કેમ મનોજ તને શું થયું છે?"

એ અવાજ મારા કાને પડયો અને આંખ ઉઘાડીને જોઉં તો હું પલંગમાંથી નીચે પછડાઇ પડયો હતો, તેમ જ મારી બાજુમાં મારાં પત્ની સાથે રમેશ ઉભો ઉભો એમ બોલી રહ્યો હતો. એની દષ્ટિમાં ભય, ગભરાટ, આશ્ચર્ય અને હાસ્યની મિશ્ર લાગણીઓ ઉભરાતી હતી. મારાં પત્નીની મુદ્રા પણ ગંભીર બની ગઇ હતી.

"ત્રણ ચાર મીનીટથી હું તેને ઢંઢોળી રહ્યો છું છતાં બોલતો નથી, અને આમ જમીન ઉપર પટકાઇ પડયો છે, કેમ મનોજ! તને શું થયું છે? જાણતો નથી આજે તો અપણે બધાં યે સીનેમામાં 'સાનમુંસ્વર્ગ' જોવા જવાનું ઠરાવ્યું હતું તેને ય મોડું થઇ ચાલ્યું ને, તું તો હજી ઉંઘે છે!" રમેશે કહ્યું.

"પણ તમને આમ એકાએક શું થઇ ગયું?" સચીંત બનેલાં મારાં પત્નીએ પુછ્યું.

"તેં ઉંઘમાં ભુત બુત તો જોયું નથી ને?" રમેશ હસી પડયો.

"હું એમને કેટલા કેટલા સમજાવું છું, છતાં એમના એ અભ્યાસની ધુન જ નથી જતી ને?" મારાં પત્ની મારી અભ્યાસુ વૃત્તી ઉપરનો પોતાનો જુનો રોષ ઠાલવવાની આ વાજબી તક છે એમ માનીને મને રમેશના દેખતાં ઉપાલંભ આપી રહ્યાં હતાં.

મેં એ બન્નેને શાંત રહેવાનું કહ્યું, અને સીનેમામાં જવાનું આવતી કાલ ઉપર મુલતવી રાખી, હાથ મોંઢું ધોઇને એ બન્નેની આગળ મેં પ્રોફેસર પૃથ્વીરાયચંદ્રના પ્રયોગની વાત વીસ્તારથી કહી.

તે સાંભળીને રમેશ ખડખડાટ હસી પડયો અને મારા ખભા ઉપર ધબ્બો લગાવીને બોલ્યોઃ "ચાલ દોસ્ત તારે તારા ખભા અને માથું સલામત છે એના માનમાં આજે તો જ્યાફત આપ. મૃદુલાભાભી તમે મનોજના માનમાં અમારાં મીઠાં મોઢાં કરાવો."

રમેશને તેમ જ મૃદુલાને તો એમ જ લાગતું હતું કે, મેં માત્ર સ્વપ્ન જ જોયું છે, પરંતુ રાસાયનીક પ્રયોગશાળામાં જઇ

આવેલા માણસના વસ્ત્રોમાંથી નીકળે તેવી ચોક્કસ રસાયનની વાસ મારાં વસ્ત્રોમાંથી હજીય નીકળી રહી હતી.

પાછળથી અમને એ પણ ખબર પડી કે જે દીવસે મને પેલા પ્રયોગનો વીચીત્ર અનુભવ થયો તે જ સાંઝે પ્રોફેસર પૃથ્વીશચંદ્ર મુંબઈમાંથી એકાએક અદ્રશ્ય થઈ ગયા હતા; તે પછી ફરીથી તેમનાં દર્શન મને કદી થયાં નથી.

અમે તેમની પ્રયોગશાળા જોવા ગયા તો જે પ્રયોગશાળામાં મેં પ્રોફેસરનો પ્રયોગ જોયો હતો તેવી જ પ્રયોગશાળા એ હતી. પરંતુ તેમાનાં તમામ પ્રવાહી દ્રવ્યો, શીશા, પ્રયોગના સાધનો બધું વેરણ છેરણ બની ગયેલું હતું, બાટલા ફુટી તુટી ગયા હતા, પ્રવાહી દ્રવ્યો ઢોળાઈ ગયાં હતાં, ખુરશીઓ, ટેબલ બધું ઉથલપાથલ થઈ ગયું હતું. આખો ખંડ છેક જ અવ્યવસ્થીત અને છીન્ન ભીન્ન થઈ ગયેલો જણાતો હતો. એ પ્રયોગશાળા જોવા આવનારાઓના ઘણા જ મોટા ભાગના માણસો તે વીષે એવા અભીપ્રાય ઉપર આવ્યા હતા કે, જુદાં જુદાં તત્વોના ભયંકર ઘર્ષણનું જ આ બધું પરીણામ હોવું જોઈએ.

છેવટે મેં ત્યાં પેલા સ્ફટીક દાણાઓની ખુબ જ શોધ કરી, પરંતુ મને એક પણ જડયો નહીં; અને અમે ત્યાંથી નીરાશ થઈને ઘેર ગયા.

"હીંદમાં થયેલી શાસ્ત્રીય શોધ પ્રમાણે જ અમેરીકાએ પનામામાંથી મલેરીઆનું મુળ કાઢયું, પણ હીંદમાં હજુ મલેરીઆ ચાલુ છે." એવું હીંદી સરકારના પબ્લીક હેલ્થ કમીશ્નર કહે છે.

...

હીંદમાં દર વર્ષે મલેરીઆથી પાંચ કરોડ માણસો માંદા પડે છે, તેમાંથી લગભગ દશેક લાખ માણસો મરણ પામે છે.

...

અટકાવી શકાય તેવા રોગના ભોગ હીંદમાં દર વર્ષે ૫૦ થી ૬૦ લાખ માણસો થાય છે, એવો મેડીકલરીસર્ચ કોન્ફરન્સનો મત છે.

ઈ. સ. ૧૯૧૮–૧૯ માં હીંદમાં એકલા ઇન્ફ્લુએન્ઝાથી જ સવાથી દોઢ કરોડ માણસો મરી ગયાં. જે મૃત્યુ સંખ્યા ૧૯૧૪–૧૮ ની યુરોપી યાદવીમાં થયેલા કુલ માનવ સંહાર કરતાં પણ વીશેષ છે.

...

હીંદી સરકાર હીંદી જનતાના આરોગ્ય સંરક્ષણ પાછળ પોતાની કુલ આવકમાંથી સેંકડે ૧ ટકા જેટલું ખર્ચ કરે છે!

...

'હુકવમ' નામના રોગના ભોગ દક્ષીણ હીંદમાં એકસોમાં ૯૦ માણસો થાય છે.



પૈસો એજ પરમેશ્વર છે, એવું પુષ્કળ વિચાર અને ચર્ચાને અંતે ઠરાવનારી પરિષદનો ખીનસત્તાવાર છતાં યે ઉપયોગી વૃત્તાંત.

# :: નગદ પ્રભુનાં વચનામૃત ::

: લેખક :

ચિત્રગુપ્ત

નગદ ધર્મના ઉપાસકોએ પોતાના અનુયાયી મંડળી માટે સુંદર વચનામૃતો પ્રાર્થના પણ તૈયાર કરી રાખ્યાં હતાં. અને તે પ્રાર્થના તપાસ સમીતીએ સાંભળીને પસંદ કરી, જનતામાં તેના પ્રચાર માટે પોતાનો સહી–સીક્કો મારી આપ્યો હતો. એમાંનાં વચનામૃતો આ પ્રમાણે છે:

## નગદ પ્રભુનું સ્વરૂપ

૧ ઓ મારા પ્રીય ભક્ત! તું તારા નગદ પ્રભુના શબ્દામૃતનું બરાબર પાન કરીને પવીત્ર થા.

૨ હું મનુષ્ય ભક્ષક પ્રભુ છું; મારું મીંહાસન જેમ વીધ વીધ સ્થાને છે, તેમ ભોજન વીધી માટે પણ હું વીવીધ સ્થાનોમાં વીરાજું છું. તે સ્થાન મીલોમાં, કારખાનાંઓમાં, ખાણોમાં અને ખેતરોમાં છે. ત્યાં હું શ્રમજીવીઓનો આહાર કરું છું. અને પછી એમના સત્વને હું પ્રભુમય પૈસાના સ્વરૂપમાં ફેરવી નાખું છું. હું મનુષ્યોથી ન સમજી શકાય તેવો કોયડો છું. મારું સત્વ અજરામર હોવા છતાં, તેનો આધાર નાશને પાત્ર એવા માનવો ઉપર રહેલું છે; મારું સામર્થ્ય માનવીઓની નબળાઇઓમાંથી ખેંચી કાઢેલા સત્વરૂપી રાસાયણોમાંથી સરજાય છે. મારી જડશક્તી એ શ્રમજીવીઓની જીવનશક્તી છે.

૩ સંસ્કારી જગતનું હું અગાધ ચેતન છું: હું વીધવીધ આકારોમાં વીવીધ સ્વરૂપો ધારણ કરી શકું એવું મારું શરીર છે. જેજે વસ્તુ ખરીદી શકાય અને વેચી શકાય તે પ્રત્યેકમાં મારું નીવાસસ્થાન છે,

તેમની જ દ્વારા હું ગતી કરૂં છું. આપાની પ્રત્યેક વસ્તુમાં હું સભર ભરેલા છું; મારા સીવાય કોઇનું નીરાળું અસ્તીત્ત્વજ સંભવી શકતું નથી.

૪ સુવર્ણમાં હું પ્રકાશ છું, છાણમાં હું દુર્ગંધ છું, મદીરામાં હું માદક તત્ત્વ છું, રાસાયણોમાં હું ઝેર છું. સર્વ વસ્તુઓમાં મારો વાસ છે.

૫ મનુષ્યો નેત્રો વડે જોઇને, ત્વચા વડે સ્પર્શીને, ઘ્રાણેંદ્રીય વડે સુંઘીને અને જીભ વડે સ્વાદ લઇને મારા જ સ્વરૂપનો સ્વાનુભવ કરે છે, પરંતુ મારામાં રહેલું ચેતન તત્ત્વ બીજા બધા કરતાં વધુ કોમળ છે. તેમ છતાં માનવબુદ્ધીને તે ગ્રાહ્ય નથી. પ્રતીષ્ટા તે મારૂં ચેતન તત્ત્વ છે અને તેને દ્રવ્ય સ્વરૂપમાં મુકવા માટે શરીરની જરૂર પડતી નથી.

૬ હું પ્રત્યેક વસ્તુમાં નવા પ્રાણ પુરી શકું છું, તેમજ તેના ખોળીઆમાં પરીવર્તન કરી શકું છું. મારા સમું અન્ય કોઇ રસાયન નથી. વીશાળ ખેતરોને, ભારેમાં ભારે ધતુઓને અને જીવતા પ્રાણીઓનાં ટોળાંને હું કાગળીઆંના શેરોમાં ફેરવી દઇ શકું છું. મારી નાસીકામાંથી એક જ વખત ઉચ્છ્વાસ નીકળતાં રેલ્વેઓ, ભડભડતી પોલાદી ભઠ્ઠીઓ, કારખાનાં અને ખાણો, મારી ભક્તો માટે સ્થપાયલાં મંદીરો જેને શેરબઝારોને નામે ઓળખાવામાં આવે છે, ત્યાં લયમાં હૃદય મીલાવીને નાચવાને કુદવા માંડે છે.

૭ જ્યાં બેંકોનું સામ્રાજ્ય ચાલે છે તે દેશોમાં મારી આજ્ઞા વીના પાંદડું પણ હાલી શકતું નથી. હું શ્રમજીવીઓ સરજાવું છું, જેમની ઉપર અંકુશ ન મુકી શકાય તેવાં કુદરતી ભયંકર તત્ત્વોને દબાવી દઇ તેમને હું મનુષ્યો માટેના ગુલામ બનાવી દઉં છું; અને તેના હાથમાં વીજ્ઞાનની ઉપર વીજ્ય મેળવવાની પ્રચંડ સામર્થ્યવાળી ચાવી મુકી દઉં છું.

૮ માનવ સમાજની આસપાસ હું વ્યાપાર અને ઉદ્યોગની સોનેરી જાળો ખડી કરી દઉં છું.

૯ મારી મદદ વીનાનો માનવી, જેઓ હાથમાં ત્રાસ વર્તાવવાનાં તેમ જ મૃત્યુનાં તમામ શસ્ત્રાસ્ત્રથી સુસજ્જ થયેલા છે; તેવા દુશ્મનોથી ઘેરાયલો, મુંઝાયલો, જીવનભર નગ્ન દશામાં આમતેમ ભટકીયાં મારતો રઝળે છે.

૧૦ જો તે ગોધા જેવો મજબુત હોય તો તેની ઉપર તે સહી શકે તેથી બેવડો બોજો લાધવામાં આવે છે, જો તે કીડી સમાન ઉદ્યોગી હોય તો, તેના કામમાં વધારો કરવામાં આવે છે.

૧૧ મારા વીના વીજ્ઞાન, મજુરી અને સદ્‌ગુણોની કોડીની યે કીંમત નથી. તે માત્ર પછી તો માણસને માટે પોકળ ભપકાના અને ભયંકર કંટાળાના વીષય બની જાય છે.

૧૨ મારી મદદ વીનાનું વીજ્ઞાન મનુષ્યને મુર્ખાઇના માર્ગે ધકેલી દે છે, અને મજુરીની શક્તિ તેમ જ સદ્‌ગુણ મનુષ્યને નીર્ધનતાના અગાધ સાગરમાં ડુબાડી દે છે.

૧૩ વીજ્ઞાન કે ચારીત્ર્ય કે કામ કરવાની શક્તી મનુષ્યના આત્માને સંતોષી શકતાં નથીઃ તેની લાલસાની તૃષાને સંતોષનાર તે હું એકલો જ છું.

૧૪ નમવું કે વીસર્જન થવું તે માત્ર મારી મરજીની વાત છે; મારાં કાર્યોનાં લેખાં મારે કોઇને આપવાનાં નથી, હું જ એકલો સર્વશક્તીમાન છું અને જીવંત તેમ જ મુએલાં ઉપર હું એકલો જ શાસન ચલાવું છું.

# નગદ પ્રભુના લાડીલાઓ

૧ માણુસ એ તો સડેલી માટીનું પુતળું છે. તે આ દુનીયામાં નગ્ન દશામાં આવે છે, ખાલી હાથે જઈને સ્મશાનમાં તે ભસ્મ થઈને, અથવા જમીનમાં દટાઈને ભસ્મ તેમ જ માટીરૂપે તે જમીનમાં મળી જાય છે.

૨ પરંતુ એજ ખોળીયું, ભલે પછી ગમે તેવું સજેલું હોય, છતાં જે હું એને મારા પ્રતીનીધી તરીકે પસંદ કરૂં; તો તે પૃથ્વીના પટ ઉપર સબળ શક્તી બની જાય છે.

૩ મારા એ લાડીલાઓની પસંદગી હું કંઈ તેનું બુદ્ધીબળ જોઈને કે, તેના સૌંદર્યથી મોહી પડીને અથવા તેના યૌવનની કદર કરીને કરતો નથી. એ તો કેવળ મારી પોતાની મરજીના બળ ઉપર જ કરૂં છું.

૪ મારી એ આપખુદ શક્તીની પીછાન મારા લાડીલાઓની મુર્ખાઈ દ્વારા. તેમના દુર્ગુણો દ્વારા, તેમની બદસુરતી દ્વારા અને વૃદ્ધાવસ્થા દ્વારા જગતને થાય છે. [અર્થાત ગમે તેવો મુર્ખ, દુર્ગુણી, બેડોળ કે ઘરડો માણુસ હોય છતાં જો મારી ઇચ્છા થાય તો હું તેની ઉપર મારી કૃપા ન્યોછાવર કરૂં છું.]

૫ જેઓ મારા કૃપાભાજન બનેલા છે, તેવાઓ અક્કલહીણી વાત કરે તેમા જનતા જ્ઞાનના ભંડાર ઉભરાતા જુએ છે, તેવા માણુસને જનતા ખાત્રી આપે છે, કે આપની અગાધ બુધ્ધી વૈજ્ઞાનીકોના વીજ્ઞાન કરતાંયે વધી જાય છે; કવીઓ તેનામાં ઉછળતું કવીત્વ નીહાળે છે; કલાકારો પોતાની કલા ઉપરની એની ટીકા સાંભળવા તેના પગ પાસે મસ્તક નમાવીને ખડા રહે છે; કુદરતીઓ સોગંદપુર્વક તેને કહે છે કે, અમારી આદર્શ પ્રભુમુર્તી આપ જ છો; તત્વવેત્તાઓ એના દુર્ગુણોને સદ્‌ગુણોના સ્વરૂપે સમજાવવા પોતાની તમામ બુદ્ધી ખર્ચી નાખે છે; રાજકારણી અર્થશાસ્ત્ર વીશારદો એવી શોધ કરે છે કે તેના આળસુવેડામાં જ ચેતનના પ્રવાહનાં મુળ રહેલાં છે. મારો લાડીલો હોવાનું જ એ ફળ છે. તેથી જ ભલભલા માણુસો એને ચારીત્ર્યનો, સૌન્દર્યનો અને બુદ્ધીનો સાક્ષાત અવતાર માને છે.

૬ મારા લાડીલાઓને માટે શ્રમજીવીઓના ટોળાં મહેનત મજુરી કરે છે, ત્યારે તેને તો માત્ર ભોજન કરવું, પાન કરવું, સટ્ટા જુગાર ખેલવા અને ઉંઘવું એ જ કામ કરવાનું હોય છે.

૭ મારા એ લાડીલાઓને અસંતોષી જનતા 'મુડીવાદી'ના નામે સંબોધે છે. તેને હાથથી કે માથું દુખે તેવું માથાથી કશું જ કામ કરવાનું હોતું નથી

૮ તે પોતાને માટે જમીન ખેડવા, ક્ષાખંડ તૈયાર કરવા. કાપડ વણવા માટે શ્રમજીવી ઢોરો—પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો—ના ટોળાં રોકે છે. તેમની ઉપર સત્તા ભોગવવા તે મુકાદમો રોકે છે, વીચારનું માથા દુખણીયું કામ કરવા સારૂ તે ભણેલા માણુસો રોકે છે. મુડીવાદીનું કામ તો બીજાઓની મીજમાનીઓ ઉડાવવી અને પોતાની તીજોરીની પરનાળમાં દોલત વહાવી લાવવી તે જ માત્ર છે.

૯ મારા લાડીલાઓની હું નીરંતર સંભાળ રાખું છું. નીરંતર તેના કલ્યાણુનાં જ કાર્યો થતાં રહે એ હું જાતે જોઉં છું, ખાવું, પીવું અને બીજાં શારીરીક

સુખોનો ઉપભોગ કરવો તેનાથી આ પૃથ્વી ઉપર બીજું સુંદર અને સાચું કાર્ય શું હોઇ શકે? 'તે હું એને હગવાબધ અપું'. છુ બાદ રહે તે દુખ અને દીલગીરી એ બીજાએને ફાળે જાય છે

૧૦ મારા લાડીનાઓને માટે દુનીય સુખપ્રદ અને અનુકુળ બને તે દ્રષ્ટીથી જગતમાથી તમામ જાતના કંટોને એછા કરતો જાઉ છુ.

૧૧ સુંઘવાથી, સ્પર્શ કરવાથી, સ્વાદથી લેવાથી, સાભળવાથી અને પ્રેમ કરવાથી તે તે અવયવોને આનંદ પ્રાપ્ત થાય છે, તેથી તેની નૈસર્ગીક લાલસાઓ તૃપ્ત થાય છે એવી જેઓ મારા લાડીલા છે તેમની તમામ ઇંદ્રીઓ જે જે વાસ્છે તે તે તેમને મળે એવી હું વ્યવસ્થા કરૂ છું કેમકે એમને માટે ઇંદ્રીય દમનનો હું નીષેધ પોકારુ છુ

૧૨ સદ્‌ગુણના બે સ્વરૂપ હોય છે મારા ભક્તો માટે સદ્‌ગુણ એટલે મોજમજાહ અને ભોગવીલાસ છે, ત્યારે શ્રમજીવીએ માટેના સદ્‌ગુણ તે ગરીબાઇમા સંતોષ મનવો, જે મળે તેથી ચલાવી લઇ આપભોગ આપવાની વૃત્તીને ખીલવવી, અને બીજાઓ માફની મહેચ્છા કદી પણ રાખવી નહીં તે છે

૧૩ મારા લાડીલા મુડીવાદીઓ દુનીઆમા જે ઇચ્છે તેના માલીક બની શકે છે કેમકે તે સ્વાભાવીક માલીક છે. કદાચ તેમ કરતા તેને એકાદ ક્ષેત્રમા અડચણ નડે તો તે પોતાના મનરંજન માટે બીજા ક્ષેત્રમા માલીક બનવાને અખતરો અજમાવે છે.

૧૪ હું ઠરાવું છું કે મુડીવાદી એજ સ્વયં કાયદો છે. કાયદો ઘડનારાઓ તેની જરૂરીઆતને ધ્યાનમા લઇનેજ પોતાના યંત્ર દ્વારા કાયદો સરજે છે. તત્ત્વવેત્તાઓ તેમના વર્તનને લક્ષમા લઇને તત્ત્વજ્ઞાન રચે છે એટલે મારા એ લાડીનાઓ જે કરે તે કાયદો, તેમના હીતની વીરૂદ્ધમા જે જાય તે ગેરકાયદો. તેની તમામ યોજનાઓ જેથી સફળ થાય તે વ્યવસ્થા, તેથી ઉલટું તે વ્યવસ્થાનો ભંગ અને એ રીતે મારા લાડીલાઓના હીતમા હરકત કરે તેઓ કાયદા અને વ્યવસ્થાની નજરે ગુન્હેગાર, તેવા ગુન્હેગારોને સજા થવી જ ઘટે.

૧૫ મારા લાડીનાઓ માટેજ 'આનંદ' એ તો હું ખાસ વીષય તરીકે અલગ રાખું છુ. શ્રમજીવીઓથી તે વીભાગમા પ્રવેશ પણ કરી શકાય નહીં તે માટે તેમને એ 'આનંદ'થી સંપુર્ણ અજ્ઞાત રાખુ છુ

૧૬ નશો કરવો એ મારા લાડીનાઓનો પ્રીયમા પ્રીય અને પ્રેરણાત્મક આનંદ છે તેથી મારા એ પ્રીયજનો જ્યારે પોતાની એ આનંદ ક્રીડામાં પડયા હોય [અર્થાત્, નશો ચુસવાનુ કાર્ય કરવમા રોકાઇ ગયા હોય] ત્યારે, ભલે તેઓ માતા, પત્ની, બાળકો, પ્રીય પશુઓ કે પ્રતીષ્ઠા ગુમાવે છતા તેમણે પોતાના એ આનંદ કાર્યને હાથમાથી છોડવુ નહી એવુ મારૂ તેમને ફરમાન છે કેમકે એ બધાનો બદલો તેમને પોતાના પેવા પ્રેરણાત્મક આનંદ કાર્યમાથી મળી રહે છે. પરંતુ જો તે નશા પ્રાપ્તીના પોતાના આનંદ કૃત્યની અવગણના કરે કે જાણી-જોઇને તેનાથી દુર રહે, તો તેનાથી એને હું એટલું કષ્ટ આપું છુ કે. જેને લીધે તેમને કોઇ રીતે ધીરજ મળી જ શકે નહીં.

# નગદ ધર્મીઓની પ્રાર્થના

નગદ પ્રભુનાં વચનામૃતોની સાથે સાથે સમીતીએ નગદધર્મીઓની પ્રાર્થના તૈયાર કરી હતી. તે આ પ્રમાણે છેઃ

"ઓ મારા પરમ પીતા, **નગદદેવ!** આપ જે સ્વરૂપે પૃથ્વીને વીષે પ્રકટ થયેલા છો, તે સ્વરૂપને મારા વંદન હો. આપ જ સર્વ શક્તીમાન પ્રભુ છો, જેમણે સરીતાઓના પ્રવાહપંથો પલટાવી નાખ્યા છે, પ્રચંડ પર્વતોનાં પેટ ફોડી તેની અંદરથી અમારા વ્યાપારની વસ્તુઓને લઇને ત્વરીત ગતીએ દોડાદોડ કરતી ટ્રેઇનોને માટે માર્ગો સ્થાપ્યા છે, આપે મહાસાગરોની માઝા મુકાવી, એક દેશ નજીકના સાગર કાંઠાને દુર ધકેલી નજીકના રાષ્ટ્રો વચ્ચે નવા સાગરો સરજાવી ઉભય રાષ્ટ્રો વચ્ચે નફાની નજરે મહદ્અંતરો ઉભાં કીધાં છે, આપ વેચવા યોગ્ય વસ્તુના ઉત્પાદક છો, આપ જીવનનો પ્રવાહ છો. ઓ, પરમ પીતા! તું જ રાજાઓ અને પ્રજાઓ ઉપર, શ્રમજીવીઓ અને શેઠો ઉપર સત્તા ચાલવવા સમર્થ છે. તેથી ઓ પ્રભો! તારૂં સામ્રાજ્ય આ સૃષ્ટીમાં સદા સર્વદા ટકી રહો!

ઓ, સંપત્તીવાનોના નાથ! અમારી પાસેથી સચ્ચો કે ખોટો, સ્વચ્છ કે ભેળ-વાળો માલ, કેવળ આંખો મીંચીને જ મોટા જથ્થામાં ખરીદે તેવા પુષ્કળ ખરીદનારા ગ્રાહકો અમને તું આપ!

ઓ પરમ સંપત્તીવાન પીતા! તું અમને એવા શ્રમજીવીઓ આપ કે જેઓ લગારે બંડખડાટ કર્યા વીના ઓછામાં ઓછો બદલો સ્વીકારીને, અમારે માટે વધારેમાં વધારે કામ કરે.

ઓ! વીશ્વનીયંતા! તું અમને એવાં ભોળાં મનુષ્યોનાં દાન કર કે, જેઓ અમારી નવી નવી યોજનાઓનાં પ્રસીદ્ધીપત્રો [Prospectuses] ની મોહીનીમાં ફસી પડી, અમે તે દ્વારા આપેલાં વચનોમાં વીશ્વાસ મુકવા તત્પર બને!

ઓ! સર્વશક્તીમાન પીતા! અમારા દેણદારો પોતાનાં દેવાં ચક્રવૃદ્ધી વ્યાજ સાથે અમને પુરેપુરાં ભરી જાય, તેવી ભાવનાથી તેમનાં દીલ ભરી દે!

ઓ! પરમ પીતા! અમારે પશ્ચાતાપ કરવો પડે કે તુરંગમાં જવું પડે તેવા રસ્તે અમને ના દોરી જતો, પરંતુ અમને નીર્ધનતાના માર્ગમાંથી તો સદાય દુર રાખજે.

ઓ! ન્યાયી પીતા! તું એવી વ્યવસ્થા કરજે કે જેથી અમારી સગવડ ન હોય તો અમે બીજાઓના રૂણ ભારમાંથી સરળ રીતે મુક્ત બની જઇએ!

અને ઓ! પરમદયાળુ પરમેશ્વર! અમારા નફા અને વ્યાજના ઝરા સદાંયે વહેતા રહે અને તે કદી પણ બંધ પડે નહીં, તે માટે તું અમારી તરફ મીઠી નજર રાખજે.

**અસ્તુ! શાંતી! શાંતી!**

---

સુધારાવાદીઓની ફર્જો શું શું છે તે વીષે સમીતીએ ઠરાવેલી વ્યવસ્થાનાં અમુલ્ય સુત્રો 'નવયુગ'ના નવેમ્બરના અંકમાં જરૂર જોજો.

આર્જેન્ટાઇન દક્ષીણ અમેરીકાનુ એક સ્વતંત્ર રાજ્ય છે ત્યાં હમણા બળવો થયો.

આર્જેન્ટાઇનમા કેટલાય વર્ષોથી બ્રીટન અને અમેરીકા વચ્ચે વ્યાપારવીગ્રહ ચાલી રહ્યો છે.

છેલ્લા બળવાથી એ વીગ્રહ ઉપર કેવી અસર થશે, તે પ્રસ્તુત લેખના લેખક બતાવે છે.

# આર્જેન્ટાઇન

લેખક — ચતુર્ભુજ આણંદજી દોશી

## રાક્ષસી ભુખ

દક્ષિણ અમેરિકામા આવેલા આર્જેન્ટાઇન નામના મુલકમા થોડા દિવસ પહેલા એક લશ્કરી બળવો થયાનુ વર્તમાનપત્રોમા પ્રસિધ્ધ થયુ છે. શ્રી ઇરીગોયેનને પ્રમુખ પદેથી ઉથલાવી નાખી આર્જેન્ટાઇનની રાજગાદી ઉપર નવા નેતા જનરલ યુરીબુરૂ લશ્કરી બળવો સરજવાથી અને "ક્રાંતિ" થી પગ પાડીને ચડી બેઠા છે. લેટિન અમેરિકામા આવેલા અનેક પ્રદેશો પ્રજાસત્તાક રાજ્યબંધારણ ધરાવે છે, પણ ત્યાંના ઘણુ ખરુ ધીરનારા સામ્રાજ્યવાદીઓ હથિયાર ગણે છે એટલુ જ નહી પણ પોત પોતાનો પક્ષકાર ગાદી પર સ્થાપવા માટે કેટલી કેટલા મુડીની ૧૮ મુદ્દી પન્દરની મુદ્દી-વાળાએ પડાવતા અચરજ નથી. પેરૂ, ચાલિ, આર્જેન્ટાઇન વગેરે તમામ દેશોમા અનેકવાર નાના આંતરવીગ્રહ થયાના દાખલા મોજુદ છે. એક પક્ષ બીજો પક્ષને ઉથલાવીને બીજો એના જેવો જ જુદો પક્ષ રજુ કરતે સેનાપતી ગાદીએ આવે છે. બધાયના ચોગમમા રહીને આમ ખુની સરમુખત્યારી અજમાવતો સામ્રાજ્યવાદ પોતપોતાના માલની બજારો માટે અને કાચા માલની ખરીદી માટે આપસઆપસમા જાત ભાઇઓને જ લેખણની મારે છે! આર્જેન્ટાઇનમા ખાસ કરીને બ્રીટન અને અમેરીકા વચ્ચે માલ અને મુડી બન્ને ઘુસાડવા સારૂ ભારે સ્પર્ધા ચાલે છે. તેમાય યુદ્ધવિરામ પછી તો એ સ્પર્ધાએ ભારે ઉગ્ર સ્વરૂપ પકડ્યુ છે. આ કમનસીબ પ્રદેશ ઉપર કાબુ જમાવવા માટે બન્ને સમર્થ સામ્રાજ્યવાદી દેશોએ ખુબ લોહી રેડાવ્યા છે. પોતપોતાના પક્ષકારોને પૈસાની મદદ આપી ચુંટણીઓ સુધ્ધા નાખી છે અને બધાયને લાંચ રુશ્વત કે કુનાપ્રયુક્તીથી પોતાને અનુકુળ ન બનાવી શક્યા તો પરાણે અગ્રભાગમા બીજાને સત્તાની ખુરશી પરથી ઉઠાડી નાખવા લશ્કરી બળવો જગાવ્યા છે. દક્ષીણ

અમેરીકાનાં તમામ નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો ખરી રીતે બ્રીટન અને અમેરીકાની આર્થીક લડતના રણમેદાનો જ થઇ પડયાં છે. એની ભીતરમાં ભરેલાં કાળાં કર્મો જ્યારે જગતનો ઇતીહાસ ઉઘાડાં પાડે ત્યારે ખરાં પણ જેટલી હકીકતો અત્યારે એમને પોતાને ખપજોગી પણ સામ્રાજ્યવાદીઓ બહાર પાડે છે એ ઉપરથી અનુમાન કરતાં એટલું ચોક્કસ થઇ શકે છે કે, આ બધા બળવાનું કારણ સ્થાનીક પ્રશ્ન નહીં પણ સામ્રાજ્યવાદની રાક્ષસીભુખ છે.

## વ્યાપાર યુદ્ધ

થોડાં વર્ષો પહેલાં બ્રીટન અને અમેરિકાનો આર્જેન્ટાઇનનાં બજારો કબજે કરવાનો જંગ વધુ વિકાળ બનતો ગયો. ભલી દુવાઓ ફેલાવવા માટે બન્ને સામ્રાજ્યવાદીઓએ આ પ્રદેશમાં ખાસ શાંતીદુતો મોકલાવ્યા હતા. ૧૯૨૫માં નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ આર્જેન્ટાઇનની મુલાકાતે પધાર્યા હતા. ખરી રીતે આ મુલાકાતોનો હેતુ માલ ખપાવવાની યોજનાઓ પુરતો જ હતો. અને એથીજ આ મુલાકાત લઇ પાછા ફરેલા પ્રીન્સ ઓફ વેલ્સે ઇંગ્લાંડમાં તુરત જ જાહેર કીધું હતું કે, દક્ષીણ અમેરીકા અમર્યાદિત સંભાવનાઓ (Boundless Possibilities) થી ભરપુર છે. પણ બ્રીટનના પાટવીકુમારે મારેલી સફરનો હેતુ અમેરીકા બરોબર સમજતું હતું, એટલે એના પછી તુરત જ ઇતીહાસમાં પહેલીવાર આજના પ્રમુખ હુવર આર્જેન્ટાઇન અને બીજા પ્રદેશોની મુસાફરીએ નીકળી પડયા હતા. એ વખતે મી. હુવર આઠ વરસથી દક્ષીણ અમેરિકાના સ્વતંત્ર રાજ્યો સાથે વ્યાપાર વધારવાનું ખાતુંજ સંભાળતા હતા.

પણ હુવરના પર્યટન પછી બ્રીટને ૧૯૨૯માં બીજી જ બાજી ગોઠવી દીધી. એક બ્રીટીશ વ્યાપારી મંડળ જ ખાસ મોકલવાનું બોર્ડ ઓફ ટ્રેડે નક્કી કરી નાખ્યું. આ મીશન મોકલવાનો હેતુ "બન્નેના સામાન્ય હીત લક્ષ્યમાં લઇ બ્રાઝીલ અને આર્જેન્ટાઇનમાં વ્યાપાર વીકાસની સંભાવનાનો આર્થીક, ઔદ્યોગીક અને નાણાંવીષયક દ્રષ્ટીથી અભ્યાસ કરવાનો હતો." આવું વ્યાપારી મંડળ બીજા કોઇ દેશમાં ખાસ મુલાકાતે ગયાનો દાખલો નથી. આ પ્રતીનીધી મંડળના પ્રમુખ જાણીતા અમીર વાઇકાઉંટ ડીએબરનો, હતા. બીજા સભ્યોમાં કાપડ ઉદ્યોગના માંધાતા મી૦ સર વીલીયમ ક્લેરસીઝ, એન્જીનીયરીંગ ઉદ્યોગના આગેવાન મી૦ રોલાંડ, લોખંડના ઉદ્યોગના પ્રતીષ્ઠીત નેતા મી૦ જુલીયન પીગોટ પણ હતા. જો આ પ્રતીનીધી મંડળની મુલાકાતનો હેતુ દક્ષીણ અમેરીકામાં વ્યાપારી લડાઇનો ન હોય તો આવા મોટા અને જાણીતા વ્યાપારયુદ્ધવીશારદો શા માટે મોકલવામાં આવે?

## સુદીનું રોકાણ

આખરે બ્રીટન એની યોજનામાં ફાવ્યું. આર્જેન્ટાઇનના એ વખતના પ્રમુખ (ગયા અઠવાડીયાના બળવાથી જેને ઉઠાડી મુકી કેદ કરવામાં આવ્યા છે તે મી. ઇરીગો યેને બ્રીટીશ વ્યાપારી મંડળ સાથે ૧૯૨૯ ના સપ્ટેમ્બર મહીનામાં બ્રીટીશ મુડી અને વ્યાપાર સ્વીકારવાનું નક્કી કર્યું. એના બદલામાં બ્રીટને આર્જેન્ટાઇના ઇંગ્લાંડમાં આવતા ખાદ્ય પદાર્થો ઉપરની જગાત દુર કરી અને આર્જેન્ટાઇને બ્રીટીશ કાપડ વીગેરેના ઉપરની જગાત ૫૦ ટકા ઘટાડી નાખી. આ રીતે સુનાઇટેડ

સ્ટેટસના માલ સામે ખુલ્લી રીતે હરીફાઇ ખેલવાનું બ્રીટીશ વ્યાપારી મંડળે મંગલાચરણ કર્યું. બ્રીટન પાસેથી આટલી વ્યાપારી સગવડો ઉપરાંત આર્જેન્ટાઇનના એ વખતના પ્રમુખે ૪ કરોડ ડોલરની કીંમતનો બ્રીટીશ માલ ખરીદવા કબુલ્યું હતું અને આર્જેન્ટાઇન બેંકે વધારે નાણાં ધીરવાની હા પાડી હતી. જો કે આ વ્યાપારી ફટકો યુનાઇટેડ સ્ટેટસની સામે ફેંકવામાં આવ્યો હતો, છતાં ત્યાંના વર્તમાનપત્રોએ પ્રમુખના આપખુદ વર્તન સામે વાંધો ઉઠાવ્યો હતો.

## યુવરાજનો ઉપયોગ

આર્જેન્ટાઇનની બ્રીટન સાથેની આ વ્યાપારીસંધીનું પ્રથમ પરીણામ એ આવ્યું કે, યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાના માથાં ઉપરવટ થઇને ૧૨ કરોડ ડોલરનો રેલ્વેને લગતો સામાન બ્રીટીશ પેઢીઓ પાસેથી આર્જેન્ટાઇને ખરીદ કર્યો. પણ બ્રીટનનો આ વ્યાપારીયુદ્ધ આખરીન પ્રતીનીધી મંડળથી જ અટક્યો નથી. બ્રીટને આર્જેન્ટાઇનમાંથી યુનાઇટેડ સ્ટેટસ ઓફ યુરોપના વ્યાપારને હાંકી કાઢવા બે વર્ષની એક યોજના કરી છે અને એને સફળ બનાવવા ૫૦ લાખ ડોલર જાહેરખબરમાં ખર્ચવાનો બ્રીટનના ઉદ્યોગપતીઓએ નીશ્ચય કર્યો છે; એવો રીપોર્ટ પણ પ્રસીધ્ધ થયો છે. બ્રીટનની અત્યારની કફોડી પરીસ્થીતીમાં તો આર્જેન્ટાઇનની બજારો કબજે કરવા માટે ખાસ ઉગ્ર ઉપાયો યોજ્યા વીના એનો આરો નથી. એટલે અમેરીકા જો પોતાની લાગવગ ટકાવી રાખવા માગતું હોય તો, એને પોતાને અનુકુળ રહે એવા માણસને રાજ્યકારભારના સુત્રસંચાલન ઉપર મુકવાની પેરવી કર્યે જ છુટકો છે. એને લઇને જ આ નવો બળવો થયો હોય એમ ઉપરના સમાચારો ઉપરથી અનુમાન થઇ શકે છે. પ્રીન્સ ઓફ વેલ્સ જ્યારે ૧૯૨૫ માં આર્જેન્ટાઇન પહોંચ્યા હતા ત્યારે એને લશ્કરી માન આપવામાં પ્રેસીડેન્ટ ઇરીગોયેને આગેવાની ભર્યો ભાગ લીધો હતો અને એના બદલામાં તેને બ્રીટીશ ઇલકાબ પણ આપવામાં આવ્યો હતો. એટલે આજે એને ઉથલાવી નાખી વ્યાપાર વીકાસનો અનુકુળ કાર્યક્રમ સ્વીકારે એવા માણસની સત્તાના સીંહાસન ઉપર અમેરીકન મુડીવાદને સૌથી વધારે અગત્ય જણાય એ સ્વાભાવીક છે.

## વીરોધી વલણ

આર્જેન્ટાઇનમાં ઇંગ્લાંડ સૌથી પહેલું ઘુસી ગયેલું છે. યુનાઇટેડ સ્ટેટસના કરતાંય બ્રીટીશ મુડીનું રોકાણ ત્યાં ઘણું જ વધારે છે. બ્રીટીશ બેંકોની સંખ્યા યુનાઇટેડ સ્ટેટસ કરતાં ચાર ગણી છે. ઉપરાંત લડાઇ પહેલાં તો યુનાઇટેડ સ્ટેટસનો માલ લંડન થઇને આર્જેન્ટાઇન આવતો. પણ હવે એ પરીસ્થીતીમાં ફેર પડ્યો છે. છતાં જેમ જેમ ન્યુયોર્કની અસર જોરદાર થતી ગઇ તેમ તેમ અમેરીકનોના વીરોધની ચળવળ બ્રીટીશ વ્યાપારીઓ અને અધીકારીઓએ વધારે જોરથી આદરી છે, એમપણ આક્ષેપો થઇ રહ્યા છે. મી૦ હુવરની મુલાકાત પછી આર્જેન્ટાઇનના પત્રોમાં થયેલી કડક ટીકા આ વીરોધના ઘેરાતાં વાદળાંનો પ્રતીઘોષ પાડે છે. ૧૯૨૮ માં હાવાના ખાતે મળેલી પાન–અમેરીકન કોંગ્રેસમાં આર્જેન્ટાઇને ઉઠાવેલો યુનાઇટેડ સ્ટેટસ સામેનો વીરોધ એનો અચુક પુરાવો પુરો પાડે છે. વોશીંગ્ટન ખાતે ૧૯૨૮ માં મળેલી લવાદ પરીષદમાં પણ ભાગ લેવાની આર્જેન્ટાઇને ના પાડી હતી. કેલોગ પેક્ટ ઉપર પણ સહી કરવાની બ્રાઝીલ તથા આર્જેન્ટાઇનની આનાકાની યાંકી [અમેરી-

કાના સયુક્ત મસ્થાનો] વીરોધી વલણનો અમુક પુરાવો છે.

## આર્થીક ચઢતીઆમણી

ખરી રીતે આર્જેન્ટાઇનમા ચાર પરદેશી મુડીવાદના સ્વાર્થો સકળાયેલા છે સ્વભાવ અને સસ્કારની દ્રષ્ટીએ ફ્રેંચ પ્રજાનો પગપેસારો ત્યા સ્પષ્ટ તરી આવે છે, પણ વ્યવહાર અને રમતગમતોમા બ્રીટનની અસર સૌથી વધારે મજબુત છે ઇટાલીના સ્વાર્થો મુનથી જ ગૌણ છે અને એ સ્થાન વસ્તી પ્રમાણના દ્રષ્ટીમાંદુથી પણ એણે સ્વીકારી લીધુ છે દક્ષીણ અમેરીકાના આ બધા ય પ્રજાસત્તાક રાજ્યોનો વીકાસ યુરોપી યન અને "યાંકી" (યુનાઇટેડ સ્ટેટસ) મુડીને આભારી છે બ્રીટનના આર્જેન્ટાઇનમા લગભગ ૬૦૦,૦૦૦,૦૦૦ પાઉડ રોકાયના પડ્યા છે, જો કે લડાઇ પછી આર્જેન્ટાઇનને ઘાણી સ્પર્ધામા ઉતરવુ પડ્યુ અને સહન પણ કરવુ પડ્યુ, છતા લડાઇ ચાલુ હતી એ દરમ્યાન એણે થોકબધ નાણા એકઠા કર્યા હતા આર્જેન્ટાઇનની અદર આજે ૨૨૦૦૦ માઇલમા રેલ્વે પથરાઇ ગઇ છે જેમાથી ૬૫ ટકાની માલીકી એકના બ્રીટનની છે ૨૦ ટકા આર્જેન્ટાઇનની માલીકી છે અને બાકીની ફ્રાન્સના કબજામા છે એટલે અમેરીકને આજે પોતાનો માલ ઘુસાડવાની જેટલી મુશ્કેલી છે એટલી જ જબ્બર તાકાતેની છે છેલ્લા છેલ્લા વર્ષોમાં અમેરીકાએ ત્યા ઘણો પગપેસારો કર્યો છે અને જે નવી યોજનાઓ કે ઉદ્યોગો કે વ્યાપાર સબધીઓ થાય છે એમા યુનાઇટેડ સ્ટેટસ અગ્રેવાન થઇ બેસે છે દક્ષીણ અમેરીકાના બધા મળીને નાના મોટા વીસ પ્રજાસત્તાક રાજ્યો છે એમા ૧૯૧૩ થી ૧૯૨૭ સુધીમા બ્રીટનના માલની આયાત ૨૫ ટકાથી ઘટીને ૧૬ ટકા ઉપર આવી ગઇ છે, જ્યારે અમેરીકાના માલની આયાત એટનાજ વર્ષોમા ૨૪ ટકાથી વધીને ૩૮ ટકા સુધી પહોંચેલ છે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા દક્ષીણના રાજ્યો પાસેથી એમની નીકાસના લગભગ ૪૦ ટકા ખરીદે છે જ્યારે બ્રીટન દર વરસે ઓછો માલ લેતુ જાય છે આમ દક્ષીણ અમેરીકા, બ્રીટન અને યુનાઇટેડ સ્ટેટસ વચ્ચે વ્યાપાર યુદ્ધનુ ભારે મહત્વનુ સ્થળ થઇ પડેલ છે. ખાસ કરીને લોખડ, રેલ્વેનો સામાન, મશીનરી હાર્ડવેર, અને કાપડ એટલી ચીજોમા એ બે પ્રદેશો વચ્ચે ભારે હરીફાઇ ચાલે છે જો કે અમેરીકાના ઔદ્યોગીક ઉત્પાદનોના પ્રકારો નવા છે જેમા મોટર, વીજળીક ઓજારો, રબ્બર અને ફીલ્મો ગણાવી શકાય પણ આ ઉદ્યોગોમા ય હવે બ્રીટન સ્પર્ધામા ઉતર્યુ છે કારણ કે બીજા ઉદ્યોગોમા બ્રીટન પછી પડતુ જાય છે એટલે એને નવા ક્ષેત્રોમા પણ પગપેસારો કરવાનો રહે છે જો કે બ્રીટનના સ્થાપીત સ્વાર્થો ઘણા પ્રમાણમા છે અને એને ટકાવવા એની રાજનીતી આર્જેન્ટાઇનમા આટલી ઉદ્દામ છે, છતા યુનાઇટેડ સ્ટેટસ મોખરે આવતુ જાય છે આર્જેન્ટાઇનમા પણ આ વ્યાપારયુદ્ધ છેલ્લા બે વર્ષમા ખુબ જામી પડ્યુ છે થોડા આર્જેન્ટાઇનને લગતા આકડાઓ ઉપરથી આ હકીકત સીદ્ધ થઇ શકે છે જો કે આખા દક્ષીણ અમેરીકાના તમામ રાજ્યોની કુલ આયાત નીકાસ પરત્વે પણ યુનાઇટેડ સ્ટેટસ આગળ વધતું જાય છે પણ આર્જેન્ટાઇનમા આ ઉદ્યોગવીગ્રહ વધારે પડતો ભીષણ બની ગયો છે ૧૯૧૩મા આર્જેન્ટાઇનમા આવતા કુલ માનમાથી એકલા બ્રીટનનો ૩૧ ટકા માલ આવતો, પણ ૧૯૨૭ના ગાળામા એ

ઘટીને ૧૯ ટકા સુધી પહોંચવા આવ્યો છે જ્યારે યુનાઇટેડ સ્ટેસનો માલ એજ, અરસામા ૧૮.૭ થી વધીને ૨૪.૭ સુધી ગયેલ છે પણ કેટલીક વખત સ્પર્ધાના ક્ષેત્રો એટલા સમાન હોય છે કે અરસપરસ અથડામણી શીવાય બીજો આરો જ ન હતો

## વીજય કોનો?

આમ આર્જેન્ટાઇનમા બ્રીટન અને અમેરીકા વચ્ચે આટલી બધી આર્થીક પ્રશ્નોની અથડામણી થઇ રહી હતી અત્યાર સુધી જે પ્રમુખ પ્રજાસત્તાક રાજ્યની ખુરશી શોભવતો હતો એ ખુલ્લી રીતે બ્રીટનનો પક્ષકાર હતો પણ હમણા થયેલા બળવાને પરીણામે મી યુરીબુરુએ સત્તાની લગામ હાથમા લીધી છે આ નવા પ્રમુખનુ વલણ દેખીતી રીતે અમેરીકા તરફ ઢળતુ છે. કારણ કે જે જે બાબતોમા એમના પુરોગામી પ્રમુખે યુનાઇટેડ સ્ટેટસ સામે માથુ ઉચક્યુ હતુ, એ બધી બાબતોમા નવા પ્રમુખે નમતુ આપ્યુ છે, અને ખુલ્લી રીતે જાહેર કર્યુ છે કે અમારે અને યુનાઇટેડ સ્ટેટસને અથડાઇ મરવાનુ કંઇજ કારણ નથી ઉલટુ વોશીંગ્ટનમા એલચી મોકલવાનુ અને પાન-અમેરીકન લીગમા જોડાઇ જવાનુ નવા પ્રમુખે વચન આપ્યુ છે ઉપરાંત અમેરીકન મુડીના રોકાણ માટે પણ સત્તામા આવતાની સાથે જ એમણે સગવડતા કરી આપી છે એટલે આર્જેન્ટાઇનનો આ નવો વીપ્લવ બ્રીટન અને અમેરીકાની હરીફાઇની લડાઇમાં યુનાઇટેડ સ્ટેટસના વીજયનો અચુક પુરાવો આપે છે

બ્રીટીશ જનતાની એકંદર વાર્ષીક ઉપજ ૪,૪૦,૦૦,૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી છે એટલે માણસદીઠ સરેરાશ વાર્ષીક આવક લગભગ ૧૦૦ પાઉન્ડ જેટલી થાય છે, ત્યારે પ્રત્યેક હીંદીની સરેરાશ વાર્ષીક આવક માત્ર ૮ પાઉન્ડ જેટલી છે

[સાયમન વૃત્તાંત]

હીંદી સરકાર પોતાની કુલ ઉત્પન્નના દશા ટકા લશ્કરી ખર્ચ પાછળ વાપરે છે! દુનીયાભરના કોઇપણ દેશમા થતા લશ્કરી ખર્ચ કરતા આ ખર્ચ વધુ છે

[સાયમન વૃત્તાંત]

છેલ્લા પાંચ વર્ષમા ફડચામા ગયેલી હીંદી મીલોની સંખ્યા નીચે પ્રમાણે છે

| વર્ષ | મીલોની સંખ્યા | ફડચામા ગયેલી મીલોની મુડી |
|---|---|---|
| ૧૯૨૫-૨૬ | ૧૮ ૩ | ૪,૭૨,૬૦,૦૦૦ |
| ૧૯૨૬-૨૭ | ૧૫ ,, | ૨,૩૬,૨૭,૦૦૦ |
| ૧૯૨૭-૨૮ | ૨૩ ,, | ૪૯૭,૦૦,૦૦૦ |
| ૧૯૨૮-૨૯ | ૭ ,, | ૮૨,૦૦,૦૦૦ |
| એકંદર | ૬૩ | રૂ. ૧૨,૮૭,૮૭,૦૦૦ |

...

હીંદમા બાળ મરણ દર હજારે ૨૫૦ થી ૪૦૦ જેટલુ આવે છે

# ઉદ્યોગપતિઓના માનવીસંચા

લેખ

'મંથમવગી'

પ્રોફેસર સુજનતરાયના પહેલા જ ભાષણે શ્રોતૃવર્ગમા એટલો રસ જાગૃત કર્યો હતો, તેમ જ એમના જ્ઞાન વીષે એટલો ઉમદા ખ્યાલ તેથી ઉત્પન્ન થયો હતો કે, તેમનું બીજું ભાષણ થવાનું છે, એ જાણીને જનતાને આનંદ થયો અને "આ વખતે વળી સુજનતરાય કંઈ નવીન વીચારો રજુ કરી આપણા જ્ઞાનમા વધારો કરવા ઉપરાંત, આપણા મનની વણજુને ખીલી દીશામા વાળે એવું કંઈ બીદુ દેખાડશે" એમ માનીને પ્રોફેસર સુજનતરાયના બીજા ભાષણ વખતે શ્રોતાઓની સંખ્યા પારાવાર વધી પડી

તેમણે પોતાના ભાષણનો આરંભ કરતા જ કહ્યું "મારા પહેલા ભાષણમા દુનીયામાથી ગરીબાઈ નીવારવાના માર્ગની રૂપરેખા હું તમારી સમક્ષ રજુ કરી ગયો હતો તેમા આપણે શ્રીમંત અને નીર્ધન ગરીબ બન્ને વર્ગોની વચ્ચેના મુળભુત ભેદો જાણી, તે વર્ગોની જીવન ગાળવાની રીતોના જુદા જુદા માર્ગો મેં રજુ કર્યા હતા તેમા બતાવ્યુ હતુ કે શ્રીમંત વર્ગ નફા, વ્યાજ અને ભાડાની આવક ઉપર જીવન ગાળે છે ત્યારે નીર્ધનો માત્ર મજુરીના બદલામા મળતા મહેનતાણા ઉપર જીવે છે અને તે ઉપરથી આપણે જોઈ શકતા હતા કે રાષ્ટ્રની સામાન્ય ઉત્પન્ન રાષ્ટ્રીય જીવનમા ન્યાય પ્રમાણસર જતી તેથી જ અટકે છે •

"આ વખતે આપણે એ વિષયમા વધારે ઊંડા ઉતરીશું અને સમાન્ય મુડીવાદી સંજોગોમા દોલતનું સર્જન કેમ થાય છે અને તે પછી એની વહેંચણી કેમ થાય છે; તેને વીચાર કરીશું "

ત્યાર પછી પ્રોફેસરે પોતાના વીષયની ચર્ચા શરૂ કરી

"દાખલા તરીકે આપણે કાપડ વણતી એક મીલનું દ્રષ્ટાંત લો તેમા પાંચ હજાર માણસો [બરાબર સત્યને વળગી રહેવું હોય તો કહેવુ જોઈએ કે, તેમા સંખ્યાબંધ સ્ત્રીઓ તેમ જ બાળકો પણ હોય છે] કામ કરે છે બાર મહિનાના અંતે યંત્રો અને યંત્રો મારફતે મુડીના સાધનથી કામ કરીને તેઓ (કામદારો) જે કાપડ તૈયાર કરે છે, તે તૈયાર કાપડને રૂપે ઉત્પન્ન થયેલી નવી દોલત છે

આ દોલતના સ્વરૂપને આપણે બરાબર સમજવાની જરૂર છે" પ્રોફેસરે શ્રોતૃસમુદાય તરફ લાગણીભરી દ્રષ્ટી કરતા કહ્યું "એ તૈયાર કાપડની જે કીંમત ઠરાવવામા આવે છે તેમા છેક રૂ ઉગાડનાર ખેડુતની મહેનતથી માંડીને તેને મીલમા લાવતા પહેલા કાંતતા જીનમા પીંજતા સુતર બનાવતા અને છેવટ કાપડ વણતા સુધીમા જેટલા માણસોએ તેમા મહેનત કરી હોય, તેને વળી લાવવામા જેટલું ગાડી ભાડું ખર્ચાયુ હોય, કાચો માલ ખરીદતા માણસોના પગાર, દલાલી વગેરેનું જે ખર્ચ થયુ હોય અને તે દરમીયાન રોકાયલી મુડીનું જે વ્યાજ તેની પાછળ ચડ્યુ હોય તે તમામ ખર્ચના તેમા જેમ સમાવેશ કરવામા આવે છે, તેમ કાપડ તૈયાર કરનારા કામદારોના પગારની અને જેના યંત્રોમા તે

તૈયાર થયાં હોય તેના ઘસારાની, વીમાની વગેરે તમામ ગણતરી કરીને, તે ઉપર મીલનો નફો ચડાવવામાં આવે છે. પરંતુ મીલમાં મજુરી કરીને રૂને કાપડના રૂપમાં ફેરવી નાખનારા કામદારો જ એ તૈયાર માલને નવી કીંમત અંકાવવામાં કારણભુત બનેલા હોય છે. તેમને લીધે જ નવી દોલત અસ્તીત્વમાં આવે છે. કેમકે મીલવાળા એ તો માત્ર કાચું રૂ, યંત્રો અને તેને ચલાવવા માટે બળતણ, તેલ વગેરે સાધનો પુરાં પાડયાં હોય છે, પરંતુ તેને કાપડનું સ્વરૂપ આપવા માટે તો કામદારોએ પોતાની શક્તી ખર્ચી હોય છે છતા એ રીતે નવી ઉત્પન્ન થયેલી દોલતની વહેંચણી કેમ થાય છે તે જુઓ :

(૧) મીલમાં તૈયાર થયેલ તમામ કાપડ મીલવાળાઓની માલકીનું મનાય છે.

(૨) મહીનાને અંતે મીલમા જે નવી દોલત ઉત્પન્ન થઇ તે દોલતનો અમુક ભાગ પેલો માલીક મીલના કામદારોને મહેનતાણા તરીકે આપે છે.

એ મહેનતાણું આપવામા જે ધોરણે કામ લેવાય છે તે ધોરણ ઉપર તમારે ધ્યાન આપવાનું છે, અને પછી તમે તમારી જાતે જ નક્કી કરી શકશો કે મીલમાલીકો અથવા બીજા ઉદ્યોગપતીઓ હજારો અને લાખો કામદારોને રોજી આપવામા તેમની ઉપર મદદ ઉપકાર કરી નાખતા હોય તેવો આડંબર કરે છે તે કેટલો સાચો છે?"

પ્રોફેસર સરજતરાયના શ્રોતાઓ મોટે ભાગે મધ્યમ અને કામદાર વર્ગના હતા. એટલે એમને એ મુદ્દો ઘણો જ મહત્વનો લાગ્યો, અને બધા એક ધ્યાનથી પ્રોફેસરની દલીલો સાંભળવા તત્પર બન્યા.

અને પ્રોફેસરે પોતાનું વક્તવ્ય આગળ ચલાવ્યું: "પેલો મીલવાળો પોતાનાં યંત્રોનો કાર્યસાધક રીતે બરાબર ઉપયોગ થઇ શકે, તે માટે જેમ તેના સાંધાઓમાં તેલ નંખાવે છે, તે જ રીતે કાપડ તૈયાર કરનારા માનવી સંચાઓ [મુડીવાદી કામદારોને એ જ દ્રષ્ટીએ જુવે છે તે ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે] ને પણ તેઓ મીલમાં કાર્યસાધકના સચવાય તેટલા ઉપયોગી બની શકે, તે નજરે એમને ખોરાક, પોશાક અને મીલ બંધ હોય તે દરમીયાન પડી રહેવા ઓરડીને નામે ઓળખાતું એકાદ ગંધાતું કબુતરખાનું પુરૂં પાડે છે; એટલે કે તેટલી ગણતરીથી જ તેઓ કામદારોનાં મહેનતાણાં નક્કી કરે છે. ઉદ્યોગપતીઓ જેમ બને તેમ સસ્તી મજુરી ખરીદવા હમેશાં આતુર હોય છે, તેથી તેમને આપવામાં આવતું મહેનતાણું તેના કારખાનાનાં માનવી યંત્રોને જીવતાં રાખવા માટે ઓછામા ઓછી ગણતરી પ્રમાણે તે ઠરાવે છે." અને પ્રત્યેક કામદારને પ્રોફેસરની આ મીમાંસા સ્વાનુભવથી સોએ સો ટકા સાચી લાગી.

"હવે આ કામદારોની ગુલામી રાખનારા વેપારીઓના ગુલામો સાથે જરા સરખામણી કરી લઇએ." સરજતરાયે નવો જ મુદ્દો લીધો. તેમણે કહ્યું:

"જયારે ગુલામનો માલિક ગુલામ વેચનારા પાસેથી એક ગુલામ ખરીદે છે ત્યારે તે માણસ નહિં પણ મજુરી ખરીદે છે. કેમકે તેને તો પેલો ગુલામ મજુરી કરવાની કેટલી શક્તિ ધરાવે છે તેની જ સાથે માત્ર કામ હોય છે. આ રીતે ખરીદવામાં આવેલો ગુલામ પોતાની મજુરીથી જે જે કંઇ ઉત્પન્ન કરે છે તે બધાની માલિકી તેના શેઠની મનાય છે. તેનો શેઠ એ ગુલામના પાલનપોષણનું ખર્ચ તે ગુલામનીજ મજુરીમાંથી કાઢે છે; એટલું જ

નહિં તે તો વળી બાકી જે વધે છે તેની ઉપર પોતાનો ગુજારો કરે છે. અને ગુલામ અનેતેના ધણીની વચ્ચે દોલતની જે રીતે વહેંચણી થાય છે, તે જ રીતની દોલતની વહેંચણી શું આપણા ઉદ્યોગપતિઓ અને મજુરો વચ્ચે નથી થતી ? જરૂર એમ જ થાય છે, તે મેં તમને પહેલાં જ બતાવ્યું છે."

"ખરૂં છે, ખરૂં છે, હાલના કામદારો અને ગુલામોમાં તેમજ ઉદ્યોગપતિઓ અને ગુલામો રાખનારાઓની વચ્ચે કશો જ ફરક નથી."

આખો સભાખંડ એ અવાજોથી ગર્જી ઉઠ્યો.

"પરંતુ" ધીર ગંભીર નાદે સજ્જનરાયે કહ્યું: "ગુલામોના માલિક અને ઔદ્યોગીક ખાતાંના માલીકોની વચ્ચે બીજી સરખામણી કરતાં તમને જણાશે કે હાલના ઉદ્યોગપતીઓ તો પોતાના માનવયંત્રો માટે ઓછામાં ઓછું ખર્ચ કરે છે. ગુલામના માલીકને તો ત્રણ વખત ફરજીયાત પૈસા કાઢવા પડે છેઃ [૧] ગુલામ ખરીદતી વખતે તેની ઠરાવેલી કીંમત એક સામટી આપી દેવી પડે છે; [૨] ગુલામને મજુરી કરવવા માટે જમીન, ખેડ વગેરેનાં હથીયારો અને બળદ ગાડાં વગેરે સાધન ખરીદવા માટેય પૈસા કાઢવા પડે છે અને [૩] વળી ગુલામના ગુજરાન માટે ચાલુ ખર્ચ કરવું પડે છે. તે માંદો હોય છતાં એને રહેવા ખાવાની સગવડનું ખર્ચ પણ તેને જ કરવાનું હોય છે. પરંતુ ઉદ્યોગપતીઓને માટે તો ગુલામના માલીક કરતાંયે વીશેષ સગવડ હોય છે. સહુથી પહેલાં તો તેને એની માફક ગુલામ માટે પૈસા કાઢવા પડતા નથી. તેને તો મફત કામદાર મળે છે. અને વળી ઉપરથી 'મેં માણસોને માટે કામ પુરૂં પાડ્યું' એવો આડંબરી દંભ તે પોષી શકે છે. અને વળી મફતમાં આવેલા કામદારો આખો મહીનો કામ કરીને તેને માટે જે માલ ઉત્પન્ન કરે છે તેનો પેલા ગુલામના શેઠની માફક જ તે સર્વ હક્ક સ્વાધીન માલીક બની બેસે છે! એ ઉદ્યોગપતી પણ પેલા કામદારને નીભાવવાનું ખર્ચ કાઢી લીધા પછીનું બાકીનું તમામ ધન પોતાની પાસે રાખે છે. આ રીતે રાષ્ટ્રની નીરંતર ઉત્પન્ન થયે જતી સમૃદ્ધીની વહેંચણી એક તરફ કામદારોનું મહેનતાણું અને બીજી તરફ ભાડું, વ્યાજ અને નફો એ રીતે થયાં જાય છે. હવે તમેજ કહો કે જુના જમાનાના ગુલામોની પ્રથામાં અને હાલના પગારદાર ગુલામોની રીતની વચ્ચે શું ફેરફાર છે?"

પ્રોફેસર જવાબ મેળવવા અહીં થોભ્યા અને સભાજનોએ "કશો જ નથી, કશો જ ફેરફાર નથી." એવો પ્રત્યુત્તર વાળ્યો.

"અલબત્ત ઝીણી ઝીણી વીગતોમાં ઉતરવા જતાં બન્ને જાતની ગુલામીમાં થોડો ઘણો ફેરફાર દેખાશે, પણ એ તો બહુ જ નજીવી બાબત છે. મુખ્ય મુદ્દો એ છે કે, બન્ને પ્રકારના મુડીવાદીઓ પોતાના ગુલામોની મજુરીમાંથી મળતા નફા ઉપર જીવે છે. અને મજુરો જ સમૃદ્ધીના ખરેખરા ઉત્પન્ન કરનારા છે. તેમ છતા ઉદ્યોગપતીના માનવયંત્રો માંદા પડે તો તેમને ભુખે મરવું પડે છે, એ યંત્રનો હાથ પગ કપાઇ જાય તો છેક હમણાં સુધી તો તેને કશો બદલો પણ મળતો ન હતો, અને અત્યારે પણ તેને પુરેપુરો બદલો તો મળતો જ નથી. વળી હું હમણાં કહી ગયો, કે બન્ને પ્રકારની ગુલામી વચ્ચે પણ કશું ફરક છે? ગુલામનો માલીક માણસનો અને તેના કામ કરવાના સાધનનો એમ બન્નેનો ગુલામ છે, ત્યારે ઉદ્યોગપતિ માત્ર માણસના કામના સાધનનો માલીક છે. એટલે હાલની ગુલામીની રીત પ્રમાણે પેલા માનવયંત્રને નજીવી

સ્વતંત્રના મળે છે પરંતુ તે તો નામ માત્ર-ની જ. વાસ્તવિક રીતે જોઈએ તો મણુસની ઉપર માલીકી ધરાવવી કે મજુરના કામના સાધન ઉપર માલીકી ધરાવવી તે બન્ને એક જ વસ્તુના બે જુદા સ્વરૂપ માત્ર જ છે મજુરી કરવા માટેના સાધનો વીના મજુર નીરાધાર બને છે એટલે કાં તો તેણે પોતાની મજુરી એવા સાધનોના માલીકને વેચવી કે કાં તો તેણે અને તેના કુટુંબે ભુખે મરવું એ બે જ માર્ગો તેને માટે હોય છે એટલે તમે માણસ ઉપર માલીકી રાખો કે તેના કામ કરવાના સાધન ઉપર માલીકી સ્થાપો તે બન્ને સરખુ જ છે બન્નેમા તે માણસ જે ઉત્પન્ન કરે તેમાથી તેને જીવવા જેટલુ આપીને બીજા બધના ઉપર માલીકી જમાવી બેસવાની સરખી જ સગવડ હોય છે પણ માણુસની ઉપર માલીકી જમાવનારને તો એની માલીકીમા અથવા કામની મદદ ઉપર ત્યારે પણ ગુલામને રહેવા, ખાવા, અને પહેરવા, એટલાના સાધન આપવા પડે છે ત્યારે તેના કામના સાધન ઉપર માલીકી રાખનાર તો એ જવાબદારીમાથી યે મુક્ત છે અને વળી તેણે કામના કનાક પણુ એટલા બધા રાખ્યા હોય છે, તેમ જ તેટના કલાક નામ નહીં કરી શકે તેટના મેટા વહેલા અવનર જનર માટે દ- વગેરની એવી વીધીઓ રે'લી હોય છે કે, પેના જુના જમાનાના ગુલામ કરતા નવા જમાનના માનવયંત્રની પાસેથી તેની મજુરના સધન ઉપર માલીકી ધરાવનારનુ કામ જનાયે ઓછુ થતું નથી વળી જુના જમાનાના ગુલામની ભુલ થતી ત્યારે તેના માલીકને એનુ વળતર મળી શકતું નહીં, પણ હાલના ઉદ્યોગપતીઓ નો કામમા સહેજ ભુલ થાય તો પણ તેનો બદલો દંડ સ્વરૂપે મેળવી લે છે, ઉપરાંત જુના ગુલામોના કરવામા આવતા હતા તેવા અપમાનો એમનાય થાય છે, એ વાત તો તમારા સહુના અનુભવની જ છે ને?"

"હા, હા. એવી જ શરમાવનારી સ્થીતી આ કહેવાતા સંસ્કારી યુગમા પણ ચાલે છે."

એક મધ્યમ વર્ગના જણાતા નવજવાને જોરથી પોકાર કર્યો અને શ્રોતાઓએ તેના સુરમા સુર પુરાવ્યો

"આટલી હકીકત સાભળ્યા પછી હવે તમે જરૂર સમજી શકશો કે, રાષ્ટ્રીય ઉત્પન્નની અત્યારે થતી એકપક્ષી વહેંચણીને લેતા ખાનગી માલીકી હક્ક અને રાષ્ટ્રના કાર્યના સાધનો ઉપરનો આપખુદ અધીકાર જ, આપણા સર્વ સાધન સંપત્તીવાળા દેશના મોટી સખ્યાના માણસોને ગરીબાઈમા કચડી મારનાર મુખ્ય કારણ છે રાષ્ટ્રનો ઉદ્યોગ માત્ર પેલા મુઠીભર ઉદ્યોગપતીઓને નફો મળે તે માટે ચાલે છે અને માત્ર તેમના એકલાના જ સ્વાર્થી લાભ માટે હાલના સમાજની વ્યવસ્થા થયેલી છે. જેઓ અભીમાનથી એવી આડંબરી વાતો કરે છે કે, જો અમારા ઉદ્યોગના સાધનો હોત નહીં તો આટલા બધા કામદારોને રોટી કેમ કરીને મળત? તેઓ જુઠ્ઠા છે.'

આખો સભામંડપ તે વખતે તાળીઓના ગડગડાટથી ગર્જી ઉઠ્યો

"હું આ સ્થાને ઉભો રહીને ફરી ફરીથી કહું છુ કે એમ કહેનાર જુઠ્ઠા છે" સજનરાયના બન્ને નેત્રોમાથી એ વખતે વીજળી ઝબુકતી હોય તેવી ચમકદાર રોશનીના તેજ નીકળવા લાગ્યા અને વાણીનો ધખધખતો પ્રવાહ આગળ વહેવા માંડ્યો

"એ લોકો એમ કરીને દુનીયાની આખમા ધુળ નાખી શકવાના નથી. કેમકે આપણે બધા જાણીએ છીએ કે, એમના કારખાનામા થતું ઉત્પન્ન જ કામદારોને આભારી છે,

એટલે તેમની જ રીતે આપણે એમને એ જવાબ આપી શકીએ કે, કામદારો નહોત તો તમે ક્યા નફા અને વ્યાજમાંથી તમામ આ બધા વીલાસ વૈભવો માણી શકત ? હું અહીં ઉભો રહીને તમારી વતીથી એવા આડંબર કરનારા દંભીઓને જણાવું છું કે, તમારા એવાં પુરાણકાલીન ગપોડાં હવે ચાલશે નહી. હવે અમે તમારી બધી બાજી સમજી ગયા છીએ, તેથી તમને જણાવીએ છીએ કે, તમારો દંભ તો ખુલ્લો થઇ જ ગયો છે, પણ અમે એ વાત પણ સારી રીતે સમજતા થયા છીએ કે કામદારોને તમો માત્ર પેટપુરતું યે આપતા નથી, કેમકે ઉદ્યોગનો તમામ નફો તમે પોતાના ખીસામા મુકવા માગો છે, અને રાષ્ટ્રીય દોલતની વહેંચણી રાષ્ટ્રમા સમભાગે ન થાય તે માટે તમે મક્કમ છો અર્થાત જ બેકારી અને ભુખમરાનું ખરૂં કારણ તમારો એકપક્ષી સ્વાર્થ જ છે તમારે જે મહેનતાણું કામદારોને આપવું પડે છે, તે તો માલ તૈયાર કરવાની મજુરી ખાતે લખીને, માલ ખરીદનારાઓ પાસેથી વસુલ કરી લો છો, એટલે તમે જે બધો નફો ઓહીયા કરી જાવ છો તે તો છેક જ અન્યાયી અને જુલ્મી રીત છે. ઉપરાંત દેશની દોલત ઉત્પન્ન કરનારા અમો કામદારોને પ્રતીષ્ઠા, મતાધીકાર કે કામ કરીને જીવવાનો અધીકાર પણ તમે જ મળવા દેતા નથી ઓ ઉદ્યોગપતીઓ! તમે તો પોતાનો નફો થતો હોય તો જ કામદારને કામ પણ આપો છો, બાકી તેને બેકારીના મહાસાગરમા ધકેલી દો છો. અરે! એકલા નફા માટે જ નહિ, પણ કામદાર મનુષ્ય તરીકેના પોતના અધિકાર મેળવવા માગે અને કામદાર કામદારોની વચ્ચે બંધુભાવ અને સહકાર સ્થાપવા પ્રયાસ કરે, તેને ય તમે ભયંકર ગુન્હો માની ઘણી વખતે પોતાનાં કારખાના એટલા જ કારણસર બંધ કરી, કામદારોને બેકાર બનાવવા ઉપરાંત માણસ માણસ વચ્ચે સહકાર તેમ જ બંધુભાવ નહિં જામવા દેવાના અધમ તેમજ સંસ્કૃત મનુષ્યને માટે અયોગ્ય એવાં કામ કરે છે.”

‘ખરૂં છે, ખરૂં છે,’ સારો યે શ્રોતૃસમુદાય ગર્જી ઉઠયો

એ ગર્જનાનાં પડઘા શમ્યા પછી, સુજતરાયે બોલવા માડયું. “જો ન્યાય તટસ્થ રહેતો હોય, સમાજની નિર્મળ નજરે જ સુવ્યવસ્થા જોવાતી હોય, તો એ જ ગુન્હા માટે એ ઉદ્યોગપતિઓને દેશનિકાલ કરવા યે વિશેષ સજા થઇ શકે પરંતુ આજે તો રાષ્ટ્રની દોલત ઉત્પન્ન કરનાર પોતાની જ ભુનીમા પરદેશી જેવો મનાય છે, એટલું જ નહિ પણ તેની મજુરીને ખરીદી શકે તેવો માલીક શોધી કાઢવા તે શક્તિમાન બને તો જ માત્ર વ્યવસ્થિત સમાજમા તેને જીવવા અને રહેવા માટે સ્થાન છે કેમ કે જેમ દૂધ વેચનારા ભેંસને પાળવા પાછળ થતા ખર્ચનો હિસાબ કરીને દૂધ વેચે છે, તે જ રીતે પેલા ઉદ્યોગપતિઓએ કામદારને પોષવા પાછળ અપાતા નાણાનો હીસાબ રૂપીઆ આનાને પાઇ સીકકે સમાજ પાસેથી વસુલ કરે છે (કેમકે તેનો માલ તો સમાજ જ ખરીદે છે ને?) એટલું જ નહીં પણ વધારામાં પોતાના જ વૈભવ વીલાસ માટે સમાજ પાસેથી પુષ્કળ નફો, ભાડું અને વ્યાજ પણ તફડાવે છે! આથી-જ મજુરી ઉપર જીવનારા અસંખ્ય મનુષ્યો કંગાલ દશામા સડે છે, ત્યારે પક્ષપાતી નફાની વહેંચણી અને એકહથ્થુ માલીકીની અન્યાયી રીતને લીધે, થોડાક માણસો વીલાસ વૈભવમા આળોટે છે! આ તો સમગ્ર સમાજ પાસેથી એ મુઠીભર મુડી-વાદીઓ ખંડણી વસુલ કરતા હોય તેવું છે. એ રીત બંધ થાય, સમાજ થોડાક માણસો સુખ-સગવડ ભોગવી શકે તેટલા માટે એવી ખંડણી આપવાની ના પાડે અને રાષ્ટ્રની દોલતની સપ્રમાણ વહેંચણી થાય તે જ જરૂરનું છે.”

પ્રેમેશ્વર સુજતરાયનું ભાષણ જ્યારે પુરૂં થયું ત્યારે શ્રોતૃસમુદાય તેમની ઉપર એટલો ખુશ થઇ ગયો કે, તેમને ઉંચકીને જ સભા ખંડમાથી લઇ ગયા.

# મિસરની મ્હેમલ

: અનુવાદક :

ઇબ્રાહીમ હાજી મહમ્મદ મીસ્રી

## ઇસ્લામીઓની ઇદ

હજ્જ જેવા મીસરમાં સહેલાણીઓને અનેક પ્રકારના રમણીય દૃશ્યો જોવાની તક મળે છે. કોઇવાર ઝીક્ર (જેમા કેટલાક માણસો 'અલ્લાહુ હુ—જલ્લ શાન હુ' કહીને ડોલતા નઝરે પડે છે) સાંભળવાના તો કોઇવાર એકાદ પરીચહેરા નાઝનીનના મીઠા હલક નું ખુશનુમાં ગાયન સાંભળવાની મોજ મળે છે. પરંતુ આ બધા ય પ્રસંગોમાં કોઇ મહાન પ્રસંગ વરસમાં એકવાર આવતો હોય તો તે મીસરથી મક્કા મ્હેમલને લઇ જવાનો મુબારક દીવસ. આ દીવસ ઇસ્લામી મઝહબના (ધર્મના) અનુયાયીઓ માટે ઇદ સમાન હોય છે. ગરીબ કે અમીર સૌના મુખ પર આ દીવસે પ્રસન્નતા રેલી રહેલી હોય છે. મ્હેમલ

જોવા જેવાં લોકોની માનવ મેદની ભરાય છે. ઇસ્લામી મઝહબના બધાય ફીરકાના મુસલમાનો પોતાના ઝંડા અને ભવ્ય પોશાકમાં



ગીલાફે શરીફના એક ભાગ

સજ્જ થયેલા, પાણીદાર શણગારેલા ઘોડા ઉપર બેઠેલાં શેખો સઢીન આ પ્રસંગે હાજર રહે છે. મ્હેમલની આગળ ચાલતા લોકો મોજુદ પડતા નજરે પડે છે. આ જુલુસ (સરઘસ) જોઇને કોઇ પણ પરદેશી મુસાફરને ઇસ્લામની ખુબીઓનો કંઇક ખ્યાલ આવ્યા વીનાં નહી રહે

## ખુબીદાર જુલુસ

આજથી લગભગ સોળ વરસ પહેલા સુલતાના શાગરત અલ દૂરે પાલખીમા બેસીને મક્કાની હજ કરી હતી. આ પાલખી કીરમજી રંગના ભરત ભરેલા રેશમથી ઢાંકવા મા આવી હતી સુલતાનાએ ખાનએ કાબા પર ચઢાવવા માટે ગીલાફ શરીફ પોતાની સાથે લીધું હતું. ત્યારથી આ પાલખી મ્હેમલના નામથી ઓળખાય છે: ને મ્હેમલ લઇ જનાર અમીર અલ હજ કહેવાય છે. એ મ્હેમલને એક ઉંટડી પર મુકવામા આવે છે. અને જ્યારે મસ્જીદુલ અઝહર આગળ મ્હેમલ આવે છે ત્યારે મીસરના પાશા અને પ્રધાનો ઉંટડીની ગરદનથી ઝુલતી લાંબી ઝાલરને ચુમે છે આ મસ્જીદની આસપાસ ચારવાર જુલુસ ફરે છે. પછી ત્યાંથી શહેરની બજારોમાથી પસાર થઇને શહેરના પુર્વ દ્વાર આગળથી મક્કાનો માર્ગ લે છે. આફતાબની ઝગમગ મારતી રોશની ને સાંકડા મહોલ્લામાંથી પસાર થતા જુલુસને નીરખવું,



મ્હેમલના જુલુસના મોખરે ફરકતાં ઇસ્લામનાં નીશાનો

મહેનત પડે છે. સોનેરી ને રૂપેરી જરીના તાર તૈયાર થયા પછી પણ તે વારંવાર તપાવવામાં આવે છે કે જેથી તુટી ન જાય.

## મસલેહત અલ્ ફીસ્વા

એક ખાસ જુદા મકાનમાં ગીલાફ શરીફ ઉપર ભરતકામ કરવામાં આવે છે. એ મકાન મસલેહત અલ ફીસ્વાના નામે ઓળખાય છે ભરત ભરનારા જુના ભરત ભરનારાઓના વંશ જ છે, કોઇપણ નવો કારીગર તેમા ભાગ લઇ શકતો નથી. પહેલાના જેવું જ ભરતકામ કરવામા તેમાં થાય એ ખાસ ધ્યાનમા રાખવામા આવે છે. તેમાય જરાપણ ફેરફાર ન આવે એટલી ચોકસાઇ, ખંત અને મહેનતથી કામ થાય છે. કોઇપણ કારીગર આ મકાનમા બીડી પીતો નથી દરેક કારીગર વઝુ [હાથ પગ ને મોઢું ધોવું] કર્યા પછી જ કામ કરવા બેસે છે. કારીગરો કામ કરે છે, તે વેળા ધુપ ને અત્તરની ખુશ્બોથી આખો ઓરડો મધમધે છે જોવા આવનારાઓ પણ વઝુ કરીને જ તે ઓરડામાં દાખલ થાય છે. તેઓ અદબથી ઉભા રહીને કારીગરોના કામમાં ખલેલ કર્યા વીના તે જુવે છે, ને દીદારની (દર્શનની) પ્યાસ (તૃષા) છીપાવી, પોતાના નયનો ઠંડાં કરે છે. કળાના શોખીનો મહેનત અને મહેનતાણા તરફ જોતા નથી, પણ કળાની ખુબીઓ જ નીરખે છે ભરતકામનો તમારે સર્વોત્તમ નમુનો જોવો હોય તો મક્કા શરીફમા કાબા ઉપર અને મદીના મુનવ્વરામાં ગુંબદે ખીઝરા (ઇસ્લામના સ્થાપક હઝરત મોહમ્મદ (સ. વ) નો રોઝો) પર પહેરાવેલા ગીલાફ શરીફના દીદાર કરવા.



આખા દીવસ કામ કરતા લેંકેશાયરના જીનોમાં એક દીવસમા જેટલું સુતર કંતાય છે તેને લાંબુ ને લાંબુ લઇ જવામા આવે તો તે ૧૫૦,૦૦૦,૦૦૦ માઇલ પહોંચે તેટલું થાય છે.

...

અવાજની ગતી એક સેકંડના ૧૦૯૦ ફુટ જેટલી છે.

...

પ્રકાશ એક સેકંડમા ૧૮૬,૦૦૦ માઇલ દુર પહોંચી જાય છે.

દુનીયાની તમામ નદીઓ મહાસાગરમાં દર વર્ષે એકદર ૨૮,૦૦,૦૦,૦૦,૦૦૦ મણ જેટલો ખાર પૃથ્વી ઉપરથી ધસડી લઇ જાય છે.

..

મધપુડાની રાણીથી ઓળખાતી મધમાખ એક દીવસમા ત્રણથી ચાર હજાર ઇંડા મુકે છે.

..

પૃથ્વીથી સુર્ય ૯,૨૦,૦૦,૦૦૦ માઇલને અંતરે છે.

# વિગ્રહ તરફ ધસી જતું વિશ્વ!

: લેખક :

રાજકારણનો અભ્યાસક

**વર્સેલ્સના** તહનામાને છેલ્લી વીશ્વ-યાદવી વખતે નવા વીગ્રહના અંત સમાન મનાવવામાં આવ્યું હતું. પરંતુ વાસ્તવીક રીતે તો સામ્રાજ્યવાદી રાષ્ટ્રોએ પોતપોતાના હીતની દ્રષ્ટીએ કરેલી એ વીભાગણી જ માત્ર હતી, અને ફક્ત બાર જ વર્ષની અવધીમાં તો મુડીવાદના અન્સમાન વીકાસને લીધે નવા વીગ્રહની ભાવના વળી દુનીયામાં ડોકીયાં કરવા લાગી છે!

ખરી રીતે તો વર્સેલ્સના તહનામાની સાથે સાથે જ બ્રીટીશ સામ્રાજ્યવાદના સાંધા ઢીલા થતા ચાલ્યા છે, ત્યારે અમેરીકન સામ્રાજ્યવાદ સુદ્રઢ બનતો જઇને, બજારો મેળવવાની તેની ભુખ વધવા માંડી છે. તેને કાચો માલ મેળવવાનાં તેમ જ આર્થીક દ્રષ્ટીએ લાભ મેળવી શકાય તેવાં બજારો વાળાં પ્રદેશોની લગની લાગી છે, ઇટાલીનું પણ આર્થીક ધોરણ બદલાયું છે, અને તેની સાથે સાથે બદલાતો જતો ઇટાલીયન સામ્રાજ્યવાદ પણ પોતાને માટે યોગ્યસ્થાન મેળવવા માટે જગતના ઝંઝાવાતમાં જોડાયો છે. જર્મનીની મુડીને મળેલી કામચલાઉ સ્થીરતાના પાયા ઉપર પગભર થતો જર્મનીનો નુતન સામ્રાજ્યવાદ જમીનના ટુકડાઓની જુની વીભાગણીની શૃંખલાઓને છીન્નવીછીન્ન કરવાના રસ્તા શોધી રહ્યો છે અને વળી જાપાનના સામ્રાજ્યવાદી વીચારો પણ એ જ દીશા તરફ દોડી રહ્યા છે. ત્યારે બ્રીટનની સાથે ફ્રેન્ચ સામ્રાજ્યવાદ હાલ છે તે સ્થીતીને જ વળગી તેને રહીને સાચવી રાખવાનાં શમણાં સેવી રહ્યાં છે, તેને લીધે એ બધાં સામ્રાજ્યવાદી માનસોને વીગ્રહના વીચારો તરફ વળવું પડે તેવી પરીસ્થીતી ઉભી થઇ છે, અને દીવસે દીવસે સામ્રાજ્યવાદી ગગનમંડળોમાં વીગ્રહનાં ઘેરાં વાદળોનાં જુથ જામતાં જ જાય છે.

## સામ્રાજયવાદનું સંઘર્ષણ

અત્યારે જગત જે પ્રસંગોમાંથી પસાર થઇ રહેલું છે તે યુદ્ધ પછી મુડીવાદની થઇ રહેલી અસતવ્યસ્ત ખીલવણીને જ આભારી છે, અને તેનું મુળકારણ સામ્રાજ્યવાદ જાતે જ છે. આમ વીશ્વસંગ્રામને સળગાવવા માટે દારૂ ને દેવતા એકઠાં થતાં જાય છે, તેમાં વળી સોવીયેટ રશીયા અને તેની થતી જતી આર્થીક ખીલવણીએ નવું જ તત્ત્વ ઉમેર્યું છે. રશીયાની રાજકારણી વ્યવસ્થાએ જગતભરના સામ્રાજ્યવાદની સામે અસર કરે તેવી મનોદશા ઉત્પન્ન કરવાનો ભાગ ભજવ્યો છે, તેનું અસ્તીત્વ જ સમાજવાદી અને મુડીવાદી વ્યવસ્થાવાળા એવા જગતનાં બે જુદાં જુદાં ફાડચાંને સ્પષ્ટ સ્વરૂપ આપવામાં કારણભુત બન્યું છે. એના અસ્તીત્વે મુડીવાદી દેશોમાં વર્ગ વીગ્રહનો અગ્ની સળગાવ્યો છે, અને સોવીયેટ રશીયામાં સમાજવાદની જે ઇમારત રચાઇ રહી છે, તેને લીધે જગતભરના શ્રમજીવીઓના દીલમાં સત્તાનાં સુત્રો હસ્તગત કરવાની નુતન ભાવનાને જન્માવી છે, પરાધીન પ્રજાઓમાં તેમ જ સામ્રાજ્યોનાં

સંસ્થાનવાસીઓનાં દીલમાં રાષ્ટ્રીય સ્વાધીનતા માટે આંદોલન શરૂ કરવાની ભાવના જાગૃત કરવામાં પણ એની જ આડકતરી અસર કામ કરી રહેલી છે, અને એક તરફ સામ્રાજ્યવાદ અને બીજી તરફ સમાજવાદ બન્ને એકબીજાની સામે જતાં તત્વો સાથે સાથે જ ખીલતાં જાય છે, તેમાં પણ યુદ્ધની સંભાવના વધતી જાય છે એની કોઇથી ના પાડી શકાય તેમ નથી. એટલું જ નહીં પણ આથીંક કારણોની આંટી ઘુંટીઓને લીધે ખુદ સામ્રાજ્યવાદીઓમાં જ સંઘર્ષણ જાગે એવાં તમામ તત્વોનો વીકાસ થતો જ જાય છે. તે ઉપરાંત સંસ્થાનવાસીઓની સામે સામ્રાજ્યવાદીઓ નવું યુદ્ધ પ્રુકારે તેવી પરીસ્થીતી પણ સ્પષ્ટ રીતે દેખી શકાય તેવું સંઘટીત સ્વરૂપ લેતી જાય છે.

## જકાતીં દીવાલો

અને જુદાં જુદાં પરીણામોના આ ગુંચવાડાના કોકડામાં બીજું એક અગત્યનું તત્વ તરી આવે છે, તે એ કે, પહેલાં જેઓ ગુપ્ત રીતે લશ્કરી તૈયારી કરી રહ્યા હતા, તેઓ હવે લશ્કરી મુત્સદ્દીઓની યુદ્ધ રમત ઉપરના ઢાંકેલા ઓછાડોને કાઢી નાખતાં જરાપણ અચકાતા નથી. જુદા જુદા દેશોમાં સત્તાનાં સૂત્રો ઉપરના પલટાતા પક્ષો પણ એ સ્પષ્ટ પુરવાર કરે છે કે સમાજવાદનો અખતરો કરી રહેલા દેશની સામે સામ્રાજ્યવાદ પોતાનાં પુરેપુરા બળથી પ્રહાર કરવાની સપુર્ણ તૈયારી કરી રહેલ છે.

તેજ રીત ખુદ સામ્રાજ્યવાદીઓની પોતાની છાવણી અંદરની ફુટફાટ પણ ઓછી ગંભીર નથી. ૩૪ સંસ્થાનોના વીરોધ છતાં અમેરીકના સંયુક્ત સંસ્થાનોની સીનેટે નવી જકાતી દિવાલ ખડી કરવાનું ધોરણ અંગીકાર કર્યું, તે જ પુરવાર કરે છે કે, ત્યાં જતી પ્રત્યેક વસ્તુની સામે સંયુક્ત સંસ્થાનો અટકાવ મુકવા માગે છે. એનો એટલો જ અર્થ થયો કે યુરોપનાં મુડીવાદી સંસ્થાનોનો અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનું દેવું ભર્યા વિના છુટકો જ થશે નહીં. એટલે યુધ્ધના દેવાં ભરવાનાં બધા જ કરારો અને યંગની દેવું ભરવાની યોજના સઘળું જ હવામાં ઉડી ગયું. અને હવે તો કેટલાંએ યુરોપીય રાષ્ટ્રો તેમ જ અમેરિકન સંસ્થાનો જકાતની સામી દિવાલો ખડી કરવાની ભાંજગડમાં પડી ગયાં છે. ફ્રેન્ચ પત્રો જરાયે ઢાંક પીછોડાવીના સાફ સાફ શબ્દોમાં જણાવે છે કે, મો. બ્રીયાંનો યુરોપનાં સંયુક્ત સંસ્થાનોની યોજના અમેરીકાનાં સયુક્ત સંસ્થાનોને જ ફટકો મારવા મારેનું પગલું છે. બ્રીટનમાં કોન્ઝરવેટીવોની સંરક્ષણીય જકાતની લડત પણ દીવસે દીવસે વધુ વીકળ ગતીએ વધતી જાય છે. અને તાજેતરમાં થયેલી બ્રીટીશ પાર્લમેન્ટ માટેની પેટા ચુંટણીથી તો એ પણ પુરવાર થયું છે કે, હવે તો ત્યાંના લીબરલોમાં પણ એ ભાવના ડોકીયાં કરી ચુકી છે. એટલું જ નહીં પણ ટ્રેડ યુનીયન કોન્ગ્રેસની જનરલ કાઉન્સીલની આથીંક સમીતી એ પણ સંરક્ષણીય જકાતનો પરોક્ષ રીતે સ્વીકાર જ કર્યો છે. અર્થાત્ બ્રીટનના ત્રણે રાજદ્વારીપક્ષો સંરક્ષણને નામે જકાતની દીવાલો ખડી કરવામાં એકમત બન્યા છે. અને એ દીવાલો માત્ર સંસ્થાનોની સામે જ નથી રચવાની, પરંતુ ખાસ કરીને સામ્રાજ્યવાદી રાષ્ટ્રોની સામે અને તેમાં પણ ખાસીશેને અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોની સામે જ ખડી થવાની છે. અને તેના વળતા જવાબમાં બ્રીટીશ સંસ્થાનો જે જકાતી

દીવાલો ખડી કરશે તે પણ એકલા બ્રીટનની સામે નહીં,' પરંતુ તમામ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોની જ સામે થવાની છે. શાહીમાલને પસંદગી આપવાને જે તત્ત્વ વ્યાપક બની રહેલું છે, તે સ્વરૂપે એ વાત અત્યાર પહેલાં બરાબર ખુલ્લી થઇ ચુકી છે પણ ખરી જ. અને એવા વીચારવાળા કોન્ઝરવેટીવો બ્રીટનમાં પ્રબળ બનતા જાય છે.

## રાષ્ટ્રસંઘની નીષ્ફળતા

જર્મનીમાં એનીના ઉત્પન્ન ઉપરની જકાત અમેરીકાના સંયુક્ત સંસ્થાનોની સમાન સપાટીએ લાવવામાં આવી છે. તેની રીતે ફ્રાન્સ, ઇટલી અને બીજા દેશો પણ પ્રત્યાઘાતી પગલાની તૈયારી કરી રહેલા છે. રાષ્ટ્રસંઘ તરફથી જકાતી હરીફાઇના યુદ્ધની શાંતી માટે મળેલી પરીષદ તેથી જ નીષ્ફળ નીવડી છે એટલું જ નહીં પણ, એ પરીષદે તો બળતામાં ઘી નાખવા જેવી પરીસ્થીતી ખડી કરી છે અને યુધ્ધનાં દેવાના સંબંધમાં જે સાર્વદેશીય ઠરાવો થયા છે તેના મુળમાં જ આ જકાતી યુધ્ધ પ્રહાર કરે છે. રાષ્ટ્રસંઘની જકાતી પરીષદમાં જ સામ્રાજ્યવાદીઓ વચ્ચે થનારા નવા વીગ્રહનાં બીજ વવાતાં આમ ખુલ્લી રીતે જોઇ શકાય છે.

નૌકા કાફલામાં ઘટાડો કરવા નીમીતે (લંડનમાં) જે પરીષદ મળી તે પણ, માત્ર જનતાને શાંત કરવા માટેની છટકાબારી જ પુરવાર થઇ છે, કેમકે તે પરીષદને લીધે જ અમેરીકાના સંયુક્ત સંસ્થાનોના ફ્રાન્સના અને ઇટાલીના રણસામગ્રીના અંદાજપત્રોમાં બીપણુ વધારો થઇ ગયો છે. અને એ પરીષદના સફળ પરીણામ તરીકે મનાવવામાં આવતા ત્રણ રાષ્ટ્રોનો ઠરાવ પણ છેતરપીંડી સમાન નીવડયો છે. કેમકે સહી નહીં કરનારા ફ્રાન્સ અને ઇટાલીને પોતાના કાફલામાં જોઇએ તેટલો વધારો કરવાની છુટ છે, એટલે તે ધોરણે કાફલો વધારવા સહીઓ કરનારા ત્રણેય દેશોને છુટ મળે તેની તેમાં સગવડ રહેલી છે. એ પરીષદને પરીણામે તેથી જ સહીઓ કરનારા ત્રણે દેશોમાં લશ્કરીવાદી મુત્સદ્દીઓ વધારે આગળ ખેંચાઇ આવ્યા છે. અને ખાસ કરીને જપાન અને અમેરીકાની વચ્ચેનો વીખવાદ તેને અંગે વધ્યો છે. વળી બ્રીટનમાં પણ અમેરીકન કાફલા તરફ ભય તેમ જ શંકાની નજરે જોવામાં આવે છે. એ બધાં ઉપરથી એક જ મુદ્દો પુરવાર થાય છે કે, ગત અને આવતા યુદ્ધ વચ્ચેના વીસામાનો સમય જ વર્તમાન તૈયારીના ગર્ભમાં છુપાયલો છે. દરમીયાન ફ્રાન્સ અને ઇટાલીની વચ્ચેના મતભેદની તીવ્રતા વધતી જાય છે અને ઇટાલીનો સર્વસત્તાધીશ સરમુખત્યાર મુસોલીની અત્યારથી જ યુધ્ધની ખુલ્લી ભાષામાં ધમકીભર્યાં ભાષણો ઠોકે જાય છે. તેની સામે વળતો પ્રહાર કરવાની સણસણતી લાગણીનો પડઘો ફ્રેન્ચપત્રોમાં પણ પડી રહેલો સાંભળી શકાય છે.

## રાજકારણી દાવપેચ

એ લડાયક વૃત્તિને ધ્યાનમાં રાખીને જ ઇટલી અને યુગોસ્લાવીઆની વચ્ચેનો સંબંધ સંકળાયો છે, એથી બાલ્કનમાં નવેસરથી ગુંચવાડો ઉભો થયો છે અને પોલંડમાં પણ પોતપોતાની અસર જમાવવા ઇટાલી તેમજ ફ્રાન્સની વચ્ચે ધુરકાધુરકી ભર્યા રાજકારણી દાવપેચો ખેલાઇ રહ્યા છે. રૂમાનીયાના નવા રાજાની હાઉઝેર, બાથીલાટ અને બુખારેસ્ટની મુસાફરી, હંગરીના વડા વઝીરની લંડનની મુલાકાત, ઇટાલીના પરરાષ્ટ્રીય મંત્રીની આડીથી

વોરસો સુધીની સફર અને ટર્કી તેમ જ ઓફ ઝઘડાની વચ્ચે ઇટાલીનો પગપેસારો એ બધું માત્ર સોવીયેટ સામેની તૈયારી જ બતાવતું નથી, પણ બાલ્કનમાં અને પુર્વ યુરોપમાં પોતપોતાની લાગવગ જમાવવા માટેના ફ્રાન્સ, ઇટાલી અને બ્રીટનના દાવા-દાવા પુરવાર કરે છે.

આ બધી આંટીઘુંટીઓમાં વર્સેલ્સના તહનામાથી અસંતોષી બનેલાં રાષ્ટ્રોનો સમભાવ છતી લઇ તેમનો સાથ સાધવા માટે મુસોલીનીએ ખુલ્લી રીતે એ તહનામાનો વીરોધ કર્યો તેથી હંગરી અને બલ્ગેરીઆ તેની તરફ ઢળ્યાં છે, જ્યારે જર્મનીમાં લાગવગ જમાવવા ઇટાલી અને ફ્રાન્સ વચ્ચેની તીવ્ર હરીફાઇમાં પણ ઇટાલી જ ફાવ્યું છે એવું જર્મનીની છેલ્લી સામાન્ય વરણીએ પુરવાર કર્યું છે. આ બધી મુત્સદ્દીગીરીમાં બ્રીટન સક્રીય ભાગ લઇ રહેલ છે. અને તે બધાને પરીણામે ૧૯૧૪–૧૯૧૮ નું યુદ્ધ સળગ્યું તે પહેલાં યુરોપમાં યુદ્ધની જેવી તૈયારીઓ અને તે માટે જેવું પ્રબળ પ્રચારકાર્ય ચાલી રહ્યું હતું, તે કરતાં એ અત્યારે વધારે તયારીઓ તેમ જ પ્રચારકાર્ય ચાલી રહ્યાં છે. અને તેથી આખા યુરોપનું વાતાવરણ ભાવી વીગ્રહની આંતરીક આતસની ગરમીથી ભડભડી રહ્યું છે.

## સંયુક્ત યુરોપની ભેદી યોજના

આવા ગરમ વાતાવરણમાં મો. બ્રીયાંની યોજના ઉપરનો પડદો ઉઘડી ગયો છે, અને તેથી એ વાત ખુલ્લી પડી ગઇ છે કે, તે યોજના જેટલી સોવીયટ રશીયાની વીરોધી છે. તેટલી જ અમેરીકાના સંયુક્ત સંસ્થાનોની પણ વીરોધી છે. એ યોજનાથી સકળ વીશ્વના ખંડખંડે પથરાયલા સામ્રાજ્યવાદવાળા બ્રીટનની સ્થીતી વીશેષ કફોડી બની છે, એટલે એકલા યુરોપના સંગઠનમાં તેનાથી ભળી શકાય તેમ ન હોવાથી, એક અથવા તો બીજા બહાને તે એ સંઘમાં ભળવાની આનાકાની કરી રહ્યું છે. પરંતુ મો. બ્રીયાંની યોજના રાષ્ટ્રસંઘના મુળમાં પ્રહાર કરનારી છે, અને રાષ્ટ્રસંઘ ઉપર બ્રીટનનું વર્ચસ્વ વધુ પડતું સ્થપાયલું છે, એટલે જો બ્રીયાંની યોજનાનો સ્વીકાર થાય તો યુરોપમાં ફ્રાન્સની સત્તા અને લાગવગ બળવત્તર થઇ બેસે અને બ્રીટનની સત્તાને તેટલે અંશે હાની થાય એ ખુલ્લી બીના છે. એને લીધે જ ઇટાલી પણ તે યોજનાનો વીરોધ કરે છે, અને જો કે જર્મની અત્યારે ઠંડે પેટે બધા મામલાને જોઇ રહ્યું છે, છતાં એ યોજનાથી વર્સેલ્સના તહનામા પ્રમાણે જર્મની પાસેથી ઝુંટવી લેવાયલા આલ્ઝાક લોરેન્સના પ્રદેશો, ફ્રાન્સના પેટમાં હમેશને સારૂ ઓહીયાં થઇ જાય તેમ હોવાથી, જર્મની બ્રીયાંની યોજનાનો અંતરમાં તો ભયંકર વીરોધ જ કરે છે. અને બ્રીયાંની યોજના તેના ભપકાભર્યા નામથી આમ જનતાને ભોળવીને યુરોપમાં પોતાનું વર્ચસ્વ કાયમ કરવા માટેના યુધ્ધના એક દાવ જેવી જ છે.

આ જાતની રાજકારણી રમતને લીધે જ અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોના શ્રીમંત વર્ગનો લોકમત, હીંદમાં ચાલી રહેલી સ્વતંત્રતા માટેની લડતની તરફેણમાં દેખાય છે, ફ્રેન્ચ શાહીવાદીઓ પણ ગાંધીજીની લડતને ટેકો આપે છે તેનું એક કારણ બ્રીટન સામેની ખટપટ અને બીજું કારણ તે પોતાનાં સંસ્થાનોમાં ચાલી રહેલી વીપ્લવની ખુલ્લી લડતની સામે, ગાંધીજીની અહીંસક લડતની ભાવનાને મુકવા માગે છે તે છે. એ જ રીતે અમેરીકાના સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓ અત્યારે ફીલ્લીપાઇનની

સ્વતંત્રતાની જે વાતો કરી રહ્યા છે, તે એટલા માટે નહીં કે, તેઓ પોતાના એ સ્વાધીન રાષ્ટ્રના વતનીઓને સરળ ભાવે સ્વતંત્ર કરવા માગે છે, પરંતુ પોતે જાણે કચડાતી પ્રજાઓના દોસ્ત છે એવું બનાવીને જાપનના તેમ જ બ્રીટનના સામ્રાજ્યવાદને ફટકો લગાવી શકાય તેની બાજી જ તેઓ ખેલી રહેલા છે.

## ભીષણ યુદ્ધની તૈયારી

અને અત્યારે જો કે ચીનમાં લશ્કરી અમલદારોના આંતરવીગ્રહ ચાલી રહેલા છે, તેમ છતાં ત્યાં પોતપોતની લાગવગ જમાવવા માટે, તે અમલદારોને હથીયાર બનાવીને, તેમની મારફત પોતપોતાની લાગવગ જમાવવા બ્રીટીશ, અમેરીકન, જપાનીઝ અને જર્મન સામ્રાજ્યવાદીઓ ચડસાચડસી કરી રહ્યા છે, તેમજ પોતપોતાના અધીકાર નીચેની કચડાતી પ્રજાની સ્વતંત્રતાની ચળવળને કચડી નાખવા આ બધા શાહીવાદીઓ સરખા જ તત્પર અને કઠોર રીતે કામ લેવાની સરખી જ ભાવનાવાળા છે. તે તો હીંદમાં ઇન્ડોચાઇનામાં, અને ચીનની યાંગ્સીની ખીણોમાં બની રહેલા બનાવો જ બતાવી રહેલા છે.

પુર્વ યુરોપ તરફ દ્રષ્ટી દોડાવીએ તો પોલેન્ડમાં રશીયા સામે યુધ્ધ પોકારવું કે નહીં તેની ખુલ્લી ચર્ચાઓ ચાલી રહેલી છે, રૂમાનીયામાં તો કેરોલના આગમન પછી રશીયા સામેના વીગ્રહમાં સેનાધીપતી કોણે બનવું તેની જ વાતો ચાલે છે, તે જ રીતે ફીન્લેન્ડમાં અને બાલ્ટીક દેશોમાં પણ એ જ ધોરણે ચર્ચાઓ થતી સાંભળવામાં આવે છે.

આ તમામ ઘટનાઓ એ પુરવાર કરે છે કે, નવા યુધ્ધના મુડીવાદી—સામ્રાજ્યવાદને પોતાના અસ્તીત્વને ટકાવી રાખવા માટે જરૂર છે, અને તેથી તેઓ જગતને ફરીથી એક ભીષણ વીગ્રહનો અનુભવ કરાવવા તત્પર બન્યા છે.

હીંદી લશ્કરના તોપખાનામાં તેમજ હવાઇ કાફલામાં હીંદી અમલદારોને દાખલ કરવામાં આવતા નથી.

...

હીંદી સરકાર પોતાની કુલ આવકના ૭ ટકા જેટલું ખર્ચ હીંદીઓના શીક્ષણખાતા પાછળ કરે છે.

...

હીંદમાં કાપડ બનાવનારી ૩૩૫ મીલો છે.

૧૯૧૩ થી ૨૮ સુધીનાં પંદર વર્ષમાં બ્રીટનના લશ્કરી ખર્ચમાં ૪૯ ટકા જેટલો વધારો થયો, ગોરાં સંસ્થાનોમાં ૩૩ ટકા જેટલો વધારો થયો, ત્યારે હીંદમાં તે વધારો ૫૦ ટકા જેટલે પહોંચ્યો!

...

હીંદી જનતા એકંદર દરીદ્રતાની પરમાવધીએ પહોંચી છે.

[સાપ્તાહિક વૃત્તાંત

# યુરોપીય દેડકાંની પાંચશેરી !

:: લેખક ::

હરિપ્રસાદ ભટ્ટ

## સંયુક્ત યુરોપનું મોં. બ્રીયાંનું સ્વપ્ન શું કદી સાચું પડશે ખરૂં ?

એક રમુજી લેખકે થોડા વખત ઉપર યુરોપખંડને એક જબરદસ્ત પ્રાણી સંગ્રહસ્થાન સાથે સરખાવ્યો હતો, અને કહ્યું હતું કે જેમ એક પ્રાણીસંગ્રહના બગીચામાં પ્રાણીઓ એક બીજા સામે ઘુરક્યા કરે અને છુટાં મુક્યાં હોય તો એક બીજાના ટોટા પકડે. તેવી જ યુરોપના જુદા જુદા રાષ્ટ્રની સ્થીતી છે. કોઇને પોતાના પડોશી સાથે શતકો જુનું વેર છે કોઇને વેપારની હરીફાઇ સાલે છે, તો બીજાને આગલી કોઇ લડાઇમાં પોતે પડોશી તરફથી ચંપો ખીલ્યો હોય તેના ચચરાટની યાદ હજુ પણ સાલે છે.

### મોં. બ્રીયાંની યોજના

આ મામલો સુધારવાને અને આખા યુરોપને જુદાં જુદાં રાજ્યોનું એક સંયુક્ત મંડળ બનાવવા માટે ૧૯૩૦ ના મેની ૧૭ મી તારીખે ફ્રાન્સના પરદેશ ખાતાના પ્રધાન મોં. એરીસ્ટાઇડ બ્રીયાએ એક યોજના તૈયાર કરી તેની નકલો યુરોપનાં જુદાં જુદાં રાજ્યો પર મોકલી આપી હતી. યુરોપનાં ૨૬ રાજ્યો પર એ યોજના મોકલવામાં આવી હતી, ને સઘળાંઓએ તેનો પ્રત્યુત્તર વાળ્યો છે તે પરથી એમ તો લાગે છે કે યુરોપનાં રાજ્યો અત્યારની વસ્તુસ્થીતીથી કંટાળ્યાં છે, જુનાં વેર ભાવને બદલે નવી નજરથી મામલો જોવા આતુર છે, પણ જે જવાબો જુદાં જુદાં રાજ્યોએ આપ્યા છે તે પરથી લાગે છે કે દરેક રાજ્ય પોતાના દ્રષ્ટીબીંદુથી જ મો.




મોં. બ્રીયાંની યોજના

બ્રીઆએ ચર્ચેલા મુદ્દાઓ પર વીચાર કરી પોતાનું મંતવ્ય રજુ કરે છે.

મો. બ્રીઆં કહે છે કે યુરોપના રાજ્યો એ રાજદ્વારી ક્ષેત્રોમાં સહકાર સાધવો, પણ તે સાથે એટલી બાકી રહેવી જોઇએ

કે દરેક રાષ્ટ્રની રાજસત્તા અખંડીત રહેવી જોઇએ. અને વળી રાજદ્વારી ઉપરાંત આર્થીક પ્રશ્નોમાં પણ રાજ્યોએ એક બીજા સાથે મળીને ચાલવું જોઇએ. પણ હોલાન્ડે જવાબ આપ્યો છે તે પ્રમાણે યુરોપનાં નૈતીક અને આર્થીક બળોને એકત્ર કરવાં હોય તો રાજ્યો પોતાની રાજસત્તા અને હકુમતને ચોકકસ હદમાં ન બાંધે ત્યાં સુધી કંઇ વળે નહી.

## દરેકનાં સ્વાર્થ જુદા !

વળી મોં. બ્રીઆંની યોજનામાં યુરોપનાં રાજ્યો વચ્ચેની જકાતની ભીંત કહાડી નાંખવાની સુચના સામે જુદાં જુદાં રાજ્યો પોતાની કંઇ કંઇ સરતો મુકે છે, તેથી આ ભલામણનો અસરકારક અમલ થઇ શકે તેમ છે નહીં. કેટલાક દેશના પોતાના એવા મુખ્ય ઉદ્યોગો છે કે જેને કોઇ પણ રીતે રક્ષણ આપવાની તેને જરૂર જ પડે છે. ફ્રાન્સ પોતાના બોર્ડો અને બરગન્ડીના દારની પોતાનાં જ આફ્રીકન સંસ્થાનોમાંથી આવતા દારની સામે રક્ષણ આપે છે. ઇંગ્લંડ અને હોલાન્ડ જેવા નીબંધ વ્યાપાર [ફ્રીટ્રેડ]વાળા દેશોની હરોળમાં જર્મની અને ઇટાલી જેવા વેપાર રક્ષીત રાજનીતીની તરફેણ કરનારા દેશો સાથે બેસી શકે નહી.

ફ્રાન્સ યુરોપનાં જુદાં જુદાં રાજ્યોને એકત્ર કરવા માટે નવું મંડળ સ્થાપવાની હીમાયત કરે છે, જ્યારે બીજાં જે રાજ્યો એ મોં. બ્રીઆંની યાદીનો જવાબ વાળ્યો છે તે શંકા ઉઠાવે છે કે પ્રજાસંઘ જ્યારે મોજુદ છે, ત્યારે એક નવી સંસ્થા ઉભી કરવાની શું જરૂર છે? વળી એમ પણ દલીલ કરવામાં આવે છે કે પ્રજાઓનું મંડળ ૧૯૨૭ નાં આર્થીક પરીષદે જે આશાઓ બાંધી હતી તેને સંતોષવાં સફળ થયું નથી તો પછી એક નવું મંડળ સ્થાપવામાં આવે તે વળી નવું શું ઘોળવાનું ?

## સંસ્થાનોનું શું ?

કેટલાકો એ પણ દલીલ કરે છે કે એકલાં યુરોપનું એક મંડળ સ્થાપવાથી બીજા ખંડોમાં અદેખાઇ અને હરીફાઇની ભાવના પ્રગટ થશે, અને વળી યુરોપનાં રજવાડાનું જોડાણ થાય ત્યારે એ રાજ્યોનાં યુરોપની બહાર એશીઆ, આફ્રીકા અને અમેરીકામાં સંસ્થાનો હોય તેનું શું કરવું? આ બધા પ્રશ્નોનો તોડ મોં. બ્રીઆં કેવી રીતે કહાડે છે એ જાણવાની જરૂર છે. પ્રજાસંઘની સપ્ટેમ્બરની બેઠકમાં આ યોજના પર ચર્ચા ચાલવાની છે જે ઘણી જાણવાજોગ અને ધ્યાન ખેંચનારી થઇ પડશે.

આ ટુંકા લેખમાં મોં. બ્રીઆંને જવાબ આપનાર છવીસે સ્ટેટની યાદીઓનું પ્રથક્રણ કરી શકાય તેમ નથી. પણ માત્ર એ યાદીઓમાં ચર્ચેલા મુખ્ય પ્રશ્નો તરફ માત્ર અંગુલી નીર્દેશ થઇ શકે તેમ છે. સઘળાઓ એ વાતનો તો સ્વીકાર કરે છે કે આ જાતની યોજના અને ચળવળ માટે અત્યારનો સમય બરાબર અનુકુળ છે. વળી તેઓ સઘળા એકમતે, એ વાતનો પણ સ્વીકાર કરે છે કે મોં. બ્રીઆંની ખાયેશ વખાણવા લાયક છે. વળી તેઓ એ વાતનો પણ સ્વીકાર કરે છે કે અત્યારની પળે આ યોજના બરાબર પ્રસંગોપાત છે. પણ એ યોજના સંબંધમાં તેમણે જે શરતો રજુ કરી અને જે મંતવ્ય રજુ કર્યું છે તેથી ઉલટું મામલો વધુ ગુંચવણ ભર્યો બન્યો છે.

## જુદા જુદા મત

કેટલાક રાજ્યો એવી દલીલ કરે છે કે પ્રજાઓનાં મંડળનો મોભો ઓછો કરવો જરા પણ ઘટવો જોઈએ નહીં. દાખલા તરીકે બ્રીટીશ સરકાર પોતાની યાદીમાં લખે છે કે "પ્રજાઓનું મંડળ જ્યાં મોજુદ છે ત્યાં દેશ પરદેશનું એક નવું મંડળ સ્થાપવાની કોઈ પણ જાતની જરૂરીઆત સીધ્ધ થતી નથી. વળી મો. બ્રીઆંની યાદીમાં જે કાર્ય કરવાની સુચનાઓ કરવામાં આવી છે તે કામ વ્યવહારૂ રીતે પ્રજાસંઘે ક્રમશઃ ક્રમશઃ ઉપાડી લીધું છે."

પણ બ્રીટન મો. બ્રીયાંની યોજનાથી પ્રજાઓનાં મંડળનું મહત્વ ઘટી જાય અને તેની કાર્ય દીશા સંકોચાઈ જાય એ ભય જે રાખે છે તે વધારે પડતો છે. કારણ કે મો. બ્રીઆંની યોજનામાં એ વાત તો સ્પષ્ટ જણાવી છે કે: "યુરોપીઅન એસોસીએશન જે સ્થાપવામાં આવે તે કદી પણ પ્રજાઓનાં મંડળનું સ્થાન નહીં લે."

મો. બ્રીયાં જે એ વાત કરે છે કે આ થોડાંક ઠરાવો કરતાં પહેલાં રાજદ્વારી ગોઠવણો થવી જોઈએ તેની સામે હોલાન્ડ વાંધો ઉઠાવે છે. અને એ દલીલ તરફ તો ખાસ વીરોધ દર્શાવે છે કે સલામતીના પ્રશ્નોનો જ્યાં સુધી નીવેડો ન થાય ત્યાં સુધી આર્થીક એકતાના પ્રશ્નો મુલતવી રાખવા

મો. બ્રીયાં યુરોપની ખીલવણી અરસપરસની સલામતીનાં વચનો અને લવાદીનાં ધોરણ પર કોઠાનોને ધોરણે કરવાની ભલામણ કરે છે. અગીઆર રાજ્યોએ આ સામે અભીપ્રાય જાહેર કર્યો છે. જર્મની તેની વીરુધ્ધ પડે છે અને તે કહે છે કે જ્યાં સુધી દરેક રાજ્યને સરખો દરજ્જો ન મળે ત્યાં સુધી આ જાતની કોઈ પણ જાતની ગોઠવણ કારગત નહીં નીવડે.

તો વળી ઈટાલી કહે છે કે પ્રજાસંઘનાં રીતે દરેક રાજ્યને જોઈતી ખાત્રી મળે છે, અને જણાવે છે કે મો. બ્રીયાં રાજદ્વારી જોડાણની વાત કરે છે પણ એ જોડાણ થતાં પહેલાં હથીયારબંધી ઘટાડવાનું પગલું પહેલાં લેવું જોઈએ.

## બે છાવણી

યુરોપનાં રાજ્યોમાં અત્યારે બે વીભાગ છે. બીજા અર્થમાં કહીએ તો એ રાજ્યો બે છાવણીમાં વહેંચાઈ ગયા છે. એક તો એ કે જેઓને ૧૯૧૪ની યુરોપની મહાભારત લડાઈ પછી લાભ થયો છે તે, અને બીજાં જેમને લાભ નથી થયો એવાં. પહેલામાં ઈંગ્લાંડ, ફ્રાન્સ, ઈટાલી અને તેનાં મળતીયાં રાજ્યો છે, અને સામા પક્ષમાં જર્મની, ઓસ્ટ્રીઆ, હંગેરી વગેરે છે. ઈટાલી જો કે યુરોપી લડાઈમાં ફ્રાન્સ અને બ્રીટનનું મળતીયું હતું છતાં પણ આફ્રીકાનાં જર્મનીનાં સંસ્થાનો જે બ્રીટને પચાવ્યાં અને એશીઆમાઈનરમાં જે ફ્રાન્સે કર્યું માર્યું એ વાત ઈટલીને ખુંચે છે, અને એ વાત તેણે છુપી પણ નથી રાખી

સ્પેન પોર્ચુગાલ મો. બ્રીયાંની યોજનાને પસંદ કરે છે, પણ તે સાથે એ શરત કરે છે કે દક્ષીણ અમેરીકાનાં તેનાં પોતાનાં જે સંસ્થાનો છે, તેને આ જોડાણથી કંઈ પણ બાધ આવવો જોઈએ નહી.

જર્મની અને ઈટાલીના જગતમાં જણાવવામાં આવે છે કે જેમાં તુર્કી, ગ્રીસ અને રશીઆ જેવા યુરોપી રાજ્યોને સાથે ભેળવી ન શકાય એવાં કોઈ પણ યુરોપી મંડળ કે જોડાણનો કંઈ પણ અર્થ નથી.

જર્મન પાકી મુત્સદીગીરીમાં બહુથી ચઢી જાય છે. તેમાં તે જાણે છે કે જ્યાં સુધી સમાન દરજ્જા અને સ્થીતીની ખાતરી ન મળે ત્યાં સુધી જર્મનીને કોઈ પણ જોડાણમાં જોડાતાં ભય લાગે છે. જર્મનીને તેના શસ્ત્રો ખુંચવી લેવામાં આવ્યાં તે વાત ખુબ ખુબ સાલે છે, અને પોતના ૧૯૧૪ ના અનુભવ પછી જગતના ખંડો એક બીજા જોડે હરીફાઈમાં ઉભા રહે એ સ્થીતી તેને પસંદ નથી.

ખરી વાત એમ છે કે બ્રીયાંની યોજના તરફ યુરોપનાં દરેક રાજ્યે ધ્યાન આપ્યું છે પણ તેમ છતાં પોતાના સ્વાર્થ અને બીજા દ્રષ્ટીબીંદુની નજરે એ આખી યોજનાનો સઘળાઓએ વીચાર કર્યો છે. તેથી એ યોજના હાલ-તુરત તો શું પણ નજદીકનાં ભવીષ્યમાં પણ અમલમાં આવી શકે તેમ લાગતું નથી. અને તેમાં પણ યુરોપના શાહીવાદી રાજ્યોના સ્વાર્થો અને સંબંધો યુરોપની બહાર આવેલાં પોતનાં સંસ્થાનો સાથે એટલી હદ સુધી સંકળાયલા છે કે એ બધાનો જલદી તોડ કહાડવાનું કામ સહેલું નથી.

આપણી પૃથ્વીની છેક નજીકનો તારો પણ પૃથ્વીથી ૨૫૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માઇલના અંતર ઉપર છે.

...

અત્યાર સુધીની મહેનત પછી ખગોળશાસ્ત્રીઓ એટલું જણાવી શકે છે કે, ગગન-મંડળમાં કુલ ૪૦,૦૦૦,૦૦૦ તારાઓ છે.

...

જુનાં ટકેટ ફેંકી નાખી દેતા નહી, વચ્ચેથી કાપીને બે ટુકડા કરી ગાજ રહેવા દેશો તો મુસાફરીમાં 'લગેજ' (સામાન)ના 'લેબલ' (નામ લખવાના સાધન) તરીકે તે સરસ કામ આવશે.

...

લીંબુ નીચોવવા પહેલાં તેને વાસણમાં ગરમ કરશો તો તેમાંથી બેવડો રસ નીકળશે.

હીંદમાં એકસોમાં ૯૪ માણસ નીરક્ષર છે.

...

દુધવાળી શીશી ધોતાં પાણી સાથે થોડાક ચોખાના દાણા અંદર નાખી હલાવશો તો શીશી એકદમ સાફ થઈ જશે.

...

"એક પ્રજાનું બીજી પ્રજા ઉપરનું શાસન એ અસ્તીત્વ ભોગવી શકે જ નહીં. હા, એક પ્રજા પોતાના લાભ માટે બીજી પ્રજાનો ઉપયોગ કરે, પૈસાની પ્રાપ્તી માટે બીજા દેશનો લાભ ઉઠાવે, અને પોતાના દેશવાસીઓના નફા માટે ગઢા ચેતરં કરવા માનવપશુઓના વાડા તરીકે તેનો ઉપયોગ કરે, તે બને એવું છે"

જહોનસ્ટુઅર્ટ મીલ

> અજ્ઞાનતામાં જ મૃત્યુના ભયનો વાસ છે.
>
> જ્ઞાનની જ્યોતી પ્રકટ થતાં જ એ ભય નાશ પામે છે.

# અમરાપુરીમાં વ્યાકુળતા

: લેખક :

પી. જે. ભટ્ટ

**સદાય** સુંદર અને સમૃદ્ધ ગણાતા સ્વર્ગની પાટનગરી અમરાપુરીમાં આથમણી દીશાએ આવેલી મૃત્યુદેવની કચેરી આગળ નીચે પ્રમાણે નીવેદન જાહેર દેવજનતાની જાણ ખાતર મુકવામાં આવ્યું હતું :

'આજે પૃથ્વી પરથી લગભગ ૪૯૫૬૭૯૭ આત્માઓ સ્વર્ગ ભણી પ્રસ્થાન કરી રહ્યાં છે. લગભગ ૨૮૬૭૯૪૭ આત્માઓ મંગળના ગૃહમાંથી આવનાર છે શનીના ગૃહમાંથી પણ ૧૪૫૪૫૯૪ આત્માઓ આવનાર છે. તેમજ ચંદ્રલોકમાં પણ કેટલાકનાં પાપો ક્ષીણ થઇ જતાં સ્વર્ગ ભણી આવી રહ્યાં છે."

આટલી વીશાળ સંખ્યા એક સામટી સ્વર્ગમાં આવે તે સામે સ્વર્ગસંરક્ષકે પ્રખર વાંધો ઉઠાવ્યો હતો. તેમણે દેવોની એક સભા બોલાવી હતી. અને તેમાં મૃત્યુદેવની પ્રવૃત્તીને નીરકુંશ થતી અટકાવવાને માટે યોજનાઓ સુચવવાનું દેવોને આમંત્રણ કર્યું હતું.

સભાનો સમય થતાં અનેક દેવોનાં જુથ સભા પ્રતી આવવા લાગ્યાં. તેઓમાંનાં કેટલાંક સામાન્ય રીતે શાંત હતાં ત્યારે કેટલાંક અતી ઉગ્ર દીસતાં હતાં. કેટલાકો પરસ્પર પુછતા કે: "મૃત્યુદેવે એવી તે કઇ મોટી પ્રવૃત્તી આદરી છે કે જેથી આટલી વીશાળ સંખ્યા સ્વર્ગ તરફ આવવા નીકળી પડી છે ?"

આખરે સભા ભરાઇ. સ્વર્ગ સંરક્ષકે પ્રમુખસ્થાન લીધું. અને અતી ટુંક સમયમાં દેવોની સભા બોલાવવાનું કારણ જણાવી, એ પ્રબળ દેવે પોકાર કર્યો:

'આજે મૃત્યુદેવ આપણને કહે છે કે, લગભગ ૪૯ લાખ આત્માઓ સ્વર્ગ ભણી આવનાર છે! પણ હું પુછું છું કે શું પૃથ્વી એટલી નીમર્ળ બની ગઇ છે કે આટલા બધાને સ્વર્ગમાં આવવાનો પરવાનો મળી શક્યો? શું પૃથ્વી એટલી પવીત્ર બની ગઇ છે કે આટલી વીશાળ સંખ્યામાં માનવીઓને સ્વર્ગ તરફ સંચરવાનું શક્ય બની શક્યું? શું પૃથ્વી એટલી પ્રભુમય બની ગઇ છે કે જેથી ૪૯ લાખ જેટલા ભદ્ર આત્માઓ એકસામટાં અહીં આવી શકે છે?"

બીજા દેવે પડકાર કર્યો :

"ઇતીહાસ જુવો તો જણાશે કે સ્વર્ગ તરફ આટલી વીશાળ સંખ્યામાં આટલા બધા આત્માઓ કદી જ આવ્યા નથી. પૃથ્વી તો પાપનું પોટલું છે. અને શું તેનું એ પાપ એકદમ ધોવાઇ ગયું છે ?",

તે પછી ૫૦૦૦ વર્ષ પુર્વે કુરૂક્ષેત્રના યુદ્ધમાં હણાયેલા એક યોદ્ધાએ વ્યાસપીઠ પર ચડી જઇને કહ્યું :

"જ્યારે કુરૂક્ષેત્રની મહાન યાદવાસ્થળી ખેલાઇ ત્યારે જ આટલી સંખ્યામાં માનવ આત્માઓ અહીં આવ્યા હતા, તેથી મ્હારૂં માનવું છે કે જગતમાં જરૂર પાછી ભયંકર અને ભીષણ યાદવાસ્થળી કુરૂક્ષેત્રના મેદાન પર ખેલાતી હોવી જોઇએ."

"તેથી આપણે માટે બીજો પણ એક લાભ રહેલો છે, તે એ કે પૃથ્વીના પ્રદેશમાં સ્વર્ગની કલ્પના જ હમેશને માટે નાશ પામશે અને આપણા અસ્તીત્વની જરાય માહીતી તેમને નહીં રહે."

અને પછી મૃત્યુના દેવ યમરાજે અતી ઉત્સાહમાં આવી જઇને પ્રેરણાભરી વાણીમાં ઉચ્ચાર્યું:

"દેવો! આનન્દો! કેમકે હવે આપણા વીશે પૃથ્વીમાં એક પણ પુસ્તક નહીં લખાય અને તેમના પુસ્તકોમાં આપણા માટે એક પણ શબ્દ તેમનાં બાળકોને નહીં જડે એટલે સ્વર્ગને વીશે પણ તેઓ કંઇ નહીં જાણે, તેથી અહીં ખાસ ગરદી થવાનો ભય સદાને માટે ટળી જશે. હું ફરીથી કહું છું કે હે દેવો! આનન્દો! કારણ કે આજે હમારા સમક્ષ હું એક અતી ગુપ્ત વાત જાહેર કરવા તત્પર થયો છું. અત્યાર સુધી ઘણી જ સાવધાનીથી સાચવી રાખેલો એ ભેદ આજે હમારા સમક્ષ હું ખુલ્લો કરું છું. તે વાત એ છે કે, ઓ દેવગણ! આજે હમારો પણ મૃત્યુ દીન છે. હમો બીજું કંઇજ નહીં પણ મનુષ્યની કલ્પનાનાં માળખાં છો, તેથી એ કલ્પનાના નાશમાં જ હમારો યે નાશ સમાયેલો છે—એટલે આજે હમારી યે મૃત્યુતીથી જ છે. હા હું તો યમરાજ રહ્યો, મ્હારું નામ મૃત્યુ-દેવ છે, મ્હારું કામ સંહાર છે. એટલે આજે હમારા નાશની ખબર આપતાં મ્હારું હૃદય તો આલ્હાદપૂર્વક નાચી ઉઠે છે! આનંદોત્સવ કરો, ઓ દેવો! કેમકે હમારો અંતકાળ નજીક છે. હમારા નાશનો અગ્નિ ભભૂકી ઉઠયો છે. કારણ પૃથ્વીપટ પરથી તમારામાં શ્રદ્ધા રાખનારી છેલ્લામાં છેલ્લી વ્યક્તિએ હમેશને માટે ત્યાંથી રજા લીધી છે. ઓ કલ્પનાનાં માળખાં! હમોને જે સત્તાવાન વર્ગે પોતાના લાભ માટે કલ્પનથી ઉપજાવ્યા હતા, એ જ કલ્પનાથી સુંદર દીસતું આ સ્વર્ગ પણ પુસ્તકોની કથા જ માત્ર હતું. પુરાણોનું ગપાડું જ હતું.

"ઓ દેવગણ! હમોને ખબર નહીં હોય પણ હમો અત્યાર સુધી માત્ર માનવીની કલ્પનાસૃષ્ટિમાં જ રમ્યા છો અને તેમાં જ જીવ્યા છો. પૃથ્વી પરની નિરક્ષરતાએ એ કલ્પના સાચવવામાં અણમુલી સહાય કરી હતી અને નિર્ધનતાએ એ, નિરક્ષર માનવ સમુદાયને તમારે નામે નસીબના ચક્કરમાં નાખી દીધા હતા. ત્યારે હમારો યે ઉપયોગ હતો. બીજા કશા માટે નહીં પણ અજ્ઞાન અને નિર્ધન જનતામાં તમારે નામે શ્રદ્ધા ઉત્પન્ન કરી તેમને એ શ્રદ્ધાના સાધનથી સદાય ડરતા રાખવામાં અને જીવનભર ગમે તેવાં કષ્ટ વેઠવા છતાં મરતી વખતે, તમે અહિંથી એમને માટે વિમાન મોકલવાના છો, એવી ભવ્ય ભાવના કેળવવામાં તમારો ઉપયોગ કરવામાં આવતો હતો. એ માટે એવી વ્યવસ્થિત યોજના રચવામાં આવી હતી કે, સ્વર્ગમાં આવવા માટે વિમાન મળે તે માટે અનેક શિક્ષિત શ્રદ્ધાળુઓ પણ તેમાં ફસી પડતા. અને એ આશામાં ને આશામાં ગમે તે દશામાં તેઓ સંતોષી જીવન ગાળતા હતા! કોઇ એ કલ્પનાના પ્રભુના નામનું સ્મરણ આખો દીવસ કર્યાં કરતા, તો અનેક ભોળાઓ રાત્રીના ઉજાગરા યે કરતા. સ્વર્ગના આ કલ્પીત સ્થાનનો મોહ તેમનામાં એટલો બધો ઉત્પન્ન કરવામાં આવ્યો હતો કે, અનેક મનુષ્યો મૃત્યુ પછી સ્વર્ગમાં આવવા માટે જીવનભર કષ્ટમાં સબડયાં કરવાનું સ્વેચ્છાએ સ્વીકારી લેતા. અને જગતમાં ગરીબોને કાયમ રાખી તેમની સેવા કરવાથી પ્રભુ સેવા થાય છે, એવા ઉપદેશ તેમને ધર્મગુરૂઓ આપતા! ખરેખર સ્વર્ગ એ નામ જ એ કચડાયલી જનતાનું એકલું આશ્વાસન હતું. પણ જાગૃત બનેલી જનતાએ હવે એ આશ્વાસન ઉપર દુઃખમય જીવન ગાળવાની ના પાડી, અને તેથી કલ્પનાનું આખુંયે ચોકઠું આજે તુટી પડે છે. એટલે આજે તમારા માટેની આ કલ્પના સૃષ્ટીનો—તમારો પણ મૃત્યુ દીન જ છે."



ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

## પ્રકરણ ૧૧ મું.

## આખરે પકડયો

સભામાં જ્યારે ખુબ ગડબડ મચી રહી ત્યારે રાઘવે ઉંચા હાથ કરી સૌને શાંતી જાળવવા હાકલ કરી.

"બીરાદરો, મારી તો એમ ઇચ્છા છે કે આ તુમાખી મેનેજરને જો જવાબ જ આપવો હોય તો આપણે હડતાલ પાડવી. રૂપીઓ વસુલ કરવાની જીદ જ્યાં સુધી મેનેજર મુકે નહીં ત્યાં સુધી આપણામાથી એક પણ બીગર કામ પર ન ચડે"

આવું ઉગ્ર સુચન થતાંની સાથે જ અત્યાર સુધી ધુંધવાઇ રહેલો અસંતોષનો અગ્ની અચાનક ભભુકી ઉઠયો, હજારો કામદારોએ રાઘવની આ સુચનાને હર્ષનાદથી વધાવી લીધી કેટલાક તો બહુ જ આવેશમાં આવી જઇ રાઘવની પીઠ થાબડવા માંડયા હતા પણ કેટલાક એવાય હતા જે એકાદ રૂપીઅને ખાતર હડતાલ પાડવા સુધીની હદ પર જવા માટે નારાજ હતા.

એક અવાજ આવ્યો,

"પણ આપણને બરતરફ કરે તો?"

"તો પછી કામ કોણ કરશે મેનેજરનો કાકો?"

"અરે ભાઇ એજ દુઃખ છે ને એને ભાડુતી દ્રોહીઓ મળતાં કયાં વાર લાગે છે?"

"મચ્છરને ખાતર આટલા બધા રૂપીઆ દર વરસે દઇ દેવા એમ?"

"દેવાની મરજી નહીં હોય તો લઇ લેવાની વાત છે,"

રાઘવ આ બધી ચર્ચા અને સવાલ જવાબથી કંટાળી જઇ એક બાજુ ખસી ગયો, આખી સભામાં એટલી ઉશ્કેરણી વ્યાપી હતી કે રાઘવ એક બાજુ ચાલ્યો ગયો તોય તે એની કોઇએ પરવા કરી નહીં, સૌ પોતપોતાને ફાવે એમ બડબડાટ કરતા હતા.

કેશવકાકા રાઘવને જતો જોઇ એની પાસે આવ્યા.

"આ લોકો હડતાળ ઉપર જવાનો નીર્ણય કરે એવાં નીશાન દેખાતા નથી એક પાઇને માટે મરી પડે એવા કેટલાક તો અતી લોભી

છે. ઉપરાંત આ બધા બાયલા છે બાયલા!' રાઘવ! બહુ થાય તો બસો ત્રણસો કામદારો હડતાળ માટે તૈયાર થશે બાકીનાને તો પેટની એટલી પડી છે કે તારી હડતાળનું કોઇ નહીં સાંભળે! આ બધા ઉપર આધાર રાખી ન શકાય.".

રાઘવ એક બાજુ શાંત ઉભો રહ્યો. સામે મહેનતુ માનવોનો વિશાળ સમુદાય ક્ષુભીત સમુદ્રની પેઠે ઉછાળા મારી રહ્યો હતો અને બીજી બાજુ એના અંતઃકરણમાં આશંકાઓનું વાતાવરણ ખડું થયું હતું. જેમ બુદ્બુદવાયું ઝાપટું આવે અને વરસાદના ફોરાં વેરાય જાય એમ એના આટઆટલા શબ્દો સાવ નીરર્થક ગયા એમ એને લાગ્યું. એનાં ભાષણનાં તો સૌ કોઇ વખાણ કરતું હતું પણ હડતાળ ફળીભુત થાય કે કેમ એ વીશે ઘણાને શંકા લાગ્યા કરતી હતી. કેટલાક એમ પણ કહેતા હતા કે હડતાળ પડે તો સારું પણ લોકોને પોતાનો સ્વાર્થ સમજવાની પણ ક્યાં અક્કલ છે? ઘણા લોકો પોતે નીબંળ છે એમ જ માનતા હતા.

આ બધું જોઇ રાઘવને ભારે નીરાશા ઉપજી, એનું માથું દુખવા આવ્યું. અને એને બધું વેરાન વેરાન લાગવા માંડયું. જ્યારે જ્યારે એ એના સીદ્ધાંતોની અનીવાર્યતા વીશે વાતો કરતો ત્યારે ત્યારે એના અંતરમાં આનંદના ફુવારા વછુટતા પણ જ્યારે એ જ સત્યો અને સીદ્ધાંતો એણે પોતાના બીરાદરોને ઉઘાડી રીતે કહી સંભળાવ્યા ત્યારે શું પરીણામ આવ્યું? શું આવી સાવ સીધી વાત પણ શ્રમજીવીઓ સમજી શકતા નથી? એમના હીતની ચાખી, સ્પષ્ટ રૂપરેખા દોરવા છતાંય, એ અનીવાર્ય સત્ય તરફ એમને શું જવાય ફ્રી ઉત્પન્ન થતી નથી? રાઘવના વીચાર મંથનનું પરીણામ એ આવ્યું કે એને પોતાની જાત માટે કંટાળો આવી ગયો. એને એમ લાગ્યું કે અવીચળ સીદ્ધાંતમાં એને આટલી બધી શ્રદ્ધા છે એને રજુ કરવાની ભાષા હજુ એ કેળવી શક્યો નથી. સીધ્ધાંતને સરળ બનાવે એવો ભાષાનો શણગાર હજુ એને સજાવતાં આવડતો નથી, બસ એટલે જ શ્રમજીવીઓ આવા ઉમદા સત્યને સમજી શકતા નથી—

આખરે વીચારોના ભારથી રાઘવ એટલો વીહ્વલ બની ગયો કે કોઇને કંઇ પણ કહ્યા વીના ઘેર ચાલ્યો ગયો.

કેશવકાકાએ રાઘવની ઉદાસીનતાનું બરોબર માપ કાઢી લીધું હતું. રાઘવની સાથે સાથે એ પણ એને ઘેર આવ્યા.

'રાઘવ! તું બોલે છે બહુ જ સુંદર પણ મજુરોના હૃદયમાં આરપાર ઉતરે એવી રીતથી કહેવાની તને ટેવ નથી એના હૃદયને હલાવી નાખે એવું કંઇક કહેવું જોઇએ."

રળીયાત આ બધું ચુપચાપ સાંભળી રહી હતી એણે ઉમેર્યું.

"હવે બુઢ્ઢાઓએ તો ગુજરી જવું જોઇએ, કેવી ચેતનવંતી પ્રજા હવે ઉભી થઇ રહી છે? આપણે ઉલટું એમના માર્ગમાં વીઘ્ન નાખનારાં છીએ."

"જરૂર! આપણે અત્યાર સુધી જીંદગીમાં શું ઉકાળ્યું છે? આપણે ધુંટણીએ પડવાની ટેવ પાડી છે, આશા ઉદ્દવવાની દીનતા કેળવી છે—બાયલાપણું એજ આપણી જીંદગી—પણ આજની આ જુવાન પ્રજા જોઇ! રળીયાત ડોશી! કાં તો આ બધા નવું અજવાળું મેળવી શક્યા છે અથવા તો આપણાં કરતાંય કોઇ વધારે ગંભીર ભુલ કરી રહ્યા છે. જોયું કેટલાક જુવાનો મેનેજર સાથે કેવી હીંમતભેર વાતો કરતા

હતા! સત્યને ખાતર જાતને હોમવાની તમન્ના આ યુવાન વર્ગે જરૂર કેળવી છે. આપણામાં એટલી ઉર્મીઓ જ આવવી મુશ્કેલ!" કેશવ કાકાએ મોટું પ્રવચન કર્યું.

"આપણે માણસ જ ક્યાં છીએ? તમને નથી લાગતું કે હવે આપણે નવી પ્રજા માટે જગ્યા ખાલી કરી આપવી જોઇએ." એક નવીન અવાજ આવ્યો: "આપણે કેવી જીંદગી પસાર કરી છે એ તમે જાણો છો? આપણે પેટે ચાલ્યા છીએ, ઘુંટણીએ પડી પડીને ઉજળીયાત વર્ગોના ચરણ ચાટયાં છે."

આ બધો ઉકળાટ ચાલ્યા જ કરતો હતો પણ રાઘવ એક બાજુ વિચારગ્રસ્ત બનીને બેસી ગયો હતો. જેટલો ગુસ્સો શબ્દોથી કાઢી શકાય એટલો બધો ય ઠાલવી દઈને તીખ્ખા મગજના મજુરો એક પછી એક રાઘવને છોડી ચાલ્યા ગયા. જેમ જેમ એને એકાંત મળતી ગઇ એમ એમ એની અસ્વસ્થતા વધતી ચાલી. આખો દીવસ એ એટલો બધો વ્યાકુળ બની ગયો હતો કે જાણે એ બીમારીની કમતાકાત ન અનુભવતો હોય એમ એના ચ્હેરા ઉપરથી દેખાઇ આવતું હતું. એણે કેમ જાણે કંઇક ગુમાવ્યું હોય એમ એ ખોયેલી ચીજની શોધ માટે આતુર વૃત્તી ધરાવતો હતો અને હજુ પણ એને કાંઇક લુંટી જવાતું હોય એવી ભીતી એને મુંઝવતી હતી.

ગત પડી—રળીયાત ડોશી સુઇ ગયાં હતાં અને રાઘવ પથારીમાં પડયો પડયો ચોપડી વાંચતો હતો એટલામાં પોલીસ દોસ્તો આવી પહોચ્યા જાણે કે આ ઘર રાઘવનુંજ હોય એમ એને પુછવાની તકલીફ ઉઠાવ્યા વીના ચોમેર શોધખોળ કરવાનો એમનો જુની પુરાણો ધંધો પોલીસે આદરી દીધો. પહેલી વખતની પેઠે જ આ વખતે પણ અમલદારે જાતેજ તપાસ ચલાવી. એની વર્તણુક, રીતી અને પદ્ધતી બધી એટલી જ ઉદ્ધત, એટલી જ આક્રમણકારક અને એટલી જ ઉગ્ર હતી. અપશબ્દોથી જે આડું ઉતરે એને વધાવવાની અમલદારી આદત વીશે તો પુછવું જ શું? આમ રાઘવના ઘરની ઝડતી બહુ જ કાળજીપુર્વક ચાલી રહી, રળીયાત સફાળી જાગી ઉઠી અને એક ખુણામાં ઉભી રહી. એણે રાઘવના મ્હોં ઉપરથી પોતાની નજર બીજા એક પણ પદાર્થ ઉપર ન ફેરવી. રાઘવના મનમાં અનેક મંથનો ચાલતાં હતાં પણ એની અસર એણે ખુબ કાબેલીયતથી એના ચ્હેરા ઉપર આવવાજ નહોતી દીધી. પણ જ્યારે જ્યારે પોલીસ અમલદાર ખડખડાટ હસતો અથવા ઠઠ્ઠા મશ્કરી કરતો, ત્યારે રાઘવ ક્રોધની બધી આગ એની આગળીઓ મરડીને વ્યક્ત કર્યા કરતો. ઉત્તર આપી ન શકાય અને ઉદ્ધત મશ્કરી સહન જ કરવી પડે એટલે જે માનસીક કષ્ટ અનુભવવું પડે એને દબાવી દેવામાં ખુબ આત્મબળ જોઇએ છે. રાઘવ બધું ય સમજતો હતો એટલે એણે અમલદારોની ઉદ્ધતાઇ વીશે દરકાર કર્યા વીના શાંતીથી માત્ર જોયાં જ કર્યું. રળીયાતને આ બીજો અનુભવ હોવાથી પહેલાંના જેટલી ભીતી એના હૃદયમાં સંચાર કરી શકી નહોતી. ઉલટું એને આ કાળા પોષાકવાળા પોલીસો ઉપર ભારે તીરસ્કાર વછુટયો હતો,

રાઘવે કહ્યું,

"બા! કદાચ મને આજે પકડી જશે!"

રળીયાતે મક્કમ જવાબ આપ્યો,

"હું એ વાત સમજી ગઇ છું."

એણે શ્રમજીવીઓની સભામાં જે ભાષણ કર્યું હતું એ સાંભળીને રળીયાત સમજી જ ગઇહતી કે એને પકડવામાં બહુ ઢીલ થશે નહીં.

પણ ગ્ગીયાત સાથે સાથે એ આશા પણ સેવતી હતી કે મજુરો બધા રાઘવના કહેવા સાથે સમન થતા હતા અને તેઓથી એના ભાષણને વધાવી લેતા હતા એટલે કદાચ રાઘવને બહુ વખત જેલમા નહી રહેવુ પડે ગ્ગીયાતને એમ તો ઇચ્છા થઇ કે એ રાઘવને છાતી સરસો દાબી એના હૃદયનો ભરેલો આસુઓ દ્વારા ખાલી કરી નાખે, પણ પોલીસ અમલદાર ગ્ગીયાત અને રાઘવની બરોબર વચ્ચે ઉભો હતો અને ડોશી સામે એ બરોબર ચકોર નજરે જોયા કરતો હતો કદાચ એ ગ્ગીયાતની આખમાથી આસુએ ચાટે એની રાહ જોતો હશે અથવા કદાચ અમલદાર સાહેબ એમ માનતા હશે કે ગ્ગીયાત એને પગે પડી પ્રણિપાતો કરશે વીનવણી કરશે, રાઘવને પકડી નહી જવા પાનત્ર પાથરશે

પણ સઘળુ વ્યર્થ—કલ્પનામા ન આવે એવો મક્કમ નીશ્ચય કરી એના એક પુત્રની માતએ ઓછામા ઓછુ, બોલવાની અને બીનજરૂરી રડવાની મન સાથે ગાઠ બાધી દીધી આખરે પોલીસે રાઘવને વોરટ બતાવી આગળ ચાલવા હુકમ કર્યો. ગ્ગીયાતે દૃઢતા રાઘવનો હાથ હાથમા લઇ સામે જ જોયા કર્યુ

'તારે બીજુ કઇ સાથે લઇ જવુ છે?"

'એની તુ હવે ચીતા ન કરજે"

'ઇશ્વર તારુ રક્ષણ કરશે"

રાઘવને જ્યારે પોલીસ ઉપાડી ગઇ ત્યારે તો ગ્ગીયાતે ખુબ ધીરજ રાખી હતી, પણ સુના ઘરમા જેવી એ એકલી પડી કે તુરત જ એની આખમા આસુ ભરાઇ આવ્યા. દીવાલને ટેકો દઇને એ મ્નાઓ સુધી બેસી રહી માથુ નીચુ નમાવી વીચારમા ને વીચારમા એણે ગનીના પ્રહરો પસાર કર્યા. પોતાની અશક્તિ અને નિરાધારીપણુ એને પુરેપુરુ ભાન હતુ અને એથી એની આપત્તીમા એ આત્મભાન વધારે અસહ્યતા ઉમેરાતી હતી એના હૃદયના શલ્યને આસુઓ દ્વારા હલવતી, પતિ અને પુત્રથી એકલવાઇ પડેલી ગ્ગીયાતે આખી રાત રોયા જ કર્યુ ક્રોધ અને કડવાશ એના અંતઃકરણની આસપાસ છવાઇ ગયા હતા સત્ય કહેવા જતા એના એકનાએક પુત્રને ઝડપાઇ જતો જોઇ કઇ માતાનુ હૃદય પુણ્યપ્રકોપની જ્વાલાઓથી ભભુકી ન ઉઠે?

એ રાત્રીએ ખુબ ઠંડી પડી હતી અને થોડો થોડો વરસાદ પણ ટપક્યા કરતો હતો ધીમે ધીમે દીવાલને લપાઇ લપાઇ કોઇ બારણા ભણી આવતુ હોય એમ ગ્ગીયાતને લાગ્યુ, પહેલા તો એમ જ કલ્પના કરી કે ફરી પાછી પોલીસ કાઇક તપાસ માટે આવી હશે એને એમ થયુ કે, મને પણ જેલમા લઇ જાય એટલે પત્યુ પણ કોઇ આવ્યુ નહી સવાર પણ પડી ગયુ અને નીયમ મુજબ મીલનુ ભુગળુ વાગ્યુ પણ આજે કેમ જાણે એનો તીણો કાન ફાડી નાખે એવો અવાજ હળવો લાગતો હતો? સવારના પ્રકાશની સાથે જ કેશવમામાએ પ્રવેશ કર્યો

"રાઘવને તો લઇ ગયા ખરુ ને?'

"કુત્તાઓ જરૂર લઇ ગયા" ગ્ગીયાતે ઉત્તર આપ્યો

"મારી પણ એણે જડતી લીધી હતી અને ઝીણેઝીણુ તપાસી જોયુ હતુ મને ગાળો દેવામાય કરી મણા રાખી નહોતી પણ એ ઉપરાત એ પોલીસ આઉમીઓએ કશુ મને નુકશાન પહોચાડયુ નથી એને જરે કહેવાય છે કે પોલીસને કઇક નીતાની કરી હતી"

"ગમે તેમ હો પોલીસ અને મેનેજર બધા એમના એક જ છે મેનેજર પૈસા લુટે છે, ત્યારે પોલીસ ગોળીઓ છોડે છે"

'તમારે બધાયે રાઘવની પડખે ઉભું રહેવું જોઇએ. એ જેલમાં તમારી ખાતર જ ગયા છે એ સૌએ સમજવું જોઇએ." રળીયાતે એકદમ આવેશમાં આવી કેશવ કાકાના ભાષણને વચ્ચેથી જ અટકાવી દીધું.

"કોણ એની પડખે ઉભું રહે ?" કેશવ કાકાએ સામો પ્રશ્ન કર્યો.

"તમે બધા ય."

"તમે ભુલો છો રળીયાત ડોશી ? તમારી આશા વધુ પડતી છે. અમે કોઇ એક તણખલું ય તોડવાના નથી. હજારો વર્ષથી અમારા માલીકોએ એમનું બળ અને પ્રતીષ્ઠા જમાવેલાં છે. એમણે અમારા અંતઃકરણમાં ખુબ ખીલા ખોડી દીધા છે. અમે એથી જ એકત્ર થઇ શકતા નથી. પહેલાં એ આપસ આપસમાં અંટસ પડાવતી લોખંડી શૃંખલાઓમાંથી જાતે તો મુક્ત થઇએ. પછી બીજાને મદદ કરવાની વાત કરીએ."

આટલું બોલીને કેશવકાકા તો પલાયન કરી ગયા, પણ રળીયાતના હૃદયમાં શુળ ભોંકતા ગયા. તેમાં ય એ વચનોમાં વ્યાપક નીરાશાએ તો રળીયાતના હૃદયમાં ભારે આઘાત પહોંચાડયો. કંઇપણ ધ્યેય વીનાની અર્થહીન ઝંખનામાં અને વીચારવમળમાં એમ કરતાં કરતાં આખો દીવસ વીતી ગયો. રળીયાતે ચુલો ય ન સળગાવ્યો. જાતે કશું ખાધું પણ નહીં. ચા સુદ્ધાં લેવાની એની વૃત્તી થઇ નહીં. છેક રાત્રે ટંડો રોટલાનો ટુકડો ખાઇ પાણી પી લીધું. રળીયાતને લાગ્યું કે આજના જેવી એની નીરાધારીતા દીનતા, અને એકલવાયાપણું, કદી અનુભવ્યું નહોતું. છેલ્લા એકાદ વરસ થયાં આવા કોઇ અકસ્માત માટે એ આશા રાખતી જ હતી. કેટલાય જુવાન માણસો આવતા જતા એ ઉપરથી રાઘવની મનોદશા અને વાતાવરણથી એ તદ્દન અજ્ઞાત નહોતી અને રળીયાતના જીવનમાં કંઇક ઉન્નત, ભાવના રેડવામાં પણ રાઘવની આ નવી પ્રવૃત્તી જવાબદાર હતી એ વાતથી પણ રળીયાત અજ્ઞાત નહોતી. એ પ્રેરણાનું અને વ્હાલ કરવાનું એનું એકનું એક સ્થાન પણ એના જીવનમાંથી ઝુંટવી લેવામાં આવ્યું. એટલે એનું તો સર્વસ્વ ગયું. આખા દીવસમાં કેશવકાકા શીવાય કોઇ બીજું ફરકયું ય નહોતું.

બારીની બહાર પવન સુસવાટા કરતો હતો અને વરસાદ ઝમઝુટ પડતો હતો. અને ધરતાં નેવામાંથી જોરશોર પડતી પાણીની ધારાઓએ વધારે વીષાદમય વાતાવરણ ખડું કર્યું હતું. પણ અચાનક બારણાપર અવાજ આવ્યો. ઝટ લઇને રળીયાત ઉભી થઇ અને જેવું બારણું ઉઘાડયું કે તુરત જ રાઘવનું જુનું મીત્ર મંડળ દાખલ થયું.

શહેરના વાતાવરણમાં ઉછરેલા રાઘવના જુના દોસ્તો પણ આજે આવી પહોંચ્યા હતા. રાત્રીના અંધારાની સાથે બાથ ભીડતા અને ઝમઝુટ વરસાદમાં માર્ગ કાપતા આ મજુર બીરાદરોએ લાંબો પંથ કરીને પણ આવવાની હીંમત કરી હતી. રાઘવ પકડાયાનાં ખબર મળતાની સાથે શહેરમાંથી સૂત્ર સંચાલન કરતા મજુર ચળવળના આગેવાનો ચમકી ઉઠયા હતા અને ભવીષ્યમાં ગામડાઓની ચળવળ ભાંગી ન પડે એટલા માટે તાત્કાલીક બંદોબસ્ત કરવા આ નાનકડું મંડળ મધરાતે ચુપચુપ રાઘવને ઘેર આવી પહોંચ્યું હતું. રળીયાત ડોશી પહેલાં તો જરા ખંચાઇ ગયાં પણ પાછળથી એ મંડળમાં મોખરે ઉભેલા એક મજુરને એણે ઓળખી કાઢયો. થોડા દીવસ પહેલાં જ રળીયાત શહેરમાં રાઘવનો સંદેશો લઇને ગઇ હતી

એણે તુરત જ એ પડછંદ શરીરવાળા જેરૂભાને ઓળખી કાઢયો.

"તું છો, જેરાવર! આવો, સૌ ઘરમાં આવો." રળીયાતને આમ અચાનક એક સરખા વીચાર ધરાવનારા રાઘવના સહકર્મ-ચારીઓ મળવાથી ઘણો જ આનંદ અને આશ્વાસન મળ્યાં.

"કેમ માજી, ગભરાઈ તો ગયાં નથી ને?"

"ના રે જેરૂભા!"

જેરાવર એક ભારે પ્રચંડ કાયાવાળો મજુર મુકાદમ હતો. એનું મોટું માથું જોઈને જ કોઈ ભડકી ઉઠે. લાંબા વાળ, ભરાવદાર મુછો અને રાજપુતશાહી સાફો જોઈ કોઈકને નાનકડા બાપુનો ખ્યાલ આવતો. પણ એના હૃદયમાં અનેક જ્વાલાઓ સળગતી હતી. શહેરની મીલમાં એને સારી જગ્યા પર મુકવામાં આવ્યો હતો છતાં એનાથી ચોમેર ચાલતી વ્યવસ્થીત શોષણ-નીતી જોઈ શકાતી નહોતી. કારણ કે એણે જાતે મજુરોની સ્થીતી અનુભવી હતી. એના દીલમાં ભરેલી આગના તણખાને વ્યવસ્થીતરૂપ અપાવનાર દોરતો નહીં મળ્યા હતે તો જેરાવર કંઈક જુદું જ પરાક્રમ કરત એમ એનો ચહેરો જોઈને જ કોઈ પણ કહી આપે.

"અમે કામસર અહીં આવ્યા છીએ" દેવજી નામના એક બીજા મજુરે કહ્યું.

"હું તમને ખબર આપવા આવ્યો છું કે રામુ જેલમાંથી છુટયો છે અને તમને ખાસ કહેવરાવ્યું કે રાઘવની ધરપકડથી તમે જરાય ગભરાશો નહીં. જેલ એ તો માણસને માટે જીંદગીનો પ્રવાસ કરતાં કરતાં માર્ગમાં આવતું સત્તાવાળાઓએ સ્થાપેલું વીશ્રામસ્થાન છે. માજી, પણ તમે કહી શકશો કે રાઘવ ઉપરાંત આ ગામમાં કોઈ કેટલાની ધરપકડ થઈ છે?" જેરાવરે મુખ્ય પ્રશ્ન પર આવતાં કહ્યું.

"શું બીજાઓને પણ પકડવામાં આવ્યા છે? મને એની ખબર નથી." રળીયાતે ઉત્તર આપ્યો.

"રાઘવનો નંબર તો ઓગણપચાસમો હતો અને હજુ પણ બીજા દસબાર જણને પક-ડવાના બાકી છે."

"ત્યારે તો રાઘવ એકલો નથી?" રળી-યાતે આતુરતાથી પ્રશ્ન પુછી આશ્વાસન લીધું. "ઠીક ત્યારે તો આટલા બધાને શું વધારે વખત જેલમાં પુરી-રાખશે?"

"એ ગમે તેમ થય માજી, આપણે પાછળ શું કરવું એનો જ વીચાર કરીએ." જેરાવરે વાત ઝટ પતાવવા ટુંકમાં જ કહી દીધું.

"આપણે જો હવે કંઈ પણ કામ શરૂ નહીં રાખીએ તો સત્તાધીશો એનો પુરો લાભ લેશે. મજુરોમાં ચોપાનીયાંઓ ફેલાવ-વાનો આપણો કાર્યક્રમ ગમે તે ભોગે પણ ચાલુ રાખવો જોઈએ." એક બીરાદરે સુચના કરી.

"અને એમ ન કરીએ તો રાઘવને વધારે સખ્ત સજા પણ કરવામાં આવે." જેરાવરે કહ્યું.

"એમ કેમ બને?" રળીયાત આકળી થઈને બોલી ઉઠી.

"જુઓ માજી, પોલીસ પણ દલીલ કર-વામાં બહુ કાબેલ હોય છે. એ લોકો એમ માને કે રાઘવ બહાર હતો એટલે આ બધી પ્રવૃત્તીઓ ચાલતી હતી. એટલે આખી ચળ-વળનું મુળ કારણ રાઘવને જ માની એને સખત સજા કરે તો એમાં નવાઈ પામવા જેવું શું છે? જેલ એટલે શું એ તમે જાણો છો? માણસને હેવાન બનાવવાનું અને એની માણસાઈનું છેલ્લામાં છેલ્લું તત્વ નીચોવી નાખવાનું એ જમ્બર કારખાનું છે. એમાંથી બહાર નીકળ્યા પછી માણસનું તમામ તેજ હરાઈ જાય છે અને બાકી જે પુતળું રહે છે એ તો ભુતકાળની માત્ર કરૂણ યાદગીરી!"

"એમ છે! ઓ પ્રભુ! દયા કર! દયા કર!" રળીયાતે ઉંચી આંખો કરી ઇશ્વરને પ ઉંઘમાંથી જગાડયો.

"અહીં તો પોલીસે એક પણ જાણીતા કાર્યકર્તા બાકી રહેવા દીધો નથી. એટલે આપણી ખાસ ફરજ થઇ પડે છે કે આપણા તુટયાં ફુટયાં સાધનો વડે પણ આપણું કામ શરૂ રહેવું જોઇએ." દેવજીએ સુચના કરી.

"પણ અહીં એ કાર્ય ઉપાડી લેનાર કોણ છે?" જોરાવરે પુછયું. "ચોપાનીયાં અને સાહીત્ય તો આપણે પુરૂં પાડીએ પણ મજુરોમાં પહોંચાડે કોણ?"

"મીલમાં જનાર દરેકનાં ખીસ્સા ય હવે તો તપાસે છે," એક મજુરે વચ્ચે જ કહી દીધું.

રળીયાતને એમ લાગ્યું કે એણે જાતે કંઇક કરવું જોઇએ, રાઘવ જેલમાં જાય અને ચળવળ ભાંગી પડે એ કેમ બને? એણે જોરાવરનો હાથ પકડીને કહ્યું.

"જોરૂભા! તું મને કંઇક માર્ગ બતાવ. તું જે કહે તે કરવા તૈયાર છું, પણ મારાથી થઇ શું શકે?"

"મીલમાં ફેરી કરતી પેલી ઉજળી ડોશીને તમે ઓળખો છો? એની રેંકડીમાં થોડું સાહીત્ય ઘુસાડીએ તો કેમ? એને થોડા પૈસા આપીએ." જોરાવરે પુછયું

રળીયાત એકદમ વચ્ચે બોલી ઉઠી. "એ વાત કરશો નહીં. ઉજળી ડોશી જાતે જ છીવતું ચોપાનીયું છે એ જ્યાં ત્યાં વાગ્યા જ કરશે."

થોડી વાર શાંતી ફેલાઇ. સૌ કોઇ ભાવી કાર્યક્રમ માટે માર્ગ મોકળો કરવામાં મુંઝાઇ ગયા હતા. અચાનક રળીયાત ડોશીના મનમાં વીજળીના ચમકારાની પેઠે એક વીચાર આવ્યો.

"એ બધાં ચોપાનીયાં મને સોંપો. હું એનો માર્ગ કરીશ. રાઘવ જેલમાં ગયો એટલે મારે કંઇક નીર્વાહનું સાધન તો ઉભું કરવું જ પડશે ને? હું ઉજળી ડોશીની સાથે મીલમાં ફેરી કરવા જઇશ. નાનકડી રેંકડી રાખી મસાલેદાર ચીજો વેચીશ અને સાથે તમારો મસાલો પણ વેરતી દઇશ!"

"આબાદ!" સૌ કોઇ એક સાથે બોલી ઉઠયા... "માજી! તમે તો કમાલ કરી."

રળીયાત ઉત્તરમાં માત્ર મીઠું હસી. એને એમ જ લાગ્યું કે જો મીલમાં ચોપાનીયાં વહેંચવાનું ચાલુ રહે તો એકલા રાઘવ ઉપર પોલીસનો રોષ ન ઉતરે. એકના એક પુત્ર ઉપરનો પ્યાર આધેડ વયની રળીયાતને પણ આવું જોખમ ખેડવા માટે પુરતું પ્રોત્સાહન હતું. એણે નીશ્ચય કરી લીધો કે રાઘવને સંતોષ થાય એટલા ખાતર પણ એણે એનું અધુરૂં મુકેલું કામ સંભાળવું જોઇએ. આમ મીશ્રીત લાગણીઓ અનુભવતી રળીયાત પોતાના કાર્યક્રમ પરત્વે અત્યારથી વીજયનો નશો માણવા લાગી એણે આવેશમાં આવી જઇ જોરાવરને કહ્યું.

"જોરૂ! રામપ્રસાદને કહેજો કે રળીયાતે કામ માથે ઉપાડયું છે. તમે સૌ. નીશ્ચીંત રહેજો. હું તમારા બધા જેટલી શ્રદ્ધાથી જ રાઘવનું અધુરૂં મુકેલું કામ ઉપાડી લઇશ."

નાનકડો ઓરડો વૃદ્ધ માતાના ઉત્સાહ અને પ્રેરણાને સંઘરી રાખવા નાનો પડતો હતો. આખું વાતાવરણ કોઇ ભવ્ય ગંભીરતાભર્યું લાગતું હતું. હજારો શ્રમજીવીઓના હીતચીંતન માટે ભર વરસાદમાં આટલી ઉપાધી ઉઠાવતા જુવાનોએ વૃદ્ધ રળીયાતમાં પણ યૌવનસુલભ ઉત્સાહ રેડી દીધો.

"ત્યારે હવે અમારે તો ચોપાનીયા જ મોકલવાના રહે છે." જોરાવરે પુછયું.

"જરૂર!"

સૈકાઓ થયાં વ્યાપી ગયેલા અંધકારને ફગાવી નાખવા વેગમાં મુકાયેલું પ્રકાશનું પૈડું વળી પાછું એનું વીનાશક કાર્ય સાધવા ચીલે પડયું! [અપુર્ણ]



# ફૂલછાબ

સમાલોચક
**સાહિત્ય ભક્ત**

## સમકાલિન ઇતિહાસ

**ધરાસણાનો કાળો કેર:** પ્રકાશક મંત્રી, ગુજરાત પ્રાંતીક સમીતી, અમદાવાદ, મુલ્ય ત્રણ આના.

**ક્રાન્તીની ચીનગારીઓ:** પ્રયોજક નીરંજન, પ્રકાશક 'ઉર્મી' કાર્યાલય, ઠે ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મુલ્ય. એક રૂપીઓ

હીંદુસ્તાનના સ્વાતંત્ર્ય સંગ્રામના ઇતીહાસમા યુદ્ધભુમી ધરાસણાનો ઇતીહાસ અગ્ર સ્થાન લેશે. આપણે હજી ધરાસણાના મીઠા યુદ્ધના એટલા નીકટના સમયમાં જીવીએ છીએ કે જેથી તે યુદ્ધના મહત્ત્વનો અને હીંદના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ધરાસણાના સમરાંગણના સ્થાનનો નીર્ણય કરી શકીએ નહી, તો પણ ધરાસણામા અપાયલા બલીદાનો, ત્યા લેવાયલા ભોગ, અહીંસક અને શાંત સૈનીકો ઉપર થયેલા અત્યાચારો વગેરે બનાવોની આ સચીત્ર ઐતીહાસીક નોંધ ફરી ફરીને વાંચી જનારના દીલમા ગૌરવ, શૌર્ય, ક્રોધ, શરમ અને આપભોગની ભાવનાની વીવીધ લાગણીઓ જાગ્રત કર્યા સીવાય રહેશે નહીં. ધરાસણાનું યુદ્ધ એ હીંદીઓને અને ખાસ કરીને ગુજરાતીઓને ગૌરવ અપાવનાર છે. જ્યારે ભવીષ્યનો સ્વતંત્ર ગુજરાતી આ ઇતીહાસ વાંચતો હશે, ત્યારે આપણે અણીને અવસરે બીરૂ, સ્વાર્થી અને સ્વતંત્રતાના ઘાતક નહોતા બન્યા એમ માની તે આજના ગુજરાતીઓને માટે–તેના પુર્વ પુરૂષો માટે શરમની નહીં પણ ગૌરવની જ લાગણી અનુભવશે અને ભલે ધરાસણા સ્વતંત્રતાને ખેંચી લાવી ન શક્યું હોય, પરંતુ સ્વતંત્રતાની ખુબ જાગૃતી કરવામા અને તેની પ્રાપ્તી માટે આપવા જોઇતા બલીદાનની દીશા દેખાડવામા તેણે ભજવેલો ભાગ, તે હીંદની સ્વતંત્રતાના ઇતીહાસમા અમરસ્થાન પ્રાપ્ત કરશે જ અને પં. મોતીલાલજીએ કહ્યું છે તેમ. "ધારાસણાનો કીસ્સો તવારીખમા આપણા માટે ચીરંતન યશગાથાનો રહેશે" આપણે માટે તો આ ઇતીહાસ સમકાલીન છે, છતા એની સમકાલીનતામાં લાક્ષણીક મહત્ત્વ રહેલું છે. એ મહત્ત્વની પીછાન માટે પ્રત્યેક ગુજરાતીના ઘરમા આ નાનકડું, સસ્તું અને છતા સાચો ઇતીહાસ આપનાર પુસ્તક હોવું એ

ગુજરાતીઓને માટે તો ધર્મ્ય ફરજ મનાવી જોઇએ.

પ્રકાશકે એમાં જરા ય અતીશયોક્તી થઇ ન જાય તેની ખાસ કાળજી રાખી છે, એટલું છતાં યુદ્ધભુમીમાં વર્તાયલા 'કાળાકેર'ની લીલાને કોઇ જાતના ભયથી મોળી બનાવી પણ દીધી નથી. યુરોપી યાદવી વખતે પ્રકટ થયેલાં સમકાલીન ઇતીહાસનાં ભયંકર રીતે એકપક્ષી અને અન્યાયી દ્રષ્ટીબીંદુથી લખાયલાં પુસ્તકોની જોડમાં જ્યારે કોઇક તટસ્થ પ્રજાનો માનવી 'ધરાસણાનો કાળોકેર' મુકી અને તુલના કરશે, તે વખતે યુધ્ધ જેવા પ્રસંગમાં યે હીંદીઓ મગજની સમતુલા કેટલી જાળવી શકે છે, તેનો સ્વીકાર એને જરૂર કરવો પડશે.

ક્રાન્તીની ચીનગારીઓનો ઇતીહાસ ધરાસણાના ઇતીહાસ કરતાં લગાર દુરના સમયનો અને જુદી જ ભુમીકા ઉપર રચાયેલો છતાં સમકાલીન ઇતીહાસ છે. જેમને દેશમાં અને પરદેશમાં અરાજકતાવાદી માનવામાં આવ્યા છે, છતાં જેમનું કેવટનું લક્ષ્ય માતૃભુમીની મુક્તીનું છે, એવા બંગાળના ક્રાન્તીવાદીઓની આ કથા છે. પૃથ્વીના પટ ઉપર પ્રત્યેક દેશમાં આવા ક્રાન્તીવાદીઓ કોઇક ઉદાત્ત લક્ષ્યને માટે જીવ્યા છે અને જીવનભર અનેક પ્રકારનાં કષ્ટને પણ સ્વજનસમાં પ્રીય માની, પોતાની લક્ષ્ય સીધ્ધીને માટે ભેટ્યા છે. જનતામાં ઘણી વખત એમના સંબંધમાં ગેરસમજુતી ફેલાય છે, એમની લડતના માર્ગ વીષે હમેશાં મતભેદ રહ્યો છે અને રહેશે. અત્યારે હીંદ અહીંસાવાદી માર્ગે મહાન પ્રયોગ આદરી રહ્યો છે, તેમાં ક્રાન્તીકારીઓના હીંસાવાદને સ્થાન નથી છતાં ક્રાન્તીકારીઓનો આ ઇતીહાસ જાણવા અને વાચવા જેવો છે. આ જાતનું સાહીત્ય ગુજરાતી ભાષામાં હમણાં હમણાં જ પ્રકટ થવા લાગ્યું છે, એ પલટાતા જતા યુગબળની નીશાની છે.

## યુદ્ધ ગીતો

**સિંધુડો:** લેખક: ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર; મૂલ્ય આઠ આના.

**કેસરીયાં:** લેખક: કેશવ હ. શેઠ: પ્રકાશક: ખડાયતા મુદ્રણ કલામંદીર, આસ્ટોડીયા રસ્તા, અમદાવાદ, મુલ્ય ચાર આના.

ઝવેરચંદ મેઘાણીએ લોકસાહિત્યના મહાસાગરમાં ડૂબકીઓ મારી તેમાંથી મોતી વીણી કાઢવાનો ધંધો આદર્યો, ત્યારે ઘણાઓએ માન્યું હતું કે ગુજરાતનું એ અમૂલું યૌવનધન પ્રાચીનતાનાં ખંડેરોમાં વેડફાઇ જાય છે. પણ ભાઇ મેઘાણીના જીવનવ્યવસાયનો એ માત્ર એક ખંડ જ હતો. તેમને હજી તો સાહિત્ય ક્ષેત્રમાં લાંબી સફરો ખેડવી છે. તેમાં લોકસાહિત્યના એમના સંસર્ગે એમને જે મોટો લાભ મેળવી આપ્યો છે તે એ કે; ગુજરાતી જેને નિર્માલ્ય ભાષા ગણવામાં આવે, તેમાં એમણે ભભૂકતી જ્વાલાઓ સમી જીવંત ભાવનાઓ ઝીલનારા શબ્દનો જોઇએ તેટલો સંચય રહેલો છે તે જૂના ભાષાભંડારમાંથી મેળવેલાં મૌક્તિકો વડે ગુજરાતીઓને બતાવી આપ્યું છે.

અલબત્ત પ્રસ્તુત સંગ્રામગીતો એ પ્રાસંગિક છે અને આપણા કેટલાક પીઢ બની ગયેલા છંદશાસ્ત્રીઓ સાક્ષરો—જેમનાં થીજી ગયેલાં રક્તોમાં સંગ્રામગીતો લખવા જેટલી ઉષ્મા હવે કોઇ ઉપાયે આવી શકે તેમ નથી—પ્રાસંગિક ગીતોનું મૂલ્ય ઓછું આંકવા પ્રેરાય છે. તેમ છતાં અંગ્રેજી કાવ્યસમુચ્ચયોમાંના એવાં અનેક પ્રાસંગિક ગીતો

ગાના એમને આનંદ મળે છે! પરાધીન દેશની એ લીલા છે!

પરંતુ ભાઇ મેઘાણીનાં આ સંગ્રામગીતો ફરીફરીને વાંચતાં અમે તેની પંક્તીએ પંક્તીમાંથી છૂટતી શૌર્યની પ્રેરણાની ધારાઓનો સ્વાનુભવ લીધો છે. અને અમે હીંમતથી કહી શકીએ છીએ કે, વર્તમાન ગુજરાતીઓને 'ગીંધુરૂં' શૌર્યની લગણી જાગૃત કરવામાં ખુબ મદદ કરે તેવા એમાં ગુણો છે, તે જ ગુણો ભવીષ્યમાં ગુજરાતનાં અમર શૌર્ય-ગીતોનો જે સંગ્રહ થાય તેમા પણ આ સંગ્રહમાનાં ઘણાં ગીતોને સ્થાન અપાવે તેમ છે.

મેઘાણી લોકસહીત્યના જેટલા રસીયા છે તેટલા જ વર્તમાન યુગની છેલ્લામાં છેલ્લી ઘડીએ જનતામા ધબકતી લાગણીના પડઘા ઝીલવા માટે તૈયાર છે, તે એમની સળગતી શબ્દાવલીઓમાં લખાએલાં 'કાલ જાગે!' 'જેમ ગમે:' 'સ્વતંત્રતાની મીંઢાશ' 'યજ્ઞધુપ', 'તરૂણોનું મનોરાજ્ય', 'ભીરૂ' 'આઓ બળવાનાં ગાન!' વગેરે ગીતો જ બતાવી આપે છે. નુતન યુગના ગુજરાતીઓ એને મુખ પાઠ કરે અને તેમાંની લીંટીએ લીંટીએથી તરવરતી ભાવનાને બરાબર સમજે તો

લોપવી મીમ, અણુદીઠને દેખવું,  
તાગવો અતલ દરીયાવ તળીયે જવું,  
ધુમવાં દીગ્દીગન્તો, શુળી પર સુવું,  
આજ યૌવન ચહે એહ પીધ જીવવું

તરૂણોનાં મનોરાજ્યને મુર્તીમંત બનાવનાર ભાઇ મેઘાણીનાં આ સંગ્રામ ગીતો પ્રેરણા ગીતો બહુ જ ઉપયોગી થઇ

કેસરીયાં એટલે ભાઇ કેશવ-શેઠનાં સંગ્રામ ગીતો. અલબત્ત એમાં 'સીન્ધુડા' જેવી વીચારસરણી કે કલ્પના અને ભાષાના ઘોષ વહેતા નથી, છતાં 'રાસમંજરી'ની ગરવી ગુજરાતણના ભાવ ચીતરનાર કવીએ, ગુર્જરીને વીરાંગના તરીકે વજ્જરની વેલડી સમી, આભચીરી ઉછળતી વીજ જેવી, જેને દીલ દેશ રાષ્ટ્ર પ્રેમના હુતાશ ભાભડી રહ્યા છે, એવી ક્રાન્તીના કોડથી સજ્જ બની, મૃત્યુંજયની માળા પહેરી, ધુધવતા કાળને ય ઘોળી પીવા તૈયાર બને એવી કલ્પનાઓ કરી, રણડંકા વગાડી ગુજરાતની જાગૃત જનતાને યુદ્ધધુન વખતે ગાવા આ સંગ્રહમાં કેટલાંક સરાં યુદ્ધ ગીતો આપ્યાં છે એમ અમે માનીએ છીએ. છતાં ભાઇ શેઠને બંધુભાવે અમે એક સુચના કરીએ કે, નવયુગનાં પ્રેરણાગીતો લખતી વખતે ઋષીઓની પર્ણકુટીઓ, સીતાજીની કાંચળી અને યુદ્ધનાં કથાનકો ઉથલાવવાને બદલે તેઓ, હીંદની પેલે પાર ધુધવતા સાગરના કીનારાને ઓળંગી, સ્વતંત્ર દેશોની સ્વાધીન મનોદશામાં થતાં સર્જનોનો સાથ શોધે, તો જરૂર તેમનાં સંગ્રામગીતો વધુ ઓજસ્વી પ્રેરણાગીતો બની શકે.

## કવીતા

**વ્યોમ વિહાર**: લખનાર: નાગરદાસ ઇ. પરેલ કે: મલાડ મુલ્ય એક રૂપીઓ

**રાસમંજરી**: લેખક: કેશવ હ. શેઠ. કે: ખાયતા મુદ્રણકલા મન્દીર ચાર રસ્તા, અમદાવાદ. મુલ્ય: બાર આના

લેખકે કલ્પનાની પાંખે ચડી વ્યોમ વીહાર કરતાં એમને જે વીચારો થયા તે એમની શક્તી અનુસાર કવીતારૂપે ગોઠવી આ પુસ્તકમાં રજુ કર્યા છે. કલા અને કવીતા માટે જેમને મોટી મોટી ભારેખમ વ્યાખ્યાઓ બાંધીને સંતોષ માનવો છે, એવા સાક્ષરોની સાઠમારીઓમાં આવાં વ્યોમ વીહારોની કસોટીઓ કરી શકાય. પરંતુ જયારે જગત સુખ,

દુઃખ, શોક અને પરાધીનતાની શરમની લાગણીથી સળગી રહ્યું હેય, ત્યારે તો અમને આવા વ્યોમ વીહારો શીમ'તો અને શૃંગારરસમાં જીવનના ઉલ્લાસ શોધનારાઓને જ કામના લગે છે. ગુજરાતના નોજવાનોએ હવે તો જીર્ણતાના રોગે પીડાતા સાક્ષરોની શરમની સીમાએ લોપીને નીર'ધ અને ભવ્ય ભાવનાઓનો અનુભવ કરાવી, માટીના લોચા જેવાં બની ગયેલાં માનવી ખોળીઆમાં સ્વાધીનતાની, મર્દાઇની, ગુલામીને ફગાવી દેનારી લાગણીઓનાં પુર વહાવે તેવાં જીવ'ત ગીતો લખાય તો તે તરફ વળવું, નહીં તો હાલ તુરત શાંત રહી, યોગ્ય સમય સુધી રાહ જોવી એ વધુ ઠીક છે એમ અમે માનીએ છીએ, એટલે આવા વ્યોમવીહારોના માથા ઉન્નુનો પાછળ આંખો મે'ચી મે'ચી જમીન ઉપરથી એક તસુ પણ આગળ ન વધાય કે ઉ'ચે ન ચડાય, એની પાછળ હાલના જેવા સમય વ્યર્થ ગુમાવવાની અમે કોઇને સલાહ આપી શકતા નથી.

કવીતામાં કવીત્વ કેટલું છે અને કવીતામાં જનતાને આપવા માટે વીચારોનું તત્ત્વ કેટલું છે, વીચાર સરણીમાં નીમ'ળતા કેટલી છે, તે કયા માર્ગે વાચકને દોરી જાય છે? એ જુદી જુદી કસોટીએ કવીતાનાં માપ થાય છે. અમે કવીત્વની માથાઝીકણુ તપાસ કરવાની પહેલેથી જ ના પાડીએ છીએ. કવીતામાં રહેલા વીચારબળને અને પ્રેરણાની શકતીને જ અમે મહત્ત્વનાં માનીએ છીએ, તે દષ્ટીએ આવી રાસમ'જરીઓને ગુજરાતણો—નવી ગુજરાતણો જરાય ન અપનાવે પણ તેમાં રહેલી નીર્માલ્ય વીચારસરણીની સામે સ્વદેશ સેવીકાઓ તરીકે ભીષણ સ્વાત'ત્ર્ય સગ્રામ જગાવે એમ ઇચ્છીએ છીએ. સ્ત્રી એટલે માત્ર 'પતીની 'આસપાસના વર્તુળમાંથી નીકળી જ ન શકે, 'વ્હાલમજી' એ જ માત્ર એની જીવન સીધ્ધીનું લક્ષ બને. એને ખુશ કરવા, એને વીહારની નવલી મોઝો મણાવવા માટે જ મરી ફીટે, એ મનોદશાને હવે ગુજરાતણોએ ફગાવી દેવી ઘટે છે. તેવી રીતે કદીય નથી સાંભળી શકવાની એવી ધારી ધારી અગમ્ય બ્રહ્મ બ'સરીઓ પાછળની ઘેલછામાંથી ય નવ ગુજરાતણોએ હવે તો ઉગરી જ જવું જોઇએ. ઘણા દહાડા એવા સાંકડા વીચારોની ઘાંણીમાં ફર્યાં, હવે તેમાંથી ગુજરાતણોએ નીકળી જવું જોઇએ, અને સ્ત્રી—શકતીની જાગૃતીમાં જેમ વીકાસ થતો જાય, તેવી જ વીચારસરણી સ્વીકારવી ઘટે. 'ગુણગરવી ગુજરાતણ'નો જીવનસાર 'ક'ઘઙ કોડભરી' રસોડાની અન્નપુર્ણા, વ્હાલમની વરમાળ ગુ'થનાર ને એની ફુલદાનીને સજાવનાર, કે ઘરનાં ભરત ગુ'થણમાં ગુ'થાઇ રહેવા કરતાં વીશેષ છે. સારો વર મેળવવા માટે વ્રતપુજનમાં અને દેવદેવીના દર્શનમાં કન્ય કોડામણી બનીને, બગીચાઓમાં ઉડતા ભ્રૃ'ગોના દીલ વી'ધતા ડ'ખોમાં રાચનારી, તુલશી જેવા છોડના કૃષ્ણની જડમુર્તીએ. સાથે વીવાહ થાય છે એમ માનનારી, 'ગ'ગાસ્વરૂપ' બની વીલાતી ફુલવેલડી સ્વરૂપે ચમચમતાં હૈયાંની ઉછળતી લાગણીઓને કેવળ સમાજ બ'ધનના ભયથી દબી દઇ, સ્વાત્માને છેહ દેનારી 'મેનારાણી'ઓની, સામે કાંઠે ગયેલા ક'થના કોડામણા સહચારની વાંચ્છામાં ભાન ભુલનારી ર'ગભીની ગુજરાતણો બનવું એમાં ભલે ગુજરાતીઓની શોભા હોય. પણ તેમાં ગુજરાતણોની શોભા કે એમનું ગુણ ગરવાપણું નથી. હવે તો પરાધીનતાની પોતાની અને પરની જ'જીરો તોડવા 'અ'ગાર ઝરતી આંખડીવાળી, ભભુકતી જવાળાઓ ભરખતી, ભવાનીઓ અને

વીરાંગનાઓની' ગુજરાતને જરૂર છે. જે વીરાંગના બની પોતાની સીંહણ શી હાકલે પૃથ્વીના પડને ભેદી, ખાંડની ધારે ખેલતી, પોતાની આસપાસ ખડી કરવામાં આવેલી સ્વાર્થી પુરુષોની ભ્રમજાળને પહેલી તોડી નાખે. રાસની કોડીલી ગુજરાતણોએ તેથી આ અને આવી રાસમંજરીઓમાંથી, એવી ભાવનાવાળા રાસો ખોળી માત્ર તેને જ અપનાવવા જોઇએ, ત્યારે તેમને કોડામણા કંથની રસરાણીઓ બની તેના નામની જપમાળા જપતી, શુદ્ર સમી કોટીએ બેસાડનારી ગુલામી ભાવનાઓને તાજી કરનારી કવિતાઓનો ત્યગ જ કરવો જોઇએ. પછી ભલે તેમા ઉગતા તારલીયા ને આથમતા ચાંદલીયા કે ફુલડાંની ફોરીઓમાં સુધા વર્ષાવતા રસરાજવીઓના ઉભરાતા રસોની અને ઉંડેરા વાજતી બ્રહ્મબંસરીઓની, ભભકભરી ભાસતી છતાં ઇંદ્રવારણા જેવી કલ્પનાઓ ઠાંસી ઠાંસીને ભરી હોય.!

## નવલકથા

**આઝાદીનો જંગ:** લેખક: નીરંજન. મુદ્રક તથા પ્રકાશક: ચીમનલાલ મોહનલાલ મોદી, ઠે: નુતન ગુજરાત કાર્યાલય, રાયપુર, અમદાવાદ. મુલ્ય: દોઢ રૂપીઓ.

**તુટેલાં બંધન:** અનુવાદક: પીયુષ. પ્રકાશક: 'નવચેતન' ઓફીસ ઠે: મહેશ હં શુક્લ, ૪૮, કાકડવાડી, મુંબઇ નં. ૪ મુલ્ય: આઠ આના.

**સમાજનો સડો:** લેખક: અમૃતલાલ રતનજી ત્રીવેદી, પ્રકાશક: હરીલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી. ઠે. ૧૮૧ બજારગેટ સ્ટ્રીટ, કોટ મુંબાઇ

પહેલી નવલકથા ઝરના જુલ્મી રાજ્યતંત્ર નીચે જકડાઇને છુંદાઇ મરતી રશીયન પ્રજાએ એ જુલ્મમાંથી છુટવા જે અનેક પ્રયત્નો કર્યા. તેમાંના દહ નીશ્ચયી નીડી લીસ્ટોના પ્રસંગ ઉપરથી ગુંથવામાં આવેલા છે. શૈલી પણ સરસ અને સુંદર છે. એનો આત્મા સ્વાધીનતા માટે ઝંખતી કચડાયલી પ્રજાના અભીલાષથી લદબદ બનેલો છે. આવી નવલકથાઓ જ લખાવાને તેમજ વંચાવાને યોગ્ય છે.

'તુટેલાં બંધન' હીંદુઓના સામાજીક સીતમોમાંના એકાદ બે ઉપર પ્રકાશનો ચમકારો નાખે છે. એના મુળ લેખક રવીબાબુની વીચાર સરણીની છાપ તો એની ઉપર પડેલી છે જ, છતાં હેતુ વીનાની નવલીકાઓથી મનરંજન કરનારાઓને માટે, એટલાય હેતુવાળી આ નાનકડી નવલીકા ઠીક કહી શકાય.

'સમાજનો સડો' બનાવનાર લેખકે હિંદુ સમાજમાં ચાલી રહેલી અનેક અધમલીલાઓ અને તેની પ્રત્યાઘાતી રૂઢીઓને ખુલ્લી પાડવા માટે પોતાની શકતી અનુસાર ઠીક પ્રયાસ કર્યો છે, એમના આ દીશાના કાર્યને કનૈયાલાલ મુન્સીએ આશીર્વાદ આપનાર ઉપોદ્ઘાત લખ્યો છે. અત્યારે સમાજનો સડો બતાવીને જ નહીં પણ તેને વ્યવહારમાં આચારીને જ એ સડો સાફ કરી શકાય તેમ છે, એ કોઇ ન ભૂલે.

## નાટક

**ડો. મીનોચહેરનો દર્દી:** લેખક: ફીરોજશાહ રૂસ્તમજી મહેતા ઠે: ૧૪, પારસી કોલોની કરાંચી. મુલ્ય લખ્યું નથી

**બલીદાન:** લેખક: વકીલ પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી, પ્રકાશક: એમ. સી. કોઠારી, ઠે: રાવપુરા, વડોદરા. મુલ્ય એક રૂપીઓ

**બે નાટકો:** લેખક: શારદાપ્રસાદ વર્મા, પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, ગોપીપરું, સુરત. મુલ્ય સાત આના.

**એક નાટકઃ** લેખકઃ રમાપતી, પ્રકાશક બ્રહ્મદેશ પ્રીન્ટીંગ વર્ક્સ લીમીટેડ, ઠેઃ નં. ૧૫૮, ૩૧ ગલી, પોસ્ટ બોક્ષ નં. ૮૫૩, રંગુન મુલ્યઃ આઠઆના.

આ ચારે નાટકોમાં નવવીધાન માગતા સમાજને માટે વીવીધ દ્રષ્ટીએ થઇ રહેલા ગુજરાતીઓના વીચારોનો સ્પષ્ટ પડઘો પડે છે. ઉ૦ મીનોચહેરનો 'દ્દી" એ 'રહી મલ' નામના ફ્રેન્ચ નાટક ઉપરથી અંગ્રેજીમાં 'ડ્રેમેન્ટ્સ ગુડસ' નામે લખેલા મશહુર લેખક બર્નાર્ડ શૉ ના નાટક ઉપરથી લખાયું છે. અમને આ નાટક બહુ જ ગમ્યું છે. ખાસ કરીને જુવાનોની સમક્ષ તે વારંવાર ભજવાય તો તેનું સરસ પરીણામ આવે એમ અમે માનીએ છીએ. પરંતુ તેમ થાઓ કે નહી, છતાં ગુજરાતી નવજુવાનોને તેમજ ગુજરાતણોને અમે આ નાટક ધ્યાનથી વાચવાની આગ્રહભરી ભલામણ કરીએ છીએ.

'બલીદાન' સમાજના સડેલા અંગોને સાફ કરવા માટેનો સરસ પ્રયાસ છે. રૂઢી અને ધર્મને નામે થઇ રહેલા અત્યાચારો ઉપર લેખકે કઠોર પ્રહાર કર્યા છે, પણ એ બન્ને એટલા રૂઢ બની બેઠાં છે કે ગુજરાતીઓએ હવે પ્રહારની આવી મર્યાદાઓને વટાવી વાસ્તવીક પ્રહાર કરવા તત્પર થવું પડશે.

'બે નાટકો' જેમાં એક 'જીંદગીની વેઠ' ગુજરાતી સાહીત્યમાં નવા માર્ગનું દીશા સુચન બનાવે છે. જ્યારે 'જંતરવાળો' જુની પ્રેમ કથાને નાટકમાં ગુંથે છે. ગુજરાતીઓ હવે માત્ર વહાલા વહાલીનાં ટાયલાં છોડી વીજ્ઞાન અને માનવ જીવનના વધુ વીચારવા જેવા પ્રદેશોમાં દ્દષ્ટીપાત કરવા તત્પર બને છે એ બતાવનારો 'જીંદગીની વેઠ'માં સ્પષ્ટ પ્રયત્ન દેખાય છે.

'એક નાટક' ધંધાર્થે રંગુન રહેલા ગયેલા ગુજરાતી જીવનની ઝાંખી કરાવે છે. લેખક 'ઉપોદ્દ્ઘાત' કે 'બેમોલ' લખવાની પ્રણાલીની સામે ખુલ્લો બળવો કરીને પોતાને જે કહેવું છે તેની કમોટી વાચકનેજ કરવા દે છે. અબળા મનાતી હીંદુ સ્ત્રીની દુર્દશાનો અહીં પણ વાચકને સારો ખ્યાલ મળે છે

## જીવન ચરીત્ર.

**વીર ગાર્ફીલ્ડ**: અનુવાદકઃ રમણલાલ દેવશંકર ભટ્ટ; પ્રકાશકઃ પુસ્તકાલય સ. સ. મંડળ લીમીટેડ, વડોદરા મુલ્ય દોઢ રૂપીઓ.

સામાન્ય સ્થીતીમાં જન્મવા છતાં, સતત આશાવાદી બની, માતૃભુમીની સ્વતંત્રતા માટે ઝુઝનાર અને છેવટે અમેરીકાના પ્રમુખ બનનાર સેનાપતી ગાર્ફીલ્ડની આ જીવન કથા આશા, ઉત્સાહ કે મહત્વાકાંક્ષા વીહોણા યુવાનોએ ખાસ મનન કરવા જેવી છે. અનુકુળ તક ન હોય છતાં તે તક ઉભી કેમ કરવી અને તેનો લાભ કેવી રીતે લેવો, એ ગાર્ફીલ્ડના જીવનમાંથી ખાસ જાણવા મળે છે. ગુજરાતમાં સામાન્ય કોટીની નવલકથાઓનાં વાચન ઘટી આવાં પુસ્તકો ખુબ વંચાતાં થાય, એવી પરીસ્થીતી ઉભી કરવાની જરૂર છે. નવજુવાનેએ ખાસ કરીને એ વત લક્ષમાં લેવી ઘટે છે.

## આરોગ્ય.

**બ્રહ્મચર્ય સંદેશ** : અનુવાદક : હરદેવ પ્રભુરામ વૈદ્ય, પ્રકાશક ; કાનમ સ્વદેશી વસ્તુ ભંડાર કરજણ મુલ્ય એક રૂપીઓ.

**બાળ ઉછેર** : લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, પ્રકાશક : ગુણસુંદરી કાર્યાલય, ઠે : ૧૧૪ ગીરગામ બેક રોડ, મુંબાઇ નં. ૪, મૂલ્ય : દોઢ રૂપીઓ.

બન્ને પુસ્તક આરોગ્યના સામાન્ય જ્ઞાન માટે ઉપયોગી છે. તેમાં પહેલું ખાસ કરીને પુરુષ વર્ગને માટે અને બીજું સ્ત્રીવર્ગને માટે

જરૂરી છે; છતાં બન્ને પુસ્તકો સામાન્ય રીતે સ્ત્રી પુરુષો બન્નેને સારૂ ઉપયોગી છે. શરીરની સાચ- વણી અને કાળજી માટે અને તેમાંયે આવતી કાલની પ્રજાના ઉછેર પાછળ ગુજરાતની જનતામાં જોઇએ તેટલા જ્ઞાનનો અભાવ છે, એ માટે આવાં પુસ્તકોનાં પ્રકાશન આવકાર- દાયક ગણાય.

## બાલ સાહિત્ય

**બાલ વિજ્ઞાનઃ** લેખીકાઃ સૌ. લીમળા સેતલવાડ, પ્રકાશકઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા. મુલ્યઃ દોઢ રૂપીઓ.

**જગતના જવાંમર્દો, સાચો સીપાઇ, અરબસ્તાની આનંદરજની, વાર્તા** ગાડીઃ [ચારે પુસ્તકોના] લેખકઃ રમણુ- લાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ ધી જનરલ બુક ડીપો, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.

'બાલવીજ્ઞાન'નું સચીત્ર પુસ્તક શહેરમા વસનારા વીદ્યાર્થીઓને વધારે ઉપયોગી છે, છતા સામાન્ય રીતે તો અનેક માતાઓને તેમ જ તમામ બાળકોને આમાંના ઘણા નીત્યના પરીચયના છતાં અજાણ્યા રહેલા વીષયોની સુંદર ઓળખાણુ આપે છે. તેની છપામણી અને ઉઠાવ પણ સરસ છે. ગુજ- રાતની માતાઓ પોતાના સંતાનોની જીજ્ઞાસુ વૃત્તીને સંતોષવા અભ્યાસ આદરે અને આવતી કાલે એમને માથે આવનારી જવાબ- દારીને યોગ્ય બનાવે, એટલી જવાબદારીની ગણના કરતી થાય એ હવે તો ખાસ જરૂ- રનું છે જ 'બાળવીજ્ઞાન' એ દીશામાં ગુજરાતણોએ કરેલા પગસંચારનો સુંદર પુરાવો આપે છે.

એક દશકા પહેલાં ગુજરાતી ભાષામાં બાલસાહીત્યની જે ઉણુપ હતી તેવી ઉણપ અત્યારે રહી નથી. જુદી જુદી સંસ્થાઓ તેમજ વ્યકતીઓએ એ ઉણપને પુરી નાખવા માટે ઠીક કમર કસી છે. તેમાં ભાઇ રમણુલલ શાહ [બાલજીવનના તંત્રી] પણ એક છે. બાળસાહીત્ય તૈયાર કરવા તેમજ તેને પ્રસીધ્ધીમાં મુકવા ઠીક જહેમત ઉઠાવે છે. અમારી ઉપર આવેલાં એમનાં ચાર પુસ્ત- કોમાંથી જગતના જવાંમર્દોમાં આ દેશ ને પરદેશના દશ દેશભકતોની ઓળખાણુ આપી છે, ત્યારે સાચો સીપાઇમાં દેશભકત જપા- નવાસી આશાણની વાત આપી છે. અરબ- સ્તાની આનંદરજનીએ 'એરેબીયન નાઇટસ' ઉપરથી બાળકો તૈયાર કરવામાં આવેલી કલ્પના કથાઓનું પુસ્તક છે. અને વાર્તાગાડીમાં થોડીક બાલ નતિ છે. બાળ સાહીત્યના સર્જ- કોની સામે અમારે હંમેશા એક બાબતમાં મુલગત વાંધો છે તે એ કે બાળકોની આગળ વહેમી વાતો રજુ કરતાં તેમણે અટકવું જોઇએ, પરીઓની વાતોને નામે આપણે ભલે તેમનામાં એક પ્રકારનો વાર્તારસ ઉત્પન્ન કરી શકતા હોઇએ, પણ તેમ કરતા એમના માનસપટમાં અસત્ય, અવ્યવહારૂ અને યુગ- બલને નહીં ઝીલનારી બાબતોની છાય તો ન જ છાપવી જોઇએ. આ બાબત બાલ- સાહીત્યના સર્જકોએ તો તેમની ઉપર રહેલી ગંભીર જવાબદારીને લીધે ખાસ લક્ષમાં લેવી ઘટે છે.



# નોંધ

## સાવધાન !

મહાસભાની લડતે ખુબ જ વ્યાપક રૂપ લીધું છે, બહીષ્કારની લડતે ખાસ કરીને બ્રીટીશ મુડીવાદી સામ્રાજ્યવાદીઓને અકળાવ્યા છે, ધારાસભાઓની છેલ્લી વરણી વખતે પોલીસ તરફથી ઠામ ઠામ જે જાતની દમનનીતી ચલાવવામાં આવી છે, તે તો જાહેર થઇ ચુકેલી જ વાત છે, તેમ છતાં, ભાગ્યે જ એક–બે ટકા જેટલા મતદારોએ પોતાના મતનો ઉપયોગ કરવાની પરવા કરી છે. બીજી તરફથી જંગલનો સત્યાગ્રહ અને કર નહીં આપવાની લડત સંગીન પાયા ઉપર વ્યાપક બનતી જાય છે. તેમ છમ હીંદુસ્થાનનાં એન્ગ્લો ઇન્ડીયન પત્રોએ, આ દેશમાંના ગોરા વ્યાપારી મંડળોએ અને ગ્રેટ-બ્રીટનના છેક જ ઉદ્દામ વીચારના મુડીવાદી સામ્રાજ્યવાદીઓએ, કો પણ ભોગે મહાસભાને કચડી નાખવા માટેના ભીષણ પોકારો શરૂ કર્યા છે. તેની અસર સમસ્ત દેશમાં ચાલી રહેલી ભયંકર દમન-નીતીમાં ચોકખી જણાઇ આવે છે. પણ વીલાયતી પત્રોને અને ત્યાના સુસ્ત કોન્ઝરવેટીવોને એટલાથી જ સંતોષ થયો નથી. સાયમન વૃતાંત જન્મતાં પહેલાં જ મરી ગયો, ગોળમેજી પરીષદને માટે હીંદ તરફથી જનારાઓની જે નામાવલી પ્રસીધ્ધ થઇ છે, તે ઉપરથી જ એ પરીષદને કપાળે અત્યારથી જ નીષ્ફળતાની છાપ છપાયલી સ્પષ્ટ રીતે જણાય છે. આ બનાવથી મહાસભાના દુશ્મનોમાં કારમી આકુળવ્યાકુળતા થઇ રહી છે. બ્રીટનના મુક્ત વાતાવરણમાં પત્રો પ્રસીધ્ધ કરનારાઓ તેથી સીમલાના અમલદારોને અને વાઇસરોયની કારોબારી સમીતીને 'સીમલાનું સસલાખાનું' કહીને, વાઇસરોયને તેમની નરમ પ્રકૃતી માટે ખુબ વગોવવા માંડયા છે, અને હીંદીઓને '૫૭ ના સ્વાતંત્ર્યયુધ્ધ સમયના કે '૧૯ ના જલીયાવાળા જેવા પાઠ સખ્ત હાથે શીખવવા, ગાંધીજીને છુવતા દફનાવવાની વાતો કરનારા જોયે જ' લોઇડ જેવા હીંમતવાન પુરૂષને વાઇસરોય પદે નીમવાની આગ્રહ ભરી ભલામણો કરે છે! કામદાર સરકારે, પોતાના તમામ સીધ્ધાંતોને નેવે મુકી, સામ્રાજ્યવાદીઓના જ ધોરણે હીંદીઓ સાથે વર્તવા માંડયું છે, છતાં પેલા ચુસ્ત કોન્ઝરવેટીઓની મહત્વાકાંક્ષા તેથી સંતોષાતી નથી, એટલે તેઓ મેકડોનાલ્ડની ટોળકીને પણ ફાવે તેમ ભાંડે છે અને પોતાના વ્યાપાર માટે તેમ જ પોતાનાં સંતાનોને માટે સારી સારી નોકરીઓ અપાવવાનાં સ્થાન માટે હીંદને 'ફરીથી છુતવાની' ધમકી ભરી વાતો કરે છે! હીંદમાં પણ ખાસ કરીને કલકત્તાના અને સામાન્યરીતે દરેક સ્થળના ગોરા વ્યાપારીઓ વીલાયતી કોન્ઝરવેટીવોના જ સુરનો વૈરવૃત્તીથી છલકાતો પડઘો પાડે છે, અને મહાસભાને કચડી નાખવા માટે દરેક રીતે સરકાર ઉપર દબાણ મુકે છે. એટલું જ નહીં પણ કલકત્તામાં તો મહાસભાનો સામનો કરવા માટે લઠ્ઠીધારી મારાઓની જામલી ફુમતાવાળાઓના મંડળો સ્થાપવામાં આવી છે મુંબાઇમાં મહાસભામાં ભળેલા ઇસ્લામી બંધુઓની સભાઓ તોડવા કેટલાક ગુંડાઓએ ભયંકર હીંસકભાવનું સક્રીય પ્રદર્શન કર્યું છે, અને મી. શવકતઅલી ધમકીઓ ઉપર ધમકીઓ 'ટાઇમ્સ' પત્ર દ્વારા આપે જાય છે આ કાર્યના 'ટાઇમ્સ'ની તંત્રી નોંધમાં ખુબ વખાણ કરવામાં આવે છે, અહીંસક રીતે લડતી મહાસભાના લડતને તોડી પાડવા સરકારને આંખો મીંચીને પૈસા ખર્ચવાની ભલામણ કરવામાં આવે છે. કાયદા અને વ્યવસ્થાને નામે પણ ગુજરાતમાં ફાવે તેમ વર્તવામાં આવે છે: આ બધું બતાવે છે કે, મહાસભાની મક્કમ વલણે, તેની અહીંસક વૃત્તીએ, અને દેશ ઉપરના મહાસભાના કાબુએ, હીંદને પોતાના હીત માટે સદાને માટે કચડાયું રાખવા માગનારાઓનાં માથાં દીવાનાપણની હદ સુધી ફેરવી નાખ્યાં છે. એટલે મહાસભાવાદીઓ માટે આ સાવધાની રાખવાનો કટોકટીનો અને અણીનો અવસર છે. ઉશ્કેરણીનાં અત્યાર સુધી અનેક કારણો મળ્યાં છે, પરંતુ એ તો હજુ પ શેરામાં પહેલી પુણી છે, ભાવીના ગર્ભમાં હજી આપણે એના કરતાંયે વીશેષ આકરી કસોટીના પ્રસંગોમાંથી નીકળવું પડશે, મુંબાઇના કેટલાક ગોરા વ્યાપારીઓએ ગયા રવીવારે [તા. ૨૮.૯.૩૦]

પ્રભાતે, પોતાને માર્ગે ચાલી જતી પ્રભાત-ફેરીની ટોળીઓમાં આંધળીયાં કરીને મોટરો નાખી, તેમ જ રાષ્ટ્રધ્વજને લઇને આરતી મોટરે નાસવા માંડયું, એવા પ્રસંગો પણ કદાચ આપણે વીશેષ જોવા પડશે; પરંતુ તેમ છતાં છેવટ સુધી શાંતી અને અહીંસક વૃત્તી ટકાવી રાખી, સંપુર્ણ એકતા, સંગઠન અને કર્યતત્પરતા તરફ જ મહાસભાવાદીઓએ બધુ ધ્યાન રોકવું, એમાં જ મહાસભાના સીધ્ધાંતની અને ધ્યેયની સીધ્ધી છે. મહાસભાની લડતનું મહાનમાં મહાન બળ તેની અહીંસક વૃત્તી છે. મહાસભાના પ્રતીપક્ષી એ પારખી ગયા છે, અને પોતાના પુરેપુરા બળનો પરચો બતાવી, મહાસભાની લડતને છીન્નવીછીન્ન કરી નાખવામાં મહાસભાની એ સંપુર્ણ અહીંસકવૃત્તી જ તેમને ફાવવા દેતી નથી. એટલે ગમે તેવા બારીક સંજોગોમાં, ગમે તેવા ઉકળાટ આપે તેવા પ્રસંગોમાં પણ મહાસભાવાદીઓએ સંપૂર્ણ શાંતી, પુરેપુરી અહીંસકવૃત્તી અને હાથમાં લીધેલા કાર્ય પાછળ અખંડ એકનીષ્ઠા જાળવી રાખવી એ અત્યારે આપણે માટે જરૂરનું છે. અત્યાર સુધી અહીંસક વૃત્તી અને આપભોગની તમન્નાએ જ આપણી લડતને આટલી બધી સફળતા અપાવી છે, સ્વદેશી વ્યાપારીઓએ પણ તેથી જ મહાસભાનો પક્ષ એકનીષ્ઠા પૂર્વક લીધો છે—જો કે તેમાં તેમને જ પરીણામે લાભ છે—એટલે સમસ્ત દેશના અને ખાસ કરીને ગુજરાતના મહાસભાવાદીઓએ, ગમે તેવી આકરી કસોટીમાંથી પણ હીંમત ન હારતાં કે જરા પણ નહીં ઉશ્કેરાતાં, શાંતી, સુવ્યવસ્થા, ધીરજ અને અહીંસાની ભાવનાથી જ પાર ઉતરવાનું છે.

## પડદો ખસી ગયો!

ગોળમેજી પરીષદ માટે જે પ્રકારના ગૃહસ્થોની હીંદી સરકારે, હીંદી વઝીરની સલાહ અને સંમતીથી વરણી કરી છે, તે ઉપરથી નોકરશાહીના માનસપટ ઉપરનો પડદો સદાને માટે ખસી ગયો છે. હીંદના ગ્રામ્યજનો માટે, નીર્ધન અને નીરક્ષર ખેડુતો માટે અને ઉત્પીડીત વર્ગોથી કચડાતા દલીત વર્ગ માટે મહાસભાવાદીઓને ફીકર જ પડી નથી, પરંતુ એકલી નોકરશાહીના અને એકલા બ્રીટનના મુડીવાદી સામ્રાજ્યવાદીઓનાં દીલમાં જ તેમને માટે પ્રેમનો ઝરો ઉભરાઇ જાય છે! અને તેથી તે મોટા વર્ગના એકલા ‘ટ્રસ્ટી’ [વડીલ] હોવાનો દાવો તે જ કરી શકે તેમ છે: એવું વારંવાર ભાર દઇને કહેવામાં આવતું હતું. પરંતુ ગોળમેજી માટે જે ગૃહસ્થોની નીમણુંક કરવામાં આવી છે, તેમાં હીંદના કરોડો ખેડુતો માટે એકપણ પ્રતીનીધી સરકારને મળ્યો નથી, પાંચથી છ કરોડ જેટલા દલીતો માટે માત્ર બે જ ગૃહસ્થો [જેમનો એમની જ કોમના ઘણા મોટા ભાગે ઇનકાર કર્યો છે] મળ્યા! જ્યારે એટલી જ સંખ્યા ધરાવનારી મુસ્લીમ કોમમાંથી તેથી લગભગ આઠગણા ગૃહસ્થો નીમ્યા! એક લાખ જેટલી પારસી કોમમાંથી અને દોઢ કરોડ જેટલી શીખ કોમમાંથી તેમજ ચાર કરોડ દેશી ખ્રીસ્તીઓની કોમમાંથી દલીતો જેટલા પ્રતીનીધીઓ, ત્યારે મુઠીભર ગોરા વ્યાપારીઓના ચાર અને સો દોઢસો રાજાઓના સોળ પ્રતીનીધીઓ અને મુડીવાદીઓના તો ઢગલે ઢગલા જ!

ત્યારે આ દેશના કરોડ કામદારો માટે સરકારના માનીતા અને કામદારોના મોટા ભાગે જેમનો કદી જ સ્વીકાર કર્યો નથી એવા એકાદ બે પ્રતીનીધીઓ નીમાશે. અર્થાત અંગ્રેજ પ્રજાની બધીએ ખડાઇ છતાં, તેઓ રાજા મહારાજાઓ જાગીરદારો, મુડીવાદીઓ અને ‘ભાગલા પાડીને સત્તા જમાવવા’ના સુત્રને અંગે કોમીવાદીઓને જ ટેકો આપવા તત્પર છે, ત્યારે આ દેશના કરોડો ખેડુતો, કરોડો દલીતો અને કરોડો શ્રમજીવીઓ માટે તો તેઓ વીચાર જ કરવા તૈયાર નથી! ઉપરાંત દેશી રાજ્યની સાત કરોડ જેટલી જનતાનો તો કોઇ ધણી રણી હોય તો કેવળ તેમની ઉપર આપખુદ રીતે હકુમત ભોગવતા રાજાઓ અને મહારાજાઓ જ! આમ ગોળમેજી માટેની પસંદગીથી નોકરશાહીના અને બ્રીટીશ પ્રજાના માનસ ઉપરનો પડદો છેવટને માટે ઉપડી ગયો, એટલી ગોળમેજીએ આ દેશના કરોડો નીર્ધન, નીરક્ષર તેમજ કચડાતા વર્ગની સેવા બજાવી છે એમ કહ્યા સીવાય છુટકો નથી, અને તેટલા પુરતો જરૂર એ ‘ગોળમેજી’નો આપણે આભાર માનવો જ રહ્યો!

# રણહાક



શાહીવાદ સામે સંગ્રામ ખેડતી સ્ત્રી શક્તિ

# નવયુગ

વર્ષ : ૨ જું.] નવેમ્બર : ૧૯૩૦ [અંક : ૮


# કસોટીનો કાળ

: લેખક :

તંત્રી

વિક્રમ સંવતનું નવું વર્ષ—સંવત ૧૯૮૭–હીંદના નભો મંડળમાં નવા જ રંગે ઉગ્યું છે.

દીપોત્સવીનાં રંગરાગ હીંદુસ્થાનના વાતાવરણમાથી વીલુપ્ત થઇ ગયા છે, મોજ, મીષ્ટાન્ન અને ધુમધડાકા અદ્રશ્ય થઇ ગયા છે. ચારે બાજુ પકડા પકડી, જપ્તી, જેલ અને દમનના દોર વચ્ચે દીવાળીની અમાસ આથમી અને નુતન વર્ષની ઉષા ઉગી.

સત્તા અને પ્રજા વચ્ચેનાં ઘર્ષણના પુર વધતાં ચાલ્યાં છે. દાબવા જતા બમણા જોરથી ઉછળતા ચેતનના ફુવારાને પ્રજા-હૃદયમાંથી સુકી નાખવાના સત્તાવાળાઓ પ્રબળ પ્રયાસ કરી રહ્યા છે: કેઇ પણ ભોગે માનવ પ્રજાનો સ્વાભાવીક હક્ક–સ્વતંત્રતા મેળવવા બીજી તરફ પ્રચંડ પ્રજા-સમુદાય તત્પર બન્યો છે. બન્નેની વચ્ચે ઠામઠામ, દેશવ્યાપી ઘર્ષણ મચી રહ્યાં છે.

પરંતુ પ્રજાઓના ઇતીહાસમા કસોટીનો આવો કાળ કોઇને કોઇ વખતે આવેલો જ છે. હીંદુસ્થાનને માટે એમાં કશી નવીનતા નથી.

આજ સુધી આવા પ્રસંગો ઇતીહાસોમાં–વર્તમાનપત્રોમાં વાચવા મળતા, આજે પ્રત્યક્ષ જોવાનું, અનુભવવાનું સદ્ભાગ્ય હીંદીઓને પ્રાપ્ત થયું છે.

અનેક વરસો સુધી આપણે સ્થીતાથવાદી (છે તે સઘળું ઠીક છે એમ માનનારા) રહ્યા. ત્યાં સુધી બ્રીટનને નીરાંત હતી આપણને પોતાના પંજાનો પરચો બતાવવાનું એને કંઇ કારણ નહોતું.

પરંતુ હીંદ હમેશને માટે પરાધીનતાની ગોઠી ઓલે (જો એમ કહી શકાતું હોય તો?) માણતું સ્થીતાર્થવાદમાં શ્રધ્ધા ધરાવી રહેશે, એવું અહીંના કે બ્રીટનના બુધ્ધીમાનો માનતા નહોતા.

અને આખરે હીંદનો સ્તીતાર્થવાદ ચાલ્યો ગયો, મહાયાદવી પછીના પ્રજાસમુહોની જાગૃતીના જે જુવાળ ચડ્યા તેની ય પહેલાં હીંદવાસીઓ જાગ્યા હતા. પરંતુ યુધ્ધ પહેલાની અને યુધ્ધ પછીની જાગૃતીના રંગ જુદા જ હતા. જે ભય કર્ઝનને, શીરોલને, સીડનહેમને, ઓડવાયરને સલતો હતો તે, જનતાની જાગૃતીનો ભય (જો કે તેમાં ભય જેવું કશું જ નથી) સાચો ઠર્યો. હીંદવાસીઓને પોતાની પરાધીનતા ખુંચવા માંડી, પરાધીનતાથી જન્મતાં આર્થીક અને સામાજીક પરીણામો સલવા લાગ્યાં, અને પછી તો મહાસભાનો લાહોરનો ઠરાવ, તેમ જ બ્રીટીશ માલનો બહીષ્કાર આવ્યા. જહોન બુલ એ કેમ સાંખી શકે? તેનાથી બધું સાખી શકાય પણ પોતાનો વ્યાપાર, પોતાની પ્રતીષ્ઠા એ બન્ને ઉપર

જ્યારે જોખમ ખડાં થાય ત્યારે તેનાથી તે કેમ સહ્યાં જાય?

છતાં હીંદની સ્વાધીનતાની સાથે સાથે જ બ્રીટનને માટે એ બન્ને જોખમ તો રહેલાં જ છે. હીંદ વીનાના બ્રીટીશ સામ્રાજ્યની કલ્પના કરવી એ પણ સામ્રાજ્યની જ પ્રતીષ્ઠા માટે મુશ્કેલ પ્રસંગ છે. અને હીંદ વીનાના બ્રીટીશ મુડીવાદીઓના વ્યાપારની થનારી દશાનું ચીત્ર આલેખવું એ પણ એમની દ્રષ્ટીએ કરુણ—અતી કરુણ પ્રસંગ છે.

એટલે હીંદ જ્યારે પણ સ્વતંત્રતા મેળવવા માગે—પછી ભલે ધીરે ધીરે અને હપ્તે હપ્તેના પુજારીઓની વ્યાખ્યા પ્રમાણે અનેક વરસો પછી તેમ થવાનું હોય તો પણ—ત્યારે એ બે પ્રશ્નો તો ઉભા થવાના જ હતા. તે જ પ્રશ્નો આજે હીંદમાં ચાલી રહેલી દમનનીતીની પાછળ સ્પષ્ટ તરવરી રહ્યા છે.

હીંદીઓએ પણ સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કરતી વખતે જ એ બધાનો બરાબર વીચાર કરી જ રાખ્યો છે. ૧૯૧૯–'૨૧ ની અસહકારની લડત વખતે એને બ્રીટીશ પંજાનો કંઇક ખ્યાલ આવ્યો હતો. અને ૧૯૩૦ ના માર્ચ પહેલાં એ તમામ જવાબદારીઓના પુરેપુરા ખ્યાલ પછી જ હીંદ ઉત્થાનના માર્ગે ઐતીહાસીક કુચ આરંભી હતી; એટલે દીવાળી અને નવા વર્ષના ભારથી તે મુંઝાઇ જવાનો નથી—મુંઝાઇ ગયો નથી. જે કસોટીના કાળની એ રાહ જોતો હતો, જેને માટે તેણે તૈયારી રાખી હતી તે કાળ અત્યારે આવીને આપણાં આંગણાં ખખડાવતો ખડો થયો છે; ઓર્ડીનાન્સથી તે અકળાતો નથી, દમનનીતીથી તે મુંઝાતો નથી. કેમકે વર્તમાન હીંદીઓને છેલ્લી યુરોપી-યાદવીને અનુભવ છે. તે ઉપરાંત ૧૯૨૦ થી ૧૯૩૦ સુધીના દશકામાં સ્વતંત્રતા પ્રાપ્ત કરનારી પ્રજાઓના ઇતીહાસ એની આંખ આગળ જ રચાયા છે. છતાં તે પ્રજાઓના સ્વતંત્રતા પ્રાપ્તીના માર્ગ કરતાં હીંદનો માર્ગ જુદો છે. જગતમાં લગભગ છેક જ નવો છે. અહીંસાને ચુસ્ત રીતે વળગી રહી, આપભોગ આપવાનો એ માર્ગ છે. એની અસરકારીકતા પુરવાર થતી પણ બરાબર દેખાઇ છે.

જોહોન હેલેટ નામનો લેખક એક સામાયીક પત્રમાં લેખ લખતાં કહે છે: અમેરીકા, ફ્રાન્સ, ઇટાલી, રશીયા અને જર્મની એ બધા દેશો કરતાં અત્યારે ઇંગ્લાંડની સ્થીતી વીષમ છે. તેનો વ્યાપાર પડી ભાંગ્યો છે, કારખાનાં બંધ પડતાં જાય છે અને બેકારીનો પ્રશ્ન એના રાજ્ય કર્મચારીઓને મુંઝવી રહ્યો છે. અને એ વાત ખરી છે કે તેથી જ હીંદનો પ્રશ્ન કદાચ અત્યારે તેને ચીડ ચડાવતો હોય. પરંતુ ઇંગ્લંડની સ્થીતી તેના પરરાષ્ટ્રીય રાજકારણને અને મુડીવાદી તંત્ર રચનાને આભારી છે. યંત્રવાદ જે યુગબળનાં તાજાં આંદોલનો ઝીલવાની ના પાડે, તો તેની એ હઠથી જ તેનાં સાંધા-ઢીલા થવાના એ નીવીવાદ છે. જગત ખરીદ કરવાની શક્તી ધરાવતું હોય તે કરતાં વીશેષ માલના ઢગલા એક તરફથી ખડકે જવા, અને બીજી તરફથી તેના તમામ નફાના માલીક જાતે બનવું એ વર્તમાન યંત્રવાદના માલીક મુડીવાદીઓની સ્વાર્થી મહત્વકાંક્ષા સીદ્ધ થવાની નથી, એ તો બ્રીટન ની રાજ્યધુરાનાં સુત્રો સાચવી રહેલો રૂવાળ મજુરવર્ગ પણ કહે છે. પરંતુ જગતની જે પ્રજાઓનાં ગળામાં પોતાનો માલ તેમને પહેરાવવો છે, તેમની માલ ખરીદની

'શક્તીને મુડીવાદી સામ્રાજ્યવાદના સંચાથી ચુસી ચુસીને તેમને નીર્ધન બનાવી નાખ્યા પછી પણ, માલ ખપતો નથી એવી બુમો માર્યા કરવી એ તો માત્ર માનવતાની જ એકલી નહીં', પણ કુદરતની યે ક્રૂર અને ભયંકર મશ્કરી જ છે. એ બધા રોગોનો એક જ અચુક ઉપાય પરાધીન પ્રજાઓને સ્વાધીનતા આપી, તેમના ઢીલા પાડવામાં આવેલા આર્થીક અંગોને સંગીન બનવાની તક આપવી તે જ છે.

પરંતુ એ તક આપવા જેટલી મુડીવાદી સામ્રાજ્યવાદની છાતી ચાલતી નથી. કેમકે તેમાં એ બંને 'વાદ' નો અચુક નાશ નીર્માયલો છે. પરાધીન પ્રજાઓ સ્વતંત્ર બનતાં સામ્રાજ્યવાદના કાચા માલની ખાણ તરીકે તેમ જ તૈયાર માલના બઝાર તરીકે, પોતાના નફાની સગવડ સાથેના ઉપયોગની તેમની તમામ યુક્તીઓ અટકી પડશે એ ડર તેમને મુંઝવી રહ્યો છે. તેથી તો બેકારીના રાક્ષસને મહાત કરવા એકલે હાથે ઝુઝી રહેલા બ્રીટનના શાહીવાદ મજુરમીત્રોને તેમના મુડીવાદી મીત્રો કશી જ મદદ કરવાની ના પાડતા, દુર રહે રહે અકળાયલા મેકડોનાલ્ડની અવદશા ઉપર રોથરમીઅરો અને બીવરબ્રુકરો અટ્ટહાસ્ય કરી રહ્યા છે! એમની એ ઉદાસીનતાના મુળમાં મુડીવાદના નાશનો તેમ જ ખુદ બ્રીટનની ભુમીમાં સમાજવાદના સફળ પ્રયોગનો ભય છુપાયાં કરી રહ્યો છે. તેથી તો જ્હોન હોલ્ટ જેવાઓને નીરાશ હૈયે ઉચ્ચારણ કરવું પડે છે કે: England has ceased to have ideals or, if she has them, to believe in the possibility of their fulfilment: (ઇંગ્લંડના હૈયેથી આદર્શો આથમી ગયા છે. અથવા જો આદર્શ આથમ્યા ન હોય તોપણ તેની સફળતા માટે એની શ્રધ્ધાનાં પુર હવે ઓસરી ગયાં છે), પણ એક વખતે કચડાયલી પ્રજાઓના દોસ્ત તરીકે પોતાને મનાવવાનો દાવો કરતા ઇંગ્લંડને આદર્શ ન હોય એમ માનવું એ વાજબી નથી. એટલે અમને તો એ ગુંચના મુળમાં ઇંગ્લંડના મુડીવાદી સામ્રાજ્યવાદને પોતાના નાશનાં સ્પષ્ટ દર્શન દેખાય છે. છતાં, જગતની સપાટી ઉપર પડી રહેલાં નુતન મનોદશાનાં ફોરણો એ જુની વ્યવસ્થાને કોઇપણ ઉપાયે નીભાવી લેવા તૈયાર થાય, એ માનવાની અમે સ્પષ્ટ ના પાડીએ છીએ.

આવી દશામાં એક તરફ ગોળમેજીનો દેખાવ અને બીજી તરફ હીંદીઓના હૈયે ઉગેલી સ્વતંત્ર મનોદશાની ઉપાને દમનનીતીના દોરથી અસ્તાચળે પહોંચાડવાના પ્રયત્નો—એમ પરસ્પરથી ઉલટી દીશાએ જતા પ્રયાસો બ્રીટીશ મુત્સદ્દીઓ કરી રહ્યા છે. કેમકે અત્યારે તેમની યે મુત્સદ્દીગીરીની કસોટીનો કાળ આવી પહોંચ્યો છે. અને હીંદને સાંસ્થાનીક સ્વરાજ આપવાની સ્પષ્ટ ના સંભળાવવાની સામ્રાજ્યવાદીઓના મુખ સમા વીન્સ્ટન ચર્ચીલની ધમકીઓ પાછળ, કે રોથરમીઅરનાં વાજીંત્રોમાં હીંદને સખ્ત હાથે કચડી નાખવાના પ્રતીદીન પડતા પડઘાઓ પાછળ, હીંદને હમેશને માટે હાથમાંથી ગુમાવવાના ભયવાળા ગભરાટના સ્પષ્ટ ધબકારા સંભળાય છે.

પરંતુ તેટલાથી હીંદીઓની કસોટીના કાળનું પુર્ણવીરામ આવી જતું નથી. હજી તો આપણે કસોટીઓની આકરી તાવણીમાં તવાવાનું બાકી છે. મ્યાન પરના અદનામાં અદના પોલીસ સીપાહીથી માંડીને હીંદીવઝીરની કચેરીના મીંદાસને બેઠેલા મોટામાં

મોટા વઝીર સુધીનાઓ તરફથી બતાવવામાં આવનારા નવા નવા પરચાઓનો અનુભવ લેવો આપણે માટે હજુ તો બાકી છે. આપણે સત્તાવાળાઓનાં વીપુલ સાધનોને તેમ જ તેની અપાર સમગ્રીઓને પણ અવગણવી ન જોઈએ. એ બધાની બરાબર ગણતરી કરીને, પ્રતીપક્ષીઓના બળનાં સાચા માપ નજર સમક્ષ રાખીને, સ્વતંત્રતા માટેની આપણી ધગશ, આપણી સહન કરવાની શક્તી અને આપણું સીધ્ધાંત પ્રીયતાના સરવાળા બાદબાકી તેમ જ ગુણાકાર ભાગાકાર કરી લેવા પડશે. પરીણામે તો પરાધીનતા ઉપર સ્વાધીનતાનો, મુડીવાદ ઉપર સમાજવાદનો અને સામ્રાજ્યવાદ ઉપર પ્રજામતવાદનો વીજય નીર્માયો જ છે. અને ગમે તેટલી દમનીતી કે ગોળમેજી જેવાં ફારસોની પરંપરા હીંદીઓને હવે પોતાના એ લક્ષ્યસ્થાનની પ્રાપ્તીમાંથી અટકાવી શકે તેમ નથી પણ—?

પણ તે માટે એકલા લાગણીના ઉછાળા, વીરપુજાની એકલી વાતો કે સંગીન કાર્યક્રમ વીનાના સ્વતંત્રતાના પોલા જયનાદો પુરતા નથી. એથી આપણે લક્ષ્યસ્થાન તરફ એક તસુ પણ આગળ વધી શકનાના નથી તે માટે આપણે આપણી પરીક્ષા પહેલી કરવી પડશે, આપણી લડતના માર્ગો, નક્કી કરેલા કાર્યક્રમ અને તેને દોરવી રહેલા નેતાઓની ય આપણે આકરી કસોટી કરવી જોઈશે. ગમે તેવા ભવ્ય કે મહાન પુરૂષ કરતાં આદર્શ મોટો અને મુલ્યવાન છે, અને ગમે તેવા દીવ્ય કે ગગનગામી આદર્શ કરતાં રાષ્ટ્રહીત વધુ કીંમતી છે. એ વાત બરાબર સમજીને, નવા વર્ષમાં આપણે આકરી કસોટીઓમાંથી પસાર થવાના નીર્ણય સાથે, તેનો આરંભ કરીએ એ જ જરૂરનું છે.

રંગ રાગ, મીષ્ટાન્ન, વસ્ત્રાભુષણના ઝાકઝમાળ, ફટાકડાના ફડફડાટ અને દીપમાળાઓની રોશની એ બધું છતાં મુર્દાઓની નીર્માલ્યતાવાળી દીવાળી એ દીવાળી નથી, એવાઓને કાજે પ્રત્યેક બાર મહીને નવું વર્ષ ઉગતું નથી જ્યાં ચેતન છે, જ્યાં જીવંતપણું છે, જ્યાં સ્વાધીનતાની ખુમારી છે, ત્યાં જ દીવાળી છે, ત્યાં જ નવા વર્ષના ઉત્સવો છે. એ દ્રષ્ટીએ આજે બહારની કશીય ધામધુમ દેખાતી ન હોય, સત્તાનો પ્રબળ પંજો સદાય ઉગામાયલો પ્રતી દીશાએ નજરે પડતો હોય, છતાં આજનો જ સમય મર્દોને માટે જીવવા જેવો, અભીમાન લેવા જેવો અને દીવાળીના ઉત્સવની મઝા માણવા જેવો છે. અમાસની અંધારી રાત્રી જેવી જીર્ણ મનોદશામાંથી આંખોને ય આંજી નાંખે તેવા નુતનયુગના સુર્યોદયની ઝાંખી કરવા માટે આજ યોગ્ય સમય છે.

પરંતુ બીજમાંથી નવો રોપો ઉત્પન્ન થતા પહેલાં જુના બીજને વરસાદનો મારો, પૃથ્વીની ઉષ્મા અને સુર્યના પ્રકાશ વેઠવા પડે છે; પોતાના અસ્તીત્વને નાબુદ કરવાની તૈયારી બતાવવી પડે છે, તો જ તેમાંથી ધાન્યનો નવીન છોડ ઉત્પન્ન થઈ, એકમાંથી એક સો કણનાં સર્જન થાય છે, તેમ જીર્ણવાદનાં જુના બીજમાંથી નવયુગનાં નવાં માનસનાં—સ્વતંત્ર માનસનાં સર્જન કરવાં હોય તો, એ જીર્ણતાના બીજને તો કહોઈને સડીને, ફુટીને ફાટીને નવીનતાની અંદર અંતર્ધ્યાન થઈ જવું પડશે. તે કામ ગમે તેવું વસમું લાગતું હોય તો પણ, નવાયુગની મીઠાશ માણવાના અભીલાષુઓએ તે સાધ્ય કરવું જ પડશે. તેમ થવા સીવાય આ પરાધીન હીંદમાં સ્વાધીનતાનો ખરો સુર્યોદય અશક્ય તો નહીં પણ દુર્લભ તો જરૂર જ થવાનો છે: એ વાત વર્ષના પ્રભાતમાં પગ સંચાર કરતાં આપણે ન જ ભુલીએ. એ ભાવનાથી જ પ્રેરાઈને આપણે પરસ્પરને નુતન વર્ષનાં અભીનંદન આપીએ તો જ યોગ્ય છે.



પીરામીડની પ્રાચીન ભુમી: ઇજીપ્ત (મીસર)

# ઇજીપ્તમાં અસહકાર

ઇજીપ્તની સાચી સ્વતંત્રતાને કચડી નાખવા હાલનું સીદકી પાશાનું 'ગેરકાનુની' અને 'આપખુદ' પ્રધાનમંડળ ભયંકર કાવાદાવા કરી રહ્યું છે. તેની એ તમામ ખટપટોને નીષ્ફળ બનાવી માતૃભુમીની સ્વતંત્રતાના નીશાનને પ્રતીજ્ઞાપુર્વક ઉંચુ રાખવા, વફદપક્ષ નહાસ પાશાની સરદારી નીચે આખરી ફેંસલાનો આઝાદી જંગ ખેલી રહ્યો છે.

. લેખક .

- આંતરરાષ્ટ્રીય રાજકારણનો અભ્યાસી

ઇજીપ્તના વફદપક્ષના માજી વડા વઝીર નહાસ પાશા અને બ્રીટનના પરરાષ્ટ્રીય મંત્રી મી હેન્ડરસન વચ્ચે સુદાનના પ્રશ્ન પર સમાધાનીના પ્રયત્નો તુટી પડ્યા, તે પછી સીદકી પાશાએ સરમુખત્યારી ધારણે ફરી વીના પાર્લામેન્ટ રાજ્ય ચલાવવાનો પ્રયોગ શરૂ કર્યો, ત્યારથી ઇજીપ્તનો અંદરનો મામલો વધુ ભીષણ રૂપ ધારણ કરતો ચાલ્યો છે.

સીદકી પાશાએ સત્તાનાં સર્વ સુત્રો પોતાના જ હાથમાં કેન્દ્રીત કરવા માટે પોતાના ભાઇ, ભત્રીજાઓ અને સાળા અને ઇતર સગાઓને જવાબદારીભર્યા હોદ્દાઓ આપવામાં લાયકાતની કસોટીને પણ બાજુ પર બેસાડી દીધી છે.

એટલું જ નહીં પણ ઓછામાં ઓછા દશ વર્ષ સુધી પોતાની એ આપખુદ સરમુખત્યારીના સીંહાસનને ઉની આંચ પણ આવવાની નથી એવી ભવીષ્યવણી મુસોલીનીની ભાષામાં ઇજીપ્તમાંના પોતાના વર્તદારો સમક્ષ ભાખવા માંડી છે.

અને તે ભવિષ્યવાણી ખરી કરે તે માટે ઇજીપ્તના બંધારણને આપખુદ રીતે હચમચાવી નાખી. મતાધિકારને અતિશય સંકુચીત બનાવી, વફદ પક્ષને તેમજ સાગ યે રાષ્ટ્રમતવાદી ઇજીપ્તને યુક્તિથી ઢંકાવવા મતાધિકારની હાલની સગવડો ખેંચી લેવાનાં કારમાં કાવતરાં ઇજીપ્તમાં શરૂ કરી દેવામાં આવ્યા છે.

## અણનમ ઉદ્દામવાદીઓ

પરંતુ ઇજીપ્તના અણનમ ઉદ્દામવાદીઓ સીદકીપાશાહીએ યુક્તિબાજ મવાળ પ્રવૃત્તીઓને તેમજ રાષ્ટ્રદ્રોહી રીતીઓને જરા ય. સફળતા ન મળે તે માટે પુરતા પ્રયત્નો કરી રહ્યા છે. તેમના એ પ્રયત્નોને અફળ બનાવી મુકવા માટે સીદકીની સરકારે વફદ પક્ષનાં વર્તમાનપત્રોને વીના સંકોચે કચડી નાખવા માંડ્યા છે અને બ્રીટનનાં સામ્રાજ્યવાદી પત્રોનો તેમાં સીદકીપાશાને તેમજ તેના સાથીદારોને સબળ ટેકો છે.

સીદકીપાશાનાં આ આંધળીમાં એટલી હદ સુધી આગળ વધતાં જાય છે કે, બ્રીટનમાં વસતા ઇજીપ્તવાસી વીદ્યાથીઓએ લંડનમાં પરીષદ ભરીને તેની આપખુદ સરમુખત્યારીની સામે પ્રબળ અહિલનો જગાવ્યાં છે. પરંતુ પ્રતીપક્ષીઓનાં પત્રો સામેના સીદકીપાશાના નીર્દય પ્રહારો હવે તો એટલી હદ સુધી આગળ વધવા લાગ્યા છે કે, 'અલ્સીશાહ' [Alsiessah] નામના ઉદારમતવાદી અને ખુદ સીદકીપાશાની સરકારનો સાથ કરનાર પત્રે પણ તે સામે વીરોધના સુર કાઢવા શરૂ કર્યા છે. અને તેણે એવી પણ ટીકા કરી છે કે: સીદકીપાશાનું આ પગલું "બંધારણની ૧૫ મી કલમથી ઉલટું છે."

પરંતુ એક હથ્થુ સત્તા વડે વફદ પક્ષનો ધાણ કાઢી નાખવા નીકળેલા સીદકીપાશા ઉપર તેની કશીજ અસર થતી જણાતી નથી.

## ઇજીપ્તનો અસહકાર

છતાં જાગૃત બનેલા પ્રજાના સંગીન મતના પડધાને એવા આપખુદીના કુચા દેવાથી કદી પણ શાંત પાડી શકાય ખરો? એ આપખુદીએ વફદપક્ષ તો વધુ સબળ બનતો જાય છે. "મત નહીં તો કર નહીં" એ સુત્રને સામે રાખીને ઇજીપ્તવાસીઓએ અસહકારની લડત તેથી જ શરૂ કરી દીધી છે, અને દીવસે દીવસે ઇજીપ્તભરમાં અસહકારની લડતના જુવાળ વીશેષ ચડતા ચાલ્યા છે. સીદકીપાશાની સરકાર તેથી ગભરાઇ છે, અને જાગૃતીના એ જુવાળને અટકાવવા એકકે ઉપાય કારગત થતો નથી. જમીન મહેસુલની વસુલાત તો હજુ ઓકટોબરના પાછલા પખવાડીઆમાં શરૂ થવાની છે, પરંતુ પ્રાંતીક પોલીસને લગતા કરની વસુલાતનો વીરોધ તો કયારનો ય શરૂ થઇ ચુકયો છે. હજારો માણસોએ એ કર આપવાની સીદકીના મંત્રીમંડળને ચોખ્ખી ના સંભળાવી દીધી છે, અને એ સંખ્યામાં પ્રત્યેક પળે ભારે વધારો થતો જ જાય છે.

એથી હાલની ઇજીપ્ત સરકાર એટલી તો ગભરાઇ છે તેમ જ મુંઝવણમાં પડી છે કે, 'સેન્સરશીપ' મુકીને વર્તમાનપત્રોને કરભંગની લડતના વૃત્તાંત છાપતાં અટકાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

જ્યાં કર આપનારી પ્રજા ના પાડે એટલે રાજ્યસુત્રો હાથમાં લઇ બેઠેલા કારભારીઓ જપ્તીનો ઝપાટો ચલાવે એ તો હમેશનો અનુભવ જ છે. પરંતુ અસહકારીઓના જપ્ત કરેલા માલને ખરીદનારા ક્યાંથી લાવવા? સીદકીપાશાને આની મોટી મુંઝવણ થઇ પડી. આથી કેરો, દામાનહુર અને બીજે જે જે સ્થળે આવી રીતે કરના બદલામા માલ જપ્ત કરવામાં આવ્યો હતો તેના વેચાણની તારીખોને વાયદે ચડાવવામાં આવી

ખુદ નહાસપાશાના ઘેરથી તેમ જ નહાસપાશાના મંત્રી મંડળના માજી ખજાનચી પ્રોફેસર મકરામ અબીદના મકાનેથી પણ ફર્નીચરની જપ્તી થઇ, પણ એ ફર્નીચરની હરાજીની મુદત જાહેર કરવાનું મોકુફ રાખવું પડ્યું! કર આપવાની ના પાડવામાં માજી પરરાષ્ટ્રીય પ્રધાન મોરકોસ હાના પાશા, તેમ જ મીનીઆ પ્રાંતના મોટા જાગીરદારો મુરાદ શેરાઇ બે અને અબુઅલ કાસમ મસરી બે જેવાઓ પણ ભળ્યા છે, અને તેમણે પોતાનો માલ ખુશીથી જપ્ત થવા દીધો છે. અને ઇજીપ્તની આમ જનતા પોતાના આ આગેવાનોને અનુસરવામા ગૌરવ માને છે.

## બ્રીટનની વીચીત્ર વલણ

ઇજીપ્તમાં ચાલી રહેલી આ અંધાધુંધી તરફ બ્રીટીશ મુત્સદીઓ વીચીત્ર વલણ ધારણ કરી રહ્યા છે. ઇન્સાફને ચાહનારા કેટલાક સામાન્ય માણસો ઇજીપ્તમાં મતાધીકાર પર છુરી મુકવાના સીદકીપાશાના વીચારોનો વીરોધ કરે છે ખરા છતાં તેઓ પોતાનો મત પ્રદર્શીત કરતા નથી–તેમની પાસે એવાં સાધનો નથી. જ્યારે સ્થાપીત હીતવાળાઓનાં સામ્રાજ્યવાદી પત્રો, જેનો બ્રીટનમાં બહોળો ફેલાવો છે તેઓ હજી ઇજીપ્તવાસીઓ સ્વતંત્રમતાધીકારનો ઉપયોગ કરવાને 'લાયક' બન્યા નથી એવી વાતોનો જ ફેલાવો કરી રહેલાં છે. અને ઉમ્મરલાયક મનુષ્યોને મળેલા મતાધીકાર છીનવી લઇ, ઇજીપ્તના જાગૃત રાષ્ટ્રમતવાદને મુંગો બનાવી દેવા માગે છે.

## બધે એક જ રીત

સીદકીપાશાની સરકાર મતાધીકારના કાનુનમા જે જાતનો ફેરફાર કરવા માગે છે અને બ્રીટનના સામ્રાજ્યવાદી પત્રો તેમ જ મુત્સદીઓ તેમા તેને સાથ આપે છે, તે રીતથી જે અધીકાર જનતાના હાથમાં મુકાયલો છે તે સીદકીપાશાને ટેકો આપનારા નાનકડા ટોળાના હાથમાં જઇ પડે તેવી ગોઠવણ કરવામાં આવી છે! એથી મતાધીકાર ભોગવનારા માણસને પોતાની ઇચ્છા વીરૂદ્ધ પોતાના જ પ્રતીપક્ષીને મત આપવો પડે તેવું કરવા જેવું બને તેમ છે.

પરંતુ ઇજીપ્તની જનતા [જે લગભગ ૯/૧૦ જેટલી થવા જાય છે] અનેક વરસોના સતત મંથન અને મહાબલીદાનો પછી મળેલા એ મોંઘા મતાધીકારને જતો કરવા દેવા જરા યે તૈયાર નથી.

દરેક દબાયલા દેશની પ્રજા માટે કરવામાં આવે છે, તેમ ઇજીપ્તનો મતાધીકાર છીનવી લેવાના હીમાયતીઓ એવી વાતો કરે છે કે, ઇજીપ્તના ખેડુતને પોતાની સ્વતંત્રતા માટે ઝાઝો રસ નથી. પરંતુ પ્રજામતની સાચી નાડ પારખનારાઓ કહે છે કે, એ વીધાન સાવ જુઠું છે. એટલું જ નહીં પણ ખરા-

રની જનતાને અવળે માર્ગે દોરવવા માટે જ ઉપજાવી કાઢવામાં આવ્યું છે.

## પેટનો ખાડો પુરે કે રાજકરણમાં પડે?

**ખરી** વાત એ છે કે ઇજીપ્તના ખેડુતો પોતાના રાજકારણી હકકો માટે સાવધાન અને તત્પર છે. હા, એક વખત એવો પણ હતો કે જ્યારે રાજ્યદ્વારી બાબતની તેમને ઓછી કાળજી હતી અને પોતાના દેશના રાજતંત્રમા પોતાનો મત બરાબર સંભળાય તે માટે આતુરતા પે ઓછી બતાવાતી હતી. પરંતુ જ્યાં પેટનો ખાડો પુરવા માણસને સુર્યોદયથી સુર્યાસ્ત સુધી સતત મજુરી કરવી પડતી હોય, તેવો વર્ગ રાજકરણમા સક્રીય ભાગ લેતો દેખાય એવું તો કોઇ પણ ભાગ્યે જ માનશે. અલબત્ત રાજદ્વારી સ્વતંત્રતા એ જીવનના વીશાળ દષ્ટીબીંદુથી જોતાં અતી અગત્યની વસ્તુ છે, તો પણ ખેડુતવર્ગને વીશેષ અસર કરનારી, એવી તલસ્પર્શી બાબત તો પેટની સગવડ પહેલી કરવી તે છે. તેમ છતાં, જ્યારે જ્યારે તક મળે છે, ત્યારે ખેડુતો તેનો લાભ લેવા સદય તત્પર જણાયા છે, અને દશમાંના નવ માણસોએ, હા અથવા ના કહેવાના પોતાના અધીકારનો બરાબર ઉપયોગ કર્યો જ છે.

## આંખો આપી હવે, આંધળો કરો!

**અને** આમ છતાં હવે તેમની પાસેથી મતાધીકાર છીનવી લેવાની દાનત તો એક માણસને જોતો કરવા માટે મહેનત કરવા પછી, એમ કહેવામાં આવે કે: "આને જોવાની શક્તી આપી છે અને જુઓ! તે બરાબર દેખતો થયો છે. હવે એને ફરીથી આંધળો કરો!" તેના જેવું છે. કેમકે મહામહેનતે ઇજીપ્તવાસીઓને વીશાળ ધોરણે મતાધીકાર મળ્યો, તેનો ઇજીપ્તવાસીએ એ યોગ્ય કદર અને વાજબી ઉપયોગ પણ કર્યો, અને હવે તેનો એ અધીકાર પોતાના પક્ષની સલામતી માટે છીનવી લેવા માટે સીદકી પાશાનું પ્રધાન મંડળ તૈયાર થયું છે.

જ્યારે મતાધીકાર અપાયો ત્યારે કેટલાકોએ ઇજીપ્તવાસીઓમાં સાદી સમજનો પણ અભાવ હશે, અને પોપટની માફક તેઓ પોતાના પઢાવેલા શબ્દો જ બોલશે એવી ગણતરી કરેલી. પરંતુ હવે જ્યારે સાચો પ્રજામત સાંભળવાની ઘડી ખડી થઇ ત્યારે, તેઓ પણ ગુંગળાયા. અને કહેવા લાગ્યા: એ અવાજો સાંભળ્યા વીના તો આપણો છુટકો નથી, પણ એનો અર્થ કશો જ નથી. કેમકે જેઓ એ બોલી રહ્યા છે તેઓ તો અભણ માણસો છે, અને વળી **આપણે** તેમની પાસે જે બોલાવવા માગીએ છીએ, તે શબ્દો એ બોલતા નથી. માટે એની બોલવાની શક્તી જ ખુંચવી લેવી:

## કામદાર સરકાર શું કરશે?

**પરંતુ** સીદકી પાશાનું આ પગલું વ્યવહારૂ છે ખરૂં? એનો વીચાર કરવા બેસીએ છીએ, ત્યારે તાજી જ વાતો સ્મૃતીમાંથી તરી આવતી દેખાય છે. જે કાયદાથી તમામ ઇજીપ્તવાસીઓને મતાધીકાર મળ્યો છે તેને તે સમયના ઇજીપ્તના હાઇ કમીશ્નર લોર્ડ લોઇડના આશીર્વાદ મળ્યા હતા, અને અદલી પાશાએ તેમ જ સરવત પાશાએ તેનો સ્વીકાર કર્યો હતો. અને ૧૯૨૮ માં જ્યારે મહમદ પાશાની સરકારે તેમાં સુધારો સુચવવા માગ્યો, ત્યારે બ્રીટનની કામદાર સરકારે સાર્વત્રીક મતાધીકારની તરફેણમાં પોતાનો મત દર્શાવ્યો હતો. એટલે હજી એ જ કામદાર

સરકારના હાથમાં બ્રીટનનાં રાજસુત્રો છે, તેમ જ ઇગ્લંડ તેમ જ ઇજીપ્ત વચ્ચેનું તકરારનું ત્રિશંકુ દશામાં છે, તેવે વખતે જો સીદકી મંત્રીમંડળ મતાધીકારના કાયદામાં સુધારો સુચવે તો તેથી બંધારણની દ્રષ્ટીએ બહુ જ કફોડી સ્થીતી ઉભી થાય તેમ છે. કેમકે સીદકીપાશા બ્રીટીશ મુત્સદ્દીઓની સલાહ શીવાય એવું પગલું ભરી શકે જ નહીં એવી માન્યતા તેથી ઇજીપ્તવાસીઓમાં વ્યાપક સ્વરૂપ લે, અને તેમ થતાં બ્રીટન સાથેના તેના બગડેલા સંબંધમાં વીશેષ બગાડો થાય.

## પરરાષ્ટ્રીય પ્રધાનની કચેરીમાં—

ખરી વાત એ છે કે, સીદકીપાશા અને તેના સાથીઓ વફદપક્ષની પાછળના પ્રબળ પ્રજામતથી ગભરાય છે; પરંતુ તેમના એ ગભરાટથી બ્રીટનની પરરાષ્ટ્રીય પ્રધાનની કચેરી તેને સાથ આપે એ અત્યારે માની શકાય તેમ નથી. ઇજીપ્તનો હાલનો હાઇકમીશ્નર સર પર્સી લોરેન લંડન જઇને પરરાષ્ટ્રીય પ્રધાનની કચેરીનાં દ્વાર ખખડાવી રહ્યો છે, અને મી. રામ્સે મેકડોનાલ્ડ તેમ જ બ્રીટનનો પરરાષ્ટ્રીય પ્રધાન મી. હેન્ડરસન ઇજીપ્તની પ્રજાને બ્રીટીશ મીત્રતાની કઇ રીતે ખાત્રી આપી શકે તેની વાટાઘાટ પરરાષ્ટ્રીય પ્રધાનની કચેરીમાં ચાલી રહી છે. એ સમાધાનના નવા પ્રયાસોમાં આડખીલી ઉભી કરવા બ્રીટનનાં સામ્રાજ્યવાદી પત્રોમાં વફદપક્ષને વગોવવાની ચાલબાજીઓ પણ સાથે સાથે જ શરૂ થઇ ચુકી છે. લંડનના 'ડેઇલી ટેલીગ્રાફ'નો ઇજીપ્તનો ખબરપત્રી મી. મર્ટન જે પહેલાં લંડનના 'ટાઇમ્સ'ના ખબરપત્રી તરીકે કેરોમાં રહીને મહમદપાશાના પ્રધાનમંડળને સાથ આપી રહ્યો હતો, તે હાલ સીદકીપાશાની આપખુદ સત્તમુખત્યારી ઇજીપ્તમાં કાયમ ટકે તે માટે ધડ માથા વીનાની વાતો 'ડેઇલી ટેલીગ્રાફ' માટે મોકલાવે છે. જો કે વફદપક્ષના લાગતા વળગતા નેતાઓ તેનો સખ્ખત ઇનકાર કરીને, એ જુઠાણું પ્રકટ કર્યા વીના રહેતા નથી.

પરરાષ્ટ્રીય પ્રધાનની કચેરીની કોન્ફરન્સના સંબંધમાં જનતામાં ગેરસમજુત ફેલાવવા વફદપક્ષ સુદાન વીષે સમાધાન સ્વીકારવા તૈયાર છે, અને નહાશપાશાએ તે માટે ડૉ. ડોલ્ટન સાથે વાટાઘાટ શરૂ કરવા મકરમ બેને પરવાનગી સુદ્ધાં આપી છે. એવું એવું છાપી મારવામાં આવે છે! છતાં મકરમ બેએ તે જ દીવસે લંડનમાં એ જુઠાણાનો રદીઓ આપી એ ખટપટનું પોલ ખુલ્લું પાડી દીધું હતું.

## નહાશપાશાની મક્કમતા

સીદકીપાશાના સાથીઓની આ બધી યુક્તીઓ છતાં વફદ પક્ષના નેતાઓ પહેલાના જેટલા જ મક્કમ છે. 'લા રીફોર્મ' નામના અલેકઝાન્ડ્રીઆના એક પત્રની સાથેની વાતચીતમાં વફદપક્ષના નેતા નહાશપાશાએ ખુલ્લે ખુલ્લું કહી દીધું છે કે:

"હાલના જેવી આપખુદ સરકાર મતાધીકાર સંકોચવા જેવા સુધારા કરી શકે જ નહીં. કેમકે તે પાર્લામેન્ટની મદદ વીના કારભાર કરે છે. પરંતુ બન્ને સભાઓની પ્રથમ સંમતી મેળવ્યા વીના ઇજીપ્તમાં કાયદો જ કરી શકાય નહીં. શાહી સંમતીના અધારે પણ મતાધીકારના કાનુનમાં સુધારો કરવો તે બંધારણની વીરૂદ્ધ છે. એટલું જ નહીં પણ તેથી ઇજીપ્તના અને ગ્રેટબ્રીટનના બન્નેના હીતને નુકશાન થાય છે. માટે બ્રીટીશ સરકારે બ્રીટન અને ઇજીપ્ત વચ્ચેના કરારો ઉપરની વાટાઘાટ વેળાસર શરૂ કરવી, અને તેમાં એક તરફ જેમ બ્રીટીશ પ્રજાના



કેરો: ઇજીપ્તની પાટનગરી જ્યાંથી થતા સુત્રમ ચાલને આજે સાલ પે ઇજીપ્તને ઉશ્કેરી મૂક્યુ છે.

પ્રતીનીધી એવી પાર્લામેન્ટના પ્રતીનીધી વારાધાટમા બેસવાના, તે રીતે બીજી તરફથી ઇજીપ્તવાસીઓના પ્રતીનીધી સભી જે સરકાર હોય તેમના પ્રતીનીધીઓને તેમ

લાવવા જોઇએ. પરંતુ જનતાએ સ્વતંત્ર રીતે વરણી કરીને મોકલેલા પ્રતીનીધીઓની પાર્લામેન્ટ સીવાય ઇજીપ્ત તરફથી એવી વાટાઘાટ થઇ શકે જ નહી."

સુદાનના કરારનું સમાધાન કરાવી, તેના અમલ વખતે સત્તાનાં સુત્રો પોતાના એકલાના હાથમાં રહે એવી સીદકીની એ ખંધી કરામત છે. પરંતુ તેમાં તે ફાવનાર નથી જ અને છેવટે પ્રોફેસર એવો આશાવાદ ઉચ્ચારે

## ઇજીપ્તવાસીઓ બંધારણને સાચવશે જ

વફદ પક્ષના સેક્રેટરી જનરલ પ્રોફેસર મકરામ આબીદ બેએ ઇજીપ્તના આવા વીફરેલા મામલા વીષે લંડનના 'ઇજીપ્ત' પત્રમાં પોતાનો અભીપ્રાય પ્રકટ કરાવતાં દઢ નીશ્ચયપુર્વક જણાવ્યું છે કે: ઇજીપ્તવાસીઓ અંદર અંદરની લડાઇઓ કર્યા વીના કે રક્ત વહાવ્યા વીના જ પ્રજામતના પ્રબળ બળથી પોતાના બંધારણને સાચવવાનો નીર્ણય કર્યો છે, અને તેમાં તે જરૂર જીતશે. ઇજીપ્તની હાલની સરકાર વફદપક્ષને માટે વર્તમાનપત્રોમાં જે વાતો ફેલાવે છે, તે જ તેની નબળાઇ તેમ જ ગભરાટના પુરાવા માટે પુરતું છે.

સીદકી પ્રધાનમંડળની આપખુદ નીતીમાં જે ગેરવ્યવસ્થા ચાલી રહી છે, તેથી ઇજીપ્તનો વ્યાપાર અસ્ત વ્યસ્ત થઇ ગયો છે અને રૂના ભાવ છેક જ ગગડી ગયા છે. છતાં સીદકીપાશા મતાધીકારના કાનુનમાં જે સુધારા કરવા માગે છે, તેથી તેની સામે ઇજીપ્તના ખેડુતો, વ્યાપારીઓ અને સામાન્ય પ્રજાજનો જરૂર જબ્બર જંગ જગાવશે. હાલની સ્થીતીમાં બ્રીટનની સરકાર સીદકીપાશાની સાથે તહેનામાની વાટાઘાટ ચલાવે તેમ નથી, એટલે ચાલુ બંધારણ પ્રમાણે



ઇજીપ્તના આમવર્ગનો આગેવાન મુસ્તફા નહાસ પાશા [જમણી તરફ] જે આજે મીસરની મુક્તી માટે અસહકારનાં યુદ્ધ ખેલી રહ્યો છે. તેમની નજીક નહાસ પાશાના જુના પ્રધાનમંડળના પરરાષ્ટ્રીય મંત્રી વસીફ ગાલી પાશા ઉભા છે.

છે કે, એવો સમય નજીક આવશે કે જ્યારે ઇજીપ્તની પ્રજાના સાચા પ્રતીનીધીઓ સાથે છેવટના સમાધાનની ચર્ચા કરવા માટે બેસવું પડશે.

## શીક્ષીત નવજવાનોનો સાથ

પોતાના આપખુદ પગલાં સામે ઇજીપ્તવાસીઓએ આરંભેલા અસહકારણી જંગનાં મુખ્ય ઓછાં અંકાવવા સીદકી અને તેના સાથીઓ, બ્રીટીશ મુડીવાદીઓનાં વર્તમાનપત્રો દ્વારા જગતને એવું જણાવવાનો આડંબર કરે છે કે, સીદકી પ્રધાનમંડળ સામેની લડતમાં માત્ર અભણ માણસો જ જોડાયા છે. અને એમના એ કથનને નીરાધાર જાહેર કરવા માટે જ ગ્રેટ બ્રીટનમાં અભ્યાસ કરતા ઇજીપ્તના નવજવાનોએ લંડનમાં પરીષદ ભરીને જાહેર કર્યું છે કે :

(૧) હાલની સરકાર ગેરકાયદેસરની છે, તેણે ખુદ બંધારણની સામે જ બંડ કર્યું છે, એટલે તેની સામે અમે અમારો તીવ્ર નીષેધ જાહેર કરીએ છીએ, એટલું જ નહીં પણ તેમના એ કામથી જેમણે સ્વતંત્રતાને ખાતર પ્રાણ હોમ્યા છે, તેમનાં મૃત્યુ માટે સીદકી પ્રધાનમંડળને અમે તકસીરવાર ઠરાવીએ છીએ. અમારા પ્યારા નેતા નહાશપાશાના જાન લેવાના થયેલા પ્રયત્નોની જવાબદારી પણ અમે તેને જ માથે મુકીએ છીએ.

(૨) રાષ્ટ્રમતવાદી અને ઉદારમતવાદી વર્તમાનપત્રોને દાબી દેવાના પ્રયત્નો પ્રધાન મંડળની નીર્માલ્યતા સુચવે છે અને દેશનો તેનામાં વીશ્વાસ નથી એ પુરવાર કરે છે.

(૩) આ આપખુદ પ્રધાનમંડળી જો મતાધીકારના કાનુનમાં કશોય ફેરફાર કરશે તો દેશમાં અસંતોષ, મુસ્કેલીએ અને ઉત્કપાત જામશે એવી આ પરીષદની ખાત્રી થઇ છે. વળી પરીષદની એ પણ ખાત્રી છે કે, જે ખેડુતોના ઉત્પનથી દેશની દોલતમાં ફાળો ઉમેરાય છે તેમને સાધી રીતે મતાધીકાર ધરાવવાના સંપુર્ણ હક્ક છે.

(૪) અસહકારની લડતને આ પરીષદ સ્વીકારે છે અને જ્યાં સુધી બંધારણ પ્રમાણે કામ થતું ન હોય ત્યાં સુધી મુત્સદીખાતાની તેમજ કેળવણી ખાતાની સાથે પણ અસહકાર કરવા, યુરોપમાંની ઇજીપ્તવાસીઓની સંસ્થાઓએ આ અસહકારને સફળ બનાવવા તમામ પ્રયત્નો કરવા.

(૫) પ્રસંગ પડે ગમે તે વખતે આ પરીષદ પોતાની બેઠક ભરવાનો નીશ્ચય કરે છે એવી પરીષદમાં અસહકારની સીધી લડતને કાયમી સ્વરૂપ આપવાનાં પગલાં લેવાશે.

(૬) વફદ પક્ષે ધારણ કરેલી ડહાપણ ભરેલી નીતી માટે તેને સાથ આપવા માટેનો સંદેશો નહાશપાશા ઉપર મોકલવો અને આપણે અસહકારમાં સાથ દેવાનો કરેલો આપણો નીર્ણય, આપણા એ નેતાને જણાવવો.

## આખરી યુદ્ધ

આમ ગમે તેમ થાય તો પણ, ગમે તેટલાં કષ્ટ સહન કરવાં પડે તો પણ, ગમે તેવાં મોઘાં બલીદાન લેવાય તો પણ, પોતાના બહુ મોંઘી કીંમતે મેળવાયલા બંધારણને અને સ્વતંત્રતાને સાચવવા ઇજીપ્તવાસીઓએ મક્કમ નીશ્ચય કર્યો છે. ઇજીપ્તનું આ આખરી યુદ્ધ છે અને તેમાં વીજય પ્રજામતને જ વરવાનો છે, એ અત્યારે દેખાતાં તમામ ચીન્હો ઉપરથી પુરવાર થાય છે.

પાછળથી મળેલા તારો પ્રમાણે નહાશ પાશાએ ઇજીપ્તના રાજા ફૈદને વચ્ચે પડી, સીદકીને બંધારણ વીરૂદ્ધ કામ કરતા અટકાવવા અરજી કરી હતી; તેમણે ધારાસભા ભરવા દેવાની માગણી પણ કરી હતી, છતાં રાજા ફૈદે તેનો અસ્વીકાર કર્યો છે. એટલે હવે લડત કેવો રંગ પકડે છે તે જોવાનું રહ્યું.



# રણનાં તાન

રણનાં લાગ્યાં અમને તાન?
શૌર્ય અમારી રગરગમાં ને
શૌર્યના શ્વાસોચ્છ્વાસ;
શૌર્ય અમારી છાતીએ ધડકે
શૌર્યનાં શસ્ત્ર તમામ;
રણનાં લાગ્યાં અમને તાન?

ડગલે પગલે ધરણી ધ્રૂજે,
ધ્રૂજે સાગર નીર;
પ્રેમશસ્ત્રથી પર્વત ડોલે,
વસમાં સતનાં તીર;
રણનાં લાગ્યા અમને તાન!

સ્થાન અમારૂં રણભૂમિને
ભયનું ન અમને ભાન;
ગાન અમારૂં મુક્તિ-કેરૂં,
જીવન સાટ સ્વમાન;
રણનાં લાગ્યા અમને તાન!

ભારતનાં જંજીર તોડવા,
કરશું તન કુરબાન;
સ્વરાજ્યનો ધ્વજ ફરકાવીશું,
રહેશું નહીં ગુલામ!
રણનાં લાગ્યાં અમને તાન.

વ્રજલાલ શાહ

# બુદ્ધિ સામે

: લેખક :

> સ્વતંત્રતાની લડત એટલે, સ્વતંત્ર બુદ્ધીપુર્વક કામ કરવાની પુરેપુરી છુટ તમામ ક્ષેત્રમાં મળે, તે માટેની લડત. જ્યાં એવી તક ન હોય તેનું જ નામ પરાધીનતા.

એક તરફ સંપુર્ણ સ્વતંત્રતા મેળવવાની મહત્વાકાંક્ષા જાગૃત થઇ છે. હીંદુસ્થાનના સારા યે ઇતિહાસમાં અગાઉ કદી પણ નહીં બનેલું એવું અત્યારે બની રહ્યું છે. કાશ્મિરથી કન્યાકુમારી સુધી અને રંગુનથી કરાંચી સુધી એક જ ભાવનાથી પ્રેરાયલી જનતામાં પ્રચંડ જાગૃતી અનુભવાય છે.

તેને માટે તમામ પ્રકારનાં બલીદાન આપવા માટે કરોડો સ્ત્રી, પુરુષો અને બાળકો તૈયાર થઇ ગયાં છે.-હીંદુસ્થાનમા આટલી એકતાથી, આટલા વ્યાપક સ્વરૂપે પરાધીનતાને ફીટાવવા માટેની તૈયારી માત્ર પહેલી જ વખત બતાવવામાં આવી છે.

પરાધીનતાની સામે જે રાષ્ટ્રની જનતા આવો વીરાટ જંગ જમાવે, તે રાષ્ટ્રના કયા મનુષ્યની છાતી ગજ ગજ ફુલે નહીં ?

પરંતુ એક તરફથી સંપુર્ણ સ્વતંત્રતાની ઉત્કટ ભાવના સેવનારાઓ જ બુદ્ધીની સામે બહારવટું પોકારતા અને કેવળ આંખમીંચીને જ ગતાનુગતી ન્યાયે ચાલવાનું જનતાને શીક્ષણ આપવામાં પોતાની બુદ્ધી ખર્ચતા દેખાય છે, ત્યારે સ્વાભાવીક રીતે જ ગીંતા અને ભયની લાગણીનો અનુભવ થયા વિના રહેતો નથી.

પ્રીન્સીપાલ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ 'વસંત' ના ભાદ્રપદના અંકની પોતાની પ્રાસંગીક નોંધમાં કહે છે: "હમારામે 'લાયન-મત'નો ઝઘડો ગાયો તે કરતાં અધીક તીવ્ર બુદ્ધી અને હૃદયનો ઝઘડો અનેક ભારત પુત્રને આજ મથી રહ્યો છે."

આગળ ચાલતા 'શ્રદ્ધા અને શંકા' નામના બીજા લેખમાં પ્રીન્સી. ધ્રુવ કહે છે: "જ્યારે સઘળું ઠીક ઠાક નથી હોતું ત્યારે મનુષ્ય અલૌકીકવાદી થાય છે, ભાવનાઓનાં સ્વપ્નાં સેવે છે, અને શ્રધ્ધાના બળથી જીવે છે. પણ સુખના દીવસોમાં એ આ લોકની જ દરકાર કરે છે, વર્તમાન પર જ એની દષ્ટી ઠરે છે, અને બુધ્ધી જ એનું પ્રમાણશાસ્ત્ર બની રહે છે." ટુંકામાં તેમનું કથન એ છે કે: "ભાવનામાં શ્રધ્ધા રાખવી ઘટે."

સંપુર્ણ સ્વતંત્રતા અને તે પણ એકલી રાજકીય નહીં પણ સર્વાંગી સંપુર્ણ સ્વતંત્રતાની જ્વલંત ભાવનાને દષ્ટી સમક્ષ સતત રાખીને, અવીરત કાર્ય કરતા રહી ભાવનાનાં સ્વપ્ન મનુષ્ય પ્રયત્નથી સાચાં કરશે એટલી શ્રધ્ધા મનુષ્ય રાખે તો તેમાં કોઇને પણ વાંધો હોઇ શકે નહીં.

પરંતુ જ્યારે પોતાની બુધ્ધીનો સતત ઉપયોગ કરનારાં સ્ત્રી પુરૂષો રાજકારણી પક્ષાપક્ષીને લીધે અથવા તો પોતે જે કંઇ વીચારે છે, કહે છે અને જણાવે છે તે જ માત્ર સત્ય છે:

# બહારવટું

બુદ્ધીવાદી

> પરંતુ અત્યારે કેટલાક એવા મનુષ્યો સ્વતંત્રતાની લડતમાં પડયા છે કે જેઓ પોતાની બુદ્ધીનો સ્વતંત્ર ઉપયોગ કરવા છતાં, બીજાની બુદ્ધીને ક્બાટમ પુરી રાખવાની ભલામણ કરે છે.

એવું જનતાને મનાવવા માટે તેનામાં એકાદ સંત મહંત કે અવતારને નામે અંધશ્રદ્ધાવાદ ઉભો કરી, જનતાને પોતાની બુધ્ધીના ક્બાટને તાળાં મારી રાખી, એ તાળાની ચાવી ઉંડા દરીયામાં ફેંકી દેવાની કે પછી કારાવાસ સેવતા કોઇક નેતાને સોપી દેવાની ભલામણ કરે, ત્યારે તો તેમ કરનારા જરૂર બુધ્ધી સામે બહારવટું જ ખેડે છે અને એમ કરીને જનતાને અવળે માર્ગે દોરવે છે એમ કહેવું જોઇએ.

એમ કરનારાઓ જનતાને શું કરવાનું કહે છે તે વધારે સ્પષ્ટ રીતે સમજવા માટે એક ઉદાહરણ લઇએ :

ધારો કે, આપણે પગે ચાલતા વીરમગામથી અમદાવાદ જવું છે. આપણે એ પગરસ્તાના ભોમીયા નથી. અને રસ્તામાં સ્થળે સ્થળે બેવડા ને ત્રેવડા માર્ગ આવે ત્યાં ત્યાં કોઇ જાણીતા મુસાફર આપણને મળે જ તેની કંઇ ખાત્રી નથી. તેથી અમદાવાદ અને વીરમગામ વચ્ચેની વાટના પુરેપુરા જાણકાર એવા એકાદ ભોમીઆને આપણે સાથે લઇએ તે કંઇ ખોટું નથી ઉલટું તેમ કરવું વીશેષ સારૂં છે. કેમકે તેથી આપણી ચાલવાની શક્તીનો વ્યર્થ વ્યય ન થાય, સમય પણ બચી જાય અને માર્ગમા ભુલા પડવાનો જરાએ સંભવ ન રહે. એવા ભોમીઆની સાથે જવા તૈયાર થવું, તેટલા પુરતી એનામાં શ્રધ્ધા મુકવી એ તો વ્યવહાર છે. પરંતુ જો તે ભોમીએ એમ જ કહે કેઃ મારી સાથે આવવા માટે તમારે મારી એક શરત મંજુર રાખવી પડશે, તે એ કે, તમારે તમારી આંખો ઉપર પાટા બાધીને મારી પાછળ પાછળ ચાલવું જ પડશે. તો એ શરતનું પાલન કરવાની ઘણું-લગભગ બધા જ-માણસો ના પાડવાના. તેઓ એમ જ કહેવાના કે ભાઇ, રસ્તાના ભોમીયા તરીકે અમે તમારી ઉપર પુર્ણ શ્રધ્ધા રાખીએ છીએ તેમ અમે જરા પણ શંકા કરતા નથી. તમે માર્ગમા અમને લુંટાવી દેશો કે કોઇ જંગલ ઝાડી તરફ ઘસડી જશો એવી કુશંકા પણ અમારા મનને થતી નથી, ઉલટા રસ્તામાં આવનારી નદીના પ્રવાહને ઓળંગતાં પણ અમે તમારામાં જ શ્રધ્ધા રાખીશું, ત્યારે તમે અમને કયાંક ડુબાડી દેશો એમ પણ નહીં કહીએ. પરંતુ માર્ગમાં ચાલવાની સગવડ માટે આંખો ઉઘાડી રાખવાની અમારી વ્યક્તિગત સ્વતંત્રતા ગુમાવી, આખે રસ્તે એક બીજાને પકડી પગ ઘસતા ચાલવાની હદે જાણી જોઇને આધળા થવા અમે તૈયાર નથી. તેવી માગણી કરવાનો તમારો હક્ક કે અધીકાર નથી. કેમકે અમે તમને અમારા ભોમીઆ તરીકે

સ્વીકારી, તમારૂં અનુસરણ કરવા તત્પર થયા છીએ, એ પુરતું છે.

અને એ નીયમ જેમ સામાન્ય મુસાફરીને લાગુ પડે છે, તે જ પ્રમાણે રાજકીય લડતનો પંથ કાપવાને પણ તેટલો જ લાગુ પડે છે.

પરંતુ એક મોટો વર્ગ અત્યારે એવો ઉભો થયો છે કે, જેઓ માત્ર લાગણીના ઉભરા ઉપર જનતાની જાગૃતીને ટકાવી રાખવામાં જ સંપુર્ણ સ્વતંત્રતાનું સંગીન ફળ મેળવી શકાશે એમ માની જનતાને પોતાની બુધ્ધીનો ઉપયોગ નહીં કરવાની ભલામણ કરે છે. અને જીવનના પ્રત્યેક પ્રશ્નમાં પરાવલંબન સ્વીકારીને આગળ વધવાની જુની ટેવને લીધે નૌજવાનો પણ પોતાની બુધ્ધીને પટારામાં પુરી તાળાની ચાવી ત્રીજા ધણીને સોંપવા તૈયાર થઇ જાય છે!

[ ૨ ]

શ્રી. કીશોરલાલ ઘનસ્યામલાલ મશરૂવાળા મહાત્માજીના ચુસ્ત અનુયાયી છે. તે ભાઇનો 'સામુદાયીક ઉપાસના' વીષેનો લેખ 'પ્રસ્થાન' માં પ્રસીધ્ધ થયો છે. તેમાં બુધ્ધી અને જીવન વચ્ચેનો ભેદ સમજાવતાં એમણે લખ્યું છે:

"બુદ્ધીથી જેટલું આપણે સમજી શકીએ છીએ તેટલું બધું આપણે તુરત જ જીવનમાં ઉતારી શકતા નથી. સારામાં સારો સત્યાગ્રહી પણ જીવનને બુદ્ધીના નીર્ણયો પાછળ ખેંચવાનો માત્ર પ્રયત્ન જ કરે છે; બુદ્ધીને સાવ બંધબેસતું થાય એવું જીવન ઘડી શકતો નથી. આમાં બુદ્ધીનો દોષ નથી. પણ જે પરીસ્થીતી અને સંસ્કારોમાં પુર્વજીવન વીત્યું છે તે માણસની પુરુષાર્થ કરવાની શક્તી મર્યાદિત કરે છે, અને તેથી જીવન બુદ્ધીની દોડ કરતાં પાછળ રહી જાય છે. કર્તૃત્વશક્તી કરતાં બુદ્ધી વધારે વ્યાપક ક્ષેત્રમાં વીહાર કરી શકે છે. પણ બુદ્ધીને અનુરૂપ પુરષાર્થ કરવામાં શરીર, ઇંદ્રીયો, સંસ્કારો, ટેવો, સમાજ, વાતાવરણ વગેરે અનેક અંતરાયો સાથે ઝઘડવાનું હોય છે, અને તે ઝટ ઝટ નીવારી શકાતાં નથી આથી "ધર્મ શું છે તે જાણું છું, પણ તે પ્રમાણે વર્તી શકતો નથી; અધર્મ શું છે તે જાણું છું, પણ તેમાંથી અટકી શકતો નથી," એવી દુર્યોધન જેવાની જ નહી, પણ આપણામાંથી હજારે ૯૯૯ ની સ્થીતી હોય છે.

આ કારણથી, બુદ્ધીયા એક વીચારસરણી કે સીદ્ધાંત સમજાઇ જાય, ત્યારબાદ પણ એક વાત વીચારવાની હોય છે, અને તે પોતાનું વાસ્તવીક જીવન અને બુધ્ધી વચ્ચેનું અંતર. જે આ વાત ધ્યાનમાં રાખે નહી તેની સ્થીતી નીચે કહેલા મજુરના જેવી થાય.

વાત આ પ્રમાણે છેઃ *

એક મજુરે લોટરીની ટીકીટ લીધેલી. ભાર ઉંચકવા માટે જે કડીયાળો વાંસ એ રાખતો તેના પોલાણમાં તેણે એ ટીકીટ રાખી મુકી હતી. પરીણામને દીવસે એની ટીકીટનો નંબર પહેલો ખેંચાયો. આ વાત સાંભળતાં જ એ હર્ષમાં આવી ગયો, અને 'હવે મજુરના વાંસનું શું કામ છે?' એમ વીચારી તેણે એ નદીમાં ફેંકી દીધો. વાંસ ખેંચાઇ ગયા પછી એને ખ્યાલ આવ્યો કે ઇનામના આધારરૂપ ટીકીટ તો વાંસની સાથે જ ગઇ! પછી તે પોક મુકીને રડયો.

* આ વાત ચીનના પ્રજાસત્તાક રાજ્યના સ્થાપક ડો. સુન-યાટ-સેનના એક ભાષણમાંથી લીધી છે. આ વાત સાચી છે એમ તેમનું કહેવું છે.

પરીણામ બહાર પડવાથી, ધન મ પણ જાણે હાથમાં આવી ગયું એમ માનવાની મંજુરે ભુલ કરી...બુધ્ધી ફેરવાતાં જીવન ફેરવાઇ ગયું એમ બનતું નથી."

આમ છતાં બુધ્ધી અને જીવન વચ્ચેના અંતરને સમજવા માટે પણ બુધ્ધીની તો જરૂર પડવાની જ. જો કે શ્રી. મશરૂવાળાનું એ કથન તો વીવાદગ્રસ્ત જ છે કે: "બુધ્ધી ફેરવાતાં જીવન ફેરવાઇ ગયું એમ બનતું નથી."

બુધ્ધી ફેરવાતાં જીવન ઉપર તેની જરૂર અસર થાય છે જ. હા, જેટલી ત્વરાથી બુધ્ધી આગળ દોડી જાય તેટલી ત્વરાથી જીવનમાં પલટો થઇ ન શકે એમ માની લેવું તે તો વાસ્તવીક નથી જ.

દાખલા તરીકે માનો કે:

એક માણસ ચોરી કરીને જીવન ગાળતો હોય, તેને બીજી રીતે જીવન ગાળવામાં રહેલા લાભ સમજાવવામાં આવે, અને તેની જુની ચોરી કરવાની લાલચ ઉત્પન્ન કરનારી-બુધ્ધીમાં પલટો થાય, તો જરૂર તે મનુષ્યનું જીવન પલટાઇ જાય. અને જેને એક વખત ચોર તરીકે સમાજમાં શરમી દગી-ભર્યું જીવન ગાળવું પડતું હતું, તે સારા નાગરીક તરીકે પ્રતીષ્ઠીત જીવન ગાળી શકે

શ્રી. મશરૂવાળા બુધ્ધી અને જીવન વચ્ચેના ભેદ સમજાવતાં બુધ્ધીને અનુરૂપ પુરૂષાર્થ કરવામાં નડતા વીઘ્નોને લીધે જીવન ને તેના અનુરૂપ ગોઠવી ન શકાય એમ કહે છે, અર્થાત્ બુધ્ધી જીવનને માટે ઉપયોગી નથી એવું એમનું કથન નથી.

શ્રી. આનન્દશંકર ધ્રુવ પણ કહે છે કે: "તપશ્ચર્યાથી આત્મઘાત કરીને પરબ્રહ્મને પમાતું નથી; એને બદલે આત્માનું રક્ષણ કરીને દઢ પણ સમજણવાળી તપશ્ચર્યાથી અપરક્રમ સુધી પહોંચાય...છે."

અહીં 'સમજણવાળી' એટલે 'બુધ્ધીપુર્વક થએલી' એવો ભાવ લેખક દર્શાવે છે.

ટુંકમા: બુધ્ધી એ પ્રત્યેક કામમાં મહત્વની વસ્તુ છે. બુધ્ધી વીનાનું જીવન એ જીવન જ નથી અને હોય તો પણ તેની દશા હોકાયંત્ર વીનાના વહાણ જેવી છે.

[ ૩ ]

પરંતુ એક વર્ગ અત્યારે એવો બહાર પડયો છે કે જે જનતાને બુધ્ધી સામે બહારવટું કરવાનો જ ઉપદેશ આપે છે. એમ કરવું એનું જ નામ સાચી સ્વદેશ-ભક્તી એવું મનાવે છે.

આવું શીક્ષણ ભયંકર છે, એટલે તેનો ફેલાવો થતો અટકાવવો એ પ્રત્યેક સ્વદેશ-હીતચીંતકની પવીત્ર ફર્જ છે.

આપણે પરતંત્ર છીએ, પરતંત્રતા એ પાપ છે, પરતંત્ર દશા એ અધમ દશા છે: વગેરે લાગણી થવી એ બુધ્ધીનું જ પરીણામ છે.

તે જ રીતે સ્વતંત્ર થવાની ઇચ્છા થવી. તે માટે આપવા પડે તેટલા આપભોગ આપવાની વૃત્તીનો ઉદય થવો, અને એ ધોરણે લડત લડવા તૈયાર બનવું: એ પણ બુધ્ધીને જ લીધે થાય છે.

વળી સ્વતંત્રતા પ્રાપ્ત થવા પછી તેને સાચવવી, તેનો પુરેપુરો લાભ લેવો એવો વીચાર, તે માટેની યોજના એ પણ બુધ્ધી ઉપર જ આધાર રાખે છે.

જો તેમ થતું ન હોય, બુધ્ધીનો ઇજારો માત્ર થોડાકોને જ આપી દઇને, તેઓ કહે તેમ જ આંખે પાટા બાંધીને અનુસરવાનું હોય તો, પછી રાજતંત્રના અમુક સ્વરૂપમા પરીવર્તન થવાથી પરાધીન દેશના જનસમુહને શું લાભ થવાનો? એમની દશા તો તે વખતેય પરાધીન જ રહેશે. જેના હાથમા

તેણે બુધ્ધીનો તમામ ઇજારો સોંપ્યો હશે. તેની દયા ઉપર જ તેને જીવવું પડશે. અને ધારો કે પરદેશીઓ કરતાં દેશીઓ દેશીજનો તરફ કંઇક સમભાવ બતાવશે, એટલા પુરતો કંઇક લાભ મળે, પરંતુ તેનો આધાર તો તે વખતે જેમના હાથમાં સત્તાનાં સુત્રો મુકયા હોય, તેમના પોતાના સ્વભાવ અને ચારીત્ર ઉપર જ રહે છે.

બુધ્ધીનો ઉપયોગ નહીં કરી એકલી લાગણીના ઉભરા ઉપર ટકી રહેલી અંધશ્રધ્ધાથી કેવા પ્રસંગો બને, તે માટે એક ઉદાહરણ લઇએ.

એક સ્થળે આખા પ્રાંતના યુવકોની પરીષદ ભરાઇ હતી. પરીષદ ભરવાનું મુળ કારણ, યુવકો પોતાની પરાધીનતા છોડી, પ્રાતની અને દેશની સ્વાધીનતા માટે કેવી રીતે કામ કરી શકે તેનો સહુએ સાથે મળીને વીચાર અને નીર્ણય કરવો તે હતો.

એ પરીષદના પ્રમુખ શુધ્ધ ખાદીમાં માનનાર હતા, તેમના કેટલાક મીત્રો જે એમની સાથે પરીષદમા ભાગ લેવા ગયેલા તે પણ શુધ્ધ ખાદીમાં ચુસ્તપણે માનનાર હતા.

પણ પરીષદમાં ભાગ લેનારાઓમાના અનેક જણ એકલી શુધ્ધ ખાદીને જ માનતા નહોતા—તેઓ શુધ્ધ સ્વદેશીને માનતા હતા જો કે લગભગ તેમાના મોટા ભાગના ઘરોમાં પેટીઓ ભરેલા વીદેશી વસ્ત્રો પડેલાં જ હતા!

એ પરીષદનું બંધારણ ઘડવાનો પ્રસંગ આવ્યો, ત્યારે પેલા પ્રમુખના મીત્રે તેમાં એવી કલમ મુકી કે:

"આ યુવક પરીષદના કારોબારી મંડળના પ્રત્યેક સભ્યે શુધ્ધ ખાદી ફરજીયાત ધારણ કરવી."

તે વખતે એક નીખાલસ દીલના સભ્યે સુચના મુકી કે "કારોબારી મંડળના પ્રત્યેક સભ્યે જાતે તેમજ તેનાં અંગત કુટુંબી જનોએ શુધ્ધ ખાદી ફરજીયાત ધારણ કરવી."

પરંતુ જેઓ સારાયે પ્રાંતની જનતાને શુધ્ધ ખાદી જ પહેરવાની ભલામણ કરવા જવાના હતા, તેમના જ પ્રતીનીધીઓએ તે શરતને આકરી જણાવી, માત્ર કારોબારી મંડળના સભ્યો પુરતી તેને સંકોચી નાખવાનો આગ્રહ કર્યો.

તે વખતે એક ચુસ્ત અને શુધ્ધ ખાદીધારી ગૃહસ્થ જે પોતાની શકતી પ્રમાણે તે દીશામા કેટલાય વખતથી કામ કરી રહ્યા હતા, તેમણે વ્યવહારની વાત કરતાં 'શુધ્ધ ખાદી'ને બદલે 'શુધ્ધ સ્વદેશી'ની હીમાયત કરી. જો કે તે ભાઇ જાતે ચુસ્ત ખાદીધારી હતા [એ વાત ખાસ યાદ રાખવાની છે], પોતાનો સુધારો રજુ કરીને તે જાતે કંઇ ખાદીનો ત્યાગ પણ કરવા તત્પર નહોતા, પરંતુ કામ કરનારાઓ પુરતા પ્રમાણમા મળે, કામ કરવાની શકતીવાળા છતા, માત્ર 'શુધ્ધ ખાદી' [આર્થીક અથવા બીજાં કારણોને લઇને] જ ન પહેરી શકતા હોય, પણ શુધ્ધ સ્વદેશી પહેરતા હોય, તેવા ભાઇઓની સેવા પ્રાતને મળે, તેટલા નીખાલસ અને શુધ્ધ હેતુથી જ એમણે એ સુધારો રજુ કર્યો હતો, પરંતુ વીષય વીચારક મંડળ—જે કારોબારી સમીતીના સભ્યોના કુટુંબીજનોને ફરજીયાત ખાદી નહીં પહેરાવવાના મતનું હતું, તેણે—એ ભાઇનું કહેવું માન્યું નહીં અને છેવટે ન છુટકે પેલા ભાઇને પરીષદની ખુલ્લી બેઠકમાં એ સુધારો રજુ કરવાના નીર્ણય ઉપર આવવાની ફરજ પડી

પરીષદની બેઠકમા તો વળી જુદો જ રંગ જામ્યો! મુળ ઠરાવ પર પેલા ચુસ્ત ખાદીધારી ભાઇ સુધારો રજુ કરવા ઉભા

થયા કે તુર્તજ એમનો મુંગો ઉપહાસ અને નમ્ર તીરસ્કાર કરનારો ગણગણાટ શરૂ થયો. –ખુબી તો એ હતી કે એમ કરવામાં ભાગ લેનારા ભાઇઓમાંના ઘણા ખરા શુધ્ધ ખાદી ધારી પણ નહોતા. શુધ્ધ ખાદીનો પોશાક ફરજીઆત કરવાનો મુળ ઠરાવ રજુ કરી ગયેલા ભાઇ જાતે મીલમાં તૈયાર થયેલું ધોતીઉં પહેરીને જ ઉભા થયા હતા, જે પરીષદમાં એ ચર્ચા ચાલવાની હતી તેનો મંડપ જ મોટે ભાગે બ્રીટીશ મુડીથી ચાલતી બંગાળાની જ્યુટની મીલમાં બનેલા કંતાનથી બંધાયો હતો, જે વ્યાસપીઠ પરથી ઠરાવ અને સુધારો રજુ કરવામાં આવ્યા, તે મીલના કાપડથી આચ્છાદીત થયેલ હતું, અને પ્રમુખ વગેરેને માટે તૈયાર કરેલી બેઠક માં પણ મોટે ભાગે મીલ કાપડ વપરાયું હતું! પરીષદ નોતરનારા યુવક સંઘના પ્રમુખ સુતર વણનારી મીલના મૅનેજીંગ એજંટ, અને તેના મંત્રીઓમાંના એક મીલ કાપડના વ્યાપારી હતા! આ પરીષદને અંગે ઉઘાડવામાં આવેલા સ્વદેશી બજારમાં પણ મોટે ભાગે મીલ કાપડ વેચવાની વ્યવસ્થા હતી, અને પરીષદના પ્રમુખ તેમ જ તેમની મીત્ર મંડળીનો ઉતારો ખુદ મીલમાલીકના જ બંગલામાં હતો!–એ ગણગણાટ કરનારાઓમાંનો મોટો ભાગ પેલા ભાઇના શુદ્ધ ખાદી તરફના ઉત્કટ પ્રેમને જાણતા હતા. તેમણે પોતાની સ્થીતી સ્પષ્ટ કરી, સુધારો રજુ કરવાનું કારણ યુવક પરીષદના કાર્યમાં વીઘ્ન નાખવાનું નહીં, પણ તેને વીશેષ સરળ તેમ જ વ્યાપક બનાવવું છે વગેરે ઘણું ઘણું કહ્યું.

તેમને અનુમોદન આપનારાઓએ પણ કહ્યું કે, આ સુધારો ખાદી પહેરનારાઓને તેમ કરતાં અટકાવવા માટે નથી, પણ તેમ કરી શકનારાઓને ખોટા આડંબરમાથી બચાવી, તેમની સેવાનો વીશેષ લાભ લેવાનું શક્ય બને તે માટે છે.

પરંતુ જેઓ માત્ર લાગણીના ઉભરામાં જ તણાવવામાં આનંદ (કે ગૌરવ?) માનવા માગતા હતા, તેમને એ વાત ઉપર વીચાર કરવો જ નહોતો! તેમાં માત્ર પરીષદમાં હાઝરી આપનારાઓનો જ વાંક નહોતો. કેમકે તેમાંના મોટા ભાગે તો સ્વદેશી વસ્ત્રો જ પહેર્યાં હતાં, અરે એક ભાઇએ તો નખશીખ એવાં વસ્ત્રોમાં સજ્જ થયા હોવા છતાં, શુધ્ધ ખાદીની ખુબ પ્રશંસા કરી મુળ ઠરાવને પસાર કરવાનો અત્યાગ્રહ કર્યો ત્યારે શ્રોતૃ સમુદાયે તાળીઓના ભયંકર ગડગડાટ કરીને તેમને વધાવી લીધા હતા!–અહીં યાદ રાખવાનું છે કે પેલા શુધ્ધ સ્વદેશી ખાદી પહેરનારે ખરી વાત કહી ત્યારે તેના મત તરફ ઘણાઓએ તીરસ્કારની તેમ જ ધીક્કારની લાગણી બતવી હતી.

આમ દેખીતી સત્યની હાસી અને અસત્યની પ્રશંસા થતી હતી, તેમાં જનતાનો દોષ નહોતો, પરંતુ તેમની બુધ્ધીને કબાટમાં પુરાવી તેના તાળાની ચાવી તુરંગમાં મોકલવાની હીમાયત કરનારા નેતાઓનો જ વાંક હતો.

તે પણ તુરત જ પુરવાર થયું. પ્રમુખના મીત્ર તરીકે આવેલા એક સ્થીતાર્થવાદી યુવકે આગ્રહપુર્વક સભાજનોને સમજાવ્યું કે, બુદ્ધીવાળાઓએ તો દેશને ઘણું જ નુકશાન કર્યું છે [જો કે એવી સમજણ આપવામાં પણ તે ભાઇ જે બુધ્ધીને નીંદતા હતા તેનો જ ઉપયોગ અચ્છી રીતે કરી રહ્યા હતા, એ વાત સફાઇથી તેઓ ઢાકી રાખતા હતા], માટે આપણે એવા બુધ્ધીમાન નેતાઓની જરૂર નથી. જેઓ શુધ્ધ ખાદી પણ પહેરે નહીં ને ગમે તેવા બુધ્ધીમાન હોય છતાં પણ આપણે માટે કામનો નથી! પછી

તો તેમણે ભપકાઓનો પણ ભારે વીરોધ કર્યો [ને કે તે વખતે પોતે ભાષણ જ કરી રહ્યા હતા!], અને અમારે કબુલ કરવું જોઇએ કે એ ભાઇએ સત્યની હાંસી કરનારા શ્રોતૃસમાજનું ભારે માન મેળવ્યું.

છેવટે મત લેવાનો સમય થયો ત્યારે પરીષદના પ્રમુખ, જે સામાન્ય રીતે ભભુકતી આગ જેવું ભાષણ કરી શકવાની શકતી ધરાવે છે, અને તેથી માન પણ પામ્યા છે, તેમણે પણ બુધ્ધીવાળાઓને બની શકે તેટલા ઉતારી પાડવા અને તેમને જનતાની હાંસીમાં મુકવાનો શ્રોતાઓને અસરકારક બોલ આપી, બુધ્ધી સામે બહારવટું બેઠી સમજણ વગરની અંધશ્રધ્ધાને આધારે સુધારાને ઉથલાવી દેવાની ભલામણ કરી!– અને થયું પણ તેમ જ.

પરંતુ જ્યારે કારોબારી સમીતીના સભાસદોની વરણી માટે તે પછી તુરત જ, પેલા સુધારો મુકનારા ચુસ્ત ખાદીધારી ભાઇએ ઉભા થઇને કહ્યું કે. "હવે તમે જેમના શરીર ઉપર શુધ્ધ ખાદી હોય તેવા પ્રતીનીધીઓને જ પસંદ કરજો." ત્યારે એ જ શ્રોતૃવર્ગે બડબડાટ શરૂ કર્યો,–આ વખતનો બડબડાટ પેલા ભાઇની સામે નહીં પણ હમણાંને હમણાં શુધ્ધ ખાદીનો પોશાક પહેરવાના એમના આગ્રહ સામે હતો!

પેલા ભાઇએ કહ્યુઃ "બજારમાં જઇને નવો પોશાક ખરીદી લેવા જેટલો તમને સમય આપવામાં આવશે."

અને સભાજનોએ વળી વાંધો ઉઠાવ્યો.

"અમને વીશેષ સમય આપો." તેમણે કહ્યું.

વારૂ ભાઇ! તમે પોત પોતાને ગામ જઇને શુધ્ધ ખાદીનો પોશાક તૈયાર કરાવો તેટલો તમને સમય મળશે."

એ વખતે ફરજીયાત શુધ્ધ ખાદીના થોડીક પળો પહેરવાંના ડરે હીમાયતીઓએ છુટકારાનો દમ ખેંચ્યો!

[ ૪ ]

જરાક લંબાણ કરીને પણ બુધ્ધીવાદ સામેના પ્રાતીક પરીષદ ભરી સ્વતંત્રતા મેળવવા એકઠા થયેલા નવજવાનોના બહારવટાની પાછળ રહેલા આડંબરની મીમાંસા કરી લઇએ આમ કરવામાં અમે નવજવાનોની મશ્કરી કરતા નથી કે નથી તો તેમની શકતીની કીંમત ઘટાડતા, પરંતુ પોતાની બુધ્ધીનો ઉપયોગ કરવાની જેમાં છુટ ન હોય તેવી અંધશ્રધ્ધા પ્રજાજીવનમાં કેવા દંભ અને આડંબર ઉત્પન્ન કરે છે, તેમ જ તેથી પરીણામે 'રાષ્ટ્રને જ કેટલું નુકશાન થાય છે તે બતાવવાનો અમારો નીખાલસ આશય છે.

ત્યારે આપણે યુવક પરીષદના આખાયે કીસ્સાનું સીંહાવલોકન કરીએ.

(૧) કારોબારી સમીતીના સભાસદો ફરજીયાત શુદ્ધ ખાદી પહેરે તો જ તેઓ ખાદી માટે સારો પ્રચાર કરી શકે. એવી મુખ્ય દલીલ મુળ ઠરાવનો આગ્રહ કરનારાઓની હતી.

તો પછી એવો યે શું કામ આગ્રહ ન રાખવો કે, જો તેઓ પોતાના ઘરને તેમ જ અંગત કુટુંબીજનોને વીદેશીના જ નહીં પણ સ્વદેશીના મેલમાંથી (જો સ્વદેશીને ય મેલ ગણવામાં આવતો હોય તો?–પણ પેલી પરીષદનું વલણ તો એવું જ હતું, તેથી જાણી જોઇને 'મેલ' શબ્દ મુક્યો છે) પહેલા ઉગારી દે, તો જ બહાર તેમની પ્રતીષ્ઠા પડશે, તેઓ બહાર જઇને કંઇ એકલા પુરૂષોને માટે જ શુધ્ધ ખાદીની ભલામણ કરવાના નથી, પણ તમામ કુટુંબને મા

પ્રચાર કરવાના છે; તો પછી સ્વદેશી સામેતી તેમની દલીલ અહીં લાગુ કેમ ન કરવી? પણ તે જાતનો આગ્રહ એક ભાઈએ કર્યો ત્યારે તો શુધ્ધ ખાદીના આ હીમાયતીઓએ તેનો વીરોધ જ કર્યો.

(૨) શુદ્ધ સ્વદેશી ખાદીનું જેમણે આ-જીવન વ્રત લીધેલું એવા ભાઈને સમજણ-વાળી વ્યવહારૂ વાત કરવા જેટલી સ્વતંત્રતા બતાવવા જતાં પણ, સ્વતંત્રતા માટે લડતનો નીરધાર કરવા મળેલા યુવકોની પરીષદે ઉતારી પાડયા, પરંતુ જેમણે ખાદી હજી ધારણ જ નથી કરી તેવા ભાઈએ ખાદીની પ્રશંસા કરી એટલે તેમને તાળીઓથી વધાવ્યા!

એનો અર્થ એમ નથી થતો કે, બુદ્ધીના ઉપયોગ વીનની અંધશ્રદ્ધાને માત્ર પેલા પોકારો બહુ રૂચે છે, અને સાચી વાત સાંભળવી ગમતી નથી. તેમણે પોતાના વર્તનથી જ આડંબરને અપનાવી લીધો છે એમ કોણ નહીં કહે?

(૩) જો બુદ્ધીનો ઉપયોગ કરવો એ ગુન્હો હોય અને તેથી સંપુર્ણ સ્વતંત્રતા અટકી પડવાની હોય, અને બુદ્ધીના કમાટને બંધ કરી, માત્ર અંધશ્રદ્ધાથી જ ચાલવાથી સ્વ-તંત્રતા મળવાની હોય તો પણ, પેલા જે અનેક ભાઈઓએ આટલા વખત સુધી ખાદી પહેરી નથી, તેમના દીલને પરીષદમા એકાએક એવી અસર થઇ ગઇ કે તેઓ હવે શુદ્ધ ખાદી (ઘેર ગયા પછી?—ત્યા કોણ જોવા જવાનું હતું!) પહેરવાના છે એવા માણસો પણ બુદ્ધિ-વાળાઓ કરતાં-જે પ્રમુખને વધુ ઉપયોગી લાગે, તેમની સંપૂર્ણ સ્વતંત્રતાની વ્યાખ્યા કેવી હશે અને એ સંપૂર્ણ સ્વતંત્રતા વખતનો રાજકારભાર, બુદ્ધિના કમાટની ચાવી કોને (આપીને) ચલાવવાનો હશે? એનો તો વિચાર કરતાં ય કંપારી છૂટયા વિના રહેતી નથી.

બુદ્ધિ સામેના આવા બહારવટીઆઓની દશા શાક લેવા ગયેલા બાપના દીકરાએ ઘરનું બારણું બંધ જ રાખ્યું હતું તેના જેવી થાય.

એ કથા આમ છે:

પોતાની બુદ્ધીનો ઉપયોગ નહીં કરતાં, બાપની બુધ્ધીમાં જ અંધશ્રદ્ધા રાખનાર એક છોકરો હતો, બાપ એક દીવસ શાક લેવા ગયો, ત્યારે તેને કહેતો ગયો કે:

"દીકરા! હું શાક લેવા જઉં છું. તું બારણુંને અંદરથી સાંકળ મારજે અને કોઇ ઉઘડાવે તો ઉઘાડતો નહીં."

"વારૂ" કહીને સાકળ વાસીને દીકરો અંદર બેઠો. પછી બાપ આવ્યો. તેણે બારણાં ખખડાવ્યાં પણ છોકરાએ ઉઘાડયાં નહીં. બુમાબુમ કરી તો પણ બારણાં ઉઘાડયાં નહીં.

કેમકે પીતાએ બારણાં નહીં ઉઘાડવાની આજ્ઞા આપી હતી "હું આવીને કહું ત્યારે ઉઘાડજે" એવું કહ્યુ નહોતું; અને તેટલા પુરતીયે બુધ્ધીનો સ્વતંત્ર રીતે ઉપયોગ કરવામાં પીતૃભક્તીમાં ખામી આવી જાય, એવું તે માનતો હતો!

આમ કહેતી વખતે રાષ્ટ્રકાર્ય માટે પાળવા પડતા કડકમાં કડક નીયમનની સામે અમે નથી. પરંતુ કડકમાં કડક નીયમન પાળવા છતાં, કોઇપણ વ્યક્તી પોતાની બુદ્ધીને જીવતી રાખી શકે છે, પ્રત્યેક વસ્તુના હીતાહીતનો પોતાને માટે સ્વતંત્ર રીતે વીચાર પણ કરી શકે છે. અલબત્ત જેમ શ્રી. મશરૂવાળાએ બુધ્ધી અને જીવન-વચ્ચે ઝીણો ભેદ બતાવ્યો છે તેમ, યોગ્ય વીચારને અંતે જેને એમ લાગે

કે, પોતાનું કામ નીયમનમાં વીઘ્ન ઉભું કરનારૂં છે; તો તે બુદ્ધીપુર્વક વીચારીને તેમ ન કરે; પરંતુ તેમ કરવા માટે પણ બુધ્ધીની—સ્વતંત્ર બુધ્ધીની અને તેના ઉપયોગ માટે સંપુર્ણ સ્વતંત્રતાની પહેલી જરૂર છે.

બુધ્ધીની જેટલી જરૂર સ્વતંત્રતા જીતવામાં છે, તેટલી જરૂર સ્વતંત્રતાને સાંચવી રાખવા માટે પણ છે. મનુષ્ય માત્રને સ્વતંત્ર રીતે બુધ્ધીનો ઉપયોગ કરવાની તક અને છુટ મળે તે માટે તો રાજકારણી સ્વતંત્રતાની તીવ્ર આકાંક્ષા જાગી છે અને તેનાં આંદોલનો ચલાવવામાં અગ્ર ભાગ લેનારાઓ જેટલો ઉપયોગ બુધ્ધીનો કરે છે, જનતાના માનસમાં પરીવર્તન કરાવવા માટે જેટલાં ભાષણો કરે છે અને લેખો લખે છે તેટલો તેનો ઉપયોગ બીજા કોઇ કરતા નથી, તેમ છતાં જ્યારે સ્વતંત્રતાની લડતનાં નાનાં કે મોટાં ક્ષેત્રોમાં મોખરે રહેનારા જનતાને બુદ્ધી સામે બહારવટું ખેડવાની ભલામણ કરે, ત્યારે તેમની સામે ચેતવણીનો સુર કાઢવાની પ્રત્યેક મનુષ્યની ફરજ છે—ખાસ કરીને યુવાનોની તો સવીશેષ ફરજ છે.

અત્યારે દેશમાં રાજકારણી ક્ષેત્રમાં આટલુ કામ થાય છે, છતાં દરેક સ્થાને પ્રચાર કાર્યની,—બુધ્ધી પુર્વકના પ્રચારકાર્યની જરૂર પડે છે. બારડોલી કે ખેડાજીલ્લાના ખેડુતો આટલો ભગીરથ ભોગ આપવા તૈયાર થયા તે પણ ભાષણો અને પત્રીકાઓ તેમ જ બીજી રીતે બુધ્ધીપુર્વક વીચારાયલાં પ્રચાર કામને જ આભારી છે.

એટલે બુધ્ધીની ઠેકડી કરવા તરફ જનસમુદાયના માનસના ઘાટ ઘડવા તે બીજું કંઇ જ નહી પણ પરીણામે રાષ્ટ્રને હાનીકર્તા છે, એવા માનસમાંથી શુધ્ધ સ્વતંત્રતા તરફની ભાવના જન્મતી નથી, પરંતુ એકાદ સરમુખત્યારને ચરણે પોતાની તમામ લાગણીઓના કળશ અંધશ્રધ્ધાથી ઢોળ્યાં કરવાની જ ભાવના પ્રકટે છે, પણ એવી ભાવનાઓ સંપુર્ણ સ્વતંત્રતાને સો ગાઉ દૂર રાખે છે એ વાત ભુલવા જેવી નથી.









૧ **લીલાવતી મુનશી:** જે જેલયાત્રા કરી પા આવ્યા છે.

૨ **સરલાદેવી અંબાલાલ:** જે અમદાવાદનાં મુખત્યાર થયાં છે.

૩ **કમળા બ્હેન સોનાવાળા:** વીલેપાર્લેનાં મુખત્યાર જે હાલ નાસીક જેલમાં છે.

ગરીબ હિંદના વ્યાપારીઓને તેમજ રાંકડા ખેડુતોને નિર્ધન બનાવનાર

# ચલણ અને હુંડીયામણની જાદુઇ લાકડી

હુંડીયામણને રબ્બરી દોરીની માફક ઇચ્છા પ્રમાણે વધઘટ કરવાની રમતથી બ્રીટીશ સુડીવાદીઓને પુષ્કળ લાભ કેમ થયો અને હીંદી કારખાનાં, હીંદી સુડી અને હીંદી ખેડુતોને નુકશાન કેમ થયું! તેનો ઇતીહાસ.

લેખક:
નર્મદાશંકર વ. દ્વિવેદી

ઇ. સ. ૧૮૫૭થી ઇંગ્લંડની પાર્લામેન્ટે ભારતનો વહીવટ પોતાના હાથમાં લીધો છે. પાર્લામેન્ટ તરફથી આખા બ્રિટિશ સામ્રાજ્યનું શાસન ચલાવના જે પ્રધાનમંડળ રહે છે, તેમા એક મંત્રી ઉપર હિંદનાઅમલની જુમ્મેદારી રહે છે, આથી તેને હિંદી વઝીર કહે છે. હિંદી વઝીર આપણા દેશનું બધું શાસન–ચક્ર ચલાવે છે. હિંદમાં વાઇસરોય અથવા ગવર્નર જનરલ રહે છે, પણ તે સર્વાંશે હિંદી વઝીરના અંકુશમાં હોય છે. હિંદી વઝીરની કચેરી ઇંગ્લંડમાં છે અને લંડનમા બેઠા બેઠા તે આપણા દેશના ૩૨ કરોડ પ્રાણીઓ ઉપર રાજ્ય કરે છે.

આપણા દેશમાં અને ઇંગ્લંડમાં એક-સરખું નાણું ચાલતું નથી. આપણે ત્યાં ચાદીના રૂપૈઆ ચાલે છે, ત્યારે ઇંગ્લંડમાં સોનાની ગીની અથવા પોંડનું ચલણ છે. જગતના લગભગ બધા સુધરેલા દેશોમાં સોનાના સીક્કા ચાલે છે, પણ આપણી સરકાર આપણા દેશમાં સોનાના સીક્કા ચલાવવાની ના પાડે છે. આ સીક્કા–ફેરને લીધે આપણને ભારે નુકશાન થાય છે ચાદી અને સોનના ભાવ સરખા પ્રમાણમા ન રહેવાને લીધે આપણા રૂપૈઆની કિમત ઇંગ્લંડમા વધ્યાઘટ્યા કરે છે. અને આપણી સરકાર પણ તેને એવા ચક્રમા ફેરવે છે કે જેથી આપણા દેશના વેપારને હાનિ થાય છે અને ઇગ્લંડના વેપારીઓને લાભ થાય છે.

આપણા દેશમા અનેક અંગ્રેજો નોકરી કરે છે, તેમની નોકરીની મુદ્દત પૂરી થતા પેન્શનના બદલામાં, અને હિંદી વઝીરની કચેરીમાં જે અમલદારો કામ કરે છે તેના પગાર પેટે અહીંથી રકમ ઇગ્લંડ મોકલવી પડે છે અને તે ચાદીના રૂપૈઆમા નહીં, પણ સોનાના પોંડમા; આથી હિંદી સરકારને પોતાના ચાંદીના રૂપૈઆને અંગ્રેજી પોંડમાં બદલવા પડે છે––મતલબ કે આપણી સરકારને રૂપૈઆ આપીને પોંડ ખરીદવા પડે છે.

## ૧૫-૧૬ કરોડનું વ્યાજ

રેલ્વે બાંધવા માટે ઘણું ખરું દેવું ઇંગ્લંડમાં થાય છે. ૧૮૫૭ માં ઇસ્ટ ઇન્ડીઆ કંપની પાસેથી પાર્લામેન્ટે હિંદનો વહીવટ પોતાના હાથમાં લીધો ત્યારે કંપનીની પૂંજી પેટે જે મોટી રકમ આપવી પડી તે તમામ આપણા ઉપર દેવાં તરીકે નાંખવામા આવી. ઉપરાંત વારંવાર આપણી સરકારને દેવુ કરવું પડે છે. ૧૮૫૭ થી આ દેવુ વધતુંજ જાય છે, અને હાલ તો તે એટલુ બધુ વધી ગયું છે કે તેના વ્યાજ પેટે દર વર્ષે આપણે ૧૫-૧૬ કરોડ રૂપૈઆ બ્રિટિશ સરકારને આપવા પડે છે.

રેલ્વે, લશ્કર તથા બીજા સરસામાનની ખરીદી જે બધી હિંદી વઝીર માર્ફત થાય છે, તે પેટે આપણે લગભગ ૨ કરોડ રૂ. દર વર્ષે મોકલવા પડે છે. આપણા દેશમાં અંગ્રેજી લશ્કર રહે છે. તે દર ૭ ૭ વર્ષે બદલાય છે. જૂના માણસો ઇંગ્લંડ જાય છે અને ત્યાંથી નવા અહીં આવે છે. તેની આવજાવનું ખર્ચ, ઉપરાંત નૌકાસૈન્ય વગેરે માટે આપણે કૂલ ૨ કરોડ રૂપૈઆ દર વર્ષે મોકલવા પડે છે.

આ સર્વ ખર્ચ માટે દર વર્ષે ૨ કરોડ પૌંડ આપણે મોકલવા પડે છે. એટલે હિંદી સરકાર દર વર્ષે ચાંદીના રૂપૈઆને બદલે ૨ કરોડ પૌંડ ખરીદી વિલાયતમાં હિંદી વઝીરને મોકલે છે.

આ ઉપરાંત આપણા દેશમાં વિલાયત તથા બીજા વિદેશોમાથી કરોડો રૂપૈઆનો માલ આવે છે. તે બધાંની કિંમત આપણા વેપારીઓને મોટે ભાગે પૌંડમાં ચુકવવી પડે છે. આથી વેપારીઓને રૂપૈઆને બદલે પૌંડ ખરીદવા પડે છે. વળી આપણા દેશમાંથી કરોડો રૂપૈઆનો કાચો માલ ઇંગ્લંડ વગેરે દેશોમાં જાય છે અને તેની કિંમત પેટે પરદેશના વેપારીઓને પૌંડના રૂપૈઆ કરાવી આપણનેઆપવા પડે છે.

## સોનાના ચલણની જરૂર

આથી આપણા દેશમાં સોનાનું ચલણ ન હોવાથી આપણને ભારે મુશ્કેલી પડે છે. સોના અને ચાંદીના ભાવનું પ્રમાણ એક સરખું ન રહેવાથી આપણા પરદેશો સાથેના વેપાર ઉપર મોટી અસર થાય છે. જો આપણા દેશમાં સોનાનું ચલણ હોય તો આ કશી મુશ્કેલી ના રહે. પરંતુ આપણા આગેવાનોની વારંવાર માંગણી છતાં આપણી વિદેશી સરકાર એ પ્રમાણે નથી કરતી.

મુસલમાની અમલ પહેલાં આપણા દેશમાં સોનાનું ચલણ હતું. મોટા મોટા સોદા સોનાના સીક્કા-મોહર-માં થતા હતા.

ચાંદીના સીકાનો પહેલ વહેલાં ઇ. સ. ૧૨૩૩ માં દિલ્હીના સુલ્તાન અલ્તીમશે પ્રચાર કર્યો. ૧૫૪૨ માં શેરશાહના રાજ્યમાં ચાંદીના ટકાનું નામ રૂપૈઆ પડયું, પણ મુગલ શાહેનશાહોના રાજ્યકાળમાં મોહર અને રૂપૈઆ બન્નેનું ચલણ હતું. દક્ષિણ ભારત કે જ્યાં મુસલમાનોનો બહુ પ્રભાવ નહોતો પડયો ત્યાં ૧૮૧૮ સુધી સોનાની મોહર જ ચાલતી હતી; પછી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ ત્યાં પણ ચાંદીનું ચલણ શરૂ કર્યું. તો પણ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ સોનાની મહોર બંધ કરી નહીં. કંપની પોતાની ટંકશાળમાં બન્ને સીકા પાડતી હતી.

## ગોલ્ડનો ઇતિહાસ

પણ ઇ. સ. ૧૮૩૫ માં ચાંદીના રૂપૈઆને જ ભારતનો ચલણી સીકો બનાવી દીધો. તે પછી મોહર ટંકશાળમાં પડતી હતી, પણ

૧૮૫૩ થી સોનાની મોહરની ચોક્કસ કિમ્મત રહી નહી. ઇ. સ. ૧૮૬૭ માં લોર્ડ દલહાઉસીએ સરકારી ખજાનામાં સોનાની મહોર લેવાનું બંધ કર્યું. ૧૮૭૦ પછી તો સરકારે સોનાની મોટી મહોર બનાવી જ નહીં અને નાની મહોર બનાવવાનું પણ ૧૮૯૧–૯૨ માં બધ કરી દીધું.

આ પ્રમાણે બ્રિટિશ સરકારની નીતિ આ દેશમાથી સોનાનું ચલણ રદ કરવાની રહી અને તેથી આ દેશનું મોટું અહિત થયું એ સ્પષ્ટ છે.

ત્યારબાદ હિંદના આગેવાનોના શોરબકોરથી તથા સરકારે તે માટે નીમેલા કમીશનની ભલામણ ઉપરથી ૧૯૧૮ માં મુંબઇમાં સરકારે એક ટંકશાળ ઉઘાડી. અને ત્યા ૧૩ લાખ જેટલી ગીનીઓ તૈયાર થઇ; પણ એજ સાલમા એ કામ બંધ પડ્યું અને તે પછી. એક પણ ગીની સરકારે તૈયાર કરી નથી. ઉલટું જે ગીનીઓ લોકોમા ફરતી હતી તેનો ભાવ ઉતારીને તે સરકારી ખજાનામાં ખેંચવાની નીતિ ચાલુ રહી. આથી બજારમાં આજે ગીનીનો ભાવ રૂ. ૧૩ છે જ્યારે સરકારી ખજાનામાં તેનો ભાવ રૂ. ૧૦ છે!

ઇ. સ. ૧૮૮૭ માં આપણા રૂપૈઆની ઇગ્લંડના સીક્કામા (પૌં. શી. પે.) કિમ્મત ૧ શી. ૫ પેન્સ હતી. ૧૮૯૨ મા અમેરીકામા પુષ્કળ ચાંદી મળી આવવાથી ચાંદીનો ભાવ ઉતરી ગયો એટલે રૂપૈઆની કિમ્મત ઘટીને ૧ શી. ૩ પેન્સ ઉપર આવી. ૧૮૯૩ માં તો ૧ શી. જેટલી થઇ ગઇ.

## અંગ્રેજ વેપારીઓનો ખળભળાટ

આથી અંગ્રેજી સરકાર અને હિંદની તિજોરીમાંથી મોટા પગાર ખાનારાઓમાં સળવળાટ થયો, કારણ કે રૂપૈઆનો ભાવ પૌંડમાં ઉતરી જવાથી તેઓ જે બચત ઇંગ્લંડ મોકલતા તેની કિમ્મત ઘટી ગઇ. પહેલાં ૧ રૂ. ના બદલામાં તેમને ઇંગ્લંડમા ૧ શી. ૫ પેન્સ (૧૭ પેન્સ) મળતા હતા, તે ૧૨ થી ૧૩ પેન્સજ મળવા લાગ્યા.

આથી અંગ્રેજ અમલદારો અને વેપારીઓને ભારે ખોટ ખમવી પડી. કારણ કે દર રૂપૈઆની કમાણીએ ૪ થી ૫ પેન્સની ખોટ પડવા લાગી. દાખલા તરીકે ૧૭–૧૮ પેન્સનો ભાવ હોય તો રૂ. ૧૦૦૦૦ ના ઇંગ્લાડમાં ૭૦૫ પૌંડ મળે. પણ ૧૨–૧૩ પેન્સ ભાવ હોય તો પૌંડ ૫૦૮ જ મળે.

હિંદી સરકારને 'હોમ ચાર્જીસ' માટે દર વર્ષે બે કરોડ પૌંડ હીંદી વઝીરને મોકલવા પડે છે. ૧૮૮૭ માં ૧ રૂ. નો ભાવ ૧૭–૧૮ પેન્સનો હતો ત્યારે ૨ કરોડ પૌંડ ખરીદવા હિંદી સરકારને ૨૮ કરોડ ૩૭ લાખ રૂપૈઆ દેવા પડતા, પણ જ્યારે રૂ. નો ભાવ ૧૨–૧૩ પેન્સનો થઇ ગયો ત્યારે સરકારને ૨ કરોડ પૌંડ ખરીદવા ૪૦ કરોડ રૂપૈઆ આપવા પડયા. આ પ્રમાણે હુંડિયામણના ફેરફારથી હીંદી તીજોરીમાથી દર વર્ષે ૧૨ કરોડ રૂપૈઆ વધુ ખર્ચ કરવું પડયું અને તેનો બોજો ગરીબ હિંદીઓને માથે પડયો.

## હારશેલ કમીટીની ભલામણો

૧૮૬૩ પહેલા સરકારી ટંકશાળમાં સામાન્ય લોકો પાસેથી ચાંદી સ્વીકારી મજુરી લઇ રૂપૈઆ પાડી આપતા. આથી ચાંદી અને રૂપૈઆના બજારભાવ લગભગ સરખા રહેતા. હુંડિયામણનો દર નીચો જવાથી સરકારે લોર્ડ હારશેલના પ્રમુખપદે એક કમીટી નીમી આ કમીટીએ જે ભલામણો કરી તેને અનુસરી સરકારે પ્રથમ તો ટંકશાળમાં પ્રજાના રૂપૈઆ પાડવાનું બંધ કર્યું. જરૂર પડે

## સરકાર-એક મોટી બેંક

હવે આ લેણદેણ કેવે પ્રકારે થાય છે તે જોઈએ. આપણી સરકાર વિલાયત પૌંડનું પારસલ કરી મોકલતી નથી, તેમ વિલાયતથી અહીં આપણા કાચા માલ માટે રૂપૈઆનું પારસલ આવતું નથી. પણ એક વર્ષમાં આપણે ઇંગ્લંડને કેટલું આપવાનું છે અને ઇંગ્લંડે આપણને કેટલું આપવાનું છે તેનો હિસાબ કરવામાં આવે છે, અને તેમાં જેનું લેણું નીકળે તેને તેટલી રકમ વધારે મળે છે. દાખલા તરીકે આપણે અંગ્રેજોના પગાર તેમ જ વેપારીઓને આપવાના મળીને વિલાયતની સરકારને ૮૦ કરોડ આપવાના છે, તેમ બદલામાં ઇંગ્લંડના વેપારીઓને કાચા માલના બદલામાં આપણને ૬૦ કરોડ આપવાના છે; એટલે, છેવટમાં આપણા દેશમાંથી ૨૦ કરોડ રૂપૈઆ વધારે વિલાયત મોકલવા પડે છે. આ હિસાબનું કામ હિંદી વઝીર અને ગવર્નર જનરલ મળીને એક મોટી હુંડિયામણની બેંકના રૂપમાં કરે છે. પણ છેવટનો અધિકાર હિંદી વઝીરનો છે.

## વાર્ષિક સલામી

હિંદીવઝીર ઇંગ્લંડમાં બેઠાં બેઠાં હિંદી સરકાર ઉપર રૂપૈઆની હુંડીઓ લખે છે. ઇંગ્લંડના જે વેપારીને હિંદના અનાજ આદિ કાચા માલના રૂપૈઆ હિંદ મોકલવાના હોય છે તે સીધા હિંદી વઝીર પાસે જાય છે અને પૌંડ આપીને તેટલી કિમ્મતની હુંડીઓ ખરીદ કરે છે અને એ હુંડી હિંદના વેપારી ઉપર મોકલી દે છે. હિંદનો વેપારી એ હુંડીને હિંદી સરકારની તીજોરીમાં આપી રૂપૈઆ વસુલ કરે છે. હુંડિયામણના કયા ભાવથી હુંડીઓ વેચવી તે હિંદી વઝીરની મુનસફી ઉપર છે. કોઇ વાર ૧૩ પેન્સના બદલામાં ૧ રૂપૈઆની તો કોઇ વાર ૧૬ પેન્સના બદલામાં ૧ રૂપૈઆની હુંડી વેચે છે. આમ હુંડિયામણના ભાવ વારંવાર બદલાતા જાય છે. આ હુંડીઓ કાઉંસીલ બીલના નામથી ઓળખાય છે. આ પ્રમાણે હિંદી વઝીર ૨૫ કરોડ રૂપૈઆનાં કાઉંસીલ બીલ વેચે એટલે હિંદી સરકારની તીજોરીમાંથી તેને ૨૫ કરોડ રૂપૈઆ મળી ગયા. તેમ અંગ્રેજ વેપારીઓ જે હિંદ પાસેથી કાચો માલ ખરીદ કરે તેની કિમ્મત હિંદીઓને મળી જાય. આનો અર્થ એ થયો કે હિંદીઓ પોતાનું અનાજ વિલાયત મોકલીને 'હોમચાર્જ' ની રકમ ચુકાવે છે. આ પ્રકારની સલામી દર વર્ષે આ ગરીબ દેશવાસીઓનાં પેટમાં ખાડો પાડીને પણ આપણે મોકલવી પડે છે.

૧૮૯૩ માં હુંડિયામણનો દર ઉતરીને ૧૩ પેન્સ થવાથી આપણે દર વરસે હોમચાર્જ માટે ૧૨ કરોડનો વધુ બોજો ઉપાડવો પડશે એમ સરકારે બતાવ્યું હતું અને તે નિમિત્તે જબરદસ્તીથી હુંડિયામણનો દર વધારી દીધો હતો, પણ વિચાર કરતાં એ વાત જરા પણ સાચી જણાતી નથી.

માનો કે ૫ કરોડ મણ ઘઉં વેચીને આપણને ઇંગ્લાંડમાંથી ૧૮૮૮ માં ૧૭૦ લાખ પૌંડ મળતા હતા અને ૧૮૯૩ માં પણ ઇંગ્લન્ડમાં ઘઉંના ભાવ એજ રહ્યા એટલે ૫ કરોડ મણ ઘઉંના ત્યારે પણ આપણને ૧૭૦ લાખ પૌંડ મળે. પણ હિંદમાં હુંડિયામણનો ભાવ ઘટી જવાથી તેના રૂપૈઆ તો વધારે મળે. પણ જો રૂપૈઆ મળવાનો વિચાર ન કરવામાં આવે અને હોમચાર્જ આપવાનું જ ધ્યાનમાં રાખવામાં આવે તો ૧૮૮૮ ની જેમ ૫ કરોડ મણ ઘઉંના ૧૭૦ લાખ પૌંડથી હોમચાર્જ

નીકળતો હતો તેમ ૧૮૯૩માં પણ એટલા જ ઘઉંના વેચાણથી ૧૭૦ લાખનો હો.મ ચાર્જ ચુકવી શકાય. ઉલટું ૫ કરોડ મણ ઘઉં ઉપરાંત બીજો કાચો માલ જે આપણે વિલાયત મોકલતા હતા તેના આપણને હુંડિયામણનો ભાવ ઉતરવાથી વધારે રૂપૈઆ હિંદમાં મળતા હતા. હુંડિયામણનો દર ૩ પેન્સ ઉતરી જવાથી આપણને દર પૌંડે રૂ. ૩-૮-૦ વધારે મળતા હતા. આ હુંડિયામણનો ભાવ ઘટી જવાથી વિલાયતના કારખાનાંવાળાઓને હાનિ પહોંચતી હતી.

## હીંદી વઝીરની અમર્યાદિત સત્તા

હિંદી વઝીર પોતાની જરૂરીઆત પૂરતા કાઉન્સીલ બીલ વેચે છે એમ નથી, પણ તેની સત્તા અમર્યાદિત હોઇને તે ફાવે તેટલી રકમનાં કાઉન્સીલ બીલ વેચે છે. આ કાઉન્સીલ બીલોના વેચાણમાં વધારો ઘટાડો કરી તે હુંડિયામણના દરમાં થોડો ફેરફાર કરી શકે છે. જરૂર કરતાં વધારે હુંડિયામણનો ભાવ વધારવો કે ઘટાડવો એ તેને મન રમત છે. ૧૯૦૫ માં હિંદી વઝીરને પોતાના ખર્ચ માટે હિંદમાંથી માત્ર ૩૦ લાખ પૌંડ મંગાવવાની જરૂર હતી, છતાં તેણે ૩ કરોડ પૌંડનાં કાઉન્સીલ બીલ હિંદમાં વેચી નાખ્યાં હતાં!

હિંદી વઝીરની આંટ ઇંગ્લંડનાં બજારમાં ટકાવી રાખવા હિંદની લગભગ સોનાની અનામત ઇંગ્લાંડમાં રાખવામાં આવી છે. આ અનામત હિંદી વઝીર પાસે તીજોરીમાં રહે છે. તેની કિમ્મત કરોડો રૂપૈઆની છે. આમાંથી હિંદી વઝીર ઘણા ઓછા વ્યાજે કરોડો રૂપૈઆ ઇંગ્લંડના વેપારીઓને ધીરે છે. અને તેથી હિંદના સોનાની અમાનતનો લાભ ઇંગ્લંડના વેપારીઓને મળે છે, હિંદના વેપારીઓને મળતો નથી.

જેવી રીતે ઇંગ્લંડમાં હિંદી વઝીર કાઉન્સીલ બીલ કાઢે છે તેવી રીતે હિંદમાં ગવર્નર જનરલ હિંદના વેપારીઓને પાકા માલના બદલામાં વિલાયત નાણાં મોકલવા પડે તે માટે રૂપૈઆ લઇ પૌંડની હુંડીઓ આપે છે. આ હુંડીઓને 'રિવર્સ બીલ' કહે છે.

## રૂપૈઆની ઘટી ગયેલી કિંમત

દુનિયાના તમામ સભ્ય દેશોમાં સીક્કામાં તેમાં વપરાતી ધાતુનું જે મૂલ્ય હોય છે તે ઉપરાંત તે બનાવવાની મજુરી ખર્ચ ઉમેરી તેની કિમ્મત નક્કી કરવામાં આવે છે. ૧૮૯૩ સુધી આપણા રૂપૈઆમાં ૯૦ રતી ચાંદી રહેતી હતી, એટલે તેની કિમ્મત બજારમાં ૧૫ આના પડતી હતી. પણ ૧૮૯૩ માં આપણી સરકારે રૂપૈઆમાં માત્ર ૯ થી ૧૦ આનાની કિમ્મતની ચાંદી રાખી તેનું મૂલ્ય ૧૬ આનાનું ઠરાવ્યું અને લોકોને તે પ્રમાણે સ્વીકારવા ફરજ પાડી.

ઇંગ્લંડમાં અને બીજા દેશોમાં અત્યારે લોકો સોનું લઇ મજુરી આપી ટંકશાળમાં જઇ સીકા પડાવી શકે છે. પણ આપણી સરકાર તેમ કરવા દેતી નથી. ઓછી કિમ્મતનો રૂપૈઓ ચલાવે છે. નીકલની ચાર આની, બે આની, એક આની કાઢી છે, તેનું વાસ્તવિક મૂલ્ય સરકારે નક્કી કરેલી કિમ્મતથી ઘણું ઓછું છે. અને આ અનીતિ દ્વારા આપણી સરકાર લાખો રૂપૈઆનો લાભ મેળવી રહી છે. આથી બીજો ગેરલાભ એ થયો છે કે લોકો ખોટા રૂપૈઆ વગેરે બહુ બનાવવા મંડ્યા છે.

૧૮૯૩ માં અમેરિકામાં ચાંદી મોટા પ્રમાણમાં મળી આવવાથી ચાંદીનો ભાવ

ઉતરી ગયો, પણ આપણી સરકારે તો રૂપીઆનો ૧૬ આના ભાવ કાયમ રાખ્યો. આ અન્યાયથી ગરીબ ભારતવાસીઓને બહુ નુકશાન થયું. લોકોની પાસે ચાંદીના જેટલા દાગીના વગેરે હતું તેની કિંમત ૧૬ આનાથી ઘટીને એકદમ ૮–૯ આના સુધી આવી પહોંચી. ચાંદીનો ભાવ ઘટવાથી અને રૂપીઆની કિંમત એટલી ને એટલી રહેવાથી અગાઉ ૯૫ રતી ચાંદી આપતાં રૂપીઓ મળતો તેને બદલે હવે ૧૩૫ રતી ચાંદી આપવી પડી; ખેડુતની દષ્ટિએ કહીએ તો ૧૦ શેર ઘઉં વેચતાં રૂ. ૧ મળતો તેને બદલે ૧૫ શેર ઘઉં વેચવાથી રૂ. ૧ મળવા લાગ્યો.

## ફાઉલર કમીટી

૧૮૯૮માં હેન્રી ફાઉલરના પ્રમુખપદે સરકારે બીજી કમીટી નીમી. તેણે એવી ભલામણ કરી કે રૂપીઆની કિમ્મત ૧૬ પેન્સ કાયદાથી નક્કી કરવી, તેથી જરા પણ ઘટવા ન દેવી. હિંદમાં ઇંગ્લંડના પૌંડની કિમ્મત રૂ. ૧૫ કાયદાથી નક્કી કરવી અને હિંદની ટંકશાળોમાં સોનાના સીક્કા પણ પાડવા.

આ ભલામણુ અનુસાર રૂપીઆની કિમ્મત લગભગ ૧૯–૨૦ વરસ સુધી ૧૬ પેન્સ કરવામા આવી, સરકારે તેમાં કોડીનો પણ ફેરફાર કર્યો નહીં. આથી હિંદનું અનાજ સસ્તું થઇ ગયું અને ખેડુતોને હાનિ પહોંચી. ગીનીને સરકારી સીક્કા તરીકે ગણી લોકો પાસે જે સોનાનું નાણું હતું તે ખજાનામાં ખેંચી લીધું. સરકારે એ ભલામણોનો તાબડતોબ અમલ કર્યો, પણ ત્રીજી ભલામણુ તરફ ધ્યાન પણ આપ્યું નહીં.

૧૮૯૩થી સરકારે ટંકશાળમાં જાતે રૂપીઆ બનાવવા માંડયા, તેથી તેને ઘણો લાભ થયો. દરેક રૂપીઆમાં ચાંદી ૯ આના જેટલી રહેતી હતી, એટલે દર રૂપીએ ૭ આનાનો નફો થવા લાગ્યો. એટલે ૧૦૦ રૂપીઆ પાછળ રૂ. ૪૨ નફો મળવા લાગ્યો. ૧ લાખ રૂપીઆ બનાવતાં સરકારને ૪૨૦૦૦નો નફો મળતો હતો.

પ્રથમ તો આ નફો અલગ ન રાખતાં સાધારણ ખજાનામાં ગણાતો હતો, પણ પછીથી એ અલગ રાખવામાં આવ્યો અને તેનું નામ સોનાના ચલણુની અનામત રાખવામાં આવ્યું.

ઇ. સ. ૧૯૧૩ થી સરકારે કાઉંસીલ બીલના ચક્કરમાં હુંડીયામણનો ભાવ ૧૬ પેન્સથી નીચે જવા દીધો નહીં. એજ સાલમાં ચેંબરલેનના પ્રમુખપદે ફરી એક કમીટી નીમાઇ. ૧૯૦૩થી સરકારે સામાન્ય પ્રજાને રૂપીઆ પાડી આપવા બંધ કર્યા હતા અને પોતેજ રૂપીઆ પાડતી હતી; એટલે તેને તે માટે ઘણી ચાંદી ખરીદવી પડતી હતી. લોકોને પણ મોટા લેણ દેણમાં રૂપીઆ ગણવાની ખટપટ પડતી હતી. આથી સરકાર નોટોનો પ્રચાર દિન પ્રતિદિન વધારતી ગઇ હતી. પણ દર રૂ. ૧૦૦ની નોટના બદલામાં સરકારને ૮૦ રૂપીઆની ચાંદી અગર સોનું અમાનત રાખવું પડતું હતું. આથી નોટોનો પ્રચાર કરવામાં પણ સરકારને ચાંદી મોટા જથ્થામાં ખરીદવી પડતી હતી.

## લડાઇ અને સરકારની મુશ્કેલી

• પણ આ કમીટીનો હેવાલ પ્રકાશ પામ્યો એટલામાં તો ૧૯૧૪માં જર્મની સાથે યુદ્ધ શરૂ થયું. આથી સરકારની મુશ્કેલીમાં ઘણો વધારો થયો. લોકો સરકારની

તીજોરીમાંથી તેમજ બેંકોમાથી નાણાં ખેંચી લેવા લાગ્યા. કરન્સી ઓફીસમાં નોટોના રૂપૈઆ કરાવવાની પડાપડી થવા લાગી. પોસ્ટ ઓફીસમાથી લોકોએ ૮ કરોડ રૂપૈઆ ઉપાડી લીધા અને સરકારી ખજાનામાથી ૧૦ કરોડ જેટલી નોટો ગઇ. બીજી બાજુથી લડાઇને લીધે ઇંગ્લંડના કારખાનાં લડાઇ માટે જોઇતો સામાન તૈયાર કરવામાં લાગવાથી વિલાયતથી અહીં માલ આવતો ઘણો ઓછો થયો, અને હિંદના અનાજ તેમજ કાચા માલની માંગ વિલાયતમાં વધવા લાગી. આથી ઇંગ્લંડ ઉપર હિંદનું લેણું વધી ગયું અને દેણું ઘટી ગયું; એટલે કાઉન્સીલ બીલોની માગ એકદમ વધવા લાગી. બીજી બાજુથી ચાંદીના ભાવ તેજ થઇ ગયા. ૧૯૧૫ મા ચાંદીનો ભાવ ૪૭ હતો તે ૧૯૧૯ મા ૫૮ અને ૧૯૧૯ ના ડીસેમ્બરમા તો ૭૮ થઇ ગયો.

આ મુસ્કેલીઓ વટાવવા સરકારે કાઉન્સીલ બીલો દ્વારા હુંડીયામણનો ભાવ વધારવો શરૂ કર્યો અને ચઢાવતાં ચઢાવતા તેને ૧૬ પેન્સ પરથી ૨૮ પેન્સ પર ચઢાવી દીધો. આથી સરકારને બેવડો લાભ થયો. તેને ચાદી સસ્તે મળી અને હિંદના અનાજ તથા કાચા માલના ભાવ વધવા ન દીધા અને વિલાયતી માલના ભાવ બહુ વધતા અટકી ગયા.

હિંદી અનાજના ભાવ લડાઇને લીધે બહુ ચઢી ન શક્યા ભાવ ચઢવાથી ખેડુતોને જે લાભ થાત તે સરકારે ઘણોખરો હુંડિયામણનો ભાવ વધારી અટકાવ્યો. નીચેના કોઠા ઉપરથી સમજાશે કે હુંડિયામણના ભાવમા ક્યારે ક્યારે કેટલી વધઘટ થઇ હતી.

| | | રૂપૈઆમાં. કિમ્મત. | |
|---|---|---|---|
| ૩ જાનેવારી | ૧૯૧૭ | ૧૬॥ | પેન્સ |
| ૨૮ ઓગસ્ટ | ૧૯૧૭ | ૧૭ | ,, |
| ૧૨ એપ્રીલ | ૧૯૧૮ | ૧૮ | ,, |
| ૧૩ મે | ૧૯૧૯ | ૨૦ | ,, |
| ૧૨ ઓગષ્ટ | ૧૯૧૯ | ૨૨ | ,, |
| ૧૫ સપ્ટેંબર | ૧૯૧૯ | ૨૪ | ,, |
| ૧૨ નવેમ્બર | ૧૯૧૯ | ૨૬ | ,, |
| ૧૨ ડીસેંબર | ૧૯૧૯ | ૨૮ | ,, |

## રક્તશોષણ કમીટી

યુદ્ધ પુરું થયા પછી સરકારે ચલણ અને હુંડિયામણનો વિચાર કરવા બીજી એક કમીટી નીમી અને આમાં સર દાદીબા દલાલ નામના હિંદી ગૃહસ્થને પેહેલીવાર સ્થાન આપ્યું. આ કમીટીએ હિંદીઓનું રક્ત ચુસી લેવા હુંડિયામણનો ભાવ કાયમને માટે વધારવાનું ઇચ્છયું.

આ કમીટીએ નીચે પ્રમાણે મુખ્ય ભલામણો કરી.

(૧) હુંડિયામણનો દર ૨૪ પેન્સ અર્થાત્ ૨ શીલીંગ કાયમ કરવો.

(૨) સોનાની ગીનીનો ભાવ રૂ ૧૫ ને બદલે ૧૦ કરવો.

(૩) સરકારને રૂપૈઆ બનાવવામા ઘણી ચાદી ખરીદવાની મુસ્કેલી પડે છે માટે નીકલની આઠ આની, પાવલી અને આની બનાવવી.

(૪) સરકારની રૂપૈઆ બનાવવાની મુસ્કેલી દૂર કરવા નોટોનો પ્રચાર સગવડ ભર્યો કરવો. રૂ ૧૦૦ ની નોટ કાઢવા માટે સરકારને રૂ. ૮૦ અમાનત રાખવા પડતા હતા તેને બદલે માત્ર રૂ. ૪૦ અનામત રાખવા બરાબર છે.

હિંદી સભ્ય સર દાદીબા દલાલે ઉપલી ભલામણોનો વિરોધ કર્યો; પણ તેનું સાંભળે એમ કોણ હતું? તેણે મુખ્ય બે ભલામણો કરી:

(૧) સોનાની ગીનીનો ભાવ રૂ. ૧૫ રહેવા જોઇએ.

(૨) સરકારને કાઉન્સીલ બીલ જેટલાં વેચવાં હોય, તેનું પ્રમાણ દર વર્ષે બજેટમાં નક્કી કરવું અને જરૂરીઆત કરતાં વધારે પ્રમાણમાં ન વેચવાં

પણ સરકારે પોતાનો સ્વાર્થ સરે એવો બહુમતી ઉવાલ એકદમ સ્વીકારી લીધો અને એકદમ ગીનીનો ભાવ રૂ. ૧૦ કરવાનું જાહેર કર્યું. તે સાથે એમ પણ કહેવામાં આવ્યું કે જો અમુક તારીખ પહેલાં સરકારી ખજાનામાં ગીનીઓ આવશે તો તેના રૂ. ૧૫ આપવામાં આવશે. આ પ્રમાણે આ યુક્તિથી હિંદના લોકો પાસે લાખો રૂપૈઆની ગીની હતી તે સરકારે પોતાના ખજાનામાં લઇ લીધી. જે હિંદીઓ એ નિયત સમયમાં ગીની સરકારને ન આપી શક્યા તેમને ભારે નુકસાન ભોગવવું પડ્યું. કેમકે હવે બજારમાં ગીનીનો ભાવ રૂ. ૧૩ છે, પણ સરકારી ખજાનામા તેનો ભાવ રૂ. ૧૦ છે,

## સરકારને તડાકો

ઉપલો ઉવાલ બહાર પડવાથી સરકારને ભારે સગવડ મળી ગઇ. સરકારે કરોડો રૂપૈઆની નોટ કાઢવા માડી. લાખો રૂપૈઆના નીકલના સીક્કા પાડ્યા. સીક્કા અને નોટોને લીધે સરકારને મોટો લાભ થવા લાગ્યો. દર વર્ષે કરોડો રૂપૈઆ બચવા લાગ્યા. પણ તેથી હિંદીઓને કશો જ લાભ થયો નહિ. તેમના પરના સરકારી કરોમાં જરા જેટલો પણ ઘટાડો થયો નહીં. કારણ કે આ રીતે થતી આવક સાધારણ આવકમાં નહીં ગણતાં અનામત ખજાનામાં ગણવાની હતી. અને આ અનામત ખજાનો તો અગાઉથી જ ઇંગ્લંડમાં લઇ ગયા હતા.

હુંડિયામણના ભાવમાં આ પ્રમાણે વધારો થવાથી વિલાયતના વેપારીઓને બહુ લાભ થયો, પણ હિંદી ખેડુતોનું લોહી ચુસાઇ ગયું. અંગ્રેજ અમલદારોને પણ મોટો લાભ થયો. અગાઉ તેમને ૧ રૂપૈઆના બદલામાં ૧૬ પેન્સ મળતા હતા, તેને બદલે હવે ૨૪ પેન્સ મળવા લાગ્યા. હિંદમાં જે અંગ્રેજ મીલોવાળા અને બીજી કંપનીઓવાળા હતા તેની પેદાશ એકદમ દોઢી થઇ ગઇ. દેશી મીલોવાળાએ બહુએ તકરાર કરી, પોતાનો માલ સસ્તો કર્યો, પણ નિષ્ફળ.

હિંદના વેપારીઓએ ૨ શીલીંગના ભાવની લાલચમાં કરોડો રૂપૈઆના ઓર્ડરો વિલાયત મોકલ્યા; પણ એ ઓર્ડરનો માલ હિંદમાં આવ્યો ત્યારે હુંડિયામણનો ભાવ ઉતરી ગયો. આથી ૨ શીલીંગના માલનો રૂ. ૧ દેવાને બદલે રૂ. ૧–૪–૦ અથવા રૂ. ૧–૮–૦ આપવો પડ્યો. આથી હજારો હિંદી વેપારીઓને દેવાળું કાઢવું પડ્યું, વેપારમાં એકદમ ઉથલપાથલ થઇ ગઇ. સરકારે ઘણી યુક્તિઓ કરી, પણ કાંઇ ફાવી નહીં. હિંદી વેપારીઓની ચળવળ વધતી ગઇ. હુંડિયામણના ભાવમાં વધઘટ થવા લાગી. બીજી બાજુથી રોલેટ એક્ટ પસાર થતાં મહાત્મા ગાંધીએ સત્યાગ્રહ અને અસહકારની ચળવળ ઉપાડી. આથી હુંડીયામણને સ્થિર કરવા ૧૯૨૫ માં સરકારે હીલ્ટનયંગના પ્રમુખપદે વળી એક કમીટી નીમી. તેમાં સર પુરૂષોત્તમ દાસને એક સભાસદ તરીકે નીમ્યા. આ કમીશને ઘણી સાક્ષીઓ લીધી અને પગાર, ભથાં વગેરે ખર્ચમાં દેશના પુષ્કળ રૂપૈઆ ખર્ચીને નીચે પ્રમાણે ભલામણો કરી:

## હીલ્ટન યંગકમીટીની ભલામણો

(૧) એક મધ્યસ્થ બેંક સ્થાપવાની જરૂર છે, માટે તે સ્થાપવી.

(૨) આ મધ્યસ્થ બેંકને નોટોનું ચલણ કરવાની સત્તા આપવી.

(૩) ગીનીનો ભાવ રૂ. ૧૦ કરવો.

(૪) હુંડિયામણનો દર ૧૮ પેન્સ કરવો, એટલે કે રૂપીઆનો ભાવ ૧૮ પેન્સ કરવો.

સર પુરૂષોત્તમદાસે ઉપલી ભલામણોનો વિરોધ કરતાં કહ્યું કે રૂપીઆનો ભાવ ૧૮ પેન્સ સરકાર જબરદસ્તીથી ટકાવી રહી છે; માટે ૧૬ પેન્સનો ભાવ કાયમ રાખવો અને ૧૮ પેન્સનો રૂપીઓ કરવાથી હિંદની સ્થિતિ ભયંકર થઇ પડશે. હિંદના ઉદ્યોગધંધાને આથી મોટી હાનિ પહોંચશે અને ઘણાં કારખાનાંઓ પડી ભાંગશે. ખેડુતોના ગળા ઉપર આથી છરી ફરશે.

પરંતુ સરકાર તો ૧૮ પેન્સનો ભાવ કરવાની ઇન્તેજામાં હતી, એટલે એ પ્રકારનો ખરડો તેણે ૧૯૨૭ માં વડી ધારાસભામાં રજુ કર્યો અને ખજાનચી સર બેસીલ બ્લેકેટે યુક્તિ, વાપરી, ખુશામદી, સભ્યોના, મતતે, જેરે, એ ખરડો પસાર કરાવી લીધો. આ પ્રમાણે ૧૯૨૭–૨૮ મા કાયદાથી સરકારે ૧૮ પેન્સનો દર કાયમ કરી નાખ્યો. આખા દેશમાં આની વિરુદ્ધ ચળવળ ચાલી, પણ સરકારે તેની જરાયે પરવા કરી નહીં.

## નસીબ કે હુંડિયામણનું જાદુ?

આ ફેરફારથી જે માલ અગાઉ વિલાયતમાંથી આવતો હતો તેની કિંમત વિલાયતમાં એટલીજ રહી, પણ હિંદમાં રૂપૈએ ૨ આના જેટલી કમી થઇ, મતલબ કે જે ધોતીજોટો રૂ. ૪ નો હિંદમાં અગાઉ પડતો હતો તે હવે ૧૮ પેન્સના ભાવથી ૩॥ નો પડવા લાગ્યો. આ પ્રમાણે વિલાયતી માલ એકદમ સસ્તો થવાથી હિંદની મીલોને નુકસાન ગયું. એજ પ્રમાણે આ દેશના કાચા માલની કિંમત હિંદના ખેડુતોને રૂપૈએ ૨ આના જેટલી ઓછી મળવા લાગી. આ હુંડિયામણના ભાવ ફેરથી હિંદને દર વર્ષે રૂ. ૪૦ કરોડનું નુકસાન થવા લાગ્યું. ૧૯૨૯ માં અને તે પહેલાં હિંદમાં સારા પ્રમાણમાં અનાજ પાકયું ન હોવા છતાં આ હુંડિયામણને લીધે જ અનાજના ભાવ એના એ રહ્યા છે. એક બાજુથી અનાજાદિ ઓછું પાકયું, અને તે વેચતાં હુંડિયામણના ભારે ફરથી તેની કિમ્મત થોડી ઉપજી, ખેડુતોને મહેસુલ ભરવાની પણ મુસ્કેલી પડી. એ લોકો પોતાનો ગુજારો શી રીતે કરતા હશે તે તો કોણ જાણે! આનો દોષ આપણા ભોળા ખેડુતો નસીબને આપે છે. પણ એ બિચારાને ખબર નથી કે ભાવમાં મંદી શાથી આવી છે! હુંડિયામણના આ જાદુઇ શસ્ત્રથી—જાદુઇ લાકડીથી ભાવ મંદા થઇ ગયા છે એમ એ ભોળા લોકો શી રીતે સમજે? *

---

* આ લેખ ગુરૂકુલ વૃન્દાવનનાં અધ્યાપક શ્રી. કૃષ્ણચંદ્ર, બી. એસ. સી; જેઓ હાલની સત્યાગ્રહની લડતને અંગે કારાગારમાં છે, તેમણે હિંદીમાં વિસ્તારથી લખેલા લેખના માત્ર સારાંશ રૂપે તૈયાર કરવામાં આવ્યો છે.

કકડાની કાઢે છે. ક્રોધથી ધ્રૂજતો
તે બરાડો પાડે છે. ]

કેમ, 'રાં- છેક જ ફાટી ચાલી કે ? '

**કમળા** [બહુ નીચી નહીં તેમ બહુ ઉંચી નહીં તેવી, એકવડીઆ બાંધાની, ગૌરવર્ણી, રૂપાળામાં ખપે એવી છે. ચાર ચોપડી શીખેલી, ઓછા બોલી છતાં છેક જ દબાઇ ન જાય તેટલી હીંમતવાળી છે]:

[એકાએક બરડામાં લાત પડવાથી, એના હાથમાંની ચોખાની થાળી ઉડી જાય છે, આખી ઓશરીમાં ચોખા વેરાઇ પડે છે.
'આ શું થયું ?' એવો વિચાર કરી, પાછળ જોવા જાય તેટલામાં કાલીદાસનો અવાજ કાને પડવાથી લાત મારનાર કોણ છે એ જાણીને એકદમ ઉભી થઇ જાય છે ]

પણ શું છે ? મારો કંઇ વાંક ગુનો...

**કાલીદાસ** [વીશેષ તપીને, બે ત્રણ કડક લપડાકો કમળાના ડાબા જમણા ગાલ ઉપર લગાવી દેતાં]:

શું છે !–જાણે જાણતી કેમ ન હોય ? સામી ચોરી પર શીરજોરી કરે છે ?

[વળી પડખામાં જોરથી મુક્કો મારે છે]

**કમળાઃ** [મુક્કો વાગવાથી તમ્મર આવતાં પડી જાય છે ]

પ–ણ, આ શું છે ? [રડતાં, ડુસકાં લેતાં] મેં.શું ચોરી કરી ! મને કંઇ કહો તો ખરા, આમ એકાએક તુટી પડો છો તે,... [વાગેલા ઉપર હાથ દાબતાં રડી દઇને] હાય, હાય, મા, મને અહીં એવું વાગ્યું છે ને કે...

**કાલીદાસ** [ કમળાના રડવાની જરાએ અસર થઇ ન હોય તેમ, પહેલાંના જેટલી જ વાહીયાત સખ્તાઇ સાચવી રાખીને ]

પેલો કીશોર તારો શું થાય છે ? ઉંડી કુઇ આગળ પાણી ભરવા જાય છે, કે તારા એ માંટીને મળવા ?

**કમળા** [ શબ્દ બાણનો કારી ઘા લાગતાં એકાએક ચમકીને, દેખીતી રીતે મારથી થતી કળતરને દબાવી રાખતાં ]:

કોણ કીશોર ? તમે આ શું કહો છો ?– તમને આ તે શું થયું છે ?...

**કાલીદાસ** [વળી લાત કકડાવી કાઢે છે]:

કેમ જાણે ઓળખતીએ ન હોય તેમ ? હું ગમતો ન હોઉં તો પરણી શું કામ ? ના કહેવી હતી ને પેલા સાળા તારા બાપને ? આ માંટી કાળો પડે છે નહીં ? અને પેલો કીશોર તો [ પ્રત્યેક અક્ષર ચાવી ચાવીને બોલતો ] રૂડો, રૂપાળો, ગોરો જાંગલો, માથે સરસ પટીયાં પાડે છે અને ગામની બાયડીઓ સામે જોતો જોતો ચટક મટક ચાલે છે ! એ ગમતો હોય તો એને ઘેર જા ! રાં... ! ગધે... ! મારા ઘરમાંથી નીકળ—

[ખભો પકડીને ઘસડે છે]

**કમળા** [ હીંચકાનો સળીઓ એક હાથે સજ્જડ પકડીને, બીજી તરફ કાલીદાસ તરફથી ખેંચાતી બચવા મથતી ]:

ઘરમાંથી હું નીકળીને કયાં જાઉં ?

**કાલીદાસઃ** જહાન્નમમાં જવું હોય તો જા–

**કમળા** [રડતી અને ડુસકાં લેતી]:

હું જવા માટે આવી નથી, પરણીને અહીં આવી છું....

**કાલીદાસ** [વચ્ચે જ] :

તેથી ઘરના ધણીને લબડતો મુકી, બીજા. ઓની વાંસે ઘેલી બને છે નહીં ?

[વધુ આંચકા મારે છે]

**કુમળા** [કાલાવાલા કરતી]:

એ તમારો વહેમ છે. હું એ કીશોર કોણ છે તેને ઓળખતીએ નથી, મેં તમારા સીવાય સ્વપ્નમાં પણ કોઇની કલ્પના માત્રે કરી હોય, તો મને શો શો કીડા પડો!...

**કાલીદાસ** [સહેજ ઢીલો પડવા છતાં કડક દેખાવાના દેખીતા પ્રયાસ સાથે]:

તું એમ કહે છે કે ઉંડીકુઇએ આજે પાણી ભરવા ગઇ નહોતી!

**કુમળા**: ગઇ હતી.

**કાલીદાસ**: ત્યાંથી આવતાં વાંકી શેરીના નાકા આગળ માથે બેડા સાથે ઉભી રહી નહોતી?

**કુમળા**: ઉભી રહી હતી,...

**કાલીદાસ**: [વીજય થયો હોય તે ઢબે વચ્ચે જ]:

બસ્સ ત્યારે, તું જ તારે મોઢે કબુલ કરે છે કે ત્યાં તું ઉભી હતી, અને પેલો કીશોરીયો તારી સામે જ તાકી તાકીને જોતો હતો...

**કુમળા** [કરગરતી, વચ્ચે જ]

હું તમારા સમ ખાઇને કહું છું કે, એ કીશોરીયો રડયો કોણ છે તેની મને ખબર સુદ્ધાં નથી...

**કાલીદાસ** [બળી ઉઠ્યો હોય તેમ, એકાએક].

હું મરી જાઉં તો તારું શું જાય? જુઠી ખબર! મારા સોગંદ લીધા છે તો?

**કુમળા** [કાલીદાસના મરવાની વાત સાંભળતાં જ રડી દઇને]:

તમે જોઇએ તો મને મારી નાખો, પણ તમારે સારૂ એમ ન બોલો...

**કાલીદાસ** [સકટાક્ષ]:

ન જોઇ હોય તો સતીની મોટી દીકરી! હું તારી રગેરગને પીછાનું છું.

**કુમળા** [આંખોમાંથી વહી રહેલાં આંસુ લુછતાં]:

તમે શાંતીથી મારી વાત તો સાંભળો.

**કાલીદાસ** [આકળો બનીને]:

વાત શું સાંભળું, મારૂં કપાળ! [પોતાના કપાળ ઉપર તે જોરથી મુક્કીઓ લગાવે છે] મેં મારી નજરોનજર તને જોઇ છે...

**કુમળા** [કાલીદાસને કપાળ કુટતાં અટકાવવા એકદમ ઉભી થઇ]:

તમે એમ........

[કાલીદાસ ઝુસ્સાથી કમળાને ધક્કેલે છે. ઢળી પડતા વૃક્ષની માફક તે પછડાઇ પડે છે, એને માથે ખુબ વાગે છે. હીંચકાની ધાર જડબામાં પેસી જવાથી ત્યાંથી લોહી નીકળે છે, છતાં, રડતી કરગરતી:]

હું માત્ર રમણ માશી મળતાં એમની સાથે વાત કરવા ઉભી હતી. અને તેમાંય મારો વાંક નહોતો. માશીમાએ જ મને આગ્રહ કરીને ઉભી રાખી, એટલે મારો છુટકો નહોતો.........

**કાલીદાસ** [સક્રોધ]:

મારે તારાં એ બધાં ટાપલા સાંભળવાં નથી. મારૂં લોહી બળી રહ્યું છે. હું તને હવે આ ઘરમાં રાખવા માગતો નથી. તું દુષ્ટ છે, વ્યભીચારીણી છે, તું જો સાંઝ સુધી ચાલી નહીં જાય, તો તારૂં કે મારૂં મોત થશે. લુચ્ચી, દગાબાજ, સાળી બૈરાની જાત જ વીશ્વાસ મુકવા લાયક નથી તે કહેનારે ખોટું કહ્યું નથી.

[કમળાને લોહીલુહાણ પડતી રહેવા દઇ ધબધબ કરતો. તે બહાર જાય છે]

## : પ્રવેશ બાજો :

**સ્થળ :** એજ મકાન

**સમય :** તે પછી અર્ધો કલાક

[હૃદયના આઘાત અને પહેલા મારથી શરીરે થતી કળતરની પીડાથી લોથપોથ કમળા હીંચકાની બાજુમાં જ પડી પડી રડતી હોય છે તે વખતે મંગુ આવે છે.]

**મંગુ** [વીશ વર્ષની, હીંદુસમાજનાં કચડી નાખનારા બંધનમાં સાચવી શકાય તેટલા સ્વતંત્ર મીજાજની, કમળાની બહેનપણી છે. એનો ગ્રેજ્યુએટ પતી, માતાપીતાથી છાની રીતે એની સ્વતંત્ર મનોદશાને પોષવા અને પંપાળવામાં ગૌરવ લેતો હોય છે]

[મેડીમાંથી જ અંદર સંભળાય તેટલે મોટે સાદે]: કમળા, મંદીરે નથી આવવું?

[અંદર જતાં, ઓશરીમાં હીંચકા પાસે અસ્તવ્યસ્ત દશામાં પડેલી કમળાને રોતી જોતાં, ચમકીને]

કેમ, વળી પાછું આજે શું છે?

[સમભાવથી તે કમળાની પાસે બેસી જાય છે]

**કુમળા** [સખીને જોતાં પોતાની કરૂણ દશાના સ્મરણથી તેનાથી રડી દેવાય છે. એ ઉભરો શમતાં કંઇક સ્વસ્થ થવા મથતાં] :

મારે નસીબે એમના વહેમના ભોગ જ થવાનું સરજાયું છે બહેન!

**મંગુ** [માતા જેવા વત્સલ્યથી] :

પણ શું હતું?

[મુંજાતી કમળાને છાતી સરસી દાબે છે]

ઉઠ, બહેન, આવ હીંચકે બેસ.

**કમળા** [મંગુની મદદથી હીંચકે બેસતાં]:

આજે બપોરે પાણી ભરવા ગઇ, ત્યારે રમણ માશીએ મને ખાસ આગ્રહ કરીને વાત કરવા ઉભી રાખી. તે વખતે એ ક્યાંક બેઠા હશે કે ત્યાંથી જતા હશે, અને કીશોર નામનો કોઇક છોકરો એટલામાં હશે, એટલે આવીને મને કહે કે, 'તું તો કીશોરીયા સાથે પ્રેમમાં છે!'...

[રડી દેવાય છે. છાતીમાં ડુમો જામે છે, બોલાતું નથી એટલે અટકીને રડે છે]

**મંગુ** [સહૃદયતાથી] :

કોણ જાણે કાલીદાસભાઇ તે કેવા છે? બહેન તું આમ રડ નહીં.

**કુમળા** [રડતાં રડતાં] :

રડું નહીં તો શું કરું? મંગુ આમ ને આમ જીવન કેમ ગાળવું?

**મંગુ** [ વિચાર કરીને ]:

કિશોર એમનો મિત્ર છે. હું એને બરાબર ઓળખું છું. એના જેવા ભલા અને સદ્‌ગુણી છોકરા આપણા ગામમાં તો ઓછા જ છે. જાણે સગોભાઇ હોય તો એવો જ હો, એવું મને તો એને જોઉં છું ત્યારે લાગે છે...

**કુમળા** [હજુ રડવું ચાલુ જ છે]:

પણ બહેન, હું તો એને ઓળખતી યે નથી. પણ મને એમણે કેવાં કેવાં વચન સંભળાવ્યાં! ભગવાનને ય શું સુઝ્યું કે મુઆએ મને રૂપ આપ્યું? મને એમના કરતાં ય કાળી બનાવી હોત, તો મારે માટે એમને આવા વહેમ તો ન કરવા પડત ને?

મંગુ [આશ્વાસનની ઢબે:]

બહેન, એમાં રૂપનો શું વાંક છે? કાલીદાસ ભાઇ તો સદાના વહેમી જ રહ્યા. આ કંઇ ઓછું પહેલી વખત બન્યું છે? કંઇ નહિં, લઇ ચલાવવું.

કુમળા: પણ મંગુ, માણસની ધીરજની યે હદ તો હોવી જોઇએ ને? વિના વાંકે, પૂછ્યાગાછ્યા વિના મારી મારીને મારાં હાડકાં ખોખરાં કરી નાખ્યાં, એ માર તો મારે નશીબે રોજનો છે, પણ બહેન, આ જાતનું અમાન! વ્યભિચારનું મારી ઉપર આમ વારંવાર દોષારોપણ, હવે તો નથી ખમાતું [તેનાથી ડુસકો મુકાઇ જાય છે.]

મંગુ: [પહેલી જ વખત એની નજરે કમળાના જડબામાંથી નીકળતું લોહી દેખાય છે. તેથી ચમકીને]:

અરે, આશું? તને આટલી મારી છે? કેટલું બધું લોહી? આ તો કદાચ પાકે? એને આમ પવન ખાવા ન દે, કાલિદાસનું તો કંઇ નહીં જાય, પણ તારે બધું વેઠવું પડશે.

કુમળા: [કંટાળેલી]:

એમાંથી મોત નીપજે તો સારું.

મંગુ: [ઉભી થઇ, રૂ અને દીવાસળીની પેટી લાવી, રૂ બાળી કમળાનો ઘા શેકે છે. શેકતાં શેકતાં]:

કાલિદાસભાઇને કહેવું જોઇએ, કોઇ પાડોશીએ એમને ન સમજાવે?

કુમળા [નિશ્વાસ નાખી]:

સમજાવવા આવે તે જ ગાળ ખાય? વહેમી માણસનો વહેમ, ઉપરથી આવીને ભલા કહે તો ય દૂર થાય નહિં. કોઇ આવે તો એક જ વાત કહેશે: 'તમારે શું છે? મારી બાયડી છે, જોઇએ તો હું એને છોડી નાખીશ, મારી નાખીશ, તમે તમારે તમારે ઘેર ચાલ્યા જાઓ!' એટલે કોણ આવે? પણ મંગુ! મને તો એમાંય સુખ નથી. જો કોઇ મારો પક્ષ લે તો એના ગયા પછી કહેશે, 'તારી સાથે એને કંઇ ગોઠાજો હશે?' બોલ બહેન! આ કેમ સાંખી શકાય? ક્યાં સુધી સહન થાય? [રડે છે]

મંગુ: બાયડી થઇ એટલે શું મારી નાખવાની?...

કુમલા [વચ્ચે જ]: મારી નાંખે તો તો ઠીક. પણ આવાં ને આવાં વચનો સંભળાવીને ઉભી ને ઉભી જીવતી બાળી નાખવામાં પતિપદ સમાઇ જતું હશે?...

[વધુ રડે છે].

એમ થાય છે કે આ જીવનનો અંત જ લાવી નાખું.

મંગુ [ચમકીને]: જોજે હો એવું કાંઇ કરતી? તું તારા જાનથી જઇશ, અને લોકો કહેશે ખરાબ હશે એટલે મુઇ!

કુમલા [મુંઝાતી]: હાય! હાય! સ્ત્રીનો આ અવતાર? આવાં દુઃખ વેઠવા સ્ત્રીને તે કોણે સરજાવી હશે? [આંખો લુછતી—રડતી] હજી કંઇ મારો છૂટકારો થવાનો નથી, કહી ગયા છે કે સાંજ સુધી ચાલી જજે, નહિં તો જોવા જેવું થશે. બહેન, શું કરૂં? ક્યાં જાઉં? પિયરમાં કોઇ નથી, ને હોય તો યે આમ ધણીએ કાઢી મુકેલીને કોણ સંઘરે? મજુરી કરીને યે પટ તો ભરાય? પણ લોક ચુંટી ખાય ને?

[અકળાવાથી વળી રડે છે]

મંગુ [સમજાવતી]:

કમળા! આમ મુંઝાય છે શું કામ? એ તો એમનો સ્વભાવ પડયો. તારે સારૂ કંઇ નવું છે? કાઢી મુકવાની વાતો કરે છે અને છતાં તને ઘરમાં રહેવા દે છે! એ તો પુરુષની ટેવ. એમ કહેવામાં એમને પોતાની સત્તાની ખુમારીની મજા પડે,

પોતાના પતિવાદનો અમલ થતો દેખાય– બસ્સ, એટલામાં એમને સંતોષ! એ બધું દિલપર જ ન લેવું.

કુમળાઃ પણ બહેન! આ બધું કેમ સહન થાય? શું વર થયા એટલે ઘડી ઘડી કાઢી મુકવાની વાત! આપણું તો ત્યારે અહિં કશું જ નહિં?

[ક્રોધ અને અપમાનની મિશ્ર લાગણીથી આરક્ત બનતાં]

અને પતિ હોય એટલે ગમે ત્યારે, ગમે તે સમયે, વિના વાંકે અને વિના કારણે, આપણી ચારિત્ર્યનિષ્ઠામાં અશ્રધ્ધા બતાવે. ગમે તેમ બોલે, ફાવે તેવાં હીણાં વિશેષણો વાપરે; એ બધું ય સાંખી લેવાનું! પતિ પત્નીનું પોષણ કરે. તેમાં વિશેષ શું? છતાં વારંવાર કાઢી મુકવાની એ ધમકી પાછળ, પોષણ કરવાની પોતાની જવાબદારીનો ઇનકાર કરવાની એમને ગમે તેટલી છુટ! બસ્સ આપણે સ્ત્રી થયાં એટલે એ બધું વેઠી લેવું? મંગુ! આજે તો ક્યારના આ જ વિચારો થયા કરે છે. કંઇ સુઝતું નથી, પણ હવે ઝાઝો વખત આ દશા સહન કરી નહિં લેવી એવું થયાં કરે છે.

મંગુ [યાદ આવ્યું હોય તેમ]: ચાલ, ચાલ, કમળા, ઉઠ. મોંઢું ધોઇ લુગડું બદલી લે, મંદિરે જઇશું એટલે તને આરામ થશે.

કુમળા: મંદીરને ફંદીર! મને તો હવે એમાંય કશી શ્રદ્ધા નથી રહી. જો ભગવાન જેવું કંઇ હોય તો, પુરૂષોની આવી એકલપેટી અને અન્યાયી વર્તુણુંકને આમ ચાલુ રહેવા દે?...

['મંગુ ચાલ, મંદીરે જવાનું મોડું થાય છે' એવો દુરથી મંગુની સાસુનો અવાજ સંભળાય છે]

હું, જા. મારે આજે નથી આવવું. મારે આજે પેટ ભરી ભરીને રડી લેવું છે.

મંગુ [આગ્રહ કરતી ઢબે]: નહીં જ, આવે?

કુમળા [નીશ્ચયથી]: ના

[મંગુ જાય છે]

## પ્રવેશ ત્રીજો:

**સ્થળ:** એ જ.

**સમય.** એક મહિના પછીની રાત્રીના બારનો.

[કાલિદાસનાં મકાનના પાછલા ખંડમાં ઘાસતેલનો ચીમનીવાળો દીવો, ઝાખો બળે છે. કમળા ખાટલામાં પડી પડી નજીક આવતી ઉંઘને પાછી ધકેલવા મથતી, બગાસાં ખાતી પડી રહી છે. આખા મકાનમાં તે એકલી જ છે બહાર પાપીના હૃદય જેવી કાળી રાત્રિ જામી છે]

**કુમળા:** રોજને રોજ, આમ, મધ્યરાત્રિ સુધી આવડા મકાનમાં એકલા, જાગતાં રહેવાની દશા હવે કયાં સુધી ચલાવી લેવી?– પુરુષોની મનોદશા કેટલી વિચિત્ર છે? સ્ત્રીને નિર્જીવ વસ્તુ કરતાં યે વિશેષે હલકી એવી માલીકીની વસ્તુ માનીને તેમને માટે ગમે તેમ બોલવું, તેમના શરીરની ઉપર મારફાડથી પતિવાદના ગમે તેવા સિક્કા લગાડવા, તે બધું સ્ત્રીએ મુંગે મોઢે સાંખી લેવું–અને, એમને પોતાને ગમે તેમ વર્તવાની છુટ! સ્ત્રીના શરીરને તે પોતાની મીલ્કત માને, પણ પોતાના શરીરને

પત્નીની મિલ્કત સમજવાનું એમને ન પર-વડે!—કેવો આ ભયંકર અન્યાય?—ત્યાંયતી ઉપર કેટલો ભુંડો અત્યાચાર!

[મુકાય છે]

આવી ગમગીન ઘેર અંધારી રાતે ઘર મુકી જ્યાં ત્યાં રખડવું, અને છતાં નીર્દોષ પત્ની ઉપર ખોટી શંકા રાખી, પોતાની વહેમી વૃત્તીને સંતોષવા મકાનને દરવજે તાળાં દેવા?—આથી વધારે ખરાબ દશા કયા કેદીની હશે? આજે તો બે શબ્દો કહેવા જ પડશે. જે થાય તે ખરૂં.

[બગાસું આવે છે.]

[એ વખતે નીચે કાલીદાસ આવે છે. દીવાસળી સળગાવી તાળું ઉઘાડી, બારણું ખોલી, અંદરથી બંધ કરી ઉપર જાય છે.]

જમવાનું ઢાંકી રાખ્યું છે, ચાલો હું પીરસું.

**કાલીદાસ** [કટાણું મોં કરી]:
અત્યારે જમવાનું હોય? ઢોરે ઘાસ પણ છોડયું!

**કમળા** [વીવેકથી]:
પણ તમે તો આવો છોજ અત્યારે, એટલે? કંઇ ભુખ્યા યે રહેવાય?

**કાલીદાસ** [કંટાળો બતાવી]:
તેની તારે શી માથાકુટ? ખબરદાર, મારા કામમાં કચ કચ કરી છે તો! તમને શું ખબર પડે, પુરુષોને કેટકેટલા કામ હોય છે તે? આજ કાલ પત્થરમાં પાટુઓ માર-તાં યે પૈસો નથી મળતો? સા—સ્ત્રીઓને છે કંઇ? સારા સારા દાગીના ને કપડાં-લત્તાં એમને તો જોઇએ.

[ખાટલા પર બેસે છે. એના મોંમાંથી દારૂની દુર્ગંધ છુટતી લાગે છે]

**કમળા**: [ચમકીને]:
આ શું? તમે હવે દારૂ ય પીવા લાગ્યા કે શું? હું તમારે પગે પડીને કહું છું કે, એ લતમાં ન પડશો.

**કાળીદાસ**: બેસ, બેસ, ડાહલી? મેં એક વખત ન કહ્યું કે, મારા કામમાં માથાં મારવાનો તને કંઇ હક્ક નથી?

**કમળા**: મારો હક્ક હોય કે નહિં, હું તો જોઉં છું તે કહું છું. હમણાં હમણાં લોકો તમારે માટે ખુબ બોલે છે. તમે પેલી રાધાની પાસે જાઓ છો. પણ એ બાદને માટે આખું ગામ ખરાબ વાતો કરે છે, આટલું હતું તેમાં વળી દારૂ વધ્યો!.. ..

**કાળીદાસ** [એકાએક એનો પિત્તો ઉછળી પડે છે. ખાટલાને છેડે બેઠેલી કમળા ઉપર એ ક્રૂરતાથી ધસે છે, એને આંચકા સમેત નીચે પછાડી, પાંચ-સાત-દશ લાતો કકડાવી કાઢે છે, અને પછી]:
છેક ફાટીને ધુમાડે ગઇ આ તો! સાળી ન જોઇ હોય તો ડાહ્યલાની દીકરી! તારે મારી શું પંચાત? નર છે તે ભ્રમર છે! તે ફાવે ત્યાં જાય ને ફાવે ત્યાં ફરે, એમાં બાયડીઓને શું પૂછવાનું હોય? હું કંઇ તારો ગુલામ છું? તારો બંધાયલો છું? તું મને કેવો સમજે છે? પેલા મગનીયા જેવો મને બાયલો માને છે?

[અને પોતાના વીરત્વની ફરીથી ખાત્રી આપવા માગતો હોય, તેમ વળી થોડી વધુ પ્રસાદી આપે છે!]

**કમળા** [રડતાં, રડતાં]: આમ કરવાને બદલે તો એક જ વખતે મારી નાખોને?

**કાળીદાસ**: તેમ કરતાં ય મને વાંધો નહિં આવે? જો હવેથી મારા કામમાં માથું માર્યું છે તો!

**કુમળા** [કંઇક હિંમત લાવી :] તમે તો મારી ઉપર ખોટા ખોટા વહેમાઇને હેરાન કરો છો, મારો છો. અને તમે ખરેખરા ખોટા રસ્તે ચડો છતાં મારાથી ન બોલાય, એમ?

**કાળીદાસ** હા, હા, એક વખત નહિં ને સાઠી સત્તર વખત. તું કોણ મારા કામમાં વચ્ચે પડનારી! હું તો વર છું ધણી છું. મને ફાવે તેમ કરવાનો હક્ક છે!

**કુમળા** : એટલે?

[આ અપમાનથી એનામાં માનવતા પ્રકટે છે. તેની આંખો ફરે છે. તે કમળા વહુ મટી ચંડીકા બનતી લાગે છે]

તમારો એ હક્ક એકપક્ષી છે, હક્કની વાત હમેશાં બેપક્ષી હોય...

**કાળીદાસ** [વચ્ચે જ]: બસ કર બસ કર, ઝાઝી માથાકુટ કરવી રહેવા દે નહીં તો ભુંડી થવી છે. હજી પુરાં પાંસળાં રંગાયા નથી, લે ત્યારે લેતી જા.

[મારવા ધસે છે]

**કુમળા** [એકદમ ઉભી થઇ]:

માફ કરો મહેરબાન! તમે હવે વધુ વખત તમારી એ મર્દાઇ અજમાવી શકવાના નથી!...

**કાળીદાસ** [વીજળી પડી હોય તેમ ચમકે છે, કમળામાં થયેલ એકાએક પરિવર્તનને લેઇ તે દીલમાં ભય પામે છે, છતાં બહારથી હિંમતનો દેખાવ ટકાવી રાખતાં]:

એટલે? એ...ટ...લે! એ...એ... ટ...ટ...લે......!"

[ખુબ ધ્રુજે છે]

**કુમળા** [ટટાર થતાં] :

એટલે એ જ કે હું તમારા હાથનો આમ પણ દરતાં ય બુરી રીતે મેથીપાક જમવાની ના પાડું છું.

**કાળીદાસ** [ઉછળે છે]:

ના પાડું છું એટલે?

[મુક્કો મારવા ઉગામે છે].

**કુમળા** : [ઉંચા તોળાયલા હાથને મજબુત પકડી રાખતાં] :

એટલે એ જ કે હું પશુ નથી. મનુષ્ય છું. આજ સુધી અન્યાયી રીતે તમે જેટલાં અપમાન કર્યાં તે સાંખ્યાં, માર પણ ખાધો એ તો તમારી વહેમીવૃત્તિનું પરિણામ હશે એમ માનીને; પરંતુ જ્યારે તમે તમારો મનુષ્યધર્મ ચુકો, તે વખતે સુધ્ધાં જો મને બે શબ્દો કહેવા જેટલોય અધિકાર ન હોય, તો પછી તમારો મારી તરફનો પણ કશો જ અધિકાર હોય એવું હું માનતી નથી, એટલે ખબરદાર. હવે તમે જો હાથ ઉગામશો તો મારે મારા આત્મરક્ષણ માટે પ્રયત્ન કરવા પડશે.

**કાળીદાસ** [મુંઝાય છે, પણ પાશવીવૃત્તિની મર્દાઇ બતાવતો] :

અરે પ્રયત્નવાળી, ન જોઇ હોય તો?

[કમળાના હાથમાંથી પોતાનો હાથ ઝૂંટાવવા મથે છે, પણ ચંડિકાની ચૂડમાંથી દારૂડીઓ પોતાનો હાથ છોડાવી શકતો નથી, એટલે નિર્માલ્યતાની અકળામણ અનુભવતો]

એમ, એમ, શું તું મારી સામે થાય છે!

**કુમળા** [અપૂર્વ શાંતિથી] :

ના, હું મારો બચાવ કરું છું. કાયદો પણ મનુષ્યને એટલી છૂટ આપે છે.

[હજી તે હાથ પકડી રહેલી છે]

**કાળીદાસ** : છોડ, છોડ, કહું છું કે છોડ નહિં તો મરી ગઇ હમણાં સમજ જે!

**કુમળા** : એટલી વીરતા હોત તો તમે કદી વહેમી જ ન બન્યા હોત.

**કાળીદાસ** [ડઘાય છે. એના મોંઢા ઉપર ફીક્કાશ તરવરે છે. તે જોઇ કમળા

હાથ ઉઠાવી દે છે. પણ એ ચંડિકાની સામે આંખ ઉંચી કરવાની એનામાં તાકાત નથી]

નીકળ, બસ હમણાંને હમણાં મારા ઘરમાંથી નીકળ!

કુમળો [આત્મ નિશ્ચયથી]:

એ બનવું પણ દુર્લભ છે. ઘર એકલું તમારૂં નથી. હું એમાં સરખા હિસ્સાની ભાગીદારણ છું.

[એ વચનો સાંભળતાં જ કાલિદાસ મુંઝાય છે. એની આંખે અંધારાં આવે છે, પૃથ્વી ફરવા લાગે છે.]

એટલે અહિંથી જઇશ નહિં, રહીશ જ. પરંતુ હવે તમારી ઉપર આધાર રાખીને નહિં. તમે કમાઓ છો, તો હું ઘરકામ કરૂં છું. એટલા કામની કીંમત પેટનો ખાડો પુરવા અને કપડાં જેટલીય નથી થતી? આવી બાબત હું લેવા બેસવાની ન હતી, છતાં તમે મને પેટીયા–મજુરણ માની ને દરરોજ કાઢી મુકવાની ધમકી આપો છો, તમારી વાસનાને સંતોષવા મારો ભોગ મેં આજ સુધી આપ્યો, તમે ગમે તેમ કર્યું છતાં મેં તમને સાચા દિલથી પતિ ભાવે ચાહ્યા, પણ તમે પ્રેમના ભુખ્યા નથી, તમે 'પત્ની'ને પારખી શકતા નથી. તમે નર છો ભમર છો, પેટ ભરવાના પૈસાને ત્રાજવે તમે મને તોળવા માગો છો, 'પતિવાદ'ને ટકાવી રાખવો એ જ તમારૂં જીવનધ્યેય છે. એટલે હું તેને કબુલ રાખવાની ના પાડું છું. હું અહીં જ રહીશ, તમારી માફક હું પણ મારા ખર્ચ માટે કામ શોધી કાઢી કમાઇશ. અને જો તેમાં તમે વાંધો લેશો તો નહિં સ્વીકારૂં. એ ગમતું ન હોય અને વીશેષ ન્યાય જોઇતો હોય તો અદાલતમાં જજો. પરંતુ પશુવૃત્તિથી દબવવા જશો તો હમણાં થયું તેમ હાર ખાવી પડશે. બોલો, તમારે કયો ખંડ જોઇએ? ઉપરનો કે નાચેનો? હાલ તુરત એનો વિચાર કરવાની તમને તક આપું છું. સવારે વિચાર કરીને કહેજો. ત્યાં સુધી હું નીચે જાઉં છું અને તમારા વ્યક્તિત્વમાં સમાવી દીધેલા મારાં વ્યક્તિત્વને સંપૂર્ણ રીતે ખીલવવાનો પ્રયોગ અત્યારથી જ શરૂ કરૂં છું.

[તુરત જ તે ચાલવા માંડે છે. ધબધબ કરતાં દાદર ઉતરે છે. એની પાછળ જોતો, ડઘાયલા ભુત જેવો કાલિદાસ બારણામાં ઉભો રહે છે].

[ પડદો પડે છે ]

# હિંદીઓને સ્વરાજ મળતું અટકાવવામાં વિઘ્નકર્તા

# હિંદમાંનું બ્રિટિશોનું હિત

ઉદ્દામ વીચારના બ્રીટીશ કામદારો પણ મુડીવાદના સંરક્ષણ માટે કેવા ભયંકર વીચારો ધરાવે છે: જુઓ—

: લેખક :
એ. ફેનર બ્રોકવે
[બ્રીટીશ પાર્લમેન્ટના સભ્ય]

બ્રિટન હીંદ ઉપર પોતાનો કાબુ ચાલુ રાખવા કેમ ઇચ્છે છે? તેને માટે બે ખુલાસા આપી શકાય તેમ છે; પહેલું હીંદમાં તેનું ઐહીક હીત રહેલું છે અને બીજું તેમાં બ્રીટીશ સામ્રાજ્યની પ્રતીષ્ઠાનો પ્રશ્ન છે.

અંગ્રેજો પહેલ વહેલા હીંદમાં વ્યાપાર અર્થે ગયા. ત્યાં તેઓ માલ વેચવા અને લેવાનો ધંધો કરતા, પણ પછી હીંદી રજવાડાંઓ તરફથી મદદ રૂપે અને હીંદીઓ પાસેથી કર ઉઘરાવીને ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ પોતાની આ-કમાં કીંમતી વધારો કરવા માંડયો. પાછળથી તે કંપની સરકારને સોંપવામાં આવી પરંતુ તાજેતરનાં વર્ષોમાં તેમાં બે પ્રકારના આર્થીક લાભોની વૃદ્ધી ઉમેરાઇ: બ્રીટીશ મુડી હીંદમાં રોકવામાં આવી તે, અને હીંદના કારભારમાં રોકાયલા ગોરાઓને મળતા પગારની. એટલે અત્યારે હીંદમાં ગ્રેટબ્રીટનનાં આર્થીક હીત ત્રણ પ્રકારનાં બન્યાં છે:

[૧] મુડીના રોકાણ માટેનું ક્ષેત્ર.

[૨] બ્રીટીશ માલ માટેનું બજાર.

[૩] કારભારીઓની આવકનું સાધન.

## હીંદમાં બ્રીટીશ મુડી

જો કે હીંદ મુખ્યત્વે કરીને ખેતીવાડી કરનારો દેશ છે, છતાં જગતનાં પ્રથમ પંકતીના આઠ ઔદ્યોગીક રાષ્ટ્રોમાંનો તે એક છે. અત્યારે જેને ઉદ્યોગ તરીકે ઓળખાવવામા આવે છે તે નજરે જોઇએ તો, હીંદનાં ઉદ્યોગનું મંગલાચરણ લગભગ એકલી બ્રીટીશ-મુડીથી જ થયું હતું. અને જો કે આ ઉદ્યોગવાદમાં ક્રમે ક્રમે હીંદીઓનું તત્ત્વ વધતું જાય છે, છતાં હીંદના ઉદ્યોગમાં રોકાયલી મુડીમાં આજે પણ બ્રીટીશ મુડીનો હીસ્સો ઘણો મોટો છે.

હીંદમાં રોકાયલી બ્રીટીશ મુડીનો સાચે-સાચો હીસાબ કાઢી બતાવવો એ તો અશક્ય કામ છે. કેમ કે તેમ કરવા માટે જે આંકડાઓ મળવા સુલભ છે, તેમાં ખાનગી કંપનીઓના ચોપડાઓનો સમાવેશ થયેલો નથી, એટલે હીંદમાંની અને બીજી સ્થળેની શેરોના ભંડોળથી ચાલતી કંપનીઓના શેરોની માલીકી ધરાવનારાઓનું પ્રથક્કરણ કરવું એ શંકાસ્પદ છે. છતાં નાણાંના વીષયમાં નીષ્ણાત ગણી શકાય તેવાઓ

**મિ.** ફેનર બ્રોકવે એ બ્રીટનના સ્વતંત્ર કામદારપક્ષના સભાસદ છે. પોતે પાર્લામેન્ટની આમની સભાના સભ્ય છે. હીંદ માટે તેમને ખુબ લાગણી છે. હીંદમાં તેમનો જન્મ થયો છે. અને બ્રીટીશ સામ્રાજ્યના તેમજ બ્રીટીશ વ્યાપારના હીત સંરક્ષણ અર્થે હીંદને સ્વતંત્રતા મળે તે જોવાની તેમને હોંશ હોવાથી આમની સભામાં તેમજ વર્તમાનપત્રો દ્વારા તે ઠીક લડત લડે છે. હમણાં જ તેમણે The Indian Crisis "હીંદમાં ઉથલપાથલ" નામનું પુસ્તક પ્રસીદ્ધ કર્યું છે તેનું એક પ્રકરણ 'નવયુગ'ના વાંચકો સમક્ષ રજુ કરવામાં આવે છે.

કહે છે કે, હીંદમાં જે બ્રીટીશ મુડી રોકાયલી છે તે દુનીઆના બીજા કોઇ પણ ભાગમાં રોકાયલી બ્રીટીશ મુડી કરતા વીશેષ છે.

હીંદમાં રોકાયલી બ્રીટીશ મુડીમાંનો સહુથી મોટો હીસ્સો સરકારી તેમ જ જાહેર લોનોમાં અને રાજ્ય સત્તા નીચેની રેલ્વેઓને ધીરેલાં નાણાંમાં છે. ૧૯૨૬-૨૭ મા આમ રોકાયલી મુડીનું સરવૈઉં કાઢવામા આવ્યું હતું તે આ પ્રમાણે છે :

| | | |
|---|---|---|
| સરકારી લોનોમાં | પાઉન્ડ | ૨૬૧,૦૦૦,૦૦૦ |
| સરકારી રેલ્વેઓને ધીરેલા | ,, | ૧૨૦,૦૦૦,૦૦૦ |
| લડાઇ માટેની લોન | ,, | ૧૭,૦૦૦,૦૦૦ |
| હીંદમાં નોંધાયલી કંપનીઓમાં રોકાયલી મુડી | ,, | ૭૫,૦૦૦,૦૦૦ |
| હીંદ બહાર નોંધાયલી કંપનીઓમાં રોકાયલી મુડી | ,, | ૧૦૦,૦૦૦ ૦૦૦ |
| એકંદર | ,, | ૫૭૫ ૦૦૦,૦૦૦ * |

આ રકમમાં ખાનગી કંપનીઓમાં, તેમ જ જેના આંકડા મળી શકે તેમ નથી તેવાં બીજાં કામોમાં રોકાયલી મુડી ઉમેરવી જોઇએ. તેમ કરતાં બધી રોકાયલી મુડીનો કુલ સરવાળો લગભગ પા. ૭૦૦,૦૦૦,૦૦૦* જેટલો થવા જાય છે. અને આનું સરેરાશ વળતર જો માત્ર પાંચ જ ટકાના વ્યાજમાં છુટતું હોય તો પણ હીંદ તરફથી બ્રીટનને દર વર્ષે એ વ્યાજ સ્વરૂપે જ ૫૫૦૦૦,૦૦૦† પાઉન્ડની ખંડણી મળે છે.

હીંદમાં એવી તીવ્ર લાગણી ફેલાયલી છે કે સરકારની નાણાં વીષયક રાજનીતી, હીંદી વ્યાપારને અને હીંદી જનતાને લાભ થાય તે ધોરણે નહીં, પણ બ્રીટીશ મુડીવાદનું હીત થાય તે ધોરણે ઘડવામાં આવે છે. એક રૂપીઆના ૧૬ પેન્સને બદલે ૨૪ પેન્સનું હુંડીયામણ ઠરાવવામાં યુધ્ધ પહેલાંની હીંદની આબાદીને કારમો ફટકો પડયો છે. તેને લીધે હીંદી ઉદ્યોગ છીન્ન ભીન્ન થઇ ગયો, અને વળતી હુંડીઓ [ રીઝર્વ કાઉન્સીલ બીલ્સ ] માં વેચાણ થવા લાગ્યાં, જેને લીધે હીંદનું ૨૪,૦૦૦ ૦૦૦ પાંઉડની‡ કીમત જેટલું

* ૧૮ પેનીના હુંડીયામણના દરે આ રકમ રૂ. ૭,૬૬૭,૦૦૦,૦૦૦ જેટલી થાય છે.

* અર્થાત રૂ. ૯,૩૩૩,૦૦૦,૦૦૦.

† રૂ. ૭૩૪,૦૦૦,૦૦૦.

‡ રૂ. ૩૨૦,૦૦૦,૦૦૦.

સોનું ઓહીયાં થઇ ગયું. તે પછી સરકારે કરંસી કમીશનની નીમણુંક કરી, તે સમીતીમાં હીંદી વ્યાપારીઓના બહુ જ બુધ્ધીમાન પુરુષ એવા સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ હતા. તેમણે હુંડીયામણનો ભાવ ૧૬ પેન્સનો ઠરાવવા માટે, ભારેમાં ભારે આગ્રહ કર્યો, પરંતુ સરકારે એમના આગ્રહને નહીં ગણકારતાં હુંડીયામણનો ભાવ ૧૮ પેન્સનો ઠરાવ્યો. આવા હુંડિયામણના ઉંચા દર હિંદી ઉદ્યોગ અને ખેતીમાં આવેલી મંદીના કારણોમાંનું એક મુખ્ય કારણ છે. તેનું પરિણામ એ આવ્યું છે [મુંબાઇના હીંદી વ્યાપારીઓની મંડળીના મંત્રી શ્રી જયસુખલાલ કૃ. મહેતાના શબ્દોમાં કહીએ તો] કે, "વ્યાપારી કોમોનો વિશ્વાસ ખુબ જ ડગી ગયો છે, અને તેમને એવું લાગવા માંડયું છે કે, હીંદી સરકારની આર્થીક તેમ જ નાણા વિષયક રાજનીતિ, મોટે ભાગે બીન હીંદીઓના લાભોને ધ્યાનમાં રાખીને જ ચલાવવામાં આવે છે," આથી હીંદમાંના બ્રીટીશ અમલદારોને, બહારથી માલ મંગાવનારા બ્રીટીશોને અને નાણાં રોકનારા બ્રીટીશોને લાભ થયો છે.

## હીંદ: બ્રીટીશ સામાનના બઝાર તરીકે

આપણે બ્રીટીશ માલ માટેના બઝાર તરીકેના હીંદનો વીચાર કરવા બેસીએ છીએ ત્યારે જણાય છે કે, ૧૯૨૭-૨૮ માં હીંદે સંયુક્ત રાજ્યો [ગ્રેટ બ્રીટન] માંથી કુલ ૯૦,૦૦૦,૦૦૦ પાઉંડની કીંમતનો માલ મંગાવ્યો હતો, ત્યારે હીંદમાંથી બ્રીટન તરફ રોકલવામાં આવેલો માલ માત્ર ૧૦,૦૦૦,૦૦૦ પાઉંડની કીંમત જેટલો જ હતો. વળી હીંદમાં ગયેલા બ્રીટીશ માલમાં સહુથી વધુ માલ તો, સુતરાઉ કાપડ, રૂપે જ ગયો હતો. તે નીચેના આંકડા બતાવશે :

| | | |
|---|---|---|
| સુતરાઉ કાપડ | પા. | ૫૦,૭૦૦,૦૦૦ |
| ધાતુ | ,, | ૧૨,૫૦૦,૦૦૦ |
| યંત્રો | ,, | ૯,૨૫૦,૦૦૦ |
| રેલ્વેનો સામાન | ,, | ૨,૭૫૦,૦૦૦ |
| સુતર | ,, | ૨,૩૦૦,૦૦૦ |
| કારીગરોના હથીયાર | ,, | ૨,૦૨૦,૦૦૦ |
| મોટરો, સાયકલો અને તેના છુટા ભાગ | ,, | ૨,૦૦૦,૦૦૦ |
| ખાધા ખોરાકીની ચીજો | ,, | ૧,૭૩૫,૦૦૦ |
| દારૂ | ,, | ૧,૫૬૫,૦૦૦ |
| લોખંડી સામાન | ,, | ૧,૫૩૦,૦૦૦ |
| તંબાકુ | ,, | ૧,૪૮૦,૦૦૦ |
| સાબુ | ,, | ૧,૦૯૦,૦૦૦ |
| રસાયણો | ,, | ૧,૦૬૦,૦૦૦ |

એ સીવાયના બીજા માલની હીંદમાંની આયાત દશ લાખ પાઉન્ડ જેટલે પહોંચી નથી. બ્રીટીશ સામાન માટેના બઝાર તરીકેની હીંદની અગત્ય એટલા ઉપરથી જ સમજાશે કે, ૧૯૨૭-૨૮માં જેટલી કીંમતનો બ્રીટીશ માલ હીંદમાં આયાત થયો હતો, તેટલી જ કીંમતનો માલ દુનીયાના બીજા બધા દેશોમાંથી મળીને હીંદમાં ગયો હતો. [અર્થાત હીંદમાં આવતા તમામ માલનો પચાસ ટકા જેટલો માલ બ્રીટનમાંથી હીંદ ગયો હતો ]

## બ્રીટીશ કારભારીઓના પગાર

હીંદના સંબંધથી બ્રીટનને જે ત્રીજો અર્ધ લાભ થાય છે, તે હીંદ પોતાનાં અંદાજપત્રો દ્વારા બ્રીટનને પગારો, ભથ્થાં અને પેન્શનો તરીકે લશ્કરમાંના તેમ જ સનદી નોકરીઓમાંના અંગ્રેજોને નાણાં

આપે છે તે, તેમ જ બ્રીટીશ કારભારમાંથી મળતા નફા મારફતનો લાભ છે. એવો અંદાજ કાઢવામાં આવે છે કે, આ રસ્તે હીંદી મહેસુલનો ત્રીજો ભાગ, અર્થાત લગભગ વાર્ષીક ૩૨,૮૦૦,૦૦૦ પાઉન્ડ ઇંગ્લન્ડમાં ઘસડાઇ જાય છે.

ઉચ્ચ દરજ્જાના અધીકારીઓને ઘણાંજ મોટા પગારો આપવામાં આવે છે. તેના થોડાક આંકડા જુઓઃ

| | | | |
|---|---|---|---|
| વાઇસરોય અને ગવર્નર જનરલ | વાર્ષીક પાઉન્ડ | | ૧૯'૦૦૦ |
| સેનાધીપતી | ,, | ,, | ૭,૪૦૦ |
| ગવર્નર જનરલની કાઉન્સીલના સભાસદો | ,, | ,, | ૬,૦૦૦ |
| પ્રાંતીક ગવર્નરો | ,, | ,, | ૪,૯૦૦થી ૯,૦૦૦ |
| મુખ્ય ન્યાયાધીશ (કલકત્તા) | ,, | ,, | ૫,૩૦૦ |

મધ્યસ્થ સરકાર સાથે સંબંધ ધરાવનારા લગભગ ૨૫૦ બ્રીટીશ અમલદારો દર વર્ષે ૧,૮૫૦ પાઉન્ડ જેટલો કે તેથી વધુ પગાર મેળવે છે. હીંદના દશ પ્રાંતોમાં સરેરાશ ૧૧ થી ૩૫ સનદી નોકરો હોય છે, તેમનો વાર્ષીક પગાર ૧,૫૫૦ થી ૪,૭૫૦ પાઉંડ જેટલો હોય છે. અને આ કાયમી પગારો ઉપરાંત, ઘણાં જ ઉદાર ભથ્થાં તેમને મળે છે તે તો જુદાં જ ગવર્નર જનરલને ફર્લો રજા ઉપર હોય ત્યારે ૪૫૦ પાઉન્ડ મળે છે. બીજા ગવર્નરોને તે વખતે ૩૦૦ પાઉન્ડ મળે છે. અને કારોબારી કાઉન્સીલના સભાસદોને ૧૩૦ થી ૨૫૦ પાઉન્ડ સુધી મળે છે. ગવર્નરો એ હોદ્દાનો સ્વીકાર કરે કે તુરત જ તેમને જોઇતાં સાધનો વસાવવાના એક મુસાફરી ખર્ચ પેટેના ૧૨૦૦ થી ૧૮૦૦ પાઉન્ડ આપવામાં આવે છે, અને હીંદ બહાર જતાં પ્રત્યેક ઉચ્ચાધીકારીને અંગત ભથ્થું, દરીયાપારના પગાર તરીકે વાર્ષીક ૧૬૦ પાઉન્ડ ઉપરાંત ઘર ખર્ચ પણ આપવામાં આવે છે. તેઓ જ્યારે વાનપ્રસ્થ થાય ત્યારે નોકરીનાં પ્રત્યેક વર્ષે દરેક મહીનાના પગારના ધોરણે તેમને પેન્શન આપવામાં આવે છે.

આ પગાર રૂપે હીંદ બ્રીટનને જે ખંડણી આપે છે. તે મધ્યસ્થ કચેરી. [સેન્ટ્રલ ઓફીસ] ના પગારી હીસાબો ઉપરથી તારવણી કરતાં વર્ષે દહાડે ૧,૨૨૦,૦૦૦ પાઉન્ડ જેટલી થાય છે. આ રકમમાં રેવન્યુ બોર્ડસના સભ્યોના રેવન્યુ કમીશનરોના, હીસાબી અને હીસાબ તપાસનારાં ખાતાના નોકરોના, ચલણી નોટોના ખાતાના નોકરોના અને હીંદી વઝીરની કચેરીના નોકરોના પગારો ઉપરાંત, હીંદના દેવાની વ્યવસ્થા રાખનારી બેન્કોનાં પગાર ભથ્થાંનો તેમ જ ગવર્નર જનરલના અને પ્રાંતીક ગવર્નરોના પગારોનો સમાવેશ થાય છે.

લંડનમાંની હીંદી વઝીરની કચેરીનું વાર્ષીક ખર્ચ ૩૬૫૮૦૦ પાઉન્ડ જેટલું થાય છે. તેમાં બ્રીટીશ સરકાર ૧૩૬,૦૦૦ પાઉન્ડ જેટલો ફાળો આપે છે, બાકીનું તમામ ખર્ચ હીંદની મહેસુલને માથે પડે છે. લંડનમાંની હાઇ કમીશનરની કચેરીનું વાર્ષીક ખર્ચ ૨૭૨,૯૦૦ પાઉન્ડ થાય છે. આમ ઇંગ્લંડમાં હીંદની વતીથી દર વર્ષે ખર્ચાતા ૨૪,૦૦૦,૦૦૦ પાઉન્ડ હીંદી વઝીર અને હીંદના લાઇ ક ર્નરની જવાબદારીથી ખર્ચાય છે. તેમાં તેમની કચેરીઓના ખર્ચ ઉપરાંત લશ્કર તેમ જ સનદી નોકરી માટેના ઉમેદવારો પાછળ, પેન્શનો પાછળ, સ્ટોર્સની ખરીદી પાછળ, રેલ્વેના તેમજ બીજા જાહેર બાંધકામની પાછળ

અને પાઉન્ડની લોનના દેવાના વ્યાજ પાછળ થતા ખર્ચનો સમાવેશ થાય છે.

હીંદમાં દર વર્ષે લશ્કરો પાછળ ૪૩,૭-૬૧,૦૦૦ પાઉન્ડ ખર્ચાય છે. તે રકમ હીંદી મહેસુલમાંથી આપવામાં આવે છે. આ લશ્કરોમાં ત્રીજા ભાગનું લશ્કર ગોરૂં છે. અને એક હીંદી કરતાં એક બ્રીટીશ સૈનિકનું ખર્ચ ચાર ગણું આવે છે. અથવા કહો કે સાદામાં સાદા બ્રીટીશ સૈનીકની પાછળ થતું ખર્ચ, હીંદી લશ્કરી અમલદાર માટે થતા ખર્ચની બરાબર છે. ત્યારે એક બ્રીટીશ લશ્કરી અમલદારનું ખર્ચ ૭ હીંદી લશ્કરી અમલદાર જેટલું અથવા ચોવીસ હીંદી સૈનીકોની બરાબર થાય છે.

## સ્વરાજની અસરો

હવે જો હીંદને સ્વરાજ આપવામાં આવે તો, બ્રીટનનાં આ ત્રણ પ્રકારનાં હીતોને તેથી કઇ જાતની હરકત આવે તેનો વિચાર કરીએ.

બ્રીટીશ મુડી અને બ્રીટીશ માલને થનારી અસરનો જવાબ તો હીંદ કયી રીતે સ્વરાજ મેળવે છે તેની સાથે સંબંધ ધરાવે છે. જો લાંબા ઘર્ષણના પરીણામે હીંદ સ્વરાજ પ્રાપ્તી કરે તો, જરૂર એ બન્ને હીતોને હરકત થાય જ. પરંતુ જો કોઇક પ્રકારના સમાધાનના કરારથી હીંદ સ્વરાજ મેળવે તો, માત્ર સરકારની સામાન્ય ફેરફારીથી તે હીતોને ઝાઝું નુકશાન થવાને કશુંજ કારણ નથી.

કોઇપણ જાતના સંજોગોમાં બે જાતની ફેરફારી તો જરૂર થવાની જ છે. એક તો હીંદમાં ઉદ્યોગવાદ વધશે અને તેમાં હીંદી મુડી મોટી સંખ્યામાં વપરાશે. અને બીજી, હીંદી સાહસોને તેની પ્રાથમીક દશામાં સંરક્ષણ આપવા માટે જકાત નાખવામાં આવશે.

હીંદી ઉદ્યોગની સ્પર્ધાનું એક અગત્યનું ઉદાહરણ તો અત્યાર પહેલાં આપણને મળી જ ચુક્યું છે. તે એ કે, છેલ્લી લડાઇ પછી મોટે ભાગે હીંદી મુડીથી, હીંદમાંના મીલ ઉદ્યોગને ખીલવવાનો મહા પ્રયાસ થયો છે, અને તેથી એવો ભય રાખવામાં આવ્યો હતો કે, બ્રીટનમાંથી આયાત થતા સુતરાઉ કાપડ ઉપર તેની ગંભીર અસર થશે. થોડાક વખત માટે આ દિશામાં ખુબ ધામધુમ થઇ, અને કેટલાક સંજોગોમાં લગભગ ૨૦૦ ટકા જેટલી વહેંચણી આપવામાં આવી; પણ તે પછી ગંભીર મંદીની અસર જણાવા લાગી. ૧૭,૨૦૦,૦૦૦ પાઉન્ડની મુડીવાળી ૩૫ જુદી જુદી કંપનીઓ તરફથી ૧૯૨૨ થી ૧૯૨૬ સુધીનાં પાંચ વર્ષમાં અપાયલી વહેંચણી આ પ્રમાણે હતી :

| | | સરેરાશ ટકા. |
|---|---|---|
| ૧૯૨૨ | પા. ૬,૦૧૦,૦૦૦ | ૩૫ |
| ૧૯૨૩ | ,, ૨,૯૨૦,૦૦૦ | ૧૭ |
| ૧૯૨૪ | ,, ૧,૧૩૦,૦૦૦ | ૬-૫ |
| ૧૯૨૫ | ,, ૬૯,૦૦૦ | ૦-૪ |
| ૧૯૨૬ | ,, ૩૮,૦૦૦ | ૦-૨ |

ખરેખરી રીતે તો બ્રીટીશ માલને હીંદી ઉત્પન્નથી જેટલું નુકશાન નથી થયું, તેથી વીશેષ નુકશાન જાપાનની હરીફાઇથી થયું છે. હીંદી મીલો ખાસ કરીને જાડું કાપડ કાઢવા ઉપર જ લક્ષ આપે છે. અને એ માલ બ્રીટનમાંથી કે જાપાનથી મોટી સંખ્યામાં હીંદમાં જતો જ નથી. જાપાને કોરા કાપડમાં બ્રીટનને પાછું હઠાવ્યું છે. તે ૧૯૨૧-૨૨ અને ૧૯૨૫-૨૬ માં અગાઉનાં વર્ષોમાં સંયુક્ત રાજ્યોમાંથી હીંદમાં જતા કુલ કાપડના ૬૩.૪ ટકા

જેટલો માલ ગયો હતો અને જપાનમાંથી ૩૬.૨ ટકા માલ ગયો હતો. પણ ચાર વર્ષ પછી જપાનનો માલ ૪૨.૫ ટકા જેટલો ગયો અને સંયુક્ત રાજ્યો [યુનાઇટેડ કીંગડમ] માંથી ૭.૩ ટકા જેટલો જ માલ ગયો. બ્રીટીશ અને જપાનના સુતરની આયાતમાં થયેલી ફેરફારી નીચેના આંકડાઓ ઉપરથી જણાશેઃ

| વર્ષ | બ્રીટનનું | જપાનનું |
|---|---|---|
| ૧૯૨૨ | ૪૦ | ૧૪ |
| ૧૯૨૩ | ૩૧ | ૨૬ |
| ૧૯૨૪ | ૨૧ | ૨૦ |
| ૧૯૨૫ | ૨૦ | ૩૨ |
| ૧૯૨૬ | ૧૫ | ૩૩ |
| ૧૯૨૭ [૭ મહીનામાં] | ૧૧ | ૧૩ |

આપણે જોયું છે તેમ એકજ જાતના માલમાં સીધી હરીફાઇ ઘણી જ ઓછી છે, છતાં જપાનના ઓછા પગારે કામ લેવાની હરીફાઇની સામે હીંદી મીલવાળાઓએ પોકારો ઉઠાવ્યા હતા. જો કે જપાનમા પગારનો દર હીંદ કરતાં ઓછો હોય, અથવા તો કામદારોની સ્થીતી વધુ ખરાબ હોય, એ માનવું મુશ્કેલ છે. છતા ખરેખરી રીતે જપાનનો મજુરીનો દર હીંદ કરતા જરાક ઓછો છે. ત્યાં વધુ સંખ્યામાં સ્ત્રી મજુરણોને રોકવામા આવે છે. [જપાનની મીલોમા ૧૮૩,૮૫૦ સ્ત્રી મજુરણો અને ૪૮,૯૧૯ પુરૂષ મજુરો કામ કરે છે, જ્યારે હીંદમા ૬૩,૦૪૨ સ્ત્રીઓ અને ૨૬૧,૫૬૪ પુરૂષ મજુરો કામ કરે છે ] અને જપાનમા કામ કરવાના કલાકોને માટે તો લગભગ કશો જ અંકુશ નથી.

પરંતુ જપાનનો નીકાશ વ્યાપાર વધતો જાય છે, તેનું કારણ ઓછા પગાર અને કામ કરવાની રીતો કરતા બજાર મેળવવાની સંગીન વ્યવસ્થા જ છે. ૧૯૨૫ માં થયેલા કાનુન પ્રમાણે જપાનના નીકાશ વ્યાપાર માટે એક સંઘ સ્થાપવામાં આવ્યો છે, તેની મારફત જ નીકાશ માલનું તમામ કામકાજ થાય છે. એ સંઘ જુદા જુદા માલનું વર્ગીકરણ કરે છે, માલનો સંચય કરે છે. સહકારી ધોરણે માલની નીકાશ કરે છે. તે સંઘે જુદાં જુદાં બજારો શોધી કાઢવા માટે અને નવા વ્યાપારી સંબંધ સાધવા માટે એક ખાસ તપાસ ખાતું ગચ્યું છે. વળી માલ બનાવનારાઓનો પણ ત્યાં એક સંઘ છે તે બધી સામગ્રીઓની તેમ જ તૈયાર માલની ઉપર નજર રાખે છે. અને પેલા માલ નીકાશ કરનાર સંઘની મારફત જ માલ મોકલવાની ગોઠવણ કરે છે. એ સંઘોને આયપત વેરામાથી મુક્ત રાખવામા આવ્યા છે. અને જપાનની સરકાર વળી શોધખોળના અને પ્રચારના કામમા મદદ કરે છે. તે માટે પરદેશોમા જે વ્યાપારી મુસાફરોને મુસાફરી કરવી પડે તેનું ખર્ચ સરકાર આપે છે, અને દરીયાપાર જતા જપાનના તૈયાર માલની સાથે જે પરદેશી માલ હરીફાઇમા ઉતરતો હોય, તેના નમુના મંગાવી તેના પ્રદર્શનો ભરવાની ગોઠવણ પણ સરકાર જ કરે છે.

રાષ્ટ્રમતવાદી હીંદીઓએ બ્રીટીશ માલનો બહીષ્કાર પોકાર્યો છે તેની અસરને [ જે વીષે હવે પછી ઉલ્લેખ કરવામા આવશે] ને બાજુ પર રાખીએ તો પણ, હીંદમા જતા બ્રીટનના માલમાં જે ઘટાડો થયો છે, તે તો હીંદમા બ્રીટીશ માલ વેચવા માટે જે અંધાધુંધી ભરી અને ખર્ચાળ રીતે કામ લેવાય છે, તેને જ ખાસ આભારી છે. એની સથે હીંદી સરકારને કશું જ લાગતુ વળગતું નથી. જો બ્રીટનના સુતરાઉ કાપડના ઉદ્યોગવાળાઓ, તેમ જ બીજા બ્રીટીશ ઉદ્યોગપતીઓ પોતાની અવ્યવસ્થા ટાળી

નાખે અને બ્રીટનના માલના નીકાશ માટે સુવ્યવસ્થીત ધોરણે કામ કરતા સંઘો સ્થાપવામાં આવે, તો હીંદમાં બ્રીટનનો માલ ખપાવવા માટે જોઇએ તેટલો અવકાશ ઉભો થાય તેમ છે. **પરંતુ તે માટે હીંદી જનતાની શુભેચ્છાઓ આપણે મેળવવી જોઇએ.**

જો હીંદ ઉદ્યોગવાદી બનતો જાય અને તેની ખેતીવાડીમાં નવીન રીતે કામ કરવાનું ધોરણ દાખલ થાય, તો તેની એક અસર એ થશે કે, યંત્રોની, મીલના સ્ટોર્સની, સ્ટીમરો બાંધવાની સામગ્રીઓની અને યાંત્રીક હળો વગેરેની માગણી ખુબ જ વધી પડશે. આ દીશાની સંભાવનાઓ ઘણી જ ઘણી છે, અને જો બ્રીટન અને હીંદ વચ્ચેના સંબંધને મીત્રતાના ધોરણે ખીલવવામાં આવે તો, હીંદમાં માલ મોકલવા માટે બ્રીટનને માટે વીશાળ ક્ષેત્રો વીકાસ પામતાં જાય. ડહાપણભરી મુત્સદીગીરી આવી પરીસ્થીતી ઉભી કરવાનો જ વીચાર કરશે. અને ભવીષ્યનું બ્રીટીશ માલ ખપાવવા માટેનું આ અગત્યનું અને ફળદાયક બજાર સાનુકુળ શરતોએ હાથ કરવાના પ્રયાસ કરશે.

હીંદી ઉદ્યોગવાદના વીકાસની સાથે સાથે જ હીંદમાં બીજી એવી ખીલવણી ખાત્રીબંધ થવાની જ છે કે જેથી હીંદી મીલો અને હીંદી કારખાનાં જે માલની દરીઆદ કરી ન શકે, તેવા માલને માટે વીશાળ પાયા ઉપર બજાર ખુલ્લું થઇ શકશે. ૩૦ કરોડ માણસો હાલની ભયંકર નીર્ધન દશામાં રહી શકવાનાં નથી જ. તેમનામાં કેળવણીનો ફેલાવો થતાં, પરીપૂર્ણ જીવન ગાળવાની ભાવનાઓને ઉત્તેજન મળતાં અને શ્રમજીવીઓ તેમ જ ખેડુતોના હીત માટેની સંસ્થાઓમાં વૃધ્ધી થતાં, ક્રમશઃ ઉચ્ચ ધોરણે જીવન ગાળવાનું અનીવાર્ય થઇ જ પડવાનું. હીંદના વીશાળ જનસમુદાયની આર્થીક દશામાં જરાક જેટલો સુધારો થાય તો પણ, માલની વધતી જતી માગણીને તે જરૂર અસર કરે, અને એ વધતી જતી માગણીને સંતોષી શકે તેટલી હદ સુધી હીંદી ઉદ્યોગવાદને પહોંચતાં તો ઘણો વખત જવાનો, એટલે તે માંગને પહોંચી વળવા માટે પરદેશી ઉદ્યોગવાદીઓને સારી તક મળશે.

અલબત્ત જકાતના વધારાને લીધે બ્રીટનના હીંદમાં આવતા માલને અસર તો થશે જ, પરંતુ એમ તો ખુદ વર્તમાન સરકારની પ્રથા નીચે પણ હીંદના પ્રાથમીક દશાના ઉદ્યોગોને રક્ષણ આપવા માટે જકાત નંખાતી અટકાવવાનું અશક્ય થઇ પડ્યું જ છે. ચાલુ વર્ષના અંદાજ પત્રમાં હીંદમાં આયાત થતા સુતરાઉ કાપડ ઉપરની જકાતમાં વધારો કરવાની હિંદી સરકારને ફર્જ પડી છે, અને બ્રિટિશ માલને સંગીન પસંદગી આપવાના કારણે સરકારની સામે એવો પ્રબળ વિરોધ જાગ્યો કે, પંડીત માલવીય જેવા રાષ્ટ્રીય પક્ષના લાગવગ ધરાવતા નેતાએ, *બ્રીટીશમાલના બહીષ્કારની ચળવળની સરદારી લેવા માટે* ધારાસભામાંની પોતાની જગાનું રાજીનામું આપ્યું. આ જકાત હજી વધુ સમય માટે લંબાવવામાં આવશે કે કેમ અને બ્રીટનને અપાયલી છૂટ પાછી ખેંચી લેવાશે કે કેમ, તેનો આધાર તો રાષ્ટ્રીયવાદની લાગણીની ઉપર તેમ જ બ્રીટીશોની વીરૂધ્ધની લાગણી કેટલી હદ સુધી સળગી ઉઠશે તેની ઉપર છે. જો હીંદની વાજબી માગણીઓને કચરી નાખવામાં આવે અને રાષ્ટ્રીયવાદના રંગે હીંદનું તમામ રાજકારણ રંગાઇ જાય, તો પછી રાષ્ટ્રીય દ્રષ્ટીએ જકાતના ધોરણને તેની છેલ્લી પરીસીમ

સુધી લઇ જવામાં આવશે એમ આપણે માનવું જ રહ્યું, જો બ્રીટન હીંદને સ્વરાજ આપવાની ના પાડે, તો જ્યારે તક મળે કે તરત જ હીંદ બ્રીટનને આપવામાં આવેલી તમામ છુટો ખેંચી લેવા માટે જરૂર આગ્રહ કરશે જ. પરંતુ જો હીંદના દાવાનો વાજબી રીતે સ્વીકાર કરવામાં આવે, અને અત્યારની ચરડાયલી લાગણીઓને સ્થાને બ્રીટન તરફ સદ્‌ભાવની લાગણી ઉત્પન્ન કરવામાં આવે તો આર્થીક સહકાર માટેનાં મંડાણ હજી પ શક્ય છે.

હીંદ સ્વરાજ ભોગવતું થાય ત્યારે થનારી એક અસરની સામે આંખમીંચામણાં કરવાં ન જોઇએ. હજી દશકાઓ સુધી કે કદાચ હમેશને માટે હિંદ મુખ્યત્વે ખેતીવાડી ઉપર આધાર રાખનારો દેશ રહેશે, એટલે તેના વીશાળ જન સમુદાય માટે સંરક્ષણીય જકાતની દીવાલો લાભને બદલે કચડી નાખનારી લેખાશે. એ જકાત ઉદ્યોગ વાદને અવશ્ય મદદગાર બનશે, પરંતુ ખેડુતના સમુદાયને માટે તો તે જીવન જોગવવાના ખર્ચમાં વધારો કરનારી થઇ પડશે. એટલે પ્રજામતને ધોરણે ચયેની વરણી વાળી હીંદી પ્રતીનીધીત્વ ધરાવનારી હીંદી પાર્લમેન્ટનું વલણ—એક વખત ઉછાળા મારતા રાષ્ટ્રમતવાદનો સમય પુરો થતાં જ—હીંદની વસતીના ૮૦ ટકા જેટલા કરોડો ખેડુતોના જીવનને વધુ મુશ્કેલ બનાવનારી જકાતોને કાઢી નાખવા તરફ જ ઢળવાનું. હાલની પરીસ્થીતીમાં સુદ્ધાં આ જકાતોનો સામનો કરવામાં આવે છે જ. શ્રી જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાના શબ્દોમાથી ફરીથી અવતરણ ઉતારીએ તો: "જ્યારે જ્યારે ધારાસભામાં સંરક્ષણીય જકાતોની વાત નીકળે છે ત્યારે ત્યારે તેની સામે તીવ્ર વીરોધ ઉઠે છે. કામદારોના અને ખેડુતોના પ્રતીનીધીઓ ત્યારે મોખરે ખડા થાય છે. તેઓ સંરક્ષણીય જકાતોના મોહમાં અંજાઇ જતા નથી."

## બહીષ્કારનાં આંદોલન

પરંતુ બ્રીટીશ મુડીના તેમ જ બ્રીટીશ માલના ભાવીનો આધાર તો, હીંદની રાષ્ટ્રીય ચળવળ દ્વારા રજુ થતી માગણીઓને પહોંચી વળવા માટે જે રૂઢીઓ હાલ ધારણ કરવામાં આવશે તેની જ ઉપર મોટે ભાગે અવલંબી રહેશે **હીંદમાંની બ્રીટીશ રાજનીતી હીંદ સાથેના બ્રીટીશ વ્યાપારનો ઝડપી ગતીથી નાશ કરી રહેલ છે.** બહીષ્કારનાં આંદોલનને પરીણામે ચાલુ વર્ષના એપ્રીલ અને મે મહીનાના હીંદમાં જતા બ્રીટીશ સુતરાઉ કાપડમાં ગયા વર્ષના તે મહીનાઓની સાથે સરખાવતાં ૨૩॥ ટકાનો ઘટાડો થયો છે; અને જુનની આખર સુધીના ત્રણ જ મહીનામાં જકાતી મહેસુલમાં ૭૯૫,૦૦૦ પાઉન્ડ જેટલો ખાડો પડયો છે. બહીષ્કારનાં આંદોલન શરૂ થવાને પુરો મહીનો પ નહોતો થયો તેટલામાં એટલે એપ્રીલની ૨૯ મી તારીખે મેન્ચેસ્ટરની વ્યાપારી મંડળીને હીંદમાંથી તારના જે સંદેશ મળ્યા છે, તે ઉપરથી જ બહીષ્કારની અસરનું માપ કાઢી શકાય છે:

૧

"વર્તમાન રાજકારણી પરીસ્થીતીને અને તેમાં ય વીશેષે કરીને પરદેશી કાપડના બહીષ્કારને લક્ષમાં લેતાં, દીલ્હીના કાપડના વેપારીઓની મંડળી તમામ માલ ચડાવનારાઓને તેમ જ તમામ માલ બનાવનારાઓને ચેતવણી આપે છે કે, હવે પછી જે કોઇ પણ માલ સ્ટીમરમાં ચડાવવામાં આવશે, તે નહીં સ્વીકારવાના જ તમામ સંભવો છે. એટલું જ નહીં પણ તે માલ અહીં નહીં વેચાવાના જ

પુરનો સંભવ છે. એટલા માટે ભવીષ્યને સરૂ ભાગેમાં ભારે સાવધાની રાખવાની જરૂર છે, અને ખરીદનારાઓની સાથે મસલત કર્યા વીના કોઇ પણ માલ સ્ટીમરમાં ચઢાવવાનો નથી. કૃપા કરીને લાગતા વળગતાઓમાં આ સંદેશો મોકલાવજો.''

૨

'મુંબઇના' દેશી કાપડીઆઓની મંડળી સમગ્ર દેશમાં વ્યાપેલા પરદેશી માલના બહીષ્કારને, તેમ જ વ્યાપક બનેલી રાજકારણી પરીસ્થીતીને અંગે, મંડળીના અસાધારણ બોર્ડ સભાના નીચેના ઠરાવ ઉપર આપનું ધ્યાન ખેંચે છે: ''આ સભાનો એવો મત છે કે, હીંદની વ્યાપારી આલમને માટે ઘણો જ ગંભીર અને કટોકટીનો મામલો ઉભો થયો છે, અને હજી ભવીષ્યમા જે મુશ્કેલ સંજોગ આવવાના છે, તેને માટે આ સભા સભ્યોને ચેતવવા માગે છે. આ મંડળી હીંદી વઝીરનું, વાઇસરોયનું અને મેન્ચેસ્ટરની વ્યાપારી મંડળીનું, હિંદમા ઉભા થયલા ગંભીર રાજકારણી મામલા તરફ લક્ષ ખેંચે છે, અને તેમને આગ્રહપુર્વક જણાવે છે કે, રાષ્ટ્રીય માગણીઓનો સ્વીકાર કરીને શાંતીમય સમાધાન કરાવવામા આપ આપની શક્તીઓનો અને લાગવગનો ઉપયોગ કરો, આ સભા ચેતવણી આપે છે કે, જેમ બને તેમ સત્વરે જો આ મામલો શાંત નહીં થાય તો, કારખાનાવાળાઓને માટે તેમ જ વ્યાપારીઓને સારૂ એવો ગંભીર મામલો ઉભો થવા સંભવ છે કે જે મામલામા આ મંડળીના સભાસદોને અતી અનીચ્છા છતાં પણ ઉભા કામ રદ કરવાની સલાહ આપવાનો વીચાર કરવાની ફરજ પડશે.''

એટલું જ નહીં પણ જો, વર્તમાન ધર્ષણમાં ત્વરીત રીતે શાંતીમય સમાધાન કરવામાં નીષ્ફળતા મળશે તો, પરીણામે બ્રીટનના આર્થીક હીતોને હજી ય વધુ ગંભીર અસર થયા સીવાય નહીં રહે. જેમણે હીંદમાં મુડી રોકી છે તેવા અંગ્રેજોને હું મીત્રભાવે સુચના આપું તો એટલું જ કહીશ કે: હીંદમાં રોકાયલી બ્રીટીશ મુડીને માટે ખરેખર ભય રાજદ્વારી ક્રાન્તીમાં સમાયલો નથી, પરંતુ એ ભય તો આર્થીક ક્રાન્તીમાં વીશેષ રહેલો છે. અને એટલો સંતોષનો વીષય છે કે, હીંદની રાજદ્વારી માગણીઓને સંતોષવામાં જેટલા દીવસનો વીલંબ થાય છે, તેટલા જીર્ણવાદનો નાશ કરી નવયુગ સ્થાપવાની ભાવનાથી પ્રેરાયલી આર્થીક ક્રાંતીનો દીવસ નજીક આવતો જાય છે. તેમાં સરકારી લોનોનો ઇનકાર અને મીલકત જપ્ત કરવાના મુદ્દાઓનો પણ સમાવેશ થવાનો છે. વર્તમાન રાજદ્વારી આંદોલનને લીધે જે ક્રાંતીકારી માનસ સરજાતું જાય છે તે એકાએક અદૃશ્ય થવાનું નથી, ને એ ભાવના હીંદીઓના જીવનમાં વધુ ઉંડાં મુળ નાખશે તો, જનતાના આર્થીક ઉદ્ધારના આંદોલનમા એ લડત પરીણમવાની, અને તેમાંથી છેવટે સંપુર્ણ રાજદ્વારી સ્વતંત્રતાની લડત અનીવાર્ય બનવાની. જગતના બીજા પ્રદેશોમાં રાજદ્વારી સ્વતંત્રતાની અને આર્થીક સ્વતંત્રતાની લડતનું બન્યું છે તેમ હીંદમાં રાજદ્વારી સ્વતંત્રતાની અને આર્થીક સ્વતંત્રતાના લડતને છેવટની અટકાવી શકાવાની જ નથી.

એટલે જેઓ પોતાના આર્થીક હીતોને સંરક્ષવા માગતા હોય તેમને માટે સલાહકારક એ જ છે કે, રાજકારણી સ્વતંત્રતાની બાબતમાં વાજબી સમાધાન પર જેમ બને તેમ જલદી આવી શકાય તે માટે દબાણ કરવું. એટલે બીજા પ્રકારની અર્થાત્ આર્થીક ક્રાંતિને અટકાવી તે સંબંધમાં સમાધાન કરવા માટે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરી શકય.

## ખંડણી તો જવી જ જોઇશે

હવે હીંદ લશ્કરી તેમ જ સનદી ખાતાંના ગોરા કરભારીઓના પગાર રૂપે જે ખંડણી હીંદ બ્રીટનને આપે છે તેનો વીચાર કરવા માંડીએ, ત્યારે સત્ય વસ્તુનો ખુલ્લા દીલથી સ્વીકાર કરવો જ પડશે કે, સ્વરાજ ભોગવતો હીંદ એ ખંડણી તો જેમ બને તેમ જલદી અટકાવી દેશે જ. જે હીંદના કરોડો લોકોને પેટ પુરતું ખાવાનું પણ મળી શકતું ન હોય, તે દેશને માથે બ્રીટીશ ગવર્નરોના, ગવર્નર જનરલના ભારે પગારો ઠોકી બેસાડવા તેમ જ બ્રીટીશ અમલદારોની અને સનદી નોકરોની ફોજ રાતીમાતી થઇને ફરે તેટલી સુખસગવડ મેળવવા માટેનો પગાર તેની પાસેથી વસુલ કરવો, એ બીજું કંઇ જ નહીં પણ બાનામોભર્યું કામ છે. જ્યાં સુધી સનદી નોકરોને સ્થાને અને લશ્કરોમા અમલદારોની જગાઓ હીંદીઓથી ભરવામાં આવી ન હોય, તેવા સંક્રાતીકાળ દરમીયાન અલબત્ત અંગ્રેજોને વાજબી પગારે ચાલુ રાખવામા આવશે જ; પરંતુ રાજકર્તા બ્રીટીશ પ્રજાન ઉપલા વર્ગના લોકોએ હવે એ આશા તો સદાને માટે છોડી જ દેવી પડશે કે, હીંદમાં તેમના છોકરાઓને માટે કાયમને સારૂ મોટા પગારના નોકરીઓ હવે મળશે. હીંદના મહેસુલનો બે તૃતીયાંશ ભાગ સનદી અને લશ્કરી કારભાર પાછળ ચેરાય અને હીંદનાં સંતાનોની કેળવણી પાછળ માત્ર મહેસુલનો ચૌદમો હીસ્સો જ વાપરી શકાય એ તો એક જાતનો અત્યાચાર જ છે અને સ્વરાજ ભોગવતો હીંદ એ સહન કરી લે એવું કદી કલ્પી શકાય જ નહીં.

## પ્રતીષ્ઠાનો પ્રશ્ન

હવે માત્ર બ્રીટીશ સામ્રાજ્યની પ્રતીષ્ઠાનો જ પ્રશ્ન બાકી રહે છે.

અલબત્ત હીંદના સ્વાતંત્ર્ય સંઘર્ષણમાં છેવટે બ્રીટનને નમતું મુકવું પડે એ રીતે હીંદ સ્વાતંત્ર્ય ઘેર કરી લે તો તેથી સમસ્ત વીશ્વમાં બ્રીટીશ શક્તીની પ્રતીષ્ઠાને હાની વેઠવી પડે. પરંતુ હીંદને માથે બ્રીટીશ આધીપત્ય ઠોકી બેસાડવા માટે એ કંઇ કારણ ન હોવું જોઇએ. એનો વીચાર બીજી રીતે પણ કરી શકાય. જો હીંદની માગણીઓનો બ્રીટન તરફથી એવો પ્રત્યુત્તર મળે કે જેથી કરીને હીંદને એમ લાગે કે, સ્વમાન સાથે તે સામ્રાજ્યની અંદર રહીને એક સંસ્થાન તરીકે બ્રીટનની સાથે સહકાર ચાલુ રાખી શકશે, તો તેથી બ્રીટીશ પ્રતીષ્ઠા પડવાને બદલે ઉલટી વધે. અને એની એવી અસર થાય કે જેથી જગતભરની ખાત્રી થાય કે બ્રીટનમાં શાણી મુત્સદ્દીગીરી ખુબ જ ભરેલી છે. અને તેમ છતાં પણ જો હીંદ બ્રીટીશ સામ્રાજ્યમાંથી સંપુર્ણ છુટા થઇ જવાનો આગ્રહ જ કરે, તો હીંદની ઇચ્છા વીરૂદ્ધ થઇને તેની ઉપર રાજ્ય ચલાવવાના નીષ્ફળ પ્રયાસ કર્યા કરતા, હીંદની રાષ્ટ્રીય સ્વતંત્રતાના સ્વાધીકારનો સ્વીકાર કરવાથી, પરીણામે બ્રીટનની પ્રતીષ્ઠા ઘણી જ વધે.

બ્રીટીશ જનતામા હજી ય સામ્રાજ્યવાદની ભાવના ખુબ ઉંડી ઉતરેલી છે, એટલે હીંદના દવાનો ખુલ્લા દીલથી સ્વીકાર કરવા જેટલું ડહાપણ તેની પાસે કબુલ કરાવવું એ મુસ્કેલ કામ છે. તેમ છતાં જો બ્રીટન આ માર્ગ લે તો, બીજી પ્રજા ઉપર અધીકાર ભોગવવાની સત્તાને સ્વેચ્છાથી જતી કરનારા પહેલા સામ્રાજ્યવાદી સત્તવાળાઓ તરીકે તેનું નામ ઇતીહાસમાં સુવર્ણાક્ષરે જીવંત રહેશે. સામ્રાજ્યો ઇતીહાસના આરંભકાળથી હતાં. તેમનો નાશ બેમાંથી એક રીતે થયો છે: કાં તો તાબાની પ્રજાના પોતાના જ બળવાથી, અથવા તો શાહીસત્તાના કેન્દ્રસ્થાને રહેલા પ્રજાના ઉપલા વર્ગના બળવાથી. હવે જો બ્રીટન હીંદીઓના સામના આગળ નમી પડીને ફરજીયાત હીંદને હાથમાંથી જવા દે, તેના કરતાં સ્વેચ્છાથી હીંદ ઉપરનું સામ્રાજ્યવાદી પ્રભુત્વ ખેંચી લે તો, તે દીશામાં નવયુગ સ્થાપનાર તરીકે બ્રીટનની ભારેમાં ભારે પ્રતીષ્ઠા જામે.

# તમારો વ્યાપાર કેમ વધારશો ?

: લેખક :

વ્યવહારૂ વ્યાપારી

> **વ્યા**પાર વધારવો એ જગતના દરેક વ્યાપારીનું લક્ષ્ય હોય છે. છતાં તે સંબંધમાં હીંદના વ્યાપારીઓ કેટલા બધા પછાત છે? વ્યાપાર વધારવાની કેટલીક વ્યવહારૂ સુચનાઓ આ લેખમાં છે તે જરૂર સાહસીક વ્યાપારીઓને ઉપયોગી થઇ પડશે.

**આ**પણા વ્યાપારીઓ વ્યાપાર કરે છે પણ તેને કેમ ખીલવવો એની કળા જાણતા નથી, તેઓ માલ વેચે છે પણ તેનો જનતામા પ્રચાર કેમ કરવો એની આવડત તેમને નથી એને માટેની મહત્વાકાંક્ષા પણ ઘણા જ ઓછા વ્યાપારીઓમાં જણાય છે.

આપણા વ્યાપારીઓ દુકાને પુછતો પુછતો જે ગ્રાહક આવે તેને માલ વેચે છે, પણ પશ્ચીમના વ્યાપારીઓ ગ્રાહકને પુછના જાહેરખબર રૂપે તેની આખ આગળ રહેતા હમેશાં ઘેરેઘેર ફરે છે.

આપણા વ્યાપારીઓ પોતાનો ગ્રાહક માગે ત્યારે જ અમુક માલ બનાવે છે, ત્યારે પશ્ચીમના વ્યાપારીઓ પોતાની પાસે વેચવાનો જે જે માલ હોય તેને આકર્ષક રીતે પોતાની બારીઓમાં ગોઠવી, ગ્રાહકોનાં દીલ ખેંચી નવા ગ્રાહકો ઉત્પન્ન કરે છે. દુકાને જે ગ્રાહક આવે તેટલાથી સંતોષ માનવો. તેમાં અને પોતે જે માલ વેચતો હોય તેના આકર્ષક પ્રદર્શનથી ગ્રાહકના દીલમાં માલ ખરીદવાની વૃત્તી ઉત્પન્ન કરવી તેમાં ઘણુ જ ફરક છે, એટલે જ આપણા વ્યાપારીઓ પશ્ચીમના વ્યાપારીઓ જેટલો વ્યાપાર ખેડી શકતા નથી.

ત્યારે પશ્ચીમના વ્યાપારીઓ માલ કેમ વેચવો, ગ્રાહકોને કેમ આકર્ષવા, જાહેર ખબરો, પ્રદર્શનો અને દુકાનની બારીના દેખાવો દ્વારા માલનો વધુમા વધુ ઉપાડ થાય તે માટે શું શું કરવું ? તે બધાનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે કહો ને કે એમણે માલ વેચવા માટેનું શાસ્ત્ર તૈયાર કર્યું છે.

કોઇ પણ વ્યાપારી દુકાનમા ગમે તેટલો માલ ખડકી રાખે, છતા જો તે ગ્રાહકોની દ્રષ્ટીએ પડે નહીં તો તેથી ગ્રાહકને આકર્ષણ થતું નથી. વ્યાપારીએ પોતાના માલનો ખ્યાલ ગ્રાહકની સમક્ષ રાખવા માટે ધીટ બનવું જોઇએ.

વર્તમાનપત્રો અને ભીંતપત્રકોથી કરેલી જાહેરાત વ્યાપારીના માલની જનતાને જાણ કરે છે, તે કરતાં ખુદ દુકાનની બારીને સુંદર રીતે શણગારી તેમાં આકર્ષક રીતે માલ ગોઠવવામાં આવે તો પ્રત્યક્ષ પ્રમાણની માફક તે માલ જ ગ્રાહકને પોતાની તરફ આકર્ષે છે.

મુંબાઇમાં રહેતા કે આવી ગયેલાઓને બહારકોટના દેશી લત્તાની દુકાનોની અને કોટમાંની પરદેશીઓની દુકાનોની વચ્ચે આકર્ષક ગોઠવણીની તેમ જ માલ વેચવાની રીતની વચ્ચે રહેલા તફાવતની બરાબર ખબર હશે.

બારીઓમાં માલ ગોઠવવાની કળા પશ્ચીમમાં ખુબ ખીલી છે. તેને વ્યાપારનું ગૌણ અંગ ગણવામાં આવતું નથી પણ મુખ્ય

અંગ માનવામાં આવે છે. મોટી મોટી પેઢીઓ આ કામ માટે ખાસ માણસો રોકે છે અને તેમને સારા પગાર આપવામાં આવે છે. માલને આકર્ષક રીતે કેમ ગોઠવવો તેના શીક્ષણ માટે જોઇએ તેટલું સાહીત્ય અને સામાયીક પત્રો પણ ત્યાં પ્રસીદ્ધ થાય છે, એટલું જ નહીં પણ એ ધંધાદારીઓની વાર્ષીક પરીષદો ભરાય છે. તેમાં પ્રતીવર્ષે તે ધંધાની ખીલવણી માટે અનુભવીઓ પુષ્કળ વીચાર, વટાઘાટ અને કામ કરે છે.

[૨]

**બારી**ના શણગાર માટેના જ્ઞાનમાં નીષ્ણાત લેખાનારાઓ સ્વતંત્ર રીતે એ દીશામાં વ્યાપારીઓનું કામ કરે છે ઉપરાંત એ જ કામ માટે અનેક પેઢીઓ પણ છે. તે બારીમાં માલની ગોઠવણી સારી રીતે કેમ કરવી તે માટેની યોજનાઓ ઘડી આપે છે, નવા નવા વીચારો બતાવે છે તેમ જ કલાકારો, ચીત્રકારો, લાકડા કોતરનારા વગેરે માણસો રોકીને, વ્યાપારીવર્ગને પોતાનો ધંધો કેમ ખીલવવો તે બતાવે છે.

બીજાઓ વળી બારીના શણગારમા જોઇતી વસ્તુઓ બનાવવાનાં કામ કરે છે. આમાં પુતળાંવાળાઓ, બત્તીઓની ગોઠવણીઓ કરનારા, બનાવટી ફુલો, કૃત્રીમ ઘાસ વગેરે બનાવનારાઓ તેમ જ જાતજાતના અને ભાતભાતના રંગીન કાગળો બનાવનારાઓનો સમાવેશ થાય છે. એ વસ્તુઓની મદદથી બારીમા ગોઠવવાની ચીજોની શોભા વધે છે. અને જોનારાઓનાં દીલને તે આકર્ષે છે.

હમણાં હમણાં જેમ જેમ વ્યાપારી હરીફાઇ વધતી ચાલી છે, તેમ કેમ માલમાં આવાં કાયમી નાનકડાં પ્રદર્શન જેવા બારીના શણગારની રીતોમાં અનેક પ્રકારના સુધારા વધારા થતા જ રહ્યા છે. તે માટે અનેક દુકાનવાળાઓ મકાનોમાં નવી ઢબથી બારીઓની ગોઠવણીઓ કરે છે અને તેમાં પણ કાચવાળા, પીત્તળનો સામાન બનાવનારા એ ધંધાની નવીનતાને ધ્યાનમાં રાખીને તેને યોગ્ય સામાન બનાવીને વેચી રહ્યા છે.

પરંતુ કેટલીક દુકાનોને યોગ્ય બારીની સગવડ ન હોય તો તેને માટે પોતાના માલની જાહેરાત કરવાની દીવસ તેમ જ રાત્રીભરની સગવડ આપવાનુ કામ કરનારી સંસ્થાઓ પણ ખીલતી જાય છે. તેઓ જુદી જુદી પેઢીઓના માલનું જુદી જુદી બારીઓમાં પ્રદર્શન કરવાનું કામ કરે છે. કેટલીક પેઢીઓ આ અને બીજી તમામ જાતની જાહેરખબર કરવાનું જ કામ કરે છે વ્યાપારીએ તો માત્ર તેને પૈસા જ આપવા પડે છે, બાકી તેના માલની જનતામાં સારામા સારી જાહેરાત કેમ કરવી, મધ્યસ્થ સ્થાને બારીઓ ભાડે રાખી તેમાં તેનાં સરસ પ્રદર્શન કેમ ગોઠવવાં તે બધું કામ એ પેઢીઓ જ કરી લે છે. એટલાથી જ એમને સંતોષ થતો નથી, પરંતુ શણગારેલી બારીઓની છબીઓની, વર્ણનની અને બીજી ઇનામી હરીફાઇઓ શરૂ કરી જનતાને બારીનો શણગાર જોવાની પરોક્ષ રીતે ફરજ પાડે છે.

આમ વેચવાના માલથી દુકાનની બારીઓ શણગારવી એ એક કળા થઇ પડી છે, અને તેને ય કુશળ ખેલાડીઓએ વ્યવસ્થીત ધંધાના સ્વરૂપમાં ખીલવી છે. આપણા દેશના વ્યાપારીઓએ તેમની પાસેથી માલ વેચવાની બાબતમાં ઘણું ઘણું જાણવાનું છે.

બારીઓમાં માલ ગોઠવવાના ધંધામાં પણ થોડાંક વર્ષોમાં પશ્ચીમવાસીઓએ બહુ જ

પ્રગતી કરી છે થોડાંક વર્ષો પહેલાં બારીઓ શણગારનારાઓ ખીચોખીચ બારીઓ સામા-નથી ભરી દેતા, અને જ્યારે તે માલ બદલીને બીજો ગોઠવવાનો હોય ત્યારે ગોઠ-વેલો માલ કાઢી લઇને એક બાજુએ ઢગલો કરી બહારના માણસો ખુલ્લી બારી જોઇ શકે તેમ રહેવા દેતા, પરંતુ અત્યારે ખાલી કરેલી બારીને પડદા ઢાંકી દેવામાં આવે છે! આ દીશામાં બ્રીટીશ વ્યાપારીઓ થોડાં જ

આ ધંધો કરનારાઓની ગઇ સાલ પાંચમી પરીષદ લંડનમાં મળી, ત્યારે ભાષણો કરતાં જુદા જુદા દ્રષ્ટીબીંદુથી જુદો જુદો માલ કેમ ગોઠવવો તેના જે પ્રયોગ પરીષદ સમક્ષ કરવામાં આવ્યા, તેથી જણાઇ આવ્યું હતું કે બ્રીટીશ વેપારીઓ પોતાનો માલ ખપાવવા માટે બારીએ શણગારવા માટે કેવા નિષ્ણાત માણસોને તૈયાર કરવાની તક આપે છે. આપણા વ્યાપારીઓએ સ્વદેશીની



ગોરા કાપડીઆની દુકાનની બારીમાં માલની ગોઠવણી

વર્ષો પહેલાં ફ્રાંસ અને અમેરીકાના વ્યાપારી-ઓથી પાછળ હતા, પરંતુ હમણાં હમણાં તેમણે એ દીશામાં બહુ જ સારી પ્રગતી કરી છે, તેમ છતાં અમેરીકાની બારીઓની ગોઠ-વણી ઘણી જ આકર્ષક અને ઉંચી કક્ષાની હોય છે. વીવીધ જાતનો સામાન એવી કલામય ઢબે ગોઠવવો કે જેથી જોનારને તે આકર્ષક લાગે અને વળી તમામ વસ્તુઓનું પ્રદર્શન થઇ શકે, એ આ કાર્ય કરનારા-ઓની મદદની ખુબી ગણાય છે.

પ્રવૃત્તીના વર્તમાન યુગમાં માલ વેચવાની, માલ ગોઠવવાની અને દુકાનો માંડની જુની રૂઢીનો હવે વેળાસર ત્યાગ કરીને, આ ઢબે કામ લેતા થવું જોઇએ છે. આ દીશામાં મુંબાઇમાં ખાસ કરીને ખાદીભંડારવાળા શ્રી જેરાજાણી પોતાનો માલ ગ્રાહકને આક-ર્ષણ થાય તે રીતે રજુ કરવાની સરસ કળા જાણે છે એમ કહેવું જોઇએ. એમણે એકલા ખાદીના જ માલને નવી ભાટીયા

મહાજનનાડીના જે આકર્ષક રીતે ગોઠવ્યા હતા, તે રીત હીંદી વ્યાપારીઓને માટે અનુકરણીય છે. આપણા વ્યાપારીઓ દીવાળીના દીવસોમા જ્યારે માલ વેચવાનો ન હોય તે વખતે દુકાનમા જરા ઠાઠ કરે છે બાકી દુકાન એ જાણે વખાર ન હોય તે રીતે ગમે તેવી અનાકર્ષક રીતે માલના ઢગલા કરી રાખવામા આવે છે. માન વેચનારાઓની ગીનજ્ઞત પણ જગાએ વખાણવા અને પોતાનો માલ ઢાંકી રાખનારા વ્યાપારીઓ ફાવતા નથી, પરંતુ પોતાના માલને સારામા સારી રીતે ગોઠવી, રસ્તે જનારા માણસોનું તે તરફ આકર્ષણ કરી શકે, એ જ વ્યાપારીઓ સારો વીક્રય કરી શકે છે.

યુરોપમા આવી રીતે બારીઓમાં જુદા જુદા માલને ગોઠવીને તે પછી તેના વેચાણમા કેટલો વધારો થયો તેના આંકડાઓ કાઢવામા આવ્યા છે, અને તેથી પણ પુ



સ્ટીમરમાં માલ વેચનારા ગોરાની દુકાનની બારીની મનોહર રચના

જેવી હતી નથી, આ લેખમા તે વીષયની ચર્ચા અસ્થાને હોવાથી, તે સંબંધમા વીશેષ વીવેચન નહી કરતા મુળ વીષયમા જ આગળ વધીશું.

બારીના આ પ્રદર્શન કરનારાઓમા કલાકારની દ્રષ્ટી હોવી જેટલી જરૂરી છે, તેટલુંં વ્યાપારી તરીકેનુ જ્ઞાન પણ જરૂરી છે જગતના બજારોમાં અત્યારે જે હરીફાઇ ચાલી રહેલી છે, તે હરીફાઇમા સરમાળ વાર થયું છે કે જનસમુહની સમક્ષ પોતાનો માલ આકર્ષક રીતે ગોઠવીને સારા ગ્રાહકો મેળવી શકાય છે.

[૩]

પરંતુ આ લેખ વાચનારા આપણા ઘણા વ્યાપારીઓ એમ જ કહેશે કે, એ બધું પરદેશમા ચાલે, આપણે તો કરતા હોઇએ તેમ કરીએ. આપણા દેશના ગ્રાહકો માલ શોધતા આવે છે.

એમ કહેનારાઓ માનવશાસ્ત્રનું જો જરા પણ જ્ઞાન ધરાવતા હોય તો કદી આવું કહે નહીં.

એક જ ઉદાહરણ લો:

એનો એ માલ દીવાળીના દીવસોમાં કંઇક આકર્ષક–અલબત્ત એમાં કળા કે જનતાને સારામાં સારી રીતે આકર્ષવાની ભાવના હોતાં જ નથી–રીતે ગોઠવવામાં આવે છે, ત્યારે કેટલા બધા લોકો તે જોવા ઉભા રહે છે?

પ્રદર્શનો અને મેળાઓમાં વીશેષ માલ ખપે છે તેનું કારણ પણ ખુલ્લી રીતે જોઇ શકાય એવી માલની ગોઠવણી જ છે.

બીજું: કોઇ પણ દેશ પાસેથી શીખવા જેવી વસ્તુ ગ્રહણ કરવી એમાં જરાએ હીણપત કે શરમ નથી. કશું જ ન કરો તેના કરતાં બીજાનું સારામાં સારૂં અનુકરણ કરો અને શક્તી હોય તો જેનું અનુકરણ કરતા હોય તેના કરતાં તે દીશામાં આગળ વધી 'ગુરૂ કરતાં ચેલા સવા' તેમ પ્રગતી કરી બતાવો તે જરૂરનું છે.

આજનું જગત પ્રગતીની સાથે રહેનારા માટે છે, પ્રગતીની સામે થનારનો નાશ જ છે, તેમાં રસ ન લેનારને મુડદાને જેમ પાણી બાજુ પર કાઢી નાખે છે, તેમ પ્રગતીનો પ્રવાહ બાજુએ ધકેલી કાઢી પોતાની ગતી ચાલુ જ રાખે છે.

માટે, આપણા વ્યાપારીઓએ હવે વ્યાપારની જમાનાજુની રીતો છોડી જર્મની, ફ્રાન્સ, અમેરીકા, બ્રીટન, સ્કેન્ડેનેવીઆ, જપાન વગેરે દેશો પાસેથી માલ વેચવાની કળા શીખવી જોઇએ છે.

મોટા જથ્થામાં માલ તૈયાર કરનારા કારખાનાવાળાઓએ પણ પોતાનો માલ જનતામાં લોકપ્રીય બનાવવા માટે ઠામ ઠામ નાનકડાં પ્રદર્શનો ભરીને, જાહેર સ્થાનોમાં 'શો રૂમ' અને 'ડીસ્પ્લે વીન્ડોઝ' ગોઠવીને, વર્તમાનપત્રોમાં આકર્ષક રીતે જાહેરખબરો આપીને તેમ જ હરીફાઇનાં ઇનામો દ્વારા પ્રયત્નો કરી વ્યાપારીઓને મદદ કરવી જોઇએ.

સ્વદેશીના પ્રચાર માટે જેમ મુંબાઇમાં વારંવાર પ્રદર્શનો હમણાં ભરવામાં આવે છે, મુંબાઇની મીલોવાળાઓ બોરીબંદર ઉપર જેમ પોતાનો માલ આકર્ષક રીતે ગોઠવી ગ્રાહકોને આકર્ષવા મથે છે, તે જ રીતે પશ્ચીમમાં તો રેલ્વે ગાડીઓમાં ફરતાં પ્રદર્શનો પણ વ્યાપારીઓ ભરે છે.

અને આપણી વચ્ચે જ મુંબાઇ, કલકત્તા, મદ્રાસ, દીલ્હી, લાહોર વગેરે સ્થળે વ્યાપાર કરનારા ગોરા વ્યાપારીઓ જ, પોત પોતાનો માલ કેવી આકર્ષક રીતે ગોઠવે છે અને ગ્રાહકો મેળવે છે, તે હવે તો આપણા વ્યાપારીઓએ–ખાસ કરીને નવજવાન વ્યાપારીઓએ શીખવું અને વર્તનમાં મુકવું જરૂરનું છે. આપણા થોડાક વ્યાપારીઓ એમ કરશે તો જરૂર બીજાઓ તેનું અનુકરણ કરશે.

# સંતતિ નિયમનની આવશ્યકતા

: મુળ લેખક :
પ્રો. જહાંગીર જ. અંસાના

: ભાષાંતર કર્તા :
શ્રી સરોજની મહેતા

સંતતી નીયમન એ એક પ્રકારનું વીજ્ઞાન છે, કેટલાંક સ્ત્રી પુરુષો એ વીજ્ઞાનને જાણુના કે સમજવાનો પ્રયત્ન કર્યા વીના, કેવળ એના નામ માત્રથી ખોટી રીતે ભડકે છે. અને તેમ કરતાં નીતી, સંયમ અને એવી બીજી અનેક જાતની અવળી દલીલો કરે છે. તેથી 'નવયુગ'ના વાંચકવર્ગ સમક્ષ આ ઉપયોગી વીષયની ચર્ચા કરતો નીબંધ–જે એક જાણીતા જરથોસ્તી વીદ્વાને, અંગ્રેજીમાં લખ્યો છે. અને જેનું ભાષતર ગુજરાતના એક સમર્થ વીચારક, સુધારક અને નીડર બહેને કર્યું છે–રજુ કરીએ છીએ.

**: લેખાંક બીજો :**

## સંતતી નીયમન વીરૂદ્ધ દલીલો.

૧. એમ કહેવામાં આવે છે કે સંતતી નીયમનની કૃત્રીમ રીતોનો આશ્રય લેવો તેના કરતાં સંયમ અને બ્રહ્મચર્ય પાળવાં એ વધારે સારૂં છે. ઘણા વીચારશીલ સ્ત્રી પુરુષો સંતતી નીયમનની તરફેણમાં હોય છે. પણ તેઓ એમ કહે છે કે ઉપાય તરીકે સંયમ અને બ્રહ્મચર્યને અમલમાં મુકવાં જોઇએ. કૃતીમ ઉપાયોનાં તેઓ ઘણાં કારણસર તીરસ્કાર કરે છે.

### ઉત્તર

પ્રથમ તો જે લોકો સંયમનો પક્ષ લે છે તેઓ સંયમનો અર્થ કદીપણ સ્પષ્ટ રીતે કરતાં નથી. એ લોકો કદાચ એમ કહેશે કે (૧) જો કોઇને એમ લાગે કે ભવીષ્યમાં મુશ્કેલીઓ આવશે. તેમ જ કુટુંબનું પોષણ કરી શકાશે નહી તો તે માણસે પરણવું જ ન જોઇએ. (૨) લગ્ન પછી કેવળ બ્રહ્મચર્ય પાળવું. (૩) બે ત્રણ બાળક થયા પછી કેવળ બ્રહ્મચર્ય પાળવું. (૪) એમ પણ કહેવામા આવે કે જો સંયમ અને બ્રહ્મચર્ય પાળવાનો અને તેટલે પ્રયત્ન આખી જીંદગી સુધી કરવામાં આવે તો પછી કૃત્રીમ ઉપાયો વાપરવાની કાંઇ જ જરૂર રહે નહી.

આ બધી દલીલોનો ઉત્તર આ પ્રમાણે આપી શકાય.

ઘણા જ થોડા લોકો એવા નીકળે કે કુંવારી જીંદગીમાં સુખ માણી શકે. આ નીરીક્ષણ અને અનુભવથી સીદ્ધ થયેલી વાત છે, અને અમુક વ્યક્તીનો અભીપ્રાય માત્ર નથી. લગ્ન અટકાવવાથી સંતતીનું નીયમન થઇ શકે એમ કહેવામા આવે છે. આ ઉપાય બતાવવો એ લોકો પાસે બહુ જ મુશ્કેલ કામ કરાવવા જેવું અને બહુ ભયંકર આત્મભોગ અપાવવા જેવું નથી? લગ્નનો અર્થ સાચી રીતે સમજવામાં આવે અને

યોગ્ય પાત્ર સાથે લગ્ન થાય, પ્રેમ અને બુદ્ધી શક્તી બન્નેથી લગ્ન પ્રેરાયું હોય, તો લગ્ન કરનાર બન્ને વ્યક્તીઓને જીવન સુખી અને આનંદજનક કરવાનો અવસર મળે છે. સંતતી અટકાવવા માટે મનુષ્યોને લગ્ન ન કરવાનું કહેવું એ પરીણીત જીવનનો આનંદ જે ભોગવવાનો ગરીબમાં ગરીબ માણસને પણ અધીકાર છે તે ખુંચવી લીધા બરાબર છે. પરીણીત જીવનમાં સ્ત્રી પુરૂષ ગાઢ મૈત્રી અને અન્યોન્યનાં આદર્શરૂપ સદચારી બની શકે છે. લગ્નથી સ્ત્રી અને પુરૂષ બન્નેને મીત્રતા, માયા, સ્નેહ અને ઉદારતા એ સર્વ માનુષ ગુણોને દર્શાવવાનો પ્રસંગ મળે છે. મનુષ્યનું માનસ સંપુર્ણ રીતે વીકસી શકે એવી પરીસ્થીતી લગ્નથી ઉભી થાય છે, અને તેથી પતી તેમજ પત્નીના શ્રેષ્ઠ સદ્‌ગુણો તરવરી આવે છે. આથી બન્નેનું વ્યક્તીત્વ ખીલે છે અને જીવન સુખી અને આલ્હાદક બને છે.

ઉપર કહેલી હકીકતની વીરૂદ્ધ કોઇક જ થશે. પરીણીત જીવનમા આ સુખો મળે છે તેની ભાગ્યેજ કોઇ ના કહેશે. પરંતુ જેઓ સંતતી અટકાવવાને માટે લગ્ન ન કરવાનું કહે છે તે એટલા જ માટે કે કૌમાર કરતાં પરીણીત જીવનમા બ્રહ્મચર્ય પાળવું ઘણુ જ વધારે મુશ્કેલ છે. કેટલાક એવા છે કે લગ્નની વીરૂદ્ધ નથી પરંતુ મુખ્યત્વે સંતતી અટકાવવા તેમજ બીજાં કારણો સર લગ્ન પછી પણ બ્રહ્મચર્ય, કેવળ અથવા થોડે અંશે પાળવાનું કહે છે. પ્રથમ આપણે પરીણીત જીવનમા કેવળ બ્રહ્મચર્ય પાળવા વીષે વીચાર કરીશું. બ્રહ્મચર્ય એટલે લગ્ન થયા પછી પહેલેથી આખી જીંદગી સુધી સ્ત્રીનો સમાગમ કરવો જ નહી અથવા એક બે બાળક થયા પછી કેવળ બ્રહ્મચર્ય પાળવું. આમાં અને સંયમમાં ફેર છે. અમારૂં કહેવું એમ નથી કે બ્રહ્મચર્ય અશક્ય કે અસંભવીત છે. પણ જેઓ કૃત્રીમ ઉપાયોનો હીમાયતી છે તે એમ કહે છે કે એ ઉપાયો કરતાં બ્રહ્મચર્ય કઇ રીતે શ્રેષ્ઠ છે તે સમજી શકાતું નથી. વૈજ્ઞાનીક પદ્ધતીથી શોધેલા એ કૃત્રીમ ઉપાયોને કોઇ પણ બુદ્ધીપુર્વક દલીલથી તીરસ્કારી શકાય એમ નથી. તો બ્રહ્મચર્યને વધારે ચઢીયાતું ગણવાની શી જરૂર છે? બ્રહ્મચર્યથી મનુષ્યમાં રહેલી સૌથી પ્રબળ અને સ્વાભાવીક વૃત્તીઓમાંથી એકને વશમાં રાખી છેવટે નીમુંળ કરી નાખવામાં આવે છે. લાખો વર્ષથી માનવ સ્વભાવમાં ઉંડો વાસ કરી રહેલી વૃત્તી મનુષ્યજીવન જેવી ટુંકી મુદતમાં ઉપદેશ અને સમજાવટથી નાશ પામે એવી આશા રાખી શકાય ? આ સર્વનો વીચાર કરતાં લાગે છે, કે જો કૃત્રીમ ઉપાયો એ કુદરત વીરુદ્ધ હોય તો બ્રહ્મચર્ય એ એથી યે (વધારે) કુદરત વીરુદ્ધ છે.

તે ઉપરાંત પ્રજોત્પતીની જરૂર હોય તે સીવાય કદી પણ સ્ત્રી પુરુષે સમાગમ કરવો નહી એવો ઉપદેશ આપતી વખતે એ ભુલવું ન જોઇએ કે સમાગમ એક બીજો પણ હેતુ પુરો પાડે છે અને તે હેતુ ઘણી વાર પ્રજોત્પત્તીથી કેવળ નીરાળો હોય છે. નીરીક્ષણ અને અનુભવથી ખબર પડે છે કે ઘણાં સામાન્ય સ્ત્રી પુરુષો પોતાની અંગત બહુ જ પ્રબળ ઇચ્છા પુરી પાડવા સમાગમ કરે છે. આવી ઉંડી ઉતરેલી સ્વાભાવીક વૃત્તી, જો નીયમમાં રાખવામાં આવતી હોય તો તેને પુરી પાડવામાં અટકાવ શા માટે કરવો જોઇએ તે સમજાતું નથી. અમારી માન્યતા એવી છે કે જ્યારે લગ્નની સંસ્થાનો વીકાસ થયો ત્યારે એનો એક હેતુ આ સ્વાભાવીક વૃત્તીને મનુષ્યની એક બહુ અગત્યની જરૂરીયાત તરીકે સ્થાન આપી

તેને નીયમમાં રાખવાનો અને સંસ્કાર આપવાનો હતો—એ વૃત્તીનો સદંતર નાશ કરવાનો નહી. આહાર લેવાની વૃત્તીને (ભુખને) એ વૃત્તી ઘણી રીતે મળતી છે. જો કે ભુખના જેટલી ટુંકી મુદતે એ ઉદ્દભવતી નથી. પરંતુ કામવૃત્તી આહારની વૃત્તી જેટલી જ કુદરતી છે અને નીયમમાં રહી એને સંતોષવી એ યોગ્ય જ છે. આપણે ખાવાની વૃત્તીનો તીરસ્કાર કરતાં નથી તો એના જેટલી જ પ્રબળ બીજી વૃત્તીનો કેવળ તીરસ્કાર શા માટે કરવો?

કોઇ સ્નેહાળ દંપતી યુગલ ગાઢ મીત્રો તરીકે જીવન ગુજારે; અને જીવનયાત્રામાં આવી પડતાં સર્વ સુખદુઃખનાં સહભાગી થાય એ દૃશ્ય બહુ આનંદજનક છે. એવા યુગલને એમ આજ્ઞા કરવામાં આવે, કે અન્યોન્યનાં શરીર પ્રત્યે નજર પણ નાખવી નહી, દીવસો, મહીનાઓ બલ્કે વર્ષો સુધી શારીરીક સંબંધ રાખવો જ નહી એ અસહ્ય યાતના સહન કરાવવા જેવું નથી? આવા ઉપદેશથી લગ્નસંસ્કાર ઉન્નત, ઉત્કૃષ્ટ બનશે અને પરિણીત જીવન સ્ત્રી, પુરૂષને આશીર્વાદ સમાન થઇ પડશે એમ કેમ માની શકાય? એડવર્ડ કાર્પેન્ટરના શબ્દો ધ્યાનમાં રાખવા જેવા છે—"માત્ર બુદ્ધીનો અને નૈતીક સહચાર ભાગ્યે જ લાંબો વખત ટકે છે. કોઇ પણ રૂપમાં શારીરીક સંબંધ ન હોય તો મૈત્રી અસ્થાને વાવેલા છોડ પેઠે મૃત્યુ પામે છે. ઘણા દાખલામાં, ખાસ કરીને સ્ત્રીઓમાં કામવાસના, બહુ થોડા પ્રમાણમાં પણ જાગ્રત કરવામાં ન આવે ત્યાં સુધી વ્યક્તીનો ખરો સ્વભાવ સમજી શકાતો નથી. તે ઉપરાન એ પણ યાદ રાખવું જોઇએ કે બે જણા વચ્ચે સંપુર્ણ ઐક્ય સાધવા માટે બન્નેને એક બીજાનાં શરીર ઉપર અધીકાર હોવો જોઇએ. શારીરીક સંબંધ કે આકર્ષણ એ મૈત્રીનો હેતુ ન હોય પરંતુ જો એ સંબંધની મના કરવામાં આવે તો સ્ત્રી પુરૂષને અન્યોન્યમાં જે વીશ્રાંતીનું સાધન લાગવું જોઇએ, જે વીશ્વાસ હોવો જોઇએ તે નહી રહે. અને એમનું જીવન અસ્વસ્થ, અતીશ્રીત, કસોટી-રૂપ અને અતૃપ્ત રહે છે."

પરીણીત જીવનમાં સંયમનો અર્થ બહુ જ લાંબે સમયે, સમાગમ. એટલો જ હોય તો ઘણી સંતતી થતી અટકે એ ખરૂં છે. પરંતુ વણમાગ્યા બાળકો નહી જ ઉત્પન્ન થાય એમ ન કહી શકાય. જેને ઉત્પાદનશાસ્ત્રનું સ્હેજ પણ જ્ઞાન હશે તે આ સમજી શકશે. આ રીતે જોખમ જરાએ ઓછું થતું નથી. અને જે અશક્ત સ્ત્રીઓને ગર્ભધારણ એ જીવન મરણનો સવાલ હોય તેમને એથી બીલકુલ રક્ષણ મળતું નથી. પરણેલી જીંદગીમાં સંયમ પાળવાથી દંપતીને ઘણી રીતે લાભ થાય છે તે તો જેમને અનુભવ છે તે સીદ્ધ કરી શકે તેમ છે. આની ના કહેવાય તેમ નથી.

૨. ઘણાં મનુષ્યો એવાં છે કે જે સંતતી નીયમનની તરફેણમાં હોય છતાં કહેવાતા કૃત્રીમ ઉપાયોની વીરૂદ્ધ હોય છે. તેઓ એમ માને છે કે સ્ત્રીના એક રજોદર્શનથી બીજા સુધીમાં અમુક દીવસ એવા હોય છે કે જ્યારે ગર્ભ ધારણ થવાનો સંભવ બહુ જ ઓછો હોય છે. (એટલે તે જ દીવસોમાં સમાગમ થાય તો ગર્ભ ન રહે) આના ઉત્તરમાં કહેવું જોઇએ કે આ દીવસો ક્યા તે હજી શાસ્ત્રીય પ્રમાણથી નક્કી થયું નથી. જો લેખકો એમ કહે છે કે અમે એવા દીવસ શોધી કાઢ્યા છે તેઓ જ હજી એકમત થઇ શક્યા નથી. વળી સામાન્ય તંદુરસ્ત સ્ત્રીમાં એવો તદ્દન અનુત્પાદક સમય હોતો જ નથી. તે ઉપરાંત એ

પણ યાદ રાખવું જોઇએ કે વાસના કુદરતી રીતે ઉત્પન્ન થાય છે અને મનુષ્ય આજ્ઞા કરે ત્યારે આવીને ઉભી રહેતી નથી. કોઇ પ્રકારના સુખી સંયોગોથી એ જાણ્યે અજાણ્યે ઉત્પન્ન થાય છે. ભાવનાઓના સુખદાયક મીલનથી એ કુદરતી રીતે જ ઉદ્‌ભવે છે. ગર્ભધારણ માટે અશકય મનાતા દીવસો દર્મીયાન એ ઉદ્‌ભવ પામે કે ન પણ પામે. એ જ દીવસોમા વાસના ઉત્પન્ન કરવી કે તે સીવાયના દીવસોમાં ન કરવી તે મનુષ્યના હાથની વાત નથી. એમ સીદ્ધ થયું છે કે સ્ત્રીની વાસનાનાં કુદરતી રીતે જુદાં જુદાં સ્વરૂપ હોય છે. કોઇક વખત તે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે અને કોઇક વખત તે એટલી મંદ થઇ જાય છે કે એને પુરૂષના સમાગમ તરફ તદ્દન અભાવ થઇ જાય છે. આ કુદરતી રીતે બદલાતાં સ્વરૂપ ગર્ભધારણ માટે શકય કે અશકય મનાતા દીવસોનો અનુકુળ જ હોય એમ ન પણ બને.

૩. સંતતી અટકાવવાના ઉપાયો કુદરત વીરૂદ્ધ છે એમ પણ કહેવામા આવે છે.

ઉત્તર—અહીંયા પણ કહેવું જોઇએ કે "કુદરત વીરૂદ્ધ"નો અર્થ બરાબર સ્પષ્ટ કરવામા આવ્યો નથી. કોઇ પણ આરોપ સ્પષ્ટ રીતે મુકવામા ન આવ્યો હોય તો તેનો ઉત્તર કેવી રીતે આપી શકાય? આપણા વીરોધીઓ કાંઇ જ જવાબદારી સમજ્યા સીવાય ગંભીરતાનો ડોળ કરી "કુદરત વીરૂદ્ધ" શબ્દ વાપરી બધો બોજો આપણી ઉપર ફેંકી દે છે. આથી "કુદરતી" અને "કુદરત વીરૂદ્ધ" એ શબ્દોનો અર્થ સ્પષ્ટ કરવાનું અને પછી સંતતી અટકાવવાના ઉપાય કુદરત વીરૂદ્ધ નથી એ સીધ્ધ કરવાનું આપણે જ શીરે રહે છે.

દલીલનો જવાબ આપતા પહેલાં "કુદરત વીરૂદ્ધ" એનો અર્થ સ્પષ્ટ કરવો પડશે. "કુદરત વીરૂદ્ધ" એટલે એવું કૃત્ય કે કુદરતી રચનામાં એક સહજ બનાવ તરીકે ન બનતું હોય એવો અર્થ છે? જો આવે અર્થ હોય તો પછી આપણાં ઘણાં કૃત્યો કુદરત વીરુદ્ધ ગણી શકાય. દાખલા તરીકે આપણે અનાજ વાવ્યા પછી તેને કુદરતને આધારે છોડી દેતાં નથી. પશુપક્ષીઓથી આપણે પાકનું રક્ષણ કરીએ છીએ. પાક ખાઇ જવો એ પશુપક્ષીઓ માટે તો કુદરતી જ છે. છતાં આપણે તેમને એમ કરવા દેતાં નથી. આમ આપણા યત્નથી એ કુદરતી કૃત્ય અટકે છે. બીજો દાખલો લઇએ તો ગાય પોતાના વાછરડા માટે દુધ ઉત્પન્ન કરે છે. છતાં આપણે વાછરડાને ખેંચી લઇ લગભગ બધું જ દુધ દોહી લઇએ છીએ. આપણે ફળનું ઝાડ વાવી તેના ઉપર ફળ થવા દઇએ છીએ. ઝાડ બીજ વડે પોતાની જાતી ચાલુ રાખવા ફળ ધારણ કરે છે—માણસને ખાવા માટે નહી; છતાં આપણે ફળ તોડીને ખાઇ જઇએ છીએ. માંકડ અને મચ્છરો આપણું લોહી પીને જીવે એ એમને માટે તો તદ્દન કુદરતી છે. છતાં આપણે તેમ કરવા દેતાં નથી. ઘોડા અને બળદને નામર્દ બનાવીએ છીએ. આ બધાં કૃત્યો કુદરત વીરુદ્ધ છે માટે અયોગ્ય છે એમ કહી શકાય? કુદરતી રીતે બને તે બધું જ સારું અને કુદરતી રીતે ન બને તે કૃત્રીમ અને ખરાબ એવી માન્યતાને લીધે જ "કુદરતી" અને "કુદરત વીરુદ્ધ"નો ઘોટાળો ઉભો થાય છે. મનુષ્યના જગતની બહાર, કુદરતમાં એવા ઘણાએ બનાવો બને છે કે જે આપણી નૈતીક ભાવનાની વીરુદ્ધ હોઇ માનવદ્રષ્ટીએ અયોગ્ય છે. પ્રાણીઓની ઘણી જાતોમાં કુદરત સાધારણ રીતે અસંખ્ય ઈંડાં અથવા બીજ ઉત્પન્ન કરે છે. એ બધાં

સત્વવાળા જીવો હોય છે અને કુદરત એમનો નાશ ન કરી વીકાસ પામવા દે તો એમનાં માબાપ જેવાં જ પ્રાણીઓ થઇ શકે. પરંતુ કુદરતનાં તત્વો એ બીજાનો નાશ કરે છે. કુદરત કેટલીક વખત એવાં વીવીધ બળ એકઠાં કરે છે કે કેટલાક જીવોનાં દસ હજાર બચ્ચાંમાંથી એક જ જીવતું રહેવા પામે છે. આ કુદરતી જ બનાવ છે છતા તેને સારો નહી પણ ખોટો જ કહી શકાય. કેટલીક જાતની માછલી એવી હોય છે કે જે અમુક સમયને અંતરે દસ લાખ ઇંડાં ઉત્પન્ન કરે છે. આ બધાં જ જુદી જુદી રીતે નાશ પામે છે. માત્ર બે કે ત્રણ જીવતાં રહી માછલી થવા પામે છે. આ સર્વ જોતાં કહી શકાય કે કુદરતી રીતે જેટલું બને તે બધું જ સારૂં છે, અને કુદરતી રીતે ન બને તે બધું–સંતતી અટકાવવાના ઉપાયો માફક કૃત્રીમ હોઇ ખરાબ છે

૪. આ કૃત્રીમ ઉપાયો વીષે લોકોમા જ્ઞાન ફેલાવવા સામે એક મોટી દલીલ એ છે કે એ જ્ઞાનથી પરણેલા તેમ જ કુંવારા માણસોમાં વ્યભીચાર વધશે, અને અનીતીમાં વધારો થશે. એમ પણ કહેવામાં આવે છે કે સાધારણ સંયમી જીવન ગુજારતાં પરણેલા માણસોમાં પણ આવા જ્ઞાનથી સંયમ ઓછો થશે અને વીષયવૃત્તી વધશે. કારણ કે સંતતી અટકાવવાના - ઉપાય જાણ્યાથી વણમાંગ્યાં બાળકો ઉત્પન્ન થતાં અટકશે. આ દલીલમાં કાંઇક સત્ય છે તેની ના કહી શકાય નહી. પરંતુ ઘણીવાર વગર વીચારે એને નકામું મોટું રૂપ આપવામાં આવે છે. લોકોની નીતી માટે આમ ભય રાખવાની જરૂર નથી.

(ક) પોતાનું કુટુંબ જોઇએ તે કરતાં એને વધી જાય એ બીકે કેટલાક પુરૂષે ઘરની બ્હાર વીષયવૃત્તીની તૃપ્તી શોધે છે. સંતતીનીયમનના ઉપાયો જાણ્યાથી આ બીક દુર થશે અને તેથી કેટલેક અંશે પરણેલા તેમજ કુંવારા પુરૂષોમાં વ્યભીચાર ઓછો થશે.

(ખ) તે ઉપરાંત આપણી માતાઓ, બ્હેનો, પત્નીઓ, પુત્રીઓ માત્ર વણમાગી સંતતીના ભયથી પવીત્ર રહી વ્યભીચારથી મુક્ત રહે છે એમ કહી શકાય? આપણે માત્ર પરીસ્થીતીને આધીન રહી નીતીમાન રહીએ છીએ કે બીજી ઉંડી ભાવનાઓ અને બીજાં કારણોથી? ગર્ભ રહી જવાની બીકે કેટલાક દાખલામાં વ્યભીચાર ઉપર અંકુશ મુકાતો હશે ખરો. પરંતુ એમ કહી શકાય કે આ એક જ અંકુશ દુર થાય તો સઘળા જ લોકો એકદમ અનીતીને પંથે ઘસી જશે? બીજા કોઇ અંકુશ છે જ નહી? એક પુરૂષ અને સ્ત્રી વચ્ચે ચાલતા અયોગ્ય સબંધ વીષે ગર્ભ રહે તો જ લોકોને ખબર પડે છે? મનુષ્ય જાતીનો એક સામાન્ય અનુભવ શું નથી કે પ્રેમ–ઇષ્ટ કે અનીષ્ટ–સંતાડી રાખવો બહુ જ મુસ્કેલ છે! અનીષ્ટ પ્રેમને હંમેશાં નહી તો ઘણે ભાગે તો લોકમતનો ભય રહે છે જ. આપણાં સગાં, મીત્રો, ઓળખીતામાં આબરૂ સાચવી રાખવાની આપણને હંમેશાં ઇંતેજારી નથી હોતી? ચાલતા આવેલા રીવાજને માન આપી લોકોમાં વસવા આપણે આતુર નથી હોતાં? આપણા જમાનામાં અને આપણા દેશમાં યોગ્ય મનાતા નીતીના ધોરણ અનુસાર વર્તવા આપણને વાજબી ઇચ્છા નથી હોતી? લોકોને અનીતીને પંથે જતાં ગર્ભ રહેવાની બીક અટકાવતી નથી. પરંતુ કુદરતી નૈતીક ભાવના, લોકમતનો ભય, સામાજીક બહીષ્કારનો ભય, દેશમાં ચાલતા નીતીના ધોરણ અનુસાર વર્તવાની ઇચ્છા એ સર્વ અટકાવે છે. વણમાગ્યાં બાળકો રૂપી શીક્ષા

પોલીસ પેડે ચોકી કરતી ઉભી હોય તેના ભય માત્રથી જ જળવાતી નીતીની કીંમત કેટલી છે? અને આપણા સામાન્ય અનુભવથી શું જણાય છે? અનીતીને માર્ગે જનારા લોકોમાંના મોટા ભાગને તો પકડાઇ જવાનો ભય જરાએ હોતો નથી. ભય હોય કે ન હોય પણ એમાંનાં ઘણા ખરાનીતાન આ વીષયના આંકડા શોધી રહ્યું છે—સંયમના અભાવથી કે કુદરતી રીતે જ મનને વીમાર્ગે જવાની ટેવ પડી હોવાથી જ અનીતીનો પંથ શોધે છે. આવી ટેવ પડવાનું કારણ ઘણુંખરૂં લોહીમાં ઉતરતં ગુણ અથવા બાલ્યાવસ્થામાં યોગ્ય શીક્ષણનો અભાવ હોય છે.

૫. કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે કૃત્રીમ ઉપાયો લેવાથી વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. આ સીધ્ધ કરવાને કશું જ પ્રમાણ નથી. કોઇએ એ સીધ્ધ કરવા આકડા ભેગા નથી કર્યા કે વીશ્વાસપાત્ર કાળજીપુર્વક કરેલા નીરીક્ષણનો દાખલો પણ કોઇ નથી. વંધ્યત્વ ઘણું ખરૂં કુદરતી જ હોય છે. સ્ત્રી પુરૂષોની શારીરીક ખામીનું એ પરીણામ છે. એથી ઉલટું બાળકનો જન્મ અટકાવવા કેટલાંક ગર્ભપાત કરે છે તેથી ઘણીવાર વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. વળી ગુપ્તરોગોને પરીણામે પણ ઘણી વાર વંધ્યત્વ પ્રાપ્ત થાય છે.

૬. ઘણી સંતતી થતી અટકાવવા માટે આપણા દેશમાં ચાલતી બળલગ્નની રૂઢી બંધ કરવાનું કહેવામાં આવે છે. ઘણી વાર એમ કહેવામાં આવે છે કે સંતતી નીયમનના કૃત્રીમ ઉપાયો કરતાં આ બહુ સારો ઉપાય છે. વાંચકોને કહેવાની જરૂર નથી કે ઇંગ્લંડ વીગેરે દેશોમાં જ્યાં બાળ લગ્નો બીલકુલ થતાં નથી ત્યાં પણ વારં વાર થતી સંતતી અટકાવવા કૃત્રીમ ઉપાયોની જરૂર પડે છે.

૭. કેટલીકવાર એમ કહેવામાં આવે છે, કે ઘણા મહાન્ પુરુષો જેમણે જગતમાં મહાન્ કૃત્યો કર્યાં છે તે પોતાનાં માબાપના પ્રથમ સંતાનોમાં ન હતા અને મોટા કુટુંબમાં ઉછર્યા હતા. સંતતી નીયમનના વીરોધીઓ એમ કહે છે કે લોકોને ઘણી સંતતી થતી અટકાવવાનું કહેવાથી કુટુંબ નાનાં થઇ જશે અને જનતાની સેવા કરનાર મહાન્ પુરુષો ઉત્પન્ન થવાનો સંભવ ઓછો થશે. આના ઉત્તરમાં કહેવાનું કે આ દલીલ વૈજ્ઞાનીક રીતે સાચી છે એમ સીદ્ધ કરવા કોઇ આંકડા કે પ્રમાણ નથી. મહત્તા ઘણા પ્રકારની હોય છે અને મહત્તાનું મુલ્ય આંકવામા પણ સર્વ કોઇનો અભીપ્રાય એક સરખો નથી હોતો. એમ પણ સીદ્ધ કરવામાં આવ્યું નથી કે ઘણા મહાન્ પુરુષો પ્રથમ જન્મેલા સંતાનોમાં ન હતા. ઉલટું મોટાં કુટુંબ ઉત્પન્ન કરવાથી કદાચ એકાદ મહાન્ પુરુષ ઉત્પન્ન થાય એવા અત્યંત ઓછા સંભવ ખાતર વારંવાર થતી સંતતીથી તેમ જ નીરંકુશ જન્મપ્રમાણથી સહન કરવાં પડતાં અનેક દુઃખ તરફ આંખમીંચામણાં કરવાં એ શું યોગ્ય છે?

૮. ઘણા બુદ્ધીમાન્ અને સમજુ લોકો સંતતી નીયમનની અને કુટુંબને હદમા રાખવાની જરૂરીયાત સમજી શકે છે. પણ તેઓ એમ કહે છે કે સામાન્ય જનસમુદાય જેમને આ વીષયના જ્ઞાનથી ખાસ લાભ થવા સંભવ છે, તેમનામાં એ વીષે એટલું બધું અજ્ઞાન છે કે એમને આ બાબતમાં ઉપદેશ આપવાથી કાંઇ ફાયદો નથી. માત્ર એમનું બુદ્ધીનું સામાન્ય ધોરણ ઉંચું કરવામાં આવે અને મોટા પાયા ઉપર કેળ

વશ્નીનો ફેલાવો કરવામાં આવે તો જ તેઓ આ વીષયના જ્ઞાનની કદર કરી શકે અને તેનો લાભ લઇ શકે. આના ઉત્તરમાં આપણે એટલું કહી શકીએ કે અક્ષરજ્ઞાન એ કાંઇ કેળવણી નથી. દરીદ્રતા, દુઃખ અને રોગો આપણામાં કાયમનો વાસ કરી રહ્યાં છે. આપણા કામદાર વર્ગ, વેપારી વર્ગ, ખેડુતો એ સર્વને માટે સંતતી અટકાવવાના ઉપાયો સમજવામાં મુશ્કેલી કશી નથી. અને તેથી વીશ્વવ્યાપી જ્ઞાનની કોઇ યોજના શોધી કઢવામાં આવે ત્યાં સુધી વાટ જોવા જરાએ જરૂર નથી. આપણે પ્રચાર કામ શરૂ કરવું અને એ વીષયનું જ્ઞાન પણ આપવું અને પછી જોવું કે આપણા યત્નો સફળ થાય છે કે નહી.

અંતમાં હું કહેવાની રજા લઉં છું કે આ વીષય પાછળ ઘણો સમય ગાળ્યા પછી અને એના વીષે ઘણો વીચાર કર્યા પછી મારી ખાત્રી થઇ છે કે નીરંકુશ જન્મ પ્રમાણ એ જ આપણા દેશની ગરીબાઇ અને દુઃખનું એક મોટું કારણ છે. જો મોટા જન્મ પ્રમાણ વીષે હું કહું છું તે તરત જણાઇ આવે એવું જ છે. આપણે યાદ રાખવું જોઇએ કે આ જન્મ પ્રમાણથી આપણી વસતીમાં ખાસ વધારો થતો નથી. અને એ પ્રમાણ કાંઇ પણ લાભ કરવાને બદલે ઘણાં સામાજીક અને આર્થીક દુઃખ ઉત્પન્ન કરે છે. મારો તો દ્દઢ મત છે કે નીરંકુશ વાસના તૃપ્તી અને વારંવાર થતી સંતતી એ એક જ કારણ લાંબા સમયથી આપણા દેશમાં દરીદ્રતા અને દુઃખને પોષી રહ્યું છે. આપણા માર્ગમાં એ મોટું વીઘ્ન છે. ઉન્નતી અને પ્રગતીને પંથે જતા પ્રવાસીઓના ગળામાં એ એક મોટું ઘંટીનું પડ બાંધેલું છે. આપણા દેશનું ઐક્ય અને ઉત્કર્ષ સાધવાના બધા યત્નો સામે એ બાથ બીડી રહ્યું છે. નજીકના ભવીષ્યમાં અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના સર્વ પ્રશ્નોમાં એ પ્રશ્ન સૌથી મહત્વનું સ્થાન લેશે એ મારૂં કહેવું સાચું છે કે નહી તે કાળક્રમે જણાશે. મારી ખાત્રી થઇ છે કે આ પ્રશ્નનું સંતોષકારક નીરાકરણ એ જ સમસ્ત જગતની અને મુખ્યત્વે આપણા દેશની સંસ્કૃતીની પ્રગતી સાધવામાં સહાયતારૂપ થઇ પડશે.

# પરીશીષ્ટ

## હીંદુસ્તાનની વસ્તી અને ખોરાકની સંપત્તી*

લેખક : ડૉ. આર. કે. દાસ

૧૯૨૧ માં હીન્દુસ્તાનની વસ્તી ૩૧૯૦૦૦૦૦૦ એટલે સમસ્ત દુનીયની વસ્તીનો સત્તરમો ભાગ હતી. ૧૮૭૨ થી ૧૯૨૧ સુધીના ૪૯ વરસમાં હીંદની વસ્તી ૧૧૩૦૦૦૦૦૦ જેટલી વધી છે. આમાંથી ૫૯૦૦૦૦૦૦ તો દેશની સરહદ વધવાથી તેમ જ વસ્તીપત્રક કરવાની રીત સુધારવાથી વધી છે. એટલે ખરી રીતે તો ૫૪૦૦૦૦૦૦ એટલે વીસ ટકા જેટલી વધી છે. જ્યારે યુરોપની વસ્તી ૧૮૭૦ થી ૧૯૨૦ સુધીનાં પચાસ વર્ષમાં ૪૭ ટકા જેટલી વધી.

હીન્દુસ્તાનની વસ્તીનો વધારો ધીમો હોવાનું કારણ જન્મ પ્રમાણ થોડું છે એ

---

*જીનીવામાં ૧૯૨૭માં મળેલી World Population Conference સમક્ષ વાંચેલો નીબંધ,

નહી પરંતુ મરણ પ્રમાણ મોટું છે એ જ છે. ૧૮૮૦થી ૧૯૧૦ સુધીમાં ઈંગ્લંડ અને વેલ્સ, ફ્રાંસ, બેલજ્યમ, જર્મની, ઈટલી અને સ્પેનમાં જન્મ પ્રમાણ ૩.૧૧ ટકા અને મરણ પ્રમાણ ૨.૨૦ ટકા હતા. જેથી દરવર્ષે વસ્તીમાં ૦.૯૧ ટકાનો વધારો થતો. હીન્દુસ્તાનમાં ૧૮૮૫ થી ૧૯૧૦ સુધીમાં જન્મ પ્રમાણ ૩.૬૪ ટકા અને મરણ પ્રમાણ ૩.૦૮ ટકા હતું. આથી વસ્તીમાં દરવર્ષે માત્ર ૦.૫૬ ટકા વધારો થયો હતો. જો કે ૧૮૮૫થી ૧૯૦૧ સુધીમાં સરાસરી વધારો દરવર્ષે ૦.૪૮ ટકા જેટલો હતો.

આ પ્રમાણે દર વર્ષે ૦.૪૮ ટકા વધારો થયા કરે તો હીન્દુસ્તાનની વસ્તી અત્યારે ૩૨૫૦૦૦૦૦૦ જેટલી હશે. ભવીષ્યમાં કેટલા પ્રમાણમાં વધારો થશે તે તો આશરે જ કહી શકાય. પરંતુ એટલું તો કહી શકાય કે વીવીધ સામાજીક ચળવળો, ખાસ કરીને શરીર સુખાકારી સંબંધીની ચળવળોથી મરણ પ્રમાણ ઓછું થશે અને ઓછામાં ઓછો દર વર્ષે ૦.૫ ટકાનો વધારો ગણતાં ૧૯૫૦ મા હીન્દુસ્તાનની વસ્તી ઘણે ભાગે ૩૭૦૦૦૦૦૦૦ હશે.

## કુદરતી સંપત્તી

આખી દુનીયાની ૫૭૨૦૦૦૦૦૦ ચોરસ માઇલ જમીનમાંથી હીન્દુસ્તાન ૧૮૦૦૦૦૦૦ ચોરસ માઇલ એટલે લગભગ ૩.૨ ટકા જગા ધરાવે છે. માણસ વસી ન શકે એવા જમીનના ભાગ બાદ કરતાં, હીન્દુસ્તાનમાં માણસને રહેવા માટેની જમીનનું પ્રમાણ બહુ મોટું છે. દર ચો સ કીલોમીટરે વસ્તીનું પ્રમાણ ફ્રાંસમાં ૭૨, ઇટાલીમાં ૧૩૦, જર્મનીમાં ૧૩૪, જાપાનમાં ૧૫૪, ગ્રેટબ્રીટનમાં ૧૮૯, બેલજ્યમાં ૨૫૬ છે ત્યારે હીંદુસ્તાનમાં માત્ર ૬૮ છે.

પરંતુ રહેવાની જમીનના પ્રમાણ કરતાં વધારે અગત્યની વસ્તુ તે ખેડવા લાયક જમીનનું પ્રમાણ છે. કેનેડા, આર્જેન્ટાઇન, ઓસ્ટ્રેલીયા, યુનાઇટેડ સ્ટેટ્સ વીગેરે નવા દેશોને આ બાબતમાં બહુ લાભ છે. આ દેશોમાં ખેડવા લાયક જમીનનું પ્રમાણ માણસ દીઠ ૨.૯૪ થી ૧.૧૭ હેક્ટાર* છે. હીન્દુસ્તાનમાં એ પ્રમાણ ૦.૪૯ હેક્ટાર, ત્યારે ફ્રાન્સમાં ૦.૫૭ હેક્ટાર અને સ્પેનમાં ૦.૭૩ હેક્ટાર છે. ઇટલી, જર્મની, બેલજ્યમ, ગ્રેટબ્રીટન અને જાપાનમાં આથી પણ ઓછું પ્રમાણ છે; માત્ર ૦.૬૨ ૦.૩૨ અને ૦.૧૦ ની વચ્ચે છે. આમાં ખારા અને મીઠા પાણીની માછલી પકડવાની જગાઓ ઉમેરવી જોઇએ. એવી જગાઓ હીન્દુસ્તાનમાં સારા પ્રમાણમાં છે.

દરેક દેશમાં જંગલની અને ખનીજ પદાર્થોની ઉપજ પણ અગત્યની છે. એમાંથી નીપજતી વસ્તુઓ કાંતો વપરાશમાં આવી શકે કે એ વેચવાથી થતી ઉપજ દેશની આવકમાં ઉમેરી શકાય. બ્રાઝીલ, કેનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સમાં જંગલની ઉપજ મોટી છે. હીન્દુસ્તાનમાં ગોચરો અને જંગલોમાં વનસ્પતીની વીવીધતા બહુ છે. પણ પ્રમાણમાં ઉત્પત્તી થોડી છે. એટલે માત્ર માથા દીઠ ૦.૧૩ હેક્ટાર છે. ઇટાલીમાં એ ઉપજ ૦.૩૦ હેક્ટાર, ફ્રાંસમાં ૦.૫૩ હેક્ટાર, ઓસ્ત્રીયામાં ૦.૮૩ હેક્ટાર અને સ્પેનમાં ૧.૧ હેક્ટાર છે. આપણા દેશમાં ખનીજ પદાર્થોની પણ વીવીધતા બહુ છે પણ પદાર્થોનો જથો બહુ થોડો છે. માત્ર લોખંડ અને પાણી એ બે અપવાદો છે. દુનીયાના કોલ-

* એક હેક્ટાર એટલે ૨.૪૭ એકર.

આથી ઉત્પાદન વધારવાનો સંભવ તો બહુ ઓછો છે. જંગલોની નીપજ, માછલાં, ખનીજ પદાર્થો વગેરેમાંથી મળતો ખોરાક પ્રમાણમાં થોડો છે. અને એ ખોરાકને ખુબ વધારવાના યત્ન કરવામાં આવે તો પણ આટલી મોટી પ્રજાની પ્રગતીમાન સંસ્કૃતીની જરૂરીયાતો એ ખોરાક પુરી પાડી શકે જ નહી. ખેડવા લાયક જમીનનો લગભગ ૫૫ ટકા ભાગ તો અત્યારે ખેડાય છે. એની એ જ જમીનમાં વધારે પાક ઉગાડવાનો પ્રયત્ન કરવામાં–ખાસ કરીને હીન્દુસ્તાનમાં–બહુ લાભ નથી. કારણકે એ જ જમીન ઉપર હઝારો વર્ષો થયાં ખેતી થયા જ કરે છે, અને એને વીશેષ ફળદ્રુપ કરવાના યત્ન બીલકુલ થતા નથી. બાકી રહેલી ૪૫ ટકા જમીનને ખેતીના ઉપયોગમાં લેવા માટે નહેરો, પાણીવાટ, ફળદ્રુપ કરવાના સાધનો, પાકને આબોહવા, માફક આવે તે માટે યત્ન વીગેરે વૈજ્ઞાનીક પદ્ધતીઓ કામે લગાડવી પડે. ટુંકામાં પોતાનાં કુદરતી સાધનોનો પુરેપુરો લાભ લેવા માટે હીન્દુસ્તાન વૈજ્ઞાનીક સાધનો અને પદ્ધતીનો ઉપયોગ કરવામાં બુદ્ધી અને પ્રજાકીય દ્રવ્ય વાપરે અને ખોરાકની અછતના પ્રશ્નનું નીરાકરણ કરે ત્યાં સુધીમાં બે જમાના વહી જશે. પરંતુ તે દરમીયાન વસ્તી તો ઓછામા ઓછી ૫૦ ટકા વધી જશે.

## પ્રશ્નનું સ્વરૂપ

કુદરતી સાધનોની અછત અને જે છે તે સાધનોનો વીકાસ કરવાની અશક્તી એ બે કારણોને લીધે હીન્દુસ્તાન અત્યારે દુનીયામાં ત્યાંએ તે કરતાં બહુ જ વધારે વસ્તીવાળા દેશોમાનો એક છે. વધારા પડતી વસ્તીનાં પરીણામ અનેક રીતે દેખાય છે. પ્રથમ તો દુકાળ અને રોગોની મહામારી. ૧૮૯૫ અને ૧૮૯૯–૧૯૦૦ માં દુકાળે પચાસ લાખ માણસોનો અને રોગોની મહામારીએ ૧૯૧૮–૧૯ માં સાડા આઠ લાખ માણસોનો ભોગ લીધો. દેશનું મરણ પ્રમાણ પણ એટલું મોટું છે કે તે ઉપરથી વધારા પડતી વસ્તીનું પ્રમાણ દેખાય છે. હીન્દુસ્તાનનું મરણ પ્રમાણ ૩.૦૬ ટકા છે; ત્યારે ઈંગ્લંડ અને વેલ્સ, ફ્રાંસ, બેલજીયમ અને જર્મનીનું મરણ પ્રમાણ ૧.૪૫ ટકા છે. ત્રીજું પરીણામ ટુંકાં આયુષ્ય છે. હીન્દુસ્તાનમાં સરેરાશ આયુષ્ય ૨૪.૭ વર્ષનું છે, ત્યારે ઇંગ્લંડ અને વેલ્સ, ફ્રાંસ, જર્મની, હોલંડ, નોર્વે, ઇટલી, યુનાઇટેડ સ્ટેટસ અને દક્ષીણ આફ્રીકામાં ૫૦ વર્ષનું છે. બાલ્યાવસ્થાનાં પંદર વર્ષ બાદ કરીએ તો હીન્દુસ્તાનમાં પ્રૌઢાવસ્થાનાં તો દસ જ વર્ષ મળે, ત્યારે ઉપર કહેલા બીજા દેશોમાં ૩૫ વર્ષ મળે. ચોથું, દેશભરમાં વ્યાપી રહેલી નીરક્ષરતા. પ્રજાનો ૯૪ ટકા ભાગ નીરક્ષર છે. આજે પણ દેશનાં પાંચથી બાર વર્ષની ઉમરના ૮૪૦૦૦૦૦ બાળકોમાંથી ૭૬૦૦૦૦૦ એટલે લગભગ નેવુ ટકા બાળકોને પ્રાથમીક શીક્ષણનું પણ સાધન નથી. દેશની વસ્તીના ૯/૧૦ ભાગને આધુનીક વીજ્ઞાન કે તત્વજ્ઞાનનું ભાન સરખું પણ નથી એ સહેલાઇથી સમજી શકાય તેવું છે.

હીન્દુસ્તાનમાં વધારા પડતી વસ્તીનું પ્રમાણ કેટલે દરજ્જે છે તેનું માપ કાઢવું સાધનોને અભાવે મુશ્કેલ છે. કોઇ પણ પ્રજાના સંસ્કારના આદર્શો જે કુદરતી સાધનો અને ઔદ્યોગીક પ્રવીણતાથી ઘડાય છે તેમની ઉપર જ દેશના મોટા ભાગની વસ્તીનો આધાર છે. પરંતુ ધીમે ધીમે જીવનનું એક સામાન્ય ધોરણ ઘડાતું જાય છે અને બધા દેશોને પ્રજાના નૈતીક અને ભૌતીક હીત ખાતર મોડું વ્હેલું એ ધોરણ સ્વીકારવું જ પડશે. એ ધોરણની દ્રષ્ટીએ હીન્દુસ્તાનની

વધારો પડતી વસ્તીના પ્રમાણુ વીષે નીચેની હકીકત ઉપરથી કાંઇક અડસટ્ટો કરી શકાશે. પ્રથમ તો પ્રજાને પોષવા જોઇએ તે કરતાં ખોરાક ૧/૩ ઓછો છે. અને જે ખોરાક પરદેશ ખાતે ચઢાવવામાં આવે છે તે બાદ કરીએ તો ૧/૩ કરતાં ઘણી વધારે ખોટ ગણી શકાય એ ઉપર જોયું. મદ્રાસમાં દરેક કેદીનો સરાસરી વાર્ષીક ખોરાક ૭૪૧ રતલ થાય છે ત્યારે યુનાઇટેડ સ્ટેટસમાં માથા દીઠ ૨૬૬૪ રતલ ખોરાક વપરાય છે. હીન્દુસ્તાનમાં ખોરાક માત્ર જથામાં ઓછો છે એટલું જ નહી પણુ એમાં પોષક તત્વો પણુ બહુ જ ઓછાં છે. માથાદીઠ ખોરાકનો વપરાશ ૭૪૧ રતલ કરતાં પણુ ઓછો છે પરંતુ આ કેદીના ખોરાકને પ્રજાના સામાન્ય ધોરણ તરીકે ગણીએ તો પણ યુનાઇટેડ સ્ટેટસના ધોરણ કરતાં ત્રીજા ભાગથી પણુ બહુ ઓછું છે. વળી આ લેખકે હમણાં કલકત્તાના "મોડર્ન રીવ્યુ" માં એક લેખમાં ગણતરી કરી હતી તે મુજબ હીન્દુસ્તાનની નરશક્તીનો ૧/૩ ભાગ બેકારીને લીધે નકામો જાય છે અને ૧/૩ ભાગ રોગો અને નીરક્ષરતાના પરીણામ રૂપે આવતી કામ કરવાની અશક્તીને લીધે નકામો જાય છે. તે ઉપરાંત કેટલાક લેખકોએ ગણતરી કરી છે તે મુજબ દરેક માણસને સાધારણ સારી રીતે જીવન ગાળવા માટે આશરે ૨.૫ એકર ખેતી લાયક જમીન જોઇએ. હવે હીન્દુસ્તાનમાં ખેતીને લાયક જમીન ૪૮૦૦૦૦૦૦૦ એકર છે. તેથી વધારેમાં વધારે ૧૯૦૦૦૦૦૦૦ વસ્તીથી વધારેનું પોષણ થઇ શકે એવું જ નથી. પરંતુ અત્યારે તો એ જમીનમાંથી ૫૫ ટકા જ ખેડાય છે તેથી હાલ તો વધારેમાં વધારે ૧૦૬૦૦૦૦૦૦ વસ્તીનું જ એટલે હાલની વસ્તીના ત્રીજા ભાગનું જ પોષણ થઇ શકે તેમ છે.

આ બધી હકીકત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હીંદની હાલની વસ્તીનો ⅓ ભાગ જ શારીરીક અને માનસીક વીકાસ સાધીને જીવન ગાળી શકે, ઉચ્ચ પ્રકારનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે. સાદા આચાર અને ઉચ્ચ વીચાર એ હીંદુ સંસ્કૃતીનો આદર્શ છે એ ધ્યાનમાં રાખીએ તો પણ એટલું તો કબુલ કરવું જ પડે કે હીન્દુસ્તાનની હાલની ઔદ્યોગીક શકતી જોતાં સામાન્ય પ્રકારનો નૈતીક અને આર્થીક વીકાસ સાધી જીવન ગુજારી શકે તે માટે હીન્દુસ્તાનની વસ્તી જોઇએ તે કરતાં બમણી છે.

— સંપુર્ણ —



# સામ્રાજ્યવાદને સંગીન ટેકો આપવા ગૂંથાયલી

# સ્કાઉટીંગની સોનેરી જાળ

: લેખક :

**ચંદ્રકાન્ત સુતરીયા**

**તેવીસ વર્ષના ગાળામાં ૨૫ માંથી ૨૫ લાખ સ્કાઉટ ખડા કરનારા બેડન પોવેલની એ ચળવળ મૂડીવાદી સામ્રાજ્યવાદના પાયા મજબૂત કરનારી છે. એટલે હિંદને માટે તે રાષ્ટ્રીય નથી, એ વાત સ્કાઉટ ચળવળના અનુભવી લેખક બરાબર બતાવી આપે છે.**

લીવરપુલના મશહુર દેવળના ઘંટારવ સાથે, જુલાઈની ૩૧ મી તારીખની ઉષાએ, મર્સી સરીતાને સામે તીર અજબ ઉત્સાહનાં કીરણો પ્રકટાવ્યાં. પૃથ્વીના પટ પરના લગભગ બધા પ્રદેશના યૌવનથી ઉછળતાં મહત્વાકાંક્ષી કીશોરોનો મહાસમુદાય ત્યાં ભેગો મળ્યો હતો ને કોઈ મહાકાર્યના મંડાણના મુહુર્તની રાહ જોતો હતો. બાર વગ્યા પહેલાં ૪૨ દેશના ૫૦,૦૦૦ માનવીઓએ—કોઈ ચક્રવતી નરેશની સેના વીજય વરવા જતી હોય તે પ્રમાણે—એરોપાર્કના 'એરેના'ની લીલીછમ ભુમી પર કુચ કરવા માંડી. સૌનાં હૃદય ઉછળતાં હતાં, દશ વર્ષના નાના બાળકથી માંડીને ૭૦ વર્ષના વૃધ્ધો પણ આ દમામદાર મીજલસમાં બેગાયા હતા; શેખર બેડન પોવેલ આંખની કીકી સીધી રાખી, મુખ પર સ્મીત ફરકાવીને, ડાબા જમણા પગનું નીયમન જાળવી, પોતપોતાનો રાષ્ટ્રધ્વજ ફરકાવીને એક પછી એક દેશની ટુકડી ડયુક ઑફ કોનોટને સલામ કરતા ચાલી જતી હતી. યુરોપના વતનીઓ ને અમેરીકાની પ્રજા, એશીયાવાસીઓ ને દુરદુરના ટાપુઓના પ્રતીનીધીઓ એકી સાથે એક મેદાનમાં દબદબાથી કુચ કરતા હતા—આમ, ૨૧ વર્ષ પહેલાં બ્રાઉન સીના બેટ પર બેડન પોવેલે રણશીંગુ ફુંકી શરૂ કરેલા કાર્યે વ્યાપક સ્વરૂપ લીધું જણાયું હતું; જે મહાન આદર્શો અમલમાં મુકવાનાં તેણે સ્વપ્નાં સેવ્યાં હતાં તે તેણે સાચાં પાડયાં. તેનું આ ભભકાભર્યું પ્રદર્શન હતું: આ પ્રદર્શનનું આકર્ષણ પંદર દીવસમાં વીસ્તૃત બન્યું. દશે દીશામાં બેડન પોવેલના જયનાદ ગાજી રહ્યા: ને તેણે પોતાના જીવનને સર્થક માન્યું–કેવું સરસ વીશ્વબંધુત્વ તેણે સર્જ્યું છે' એ ભાવનાનો પ્રચાર જગતના બધા દેશોમાં મહેલાથી માંડીને ઝુપડીઓ સુધી થઈ રહ્યો—ભભભભ



ઉમરાવોએ બેડન પોવેલનાં ઓવારણાં લીધાં અને પોતાના દાવ સફળ થયલા સમજી તેની છાતી ગજગજ ઉંચી આવી.

## બોયસ્કાઉટનું મંડાણ

—"તેણે કેવું સરસ વિશ્વબંધુત્વ સર્જ્યું છે" એ શબ્દો કેટલા મોહક છે? સૌને કેવા આકર્ષે છે?—ને છતાં, જગતની આંખમાં ધુળ નાખવાનો બેડન પોવેલનો પ્રયાસ છતો થાય છે ત્યારે વીશ્વબંધુત્વની પવીત્ર ભાવનાની ભયંકર મસ્કરી કરનાર આ માણસ પાસે દુનીયા કેમ જવાબ માગતી નથી એ પ્રશ્ન સ્હેજે પુછાઇ જવાય છે

સંગ્રામ ખેલાય ત્યારે આબાલ વૃધ્ધ-સૌમાં કેવો તન્મનાટ જામે છે એ તો હવે આપણી જન્મભુમીમાં સત્યાગ્રહ શરૂ થયો ત્યારથી આપણે નજરે જોયું છે. તે જ પ્રમાણે, બોર વીગ્રહ થયો ત્યારે બાળકો અને કીશોરોનો તન્મનાટ તેમનો ઉત્સાહ ને તેમની કાર્યશક્તી વગેરે નીરખીને રોબર્ટ બેડન પોવેલ નામના લશ્કરી અમલદારના મગજમાં એવા કીશોરોનું સંગઠન કરવાનો વીચાર સ્ફુર્યો; પણ તે વીચાર શુધ્ધ હોત તો ખોટો ન્હોતો. તેણે તો વીગ્રહ દરમ્યાન નવ યૌવનથી ઉભરાતા કીશોરોની સેવા નજરે નીહાળેલી એટલે લડાઇના વખતમા કે દંગા તોફાનના સમયમાં, જો આવા છોકરાઓનું સંગઠન પહેલેથી કરી શખ્યુ હોય તો તે કેટલું કામ આવે તે વીષે તેણે વીચારમાળા ચલાવી અને લશ્કરી નોકરીમાંથી વીખવાદને કારણે રાજીનામું આપીને આ નવી ચળવળના સૃષ્ટા બનવાનું 'સદ્ભાગ્ય' તેણે પ્રાપ્ત કર્યું. સને ૧૯૦૭ના એક સવારે બ્રાઉન સીના બેટ પર પુલબંદરે ૨૫ છોકરાઓને લઇ તેણે રણશીંગુ ફુંકી મુહુર્ત માડયું—ને સાત વર્ષ પછી મહાવીગ્રહની તલવાર ખખડી ત્યારે પોતાની ચળવળની સાર્થકતા કેટલી છે તે તેણે જગતને બતાવી દીધી.

૧૯૧૨ માં પાર્લામેંટમાંથી આ ચળવળ ની મંજુરીનો ચાર્ટર મેળવ્યો હતો, ને તે પહેલાં શહેનશાહ સાતમા એડવર્ડને તેણે મોટી બધાશે મારી છક્ક કરી નાંખ્યા હતા. એટલે માત્ર બ્રીટનમા જ નહી પણ બ્રીટીશ સામ્રાજ્યમાં ને ધરતીના ભાગમા જ્યાં જ્યાં સામ્રાજ્યવાદમાં પગદંડા હતા ત્યાં ત્યાં આ ચળવળ વીજળી વેગે પ્રસરી ગઇ, અને 'વીશ્વબંધુત્વ'ની ભાવનાને નામે તે ચળવળ સત્કારાઇ પણ ખરી. આજે, ૨૧ વર્ષ પછી આ બેડન પોવેલના ૨૫ લાખ શીષ્યો દુનીયાના દરેક ભાગમા સમજણપૂર્વક કે વીના સમજે તેના જયનાદ કરી રહ્યા છે.

## નર્યો લશ્કરવાદ નહીં તો શું?

સ્કાઉટ ચળવળ વીગ્રહ વીનાશક છે એમ તેનો દાવો છે—પણ તેનાથી ઉલટું સ્કાઉટ ચળવળનો સર્વ અંકુશ લશ્કરી કે નૌકા-સૈન્યના અમલદારોના હાથમા છે એ જાણીએ છીએ ત્યારે આ ચળવળના મુળ કેવી મનોદશા ઉપર નંખાયાં છે તેની પ્રતીતી થાય છે. શાંતી અને સેવાને નામે આ હીલચાલ વીકસે છે અને છતા જ્યારે જ્યારે જાંબુરી ભરાય છે ત્યારે તેની તપાસ લશ્કરી કે નૌકાસૈન્યના ઉંચા અમલદારો કર્યા વીના રહેતા નથી. ખુદ બ્રીટીશ બોયસ્કાઉટ મંડળની કારોબારી સમીતીમાં ૨૪ જનરલો, કર્નલો, એડમીરલો કે મેજરો વગેરે છે એ પરથી આ ચળવળ નો અંકુશ કોના હાથમા છે તેનો ખ્યાલ આવી શકે તેમ છે. આટલું જ નહી પણ બાકીના જે ૪૪ જણા તેમાં છે તેઓ ઉમરાવો કે મુડીવાદીઓ છે તે પરથી પણ વીશ્વ-

બંધુત્વ'ની ભાવનાનો પ્રચાર કરવામાં આ સમીતી કેવો ને કેટલો ભાગ ભજવતી હશે તે સમજી શકાય તેમ છે. વળી, જ્યાં જ્યાં સ્કાઉટ મંડળો છે ત્યાં ત્યાં ક્યાં તો સરકારી કે લશ્કરી અમલદારો એક કે બીજા પ્રકારનો હોદ્દો એ મંડળમાં ધરાવે જ છે. એટલે કીશોરો કે જુવાનોના સ્વતંત્ર માનસને ઉંધે રસ્તે વાળવાનો તેમને અણમુલો અવસર લાધે છે. સ્કાઉટ ચળવળ માટે ૧૯૧૨ માં જે શાહી ચાર્ટર આપવામાં આવ્યો તેમાં આ ચળવળ પર સખ્ત અંકુશ મુકવાની સુચના છે જ અને તે આ રીતે (ક) બધા કમીશ્નરો મધ્યસ્થ કારોબારી સમીતીએ જ નીમવા (ખ) આ કમીશ્નરો સ્થનીક ઉદ્દેદારો નીમે—છોકરાઓ માત્ર પોતાનો ટુકડીનાયક જ નીમી શકે છે (ને આ ટુકડી આઠ જણની ગંજાવર સેનાની હોય છે!) આમ, જણાશે કે આ ચળવળ લશ્કરીવાદના પાયા પર ઉભી થઇ છે ને શાહીવાદના તત્વથી પોષાઇ છે.

## —ને મુડીવાદનો હીસ્સો

પણ મુડીદારોએ તો આ ચળવળ પોતાને માટે 'ઇશ્વર પ્રેરીત' હોય એમ જ માની લીધું છે, ને તેના વીકાસ માટે પોતાની કોથળીના નાણાં તેમણે છુટે હાથે ખર્ચ્યાં છે—ને ખર્ચે છે. ૧૯૨૮ ની ૩૦ મી સપ્ટેંબરે બ્રીટીશ બોયસ્કાઉટ મંડળ પાસે પા. ૧૧૦,૮૨૯–શીં. ૬–પે. ૩ નું કાયમી ફંડ હતું ને તે ઉપરાંત પા. ૧૨૯,૯૨૧–શીં. ૧૭–પે. ૪ ની મીલ્કતો હતી. આ બધું આવ્યું ક્યાંથી?

૧૯૨૭ ના જાન્યુઆરીમાં બહાર પડેલા વાર્ષીક હેવાલ જોઇએ તો જણાય છે કે ૧૦૨ મોટા લશ્કરી કે નૌકા સૈન્યના અમલદારોએ તેમાં નાણાં ભર્યાં છે, ૫૫ ખીતાબ ધારી જમીનદારોએ પૈસા દેવાની ઉદારતા દાખવી છે અને કોન્ઝર્વેટીવ પક્ષના પાર્લામેંટના ૭ સભ્યોએ આ મંડળને સખાવત કરી છે. ૧૯૨૭ માં ઇમ્પીરીયલ કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ (જેનો લોર્ડ મીલ્ચેટ પ્રમુખ છે—ને લોર્ડ બર્કનહેડ ડીરેક્ટર હતો તે) કંપનીએ અને મેસર્સ કોર્ટોલ્ડઝે, સો–સો પાઉંડ આપ્યા છે. આ ઉપરાંત અમેરીકન લક્ષાધીપતીએ, તેમજ ચીનની એક મશહુર સ્ટીમર કંપનીએ નાણાંઓ આપ્યાં છે. હું એમ પુછું છું કે આ બધાંઓમાં 'વીશ્વ બંધુત્વ' માટે કયા માણસમાં વધારે લાગણી છે તેની ખાત્રી પહેલાં કરવાની જરૂર છે. વળી, બ્રીટનના મશહુર 'શાહીવાદી ને વર્તમાનપત્રોના માલીક લોર્ડ રોધરમીયરે ૧૯૨૭ ના ઓક્ટોબરમાં આ મંડળને પાંચ હજાર પાઉંડ આપ્યા, તેના દીલમાં ઉપર જણાવેલી પવીત્ર ભાવના કેટલી વીકસી હશે તે બેડન પોવેલ જાહેર કરી દે તો ઠીક.

## બીજા દેશોમાં શબ્દિસ્વરૂપમાં

ને રાજકારણ સાથે સ્કાઉટ ચળવળને લેશ માત્ર લાગતું વળગતું નથી એ વાત ચીસાટા મારીને બેડન પોવેલ વારંવાર કહી છેઃ પણ, તો પછી બ્રીટીશ સંસ્થાનોમાં બ્રીટીશ અમલદારો સ્કાઉટ સંસ્થાઓના ઓધ્ધેદારો કેમ હોય છે તે તેણે કેમ સમજાવ્યું નથી? હીંદના પ્રાંતીક સ્કાઉટ મંડળોમાં પણ તે તે પ્રાંતના ગવર્નરો કે તેમની કારોબારી સમીતીનો સભ્ય શું સ્કાઉટ મંડળમાં ઓધ્ધેદાર નથી? ને તેઓ આવે કે જાય ત્યારે તેમને સલામી ભરવાને સ્કાઉટોને પરાણે પણ જવું પડતું નથી?

ઉપર જણાવ્યું તે પ્રમાણે તો અનેક ઉદાહરણો આપીને બતાવી શકાય તેમ છે કે સ્કાઉટ ચળવળ શાહીવાદી ને મુડીવાદી છે; સરકારતંત્રની જ સહાયક છે ને સ્વતંત્ર ચળવળ તરીકે તે બ્રીટનમાં ને તેના સંસ્થા-

નોમાં હસ્તી ધરાવતી જ નથી. પણ, કોઇ પ્રશ્ન કરશે કે જો એમ જ હોય તો દુનીયાના લગભગ બધા જ દેશોમાં આ ચળવળ કેમ વધાવી લેવાઇ છે? સાચી વાત છે કે, બીજા દેશોમાં આ હીલચાલ વધાવાઇ છે; પણ તે સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, દરેક દેશમાં તે ચળવળને રાષ્ટ્રીય રૂપ આપવામાં આવ્યું છે. અમેરીકામાં સ્કાઉટ ચળવળ બ્રીટીશ સ્કાઉટીંગ કરતાં તદ્દન જુદી પડે છે. ઇટાલીમાં સ્કાઉટીંગનો વીનાશ કરી દેવામાં આવ્યો છે અને તેને બદલે ફેસીસ્ટ હીલચાલના એક અંશ તરીકે યુવક ચળવળ ચાલી રહી છે. જર્મનીમાં જંગી પાયા પર મહાન યુવક ચળવળ વીગ્રહ પુરો થયા પછી શરૂ થઇ જ ગઇ છે—ને સ્કાઉટ ચળવળનું ત્યાં કોઇ નામ નથી દેતું. બીજા દેશોમાં જ્યાં સ્કાઉટ ચળવળ ચાલે છે ત્યાં તે તે દેશો પોતાને અનુકુળ આવે તે જ રીતે ચાલે છે. પણ, માત્ર હીંદ જેવા દેશમાં સ્કાઉટીંગ કેવી રીતે ચાલવું જોઇએ તેની સુચના આ લંડનનું ઇમ્પીરીયલ બોય સ્કાઉટસ હેડ ક્વોટર્સ કરે છે!

## હીંદમાં સ્કાઉટીંગ

હીંદમાં સ્કાઉટ ચળવળ રાષ્ટ્રીય નથી એ વાત સૌ જાણે છે જો એ ચળવળ રાષ્ટ્રીય હોત તો સરકારે બીજી રાષ્ટ્રીય ચળવળો પ્રત્યે જેટલો 'પ્રેમ' દાખવ્યો છે તેટલો 'પ્રેમ' તે દાખવ્યા વીના રહેત નહી. એટલે હીંદની સ્કાઉટ ચળવળ રાષ્ટ્રીય છે એવો ભ્રમ જેઓ રાખતા હોય તેઓ જાણી લે કે જે સરકારને હૈયે હીંદનું હીત વસ્યું નથી તે સરકાર હીંદની ઉન્નતી કરી શકે એવા એકેય કાર્યમાં સ્હાનુભુતી કે ઉત્તેજન આપે જ નહી. સરકાર આ ચળવળને નાણાંની મદદ આપે છે કે નીભાવે છે તે બીજા કશા ખાતર નહી—પણ માત્ર શાહીવાદના સંગઠન માટે જ. બ્રીટનના સ્કાઉટોને લશ્કરમાં, નૌકા સૈન્યમાં કે હવાઇ ટુકડીઓમાં દાખલ થવાની ભલામણ કરવામાં આવે છે ને તક આપવામાં આવે છે. પણ હીંદના સ્કાઉટોને તો ગોળીબાર કરવનું શીક્ષણ પણ આપવાની મના કરવામાં આવે છે. 'વીશ્વબંધુત્વ' ની ભાવનાના પ્રચારકની મનોદશાનું આ અલ્પ પ્રદર્શન છે.

## પરીવર્તનની જરૂર

ને, બેડન પોવેલ તો હીંદમાં આવી ગયો ત્યારે આ ચળવળ શાહીવાદના સંગીન પાયા પર મજબુત રીતે રહી શકે તેની યોજના કરી ગયો હતો; એટલે, એ ચળવળ પ્રત્યે કેટલી મમતા દાખવવી તેનો નીર્ણય આપણે જ કરવાનો છે.

ત્યારે શું આ ચળવળ નકામી છે? ના. આ ચળવળમાં અનેક સુંદર તત્વો છે, માત્ર તે સુંદર તત્વો પર આખી રચના રાષ્ટ્રીય રૂપમાં કરવાની જ જરૂર છે. ઘણા જ આનંદની વાત છે કે ભારત ભુષણ પં. મદન મોહન માલવીઆજીએ ને ડો. હાર્ડીકરે સ્કાઉટ ચળવળના સીદ્ધાંતો પર ચળવળો ઉભી કરી છે: ને હવે મુંબાઇમાં પણ કેટલીક હીલચાલ એ માર્ગે જાય છે—હજી, આ બધી ચળવળો ખીલવાની બાકી છે—તે પુરે પુરી ખીલે ને સ્કાઉટ ચળવળનું સ્થાન લઇ શકે એવા પ્રયાસો થવાની જરૂર છે. બાકી, હરેક રીતે શાહીવાદી પાયા પર રચાયલી સ્કાઉટ ચળવળનો સાચો ભેદ સૌ તાકીદે સમજી જાય અને પોતાના ભોળપણનો લાભ કોઇ એ ચળવળને ન આપે એવી બાળકો અને કીશોરોને મારી નમ્ર સુચના છે.



# આદર્શ સ્ત્રીઓ

: લેખીકા :

મરલાદેવી વિરજી બંગડીઆ

**મા**રો આ લેખ આદર્શ સ્ત્રીઓનો છે. એટલે મારે અત્યાર સુધીમાં થઇ ગયેલ મહાન સ્ત્રીઓનાં ચારીત્ર આપ સમક્ષ મુકી તેમાંથી બોધપાઠ તારવી આપવાનો છે. પણ મને કહેવા દો કે જગતનું કોઇ પણ માનવી જેમ સંપુર્ણ નથી તેમ કોઇ સ્ત્રી પણ સંપુર્ણ નથી. કોઇ પણ સ્ત્રી એવી નથી, અને ન હોઇ શકે કે જે સર્વ સંજોગમાં અને સર્વ સ્થળે સ્ત્રીપણાની બધી જ કલાનો પોતાનામાં સમાવેશ કરતી હોય. હું જેને આદર્શ સ્ત્રીઓ તરીકે કહું તે કદાચ આપનામાંથી ઘણાને ન ગમે, આપણે બહુ જેને આદર્શ માનીએ તે બીજાને ન ગમે. હીન્દુસ્થાનનો આદર્શ ઇંગ્લાંડને નકામો હોય ભક્તીનો આદર્શ મીરાંબાઇ સંનીન્ય અગર નકામો લાગે. સતીત્વનો આદર્શ લગીનાજી વીરાંગના તરીકે નકામો લાગે. વીરાંગના તરીકેનો આદર્શ બીજી રીતે નકામો હોય એટલે "આદર્શ સતીઓનાં" ચારીત્રનું વર્ણન કરૂં તે કરતાં આદર્શ સ્ત્રી કેવા પ્રકારની હોઇ શકે અને જમાના પ્રમાણે તેમાં કેવો ફેરફાર થઇ ગયો છે તેમ કહેવું અનુકુળ પડશે.

સ્ત્રીઓનો આદર્શ એટલે સમાજમાં શોભી શકે અને સંસારમાં અમૃત રેડી શકે તેવી સ્ત્રી કેવા પ્રકારની હોઇ શકે તેનું વર્ણન. આદર્શ માણસે માણસનો જુદો હોય છે. કોઇને સીતાજી જેવું સહીષ્ણુ, શાંત, અને કરૂણાની મુર્તી સમું થવું પસંદ હોય. કોઇને દ્રૌપદી સમાન પ્રેરક તેજસ્વી થવાની ઇચ્છા હોય, કોઇને તારામતી સમાન અડગ તો કોઇને દમયંતી સમાન દ્રઢ થવાની આકાંક્ષાઓ હોય. પણ એ દરેક જુદી જુદી મનોદશા અને મુર્તીમાં એકજ જાતનું સરખાપણું જોઇ શકીએ છીએ. ઉપર જણાવેલી દરેક સ્ત્રીશક્તી એકજ જાતના સદ્ગુણને લોકો સમક્ષ મુકે છે. અને તે આપણો પ્રાચીન સ્ત્રી આદર્શ.

આ આદર્શ શું છે. તે પણ હું સ્પષ્ટ કરી નાખું. આપણે ત્યાં અને સામાજીક રીતે કોઇ પણ સમાજમાં હોય છે તેમ સ્ત્રીએ હંમેશાં પુરૂષ પ્રતીબીંબ બનીને જ જીવવાનું પસંદ કર્યું છે. પુરૂષના કાર્યને શીરસાવંદ્ય ગણી માથે ચડાવવું અને પુરૂષ તરફથી દરેક અગવડતા કે દુઃખને અચળ



**મીઠી મુંઝવણ**

નવું વર્ષ દેશને માટે ગંભીર પ્રસંગોથી આરંભાય છે. આખું વર્ષ કેવું જશે? એની મુંઝવણ નવવર્ષને વધાવતાં અકળાવે છે.

નવયુગ: નવેમ્બર' ૩૦.

## સમરાંગણે સંચરતી સ્ત્રીશક્તિ



અવંતીકાબાઈ ગોખલે



કુ. સોફીઆ સોમજી



મીસીસ આસફઅલી



શ્રી. ગોદાવરી ઘનશ્યામ

જેમને સત્યાગ્રહી સંગ્રામમાં કારાવાસની સજાઓ થઈ છે.

સહનશક્તીથી વધાવી લેવાં અને છતાં એ પુરૂષ માટેની એટલી જ નીમખ ભક્તી-મન-વાણી ને કર્મથી ચાલુ રાખવી, આ સ્ત્રીનો આદર્શ. બીજાની લાગણીને, બીજાના વીચારોને, બીજાના કર્મને આધીન થતાં શીખવું, આધીન થવું, અને દુઃખ ન માનવું તેમાં સ્ત્રીનો આદર્શ છે. એમ આપણે સદાકાળ માન્યું છે. સાચી અને પવીત્ર સ્ત્રી એ જ કે જેણે પતિના પગની લાત ખાતાં ખાતાં એ પગને પુજ્યા છે. એમ આપણે ગણ્યું છે.

આપણને ગુલામી એટલી બધી પ્રીય થઇ છે. કે તે આપણને છોડવી ગમતી નથી. આપણને તો ઘરને ખુણે ભરાઇ રહેવું ગમે છે. કદાચ પુરૂષ એટલો કૃપાળુ થાય અને કોઇ ભાગ્યશાળી સ્ત્રીને સ્વતંત્રતાથી રહેવાનું કહે તો તે સ્ત્રી પોતે જ નાપસંદ કરશે. કારણ કે તે ગુલામી આપણે ઘણા વર્ષથી સેવી છે. અને આપણને લોકની ટીકાની પણ ભીતી રહે છે. આજથી ૩૦૦ વર્ષ પહેલાં ઇંગ્લેંડની ગાદી ઉપર જ્યારે રાણી ઇલીઝાબેથ રાજ્ય કરતી હતી ત્યારે એક સર જોન હોકીન્સન નામના માણસે અમેરીકામાં સ્પેનના સંસ્થાનો જોડે સીદી લોકોને ગુલામ તરીકે વેચવાનો નફાકારક ધંધો શોધી કાઢયો હતો.

એ ગુલામોને તેની ગુલામી એટલી બધી પ્રીય થઇ પડી હતી કે તે તેને છોડવી ગમતી ન હતી. ત્યાર પછી ઘણા વર્ષે અબ્રાહમ લીંકન નામનો મહાન પુરૂષ થયો તેણે જ્યારે આ ગુલામોને તેની ગુલામીમાંથી બંધનમુક્ત કરવાને માટે મહાન ચળવળ ઉપાડી ત્યારે ગુલામોએ પોતે જ તે નાપસંદ કર્યું. છેવટે અબ્રાહમ લીંકને આ ધંધો બંધ કરાવ્યો, ત્યાર પછી તે એક થીએટરમાં ભાષણ આપતો હતો ત્યારે કોઇએ તેને પીસ્તોલથી ઠાર કર્યો. એવી જ રીતે આપણે આપણી ગુલામી સેવી રહ્યાં છીએ. પરંતુ આપણા દેશની અંદર મહાન ચળવળો ચાલી રહી છે. તે વખતે આપણે ઘરમાં ભરાઇ રહીએ તે તો આપણે માટે ઘણું જ શરમ ઉપજાવનારૂં છે. તે હવે આપણે આપણા દેશને આઝાદ બનાવવા બહાર પડવું જોઇએ, કારણ કે પુજ્ય મહાત્માજીએ પણ કહ્યું છે કે બ્હેનોના સહકાર વગર કંઇ થવાતું નથી. તો આપણે આપણા દેશને માટે કંઇ પણ સહકાર આપવો તે આપણી પહેલી ફરજ છે.

આપણે એમ માનીએ છીએ કે પુરૂષો બધું કરી શકે છે. આપણાથી કાંઇ થાય નહીં, તો હું એમ પુછું છું કે પુરૂષોમાં આત્મા છે, તો આપણામાં નથી? પુરૂષો કરતાં શ્રેષ્ઠ થઇએ તેવો આપણે પ્રયત્ન કરવો જોઇએ. અત્યારે કેટલી બ્હેનો મોટી મોટી યુનીવર્સીટીની પરીક્ષાઓ પસાર કરે છે. તો તે પુરૂષો કરતાં શ્રેષ્ટ ન કહેવાય? જરૂર કહેવાય. અત્યારે કમલાદેવી ચટોપાધ્યાય, સરોજીની નાયડુ, હંસા બ્હેન મ્હેતા, લીલાવતી મુનશી વગેરે જે આપણા માટે સરકારના મહેમાન બન્યા છે, તો તે પુરૂષો કરતાં શ્રેષ્ઠ ન કહેવાય? હું એમ માનું છું કે પુરૂષને આપણાથી શ્રેષ્ઠ કહેવો તે ઝાડના મુળીયાંને ઝાડના થડ કરતાં શ્રેષ્ઠ કહેવું તેના બરોબર છે. વીદેશી વસ્ત્રોના બહીષ્કાર તથા દારૂનિષેધમાં જે વીરતાયુક્ત કાર્ય આપણી બ્હેનો કરી ગઇ છે તે માટે આપણે ગૌરવ લઇ શકીએ છીએ. વર્તમાનમાં ચાલતા યુદ્ધની સફળતા સ્ત્રીસમાજના સહકાર વીના અસંભવીત છે તે સ્પષ્ટ થઇ ગયું છે. આજ સુધી પુરૂષોએ સ્ત્રીસમાજ પ્રતી કરેલા અન્યાયને લીધે તેમની પ્રગતીમાં અડચણો નડે છે. હવે તો સમાજમાં બન્ને અંગને પુર્ણ બનાવવા

માટે ભગીરથ પ્રયત્ન કરવાનો સમય આવ્યો છે. કુમારોના ઉત્કર્ષ અને શીક્ષણ માટે સ્થળે સ્થળે પ્રબંધ છે પરંતુ કુમારીકાઓ તરફ આજે પણ આપણું દુર્લક્ષ છે. જગત જનની સ્ત્રીજાતીને મુર્ખ રાખીને પુરૂષે સ્ત્રીજાતીની જ નહીં પણ પોતાની હાની કરી છે.

"સ્ત્રીઓ પંડીત થાય, રસજ્ઞ થાય, કુટુંબ પોષક થાય, સ્વસ્થ થાય. શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય. યોગ્યતાના પ્રમાણમાં કુટુંબ બંધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય અને તે મુક્તતાથી–સ્વતંત્રતાથી કુટુંબની મુર્ખાઇભરેલી ઇચ્છાઓ અને ક્લેશમાંથી છુટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહી બને, કુટુંબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે, સ્ત્રી વના ગૃહ નથી, ગૃહ વીના પ્રજા નથી, અને પ્રજા વીના રાજ્ય નથી. . . . . સ્ત્રીની ઉન્નતી વગર દેશની ઉન્નતી અશક્ય છે.

આ પ્રાચીન આદર્શમાં એ ક્યારેક સ્ત્રીની પ્રચંડ મુર્તીઓ પ્રકટતી, કે જેણે પતીને સંકટમાં સહાય કરી છે. સુખમાં હાસ્ય વેર્યું છે, સ્ત્રી એ પુરૂષની પ્રેરણામુર્તી બની ગઇ છે. એ મુર્તીના એક આંસુને લુંછવા માટે પુરૂષે જગત્ ધ્રુજાવ્યું છે. એના એક હાસ્યને વરવા માટે પુરૂષે જગત્ તેને ચરણે ધર્યું છે.

આમ પ્રેરણામુર્તીમાં પણ સ્ત્રીની પરાધીનતા છે. એટલે ત્રીજો આદર્શ સ્વાધીન વ્યક્તિત્વનો છે. સ્ત્રી સર્વ સ્થળે સ્વતંત્ર થવા ઇચ્છે છે. પુરૂષના પૈસા લેવાની ના પાડવી અને પુરૂષ પસંદગી હાથે જ કરી લેવી એવી પ્રથા વીલાયતમાં છે તે આપણે માટેનો નમુનો જ ગણાયો પડશેને?

અત્યાર સુધીમાં આપણે ત્રણ જાતની સ્ત્રી જોઇ. એક તો પુરૂષના હાથમાં વેચાએલી ગુલામ. બીજી પુરૂષને નચાવનારી રમણી અને ત્રીજી પતી સીવાયનું જીવન ગાળનારી. મુક્ત–સ્ત્રીઓને માથે જગતનું મહાન કાર્ય કુદરતે મુક્યું છે. જગતના ઘડતરમાં માતા તરીકે સ્ત્રીઓનો જે હીસ્સો છે તેને આદર્શ સ્ત્રી તરીકે કદી મુકવામાં આવ્યું નથી. સ્ત્રીઓને ઉપદેશ આપનારા પુરૂષ ઉપદેશકો કહે છે કે, બ્હેનો સીતા બનો, દમયંતી બનો, પણ કોઇ પુરૂષે એમ કહ્યું સાંભળ્યું છે. કે બ્હેનો પત્ની બનવા કરતાં માતા બનવામાં વધારે પવીત્રતા રહી છે. મને કોઇ પુછે તો હું કહીશ કે સ્ત્રીએ માતા જેટલી સ્નેહાળતા અને વત્સલતા મેળવવી એ જ પોતાની જીંદગીનો ખાસ હેતુ માનવાનો છે.

અત્યારે રાષ્ટ્રીય લડત ચાલી રહી છે તે વખતે હું તેને તો કેવી રીતે ભુલું? પણ મને એ કહેવા દો કે જેટલી જેટલી બ્હેનો આ લડતમાં હોમાઇ જવા તત્પર બની છે તે કોઇના હ્રદયમાં કોઇ પુરૂષને રીઝવવો તેવી વૃત્તી નથી. પણ દુઃખી આત્માઓને તારવા અને આપણાં લાખો ભાઇ બ્હેનો જે ભુખે મરતા હોય તેને પેટ પુરતું ખાવાનું આપવું અને તેના અંગની એબ ઢાંકવા પુરતાં કપડાં આપવાં એ તેમની ઇચ્છા છે. કદાચ તેને માટે પોતાની જાત હોમી દેવી પડે તો પણ હોમવી એવી એમની પવીત્ર ઇચ્છા છે, ભુખ્યાને જમાડવા તે માતા સીવાય કોને સુઝ્યું છે? રામકૃષ્ણ પરમહંસ જેવા તપસ્વીનું નામ આપમાંથી ઘણાએ સાંભળ્યું હશે. એ બંગાળાના સાધુ માટે તો કહેવાય છે કે, દેવો પ્રત્યક્ષ. ઇશ્વરને જોયેલા પણ ક્યા સ્વરૂપે ઇશ્વરને જોયા તે તમે કલ્પી શકો છો? શંખ, ચક્ર, ગદા, પદ્મ ધરે તેવા શ્રી કૃષ્ણ

ભગવાન નહીં, પણ માતા તરીકે. જ્યારે તે ઈશ્વરનું નામ લેતા ત્યારે પોકારી ઉઠતા કે મા—મા તું મને બચાવ. એ માતૃત્વ કેવી ચીજ છે?

જગતના મહાન પુરૂષોનું ઘડતર મોટે ભાગે તેમનાથી મહાન તેવી તેમની માતાઓએ કર્યું છે. પણ સ્વાર્થી પુરૂષ જાતીએ મોટા પુરૂષોને અમર બનાવ્યા છે ત્યારે તેમની માતાને તેમણે સંભારી પણ નથી, સંતચારીત્રનો આધાર માતા ઉપર એટલો બધો છે. કે તેનો એક દાખલો હું આપ સમક્ષ મુકું છું. બાયરન નામનો એક મહાન અંગ્રેજ કવી થઇ ગયો છે. આ કવી સુંદર હતો પરંતુ તેનામાં શીલ ન હતું, સદગુણ ન હતો. એની કવીતામાં પણ ઠેક ઠેકાણે આપણે શીથીલતા એટલે કે હલકી વાસનાનું જેર ડોકીઆ કરતું જોઇ શકીએ છીએ. એ બાયરન કહે છે કે તેના આવા ચારીત્ર માટે તેની માતા ખરેખર જવાબદાર છે. મનુસ્મૃતીમાં પણ એક શ્લોક છે તેમાં કહ્યું છે: એક આચાર્ય દશ ઉપાધ્યાય કરતાં, એક પીતા સો આચાર્ય કરતા, એક માતા હજાર પીતા કરતાં ગૌરવમા ટપી જાય છે.

પણ પત્ની તરીકેનું સ્ત્રીનું કર્તવ્ય કાંઇ ઓછું ઉપકારી નથી. સંસારના દુઃખને મીઠા ઘુંટડા કરી ઉતારી જતી અને વીષના બદલામાં અમીના છાંટણા છાંટતી એ આર્ય સ્ત્રી માટે તો ખરેખર માથું નમી જાય છે. પરાયા અને તદ્દન જુદા જ કુટુંબમાં ઉછરેલા પુરૂષના સ્વભાવને તદ્દન અનુકુળ બની જઇ તેના પ્રેમને જીતી લેવો એ કાંઇ જેવો તેવો સંયમ નથી પણ સદગુણ બે જાતના હોય છે. જર્મન ફીલોસોફર નીત્શે કહે છે કે નીતીનાં બંધનો તો ગુલામ પણ પાળી શકે પરંતુ એ નીતીનો વીજય નથી. મને પકડી રાખો અને હું કોઇને મારી ન શકું, મને પુરી રાખો અને હું ચોરી ન કરી શકું તેમાં મનો પુણ્ય જ નથી. તેવી જ રીતે આપણી આર્ય સ્ત્રીઓમાં તપ છે, સંયમ છે. પણ એ ગુલામીનું ફળ બની જતા તેની કીંમત ઘટી ગઇ છે. જે સ્ત્રી ગુલામડી બની ગઇ છે. તેમ ગુલામીના સજ્જડ બંધનમાં વસનારી સ્ત્રી પતીની ચીતા પર ચડી જાય તો પણ મને તેને માટે માન નથી. પણ સ્વતંત્ર જીવન ગાળનારી સ્ત્રી માત્ર સભ્યતાથી અને ઉદાર દીલથી પતીના એક કડવા વેણને સહન કરે તો હું તેને પગે પડું. બાકી તો સંસારમાં જે કામ સ્ત્રીને મળ્યું છે તે ઘરવ્યવસ્થાનું છે. એ તો સુંદર રીતે અને સુખપ્રદ કરવાની પ્રત્યેક સ્ત્રીની ફરજ છે. વ્યવહારીક જ્ઞાનમાં આપણા ભણેલા યુવાનો કરતા યુવતીઓ ચડીયાતી હોય છે અને ઘર કામમાં જે ઝીણવટ સ્ત્રીઓમાં હોય છે તે પુરૂષમાં તો ક્યાંથી જ હોય?



જેમાંથી ગુલામો સરજાય છે તે—

# જગતમાં ચાલી રહેલા ગુ-

લેખક :

વર્તમાન મુડીવાદી સામ્રાજ્યવાદના તંત્રમાં દુનિયાની મોટા ભાગની પ્રજા–અને તેમાં પણ ખાસ કરીને રંગીન પ્રજા સામ્રાજ્યવાદના સહાબંધ ગોઠવેલા તંત્રમાં ગુલામગીરી ભોગવે છે. ત્યારે યુક્તિપ્રયુક્તિવાળા મુડીવાદના ચરખામાં જગતભરના કામદારો ગુલામો તરીકે જ જીવે છે.

પરંતુ અત્યારે આપણે એવા ગુલામોની ચર્ચા કરવા નથી બેઠા. 'ગુલામ' એ શબ્દના સાદા ઉચ્ચારણમાં જ તે ભયંકર કષ્ટદાયક માનવજીવનની કલ્પના ખડી થાય છે. તેના પૈસાના બદલામાં નિર્જીવ વસ્તુની માફક વેચાતા માનવીઓના ચાલી રહેલા છુપા વ્યાપારને જ માટે પ્રસ્તુત લેખ લખવામાં આવ્યો છે.

ગોરી પ્રજા દુનિયાભરમાંથી ગુલામોના વ્યાપારનો નાશ કરવાનાં ગમે તેવાં અભિ-



એબીસીનીઆના દુર્ભાગી માનવીઓ

# ગુલામો પકડવાના ગુપ્ત ધંધા

કીશોર

માની બણુગાં ફુંકે, છતાં પ્રજાસંઘને જ સ્વીકારવું પડ્યું છે કે લગભગ ૫૦ લાખ ગુલામો અત્યારે પૃથ્વીના પટ પર અસ્તિત્વ ધરાવે છે. પરંતુ એ સંખ્યા ખરી છે, અને તેનાથી વીશેષ દુર્ભાગી જીવોને ગુલામી કરવી પડતી નથી એવું માનવાને કશા જ પ્રબળ પુરાવા મળતા નથી, તો પણ ગુલામોનો એ વ્યાપાર હજુ કેવી રીતે ચલાવવામાં આવે છે, તે વીશે એક ફ્રેન્ચ પત્રકારે અનેક પ્રકારનાં સાહસ વેઠીને તપાસ કરી છે, તે ઉપરથી 'નવયુગ'ના વાચકો સમક્ષ પ્રસ્તુત લેખ રજુ કરવામાં આવે છે.

...

એબીસીનીઆમાં એક અંધારી રાત્રે અંજીર । મોટા ઝાડની નીચી ડાળીઓ નીચે સળગતી તાપણીમાંથી નીકળતા ધુમાડા, વારંવાર તેમાંથી ઉડતા તણખા અને ભડ-

કાઓની વચ્ચેથી મેં સીધી ગુલામોનો નૃત્ય જોયો.

નાચ કરનારાઓમાં સ્ત્રીઓ તેમ જ પુરુષો બન્નેય હતાં. પશુ જેવું જીવન એમને ગુજારવું પડતું હતું. પણ એમના દીલમાં જ્ઞાનનો ઝાંખો દીપક પ્રકાશતો નહીં. આસપાસ વ્યાપેલા અંધારી રાત્રીના ઘેર તીમીર જેવાં અજ્ઞાનનાં ઘેરાં અંધારાં એમના દીલને આવરી વળ્યાં હતાં. તાપણીની આસપાસ ફરતાં ફરતાં તેઓ જે ચીસો પાડતા હતા અને તે વખતે એમના વણ ખીલેલા દેહ જે ભયંકર સ્વરૂપ ધારણ કરતા હતા, તે બનાવી આપતું હતું કે, હું જે જંગલમાં આવ્યો હતો તે મનુષ્યો માટે વસવા જેવું નહોતું. એમાં તો જંગલી માણસો નો જ નીવાસ હતો. ત્યાં જ હજી જીવતાં માણસોને ગુલામ તરીકે વેચવાનો વ્યવસાય ચાલુ છે, ત્યાં જ સ્ત્રીઓ અને પુરુષગુલામો વસે છે.

જ્યાં ઇથીઓપીઆ અને અરબસ્તાન પરસ્પરનો સમાગમ સધે છે, ત્યાં રાતા સમુદ્રના એ ખુણા આગળ હજી ગુલામોનો વ્યાપાર ચાલે છે, એ વાત જ્યારે જ્યારે મેં સાંભળેલી ત્યારે ત્યારે નકામા જ્ઞાનને માથામાંથી કાઢી નાખીએ તે રીતે એ વાતોને પણ મેં મારા મગજમાંથી કાઢી નાખેલી. જે ધંધાને સારું યે સભ્યજગત ની? તે ધંધો સાગર તરંગો ઉપર કે પૃથ્વીની સપાટી ઉપર ચાલે તે ખરેખર સંસ્કારી કહેવાડનારાઓની સંસ્કૃતીને શરમાવનારું છે. પરંતુ તે રાત્રે હરરની ભુમીમાં પોતાના ગણુ માલીકો પાસેથી થોડાક કલાકની મુકતી મેળવીને આવેલા ગુલામોનો નૃત્ય જોયા ત્યારે સભ્યજગતને માટેની મારી ભ્રમણાઓ ભાંગી ગઇ.

સહુથી પહેલવહેલા ગુલામો તો હું ટ્રાન્સજોર્ડાનીઆના અમીર અબદુલ્લાના મહેમાન તરીકે ગયો ત્યારે મારી નજરે પડયા હતા. બદાયુંઓને કોઇ પણ રીતે મળતા ન આવે તેવા માણસોને વીચીત્ર રીતે હથીયાર સજીને અમારી ચોકી કરતા જોયા, ત્યારે મેં અમીરને પુછયું: "આ લોકો કયા તાયફાના છે?" ત્યારે અમીરે ધીમેથી જવાબ આપ્યો: "એ તો મારા ગુલામો છે. સાગરને સામે પારથી તેમને લાવવામાં આવ્યા છે."

તે પછી બરાબર પંદર મહીના બાદ જ્યારે હું સીરીયાના રણમાં થઇને જતો હતો ત્યારે મને અમીરનાં વચનોનું સ્મરણ થયું. યુફ્રેતીસના કાંઠે આવેલા દર-એસ-ઝોરના મુખ્ય સરદારને ત્યાં જમવાનું મને નોતરું મળ્યું હતું. તેના મોટા તંબુના એક ખુણામાં લગભગ બારેક સીધી ગુલામો છાતીની આસપાસ કારતુસથી ભરેલા પટા પહેરીને ઉભા હતા. દુરથી તેઓ જીવતાં માણસો કરતાં કાળા પથ્થરમાંથી કોતરી કાઢેલી માનવ પ્રતીમાઓને વીશેષ મળતા આવતા હતા. મારા ભાષાજ્ઞોગીઓએ મને કહ્યું કે એ લોકો સરદારના અંગત માણસો છે. એટલે તેઓ નથી તો નોકરો કે નથી તો પ્રજાજનો, પરંતુ સરદારના ગુલામો છે. તેમના જીવન અને મૃત્યુની દોરીઓ તેમના પૃથ્વી ઉપરના માલીકના જ હાથમાં છે.

અમીર અબદુલ્લાના મહેલમાં મેં જે ગુલામો જોયા હતા, તેના જેવા જ રંગના અને એવી જ મજબુતાઇના આ ગુલામો પણ હતા. તેમને જોયા પછી મારી કુતુહલતા વધી અને તપાસ કરતાં મને જણાવવામાં આવ્યું કે, અરબસ્તાનના નાના કે મોટા પ્રત્યેક સરદારની તહેનાતમાં ગુલામો હોય છે; અને એ બધા રાતા સમુદ્રના આફ્રીકાના કીનારેથી લાવવામાં આવે છે. તેમાંથી જેઓ જવાન અને સુદૃઢ હોય તેમને સદૈવ તરીકે ઉપયોગ કરવામાં આવે છે, અને

ઘરકામોને તેમ જ સ્ત્રીઓને ઘરકામ સોંપવામાં આવે છે. ઇજીપ્તમાં તો ગુલામોની આ વાત સહુ કોઇ જાણે છે. એ લોકોએ મને કહ્યું કે સીરીયાથી શરૂ કરીને એડનના અખાત સુધીના આખા કીનારા ઉપર ગુલામોનો વ્યાપાર ચાલુ છે. ઇરાનમાં પણ તેનું અસ્તિત્વ છે. અને એ ગુલામો કંઇ વંશપરંપરાના ગુલામો ય નથી. તેમનો તો હજુ વ્યાપાર ચાલે જ છે. સુદાનથી તેમ જ

ગુલામોનો આ વ્યાપાર કેવી રીતે ચલાવવામાં આવે છે તેની તપાસ કરવા માટે આફ્રીકા તેમ જ રાતા સમુદ્રના જાણકાર એવા બે મીત્રોની સાથે હું માર્સેલ્સથી નીકળ્યો. અહીં એટલું યાદ રાખવાની જરૂર છે કે, ગુલામોનાં આ બજારો તેમ જ ગુલામો લાવવાનાં સ્થાનો સભ્ય જગતથી છુપાં રાખવાનો ભારે પ્રયાસ કરવામાં આવે છે. પરંતુ અમારે તો તેને જ શોધી કાઢવા હતાં.





ઉપરના ચીત્રમાં ફ્રેન્ચોના સોમાલી લેન્ડમાંથી લઇ જવાતા ગુલામોનો કાફલો છે

નીચેના ચીત્રમાં રાતા સમુદ્રમાંથી ગુપચુપ ગુલામોને લઇ જવામાં આવે છે

એબીસીનીયાથી આ માનવ પશુઓને ઉંટો ઉપર તેમ જ વહાણોમાં વહી લાવવામાં આવે છે. પછી તેમનાં વેચાણ માટે જુદાં જુદા બજારોમાં વહેંચી નાખવામાં આવે છે. ખુદ જેદ્દાહમાં પણ ગુલામોનું બજાર ખુલ્લા મયદાનમાં છે. સ્ત્રી તેમ જ પુરૂષ ગુલામોની હરાજી કરવામાં આવે છે.

રોમ, ગ્રીસ અને ઇજીપ્તમાં જ્યારે રૂપહિન સંસ્કૃતીનો મધ્યાન્હ તપતો હતો, ત્યારથી માંડીને ગઇ સદીના અંત સુધી મધ્ય આફ્રીકાનાં અરણ્યોએ જગતનાં બજારો માટે લાઇના ગુલામો પુરા પાડ્યા છે. અને આજે પણ રાતા સાગર ઉપરનાં ત્રણ સ્વતંત્ર રાજ્યોમાં ગુલામીનો ધંધો ધમધોકાર ચાલે છે, તે રાજ્યો, આફ્રીકામાં, એબીસીનીયા અને એશીયામાં યમન અને હેજાજ છે.

એબીસીનીઆની પશ્ચીમાત્ય સરહદ જ્યાં સુદાનને મળે છે તે ભુમીમાંથી ગુનામો આવે છે કે જ્યારે ગના જાડા હોઠવાળા પશુ જેવા અને કદમ ઝ્હીકણુ એ લોકો સીધી ઓનાદના હોય છે. જુના જમાનામાં તેમને સાકળોથી સાકળીને મોટી મોટી ટુકડીઓમાં લાવવામાં આવતા હતા, પરંતુ હમણાં તે ધંધો બીનકુલ ગુપ્ત રીતે ચલાવવો પડે છે એટલે એબીસીનીયામાંથી તેમને ફ્રેન્ચોના કે બ્રીટીશ સોમાલીલેન્ડમાં અથવા ઇટાલીના ઇરીટ્રીઆમાં ચોરીછુપીથી ખસેડવામાં આવે છે આ ધંધો અટકાવવા માટે રાતા સમુદ્રમાં પોલીસની નૌકાઓ ફરતી હોય છે છતાં ગુનામોનો ધંધો તેથી અટક્યો નથી—ચાલુ જ રહ્યો છે એબીસીનીયામાં મહારાજા ટફારીએ ગુનામો રાખવા કે ગુનામોનો વ્યાપાર કરવો એને ગુન્હો ઠરાવ્યો છે, પરંતુ પ્રજાની સદીઓ જુની ટેવ ઉપર એવી સામટો અંકુશ કેટલો રહી શકે? એક પ્રજાની સરકારી ગર્જનાથી ઓછી જ પલટાવી શકાય તેમ છે?

પહેલવહેલા અમે એડીસા બાબા ગયા એબીસીનીઆના એ પાટનગરી સાગરની સપાટીથી ૧૦૦૦૦ ફુટની ઉંચાઇએ વસેલી છે. ત્યાંથી મારા મીત્રે પોતાના પરીચયના એક માણસ ઉપર પરીચયપત્ર આપ્યો જીવનભર ગુનામોનો વ્યાપાર કરીને તે ખુબ કમાયો હતો અને તે વખતે તો તે ધંધામાંથી નીવૃત થયો હતો એબીસીનીયાની સરકાર કે ફ્રેન્ચોના એલચીખાતાને અમે શું કામ આવ્યા છીએ તેની જરા યે



એડીસાબાબા—એબીસીનીયાની પાટનગરી
જ્યાં ગુલામો રાખવાની મનાઇ છતાં, રાખવામાં આવે છે

ઉડાઉડ કરતા હતા. બંગલાના બગીચાને જેમાંથી પાણી પાવામાં આવતું તે નાનું વહેળીયું બાજુમાંથી જ વહી રહ્યું હતું. ત્યાં એક વખત એક ઘરડી બાઇ આવીને બેઠી. તે પછી વળી એક યુવતી આવીને તેની પાસે ગોઠવાઇ. બન્ને મુંગાં જ બેઠાં હતાં તેટલામા પહોળાં નાક અને મોટાં લાલ મુખવાળા ત્રણ પુરૂષો ત્યાં આવીને ઉભા, તેમની પાછળ બીજું ટોળું આવ્યું, પછી તો સ્ત્રી-પુરૂષોનાં કેટલાંય ટોળાં ત્યાં આવતા જ ગયા. બધું ટોળું તદ્દન શાંત–

મારા મીત્રે એમની ભાષામાં પુછયું, અને તેમની વાત ઉપરથી અમે જાણ્યું કે, તેઓમાંના કેટલાંક જન્મથી જ ગુલામ હતાં. પરંતુ તેમનાં મા કે બાપ કોણ હતાં એની જ તેમને કશી ખબર નહોતી.

એકે કહ્યું: "મારો માલીક જીવ્યો ત્યાં સુધી તેની સેવા માટે એની સાથે ને સાથે હું રહેતો હતો. પણ એનું એક સૈનીકે ખુન કર્યું ત્યારથી હું પેલા સૈનીક સાથે રહું છું."

એક ઘરડી બાઇએ, પોતાની કથા કહી એના ગામડાને બાળી નાખવામાં



ગુલામોના દેશના લડવૈઆ

મૌન હતું. છતાં એમની એ મૌનતા છતાં એમની મ્હોંકળા અને રીતભાત ઉપરથી મને લાગ્યું કે હરરના કીલ્લામાં જોયેલા માણસો જેવા જ તેઓ હતા. અને તેઓ ગુલામો જ હતા, એ પણ હું સમજી ગયો. મારો એક મીત્ર ફોટો લેવા ગયો, અને બીજા મીત્ર સાથે હું એ ટોળા પાસે ગયો. ટોળામાં કેટલાક જાડા તો કેટલાક છેક જ સુકલકડી, કોઇ ઘણા જ ઘરડા તો કોઇ જુવાન હતાં. તેમનામાં સર્વ સંમાન્ય મળ તાપણાનું લક્ષણ તો માત્ર એ જ હતું કે તેઓ બધાં ગુલામ હતાં.

આવ્યું હતું અને તે વખતે બીજાંઓની સાથે એને પણ પકડવામાં આવી હતી. "મને અનેક વખત વેચવામાં આવી છે." તેણે સાદે ભાવે કહ્યું: "અને મારાં તમામ બાળકોને મારી પાસેથી ખુંચવી લેવામાં આવ્યા છે."

. એક જાડી પાતળા અવાજવાળી સ્ત્રીએ કહ્યું:

"મારાં માબાપ સીદામો દેશમાં રહેતાં. હું નાની હતી અને અમારી ઝુંપડીમાં રમતી હતી તે વખતે મને પકડીને ઘોડા પર બેસાડી અદીસ લાવીને ત્યાં વેચી હતં,

પછી તો ફરી ફરીને કેટલીય વખત હું વેચાઇ છું. મારો હાલનો માલીક અહીં આવ્યો છે."

લગભગ બધાઓની દુઃખકથા એક જ જાતની હતી સખ્ત મજુરી, ભુખમરો, ચાબુકનો મારઃ એક જ પ્રકારનો સઘળે સરખો અનુભવ! પણ કેટલાકોએ તો તેથી પણ ભયંકર ક્રૂરતાની વાતો કહી. તેમના માલીકો એમને સળગતા અગ્નીની ભડભડતી જ્વાળાઓ નીચે ઉંધે માથે લટકાવીને ફટકાવતા હતા.

માત્ર જુવાન સ્ત્રીઓને–તેમની જુવાની જળવાઇ રહે ત્યાં લગી ઠીક ઠીક રાખવામાં આવતી હતી.

પછી મારા મીત્રે એમની ભાષામાં કંઇક કહ્યું, અને એકાએક એમનામાં અજબ પરીવર્તન થઇ ગયેલું જણાયું. એમનાં દુઃખપૅર્યાં ગમગીન અને ગંભીર મુખમંડળ પર હાસ્યની રેખાઓ થનથનવા લાગી, એક કદાવર સીધી દાંત કચકચાવવા લાગ્યો અને બુઢ્ઢી સ્ત્રીઓ સુધ્ધા હોઠ ચાટવા લાગી. ખડખડાટ, હસાહસ, તોફાન, દોડાદોડ થઇ રહી. આગળ મારો મીત્ર અને પાછળ એ બધા. એ બધા ખુબ જ આનંદમસ્ત થઇ ગયા હતા.

વાડાને એક છેડે મોટા ઝાડ નીચે એબીસીનીયાનો મોટો બળદ ઉભો હતો. મારા મીત્રના રસોઇઆએ આવીને એક જ આંચકે પોતાનો છરો એના કાળજામાં ખોસી દીધો. મારી આંખો મીંચાઇ ગઇ. અને પછી તો શીકારી કુતરા શીકાર ઉપર ધસે તેવી રીતે મારી આસપાસથી પેલા ગુલામો એ બળદ તરફ ધસી ગયા. થોડીક જ મીનીટોમાં તો હજી જીવનની છેલ્લી ઉષ્માથી ગરમ માંસવાળા એ બળદના ચામડાને તેમણે ઉતરડી નાખ્યું. માંસની ખેંચાખેંચી થવા લાગી અને ભયાનક હીંસક પશુની માફક તેઓ પરસ્પર ઉપર પડાપડી અને ધુરકાધુરકી કરતાં કાચું માંસ ખાવા લગ્યા. એમના મજબુત દાંત વચ્ચે ચવાતાં હાડકાંના કચુડાટ સંભળાતા હતા. જોતજોતામાં આખો બળદ અદ્રશ્ય થઇ ગયો. ત્યાં સુધી તેમની અંદર અંદરની ઝડપાઝડપીને ખેંચાખેંચી ચાલી. એ પછી લોહીથી ખરડાયલાં હાથ, મોઢાં અને શરીરો સાથે તેઓ બધા પોતાની ક્રુર ઉજવણી પુરી કરીને અમારી તરફ આવ્યા.

મારા મીત્રને તે વખતે નવો વીચાર સુઝયો. અંજીરના વીશાળ ઝાડ નીચે તેણે કેટલાંક લાકડાં ગોઠવીને પેટ્રોલ છાંટીને મોટી હોળી પ્રકટાવી. એ વીકરાળ ઉજાણીને સંપુર્ણ બનાવવા માત્ર એક અગ્નીની જ ખામી હતી તે પુરી થઇ. અને પેલું ટોળું તાજા સીધેલા ખોરાકની ખુમારીમાં તેની આસપાસ કુદવા અને ગાવા લાગ્યું. પહેલાં તો બડબડાટ જેવો ધીમો અવાજ સંભળાતો હતો, પણ પછી તો તે ખુબ ઉંચો જતો ગયો, તેમ તેમ તેમાં રહેલી વીકરાળતા પણ ભયાનક હદ સુધી વધતી ચાલી ચાંદની રાત્રે ચંદ્રને જોઇને કુતરાં ભસે તેવો એ અવાજ સતત ચાલુ જ રહ્યો. આફ્રીકાનો એ અમર અવાજ ભડભડતી અગ્નીની જ્વાલાઓ સાથે ઠીક સામ્ય સાધતો હતો. અને એમની કુદાકુદ! એક રાક્ષસ જેવો સીધી કુદવામાં ને બરાડા પાડવામાં બધાને પાછા પાડી દેતો હતો.

પછી તો અગ્ની ઠરી ગયો, અને ગુલામોનાં ટોળાં આવ્યાં હતાં તેમ, સવારમાં એમની ઉપર શીક્ષાના જે પ્રહારો પડવાના હતા તેની કલ્પનાથી ભયભીત થતાં છતાં ગાતાં ને હસતાં હસતાં વીખરાઇ ગયાં. એડીસા બાબામાં શહેનશાહી મનાઇ છતાં, પરદેશીઓના એલચી ખાતાની નજીકમાં જ

ગુલામોનો વ્યાપાર ચાલી રહ્યો હતો. હરરમાં અમે નજરો નજર ગુલામોને જોયા. એ કહેવાતા માણસો–વાસ્તવીક રીતે તો કેવળ માનવીના આરંભકાળની સ્થીતી જેવા સંસ્કાર વીહીન માણસો–નાં ટોળાંને બીજા માણસોની સેવામાં પશુને સ્થાને વાપરવામાં આવે છે. તેમના માલીકની મરજી પડે તેવું અને તેટલું તેમને ખાવા માટે મળે, માલીકની મૌજ પડે તેવી રીતે તેમને શીક્ષા કરવામા આવે. એ ગુલામોથી લગ્ન થાય નહીં. છતાં તેમને બચ્ચાં તો થાય છે જ. પણ તેમની ઉપરે એમનો અધીકાર ચાલતો નથી; એની માલીકી પણ તેમના શેઠની જ. તેમને માટે તે સીવાય બીજો કોઇ માર્ગ પણ નથી. એબીસીનીયાની આદીયુગને મળતી આવતી અદાલતો ગુલામોના મુકદ્દમામાં માથું જ મારતી નથી. ન્યાયદાન આપનારાઓની અને ગુલામોના માલીકો વચ્ચેના ગુપ્ત કરારો, ગુલામો રાખવા સામેની રાજાજ્ઞાને ય નીરર્થક બનાવી મુકે છે!

ગુલામ માટે નાશી છુટવું તે તો અશક્ય જ છે. તેઓમાંના મોટા ભાગને તો છેક જ બાલ્યવયમાં જ ઉંચકી લાવવામાં આવ્યા હોય છે. એટલે એમને પોતાના જન્મસ્થાનનું પણ સ્મરણ હોતું નથી. માત્ર એકાદ જંગલમાંની અમુક ઝુંપડીઓમાંની એકાદ ઝુંપડીમાં મારો જન્મ થયો હતો, એવું ઝાંખું–અતી ઝાંખુ સ્મરણ જ તેમને હોય છે. તેમ છતાં ભયંકર ત્રાસની ચક્કીમાં બીસવાથી નાશી જવાનો નીશ્ચય કરે તો પણ તેનાથી તેમ થઇ શકતું નથી. તેમની શરીર રચના જ એમની ઓળખાણ આપી દે છે. વળી જેમને માથે ધણી હોય તેને જ પોતાના માલીકના ગામમાં કે પ્રાંતમાં શેરીઓમાં અથવા અરણ્યની ઝાડીઓમાં છુટા રખડવાનો અધીકાર હોય છે. પરંતુ જ્યાં કોઇ પણ ચૌકુલાને, સીદાને કે ઓલામોને (ગુલામોની એ જાતો છે) ધણી વીનાનો જોવામાં આવે કે તુરત જ તેને પકડવામાં આવે છે, તેના માલીક માટે તેને પ્રશ્નો પુછવામાં આવે છે; અને જો તે પોતાના માલીકનું નામ કહી દે તો તેને પાછો એને ત્યાં મોકલવામાં આવે છે. પરંતુ તેમ કરવાને બદલે જો તે એમ કહે કે; 'હું તો છુટો છું' તો જે માણસ તેને પુછતો હોય તેના ગુલામ એને બનવું પડે છે! આમ થવાથી કદાચ તેને ઓલામાંથી નીકળીને ચુલામાં પડવા જેવી દશામાં મુકાવું પડે છે. પણ નાશી જવાનું સાહસ કરતાં ઘણી વખત એને જાન ગુમાવવા સુધીનો ભય વહોરવો પડે છે.

...

હરરમાં અને હરરમાં તમે જો સીધો સવાલ પુછો તો તો તમને જવાબ જ ન મળે, પણ પરોક્ષ રીતે પુછો તો ગુલામીની પ્રથા ચાલુ હોવાની કબુલાત તમને બધા જ આપવાના. એડીસા બાબાથી જબુટીની વચ્ચેના પ્રદેશમાં જુદા જુદા સરદારોની સત્તા ચાલે છે, જ્યાં માત્ર સૈનીકો સીવાય બીજાને કશો અધીકાર નથી, ત્યાં જ જો બરાબર કામ કરવામાં આવે તો લાખ્ખો ગુલામોની પશુ કરતાં યે બુરી દશામાં પલટો કરાવી શકાય એમ અમને લાગે છે.

એક દીવસે અમને વેડજાઝના પુત્ર સાથે જમવાનું આમંત્રણ મળ્યું. ત્યારે વેડજાઝ ટીગ્રેના બળવાખોરો સામે લડતો હતો. એનો છોકરો ઉમદા દેખાવનો, હસમુખો અને રૂપાળો હતો. એક ફ્રેન્ચ પાદરીએ તેને ઉછેરીને મોટો કર્યો હતો. તે ફ્રેન્ચ ભાષા સારી રીતે બોલી જાણતો હતો. તે અમને ઇજ્જત આપીને અમારૂં સન્માન કરવા માંગતો હતો

અમે ગયા ત્યારે અમારા માનમાં તેના જા-ગીરદારો સરહદ સુધી આવ્યા હતા. તેઓ એબીસીનીઆવાસીઓ હતા. અને જે દેશમાં તેમણે વીજય મેળવ્યો તેમાં તેઓ સૈનીક મનાતા હતા.

એને ત્યાં ગુલામો જ અમને તેમના માલી-કની હાઝરીમાં લઇ ગયા. જમ્યા પછી મોટા આંગણા આગળ પડતા એક ઓરડા-માં અમને આરામ માટે લઇ જવામાં આવ્યા. ત્યાં જેવા અમે દાખલ થતા હતા તેવામાં જ અમે ભયંકર ચીસ સાંભળી અને એકાએક તે બંધ થઇ ગઇ. અમારા યજમાને પોતાના માણસોમાંના એકને કંઇક આજ્ઞા કરી, અમે કોઇને ફટકા મારવામાં આવતા હોય તેવા અને ગાળો દેવાના અવાજ સાંભળ્યા, પણ પછી તો બધું શાંત થઇ ગયું. અમારો યજમાન અમારી પાસે આવ્યો, અને અતીશય વીનય સાથે અમને કહ્યું:

"આપની શાંતીમાં પડેલા ભંગ માટે હું ઘણો જ દીલગીર છું. મારા પાડોશીને ત્યાં એક ખરાબ ગુલામ છે. તેણે ગઇ કાલે દારૂ પીધો હતો, એટલે મારો પાડોશી તેને ટીંગાવીને મારતો હતો, પરંતુ આપ અહીં છો તેવે ટાણે એવી ચીસાચીસ થાય તે મને ગમતું નથી."

બીજે દીવસે મેં એક છોકરા મારફત જાણ્યું કે પેલા ગુલામ તેને પડેલા મારથી મરી ગયો હતો, અને તેને અમારા નવજવાન અને ખુબસુરત યજમાનની વાડીમાં જ દાટી દેવામાં આવ્યો હતો.

...

એડીસાબાબામાં ગુલામોના એક ઘરડા વ્યાપારીએ મને કહ્યું હતું કે, હરરમાં હજુ ગુલામોનો વ્યાપાર કરતા તેના દોસ્ત સૈય-દને શોધી કાઢું તો મને ઘણી વાતો જાણવાની મળે. પરંતુ સૈયદને શોધી કાઢવો એ સહેલું કામ ન હોતું. અમે જે જે ગોરાઓના સહ-વાસમાં આવ્યા તેમણે એ નામ જ સાંભળ્યું નથી એમ કહ્યું, અને દેશીઓએ પણ એને ઓળખતા હોવાનું કબુલ ન કર્યું વળી અમે ગુલામોના ધંધને લગતી બાબ-તોની તપાસ કરી રહ્યા છીએ એમ જણા-વીને પણ એને શોધી કાઢી શકીએ તેમ નહોતું પરંતુ એક દીવસ અમે હારથી હરર જતા હતા, ત્યારે માર્ગમાં સુંદર ખચ્ચર ઉપર બેઠેલો, એક ખુબસુરત આરબ અમને મળ્યો. તે અમારી જ વાટ જોઇને ઉભો હોય તેમ લાગ્યું. અમને જોતા જ તે અમારી તરફ આવ્યો અને મીત્રભાવે સલામ કરી તેણે અમારા છોકરા (નોકર)ને પોતાની અરબ્બી ભાષામાં કહ્યું કે, તેનું જ નામ સૈયદ હતું. અદીસથી તેને એના મીત્ર અઝીઝનો પત્ર મળ્યો હતો અને તેથી તે અમારી શોધમાં આવ્યો હતો.

તેણે અમને કહ્યું: "હું મારા ધંધાને અંગે મુસાફરીએ જવાનો છું. તમને મારી સાથે આવવાથી ઘણું જાણવાનું મળશે."

"ક્યારે જવાના છો, કેટલી મુસાફરી કરવી પડે તેમ છે?"

અમારા એ બન્ને પ્રશ્નોના ઉત્તરમાં તેણે કહ્યું: "બે દીવસની મુસાફરી છે અને તે માટે મારે હમણાં જ ઉપડવાનું છે."

અમે પણ છેવટે તેની સાથે જ જવાનો નીર્ણય કર્યો.

એ બે દીવસની યાત્રા ગાઢાં જંગલોમાં અને ઘોર અરણ્યોમાં અમે કરી. લાંબો ને લાંબો, અતી સાંકડો—બે માણસો સાથે ચાલી શકે નહીં તેવો એ રસ્તો હતો. એ ભુમી એટલી નીર્જન હતી કે હરણીયાં ને શીયા-ળવાં પણ અમને જોઇને ભયથી ભડકીને નાશી જતાં નહોતાં; પરંતુ પોતાની જગાએ ઉભાં રહીને જેટલા પંખપુત સુધી અમને

જોયા કરતાં હતાં. પહેલો રાતવાસો અમે એક ગામડામાં પરાળના ઝુંપડામાં કર્યો. ગામડીઆઓએ અમને માસ ને ભાજી ખાવા આપ્યાં. અહીં અમને સૈયદે કહ્યું કેઃ "હું ગુલામોનો વ્યાપાર કરું છું."

તે સુંદર દેખાવનો, બુધ્ધીમાન હોવાની ખાત્રી આપના ચહેરાવાળો, આરબોની સ્વાભાવીક ગંભીરતા ધરાવનારો હતો.

તો સાવ સહેલો છે. જ્યારે એબીસીનીયાવાસીઓએ સુદાનની બાજુના પ્રાંતો સર કર્યા, ત્યારે વેચવા તેમ જ ખરીદવા માટે સંખ્યાબંધ સ્ત્રી-પુરુષો અને બાળકો ત્યાં મળતાં હતાં. ત્યાંથી કાફલા ને કાફલા અરબસ્તાન તરફ જતા. પરંતુ હવે તેવું રહ્યું નથી. હવે તો એ પ્રાંતો હરીકામ થઇ ગયા છે અને ગુલામો ત્યાંથી અદ્રશ્ય થઇ



અરબસ્તાન તરફ ગુલામોને ગુપચુપ લઇ જનાર હોડકાં

તેણે કહ્યુંઃ "આ ધંધો માત્ર આરબો જ ચલાવે છે. કેમકે એબીસીનીયાવાસીઓ તો છેક જ આળસુ હોવાથી, ભાગ્યે જ પોતાનો દેશ છોડીને બહાર નીકળે છે. પણ અમે તો એસીરીયા, હેજાજ અને યમનથી આવેલા, અમને મુસાફરીમાં મજા પડે. અમારા વડવાઓ છેક હીંદ સુધી અને બીજી તરફ સ્પેન સુધી ગયેલા. આ ધંધો

ગયા છે. તેમની આખી ઓલાદ જ નાશ પામી છે ઉપરાંત વળી રાજાઓ રહી. એટલે અમારે ઘણા જ સાવધાન રહેવું પડે છે. અમારે કર આપવા પડે, રસ્તો ઓળંગવાં પડે, અને અમારા વ્યાપારની વસ્તુને ગુપચુપ વહાણોમાં ચડાવવી પડે. હવે તો ગુલામો માટે અહીં ખરેખરાં બજાર પણ રહ્યાં નથી. એટલે હું પંદર કે વીસ ગુલા



આરાગુબન—જ્યાં ગુલામો છુપાવાય છે

મને એક એવા બહુ બઢે તો બે કાફલા કરીને અરબસ્તાન મોકલાવી શકું છું. એ લોકોમાંથી ધારેલે સ્થળે પહોંચતાં બધા જીવતા યે રહેતા નથી, છતાં જીવે તો પણ એ ધંધામાં હવે ઝાઝો કસ રહ્યો નથી, માંડ માંડ ગુજરાન જોગું મળી રહે. મારે મોટે ભાગે એ ગુલામો સરદારો પાસેથી ખરીદવા પડે છે. તેમની પાસે વેરો ભરવા જેટલા યે પૈસા હોતા નથી એટલે તેઓ મને અરજ કરે છે કે, મારે વેરો ભરવો અને ગુલામો લઇ જવા. એ રીતે પુરતી સંખ્યામાં ગુલામો એકઠા થઇ રહે ત્યાં સુધી હું તેમને મારાં થાણામાં રાખું છું અને પછી અરબસ્તાન તરફ કાફલો મોકલાવું છું.

"એ થાણું અમે ક્યારે જોઇ શકીશું?" મેં એને પુછ્યું

"કાલે."

એટલું કહીને તે લાંબો થઇને સુઇ ગયો અને ઉંઘને આમંત્રણ આપતો ગીત લલકારવા લાગ્યો.

સુર્યોદય થતા જ સૈયદે અમને જગાડયા અને ધરાઇ ધરાઇને પાણી પી લેવાની ભલામણ કરતા તેણે અમને ચેતાવ્યા કે, "આપણે જે પ્રદેશમાંથી મુસાફરી કરવાની છે, તેમાં પાણી મળે તેમ નથી."

આખો રસ્તો ચઢ ઉતરનો હતો જેમ જેમ દીવસ વધતો જતો હતો, તેમ તેમ અમારે વધારે જંગલોમાં મુસાફરી કરવી પડતી હતી. સૈયદ આરબોના સ્વાભાવીક લક્ષણની માફક મુસાફરીમાં મોટે ભાગે મૌન જ સેવતો હતો.

છેવટે અમે એક ટેકરી ઉપરના વીચીત્ર ગામડા પાસે આવ્યા, ત્યારે સૈયદે કહ્યું: "હવે ગામ આવ્યું."

આ ગામડું જુદી જ ઢબનું હતું. બીજે બધે અમે ઘાસનાં ઝુપડાં જોતા, ત્યારે અહીં સામસામી પત્થરી દીવાલોથી કીલ્લા જેવાં બનાવેલાં ઘર નજરે પડયાં.

સૈયદે કહ્યું: આ આરાગુબન ગામ છે. આરાગુબાઓ એ ગાલા જાતિની એક શાખા જાતી છે. તેઓ બુદ્ધીમાન, મગરૂર અને બહાદુર હોય છે. એમનાં ગામડાંઓમાં અમે અમારા ગુલામોના કાફલાઓને છુપાવી રાખીએ છીએ. થોડોક બદલો લઇ તેઓ તે કાફલાનું સંરક્ષણ કરે છે.

ગામમાં પેઠા તો બહુ જ બીકરાળ દેખાવ નજરે પડયો. કોઇ શેરીમાં સામે મળતું નહોતું, કે મકાનોમાં સુદ્ધાં ચકલુંયે ફરકતું દેખાતું નહોતું. પણ ગામને છેક બીજે છેડે ગયા ત્યારે અમને બધો ભેદ સમજાયો.

માનવ શિકારીઓ વાઘની માફક ગુલામોને જીવતા પકડવાની શિકારબાજી કેમ ખેલે છે, અને તેમને કેવી રીતે વેચવામાં આવે છે તે રસક વૃતાંત આવતા અંકમાં વાંચજો.

# :વૈર:

: લેખક :

રવીશંકર સંતોષરામ ભટ્ટ

[ નવલિકા ]

કોણ જાણે ક્યાંથી પણ આજે ફરી પ્રથમ જલ પૃથ્વી સમસ્તને ઘેરી લેતાં હતાં. ધોધમાર વર્ષાદ ચાર કલાક સતત વર્ષ્યો હતો, અને હજુ ક્યાં સુધી વરસશે એ કહી શકાય તેમ નહોતું. ગગનમાં અને પૃથ્વી પર અંધકારના થર જામ્યા હતા. આંખ ખોલતાં જ દ્રષ્ટિને ઝાંખ વળતી અને અંધકાર વ્યાપી રહેતો. રાત પડવા આવી હતી; એ અંધકાર અને ભીની ધુમ્મસ વધતાં હતાં.

બે ઘોડે સ્વાર ધીમે ધીમે જતા હતા. એમાનો એક ધોળી દાઢીવાળો બુઝર્ગ કાઠી હતો. અફીણ, ગાંજા વિગેરે કેફી પદાર્થોના સેવનથી એનું શરિર જર્જરીત થયેલું હતું. એની દાઢીના સફેત વાળ અત્યારે ધુમ્મસમાં ભુખરા વરતાતા હતા. અને દાઢીમાં પાણી મોતી પેઠે ભરાઇ પડી જતાં. એની કેડ પર તરવાર લટકતી હતી. માથે જબ્બર બાંધણું વીટ્યું હતું, પણ તે ભિંજાઇ ગયું હતું. એક હાથમાં ઘોડાની સુતરના દોરડાની લગામ અને બીજા હાથમાં ન્હાની ચાબુક હતી. એનું ઘોડું એક ટટ્ટાર વછેરો હતો; અને તેથી જોનારને કાઠીનું વૃધ્ધત્વ ગણતરીમાં ઓછું જણાતું. આવા અંધકારમાં અને વરસાદના તુફાનમાં ચાલ્યા છતા હજુ જાણે હમણાં જ બ્હાર નીકળ્યો હોય એમ એ ચાલતો હતો.

બીજો ઘોડેસ્વાર કાઠીનો ભત્રીજો હતો એ એક ભણેલો શહેરમાં જીવન પામેલ જુવાન હતો. એણે ફેંટો વધારે ભીંજાવાથી કાઢી નાંખ્યે હતો અને એના અંગ્રેજી ઢબના વાળ ભીંજાઇને બેસી ગયા હતા. એના ભીના થયેલ ગૌર વદનને એક કાનમાં પહેરેલ રાતું સોને મઢેલ ફુલ શોભા આપતું હતું. એની કેડ પર પણ તરવાર લટકતી હતી. પરંતુ ટેવ નહિં હોવાથી વારંવાર તેને તે સરખી મુકવી પડતી. એનું ઘોડું ઘણું વૃદ્ધ હતું. કાઠીનો વછેરો અને આ ટાયડું કેમ સાથે મુસાફરીનો પંથ કાપી શકતાં એ કલ્પવું મુશ્કેલ હતું. પણ એના જુવાન ઘોડેસ્વારના મ્હોં પરના થાક અને કંટાળાની ઉંડી રેખાઓથી જણાતું કે એણે આટલો પંથ પણ કેમ કાપ્યો હશે? એ ઘોડું ઉભું રહ્યું અને જુવાને એક નાની નેતરની સોટીથી મારવા માંડયું.

"કાકા? આ તો હવે સાફ ના પાડે છે; કહો તો હવે એને દોરીને ચાલું.";

જરા આગળ ગયેલ વૃદ્ધ કાઠીએ ઘોડાને થોભાવ્યું અને પછી મ્હોં ફેરવી કહ્યું: "અરે એ તો અમથું, એમને એમ એણે આ દસકો કાઢી નાખ્યો—હાંકો."

"પણ હવે બીજા દસ કલાક પણ નહીં કાઢે"

"અરે તો-આ ગામ ક્યાં આવ્યું છે–હવે પહોંચી જઈએ પણ હવે જરા હળવા હાલીયે." એમ કહી ફરી ચાલવા માંડયું. જે અત્યાર સુધીની ગતી હતી તેથી વધારે ધીમી ગતિ કરી શકાય તેમ નહોતું. એટલે એ જ ગતિ ચાલુ રહી. થોડા પ્રયાસે જ વૃદ્ધ ઘોડું ચાલવા માંડયું.

ત્યાં "હં-ખમ્મા ઘોડીને" એમ કહી જુવાને એડી મારી, એથી થોડી વાર એ ફરી ઉભી રહી. પણ છેવટ મુસાફરી શરૂ થઈ.

એક કલાક પછી એ લોકો એક ગામને ચોરે આવી પહોંચ્યા. અને ત્યાં આવતાં વૃધ્ધે કહ્યું: "નેસડા" લાગે છે આપણે રાત રહી સ્હવારે ઉગમણા હાલીયે કે વહેલું આવે રામપરું."

હમીરે એ પર ખાસ ધ્યાન ન આપ્યું. કારણ કે તેને આ ભુગોળ માટે આલા ખુમાણ પર જ આધાર રાખવાનો હતો.

અંધારું ખૂબ હતું, હજુ વરસાદ વરસતો હતો પણ ચોરા પાસે આવતાં આલાએ "રામ-રામ" એમ બુમ મારી ચોરા પર આ વખતે કોણ હોય? છતાં દૂર ચોરાની ઉંડી દીવાલની વચ્ચે બે કોડીયામાં દીવા બળતા હતા, અને બીજે ખુણે એક હરીકેન ફાનસ ઝાંખું બળતું હતું. એની પાસે એક બાવો બેઠેલો જણાતો હતો. એણે ત્યાં બેઠાં બેઠાં જ સ્હામે 'જે અંબે' એમ બૂમ મારી એટલે કાઠીએ પણ સ્હામે 'જે અંબે' એમ કહ્યું.

આ અરસપરસ જવાબના પરિણામે બાવો પાસે આવ્યો અને ખબર પૂછ્યા: "આ જૂઓને મેઠ જામ્યો છે. માગ સુઝે એમ નથી. એટલે રાત ગાળવી પડશે. સ્હવારે પાછા પંથે પડી જાશું. આલાએ કહ્યું."

પણ અત્યારે રાત કહાય એમ નથી! આપ કોણ બાપુ?"

"હું આલો ખુમાણ" કાઠીએ કુળ માટેના ગર્વથી કહ્યું.

બાવાએ માત્ર 'હં' એમ કહ્યું. 'અહિં ખૂમાણના ઘર તો ન મળે' એમ કહી એ શાંત થઇ ગયો.

'એ કાંઇ નહિં બાપુ! હમીર! ચોરે બેસીને રાત કાઢી નાંખશું-પણ આ જાનવર ક્યાંય બંધાય તેમ છે?'

બાવાને થયું કેઆ લોકો અહિંઆ જ રહેશે અને સુવાનું નહિં મળવાથી પોતાની પણ નીંદ્રા બગાડશે. એટલે એ બોલી ઉઠયો: 'પણ એમ શું કામ! હું તમને લઇ જાઉં-હાલો એમ રાત ડહોળાય?

'પણ એવી તકલીફ તમારે શા માટે લેવી?' કાંઇ નહિં? પણ બાવાએ આગ્રહ કર્યો અને આલા ખુમાણે છેવટે 'હા' કહી.

"આપણે આ દિશ ઓછું કામ.-એટલે ઝાઝી પીછાન નહિં." એમ ખુમાણે કહ્યું.

અને બાવાએ 'હં' એમ કહ્યું અને 'જે અંબે' એમ રટણ રૂપે ઉચાર્યું.

થોડીવાર પછી એ ત્રણે એક ડેલી પાસે આવી ઉભા રહ્યા. બાવાએ આગળીઓ ઉઘાડી અંદર પ્રવેશ કર્યો અને બોલ્યો: 'મેરામ બાપુ? આજ આપને ત્યાં મ્હેમાન પધાર્યા છે."

અને એણે અંદર આવી ડેલીનો દરવાજો ખોલ્યો અને કાકો ભત્રીજો અંદર દાખલ થયા. સ્હામેથી તુરત એક પાંત્રીસ વર્ષનો જુવાન, ઉંચી કાઠીનો, ભરાવદાર શરીરવાળો અને તેજસ્વી આંખોવાળો ઘરની બ્હાર આવ્યો.

"એ રામ રામ છે મહેમાનને! 'આજ ધનભાગ્ય.' એમ કહી એણે ડેલી પરનું ફાનસ નીચે ઉતાર્યું અને બન્ને આગન્તુકની સ્હામે આવી ઉભો રહ્યો.

"ક્યાં રહેવું-આપા?"

અને એ પ્રશ્ન કરી હમીર તરફ એટલી જ માયાળુતાભરી દ્રષ્ટીથી નમન સુચવ્યું.

'પડધરી મ્હારૂં' નામ આલા ખુમાણ આ મ્હારો ભત્રીજ હમીર.'

'ભલે બાપુ! ભલે–અલ્યા કરશન આ ઘોડાને લઇ જાજે અને આપણી ડેઢે બાંધી આવ—આપ પધારો—'

એમ કહી એ બન્નેને લઇ અંદર ચાલ્યો.

બાવાએ 'હું જાઉં બાપુ' એમ કહી વિદાય લીધી. એના ચાલવામાં ઝડપ અને ન્હાસવાની વૃત્તિ વર્તાઇ.

આલા ખુમાણ અને હમીર બન્નેને મેરામણની પ્રસન્ન મુદ્રા અને આવકારથી એની અભિજાતતના વિષે પ્રતીતિ થઇ ચુકી. અને હમીરને તો ગામડાઓમાં આવી ઉદારતા વર્તનમાં બાકી રહી છે એ માટે માન થયું.

મેરામે તુર્ત પુછ્યું. "વાળુ માટે તૈયારી છે. આપણે સાથે જ બેસીએ."

પણ આલાએ કહ્યું "ના બાપ. આ હજુ બે ત્રણ કલાક પહેલા જ નીકળ્યા છીયે, અને ટીમણ લઇ લીધું છે."

પણ તોય એમ કઇ રાત નીકળે? આ જુવાનજોધ કુંવર સાથે છે. એને કાંઇ ચાલે?

હમીરે કહ્યું:—'નાજી, મ્હારી ઇચ્છા નથી. આપ જમી લ્યો.

'અરે! પણ મ્હેમાન ભુખ્યા સુવે અને મ્હારે મોએ કેમ કોળીઓ અડકે? હેવ દૂભાયને?'

'ના બાપુ ના. એમ હોય! આ મેઘરાજાએ અમને રોકી રાખ્યા. નહિતર અત્યારે રામપરે પહોંચી ગયા હોત ને?'

"આપા–રામપર હજુ અહિંથી બાર ગાઉ, અહિંથી ઉગમણે જવાનું—"

"આ નેસડા નહિં......"

એમ કહી આવો સાશ્રય ગરકાવ થઇ ગયા. પણ પોતાની ભુલ છુપાવવા હવે એણે 'પ્રયત્નો કરવા વ્યગ્ર હતા. એટલે કહ્યું. "આ ભેખડે માર્ગ ભુલવ્યો. હશે! પણ કાંઇ નહિં. ભળકડે વ્હેલા હાલીયે કે પહોંચી જાયે."

'ના. એમ મ્હારા પર જૂલમ થાય? હવે ઉતાવળ શી છે? સ્હવારે કસુંબા લઇને નિકળજો. મ્હારી પર એટલી તો મ્હેર કરવી પડશે."

"સારૂ બા–જોઇએ. વરસાદ રહી ગયે હશે તો તો થોડું રોકાવાશે. અમારે આ ભાઇના વિવાહ માટે નીકળ્યા છીએ."

"ઓહો! મ્હારી વધામણી. ત્યારે પણ આપને માટે હું પાગરણ પાણીનો બંદોબસ્ત કરૂં–અલ્યા કરશન" એમ બુમ મારી મેરામણ બ્હાર ગયો.

આલાએ ગાંભીર્ય તોડી કહ્યું: "હમીર! આપણે પેલા મારગ ફંટાતો ત્યાંથી બીજે મારગે વળ્યા—પણ......"

"કાકા! હશે! આપણને આવી બરદાસ્ત મળી છે. માણસ અમોલ છે."

"હં; અમીરાઇ એના લોહીમાં છે...' ત્યારે જ."

એટલી વાતચીત કરી ત્યાં મેરામણ અંદર આવ્યો.

"આપા! ગોઠવણ થઇ ગઇ છે. આપને ખુશી પડે ત્યારે પધારજો. રામ રામ બાપુ! સ્હવારે મળજો."

"હા" હમીરે ઉમેર્યું" અને એની સ્હમે પ્રસન્ન હાસ્યકરી મેરામણ ચાલ્યો ગયો.

આપાને પોતાની ભૂલ મનમાં ખુંચી ગઇ હતી. આટલે વર્ષે પણ આ ભૂલ કેમ થઇ એના માટે એના મનમાં શંકા ઉદ્‌ભવી હતી. એનું સમાધન હવે થઇ શકે એમ ન્હોતું. છતા એને ખબર પડી કે અત્યારે એ ફરયાદકામાં છે. એ ગામનું નામ સાભ-

રતાં જ એ ગંભીર થઇ ગયો હતો એના અંતરમાં સ્હેજ ક્ષોભ જન્મ્યો હતો. એને પોતાને એ વિષે ગમ ન્હોતી પડતી, એ હમીરને લઇને બ્હાર દોઢી ઉપર આવ્યો. ત્યાં બે પથારી કરેલી હતી, અને સ્હામે એક ઝાંખું ફાનસ બળતું હતું. પથારીઓ લગભગ પાસે હતી. દોઢી બહુ વપરાશમાં હોય એમ ન્હોતું જણાતું. ત્યાં જુની સડેલ ધુળની વાસ આવતી હતી. એની ભેજને લઇને એક પ્રકારની દુર્ગંધ લાગતી. કાકા ભત્રીજાએ એક પથારી લીધી અને એ પર બેઠા. હમીરે ફાનસની વાટ ઉંચી કરી પરંતુ એથી ઝાળ વધવા લાગી, એટલે પાછું હતું તેમનું તેમ રહેવા દીધું. કાકાએ પથારીમાં બેઠા પછી લુગડાં ઉતારવા માંડયા. એના કપાળ પર કરચલીઓ વરતાવા લાગી. એનાં ભવાં સ્હેજ ચ્હડેલાં લાગતાં હતાં, અને મુખ ગંભીર બની પીસેલ હોઠ બતાવતું. એણે પછી ફાનસને નીચું કરી હમીર તરફ એક વ્યર્થ નઝર કરી. લાંબી સોડ કરી એણે પોતાની પછેડી ઓઢી. એને ઘડપણની ઉધરસ આવવા લાગી અને તેથી એણે માથું ઉચું કરી બળખો ત્યાં જ નાખ્યો. અંધારૂં, એ ભેજની દુર્ગંધ, અને એમાં આલાની ઉધરસ એ હમીરને અસહ્ય લાગ્યું. એને થયું કે એ પોતાની પથારી જરા દુર લઇ લે, પરંતુ એમ કરવાથી નકામા પ્રશ્નોના જવાબ આપવા પડે માટે એ બેસી રહ્યો.

હમીર શાંત હતો. એને કાકાની એકાએક મુંઝવણથી ક્ષોભ થતો હતો છતાં એ કાકાની બધી રેખાઓ રસથી નીહાળતો હતો.

એકાએક આલાએ કહ્યું:–"ભાઇ તરવાર ક્યાં મુકી!"

હમીર પોતાની તરવાર છોડીને દુર મુકી હતી તે તરત આંગળી ચીંધી કહ્યું: "એ રહી ત્યાં."

"અરે ભાઇ! ત્યાં મુકાય! એને તો હંમેશાં માથા પરજ મુકવી જોઇએ."

હમીરે લંબાઇને તરવાર પોતાની પાસે લઇ અને માથા નીચે મુકી.

"તરવાર નવી છે ને? કે તેજ કરાવી છે!"

હમીરે જરા મરકીને કહ્યું: "તરવાર તો મ્યાનમાંથી બ્હાર નીકળતી જ નથી–એટલે મ્યાનને માલીશ કરી તેજ કર્યું છે." અને પછી એણે ચળકતું મ્યાન દીવા સામે ધર્યું"

"ઠેકડી મેલ" કહી કાકાએ અરૂચી બતાવી ગાંભીર્ય ધારણ કર્યું.

થોડી પળો શાંતિમાં પસાર થઇ પછી ઘરની અંદરથી વાતચીત થતી હતી તે કાને પડવા લાગી. તે વખતે ઘરનો માલીક પોતાની પ્રમાણીકતા પુરવાર કરવા મત જાહેર કરતો હતો. "તો તો સાતમી પેઢીએ મુળુમાણેકની કીર્તી લાજે" એ શબ્દો વધારે જોરથી ઉચ્ચારાયા અને વૃધ્ધના શરિરમાં એ સાંભળતાં જ જાણે કંપારી છુટી હોય એમ જ જણાયું. એ ટટ્ટાર થઇ ગયો, અને ઝીણી આંખો કરી, દાઢી પર હાથ મુકી એ ત્રણવાર માથું ધુણાવ્યું. એના મુખ પરનું ગાંભીર્ય વધુ સખ્ત અને દ્રઢ થયું.

વૃધ્ધના ચોકવાથી અને પછીના ગાંભીર્યથી હમીર આશ્ચર્ય પામી ગંભીર બની ગયો. વાત એમ હતી કે વૃધ્ધની પાચિક પેઢી પરના આખા ખાચરને આ ગામના મુળુ માણેક સાથે તકરાર થયેલી અને એ તકરાર ખૂનખાર બની હતી. બન્ને પક્ષના થોડા માણસો મરેલાં અને એ રીતે વેર બંધાતાં એક બીજાના ઘરનો બધોય સંબંધ તુટી ગયેલો. આલાએ એ તકરારનું વર્ણન ચારણ પાસેથી સાંભળેલું.

શૌર્યની કથાઓ મુખે સાચવી રાખનાર આ લોક-કવિઓ, આવા નમૂનાઓ સાચવી રાખે છે, અને એ વર્ણનો કુળની અને ગામની સુધ્ધાં જીવતી દશા-લક્ષ્મી ગણાય છે. એમાં પરંપરાગત ઉમેરાઓ ઘણા થાય છે, અને એ રીતે ઘણીવાર બનેલી હકીકતનું રૂપાંતર એક કાલ્પનીક ગાથામાં થયેલું હોય છે. એ વાત સમય જતાં ભૂલાઇ ગયેલી. અને બન્ને કુટુંબોને કશો સંબંધ નહિ હોવાથી પહેલાંનો કટુતા અને વેર પણ ભૂલાઇ ગયેલ. પણ આલાએ તો એ વર્ણન ન્હાનપણથી ઘણીવાર સાંભળેલ અને એ વખતે એના શૌર્યની લાગણી આ વેર વાળવામાં ઘણીવાર ઉદીપ્ત બની ગએલી. છતાં એ સ્મૃતી જૂની થઇ હતી. અત્યારે આલાએ આ ગામનું નામ સાંભળ્યું ત્યારે એક પ્રકારની અચેનની લાગણી જણાઇ હતી. અને મુગ્ મ ણેકનું નામ સાંભળતાંજ પેલી તકરારનું વર્ણન અને આખીયે વેર-કથા એને યાદ આવી. ફરી એ લાગણીએ એના મનમાં દોર જમાવવા માંડયો, એના અભણ હૃદયમાં કશી શંકા ઉદ્ભવી નહિં. હાનપણથી માત્ર કુલમાં જ—ગામના ચાર ગોદરા વચ્ચે જ—આખું જીવન નિષ્ક્રિય અવસ્થામાં વ્યતીત કરેલ એટલે આ વેર એને મન મહત્વનું હતું. એમાં એને કુળની કિર્તિ જણાઇ હતી અને વધારામાં એણે સાંભળ્યું હતું કે એના દાદાએ એક "માથું" માંગણું રહ્યું છે એ મરતાં પહેલાં લઇશ" એવા શપથ લીધેલ. પરંતુ એ શપથ પરિપુર્ણ નહિ થયેલ. એ વાત આલાને શૌર્ય આપવા લાગી. એ આખું ચીત્ર એનાં મન આગળ ખડું થતું એટલે એને ગુસ્સો ચઢવા લાગ્યો.

"દૈવ રૂઠયો! પણ આપણે આમ ક્યાં વળ્યા? આડો સાપ ઉતર્યો કે શે?"

"કેમ! કાકા" હમીરને કશી સમજણ ન પડવાથી નિર્દોષ પણે સવાલ પૂછ્યો.

"કેમ? આ આપણે દુશ્મનનાં ઘરમાં બેઠા છીયે અને મ્હારે તો એના ઘરનો ઉંબરો હરામ છે. હું અહિં ન રહિ શકું."

"હરામ? શા માટે?" હજુ હમીરે નિર્દોષ ભાવે જ પૂછ્યું.

છોકરા! તને ખબર નથી આના બાપદાદાઓ સાથેનું આપણું જુનું વેર છે. અરે! એક 'માથા' નું સાટું છે હજુ!

હમીર કંપી ઉઠયો. આલો આ શી વાત કરે છે. હજુ મેગમણે હમણાં જ એમની બરદાસ્ત કરી, એમને આશ્રય આપ્યો, અને આલો આ રીતે કૃતઘ્ન બની કેમ વાત કરી શકે?

"પણ આપણને જેણે આશ્રય આપ્યો તેને વેર જ આવું થાય!"

"મ્હારે એનો આગરો ન જોઇએ." આલાએ ગુસ્સામા બુમ મારી, પથારીમાંથી ઉભો થઇ એણે તરવાર લીધી અને ભેટ પર બાંધવા લાગ્યો.

"પણ કાકા! આ વર્ષાદમાં ક્યાં જઇશું? સ્હવારે વહેલા તો નીકળવું જ છે ને!"

"હા! હવે તો એના પાદર પર જ માથાં સાટું કરીને."

"અરર! કાકા પણ આવો સારો માણસ—એની સાથે જુનું વેર શા માટે ઉકેલવું?"

"શું કામ ઉકેલવું?" આલાએ નિચે વળી, ડોળા કાઢી હમીર સ્હામી મીટ માંડી. "ડરપોક! એમાં તારા કુળની લાજ છે." ફરી આલાએ એનો ગુસ્સો બુમ મારીને વ્યક્ત કર્યો. આલો ગુસ્સાથી ધ્રુજવા લાગ્યો. એની આંખે લાલ બની ગઇ હતી. એ પોતાની જાતને કાબુમાં ન રાખી શકયો. એટલા શ્રમને લઇને પોતાની પથારીમાં જ

ફસાઇ પડ્યે. હમીર એને ઝીલી લેવા બેઠો થઇ ગયો. એણે આલાને સરખો સુવાર્યો.

આટલો ગુસ્સો, આટલું જુનું વૈર, હમીરને સ્પર્શ ન્હોતાં કરી શકતાં. આલાની આવી સ્થિતિની એને દયા આવતી હતી. પણ એને 'ડરપોક' કહ્યો એની એને રીસ ચ્હડી હતી. છતાં એ રોષ વ્યક્ત કરવાથી એનો કાકો વધુ ચ્હીડાશે એમ માની એ મૌન રહ્યો, એને આવી વૃત્તિ સહમજાતી ન્હોતી. "નૈકાઓ પહેલાનું વૈર આ રીતે છલી રાખવાથી શું ફાયદો હતો.? એમાં શું કુળની લાજ હતી? અને એ વૈરને સંતોષવા કરતાં એને ક્ષમા–દષ્ટિથી ભુલવામાં વધુ બહાદૂરી ન્હોતી. પણ ના–ક્ષત્રીએ એવું કરે! એવું કરે તો એ નામર્દ કહેવાય તો.?" આવી શકાઓ હમીરનાં મનમાં સંઘર્ષણ્ચલાવી રહી. છતાં એ એના કાકાને સહમજી ન્હોતો શકતો. એની અને પોતાની વચ્ચે અમુક અંતર હોય એમ એને લાગ્યું. એ જીવનમા એનું પોતાનું જીવન કદી ગોઠવાઇ શકે તેમ ન્હોતું. એની એ તરફ સહાનુભૂતી બતાવવાના પ્રયત્નો પણ વ્યર્થ હતા. મેરામણના થોડા સંસર્ગે પણ એના મન પર અસર કરી હતી. અને એની સાથે મિત્રાચારીને બદલે દુશ્મનાવટ રાખવી એ એને મન અસહ્ય હતું. એથી વિશેષ તો આટલા ન્હાના પ્રદેશમાં માંહે માંહે કજીયા કરી મરી ફીટવું એ એને અસહ્ય લાગ્યું. 'એ જીવનની ક્ષુદ્રતા અને નિરર્થકતા એને દુઃખ દેતાં હતાં.

આલાને ક્રોધાવેગથી એકાએક મૂર્છા આવી. એને પાછી વાળવાના પ્રયત્નોમાં હમીર રોકાયો. એ પવન નાખવા લાગ્યો પરંતુ લાંબા સમય સુધી મુર્છા વળી નહિ. સ્હેજ કલાક વિતી ગયા. એ દરમિયાન હમીર એના કાકા પાસે જ બેસી રહ્યો. ભોંય પરનાં જુવા વગેરે જીવાત એને હેરાન કરતી. બીજી બાજુ ઉડી ગયેલ ઉંઘને લઇને માથું ભારે થઇ ગયું હતું, અને વૈરના આવેગમાં આવી જઇ મૂર્છા પામેલ કાકાની દયાજનક સ્થિતિનું દુઃખ એને વિષાદમય બનાવતું. એ સ્થિતિમાં એણે કેટલાએ વિચારો કર્યા. શહેરના જીવનની અને આ રીતના સંકુચીત જીવનની મર્યાદા વચ્ચે કેટલો ફેર છે એ એને સમજાયું. અહિ બીજો કશોય વ્યવસાય નહિ જડતાં માણસો એક બીજાનું લોહી રેડવામાં ગૌરવ માનતા. એથી એની ચીત્ત–વૃત્તિને બહુ જ આઘાત પહોંચ્યો હતો.

આલાને મુર્છા વળી કે તરત જ એણે તરવાર પર હાથ નાખ્યો; તે બેઠો થઇ ગયો, અને એણે પ્રલાપ શરૂ કર્યો: "ક્યાં છે? મુળુ માણેક? માણેક? આવી જા? આવી જા? ઓ! હું કેટલો રાજી થાઉ છું! આજે ભેટી ગયા! હા! બાપુ?" પછી એણે દાંત પીસી અટ્ટહાસ્ય કર્યું.

હમીરને તુરત જ જણાયું કે આ ઉન્માદનાં ચીન્હો છે. છતાં તેણે શાંત કરવા કહ્યું:–"કાકા સુઇ જાઓ? કાંઇ નથી!!!"

"અરે! પણ આ રહ્યોને! હું તૈયાર જ છું. ક્યારનો તૈયાર હતો. બહાદૂરને વળી વાર શી શ્હે' તો મારો જન્મારો એની વાટ જોઇ કાઢી નાખ્યો? પણ આ અવસર મળી ગયો! આલા આ તારો આતમા રાજી થશે. હા..."એમ કહી વળી એ ગંભીર બની ગયો. અને ન્હાનપણમાં સાંભળેલ પેલી કથાનું વર્ણન સંભારી એમાંથી દુહા બોલવા લાગ્યો. જ્યારે જ્યારે એમાં શૌર્યનો પ્રસંગ આવતો ત્યારે એ વધુ આવેગમય બનીને બોલતો. એક પછી એક દ્રશ્યો એની સમક્ષ એ લાવતો જતો અને પછી જાણે એમાં પોતે જ નાયક હોય એમ કલ્પી વર્તતો. એણે એની તરવાર બહાર કાઢી. હમીરને

મૂર્છા પડી. આલા ની આંખો ઉન્માદથી ભરપૂર હતી. એના શરીરમાં જોર આવ્યું હોય તેમ એ ઉભો થઇ ગયો.

"હા! ચાલો" તેણે ચીસ પાડી. એણે બહાર દોડવા ધસારો કર્યો. પરંતુ હમીરે પાછળ જઇ એને ઝાલી લીધો અને જોરથી બાથ ભરી એને પાછો ખેંચ્યો.

ફરી આલાને મૂર્છા આવી. અને હમીરે પાસે લાવી એને સુવારી દીધો, અને એના હાથમાંથી તલવાર લઇ લીધી.

હમીરને આ દૃશ્ય ઘણું જ ભયંકર લાગ્યું. એના અનુભવમાં આવી વસ્તુઓ આવી જ નહોતી. એણે માત્ર આલાને દયાથી નિહાળ્યાં કર્યો. હજુ થોડા કલાક પહેલા જ મશ્કરી કરતો આડો આનંદમાં બેશુદ્ધ બની ગયો! એ વાત પણ એને મન કોયડો બની.

હવે શું થવાનું હતું. જે શુભ કામ માટે એમણે પ્રસ્થાન કર્યું હતું એનો શું અંત આવવાનો હતો. એને નિંદ્રા આવતી હતી. પણ ફરી આલાનો પ્રલાપ શરૂ થયો. આલાનું નિર્બલ બની ગયેલ શરીર ફરી ફરી જાગ્રત બની ઉછળવા માંડતું હતું, અને એ વૈરની સ્વપ્નીલ ચીસો રજુ કરતું. હમીર ઝોલું ખાઇ પાછો જાગી જતો.

ઉપરની ચીસ સાંભળી મેરામણ અહિં આવ્યો હતો. એણે આવી હમીરના ખભા ઉપર હાથ મૂક્યો. એના મુખ ઉપર સહાનુભૂતિની ચિંતા હતી. પરંતુ એમાં મૌલિકતા હતી. હમીર કંઇકની આ દશા સમજાવવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ એ કશુ બોલી શક્યો નહિ.

મેરામણે પુછ્યું: "આલાને શું થયું છે? કંઇ બુમ સાંભળી"

હમીરે પોતાની બધી હીંમત સમેટી કહ્યું. "આલાને ઉંઘમાં બ્હાવવાની ટેવ લાગે છે, પણ અત્યારે જરા ગંભીર છે." મેરામણે એને સાંત્વન આપ્યું. મેરામણે આલાનો મરડ જોયો અને અનુકંપાની અપૂર્વ લાગણીથી એ એની પાસે દોડી ગયો. આલો વચ્ચે શાંત થઇ જતો. ત્યાં એક બહુજ કષ્ટ ભર્યો મરડ લઇ આલાનું શરીર ધ્રૂજવા લાગ્યું, અને આલાએ ધીમી ચીસ પાડી અને દાંત કચકચાવ્યા. હમીર એ સહન ન કરી શક્યો. એણે આંખ મિંચી દીધી, અને ઉઘાડે ત્યાં એક ન્હાનો રબરનો દડો તૂટી જાય એમ અવાજ થયો. આલાનું હૃદય બંધ પડી ગયું.

હમીર આલાના શરીર પાસે દોડી ગયો. એ શરીર નિશ્ચેતન હતું. હમીર એની પર માથું મુકી રડી પડયો. અને પછી એ ભયંકરતા વચ્ચે બીકથી ધ્રૂજતો પડી રહ્યો. થોડીવાર પછી આભારની લાગણી બનાવવા ખુબજ કારૂણ્ય વચ્ચે મથતો હમીર મેરામણ પાસે ઉભો રહ્યો. એનું હૃદય ચીરાઇ જતું હતું બન્ને મુંગા બની ઉભા રહ્યા:

* * *

બીજે દિવસે સવારે હજુ વરસાદ તદ્દન બંધ નહોતો થયો. તે વખતે એક જુવાન ઘોડેસ્વાર ટટ્ટુ ઘોડા પર બેસી જે તરફ ઉજાસનાં કિરણો પ્રસરતાં હતાં એ તરફ ધીમે ધીમે પ્રયાણ કરી રહ્યો હતો. એ જુવાન હમીર હતો.

**પત્ની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે**
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# અમેરિકાના મુડીવાદી સામ્રાજ્યવાદના પંજામાંથી

# સ્વતંત્ર થવા મથતા ફીલીપાઇનવાસીઓ

: સંયોજક :
રમણીક મહેતા

ચીનની પુર્વે આવેલા, અતી ફળદ્રુપ અને કાચા માલની ખાણોથી ભરપુર એવા ફીલીપાઇન્સના પ્રદેશ ઉપર ૧૮૯૮ ની સાલ થી અમેરીકન શાહી વાદનું સામ્રાજ્યપ્રવર્તે છે. તે પહેલાં ફીલીપા ઇન્સ સ્પેનને તાબે હતું. અમેરીકાએ આ પ્રદેશ સ્પેન પાસેથી ત્રણ કરોડ ડોલરની કીંમતે ખરીદ કર્યો હતો. ફીલીપોએ આ કરાર સામે મજબુત વીરોધ ઉઠાવ્યો હતો પણ તેમા તેમનું કંઇ વળ્યું નહીં. "ફીલીપો સંપુર્ણ સ્વતંત્રતા માટે લાયક નથી" અને તેથી તેઓ એ દીશામાં પુરતી લાયકાત મેળવે ત્યાં સુધી એ પ્રદેશ અમેરીકાના અધીકારમાં રહેશે, એવી જાતનો ડોળ કરી અમેરીકન સામ્રાજ્યવાદીઓએ ફીલીપો ઉપર તેમનો પંજો મજબુત કર્યો.

| ફીલીપાઇન : વિહંગાવલોકન | |
|---|---|
| ટાપુઓ { કુલ | ૭,૦૮૩ |
| ટાપુઓ { એક ચોરસ માઇલ ઉપરના | ૪૬૬ |
| ઘેરાવો [ચોરસ માઇલ] | ૧૧૪,૪૦૦ |
| વસતી [ઇ. સ. ૧૯૨૨ ની] | ૧૦,૭૬૮,૩૪૩ |
| પાટનગરી | મનીલા |
| પ્રાંતો | ૪૯ |
| મ્યુનીસીપાલીટીઓ | ૮૫૯ |

## વચનભંગ

પણ ફીલીપો આ બીજી સત્તા સામે મુંગે મોઢે બેસી રહે તેમ ન હતા. ફીલીપોમાં દીનપ્રતીદીન અસંતોષ વધતો જ ગયો. તેઓ જાણતા હતા કે સ્વતંત્રતા માટે તેમને ભારે કીંમત આપવી પડશે અને તેને માટે તેઓ તૈયાર પણ હતા. અમેરીકન સત્તા તેઓ ઉપર કાયમને માટે રહે એ તેમને મન અસહ્ય હતું. ફીલીપોની ચળવળના દબાણને લઇને આખરે અમેરીકાને એક ચોક્કસ નીવેદન બહાર પાડવાની ફરજ પડેલી. આ નીવેદન તે "જોન્સ લો" ના નામથી ઓળખાય છે. આ નીવેદનમાં જણાવવામાં આવ્યું હતું કે "ફીલીપાઇન્સમાં સુવ્યવસ્થીત અને સ્થીર રાજ્યતંત્ર સ્થપાય કે તરત જ અમેરીકાએ ફીલીપાઇન્સને સ્વતંત્રતા આપવી એવો અમેરીકન પ્રજાનો પહેલેથી જ મત હતો અને હજુ પણ છે." આ નીવેદનની સાથે ફીલીપોને એક રાજબંધારણ પણ ઘડી આપ્યું અને એ રાજબંધારણ તેઓ કેવી રીતે ચલાવી શકે છે તે ઉપરથી તેમની લાયકાત પુરવાર થનાર હતી. આ બંધારણ પ્રમાણે ફીલીપાઇન્સની પ્રજાએ એટલું તો સુંદર કામ કરી બતાવ્યું કે ૧૯૨૦ ના ડીસેમ્બરની ૭ મી તા-

પોતાના દેશમા પ્રજાતંત્રની ચાલતી રાજ્યવ્યવસ્થા માટે મગરૂર નવી દુનીયાના અમેરીકનોમા પણ મુડીવાદી સામ્રાજ્ય કેટના પ્રબળ પ્રમાણમાં ખીલ્યા છે, તે ફીલીપાઇનવાસીઓને પોતાના પંજામાં કેદ રાખવાની તેમની નીતીજ પુરવાર કરી દે છે. એશીયાના પ્રદેશોને તાબામા રાખી પોતાનુ હીત સાધના તમામ ગોરી પ્રજાઓ એક સરખીજ આતુર છે, તેનુ ફીલીપાઇન જીવતું ઉદાહરણ છે

રીપે કોંગ્રેસને આપેલા સંદેશામા પ્રેસીડંટ વીલ્સનને પણ કહેવું પડ્યું હતું કે "મને કહેવા દો કે ફીલીપીઓએ તો તેમની શરત પાળી છે અને તેથી હવે આપણી પવીત્ર ફરજ છે કે સ્વતંત્રતાના વર્ષો થયા બાદ જોતા ફીલીપોને વધુ વીલંબ કર્યા વીના સ્વતંત્રતા બક્ષવી" કોંગ્રેસના પ્રેસીડંટ જેવી જવાબદાર વ્યક્તીના એ શબ્દો હતા એ શબ્દોને ઉચ્ચારાયે આજે દશ વર્ષનો કાળ વીતી ગયો છે છતા પ્રેસીડન્ટ વીલ્સનના એ સાચા અને નીસ્વાર્થી શબ્દો હજુ તો શબ્દોમા જ હસ્તી ધરાવે છે.

## સામ્રાજયવાદી પ્રપંચ

વીલ્સનના અમલ પછી હાર્ડીંગની રીપબ્લીકન પાર્ટી સત્તામા આવી ફીલીપોની ઉગ્રસ્વરૂપ પકડતી ચળવળને શાંત કરવા માટે પ્રેસીડન્ટ હાર્ડીંગે લીયોનાર્ડ વુડ અને ડબલ્યુ કેમેરોન ફોરબસની જોડીને ફીલીપાઇન્સની પરીસ્થીતી જોઇ, કઇ જાતના પગલા લેવા તથા કઇ જાતની સુચનાઓ કરવી તે વીષે એક રીપોર્ટ તૈયાર કરવાનું કામ સોંપ્યું. આ કમીશન વુડ-ફોરબસના કમીશનને



ફીલીપાઇનનું ગામડું

નામે ઓળખાય છે. આ કમીશને "ફીલીપો સ્વતંત્રતા ભોગવવા નાલાયક છે" એવો રીપોર્ટ કર્યો. આ બાદ ૧૯૨૬ માં પ્રેસીડંટ કુલીજે ફીલીપોની રાજકીય અને આર્થીક સ્થીતીનો અભ્યાસ કરવા કારમી થોમ્પસનને ફીલીપાઇન્સ મોકલ્યા. તેણે પણ રીપોર્ટ કીધો કે "ફીલીપો હજુ સંપુર્ણ સ્વતંત્રતા માટે કેટલાંક વર્ષો માટે નાલાયક છે." સામ્રાજ્યવાદના સેવકો એ સીવાય બીજું શું કહેવાના હતા?

આ બધા ઉડાઉ જવાબોના મી૦ મેન્યુઅલ રોકસે અમેરીકાને સચુસણુતા રદીયા આપ્યા છે અને ફીલીપોની સ્વતંત્રતા માટેની લાયકાત તેમણે પુરવાર કરી છે. મી. મેન્યુઅલ રોકસના પ્રમુખપણા હેઠળ ફીલીપ પ્રજાનું એક પ્રતીનીધીમંડળ તાત્કાલીક સંપુર્ણ સ્વતંત્રતાની માગણી લઇને અમેરીકા ગયું હતું. આ પ્રતીનીધીમંડળે સ્વતંત્રતા નહીં આપવાનાં સઘળાં કારણોના સચોટ રદીયા આપી તેમનો કેસ એટલો તો મજબુત રીતે પુરવાર કીધો કે કોંગ્રેસથી ફીલીપાઇન્સની સ્વતંત્રતા માટે ના પાડી શકાઇ જ નહીં.

ફીલીપાઇન્સને હવે વધુ વખત પરતંત્રતાની બેડીમાં જકડી રખાશે નહીં એમ જણાવાથી અમેરીકાની કોંગ્રેસના કાર્યક્રમમાં ફીલીપાઇન્સની સ્વતંત્રતા સંબંધી એક મહત્વનો ખરડો મુકાયો છે. છેલ્લી કોંગ્રેસ વખતે, આ ટાપુઓ સંબંધી ૭ ખરડા રજુ થયા હતા. આ બીનાનો પુરતો અભ્યાસ કરીને સીનેટ કમીટીએ "ફીલીપાઇન્સને પાંચ વર્ષમાં સંપુર્ણ સ્વતંત્રતા આપવી" એવી જાતના ખરડાને મંજુરી આપી છે. આ ખરડો હેરી હવીસ, એક જાણીતા સીનેટરે રજુ કીધો હતો. અને તેથી તે 'હાવીસ બીલ' તરીકે ઓળખાય છે. એ ખરડા પ્રમાણે પાંચ વર્ષ પછી જો ફીલીપાઇન્સની પ્રજાનો જાહેરમત લઇ તેમાં અમેરીકાથી અલગ થવાનો ઠરાવ પસાર થાય તો ફીલીપાઇન્સને તાત્કાલીક સ્વતંત્રતા બક્ષવી તે ઉપરાંત એ ખરડામાં પાંચ વર્ષના સંક્રાંતી કાળ માટેની યોજના પણ મુકવામાં આવી છે. આવતા શીયાળામાં જ્યારે કોંગ્રેસની બેઠક શરૂ થશે તે વખતે આ ખરડો કોંગ્રેસમાં ચર્ચાશે. બીલ એવી રીતનું ઘડાયું છે કે બનતા સુધી તો તે પસાર થઇ જશે એવી ધારણા રખાય છે.

## સ્વતંત્રતા માટે શરતો

છેલ્લાં ત્રીશ વર્ષોથી અમેરીકાના મુત્સદ્દીઓ ફીલીપાઇન્સને સ્વતંત્રતા આપવાનાં વચનો આપ્યે જ જતા હતા પણ એ બધાં જ વચનોમાં વચન પરીપુર્ણ કરવાનો દીવસ તો અચોક્કસ જ રહેતો. પણ આખરે વચન પાળવાનો ચોક્કસ સમય આવ્યો હોય એમ જણાય છે. હાવીસના ખરડામાં ચાર મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણેના છે!

(૧) ફીલીપાઇન્સના ટાપુને સંપુર્ણ સ્વતંત્રતાનું એક બંધારણ આપવામાં આવશે.

(૨) ઘડાયલા બંધારણ ઉપર ફીલીપાઇન્સ પ્રજાની સંમતી અને નવા બંધારણ પ્રમાણે સરકારી અમલદારોની નીમણુંક.

(૩) અમેરીકા અને ફીલીપાઇન્સ વચ્ચેના રાજકીય અને આર્થીક સંબંધમાં થનારા ધીમા પરીવર્તન માટે પાંચ વર્ષ એ દરમીઆનો સમય રહેશે. આ સમય ફીલીપોને અમેરીકાથી જુદું પાડવું કે નહીં તે માટે નીર્ણય કરવાની તક આપશે.

(૪) જો જાહેરમત જુદા પડવાની તરફેણમાં પડે તો, અમેરીકનના હક્ક અને મીલ્કતના રક્ષણ માટે, ફીલીપાઇન્સનું જાહેર દેવું નાબુદ કરવા અને નૌકામથકો જે

અમેરીકાને જરૂર જેવાં જણાય તે મથકો રાખવા માટેનું એક સંધીપત્ર તૈયાર કરવું.

આમ આ હાવીસ ખરડો ફીલીપાઇન્સને સ્વતંત્રતા બક્ષે છે પણ તે તાત્કાલીક નથી. પાંચ વર્ષ પછી જે જાહેર જનતાનો મત લેવાશે તે ઉપર જ અમેરીકાની સત્તા ત્યાંથી ઉઠાવી લેવામાં આવશે કે કેમ તેનો નીર્ણય અવલંબે છે.

## સાવધાનીની વાડ

આ મત ફીલીપાઇન્સ અને અમેરીકા વચ્ચેના નવા સંબંધ પછી અને સ્વતંત્રતાની અસર ફીલીપીનો થોડો વખત જણાયા પછી જ લેવામાં આવનાર છે. આ ખરડામાં બીજા કેટલાક અગત્યના મુદ્દાઓ પણ છે અને હીંદના ભાવી બંધારણમાં રસ લેતા રાજકારણના અભ્યાસીઓને માટે અત્યારે ઠીક થઇ પડશે એમ ધારીને અહીં રજુ કરવામાં આવે છેઃ

(૧) ફીલીપાઇન્સની ધારાસભાએ ચુંટી કાઢેલા પ્રતીનીધીઓ સંપુર્ણ સ્વતંત્રતાનું એક રાજ્યબંધારણ ઘડી કાઢશે.

(૨) આ બંધારણ, પ્રજાસત્તાક રાજતંત્ર અને સુવ્યવસ્થીત તથા સુદ્દઢ તંત્રની જોગવાઇ કરશે.

(૩) ફીલીપાઇન્સના શહેરીઓ અને અમલદારો અમેરીકાને વફાદાર રહેવાના સોગંદ લેશે; તેમની ધામીંક સ્વતંત્રતા જળવાશે, પણ પરદેશ સાથેનો વહીવટ અમેરીકના કાબુ હેઠળ રહેશે. ફીલીપાઇન્સની ધારાસભાએ પસાર કરેલા દરેક ઠરાવો અમેરીકન કોંગ્રેસ સમક્ષ રજુ કરવા પડશે અને કોંગ્રેસને કોઇ પણ ઠરાવ રદ કરવાની સત્તા રહેશે.

(૪) બંધારણ ઘડાયા પછી તે ફીલીપાઇન્સની પ્રજા સમક્ષ મુકવામાં આવશે અને તેને મંજુર રાખવું કે નહીં તેનો નીર્ણય ત્યાંની પ્રજા જ કરશે.

(૫) પ્રજા તરફથી સંમતી કે અસંમતી મેળવેલાં એ બંધારણને કોંગ્રેસ સમક્ષ રજુ કરવામાં આવશે અને કોંગ્રેસને તેને પસાર કરવું કે નહીં તેની સત્તા રહેશે.

(૬) પાંચ વર્ષ દરમ્યાન, એ બન્ને દેશો વચ્ચેનો વેપાર સંબંધ આ પ્રમાણે ચાલશેઃ

પહેલા વર્ષે, હાલમાં ચાલે છે તેવો જ સંબંધ રહેશે; બીજા વર્ષે, ફીલીપાઇન્સથી અમેરીકામા અને અમેરીકામાથી ફીલીપાઇન્સમાં આવતી વસ્તુઓ ઉપર આજે છે તેની ૨૫ ટકા જેટલી જકાત નંખાશે; ત્રીજે વર્ષે ૫૦ ટકા, ચોથે વર્ષે ૭૫ ટકા અને પાંચમે વર્ષે, બીજા દેશોની માફક પુરેપુરી જકાત નંખાશે.

(૭) અમેરીકાની સત્તા પાછી ખેંચી લેતાં પહેલાં, અમેરીકાની માલમત્તાના રક્ષણ માટે અને નૌકા મથકો માટે અમેરીકા સાથે કરાર કરવા પડશે.

## સંપુર્ણ સ્વતંત્રતાની ભુખ

ફીલીપાઇન્સની પ્રજાની સ્થીતી અત્યારે ઘણી અસ્થીર છે. ફીલીપીનો મલાયન જાતના છે અને તેઓ નથી અમેરીકાના શહેરીઓ કે નથી એક સ્વતંત્ર પ્રદેશના શહેરીઓ તેમની આવી અસ્થીર દશા નાબુદ કરવા માટે, તેમની સ્વતંત્રતાને આડે અવનરાઓ પણ કહે છે. તેમની આવી અસ્થીર દશાને લઇને તેમની ખેતીવાડી તેમ જ વેપાર ઉદ્યોગમાં પણ ઘણી નડતર આવે છે.

હવે અમેરીકાથી જુદા પડવા વીશે પ્રજામત કેવો છે તે તપાસીયે: લગભગ દરેક વર્ષે મળતી "ફીલીપાઇન્સ ઇંન્ડીપેન્ડન્ટ



**મનીલા: ફીલીપાઇનની પાટનગરી**

કોંગ્રેસ" ની બેઠકમાં "સંપુર્ણ સ્વતંત્રતા" નો ઠરાવ પસાર થાય છે. ફીલીપાઇન્સમાં લગભગ સઘળાં વર્તમાનપત્રો, દરેક વર્ગો, દરેક રાજદ્વારી પક્ષો, અને સારી જનતા, અમેરીકાથી જુદું પડવાની માંગણી કરે છે. તેના વેપારીઓ, તેના અર્થવીશારદો, તેના કેળવણીકારો, તેના યુવકો એ સર્વે સંપુર્ણ સ્વતંત્રતા ઝંખે છે એટલે કાકાશેમનું અમેરીકા આ માગણીને સહેજે તો તરછોડી શકે તેમ નથી.

થોડા જ માસ ઉપર મનીલા ખાતે એક કોંગ્રેસ ભેગી મળી હતી જ્યાં દરેક વર્ગો અને કોમના લગભગ ૩૦૦૦ પ્રતીનીધીઓ આવ્યા હતા. કોંગ્રેસની એ બેઠકમાં સંપુર્ણ સ્વતંત્રતાની આર્થીક અને રાજદ્વારી લક્ષણોની જુદી જુદી દ્રષ્ટીએ વીગતવાર ચર્ચા થઇ હતી. આ ચર્ચાને અંતે ફીલીપાઇન્સને વી ા વીલંબે સંપુર્ણ સ્વતંત્રતા મળવી જોઇએ એવો ઠરાવ પસાર થયો હતો. ૧૩,૦૦૦,૦૦૦ ફીલીપીનોના આવા આગ્રહ નીશ્ચયને લઇને, એ ટાપુનું ભાવીસ્થાન નક્કી કરવાની અમેરીકન સામ્રાજ્યવાદીઓને ફરજ પડી છે.

## એશીયા પર થનારી અસર

સીનેટ કમીટી જેણે હાવીસ ખરડાને સંમતી આપી છે તેણે એ ખરડાથી એશીયાની બીજી પ્રજાઓ ઉપર કેવી અસર થશે તે જાણવા માટે કેટલાક સાક્ષીઓની જુબાની લીધી છે; આ કમીટી તેના કોંગ્રેસ સમક્ષ કરવાના આખરી રીપોર્ટમાં જણાવે છે કે: "ફીલીપાઇન્સની સ્વતંત્રતા બીજી એશીયાની સંસ્થાનીક પ્રજાઓને પણ સ્વતંત્રતા માટે ઉશ્કેરશે. એ પ્રસંગ તેથી ઘણો આનંદદાયક છે. સામ્રાજ્યવાદનો ભલે નાશ થાય. મહાન અમેરીકન પ્રજાતંત્રની પ્રણાલીકા પ્રમાણે પુર્વમાં પણ પ્રજાતંત્રની સ્થાપના થવી જોઇએ." સેનેટ કમીટીના એ રીપોર્ટમાંથી નીચેનો ફકરો ઘણો મઝાનો હોવાથી અહીં આપીએ છીએ :

"માત્ર ત્રીસ વર્ષના જ શાસન પછી જો ફીલીપાઇન્સને સ્વાતંત્ર્ય બક્ષવામાં આવે તો કેટલાક સ્વાર્થીઓ તેને 'અણજુગતુ' કહેશે. કારણ કે તેમ થયે એ ઘટના બીજી પુર્વની પ્રજાઓને સ્વતંત્ર બનવા ઉત્તેજીત કરશે. પણ એ દલીલ સાચા અમેરીકન સમક્ષ વજુદ વગરની છે. એક સમયે જ્યાં આપણે સંપુર્ણ પ્રજાતંત્ર સ્થાપવાનું વચન આપ્યું હતું ત્યાં જ સામ્રાજ્યશાહીનો કાણુ ચાલુ રાખીએ એમ કદી પણ આપણે કલ્પના કરી શકીયે તેમ નથી."

ફીલીપાઇન્સમાં શું ચાલી રહ્યું છે તેની પુરેપુરી જાણ વગર પણ આજે તો પુર્વનાં પરતંત્ર સંસ્થાનોએ આઝાદી માટે જંગમાં ઝુકાવ્યું છે. અને તેમાં વળી જો ફીલીપાઇન્સની પ્રજા સ્વતંત્રતા મેળવવા ભાગ્યશાળી થાય તો એ ઘટના પુર્વની પરતંત્ર પ્રજાના હાથ મજબુત બનાવવામાં પ્રબળ

ભાગ ભજવશે, ફીલીપાઇન્સની સ્વતંત્રતા સાચા એશીયાની સ્વતંત્રતાનાં દ્વાર ખોલશે.

## પડદા પાછળની વાતો

અમેરીકા આજે ફીલીપાઇન્સને સ્વતંત્રતા આપવા તૈયાર થયું છે પણ એ સ્વતંત્રતા કંઇ રહેમદીલીથી આપતું નથી. સામ્રાજ્યવાદી પ્રજાએ હજુ સુધી કોઇ પણ પરાધીન પ્રજાને રહેમદીલીથી સ્વતંત્રતા આપી હોય એવું એક પણ દ્રષ્ટાંત ઇતીહાસના પાને નોંધાયનું નથી. આમ છે તો વાંચકને કદાચ વીચાર આવે કે અમેરીકા આમ સહેજે ફીલીપાઇન્સને સ્વતંત્રતા આપવા માટે કેમ તૈયાર થાય છે? મી૦ મેન્યુઅલ રોકસના જ શબ્દોમાં જ તેનો જવાબ આપીએ તો "આર્થીક દ્રષ્ટીએ પણ અમેરીકાને આ ટાપુમાં લાભ નથી." તે જ તેનું મુળ કારણ છે. મેન્યુઅલ રોકસના આ મંતવ્યમાં સત્યાંશ ઘણો છે. જો કે અમેરીકન મુડીવાદીઓને ત્યા કેટલોક આર્થીક લાભ છે, છતાં, સામાન્ય રીતે અમેરીકા આ ટાપુમાંથી જેટલું આર્થીક શોષણ કરે છે તેના કરતાં તેને એ ટાપુમાં નૌકા અને લશ્કરી ખર્ચ વધુ કરવો પડે છે. તેથી તેનો આડકતરો બોજો અમેરીકન જનતા ઉપર આવી પડે છે. આને લઇને અમેરીકન જનતાને આ ટાપુ ઉપર સામ્રાજ્યવાદનો પંજો કાયમ રાખવામાં લાભ નથી.

એ ઉપરાંત હજુ તો પાંચ વર્ષના ગાળા પછી સ્વતંત્રતાના દર્શન ફીલીપાઇન્સની પ્રજાને થવાનાં છે. તે દરમીયાન અમેરીકન સામ્રાજ્યવાદ બીજી કેવીએ બાજી રચે અને તેના મુઠીભર મુડીવાદીઓના હીતનું પુરેપુરૂં સંરક્ષણ સાધવાને કેવો પ્રપંચ રચે તે આજે તો કહી શકાય તેમ નથી. છતાં ફીલીપોને મળવાની આ સ્વતંત્રતા સાચી અને સંગીન સ્વતંત્રતા ગણાશે કે કેમ તે વીષે તો આસપાસના સંજોગો જોતાં શંકાને સ્થાન જ રહે છે. આજે સૌ કોઇને માહીતી છે કે અમેરીકા અને બ્રીટન વચ્ચે કાતીલ હરીફાઇ ચાલી રહી છે અને એ હરીફાઇ દીનપ્રતીદીન કારમું સ્વરૂપ પ્રકડતી જાય છે. અમેરીકન મુડીવાદીઓના પ્રતીનીધીઓના જ શબ્દોમાં કહીએ તો: "અમેરીકાને પુર્વના પ્રદેશોના વ્યાપાર ઉપર આધીપત્ય ભોગવવું છે." આ શબ્દો જ તેની સ્વાર્થી દાનત ઉઘાડી પાડે છે. પુર્વના પ્રદેશોમાં ફીલીપાઇન્સનો ટાપુ માલની વહેંચણીના મુખ્ય મથક (Distributing Centre) તરીકે ગણાય છે. હેનરી ટી. એલન નામનો અમેરીકન લેખક જણાવે છે કે: "આપણે યાદ રાખવું જોઇએ કે આપણું ભાવી પેસીફીક સાથે સંકળાયલું છે. આપણો વેપાર રોજગાર પુર્વના પ્રદેશોમાં વધે છે વધતો જશે એવાં ચીન્હો જણાય છે." તે માટે તેમ જ ફીલીપાઇન્સ અમેરીકાનું આજે બળવાન નૌકા મથક છે તે માટે અમેરીકાને તેની જરૂર છે. હવે જો સ્વતંત્રતાની શરતોમાં એકાદ બંદર નૌકા મથક તરીકે આપે તો તેટલાથી ચાલે નહીં, અને તેમ થતાં પુર્વના પ્રદેશોમાં અમેરીકન વેપારની વૃદ્ધી થવી પણ અશક્ય જ થઇ પડે. વળી નજદીકના ભવીષ્યમાં સાઇબીરીયા, ચીન અને ઓસ્ટ્રેલીયા અમેરીકન મુડી અને સાહસનાં રંગભુમી બને તેવાં તમામ ચીન્હો છે. આ સીવાય બીજી બાજુ બ્રીટીશ શાહીવાદે સીંગાપોર ખાતે નૌકામથક બાંધવા માંડ્યું છે. આમ અમેરીકાનો આ હરીફ બ્રીટીશશાહીવાદ, તેની સ્વાર્થબાજી ગોઠવી રહ્યો છે ત્યારે ફીલીપાઇન્સ ટાપુ જે પુર્વનું એક બળવાન નૌકા મથક ગણાય અને જે વેપાર વીકાસ માટે અતી ઉપયોગી હોય તે ઉપરથી અમેરીકા સહેજે કાબુ ઉઠાવી લે એ વાત કલ્પનાશક્તીની બહારની છે તેમ છતાં ફીલીપોની મક્કમતાથી જો એ વાત શક્ય બને તો અમેરીકા પોતાના સર્વ હીતનું પુરેપુરૂં પાલન કરવાની બીજી કોઇ બાજી ખેલ્યા વીના તો નજ રહે એ નીર્વીવાદ છે. એટલે જો ફીલીપાઇન્સને સ્વતંત્રતા મળશે તો પણ તે સંપુર્ણ સ્વતંત્રતા તો નહીં જ હોય. આ આગાહી ખરી પડે કે નહીં તે તો ભવીષ્યમાં બનનારા બનાવો ઉપરથી જ નક્કી થઇ શકે.

# જાગૃત થાઓ

: લેખક :

જીવણલાલ મોતીલાલ ઠાકોર

પ્રત્યેક દેશની ઉન્નતી ને સમૃદ્ધી અર્થે ફક્ત રાજકીય સુધારા આવશ્યક છે એમ ધારવું ને વર્તવું ભુલભરેલું છે. સામાજીક પુનર્ઘટના ને ધાર્મીક દંભનું નીકન્દન કર્યા વીના, અને આર્થીક સ્થીતીમાં સુધારા કર્યા વગર ફક્ત રાજકીય સ્વતંત્રતાની પ્રાપ્તી આત્મા વીનાના દેહ જેવી છે; એટલે દેશના ભાગ્યોદય માટે રાજકીય, સામાજીક, ધાર્મીક અને આર્થીક સુધારા એકી સમયે સાથે જ કરવા ખાસ જરૂરના છે. સામાજીક અને એવી અન્ય સંસ્થામાં સ્વતંત્રતા મેળવ્યા વીના ફક્ત રાજકીય સ્વરાજ્ય અસ્થાને છે, જ્યારે આખુંયે હીન્દ રાજકીય સંબંધમાં પરદેશી અમલમાં પરતંત્રતાની બેડીમાં લાંબા સમયથી કેદી છે, જ્યારે એ સામાજીક સંબંધમાં શરમભરેલા વાતાવરણમાં અસ્તીત્વ ધરાવે છે, જ્યારે એ આર્થીક સંબંધમાં સારી યે દુનીઆના અન્ય દેશો કરતાં ગરીબમાં ગરીબ છે, અને જ્યારે એ ધાર્મીક સંબંધમાં વ્યવહારીક દ્રષ્ટીએ ફક્ત સ્વેચ્છાજ રસોડાનો જ ધર્મ સાચવી રહ્યો છે, ત્યારે એવા સમયમાં વારંવાર પુરાતન કાળની હીન્દની ઉત્કૃષ્ટ કાર્કીર્દીનું ફક્ત સ્મરણ કર્યા કરવું એ આળસ, નબળાઇ અને બેશરમપણું સૂચવે છે.

દુનીઆના જે અન્ય દેશો સંસ્કૃતી ને સુધારામાં અગ્રગણ્ય સ્થાન ભોગવી રહ્યા હોય એવા દેશોની સમૃદ્ધી થવાના કારણો અને સંજોગોનો અભ્યાસ કરી તે પ્રમાણે અમલ કરવાનું પ્રત્યેક પછાત દેશને ખાસ જરૂરનું છે. આધુનીક સમયના સમૃદ્ધી ને સુધારામાં આગળ વધેલા બીજા દેશોનો ઇતીહાસ તપાસતાં માલમ પડશે કે જે દેશો પુર્વે પછાત ગણાતા હતા ને તેઓ પૈકી કેટલાક અસ્તીત્વમાં પણ ન હતા, તેવા દેશો હાલ સંસ્કૃતી ને ચઢતીની ગણત્રીમાં પ્રથમ સ્થાન ભોગવી રહ્યા છે.

## વિશ્વની પ્રગતિ.

"બાલ્ફર ડેક્લેરેશન" માંથી ઉદ્ભવેલી "ઝીઓનીસ્ટ" ચળવળને અંગે આખીયે દુનિઆમાંથી જ્યુ જાતિના લોક ઇસુક્રિસ્તની જન્મભૂમિ પેલેસ્ટાઇનમાં આવીને વસવા લાગ્યા છે, અને એને સ્વતંત્ર રાજ્ય બનાવવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે. એક સમયનું માંદું ગણાતું તુર્કસ્તાન હાલમાં કમાલપાશાના રાજકીય એકહથ્થુ અમલમાં સામાજીક સુધારા અને દેશની સમૃદ્ધિ માટે જલ્દીથી પ્રગતિ કરી રહ્યું છે. એક સમયનું "પછાત ગણાતું", અને ઝારની જુલ્મી ને જોહુકમી સત્તામાં દબાઇ ગયેલું રશિઆ હાલમાં બોલ્શેવિક અમલમાં દુનિઆના મોટા રાજ્યોને હંફાવી રહ્યું છે. ભલે હાલનાં રશિઆનાં રાજકીય બંધારણ ને સુધારા માટે મતભેદ હોય, પરન્તુ સામાજીક,

આર્થિક અને ધાર્મિક સુધારા માટે અને કેળવણીના પ્રચાર માટે રશિઆ જેટલી હાલમાં બીજા કોઇ પણ દેશે પ્રગતિ કરી નથી. ભલે કામદારવર્ગ ને મુડીવાળા વર્ગ વચ્ચે રશિઆમાં થયેલા વીપ્લવ સંબંધી મતભેદ હોય, ભલે રશિઆની ધર્મ વિરુદ્ધ નાસ્તિક વૃત્તિ માટે અને લગ્ન સંબંધી થયેલા સુધારાઓ માટે બેમત હોય, પરંતુ સેંકડે નેવું ટકા જેટલું રશિઆમાં અપાતું શિક્ષણ, અને અબળા ગણાતી સ્ત્રીઓ રશિઆમાં લશ્કરી તાલીમમાં મર્દાઇ બતાવી રહી છે, જે માટે સર્વાનુમતે કહેવું પડશે કે રશિઆ સંસ્કૃતિ ને સમૃદ્ધિમાં અગ્રગણ્ય જગ્યા સાચવી રહ્યું છે. અઢારમી સદીમાં જુદા જુદા ભાગલાઓમાં વ્હેંચાઇ ગયેલું પોલેન્ડ, ૧૯૧૪ ની મોટી જંગી લડાઇને પરિણામે હાલમાં સ્વતંત્ર દેશ બની વિધવિધ સુધારાનો પ્રચાર કરી રહ્યું છે. પુરાતન કાળથી, ન્હાના ન્હાના રાજ્યો વચ્ચે, સત્તા માટે પડેલી, ને ચાલુ રહેલી અન્દર અન્દરની તકરાર, અને ઉત્તર ને દક્ષિણ વિભાગ વચ્ચે પડેલા કુસંપ, એ સર્વેને નાબુદ કરી, એક સંપીલાનું જર્મની બનાવી, સને ૧૮૭૧ માં તે સમયના ફ્રાન્સ જેવા મોટા રાજ્યને હરાવી, એની પાસેથી આલ્સેસ લોરેઇન જેવો ફળદ્રુપ પ્રદેશ પ્રાપ્ત કરી, દુનીઆના મોટા દેશો સાથેની પ્રથમ પંક્તીમાં જર્મનીને મુકનાર બિસ્માર્કને પગલે પગલે ચાલી હાલના જર્મનીના માજી બાદશાહ વીલીયમ કૈસરને ભલે ૧૯૧૪–૧૮ ના મહાન વીગ્રહમાં રાજકીય દ્રષ્ટીએ હાર મળી હોય, જર્મનીનું રાજ્યતંત્ર એને છોડવું પડ્યું હોય, અને આલ્સેસ લોરેઇન પરની સત્તા ગુમાવવી પડી હોય, પરન્તુ લશ્કરી તાલીમમાં ને રસાયણ, વીજ્ઞાનના તેમજ ઉદ્યોગમાં જર્મનીએ ખરીરે દુનીઆમાં જે છત ને ખ્યાતી પ્રાપ્ત કરી પ્રથમ પદ્દી ભોગવી છે એ ખરેખર પ્રશંસનીય છે. મહાન યુદ્ધની સંધી પછી ફક્ત છેલ્લા દશ–બાર વર્ષથી અસ્તીત્વમાં આવેલું ઝેકોસ્લોવેકીઆ હાલમાં સ્વતંત્ર રાજ્ય તરીકે આખી યે દુનીઆમાં મશહુર થઇ રહ્યું છે. માંઝીમાઝીની અધેર રાજકીય ખટપટમાં ગળી ગયેલું ઇટલી મુસોલીનીની એકહથ્થુ પણ પોતપોતાના દેશની આબાદી માટેની આપખુદી સત્તામાં હાલમાં સમૃદ્ધીમય બની ગયું છે. એટલુ જ નહી, પરન્તુ દુનીઆના મોટા રાજ્યો સાથે સ્પર્ધા કરવામાં બીડું ઝડપી રહ્યું છે. ભલે ફ્રાન્સનું પ્રધાનમંડળ સમાન્ય રીતે ૭ મહીનાથી વધુ ટકી શકતુ નથી, ભલે ફ્રાન્સની વસ્તીનું પ્રમાણ ધારે ધારે ઘટતું જાય છે, ભલે ફ્રાન્સની આર્થીક સ્થીતી કફોડી થતી જાય છે, પરન્તુ અખિલ દુનિઆમાં પ્રથમ યુનિવર્સીટીની સ્થાપના માટેનું માન ફ્રાન્સને ઘટે છે એટલુંજ નહી, પણ, ફ્રાન્સનું સાહિત્ય, ફ્રાન્સની કળા, અને ફ્રાન્સની ફેશન હજી સુધી સારા યે જગતમ અગ્રગણ્ય ભાગ ભજવે છે ચાલતી રીતને વળગી રહેનાર સ્થિતિચુસ્ત ઇંગ્લેન્ડે પણ સ્ત્રીઓના મતાધિકાર તરફ દિલસોજી બતાવી એ સુધારો દાખલ કરી, સ્ત્રીઓના મતમાં પુરુષથી રાખેલા તફાવત નાબુદ કર્યો છે એટલુંજ નહી, પરન્તુ, જે મજુરપક્ષના ૧૯૦૪ માં ફક્ત ત્રણ જ સભ્યો પાર્લામેન્ટમાં હતા, અને જે મજુરપક્ષે ૧૯૨૩ માં પ્રથમવાર, ટુંક સમય ઇંગ્લેન્ડ પર રાજ્ય કર્યું હતું, તે જ મજુરપક્ષ ઇંગ્લેન્ડના અસલના "રાઉન્ડ હેડ" ને "રોયલીસ્ટ" માંથી બનેલા "વ્હીગ" ને "ટોરી" પક્ષમાંથી ઉપસ્થિત થયેલાં "લિબરલ" ને કોન્ઝરવેટીવ" પક્ષો ઉપર સ્ત્રીઓના મત ના નવા સુધારાની સહાય, દિલસોજી અને ટેકાથી હાલમાં ૧૯૨૯

ના મેથી ઇંગ્લેન્ડ પર-રાજ્યસત્તા ભોગવે છે. "વફ્દ ચળવળ" ને અનુસરી મિસર દેશ (ઇજીપ્ત) આઝાદી પ્રાપ્ત કરવા અને દેશની સંમૃદ્ધિની પુનર્ઘટના કરવા હાલમાં ભગીરથ પ્રયાસો કરી રહેલ છે. પન્દરમી સદીમાં (૧૪૯૮) કોલમ્બસ ખલાસીએ શોધેલું અમેરીકા, ને સત્તરમી સદીમાં (૧૬૨૦) "મે ફ્લાવર" નૌકામાં બેસીને આવેલા "પીલગ્રીમ ફાધર્સ"થી વસાયેલું અમેરીકા, છુટા છવાયા ન્હાના ન્હાના રાજ્યે ને એકત્ર કરી, અઢારમી સદીમાં (૧૭૮૨) ઇંગ્લેન્ડ પાસેથી ત્રીજા જયોર્જના આપખુદી ને જોહુકમી અમલથી કંટાળી જઇ છુટા પડી સ્વતંત્રતા પ્રાપ્ત કરી, હાલમાં વીસમી સદીમાં આખી યે દુનીઆમાં અનેક પ્રકારના સુધારામાં પ્રથમ સ્થાન ધારણ કરી રહ્યું છે. એટલું જ નહીં, પરન્તુ, સારા યે જગતમાં અન્ય મોટા કે ન્હાના દેશો સાથે સરખાવતાં તે સૌથી વધારે ધનાઢ્ય છે. એક સમયનું ફક્ત "કાળા પાણી"ની સજાવાળાં કેદીઓને માટે મુકરર કરેલું ઓસ્ટ્રેલીઆ હાલમાં સુધારામા અગ્રગણ્ય પાઠ ભજવે છે. આજથી અર્ધી સદી પર જે જાપાનને કોઇ પીછાનતું પણ ન હતું તે જાપાન ૧૯૦૪ માં રશીઆ જેવા મોટા મુલકને હરાવી, ૧૯૧૪-૧૮ ના મહાન યુદ્ધ સમયે તક સાધી, વેપારનો પ્રચાર કરી, હાલમાં દુનીઆના મોટા રાજ્યો સાથે હરીફાઇ કરી રહ્યું છે. અફીણના ઘેનમાં ઉંઘણશી લેખાતું ચીન, જે મારામારીના અંધેર વાતાવરણમાં ઘુંટાઇ રહ્યું હતું, તેણે ૧૯૧૨ માં સ્વતંત્રતા જાહેર કરી, ૧૯૨૨ માં ડૉ૦ સન યાટ સેનની સરદારી હેઠળ સ્થપાયેલી રાષ્ટ્રીય ચળવળને અનુસરી અગાઉની અવ્યવસ્થા ને નીબળતાને અંગે ઘુસાઇ ગયેલાં પરદેશીઓને ગોકે અવાજે વ્યવસ્થીત રીતે લશ્કરી તાલીમ લઇને સર્વની સામે તેઓને દેશમાંથી વીદાય કરવા તત્પરતા ને લાયકાત દર્શાવી છે; ને વધારામાં, દેશની જનતાની અસહ્ય અક્ષર શુન્યતા જોઇ દેશના યુવાનોએ પ્રાથમીક શાળાના શીક્ષક થવાનુ સ્વેચ્છાથી સ્વીકારી લીધું જે માટે ચીનને અભીનન્દન ઘટે છે જ.

## હિંદનું સ્થાન ક્યાં?

આ પ્રમાણે હીન્દુસ્થાન સીવાય આખી દુનીઆના અન્ય દેશોમાં પ્રગતી સાથે સુધારા થાય છે, ત્યારે હીન્દુસ્થાન એના જુના જમાનાની પુરાતન કાળની સંસ્કૃતી ને સમૃદ્ધીનું વારંવાર સ્મરણ કરી આધુનીક જમાનામાં રાજકીય પરતંત્રતામાં, આર્થીક ગરીબાઇમાં, ધાર્મીક દંભમાં અને સામાજીક અત્યાચારમાં સડી રહ્યું છે. એક સમયની નીર્બળ ગણાતી અબળ સ્ત્રીઓ પણ હીન્દ સીવાય અન્ય દેશોમાં રમતગમતમાં, વીદ્યાભ્યાસમાં, રાજદ્વારી વીષયમાં અને વેપાર ધંધામાં પુરુષ વર્ગ સાથે હરીફાઇ કરે છે એટલું જ નહીં, પરન્તુ, તરવારમાં, લશ્કરી તાલીમ લેવામાં, અને વિમાનો ઉડવામાં પણ, પુરુષ વર્ગ માફક મર્દાઇના સાહસીક કૃત્યો કરી રહી છે.

હીન્દુસ્થાનની ઉન્નતી માટે રાજકીય સ્વતંત્રતાની ચળવળ સાથે સામાજીક સુધારાની ચળવળ પણ એકી વખતે સાથે કરવાની ખાસ અતીશેય આવશ્યકતા છે. આપણા દેશમાં સામાજીક સુધારાઓ પૈકી લગ્નની વ્યવસ્થાનું પરીવર્તન કરવાનું ખાસ જરુરનું છે. કોઇ પણ દેશની સંસ્કૃતીનો આધાર એની પ્રજા ઉપર રહેલો છે એટલે દેશના અન્ય વીષયોમાં લગ્નનો વીષય વધારે ઉપયોગ ને જુમ્મેદારીવાળો છે એમ ધારવું

અસ્થાને નથી. જીવતાં હૃદયોનું સંગઠન કરાવનારી ચેતન ને માનુષી સંસ્થા લગ્ન છે. એટલે દેશના અન્ય વીષયો કરતાં એનું સ્થાન ઉચ્ચતર હોવું જ જોઇએ. જ્યારે સારી યે દુનીઆમાં લગ્ન સંબંધી ઉપરાઉપરી સુધારા થવા માંડ્યા છે, જ્યારે પ્રેમ લગ્નો સ્નેહ લગ્નીની અને સમ્મતી લગ્નની સંખ્યા અગણીત થતી જાય છે, ત્યારે આપણા હીન્દુસ્થાનમાં, આઠ વર્ષની સ્ત્રીના કે ચૌદ વર્ષની સ્ત્રીના લગ્ન કાયદેસર ગણાય કે નહીં એની ગડમથલમાં અને એનો નીકાલ કરવા સરકારી કાયદા ને કાનુનો ઘડવા વીટંબણા ગ્હવી પડે છે. છેવટે ઘણી ઘણી મુશ્કેલીઓ વ્હોરી, સરકારની દીલસોજી પ્રાપ્ત કરી માંડ માંડ શારદા બીલ ચાલુ સાલના એપ્રીલ મહીનાથી અમલમાં લાવવા, અને ૧૪ વર્ષની સ્ત્રીને ૧૮ વર્ષના પુરૂષ સાથે લગ્ન કાયદેસર ગણાવવા કાયદો ઘડવામા આવ્યો છે, ત્યાર પ્હેલાં જ, જેમ બને તેમ ત્વરાથી બાળલગ્નો સંખ્યાબંધ કરી નાંખવામાં આવ્યા છે, અને શારદાબીલની અસર ઓછામાં ઓછી પચાસ વર્ષ પાછળ હડસેલી મુકી છે. જ્યારે પશ્ચીમના દેશોમાં કોઇ પણ વર્ગ બીજા ગમે તે વર્ગ સાથે લગ્નના સબંધથી વીના મુશીબતે જોડાઇ શકે છે ત્યારે આપણા દેશમાં અગણીત ન્યાતના ન્હાનાં ન્હાનાં કુંડાળા હોવાથી એ પ્રમાણે વર્તવું અશક્ય છે પરદેશગમન જે કરી આવ્યો હોય, અને જેને અન્ય જાતની કે અન્ય જ્ઞાતીની કે અન્ય કુંડાળાની સ્ત્રી સાથે લગ્ન કર્યા હોય એને ન્યાત બ્હાર કાઢી મુકવો કે દંડ કરવો કે એની પાસે પ્રાયશ્ચીત કરાવવું, અને એવા એવા બીજા અનેક પ્રશ્નો આપણા દેશમાં જ્યાં વારંવાર ઉપસ્થીત થતાં હોય ત્યાં પ્રેમલગ્ન કે સ્નેહલગ્ન કે સંમતીલગ્ન કે પુનર્લગ્ન કે છુટાછેડના વીષયોના ઉકેલ કરવા માટે અવકાશ જ ક્યાંથી રહે?

## ભુતકાળથી દ્રષ્ટીપાત

હીંદુસ્થાનમાં એક સમયે જ્ઞાતીની આવશ્યકતા હતી. પુરાતન કાળમાં સંસ્કૃતીની પ્રગતી થતાં પુર્વે હીન્દમાં પ્રજા જુદી જુદી ટોળીમાં વ્હેંચાયેલી હતી. ટોળીનો ઉપરી એકી વખતે સરદાર, ધર્મગુરૂ, ન્યાયાધીશ ને પાલનહાર તરીકેનો એનો હાથ નીચેની ટુકડી પ્રત્યે બધીએ ફરજ બજાવતો હતો. એવી દરેક ટોળી જુદા જુદા કુળના સંગઠનથી બનેલી હતી. કુળનો વડીલ ટોળીના સરદારથી બીજે નંબરે સત્તામાં સર્વોપરી હતો. જેવી રીતે સરદારની સત્તા એની ટોળી ઉપર તેવી રીતે વડીલની સત્તા એના હાથ નીચેનાં કુળ ને કુટુંબ ઉપર એક હથ્થુ, જોહુકમી ને આપખુદી હતી, પરંતુ એ સત્તા હંમેશાં ટોળી, કુળ ને કુટુંબના સાર્વજનીક લાભાર્થે જ વપરાતી હતી. વડીલો પૈકી જે સૌથી વધારે બળવાન ને સત્તાવાન હતો એની ટોળીના સરદાર તરીકે પસંદગી થતી. દરેક કુળ સંયુક્ત કુટુંબનું બનેલું હતું. પ્રત્યેક સંયુક્ત કુટુંબના ભરણપોષણનો આધાર એના વડીલના શીરે જ હતો. આવી રીતે ટોળાની ઉત્પત્તી કુટુંબોના સંગઠનથી થઇ હતી. શરૂઆતમાં, પરસ્પરના ઇર્ષા—અદેખાઇ ને કુસંપને લીધે ને વધારે ઉપરી સત્તા પ્રાપ્ત કરવાને લોભે એક કુટુંબ બીજા કુટુંબ સાથે લઢયા કરતું અને જીંદગીનું જોખમ ખેડવામાં આવતું હતું. પરીણામે કુટુંબો એક ટોળીના સમુહમાં એકઠાં રહેવા લાગ્યાં, અને એક સરદારના આશ્રય તળે જીવન પસાર કરવા લાગ્યા. કુટુંબીઓ અને ટોળીના સરદાર વચ્ચે હંમેશનો એક જ પ્રકારનો ભાંડુ જેવો સંબંધ રહેતો હતો.

કુટુંબીઓનો ધર્મ, રહેણી કરણી, ખોરાક, આચારવીચાર વીગેરે ટોળીના સરદાર, ટોળીના કુટુંબ ને કુળના વડીલોના એક જ સરખ હતા. પછી જેમ જેમ કુટુંબના ભાંડુઓની સંખ્યા દીવસે દીવસે વધવા માંડી. તેમ તેમ રહેઠાણની જગ્યાની તંગી પાડવા માંડી; એટલે એક ટોળીના સરદારે પોતાના આશ્રય તળેના કુટુંબના ભાંડુઓના લાભાર્થે બીજી ટોળીના સરદાર સામે લડાઇ શરૂ કરી. આની રીતે રહેઠાણ ને સત્તા માટે જુદી જુદી ટોળીઓ અગાઉના જુદા જુદા કુટુંબોની માફક માંહોમાંહ યુધ્ધ કરવા લાગ્યા. અમુક પ્રદેશની જુદી જુદી ટોળીઓનો એક સમુહ થયો, અને એવી ભેગી થયેલી ટોળીઓના સરદાર પૈકી જે સૌથી વધારે બળવાન ને સત્તાવાન હતો તેની રાજા તરીકે પસંદગી કરવામાં આવી, અને આ પ્રમાણે રાજાની ઉત્પત્તી થઇ. અગાઉના ટોળીના સરદારની માફક રાજા પણ એની હાથ નીચેની ટોળીઓનો ધર્મગુરૂ, ન્યાયધીશ ને પાલનહાર બન્યો. સત્તાનો મદ અને નવા નવા પ્રદેશો જીતી લેવાની લાલસા તેમ જ પ્રજા માટે પડતી રહેઠાણની અગવડને અંગે એક મુલકનો રાજા બીજા મુલકના રાજા ઉપર ચઢાઇ કરતો, અને મુલકનો બ્હોળો પ્રચાર તેમ જ સત્તાનો ડંકો ફેલાવતો ગયો. તે સમયે રાજ્ય વ્યવસ્થામા કે રાજ્ય બંધારણમા પ્રજાને બોલવા કે કહેવા માટે કશા યે હક ન હતા. રાજા એટલે ઇશ્વરનો અંશ, દુત ને પ્રતીનીધી, એટલે રાજા કદી યે ખોટું કે અણઘટતું કરે જ નહીં એવી પ્રથા પડી, જે હજી સુધી રાજા-મહારાજાઓથી ચલતા દેશોમાં ચાલુ છે, એટલુંજ નહીં, પણ, ખુદ ઇંગ્લેન્ડમાં પણ એ પ્રથા 'સાપ ગયા છતાં લીસોટા રહ્યા' ની માફક નામની ચાલુ છે. આવી રીતે રાજા જે કહે કે કરે તે જ કાયદો. એવી માન્યતા રૂઢ થવા માંડી. જો કે રાજાની સત્તા સર્વોપરી હતી, પરન્તુ રાજા જે કહે કે કરે—ગમે તેવા કાયદા કાનુનો રચે કે પારકા પ્રદેશ પર ચઢાઇ કરી વીજય મેળવે—એ બધું પ્રજાના સુખ ને લાભાર્થે જ કરતો હતો. ભલે રાજાની સત્તા લોકકમીવલી હતી, પરન્તુ તે જુલ્મી ન હતી. ભલે રાજાનો અમલ એકહથ્થુ ને આપખુદ હતો, પણ તે લોકોના કલ્યાણ માટે જ હતો, જો કે રાજ્ય પ્રજા તરફથી, ચાલતું પ્રજાનું, પ્રજાકીય ને પ્રજાસત્તાક ન હતું પરન્તુ તે રાજ્ય એક હથ્થુ સત્તાવાળા રાજાના ઉપરીપણા હેઠળ, પ્રજાના માટે પ્રજાની સંસ્કૃતી ને સમૃદ્ધી માટે હતું. પ્રજાનાં સુખ, સમ્પતી ને તન્દુરસ્તીના પાલનહાર તરીકે રાજા રાજ્ય કરતો હતો; એવે સમયે જ્ઞાતિની જરૂર હતી.

## પરિવર્તનની જરૂર

તે જમાનામાં આધુનિક જમાનાની માફક ટપાલ, તાર, રેલ્વે અને વિમાનો સગવડો ન હતી. એક મુલ્કમાંથી ને એક રાજ્યમાંથી બીજા પારકા મુલ્ક અને બીજા પારકા રાજ્યમાં મુસાફરી કરવાનું કે પત્રવ્યવહારનો સંબંધ રાખવાનું જોખમ ભરેલું હતું. આવા સંયોગોમાં એક મુલ્કના વર કે કન્યાની "આપ લે" બીજા મુલ્ક સાથે થઇ શકતી નહીં; અને પરિણામે જ્ઞાતિઓની સાથે કુંડાળા અને એકડાની ઉત્પત્તિ થઇ, પરન્તુ આધુનિક જમાનામાં, દેશ દેશાવરમાં પ્રગતિનો પ્રચાર થાય છે. એક દેશમાંથી બીજા દેશમાં ને એક ખંડમાથી બીજા ખંડમાં જમીન માર્ગે કે દરિઆ માર્ગે કે હવા માર્ગે મુસાફરી, રહેવાસ ને પત્રવ્યવહારના યોગ્ય ને માફકસર સધનો થઇ ગયાં છે, એટલે જ્ઞાતિ, કુંડાળા ને એકડાનો

રિવાજ અયોગ્ય ને અસ્થાને છે. એમ ધારવું ભૂલભરેલું નથી. જ્યારે અમેરિકા જેવા દેશમાં "ટ્રાયલ મેરેજ"–કામચલાઉ લગ્નના સુધારાથી અને અન્ય બીજા દેશોમાં "છૂટા છેડા"ના સુધારાથી પુનર્લગ્ન કરતાં જરા યે મુશ્કેલી નડતી નથી, અને પરિણામમાં બાળવિધવાઓ થતી નથી, ત્યારે આપણા દેશમાં અસંખ્ય બાળલગ્નો થયા કરે છે ને પરિણામમાં બાળવિધવા તેમ જ વિધવા આધેડ વયની વિધવાઓની સંખ્યા વધતી જાય છે, અને આપણા દેશને અન્ય દેશો સાથે સરખાવતાં અધોગતિએ પહોંચાડે છે. એક સમયે બાળલગ્નની જરૂરિઆત હતી. બાળલગ્નની શરૂઆત ઘણું ખરૂં મુસલમાન રાજાઓના રાજ્ય સમયથી થઇ હોય એમ જણાય છે. બાળલગ્ન શાસ્ત્રોક્ત છે એ સચું નથી. 'અષ્ટ વર્ષા ભવેત્ ગૌરી' એટલે કે આઠમા વરસથી કન્યા પરણવા લાયક થાય છે એ વાક્ય પાછલા જમાનામાં ગોઠવી દીધું હોય એમ લાગે છે. વિધવાના પુનર્લગ્ન માટે પણ કોઇ બે શાસ્ત્ર એકમત થતાં નથી એટલે વિધવાએ વૈધવ્ય ફરજીઆત પાળવું પાયા વિનાનું છે. જ્યારે હિન્દમાં મુસ્લીમ બાદશાહો હિન્દુઓને વટલાવતા, એમનું દ્રવ્ય લૂંટતા, મન્દિરોનું ખંડન કરતા, કુંવારી બાળાઓના ઇજ્જત લૂંટતા, અને સાથે ઉપાડી જતાં, જ્યારે આવા અન્ધેર વાતાવરણમાં જ્યારે જાન ને મિલ્કતની સહીસલામતી જોખમ ભરેલી હતી, અને સ્ત્રીઓનું શીયળ જોખમ ભરેલી અવસ્થામાં હતું, ત્યારે પડદા અને બાળલગ્નની પ્રથાની ઉત્પત્તિ થઇ. કુંવારી બાળાઓને જેમ બને તેમ જલદીથી ન્હાની ઉમ્મરે લગ્નની ધુસરીમાં જોડી દેતા, અને કન્યાની અને બાળકની ઉમ્મર ન્હાની હોવાને લીધે એમની અન્યોન્ય સમ્મતિ લેવાનું અશક્ય હતું. એટલે લગ્ન.ની વ્યવસ્થા વડીલ માતાપિતા કે મુરબ્બીઓના હસ્તે થતી. આ ઉપરથી "દિકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય" કહેવતની શરૂઆત થઇ, અને વધારામાં "દિકરા"ની બાબતમાં પણ ભાગ્યે જ સમ્મતિ લેવાતી હતી, એટલે પ્રેમલગ્ન કે સ્નેહલગ્ન સ્વપ્નવત્ હતાં. બાળલગ્ન ને પડદાના રિવાજ ને રૂઢિ અસલના જમાનામાં આમ અગત્યના હતા, પરન્તુ હવે આધુનિક પ્રગતિના જમાનામાં એ રીત ને બન્ધનો અસ્થાને છે, એટલું જ નહીં કિન્તુ શરમ ભરેલાં છે. હવે એ જૂના જમાનાના દસકા ક્યારના યે વહી ગયા છે. રખેને એક સારો રીવાજ આખા યે જગતને બગાડે એને લીધે જૂનો જમાનો હમેશાં બદલાય છે, ને નવો જમાનો ઉપસ્થિત થાય લગ્નના વીષયમાં સ્નેહ, પ્રેમ અને સમ્મતી ને લ્હાવા સીફારસ ને કુળ કરતાં વધારે ઉચ્ચ સ્થાન મળવાં જોઇએ. પરન્તુ જ્યાં કાઠીયાવાડમાં કન્યાવીક્રય ને ગુજરાતમાં વર વીક્રય થતાં હોય, જ્યાં હીન્દુ સમાજમાં માતા પીતા કે મુરબ્બીઓના લ્હાવા માટે કે આજુબાજુના સગા સંબંધીઓની સીફારસ તેમજ લાગવગને અનુસરી અને ઉચ્ચ કુળના લોભે અસંખ્ય નીર્દોષ યુવક ને યુવતીઓના પરસ્પરની મરજી વીરૂદ્ધ લગ્ન થયા કરે છે, અને એમના જીવનની અભીલાષા ને ઉર્મીઓના અંકુરનું નીર્દય રીતે ખંડન થાય છે, ત્યાં એવા નીષ્ઠુર ને શુષ્ક લગ્નમાં પ્રેમ કે સ્નેહ જેવાં જીંદગીના અમુલ્ય સુખ શોધવા દુર્લભ છે. આપણા સમાજમાં એક પુરૂષ એની મરજી પ્રમાણે એક પત્નીની હયાતીમાં બીજી સ્ત્રી પરણી શકે છે એટલું જ નહીં, પરન્તુ જ્યારે જ્યારે તે વીધુર થાય ત્યારે તે ગમે તેટલી ઉમ્મરનો હોય તો પણ તે ફરી ફરી લગ્ન કરી શકે છે. જો કોઇ વીધવા ખાનગી રીતે

અપવીત્ર કુકર્મો કર્યાં કરે તો સમાજ આંખ આડા કાન રાખશે, પરંતુ જો કોઇ વીધવા જેણે ધણી સાથે સંગ પણ ના કર્યો હોય ને કર્યો હોય તો ટુંક સમય માટે-ફરીથી લગ્ન કરવા તૈયાર થાય તો એવી અભાગી વીધવાને સમાજના જુના રીત, રીવાજ, રૂઢી ને બન્ધનો વીંધી નાંખશે. મન ઉપર અંકુશ ના રાખી શકતી હોય એવી વીધવાઓનાં લગ્ન ફરજીઆત થવાં જોઇએ. વળી જ્યારે હીન્દની આર્થીક સ્થીતી દીન પ્રતીદીન કફોડી થતી જાય છે ત્યારે આપણા સમાજમાં કન્યાવીક્રય, વરવીક્રય, સુપડાની રીત અને એવા પ્રકારની ખોટી ખર્ચાળ રીતો પાછળ છુટે હાથે દ્રવ્યનો બગાડ થાય છે એ ઘણું શોચનીય છે. કાચી વયમાં કરેલા લગ્નથી નમાલી ને નીર્બળ પ્રજા ઉત્પન્ન થાય છે, એટલું જ નહીં, પરન્તુ દેશનું મરણ ને જન્મપ્રમાણ ધીરે ધીરે વધતું જાય છે, જે દેશની અધોગતિ દર્શાવે છે. પ્રેમ લગ્ન, સ્નેહ લગ્ન, સમ્મતી લગ્નની સંખ્યા જેમ બને તેમ જલ્દીથી વધારવી જોઇએ, એટલું જ નહીં પણ બાળલગ્નોની પ્રથાનું નીકન્દન કરી લગ્ન માટે સમ્મતી વય વધારી શારદા બીલને અક્ષરે અક્ષર અમલમાં મુકવું જોઇએ અને વીધવા વીવાહ ને પુનર્લગ્ન માટે સહાનુભુતી દર્શાવી અમલમાં મુકવા તત્પર થવું જોઇએ. લગનની ધુંસરીમાં ઝટ જોડાઇ કુટુમ્બના વસ્તારી થવાનો લ્હાવો લેવા કરતાં શરીરે બળવાન ને કુટુમ્બના ભરણપોષણ માટે શક્તીમાન થવા દરેકે નીશ્ચય કરવો જોઇએ. જો મુરબ્બી અને વડીલ વર્ગ એમના સંતાનોના લગ્ન વીષયમાં પુરાતન જમાનાની સત્તાને તીલાંજલી ના આપે, અને અધુનીક પ્રગતીના જમાનાને અનુસરવા અનુમોદન ના આપે. તો પ્રત્યેક યુવક ને યુવતીએ તેઓ વીરૂધ્ધ થઇ લગ્ન અને એવા બીજા સામાજીક સુધારા માટે બંડ ઉઠાવી, 'આખા યે હીન્દમાં સામાજીક વીપ્લવ કરી, સામાજીક પુનર્ઘટના કરવા જાગૃત થવું જોઇએ.

## મન્દિરોની સંસ્થાઓમાં સડા

ધર્મને બ્હાને આપણા અખૂટ દ્રવ્યનો ગેર ઉપયોગ થાય છે જે માટે આપણાં મન્દીરોની વ્યવસ્થા સવીશેષ જુમ્મેદાર છે. પુરાતન કાળમાં મન્દીરોમાં પાઠશાળા ચાલતી. એમાં મહાજન અને સાર્વજનીક લાભાર્થે લોકોની જંગી સભા ભરાતી, વળી એમાં નાટક; નૃત્ય ને મેળા પણ ભરાતા જેથી લોકો નીર્દોષ આનન્દ ભોગવતા હતા. ધર્મના પ્રચાર માટે ને ધાર્મીક વીવેચનો અર્થે એમાં ધર્મનાં આખ્યાન અપાતાં એટલું જ નહીં, પરંતુ, રામાયણ, મહાભારત ને ભાગવત વીગેરે ધર્મપુસ્તકોમાંથી કથાકારો કથા કહેતા, ટોળામાં ભેગા મળી એક સંપથી ભક્તો પુજા, સ્તુતી ને ભક્તી કરતા. મન્દીરોના દ્રવ્યમાંથી નીર્ધન ને અપંગ પ્રજાને દરરોજ સદાવ્રત અપાતાં, ને વધારામાં ધર્મશાળા ને અનાથાશ્રમ ચાલતાં હતાં. આ પ્રમાણે મન્દીરોના દ્રવ્યનો સમાજના લાભાર્થે સદુપયોગ થતો હતો, અને મંદીરો ધર્મ માટે જ બંધાતાં હતાં હવે તો આપણા દેશમાં મન્દીરો વીરૂધ્ધ જેટલું લખીએ એટલું ઓછું છે. આપણા દેશમાં કેટલાક ભાગમાં "દેવદાસી" પોષવાની વેશ્યાવૃત્તી દીંદને શરમાવે છે. "દેવદાસી" નો કુકર્મી રીવાજ શાસ્ત્રોક્ત નથી. મૈસુરના મહારાજાએ એમના રાજ્યમાંથી એ દુષ્ટ રીવાજને તીલાંજલી આપી છે જે માટે એમને અભીનન્દન ઘટે છે. આખાએ હીન્દ (બ્રીટીશ હીન્દ) માંથી "દેવદાસી"ની અપવીત્ર પ્રથા

નાબુદ કરવા શ્રીમાન જયકર વડી ધારાસભામાં ખરડો લાવનાર છે આશા છે કે બીલ સર્વાનુમતે પસાર થશે, કાયદા તરીકે અમલમાં આવશે, અને જેટલા જેટલા ભાગમાં (દેશી રાજ્યો સુધ્ધાં) એ વેસ્યા રીવાજ ચાલુ છે ત્યાં સર્વ ઠેકાણેથી એનો નાશ થશે, અને એ અપવીત્ર રૂઢીમાં જકડાયલી નીર્દોષ અબળાઓ પ્રત્યે સમાજ દીલસોજી ને રહાનુભુતી દર્શાવી એમનો જીવનોદ્ધાર કરશે. હાલમાં મન્દિરોનું અઢળક ધન ઘણું ખરૂં મોજશોખ ને ખોટા વીલાસ માટે વપરાય છે. આપણા દેશમાં કેટલાંક મન્દીરોમાં ધર્મને બહાને વ્યભીચાર ચાલે છે. ખ્રીસ્તી ધર્મના પાદરીઓ (મીશનરીઓ) સારા યે જગતમાં દેશ દેશાવર ફરી એમના ધર્મનો ને કેળવણીનો પ્રચાર કરી રહ્યા છે ત્યારે આપણા ધર્મગુરૂઓ હજી સુધી કુંભકર્ણની નીદ્રામાંથી જાગૃત થયા નથી, અને મન્દીરોના દ્રવ્યનો વધારે ને વધારે દુરૂપયોગ થતો જાય છે. મન્દીરો અને મન્દીરોના દ્રવ્યનો ઉપયોગ ધર્મ અને સાર્વજનીક લાભાર્થે ના થઇ શકતો હોય, જો તે બન્નેની વ્યવસ્થાની પુનર્ઘટના ના રચાતી હોય, તો મન્દીરોનું નીકન્દન કરી મન્દીરોના અઢળક ધનનો દેશના ભલા માટે સદુપયોગ કરવો જોઇએ.

## આર્થીક અવદશા

આપણા દેશની આર્થીક સ્થીતી અત્યંત કફોડી છે. દુનીઆના અન્ય દેશો સાથે સરખાવતાં આપણા દેશમાં કાચી ધાતુઓ વધારે પ્રમાણમાં છે છતાં આપણા દેશમાં વધુ પ્રમાણમાં કાપડ પરદેશથી આવે છે. બંગાળામાં જ્યુટની મીલો વધારે પ્રમાણમાં અંગ્રેજોના હસ્તે છે; આપણા દેશના ચાનાં ખેતરો પણ પરદેશીઓના હાથમાં છે; આપણા દેશમાં લોક ભુખમરાથી ને દુકાળથી કમોતે મરી જાય છે ત્યારે પંજાબમાં પાકતા ઘઉં, બર્મા (રંગુન) માં અને દક્ષીણ હીન્દમાં પાકતા ચોખા, ને ગુજરાતમાં ઉગતું રૂ પરદેશ ચઢી જાય છે. દરરોજની ખોરાક માટેની જરૂરી મીઠા જેવી ચીજ ઉપર આપણે ભારે કર આપવો પડે છે. દેશની અંદરના ભાગ સુધી મોટામાં મોટી નદીઓ વહી જાય છે, અને હીન્દ દ્વીપકલ્પ હોઇ કુદરતી રીતે ત્રણે બાજુએ દરીઓ આવેલો છે છતાં આપણા દેશ માટે આપણું પોતાનું નૌકા ખાતું નથી. એટલુંજ નહીં, પણ "હાજી બીલ" ને અમલમાં મુકવા માટે નોકરશાહી સરકાર આનાકાની કર્યા કરે છે. આપણા દેશમાં ૭૫ ટકા જેટલા લોક ખેતીવાડી પર ગુજરાન ચલાવે છે એટલે દેશને રેલ્વે કરતાં નહેરની વધારે ને સવીશેષ આવશ્યકતા છે, પણ વીદેશી સરકાર એ જરૂરીઆત સંતોષકારક પાર પાડતી નથી, કારણ કે જો નહેરોનો પ્રચાર થાય તો આપણો ખેડુત વર્ગ દોલત પ્રાપ્ત કરે, ને પરીણામમાં દેશ સમૃદ્ધીમય બને, પણ જો રેલ્વેનો ફેલાવો થાય તો નોકરશાહી અને મુડીવાળા વધારે ધનાઢ્ય બને, વીદેશી મજુરો પરદેશમાં પૈસો મેળવે, અને આપણા દેશમાંથી પરદેશી યંત્ર ખરીદવા માટે દ્રવ્ય ઘસડાઇ જાય. મહેસુલની બાબતમાં પણ આપણો ખેડુત વર્ગ સદાને માટે અસહ્ય દુઃખ વેઠી રહ્યો છે. દુકાળના સમયમાં પણ સરકાર એની પ્રત્યે રહેમ ને દીલસોજી દર્શાવતી નથી. બારડોલીની લડત ખેડુત વર્ગના અસંખ્ય દુઃખોનું સાચુંજ દ્દષ્ટાંત છે. જ્યાં સુધી આપણા ખેડુત વર્ગની સ્થીતી સુધરશે નહીં ત્યાં સુધી હીન્દનું ભાવી ઉજ્જવળ થશે

નહીં. મોંઘી હુંડીનો દર આપણા દેશને ભારે નુકશાનકારક છે, અને તે ટકાવવાની સરકારની રમત આપણા દેશના લાભોની વીરુદ્ધ છે. ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સના હુંડીયામણના દરને લીધે આપણા દેશને વાણીજ્ય સંબંધમા ઘણુંજ વેઠવું પડે છે. ટ્રેઝરી બીલોથી દેશની દોલત ચુસી લેવાની રાજ્યનીતી, સરકાર તરફના ચાલીન અસાધારણ સસ્તા ભાવનાં વેચાણો, અને સરકારના ઘણા ભારે કારોબારી ખર્ચો, નોકરશાહી પરદેશી અમલદારના મોટા મોટા પગારો વીગેરેએ હાલની આપણી આર્થીક સ્થીતી અત્યંત મંદ બનાવી છે. તેત્રીસ કરોડની આપણા દેશની વસ્તી હોવા છતાં આપણા દેશમા આપણી સેન્ટ્રલ કે રીઝર્વ બેન્ક નથી. ૧૯૩૧ માં ઇમ્પીરીયલ બેન્કનો ચાર્ટર ખલાસ થાય છે, તો આપણે આપણા દેશને માટે સેન્ટ્રલ કે રીઝર્વ બેન્ક બનાવવી જોઇએ. દેહીન્દ માટેની હુંડીયામણની વ્યવસ્થા એવી છે કે પરદેશ સાથેના વહેપાર અર્થે હીન્દને સોનુ આપવું પડે છે. અને હીન્દના નામથી હિંદી વઝીર બદલામાં સોનું લે છે ખરુ, પરન્તુ તે હીન્દી સરકરને તો ચાંદીજ આપે છે, એટલે આપણને ભારે ખોટ જાય છે. આવી અયોગ્ય નીતી નાબુદ કરવા અને ગેરલાભમાથી બચવા માટે આપણા દેશમાં પણ ચાંદીને બદલે સોનાનું ચલણ રાખવા માટે લડત કરવાની જરૂર છે. હિન્દનું રીઝર્વ ફન્ડ ઇંગ્લેન્ડમાં હિંદી વઝીરની પાસે પરદેશીઓના ઉપયોગ માટે વપરાય છે જે વ્યાજબી નથી. હિન્દની ઉપજનો ૩/૪ ભાગ લશ્કરી ખાતાના ખર્ચે હિંદના રક્ષણને બ્હાને વપરાય છે એ ઘણું શોચનીય છે. વળી "હોમ ચાર્જીસ" ની રકમમાથી લાખો રૂપિઆ આપણા દેશમાંથી ખેંચી લેવામાં આવે છે, અને એ મોટી રકમમાંથી સંખ્યાબંધ પરદેશી અમલદારના ભારે રકમના પેન્શન અપાયે જાય છે, જે માટે સુધારા કરવાની ખાસ આવશ્યકતા છે. આપણા દેશના અપીલ કેસના ચૂકાદા માટે આપણા દેશમાં પ્રિવી કાઉન્સીલ નથી. એટલે, અને સામાન્ય અદાલતોની કઢંગી વ્યવસ્થા ને રીતીને લીધે, આપણે માટે ન્યાય જેવી ચીજ પણ અત્યંત મોંઘી બનાવી દેવામાં આવી છે. આ બધું સમજવા, અને આપણી કફોડી આર્થિક સ્થીતીની પુનર્રચના કરવા આપણે હવે જાગૃત થવું જોઇએ.

## રાજકીય પરાધીનતા

૧૯૧૯ ના મોન્ટેગુ ચેમ્સ્ફોર્ડના સુધારાએ આપણા દેશને સંતોષકારક પુરતાં સુધારા આપ્યા નથી. એ સુધારા કરતાં આપણી લાયકાત વધારે છે. એ સુધારાનું અધ્યયન કરતાં માલમ પડશે કે અણીને વખતે વાપરવાની સત્તા આપણી પરદેશી સરકાર ગમે તે સમયે નજીવી બાબતો પર પણ સામાન્ય રીતે છુટથી વાપરે છે જે પગનું સારી યે દુનીઆમાં આ પ્રમાણે કોઇ પણ દેશ રાજ્યની વ્યવસ્થા કરવામાં વાપરતું જણાતું નથી. હીંદની મહેસુલના બે ભાગલા પાડવામાં આવ્યા છે–"નોન-વોટેબલ" અને "વોટેબલ" જે પૈકી "નોન-વોટેબલ" ભાગ મહેસુલની સૌથી વધારે રકમોની (લશ્કરી ખર્ચ સુધ્ધા) બનેલો હોય છે, અને તે ઉપર આપણી કાઉન્સીલોને અને વડી ધારાસભાને સુદ્ધાં મત આપવાનો અધીકાર નથી. વળી જે "વોટેબલ"–મત આપવાની છુટ વાળી–રકમો હોય છે તે ઉપર ગવર્નર કે ગવર્નર-જનરલની અગાઉથી રજા સીવાય ચર્ચા કરવા દેવામાં આવતી નથી. કોઇ પણ ખરડો બીન

તરીકે રજુ કરેલ હોય તો પણ અગાઉથી ગવર્નર ને ગવર્નર જનરલ (સ્થળ પ્રમાણે)ની રજા લેવી પડે છે. જો કાઉન્સીલ ને ધારાસભાએ કાંઇ બીલ પસાર કર્યું હોય યા વીરૂદ્ધ હોય તો તે બીલ આપણી સરકાર "સર્ટીફીકેશન" અને "વીટો"ની સત્તાની રૂએ મરજી પ્રમાણે ફેંસી શકે છે—નાબુદ કરે યા ધારે તો અમલમાં લાવી શકે. વળી "ઓર્ડીનાન્સ" ને "રેગ્યુલેશનની સત્તા પ્રમાણે ગવર્નર જનરલ ને ગવર્નરો વડી ધારાસભા અને કૌન્સીલોની સમ્મતી વીના કોઇ પણ કાયદો ૭ મહીના માટે અમલમાં મુકી શકે છે. આવી રીતે કોઇ પણ દેશમાં પ્રજાની સમ્મતી વીના રાજ્યતંત્ર ચલાવવા કાયદો અમલમાં મુકાતો નથી. (આવી રીતના આપણા રાજ્ય બંધારણ સામે વીરોધ દર્શાવવો જોઇએ) હીન્દને પોતાના કાયદા કાનુનો રચવા કે સ્વતંત્ર રીતે રાજ્યબંધારણ કરવા જરા યે અધીકાર નથી, આપણી વીદેશી સરકારની પાર્લામેન્ટ જે બ્રીટીશ વતનીઓની બનેલી છે, અને જે આપણા પર રાજ્ય કરે છે તેમાં આપણા લોક તરફથી ચુંટાયેલા એકે સભ્ય નથી. આપણું રાજકીય બંધારણ અને ભવીષ્ય, બ્રીટીશ પાર્લામેન્ટના સભ્યોની મરજી પ્રમાણે ઘડાય છે. આ વીદેશી સભ્યોમાંથી જુજ અને ઘણા થોડા સભ્યોને હીંદ સંબંધી જ્ઞાન હોય છે, આપણા દેશના સુધારા માટે દશ વર્ષે નીમાયલા કમીશન ઉપર આપણા દેશમાંથી એકે સભ્યને બેસવા માટે અધીકાર નથી! ભલે હીન્દના નેતાઓ સ્વતંત્રતાના બણગાં ફુંક્યા કરે, ભલે આપણા હાલના વાઇસરોય લોર્ડ ઇર્વીને "સંસ્થાનીક સ્વરાજ્ય"ની ઢંઢેરા મારફતે જાહેરાત કરે, ભલે આપણી નોકરશાહી સરકારના મુત્સદ્દીઓ હીંદની "ગોળમેજી પરીષદ" બોલાવી હીન્દ માટે રાજકીય નેમ ચોક્કસ કરવાના વચન આપે, પરંતુ જ્યાં સુધી હીન્દ સંબંધી કોઇ પણ સવાલ બ્રીટીશ પાર્લામેન્ટમાં એમના પક્ષોનો સવાલ થશે નહીં. ત્યાં સુધી હીન્દને સંતોષકારક સુધારા મળી શકશે નહીં, અને જ્યાં સુધી બ્રીટીશ સરકારની સર્વોપરી સત્તા કાયમ રહેશે ત્યાં સુધી હીન્દને સમ્પુર્ણ સ્વતંત્રતા મેળવવી મુસ્કેલ છે. આ માટે હીન્દને હજી વધારે જાગૃત થવાની ખાસ જરૂર છે.

જે હીન્દે દુનીઆની છેલ્લી મોટી લડાઇમાં વીદેશી સરકારને અણીની વખતે સહાય કરી દુસ્મનોનો પરાજ્ય કરી આપણી વીદેશી સરકારને વીજયી બનાવી સર્વોપરી ઠરાવી તે હીન્દને લસ્કરી હથીઆર રાખવાનો સરકાર તરફથી પરવાનો નથી. (આ અન્યાય માટે આપણે ભારે ચળવળ ચલાવવાની સવીશેષ આવસ્યકતા છે.)

## શિક્ષણ પ્રચારની જરૂર

આ સર્વે સુધારાની પુનર્ઘટના માટે કેળવણીનો બહોળો પ્રચાર કરવાનું ખાસ જરૂરનું છે. દુનીઆમાં સંસ્કૃતી ને સમૃદ્ધીમાં અગ્રગણ્ય સ્થાને પહોંચી ગયેલા અન્ય દેશોનું અધ્યયન કરવા અને આપણા હીન્દને યોગ્ય સ્થાને પહોંચાડવા, આપણા હીન્દમાં ઘર ઘાલી બેઠેલા વ્હેમ અને ધાર્મીક ઢંભનું નીકન્દન કરવા, ખેડુત વર્ગથી શરૂ કરી મુડીવાળા વર્ગ સુધી દરેક વર્ગની સ્થીતી સુધારવા, આપણા હીન્દનું રાજ્ય આપણે માટે, આપણા તરફથી પ્રજાના લાભ માટે ચલાવવા, અને અન્ય મોટા દેશોની સાથે સ્પર્ધા કરવા, અને રાજકીય, સામાજીક, ધાર્મીક તેમજ આર્થીક સ્થીની સુધારવા આપણને કેળવણીની સવીશેષ આવસ્યક્તા છે. કેળવણીમાં આપણો પુરુષ વર્ગ પછાત

છે તેમ જ સ્ત્રી વર્ગ તો ફક્ત સેંકડે બે ટકા જેટલો જ કેળવાયેલો છે, જે ઘણું શરમભરેલું છે. ભલે પરદેશી અમલની સત્તા નીચે આપણો દેશ પરતંત્ર હોવાને લીધે આપણને અપાતું શીક્ષણ આપણા આચાર, વીચાર ને રહેણીકરણીને માફક આવે એવું ન હોય, પરન્તુ અન્ય વધારે સારી રીતીના અભાવે હાલમાં આપણને જે શીક્ષણ આપવામાં આવે છે તે કેળવણીની ખાતર પ્રામ કરવું જ જોઇએ. સંસ્કાર, સંસ્કૃતી ને જ્ઞાન મેળવવા કેળવણી લેવી જ જોઇએ જે માટે પ્રાથમીક શીક્ષણ મફત અને ફરજીઆત થવું જોઇએ. જો કે નવા સુધારાને અંગે કેળવણીની વ્યવસ્થા આપણા પોતાના પ્રધાનની દેખરેખ નીચે છે પરન્તુ એના ઉપર સરકારે સર્વોપરી સત્તા કાયમ રાખી છે, એટલું જ નહીં, પણ કેળવણીનો જનસમુહમાં વધારે બ્હોળો પ્રચાર કરવા સરકાર સંતોષકારક જોઇએ એવી દ્રવ્યની મદદ કરતી નથી અને પૈસાની તંગીનું ખોટું બ્હાનું બતાવ્યા કરે છે. એક બાજુ, આપણી વીદેશી સરકાર પ્રાથમીક કેળવણી મફત ને ફરજીઆત બનાવવા કાનુનો ઘડે છે, અને કેળવણીની વ્યવસ્થા હીન્દી પ્રધાનની દેખરેખ નીચે સોંપે છે, ત્યારે બીજી બાજુએ, કેળવણીના ફેલાવા માટે જ્યારે દ્રવ્યની જરૂર પડે છે ત્યારે નાણા ભીડનું બ્હાનું સરકાર હંમેશા બતાવે છે, અને કેળવણીના સંબંધમાં સર્વોપરી સત્તા સરકારની હોવાથી હીંદી પ્રધાન આર્થીક ને રાજકીય પરતંત્રતામાં કેળવણીની પ્રગતી કરવા અશક્ત છે. વીદેશી સરકારને લશ્કરી ખાતાના ખર્ચ વધારવા દ્રવ્ય મળશે, અને એમાં દેશની રૂ મહેસુલ વાપરી નાખશેઃ રેલ્વેનો પ્રચાર કરવા વીદેશી યંત્રો ને સાધનો ખરીદવા પૈસા મળશે, મુંબઇના રેક્લેમેશનના ધોળા હાથી જેવા મોટા કીંમતી અખતરા માટે પુરતું ધન મળશે, નોકરશાહીના અમલદારોને સારાએ જગતમાં અન્ય દેશના કોઇ પણ મોટા અમલદાર કરતાં સૌથી વધારે ને ભારે પગારો ને પેન્શનો આપવા પૈસા મળશે, ખર્ચાળ કમીશનો ને કમીટીઓની નીમણુંક કરવા દ્રવ્ય મળશે, પરંતુ હીંદ માટે, હીંદનું દ્રવ્ય, હીંદમાં, કેળવણીના પ્રચાર માટે સદુપયોગ કરવા પરતંત્ર હીંદ ઉપરની વીદેશી સરકાર નાણાની અછતના ખોટા બ્હાના બતાવ્યા કરશે. આ અને આવી જાતના અનેક અન્યાયો માટે હવે આપણે જાગૃત થવું જોઇએ. પ્રજાને શીક્ષણ આપવા કેળવણીની ખાસ જરૂર છે. પ્રજા કેળવાશે એટલે સમાજના જુના રૂઢી, રીતરીવાજ ને બંધનો નાબુદ થશે. લગ્નની વ્યવસ્થા સુધરશે, અને હાલના લગ્નોમાં જે સ્થાન રૂઢાવા, કુળ ને સીફારસે લીધું છે તેની જગ્યા પ્રેમ, સ્નેહ ને સમ્મતી લેશે, એટલે કુટુંબના કજીઆ–કંકાસ ને કડવાશ આપોઆપ નાશ પામશે. લગ્નસરામાં થતાં ખોટાં ખર્ચ કમી થશે. બાળલગ્નો નાબુદ થશે ને વીધવા વીવાહ ને છુટા છેડાથી પુનર્લગ્ન થવા માંડશે. દંભી ધર્મનું નીકન્દન થશે એટલે વ્હેમ, ઇર્ષા ને કુસંપનો નાશ થશે. સામાજીક સ્થીતી સુધરતાં હીંદની આર્થીક સ્થીતી સુધરવા માંડશે. કેળવણીના પરીણામે આખાએ હીંદની પ્રજા સંસ્કારી સુશીક્ષીત, સુશીલ ને સંપીલી થશે એટલું જ નહીં, પરંતુ, બળવાન, સાહસીક અને હીંમતવાન થશે; એટલે હીંદ પોતાના સ્વાતંત્ર્યના હક્ક માગશે. જ્યાં પ્રજા કેળવાશે એટલે દેશની ઉન્નતી આપોઆપ થશે. અને દુનીઆના પ્રથમ પંક્તીમાં લેખાતા મોટા રાજ્યોની ગણત્રીમાં સ્વતંત્ર દેશ તરીકે મશહુર થશે.



## ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

### પ્રકરણ ૧૨ મું.

## માતાના મનોરથ

રાઘવનુ મિત્રમંડળ વિખુટું પડ્યા પછી રળીયાતે શાંતીથી ઉંઘ લીધી, એણે આવતી કાલે કામ શરૂ કરવાનો જે નીશ્ચય કરી લીધો હતો એનાથી એને ભારે બળ મળી ગયું. રાઘવને મુક્ત કરાવવાની એની ઝંખના કંઈક મુર્ત સ્વરૂપ લ્યે છે એટલો આત્મસંતોષ એ વૃધ્ધ ડોશીને આશ્વાસન આપવા માટે પુરતો થઈ પડ્યો. બીજે દીવસે બપોરે તો પ્રચારક સાહીત્ય સંતાડી રળીયાત મીલમાં ફેરી કરવા માટે ઉજળી ડોશી સાથે નીકળી પડી. મજુરો રાઘવની માને ઓળખતા હતા એટલે કેટલાક એને ખબર પુછવાને બ્હાને એની પાસે આવતા એકે તો દયા પણ ખાઈ લીધી કે રાઘવના જેલમાં ગયા પછી રળીયાતને કેવો-વીચીત્ર ધંધો આદરવો પડ્યો છે કેટલાય-આશ્વાસન પણ આપી જતા હતા અને રાઘવ થોડા વખતમા જ છુટી જશે એવી ખાત્રીપુર્વક વાત કહેતા હતા. કોઈક મેને-જરને થોડીક ગાળો પણ ચોપડતા હતા તો-કેટલાક રળીયાતને નાહક ભડકાવી મુકતા હતા. પણ મજુરોના આ બધા અનુકુળ સંઘમા કેટલાક એવાય હતા જે એમ માનતા કે લોકોને અવળે રસ્તે દોરવા માટે રાઘવને જે સજા થઈ છે એ બરોબર છે. એમાથી એક જણ તો એટલો નફટ હતો કે રળીઆત પાસે આવીને તેણે દાંત ભીસ્યા અને કહ્યું કે "મારૂં જો રાજ ચાલતું હોય તો હું રાઘવને ફાસીએ દઉં મજુ-રોને અવળે રસ્તે દોરવાનો બીજો શું બદલો હોય.?"

આ કર્કશ અવાજ અને બેવફાપણું રળી-યાતના હૃદયમાં સોસરવુ ઉતરી ગયું. મોતની ઠંડી આવે અને ગાત્રો જેમ શીથીલ થઈ જાય એમ રળીયાતના તમામ અંગોમાં-શીતળતા અને કમકમાટી આવી ગઈ. એણે કશો ઉત્તર ન આપ્યો માત્ર એ ટચુકડા આદમી ઉપર કડક કટાક્ષ નજર ફેરવી લીધી.

પણ રળીયાતે તે દીવસે મીલમાં ભારે, ખળભળાટ જોયો મજુરોમાં ખુબ ચર્ચા

થતી પણ લેઇ નાનાં નાનાં ટોળામાં મળી મજુરો ખુબ ખાનગી વાતો કરતા. કેટલાય ગુસ્સામાં યે આવી જતા અને સોગંદ ખાતાં ખાતાં વૈર લેવાની ધમકી આપતા હતા.

એકાદ કોઇ કામદારને એટલામાં જ બે પોલીસોએ પકડયો અને ચોકી ઉપર લઇ ચાલ્યા. રળીઆતે આ નજરે જોયું પાછળ સોએક કામદારોનું ટોળું પોલીસને હળવે હળવે ગાળો ભાંડતું ખુબ ઉશ્કેરાટ અનુભવતું ચાલતું હતું. એક જણે તો મજાકમાં પુછ્યું.

"કેમ ખીરાદર ફરવા જાવ છો?"

"હા. પણ જ્યારે આપણે ફરવા જઇએ છીએ ત્યારે પછવાડે સીપાઇઓ હોય છે." ઉત્તર તુરત જ મળી ગયો—

"ચોર પકડવામાં હવે કંઇ શુકવાર વળતો નથી. એટલે હવે પ્રમાણીક લોકોને પકડવાનો ધંધો માંડયો છે." ટોળામાથી એક તીખ્ખો અવાજ આવ્યો.

"અને એ પણ રાતના અંધારામાં કયાં કરે છે? જુઓને ધોળે દીવસે છડેચોક આપણા ખીરાદરને ઉઠાવી જાય છે ને! આ બેશરમ બદમાશોને જરા આંખની યે ઓળખાણ હોય છે ખરી?"

પોલીસે પણ ટોળાંથી દુર જવા માટે ઝપાટાબંધ ચાલવા માંડયું. ઉપરાત ચોમેરથી આવી ગાળો સાંભળવી કયાં સુધી પરવડે? એટલે ટોળું વટાવી જવાની ઇચ્છા સ્વભાવીકરીતે થાય જ. જાણે કે લોકો બોલે છે એ સાંભળતાં જ નથી એમ પોલીસે વર્તન ચાલુ રાખ્યું.

રળીયાત આગળથી જ્યારે આ સરઘસ પસાર થયું ત્યારે ગીરફતાર થયેલા કામદારે એને નમસ્કાર કર્યા. રળીયાતે માથું નીચું નમાવી નીશ્વસ નાખ્યો. આવા જુવાનજોધ જેવા મજુરોને એક પછી એક હસ્તે મોંએ જતા જોઇ એના હૃદયમાં શુળ ભોંકાયું ટોળાનાં પોલીસ ઉપરના શબ્દ પ્રહારો સાંભળીને એ જરા આનંદમાં આવી ગઇ કારણકે રાઘવના પ્રચારનું એમાં પરીણામ દેખાતું હતું.

ફેરીનું કામ પુરું કર્યા પછી આખો દીવસ રળીયાત ઉજળી ડોશીને ત્યાં જ પડી રહી અને ખુબ ગપ્પાં મારી વખત વીતાડયો સાંજ પડી એટલે એ પોતાને ઘેર આવી. પણ રાઘવ વીનાનું એ મકાન એને સામું ખાવા આવતું હોય એમ દેખાતું હતું. એક ખુણાથી બીજા ખુણા સુધી એને લટાર માર્યા કરી છતાં એને શાંતીથી બેસવાનું કયારેય મન ન થયું. એકલા પડયા પડયા શું કરવું એ જ એને સુઝયું નહીં. રાત્રીનો ઓળો પૃથ્વી પર પડી ચુકયો હતો અને ચોમેર અંધકાર છવાઇ રહ્યો હતો. બારીમાંથી સહેજ નજર ફેંકતાં આકાશમાં તારાઓનાં થોડાંક ઝુમકા વાતાવરણને ઉજળું બનાવવાનો મીથ્યા યત્ન કરતાં હતાં. એના ટમટમાટની સાથે જ રળીયાતને રાઘવ સ્મરણમાં આવ્યો.

સંભાળપુર્વક મુકાતાં પગલાંનો અવાજ અચાનક એને કાને પડયો. ઝપાટાબંધ દોડીને રળીયાતે જ્યાં બારણું ખોલ્યું ત્યાં તો મધુરી ઓરડામાં ચટ લઇને સરી પડી.

"કેમ માજી! આમ મોડી રાતે મહેમાન આવે એ ગમે તો ખરું ને?"

"જરૂર, તેમાં ય જ્યારે આ એકાંત મને ભરખી રહી છે ત્યારે તો તારા જેવી દીકરીનો સાથ મને કેટલી શાંતી આપશે એની તને કલ્પના નહીં આવે, પણ તું બહુ દીવસે મળી. આટલો બધો વખત તું કયાં હતી?"

"હું જેલમાં જઇ આવી. ખીરાદર પ મારી સાથે જ હતો."

"પણ એ કાલે આવ્યો હતો એણે તો તારા વીષે કશા સમાચાર જ મને ન આપ્યા."

"એમાં કહેવાની શી જરૂર હોય માજી! પણ એ ય હમણાં અહીં આવશે. હું ખુબ ઝડપથી અને સાવચેતીથી આવી છું એટલે જરા કપડાં સરખાં પહેરી લઉં."

"તું સાવ ભીંજાઇ ગઇ લાગે છે."

"એ તો ઠીક માજી, પણ હું ચોપાનીયાં લાવી છું."

"લાવ લાવ જલ્દી લાવ હું એની જ ઝંખના કરૂં છું."

પેટ ઉપર વીંટાયેલા કપડાંનો કકડો છોડી નાખી નીચેથી મધુરીએ બધો ય થોકડો બહાર કઢયો. પાતળા કાગળો ઉપર છાપેલાં ચોપનીઆં આખા ઓરડામાં નીચે પથરાઇ પડયાં રળીયાતે બધાને વીણીને એકઠાં કરી લીધાં.

"પહેલાં તને જોઇ ત્યારે એમ થયું કે મધુરી આટલી જાડી કયારે થઇ ગઇ? ખુબ છાપાં ઉઠાવી લાવી છો. પગે ચાલીને આવી કે કંઇ વાહન હતું?"

"અમારે વળી વાહન શાં? જગત જીતવું છે ને વાહનની રાહ જોઇએ તો કેમ ચાલે માજી!"

રળીયાત મધુરીના સામું જોઇ રહી. ચોપાનીયાનો ભાર ઉતરી ગયા પછી એનું જુનું એકલવાયું શરીર મુળ સ્વરૂપમાં દેખાયું. જેલની હાડમારી પછી એના ગાલમાં ખાડા પડી ગયા હતા અને સુંદર આંખોની આસપાસ કાળી રેખાઓ પથરાઇ પડી હતી.

"તું હવે થોડા દીવસ આરામ લે બેટા મધુરી! તુરંગમાં તને ખુબ તકલીફ પડી હોય એમ લાગે છે. આજે તું કેટલો બોજો ઉઠાવીને આવી છે!" રળીયાતે નીશ્વાસ સહીત માથું ધુણાવીને ગદગદ કંઠથી કહ્યું.

"ગમે તે થાય માજી! જે કામ હું કરી રહી છું એ તો ગમે તે ભોગે પુરૂં પાડવું રહ્યું. પણ હવે એ બધું પછી માજી! રાઘવ કેમ છે એ કહોને? જેલમાં જવાનો પ્રસંગ આવતાં એ ગભરાયો તો નહીં જ હોય? એ કંઇ ચિંતાતુર જણાતો હતો કે નહીં?"

રળીયાતના મ્હોં સામું જોયા વીના જ મધુરી આમ પ્રશ્ન પરંપરા છોડયે જતી હતી. એણે માથું નીચું નમાવી દીધું હતું અને એ પોતાના વાળ સરખા કરવામાં એટલી મશગુલ થઇ ગઇ હતી કે એના પ્રશ્નોની અસર વૃદ્ધ માતા ઉપર શું થાય છે એ એણે જોયું જ નહીં.

"તું ખાત્રી રાખજે મધુરી, કે રાઘવ કદી એના પક્ષને બેવફા નહીં જ નીવડે તેમ એ એની જાતને પણ કદી નહીં છેતરે."

"કેવો બહાદુર માણસ!" મધુરીએ સગર્વ ઉદ્દગાર કાઢયો.

"અરે એકે ય દીવસ માંદા પડવાની પણ એને કયાં ફુરસદ હતી! પણ તું કેમ ધ્રુજી રહી છે મધુરી, લે હું સગડી ચેતાવું અને ચ્હા પણ કરી આપું ને?"

"એ તો બહુ જ સારૂં બા! ફીક્કા હાસ્ય સાથે મધુરીએ સ્વાગતનો સ્વીકાર કરવા હા પાડી. પણ તમને તસ્દી પડશે. વળી ખુબ મોડું પણ થઇ ગયું છે—એટલે લાવો હું જ બધું કરી આપું માજી."

"તારો થાક કયાં ઓછો છે દીકરી? માંડ માંડ જરાક આરામ મળે છે એ-તો લઇ લે બેટા!"

રળીયાત તાત્કાલીક રસોડામાં ગઇ અને સગડી પેટાવી દીધી. મધુરી તુરત જ એના શરીરમાં વ્યાપેલી શરદી ઉડાડવા ખુબ શેક કરવા લાગી અને પરીણામે વાણી અને વાતાવરણ બન્નેમાં ગરમી આવતી ગઇ.

"ખરેખર, મને થાક તો લાગ્યો છે. ગમે તેમ તોય જેલ એટલે જેલ એ કંઇ થોડું મોસાળ છે કે મજા પડે? ખાસ કરીને ફરજીયાત નીવૃત્તી તો માનસના ભાંગીને ભુક્કો કરી નાખે છે. એના જેવું ઘાતક બીજું એકેય તત્વ નથી. તેમાંય જ્યારે આપણે જાણીએ છીએ કે ઘોડબંધ કામ કરવાનું બાકી છે, લોકો ઝીલવાને પણ તૈયાર છે એવે સમય કાંઇ પણ કામ કરવા ન દેવાની સજા શું ઓછી ભયાનક છે? પશુઓની પેઠે આમ પીંજરામાં પુરાઇ રહેવું કેમ સહન થાય? આ નીષ્ક્રીયતા હૃદયને શુષ્ક બનાવે છે એ મનોસંયમની પણ ભારે કારમી કસોટી કરે છે."

"અને આનો તને કોણ બદલો આપવાનું છે બેટા?" રળીયાતે ખીન્નતા ભરેલા અવાજે પુછ્યું અને ઉત્તર પણ એણે જ આપી દીધો. "ઇશ્વર એની અચુક કદર કરશે. પણ તું કયાં ઇશ્વરને માને છે!"

"હું એવાં કાલ્પનીક પ્રાણીમાં જરૂર નથી માનતી." મધુરીએ ઝટ લઇને કહી નાખ્યું.

"એટલે જ મને તમારા કોઇમા શ્રદ્ધા બેસતી નથી." અચાનક રળીયાતનો પુણ્ય પ્રકોપ ભભુકી ઉઠયો. ખુબ શ્રદ્ધાના ઉછળતાં પુરની પેઠે એણે મધુરી ઉપર ઓચીંતો હુમલો કર્યો. "તમને તમારા ધર્મ ઉપર જ શ્રદ્ધા નથી તો પછી ખીજામાં શ્રદ્ધા શી રીતે રહેશે? ઇશ્વર ઉપર અસ્થા વીના આ બધી હાડમારીઓ સહન કરવાનું બળ કયાંથી આવશે?"

પણ ઇશ્વર ઉપરનો ઉભરો આગળ ધપે એટલામાં તો બહાર કોઇનાં પગલાંનો અવાજ આવ્યો. મધુરી એકદમ સફાળી ઉઠી પણ રળીયાતે એને રોકી.

"સબુર કર! વખતે પોલીસ હોય તો!"

"તો તમે એમ કહેજો માજી! કે હું આ ઘરમાં ભુલથી આવી ચડી અને મને મુર્છા આવી ગઇ! તમે મારાં કપડાં ઢીલા કરવાનો પ્રયત્ન કરતાં આ છાપાંઓ નીકળી પડયાં! એમજ કહેજો હોં!

"મધુરી! તું ગભરા નહી. વખતે જોરાવર આવ્યો હશે!"

અને ખરેખર એ જોરાવર જ હતો. એના કપડાં પણ ભીંજાઇ ગયેલાં હતાં. એણે તુરત જ સગડી પાસે જઇને શરીરને શેકયું અને ભીનાં કપડાં કાઢતાં કાઢતાં કહ્યું.

"મધુરી તું આવી ગઇ હશે એમ હું ધારતો જ હતો." એનો ઘોઘરો અવાજ રસોડાના ખુણેખુણામાં પથરાઇ પડયો. વાતો કરતાં કરતાં જ એણે થીજી ગયેલાં અંગોમાંથી ઠંડી ઉડાડી.

માજી, આ છોકરી તો પોલીસને એક કાંટાની પેઠે ખુંચે છે. જેલના એક અમલદારે એનું એક વખત અપમાન કર્યું અને પછી તો મધુરીએ એવો જંગ જમાવ્યો કે જ્યાં સુધી એ અફસર એની માફી ન માગે ત્યાં સુધી ભુખ્યા રહેવાનું એણે ચાલુ રાખ્યું. માજી! આઠ દહાડા સુધી આ છોકરી ખાધા પીધા વીના પડી રહી. અને મોતને આરે આવી ઉભી તોય એનો નીશ્ચય એણે છોડયો નહીં. આ નાનકડા પેટમાં એણે કેટલો ખોરાક સંઘરી મુકયો હશે?

"મધુરી! શું ખરેખર તેં આઠ દહાડા આવા કડક ઉપવાસ ખેંચી કાઢયા હતા?" રળીયાતે આશ્ચર્યચકીત પુછ્યું.

"એ બેવકુફે આખરે માફી માગી!" ખભા ઉંચા કરીને બેદરકારીથી મધુરીએ ઉત્તર આપ્યો.

"ધારો કે તે અખતરો કરવા જતાં તું ગુજરી ગઇ હોત તો"?

"તો એમાં હું શું કરૂં, અપમાન ગળી જવું એના કરતાં તમને મૃત્યુ વધારે બહેતર નથી લાગતું ?" મધુરીએ નિશ્ચયાત્મક અવાજે પડકાર કર્યો.

"તારૂં કહેવું તો ખરૂં છે, સ્ત્રીઓ—આપણે સ્ત્રીઓ તો રોજ અપમાન ગળી જવામાં જ જીવન વીતાડીએ છીએ ?"

આમ રળીયાત અને મધુરી સગડીની આસપાસ બેઠી દીલની વરાળ કાલવતાં હતાં એટલામાં કપડા બદલાવીને જોરાવર પણ ચર્ચામાં ભળ્યો.

"ચાલો હવે હું મારો ચા પી લઉં ! મારા બાપાને દીવસમાં દસ બાર વખત ચા પીવાની ટેવ હતી અને એથી જ એ વધારે વર્ષો જીવ્યા એમ હું માનું છું! એને કદી નખમાંય રોગ લાગુ પડયો નહોતો એ પણ ચ્હાનો જ પ્રતાપ! વજનમા પણ ત્રણસો ને વીસ રતલ જેટલો માનપ્રદ બોજો એનું માંસલ શરીર ધારણ કરતું હતું"

"હું તો તમારા બાપને ત્યારે બરોબર ઓળખું છું." રળીયાતે કહ્યું "અમે એક જ ગામમાં રહેતાં.—"

આમ આનંદ અને મજાકમા થોડો વખત ચાલ્યો ગયો—ચા પીધા પછી પ્યાલા રકાબીઓ સાફ કરવાનું કામ મધુરીએ માથે લીધું પણ એનો અવાજ રળીયાતને રાઘવનુ સ્મરણ કરાવવા માટે પુરતો હતો રાઘવનું મીત્રમંડળ જામ્યું હોય, ગરમ ચર્ચાઓ ચાલતી હોય અને રળીયાત ચ્હાના પ્યાલા માંજતી માંજતી એ બધું સાંભળ્યે જતી હોય! આ બધાય પ્રસંગો એની આંખ આગળ એક પછી એક ખડા થવા લાગ્યા. રળીયાતની આંખ અશ્રુઓથી ભીની થઇ. મધુરી પણ કામ પુરૂં કરી એની પાસે આવી આશ્વાસન આપવા લાગી.

"ત્યારે હવે માજી, હું તો જઇશ, અગીઆર તો થઇ ગયા"

"ક્યાં? શહેરમાં પાછી જઇશ?"

"હા સ્તો"

"તું શું વાત કરે છે. આવું અંધારૂં ઉપરાંત વરસાદનાં ઝાંપટાં શરૂ છે. અને તું ખુબ થાકી પણ ગઇ છે, આજે રાત તો તું અહીંયાં જ રહીજા મધુરી!"

"નહીં! નહીં! એમ બનેજ નહીં! જવું જોઇએ"

"એ અહીંઆ રહે તો વળતે દહાડે પોલીસ એને એમની મહેમાનગતીનો સ્વાદ ચખાડે." જોરાવરે ખરૂં કારણ સમજાવી દીધું.

"અરે પણ આ વનવગડો વીંધી ગઉંગમાં કેમ પહોંચાય?"

"માજી, તમે હવે ચિંતા ન કરો અને હું તો આ ચાલી!"

"પણ જો તમે રાઘવને મળવા જાવ તો માજી, જરૂર એને મારાં સંભારણાં કહેજો હો!" એટલું કહેતાની સાથે જ મધુરી રળીયાતને ભેટી પડી.

"તમે બહુ માયા બતાવો છો માજી." એટલું કહીને એ અંધકારમાં અદ્રશ્ય થઇ ગઇ.

મધુરી અને અંધકારને બારણા બહાર રહેવા દઇ રળીયાત ફરી એના ઓરડામાં આવી. વરસાદની વાછટ બારી ઉપર પડતી હતી અને એનો અવાજ આખાય વાતાવરણની શાંતીને વીંધી નાખતો હતો. જોરાવર હજુ બેઠો હતો. રળીયાતના હૃદયમાં હજુ મધુરીનું જ ચિંતવન હતું એના બેસી ગયેલા ગાલ, ઉતરી ગયેલી આંખો, થાકીને તુટી પડતું શરીર—પણ છતાં કેટલી ત્વરીત ગતી—કેટલી સીદ્ધાંતભક્તિ—એક પરીવર્તનની પાછળ આવા કેટલાય પ્રાણતત્વો ચીમળાઇ ગયાં હશે—ઉગતાં જ આથમી ગયાં હશે—એનો ઇતીહાસ પણ કોણ લખે!

"તુરંગમાંથી આવ્યા પછી એનું પાતળું છતાં ય મજબુત શરીર છેક પીંખાઇ ગયું છે. મને તો એમ લાગે છે કે એનાં ફેફસાં પણ ખરાબ થઇ ગયાં હશે. એના ચહેરા ઉપર પણ ક્ષયની નીશાનીઓ જણાઇ આવે છે." જોરાવરે ગંભીરતાથી કહ્યું.

"ઉપરાંત એ મુળ કોઇ શ્રીમંતનું ફરજંદ છે. કહે છે કે એનો બાપ જેટલો માલદાર છે એટલો જ બદમાશ છે. પણ તમે જાણતાં તો હશો કે એ બન્ને પરણવા માગે છે?"

"કોણ બન્ને?"

"રાઘવ અને મધુરી"

"પણ પરણે તે કયાંથી? એક જેલમાંથી છુટે ત્યાં બીજે જેલમાં જાય–આમ બન્નેને મળવાનો સમય જ કયાં મળે છે?" જોરાવરે સહજ વાતની પેઠે કહી દીધું.

"મને એ વાતની ખબર નથી. રાઘવે કદી એ વાત મને કહી યે નથી. પોતાને વીષે એક નાની સરખી વાત કરવાનો ય રાઘવને ક્યારે વખત મળ્યો છે?"

રણીયાતને એમ લાગ્યું કે મધુરી એકલી ગઇ એના કરતાં જોરાવરે સભ્યતાની ખાતર પણ એની સાથે જવું જોઇતું હતું.

"તમે એની સાથે જઇ એને મુકી આવ્યા હોત તો?"

"એ કેમ બને? મારે અહીંઆ બે દહાડાનું કામ છે એ પતાવવું જ પડે. મને ય દમનો વ્યાધી છે અને મારે માટે હજુ અડતાલીસ કલાક ચાલવાનું જ નીર્માયું છે."

રણીયાતને તો મધુરી શીવાય બીજું કંઇ જ આંખ આગળ તરતું જ નહોતું. એને એમ થયું કે પારકાં માણસે બન્ને વચ્ચેના પ્રેમ વીષે ખબર આપ્યા એના કરતાં રાઘવે જ એ કહ્યું હોત તો કેવું સારૂં લાગત. માતા તરીકે એ આનંદમાં પોતે સંમત છે એમ રાઘવ જાણે એ ય રણીયાતને મન મોટી વસ્તુ હતી.

"ઘણી લાયક છોકરી છે માજી, એનામાં ખાનદાનીનો પણ અંશ ભર્યો છે–તમને એને માટે ખુબ લાગી આવે છે એ હું જોઇ શકું છું–સમજી શકું છું. પણ એનો અર્થ શું છે? અમારા બધા માટે આવો લાગણીનો ઉભરો લાવ્યા કરશો તો પછી તમારાં અંતઃકરણમાં જગ્યા ટુંકી પડશે. અમારી જીંદગી આમ જ ખતમ થવાની માજી! ઉપરાંત વીપ્લવવાદી લગ્ન કરે તો ય વીપ્લવ સાથે જ–એને દુનીઆદારીનાં લગ્નો ભારે અડચણમાં મુકે છે. પતી અને પત્ની બન્નેને બોજારૂપ નીવડે છે. અને આખરે વીપ્લવના માર્ગમાં ય નડે છે. મારે ય એક ઘણી ખુબસુરત ઔરત હતી. આવા રઝળપાટનાં થોડાં વર્ષોએ એને અકાળે મોતના ઝડબાંમાં ધકેલી દીધી."

રણીયાત તો આ જુવાન માણસના મ્હોં સામું જોઇ રહી. જોરાવર તો એના વીરહની, સંસ્મરણોની, ચુંથાઇ ગયેલાં સ્વપ્નાંઓની અનેક વરાળો કાઢયે જ જતો હતો. આવા અનેક છોળ મારતાં જીવન ઝરણાંઓ મુડીવાદના કારમા સંચામાં કેમ શોષાઇ જાય છે એ કહેવાનું ય એ ચુકતો નહોતો. માનવીની બેવફાઇ, સત્તના સાંડસા, સીતમની પદ્ધતીઓ વીગેરે અનુભવો એણે ખુબ ઉકળાટ સાથે ઉખેળ્યા.

"પણ હવે આપણે આજના કામ ઉપર આવીએ." જોરાવરે એકાએક વાર્તાલાપનો પ્રવાહ બદલ્યો. એમ કહેતાંની સાથે જ એનો ચ્હેરો પણ પલટાયો. ભાવનાને બદલે એના ઉપર ગાંભીર્યની છાંયા ઢળી.

વાતોમાં ઘણો ય વખત નીકળી ગયો. કામની સાથે જન્મભુમી, એનાં રળીયામણાં ખેતરો, નાની નાની હરીયાળી ટેકરીઓ

અને એવાં અનેક જુનાં સ્મરણોએ પણ ખુબ કલાકો લીધા.

"તમે હવે થાકી ગયાં હશો માજી, હું પણ હવે સુઇ જઇશ." ઔશાવરે આખરે શરીરને થાકનો અધીકાર આપ્યો.

સવાર પડતાંની સાથે જ ઔશાવરનો પ્રશ્ન કાન પર અથડાયો.

"ધારો કે તમને પોલીસ પકડે અને પુછે કે આ બધાં ચોપાનીયાં તમને કોણે આપ્યાં તો શું કહેશો?"

"તો હું કહીશ કે એની તારે શી પંચાત છે?"

"પણ એ જવાબથી પોલીસને સંતોષ થઇ જશે એમ માની લેવાનું કંઇ જ કારણ નથી. ઉલટું પોલીસ એમ સમજી જ લેશે કે આ પ્રચારની પછવાડે કોઇક ભેજાંઓ કામ કરે છે. તમને પ્રશ્નો પુછવામાં ય એ ખુબ કાબેલીયત વાપરશે, સમજ્યાં!"

"તો પણ હું ખરી વાત નહીં જ કહુ."

"તો તમને ય જેલમાં ધકેલી દેશે."

"એ વળી સૌથી સારૂં. હું ઇશ્વરનો ઉપકાર માનું જો મને જેલમાં જવાનું માન મળે તો–પણ મારી કોઇને જરૂર નથી–હું નિરૂપયોગી પ્રાણી છું–"

"દરેક વ્યક્તિએ પોતાની ઉપયોગીતા ઉભી કરવાની રહે છે."

આમ સવારનો પ્રહર પુરો થવા આવ્યો. રળીયાતે આખરે નીર્ણય કરી લીધો હતો. એ બબડી: દરેકને માટે જીવન કલહ એ કારણ વસ્તુ છે. ઉપરાંત સમજદાર માણસને માટે તો જીવન જરૂર આકરૂં છતાં ય સહેલું છે. પણ હું ઝાઝું જાણતી નથી એ જ દુઃખ છે ને? માત્ર આ બધા ભલા માણસો શું માગે છે એ જ હું તો જાણું છું."

"તમે જો એટલું જ સમજો તો તમારી સૌને ખુબ જરૂર છે એમ તમે સમજશો." ઔશાવરે શ્રદ્ધા પુરવા કહ્યું.

રળીયાતે એની સામું જોયું અને કંઇ પણ ઉત્તર આપ્યા વીના માત્ર મીઠું હાસ્ય જ કર્યું. અપૂર્ણ.

## ગોળમેજીની નીષ્ફલતા

ચાલુ મહીનામાં લંડનના ઐતીહાસીક રાજમહેલમાં શરૂ થનારી ગોળમેજી પરીષદને કપાળે લખાયલો નીષ્ફળતાનો સ્પષ્ટ લેખ, અત્યારથી જ નર્યા ભડભડતા શબ્દોમાં નજરે પડે છે. જે પરીષદમાં હીંદુસ્થાનની પ્રજાએ પસંદ કરેલા પ્રતીનીધીઓ ન હોય, પરંતુ સામ્રાજ્યવાદના પ્રતીનીધીએ પોતે પસંદ કરેલા, ખુશામદીઆ અને ગદ્દારીતનો વીરોધ કરવાના ધંધા માટે નામચીન બનેલા અમીચંદો જ ચર્ચા કરવા બેસવાના હોય, તે પરીષદ કદી પણ સફળ બની શકે જ નહીં. એવા માણસોને પ્રજાનું પીઠબળ ન હોય, સામ્રાજ્યવાદના પ્રતીનીધીઓ સાથે તેઓ સમાનતાના ધોરણે નહીં પણ ગોળમેજીમા નોતરૂં આપી પોતાની ઉપર ઉપકાર કરનારાના ઉપકારભાર નીચે દબાયલા, પોતાને ઉતરતા દરજ્જાના માનવાની મનોદશા સાથે બેસવાના હોય, સંપુર્ણ સ્વતંત્રતાની કલ્પના પણ જેમને મુંઝવે એવું બીકણ મવાળ માનસ જેવું હોય, તેવા માણસોનું ટોળું હીંદુસ્થાન જેવા વીશાળ દેશની જનતાને સંતોષ ગમે તેવું બંધારણ મેળવી જ ન શકે એ તો સામાન્ય દ્રષ્ટીએ જોતાં પણ સમજી શકાય તેવી વાત છે.

પરંતુ એંગ્લો ઇન્ડીઅન અને બ્રીટીશ પત્રકારો, તેમજ નોકરશાહી અને બંધા સામ્રાજ્યવાદી બ્રીટીશ મુત્સદીઓ જેમને હીંદના 'પ્રતીનીધીઓ'ના ઉજળા નામે ઓળખાવવાનો આડંબર કરી, જગતની જનતા સમક્ષ તેમના નામનો ઢંઢેરો પીટાવી રહેલા છે, તેમનાં ઇંગ્લંડને આંગણે અત્યાર પહેલાં જે અપમાનો થઇ રહ્યાં છે, અને હજી તેમને માટે ભાવીના ગર્ભમાં અપમાનોની પરંપરાની જે હારમાળા છુપાયલી છે, તે પણ અક્કલવાળા મનુષ્યોની આંખ ઉઘાડવા માટે પુરતું છે. જો એવા નોકરશાહીની મીઠી નજરથી નીમાયલા ખુશામદીઆ મવાળોને બદલે, હીંદી પ્રજાના પસંદ કરેલા પ્રતીનીધીઓ લંડનને કીનારે ઉતર્યા હોત તો, તેમની પાછળના સંગીન પ્રજામતના સદ્ધર પીઠબળને પારખીને જ બ્રીટીશ જનતાએ તેમ જ મુત્સદ્દીવર્ગે, સંસ્થાનોના પ્રતીનીધીઓના જેટલું જ તેમનું સન્માન જરૂર કર્યું હોત–તેમ કર્યા વીના તેમનો છુટકો જ ન થાત.

અને એ કહેવાતા 'પ્રતીનીધીઓ'ની નીમણુંક કેવા આંકડાઓને આધારે થયેલી છે તે પણ જાણવા જેવું છે. ગોળમેજીની નીષ્ફળતાનો પ્રબળ પુરાવો એમાંથી જ સાંપડી શકે છે.

બ્રહ્મદેશની સાથે ગણતાં સમસ્ત હીંદની જનતા ૩૧૮,૯૪૨,૪૮૦ જેટલી છે. જેમાં બ્રીટીશ હીંદની વસતી ૨૪૭,૦૦૩૨૯૩ અને દેશી હીંદની વસતી ૭૧,૯૩૯,૧૮૭ છે. તેમાંથી દેશી હીંદના તો ૧૬ પ્રતીનીધીઓ નીમી દીધા જ છે. જેમાં પ્રજામતનો પડઘો પાડવા માટે એક પણ પ્રતીનીધીને પસંદ કરવાની ઉદારતા કહેવાતા સમાજવાદી કામદાર પક્ષના સુત્રધારોએ સુદ્ધાં બતાવી નથી. જો કે જગતની સાર્વદેશીય ટેકરી ઉપર ઉભા રહીને શાહીવાદના તેમજ આપખુદ સત્તાવાદના વીરોધીઓ તરીકે તેમણે અત્યાર અગાઉ અનેક વખત પોતાને જાહેર કર્યા છે!

હવે બ્રીટીશ હીંદની વસતીનું પ્રમાણ જોઈએ તો તે આ પ્રમાણે છે:

| | |
|---|---|
| હીંદુ | ૧૬૩,૧૪૪,૭૦૦ |
| બૌધ્ધો | ૧૧,૫૯૦,૬૧૫ |
| મુસલમાન | ૫૯,૪૪૪,૩૩૧ |
| મુળવતનીઓ | ૬,૬૦૪,૧૬૭ |
| શીખ | ૨,૩૬૭,૦૨૧ |
| ખ્રસ્તીઓ | ૩,૦૨૭,૮૮૧ |
| જૈન | ૪૫૫,૮૫૫ |
| પારસી | ૮૮,૪૬૪ |
| જ્યુ | ૧૯,૨૨૧ |
| અંગ્રેજી બોલી જાણનાર | ૩૦૮,૭૦૧ |
| બીજા | ૧૭,૭૪૫ |

[૭ કરોડ જેટલા અંત્યજોનો આ ગણનામા હીંદુઓની સાથે સમાવેશ થાય છે.]

આમાથી જૈનોને, મુળ વતનીઓને, જ્યુને તેમ જ બીજી પ્રજાને કશું જ સ્થાન નથી. જ્યારે લગભગ મુસલમાનો જેટલી સંખ્યાના અંત્યજોના માત્ર બે જ માણસોને પસંદ કરવામાં આવ્યા છે. ત્યારે ૮૮ હજાર જેટલી પારસી કોમના ૩ માણસોને પસંદગી મળી છે! આવું પસંદગીનું આખું યે તત્વ તપાસતાં તેમાં રહેલી પક્ષપાત ભરી નીતી તો સુર્યના પ્રકાશ જેવી સ્પષ્ટ જ તરી આવે છે. પરંતુ ખાસ કરીને ખેડુતો અને કામદારવર્ગને અને તેમાં યે વીશેષે કરીને ખેડુતો—જે આ દેશની વસતીના ૮૦ ટકા જેટલા છે—ને તો વીસારી જ દેવામાં આવ્યા છે. આ ઉપરથી બ્રીટીશ મુત્સદ્દીઓ શીક્ષીત હીંદીઓની આજ સુધી કર નીંદા કરી, પોતાને 'ખેડુતોના' અને અંત્યજોના રક્ષક તરીકે મનાવવાનો જે વારંવાર દાવો કરે છે, તે કેટલો નીરાધાર અને કેવો દંભી છે તે બરાબર પુરવાર થાય છે. કામદાર આલમને નામે જે બે માણસોને લંડનમાં ભડકવવામાં આવનારી એ ભગાયમાં નીમવામાં આવ્યા છે, તેઓ પણ કામદરોના સચા પ્રતીનીધીઓ તરીકે પુરવાર થયા નથી, પરંતુ રામ્સે મેકડોનાલ્ડની મીત્રમંડળીને માફક અંત્રે તેવા મવાળ માણસો તરીકે તો જરૂર વીખ્યાતીને વરેલા છે જ!

હીંદી રાષ્ટ્રીય મહાસભાને માનનારાઓની સંખ્યા બ્રીટીશ હીંદમાં સહુ કરતાં વીશેષ છે એ તો નીર્વીવાદ સત્ય છે. અને એ સંસ્થાએ તો લંડનના જલસાનો સંપુર્ણ બહીષ્કાર જ કરેલો છે, એટલે બીજા જે હીંદુ મુસલમાન ભાઈઓને લોર્ડ ઇરવીને નોતરૂં આપ્યું છે, તે તો ખાસ કોમીવાદની કુકડા લડાઈ લંડનના ગોળમેજ ઉપર થાય એ હેતુથી જ. બાકી તમામ પ્રતીનીધીઓનું સામટું પૃથક્કરણ કરીએ તો જમીનદારે, કારખાનાવાળાઓ, મુડીવાદીઓ, બ્રીટીશ વ્યાપારીઓ, સરકારી નોકરો અને મુડીવાદી સામ્રાજ્યવાદને જ આખો માંચાન ટેકો આપનાર દેશી ખ્રીસ્તીઓનું જ ભરણું દેમાં ભરવામાં આવ્યું છે. આવો શંભુમેળો કદી પણ સફળતા મેળવી શકે એ અશક્ય જ છે.

છતાં શક્યાશક્યતાનું સરવૈઉં કાઢીએ તો લંડન ગએલા હીંદી 'ગોળમેજીઆઓ' કોમી વીખવાદ ઉપરાંત ગોરા અને ઘઉંવર્ણા મુડીવાદના અંગત હીતાહીત માટે ઝઘડાઓ કરશે, જમીનદારો ખેડુતોને કાયમના કચડાયલા રાખવાના પ્રયાસ કરશે, કારખાનાવાળાઓ અડધી ભુખે મજુરી કરતા કામદારોને કાયમની દુર્દશામાં દબાવી મારવાની તજવીજ કરશે, અને 'તાજ'ના મીત્રો બનવાનાં ફોકટ ફાંફા મારનારા હીંદી રાજાઓ માત્ર પોતાની એડી

નીચે છુંદાતી એકલી સાત કરોડ જેટલી જનતાની જ પરાધીનતા માટે અમરપટા લખાવવા મથશે એટલુંજ નહીં, પણ સમસ્ત હીંદની બત્રીસ કરોડ પ્રજાને સામ્રાજ્યવાદની એડી નીચે હમેશને સારૂ કચડાતી રહેવાની હીમાયતમાં આકાશ પાતાળ એક કરશે. હીંદમાં અલસ્ટર બનવાની એમની હોંશ પુરી પાડવા માટે, અલ્સ્ટરીઆ આગેવાન એડવર્ડ કાર્સનની મફક પોતાના વેરવીખેર લશ્કરી બળને ઢીલાપોચા સામ્રાજ્યવાદીઓની સામે ખડું કરવાની એ પોલી ધમકીઓ આપવાનાં નાટક તેઓ ગોળ વીંટી ભાણમા ભજવશે.

એનુ પરીણામ સફળતામાં આવવાનું નથી જ. તેમ છતાં માની લો કે, જે શંભુમેળાનું ભરણું લંડનમાં અત્યારે ભરાયું છે, તેને પોતાના ધોરણે સ્વસંતોષ મેળવવા જેટલી સફળતા મળે તો પણ તેથી ૨૮ કરોડ ખેડુતોને જરાએ લાભ થવાનો નથી, લાખ્ખો કામદારોને તલમાત્રે સંતોષ થવાનો નથી, અને સ્વતંત્રતા માટે ઝંખતા કરોડો લોકોને તો એ સમાધાનની પરવા પણ નથી. હા, તેમના સમાધાનથી ૭૦૦ દેશી રાજાઓને, થોડાક લાખ જાગીરદારોને અને કેટલાક હજાર મુડીવાદીઓને થોડો ઘણો સંતોષ થશે. બાકી તો કોમીવાદીઓને પણ સંપુર્ણ સંતોષ થાય તેવો તોડ કાઢવાની ગોળમેજીમાં જરા યે તાકાત નથી એવી ભવીષ્યવાણી અમે બેધડક ઉચ્ચારવાની હીંમત, તેના તમામ સંજોગોની ગણતરી પછી કરીએ છીએ.

પરંતુ આ તો માત્ર એક જ દીશા તરફ દ્રષ્ટી દોડાવતાં દેખાતા ચીત્રનાં જ આપણે દર્શન કર્યાં. ગોળમેજીના સંબંધમાં વીલાયતી વાતાવરણમાં કેવાં ઘનઘોર વાદળાં વારંવાર ચડ ઉતર કરે છે તે તો હજી આપણે તપાસ્યું જ નથી. તે હવે જોઇ જઇએ.

મવાળ મુત્સદીઓના કલમદાર કારકુન બનેલા મી. પોલ્સનના પોતાના જ શબ્દોમાં કહીએ તો, ગોળમેજી તરફ સામાન્ય અંગ્રેજો તો ઉદાસીનતાની જ નજરે જુએ છે: કહો કે તેમને એની પરવા જ નથી. બીજો એક વર્ગ આ બધી વાતોમાં રસ લે છે, તેને એ શંભુમેળામાં હૈદોસ હૈદોસ કરતા, મફતની મુસાફરીની અને વીલાયતી વૈભવ વીલાસની મોજ ચાખવા દોડેલા, અનેક હીંદીઓ કોણ છે, તેની જરા જેટલી જાણ નથી. સામાન્ય રીતે તેઓ એટલું માને છે કે, હીંદને નામે ઢસડી લાવવામાં આવેલાઓ ખુશામદીઆઓના ટોળાં જેવા છે. ત્યારે મુત્સદ્દીગીરીમાં પાવરધા અને સક્રીય ભાગ ભજવનારાઓની એવી ગણતરી છે કે, સહુથી પહેલા હીંદુ-મુસલમાનોને અથડાવી મારીને ગોળમેજીના રબ્બરી ફુગ્ગાને જોત જોતામાં સમાવી દઇશું, છતાં ધારો કે કોઇક અકલ્પ્ય સંજોગબળને લીધે કોમીવાદીઓની સંકુચીત કોમીવૃત્તી મોળી પડી, તો રાજાઓ, જાગીરદારો વગેરે ક્યાં નથી? રાજરમતમાં બ્રીટીશ મુત્સદ્દીઓની પોતાની જીત માટે એમની ઉપર- પોતાનાં જ થઇ ચુકેલાં એ પ્યાદાં ઉપર તો આખરી નજર ઠરેલી જ છે! પરંતુ આટલી સમીક્ષાથી વીલાયતી વાતાવરણના સમાપ્તી કરી શકાય તેમ નથી. આ બધા જ વર્ગોથી પર એવો ચુસ્ત મુડીવાદી શાહીવાદીઓનો એક એવો પ્રબળ પક્ષ ત્યાં છે કે જે હીંદીઓની સ્વતંત્રતાની ભાવનાને પળવારમાં પીલી-કચડી નાખવી એ તો રમત વાત માને છે. જનરલ ડાયરના એ સગા પીત્રાઇઓની પાસે લાખ્ખોની સંખ્યામાં ખપતાં વર્તમાન પત્રોની પરંપરા છે. તેમની કલમમાં નીકળતાં શબ્દ મૌક્તિકો ચરીને પોતાની વીચાર

સરણી ધકનારા લાખ્ખો મુડીવાદીઓ ગ્રેટ બ્રીટનમાં પડેલા છે, જેમને હિંદમાંથી મોટાં વ્યાજ મેળવવાની, વ્યાપાર માર્ગે કરોડોના નફા મેળવવાની અને પોતાના સંતાનોને સારૂ હજારોના પગારોની નોકરીઓ પટકાવવાની ઇચ્છા સીવાય બીજો કશો વીચાર જ થતો નથી. એ વર્ગને હીંદમાંથી નીવૃત્ત થયેલા—હજી પ્રતી માસે હીંદમાંથી મળતા પેન્શન અને પગારો ઉપર જીવનારા, ફુલેલાતા આપખુદ અમલદારોનો સાથ છે, અને તે બધું માળખું હીંદમાં અત્યારે નોકરી કરી રહેલા હેગ, હોટસન અને ઉમીલ્ટનોના સ્થાન પરના તાજા અનુભવના આધાર ઉપર ઉભું થયું છે. તેમને તો આવી નીર્જીવ ગોળમેજી મજે તેટલું એ પરવડતું નથી, એટલે જન્મતા પહેલાં એની ડોકી મરડી નાખવા માટે જ તેઓ ટાંપીને બેસી રહ્યા છે. તે માટે મેકડોનાલ્ડની મીત્રમંડળીની સામે નવી વરણીની ખુલ્લી તલવાર તેઓ અણીની વેળાએ વારંવાર ચમકાવે છે જ!

વળી ગોળમેજીની સામે કોઇ પણ જાતનું નીશ્ચીત ધ્યેય નથી, કે ચોક્કસ થયેલો કાર્યક્રમ પણ નથી. જુદી જુદી કમીટીઓને નામે બહુ બહુ તો એને ખોરંભે નાખવાની જ ત્યાં યુક્તીઓ રમાશે. દરમીયાન બેકારી, સોવીયટ રશીયા અને સામ્રાજ્ય તુટી પડવાના બાકોમાંથી ગમે તે એક અનુકુળ પ્રસંગને ઝડપીને કોન્ઝરવેટીવો નવી વરણીમાં મોટી સંખ્યામાં ચુંટાઇ, સત્તાનાં સુત્રો પોતાના હાથમાં લેશે જ, અર્થાત્ પરીણામકારક પગનું ભરવાની ઘડીએ કામદાર પક્ષને હાથ ધોતા રાખી કટ્ટર સામ્રાજ્યવાદીઓ લંડનના સીંહાસન ઉપર ચઢી બેસશે, અને પછી ફીલ્લીપાઇનવાસીઓને અમેરીકન સામ્રાજ્યવાદીઓએ ટોલ્લે ચડાવ્યા તેમ કે આયર્લેન્ડના પ્રશ્નને બ્રીટીશ પાર્લામેન્ટમાં અનેક વખતે ચુંથી નાખવામાં આવ્યો તેમ આપણા મવાલ મીત્રોના અનેક સાવચેતીઓની સાંકળોથી જકડાયલા સાંસ્થાનીક સ્વરાજના સવાલને તેઓ છેવટે ચુંથી નાખવાના!

## સ્વાશ્રયમાં સ્વતંત્રતા

એટલે હીંદીઓએ નક્કી સમજવું રહ્યું કે, લંડનની ભુમી ઉપર સાંસ્થાનીક સ્વરાજ કે સ્વતંત્રતા એકેયનું સર્જન થવું દુર્લભ છે. તે માટે તો આ દેશમાં જ લડત કરવી પડશે. હીંદીઓની સ્વતંત્રતાનું સાચું સર્જન હીંદમા જ થશે અને તે પણ હીંદીઓને હાથે જ. તે માટે આપણે અહીં રહે રહે સ્વાશ્રયી બનવું પડશે. જે સ્વરાજથી દેશના કરોડો ખેડુતોને, લાખ્ખો કામદારોને, કરોડો મધ્યમવર્ગીઓને લાભ થઇ શકવાનો છે, તે સ્વરાજ આપણા પોતાના સ્વાવલંબી સામર્થ્ય ઉપર જ અવલંબેલું છે.

અલબત્ત રાષ્ટ્રીય મહાસભાએ શરૂ કરેલી સત્યાગ્રહની લડતે આઠ મહીનાની ટુંકી અવધમાં જનતામાં અપુર્વ જાગૃતી લાવી મુકી છે. લગભગ ૫૦ હજાર માણસો અત્યાર પહેલાં તુરંગમાં ગયા છે, હજારો માણસો નીર્ભયતાથી લાઠી માર સહન કરે છે, ઓર્ડીનન્સના આપખુદ અમલ છતાં અને મહાસભાની માલમીલ્કત જપ્ત કરી અનેક સંસ્થાઓને ગેરકાયદેસર ઠરાવવા છતાં મુંબાઇમાં અને ગુજરાતમાં મહાસભાનો કાર્યક્રમ એટલો જ જુસ્સાથી ચાલુ છે, ગુજરાતના શુરા ખેડુતો જે ઘર, ગામ અને ખેતરો સાથે એમની કૌટુંબીક પરંપરાનો ઇતીહાસ જડાયલો છે, તેને છોડીને રાષ્ટ્રીય પ્રતીષ્ઠાને ખાતર અપુર્વ આપભોગ આપી, જગતના માનવ સમુદાયને ચકીત કરી રહ્યા છે, મુંબાઇમાં સફળતાથી બ્રીટીશ માલનો બહીષ્કાર

ચાલુ રહેલા છે, ખાસ કરીને સ્ત્રી શક્તીએ પોતાનું ચંડીકા સ્વરૂપ પ્રકટ કરીને, મીસ મેયો જેવી મનોદશાવાળા દેશી અને પરદેશીને ઝુંડ પાડી. શાણા અને તટસ્થ વૃત્તીના માણસેને ચુપ કરી નાખ્યા છે. અનેક સ્થળે મીઠાના કાયદાનો છડેચોક ભંગ કરવામાં આવ્યો છે એ બધું ખરૂં છે; એ સ્વીકાર્યા પછી પણ આપણે નીર્મળ નજરે નફા તોટાનું સરવૈઉં કાઢવા બેસીએ તો હવે મહાસભાને કાર્યક્રમમા ફેરફાર કરવાનો સમય આવી પહોંચ્યો છે એનો સ્વીકાર કર્યા વીના આપણો છુટકે નથી જ. ગમે તેવા ચકોર, બુદ્ધીમાન અને વ્યવહારૂ સેનાધીપતીએ યુદ્ધના આરંભમાં લશ્કરને માટે જે લડાયક નીતી ગોઠવી હોય, તેને યુદ્ધના અંત સુધી આંખો મીંચીને વળગી રહી ન જ શકાય. જેમ જેમ સંજોગો બદલાતા જાય, પ્રતીપક્ષી પોતાની યુદ્ધનીતીની જુદી જુદી કળાઓ અજમાવતો જાય તેમ તેમ સામા પક્ષે પણ પોતાની નીતી બદલવી જ જોઇએ. એમ કરવું તે યુદ્ધારંભે શત્રુના હાથમા સપડાઇ કેદ થયેલા સેનાધીપતીને અપમાન કરવા જેવું છે, એવું કોઇ પણ બુદ્ધીમાન મનુષ્ય માનવાની ભુલ કદી કરે જ નહીં. યુદ્ધ એ હમેશા એકપક્ષી હોતું જ નથી. એ તો બે પક્ષી હોય છે. એટલે બન્ને પક્ષે પલટાતા જતા સમય તેમ જ સંજોગો પ્રમાણે લડતની નીતી રીતીમાં પરીવર્તન કરવું જ જોઇએ. વીજયને વરવાની મહત્ત્વાકાંક્ષાવાળા મહારથીઓને માટે તો એ જ માર્ગ સર્વોત્તમ છે. પરંતુ દુર્ભાગ્યે આપણી લડતમાં પડેલા કેટલાક ભાઇ-બહેનોની મનોદશા એવી છે કે, યુધ્ધનો આરંભ કરતી વખતે 'બાપુજી'એ જે કંઇ કહ્યું છે અને જે જે યોજનાઓ નક્કી કરી છે, તેને જ છેવટ સુધી વળગી રહેવું તેમા જ મહાત્માજી પ્રત્યેના આપણા માનની કસોટી છે, તેમાં પલટાતા સમય કે સંજોગ પ્રમાણે સહેજ પણ પરિવર્તન કરવાનો વીચાર સર ખો યે કરવો તે મહાત્માજીનું અપમાન કરવા બરાબર છે. પરંતુ એ માન્યતા મીથ્યા છે. મહાત્માજીની લડત સ્વરાજ માટેની છે. આપણે પણ એ જ ઇચ્છીએ છીએ, એટલે જો લાહોરની મહાસભામાં ગાંધીજીએ રજુ કરેલા ઠરાવની સામે લડત કરીએ તો જ તેમાં મહાત્માજીની પ્રતીજ્ઞાનો કે તેમના માનાપમાનનો સવાલ ખડો થાય છે. પરંતુ આપણે તો નક્કી કરેલા ધ્યેયથી પાછું હઠવું નથી, તે જ રીતે મહાસભાએ ઠરાવેલી નીતીને પણ છોડી દેવાનું કોઇ કહેતું નથી. સવાલ માત્ર ફેરવાયલા સંજોગોને લક્ષમાં લઇને લડતનો માર્ગ નવેસરથી નક્કી કરવાનો જ છે. ગાંધીજીએ સાબરમતીથી દાંડીની કુચ શરૂ કરી ત્યારે દમનનીતીના દોર દેશમાં ગાજતા નહોતા, ત્યારે હીંદી વઝીરે લોર્ડ ઇરવીનને સત્તાની સરમુખત્યારી સોંપી નહોતી, તે વખતે લોર્ડ ઇરવીન લશ્કરી મત્યાના અમલદારોના આગ્રહથી, મુડીવાદી સામ્રાજ્યવાદીઓની ધમકીથી કે ગોરા વ્યાપારીઓના ખળભળાટથી ગભરાઇને ઓરડીનન્સથી અમલ કરવા જેટલા આકુળ વ્યાકુળ બની ગયા નહોતા, ધડાધડ લાઠીઓથી ત્યારે પોલીસ જનતાની માથાં ફોડતી નહોતી, હિંદુસ્થાનની સ્ત્રીશક્તિને સ્પર્શવા જેટલી દુબુંદ્ધી ત્યારે કોઇ સાર્જન્ટને સુઝી નહોતી, તે વખતે મહાસભાનાં મંદીરે આપખુદીનાં તાળાં વાગ્યાં નહોતાં, જનતા નેતા વીહોણી નહોતી, ૫૦ હજાર નરનારીઓથી તે સમયે હીંદની જેલો ઉભરાતી નહોતી. એ બધું પાછળથી બની ગયું છે—બની રહ્યું છે, એવા સંજોગોમાં

ખુદ ગાંધીજી પણ લડતના માર્ગ બદલ્યા વીના રહ્યા હોત નહીં.'

પણ ગાંધીજી મહાસભાના પ્રાણ ભલે હોય, પ્રમુખ તો પંડીત જ્વાહરલાલ નહેરૂ છે. તેમણે નૈનીના જેલ નીવાસમાંથી બહાર આવતા જ મહાસભાના પ્રમુખપદનાં સુત્રો હાથમાં લીધાં અને તુરત જ કાર્યક્રમને નવા સંજોગ અનુસાર સંગીન સ્વરૂપ આપ-વાની તેમણે તૈયારી કરી. તે માટે પ્રાંતે પ્રાંતની મહાસભા સમીતીઓને પત્રો પણ પાઠવ્યા, તેટલામાં જ ચકોર નોકરશા-હીએ તેમને જકડી લીધા. અને બે વર્ષની સખ્ત સજા કરી રાજાજીએ અને જ્વાહર પછીના નવા કામ ચલાઉ પ્રમુખ સેનગુપ્તાએ પણ લડતને વીશેષ વ્યાપક અને ઉગ્ર બનાવવાની હીમાયત કરી અને તેઓ પણ ઝડપાયા. છતાં એ ઉપરથી આપણને જે બોધપાઠ મળે છે તે એ જ કે, સ્વાવલંબનની લડતને પલટાઇ ગયેલા સંજો-ગને અનુકુળ રીતે જ આપણે ધપાવવી જોઇએ.

*મુંબઇ પ્રાંતીક મહાસભા સમીતીના* ચાલુ પ્રમુખ હરીંદ્ર ચટોપાધ્યાયે પણ, નવા આસનની જવાબદારીનો કાંટાળો મુગટ માથે મુકતાં જ સહુથી પહેલા જે શબ્દો ઉચ્ચાર્યા છે તે એ જ છે. અમારી માફક તેમણે પણ સ્વીકાર્યું છે કે, અત્યાર સુધીની લડતથી ચારે તરફ અપુર્વ જાગૃતી આવી છે. પરંતુ એ જાગૃતી વીદ્યુત ચેતનનાં છુટાં છુટાં તત્વો આસપાસ વેર વીખેર પડ્યાં હોય તેના જેવા છે. અને એ તત્વોને સંગીન કાર્યક્રમની સંકલનાથી એકઠાં કરી, વ્યવસ્થાપુર્વક વીચારાયલી સંબંધ પરંપરામા ગોઠવવામાં આવે નહીં, ત્યા સુધી જાગૃતીના એ અવ્યવસ્થીત તત્વોથી દેશમાં સ્વતંત્રતાની દીવ્ય જ્યોતી પ્રકટાવી શકાશે નહીં. તે માટે જેમ પંડીત જ્વાહરલાલે કહ્યું હતું તેમ, હરીન્દ્ર ચટોપાધ્યાયે પણ વાજબી રીતે, વીચારપુર્વક પોતાની લાક્ષ-ણીક ઢબે કહ્યું છે કે: "Let me remind my countrymen that the Peasent and the Worker make our Book and we must always speak from the Book" [મારા દેશવાસીઓને હું સ્મરણ કરાવું છું કે, આપણે ખેડુતો અને કામદારો તરફ જ લક્ષ્ય આપવું જોઇએ અને હમેશાં એમને લક્ષ્યમાં રાખીને જ આપણે કામ કરવું જોઇએ] શ્રી ચટોપાધ્યાય આપણને વાજબી ચેતવણી આપે છે કે, સમસ્ત રાષ્ટ્રમાં જાગ્રત થયેલા જુસ્સાને તે યોગ્ય વહેણમા વાળવામા આપણે હવે વધુ વીલંબ કરીશું તો, આસપાસ આટલું વીદ્યુતબળ પડેલું હોવા છતાં આપણા ગુલામ દેશનો અંધકાર દુર કરવા માટે જોઇતી જ્યોતી આપણે પ્રકટાવી શકીશું નહીં. તેમણે એ પણ કહ્યું છે કે, મહાસભા સર્વ સામાન્ય જનતાની સંસ્થા બનવી જોઇએ, અને તેનો કાર્યક્રમ જેઓ આર્થીક દ્રષ્ટીએ ચીંથાઓને હાથે લુંટાઇ રહ્યા હોય, તેમનાં આર્થીક હીતના સંરક્ષણના જ પાયા ઉપર રચાવો જોઇએ. તેનો વીચાર કરતાં જેમની ગરીબાઇની કલ્પના પણ ન કરી શકાય તેવા મહેનત કરી કરીને મરી જતા હીંદી રાષ્ટ્રવાદના સંગીન પાયા સમા ખેડુતો એક તરફ ઉભેલા જણાય છે, તો બીજી તરફ જડ ઉદ્યોગવાદના સંચાઓમાં ભાંગી પડેલા એવા કામદારો ખડા છે, લાહોરની મહાસભાએ કરેલો સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ આ વર્ગોની મુક્તીના જ મહામંત્ર સમો છે એ વાત હીંદી જનતાએ વીસરવી ન જોઇએ.

અને જવાહરલાલ નહેરૂ કે હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય મહાસભાને લડતની નવી રીતો અજમાવવાનું કહે છે, ત્યારે એમને હૈયે દેશભક્તિ નથી અથવા તો દેશના સરમુખત્યારનાં અપમાન કરવાનો એમને ઉમંગ છે, એવો આક્ષેપ કરવા કોઇ તૈયાર નહીં જ થાય એમ અમે માનીએ છીએ. સ્વરાજની લડત અને તે પણ બ્રીટીશ પ્રજા પાસેથી ઘેર કરવાની સ્વરાજની લડત, જો કેવળ લાગણીના ઉભરા ઉપર અથવા વ્યક્તિવાદની ભક્તિ ઉપર જ લડવાની હોય તો અમે કહીએ છીએ કે, તેમાં આપણને સફળતા મળી નહીં જ શકે. આમ કહીને અમે આપણી લડતને કોઇ રીતે ઉતારી પાડવા માગતા નથી, પરંતુ અત્યાર સુધીમાં દેશમાં જે જાગૃતી જણાઇ છે, તેનો વ્યવહારૂ રીતે સ્વરાજ પ્રાપ્તિ અર્થે પુરેપુરો અને સુયોગ્ય ઉપયોગ થાય એ અમારી અંતરની ઇચ્છા છે અને અમારા બંધુઓને તેથી જ આ સંબંધમાં ગંભીરતાથી વીચાર કરવાની ભલામણ કરીએ છીએ.



## નૂતન હિંદની યુવકશક્તિ




ગુલામી મનોદશાના અંધકારમાંથી નીકળી સ્વતંત્ર મનોદશાના
પ્રકાશને પંથે પરવરે છે.

'નવયુગ: ડીસેમ્બર' ૩૦.

શ્રીમતી [illegible] શ્રી [illegible]
શ્રીયુત [illegible] ચાવડા
[illegible] ભેટ.



વર્ષ: ૨ જુ.] ડીસેમ્બર: ૧૯૩૦ [ અંક: ૯

# શું થશે?

: લેખક :

તંત્રી

કોઇ પણ લડતના આરંભ સમયે તેનો અંત ક્યારે થશે તેની કલ્પના કરી શકાતી નથી. લડતનું લંબાવું કે તેનું જલદી પુરા થવું, તે લડતમાં ઉતરેલા બન્ને પક્ષના સાધન-સામગ્રી અને ટકાવ કરવાની શક્તી સાથે સંબંધ ધરાવે છે.

પરંતુ ચાલતી લડતની નીતી રીતીની અને તેના લાભાલાભની પરીક્ષા તો ચાલુ લડતમાં જ કરવી પડે છે. લડતમાં ઉતરેલા બન્ને પક્ષ પોતપોતાની લડાયક કળા અજમાવે છે. એક યુક્તી અફળ જતાં કે તેમાંથી ધારેલા લાભ મળતો ન દેખાતાં યુદ્ધકળાના પ્રવીણો તુરત જ નવી નીતી ધારણ કરે છે.

એક તરફ લડત ચાલુ હોય છે તે જ વખતે તેની પાછળ તે લડતની આગલી હરોળમાં લડતા લડવૈયાઓમાં પડતા ગેપને પુરવા માટે બીજી તરફ નવા લડવૈયા તૈયાર કરવામાં આવે છે. બીજી તરફ તેને લડત દરમીયાન પુરતી સાધન સામગ્રીનો તોટો પડે નહીં તે માટે તે તે વસ્તુઓનો પુરતો સંચય કરવામા આવે છે, મોખરે રહીને લડતનો ખરો ભાર ઝીલી રહેલા લડવૈયાઓને તેડતી વીશ્રાંતીની અને ઘવાયેલાઓને માટે સંપુર્ણ સારવારની ગોઠવણો ત્રીજી તરફથી થઇ રહી હોય છે. તો ચોથી દીશાએથી જંગમાં ઉતરેલાઓનાં મુકેલાં નૈમીત્તિક કાર્યો ચાલુ રાખવા માટે સમાજની સંચીત અથવા તો અણવપરાયલી શક્તીમાંથી નવા મનુષ્યો નીર્માણ કરવામાં આવે છે.

અને યુદ્ધ ચાલુ હોય તે વખતે પણ બુદ્ધીમાન મુત્સદ્દીવર્ગ, એ લડતમાંથી વધારેમાં વધારે લાભ કેવી રીતે મેળવી શકાય તે માટે બુદ્ધીયુક્ત ચર્ચા, કરાર, તહેનામાં વગેરે કરતાં, છેવટની ઘડી માટે પોતાનો મુદ્દો સંગીનતાથી રજુ કરી, વધુમાં વધુ લાભ પ્રાપ્ત કરવા માટે શું કરવું જોઇએ તેની તેવડની પણ તૈયારી રાખે છે. તેમ કરતાં ચાલુ લડતમાં જ્યાં જ્યાં ભુલો જણાય ત્યાં તાત્કાલીક સુધરા કરી લેવામાં આવે છે, જ્યાં જ્યાં નમળું પાસું દેખાય ત્યાં ત્યાં સંગીનતાનું ઉમેરણ થાય છે, જ્યાં જ્યાં

ખાબડાં પડે ત્યાં ત્યાં વીના વીલંબે મરામત થાય છે. સામાન્ય જંગમાં આ રીતે કામ લેવાય છે.

**હીંદુસ્થાનવાસીઓએ** આરંભેલી લડત પેલી સામાન્ય લડાઇ કરતાં જુદી જાતની છે. તેમ છતાં એ બીજું કશું જ નહીં પણ લડત છે. બે પક્ષો વચ્ચે ચાલી રહેલો સંગ્રામ છે. આ લડતનો આરંભ થયે લગભગ સાત–આઠ મહીના થઇ ગયા. તે દરમીયાન શું શું પ્રસંગ બની ગયા અને તેનું પરીણામ શું આવ્યું તે તો સર્વ વીદીત વાત હોઇ, એના વીગતવાર વીવેચનમાં ઉતરવાની જરૂર નથી. તે પછી તો એક ઉનાળો તપી ગયો, એક ચોમાસું વર્ષી ગયું અને શીયાળો પણ શરૂ થઇ ચુક્યો છે. એટલે હવે આપણે એ લડતના સંબંધમાં વીચાર કરીએ તો તેમાં જરા એ ઉતાવળા થવાનો આરોપ કોઇ મુકી શકે તેમ નથી.

મીઠાના કરજંગથી લડતનો આરંભ થયો, તે વખતે મીઠું બનાવવાના અને મીઠાના અગરો ઉપર આક્રમણ કરવાના પ્રયોગ શરૂ થયા હતા. પરંતુ હવે લગભગ એ વીધી ભુલાઇ ગયેલા પ્રયોગ સમી થઇ ગઇ છે. એ લડત થોડાક લાખ સરકારની તીજોરીમાં જતા અટકાવવાની હતી, પરંતુ લોક જાગૃતી માટે એને આરંભમાં જરૂરી માનવામાં આવી હતી. અલબત્ત મીઠાની લડતે સુદારંભે વગાડવામાં આવતા રણશીંગનું કામ કર્યું છે, એનો ઇનકાર અમે કરતા નથી. પરંતુ તેનાં પરીણામ તરીકે નથી તો મીઠા ઉપરનો કર ગયો કે નથી તો ગેરકાનુની મીઠાથી દીંનાં પ્રત્યેક મકાન અને ઝુંપડીની રસોઇ તૈયાર બની. કદાચ એ પેટાની કેટલાક મંઝીલને થોડીક અસર થઇ હશે તેટલું જ. એ વાત આપણે ભુલી શકીએ તેમ નથી.

અને એ મીઠા સામેના જંગે વીરમગામ, ધરાસણા તેમ જ વડાલાનાં જે દૃશ્યો ખડાં કર્યાં, તેને અંગે જે ભાઇ બહેનો તુરંગમાં ગયાં, જેમના લાઠીમારથી અવયવો તુટયા અને જેમનાં મૃત્યુ થયાં તેની ગણતરી કરવાનું પણ આપણાથી વીસરી શકાય તેમ નથી.

**સુબરસ સંગ્રામની** સાથે સાથે મહારાષ્ટ્રના કેટલાક જીલ્લાઓમાં જંગલ સત્યાગ્રહ શરૂ થયો. હજારો સ્ત્રી પુરુષોએ તેમાં ભાગ લીધો; અર્થાત્ જાગૃતીના પ્રથમ રણશીંગ તરીકે એ લડતનો મહારાષ્ટ્રમાં ઉપયોગ થયો. તેમાં પણ લાઠીમાર, ગોળીબાર અને તુરંગવાસની વીધીઓ ખડી જ હતી. એ સત્યાગ્રહ પણ અત્યારે બંધ છે. જંગલને લગતા અન્યાયી કાનુનોમાં તેમ છતાં કશો જ ફેરફાર થયો નથી.

**દારૂ–તાડીની** દુકાનો સામે ચોકી, એ આ લડતનો ત્રીજો ભાગ હતો. ત્યાં પણ એ લીલાઓ ચાલુ જ હતી. જાગૃત જનતાએ ત્યાં પણ માર અને તુરંગવાસ હસતે મુખડે વધાવી લીધાં. કેટલેક ઠેકાણે દારૂ તાડીઓની હરરાજી સામે ચોકીઓ ગોઠવાઇ, તેથી સરકારની તીજોરીને થોડું ઘણું નુકસાન થશે, પણ દારૂ–તાડીની દુકાનો હજુ જનતાને લલચાવતી હજી જેમને તેમ જીવતી ખડી છે. આપણે એ સ્થાનોની ચોકી મોટે ભાગે છોડી દીધી છે.

**પરદેશી** કાપડનો અને બ્રીટીશ માલનો બહીષ્કાર તે આ લડતની ચોથી યોજના હતી. સામાન્ય રીતે કેટલાક પ્રાંતોમાં અને ખાસ કરીને મુંબાઇમાં આ યોજના ઘણે અંશે સફળ થઇ છે. તેની પાછળ અપાયલા ભોગનો પુરેપુરો નહીં, જતાં ઘણો મોટો લાભ આપણે મેળવી શક્યા છીએ. એ કે

પ્રતીપક્ષીને ચમકાવી દઇએ તેટલી અસર થવી તો હજુ બાકી જ છે. તે તો હીંદના ખુણે ખુણામાં પરદેશી માલ જતો અટકે એમ થાય ત્યારે જ કરી શકાય.

**અસહકાર**ની લડતનો પાંચમો અને છેલ્લો ભાગ તે જમીન મહેસુલ આપવાની ના પાડવી તે છે. એ લડત સુરત જીલ્લાના બે તાલુકામાં, ખેડા જીલ્લાના કેટલાક તાલુકાઓમાં અને વીરમગામ તાલુકાનાં કેટલાંક ગામોમાં બહુ જ જુસ્સાથી શરૂ થઇ છે. હજારો ખેડુતોએ ઘર, જમીન અને વતન છોડી વનવાસ લીધો છે—દેશવટો સ્વીકારી લીધો છે, તેમ જ તેને માટે સખ્તાઇની સખ્ત તાવણીમાં અત્યારે તેઓ તવાઇને સાચા સોના જેવા પુરવાર થઇ રહ્યા છે. પરંતુ એ લડત માત્ર ગુજરાત પુરતી જ સંકોચાઇને સ્થાનીક સ્વરૂપની બની ગઇ છે. કેમકે તે માત્ર રૈયતવારી પ્રથાથી વસુલ થતી મહેસુલ પુરતી અજમાવાઇ છે. જમીનદારી રૂઢી નીચે ખેડાતી જમીનના સંબંધમાં કશું જ કરવાનું નથી.

**લડતને** અંગે સત્તાવાળાઓના ઓરડીનાન્સને લીધે તેમ જ સ્થાનીક મનાઇ હુકમોને લીધે કેટલીક ગૌણ લડતો—જેવી કે ધ્વજ વંદન, સરઘસ, સભા પુરતી સ્થાનીક અથડામણો મોટે ભાગે થઇ છે, પરંતુ લડતનું એ ગૌણ અંગ છે. પ્રજાને જાગૃત કરવા તેમ જ જાગૃતીને સતેજ રાખવામાં એ ગૌણ ઘર્ષણો કેટલેક અંશે મદદરૂપ થઇ પડ્યાં છે, પરંતુ ધ્યેય તરફ જવામાં એથી કેટલો લાભ સાધી શકાયો છે, તેનો નીર્ણય કરવો રહેલો છે.

**અસહકારી** યુદ્ધના રચનાત્મક અંગ તરીકે રેંટીઆને અને તકલીને ગણાવવામાં આવે છે. એ બન્ને કેટલાં ચાલે છે અને તેમાંથી કેટલું સુતર તૈયાર થાય છે, તેમ જ તે સુતરમાંથી બનેલી ખાદીએ પરદેશી કાપડને કેટલું પાછું હઠાવ્યું છે, તેના આંકડા અમારી પાસે નથી. પરંતુ રેંટીઆ કરતાં તકલીનો પ્રચાર વીશેષ છે એવું સુકારંભે કહેવાતું હતું, તે વખતે રેલ્વે ટ્રેનોમાં, સભાઓમાં, સરઘસોમાં, દુકાનોમાં અને ઘરોમાં તકલીઓ ફરતી દેખાતી હતી, પરંતુ હાલમાં એ તકલીઓ ફરતી દેખાતી નથી. 'તકલી ચલા ચલાકે, લયંગે સ્વરાજ લયંગે' ગાનારા પણ હવે શાંત પડી ગયા છે, એ તો દરેક દીશાએ દ્રષ્ટી ફેરવતાં જણાઇ આવે છે.

બીજી તરફ સામા પક્ષનાં દમન વધતાં જાય છે, તેમાં નવી નવી રીતો ઉમેરાતી જાય છે, જાહેર સંસ્થાઓ જપ્ત થઇ છે. પણ ખાનગી મકાનોમાં તેમ જ ઇશુનાં પ્રાર્થના સ્થળોમાં તેમ જ દુકાનોમાં વગર વોરંટે પોલીસો ગમે તે વખતે પ્રવેશ કરી લાકીઓ વીંઝી શકે છે, મી૦ બ્રેઇલ્સફર્ડના પોતાના અનુભવ પ્રમાણે ગુજરાતનાં શહેરોમાં અને ગામડાંમાં ગમે તેને માર પડે છે, ગમે તેની મીલ્કત જપ્ત થાય છે, જેમને સરકારે 'ગુન્હેગાર જાતી' માનેલી તેવી કોમોનો 'સામાજીક દરજ્જો વધારવા માટે' પાટીદારોનાં લહેણાં નહીં આપવાની, તેમ જ સાતસેં રૂપીએ વીઘાના ભાવની જમીન બે કે ત્રણ રૂપીઆના ભાવે તેમને આપી દેવાની ગોઠવણ મામલતદાર જેવા અમલદારોના હાથે થાય છે! છતાં જનતા તો એ બધું સંપુર્ણ શાંતીથી સહન કરી રહી છે.

**તો** પણ કોઇ એમ ન સમજે કે તેમને પરીણામની પરવા નથી. આવા ગામના એક વૃદ્ધ 'પાટીદાર ખેડુતે અમને થોડા દીવસ પહેલાં પુછ્યું હતું: "ભાઇ, હવે શું થશે?" અમે કહ્યું: "તમે

શું કરશો?" જવાબમાં એ મોટા થોભીઆ અને વાગી મુછોના સફેદ વાળથી ઢંકાયેલા હોઠ ટટાર થયા, એની વૃદ્ધ આંખોમાં નવું નુર ચમકવા લાગ્યું અને ચરોતરના એ પાટીદારે જવાબ આપ્યો "અમે તો નક્કી જ કરીને બેઠા છીએ, કે જીવ જાય તો ભલે પણ કર ન જ ભરાય" અનમત્ત આવા હજારો ભલા, ભેળા, એકમાર્ગી, ખેડુતોએ અત્યારે ઉગ્ર તપ આદર્યાં છે, તે તપની પાછળ અમુક પુરૂષોની વીરપુજાની કે એકાદ બે મહાપુરૂષોની આજ્ઞાને વળગી રહેવાની, લાગણી મોટો ભાગ ભજવી રહી છે, તો પણ "ભાઇ, હવે શું થશે?" એ પુછવા અને તેના ઉત્તર મેળવવા જેટલી સાવધાની તો હજી તેમનામાં છે વાત ખરી છે કે એ પ્રશ્ન પરંપરા પુછનારાઓને જેમ પોતાની આર્થીક અડચણો કોને લીધે ઉભી થયેલી છે તેનો ખરેખરો ખ્યાલ નથી, તેમ પોતે અત્યારે જે લાંબા માર્ગે ચાલી રહ્યા છે, તેનું શું ફળ આવવું જોઇએ કે શું આવશે? તેની પણ એને બરાબર કલ્પના નથી પરંતુ લડત જેમ જેમ વધુ લંબાતી જશે, ઇચ્છીત પરીણામો મૃગજળની માફક દુર દુર દેખાતા જશે, તે વખતે એ કલ્પના એને કરાવવામાં આવી નહીં હોય તો લડત તરફ એને જરૂર કંટાળો આવશે. પરીણામે તેટલે અંશે લડત નરમ–ઢીલી પડવાના સંભવ ઉભા થશે

"એ ખેડુતની માફક મુંબાઇના એક વ્યવહારૂ કાપડીઆએ અમને એક દીવસ પુછ્યું : "તમે શું ધારો છો? હવે આ લડત ક્યાં સુધી ચાલશે? તેનું છેવટનું પરીણામ શું આવશે?" અમે કહ્યું "એનો આધાર તમે વ્યાપારીઓ ક્યાં સુધી ટકી રહેશો? તે ઉપર છે. આમ પક્ષ પોતાના દેશના હીતની નજરે કામ લે છે, તમે વ્યાપારીઓ એ રીતે દેશહીતને લક્ષમાં ગણીને કામ લ્યો તો પરીણામે આપણે ફાવીશું." એના જવાબમાં પેલા વ્યાપારીના મુખ ઉપર ખડ્ડું હાસ્ય દેખાયું

આમ 'હવે શું થશે?' એ પ્રશ્ન ઘણે ઠેકાણે પુછાવા લાગ્યો છે. અનમત્ત ગુજરાતના ખેડુતોએ લડતનો મોટો બોજો અત્યારે તો ઉપાડી લીધો છે, પરંતુ સાત આઠ મહીના પછી, કેટલાક ખાસ હુકમોને લીધે લડતના બાહ્ય દેખાવના અંગ નરમ પડી ગયા છે અને પ્રજાને જાગૃત રાખવા માટે હવે એવા દેખાવોની જરૂર નથી પણ ખરેખરી જરૂર ગામડાઓમાં તેમ જ શહેરોમાં હીંદુસ્થાન જે વર્ગના ૯૦ ટકા માણસોથી ભરેલો છે તેઓમાં લડતનું વાસ્તવીક સ્વરૂપ સમજાવવા તેમ જ હીંદની વસતીના પ્રત્યેક મનુષ્યને રાજદ્વારી પરીવર્તનમાંથી પુરેપુરો લાભ કેમ મળે તેનો વીચાર કરી, તે રીતે લડતની રીતોમાં ફેરફાર કરવાની છે

હિંદુસ્થાનની જનતાના જે મોટા ભાગની ખાત્રી થઇ ચુકી છે કે ગોળમેજી પરીષદ હીંદીઓને સંતોષી શકે તેમ નથી, [જો કે મવાળ વીચારના સમાધાનશીલ માણસોને એ તે સંતોષ આપી શકશે કે કેમ તે પણ એક સવાલ છે] તેમાં ગમે તેટલું સમાધાનીથી કામ થાય તો પણ તે સ્થાપીત હીતવાળાઓને જ સંતોષ આપી શકે, પણ હીંદની સેંકડે ૯૦ ટકા જનતા જે આર્થીક શોષણ અને ઉદ્યોગભારની નીચે કચડાઇ રહી છે તેને સંતોષ આપવાની એ પરીષદના કહેવાતા હીંદી પ્રતીનીધીઓમાં વૃત્તી કે તાકાદ બન્નેમાંથી એકકેય નથી એટલે જનતાના દીલમાં 'હવે શું થશે?' ના વાજબી પ્રશ્નથી શંકાનો કે શીથીલતાનો ઉદય થાય તે પહેલા લડતની પુનર્રચના કરવી જરૂરી છે જ તે માટે જેમાં રચનાત્મક કાર્યક્રમનો મોટો ભાગ હોય તેવો સંગીન કાર્યક્રમ ગોઠવો એ જ માત્ર એક ઉપાય છે

# યૌવનનો જ્વાળામુખી



ઉગી યુવાની મધુ મો'ર બેઠા,
સૃષ્ટી જણાએ સઘળી નવોઢા;
અંગાંગનાં ચેતન ઉછળે છે,
ને ઝણું તેનાં જગમાં ઝરે છે,

સ્વાર્થાંધતા સૃષ્ટી કેરી સરે છે.
નવયુગના વાયરા ફરફરે છે;
ફુંકે અનેરા નવમંત્ર મીઠા,
એવા અમે યૌવન શોર દીઠા.

નવયુગ મો'રે જગયૌવને આ,
છોડી સહુ બાલખેલો અનેરા;
એ ઢવ પામે પગલાં ભરે છે,
નવસર્જનો એ કૈં કૈં કરે છે.

રૂઢી તણાં બંધન બાલવયનાં,
ગભી રહે યૌવનકાળ ભયમાં;
કાપે બધાં બંધન આજ કપરાં,
ને સૃષ્ટી ખોલે સુખદ્વાર સઘળાં.

પ્રચંડ એ યૌવનના તરંગો,
મારે દશે દીશમાંહી ઉમંગો;
જુગો તણી બેડીઓ ઝણું તુટે,
જાણે અડી અગ્નીને દારૂ ફુટે.

ભુકંપ પેઠે ભયગ્રસ્ત સૃષ્ટી,
એ છે બધી યૌવનકેરી દ્રષ્ટી;
જ્વાળામુખી યૌવનનો ભભુકે,
જવાળા તણી લાલ શી કાઢી મુકે?

સૃષ્ટી તણી થાય છે ક્રાન્તી કેવી,
અપુર્વ ને ના સમજાય તેવી;
એ ક્રાન્તી સર્જે નવયુગ સૃષ્ટી,
જ્વાળા દહે છે જુગજુણું દ્રષ્ટી.

લાવા તણી લાલ કેગ થરે માં,
દટાય જુનું જગ એ થરોમાં;
તેની પરે આ નવયુગ સૃષ્ટી,
અપી રહી સર્વને સુખપુષ્ટી.

રાધેશ્યામ ઠાકુર •

# ગુલામો પકડનારા માનવ



રણના રાત્રી સવારે

: લેખક :

કીશોર

જીનીવામાં પ્રજાસંઘની છઠ્ઠી સમીતીએ એબીસીનીયા અને લીબેરીઆમાં પહેલાં ઠરાવ કર્યો છે. એ બન્ને દેશોને ટેકો આપવામાં કેટલાંક યુરોપીય તંત્રતાના હીમાયતી ફ્રાન્સે લીધેલી છે! આ ગુલામી વ્યાપાર કેવી રીતે

આરોગુબનની તમામ વસતી ગામને બીજે છેડે એકઠી થઇ હતી. દરેકના પાસે ભાલા ભુંધાં જેવાં હથીયાર હતાં અને ઢોલકાં વાગી રહ્યાં હતાં. એ દસ્ય મેં કદી ન જોયા હોય તેટલો સુંદર હતો. અમારી ચારે તરફ દષ્ટી મર્યાદા જાય ત્યાં સુધી જ્વાળામુખીની ટેકરીઓ હાથમાં હાથ ભરાવીને ઉભેલા પહેરગીરોની માફક આરોગુબનને વીંટળાઇ વળેલી જણાતી હતી. અમારી આંખની પાસે આરોગુબનના પુરુષો હાથમાં ભુંધાં લઇ લઇને ગોળાકારે ખડા હતા. જેમ જેમ નગારાં વાગતાં તેમ તેમ તેમનાં ચકચકતાં કાળાં શરીરના અવયવો સંવાદી રીતે હાલતા, ગોળાકારે ફરતા મનોહર દસ્ય રજુ કરતા હતા. નગારાંના અવાજ કાન ફોડી નાખે તેવા થતા હતા, અને તેમના નૃત્યથી ઉડતી ધુળના ગોટ એમની આસપાસ ભુખરા પીળા રંગનો કુદરતી પડદો ખડો કરતા હતા.

"આ બધા ગુલામો છે?" અમે સૈયદને પુછ્યું.

# શિકારીઓ

લેખાંક: બીજો



હૈદેદા [જ્યાં પુષ્કળ ગુલામો લાવવામાં આવે છે] ના લડવૈયા

ચાલતા ગુલામી વ્યાપારને જેની તે દશામાં રહેવા દેવામાં થોડા જ દીવસો રાજ્યો છે અને નવાઇની વાત તો એ છે કે તે બધાની સરદારી સ્વ ચલાવાય છે તેનો અગત્યનો ઇતીહાસ આ લેખમાં લેખક રજુ કરે છે.

"તમને તો ચારે તરફ ગુલામો જ ભરેલા દેખાતા લાગે છે?" સૈયદે સહજ સ્મીત સાથે કહ્યું. અને પછી તે અમને સમજાવવા લાગ્યો: "આ લોકો ગુલામ નથી, પણ આરાગુઅનના રહીશો છે. મારા ગુલામો તો અત્યારે આરામ લઇ રહ્યા છે. કેમકે તેઓ લાંબી મજલ કાપીને આવ્યા છે અને હજી તેમને લાંબી મુસાફરી ખેડવાની છે."

પાછળથી સૈયદે અમને આરામ લેતા એના ગુલામો બતાવ્યા. ગુફા જેવી એક જગા ઉપર પાટીયાં ઢાંકી તેને છુપાવવામાં આવી હતી. તે પાટીયાં ઉંચકીને તેણે અમને એ જગા બતાવી ત્યારે અંધારઘેરી બખોલમાં શ્રમથી સાવ થાકીને લોથપોથ થઇ જવાથી મુર્છાવશ બની ગઇ હોય, તેવી ચાર સ્ત્રીઓ પડી રહી હતી. તેથી અમે એમની સામે જોયું ત્યારે તેમણે આંખો સુદ્ધાં ઉઘાડી નહીં. એવા બીજા ભોંયરામાં ૭ પુરુષો પડ્યા હતા. વળી બીજે સ્થળે બીજા ત્રણ પુરુષોને છુપાવવામાં આવ્યા હતા. જાણે

આરાગ્યખનનું પ્રત્યેક ઝુંપડું ગુલામો છુપાવવાનું સ્થાન જ ન હોય?

એ કાફલો તેજ સાંજે ઉપરી જવાનો હતો, પરંતુ સૈયદ વળી અમને બીજી લીલા બનાવવા માગતો હતો.

"આપણે કાફલાને તો સહેલાઇથી પકડી પાડી શકીશું." સૈયદે અમારી આગળ નવી સુચના રજુ કરતાં કહ્યું. "દરમીયાન જો વધુ મુસાફરી કરતાં તમને કંટાળો આવે તેમ ન હોય તો તમને સલીમના માનવશીકારની લીલા જોવા મોકલવાની ગોઠવણ કરૂં."

એ મુસાફરી કઠણ હતી, છતાં અમારે તો બધું જ જોવું હતું. એટલે અમે હા પાડી.

તુરત જ સૈયદે વીચીત્ર ચીસ પાડી અને એ ચીસ સાંભળતાં જ બે માણસો ત્યાં આવીને ખડા થઇ ગયા. તેમાં એક ઘરડો હતો, પણ બીજો સુદૃઢ યુવાન હતો. એના અવયવો અને માંસપેશીઓ જોતાં તે મનુષ્ય કરતાં ચીત્તા જેવો વધુ લાગતો હતો. એ જ સલીમ. તેનો ધંધો પોતાના શેઠના ગુલામી વ્યાપાર સારૂ લોકોનાં છોકરાં ઉપાડી લાવવાં તે હતો.

જ્વાળામુખી ટેકરીઓની પેલી તરફ સુર્ય હજુ પહેલી વાર ડોકીઉં કરે તે પહેલાં તો અમારે ઉપડી જવું પડયું. અમારી સાથે માત્ર પેલા બે માનવ શીકારીઓ જ હતા. અમે ગયા તે પ્રદેશ જંગલી, ખડકો અને ટેકરીઓવાળો અને વીકરાળ હતો. મીમોસા નામનાં કાંટાનાં ઝાંખરાં જ ત્યાં ઉગે છે. આ નરરાક્ષસોની ઝડપ એટલી તીવ્ર હતી કે તેમને પહોંચી વળવું અમારે સારૂ બહુ જ મુશ્કેલ થઇ પડતું. અમે એમની ભાષા જાણતા નહોતા, એમને અમારી ભાષાની ગતાગમ નહોતી. એટલે અમારૂં કામ બધું કરપલ્લવીમાં જ થતું. એ રીતે ઇશારતથી અમારે તેમને જરા આરામ લેવા દેવા માટે કરગરીને જણાવવું પડયું. પેલા ઘરડા માણસે તો અમને ગણકાર્યા વીના ચાલવા જ માંડયું, પણ સલીમે પોતાની ગતી ધીમી—અમારા જેટલી કરી.

આમ ચાલતા ચાલતા અમે છેક જ વાંઝીયા જેવી જમીનમાંથી ખીણોવાળી જગામાં આવ્યા. ત્યાં નાનકડી એક નદી વહી રહી હતી. એની આસપાસ લીલુંછમ ઘાસ હતું, વૃક્ષો પણ ત્યાં હતાં. પાછળથી અમને ખબર મળી હતી કે એ ખીણ સહુ કરતાં વધુ ભયાનક હતી; કેમકે ત્યાં જે જાય તેને તાવ ઝડપી લેતો હતો. કેટલાક વખત સુધી તો અમે કોઇ માણસ, જનાવર કે વનસ્પતી પણ જોઇ શકયા નહીં. તે પછી દૂર દુરથી થતા માનવી અવાજો અમારે કર્ણે પડયા. તે સાંભળતાં જ સલીમનો ચહેરો આનંદથી પ્રફુલ્લી રહ્યો.

તે પછી એક કલાક સુધી અમે ચાલ્યા. ત્યાં અમને પેલા ઘરડા માણસનો ભેટો થયો. અહીં એ બન્ને જણાઓએ કંઇક મસલત કરી. આ મસલત ચીત્તા કે વાઘના શીકાર માટેની નહીં, પણ માનવીઓના શીકારની હતી!

સુરજ ઉંચે ચઢતો જતો, તેમ તેમ તાપ પણ વધતો જતો હતો. એટલે એક ખીણના છાંયડામાં લપાઇને અમે બેઠા. અહીં જ માનવ શીકારની રમત શરૂ થવાની હતી.

વાતાવરણના એ અદ્દ્ભુત મૌનમાં ધીરે ધીરે સુરજ આથમણી દીશા તરફ ઉતરતો ગયો તે વખતે દુર દુરથી ઘંટડીઓના મધુર રણકાર સંભળાતા હતા. તેની સાથે સાથે ઢોરોના ચાલવાના અવાજ પણ કાને અથડાતા હતા. પછી તો અમારી નજરે ઢોળાવ ઉપર ચઢતાં કેટલાંક બકરાં અને ભેંસો દેખાયાં. તેમની પાછળ એ ઢોરોને હાંકતી કેટલીક

સ્ત્રીઓ પણ દેખાઇ. ખીણોમાં બકરાં અને ભેંસોને ચરાવીને તેઓ ડુંગર ઉપરનાં પોતાનાં ઝુંપડાં તરફ જતી હોય તેમ લાગતું હતું. ધીરે ધીરે તે બધાં દષ્ટીમર્યાદાની બહાર નીકળી ગયાં. તે પછી અમે ઉઠ્યા અને ખીણ ઓળંગી જે પગથી ઉપરથી એ બધાં ગયાં હતાં એ માર્ગ અમે પણ લીધો.

ટેકરીઓની પાછળ સુર્યાસ્ત થવાની એ વખતે તૈયારી થઇ ગઇ હતી. અમે ત્યારે નાનકડા જંગલમાં આવી પહોંચ્યા હતા. અમારે રાતવાસો ત્યાં જ ગાળી નાખવાનો હતો. ને માટે કંઇક તૈયારી કરી. સાથે જે સુકું પાકું ખાવાનું લીધું હતું તે ખાઇ લીધું, અને રાત્રીની રાહ જોતા ત્યાં બેઠા.

ચંદ્રીકામાં સ્નાન કરતી ટેકરીઓ અને જંગલમાંની એ ભવ્ય અને અનુપમ રાત્રી, તો જીવનભર ન વીસરાય તેવી હતી અમારી ઉપર ઝુકી રહેલાં વૃક્ષોની ડાળીઓમાં વાનર-સેના પોતાની ભાષામાં વાતો કરી રહી હતી. પછી તો નશાબાજ શયતાનોની માફક તેમણે ટેકરીઓ ઉપર કુદાકુદ શરૂ કરી. સ્થીર તપસ્વી જેવી મોટી ટેકરીઓના લાંબા ઝાંખરા ગંભીર બનીને જાણે સરિતા જળ પીવા પોતાનાં પ્રલંબ મસ્તકો લંબાવતા હોય, તેમ ખળખળ નીનાદે વહી રહેલા નદીના પાણી ઉપર લંબાયા. ટેકરીઓની બીજી તરફથી શીકારી પ્રાણીઓના સપાટા-માં આવી તેના ક્રુર પંજાઓના ભોગ બનતા પ્રાણીઓની ભયાનક મૃત્યુચીસોના કારમા પડઘા ઉડી ઉડીને કર્ણપટ પર અથ-ડાવા લાગ્યા. અમે એ દશામાં આંખનું એક મટકું પણ માંડી શક્યા નહી. સંસ્કારી જગત અમારાથી વેગળું અને વેગળું જતું રહ્યું હતું, અમે અહિં જાદુઇ, ઝાંખરાવાળી અને તાવ ભરપુર અજાણી જંગલી ભુમીમાં આવી પડ્યા હતા. અમને ત્યારે માત્ર એ જ વીચારો થતા હતા.

...

જેમ તેમ રાત્રી વીતી ગઇ. શરમાળ મુંદરી ઘુંઘટપટમાંથી ઘડી ઘડી ડોકીયાં કરી, પોતાનું ગભરાટભર્યું મનોહર મુખડું બતાવતી હોય તેમ, સંસ્કાર અને સભ્યતાના સ્પર્શ વીહોણી એ ભુમીથી જાણે શરમાતી હોય તેવી ઉષાકુમારીએ ટેકરી-ઓની પાછળ, પુર્વ દીશામાંથી અમારી સામે ડોકીયાં કરવા માંડ્યાં, તેવામાં સલીમ બેઠો થયો અને આગલી સાંઝે જે માર્ગે થઇને પેલી સ્ત્રીઓ પોતાનાં ઝુપડાં તરફ ગઇ હતી, તે જ માર્ગે ગુપચુપ તે સરકી ગયો.

શીકાર ઉપર તરાપ મારવા છુપાઇ રહેલા ચીત્તાની માફક, તે પોતાના પેટ ઉપર શરીરનો ભાર મુકીને માનવ શીકાર માટે તરાપ મારવાની તૈયારીથી લપાઇ રહ્યો હતો, ત્યારે એને એ રીતે જોવામાં અમે શ્વાસ લેવાનું યે લગભગ ભુલી ગયા હતા.

ધીરે ધીરે પુર્વ દીશામાંથી ઉષાની સુરખીભરી ગુલાબી અદ્રશ્ય થતી ગઇ. ધીરે ધીરે ઉગતા સુર્યની બાલકીરણા-વલી દ્રશ્યમાન થતી ગઇ, ધીરે ધીરે અમારા સ્થાન પર ઉગતા સુરજનાં અજ-વાળાં પથરાતાં ગયાં, એટલામાં ચરવા આવતાં બકરાં અને ભેંસોનાં ટોળાંના અવાજ પહેલાં અતી અતી દુરથી મંદ રીતે અને પછી તો પાસે ને પાસે આવતા સંભળાવા લાગ્યા. જેમ જેમ એ ધ્વની નજીક અને નજીક આવતા ગયા તેમ તેમ સલીમની શીકાર માટેની તૈયારી જોતાં અમે ખરેખર ગુંગળાવા લાગ્યા.

"બકરાંનું મોટું ટોળું પસાર થઇ ગયું, અને તુરત જ સલીમે છલંગ મારી. એ છલંગ મનુષ્યની નહોતી, જંગલી શીકારી



આ ગુફાની અંદર ગુલામોને છુપાવવામાં આવે છે

ગ્રાણીની હતી. અપુર્વ શાંતીથી છતાં તેટલી જ શક્તીથી મારવામાં આવેલી એ છલંગ હતી.

સલીમ છલંગ સાથે જ અકરાં હાંફીને જતી છોકરી ઉપર એટલી ત્વરાથી પડયો કે, ભયની એકાદ ચીસ પણુ નાખી લેવાની તક તેને મળી નહીં. એક પળમાં તો તેના મોંઢે ડુચો દઇ દેવામાં આવ્યો, તેને તેટલી જ ત્વરાથી બાંધી દીધી અને નીરાધાર કેદી બનાવી લીધી. મુખમાંથી એક શબ્દનો ઉચ્ચાર સરખો કર્યા વીના સલીમે પોતાના માનવ શીકારને વાઘની અદાથી પોતાના ખભા ઉપર નાખી લીધો. અને ઇશારતથી તેની પાછળ જવાની અમને સુચના કરતો તે આગલે દીવસે અમે જે રસ્તે થઇને ત્યાં આવ્યા હતા તે રસ્તો ઝડપથી કાપવા લાગ્યો.

ટેકરીઓની પેલી પારના અમારા વીરામ-સ્થાને તે પહોંચ્યો ત્યાં સુધી અમારે એની સાથે રહેવા આખે રસ્તે દોડવું જ પડ્યું. એક છોકરીનો બોજો ઉંચકવાનો હોવા છતાં સલીમને તો અમે આખે રસ્તે પહોંચી જ ન શકયા. માત્ર પેલો બુઢ્ઢો ભોમીઆ તરીકે અમારી સાથે રહ્યો, તે અમને સૈયદ પાસે લઇ ગયો.

સૈયદે હસતે મુખે અમને આવકાર આપતાં કહ્યું: "કેમ બધું જોઇને ખુશ થયા ને?"

અમે કહ્યું: "એ છોકરી અમને વેચાતી આપો તો અમે સવીશેષ ખુશી થઇશું."

તેણે કહ્યું: "સલીમ જે છોકરીને લઇ આવ્યો છે તે સારા બાંધાની અને સારા દેખાવની છે. અરબસ્તાનમાં તો મને એના ખાસ્સા બારસો રૂપીઆ મળે, પણુ જો કોઇ ખરીદનાર અહીં આવીને માગણી કરે તો તે મને સાડી સાતસો રૂપીઆથી વધુ આપે નહીં."

પછી એણે કંઇક ગણતરી કરી અને છેવટે બોલ્યો: "હું તમને એ છોકરી સાડી ચારસોમાં આપીશ."

અમે અમારા પહેલા ગુલામની આમ ખરીદી કરી અને ફરીથી બીજે ઠેકાણે તેને વેચવામાં ન આવે તેવી ખાત્રી સાથે પેલા બુઢ્ઢા મારફત તેને એના પ્રદેશમાં પાછી મોકલાવી દીધી.

તેટલામાં સલીમ બીજો શીકાર કરી આવ્યો હતો. આ વખતે તે એક છોકરાને લઇ આવ્યો હતો.

...

**દરમીયાન** ગુલામોનો કાફલો અંદર તરફ જવા ઉપડી ગયો હતો. હરરના ઉચ્ચ પ્રદેશમાં થઇને તેઓ હાઉસાના એકાંત પ્રદેશમાં રાત્રીને સમયે મુસાફરી કરતા જવાના હતા. જો કે આ પ્રદેશ એબીસીની-યાના તાબાનો છે, છતાં ત્યાંનો સુલતાન ખરેખરો સ્વતંત્ર છે. અને એના પ્રદેશમાંથી જે જે કાફલા જાય—પછી તેમાં ભલે મીઠું રૂ, કે ગુલામોને લઇ જવામાં આવતા હોય તેની ઉપર તે કર લે છે. હૌસાથી દરીયા કીનારે જવાના બે માર્ગ છે. એક રસ્તો *ઇરીટ્રીઆથી જાય છે; અને બીજો ફ્રેન્ચોના* સોમાલી લેન્ડમાંથી જાય છે. સૈયદે આની પહેલાંનો ગુલામ કાફલો ઇટાલીયન રસ્તે મોકલાવ્યો હતો, એટલે આ વખતે તેણે આસ્સાલ સરોવર અને માબતાના પર્વતોનો માર્ગ પસંદ કર્યો હતો. છતાં ગુલામોને તો સોમાલીની સરહદની સહેજ ઉત્તર તરફ આવેલા ઇટાલીના પ્રદેશમાંથી જ દરીયામાં ચઢાવવાના હતા, કેમકે વહાણો માટે એ માર્ગ વધારે સુરક્ષીત ગણાય છે.

અમે હવે ગુલામોના કાફલાની વાંસે વાંસે, રાતા સમુદ્રમાં થઇને અરબસ્તાન સુધી જવાનો અને ત્યાં ગુલામોનું વેચાણ કેવી

રીતે થાય છે તે નજરોનજર નીહાળવાનો વીચાર કર્યો અમારા એ સાહસમા અમને ઘણી જ મુશ્કેલીઓ નડશે તેની ગણતરી તો અમે કરી જ રાખી હતી, પરંતુ સ્થાનીક જંગલી સત્તાવાળાઓએ વળી અમારી એ મુશ્કેલીમા વધારો કર્યો તે અમને સૈયદના ગુલામોના કાફલા પાછળ જવા દેવા જ માગતા ન હતા કેમકે કાફલો તે પહેલાને ઉપડી ગયો હતો

છતા અમે તો એ સાહસ ખેડવાનો નીરધાર કર્યો જ હતો, એટલે ગમે તેમ થાય તેનો વીચાર નહી કરતા અમે પણ ત્યાંથી રવાના થયા

અમારા પોતાના કાફલામા અમારા ખચ્ચરો અને નોકરો હતા મે ઘણા મુશ્કેલ પ્રદેશોમા મુસાફરી કરી છે, છતા મારે કહેવુ જોઈએ કે આરબના પહાડી પ્રદેશોની મુસાફરી તો જીંદગીમા મારે માટે પણ નવી જ હતી

એ પ્રદેશનો નૈસર્ગીક દેખાવ જ ભયાનક લાગે છે ત્યાના તાંબા જેવા પહાડો છેક જ ખાલીખમ છે તેની ઉપર કશી વનસ્પતી જ ઉગતી નથી પ્રખર તાપને લીધે બળબળતી ભઠ્ઠી જેવુ ત્યાંનુ વાતાવરણ રહે છે પાણી વીના, ઝાડ વીના, ઘાસ વીના અને સુર્યના તાપથી નીરંતર સળગતા એ પ્રદેશમા વારંવાર ભોમીઆ બદલવા પડે છે કેમકે એક ભોમીઓ પોતાના પ્રદેશની સરહદ ઓળંગી બીજા પ્રદેશમા પ્રવેશ કરવાની ના પાડે છે ગુલામોના સંઘને ગરમીની વખતે લઈ જવામા આવે છે, તેમ છતા તેમની મુસાફરીની મુશ્કેલીની એ સીમા નથી જો કે ગુલામોને વેચીને પૈસા ઉપજાવવાના હોવાથી, નીર્ધારીત સ્થાને તેઓ જીવતા અને તંદુરસ્ત દશામા પહોંચે, તેમા જ વ્યાપારીનો લાભ રહેલો હોવાથી, આર્થીક દ્રષ્ટીએ તે પોતાના ગુલામોને ખાવા પીવાની તેમ જ વીશ્રાંતીની સગવડ આપે છે

સળગાવી મુકે તેવા સુર્યના પ્રખર તાપમા લાવાના ખેતરોમા મુસાફરી ખેડતા વચ્ચે વચ્ચે એમેઇટો, ગાલામો, સાગારેરા, ને એર વગેરે ફળદ્રુપ ગામોમાંથી પસાર થતા અમને કંઈક રાહત મળી હતી ભયંકર રણમા મીઠી વીરડી જેવા એ સ્થાનો અમને લાગ્યા એ દેશ ભયંકર સૌન્દર્યની, નીર્જનતાની અને મૃત્યુની મનોહરતાની ભુમી છે કેટલીક વખત તો અમે અમારી આગળ ગયેલા સૈયદના કાફલાને પકડી પાડવા માટે અજવાળી રાતે પણ મુસાફરી ચાલુ રાખી હતી એક વખત અમે લગભગ સાંજના વખતે એ કાફલાને પકડી પાડવાની તૈયારીમા હતા, પરંતુ રાત્રીના અંધકારમા એક કાફલાને પહોંચી વળવામા પ્રાણ ગુમાવવાનુ જોખમ રહેલુ છે એમ કહીને અમારા ભોમીઆએ અમને આગળ વધતાં વાર્યા કેમકે એવા કાફલાઓની વાસે જઈ પડે કે તેને ભેટો થઈ જાય તો પણ તેમને તે ગમતુ નથી, અને નહી ગમતી બાબતનો સામનો કરવા તેમના ચપળ ટેરવા હંમેશા બંદુકના ઘોડા ઉપર દબાવવાને તૈયાર જ હોય છે

પરંતુ આવી મુસાફરીમા બીજા પણ ઘણા જોખમ રહેલા છે તેનુ અમને ગાગાડીના મેદાનો ઓળંગતા ભાન થયુ અમારા કાફલામા મજુર તરીકે ગુરી નામનો માણસ હતો તેને મનુષ્યોને મારી નાખવાનો શોખ હતો ભરચક માંસપેશીઓવાળો, ઉંચો અને કદાવર ગુરી ગીધ જેવા ચહેરાનો અને માનવ મુખાકૃતિમા ભાગ્યે જ જોવા સાંપડે તેવી ઘાતકી આંખોવાળો માણસ હતો બીજા બધા માણસો એનાથી ભય પામતા તે માત્ર સાહસ ખેડવાની દાનતથી જ

અમારી સાથે જોડાયો હતો. તેણે જ્યારે ગુલામોને લઇ જવાના રસ્તાને જોયો ત્યારે તેમની વાંસે પડીને યુદ્ધ કરવાની એની વૃત્તી ઉછળી આવી. અત્યાર પહેલાં તેણે સાત માણસોને મારી નાખ્યાં હતાં અને બીજાં ત્રણને મારી તે દશની સંખ્યા કરવા તલપાપડ થઇ રહ્યો હતો. ગુરી એટલો ઉશ્કેરાયલો રહેતો કે તે છેક ધર્માંધ અને ઘાતકી જેવો જણાતો હતો. પણ જો અમારા કાફલાથી એ છુટો પડશે તો અમે તેને ગોળીથી ઠાર કરીશું એવી ધમકીને લીધે જ તે માનવ શીકારના સાહસ માટે છટકી જતાં અટકયો હતો. છતાં પાછળથી તો અમને ખબર પડી કે તે તો ડેંકેલ પ્રદેશના બે ભોમીયા સાથે મસલત કરી અમારૂં જ કાટલું કાઢી નાખી, અમારા ખચ્ચર, હથીયાર, દારૂગોળો તેમ જ સરસામાન લુંટી લેવાને તૈયાર થયો હતો. પણ સમયસર અમને ભોમીયાએ ચેતાવી દીધા, એટલે અમે તેનાં હથીયાર છીનવી લીધાં તેથી જ માત્ર અમે જાન ગુમાવતા બચી ગયા. પછી તો અમારી મુસાફરીમાં અમે એને અમારી આગળ ચાલવાની ફર્જ પાડતા, જેથી તે પાછો વળે તે પહેલા ગોળીથી એને અમે વીંધી દઇ શકીએ. તેમ છતાં તે એક વખત ચીત્તાની માફક છલંગ મારી એકાએક છટકી ગયો, અને અપુર્વ હીંમતથી ટેકરીઓ પાછળ છુપાતો લપાતો તે અમારી ગોળીની મર્યાદાની બહાર નીકળી ગયો. આ પ્રસંગને લીધે તેમ જ નીકળતાં જ અમને ફ્રેન્ચ અમલદારે અટકાવેલા તેથી ગુલામોના કાફલાને રાતા સમુદ્રમાં ઉતારી અરબસ્તાનમાં કેમ લઇ જવામાં આવે છે, તે જોવાનું અમારા મોડા પડવાને લીધે બની શકયું નહીં. અમે જ્યારે રાતા સમુદ્રના કીનારે પહોંચ્યા ત્યારે ખુબ તપાસ કરવા છતાં પણ સૈયદના ગુલામોના કાફલાનો પત્તો જ મળ્યો નહીં. એટલે અમે માન્યું કે, કદાચ તેઓ અત્યાર પહેલાં કોઇક આરબ વહાણમાં મુસાફરી કરી રહ્યા હોવા જોઇએ.

આથી અમે અમારા મીત્રની દેશી હબની બોટમાં બેસીને યમન અને હીડજાજ તરફની સફર શરૂ કરી. સ્વચ્છ આકાશમાંથી તપી રહેલા સુરજની ગરમી માનવ શરીરમાં રહેલા રક્તને પણ ઉકાળી નાખતી હતી. પરંતુ અરબસ્તાન તરફના પવને વળી સાગર તોફાન શરૂ કર્યું, અમારા સઢ ફાટી ગયા, બીજા કેટલાક ભાગમાં તુટફુટ થઇ અને અમારૂં વહાણ ડુબતા ડુબતાં જેમ તેમ બચ્યું. આવી દશામા પણ અમારા ગીધી ખારવાઓએ તો નીરાંતે—મૃત્યુની યે પરવા વાના ગીતો લલકાર્યે જ રાખ્યાં! આ બધી હરકતો છતાં અમે ધાર્યા કરતા વીશેષ ત્વરાથી આસાબ પહોંચ્યા. અહીં અમારે છ દીવસ સુધી તોફાન ઓછું થાય તેની રાહમાં રોકાવું પડયું. અને થાકીને સાતમે દીવસે અમે વહાણના સઢ છોડયા ત્યારે પણ તોફાન તો ચાલુ જ હતું. સૈયદે અમને એક ભેદી ટાપુની વાત કરી હતી. ત્યાં ગુલામોના થતા વ્યાપારની ક્રીયા અમને જોવા મળશે એવું યે તેણે અમને કહ્યું હતું, એટલે અમે તે દીશામાં અમારા વહાણને હંકાર્યું. એ ટાપુ રાતા સમુદ્રની પેલે પાર છે અને બ્રીટીશ, ફ્રેંચ તેમ જ ઇટાલીયન ગનબોટસ [તોપોવાળાઓ]ની આંખ આગળ જ ચપળતાથી ગુલમો વેચવાનો ધંધો ચાલે છે!

...

એ ટાપુનું નામ જાહેર નહીં કરવાનું મેં વચન આપ્યું તે પછી જ મને તેનું નામ જાણવા મળેલું હોઇ, હું તેના નામનું પ્રદર્શન તો ન જ કરી શકું. પરંતુ એ વીચીત્ર ટાપુ કાં તો ધરતી કંપને લીધે

અપના તે જ ગામુખીને લીધે જ દરીયામા ઉગમી આવ્યો છે. મેં એવી ભયંકર નીર્જન જગા સાના યે જીવનમા બીજે ક્યાય પણ જોઇ નથી જીવંત પ્રાણીનું ત્યા ચીન્હ સુદ્ધા યે નજરે પડતું નથી એ ટાપુની પાસેના સાંકડા અખાતમા એક ખુલ્લે નાગના આકારનું વહાણ જોતે ઝારૈ-

ખુલ્લી રીતે અમારી તરફ શંકા તમજ અવીશ્વાસની નજરે જોઇ રહ્યા હતા, અને તેમાના પ્રત્યેક મનુષ્યના હાથમાંની રાઇફલ અમારી સામે તાકવામા આવી હતી. પરંતુ અમારી બોટમા લશ્કરી પોશાકમાં સજ્જ થયેલા એક પણ માણસને તેમણે જોયો નહી, અને વળી અમારા ખાર



એબીસીનીઆના ઉમરાવો પોતાનાં ખાનગી લશ્કરો ગુલામોમાંથી જ તૈયાર કરે છે

કના નામે ઓળખવામા આવે છે તે છુપાઇને પડ્યુ હતું. અમે નીર્જન ટાપુને બદલે ખુલ્ન દરીયામા ગતી પસાર કરવા માટે સુરક્ષીત સ્થાન શોધતા શોધતા અમારા વહાણને તે તરફ લઇ જતા હતા, તેવામા અમને તેના જ પેલા ઝારૈકના તુતક ઉપર અનેક ગોધીઓ બેઠેલા થઇ ગયા, તેઓ

વાઓ એમની જાતવાળા જ છે, એ જ્યારે તેમણે જોયું ત્યારે તેમણે અમારો સાનંદ સત્કાર કર્યો, અને પછી તો અમે એ ઝારૈકના તુતક પર ગયા. તેમ છતા એના કેપ્ટનને અમારામા શ્રદ્ધા બેસતી નહોતી. પરંતુ જ્યારે તેણે હૈયદનું નામ સાંભળ્યું ત્યારે તેને અમારામા વીશ્વાસ

બેઠો કેમકે એ સૈયદનાજ ગુલામો લઇ જતો હતો, અને સૈયદે તેને અમારી વાત કરી હતી પછી તો એણે અમને વહાણના જે ભોયરામા ગુલામોને પુરવામા આવ્યા હતા, તે ભોંયરામા જવાની પરવાનગી આપી, ત્યા અમે ગોન્ડાના ભોંયરામા જે સ્ત્રીપુરૂષોને જોયા હતા, તેજ સ્ત્રીપુરુષોને ગુજતા, અંદર અંદર વાતો કરતા જોયા

પછી તો અમે ત્યાથી અમારા વહાણ ઉપર જવા નીકળ્યા તેમ છતા ઝારોકના નખુદાની તીક્ષ્ણ આખો અમારી ઉપર જ ઠરી રહેલી કેટલાય વખત સુધી અમે જોઇ.

એમ લેવમા જાણે તે એમ ધારતો ન હોય કે અમે એના વહાણના માણસોની અમારા માણસોની સખ્યા સાથે સરખામણી કરી રાખીઆએ તા માફક તેમની ઉપર તુટી પડવાના છીએ! પરંતુ મેં નરત્વન યેદા ... સનો માન ... જગસ્ત્રાક



જેદાહનું બંદર જ્યાં ગુલામોને આવતાં અટકાવવા સખ્ત ચોકી રાખવામાં આવે છે

તરીકે સાથે લીધો હતો, તે પેલા નાખુદાની હાજરીમાના પીકરો પામી ગયો, અને તુરતજ અદભુત બેતમાથી તેણે પોતાની ગઇફલ સીધી કરી, ત્યારે જ નાખુદના ચહેરા ઉપરની કઠોરતા અદશ્ય થઇ તેનું સ્થાન નરમાશે લીધુ !

અને તે વાતે વળગ્યો: "અહીં અમે સાત સાત દીવસથી વાવાઝોડામાં ફસાઇ પડ્યા છીએ. અમારી પાસે માત્ર બે જ માણસો પુરતો ખોરાક છે. આ ટાપુ ઉપર તો એક પંખી પણ ઉડતું નથી કે કોઇ પ્રાણી એ નથી કે જેનો શીકાર પણ કરી શકાય. અમે બધા અહીં ભુખે મરીએ છીએ, અને પેલાઓ–એમ કહેતાં તેણે ગુલામોને રાખ્યા હતા તે સ્થાન તરફ આંગળી ચીંધી–ત્યાં મરી રહ્યા છે. એ લોકોને દરીયાઇ મુસાફરીનો જરા યે અનુભવ નથી, એટલે ખોરાક વીના દરીયાઇ માંદગીની સામે ટકી રહેવા માટે બીજો કશો ઉપાય પણ તેમને માટે તો નથી. જો એ લોકો મરી જશે, તો મારા તો બધા પૈસા ડુબશે ને મારું સત્યાનાશ નીકળી જશે."

...

એ ગુલામોનું યમનમાં શું થયું તે તો અમારે માટે જાદુના કોયડા જેવું જ છે. એ કોયડાનો ઉકેલ કરવો મારે માટે અશક્ય થઇ પડયો. એબીસીનીયામાં જ્બૌટીમાં અને ઇરીત્રીઆમાં અમને કહેવામાં આવ્યું હતું કે હોદેદાહમાં ગુલામો માટે ખુલ્લું બજાર છે. જેટલા વહાણો ગુલામો લઇને રાતા સમુદ્રમાંથી જાય છે તે તમામ યમનના બંદરો માટે જ હોય છે. કેમકે યમન એક સ્વતંત્ર આરબ સંસ્થાન છે. ત્યાં નથી તો કોઇ દેશનો એલચી કે તેનો એજંટ. સુલતાન ઇમામનો એ ભુમીમાં આપખુદ અધીકાર જ પ્રવર્તાઇ રહ્યો છે. તમારે હોદેદાહ ઉતરવું હોય તો તે માટે ખાસ રજા ચીઠ્ઠી જોઇએ, ત્યાં રહેવા માટે વળી બીજો પરવાનો જોઇએ, અને ત્યાંથી નીકળવા સારૂ વળી ત્રીજાની જરૂર પડે! આખા યે સંસ્થાન ઉપર સુલતાનનો ધાર્મીક તેમ જ રાજ્કારણી એમ બેવડો અધીકાર છે. પીતાની પરવાનગી વીના એના પુત્રોથી પણ એક તણખલું યે તોડી શકાતું નથી. રણે ચડતા તેના સૈનીકો એના જ પ્રશંસાગીતો ગાય છે, અને તેની પ્રજા એને માટે માન અને ભયની મીશ્ર લાગણી ધરાવે છે. આમ છતાં નવાઇ જેવું એ છે કે ત્યાં અમે ગુલામીનાં કશાં જ ચીન્હો દેખાં નહીં. જો કે ગુલામીના વ્યાપારની સર્વ માટે છુટ છે, એને કાયદો પણ અટકાવતો નથી. અમે ત્યાં હતા તે વખતે શાહજાદો અસમત સૈફ–અલ–ઇસ્લામ ઝારાનીક નામની જંગલી ચાંચીયા જાતી ઉપર વીજય મેળવીને પાછો વળ્યો હતો. એ જાતી એવી છે કે યમન ઉપરના આટલાં બધાં વર્ષો સુધીના ટર્કીના અધીકાર દરમીયાન ટર્કો સુદ્ધાં તેમને તાબે કરી શક્યા નહોતા. ઝારાનીકોની સાથેની લડત એટલે માથાં મુકીને કામ લેવાની વાત. એ કંઇ નાનુંસુનું કામ નહોતું. કેમકે એ તોફાની ઓની સ્ત્રીઓ પણ યુદ્ધમાં ઝુઝવા નીકળી પડે છે. અસમતના યોદ્ધાઓ જ્યારે યમનમાં આવ્યા ત્યારે દુસ્મનોના કેટલા ય માણસોને સાંકળોથી બાંધીને ચાબુકોના મારથી હાંકતા હાંકતા વીજયની નીશાની તરીકે લઇ આવ્યા હતા. એના પ્રત્યેક માણસના ઘોડાના જીનમાં મારી નાખેલા દુશ્મનનું એકેક માથું ખોસેલું હતું. અમે જે મકાનમાં રહેતા હતા તેના સામેના જ ઘરના બારણે પણ એવું એક માથું લટકતું હતું. આમ દુશ્મનોને કાપી નાખવામાં આવ્યા હતા. છતાં કોઇને ગુલામ તરીકે પકડવામાં આવ્યો નહોતો, અહીં અદનામાં અદના મજુરને પણ ભલે થોડી કે ઘણી પણ મજુરી આપવામાં આવે છે.

સાના તે મધ્યકાળના ભવ્ય સ્મારક સમું ગામ છે. તેના ઉમરાવોના ઘેર સુધ્ધાં અમે

કોઇ ગુલામ ન જોયા. એનું કારણ કદાચ આથીંક તંગીનું હોય. એક તો આ દેશ બહુ જ ગરીબ છે અને વસતીથી ખીચોખીચ ભરેલો છે. એટલે ગુલામો માટે જગા જ ન મળી શકે તે સ્વાભાવીક છે.

યમનથી અમે હેડજાજની સરહદનાં આસીર ગામે ગયા. એ પ્રદેશ નાના નાના અખાતો અને ઉપસાગરોવાળો હોવાથી, કદાચ એનાં કાંઠાનાં ગામમાં ગુલામોનો વ્યાપાર ચાલતો જોઇ શકાશે એમ અમે માનેલું. પણ અમારા નાનકડા વહાણમાં ત્યાં જવું શકય ન હોવાથી સોમાલી લેન્ડના હાજીઓથી ભરાઇને મક્કા તરફ જતી એક માલબોટમાં અમે બેઠા. તેમાં ખાવા પીવાની કે કેબીનની કશી જ સગવડ નહોતી. જો કે દરેક દેશવાસીઓ ગુલામીનો ધંધો અટકાવવા આતુર છે, પરંતુ અમે જેદાહ ખાતે ઉતરીને જોયું તો, ત્યાંનાં એલચીખાતાં માત્ર હાજીઓની દેખરેખ જ રાખે છે. અને હેડજાજમાં હજી ય ગુલામોનો વ્યાપાર ધમધોકાર ચાલુ જ છે. ત્યાં જેએ ગુલામ માબાપને પેટે જન્મેલા અને માલીકના કુટુંબમાં ગુલામી કરી રહેલાઓ છે, તેમને ખાવા પીવાનું દુઃખ નથી. બીજા ગુલામો ખરીદીને લાવવામાં આવે છે. પરંતુ ત્રીજી પ્રથા અમને અહીં એવી જણાઇ કે, હજને બહાને સુદાનના બંદરેથી ગુલામોને અહીં લઇ આવવામાં આવે છે, તેઓ ફરીથી કદી પણ સ્વદેશમાં જવા પામતા નથી. આ ગુલામોની દશા પણ સારી નથી. તેમને માટે અનેક પ્રકારની મુશ્કેલીઓ ઉભી છે. હેડજાજમાં છુટેયોક ગુલામોનો વ્યાપાર ચાલે છે. એવા એક ગુલામોના વ્યાપારીએ મારા બે સીધી નોકરોને ખરીદવાની ઇચ્છા બતાવી હતી, પણ જ્યારે મેં તેને કહ્યું કે હું એમને વેચવા માગતો નથી ત્યારે તેણે મને જાવાની બે છોકરીઓ ખરીદવાની વાત કરી. તેણે કહ્યું કે વીધમીંઓને ગુલામો વેચવાની મનાઇ છે, છતાં તે અમને એ છોકરીઓ ખુશીથી વેચાતી આપશે. પરંતુ અમારી સાથે એનો કબાલો થઇ શકયો નહીં.

...

જ્યારથી ઇબ્ન સઉદ સત્તામાં આવ્યો છે ત્યારથી તેણે જેદાહ ખાતેનું ગુલામોનું બજાર–જ્યાં જાહેર હરાજીથી ગુલામો વેચવામાં આવતા હતા–બંધ કર્યું છે. પરંતુ હજી અંદરનાં તમામ ગામોમાં અને મક્કામાં ગુલામોનો વ્યાપાર ચાલુ છે. માત્ર છ જ વર્ષ પહેલાં રાજા હુસેનના સમયમા બહારથી લાવવામાં આવેલા પ્રત્યેક ગુલામની ઉપજેલી કીંમત ઉપર દશ ટકાનો કર સત્તાવાર રીતે વસુલ થતો હતો. સઉદે એ વેરો બંધ કર્યો છે, જેદાહમાં ગુલામો ઉતારવાની બંધી કરી છે, હાજીઓને પરવાના આપવા માટે જુદા જુદા દેશના પ્રતીનીધીઓને જણાવ્યું છે, તેમ જ નાશી છુટેલા ગુલામોને જુદાં જુદાં એલચીખાતામાં આશરો આપવાની છુટ મુકી છે. આથી વીશેષ તે કંઇ કરી શકે તેમ નથી. કેમકે ઇસ્લામમાં ગુલામો રાખવા માટે મના નથી. અને ઇબ્ન સઉદ વહાબી તાયફાવાળાઓના ટેકાથી સત્તા ઉપર આવેલા હોવાથી, તેથી વીશેષ પગલું ભરી તેમને નાખુશ કરવા ઇચ્છતો પણ નથી. અમને જેદાહમાં ખબર પડી હતી કે સલીમે જે છોકરાનો શીકાર કર્યો હતો, તેને ત્યાંના એક આરબ સરદારને વેચવામાં આવ્યો હતો.

આમ ચાર મહીના સુધી આ સંબંધમાં તપાસ કરતાં અમને જણાયું છે કે નેગસ તફારીના મનાઇ હુકમ છતાં એબીસીનીયામાં હજુ ગુલામોનો વ્યાપાર ચાલુ છે; રાતા સમુદ્રમાં યુરોપીયન સત્તાવાળાઓની 'સખ્ત

ચોકી હોવા છતાં હજુ આફ્રીકાના ગુલામોને એશીઆમાં લાવીને વેચવામાં આવે છે; ઈજીપ્ત સાઉદિની અનુકુળ રાજ્યવ્યવસ્થા છતાં અને જેદ્દાહના તહનામાની ૧૭ મી કલમમાં ગુલામી વ્યાપાર અટકાવવાની શરત છતાં નજદ અને હેડજાજમાં હજી ગુલામોના વ્યાપાર ચાલુ છે. પરંતુ જ્યાં સુધી પરદેશી સત્તાવાળાઓ ગુલામોનો ધંધો અટકાવવામાં એબીસીનીયાના નેગસને બરાબર સાથ ન આપે ત્યાં સુધી ધાર્મીક તેમજ સામાજીક રૂઢીઓને બળે સર્વવ્યાપી બની ગયેલો આ ધંધો અટકી શકે તેમ નથી. હેડજાજમાં ગુલામોને વેચાતા અટકાવવા માટે પણ અંગ્રેજોએ સુદાનના બંદરેથી હાજીઓના નામે ચઢાવી દેવાતા ગુલામોને અટકાવવા માટે ચાંપતા ઉપાયો લેવાની ખાસ જરૂર છે. રાતા સમુદ્રમાં સારી રીતે ચોકી થાય છે છતાં હજુ તેમાં પણ પુષ્કળ ખામીઓ છે અને તેમાં પણ પુષ્કળ સુધારા થવાની જરૂર છે.

# લીબેરીઆમાં વિચિત્ર ગુલામી પ્રથા

જગતમાં બે દેશોમાં ગુલામીનો વ્યાપાર ચાલુ છે: એક એબીસીનીઆમાં અને બીજા લીબેરીઆમાં. આ લેખમાં લીબેરીઆમાં ચાલતી ગુલામી પ્રથાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

:: લેખક ::

**અંબેલાલ આચાર્ય**

લીબેરીઆ પશ્ચીમ આફ્રીકાના ગ્રેઇનકોસ્ટ ઉપર આવેલો સીદી (Negro)ઓનો પ્રજાસત્તાક દેશ છે અમેરીકામાં મુક્ત થયેલા ગુલામોનો સામાજીક કે રાજકારણી દરજ્જો સ્વીકારવાની અમેરીકનોએ ના પાડી, અને આફ્રીકામાં તેમને મોકલી દેવાની નીતી અમેરીકન રાજ્યદ્વારીઓએ ધારણ કરી એટલે ઇ. સ. ૧૮૨૨ માં કેટલાક અમેરીકન ઉદારચીત પુરુષોએ એ સ્થાન છુટેલા ગુલામો માટે સ્થાપ્યું. આરંભતાં પચીસ વર્ષ સુધી લીબેરીઆ માતૃભુમીના દેશની દેખરેખ નીચે રહ્યું. પરંતુ ૧૮૪૭ ના જુલાઇની ૨૬ મીએ તેને સ્વતંત્રતા આપવામાં આવી. ગ્રેટબ્રીટને ૧૮૪૮ માં એનો સોવરેઇન સ્ટેટ તરીકે સ્વીકાર કર્યો અને છેવટે ૧૮૬૧ માં યુનાઇટેડ સ્ટેટસે સુદ્ધાં એની સ્વતંત્રતા મંજુર રાખી. લીબેરીઆનું ક્ષેત્રફળ ૨૪૦૦૦ ચોરસ માઇલનું છે. તેમાં ઝાડો અને પાણીના ઝરા પુષ્કળ છે. એ ભુમી એની આજુબાજુના પ્રદેશો કરતાં સારી ગણાય છે, ત્યાંની જમીન રસાળ છે અને ત્યાં કપાસ, ચોખા, શેરડી, ગળી, મગફળી, કેળાં, આદુ, નાળીયેર, લીંબુ, મોસંબી વગેરે પુષ્કળ પ્રમાણમાં થાય છે. ત્યાંની કોફી તો ખાસ વખણાય છેજ. આ ઉપરાંત કોપરેલની પેદાશ ત્યાં મોટા જથ્થામ થાય છે. આ ચીજોના બદલામાં લીબેરીઆમાં હથીયાર, દારૂગોળો, તંબાકુ, ખાધ-ખોરાકીનો સામાન, ચીનીનાં ઓજાર, કાચનાં વાસણ, બીસ્કીટ અને બીજો તૈયાર માલ

મંગાવે છે. લીબેરીઆનો મુખ્ય વ્યાપારી સંબંધ ગ્રેટબ્રીટન, અમેરીકા અને હોલેન્ડ તેમ જ હેમ્બર્ગ સાથે છે. લીબેરીઆનું પ્રજાસત્તાક અમેરીકન પ્રજાસત્તાકના ઘાટને મળતું છે. ૧૬ થી ૫૦ વર્ષના પુરુષો માટે ત્યાં લશ્કરી સેવા ફરજીઆત લેવાય છે. પરંતુ ખડી સેના રાખવામાં આવતી નથી. મનરોવીઆ તેની રાજધાની છે. લીબેરીઆએ લગભગ યુરોપના ઘણાખરા દેશો સાથે, યુનાઇટેડ સ્ટેટ્સ સાથે તેમ હાઇટી સાથે તહનામાં કર્યાં છે. કેળવણી અને વ્યવસ્થાની બાબતમાં પણ એ છેક જ પાછળ પડી ગયેલો દેશ નથી.

## રાષ્ટ્ર સંઘની તપાસ

**આ** લીબેરીયામાં "વેઠ અને ગુલામીનો વેપાર" ધમધોકાર ચાલે છે એવો જે આરોપ લેડી સાયમન અને મી. રેયમંડ બ્યુએલે મુકયો હતો. તેને રાષ્ટ્રસંઘની ૧૯૨૯ ની બેઠકમાં લીબેરીયન પ્રજાસત્તાકના પ્રતીનીધીએ સખ્ત શબ્દોમાં ઇનકાર કરીને જાહેર કર્યું હતું કે, લીબેરીયાએ એમ નક્કી કર્યું છે કે આ આરોપની નીષ્પક્ષપાત અને સંપુર્ણ તપાસ કરવી. અને તે માટે લીબેરીયન સરકારને સાથ આપવા, રાષ્ટ્રસંઘ અને યુનાઇટેડ સ્ટેટસની મદદ માગવી.

રાષ્ટ્રસંઘે આ આમંત્રણનો સ્વીકાર કર્યો હતો અને તે તપાસ અર્થે અમુક રકમ જુદી મુકી હતી. તેમ જ પોતાના પ્રતીનીધી તરીકે ડૉ. કુથબર્ટ ક્રીસ્ટીની નીમણુંક કરી હતી. એ ઉપરાંત તપાસ સમીતીમાં યુનાઇટેડ સ્ટેટ્સ તરફથી ડૉ. જોનસનની અને લીબેરીયન સરકાર તરફથી સર થોમસ બાર્કલેની પ્રતીનીધી તરીકે નીમણુંક થઇ હતી.

## ગુલામીની નવી રીત!

એ તપાસ સમીતીએ વૉશીંગ્ટનના સ્ટેટ ડીપાર્ટમેંટને અને જીનીવામાં સર એરીક ડ્રુમંડને લંબાણ હેવાલ સાદર કર્યો છે. આ હેવાલ સંપુર્ણ છપાઇ રહે ત્યાં સુધી રાહ ન જોતાં લીબેરીયન સરકારે તેમાંની મુખ્ય મુખ્ય બાબતોના સાર રૂપ એક અસાધારણ યાદી બહાર પાડીને લીબેરીયા સામે મુકવામાં આવેલા બધા આરોપોનો સ્વીકાર કર્યો છે.

'ગુલામી'ના સંબંધમાં તપાસ સમીતી જણાવે છે કે, જો કે ગુલામોનાં બજારો અને વેપારીઓ અત્યારે લીબેરીઆમાં હસ્તીમાં નથી તેમ છતાં ૧૯૨૬ ના ગુલામી વીરૂધ્ધના ઠરાવમાં આપેલી વ્યાખ્યા મુજબ તો લીબેરીયાના અંદરના ભાગમાં ગુલામી હસ્તી ધરાવે છે જ. સમીતી એમ પણ જણાવે છે કે કેટલાક અમેરીકન-લીબેરીયનોએ ત્યાંના મુળ વતનીઓને ધીરેલાં નાણાંના બદલા તરીકે રાખ્યા છે અને કેટલાક દાખલાઓમાં પોતાના અંગત લાભ ખાતર સ્ત્રીઓને પણ એવા બદલા તરીકે રાખવામાં આવે છે અને તેમનો પુરુષ કામદારોને આકર્ષવામાં ઉપયોગ કરવામાં આવે છે.

## વેઠની શરમાવનારી પ્રથા

વેઠ વીષે લખતાં તપાસ સમીતી જણાવે છે કે જો કે લીબેરીયામાં જાહેર રસ્તાઓ બાંધવા માટે, લશ્કરી મકાનો બાંધવા માટે અને સરકારી તેમ જ લશ્કરી માલ લાવવા લઇ જવા માટે વેઠીઆઓનો ખાસ ઉપયોગ કરવામાં આવે છે તેમ છતાં એ મજુરો તરફ ઘણી જ ખરાબ વર્તણુક ચલાવવામાં આવે છે અને સરકારી અધીકારીઓ સરકારી કામને માટે તેમને વેઠે લઇ છે તેમ કહેવા છતાં તે મજુરોનો અંગત લાભો માટે અને પોતાનાં ખેતરોમાં મજુરી કરાવવા સારૂ

પણ ઉપયોગ કરવામાં આવે છે. વધારે દીલગીરીની વાત તો એ છે કે આ વેઠીયાઓને મજુરીના બદલામાં કાંઇ પણ આપવામાં આવતું નથી એટલું જ નહી પણ એ વેઠમાંથી છુટકારો મેળવવા માટે એ ખેતરોના અમેરીકન સીધી માલીકો દેશી વેઠીઆઓ પાસેથી મોટી રકમ કઢાવે છે. સરકારી અધીકારીઓએ સ્ટીમર મારફતે દેશાવર મોકલવાના માલ માટે આવી વેઠની છુટ આપી છે; તો કેટલાક અધીકારીઓએ તેમની લશ્કરી અને સરકારી સત્તાનો ઉપયોગ દેશીઓને ટુકડીબંધ પકડી કીનારા પર મોકલવામાં અને ત્યાં દેશાવર મોકલવાનો સમય મળે ત્યાં સુધી તેમના પર ચાંપતી દેખરેખ રાખવામાં કર્યો છે.

## લાખો માનવોનું બલીદાન

પ્રજાસંઘના છઠ્ઠા કમીશને ગુલામોને લગતું કામ ચલાઉ કમીશન નીમવાની દરખાસ્તની અવગણના કરવામાં કેટલું ગેરવ્યાજબી પગલું લીધું છે તે આ ઉપરથી જોઇશું. છીનીવામાં એ વાત તો જાહેર થયેલી હતી કે તપાસ સમીતીના હેવાલમાં બીજા દેશોની સરકારો અને તેની પ્રજાને સ્પર્શ કરતા પ્રશ્નો પણ ઉભા થશે જ અને થયું છે પણ તેમ જ. તપાસ સમીતી પોતાના હેવાલમાં જણાવે છે કે ગુલામોને દેશાવર મોકલવામાં આવે છે તેમાં મુખ્યત્વે સ્પેનના કીનારાનો અને ફ્રાન્સના તાબાના આફ્રીકાના કીનારાનો સમાવેશ થાય છે અને તપાસ સમીતીના પોતાના જ શબ્દો પ્રમાણે "એ માણસોને એવી ગુન્હાભરી રીતના દબાણથી મેળવવામાં આવે છે કે જે રીત ગુલામીના વેપારથી ભાગ્યે જ જુદી પડી શકે"

લીબેરીયન સરકારે આવી તટસ્થ તપાસ સમીતી નીમાવી તે માટે દુનીયાની પ્રજા લીબેરીયન સરકારનાં તો વખાણ જ કરે એ સ્વાભાવીક છે, પણ અત્યારે લીબેરીયા જે દીશામાં પ્રયાણ કરી રહ્યું છે તે તરફ આપણે આંખમીંચામણાં કરી ન શકીએ, તે માટે તેને આંતરરાષ્ટ્રીય સહાનુભુતી અને જોઇતી મદદ આપીને આ કામમાંથી મુક્ત કરવું જોઇએ. આ દીશામાં પગલાં લેવાની મુખ્ય જોખમદારી પ્રજાસંઘ અને યુનાઇટેડ સ્ટેટ્સને શીરે છે. લીબેરીયન પ્રજાસત્તાકનું મંડાણ અમેરીકાએ જ મુક્ત થયેલા ગુલામોને આફ્રીકા ધકેલી દેવાની નીતીથી માંડયું હતું. એ ગુલામો અને તેમના વંશજોની સંખ્યા ત્યાં ફક્ત ૧૫૦૦૦ જેટલી જ છે ત્યારે એ વીસ્તારમાં ૨,૦૦૦,૦૦૦ લાખ જેટલા મુળ વતનીઓ દમનનીતી, ગુલામી અને જુલમી શાસન પદ્ધતીના ભોગ બની રહ્યા છે. વળી, એ પણ સર્વને યાદ હશે કે આફ્રીકાના બીજા કોઇ રાજ્ય કરતા અહીં અમેરીકન સીધીઓ અને દેશીઓ વચ્ચે ઘણાં "યુધ્ધો" થયાં છે, જ્યારે આફ્રીકામાં મુસાફરી કરનાર દરેક મુસાફરને ખબર છે કે જો અમેરીકન લશ્કરી વહાણો વેળાસર આવી ન પહોંચ્યા હોત તો કીનારા પરના બંદરોમાં રહેનારા એ મુઠ્ઠીભર અમેરીકન સીધીઓનું મુળવતનીઓને હાથે નીકંદન નીકળી ગયું હોત.

## પ્રજાસંઘની ફરજ

અત્યારે પ્રજા સંઘને અને અમેરીકાને આ કામમાં લીબેરીયાને મદદ કરવાની એક મહાન તક સાંપડી છે તેનો કેવો ઉપયોગ કરવો એ પ્રજાસંઘે અને વોશીંગ્ટન સરકારે નક્કી કરવાનું છે પણ એક વાત તો ચોક્કસ છે કે જ્યારે આવતા જાન્યુઆરીમાં પ્રજાસંઘની કાઉન્સીલની બેઠક મળે ત્યારે આ બાબત ચર્ચવામાં જરા પણ પાછી પાની કરવી ન જોઇએ.

સકળ વીશ્વની શીષ્ટ પ્રજાઓ ઇચ્છે છે કે, આફ્રીકાખંડમાં હસ્તી ધરાવતા આ સીધીઓના પ્રજાસત્તાકના રાજ્યતંત્રમાં કેટલા યે વર્ષથી ચાલી રહેલા આ દુષણનો અને ત્યાં ચાલતી આ દમનનીતી અને ગુલામીના વેપારનો નાશ કરવાનાં પગલાં, જ્યારે રાષ્ટ્રસંઘની કાઉન્સીલની બેઠક મળે ત્યારે તે જરૂર જ લેશે.




[ નવલિકા ]

: લેખક :

પી. જે. બી.

## ૧ દિવાલપત્ર

આકાશ સ્વચ્છ હતું. શરદઋતુ પસાર થઇ ગઇ હતી. ટાઢના દીવસો વીરમ્યા હતા. સુર્યપ્રકાશમાં ગરમી વધુ દીસતી હતી. શહેરમાં હમેશની માફક વ્યવહાર ચાલતો હતો. માત્ર કેટલાંક માણસો દીવાલપત્રોના થોકડા લઇને ગાંડાની માફક ઘુમતા હતા અને જ્યાં જ્યાં જગ્યા દેખાય, ત્યાં ત્યાં નીસરણી મુકીને દીવાલપત્ર ચોંટાડી દેતા.

આ દીવાલપત્રો વાંચવાને માટે પ્રજાસમુદાય ટોળે મળતો હતો. જ્યાં ત્યાં લોકોનાં જુથ એ વાંચતાં ઉભાં હતાં.

તેનું લખાણ વાંચીને કેટલાંક ક્ષોભ પામ્યા. કોઇક ફફળી ઉઠયા, તો કેટલાંક મુર્છા ખાઇ ગયાં. લોકવર્ગમાં આ જાહેરાતે ભીષણ કોલાહલ મચાવી મુકયો.

જે જાહેરાતે લોકોમાં આટલો ખળભળાટ મચાવી મુકયો તે જાહેરાત આમ હતી:

**નાગરીકો !**

આપણા શહેરમાં એવા કેટલાક વસે છે કે જે પૃથ્વી પર જીવવાને જરા પણ લાયક નથી. રોગીષ્ટ, તાકાતહીન, માયકાંગલા અને નમાલા માણસોથી આપણું શહેર ભરચક દીસે છે. જાતી-સુધારણાના વીજ્ઞાન વીશારદોના પંચે બહાર પાડેલા વૃતાંતમાં જણાવવામાં આવ્યું છે કે નબળા મનની અને અનીચ્છનીય વાસનાઓવાળી, વ્યક્તીઓની સંખ્યા વધી ગઇ છે. માટે શહેર પર શાસન કરતી આ લોકસમીતી જાહેર કરે છે કે દરેક શહેરીની શારીરીક અને માનસીક સ્થીતીની તપાસ કરવાની યોજના કરવામાં આવી છે. આ તપાસને પરીણામે જેઓ જીવવાને નાલાયક નીવડશે તેઓ બધાને પરલોકમાં જવા અહીંથી વદાય આપવામાં આવશે. અર્થાત્ શક્તીહીનનો સંહાર કરવામાં આવશે.

આ આજ્ઞા દરેક શહેરીને, સ્ત્રી કે પુરૂષ, ગરીબ કે તવંગર એ સર્વને લાગુ પડે છે.

**શાસન સમીતીનો પ્રમુખ**

નાગરિકો!

આપણા શહેરમાં એવા કેટલાએ વસે છે કે, જે પૃથ્વીપર જીવવાને જરાયે લાયક નથી. રોગીષ્ટ તાકાતહીન નબળામનની અને અનિચ્છનીય વાસનાવાળી વ્યક્તિઓની સંખ્યા વધી ગઇ છે.

આથી શહેરપર શાસન કરતી લોકસમીતી જાહેર કરે છે કે દરેક શહેરીની શારિરીક અને માનસિક સ્થિતિનીતપાસ વિજ્ઞાન વિશારદ પંચ દ્વારા કરવામાં આવશે આ તપાસને પરિણામે જેઓ જીવવાને નાલાયક નીવડશે તેઓનો સંહાર કરવામાં આવશે

તા.ક. આ ... સ્ત્રી પુરુષ ... તવંગર દરેક ... લાગુ પડશે

પ્રમુખ શાસનસમિ...

૨ રસ્તામાં

'તમે વાંચ્યું ?'

'તમે વાંચ્યું ?'

'તમે વાંચ્યું'?'

'તમે વાંચ્યું'

'તમે જોયું ?

'તમે વાંચ્યું'?'

દીવાલપત્ર વાંચવા પ્રજાસમુદાય ટોળે મળતો હતો

એ પ્રશ્ન પરંપરાથી સારું યે વાતાવરણ ઉભરાઇ ગયું હતું. આવનાર અને જનાર દરેક જણ બીજાને આ જ પ્રશ્નો પુછતો.

એકબીજા સામો મળતાં પ્રથમ પ્રશ્ન એ કરવામાં આવતો, 'તમે વાંચ્યું ?'

અંત આવશે એમ ધારીને નંદરના યુવાનો માત્ર મુદીત મને નાચવા લાગ્યા. પણ થોડીક ક્ષણ પછી જ્યારે તેમને વીચાર આવ્યો કે તેમના માતપીતાઓ માટે પણ પરલોક જવાનો ભય ઉભો થયો છે ત્યારે તેઓ પણ ગમગીન બની ગયા!

'શાસન સમીતી' પર તો એકદમ ગાળાની ભડીમાર શરૂ થઇ એ સમીતીના



લોકવર્ગમાં આ જાહેરાતે ભીષણ કોલાહલ મચાવી મુકયો

આ જાહેરાત વાચી કેટલાંક રડયા, કેટલાંક ગભરાઇ ગયા, કેટલાક અકળાઇ ઉઠયા, ત્યારે ઘરડા અને રોગીષ્ટ સમુદાયનો હવે

સભ્યો પર ગાળોના વર્ષાદની તો ઝડીઓ જ વરસવા લાગી. એકે કહ્યું 'તેમને આવો હુકમ બ્હાર પાડવાની સત્તા જ શું હતી?"

બીજાએ ઉમેર્યુ "આની આના જગતના આખા યે ઇતીહાસમા કદી જોઇ છે? કોઇએ આવી આશા કદી માગી છે ખરી?"

તે વગી એક જણે તો કપાળ કુટીને કહ્યુ 'ભાઇ શુ કરીએ! એ સર્વ આપણો જ દેષ છે આપણે એમને ચુટ્યા અને બની સત્તા અપી! આપણને શુ ખબર કે શાસન સમીતીમા નીમાયા પછી તેઓ આ જાતની વતણુ લેશે?"

"પણ ભાઇ, તુ શુ ધારે છે? હુ તો જીવવાને લાયક છુ કે નહી? જ્યારે આપણી નદીમા પુર આવ્યુ ત્યારે જીવને જોખમે મે પાચ માણસોને બચાવ્યા હતા" એક પ્રૌઢ માણસે બીજાને પુછ્યુ

"છટ્ છટ્!" એક જવાને જવાબ આપ્યો "તમે જવાનીમા એક પરોપકારનુ કામ કર્યુ હોય તેથી એ સીદ્ધ નથી થતુ કે તમે અત્યારે પણ જીવવાને લાયક છો!"

"પણ ભાઇ, મે તો દવાખાના બધાવ્યા છે, ઉનાળામા પરબો બેસાડુ છુ, સવારના દરરોજ બાવાઓને સદાવ્રત આપુ છુ, તેમજ આધળાઓને ... દાન દઉ છુ." બીજા નાગરીકે દયામણી દ્રષ્ટીએ યુવાન સામે જોતા કહ્યુ

"એ બધુ ખરૂ, પરંતુ આપની એ બધી દાનવૃતી કઇ જીવવા માટેની લાયકાતની વસ્તુ નથી તમે શુ એ જાણતા નથી કે દાનવૃતી એક પ્રકારની દાંભીકતાની નીશાની છે, ઉપરાન સ્વર્ગ પ્રાપ્તીની લોલુપતાની તે સુચક છે?" યુવાને હસીને જવાબ આપ્યો.

"ત્યારે જીવવા માટે કઇ લાયકાતની જરૂર છે?"

"તેની તો મને ખબર નથી"

"તો પછી ક્યારનો વચ્ચે બકબક શાનો કરે છે?" પેલા જીવ બચાવનાર દાનેશ્વ મદ નાગરીકે ત્રાડ મારી.

"મને તો જે લાગ્યુ તે કહ્યુ"

"બસ રહેવા દે તારૂ ડહાપણ"

દાનવીરની બીજી બુમ સભળાઇ

એટલામા તો કોલાહલ એકદમ વધી ગયો

## ૩ લોકોની નાસભાગ

**આ** આકરી જાહેરાત પ્રસીદ્ધ થતાજ સારાયે શહેરમા ખળભળાટ મચી રહ્યો! ઓફીસમાથી કારકુનો ઘેર જવા ઉતાવળા થઇ ગયા, પેઢીઓ પરથી મહેતાજીઓ ત્વરીત ગતીએ ઘર તરફ જવાને ઉત્સુક બની ગયા, શેઠીઆઓ તો ઓફીસમા આવ્યાજ નહોતા, કેટલાક વળી શેરીઓમાજ નાસભાગ કરવા લાગ્યા, કોઇક જાહેર બગીચામા છુપાવાનો પ્રયત્ન કરવામા પડ્યા, તો વળી કેટલાક ન્હાવાની ઓરડીઓમા જઇને ભરાઇ બેઠા!

વાળંદો બાલ કાપવાની દુકાનો છોડીને નાસવા લાગ્યા, લુહારો, સોનીઓ અને કારીગરો ઉતાવળે પગલે ઘરનો રસ્તો માપવા લાગ્યા એ જાહેરાતની ખબર પડતા યંત્રાલયોમાથી કામદારો પણ ટપોટપ બહાર પડવા માડ્યા.

લાલ લાલ ગાલવાળા જવાનો, વીશાળ પેટવાળા ધનીકો, કરચલીવાળા કપાળવાળા શીક્ષકો, પાઘડીધારી વકીલો, અને પાટલુનધારી દાકતરો, બધાને આ જાહેરાતની દહેશત એટલી તો લાગી કે તેઓ બધાજ ઘેર જવા માટે એકદમ ઉતાવળા થઇ ગયા!

એ જાહેરાતને બહાર પડે પુરા બે કલાકો નહી વીત્યા હોય ત્યા તો શેરીઓ સુની થઇ પડી રસ્તાઓ સ્મશાન જેવા ભાસવા લાગ્યા. ભયકર સંહાર પછી જેમ મૃત્યુની શાની વ્યાપ તેવી ગંભીર શાની ચારે તરફ ફરી વળી!

બીજા દીવસના રૂપા ઉગતાં જ કચેરી આગળ લોકસમુહ એકઠો થઇ ગયો. બાગમાં જનાનાં સહેલાણીઓ આવ્યાં, કચેરીના કારકુનો આવ્યા, શાળાના શીક્ષકો આવ્યા, દુકાનના વેપારીઓ આવ્યા, લુહાર, સુતાર અને સોની આવ્યા, વાંળદો ને ખેડુતો આવ્યા, કાછીઆ ને કામદારો બધા જ ત્યાં આવીને એકઠા થયા. સહુના મનમાં એક જ વીચાર થતો હતો: 'હું જીવવાને લાયક છું કે કેમ?' બધાના મનમાં નાલાયક ઠરવાની એક જ પ્રકારની ભીતી હતી. કોઇક જ શ્રદ્ધાવાળા હતા. ઉલ્લાસમય વદન તો કોઇકનાં જ દેખાતાં.

એક વીશાળ મકાનમાં અદાલત ઉભી કરવામાં આવી હતી. ત્યાં ત્રણ વીભાગ પાડવામાં આવ્યા હતા. પહેલા વીભાગમાં દાકતરો બેઠા હતા. તેમાં દરેક રોગના નીષ્ણાત દાકતરોને એકઠા કરવામાં આવ્યા હતા. ત્રીજા વીભાગમા માનસશાસ્ત્ર વીશારદોનો સમુહ એકઠો કરવામા આવ્યો હતો, ત્યારે વચલા વીભાગમાં શાસન સમીતીએ નીમેલા ત્રણ ન્યાયાધીશો બેઠા હતા.

## ૪ અદાલત

અદાલતનું કામ શરૂ થઇ ગયું.

'ત્હમારૂં નામ?'

'શાહ'

'ત્હમારૂં વય?'

'૪૮'

'ધંધો?'

'વેપાર'

'કુટુંબમાં કેટલા માણસો છે?'

'એક બાલક અને એક પત્ની'

'ત્હમને શું ગમે છે?'

'જીંદગી'

'સાચું બોલો ભાઇ!'

'મ્હારૂં ઘર, મ્હારાં બાલક, અને મ્હારૂં કામ'

'દાકતર, ત્હમારો તપાસવૃતાંત આને માટે શું કહે છે?'

'નામવર, આ માણસમાં લોહી બહુ ઓછું છે, તેનું હૃદય નબળું છે, શક્તી બરાબર નથી, મગજ ઠીક નથી. તે સુધરી શકે તેવી જરા પણ આશા નથી.'

'માનસ વીશારદ, ત્હમારો અભીપ્રાય શું છે?'

'આ માણસ સ્વલક્ષી, ઉત્સાહહીન અને વાસનાઓથી ભરેલો છે. તેની વીચારશક્તી ઓછી થઇ છે, તુલનાત્મક શક્તી નાશ પામી છે, દ્દષ્ટીમર્યાદા બહુ જ ટુંકી છે, સુધરી શકે તેવી આશા નથી.

'ઠીક, મી શાહ, દાકતરો તેમ જ માનસશાસ્ત્ર વીશારદોના અભીપ્રાય ઉપરથી માલમ પડે છે કે ત્હમે જીવવાને જરા પણ લાયક નથી. તેથી આ શહેરમાં ત્હમે ભારરૂપ છો. આટલી ઉમ્મરે ત્હમારે ત્યાં બાલક જન્મે તો પણ તે માનવજાતીની હીતની દ્દષ્ટીએ નુકસાનકર્તા છે. માટે ત્હમને પરલોક તરફ વીદાય કરવાનો હુકમ આપવામાં આવે છે.

આમ અદાલત સમક્ષ એક પછી એક જીવવાને નાલાયક નાગરીકોની તપાસ થતી ગઇ, અને તેના ફેંસલા અપાતા ગયા!

## ૫ પડઘા

ત્રીજો દીવસ થયો. સેંકડો માયકાંગલાંઓને મૃત્યુશરણ કરવામાં આવ્યાં સેંકડો જણને વધસ્થાન પર લઇ જઇને પરલોકમાં જવાનો પરવાનો અપાઇ ગયો!

અને હજુ યે અદાલતનું કામ તો ચાલતું જ હતું. દર કલાકે કલાકે જીવવા માટે નાલાયક ઠરેલાઓના જુથને અદાલતમાંથી બહાર લઇ જઇને કારાગૃહમાં મોકલવામાં

આવતાં હતાં. અત્યાર પહેલાં આવાં કેટલાંય ટોળાં પસાર થઇ ગયાં. વધસ્થાન ઉપર કેટલાય વૃદ્ધ, તાકાતહીન, માયકાંગલાઓને પરાણે પરલોક પહોંચાડયા પછી આખું શહેર આનંદ અને ઉલ્લાસમય દીસવા માંડયું. માત્ર જીવવાને લાયક ઠરેલી વ્યક્તીઓ જ ત્યાં હવે બાકી રહી હતી. અને તે પછી જ અદાલતનું કામ પણ પુરૂં થયું હતું.

પછી તો અદાલતના કામની પુર્ણાહુતીનો ઉત્સવ ઉજવવાની શહેરમાં તૈયારી થઇ. એ ઉત્સવમાં સશક્ત યુવાનો, તાકાતવંત યુવતીઓ, લાલઘુમ બાલુડાંઓ, ભાગ લેવા માટે બાકી રહ્યાં હતાં. તેમણે આ ઉત્સવને યોગ્ય રીતે અતી આનંદથી ઉજવવા માટે આરંભ કર્યો.

'હાશ હવે અદાલતનું કામ પુરૂં થયું,' એવા સ્વરો કોઇ કોઇ જગ્યાએ શ્રવણે પડવા લાગ્યા. આખરે એ હત્યાકાંડ પર પડદો પડયો, એને માટે પ્રૌઢ પુરૂષો અતીઆનંદ કરવા લાગ્યા. જ્યારે જોમભર્યા યુવાનોએ તો ખડખડ પાંચમ વડીલોના ત્રાસમાંથી છુટવાને માટે શાસન સમીતીને અભીનંદન આપ્યા.

એટલામાં વળી શાસન સમીતીની નવી જાહેરાત બહાર પડી. પાછી દીવાલો પર જાહેરાતો ચોડવામાં આવી. પાછા વળી લોકો તે વાંચવા ટોળે મળ્યાં.

આ જાહેરાત વાંચી પહેલાંના જેવી જ ભાવના તેમનામાં થઇ, કેટલાકનો આનંદ ઓસરી ગયો. કેટલાકનું મુખ પાછું કરમાઇ ગયું.

આ રહી તે જાહેરાતઃ

## નાગરીકોને,

આખરે બે દીવસના સતત યત્ન પછી આ શહેરમાં વસતા સર્વ શક્તીહીનોનો સંહાર કરવામાં આવ્યો છે. દાક્તરી અને માનસવીજ્ઞાનની મદદથી જે જે જીવવાને નાલાયક નીવડયાં તે બધાનો નાશ કરવામાં આવ્યો છે. અને નાગરીકોને ફરીથી સુચવવામાં આવે છે કે તેઓ એવાં કોઇ કૃત્યો ન કરે કે જેથી તે જીવવાને માટે નાલાયક ઠરે. હવેથી જીવવા માટે નાલાયક હોય એવી વ્યક્તીઓનો વીનાશ કરવાને માટે દરેક વર્ષે આવી તપાસ અદાલત સ્થાપવામાં આવશે.

દરેક નાગરીકે સમજી લેવું જોઇએ કે જાતી સુધારણાના આ યુગમાં નબળા મનના, કે તાકાત વીનાના મનુષ્યો માટે આ પૃથ્વી રહી નથી. અહીં તો જીવન સંગ્રામને જીતી શકે એવાં જ મનુષ્યને માત્ર જીવવાનો હક્ક છે.

પ્રમુખ
**શાસન સમીતી**

દીવસો વીતતાં એ જાહેરાત વીસરાઇ ગઇ, પેલી ભયંકર અદાલતની સ્મૃતી પણ ભુલાઇ ગઇ, રહ્યાં માત્ર તે પ્રસંગનું સ્મરણ કરાવતાં કેટલાંક નવાં લગ્નો.

# રળીયામણો નેપાળ



ભાટગાંવનો દરબાર ચોક

: લેખક

જીતેન્દ્ર મહેતા

જેઓએ નેપાલની ભુમીને જોઇ નથી તેઓને પૃથ્વીની પ્રફુલ્લતા સમજાય તેમ નથી. આ દેશના જંગલના જાદુ ગોખીનોના ચીતને ચોરી લે છે. એ જંગલોનું વર્ણન કઇ રીતે આપવું? ત્યાં માત્ર લીલીછમ વનસ્પતી જ નજરે નથી ચડતી. દીવાળીના ચોકમાં જેવી રંગોળી પુરાય છે એવી જ રંગોળી આંહી કુદરત પુર્યા જ કરે છે. ઝાડ પર નીલમને ટાંગી દીધાં હોય એવાં ઝગારા મારતાં ફળો આંહી લચી જાય છે, આ ફળનો સ્વાદ લેવા માટે ઈંદ્રધનુષ્યની છાંય પાડતાં પંખીઓ ઉડયા જ કરે છે, આંહી એક પ્રકારનાં પંખી જેને તીલોર કહેવામા આવે છે તે તેના સંવનન કાળમાં અજબ મગ્ની દેખાડે છે. આ પંખીનો નર તેની માદાને રીઝવવા માટે કેટલા યે નુસ્ખાઓ શોધી કાઢે છે. જંગલના રળીયામણા ભાગને પસંદ કરી તે એક નાનું વર્તુલ બનાવે છે. પગના નોરથી આ વર્તુલનો આકાર તે કાઢે છે. પછી તેના પરીઘ પર આ તીલોરનો નર નવા નોખા રંગના પુષ્પો ગોઠવી દે છે. એ બાગ બનાવ્યા પછી તે અંદર પુરાય છે અને પોતાની પ્રીયા સાંભળે તેમ જોરથી

સંગીનની ઝડીઓ પાડે છે. આ સંગીનનો જવાપ દુરથી માદા સામો આપે છે, તે પણ મસ્ત બની આસ્તે આસ્તે તેના આશકને મળવા ચાલી આવે છે.



ભુપતીન્દ્રમલનો સ્મારક સ્થંભ

જ્યારે માદા પરીવ નજદીક આવી પહોચ્ચે છે ત્યારે તીરાગ પોતાના રંગીન પીછાનું પ્રદર્શન કરે છે, એ પછી માદાને તે ચાય મારી અંદર લઇ આવે છે અને પાખરે છે–

નેપાલમા ફુલોનું તો પુછશો જ નહી ! આપણી હથેલી પહોળી કરો તેવા પટનો સહીનના પુષ્પો આંહી પતંગને આકર્ષે છે–કુસુમોને આગમ આપવા માટે પતંગો પોતાની પાખનો પંખો સદા ઢોળ્યા કરે છે. કુદરત આંહી જરા પણ સંકોચ, શખ્યા વીના તેનુ નગ્ન સ્વરૂપ દેખાડે છે.

આની એક પ્રકારના પ્રકાશ કીડા થાય છે. અંધારી રાત્રીએ આ કીડાનું સરઘસ નીકળે છે. તેઓ ચાર ચારની હારમાં ચાલે છે અને આપણે દુર હોઇએ તો પણ જાણે ભુગીતી ઝ્વતી થઇને રોશનીરાણીના સંગાથમા પ્રયાણ કરી રહી હોય એવો ભાસ થાય છે. આ કીડાઓ સંવનન કાળમાં જ આવાં સરઘસો કાઢે છે. અને જેનામાં જાસ્તી રોશનીની ખુમા હોય તે સાગમાં સારી માદાને મેળવે છે. માત્ર નર કીડામાં જ પ્રકાશ હોય છે. માદા લીલા રંગની હોય છે એટલું જ પરંતુ આ સરઘસ સાથે પાછળ માદા પણ ચાલે છે, નરની પસંદગી માટે–

આ બનાવ મેં મારી આંખે જોયો છે એટલે એમા જરા પણ અતીશયોક્તી નથી.

જ્યારે પવન ઝીંકાટા લઇ જંગલ પર ચાબુકના ઘા કરે છે ત્યારે તેમાથી એક પ્રકારનું આછું આક્રંદ નીકળે છે. એ વખતે જંગલને જીભ આવી હોય એવા અવાજો કાને અથડાય છે.

નેપાલમાં ઘણી જાતના પ્રાણીઓ અને પંખીઓ વસવાટ કરે છે પરંતુ એ બધા વીષેની માહીતી આપવાની અત્યારે આ લેખમા જરૂર નથી જીંદગીની મસ્તી અનુભવવી હોય તો આ જંગલના દીદાર દેખવા જરૂરના છે. આહીં બેઠા માત્ર કવીતા લખવા માટેની કલ્પના જ સુઝની



ભટગાંવનો સુવીખ્યાત સુવર્ણ દરવાજો

આપવા પુરતા નથી. સીઆમનાં સુવર્ણ મંદીરો આની આગળ ઝાંખાં લાગે છે. પેકીંગના પેગોડા પણ આ જગ્યાનો ખ્યાલ આપી શકે તેમ નથી. સારી આલમની પ્રદક્ષીણા કરીને પણ આ દરબાર મહોલ્લા જોઇ શકતા હોય તો જરૂર એટલી મુસાફરી પણ તેને તેતને સફળ લાગે છે.

આ મહોલ્લાના રસ્તા પર ફરસબંધી પત્થરો જડવામાં આવ્યા છે. જ્યારે આસમાનનો આફતાબ પૃથ્વીની વીદાય લેતો હોય છે, જ્યારે સંધ્યાની સુરખી ગુલરંગી બની જાય છે, ત્યારે આ પત્થરો આસપાસ મેઘ- ધનુષ્ય જીવતું થઇ નાચતું હોય એવા રંગોની મીલાવટ ખડી થાય છે, આ દરબાર મહોલ્લામાં મહેલો, મંદીરો, પેગોડા, મીનારા, વગેરે એક બીજા સામે પલકારા મારી રહે છે. અને દેવો, માનવો અને પશુઓનાં તાંબાના પુતળાંઓ જાદુઇ લીલા આદરી

દે છે. પત્થરનાં બ વલાં પણ તબીયતને ખુશ કરી દે તેવાં સુંદર હોય છે. આ બધાં પુતળાંની ગોઠવણીમાં કોઇ જાતની યોજના કે ઢંગધડા લાગતા નથી. જ્યાં જગ્યા મળી છે ત્યા તેને બેસાડી દેવામાં આવ્યાં છે. એ ઉપરાંત જુદી જુદી સદીમાં તે સ્થપાએલાં છે.

આંહીના મહેલોના છાપરા પર પીત્તળનાં પતરાં ચોડી દેવામાં આવેલાં હોય છે.

જ્યારે સુર્ય તેની સાથે તોફાન આદરે ત્યારે આંખને ત્યાં ઠેરવવી મુશ્કીલ પડે છે.

મંદીરના દરવાજામાં પત્થરમાં કોતરેલા સંતો, વીરપુરૂષો, હાથી, ઘોડા, શીંહ પંખીઓ, ઉંદર, સર્પ વગેરે નજરે ચડે છે. આમાં ખાસ કરીને ધ્યાન ખેંચે તેવું એ

ડેશાના પણ નેપાલી કન્યાના ઘરેણાં પર તગપ મારવા લાગે છે.

જ્યારે ગૌતમબુદ્ધ આંહીથી પસાર થયા હતા ત્યારનું ભટગાંવ વસેલું છે. ખટમંડુના પુર્વે ૮ માઇલ દુર આ નગર આછું આછું મલકાયા કરે છે. આ શહેરની ગલીઓ સાંકડી જોવામાં આવે છે. પરંતુ દરેક મકાનના કમાડ પર પુર્વનું સ્થાપત્ય દેખા દે છે. આંહીના મકાનની અટારીઓ સફેદ આરસની જોવામાં આવે છે અને ત્યાં પણ સ્થાપત્યની કલાનાં દર્શન થાય છે.

આંહીનો દરબાર મહોલ્લો એક આલમની અજાયબી પુરી પાડે તેવો છે. એની ખુબી સમજાવવા માટે બીજી જગ્યાના દાખલા



ભવાનીનું મંદીર

જુના વખતમાં તો આ દુનીઆ વીષે આપણે અજાણ્યા હતા. પરંતુ આજે તો એકાદ મોટર પણ અંહી જોવામાં આવે છે. દરબાર મહોલ્લાની પછળ ઉભો ઉભો પર્વત પોતાની જુની કથા કહ્યા કરે છે. પ્રકાશમાં તેના શીખર પર હીરની કણીઓ વેરી દીધી હોય એવો તે ઝગારા માર્યા કરે છે.

હોય છે કે કેટલાંક પ્રાણીઓ આપણે કદી જોયાં ના હોય અથવા સાંભળ્યા ના હોય એવાં કોતરવામાં આવ્યાં છે. આ ઉપરથી એમ કહી શકાય કે આજે તે બધાં હસ્તી નહીં ભોગવતાં હોય જુના જમાનામાં તેઓ નેપાલના જંગલમાં વાસ કરતાં હશે.

બુદ્ધની મુર્તિઓ તો આંહી હાલતાં ચાલતાં દેખા દે છે. ટુંકામાં આંહીના ખુણેખુણામાં સોનીની કલા અને કાબેલીયતની ઝાંખી આપણને થાય છે. આ જગ્યા હંમેશા જાગતી જ લાગે છે. વિચિત્ર પ્રકારના પેશાકમાં સજ્જ થએલા મનુષ્યો આંહી લટાર મારે છે. ગોર, સ્વામી, જાત્રાળુઓ, વેપારીઓ, સૈનીકો, ઓરતો, ગુરખા ટીબેટીઅનો, જુજ હીંદીઓ એ બધાનું રાવણું આંહી જમા થાય છે. કેટલાક લોકો સાવ નગ્ન સ્વરૂપમાં પણ નજરે ચડે છે.



મનુષ્યોને ખભે ચડીને જતી મોટર

નેવાર કલાના નાદર નમુના તરીકે ભટગાવ શીરટોચ સ્થાન ભોગવે છે. આ સૃષ્ટિમાં ડોકીયું કરતાં તમે અરબસ્તાનની એક હજારને એક રાત્રીમાં વિહાર કરતા હો એવું ભાન થાય છે. દરબાર મહોલ્લાને દેદીપ્યમાન કરવામાં જ આંહીના કલાકારોએ પોતાનું જીવન વીતાવ્યું છે.

આંહીની સ્થાપત્ય કલામાં બે જુદી સંસ્કૃતીની છાપ દેખાયા વીના રહેતી નથી.

છતા પણ હીંદી છાટ તેમા વધુ માલુમ પડે છે સીઆમ, ટીબેટ, બરમા વગેરેની કળાની છાપ પણ આમા દેખાય છે .

હીંદુસ્થાનમા મુસ્લીમોએ પગ મુકયો એ પહેલા ૮૪ પ્રકારની કળા હસ્તી ધરાવતી તેને નરી આખે નીહાળવુ' હોય તો દર- બાર મહોલ'ના જરૂર જોયેજ છુટકો

આજે હીંદુસ્તાની સગીત લ્યો કે હીંદી ચીતકળા લ્યો તે બધામા બે સંસ્કૃતીની અથડામણ લાગ્યા વીના નહી રહે મોગલો હીંદમા સાથેસાથ કળાનો થાળ લાવ્યા હતા અને તે પારસાણ છે એમ અજે નથી લાગતુ ?

આડી એક ૪૦ ફીટ ઉચો ચોરસ સ્થભ ત્યા ચોકી ભર્યા કરે છે આ સ્થભની ટોચ ઉપર એક પુર બહારમા ખીલેલ કમ- લને કોતરવામા આવ્યુ છે કમલ એ પવી- ત્રતાના પ્રતીક રૂપ ગણાય છે આ કમળ- દળની આસપાસ ફણીધર નાગ વીટળાઇ ગએલા દેખાય છે સર્પને જીવનના અસ્તી- ત્વ બોધ સાતે સ્વરૂપ ગણવામા આવે છે આ કમળ પર એક સીહાસન મુકવામા આવ્યુ છે, જેની પર છત્ર સહીત ભટગાવ- નો જુના કાળનો મશહુર રાજા ભુપતીન્દ્રમલ બીરાજમાન થએલ છે આ રાજાએ જ નગરને કળાભર્યુ' બનાવેલ છે ૨૦૦ વર્ષ' પહેલાની આ રાજાની મુર્તી' કમળની મીઠી અને શીતળ પાખડીનો સુવાસો સહચાર માણી રહી છે આ યાદગાર સ્થભની નઝ- દીક લાલ ઇટપર આવેલ એક ફાફડા ચોગાનની વચ્ચે એક જબર પીત્તળનો ઘટ અવેલો છે આ ઘટનો રણકાર વાતાવરણમા ઘુમરીઓ ખાય છે

દરબાર હોલનો દરવાજાનો જોટ સાગ એશીયામાં શોધ્યો જડે તેમ નથી આ દરવાજાના બારણા તાબાના કોતરકામથી ભરપુર છે જ્યારે દીવસ મોતની શય્યાએ પડયો હોય છે અને આકાશમા તેની ચીતા ભડકાઇ ગએલી હોય તે વખતની સધ્યાની રશ્મીઓ જ્યારે આ ધાતુ સાથે ગેલ કરે છે ત્યારે એક-ચક્ષમના નુર વધારે એવો પ્રકાશ ચમકી રહે છે દરબાર મહોલ'નાની પાસે જ એક પાચ અટારી વાળો પેગડો, ન્યાતપોલા દેવળ રમણીય છે આ દેવળ ઉપર નાની નાની ઘટડીઓ, રથ ચાલી રહ્યો હોય એવો રૂમઝુમ ભરેલો અવાજ આપે છે આ દેવ- ળના સ્થાપત્યમા ચીનની સસ્કૃતીની છાપ તરી આવે છે આ દેવળને "ભયાનક" તરીકે ઓળખવામા આવે છે. એનુ કારણ એ છે કે અરેરાટી નીકળી જાય એવા પાચ પુતળા ત્યા ભીષણતાનો અનુભવ કરાવે છે આ જગ્યા એટલી બીહામણી દેખાય છે કે ત્યા હોલા અને ઘુવડ જ વસવાટ કરી રહ્યા છે.

ભટગાવનુ' ભવાની મ'દીર પણ નામચીન છે તે આખા મદીરને કોઇ મારવાડણ કરતા યે વધુ આભુષણથી આચ્છાદીત કર- વામા આવેલ છે

ભટગાવની આપણે હવે રજા લઇએ છીએ. અને ખટમડુની ઉત્તરે આવેલ પાચ માઇલ દુરના પરામા પગ મુકીએ છીએ આજે આ નગર ઉજ્જડ લાગે છે, ત્યાની શેરીઓ ખાવા ધાય છે પરતુ એ જોયા પછી એમ જરૂર લાગે છે કે ભુતકાળમા તેણે પુરી જાહોજલાલી અનુભવી હશે ૧૭૬૮ની સાલમા આ નગરમાં ગુરખાએ કારમી લુંટ- ફાટ ચલાવી હતી અને તે પછી તે પગ- ભર થવા પામ્યુ જ નથી તે વખતે રાજા અમલદારો, ઉમરાવો બધાની કત્લેઆમ કર- વામા આવી હતી કેટલા યે લોકોના નાક કાપી નાખવામા આવ્યા હતા પરીણામ પટાન શહેર આખુ લુટાઇ ગયુ'. પણ એ કરૂણ કથની કહેવા આજે ત્યાના ખ'ડીયેરો

અચલ ઉભાં ઉભાં એકબીજાને સાથ આપી રહ્યાં છે.

આંહીના ગણુપતીના મંદીરના દરવાજાનાં બારણાં સુવર્ણમય દેખાય છે. બીજું આખા મંદીરને ત્રાંબાના કપાવેલા પતરાથી જડવામાં આવ્યું છે. એટલે દુર દુરથી પણ તેનો ઝગમગાટ આંજી નાખે તેવો હોય છે.

નેપાલમાં આવેલ વાઘમતીનાં નીર પાશપતીના પત્થરોને ધોઇ ધોઇ સ્વચ્છ રાખે છે. કાશી જેટલું જ આ ધામનું મહાત્મ ગણાય છે. જેમ દરેક પવીત્ર જાત્રાનાં સ્થળ સહુથી ગંદાં હોય છે એવી જ હાલત પાશપતીની છે. કેટલાક શ્રધાળુ લોકો આંહી દેહ પાડવા માટે વસવાટ કરે છે. અને તેમના મૃત્યુ પછી આંહીના ઘાટ પર આખરે તેઓને બાળવામાં આવે છે. કેટલીકવાર મડદાની પુરેપુરી રાખ થયાં પહેલાં જ તેને પાણીમાં હેમાવી દેવામાં આવે છે અને આ પાણીમાં જીવનનો ફેરો સફળ કરનારા ન્હાય છે, તેને માથે ચડાવે છે! અંજલી લઇ પ્રસાદ તરીકે પેટમાં નાંખે છે. આંહી વાંદરાંના ટોળાં મનુષ્ય કરતાં વધુ અક્કલવાળું વર્ત્તન ચલાવે છે, અને કંઇક માલદારના હાથમાંથી તેઓ મલીદો ઉડાવી જાય છે. અને તેઓના ચહેરા પણ ઘણા ગંભીર દેખાય છે.

આ જગ્યાએ ખળખળ કરતી નદી ઘેરાં ગાન ગાય છે. આ નદી જીવતા અને મરેલા બધાને તેના હૃદય પર નચાવે છે.

નેપાલને છેલ્લા સલામ ભર્યાં પછી પણ તેની મોહકતા જીવનભર યાદગાર થઇ રહે છે.

બ્રીટીશ હીંદમાં હીંદી વીદ્યાર્થી પાછળ સરેરાશ વાર્ષીક ત્રણ રૂપીયા કરતાં સહેજ ઓછી રકમ ખર્ચવામાં આવે છે, ત્યારે યુરોપીયનોના છોકરાઓ પાછળ હીંદી તીજોરીમાંથી દર વર્ષે સરેરાશ રૂ. ૯૮ એટલે લગભગ ૩૩ ઘણું વીશેષ ખર્ચ કરવામાં આવે છે! આ પક્ષપાતની સામેના હીંદીઓના તમામ પોકારો વ્યર્થ ગયા છે.

...

હીંદની ૩૨ કરોડ જનતામાંથી ભાગ્યે જ ૨૫ લાખ માણસો અંગ્રેજી બોલી જાણે છે, છતાં રાજભાષા અંગ્રેજી રાખવામાં આવે છે

હીંદમાં કચેરીઓ લડવા પાછળ દર વરસે સરેરાશ રૂ. ૬૪૦,૦૦૦,૦૦૦ ખર્ચાય છે. તેમાં મોટે ભાગે ગરીબો ઉપર જ બોજો પડે છે.

...

હીંદમાં સરેરાશ ૭૦ હજાર માણસો દીઠ એક દવાખાનું (અથવા ઇસ્પીતાળ?) આવે છે.

...

હીંદના કેટલાક ભાગમાં માણસ દીઠ દરરોજની સરેરાશ આવક માત્ર એક આનો હોય છે.

# આંસુની ઈમારત




તાજમહાલ: જગતની મહાન કલાકૃતી

મનુષ્ય પોતા પ્રત્યે ગર્વ ધારણ કરે છે તે પોતાને કુદરતની અત્યુત્તમ અને સર્વશ્રેષ્ઠ કૃતી માને છે. તે પોતાના વ્યક્તીત્વને ચીરસ્થાયી બનાવવા માગે છે. મનુષ્યજાતીનો ઈતીહાસ શો છે? એનાં સઘળા પ્રયત્નોનો એક જ ઉદ્દેશ છે. ચીરકાળથી મનુષ્ય યત્ન કરતો આવ્યો છે કે કોઈ પણ પ્રકારે તે અપ્રાપ્ય અમૃતને પ્રાપ્ત કરે,

જેનું પાન કરીને તે અમર બને. પરન્તુ હજુ સુધી એ અમૃત હાથ આવ્યું નથી. અને તેથી જ જ્યારે માણસને પ્રતીદીન નીકટ આવતા રહસ્યપુર્ણ મૃત્યુની યાદી આવે છે ત્યારે ત્હેનું હૃદય કંપવા લાગે છે. ભવીષ્યમાં આવનાર અન્તના અને તે પછી પોતાના વ્યક્તીત્વનો જ નહીં, સર્વસ્વનો અન્ત થવાના વીચાર માત્રથી જ મનુષ્યનું સમસ્ત શરીર ધ્રુજી ઉઠે છે. મનુષ્ય ઇચ્છે છે કે કોઇ પણ પ્રકારે તે એ અપ્રીય સત્યને ભુલી જાય, અને તે ભુલવાને સારૂ, પોતાની સ્મૃતીમાંથી એનું સ્મરણ દુર કરવા માટે, કેટલી યે વાર સુખસાગરમાં ડુબવાના પ્રયાસ કરે છે. સમયના એ ભયાનક પ્રવાહમાં તે પોતે જ નહીં, પરન્તુ એની સમગ્ર વસ્તુઓ; સ્મૃતીઓ, સ્મૃતીચીહનો વગેરે સહુ કાંઇ વહી–તણાઇ જશે; આ સંસારમાં ત્યારે એના સાંસારીક જીવનનું ચીહન સરખું યે નહીં રહે અને એનું સ્મરણ કરવાવાળું કોઇ પણ નહીં મળે: આવા વીચારોએ કેટલાક માનવીઓનું હૃદય વ્યાકુળ બની જાય છે. આવા મનુષ્યો આ ભૌતીક સંસારમાં પોતાની સ્મૃતીઓ મુકી જવાને વ્યાકુળ બને છે. એનો અન્ત જરૂર આવવાનો છે એ તે જાણે છે; પરન્તુ એની સ્મૃતીઓ કદાચીત સંસારમાં રહી જાય! આ ત્હેમની માન્યતા હોય છે. પીરામીડ, સ્પીંક, મ્હોટા મકબરાઓ, કીર્તીસ્તમ્ભ, કીલ્લાઓ, વીજયદ્વાર, વીજયતોરણ ઇત્યાદી કૃતીઓ મનુષ્યની એવી ઇચ્છાઓનાં ફળરૂપ છે.

એક તરફથી જોઇએ તો ઇતીહાસ પણ પોતાની સ્મૃતીને ચીરસ્થાયી બનાવવાનો માનવીય ઇચ્છાનો એક પ્રયત્ન છે. એમ મનુષ્યે પોતાની સ્મૃતીને ચીરસ્થાયી બનાવવા સારૂ ભીન્ન ભીન્ન યત્ન કર્યા. કોઇએ એક માર્ગનું અવલંબન કર્યું તો કોઇએ બીજાનું કેટલાક નીષ્ફળ થયા, અનેકોના એવા પ્રયાસોનું ચીહન પણ માનવસમાજની સ્મૃતી પર વીદ્યમાન નથી. કેટલાકના એવા પ્રયાસોનાં ખંડેર આજે ય દુનીયામાં કોઇ કોઇ સ્થળે નજરે પડે છે. તે આજે ય મુકભાવે મનુષ્યની આ ઇચ્છા જોઇને હસે છે. અને રડે છે. મનુષ્યની નીષ્ફળતા પર અને પોતાની દુર્દશા પર તે આંસુ વહાવે છે. હજુએ મનુષ્ય પોતાની નીષ્ફળતા જોઇ-જાણી શકયો નથી. હજુએ એની એ આશા. એની એ આશા હજુ એનો પીછો છોડતી નથી અને મનુષ્ય હજુ સુધી એના ફાંસામાં ફસાયેલો છે. એ મુકભાવે આ અદ્દભૂત મૃગતૃષ્ણા પર વીક્ષીપ્ત કરનાર અટ્ટહાસ્ય કરે છે!

પરન્તુ મનુષ્યનું મસ્તક કુદરતની એક અદ્વીતીય કૃતી છે. કાળ આગળ કોઇનું નથી ચાલતું, છતાં યે કેટલાંક ભેજાંઓએ એની ખુબીથી કામ કર્યું છે, એમણે એવી બાજી ચલાવી છે કે તેઓ કાળના એ પ્રલયકારી ભીષણ પ્રવાહને રોકવામાં સફળ થય-છે. એમણે સમયને અનુપમ સૌંદર્યના અદાસ્ય પાશમાં જકડી લીધો છે. એ ચાલબાજીને કારણે જગતમાં આજે ય અનેક મનુષ્ય નીર્મીત કૃતીઓ વીદ્યમાન છે; જે એમની સ્મૃતીઓને ચીરસ્થાયી રાખી રહી છે. કેટલીકવાર મનુષ્ય પોતાની સ્મૃતીને જ નહીં, પોતાના ભાવની સ્મૃતીને પણ ચીરસ્થાયી બનાવી શકયો છે. તાજમહાલ પણ માનવ મસ્તકની એક એવી જ સફળતાનો એક અદ્દભુત નમુનો છે.

* * *

એ અન્ધકારમય રાત્રી હતી. સમસ્ત વીશ્વમાં ઘોર અંધકાર છાયો હતો, છતાં યે જગત સુનું નહોતું. સંસારનો તાજ, ભારતીય સામ્રાજ્યનો એ સીતારો,

ભારતસમ્રાટના હૃદયકુમુદનો એ ચન્દ્ર આજે સદાને માટે અસ્ત થવાનો હતો. બાળકને જન્મ આપતાં, માતા મૃત્યુને. પન્થે પરવરી રહી હતી. એની આખર ઘડી હતી. એ સુખમય દીવસોનો, પ્રેમ તથા સુખપુર્ણ છલકાતા એ કાળનો અત્યારે અન્ત આવવાનો હતો. સંસાર કેટલો નશ્વર છે!

એ ટમટમતો દીપક, ભારતસમ્રાટના સ્નેહની પ્રકાશીત રોશની બુઝાઇ રહી હતી. અત્યારે ય સ્નેહ અધીક હતો, પરંતુ અકાળ કાળનું મોજું આવ્યું જે એ ઝીલી શકી નહીં. ધીરે ધીરે પ્રકાશ ઓછો થતો જતો હતો. આશાપ્રકાશની અન્તીમ જ્યોતી–રેખાઓ નીરાશાના અંધકારમાં વીલીન થઇ રહી હતી.

આ સંસારીક યાત્રાની નીજ સહચરી પ્રણયપ્રીવાની અન્તીમ ભેટ કરવાને શાહજહાં આવ્યો. જીવનદીપક બુઝાઇ રહ્યો હતો, છતાં યે પ્રેમીને, પોતાના જીવન સર્વસ્વને જોતાં એક્વાર ચૈતન્ય આવ્યું: જ્યોતી બુઝાતાં પહેલાં મુમતાજનાં નેત્ર ખુલ્યાં. આખરી મેળાપ હતો. એ છેલ્લી પળોમાં, એ આંખો દ્વારા શો મૌનાલાપ થયો હશે? એ બે પ્રેમીઓના હૃદયોમાં કેટલી ઉથલ પાથલ થઇ હશે? એ કોણ કહી શકે? પ્રેમામીથી એ ધગધગતા હૃદયોની વાતો કોણ કથી શકે?

છેલ્લી પળ હતી, હંમેશના વીયોગની ઘડી આવી રહી હતી. શાહજહાંની નજર આગળ એનું સર્વસ્વ લુંટાઇ જતું હતું; અને તે હતાશ બની, હાથ પર હાથ મુકી કીસ્મતને રડી રહ્યો હતો. સીંહાસનારૂઢ થયે ત્રણ વર્ષ પણ નહોતાં વીત્યાં ત્યાં તો એની પ્રીયતમા આ લોકમાંથી વીદાય લેવાની તૈયારીઓ કરી રહી હતી. શાહજહાંની સઘળી આશાઓ પર પાણી ફરી રહ્યું હતું. એની આશાઓ શી શી હતી? એના અંતરના ઉમળકા શા શા હતા? જ્યારે સમય આવ્યો, એની આશા એના મનોરથો પુર્ણ થવાની ઘડી આવી, ત્યાં તો એકાએક શાહજહાંને એની જીવનસંગી-નીએ ત્યાગી દીધો. સુખમદીરાની પ્યાલી હોઠ આગળ ધરતાં જ તે પડી ગઇ: એના ચુરેચુરા થઇ ગયા, એ સુખમદીરા પૃથ્વી પર ફેલાઇ ગઇ, પૃથ્વીતળમાં સમાઇ ગઇ, સદાને માટે નષ્ટ થઇ ગઇ,

હાય! અન્ત આવ્યો, સર્વસ્વ લુંટાઇ ગયું. પરમ પ્રેમી જીવનની એક માત્ર સાથી હંમેશને માટે ત્યજીને ચાલી ગઇ. ભારત સમ્રાટ શાહજહાંની પ્રેયસી સમ્રાજ્ઞી મુમતાજ મહેલ હંમેશને માટે આ લોકમાંથી વીદાય થઇ. શાહજહાં ભારતવર્ષનો સમ્રાટ હતો, દુની-યાનો શાહ હતો, પરન્તુ તે પોતાની પ્રેય-સીને જતાં રોકી શક્યો નહીં દર્શનીકો કહે છે કે જીવન એક પરપોટો છે, ભ્રમણ કરતા આત્માને વીશ્રામ લેવાની ધર્મશાળા છે. તેઓ કહે છે કે આ જીવનનો સંગ તથા વીયોગ એક પ્રવાહમાં સાથે વહેતા લાકડાના બે ટુકડા જેવો છે—જે ઘડીમાં સાથે તણાય છે ઘડીમાં છુટા પડે છે. પરન્તુ આ વીચારો શું સંતપ્ત હૃદયને શાન્ત કરી શકે છે? શું એ ભાવનાઓ ચીરકાળના વીરહાગ્નીમાં બળતાં હૃદયને સાંત્વના આપી શકે છે? સાંસારીક જીવનની વ્યથાઓથી દુર બેઠેલા, સાંસારીક જીવન સંગ્રામના તટસ્થ દર્શકો ભલે ગમે તે કહે, પરન્તુ જીવનના આ ભીષણ સંગ્રામમાં યુદ્ધ કરતાં, સાંસારીક ઘટનાઓના કઠોર આઘાતો ઝીલતાં હૃદયોની શી દશા થાય છે તે એક અનુભવી જ કહી શકે.

****

તે ચાલી ગઇ. સદાને માટે ચાલી ગઇ. પોતાના રૂદન કરતા પ્રેમીને, પોતાના જીવન સર્વસ્વને, પોતાના વીલખતાં પ્રીય બાળકોને તથા સમગ્ર સંસારને તજીને એ અંધકારમયી રાત્રીમાં ક્યાં યે ચાલી ગઇ? ચીરકાળનો વીયોગ હતો. શાહજહાંની આંખમાંથી એક અશ્રુબીન્દુ ઢળ્યું, એ સંતપ્ત હૃદયમાંથી એક આહ નીકળી.

એ સુન્દર શરીર પૃથ્વીમાં મળી ગયુ હતું, અથવા તો જો કાંઇ બાકી રહ્યું હતું તો તે આહ અને આંસુ હતાં. સંસાર લુંટાઇ ગયો અને એનો પત્તો પણ ન લાગ્યો. સંસારની એ સુંદર મુર્તી, મૃત્યુના અદ્રશ્ય ક્રુર હાથે ચુર્ણ વીચુર્ણ થઇ ગઇ.

શાહજહાંનાં એ આંસુ તથા આહ નીષ્ફળ ન ગયાં. એ તૃપ્ત નયનો તથા એ ધગધગતા હૃદયમાંથી નીકળી બાહ્યજગતમાં આવ્યા હતાં. સમયની શીતળ લહરીઓના આઘાતો ઝીલી એમણે એવું સુંદર સ્વરૂપ ધારણ કર્યું હતું કે આજે પણ કેટલાં યે આંસુ ઢળે છે, કેટલાં યે હૃદયોમાં ખળભળાટ મચી રહ્યો છે. પોતાની પ્રેમીકાના વીયોગ વખતનાં શાહજહાંના એ આંસુ ચીરસ્થાયી બની ગયાં.

થોડો સમય વીતી ગયો, પરંતુ હજુએ કાંઇક આશા બાકી રહી હતી. શાહજહાંનું સર્વસ્વ લુંટાઇ ગયું હતું. છતાં યે એ સ્તબ્ધ રાત્રીએ પોતાની મૃતપ્રાય પ્રીયતમાની સન્મુખ અન્તીમ વીયોગની ઘડીએ લીધેલી પ્રતીજ્ઞા તે ભુલ્યો નહોતો. પોતાની પ્રેયસીની યાદગારમા ભારતના જ નહીં, સંસારના એ ચાંદની શુભ્ર હુીઓ પર એક એવી કબર બનાવવી કે તે સંસારના સૌ મકબરાઓનો શીરતાજ બને: આ એનો મનોરથ હતો. શાહજહાએ પોતાની પ્રીયતમાની સ્મૃતીને તથા એના પ્રત્યેના અગાધ શુદ્ધ પ્રેમને સ્વચ્છ, શ્વેત સ્ફટીકનાં સુંદર સ્વરૂપમાં વ્યક્ત કરવાનું નક્કી કર્યું.

ધીરે ધીરે યમુનાના તટ પર એક મકબરો ચણાવા લાગ્યો. પહેલાં લાલ પત્થરનો એક ચબુતરો બનાવવામાં આવ્યો. એના પર સફેદ સંગેમરમરનો ઉંચો ચબુતરો ચણવામાં આવ્યો. એના ચારે ખુણે ચાર મીનારા બનાવવામાં આવ્યા જે તાર વીનાના તારે ચારે દીશાઓમાં એ સમ્રાજ્ઞીના મૃત્યુના સમાચાર સુણાવી રહ્યા છે અને એનાં યશોગાન ગાઇ રહ્યા છે. મધ્યમા એક મકબરો તૈયાર થયો. એ મકબરો પણ એ શ્વેતવર્ણવાળી સમ્રાજ્ઞી સમો શ્વેત અને એના જેવો જ સૌન્દર્યમાં અનુપમ અને અદ્રીતીય હતો. અંતમાં એ મકબરાને એક અત્યંત સુંદર પરંતુ મહાન ગુમ્બજનો તાજ પહેરાવવામાં આવ્યો.

એ સુંદર મકબરાનું વર્ણન પાર્થીવ જીભ્હા નથી કરી શકતી, તો જડ લેખીનીનું તો પુછવું જ શું? અનેક સદીઓ વીતી ગઇ, ભારતના અનેક સામ્રાજ્યોનો ઉદય અને અસ્ત થઇ ગયો, ભારતની કલા તથા એ મકબરાના નીર્માણકર્તાઓ પણ અનન્ત સાગરના ગર્ભમાં ક્યાએ વીલીન થઇ ગયા; પરન્તુ આજે ય એ મકબરો ઉભો ઉભો પોતાના સૌન્દર્યથી દુનીયાને આકર્ષી રહ્યો છે. શાહજહાંની મહાન સાધનાનું, પોતાની પ્રીયતના પ્રત્યેના અનન્ય અને અગાધ પ્રેમનું એ મહાન ફળ છે. કેટલો સુન્દર! આંખો જ જોઇ શકે છે. હૃદય જ એની સુન્દરતનો અનુભવ કરી શકે છે. સંસાર એની સુન્દરતાથી સ્તબ્ધ છે. શાહજહાંએ પોતાની મૃત પત્નીની સમાધી પર પોતાની પ્રેમાંજલી અર્પી. અને ભારતવર્ષને પોતાના મહાન શીલ્પકારો અને અદ્વીતીય કારીગરોના હાથે શુદ્ધ પ્રેમની એ અનુપમ અદ્વીતીય

સમાધીનું નીર્માણ કરાવી પવીત્ર પ્રેમની વેદી પર એ અપુર્વ શ્રદ્ધાંજલી અર્પી, એની જોડ આ પૃથ્વીના કોઇ ભાગમાં બીજે શોધી નહીં જડે.

વર્ષોના પરીશ્રમ બાદ આખરે મુમતાઝનો મકબરો પુરો થયો. શાહજહાંની વર્ષોની સાધના પુરી થઇ. એક મહાન યજ્ઞની પુર્ણાહુતી થઇ. આ મકબરો પુર્ણ થતાં શહાજહાં પુર્ણ સમારોહ પુર્વક એ જોવાને ગયો હશે ત્યારે આગ્રાને સારૂ એ દીવસ કેટલો બધો ગૌરવભર્યો હશે? ઇતીહાસકારોએ એ દીવસનું–ભારતવર્ષનાજ નહીં, સંસારની શીલ્પકલાના ઇતીહસના એ મહાન દીવસનું વર્ણન કયાં નથી કર્યું? કેટલાં યે સહસ્ત્ર નરનારી એ દીવસે એ અપુર્વ મકબરાનાં–જગતની એ મહાન કલાકૃતીનાં–દર્શનાર્થે એકત્ર થયાં હશે. એ દીવસે એ મકબરાને જોઇને ભીન્ન ભીન્ન દર્શકોનાં હૃદયોમાં કેટલા વીભીન્ન ભાવ પ્રકટયા હશે? કોઇને એ મહાન કૃતીની પુર્તી પર હર્ષ થયો હશે, કોઇએ એ જોઇને ગૌરવનો અનુભવ કર્યો હશે કે એમના દેશમાં એક એવી વસ્તુનું નીર્માણ થયું છે કે જેની તુલના કરવાને માટે જગતમાં ભાગ્યે જ કોઇ બીજી વસ્તુ મળી આવે. કેટલાં યે એ મકબરાની છબી જોઇને મુગ્ધ બન્યા હશે; કેટલા યે ચીત્રકારો એ સુન્દર કૃતીને આલેખવાને ત્યાં દોડયા હશે, કેટલા યે સ્ત્રીઓના મસ્તકમાં કેટલી યે અદભુત ભાવનાઓ પ્રકટી હશે!

પરન્તુ સૌ પ્રેક્ષકોમાં એક પ્રેક્ષક એવો પણ હતો કે જેના હૃદયમાં ભીન્ન ભીન્ન વીપરીત ભાવનું ઘોર યુદ્ધ મચ્યું હતું. બે નયનો એવાં પણ હતાં કે જે બાહ્ય પદાર્થોને ભેદતાં એ કબર પર એકીટસે દરતાં હતાં. એ દર્શક શાહજહાં હતો. એ નયનો શાહજહાંનાં હતાં. શાહજહાંએ તાજના એ અદ્વીતીય દરવાજા પર ઉભા રહી મકબરાને જોયો હશે તે વખતે એના હૃદયની શી દશા થઇ હશે એનું વર્ણન કરવું અશક્ય છે. એનાં હૃદયમાં શાંતી થઇ હશે કે તે પોતાની પ્રીયતમા પ્રત્યેની એની સન્મુખ લીધેલી પ્રતીજ્ઞા પુર્ણ કરી શકયો હતો. એની પ્રીયતમાની કબર–પોતાની જીવન સંગીનીનું સંભારણું–એવી બની હતી કે બીજે કયાંય એની જોડી ન મળી શકે: એ વાતે એનું ગૌરવભર્યું હૈયું ફુલાતું હશે. પરન્તુ જીવીત મુમતાજને બદલે એના શુષ્ક હાડકાંઓ ઉપર બંધાયેલી આ કબર, ભલે ગમે તેટલી સુન્દર હોય–એ જોઇને શાહજહાંના હૃદયમાં પ્રજળતો ચીરકાળનો વીયોગાગ્ની શું શાન્ત થયો હશે? શ્વેત પત્થરનો એ સુન્દર મકબરો મુમતાજના મૃત્યુથી પડેલી ઉણપ શું પુરી કરતો હતો? મકબરાને જોઇને શાહજહાંની દ્રષ્ટી આગળ એનું સમસ્ત જીવન,–જ્યારે મુમતાજની સાથે તે સુખપુર્વક રહેતો હતો,–સીનેમાની ફીલ્મની માફક નજરે પડયું હશે. પ્રીયતમા મુમતાજની સ્મૃતીએ પુનઃ આંસુની ધારા વહી હશે; પુનઃ સુપ્ત સ્મૃતીઓ જાગૃત થઇ હશે અને પુનઃ હૃદયના એ જુના ઘા તાજા બન્યા હશે. આજે ય અસંખ્ય પ્રેક્ષકો એ પવીત્ર સમાધીને જોઇને બે આંસુ સાર્યા વીના રહી શકતા નથી તો એ જોઇને શાહજહાંની શી દશા થઇ હશે?

****

સદીઓ વીતી ગઇ. શાહજહાં કેટલી યે વાર એ તાજને જોઇને રડયો હશે. મરતી વેળાએ પણ તે સુન્દર બુરજમાં શય્યા પર પડયો પડયો તાજમહેલને જોઇ રહ્યો હતો. આજે ય અસંખ્ય માનવીઓ એ અદ્વીતીય સમાધીના ઉદ્યાનમાં બેસી કલાકો સુધી એને જોઇ રહે છે. કેટલા યે

માણસો એ ઉદ્યાનમાં બેસી પ્રેમ-પુર્ણ જીવન નષ્ટ થવાની સ્મૃતી થતાં નશ્વર માનવજીવનની કરૂણકથા પર રડયાં હશે. કેટલા યે મુસાફરો દુર દુર દેશોમાંથી સમુદ્ર પાર કરીને એ સમાધીના દર્શન કાજે આકર્ષાઇને આવે છે. એ જોઇને હૈયામાં હર્ષ સમાતો નથી: પરંતુ સૌ કોઇ આંસુ વહાવીને ચાલ્યા જાય છે. પ્રકૃતી પણ પ્રત્યેક વર્ષે ચાર માસ પર્યંત એ અદ્વીતીય પ્રેમ તુટયાની કરૂણ સ્મૃતી પર રૂદન કરે છે.

મનુષ્યજીવનની, મનુષ્યના એ દુઃખપુર્ણ જીવનની—જ્યાં મનુષ્યની કેટલી યે વાસનાઓ અતૃપ્ત રહી જાય છે. જ્યાં મનુષ્યના પ્રેમનાં બંધન પુરાં બંધાઇ રહ્યાં પણ નથી હોતા, ત્યાં તો કાળના કરાળ હાથમાં પડીને તુટી જાય છે—મનુષ્યના એ કરૂણ જીવનની સ્મૃતી, એની અતૃપ્ત વાસનાઓ તથા ખીલતા પ્રેમપુષ્પની એ સમાધી આજે ય યમુના તીરે ઉભી છે. શાહજહાનું એ સામ્રાજ્ય, એનું એ તખ્તેતાઉસ, એનો એ મહાનવંશ, શાહી જમાનાનું એ ગૌરવ આજ વીલીન થઇ ગયા છે, કાળના કઠોર પ્રવાહમાં પડીને આજે એ સૌ નષ્ટ થઇ ગયાં છે. તાજમહેલનો એ વૈભવ એમાં જડેલાં રત્નો પણ આજે કોણ જાણે ક્યાંય જતાં રહ્યાં છે, પરંતુ આજે ય તાજમહેલ પોતાનાં સૌન્દર્યથી કાળને લોભાવીને એને ભુલાવીને, માનવજીવનની એ કરૂણકથાને અમર રાખી રહ્યો છે. વૈભવ વીહીન તાજનું એ વીધુર સ્વરૂપ એને વધારે સોહાવે છે.

આજે ય એ સફેદ પત્થરોમાં અવાજ આવે છેઃ "હું ભુલ્યો નથી." આજે ય પત્થરોમાં કોણ જાણે ક્યા માર્ગે થઇ પાણીનું એક બુંદ પ્રત્યેક વર્ષે એ સમ્રાજ્ઞીની કબર પર પડે છે. એ કઠોર પત્થર પણ પ્રત્યેક વર્ષે એ સુંદર સમ્રાજ્ઞીના મૃત્યુને યાદ કરી મનુષ્યની આ કરૂણકથા જોઇને પીગળી જાયછેઃ અને એ પત્થરોમાંથી એક આંસુ સરી પડે છે. આજે પણ યમુના નદીની ધારા સમાધીને ચુમતી એ ભગ્ન માનવજીવનની કરૂણ કથા પોતાના પ્રેમી સાગરને સુણાવવાને દોડતી વેગપુર્વક વહે છે. કોઇ કોઇ વાર એ ભગ્ન હૃદયની કથા યાદ કરીને યમુના નદીનું હૃદય ભરાઇ આવે છે અને એના હૃદયમાં પણ આસુની ભરતી આવે છે.

એ શ્વેત પત્થરોમાથી અવાજ આવે છે. "આજે ય મ્હને એનું સ્મરણ છે." આજે ય એ ખીલતા પ્રેમપુષ્પની સૌરભ—એ પ્રેમપુષ્પ જે અકાળે કરમાઇ ગયું હતું. એ પત્થરોમાં પ્રસરી રહી છે એ પુષ્પ કરમાઇ સુકાઇ ગયું એનું ભૌતીક સ્વરૂપ અહીં રહી ગયું, પરન્તુ એ સુન્દર પુષ્પનો આત્મા વીલીન થઇ ગયો, અનન્તમાં મળી ગયો. સમાધીમાં એની સ્મૃતી વીદ્યમાન છે શાહજહાંએ એ નીરાકાર મૃત્યુને અક્ષય સૌન્દર્યપુર્ણ સ્વરૂપ આપ્યું છે. મનુષ્યના નશ્વર પ્રેમને, પ્રેમાગ્નીની એ ધગધગતી આગને ચીરસ્થાયી બનાવી છે.*

---

* સરસ્વતીમાંથી.



નીર્ધન કોરીઅનોનાં નીર્ધન નીવાસ સ્થાન

રશીયા અને જપાન વચ્ચેના યુદ્ધ વખતે ટ્સુશીમાની સામુદ્રધુનીમાં જ્યાં જપાનના નૌકા સેનાધીપતી ટોગોએ રશીયન કાફલાને સાગર જળમાં સમાધીસ્થ બનાવી દીધો હતો, તે સામુદ્રધુનીની સામે પાર 'પ્રાત - કાલીન શાંતીની ભુમી' કોરીઆ આવેલું છે

કોરીઆનું સ્વદેશી નામ ચોસેન છે

ચોસેન ત્રણ હજાર વર્ષ સુધી વનવાસીઓની ગજ્યભુમી તરીકે પોતાનું સંપુર્ણ સ્વદેશીપણું સાચવીને શાંતીમાં રહ્યું હતું. અલબત્ત એ શાંતી પ્રાચીન કાળની હતી વૈજ્ઞાનીકયુગની પ્રાગતીક અશાંતીના છાયડાએ પણ ત્યારે એ ભુમીને સ્પર્શ કર્યો નહોતો

કોરીઆની સંસ્કૃતી ઉપર એ ત્રીસ ત્રીસ સદીઓ સુધી ચીનની કે જપાનની સંસ્કૃતીની સુદૃઢ છાપ મુદ્દા પડી નહી નહોતી તે પોતાની એકાનીક લાક્ષણીકતા ત્યાં સુધી સળંગ રીતે સાચવી શક્યો હતો

પછી તો ચીનની ધુસરી તેની ખાંધે પડી, છતાં ત્યારેય તે ચીનના ખંડીઆ જેવો હતો, સદીઓજુની એ ચીનાઈ ધુંસરી પણ પછી તો એની કાંધેથી ઉતરી અને કોરીઆ અને ચોસેનને સ્વતંત્રતા બક્ષવામાં આવી પરંતુ એની એ સ્વતંત્રતા પણ ટુંક જીવી નીવડી, અને જાપાનની સામ્રાજ્યવાદી ભુખના ભોગ કોરીઆને બનવું પડયું, ત્યારથી તેની અવદશા જ બેઠી છે

ઈ. સ. પૂર્વે ૧૧૨૨ માં ચીનનો વીદ્વાન પુરૂષ શુ ચીનમાંથી હજારો વસાહતો સાથે કોરીઆની ભુમીમા વસવા ગયો ત્યાર પછી કોરીઆ સાહીત્ય અને કલાની ભુમી થઈ પડી બૌદ્ધ ધર્મની પણ ત્યાં પ્રબળ અસર

# પીળા સામ્રાજ્યવાદ ની-



સામ્રાજ્યવાદી જપાનનાં ભવ્ય ભવનો

જાણી હતી હીંદમાંથી બૌદ્ધ ધર્મના જ્ઞાનની મશાલ લઇને પુર્વ તરફ ગયેલા ભીખ્ખુઓ એ જ માર્ગે જપાનમા ગયા હતા જંઘીસખાન અને કુબલાઇખાનના પગલા પણ ત્યા પડયા હતા છતા ચીનની પ્રબળ અસર તો એ ગાતીની ભુમીમા રહી જ હતી કોરીઆની આદીપ્રજા તો ગુફાઓમા રહેતી અને એની પોતાની સસ્કૃતી જેવુ ઓછુ જ હતુ

આમ ચડતી પડતીના વારાફેરા જોતા કોરીઆ ઉપર જપાને પહેલ વહેલી ચડાઇ ૧૫૯૨ મા કરેલી તે વખતે એના દોઢ લાખ માણસો સામે ઝુઝવા ચીનની મદદ માગવામા આવી અને ૬૦ હજાર માણસોની ચીના ફોજ કોરીઆમા આવી ૭ વર્ષ સુધી એ ખુનખાર લડાઇ ચાલી તેમા જપાને એના સાહીત્ય અને કલાના ભડારની ખુબ લુંટ ચલાવી, ત્યારથી જ કોરીઆવાસીઓને જપાનવાસીઓ તરફ ભયકર ધીક્કારની લાગણી ઉત્પન્ન થઇ છે, અને ત્યારથી એ લાગણીનો ભડભડતો અગ્નિ હજુ શાત થયો નથી કોરીઆનુ અગત્યનુ બદર કુસાન ત્યારથી જપાનના તાબામા ગયુ ઉપરાત તેની પાસેથી ભારે કર વસુલ કરવામા આવ્યો છેક ૧૭૪૦ સુધી કોરીઆના રાજાને નામોશીભરી દશામા જીવવુ પડયુ.

પરતુ કોરીઆની સ્વતત્રતાનો ખરેખરો નાશ તો ઓગણીસમી સદીના અતમા જ થયો ૧૮૬૦ મા રશીઆએ ચીનને નમાવી તેનો ઉત્તરી પ્રાતનો કેટલોક ભાગ પચાવી પાડયો ત્યારથી પશ્ચિમવાસીઓએ વ્યાપારને નામે ગજકાગણી છુટછાટો ત્યા મેળવી ત્યા

# —એ કચડાતો કોરીઆ

લેખક
સીતારામ
શર્મા

સુધી ચીન અને જપાન કોરીઆ ઉપર પોતપોતાની લાગવગ જમાવવા મથતાં હતાં. તે નિમિત્તે કોરીઆની ભુમીને જપાને પાદાક્રાંત કરી, ચીને કોરીઆને મદદ કરી, બન્નેની સલાહથી વળી ત્યાં થોડોક વખત શાંતિ રહી, પરંતુ કોરીઆવાસીઓ જપાનીઓને શાંત બેસવા દેતા નહીં. આથી ઓગણીસમી સદીના છેલ્લા દશકામાં ચીન અને જપાન વચ્ચે વિગ્રહ જામ્યો. ચીને કોરીઆને સ્વતંત્ર રીતે સુધારાનો ઉપભોગ કરવાનો આગ્રહ કર્યો, પણ તેને તેમાં ફત્તેહ મળી નહીં, અને કોરીઆ ઉપર છેવટે પીળા સામ્રાજ્યવાદનો પંજો પ્રબળ વેગથી પડયો. એક તરફથી રશીયા અને બીજી તરફથી જપાનની ભીંસ નીચે કોરીઆ બીચારો કચડાઇ જ મરતો હતો. પછી વળી ૧૯૦૨ માં ગ્રેટબ્રીટન અને જપાન વચ્ચેના રાજકારણી તહનામાથી કોરીઆને સ્વતંત્રતા આપવામાં આવી, છતાં છેવટે જપાનનો સ્વાર્થી અને ભુખાળવો સામ્રાજ્યવાદ એક દશકામાં સારા યે કોરીઆને ગળી ગયો. ત્યારથી એશીયાના એ પરાધીન દેશની, એશીયાના સામ્રાજ્યવાદી દેશ નીચે દુર્દશા થઇ રહેલી છે.

[ ૨ ]

અત્યારે આર્થીક દ્રષ્ટીએ તો કોરીઆની દુર્દશા જ થઇ રહી છે. જપાન જેવા પરદેશની આર્થીક ગુલામી ભોગવવાની દશા માતૃભુમીને માટે આવી પડેલી જોઇ કોરીઆના નેતાઓ નીશ્વાસ નાખે છે. એમને પોતાના દેશના ભાવીમાં ગુલામીનો ઘોર અંધકાર વ્યાપેલો હાલ તુરત તો જણાય છે. આ આર્થીક અવદશામાં પરદેશીઓની પરાધીનતા ઉપરાંત વર્તમાન જગતની આર્થીક ગુંચવણોના સાર્વદેશીય પ્રશ્નો પણ જાળીની માફક ગુંથાયા છે. અને પરાધીન હોવાને લીધે કોરીઆવાસીઓ સ્વતંત્ર રીતે તેમાં સુધારા કરવાને કશું જ કરી શકે તેમ નથી. એની દશા આપત્તીમાં ફસેલા પાંખો કાપી લીધેલા પંખીના જેવી થઇ પડી છે.

બાહ્ય દેખાવે કોરીઆના ભીતરના પ્રદેશમાં વસતાં નરનારીઓ સ્વદેશી ઢબના પોશાકને હજુ ય સાચવી રહ્યાં છે, પરંતુ શહેરોમાં અને ખાસ કરીને પાટનગરી સીઉલમાં પરદેશી ઢબના પોશાકનો પ્રચાર વીશેષ જણાય છે. પૂર્વ અને પશ્ચીમના સંગમ સમા એ શહેરોમાં નુતન યુગનાં પરીવર્તનનો સ્પર્શ થતો સ્પષ્ટ રીતે જણાય છે, અને એ દશ્ય પણ વીચીત્ર લાગે છે. બેધા ગાડાંની સાથે સાથે મોટર ગાડીઓ અને તેની વચ્ચે માણસોથી ખેંચાતી રીક્શા તો બીજી તરફ દોડતી સાઇકલો એ બધું કોરીઆનાં શહેરોના રસ્તાઓ ઉપર એકી સાથે જોવા મળે છે. સીઉલના પરદેશી વીભાગનાં મકાનો અને વીશાળ રાજમાર્ગો એ જ શહેરના દેશી લત્તાઓ કરતાં જુદા પડી આવતા દેખાય છે.

જેમ જપાનનો સામ્રાજ્યવાદ ત્યાં અનેક રીતે બ્રીટીશ સામ્રાજ્યવાદનું જ અનુકરણ કરતો દેખાય છે, તેમ કોરીઆની દશા પણ પરાધીન હીંદને અનેક અંશે મળતી આવે છે.

૧૯૧૯ સુધી તો જપાનની નોકરશાહીએ ત્યાં લોખંડી પંજો બતાવીને જ કામ લીધું હતું. એની અનેક કરુણ કથાઓ ગુજરાતી વાચકો સમક્ષ વીવીધ સ્થળેથી અત્યાર પહેલાં રજુ થઇ ચુકેલી જ છે. અને એ ભીષણ અત્યાચારની સામે કોરીઆવાસીઓએ કરેલા ટકાવની શૌર્યકથાઓ પણ ગુજરાતી વાચકોથી અજાણી નથી. કોરીઆવાસીઓની એ યાતનાઓ હમણાં હમણાં બાહ્ય દેખાવે કંઇક ઘટી છે. વાયકાઉન્ટ સાઇટોને ૧૯૧૯

ના બેઠા બળવા પછી કોરીઆના ગવર્નર-જનરલ તરીકે નીમ્યા પછી, જપાનના આપખુદ અમલનું કર્કશપણું ઓછું થયું છે અને લશ્કરીઓના હાથમાંથી સરમુખત્યારી જેવી સત્તા સનદી માણસને આપવા જેટલી નરમાશ પીળા સામ્રાજ્યવાદને સ્વીકારવાની ફરજ પડી છે. જો કે વાયકાઉન્ટ સાઇટો પણ નૌકા કાફલાનો એડમીરલ છે, છતાં કોરીઆવાસીઓના આળા ઘા ઉપર મીઠું ચોપડવાનું કામ તેના હાથે થતું નથી. ગવર્નર જનરલની સાથે સાથે લશ્કરી માનસના બીજા મોટા અમલદારોને સ્થાને સામાં સહેજ પણ પરીવર્તન થયું હોય એમ માનવાને કોરીઆવાસીઓ ના પાડે છે. જપાનની પાર્લામેન્ટની પરવાનગી વીના, ગવર્નર જનરલ તરીકે પોતાની ખાસ સત્તાની રૂએ આપખુદ ઓર્ડીનાન્સો જેવાં પગલાં લેવાની તમામ છુટ છે. જપાનની પાર્લમેન્ટ [ Diet ] ની બીજી બેઠક મળે ત્યારે અલબત્ત તેની ચર્ચા થાય છે, છતાં સ્થાન પરના માણસના કામમાં પાર્લમેન્ટ ઝાઝું માથું મારતી નથી, અને ક્વચીત એવા ખાસ કાનુનને પાર્લમેન્ટ મંજુર ન રાખે તેવે વખતે પણ, વચલા વખતમા તેના



ફુસાન : કોરીઆનું બંદર જેની ઉપર જપાનનો પહેલો ડોળો પડયો

પણ સનદી માનસના માણસોને ગોઠવવામાં આવ્યા છે. તેથી જો કે કોરીઆમાં ઉઘાડા અત્યાચારો ઓછા થયા છે, પરંતુ નવા તંત્રમાં કોરીઆની આર્થીક અવદશા તો વધતી જ ગઇ છે, પરંતુ તેમાં સાઇટોનો દોષ નથી, એ દોષ છે જપાનની સામ્રાજ્યવાદી નીતીનો. અને તે તો જ્યાં સુધી કોરીઆ સંપુર્ણ સ્વતંત્ર થાય નહીં ત્યાં સુધી અટકે તેમ પણ નથી. ૧૯૧૦ માં જપાને જે લાલસાથી કોરીઆ ઉપર સામ્રાજ્યવાદી પંજો માર્યો, તે લાલસાથી થયેલા અમલથી, કોરીઆવાસીઓને થયેલ નુકશાનના સંબંધમાં તો કશું જ પગલું ભરવામાં આવતું નથી.

કોરીઆના અમલદારોના ત્રણ વીભાગ છે. તેમાંના બે વીભાગના અમલદારોની નીમણુંક તો સીધી શહેનશાહ જ કરે છે. એ બે વર્ગમાં ગવર્નર જનરલ અને વાઇસ ગવર્નરનો સમાવેશ થાય છે. જપાનની સ્વદેશખાતાની સરકાર શહેનશાહની સંમતીથી કેટલીક નીમણુંકો કરે છે, અને બીજી નીમણુંકો સ્થાનીક અમલદારો તરફથી

થાય છે એ ઉંચા વર્ગમા કોરીઆમા કામ કરતા અમલદારોના ૯૦ ટકાનો સમાવેશ થાય છે તેઓ જપાનની આપખુદ નોકરશાહીના ધોરણે રદી પ્રમાણેના લગભગ તમામ કાર્યો કરે છે બીજા પ્રકારના અમલદારોને તો તેમને સારૂ તૈયાર કરી આપરમા આવેલા કાગળીઆ ઉપર સહીઓ જ કરવાની હોય છે અને પરમીટીઆ ઉપર સીલ મારવાના જ હોય છે આમ સ્થાનીક અમલદારોના મોટા સમુહના સમાગમમા જ કોરીઆવાસીઓને વીશેષ આવવુ પડે છે, અને એ સમુહ જ કોરીઆને જપાનની સામ્રાજ્યવાદી રાજ્યનીતીનો બરાબર પરચો બતવે છે જો કે વાઇકાઉન્ટ સાઇટોની ઉદાર મનની રાજ્યનીતીની તેના હાથ નીચેના અમલદારો ઉપર કાંઇક અસર થાય છે એ વાત ખરી, પરંતુ સામાન્ય રીતે નાનકડા અમલદારોની નીતી તો જેવી ને તેવી જ ચાલ્યા કરે છે, અને તેઓ નાની નાની બાબતોમા જનતાને હેરાન કરીને કોરીઆમા રાષ્ટ્રીયવાદની તેમ જ જપાનની વીરોધી લાગણીઓના સળગતા અગ્નિમા ઘી હોમવાની વીધી સતત ચાલુ જ રાખે છે! આ કડવાશ કાંઇક અંશે ઓછી થાય તેટલા માટે હમણા હમણા નાનકડા હોદ્દાઓ થોડાક કોરીઆવાસીઓને માટે ખુલ્લા મુકવામા આવ્યા છે

તાબાની સંસ્થાનોની પ્રજા પાસેથી પોતના હીત માટે પુરેપુરો કસ કાઢી લેવાનુ ફાવે તેટલા માટે, તેમ જ તેમની જાગૃતીને જરૂર પડે દાબી દેવા સગવડ થાય તે દૃષ્ટીએ, તાબાના સંસ્થાનોમા મુસાફરીના, માલ વાહન કરવાના તેમ જ સંદેશા વ્યવહારના સાધનોની ગોઠવણ સામ્રાજ્યવાદ સૌથી પહેલી કરે છે એ સાધનોથી જ સામ્રાજ્યવાદની યુદ્ધનીતી અને પરાધીન પ્રજા ઉપરનો કાબુ પુરેપુરો શક્ય બને છે, અને વળી તમારે સારૂ અમે આવા આવા સુંદર સાધનો ભારે ખર્ચે ઉભાં કર્યાં, એવા ઉદાર વચનોનો આડંબર કરીને, ભોળી જનતાની આંખમા હજારી રીતે યુક્તીપુરઃસર ધુળ નાખી શકાય છે ઉપરાંત એ નીમીત્તે સ્વદેશમા ઉપયોગ વીનાના ખડકાતા દ્રવ્યનો વીનીમય કરી, તેને ઉત્પાદન શક્તીના સ્વરૂપમા ફેરવી શકાય, સામ્રાજ્યવાદીઓના આધારસ્થંભ એવા સ્વદેશી મુડીવાદીઓને માટે ભારે વ્યાજ અને મોટા નફાના સાધનો ઉભા કરી શકાય, તેમ જ પરાધીન પ્રજાને માથે સામ્રાજ્યવાદની મુડી દેવા તરીકે લાદી શકાય એ જ નાણાથી સ્વદેશના કારખાનાને પુષ્કળ કામ આપીને, દેશી કામદારોને પરોક્ષ રીતે નીર્ધન, પરાધીન પ્રજાને ક્ચડવાનુ હથીયાર બનાવીને, પરાધીનો ઉપર થતા જુલ્મો અને તેમના આર્થીક શોષણના ભીષણ કાર્યો તરફ એમને આંખો મીંચી રાખવાની પણ ફરજ પાડી શકાય આવા કામો જપાનવાસીઓએ કોરીઆમા પણ કરવા માંડ્યા છે, તેમ જ સામ્રાજ્યવાદ અને મુડીવાદની સેનામા રોકાયના માણસો માંદા પડે તો તેથી પેલા બન્ને 'વાદો'ને જે નુકશાન વેઠવુ પડે, તે નુકશાન વેઠવાના પ્રસંગો ઓછા ઉભા થાય તે માટે જનસુખાકારીના કામો પણ દરેક સામ્રાજ્યવાદી દેશને કરવા પડે છે, તેમ જપાનવાસીઓએ કોરીઆમા પણ કર્યું છે કોરીઆની આટ સદ્ધર રહે તેમા જપાનવાસીઓને જ નફો મેળવવાની અને વ્યાપાર કરવાની સોએ સો ટકા તક મળે છે, તેથી કોરીઆને તો ખાસ લાભ ઓછો જ છે છતા જપાનનો સામ્રાજ્યવાદ બીજા સામ્રાજ્યવાદોની માફક, આડંબરી આવરણ સાથે કોરીઆની આટને સદ્ધર બનાવવાની એ

અટાશે કહી શકે છે! દબાયેલી પ્રજા પોતાની ઉપર થઇ રહેલા આઘાતને સમજે, અને તે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને પ્રયાસ કરે, તેને સામ્રાજ્યવાદી ભાષામાં જનતાની સલામતીને ભયમાં મુકનારી અશાંતી તરીકે ઓળખાવ-વામાં આવે છે,' એવી અશાંતી નહીં થતાં, કોરીઆમાં મૃત્યુની સુવ્યવસ્થીત કારમી શાંતી સચવાઇ રહે તેવી વ્યવસ્થા કરવા માટે પણ વાઇકાઉન્ટ સાઇટોના સમયની રાજ્યનીતી માટે જપાનને પીજો સામ્રાજ્યવાદ ગૌરવ લે છે!

[૩]

**આપણે** આગળ જોઇ ગયા છીએ કે, કોરીઆની પ્રાચીન પ્રજા ઉપર ચીનના અને બૌધ્ધોના સંસ્કારની પ્રબળ છાપ પડી છે. કોરીઆ એક વખતે એ પ્રદેશમાં કલા અને સાહીત્યના ભંડાર સમો હતો. એ ભાવના તો આજેય ત્યાંની જનતાના રક્તમાં રહે-લી જ છે. એટલે વીદ્વાનોને કોરીઆવાસીઓ અગાઉ જેમ ખુબ માન આપતા, તેમ આજેય તેમના મનમાં વીદ્વાનો માટે માનની પ્રબળ ભાવના જીવંત રહેલી જ છે. એથી પરીણામ એ આવ્યું છે કે, કોરીઆની જાહેર તેમ જ ખાનગી તમામ શાળાઓ વીદ્વાન બનવાને આતુર વીદ્યાર્થીઓથી ભરેલી રહે છે. જુની પરંપરાને લીધે જેમાં શરીર શ્રમ કરવો પડે તેવા કામ કરતાં મગજના કામ તરફ કોરીઆવાસી વીદ્યાર્થીઓની વલણ વીશેષ હોય છે. આથી કોરીઆવાસીઓનો ૮૦ટકા ભાગ ખેતીવાડી ઉપર આધાર રાખનાર હોવા છતાં એ દીશામાં ભાગ્યે જ થોડા છોક-રાઓ કેળવણી લે છે. તેમ છતાં તેમની વૃત્તી ખેતરમાં કામ કરીને એ કેળવણીનો લાભ લેવાની હોતી નથી, પરંતુ ખેતીવાડીના શીક્ષણકાર્યમાં શીક્ષકની જગા લેવા તરફ એમનું વલણ વીશેષ હોય છે. નોકરી માટે હીંદી જવાનોની મફક કોરીઆના નવજવા-નો પે ભારે વળખાં મારે છે, કારણ એ ધંધામાં એમના ઉજળીયાતપણાનું અભી-માન પોષાય છે!

જપાનની સામ્રાજ્યવાદી સરકારે જાણી જોઇને કેટલીક આકર્ષક યોજનાઓ ઉભી કરી છે; એ પણ આવી મનોદશા ઉભી થવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે, તે સાથે સાથે ભુલી જવું જોઇતું નથી. સામ્રાજ્ય-વાદીઓની તો એ વલણ જ રહે છે કે, તાબાની પ્રજા કાચો માલ બનાવનારી ખેતી ઉપર જ જીવતી, મધ્યયુગની મનોદશાવાળી, વહેમી અને હુન્નરઉદ્યોગના ક્ષેત્રમાં અજ્ઞાન રહે તેમ કરવું. એટલે કારકુની, મહેતાગીરી કે વકીલાતના કામમાં તેના ભણેલા વર્ગને આકર્ષણ વધે એવી યોજનાઓ હેતુપુર્વક ઘડવામાં આવે છે. હીંદમાં બ્રીટીશોના બસો વર્ષના સંબંધ પછી પણ માત્ર નવ ટકા જેટલા જ માણસો લખી વાંચી જાણે તેવી સ્થીતી રહી છે, તે પણ સામ્રાજ્યવાદીઓની યોજનાઓને જ આભારી છે. કોરીઆમાં પણ જપાનની સરકારે શીક્ષકોના ધંધાને એવો બનાવ્યો છે કે જેથી નવજવાન ગ્રેડ્યુએટોને તે તરફ જ વીશેષ આકર્ષણ રહે છે. કોરીઆવાસીઓ એ રૂઢીગ્રસ્ત મનોદશાની ગુલામીમાંથી છુટી જાય નહીં અને મગજની સાથે સાથે હાથકામ કરવા તરફ એમને ઉલ્લાસ થાય નહીં ત્યાં સુધી તેઓ પોતાની માતૃભુમીને આર્થીક નાશની ખોળીમાંથી બચાવી શકે તેમ નથી. હીંદને પણ આ વાત બરાબર લાગુ પડે છે, એ આપણા નવજવાનોએ ભુલવું જોઇતું નથી. જો કે કોરીઆવાસીઓમાં છેલ્લાં ત્રણ વર્ષથી આ દીશામાં કંઇક પરીવર્તન થતું દેખાય છે, તેમણે ટાઢે છાંયડે કારકુની કે મહેતાગીરી

કરવાની ફ્રીક્ષક મનોદશાના બંધનોની વાડોમાં ગીડા પાડવા માડ્યા છે, અને ઉત્પાદક શસ્ત્રથી ભરેલી મહેનતના કામને ઉજળીઆટ કોમોના જેવા જ ગૌરવથી ઉપાડી લેવાનો આરંભ કર્યો છે

[૪]

કુંજીથી ભરેના તળાવમા ફસેના માણસની માફક વર્તમાન કોરીઆ આર્થીક નારાન કળણમા દીવસે દીવસે ઉંડો અને ઉંડો ફુસનો જ જાય છે અત્યારે એની દના ગળ ઉંડ કીચડમા ઉતરી પડેના મનુષ્ય જેવી છે, અને ભવીષ્યના કેટલાય વર્ષો સુધી એ નનામાથી તે ઉગરી જઇ શકે તે હાનની પરીસ્થીતી જોતા તો અશક્ય જ લાગે છે.

૨૦,૦૦૦,૦૦૦ ની વસતીવાળા એ દેશમા ૮૦ ટન જેટલી જનતા તો એક અથવા બીજી રીતે ખેતીને લગતા જ કામમા રોકાયલી છે બીજા દેશોની માફક યુરોપીય યાદની પછી ત્યા પણ ઉદ્યોગ કઇક વધતો જાય છે, તેમ છતા કોરીઆના એક દર ઉત્પન્નમા આજે પણ ખેતીનુ ઉત્પન્ન સેકડે ૮૦ ટકા જેટલું થાય છે આમ કોરીઆ ખાસ કરીને ખેતીવાડી અને ખેડુતો ઉપર આધાર રાખનારો દેશ છે, એટલે એના ગ્રામ્યજીવનના તમામ પ્રશ્નો જ રાષ્ટ્રીય દૃષ્ટીએ મહત્વના પ્રશ્નો મનાય છે

કોરીઆવાસીઓની જમીનની માલીકી ઝપાટાબંધ જાપાનવાસીઓના હાથમા જતી જાય છે જો જાપાનની સરકાર શુદ્ધ દાનતથી કામ કરવા માગતી હોય તો આ દીશામા કોરીઆના ખેડુતોને તે ઘણી મદદ કરી શકે, પરંતુ આમા કોરીઆવાસીઓનો પણ વાંક તે છે જ જો કોરીઆના ખેડુતો નાણાની લેવડદેવડમા જરાક દીર્ઘદ ષ્ટી વાપરીને ચાલતા હોત તો તેમની જમીન આટલા ઝપાટાથી જાપાનવાસી શરાફોની માલકીની બની જતા અટકત કોરીઆના શરાફો પણ પોતાના ગરીબ દેશબંધુની જમીન પચાવી પાડવામા જાપાનવાસીઓ જેટલા જ શુરા છે જુના વખતમા ધીરધાર થતી પણ ખેડુતોની જમીન આટલી ઝડપથી ગડપ કરી જવાતી નહી, પણ અત્યારે તો શરાફો મુડી અને વ્યાજ જેમ બને તેમ જલદી વસુલ કરવાની નીતીને અનુસરે છે.

તેઓ ધીરેલા નાણા ઉપર ૨૦ થી ૩૦ ટકા સુધીનુ વ્યાજ પડાવે છે, એટલુ જ નહી પણ કોઇ કોઇ વખત તો એની હદ જ રહેતી નથી અને વ્યાજનો દર ૫૦ થી ૬૦ ટકા જેટલો કોરીઆના નીર્ધન ખેડુતો પાસેથી ઓકાવવામા આવે છે! અને વળી એ વ્યાજ તો કોથળી છોડતી વખતે જ પહેલુ ગણી લેવાની સામાન્ય નીતી થઇ પડી છે, એટલે ખેડુતોના રક્ત ચુસનાર શરાફને પોતાના પૈસા ડુબવાની કશી ધાસ્તી જ રહે નહી! આટલા ગંજાવર અને રાક્ષસી વ્યાજની સામે જો કોઇ ફરીયાદ કરે તો અદાલત વચ્ચે પડે છે ખરી, છતા રાક્ષસી વ્યાજ માગનાર એવા શરાફને અદાલત કશી જ સજા કરતી નથી પરંતુ આવું તો ભાગ્યે જ-અપવાદ તરીકે જ બને છે તેના બે કારણ છે પહેલું તો એ રીતે ફરીયાદે ચડવા જેટલા પૈસા જ ગરીબડા ખેડુતની ખાલી કોથળીમા ફરજ હોતા નથી, અને તેમ છતા જો કોઇ દેણદાર એક વખત અદાલતની દેવડીએ ચડ્યો તો તેની આબરૂને એટલી હલકી પાડી નાખવામા આવે છે કે ફરીથી તેને એક પાઇ પણ ધીરવા કોઇ તૈયાર થતું નથી અને આ સ્થીતી સુધરવાની જાણમા હોવા છતા ખેડુતોની

વધારે ચડવાને બદલે, તે તો ઉલટું જ ઉદાસીનતા સેવે છે! આની સામે એવી દલીલ કરવામા આવે કે ખેડુતો નાણાં લેવા માટે શરાફ પાસે જાય છે તેને બદલે બેન્કોમા શું કામ જતા નથી? પરંતુ આપણા દેશની બેન્કોના વહીવટની જેને જરા જેટલી પણ જાણ છે, તે તો તુરત જ સ્વીકારી લેશે કે ખેડુતોને બેંકોમા જવા જેટલું શીક્ષણ મળેલું હોતું નથી સામ્રાજ્યવાદી નીતીમા બેંકો તરફથી થતી ધીરધાર ખેડુતોના હીતની દ્રષ્ટીએ થતી નથી, અને જો કોઇ ખેડુત તેમ છતા જાય તો ગણુ પૈસા ધીરવા પહેલા સાનમા લેવાના મ લની જે આકરી શરતો અને વીષમ વીધીઓ બેંકોવાળા રજુ કરે છે, તે શરતોને સમાધાન પુર્વક પહોંચી વળવા માટે કોરીઆના ભુખભેગા થઇ ગયેલા ખેડુતો પાસે હવે તો સાધનોએ રહ્યા નથી

જપાને કોરીઆને ઓહીયા કર્યું ત્યારથી તો ગરીબડા ખેડુતોની જમીન મોટા પ્રમાણમા જપાનવાસીઓના કબજામા જવા લાગી છે પાચ વર્ષ પહેલા થયેલી ગણતરી પ્રમાણે વાવેતર કરી શકાય તેવી જમીનના ૧૫ ટકા જેટલી જમીન કા તો જપાનવાસી શરાફોના કબજામા છે કે કાં તો જપાન સરકારના હાથમા ગઇ છે. પરંતુ સરકાર કરતા શરાફોના હાથમા ગયેલી જમીનનું પ્રમાણ મોટું છે આ તો વેચાણ થયેલી જમીનની જ વાત છે આમા ઘરણાવટ મુકેલી જમીનનો સમાવેશ થતો નથી એ રીતે ગીરો મુકાયલી જમીન ઉપરનો કબજો પણ મોટે ભાગે જપાનવાસીઓનો જ છે તે પછીના પાચ વર્ષમા કોરીઆના ખેડુતોની જમીન બહુ જ ઝડપથી જપાનવાસીઓની માલીકી નીચે જતી રહી છે, છતા તેના વીશ્વાસ મુકવા યોગ્ય આકડા મેળવવા મુશ્કેલ છે. ખાસ કરીને દક્ષીણ કોરીઆનો ખેડુત તો વંટોળીઆની ગતીથી જમીન ગુમાવતો આવે છે. એ જમીન ઉપર બંધા જપાનવાસીઓનો લાલચુ ડોળો ખુબ ખુંચ્યો છે, તેનું કારણ, ત્યાની જમીન ફળદ્રુપતામા ઉત્તર કોરીઆ કરતાં વધી જાય છે અને વળી ત્યાના હવા પાણી આરોગ્યની નજરે ઘણાં જ સાનુકુળ છે કોરીઆના ચોખાનો સારામા સારો પાક એ પ્રદેશમા પુષ્કળ થાય છે, અને તેવા પાક માટે શ્રેષ્ટ એવી જમીનનો લગભગ ૬૦ ટકા જેટલો ભાગ અત્યાર પહેલાં જપાનવાસીઓની માલીકી નીચે ઘસડાઇ ગયો છે આમ કોરીઆનો ખેતરનો માલીક ખેડુત જે ઝડપથી જમીન ગુમાવી જપાનવાસીઓની જમીન ખેડનાર જમીન વીનાનો મજુર બનતો જાય છે, તે ઝડપનો વીચાર કરતા કોરીઆનો એકેકે એક વીચારશીલ મનુષ્ય ભારે ભય અને ચીંતામા ડુબી રહ્યો છે

આનું પરીણામ કોરીઆની વસતીના ૮૦ ટકા જેટલા ખેડુતો માટે કેવું કરુણ આવ્યું છે તે જોઇએ ખેડવા લાયક જમીનનો ચોથો હીસ્સો ભાતના વાવેતર માટે કામમા આવે છે તેમાથી ૪૫ ટકા જેટલી જમીન, ખેતરોના માલીકો તરફથી ખેડવામા આવે છે એવા માલીકો તમામ ખેડુત વસતીના ૫૩ ટકા જેટના છે, તેમના હાથમાની જમીન કુટુંબ દીઠ સરેરાશ ૫ એકર જેટલી થાય છે, ખેડવા લાયક જમીનનો ૫૪ ૧/૨ જેટલો ભાગ [જેમા ડાંગરના કુલ ક્યારડાઓના ૨/૩ જેટલા ક્યારડાઓનો સમાવેશ થાય છે] તમામ ખેડુતોના ૪ કરતા યે ઓછા ટકા જેટલા માણસોની માલીકી નીચે છે, તે જમીન ઉપરની ખેતી મોટે ભાગે જમીન વીનાના કે ઓછી જમીનવાળા ખેડુતો

મારફત ભાગીદારીની રીતથી કરાવવામાં આવે છે. આ ખેડ કરનારા ખેડુતોની પાસે કુટુંબ દીઠ સરેરાશ ૪ એકર જમીન હોય છે, તેમાં ૧ એકર જેટલી જમીનમાં ડાંગર થતી હોય છે. કોરીઆમાં પણ ગુજરાતની માફક ભાગે જમીન ખેડવા રાખનારાઓ પાસેથી જમીનમાલીક અડધો ભાગ પટકાવે છે, ત્યારે તેમાં ખેતી કરનારાને ખેતરમાં ખાતર પુરવું પડે, ખેતી માટે તમામ મજુરી કરવી પડે, બી આપવું પડે અને વાસોટી પણ તેને જ ભરવી પડે છે! આથી બીચારો ખેડુત તો કચડાઇ જ જાય છે. ૧૯૨૮ નું વર્ષ પાકની બાબતમાં મંદુ ગયું હતું, છતાં તે વર્ષેય જમીન ઉપર માલીકીનો હક ધરાવનારાઓમાંના ૩૦ ટકા જેટલાઓએ નફો પ્રાપ્ત કર્યો હતો, જ્યારે ૭૦ ટકા જેટલાઓએ તેમાંથી ઘરખર્ચ નીભાવ્યું હતું. પરંતુ ભાગે જમીન ખેડનારા ખેડુતોમાંના એકસોમાંથી પંચાણુંને તો વર્ષ આખરે બે પાસાં સરખા ન થતા ખોટ ખમવી પડી હતી; જ્યારે ખેડુત તરીકે જ કામ કરનારાઓમાના સેંકડે જેનુ માણસોને દેવાં કરવાં પડયાં હતા. આ દશાને લીધે મુંબાઇ ઇલાકાના ખેડુતોની માફક કોરીઆના ખેડુતો સેંકડે એંશી જેટલા ભારે દેવાદાર દશા ભોગવે છે. જે દેવાં ઉપર ૧૨ થી ૪૮ ટકા જેટલાં વ્યાજ ભરી ભરીને તેઓ ઉંચા જ આવતા નથી.

[ ૫ ]

ઈ. સ. ૧૯૨૯ ના જુન મહીનામાં કોરીઆમાં પરદેશથી આવેલો માલ લગભગ રૂ. ૧૩,૫૦૦,૦૦૦ જેટલો હતો, ત્યારે ત્યાંથી નીકાસ થયેલા માલની કીંમત રૂ. ૧૨,૦૦૦,૦૦૦ જેટલી હતી. આ આંકડા લગભગ એ દેશના આયાત નીકાસના સામાન્ય સુચક છે. એટલે કે હમેશાં કોરીઆને ખોટનો વ્યાપાર ખેડવો પડે છે, એટલે દેશ ચાલુ દેવાદાર દશામાં રહે છે. અનુભવીઓ કહે છે કે, કોરીઆ એકલો દેવાદાર દેશ જ નથી, પરંતુ તેના રાષ્ટ્રીય દેવાનો એ આંકડો ચોવીસે કલાક ઘોડાપુરની માફક વધતો જ જાય છે. જપાનના મુડીવાદી સામ્રાજ્યવાદને માટે તો એ ઠીક જ છે. કેમકે તેઓ આંખો મીંચીને પોતાની મુડી એ દેશમાં રોકતા જ જાય છે, અને બીજા કશાથી નહીં તો કેવળ મુડીને જોરે પણ કોરીઆને પોતાનો ભારે કરજદાર બનાવી, સદાયે દબાતો જ રાખવાની તેની યુકતી આથી સફળ બનતી જાય છે. જપાનના મુડીવાદીઓને તેથી મોટાં વ્યાજ અને નફા મેળવવાની સરળતા મળે છે, અને પીળા સામ્રાજ્યવાદને માટે કોરીઆની ઉપરનો પોતાનો પંજો વધુ ભીંસવાની સગવડ સાંપડે છે.

કોરીઆની આવી પરીસ્થીતીમાં પરીવર્તન કરવા માટે જપાનની સરકાર અને કોરીઆના રાષ્ટ્રભકતો પોતપોતાની સુધારાની જુદી જુદી યોજનાઓ વીચારી તેમ જ આચારમાં મુકી રહ્યા છે. અલબત્ત એ ઉભય વર્ગની મનોદશા જેટલી બીન્ન છે, તેટલી જ તેથી થતા લાભાલાભની અસર પણ જુદી જુદી દીશાએ જનારી છે. કોરીઆ ઉપર કબજો જમાવ્યો ત્યારથી જ જપાનની સરકારે ખેતીવાડીના સુધારાના પ્રયોગો કરવાનાં મથક ઉઘાડ્યાં છે, તે મથકોમાં કુશળ માણસો અને જોઇતાં તમામ સાધનો હોય છે. પરંતુ કોરીઆવાસીઓને તેથી મુદ્દલે લાભ થતો જ નથી. હીંદમાં બને છે તેમ એક તો એવાં પ્રયોગસ્થાનો દેશની જરૂરીયાતના પ્રમાણમાં ઘણાં જ ઓછાં હોય છે, નીરક્ષરતાને લીધે દેશવાસીઓના મોટા

# વીદેશીઓની નજરે હીંદી રાજકારણ



એકી વખતે ત્રણ બાજીઓ ખેલતો મેકડોનલ્ડ

[ડગ્રે ન - એન્સરેોમ]



બ્રીટાનીઆ : ' જહોન મને લાગે છે કે બિલાડી બહાર નીકળી જવા માગે છે."

[ડબ્લીન ઓપીનીયન]

ભાગને એવાં સ્થાનોની પુરી માહીતી પણ હોતી નથી, અને સામ્રાજ્યવાદ પોતાના હીત માટે દેશના વતનીઓમાં અંધશ્રદ્ધા, વહેમ, રઢીરક્ષકતા અને સ્થીતાર્થવાદને જાળવી રાખવા પોતાનાથી બનતું બધું જ કરતો હોવાથી, જુની સંસ્કૃતીના અભીમાનવાળી પ્રજા, પ્રાચીન સંસ્કૃતીનો અર્થ પણ સમજ્યા વીના 'જુનું તેટલું સારૂં'–'બાપદાદા જેમ કરતા આવ્યા તેમ જ કરવું, કેમકે આપણા બાપદાદાઓ કંઇ મુરખ નહોતા' એવી જડ મનોદશા જ સેવ્યાં કરે છે; તેથી નવીનતાને જીવનના વાણેતાણે ગુંથી લઇ, તેમાંથી મળતા લાભ પુરેપુરા વસુલ કરવાની ના પાડે છે. કોરીઆમાં પણ આ જ દશા છે. વસ્તી વધી છે, યુગબળ અને પરદેશીઓના સંસ્કારબળને લીધે રહેણીમાં ખર્ચાળપણું અને કંઇક વીલાસીતા દાખલ થયાં છે, ઓછામાં ઓછાં સાધનથી સાદાઇમાં જીવન ગાળવાને બદલે, જીવનની નવી નવી ખર્ચાળ જરૂરીયાતો પણ જાણેઅજાણે વધારવામાં આવી છે, ત્યારે બીજી તરફથી સામ્રાજ્યવાદના શોષણનીતીના સાંડસામાં સપડાવાથી નીર્ધનતા વધી, જમીન હાથમાંથી ચાલી જઇ લેણદારોને ચોપડે ચઢી, તેમ છતાં બાપદાદાઓ જે હળ અને હળપુણીથી જે જમીન ખેડતા તે જ ટુકડાઓ ઉપર, એ જ જરીપુરાણાં સાધનોથી આજના કોરીઆનો ખેડુત પણ ઢચુક ઢચુક કરતો ખેતી કરે છે. સરકારી પ્રયોગશાળાથી કદાચ તેને લાભ થાય, પરંતુ કોરીઆના એકેકે એક ખેડુતના દીલમાં જપાન સરકારના અમલદારો તરફ તેમ જ બીન અમલદાર માણસો અને સંસ્થાઓ તરફ અવીશ્વાસની આગ એટલી પ્રબળ રીતે સળગી રહી છે કે, એનો લાભ ઉઠાવવાની એની વૃત્તી થતી જ નથી. અને પ્રજાકીય સંસ્થાઓ તરફથી આવી પ્રયોગશાળાઓ ઉઘાડવામા આવતી નથી.

જો કોઇકને ખેતીવાડીનાં નવા સાધનોનો ઉપયોગ કરવાની ઇચ્છા થાય તો, યાંત્રીક હળ માટે જોઇએ તેટલી જમીન તેની પાસે હોતી નથી, અને ગળાબુડ દેવામાં તે ડુબેલો હોવાથી, તેમ જ એ સાધનો ખરીદવા માટે જોઇતાં નાણાંની સરળ હપ્તાની સગવડ રાજ્યતંત્ર આપે તેમ ન હોવાથી, પણ નવા સુધારા દાખલ કરવાનું શક્ય બનતું નથી. તે ઉપરાંત કોરીઆમાં કોરીઆવાસીઓનાં કારખાનાં એ સાધન સામગ્રી તૈયાર કરતાં નથી, એટલે યંત્રો દાખલ થતાં પણ સામ્રાજ્યવાદી જપાનના મુડીવાદી માલેતાઓ અને સુસણીઆ ઉદ્યોગપતીઓને જ તેથી સવીશેષ લાભ થશે, એવી બીક પણ કોરીઆવાસીઓને સ્થીતાર્થવાદી દશામાં રહેવામાં મદદગાર બને છે.

અને કોરીઆવાસીઓની એ બીક નીરાધાર પણ નથી. કોરીઆની ખેતીનું ઉત્પન્ન વધે તે જોવા જપાનની સરકાર ખુબ આતુર છે, પરંતુ તેની એ આતુરતામાં કોરીઆવાસીઓના નહીં પણ પોતાના જ સ્વાર્થની માત્રા વીશેષ પ્રમાણમાં રહેલી છે. એથી કોરીઆમાં નહેરોનું મોટા પાયા પર બાંધકામ કરવાનો જપાનની સરકારનો ઇરાદો છે. તેમાં જપાનને પરદેશી વ્યાપારના મકંઆમાંથી વેળાસર મુક્ત કરવાનો જ હેતુ રહેલો છે. કોરીઆમાંથી જતા ચોખા ઉપરાંત જપાનને પરદેશમાંથી ૧૫,૦૦૦,૦૦૦ બુશલ ચોખા મંગાવવા પડે છે, અને પરદેશમાં જતા જપાનના પૈસાને અટકાવવા માટે, તેમ જ વીદેશીઓની એશલીએ અધીનતામાંથી છુટા થવા સારુ, જપાનની પાસે એક જ માર્ગ છે, અને તે કોરીઆની ખેતીનું ઉત્પન્ન વધારવું તે જ. અથી

કોરીઅનાં ડાંગરનાં ખેતરોની રસાળતા વધારવા માટે, રૂ.૪૫૦,૦૦૦,૦૦૦ નહેરોના બાંધકામ પાછળ ખર્ચવાનો જપાનની સરકારે નીશ્ચય કર્યો છે; અને છેલ્લાં ત્રણ વર્ષથી એ યોજના કર્તવ્યમાં મુકાઇ પણ ચુકી છે જ, તેમ જ મોટા ભાગની જમીનમાં તેથી સુધારો પણ થયો છે. એ ઉપરથી જણાય છે કે, આ નહેરોથી કોરીઆને પુષ્કળ લાભ થશે, પરંતુ તે લાભ કોરીઆવાસીઓને ફાળે નહીં પણ જપાનવાસીઓને ફાળે જશે, જ્યારે બીચારા કોરીઆના ગરીબ ખેડુતોની તો ઉલ્ટી વધુ દુર્દશા થશે. એ આવતી દુર્દશાના પડઘા અત્યાર પહેલાં વાગી ચુક્યા છે, અત્યારથી જ નહેરોની પ્રવૃત્તીની નાશકારી અસરના વમળમાં કોરીઅનો ખેડુત સમુદાય ફસાઇ ચુક્યો છે.

આપણે આગળ જોઇ ગયા તેમ, કોરીઆના ખેડુતોના મોટા ભાગને બે પાસાં સરખા કરવાની ભારે મુશીબત પડે છે, ત્યારે વળી તેથી યે મોટા ભાગને દેવું કર્યા વીના છુટકો જ થતો નથી. તેમાં નહેરોને નામે એમના ઉપર કરનો નવો બોજો વધ્યો છે! નક્કી કરેલ પ્રદેશમાં જેવું નહેરોનું બાંધકામ પુરૂં થયું કે તુરત જ તે જમીનની વીઘોટી વધારી દઇને સારામાં સારા ભાત પકવનારી જમીનની વીઘોટી જેટલી બનાવી દેવામાં આવે છે. જો કે મોટા ભાગના ખેડુતોને માટે એ કચડી નાખનારી વીઘોટીનું ભારણ સહન કરવું જ અશક્ય છે, છતાં જપાનીઝ અમલદારો કોરીઆવાસીઓની શક્યાશક્યતા જોવા બેસતા નવરા નથી! એમ નહીં કરતાં નહેરના લાભથી ખેડુતના ઉત્પન્નમાં યોગ્ય વધારો થાય ત્યાં સુધી જુના દર પ્રમાણે મહેસુલ વસુલ કરવામાં આવે તો ખેડુતોને તેમ જ સરકારને તેથી લાભ થાય; પરંતુ ઉત્પન્નમાં સુધારો થાય તે પહેલાં જ ભારે મહેસુલ ભરવાની ખેડુતને ફરજ પડતી હોવાને લીધે, કોરીઆનો ખેડુત પોતાની જમીન કાં તો ગીરો મુકે છે અથવા તો વેચી નાખે છે, અને જમીનદાર ખેડુત મટી જપાનવાસી શાહુકારનો અથવા તો જમીન હાથ કરવા માટે ઉભી થયેલી જપાનીઓની મંડળીનો તે ખેડુત બને છે! આ યોજના કોરીઅનોની જમીન પડાવી લેવામાં સફળ થઇ છે, કેમકે પેલો જપાનવાસી શાહુકાર કે તેવાઓની મંડળી, નહેરોના સાધનથી પુષ્કળ લાભ ઉઠાવવાનો સમય સાંપડે, ત્યાં સુધીના ગાળામાં રાહ જુએ અને વધારાનો કર ભરી શકે, એટલા દ્રવ્યની સગવડ ધરાવે છે. આથી નહેરોની નવી યોજનાથી જપાનના પીળા સામ્રાજ્યવાદને અને ત્યાંના ભુખ્યા મુડીવાદને તો અવશ્ય પુષ્કળ લાભ થવાનો જ છે, પરંતુ ત્યાં સુધીમાં તો નીર્ધન કોરીઅન ખેડુત વધું નીર્ધન બની ગયો હશે અને તેની જમીનનું છેલ્લામાં છેલ્લું વીઘું જપાનવાસીઓની માલીકીમાં ચાલી ગયું હશે. આમ નહેરોની અને કોરીઅન ખેડુતની નીર્ધનનની યોજના હાથમાં હાથ મેળવીને પ્રગતી કરી રહી છે!

[ ૬ ]

**આમ** પોતાના દેશના ભવીષ્ય આગળ ઘોર અંધારાં વાદળ દરેક દીશાએથી ફરી વળેલાં જોઇને કોરીઆના આગેવાનો અત્યારે તો ભારે ચીંતામાં ડુબી ગયા છે. છતાં એક પક્ષ એવો છે કે જેને પોતાના ઉજળા ભાવીની પુરેપુરી ખાત્રી છે, તેનો યોગ્ય સમય પાસે લાવવા માટે કેળવણીનો બહોળો પ્રસાર અને સમસ્ત કોરીઆમાં સહકારી સંસ્થાઓની વ્યવસ્થીત ચળવળની જરૂર તેઓ સ્વીકારે છે.

અત્યાર સુધીમાં તેમણે ૨૦૦ સહકારી પેઢીઓ સ્થાપી છે, તે સંસ્થાઓ ઓછા વ્યાજે સભાસદોને નાણા ધીરે છે જુદા જુદા સ્થળે તેમણે ખાસ કરીને ચોખાને માટે અને સામાન્ય બધી જાતના ઉત્પન્નના વેચાણની વ્યવસ્થા સારૂ, માલ ઉત્પન્ન કરનારાઓની સહકારી સંસ્થાઓ પણ ઉભી કરી છે. છતાં આ ચળવળ દેશનું પ્રમાણ જોતા હજુ તો ઘણા જ નાના પાયા ઉપર ચાલે છે. જો આ દીશામા સંગીન કામ થાય, સહકારી સંસ્થાઓ સર્વવ્યાપી બની સફળ થાય તો, હજુ પણ કોરીઆવાસીની ઉન્નતીની કંઈક આશા રહે છે, પરંતુ જો એ હીલચાલ પડી ભાગે તો પછી તેમને માટે આશાનું એકે કીરણ જણાતું નથી અને જો તેમ થયું તો તેથી એકલા કોરીઆવાસીઓને જ નુકશાન થશે તેમ નથી, તેમ થશે તો જપાનની સરકારને પણ ભારે પડી જશે, કેમકે તમામ જમીન ગુમાવી બેઠેલા, નીર્ધનતાની પરાકાષ્ટાએ પહોચેલા કોરીઆવાસીઓ, બાકી કશું ગુમાવવા જેવું નથી એ જોયા પછી વારંવાર બળવા કરશે, જે સમાવતા જપાનના સામ્રાજ્યવાદને માટે બહુ મુશ્કેલ કામ થઇ પડયા વીના નહી જ રહે

આસામમા સરકાર મોટે ભાગે અફીણની ખેતી કરાવતી હોવાથી ત્યાંની વસ્તીમા સેંકડે ૭૦ માણસો અફીણના વ્યસનના ભોગ થઇ પડેલા છે

...

આસામના ગોરાઓના ચહાના બગીચાઓમા દશ લાખ કરતા વધુ હીંદીઓ ભુખમરો વેઠવા જેવા પગારે કામ કરે છે, જે દશા ગુલામીને મળતી છે.

...

ખોરાકી પાછળ હીંદમા માણસ દીઠ સરેરાશ દરરોજનો એક આનો ખર્ચાય છે.

...

ગ્રેટ બ્રીટનમા બાળમરણનું પ્રમાણ એક હજારે ૬૫ છે, ત્યારે હીંદમા ૨૦૬ જેટનું છે.

ઇ સ. ૧૮૮૧ મા હીંદીઓની સરેરાશ આયુષ્ય મર્યાદા ૩૦ વર્ષને ૯ મહીના જેટલી હતી, હાલ તે ઘટીને ૨૩ વર્ષ જેટલી થઇ ગઇ છે! ત્યારે જપાનવાસીઓની આયુષ્ય મર્યાદા હમણા ૪૪ વર્ષ કરતા યે કંઇક વધુ છે

...

મુંબાઇમા એક વર્ષની અંદરનાં દર હજારે ૫૭૨ બળકો મરી જાય છે, કલકત્તામા તે પ્રમાણ ૩૮૬ જેટલુ અને મદ્રાસમા ૨૮૨ છે

...

હીંદમા ગરીબ ખેડુતોને ચુસનારા ૮૦ લાખ જેટલા જમીનદારો છે જે હાથપગ હલાવ્યા વીના મોજશોખ ભોગવે છે

# આપણા દેવાદાર ખેડૂતો

મુંબાઇ ઇલાકાની બેન્કોના સંબંધમાં તપાસ કરનારી સમીતીના વૃતાંતની સંક્ષીપ્ત સમાલોચના કરતાં, ખેડુતોની દેવાદાર દશા વીષે લેખક માર્મીક વીવેચન કરે છે.

: લેખક ::
અમૃતલાલ જોષી

મુંબઇ સરકારે નીમેલ બેન્કીંગ તપાસ સમીતીનો થોડી મુદત પર બહાર પડેલ અહેવાલ મુંબઇ ઇલાકાના આર્થીક જીવન પર પ્રમાણભુત પ્રકાશ પાડનાર હોય, તેની ટુંક સમીક્ષા અર્થશાસ્ત્રના અભ્યાસીઓને રસદાયક થઇ પડે તેમ છે. અહેવાલનું પ્રથમ પુસ્તક જ ખાસ ઉપયોગી છે. બીજાં પુસ્તકોમા સામાન્ય અને ખાસ પ્રશ્નોતરીના લેખીત અને મૌલીક જવાબો, નોંધ, અને પુરાવાનો સમાવેશ કરવામાં આવ્યો છે.

## આર્થીક તપાસ મંડળની અગત્યતા

પહેલું પુસ્તક સત્તર પ્રકરણોમાં વહેંચાયલું છે. પહેલું પ્રકરણ આર્થીક જીવનના સંશોધનને લગતા સાધનનો અભાવ અને તેથી અભ્યાસીઓ અને સંશોધન કરનારાઓના માર્ગમાં આવી પડતી મુશ્કેલીઓનું નીરૂપણ કરે છે. શરાફો, ઇમ્પીરીઅલ બેંક ઓફ ઇન્ડીઆ, અને જોઇન્ટ સ્ટોક બેંકો માહીતી માટે પણ આંકડા આપતાં અચકાય છે, અને અજ્ઞાનને લઇને ખેડુતો સંશોધકોને જરાએ મદદરૂપ થતા નથી. વળી શરાફો કેવી રીતે નાણાંની વ્યવસ્થા કરે છે એ જણાવવાને જરા પણ મોં ઉઘાડવાની ચોખ્ખી ના પાડે છે. આથી આર્થીક સ્થીતી સમજવાને સાધનેની તુટ પડે જ. એવી પરીસ્થીતીને લઇને ખેતીવાડીને લગતા શાહી કમીશન (લીનલીથગો કમીશન)ની ભલામણને અનુસરીને પ્રાંતીક સમીતી એક કાયમનું આર્થીક તપાસ મંડળ જાળવવાની સુચના કરે છે. સમીતીના અભીપ્રાય પ્રમાણે એ મંડળ મુંબઇ યુનીવર્સીટીના સહકારથી કાર્ય કરે તો પરીણામ વધારે સંતોષકારક આવે.

આર્થીક જીવનને લગતી માહીતી મેળવવા માટેની યોજના અમલમાં મુકાવાની જરૂર છે, પરંતુ તેવું બોર્ડ બીન સરકારી સભ્યોનું બનેલું હોવું જોઇએ. આર્થીક સ્થીતીને લગતા આંકડા જ ભેળા કર્યાથી જનતાની દરીદ્રતા કંઇ ઓછી થઇ જતી નથી, પરંતુ શોષાતી આલમને શોષણક્રીયામાંથી મુક્ત કરવાની નક્કર અને નીશ્ચીત ભલામણો અને તેનો અમલ જ મદદ આપનાર નીવડે.

## ઇલાકાના સામાજીક અને આર્થીક જીવનની સમીક્ષા

બીજું પ્રકરણ ઇલાકાની આર્થીકસ્થીતીનું અવલોકન કરે છે. મુંબઇ ઇલાકાની વસ્તી ૧૯૨૧ ની ગણત્રી પ્રમાણે ૧૯,૩૦૦,૦૦૦

ની છે. ગુજરાત અને કોંકણમાં વસ્તી ગીચ છે જ્યારે સીંધમાં ઓછી છે. લાખ કે તેથી વધુ વસ્તીનાં શહેરો ફક્ત ૬ છે અને ૫૦૦૦, થી ૩૦૦,૦૦૦ સુધીની વસ્તીનાં ગામોની સંખ્યા ૨૫૮ છે, જ્યારે મુંબઇ ઇલાકામાં ૨૬,૫૨૮ ગામડાંઓ અસ્તીત્વમાં છે. વસ્તીનો ૭૭.૩ ટકા ભાગ ગામડાંઓમાં જ રહેનાર છે, ૬૩.૬ ભાગ એકલી ખેતીવાડી પર જ જીવન નીભાવે છે. વસ્તીનો ૧૨.૨ ટકા ભાગ ઔદ્યોગીક જીવન પર આધાર રાખનાર અને ૭.૫ ટકા વેપારીઓ છે. જ્યારે વ્યવહારના સાધનોમા વસ્તીનો ફક્ત ૨.૨ ટકા ભાગ જ રોકાએલ છે. ઇલાકાની વસ્તીમાં સરાસરી દર હજાર પુરૂષે ફક્ત ૧૪૦ અને દર હજાર સ્ત્રીએ ૨૫ લખી વાંચી જાણે છે. એટલે કુલ વસ્તીના ૮.૨૫ ભાગ લખી વાંચી જાણે છે. બ્રીટીશ તાજની નીચે આ ઇલાકો આવ્યે લગભગ પોણીસદી તો વીતી ગઇ છે છતા યે કેળવણી વીષયક આવી પ્રગતી જણાય એ તેઓની શુભ નીષ્ઠા પ્રત્યે શંકા ઉત્પન્ન કરે જ. ઔદ્યોગીક જીવન પર અવલંબનારાની સંખ્યા ઘણી જુજ છે. એ બીના ઔદ્યોગીક વીકાસ પ્રત્યેની સરકારી નીતીનો સજ્જડ પુરાવો રજુ કરે છે પોણોસો વર્ષના સરકારી અમલ દરમ્યાન અજ્ઞાનનાં આવરણો ખેડુત જનતાને વધારે ને વધારે રૂઢી.સુસ્ત બનાવે એમાં કંઇ આશ્ચર્ય જ નહીં. વળી ખેડુતોમાં શીક્ષણનો પ્રચાર થતાં તેઓ અર્થશાસ્ત્રના મુલગત સીદ્ધાંતો સમજતાં શીખે તો બ્રીટનને કાચો માલ પુરાં પાડનારાં યંત્રો બનતાં અટકે.

ઇલાકાની જમીન ફળદ્રુપ છે. દક્ષીણની જમીન રૂને માટે ખાસ લાયક છે તથા ખુબ જ ફળદ્રુપ છે. સીંધની જમીન પણ સારી ફળદ્રુપ છે પરંતુ ત્યાં પાણી પુરૂં પાડવા માટેની યોજના હોય તો સીંધ ઇલાકામાં સૌથી વધારે અનાજ ઉત્પન્ન કરી શકે તેમ છે. (આ કારણથી જ સીંધુ નદીની સક્કરબેરેજ યોજના અમલમાં મુકવાના અખતરા થઇ રહ્યા છે. આથી પાક વધારે ઉત્પન્ન થવા સંભવ છે પરંતુ ફાયદો તો ખેતી કરતી ગરીબ ખેડુત જનતાને બદલે પૈસાદાર જમીનદારોને જ રહેશે. આ યોજનાથી ઇલકાના આર્થીક જીવનમાં ઉથલ પાથલ થાય તો તેનો ફાયદો તો ખાસ જમીનદારોને જ રહેશે.) દર વર્ષે સરાસરી ખેતીવાડીનું ઉત્પન્ન લગભગ ૧,૫૨૦,૦૦૦,૦૦૦ રૂપીઆ થવા જાય છે. છતાં એ આખા ઇલાકાના કૃષીકારોનું દેવું લગભગ ૮૧૦,૦૦૦,૦૦૦ રૂપીઆ છે, જે એક વર્ષના કુલ ઉત્પનના ૫૩ ટકા જેટલું થવા જાય છે. જમીનની કુલ આકણી કરતાં દેવાંનો બોજો પંદર ગણો છે. અને કૃષીકારોને ખેતીના કામ માટે દર વર્ષે જરૂર પડતી રકમથી અઢી ગણો છે. દરેક ખેડુત કુટુંબનું સરાસરી દેવું ૩૨૯ રૂપીઆનું છે. ગુજરાતની ખેડુત જનતાનો ૨૨, કોકણનો ૨૯ અને સીંધનો ૧૩ ટકા ભાગ જ દેવામાંથી સદંતર મુક્ત છે. પ્રોફેસર સ્ટુઅર્ટની ગણત્રી મુજબ ખેડુતની ઉપજ દર એકરે ફક્ત ૧૯ રૂપીઆ છે. ત્યાં દેવાંનો ભાર સમીતીની તપાસ પ્રમાણે દર એકરે ૨૦ થી ૨૬ રૂપીઆનો છે. ખેડુતને દેવાંનો ભાર ઉત્પન કરતા એ વધારે હોવા ઉપરાંત મહેસુલ, કુટુંબના ભરણ પોષણ માટેનું ખર્ચ, સામાજીક તથા ધામીક રૂઢીઓને અંગે થતું ખર્ચ વગેરેની ગણત્રી કરીએ તો ગરીબ કૃષીકારનાં જીવન વીષે કંઇક ખ્યાલ આવે. જ્યારે બંગાલ પ્રાંતીક બેન્કીંગ સમીતી ખેડુતોનાં અસહ્ય દેવાં માટે આર્થીક શોષણનીતીના અંગે ઉત્પન્ન થતા ભુખમરાને મુખ્ય કારણ ગણે

છે, ત્યારે મુંબઇનો ખેડુત જે. બંગાળના ખેડુતના કરતાં બે વધારે દેવામાં ફસ્યો છે તેના દેવાનાં કારણોમાં આર્થીક શોષણ કીયાનો ઉલ્લેખ સરખો ય કરવા સમીતીહામ બીડી શકી નથી ! બંગાળના એક ગ્રામ્ય કુટુંબનું સરાસરી દેવું ફક્ત ૧૭૫ રૂપીઆ જ થાય છે જ્યારે મુંબઇ ઇલાકાનું ખેડુત કુટુંબ તેથી બમણા દેવાના બોજા નીચે કચડાય છે. સમીતીએ દેવાનાં કારણોમાં બાપદાદાઓનું દેવું, અવ્યવહારીકતા અને મોટે ખર્ચે જમીનની ખરીદી ગણાવે છે, તથા ખેડુજનના ખેતી વીષયક જરૂરીઆતો, લગ્ન અને મરણની ક્રીયાઓ, કોર્ટના ખર્ચ વગેરે માટે પણ નાણું વ્યાજે લે છે. ખેતી કરતી જનતાને બદલે જમીનની માલીકી બીનખેડુત પ્રજાના હાથમાં જાય છે એ દેવાની સામાન્ય અસરને આભારી છે.

૧૯૧૭–૨૭ સુધીમાં ઉત્તર વીભાગમાં લગભગ ૧ ૧/૫ લાખ, મધ્ય વીભાગમાં પણ તેટલી જ અને દક્ષીણ વીભાગમાં ૪૨,૦૦૦ એકર જમીન ખેતી કરતી જનતાના હાથમાંથી ખેતી ન કરતી પૈસાદાર પ્રજાના હાથમાં ગએલ છે ખેડુતોના દેવાનો મોટો ભગ તો સામાજીક રૂઢીઓ, લગ્ન, મરણ પ્રસંગોના ખર્ચ કે ધાર્મીક રીવાજો પાછળ થએલ ખર્ચને આભારી છે અને તે દેવું ખેતીના વીકાસને માટે વહોરી લીધેલ દેવાની સાથે સરખાવી ન જ શકાય. ખેતીના વીકાસ માટે ખર્ચેલ પૈસાનો બદલો ઉત્પન્નના રૂપમાં મળે છે. પરંતુ બીજી રીતે ખર્ચાયલા પૈસાનો બદલો મળે જ નહીં. ખેડુતો પોતાની જરૂરીઆત જેટલું નાણું શાહુકારો, સહકારી મંડળીઓ, સરકાર (તગાવી), જમીનદારો કે આડતીઆઓ પાસેથી લે છે. વ્યાજનો દર સહકારી મંડળીનો ૧૧ અને સરકારી તગાવીનો ૬ ટકા હોય છે. જ્યારે શાહુકારો અને જમીનદારો તો ગરીબ જનતાને નીચોવી નાંખે છે. ખેડુતોને કરજનાં અસહ્ય બોજામાંથી બચાવવા ડેકન એગ્રીકલ્ચર એક્ટમાં પરીવર્તનકારક ફેરફારો થવાની જરૂરીઆત છે.

## વીદેશી બેન્કોના વ્યવહાર પરત્વે મૌન

ધીરધાર કરનારી મંડળીઓ વીષે વીવેચન કરતાં ઇમ્પીરીઅલ બેન્ક ઓફ ઇન્ડીઅ વીષે પડેલી જુબાનીમાં સ્થાનીક જનતાની જરૂરીઆતો બેન્કના એજન્ટો જરાએ લક્ષ આપતા નથી. શરાફો ને બેન્કના એજન્ટ મદદ પણ કરતા નથી એટલું જ નહી પણ તે તરફ બેદરકાર પણ ખુબ રહે છે વળી શરાફોને તે બેન્કરો તરીકે પણ ગણતા નથી અને તેથી લોન આપતાં પહેલા સાધારણ માણસોની સાથેની લેવડ દેવડની પેઠે સખ્ત સદ્ધરતા માટેની તપાસ કરાવે છે. આ શરાફોના હીતમાં ઘણી આડે આવે તેવી બીના છે પણ 'સ્થાનીક ફંડનો ઉપયોગ ઔદ્યોગીક વીકાસ માટે થતો જ નથી. બંગાલ સમીતીએ તો ઇમ્પીરીઅલ બેન્કના વહીવટ સંબંધે ઉલ્લેખ કરેલ છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ઇમ્પીરીઅલ બેન્કમાં દેશીઓ વધારે પ્રમાણમાં નાણું વ્યાજે મુકે છે જ્યારે ધીરધારમાં યુરોપીઅનોને વધારે પ્રમાણમાં લાભ મળે છે! મુંબઇ તપાસ સમીતીએ તો એ બાબત તદ્દન મૌન જ સેવ્યું છે! હીંદી પ્રજાના લાભોને આપઘાતકારક પ્રથાનો તેણે ઉલ્લેખ સરખો ય કર્યો નથી. વળી હુંડીઆમણનું એકલે હાથે કામ કરતી વીદેશી બેન્કો વીષે પણ સમીતીએ તદ્દન મૌન સેવ્યું છે. હુંડીઆમણનું કામ કરતી બેન્કો કેટલો બધો વેપાર કરે છે એ જ ફક્ત

જણાવવામાં આવ્યું છે પણ દેશી બેન્કોને તેની સાથે હરીફાઇમા ટકવા માટેના ઉપાયો સુચવ્યા જ નથી. વીદેશી બેન્કોના વહીવટ પર તો સરકારનો અંકુશ હોવો જ જોઇએ અને તે માટેના ધારાવીધાનની આવશ્યકતા છે પણ સમીતીને એ મહત્વની બીનાનો ઉલ્લેખ કરવો યેગ્ય લાગ્યો જ નથી. વીદેશીઓની શોષણનીતીને ખુલ્લી કરવા જેટલી હામ સમીતી ન બતાવી શકી એ ખરેખર દીલગીરીજનક છે. ઇમ્પીરીઅલ બેંક ચાલુ હીસાબ પર જ્યારે વ્યાજ આપતી નથી ત્યારે વીદેશી હુંડીઆમણનું કામ કરતી બેન્કો ૨ ટકા વ્યાજ આપે છે. આ પ્રમાણે ભેળું કરેલું નાણું વીદેશી વેપારને ખીલવવામાં જ વપરાય એ સ્વાભાવીક છે અને તેથી હીંદી વેપારને ધક્કો લાગે છતા યે સરકાર વીદેશી બેન્કોને કંપની એક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવવાની ફરજ પાડે એટલી મામુલી ભલામણ પણ સમીતીએ કરેલ નથી. છેલ્લા પંદર વર્ષોમા વીદેશી બેન્કોમા જમા મુકાયલી રકમનો આંકડો બહુ જ ઉંચો ગયો છે. ૧૯૧૩ મા કુલ જમા [ડીપોઝીટ] ૩૧૦,૦૦૦,૦૦૦ રૂપીયા હતી, ૧૯૨૨ મા તે વધીને ૭૩૦,૦૦૦,૦૦૦ રૂપીઆ થએલ છે વીદેશી વેપારમાં આવી ગંજાવર રકમ–હીંદીઓના ખીસામાથી નીકળેલ રકમ–વીદેશના વેપારના વીકાસમા તેઓ વાપરે અને તેથી હીંદી વેપારને ધક્કો લાગે એનો પણ સમીતીએ ઉચ્ચાર સરખો ય કર્યો નથી.

## સહકારી મંડળીઓ અને ઔદ્યોગીક બેંકની આવશ્યકતા

ઇલાકામા ઔદ્યોગીક બેંકોનો સંપુર્ણ અભાવ છે. મુંબઇ ઇલાકામાં ધરતીનો વધુ ભાગ ખેડુતોનો અને તેથી ઉતરતો ભાગ ઔદ્યોગીક જીવન પર અવલંબતી જનતા છે. મુંબઇ ઇલાકામાં ગ્રામ્ય જનતાને મુશ્કેલીને વખતે મદદ કરવા, ખેતી વીષયક જરૂરીઆતો માટે લોન, દેવાદારીના પ્રશ્નોના નીકાલ માટે, જ્યાં ગરીબ જનતાના નાણાના સ્થાનીક કાર્યો માટે જ ઉપયોગ થાય તે માટે સહકારી મંડળીઓની જરૂરીયાત છે. સેવીંગ્ઝ બેન્કો એક તો ફક્ત ત્રણ ટકા વ્યાજ આપે છે અને વળી તે નાણાનો ઉપયોગ મધ્યસ્થ સરકારના કામ માટે જ થાય છે. જ્યારે સહકારી મંડળી વ્યાજ પણ વધારે આપી શકે અને સ્થાનીક જરૂરીયાતોને પુરી પાડવા તેમાથી ફંડ પણ મળે વળી ઔદ્યોગીક સાહસોને મદદરૂપ થવા ઔદ્યોગીક બેન્કની પણ એટલી જ જરૂરીઆત છે. આવી બેન્કને સરકાર તરફથી પણ મદદ મળવી જ જોઇએ. ઉપરની ભલામણો કરતા સમીતીએ સેવીંગ્ઝ બેન્કોથી ગરીબોનાં નાણાંની થતી શોષણ ક્રીયા બહાર પાડી નથી, પરંતુ દર વર્ષે સરકાર સેવીંગ્ઝ બેન્કમા જમા થએલી રકમ પર લગભગ પોણો કરોડ રૂપીઆ વ્યાજ આપે છે. તેટલું જ બતાવ્યું છે. સામાન્ય જનતા જ સેવીંગ્ઝ બેન્કમા નાણું મુકે કારણ કે પૈસાદારો તો લોન ખરીદે. સહકારી મંડળીઓ વ્યાજ માટેનો દર લગભગ એથી બમણો આપે છે એટલે તેનો વીકાસ ગ્રામ્ય જનતાને ખાસ હીતકારક છે. ઇલાકામાં નાના ઉદ્યોગો માટે નાની અને મોટા ઉદ્યોગો માટે મોટી બેન્કો માટેની આવશ્યકતા છે. કારખાનું ખુલતાં જ મુડીનું રોકાણ થઇ જાય અને તેથી કારખાનું ચલાવતા માલેકોને નાણાં ઉધાર લેવા પડે છે. જો નાણા વખતસર ન મળે તો નાનાં નાનાં કારખાનાંવાળાઓને ખુબ સહન કરવું પડે છે અને કારખાના બંધ કરવાનો પણ વખત

આવે છે. ઇમ્પીરીયલ બેન્ક ઔદ્યોગીક વીકાસમાં જરા યે ટેકો દેવા મેહનત કરી જ નથી.

## વેચાણનો પ્રશ્ન

ખેતીના ઉત્પન્નના વેચાણનો પ્રશ્ન સમીતીએ સફળતાથી ઉકેલવા પ્રયત્ન કર્યો છે. તેમાં મુખ્યત્વે કરીને પરવાનાવાળા કોઠારો સ્થાપવાની ભલામણ કરેલી છે. આ બાબતમાં સમીતીએ કરેલી બીજી ભલામણો કરતાં આ ભલામણ વધારે સારી અને નક્કર છે. જ્યાં સુધી ખેડુત માટે તેના પાકની યોગ્ય કીમત ઉપજાવવાની યોજના ન હોય, ત્યાં સુધી તેઓના આર્થીક સ્થીતી સુધરવા સંભવ જ થોડો. એટલે આ ભલામણનો અમલ થતાં ખેડુતોની આર્થીક સ્થીતીમાં ઇચ્છવા યોગ્ય સુધારો થશે જ. વેચાણના પ્રશ્નનો નીકાલ થતાં શાહુકારોનાં પંજામાંથી પણ ખેડુત જનતાનો ઉધ્ધાર થવા સંભવ છે.

## અહેવાલનાં સુલગત લક્ષણો

(૧) મુંબઇ ઇલાકાનાં આર્થીક જીવન અને ધીરધારને લગતી પ્રથાઓ અને ભુતકાળની અને આધુનીક પરીસ્થીતીનું સંક્ષીપ્ત સમાલોચન થએલ છે.

(૨) ખેડુતોનાં દેવાનું મુખ્ય કારણ સામાજીક કે ધાર્મીક રૂઢીઓ અને અવ્યવહારીકતા જ છે. (શોષણનીતીનો ઉલ્લેખ સરખો ય નથી કર્યો.)

(૩) દેવાંના પ્રશ્નના નીકાલ માટે ખેતી વીષયક મુડીમાં વધારો, અને સહકારી મંડળીઓના વીકાસ, નવું ધારા ઘડતર વગેરે માર્ગોનું સુચન થએલ છે.

(૪) ખેતીવાડીના ઉત્પન્નના વેચાણ માટે બજારોની પુનર્વ્યવસ્થા (તોલ, માપ અને પેદાશની જાતને પ્રમાણબધ્ધ કરવાનું સુચન) અને પરવાનાવાળા કોઠારો સ્થાપવાનું સુચન.

(૫) પ્રાંતીક ધીરધાર કે આંટ કે બેન્કીંગના પ્રશ્નોનો ઉકેલ આખા દેશની નાણાં સ્થીતી પર આધાર રાખે છે, માટે હીંદમાં એક સુવ્યવસ્થીત મધ્યસ્થ બેન્કની જરૂરીઆત છે. તે એક હીંદી ચલણ તથા આંટ પર સંપુર્ણ કાબુ ધરાવનાર હોવી જોઇએ. તપાસ સમીતીએ કરેલી ભલામણોમાં આર્થીક જીવનમાં પરીવર્તનકારક તત્વો સુચવ્યાં જ નથી, પણ તેથી આર્થીક સ્થીતીને લગતી ભેગી કરેલી માહીતીની કીંમત ઓછી થતી નથી.

---

જમીનદારો ગરીબ ખેડુતો પાસેથી ઉત્પન્નના ૭૫ ટકા જેટલો ભાગ પડાવે છે!

મુંબાઇ ઇલાકાના ખેડુતોમાં ૧૦૦ માં ૮૦ જણા દેવામાં ડુબેલા છે.

## અંગ્રેજ દૃષ્ટીએ ભવીષ્યના હીંદી નાગરીકો!




"મેમસાહેબ, બક્ષીસ, અમે ગરીબ છીએ!"

## ગોરા અંગ્રેજોની દ્રષ્ટીએ કાળું હીંદ




સાહેબ મુંબાઇની ભુમી ઉપર પગ મુકે ત્યારે તેને થતો અનુભવ

નવયુગ : ડીસેમ્બર '૩૦

# એસ્ટોનિયા

અનુવાદક
કુમનજી દેસાઇ

રશિયાના બાલ્ટીક પ્રદેશોમા એસ્ટોનીઆ નાનો સરખો પ્રાંત છે એનું ક્ષેત્રફળ ૨૩૧૬૦ ચોરસમાઇલ છે અને વસ્તી સત્તર લાખ પચાસ હજારની છે એના બધા ટાપુઓ સાથે ગણતા એ દેશ ડેન્માર્ક, સ્વીટઝર્લાંડ, હોલાંડ અથવા બેલ્જીયમ કરતા કંઇક મોટો છે એની ઉત્તરે તથા પશ્ચીમે બાલ્ટીક સમુદ્ર તથા ખાડી છે દક્ષીણમા લાટવીયાનું નવું પ્રજાસત્તાક છે પુર્વમા સોવીએટ રશીયા છે પુર્વની લગભગ બધી સીમાએ પેઇપુસ નામના મીઠા પાણીનું સરોવર છે તેના ઉત્તર તરફના ભાગમાથી નરવા નામની નદી નીકળી ફીનલેન્ડની ખાડીમા પડે છે એસ્ટોનીયા યુરોપનો નવામા નવો દેશ હોવાથી તેનો ઇતીહાસ હજી પુરેપુરો જણાયો નથી

## સ્વતંત્રતાની ઘોષણા

ઇ સ ૧૯૧૮ના ફેબ્રુઆરી તા ૨૪ મીએ આ રાષ્ટ્રે સ્વતંત્રતાની ઘોષણા કરી હતી, આધુનીક યુદ્ધ વીદ્યાથી અજાણ તથા નવીન અસ્ત્રશસ્ત્રો વીનાના હોવા છતા યે ત્યાની ખેડુત સેનાએ રશીયા અને જર્મનીના દાંત ખાટા કરી નાખ્યા! અને આજે સારૂ યે જગત એસ્ટોનીયાને સ્વતંત્ર પ્રજાસત્તાક તરીકે સ્વીકારે છે અને રાષ્ટ્રસંઘમા પણ સ્થાન મળી ગયુ છે

એસ્ટોનીયાનું રાજ્યશાસન હીંદની પેઠે બે ધારાસભાઓ દ્વારા ચાલે છે સ્ટેટ એસેમ્બલી કાયદા ઘડે છે તથા પ્રધાનોની સભા તેનો અમલ કરે છે એસેમ્બલીમા ૧૦૦ સભાસદ છે જેની ચુંટણી દર ત્રીજે વરસે થાય છે દેશનો મુખ્ય પ્રધાન કારોબારી સમીતીનો પણ પ્રધાન ગણાય છે એસ્ટોનીયાની આર્થીક સ્થીતી ઉત્તરોત્તર સુધરતી જાય છે ત્યાથી રેશમી તથા સુતરાઉ વસ્ત્રો, અનાજ, બળતણ અને કાગળ હવે વીશેષ પ્રમાણમા બહાર જવા લાગ્યા છે શેલ ઓઇલ (એક પ્રકારની મટીનું તેલ) ત્યા બહુ મળી આવે છે, તથા કોલસા પણ હવે પછીના બસો ત્રણસો વર્ષ સુધી પહોંચે તેટલા છે રાષ્ટ્રને માટે પ્રકૃતીએ જલશક્તીનો વીપુલ ભંડાર ભરી રાખ્યો છે, અને એકલો નોરવાનો જલ ધોધ જ આખા દેશને માટે વીજળીક બળ ઉત્પન્ન કરવા માટે પુરતો છે અનેક સ્થાનોમાથી ફોસ્ફોરાઇટ પણ નીકળે છે જે દ્વારા કૃત્રીમરૂપથી જમીનની ફળદ્રુપતા વધારી શકાય છે એસ્ટોનીયાની ભૌગોલીક સ્થીતી અનુકુળ હોવાથી ત્યાના વ્યાપારમા પણ આશાજનક વૃદ્ધી થઇ રહી છે અને બંદરો તેમ જ રેલ્વે સંતોષકારક કાર્ય કરવા લાગ્યા છે

એસ્ટોનીયાના મુળવતનીઓ કોણ હતા, તેનો પત્તો મેળવવો તે મુશ્કેલ કામ છે માત્ર એટલી ભાળ મળે છે કે દુરના ભુતકાળમા હંગેરીયન જાતીના મનુષ્ય ત્યા જઇને વસ્યા હતા તેઓ પ્રકૃતીની ઉપાસના કરતા

હતા. અને હીંદુઓની પેઠે જલ, અગ્ની, વાયુ, સુર્ય, ચંદ્ર આદીને દેવતા તરીકે પુજતા હતા. ટારા એમનો મુખ્ય દેવ હતો. ઉપરાંત તેઓ દુષ્ટ આત્માઓ—જાદુગરણી-ઓમાં પણ વીશ્વાસ રાખતા હતા. પેઇપુસ સરોવરની ઉત્પત્તી સંબંધે જે વાત ત્યાં પ્રચલીત છે, તે વાંચકોની જાણ માટે આપવામા આવે છે.

## એક અદભુત કથા

પ્રાચીન કાળમા કારકુસ રાજાની પુત્રી રાજકુમારી રાન્યુરાને જાદુગરણી પેઇપાએ ઉડાવી પોતાને ત્યાં કેદ કરી દેવતાએ એ રાજકુમારી ઉપર દયા કરીને એને બંધન-મુક્ત કરવાને એક ચાંદીની વસ્તુ, એક ઉનની વસ્તુ, એક સફરજન તથા એક રેશમી વસ્ત્ર એમ ચાર વસ્તુઓ તેને ભેટ આપી અવસર જોઇ રાજકુમારી પેઇપાના કેદખાનામાંથી નાઠી. પરંતુ તે જાદુગરણી એક ગોટા મરઘા પર બેસી એને પકડવા દોડી. રાજકુમારીએ એને પાછળ આવતી જોઇ પેલી ચાદીની વસ્તુ ફેંકી દીધી તેમાથી તુરત જ એક મોટી નદી બની ગઇ! જાદુગરણી તે નદીને પાર કરે, તેટલા સમયમાં રાજકુમારી બહુ દુર નીકળી ગઇ. પણ થોડીવારમા પેઇપા ફરી એની નજીક પહોંચી ગઇ. રાજકન્યાએ તે વખતે ઉનની વસ્તુ ફેંકી દીધી. આથી તે જગાએ એક ઘાટું વન બની ગયું! એ વનમાંથી નીકળતાં પેઇપાને એક દીવસ લાગ્યો. પરંતુ એનો મરઘો એટલો તીવ્રગામી હતા, કે તેણે ફરી રાજકુમારીને પકડી પાડી. ત્યારે રાજકુમારીએ સફરજન ફેંકી દીધું, તેમાંથી તુરત એક ઉંચો પર્વત થઇ ગયા! રાજમહેલ હવે તદ્દન પાસે આવી ગયો હતો. પરંતુ પેઇપા પહાડ ઓળંગી તરત જ એની લગોલગ આવી પહોંચી. ત્યારે રાજકુમારીએ ચોથી વસ્તુ—રેશમી વસ્ત્ર—ફેંકી દીધી. જેથી પેઇપાના માર્ગમાં એક વીશાળ સરોવર ઉત્પન્ન થઇ ગયું, અને તેના અથાગ જળમાં પેસી જાદુગરીણી ડુબીને મરી ગઇ! ત્યારથી એ સરોવર પેઇપુસ નામથી ઓળખાવા લાગ્યું.

## કથા બીજી

જેવી રીતે રામાયણ અને મહાભારતમાં આપણા પુર્વજોની કીર્તીનું વર્ણન છે, તેવી રીતે એસ્ટોનીયાવાસીઓની પણ એક વીર કથા છે. એમાં કાલેવ–પુત્ર નામના એક અદ્વીતીય વીર રાજાનું ચરીત્ર આપવામાં આવ્યું છે. એ કથા કવિતામા છે. એ કાવ્ય લગભગ સોળ હજાર પંક્તીઓમાં લખાએલું છે. એ કાલીવપુત્રનાં માતાપીતાની જન્મકથા અત્યંત વીચીત્ર છે. એનો પીતા કાલેવ ઉત્તર દીશાથી એક ગરુડ પર ઉડીને આવ્યો હતો. ત્યારે તેની માતા લીંડા બગલાના ઇંડાંમાંથી ઉત્પન્ન થઇ હતી! કાલેવ જે સમયે મૃત્યુશય્યા પર હતો, તે સમયે પણ લીંડા ગર્ભવતી હતી. કાલેવે પોતાની એ ગર્ભવતી પત્ની પાસે પોતના ઉત્તરાધીકારીની પસંદગી કરાવી. પછી તે મરણ પામ્યા પરંતુ એના મૃત્યુ પછી લીંડાના ગર્ભથી એક બળવાન પુત્ર ઉત્પન્ન થયો કે બધાએ તેને નેતા તરીકે સ્વીકાર્યો. એ જ કાલેવપુત્ર. આ મહાકાવ્યમાં તેનું જ ચરીત્ર ગુંથવામાં આવ્યું છે. એ દ્વારા પ્રાચીન એસ્ટોનીયાના વીષયમાં અનેક વીગતો માલમ પડે છે. તે સમયના એસ્ટોનીયા નીવાસીઓ માંછલાં વગેરે પકડીને તથા ખેતી દ્વારા પોતાનો નીર્વાહ કરતા હતા. કેટલાક પશુ પણ પાળતા હતા. કાલેવપુત્ર સ્વયં રાજા જનકની પેઠે હળ લઇ ખેતરે જતો

હતો. કદી કદી અર્જુનની પેઠે વનોનો વીધ્વંસ કરી તેમાં પોતાની પ્રજાને રહેવાને માટે સ્થાન તથા આવવા જવાનો મ.ર્ગ બનાવતો હતો. અહીંના લેકો ઉત્તમ નાવીક તથા શોધક હોવાનાં પ્રમાણ પણ આ કાવ્યમાં મળે છે. એકવાર કાલેવપુત્રે પૃથ્વીના અંત સુધી જલયાત્રા કરી હતી. એસ્ટોનીયામા અહીંતહીં ગઢોનાં ખંડેરો જોવામાં આવે છે જેથી ત્યાં નીરંતર યુધ્ધો થતાં હતાં, એ સીદ્ધ થાય છે. કાલેવપુત્ર સ્થાપત્યમાં પણ સીદ્ધહસ્ત હતો. જે સ્થાન પર કાલેવના શબને દફનાવવામાં આવ્યું હતું, તે જગાએ એણે પોતાની માતાની સ્મૃતીમાં લીંડાનીસા અર્થાત્ લીંડા–હૃદય નામનું એક નગર વસાવ્યું હતું. કાલાંતરે ડેન્માર્કવાસીઓએ ત્યા રીવલની સ્થાપના કરી જે હાલ ટાઇલીનના નામથી પ્રખ્યાત છે. અને તેજ એસ્ટોનીયાની રાજધાની અને મુખ્ય બંદર છે.

આટલી ઐતીહાસીક કથા સીવાય એ મહાકાવ્યમાં તે સમયના રાજાઓને માટે કેટલુંક આદર્શ શીક્ષણ પણ આપવામાં આવ્યું છે. રાજાએ પોતાની પ્રજાના હીતમાં સદા તત્પર રહેવું જોઇએ, જો રાજા પોતાના ખડ્ગનો દુરુપયોગ કરે છે તેનું મૃત્યુ પણ તે દ્વારા જ થાય છે. એ વાત એમાં આગ્રહપુર્વક કહેવામાં આવી છે અને કથાનો સારાંશ આ છેલ્લા વાક્યમા આવી જાય છે. એકવાર નશામાં કાલેવપુત્રે ખડગથી એક મનુષ્યની હત્યા કરી; તેજ ખડગ એનું પણ ઘાતક થયું. કથાના અંતમાં લખ્યું છે, કાલેવપુત્ર એક શ્વેત અશ્વ પર બેસી શયતાનથી નરકના દ્વારનું રક્ષણ કરી રહ્યો છે અને એસ્ટોનીયાની અવસ્થા સુધરતાં તે પુનઃ અવતાર ધારણ કરશે. આમ એસ્ટોનીયા નીવાસીના વીચાર આપણા પ્રાચીન વીચારો સાથે ઘણે અંશે મળતા આવે છે. જો કે અત્યારે તો આખો દેશ ખ્રીસ્તમતાનુયાયી ગણાય છે, તથાપી આ ધર્મ પરીવર્તનની એસ્ટોનીયાવાસીનાં આંતરીક વીચારો પર જરા યે અસર થયલી જણાતી નથી.

## ડેન્માર્ક સાથે સંઘર્ષણ

બારમી સદીના અંતમાં જેરૂસલેમને મુસલમાનોના હાથમાંથી છીનવી લેવા માટે ખ્રીસ્તીઓએ જે ધર્મયુદ્ધ કર્યું તેમાં ઘયલ તથા રોગી સૈનીકોના રક્ષણને માટે કશી જ વ્યવસ્થા નહોતી. તેથી જર્મનીમાં આવેલા કેનેડના ડયુકે પોપની સંમતીથી એક નવીન સંઘ સ્થાપ્યો. એ સંઘના ચોથા પ્રમુખ હરમાન—વેન—સાલ્ઝાએ એવો વીચાર કર્યો, કે શક્તીનો આવો વ્યય કરવા કરતા તો ઉત્તર યુરોપની જનતાને ખ્રીસ્તી બનાવવાનો પ્રયત્ન વીશેષ ફલદાયક થશે. થયું પણ તેમ જ. અલ્પ સમયમા જ ઉત્તર યુરોપના મોટા ભાગમાં ખ્રીસ્તી ધર્મની ધ્વજા ફરકવા લાગી. અને એ સંઘની લડાયક શક્તી યુરોપમા સૌથી પ્રબળ થઇ ગઇ.

ઇ. સ. ૧૨૩૭ માં એસ્ટોનીયાને દબાવવા માટે ડેન્માર્કના સમ્રાટે આ સંઘની સહાયતા માગી હતી. અધીપતીએ એ શરતે સહાયતા આપવાનું સ્વીકાર્યું; કે વીજય મળ્યા પછી એસ્ટોનીયાનો શાસક સંઘાધીપતીને અધીન રહે.

એસ્ટોનીયાના ખેડુતો આ સંઘના તાલીમબદ્ધ સૈનીકો સામે ટકી શક્યા નહીં, ત્યારથી તેઓ ખ્રીસ્તી ગણાવા લાગ્યા, સંઘના નેતાઓએ દેશને જાગીરોમાં વહેંચી લીધો. અને ખેડુતોને ગુલામીની બેડીમાં ઝકડી લેવામાં આવ્યા.

## કૃષીકારોની ક્રાન્તી

'પરન્તુ પરાજીત હોવા છતાં યે એસ્ટોનીયોના વીર ખેડુતોએ પરાધીન રહેવાનું સ્વીકાર્યું નહીં. પોતાની સ્વતંત્રતાના રક્ષણ માટે વારંવાર તેમણે બળવા કરી પોતાની દબાવી ન શકાય તેવી પ્રકૃતીનો પુર્ણ પરીચય આપ્યો, પરાજય પામે તો યે બમણા ઉત્સાહથી તેઓ કાર્ય કરવા લાગ્યા. છેવટે ૧૩૪૩ માં તેમણે ભીષણ બળવો કર્યો. ડેન્માર્કના સમ્રાટે પોતાનો બધો અધીકાર સંઘને વેચી દીધો હતો. એથી એમની પરાધીનતા વધુ દુઃખમય થઇ ગઇ હતી. સૈકાઓ સુધી ત્યાં જર્મન જાગીરદારોનું આપખુદ આધીપત્ય રહ્યું. ત્યારે એસ્ટોનીયાવાસીઓનો પોતાના શરીર પર સુદ્ધાં અધીકાર ન હતો. જમીનના વેચાણ સાથે તે ઉપર રહેનારા ખેડુત પણ પોતાના પરીવાર સહીત પશુઓની પેઠે વેચાતા હતા! જરાક જેટલો અપરાધ થતાં તેને કોરડા મારવાની સજા કરવામાં આવતી અને તેમનો પોકાર સાભળનાર દેશમા કોઇ ન હતું.

અઢારમી સદીના અંતમા સારા યે યુરોપમાં સ્વાધીનતાના નવા સીદ્ધાન્તોનાં મોજાં પ્રચંડ વેગથી ફેલાઇ વળ્યાં ત્યારે એસ્ટોનીયાની દુર્દશા જોઇ એના રશીયન શાસકોના હૃદયમાં પણ ક્ષોભ થયો. પરંતુ જાગીરદારોની શક્તી ઘટવાનો અવસર તો ત્યાં ફ્રાંસની રાજ્યક્રાંતી પછી જ આવ્યો. ૧૮૧૯ માં ઝારને પ્રજાના ભારે દબાણને લીધે વ્યક્તીગત ગુલામીની પ્રથા નાબુદ કરવી પડી ત્યારથી એસ્ટોનીયાવાસીઓ સ્વતંત્ર નાગરીક ગણાવા લાગ્યા. પરંતુ જાગીરદારોની મહત્વાકાંક્ષાએ યોજેલી તદબીરોથી આર્થીક દ્રષ્ટીથી એમની અવસ્થા પહેલાં કરતાં પણ વધુ શોચનીય થઇ ગઇ. ગુલામીમાં એમને પેટ ભરવાની તેમ જ શરીર ઢાંકવાની કંઇ ચીંતા ન હતી, પણ સ્વતંત્ર થયા પછી જીવન નીર્વાહને માટે એમને જાગીરદારોના સાંકસામાં વીશેષ ફસાવું પડયું! આમ વ્યક્તીગત સ્વતંત્રતાનું મુલ્ય એમને શારીરીક ગુલામી દ્વારા ચુકવવું પડયું! ઉપરાંત રશીયન સરકારનો કર ચોંટયો તે જુદો! રશીયન સેનામાં નોકરી કરવાનું તેમને માટે ફરજીયાત થઇ ગયું: આ બધાં કારણોથી એસ્ટોનીયાના ખેડુતો દેશ છોડી રશીયામાં વસવા લાગ્યા.

## સાહીત્ય-સંગ્રહ

સેંકડો વર્ષથી દેશના શીક્ષણ વીભાગમાં, વ્યાપારમાં તથા પ્રજાના ઉચ્ચ સમુદાયમાં તો માત્ર જર્મનોનું જ ધાર્યું થતું હતું. તેવામાં ૧૮૮૫ માં એસ્ટોનીયાની રાષ્ટ્ર ભાષાનો બહીષ્કાર કરવામાં આવ્યો અને તેને સ્થાને રશીયન ભાષાને સાર્વદેશીક બનાવવાનો દ્રઢ પ્રયત્ન શરૂ થયો. પરંતુ એસ્ટોનીયાવાસીની હઠ આગળ રશીયન શાસકોનું કાંઇ ચાલ્યું નહીં. માતૃભાષાનો તીરસ્કાર એમને અસહ્ય લાગ્યો; અને એમણે ભાષા સામેના દમનનો એકમતે વીરોધ કર્યો. દેશભાષા ઉપરની તેમની આ અસીમ શ્રદ્ધાનું મુખ્ય કારણ એ છે; કે એમની દંતકથાઓ અને રાષ્ટ્રીયગીતોનો સંગ્રહ સંસારમાં બધાથી નીરાળો જ છે. આથી તેઓ એને પોતાની બહુમુલ્ય જાતીય સંપત્તી સમજી હંમેશાં એનું રક્ષણ કરતા આવ્યા છે.

તેથી રાષ્ટ્રીય ભાવોની જાગૃતી અને રાષ્ટ્રીય જવાબદારીનું જ્ઞાન થતાંજ એસ્ટોનીયાના નેતાઓએ સૌથી પ્રથમ ધ્યાન એ ઉપર લગાડયું, ને આ મૌખીક સાહીત્યને લીપીબધ્ધ કરી હંમેશાંને માટે સુરક્ષીત કરી લીધું. આ સંગ્રહમાં લગભગ ૨૫ હજાર કથાઓ

તથા, ૭૦ હજાર ઐતીહાસીક, વૈવાહીક અને વીરરસનાં ગીતો છે; એ સીવાય બીજું નેકસ્યુ પણ બહુ છે.

રશીયન સરકારે એસ્ટોનીયાવાસીઓની આવી જાગ્રતીને લીધે ૧૮૬૯ માં દેશી-ભાષાનો વીરોધ બંધ કરી દીધો. ને એમને "ગીતોનો તહેવાર" ઉજવવાની અનુમતી આપી. આ ગીતોનો તહેવાર દર વરસે ત્યાં ઘણી ધામધુમથી ઉજવાય છે.

પછી તો ધીમે-ધીમે તેમણે સાહીત્ય સમીતીઓ સ્થાપી, વર્તમાનપત્રો પ્રકટ કર્યાં અને સાર્વજનીક સહાયથી એસ્ટોનીયન ભાષા શીખવવાની શાળાઓ પણ ખોલવામાં આવી. તેથી કેળવણીનું પ્રમાણ સારા પ્રમાણમાં વધ્યું છે અને દર હજારે ચાર મનુષ્યે યુનીવર્સીટીનું ઉચ્ચ શીક્ષણ પણ પ્રાપ્ત કર્યું છે.

જર્મન જાગીરદારો પ્રજાની ઉપર મનમાન્યો અત્યાચાર કરતા હતા. આથી ૧૯૦૫ માં એસ્ટોનીયાવાસીઓએ વીદેશી સત્તાનો વીરોધ કરવાને કટીબદ્ધ થઇ ગયા. એમણે આખા દેશમાં ક્રાન્તી મચાવી. જાગીરદારોની પ્રાર્થનાથી રશીયન સરકારે કઝાકોની એક સેના દ્વારા આ ક્રાંતીને દાબી દીધી અને ક્રાંતીકારી નેતાઓને નીર્દયતા પુર્વક ભીષણ સજા કરી.

## મહાયુદ્ધને અંતે

પછી તો મહાયુદ્ધ જાગ્યું. પછી ઝારનું ખુન થયું અને ૧૯૧૭ માં પ્રીન્સ લુવોફે એસ્ટોનીયા માટે સ્વરાજ્યની માગણી સ્વીકારી. પણ નવેંબર ૧૯૧૭ માં રશીયન સામ્રાજ્યની લગામ લેનીનના હાથમાં આવવાથી જુની રાષ્ટ્રીય સમીતી બંધ કરવામાં આવી. અને ૨૪ મી ફેબ્રુવારી ૧૯૧૮ ને દીવસે ત્યાં સ્વતંત્ર પ્રજાસત્તાક જાહેર કરવામાં આવ્યું.

## સંપુર્ણ સ્વતંત્રતા

મે ૧૯૧૮ માં ઇંગ્લાંડ, ફ્રાંસ ને ઇટાલીએ પણ એ દેશની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો. છતા યે સ્વતંત્રતાના યુદ્ધની પુર્ણાહુતી ત્યાં થઇ શકી નહોતી. આંતરરાષ્ટ્રીય રાજકારણી ખટપટને લીધે ૧૯૧૯ નું આખું વર્ષ યુદ્ધમાં પુરું થયું અને અંતે ટારટુની સંધી દ્વારા તેને પણ એસ્ટોનીયાની સ્વતંત્રતાનો ફરીથી સ્વીકાર થયો અને તા. ૨૦ જાનેવારી ૧૯૨૧ ના દીવસે એસ્ટોનીયાએ પોતાની છેવટની સ્વતંત્રતા પ્રાપ્ત કરી. પછી તો ત્યાંના જાગીરદારોની આશાઓ પર પાણી ફરી ગયું. ૧૯૨૯ માં સર્વ સમ્મતીથી જમીનના સુધારાનો કાયદો કરવામાં આવ્યો જેથી જાગીરદારોની સર્વ સંપત્તી રાષ્ટ્રની મતા થઇ ગઇ. અને એક વખતની ગુલામ બની બેઠેલી પ્રજા એ આમ સંપુર્ણ સ્વતંત્રતા મેળવી. *

---

* હીંદી ઉપરથી

# હિંદ: નિર્ધનતા અને ભૂખમરાની ભૂમિ

કાચું સોનું પકવનારા દેશ તરીકેની ખ્યાતિ પામેલા હિંદના ૯૦ ટકા જેટલા ખેડુતો અને કામદારોની કેવી કારમી દશા અત્યારે થઇ ગઇ છે, તે લેખકના જ શબ્દોમાં વાંચો—

: લેખક :
રમણીક મહેતા

વિરોધાભાસી જણાશે છતાં આપણે જીવીએ છીએ એ જેટલું સત્ય છે, તેટલું જ સત્ય આ અખુટ સંપત્તીથી ભરપુર ભારત દેશની ભુમી એ ભુખમરાની ભુમી છે એ કથનમાં રહેલું છે. પૃથ્વીના પાંચમા ભાગની વસ્તીવાળા આ દેશમાં, જનતાના વીશાળ સમુદાય ને જીવન ટકાવી રાખવા માટે જીવનની પ્રાથમીક જરૂરીયાતો (અન્ન, વસ્ત્ર અને રહેવાનું ઘર) પણ મળતી નથી

જે દેશમાં માથા દીઠ સરેરાશ માસીક આવક ચાર રૂપીયા કે તેથી સહેજ વધારે હોય, જે દેશના ૮૦ ટકા જેટલા ખેડુતોના માથે દેવનો ડુંગર થઇ પડયો હોય, જે દેશના શ્રમજીવીઓ દુર્ગંધ મારતા મહોલ્લાઓમાં અને હવા ઉજાસના અભાવવાળી ચાલીઓમાં રહેતા હોય જ્યાં મધ્યમ વર્ગના પણ લાખો માણસોને પેટના પુરા માટે નોકરીની શોધમાં અહીં તહીં ભટકવું પડતું હોય તે દેશ સંપત્તીવાન કેમ કહેવાય?

જે દેશમાં કેળવણીનું પ્રમાણ ફક્ત ૮ ટકા હોય, જ્યાં સરેરાશ જીવનની અવધ ૨૩ વર્ષની હોય એ દેશ જગતની સંસ્કૃતીમાં સર્વોત્તમ સંસ્કૃતીવાળો દેશ કેમ ગણાય?

પણ ખેતરમાં કામ કરતા ખેડુત તરફ નજર નાખો. ઉન્હાળાનો પ્રખર તાપ પડતો હોય કે વર્ષાઋતુનો મુશળધાર વર્ષાદ પડતો હોય કે શીયાળાની થરથરતી ઠંડી વાતી હોય તે વખતે પણ અનાજ ઉત્પન્ન કરવા તેને ખેતરમાં સતત કામ કરવું પડે છે છતાં એ અન્ન ઉત્પન્ન કરનાર ખેડુતની દશા આજે શી છે? એને જ પોષવાને અન્ન નથી રહેવાને ન્હાની ઝુંપડી નથી. પહેરવાને પુરતા કપડાં નથી.

બીજી તરફ કારખાનાઓમાં પરસેવો ઉતારતા કામદાર તરફ નજર નાખો. આગના ભશુમ કારની મીલની ભઠ્ઠી આગળ કે ક્ષય રોગની બક્ષીસ આપનાર રૂની ફીસીભર્યા ગુંગળાવનાર વાતાવરણમાં, કે ચાના બગીચામાં ગમે ત્યાં પણ એને તો અહોનીશ કામ કરવું જ પડે છે, છતાં એ જે કાપડ વણે છે તે કાપડ કોઇ બીજા જ પહેરે છે એ જે સોનું ખોદે છે તે વાપરનાર કોઇ બીજા જ હોય છે. એની પરસેવાની ચદા બીજાઓને

ખીલાસી ટેબલો ઉપર મકાય છે! એને તો કંગાળ રોજમાં મુંગે મોઢે ગુલામની ગોડે બાર કલાક કામ કરવું જ પડે છે. અગવડો કે ઓછી રોજના દુ:ખે જો તે સ્હેજ માથું ઉંચકે તો બીજે દીવસે રસ્તામાં રઝળતા ભીખારી બનવાનું તેને માટે સર્જાયેલું જ છે! મધ્યમવર્ગની ભણેલા કે અભણ માણસોના દુ:ખની કથની પણ એટલી જ ભયંકર છે.



ખેતરમાં મજુરી કરતું ખેડુત કુટુંબ

દેશના કે પરદેશના અર્થશાસ્ત્રીઓએ આ વસ્તુનું સમર્થન કર્યું છે, અહીંના અને બહારના રાજદ્વારી પુરૂષોએ એ વાત કબુલ રાખી છે. બ્રીટીશ સરકાર કે તેણે નીમેલી તપાસ સમીતીઓને એ વાત સ્વીકારવી પડી છે. હીંદી જનતાની દરીદ્રતા વીષેના તેમના મત, અભીપ્રાય કે તપાસને અંતે આવેલા નીર્ણયનો સારાંશ ફક્ત "ભયંકર દરીદ્રતા" સીવાય કંઇ જ નથી. બીજે શું હોય? એ ભયંકર દરીદ્રતાના ભલે સહુ જુદાં જુદાં બ્હાનાં બતાવે પણ એ નીષ્ઠુર પણ સત્ય ઘટના ઉપર કોઇ આંખમીંચામણાં કરી શકે તેમ નથી. તે માટે કોઇ રાજતંત્રનો વાંક કાઢે છે અને કોઇ સમાજરચનાનો વાંક કાઢે છે; કોઇ જાગીરદારોનો તો કોઇ મુડીવાદીઓનો વાંક કાઢે છે, ત્યારે કોઇ જનતાનો વાંક કાઢે છે; અને કોઇ કેળવણીના અભાવના પરીણામ તરીકે ઓળખાવે છે, તો વળી કોઇ એને દૈવી શ્રાપનું કારણ આપે છે. ભલે તેને માટે જવાબદાર સરકારની નીતી કે સમાજરચના હો, જાગીરદારોની અને મુડીવાદીઓની આર્થીક શોષણનીતી હો કે અજાગૃત થએલી જનતાની બેદરકારી હો, શાપ હો કે અજ્ઞાનતા હો ગમે તે હો પણ એટલી તો સત્ય વસ્તુ છે કે હીંદ એ દરીદ્રતા અને ભુખમરાની ભુમી છે.

૧૯૨૭–૨૮ ના બ્રીટીશ હીંદના નૈતીક અને ભૌતીક વીકાસ તેમ જ તેની પરીસ્થીતી વીષેના સરકારી નીવેદનમાં જણાવવામાં આવ્યું છે કે: "હીંદનાં ગામડાંઓમાં ભયંકર દરીદ્રતા વસે છે. વ્યક્તી પાસે અન્ન ખરીદવા જેટલું પણ દ્રવ્ય નથી."

રેવરેન્ડ એમ્બસ જે. એ. ડુબોઇ કહે છે કે: "ગરીબ હીંદીઓ આપણી પાસેથી બાઇબલને ભાગ્યે જ ઇચ્છશે. તેમને તો ખાવાને રોટલો અને શરીર ઢાંકવાને કપડાંની જરૂર છે."

હીંદના વીલાયતી વઝીર ( સેક્રેટરી ઓફ સ્ટેટ ૧૯૧૭ ) ને પણ કબુલવું પડયું છે

કે "કંગાલીયત હીંદમાં ધામો નાખીને પેઠેલી હોય એમ જણાય છે. પ્રજાના મોટા ભાગને માસીક થોડા રૂપીયા મળે છે અને એવા ત્રણ રૂપીયા હોય ત્યારે અમેરીકાનો માત્ર એક જ ડોલર થાય. **દેશની આબાદી થાય તેવાં સાધનો ઘણાં** છે પણ દેશની અતીશય ગરીબીના કારણે તેનો વીકાસ થઇ શકતો નથી."

સ્વ. રોમેશચંદ્ર દત્તે કહ્યું છે કેઃ "હીંદીઓની અતીશય દુઃખી હાલત અને નીરાશાનો ખ્યાલ શબ્દોમાં દર્શાવવો મુસ્કેલ છે. તેની પત્ની પાસે શરીર ઢાંકવા પુરતો અઢાર થીગડાં વાળો ગાભો હોય છે અને નાનાં બાલકો તો બીચારાં નાગાં જ ફરે છે. શીયાળની કડકડતી ઠંડીથી બચવા માટે એકાદ ફાટયો તુટયો ધુંસો કે કામળો હોય છે. ઘરધણીની આવક લુજ હોવાથી કુટુંબનું પોષણ થઇ શકતું નથી અને તેને લઇને તેની પત્નીને પણ મજુરી કરવા જવું પડે છે, તેમ જ નાનકડાં બાલકોને પણ ઢોર ચારવા જવું પડે છે. આટલો આટલો પરીશ્રમ કરવા છતાં વરસની આખરે તેને પેટ પુરતું અનાજ પણ સાંપડતું નથી."

બ્રીટીશ સામ્રાજ્યના વર્તમાન મુખ્ય પ્રધાન મી૦ રામ્સે મેકડોનાલ્ડે પણ સ્વીકાર્યું છે કેઃ હીંદની દરીદ્રતા તે કલ્પનાની વાત નહીં પણ સત્ય હકીકત છે.

આટલાં પ્રમાણપત્રોનો ઉલ્લેખ હીંદની ગરીબાઇ પુરવાર કરવાને બસ છે. બાકી તો 'નવયુગ'નાં પાનાં ને પાનાં ભરાય તેટલાં અવતરણો આ સંબંધમાં આપી શકાય તેમ છે.

હવે આ ભયંકર દરીદ્રતાનાં કારણો તપાસીયેઃ હીંદની સામાજીક અને રાજકીય પરીસ્થીતીનો ગાઢો અભ્યાસ કરીને સમાજવાદના પ્રણેતા કાર્લ માર્ક્સે ૧૮૫૩ માં "ન્યુયોર્ક ડેલી ટ્રીબ્યુન" માં કેટલાક લેખો લખ્યા હતા. તે વખતે જ ભાવીના ભીતરમાં તીક્ષણ દ્રષ્ટીપાત કરી એ બુદ્ધીમાન પુરૂષે હીંદની ગરીબાઇનું રહસ્ય ઉઘાડું પાડ્યું હતું અને આજે જ્યારે એના શબ્દો આપણે વાંચીએ છીએ ત્યારે એણે જે આગાહી કરી હતી તે નજરોનજર જોઇએ છીએ. તેણે કહ્યું હતું કેઃ "જયારથી બ્રીટીશોએ હીંદની ભુમી ઉપર પગ મુકયો ત્યારથી હીંદ માટે એક નવો આર્થીકયુગ શરૂ થયો છે. નવી સામાજીક રચના હંમેશાં જુની રચનાનો નાશ કરે છે તે પ્રમાણે હીંદમાં પણ જુનો જાગીરદારી યુગ (Feudal Order) અને પ્રાચીન ગ્રામ્ય પદ્ધતી (Village system) નો સુર્ય બ્રીટીશ સામ્રાજ્યવાદની સ્વાર્થી નીતીને લઇને અસ્તાચળે આથમ્યો છે." પરીણામ એ આવ્યું કે મોટા મોટા જાગીરદારો પાસે જે રાજકીય સત્તા હતી તે બ્રીટીશોના હાથમાં જઇ પડી અને બાકી જે થોડા ઘણા વધ્યા તે લગભગ નામના જ સત્તાશાળી રહ્યા.

"હીંદમાં ગૃહઉદ્યોગ અને નાના પાયા ઉપર થતી ખેતીવાડી ઉપર ગ્રામ્યપદ્ધતી રચાયલી હતી. પણ પરદેશી કારખાનાઓમાંથી તૈયાર થયેલા સસ્તા અને સફાઇદાર માલે ગૃહઉદ્યોગને પાયમાલ કર્યા અને એને પરીણામે ગ્રામ્ય પદ્ધતીની ઇમારત પણ લગભગ જમીનદોસ્ત થઇ. ગૃહઉદ્યોગ પડી ભાગ્યો એટલે જનતાની પાસે ફક્ત ખેતીવાડીનું એક જ સાધન રહ્યું. બ્રીટીશોને તો ફક્ત પોતાની જ માતૃભુમીના ઉદ્યોગોને ખીલવવાના હતા એટલે જુના ગૃહઉદ્યોગને બદલે અર્વાચીન ઉદ્યોગવાદ તેઓ હીંદમાં કેમ દાખલ કરી શકે? તેમની આ સ્વાર્થી નીતીને પરીણામે ગામડાંઓમાં ગરીબાઇ તેમ જ વસ્તીનું પ્રમાણ બન્ને અતીશય

વધતાં ચાલ્યાં છે એ આજે સત્ય હકીકત સર્રીકે આપણે અનુભવી રહ્યા છીએ.

ખેતીવાડી એ હીંદના આર્થીક મુદ્દાનો પાયો છે એમ કહેવું અતીશયોકતી ભરેલું નથી. અને એ ખેતીવાડી ઉપર આજે જે અતી દબાણ છે,તે બ્રીટીશ શાસનનું સીધું પરીણામ છે. બ્રીટીશ મુડીવાદીઓનાં ખીસ્સાં તર કરવા માટે આ નીતી અખત્યાર કરવામાં આવી હતી. યુરોપના અને ખાસ કરીને ઈંગ્લાંડના જથ્થાબંધ નીકળતા માલ માટે હીંદનું બજાર મોકળું છે અને હીંદ કાચા માલની ખાણોથી અખુટ ભરપુર છે. આ પરીસ્થીતીનો લાભ લઇ સામ્રાજ્યવાદની સ્વાર્થી નીતીએ હીંદના ઉદ્યોગ ખીલવા દીધા નહીં એટલું જ નહીં પણ જે થોડા ઘણા ગૃહઉદ્યોગો હતા તે પણ સીધી કે આડકતરી રીતે પાયમાલ થયા. આનું સીધું પરીણામ ખેતીવાડી ઉપરના અતીશય દબાણમાં આવ્યું. ૧૯૧૧ ના વસતી ગણતરીખાતાના કમીશ્નરે આપેલો જવાબ આ વસ્તુસ્થીતીનું સમર્થન કરે છે. તે જણાવે છે કેઃ

"ખેતીવાડી ઉપર જે લોકો જીવન નિર્વાહ ચલાવે છે તેઓની સંખ્યા દીન પ્રતીદીન ઘણી વધતી જાય છે એમાં સ્હેજે શંકા નથી. યંત્રમાં બનતા માલને લઇને ગૃહઉદ્યોગ પર જીવતા વર્ગનો નફો ઘણો જતો રહ્યો છે અને પરીણામે એ વર્ગ તેમના ઉદ્યોગને તજી દઇ, ખેતીવાડી તરફ લક્ષ દોરતો જણાય છે." (૧૯૧૧ ના સેન્સસ રીપોર્ટમાંથી)

હજુ પણ પ્રાચીન પદ્ધતી ઉપર થતી નાના પાયા ઉપરની ખેતી અને તે સાથે તેની ઉપર વધતું જતું વસતીના વધારાનું દબાણ એ હીંદી જનતાની દરીદ્રતાનું ખાસ મુળ છે. છેક ૧૮૮૦ માં નીમાયલા "દુષ્કાળ કમીશને" પણ તેના રીપોર્ટમાં આ વસ્તુ કબુલ કરી છે. એ રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કેઃ

"હીંદની પ્રજાની ગરીબાઇ અને દુષ્કાળના વખતમાં થતી તેમની ભયંકર હાલતનાં મુળ તપાસીયે તો જણાય છે કે પ્રજાના વીશાળ સમુદાય સામે ખેતી સીવાય બીજો એકે માર્ગ ખુલ્લો નથી તે જ છે."

ખેતીવાડી ઉપરના અતીશય દબાણનો અર્થ મુંબાઇ ઇલાકાના ખેતીવાડી ખાતાના માજી ડીરેકટર ડૉ. હેરાલ્ડમેને કરેલી ગામડાઓની તપાસમાંથી કરીએ તો ઠીક થઇ પડશે. ડૉ. મેને પોતાની તપાસમા જે આંકડાઓ હીંદી જનતા સમક્ષ રજુ કર્યા છે તે આપણી આંખ ઉઘાડવા માટે પુરતા છે. પુનાના એક ગામડાની તપાસ કરતાં તેમને જણાયું કે "ઇ. સ. ૧૭૭૧ માં એક ખેડુત દીઠ સરેરાશ જમીન ૪૦ એકર હતી; ૧૮૧૮ મા તે ૧૭½ એકર જેટલી થઇ ગઇ પછી તો ઘટતી ઘટતી તે ૧૮૨૦ થી ૧૮૪૦ માં ૧૪ એકર, અને ૧૯૧૫ માં ૭ એકર જેટલી થઇ ગઇ છે. જમીનમાંથી ખુટી ગયેલા કસ વીષે તેઓ કહે છેઃ ખેડવા લાયક જમીનમાંની "૮૧ ટકા જેટલી જમીન, સારા વર્ષમાં પણ તેના માલીકોનો પુરતો નીર્વાહ કરી શકે તેમ નથી." અને આ દશા માત્ર દક્ષીણની જ નથી. બંગાળામાં પણ એક ખેડુત દીઠ સરેરાશ જમીન માત્ર ૨-૨ એકર જેટલી જ આવે છે. ૧૯૨૧ નો બંગાળાનો વસ્તી ગણતરીનો રીપોર્ટ જણાવે છે કેઃ "ખેડુતની ગરીબાઇનું કારણ આ આંકડાઓમાં છે." હીંદી ખેડુતના સ્વર્ગ સમા મનાતા પંજાબમાં પણ ખેડુતોના હાથમાંથી ધીરેધીરે જમીન સરતી જઇ માલદાર જમીનદારો અને શાહુકારોના હાથમાં જઇ પડે છે. અંગ્રેજ લેખક મી૦ ડેલવર્ટના

શબ્દોમાં કહીએ તો "પંજાબના ખેડુતોના ૫૮.૩ ટકા પાસે કુલ ખેડાણ જમીનના ૧૨ ટકા જેટલી જમીન છે. એટલે કે માથા દીઠ સરેરાસ એક ખેડુત પાસે પંજાબમાં ૫ એકર જેટલી જમીન છે; ત્યારે ૩.૭ ટકા જેટલા ધનાઢ્ય જમીનદારો પાસે કુલ ખેડાણ જમીનના ૫૫.૭ ટકા જેટલી જમીન જઇ પડી છે. બાકીની જમીન બે વીભાગમાં વહેંચાઇ ગયેલી છેઃ પહેલા વીભાગમાં ૨૬.૨ ટકા જેટલા મધ્યમ વર્ગના ખેડુતો આવે છે. તેમની પાસે સરેરાશ ૫ થી ૧૫ એકર જેટલી એટલે કુલ જમીનના ૨૬.૬ ટકા જેટલી જમીન છે. અને બીજા વીભાગ ઉપલા મધ્યમ વર્ગનો છે. તે વર્ગના ૧૧.૮ ટકા જેટલા ભાગ પાસે સરેરાશ ૧૫ થી ૫૦ એકર જેટલી એટલે કે કુલ જમીનના ૩૫.૬ ટકા જેટલી જમીન છે."

હીંદી ખેડુતોની આવી દશા હોવા ઉપરાંત તેમને માથે પ્રતીવર્ષ દેવાનો બોજો ઓછો થવાને બદલે વધતો જ જાય છે. ૧૯૨૯-૩૦ નો મુંબાઇ ઇલાકાની બેંકીંગ તપાસ સમીતીનો રીપોર્ટ જણાવે છે કે: "ખેડુતોનો મોટો ભાગ જન્મથી જ દેવાદાર હોય છે અને મરે છે ત્યારે પણ દેવામાં મરે છે" (પૃ. ૩૮. ભાગ ૧.) "મુંબાઇ ઇલાકાના ખેડુતોને માથે ૮૧ કરોડનું દેવું છે." સાથે સાથે કમીટી એમ પણ જણાવે છે કે, "આ આંકડો એકદમ ખરો છે એમ કહી શકવું અઘરું છે; કારણ કે ખેડુતોને તેમના દેવાની ચોક્કસ રકમનું ભાન હોતું નથી તેમ જ જ્યારે તેઓ જાણતા હોય છે ત્યારે તેઓ તે છુપાવતા હોય છે અને તેમાં જે લોકો તેની તપાસ કરવા આવ્યા હોય તેમની પાસે તો તેઓ ખાસ જ છુપાવે છે." આ શબ્દો ઉપરથી અનુમાન દોરી શકાય છે કે ખેડુતોને માથે કદાચ ૮૧ કરોડ કરતાં પણ વધારે દેવું હશે. છતાં કમીટીનો જ આંકડો પ્રમાણભુત ગણીએ તો પણ એ આંકડો કંઇ નાનો સુનો ગણાય નહીં. જુદા જુદા તાલુકાના દેવાના અને ખેતી કરતાં કુંટુંબોના આંકડા પ્રમાણે સરેરાશ એક કુટુંબ દીઠ દેવાની રકમ ૩૨૯ રૂપીઆ આવે છે. પંજાબના ખેડુતો વીષે લખતાં બ્હીતાં બ્હીતાં પણ મી. ડારલીંગે તેમના દેવાની રકમ ૯૦ કરોડ રૂપીઆની જણાવી છે. સર ઇ. મેકલેગનની ગણત્રી પ્રમાણે દેશની સમગ્ર ખેડુત જનતાનું દેવું ૧૯૧૧ માં ૩૦૦ કરોડ હતું જ્યારે ૧૫ વર્ષના ગાળામ મી. ડાર્લીંગની ગણત્રી પ્રમાણે તે વધીને ૬૦૦ કરોડ ઉપર ગયું છે. આજે તે લગભગ ૮૦૦ કરોડ જેટલું થઇ ગયું છે.

હીંદના કરોડો ખેડુતોની ખાનાખરાબીનો આ ઇતીહાસ છે. તેમની કારમી કંગાલીયતની એ કથા છે. અનાજ અને રૂ ઉત્પન્ન કરનાર એ કૃપીકાર પુરતા અન્ન અને વસ્ત્ર વીનાનું જીવન ગાળે છે. સમાજ રચનાની આ કેવી વીચીત્રતા! ખરેખર "હીંદ એ ભુખમરાની ભુમી છે."

## [ ૨ ]

હિંદ સમૃદ્ધીવાન દેશ છે એની તો કોઇ ના પાડી શકે તેમ નથી. છતાં કમનશીબીની બીના તો એ છે કે અખુટ સમૃદ્ધી છતાં હીંદી પ્રજા, દુનીયાની બીજી કોઇ પણ પ્રજા કરતાં વધારે દરીદ્ર છે. અત્યારે તે ખેતી પ્રધાન દેશ હોઇ, તે બીજા દેશોમાં અનાજ અને કપાસ વીગેરે વસ્તુઓ મોટા જથ્થામાં મોકલે છે અને છતાં આ દેશના ૮૦ ટકા જેટલા જનસમુદાયને અન્ન તેમ જ વસ્ત્ર માટે જીવનસંગ્રામનું કારમું યુદ્ધ ખેલવું પડે છે. તે આપણે જોઇ ગયા છીએ.

હીંદના અર્થશાસ્ત્રનો આ અગત્યનો પ્રશ્ન છે. આ પ્રશ્ન સાથે જ હીંદી પ્રજાની ભવ્ય આશાઓ કે નીરાશાઓ સંકળાયલી છે. કુદરતના અખુટ ખજાના સમો હીંદ દેશ ભવીષ્યમાં પોતાને આંગણે નીરાશાને નોતરશે કે કુદરતી સમૃદ્ધીને ખીલવી સારી ય હીંદી પ્રજાના કલ્યાણમાં તેનો ઉપયોગ કરશે એ પ્રશ્નના સુયોગ્ય નીરાકરણમાં જ ભાવી હીંદ માટે આશા કે નીરાશા છુપાયલાં છે. હવે જો હીંદને ફાળે નીરાશા આવે તો હીંદી પ્રજા જ તેને માટે જવાબદાર બને; પરંતુ આપણે આવતી કાલને સુધારી લેવા આશાની ભવ્ય ઇમારતો રચવાનાં સ્વપ્નાં શા માટે ન સેવીએ? કારણકે સમૃદ્ધીના સ્વર્ગસમા આ દેશમાં તે માટે જોઇતાં તમામ સાધન સામગ્રી ભરેલા છે,

"હીંદ સમૃદ્ધીવાન દેશ છે." એવી માન્યતા પ્રાચીનકાળથી ચાલતી આવી છે. જગતે એની જાહોજલાલી જોઇ છે, એની ભવ્યતા નીહાળી છે; એ જાહોજલાલી અને ભવ્યતાએ પરદેશીઓને વખતોવખત આ ભુમીમાં આવવા લલચાવ્યા છે અને હીંદની સંપતી વડે તેમણે તેમના ખજાના ભર્યા છે. આજે હીંદની ભુમી ગરીબ ભુમી કહેવાય છે અને છતાં પણ વીચીત્રતા તો એ છે કે ધનભંડારથી એ ભુમી ભરેલી છે એવી પરદેશીઓની માન્યતા તેમને હજુ પણ હીંદ તરફ આકર્ષે છે. બ્રીટીશ સામ્રાજ્યવાદ હજુ પણ હીંદને પોતાના શાસન હેઠળ રાખવા માગે છે તેનું એક કારણ પણ તે જ છે.

સમસ્ત ભારતવર્ષનું ક્ષેત્રફળ ૧૮૦ હજાર ચોરસ માઇલ જેટલું છે આમાંથી ફક્ત બ્રીટીશ હીંદનું જ ક્ષેત્રફળ લગભગ ૧૧૦ હજાર ચોરસ માઇલ જેટલું છે. બાકીનો ભાગ દેશી રાજ્યોનો છે. ૧૯૨૧માં થયેલી વસની ગણત્રી પ્રમાણે, બ્રીટીશ અને દેશી હીંદની કુલ વસ્તી ૩૨ કરોડ જેટલી છે. તેમાં એકલા બ્રીટીશ હીંદની વસ્તી ૨૫ કરોડની ગણાય છે. ઉત્તરે કાશ્મીરથી દક્ષીણે કન્યાકુમારી સુધીની હીંદની લંબાઇ ૨૦૦૦ માઇલ છે. જ્યારે પશ્ચીમે દ્વારકાંથી માંડીને તે પુર્વમાં જગન્નાથ સુધીની પહોળાઇ ૨૫૦૦ માઇલની છે. આમ ભૌગોલીક દ્રષ્ટીએ હીંદ આંતરરાષ્ટ્રીય વેપારનું એક મુખ્ય સ્થળ થઇ પડે તેમ છે.

વળી હીંદની ભુમીની સપાટી ઉપર અને તેના ગર્ભમાં કુદરતી સાધનો અખુટ છે. આકાશને અડકતા પર્વતો સાધારણ માણસને મુગ્ધ કરી નાખે તેવા છે. હીમાલય પર્વતની હાર, સમસ્ત હીંદને ઉદ્યોગવાદની કક્ષાએ પહોચાડે તેટલી વીદ્યુત શક્તીના ભંડાર રૂપ ઉત્તર પ્રદેશનું રક્ષણ કરે છે. તેમાથી જન્મ પામતી મોટી સરીતાઓ વાયવ્ય અને નૈરૂત્ય તરફ જાય છે, બીજી કેટલીક પશ્ચીમથી પુર્વ તરફ અને પુર્વથી પશ્ચીમ તરફ પણ જાય છે. ગંગા, સીંધુ, બ્રહ્મપુત્રા, ગોદાવરી, તુંગભદ્રા, કાવેરી, તાપી અને નર્મદા એ દુનીયાની મોટી નદીઓમા ખપે છે એટલું જ નહીં પણ હીંદની ખેતીવાડીને માટે તે કુદરતની અણમુલ બક્ષીસ છે. આમ હીંદના મોટા મોટા પહાડો, લાંબી સરીતાઓ, ફળદ્રુપ ખીણો એટલું જ માત્ર હીંદી જનતાને કુદરતની બક્ષીસ છે એમ પણ નથી. દરેક જાતની અનુકુળ આબોહવા આ દેશમાં છે. ગરમમાથી ઠંડી અને ભીનાશવાળીમાથી સુકી આબોહવામા આપણે આપણા જ દેશમાં રહીને પણ ગમે ત્યારે સહેલાઇથી જઇ શકીએ છીએ.

સીવાય હીંદની વીપુલ વનસ્પતી તરફ દ્રષ્ટીપાત કરીએ તો ત્યાં પણ કુદરતની કૃપા જણાયા વીના રહેશે નહીં. અનાજ,

તેલી બીયાં, ઔષધી, ફેરી પદાર્થ અને કપાસ વીગેરે અહીં ઘણા મોટા જથ્થામાં પાકે છે. ચોખાના નીકાસ કરતો દુનીયામાં પ્રથમ નંબરે આવતો દેશ તે આ ભારતવર્ષ છે. જગતના ચોખાના કુલ ઉત્પન્નના ચાલીસ ટકા જેટલો જથ્થો તો ફક્ત હીંદમાં જ પાકે છે. ઘઉંના ઉત્પન્નમાં હીંદનો નંબર દુનીયામાં ત્રીજો આવે છે. રૂની નીકાસમાં પણ હીંદ ત્રીજે નંબરે છે. હીંદની સામાન્ય જનતાનો ખોરાક-બાજરી અને જુવાર પણ અહીં ઘણા પ્રમાણમાં પાકે છે. આ અને શણમાં પણ તેનો કોઇ હરીફ નથી. આટલેથીજ હીંદની સમૃદ્ધીની ગણત્રીનો અંત આવતો નથી. એ સીવાય તો માનવજીવનને માટે તેમજ વ્યાપાર ઉદ્યોગ માટે ઉપયોગી કેટલીયે વસ્તુઓ હીંદમાં પાકે છે. પ્રાણી જગતમાં પણ હીંદ સાથે યુરોપ હરીફાઇ કરી શકે તેમ નથી. જાત જાતની આબોહવાને લઇને, જાત જાતના પ્રાણીઓ હીંદમાં હોય છે. બંગાળ, આસામ અને દક્ષીણ હીંદના કીનારા વાળા પ્રદેશમા જાત જાતની માછલીઓ પણ પુષ્કળ મળે છે.

અર્વાચીન ઉદ્યોગવાદની ખીલવણી માટે હીંદને લાયક કાચો માલ પણ કુદરતે છુટે હાથે હીંદને આપ્યો છે. ૧૯૧૮ માં નીમાયલા ઔદ્યોગીક કમીશને પણ તે સંબંધમાં કહ્યું હતું કે: "હીંદમાં થતા કાચા માલનો જથ્થો કોઇ પણ ઉદ્યોગ ચલાવવા માટે પુરતો છે. એક અનુભવી અને અર્થ વીશારદ મુન્તરસાઓએ પણ કહ્યું છે કે: "ઉન્નતીને વરેલી પ્રજાની જરૂરીયાતોને પહોંચી વળે તેટલી કાચા માલની ખાણો હીંદના વીસ્તારમાં છે." અને એ કથનમાં કેટલું સત્ય છે તે તો હીંદમાં થતા ખનીજ દ્રવ્યો જ કહી દે છે; હીંદમાં, કોલસો, લોઢું, સીસું, ઝીંક, મેન્ગેનીઝ, ક્રોમાઇટ, કલાઇ, મીકા, કસ્તુરી, ગ્રેફાઇટ, પેટ્રોલીયમ, પ્લેટીનમ, ચાંદી, સોનું અને ખાર વીગેરે ઉત્પન્ન થાય છે. ૨૨૦ લાખ ટન કોલસો દરેક વર્ષે હીંદની ખાણોમાંથી નીકળે છે આ જથ્થો હીંદની જરૂરીયાત કરતાં પણ વધારે છે. ઘણા લાંબા સમય સુધી ચાલે તેટલું લોઢું પણ હીંદની ભુમીમાંથી મળે તેમ છે. અર્વાચીન ઉદ્યોગવાદનાં બે મુખ્ય અંગ કોલસો અને લોઢું જેણે આજે ગુજરાત કરતાં પણ નાનકડા પ્રદેશવાળા બ્રીટનને પૃથ્વીના પટ ઉપર મહાન સામ્રાજ્ય બનાવી મુક્યું છે તે ધ્યાનમાં રાખીએ તો આ દેશનાં કુદરતી સાધનોના પૃથક્કરણમાં, આ બે વસ્તુઓની મહત્તાની સ્હેજ ઝાંખી થયા વીના રહે જ નહી.

યાંત્રીક શક્તીનાં સાધનોમાં પણ હીંદ ગર્વથી મસ્તક ઉંચું રાખી શકે તેટલાં સાધનો ધરાવે છે આ દેશમાં જેટલો વર્ષાદ અને બરફ પડે છે. તે ઉપરથી એવો અંદાજ કાઢી શકાય છે કે હીંદમાં ઉદ્યોગવાદ ખીલે તે સમયે વર્ષે દીવસે જેટલી વીદ્યુત શક્તી જોઇએ [ લગભગ ૧ કરોડ કીલોવેટ પાવર ] તેનાં કરતાં કેટલા યે ગણી વીશેષ શક્તી હીંદમાં ઉત્પન્ન થાય તેમ છે. અને આ તો હીંદની શોધાતી સમૃદ્ધી ઉપર માત્ર ઉડતી નજર જ છે. હીંદની આ છુપી દૌલતનો કોઇ ઇન્કાર કરી શકે તેમ નથી. અતી ફળદ્રુપ જમીન, અતી વીસ્તારવાળો પ્રદેશ અને અનેક જાતના ખનીજ પદાર્થોની ખાણો સાથે સાગર સમી સરીતાઓ અને વેપારને સરળ થઇ પડે એવા દરીઆઇ કીનારાનો સુસંયોગ હીંદના ભાવી ઉત્કર્ષને કેટલે આગળ લઇ જાય તેની કલ્પના પણ કરી શકાય તેમ નથી. છતાં આજ સમૃદ્ધીવાન પ્રદેશની પ્રજા આજે જગતમાં ગરીબ છે. કેવી વીચીત્ર

ત્તા! સમૃદ્ધી અને ગરીબાઈ એ શબ્દો જ એક બીજાના પરસ્પર વીરોધી છે છતાં એ બેનો સંયોગ હીંદની ભુમીમાં થયો છે એ સુર્યસમી સત્ય હકીકત છે. હીંદીની સરેરાશ વાર્ષીક આવક ૪૫ રૂપીઆ છે. આટલી નજીવી રકમમાં તે જીવન ગુજારે છે–તેને જીવન ગુજારવું પડે છે!

પણ ઉદ્યોગવાદના વીકાસમાં તો મુડીની પ્રથમ જરૂર પડે છે. નવાં કારખાનાંઓ કે નવાં યંત્રાલયો સ્થાપવા માટે જરૂરની મુડી અત્યારની દશામાં હીંદમાંથી મળી શકતી નથી. ડગલેને પગલે તેથી ગજના હીંદી ઉદ્યોગને પરદેશી બેંકોના પ્રભુત્વ હેઠળ ક્ચડાવું પડે છે. અને એ બેંકો વળી સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાને બદલે તે ઉદ્યોગોને પચાવી પાડવા તરફ હંમેશ લક્ષ રાખે છે!

આમ મુડીનો અભાવ એ હીંદના ઉત્કર્ષના માર્ગમાં સૌથી મોટું વીધ્ન છે. તે માટે મુડીવાદી સામ્રાજ્યવાદ જ જવાબદાર છે. એણે શરૂ કરેલી રાજ્યનીતી, પક્ષપાતભરી જકાત નીતી અને કુત્રીમ હુંડીયામણ એ સર્વે વસ્તુઓ અત્યારે તો જાબડા જેવી હીંદના વીકાસની આડે ઉભી છે. એટલે જ હીંદને માટે આર્થીક સ્વતંત્રતાની સહુથી પહેલાં અને અનીવાર્ય જરૂર છે. હીંદનો સંપત્તીવાન સમુદાય, તેથી તો મુડીવાદી સામ્રાજ્યવાદની સામે અપક્રમણમાં આવવા તત્પર બન્યો છે. પરંતુ હીંદના સર્વાંગી ઉત્કર્ષને સીધી અને આડકતરી રીતે અવરોધનાર તો આપણી રાજકારણી પરાધીનતા જ છે. એક પ્રજાની ઉપર બીજી પ્રજાની સત્તા એ કોઇ પણ પ્રજા માટે મોટામાં મોટી આફત છે. તે માત્ર પરાધીન પ્રજામાં ગુલામી અને દરીદ્રતા જ નહીં પણ તેની સાથે સાથે રૂઢી રક્ષકતા, ધર્માંધતા, કાયરતા અને તેવા બીજા અનેક દુર્ગુણોને પણ ઘસડી લાવે છે. પ્રજાની સામાજીક, આર્થીક અને રાજકીય અધોગતી એનાજ સીધા પરીણામ છે. એટલે દેશની વસતીના ૯૦ ટકા જેટલા ખેડુતો તેમ જ જાતમજુરી પર આધાર રાખનારાઓની ગુલામી, ભુખમરો અને નીર્ધનતા જેથી જઇ શકે, તેવા પ્રકારની આર્થીક અને રાજકીય સ્વતંત્રતા એ હીંદ માટે જરૂરની વસ્તુ છે.

# જાન : 'વહુ' વસાવવાની ક્રિયા!

: એક પત્ર :

: લેખક :
પ્રભુદાસ સુંદરજી નંદાણી

સ્નેહીભાઇ,

તમારો પત્ર વ્હેલો જ મળેલો, પરંતુ હું એક લગ્ન પ્રસંગે વીરમગામ જાનમાં ગયો હતો, એટલે વેળાસર જવાબ લખી શકયો નહી.

ઉપરના સમાચાર જાણી તમને નવાઇ લાગશે કે હું મારા સીદ્ધાંત વીરૂદ્ધ લગનમાં કેમ ગયો? સાવ સાચી વાત છે. હું માનું છું કે આજના એકેએક જુવાને દઢ પ્રતીજ્ઞા કરવી જોઇએ કે જે લગ્નો જે લગ્ન ખુબ સાદાઇ અને ઓછામાં ઓછા ખરચે ન થાય, ૩૦–૩૫ રૂપીયામાં જે લગ્ન ન પતતાં હોય તે લગ્નમાં કદી ભાગ ન લેવો.

આપણે લગ્ન અને મરણ પાછળ જ પાયમાલ થઇ ગયા છીએ એમ તમને નથી લાગતું? કેવળ આર્થીક દષ્ટીએ જોઇએ તો ય ઉપર જણાવેલ વસ્તુની ખાસ જરૂર છે. આપણા માણસો ઘરમાં ચાનું ખાવા માટે શાક અને ઘીમા કરકસર કરશે. થોડા ભાવફેર માટે જીવનની જરૂરીયાતની ચીજોમાં લોભ કરશે, અને આ પ્રમાણે પોતાના તથા પોતાના કુટુંબના રોટલામાંથી બટકું બટકું રોટલો કાપી કાપીને–વરસોની મ્હેનત અને ગરીબાઇનું જીવન ભોગવ્યા પછી એકઠું કરેલું ધન દીકરીના વીવાહ કે બાપના દાંડામાં ફુંકી નાખશે. તે સમયે તો પાછું વાળીને નહી જુએ. આપણા જેવી મુર્ખ પ્રજા દુનીઆમાં બીજે કયાંય વસ્તી હશે ખરી?

આ તો હું આડી ચર્ચામાં ઉતરી ગયો હું મારી જ વાત પર આવું મારો લગ્નમાં ભાગ ન લેવાનો નીશ્ચય મક્કમ ન રહી શકયો. એટલી મારી નબળાઇનો પહેલેથી જ સ્વીકાર કરી લઉં છું. પરંતુ ત્યાં જે અનુભવ મળ્યો જેથી હવે બીજી કોઇ જાનમાં નહી જવાનો ઇરાદો વધુ મક્કમ બન્યો છે. રાજકોટથી જાનમાં જનારાની સંખ્યા સારી પેઠે હતી. હું મોડો સ્ટેશને પહોંચવાથી જુદા ડબામાં બેઠેલો. વઢવાણથી વરના ડબામાં બેઠો. અહીં સામા પક્ષ તરફથી જાનૈયાને ચ્હા, નાસ્તો ખવડાવવા ખાસ માણસો આવેલા. બધા યે મ્હેમાનોનો સારો લાભ લીધો. હમેશાં બને છે તેમ આવા પ્રસંગે કોકને કચવાટ થવાનો અને માઠું લાગી જવાનો ભારે સંભવ રહે છે, અને મ્હેજ શરતચુકને લીધે સામાવાળાએ કર્યું કારવ્યું બધું ધુળમાં મળી જાય છે. અહીં તો ચ્હા, નાસ્તામાંથી વરરાજા અને તેના મીત્રો સામાવાળાની શરતચુકથી રહી ગયા, અને પરીણામે સામે આવનાર માણસની ફજેતી પણ કરવામાં આવી.

વરરાજા કેળવાયેલ હતો. મેટ્રીકમાં અભ્યાસ કરતો હતો. પરંતુ સનાતની વડીલો સામે ચું કે ચા કરવાની હીંમત નહોતી, તે સીવાય સનાતની માબાપના સહવાસને અંગે તેની કેળવણી તેના પ્રાચીન સંસ્કારોને ભુંસી શકી નહોતી. તેથી તે તો નાટકના રાજાની પેઠે ઠાગી-

નાથી મઢાયેલ હતો. કપડાં પણ ખાસ આ પ્રસંગ માટે સીવડાવેલ પહેર્યાં હતાં, અને સાફો બહુ જ ફાંકડો આવ્યો છે કે નહીં તે જોવામાં, તે માટે દરેકના અભીપ્રાય માગવામાં, અને કોઇનો અભીપ્રાય વીરૂધ્ધ-માં આવતાં તે છોડી નાખીને નવેસરથી બાંધવાની વ્યાધીમાં પડયો હતો. આવા પ્રસંગે ખાસ ભભકા અને દમામથી રહેવું જોઇએ અને સેન્ટ અત્તરનો છુટથી ઉપયોગ કરવો જોઇએ એમ તેનું માનવું હતું.

આમ કપડાંની ધમાલમાં વીરમગામ આવી પહોંચ્યું. મને અણવર થવાનું આમંત્રણ હતું, તે માટે હું ખાસ હક્કદાર હતો; પરંતુ તે હક્ક ભોગવવાની મારી જરાય ઇચ્છા ન્હોતી, તેમ જ તેટલી આવડતે ય ન્હોતી. આજ સાપ ગયા અને લીસોટા રહ્યા. અણુ-વરનો મુળ રીવાજ તો ત્યારે જરૂરની વર-રાજાના આખા ય ભાવી જીવન પર સચોટ અસર પાડવા માટે હતો. આજ યુરોપમા Sex-literature જાતિય સાહિત્ય થોક-બંધ બહાર પડે છે; તેથી ત્યાંના જુવાનો પરણીત જીવનને લગતી માહીતી પુસ્તકો-દ્વારા મેળવી શકે. આપણે ત્યાં એવું સાહી-ત્ય લુજ હતું. અને તે સંસ્કૃત ભાષામાં. જો કે આપણું આ પ્રાચીન સાહીત્ય—ખાસ કરીને વાત્સાયન સુત્ર જેવાં પુસ્તકો તો આજના તે જાતના યુરોપના સાહીત્યની હરોળમાં બેસી શકે તેવાં હતાં. દાખલા તરીકે સેંકડો વર્ષ પહેલાંનું કામસુત્ર અને ડો. મેરી સ્ટોપ્સનું છેલ્લામાં છેલ્લું ગમે તે પુસ્તક સાથે લો, બન્નેમાં તમને ઘણું જ સામ્ય દેખાશે, પરંતુ આપણું આ સાહિત્ય સંસ્કૃતમાં જ હોવાથી, અને અપરીણીત યુવા-નના હાથમાં આ સાહીત્ય લાભ કરતાં નુક-સાન વધારે કરે એવી દહેશતથી, લગ્ન સમયે પ્રભુતામાં પગલાં માંડનાર યુવાનને તેના ભાવી જીવનમાં સાચું સ્વર્ગ ઉતારવા સાચી સલાહ આપવાં માટે આ અણુવરનો રીવાજ થયેલ હશે, એમ હું માનું છું, એટલે આ અણુવર એટલે જીવતું Sex-literature.

પરંતુ આજે શી સ્થિતિ થઇ છે? આજ તો અણુવરનું કામ પોંખતી વખતે સાસુ વરનું નાક ન ખેંચી લે તે ધ્યાનમાં રાખ-વાનું, માયરામાં સોપારીઓ સેરવવાનું વરને શીખવવાનું, ફેરા ફરતી વખતે સૌથી પ્રથમ બેસી જવા માટે વર કન્યા વચ્ચે હરીફાઇ કરાવવાનું, અને વરને સલાહ આપવાનું કે તુ પહેલા નહી બેસે તો આબરૂ જવાની; વરની સાળીઓ, તથા સાળાઓની વહુઓની અશ્લીલ તથા બીભત્સ મશ્કરીએ કરવાનું મુરીયાણું કામ રહ્યું છે. આવા કામ માટે હું કેવળ નાલાયક છું એ તો તમે જાણો છો. મારૂં રાજીનામું તરત પસાર થઇ ગયું, અને એક વહેવારૂ જુવાનને તે કામ સોંપાયું.

જાનૈયા જમી રહ્યા પછી વરઘોડો નીક-ળવાનો હતો. વરને તો ઉપવાસ હતો. અલબત્ત વીરમગામની ધરતી ઉપર આવ્યા પછી સાંજે સાત વાગ્યા પછી. ટ્રેનમાં તો ખુબ ઝાપટયું હતું. મુળ રીવાજ તો સાત્વી-કતાને ખાતર કદાચ હશે. પરંતુ આજના લગ્નોમા સાત્વીકતાનો છાંટો ય કયા દેખાય છે?

એટલે અમે વરને તો એકાદ માણસના રક્ષણમાં રાખીને જમી આવ્યા. પછી વર પાસે પાછા આવ્યા. અણુવર તથા બીજા રંગીલા મીત્રોએ હવે જીભને છુટી મુકી. બીચારી નીર્દોષ કન્યા પણ આ બીભત્સ મશ્કરીમાંથી ન છુટી. વરરાજાને આ મશ્કરી ખરાબ ન્હોતી લાગતી.

વરઘોડો નીકળ્યો. વરઘોડા પાછળ ગીતો તો ગવાવાં જોઇએ ને? જાનડીઓ બહી હતી. એક સ્ત્રી અને બે છોકરી. ગીત ગાતાં શરમ આવતી હતી, પરંતુ ગાયા વીના ન ચાલે?

તેથી શરમાતાં શરમાતાં વીચીત્ર સુરે ગીતો ગાતી હતી. વરરાજા ઘોડા ઉપર એક હાથમાં તલવાર; અને બીજા હાથમાં નાળીયેર ઝાલીને લાકડાના પુતળાંની માફક બેઠા હતા ઘોડાની લગામ અણુવર પકડીને ચાલતા હતા. આમ ગાજતે વાજતે માંડવે આવ્યા અને વરરાજા પોંખાયા.'

કેટલીક વીધીઓમાં ફેરફાર હોવાથી જાનૈયામાં કચકચ થવા લાગી. અણુવરની નીપુણતા આ જુદા રીવાજોના અજ્ઞાનને લીધે નકામી ગઇ.

'કન્યા **પધરાવો** સાવધાન'ના પોકારો થયા. કન્યા એ એક જંગમ જડ વસ્તુ છે–પધરાવી શકાય તેવી ચીજ છે એ 'સત્યતી' જાહેર.ત થઇ ચુકી, અને આમ કન્યાને ય ચેતવણી અપાઇ ગઇ કે અમે અત્યારે તને જ્યાં પધરાવીએ ત્યાં જ બેસી રહેવાનું, અને ત્યાર પછી બે કલાકમાં તારો થનારો કાયદેસર માલેક તારા જે હાલ કરે તે તારે સહન કરવાના. અહીં તારે ઘુંઘટ બરાબર કાઢીને બેસવાનું, તેવી જ રીતે સારી ય છંદગી ત.રી લાગણીઓ, તારા વીચારો, તારી ભાવનાઓ, અને તારા આદર્શો ઉપર ઘુંઘટ જ ઢાંકી દેવાનો. ગોરમહારાજના કન્યા 'પધરાવો સાવધાન'માં કન્યાની ગુલામીનાં ગણેશ મંડાઇ ચુકયા.

કન્યા આવી—ના કન્યાને પધરાવવામાં આવી. કન્યા ખરેખર જંગમ વસ્તુ હોય–ટપાલમાં મોકલવાનું પારસલ હોય તેવી રીતે તેને માથાથી તે પગ સુધી પેક કરેલી હતી. અલબત આ પેકીંગ શુકરમાં મોક-લવા જેવું તો ન્હોતું જ; એકંદર બુકપોસ્ટ કે સેમ્પલપોસ્ટની કક્ષામાં આવી શકે.—આમ પેક કરેલ દશામાં તેને દોરીને લઇ આવ્યા, અને વરરાજા પાસે બેસાડી.

ત્યાર પછી તો ચાલુ વીધી થઇ, હસ્તમે-ળાપ થયો, અને ફેરા ફરાયા. ગોરમહારાજને સંસ્કૃત મારા કરતાં (મારી બીજી ભાષા ફ્રેન્ચ હતી) ય ઓછું આવડતું હતું. બે ત્રણ શ્લોક આ સાઠ વર્ષની છંદગીમાં મહા-મ્હેનતે યાદ કર્યા હતા; તે ફરી ફરીને ગોખ્યે જતા હતા એક ફેરો ફરી રહે એટલે ફેરો ફેરવનાર (વરનો બાપ, કન્યાનો બાપ, કન્યાનો મામો, વરની મામી વીગેરે) સાથે ગોરને દક્ષીણા માટે થોડીવાર તો રક-ઝક ચાલતી, આમ બધી વીધી બે કલાકમાં તો ખતમ થઇ ગઇ. અને વરરાજા કન્યાના માલીક થઇ ચુક્યા. તેના પર કાયદા તથા ધર્મની મ્હોર લાગી ગઇ. બીચારી કન્યાએ તો તેનું મોઢું ય ન્હોતું જોયું. બ્હારગામ સગપણ થયું હેય ત્યાં મોઢું જોવાનો ય પ્રસંગ ક્યાંથી મળે? બીચારા વરરાજાની દશા પણ બહુ સારી ન્હોતી. તેણે પણ કન્યાને જોયેલ ન્હોતી, એટલે બીજાઓ જે કાંઇ અભીપ્રાય તેને માટે આપતા તે ઉપ-રથી જ સંતોષ માની લેતા.

આમ લગ્ન તો પતી ગયાં, પરંતુ કોઇ મુસલમાને કહ્યું છે ને કે "હીંદુકા ખાના તો અચ્છા લેકીન જખ મારના બ્હોત બુરા!" તે મુજબ ચાર દીવસ જખ માર-વાનું કામ બાકી હતું. લગ્નપદ્ધતીથી–લગ્ન ફક્ત બે કલાકમાં જ પતી ગયાં તે માટે વરરાજાને અસંતોષ રહી ગયો. તેમનું માનવું હતું કે લગ્નવીધી શાસ્ત્રીય–તેમની વ્યાખ્યા પ્રમાણે શાસ્ત્રીય એટલે પાંચ છ કલાક ચાલે તેવી–રીતે થવી જોઇએ. આપણા ભણેલ ગણાતા વર્ગમાં આવી જંગલી જાનવર છે, એ ખરેખર નવાઇ જેવું છે. પરંતુ આવા અનેક દાખલા મેં જોયા છે. મારા પોરબંદરના એક મીત્ર [અત્યારે તો એમ. એ. છે, પરંતુ તેમનાં લગ્ન થયાં

ત્યારે બી. એ હતા.] તેમના લગ્ન વ તે પાસેના ગામમાં અકસ્માત મૃત્યુ થવાથી ધામધુમ વીના લગ્ન થયાં, અને ભાઇને ભારે પસ્તાવો રહી ગયો, અને તેમણે એક પત્રમાં લખ્યું કે: "માબાપને પણ લગ્ન ભારે ધામધુમથી કરવાની હોંસ હતી, પરંતુ આ વીઘ્ન આવી નડતાં કોઇ ઉપાય ન રહ્યો. નહીં વાજાં, નહીં ગીત, નહીં જમણવાર, નહીં વરઘોડો–સાવ શાંતી અને સાદાઇથી લગ્ન થયાં! એ મારા કમભાગ્ય! આવાં નીઃરસ રીતે કરેલાં લગ્ન જીંદગીને માટે નીરસ ન નીવડે તો સારૂં." આ એક ગ્રેજ્યુએટની મનોદશા! મેં તો તેને ખાત્રી આપી કે "લગ્નમાં જેમ આડંબર ઓછો તેમ સફળતા વધારે." પરંતુ સાચ્ચે જ કમભાગ્યે મારી ખાત્રી ખોટી પડી, અને તેની બ્હીક સાચી પડી. તેના પરણીત જીવનને અંગે પહેલા બે વર્ષ બહુ જ અશાંતીમાં ગયાં.

પાછો હું આડો ઉતરી પડ્યો, જાન ચાર દીવસ રોકાવાની હતી. એક રીતે જોતાં આપણા જીવન કલહમાં આમ ચાર પાંચ દીવસ ગામડામા નીશ્ચીંતપણે રહેવાનું મળે તે ખોટું નહીં. પરંતુ જાનનું જીવન જ સાવ સડેલું. ચોપાટ અને ગંજીપતો એ જાનની ખાસ રમતો. રમતાં રમતાં વાતો અશ્લીલ થાય. વાર્તાઓ પણ એ જ જાતની. લગ્ન એટલે કાયદેસર વ્યભીચાર એ વ્યાખ્યાને આ વાતાવરણ જાણે કેમ ટેકો આપતું હોય? અને વરરાજાની પાશવતામાં પુર આણવા માટે જાણે કેમ આ બધું વાતાવરણ સરજવાનો હેતુ હોય એમ જણાતું હતું. શું બાળક કે શું વૃદ્ધ દરેકના મ્હોમાથી બીભત્સ શબ્દો અને મસ્કરીઓ. સાદી વાતોના પ બીભત્સ અર્થ લેવાય. ખાસ કરીને એક ('ગૃહસ્થ' શબ્દ પ્રચલીત અર્થમાં–કોષની દૃષ્ટીએ નહીં') આ જાતની વાતોમાં અને મસ્કરીઓમાં ભારે પાવરધા હતા. તેથી તે તો તેના આ ઉમદા 'સદ્ગુણોને' લીધે બધાનું આકર્ષણ થઇ પડયા હતા. આ વાતાવરણની અસર જ એવી અજબ હતી, કે તેનો ચેપ બધાને લાગવા મંડી જતો.

વરરાજાનો ઉતારો તો હમેશાં હોય છે તેમ કન્યાને ઘેર મેડી ઉપર હતો. કન્યાની બ્હેનો, ભાભીઓ વીગેરે ત્યાં વરરાજાને જોવા આવે. અણવર જમાનાનો ખાધેલ હતો. તે સમયાનુસાર આ સ્ત્રીઓની બીભત્સ મસ્કરીઓ કરે. અને પેલીઓ હસીને સહન કરે (હું માનું છું કે કદાચ નીર્દોષતામાં મસ્કરીનો મર્મ નહી સમજી શકતી હોય, કે પછી કદાચ વાતાવરણનો ચેપ આ સ્ત્રીઓને પણ લાગતો હોય. પાછળથી મેં સાંભળેલ છે કે સ્ત્રીઓમાં તો આ બીભત્સ વાતાવરણનો ચેપ એવો ભયાનક લાગે છે કે અગાઉ જ્યારે જાનમા જાનડીઓ મોટી સંખ્યામાં આવતી, ત્યારે આ જાતના વાતાવરણને લીધે ઉન્મત્તતામાં–ક્ષણીક ગાંડપણામાં બહુ જ ખરાબ સારી જીંદગી ધુળમાં મળી જાય તેવા અનેક અનીચ્છનીય પ્રસંગો બની જતા. અને તેને લીધે જ હવે જાનમાં સ્ત્રીઓને મોકલવાનો રીવાજ ઓછો થઇ ગયો છે.)

અહીં ખાસ કરીને કન્યાની જરા દુરની સગી–સત્તર અઢાર વરસની બાઇ ઉપર તો વરરાજા અને અણવર બન્ને પ્રેમમાં પડી ગયા! પેલી બાઇ હજુ નાદાન હતી. કાં તો બીભત્સ મસ્કરીઓ ન સમજી શકે તેવી મુંઢ હતી, અગર તો તેમાં તેને રસ પડતો હતો. ગમે તેમ હોય. વરરાજાના ક્ષેત્રમાં તો તેની જ વાતો થાય, તેના જ સ્વરૂપની ચર્ચાઓ ચાલે. વર, અણવર બન્ને મુગ્ધ બની ગયેલા! સદ્ભાગ્યે, ખાસ કરીને અણવરને કોઇ મોકો મળ્યો નહીં, નહીં તો જરૂર કાંઇ નવાજુની થાત. છતાં આ

નવાંજુની ન થઇ તે માટે અણવરને ભારે પસ્તાવો રહી ગયો.

આ બધાનું આડકતરું પરીણામ શું આવ્યું તે જાણો છો.? કન્યા પક્ષની સ્ત્રીઓ આમ બીભત્સ મશ્કરીઓ સહન કરતી હોવાથી વરને તો એમ જ થઇ ગયું કે આ કુટુંબ જ સડેલું છે—નકામું છે; અને તેથી મારી સ્ત્રી—બીચારી તેર ચૌદ વર્ષની નાદાન છોકરી–સારી ચાલની નહીં હોય. તે સીવાય હસ્ત મેળાપ સમયે કન્યાનો હાથ જે જે મીત્રો જોઇ શકેલા તેમણે વરની મશ્કરી કરવા માંડી કે કન્યામાં તો કાંઇ માલ નથી, રંગે કાળી છે. એટલે વરરાજાને આમ કન્યાના રૂપ અને ગુણ બન્ને માટે વહેમ બેસી ગયો! તેણે બીચારે મને ખાનગીમા ખુલ્લા દીલથી વાત કરતાં આ અભિપ્રાય મેં જણાવ્યો. મેં તો તેને સમજાવવા પ્રયાસ કર્યો કે એમ અનુમાનો કાઢવામાં સાવ મુર્ખાઇ છે, અને આમ ખોટી માન્યતા માની લેવી એ પણ ખોટું છે. બાકી જ્યા સુધી આપણા યુવકોમા આ જાનની લગ્ન પ્રથા સામે બળવો કરવાની સંપુર્ણ શક્તી નહીં આવે, ત્યા સુધી પડ્યુ પાનું નીભાવી લેવાને, મા બાપે જે 'વેગ' વળગાડ્યું તેને કેળવીને માણસ બનાવવાના, અને તેને સાચી જીવનસહચરી બનાવવા માટે પ્રયાસ કર્યા સીવાય છુટકો નથી.

જાનને રજા દેવાની હતી તેને આગલે દીવસે મેં આગળ જણાવ્યા તે ગ્રહસ્થે વરરાજાને પરણીત જીવન માટે સલાહ આપવા માંડી. અણવર તો વરના મુરબ્બી સગા ન હોવાથી સલાહ આપી શકે તેમ ન લાગવાથી આ ગ્રહસ્થે તે બોજો પોતાને માથે ઉપાડી લીધો! તેમણે સમજાવવા માંડ્યું: "સ્ત્રી ઉપર પ્રથમથી જ રૂવાબ અને દાબ રાખવો. તેની કોઇ ઇચ્છા અગર માગણીને ઠોકરે મારીને પોતાના જ હુકમો મનાય તેવી છાપ પાડવી. સ્ત્રીચરીત્રથી ચેતતા રહેવું. તેના ચરીત્રનો પાર હોતો નથી. તે જે કાંઇ કહે તેમાં ગુઢ અર્થ જ હોય. પહેલેથી જ તે પતીનું પાણી માપવા પ્રયાસ કરે; અને તેને જો જણાય કે પતી નમાલો છે તો થઇ રહ્યું. પતીને હમેશને માટે ગુલામ બનાવી મુકે!" આ સીવાય બીજી સલાહો અહીં અક્ષરોમાં ઉતારવાને લાયક નથી.

મારી નજર સામે બાર તેર વર્ષની નાદાન ગામડાની છોકરી તરવા લાગી. દુનીયાદારીનું બીચારીને પુરું ભાને પ નહીં હોય. પતી પાસે પહેલે દીવસે જતાં પ થર થર ધ્રુજતી હશે. તેનામાં આવી વસ્તુઓનું આરોપણ! મને ખરેખર કંપારી આવી, વરરાજા તો બહુ રસપુર્વક સુચનાઓ સાંભળતા હતા, અને પોતાની સંમતીના સુરો પુરાવ્યે જતા હતા.

મેં તેમની આ ગુરૂતેગોમાં ભંગાણ પાડ્યું; અને પેલા ગૃહસ્થને એક જ પ્રશ્ન પુછ્યો; "સ્ત્રીઓ માત્રમાં તમે આવી નીચતાનું આરોપણ કરો છો તો આપની મા અને બ્હેનો માટે શું? તેઓ પણ સ્ત્રીઓ જ છે."

આનું પરીણામ શું આવ્યું હશે તે સમજી શકાય તેવું છે. તે ગૃહસ્થ મારી ઉપર ખુબ ગુસ્સે થયા. મેં વરરાજાને આવી વાહીયાત વાતો સાંભળીને પોતાની કેળવણીને લજાવવા માટે ધમધમાવ્યો. પરીણામે આ આત્મઘાતક સલાહનો અંત આવ્યો.

આ આપણાં લગ્ન! બીચારા મધુકરે 'લોહીના વેપાર'માં ખરું જ કહ્યું છે કે "લગ્નની પહેલી રાત એટલે દેવાને પણ ઇર્ષા આવે તેવો પ્રસંગ. પરંતુ હીંદુસમાજના લગ્નની પહેલી રાત જોવાને સેતાનો પ નહીં આવતા હોય." સાવ સાચું છે. લગ્નનું

આખું વાતાવરણ એવું ગોઠવાઇ જાય છે કે વરની પાશવતામાં ધીમે ધીમે પુર આવ્યે જ જાય છે, અને આ બધી પાશવતાનો એકઠો કરેલો સંગ્રહ લગ્નની પહેલી રાતે મર્યાદા છોડી દે છે. આપણા સમાજમાં ઉછરેલ ન્હાની વયની, બનતા સુધી તો જુની રૂઢીને લીધે પુરૂષ જાતીનો સામાન્ય પરીચય પણ ન પામી હોય, જેને જીંદગીમાં પહેલી જ વાર લગ્નની પહેલી રાતે પોતાના પતીને જોવાનો પ્રસંગ મળે, અને તે વખતે પતીદેવ તો રાક્ષસનું સ્વરૂપ લે! આનું પરીણામ શું આવે? કન્યાને જીંદગીભરને માટે વરને માટે તીરસ્કાર જરૂર બંધાઇ જાય મારા પતીમાં માનવતાનો એક છાંટો ય નથી એવી છાપ તો જીંદગીભર રહી જાય એ સાવ સાચું છે. પતીદેવમાં માનવતાનો એક છાંટો ય હોય તો જીંદગીભરમાં પહેલી જ વાર જે બાલીકાને એકાંતમાં મળે, તેની સાથે પશુતાભર્યું વર્તન ચલાવવાનો વીચાર સરખો ય ન આવે. રોમાં રોલાંએ પોતાની પ્રસીદ્ધ નવલકથા 'જેન ક્રીસ્ટોફર'માં કહ્યું છે કે: "માનવ એ નર્યો પશુ જ છે; પરંતુ સંસ્કૃતીનાં આવરણ નીચે તે આ પશુતાને દબાવી રાખે છે. જ્યારે જ્યારે આ સંસ્કૃતીનું આવરણ સ્હેજ પણ ઢીલું પડે કે તરત જ પશુતા જોર કરીને બ્હાર નીકળી આવે છે." અહીંયા એવું જ છે. લગ્નનું બીભત્સ વાતાવરણ વરના સંસ્કૃતીના આવરણને માત્ર ઢીલું જ બનાવી મુકતું નથી પણ તેને ખેંચી કાઢે છે. પરીણામ પશુતા સીવાય બીજું શું હોઇ શકે?

મ્હારો એક મીત્ર છે. બહુ સજ્જનો માણસ છે. તેણે લગ્નની પહેલી રાતે—આ વાતાવરણના ચેપને લીધે—પશુતાનાં પ્રદર્શન કર્યાં. પરીણામે બીજે દીવસે કન્યાએ પતીદેવના ઓરડામાં જવાનો ચોકખો ઇન્કાર કરી દીધો. આ મીત્રને પાછળથી પોતાની મુર્ખાઇ માટે ખુબ પસ્તાવો થયો. આ બનાવને તો લાંબો સમય થઇ ગયો. તેની પત્ની હજુ આ મીત્રને કહે છે કે: "મ્હેરબાની કરીને પરણવા તૈયાર થતા તમારા દરેક મીત્રને કહેજો કે નવવધુ સાથે મન મળે એટલો સહવાસ અને મૈત્રી થાય ત્યાં સુધી પશુતાનાં પ્રદર્શન ન ભરતા."

આપણે કહીએ છીએ કે આપણાં લગ્નો સફળ–સુખી નથી નીવડતાં, આપણા પરણીત જીવનમાં સાચો પ્રેમ, સાચો સહચાર નથી. હું તો કહું છું કે આ જાતની ફરીયાદ કરવામાં કેવળ અજ્ઞાનતા છે આપણા લગ્નો કાયદેસર વ્યભીચાર જ છે, તેમાં સાચા પ્રેમને માટે સ્થાન જ નથી રહેતું. મેં ઉપર જે વસ્તુઓ જણાવી તેમાં સાચા પ્રેમને પ્રેરક એક પણ વસ્તુ હતી? કાયદેસર વાસનાઓ તૃપ્ત કરવા માટે, આપણું કામ કરે તેવી દાસી મળે તે માટે, આપણને મીઠાં ભોજન જમાડે તેવી રસોયણ મળે, અને આપણને સંખ્યાબંધ છોકરાં જણી દે તેવું યંત્ર મળે તે ખાતર જ આપણે લગ્ન કરીએ છીએ!

હવે હું પુરું કરું. રાતના એક વાગવા આવ્યો છે. મને લખતાં લખતાં ઝોલાં આવે છે, અને તમને ય કંટાળો આવતો હશે. જાનને ચોથે દીવસે રજા આપવામાં આવી કન્યાના માબાપે પેરામણી જાહેર કરી. ઘરની બ્હાર નીકળતાં જાનૈયા કચકચ કરવા મંડયા. આટલી બધી મોટી મેડીઓ છે, અને આટલો બધો પૈસો છે, છતાં આટલીજ પેરામણી? સાવ મખ્ખીચુસ.' મારો તો અનુભવ એવો થયો છે કે આવા પ્રસંગોમાં તમારું ઘર ધોઇ નાખો તો પણ સામા પક્ષને સંતોષ થતો નથી. કાંઇક ખામી તો રહી જ જાય છે. ગમે તેટલું આપ્યા છતાં સંતોષ નથી થતો તો પછી કાંઇ જ ન આપવું તે શું ખોટું? અસંતોષ તો થવાનો જ છે; તો પછી ઘર શા માટે ન બચાવવું? પરંતુ આ દલીલ વ્યવહાર માણસોને ગળે ઉતરાવવી બહુ મુશ્કેલ છે–પણ એમને માટે તો શું મુશ્કેલ નથી? એનો યુવાનોએ વીચાર કરવાનો છે.

લી.

પ્રભુદાસ સુંદરજી નંદાણી.

" ગજકાજના મીમાંસકો! હું તમારી અટપટી વાક્‌જાળને સમજી શકતો નથી. પેલી ટેકરીએ પાછળનાં આંબાવાડીયામાં આમ્રવૃક્ષની ડાળીએ બાંધેલા હીંચકાઓમાં હું ખુબ હીંચ્યો છું; પેલા સરોવર જલમાં સ્વચ્છંદે ઝીલ્યો છું; આ કુવાનું જળ ધરાઇ ધરાઇને પીધું છે; સામે જણાતાં ખેતરોમા પાકેલા ધાન્યથી ક્ષુધા નીવારી છે, પેલી નાનકડી નીશાળમાં જ્ઞાનતૃષા છીપાવી છે. એમ જણાય તે સુંદર, મજાનું ઘર એ મારૂં જન્મસ્થળ. અહીંની પ્રત્યેક રજકણમાં, ગામ ભાગના પ્રત્યેક પાળીયામા મંદીરના પ્રત્યેક પત્થરમાં, ઝાડની ડાળે ડાળે અમારો ઇતીહાસ અંકીત છે. આ ઘર, પેલી શાળા, શીવાલય, ચોરો, તળાવ, આંબાવાડીઉં, ખેતર, બજાર અને નાનકડી ધર્મશાળા એ મારી ભુગોળ.

શશી, સુર્યના દર્શને સાયર થનગની ઉઠે તેમ એ ગામના દર્શને દર્શને મારાં રોમે રોમ પુલકીત થઇ જાય છે. આંખમાં અમી વર્ષે છે, એને જોઇ હું ગાંડો ને ઘેલો બની જાઉં છું. એને માટે મારા પ્રાણ નીછાવર છે. હું બીજી વાત સમજી શકતો નથી.

...

તમે મેળવ્યાં,
ધન, માન, મોટાઇ અને મરતબો અને
ગુમાવી આત્માની શાંતી.
મેં પહેલાને ભોગે બીજી ચીજ વસાવી.
અને મારી બેવકુફી માટે તેમાં જ તમે
હસો છો તે હું જાણું છું.

...

કહેશો?

ગોપી ઘેલા કૃષ્ણને, સીતા ઘેલા રામને અને પાર્વતી ઘેલા શંકરને તમે પુજો છો, ત્યારે સનમ પાછળની મારી ઘેલછાને તમે શા માટે નીંદો છો? કહેશો?



## બ્રીટનવાસી મુંબઇના પોલીસને કેવો ચીતરે છે?



"નેટીવ પોલીસમેન"

નવયુગ: ડીસેમ્બર '૩૦

હીંદમાં તો આવાં જ પ્રાણીઓ વસે છે!



સાહેબશાહી નજરે હિંદીઓ

# બેકારીની ભીષણ ચક્કી

[ન વ લી કા]

સુડીવાદી સામ્રાજ્યવદના સાંડસાગાં સપડાયલી સૃષ્ટીમાં ઠામ ઠામ બેકારીનો ક્રૂર રાક્ષસ તાંડવ ખેલી રહ્યો છે. લાખ્ખો માણુસો બેકાર બની વીવશ થઇ રહ્યા છે. એ બેકારીમાં સપડાયલા મનુષ્યની કેવી કરુણ દશા થાય છે, તેનો આછો પાતળો ખ્યાલ આ નવલીકા આપશે

: લેખક :

સી. જે. શા.

કોલુમાં પીલાઇ ગયેલી શેરડીના છોડ જેવો, કામના બોજાથી છેક જ કચડાઇને હું ઓફીસમાંથી નીકળી પરામાં જતી ગાડી પકડવા ઘસડાતો ઘસડાતો ચર્ચ-ગેટ સ્ટ્રીટના નાકા આગળ આવ્યો હોઇશ તેટલામાં મારે કાને એક ધીરો અવાજ અથડાયો.

"ઇ-વ-ની મે-ઇ-લ!"

છાપાના–ફેરીયાઓના મોટા, તીણા, કાનના પડદા તોડીને આરપાર નીકળી જાય તેવા નીત્ય પરીચયના કર્કશ અવાજને બદલે, આટલો મૃદુ, ભાવભર્યો નવતર અવાજ સાંભળી સ્વાભાવીક રીતે જ મારૂં લક્ષ તે તરફ ગયું.

અને મારી દૃષ્ટીએ જુદો જ દેખાવ પડયો.

લગભગ આધેડ વયનો એક પુરૂષ, એનાં ચશ્માં, પોષાક અને બોલવા ચાલવાની ઢબ ઉપરથી મધ્યમવર્ગના બેકાર કારકુન જેવો, જાણે પોતાના નવા ધંધાથી શરમાતો હોય તેમ, કંઇક મંદ ગતીએ ચલતો ધીરે સાદે બોલતો જતો હતો. એક હાથમાં મોટા અક્ષરોવાળું દીવાલપત્ર પકડનારની અના-વડતનું પ્રદર્શન કરતું હોય તેમ લટકતું હતું, ડાબા હાથમાં સાંઝના છાપાનો નાન-કડો થોકડો જેમ તેમ પકડેલો હતો.

મારે એ છાપું ખરીદવું નહોતું, પરંતુ વેચનાર તરફ મારા દીલમાં એકાએક અનુકંપાની લાગણી ઉભરાઇ આવી અને મેં કોમળ ભાવે તેની પાસે જઇને કહ્યું:

"ઇવની મેઇલ આપો."

ખીસ્સામાથી એક આનાનો નીકલનો સીક્કો કાઢતાં મેં જાણીજોઇને જરા વીલંબ કર્યો, મારાથી સ્વાભાવીક રીતે જ એમ થઇ ગયું. કેમકે એ ભાઇને બરાબર નીરખી લેવાની લાગણી મને થઇ હતી.

તેમ કરતાં એવી ઉર્મી પણ થઇ કે, જરાક એ ભાઇની કથા જાણી લઉં. પરંતુ એક તો એમ કરીને એમને પોતાની કમા-ણીના સમયમાં રોકવા તે મને ઠીક ન લાગ્યું અને વળી દુઃખીના દુઃખને ઉખેળી એમનાં હૃદયને આઘાત કરવાની ય મારી ઇચ્છા ન થઇ.

છતાં ફરી ફરીને જોતાં મારી એ તો મક્કમ ખાત્રી જ થઇ કે આ ભાઇ જરૂર તાજા બેકાર બનેલા હોવા જોઇએ.

[ ૨ ]

છાપું આપીને પેલા ભાઇએ ચાલવા માંડ્યું. ગાડી પકડવાની લાલસા ઉપર અંકુશ મુકીને મેં કેટલીક પળો સુધી એ માણસને પાછળથી જોયા જ કર્યો,

ખરેખર મારા દીલને તે વખતે ભયંકર આઘાત થયો.

'બે-કા-રી' એ ત્રણ અક્ષરના શબ્દની પાછળ જે ભયંકર વીકરાળ ઇતીહાસ રહેલો છે, તે સમભાવી મનુષ્યના દીલને અસર કર્યા વીના રહે જ નહીં તેવો છે.

તેમાં ય હું પણ મધ્યમવર્ગના એ વચલા થરનો માણસ. એકાદ મુડીવાદી માણસની ઓફીસમાં કામ કરી તેના બદલામાં મળતી ઓછામાં ઓછી રકમમાં ઉધારે બરકે ઘર-સંસાર ચલાવી ગૃહસ્થાશ્રમી ગણાવું એ વર્તમાન જગતમાં કેટલું ભગીરથ કામ છે એનો મને સ્વાનુભવ. મને મારા જ જેવા બેકર ભાઇની દશાનો વીચાર કરતાં દુઃખ કેમ ન થાય?

જેમ તેમ કરીને વળી મેં ચર્ચગેટનો પંથ પકડ્યો. પણ ગાડી પકડવા માટે મારામાં પહેલાંના જેવો ઉત્સાહ રહ્યો ન હતો. મારા પગમાંથી જાણે કોઇએ શકતી ખેંચી લીધી હોય તેમ, તેમાંથી ઝડપ જ ચાલી ગઇ હતી. મારી આંખ આગળ પેલા બેકાર બીરાદરની જ મુર્ત્તિ તરવરતી હતી, મારા મગજમાં બેકારીના જ વીચારો ઉભરાતા હતા.

સ્ટેશને જતાં મેં જોયું કે મારી 'ફાસ્ટ ટ્રેઇન' ઉપડી ગઇ હતી. થોડીક મીનીટો પછી બીજી 'સ્લો' જતી હતી. તે મીનીટો ક્યારે પુરી થઇ ગઇ એ પણ મારાથી સમજી શકાયું નહી. એટલામાં ગાડી 'પ્લેટફોર્મ' પર આવી અને હું તેના એક શાંત ખુણામાં બેઠો.

હાથમાં લીધેલા છાપામાં દ્રષ્ટી નાખવા મેં છાપું ઉઘાડયું, પણ આજે ઓફીસના ઘસડ-બોડાવાળાં કામ કરી કરીને નબળી બની ગયેલી આંખો સ્થુલ અક્ષરો વાંચી શકતી નહોતી.

એના મોટા મથાળાના અક્ષરેઅક્ષરમાંથી મને પેલા બેકાર બીરાદરની જ પ્રતીમાની પ્રતીતી થઇ રહી હતી. સમાચારની કરંડી કાઓનાં પ્રત્યેક મથાળે પણ મારી નજર સમક્ષ બેકારોનાં ટોળેટોળાં ઉભરાઇ રહેલાં જણાતાં હતાં.

[ ૩ ]

મને વીચાર થયો:

"એ ભાઇની ઉમ્મરનું પ્રમાણ જોતાં કંઇ નહીં તો ૨૦ થી ૨૫ વર્ષ સુધી તો એમણે નોકરી કરી જ હશે. એ હીસાબે એમને કંઇ નહીં તો ઓછામાં ઓછા સો સવાસોનો પગાર તો મળતો જ હશે. તે પ્રમાણમાં મુંબઇ જેવા શહેરમાં એમનું ઓછામાં ઓછું માસીક ખર્ચ એંશીથી સો રૂપીઆ હશે જ. કદાચ એ ભાઇ કુટું-બવાળા હશે. ઘેર બે ત્રણ બાળકો હશે. એમને છાપાં વેચવાના નવા ધંધામાંથી શું મળી શકે? બહુબહુ તો પચીસ, ત્રીસ કે વધુમાં વધુ પાંત્રીસ! એમાં એ ઘરભાડું ક્યાંથી આપે? ઓછામાં ઓછું વીસ પચીસ તો ભાડું હશે જ. સારા વખતમાં વસાવેલો ઘર સામાન એકાએક બેકારી આવતાં મુંબઇનો માણસ ક્યાં કાઢી નાખે? એટલા સામાન. મીત્રો પણ કેમ કરીને સંઘરી શકે? અને એમ વેચાય પણ કેમ?

"પણુ મધ્યમવર્ગનો માણસ બીજું કરે પણ શું ? પેલા ખીલતા પુષ્પ જેવા એના બાળકોને માટે દુધ ક્યાંથી લાવે? અને મુંબઇ જેવા શહેરમાં રહી સ્વતંત્ર તેમ જ પ્રતીષ્ઠાપ્રીય માનસવાળા બનેલાં એમનાં પત્ની, પડોશીઓની હાંસીને પાત્ર ન થવાય તે રીતે ગૃહસંસાર કેમ ચલાવી શકે?"

મારૂં માથું જ એ બધા વીચારોથી બહેર મારી જતું હતું. છતાં તેમાંથી એક જુના બેકાર સ્નેહીના સ્વાનુભવનો દેખાવ વીચાર રૂપે પ્રકટ થયો.

"શહેરી પડોશીઓની ટીકાભરી દ્રષ્ટીમાંથી બચવા, સઘડી ઉપર એમનાં પત્ની પાણીથી ભરેલી ચાર તપેલીઓ મુકી રાખતાં, છતાં જમવા માટે તો રોટલો ને શાક જ થતું. આ ભાઇનું'ય તેમ જ થતું હશે ?"

"છાપાં વેચતી વખતની એમની શરમાળતા જોતાં લાગે છે કે, એ ધંધો એમણે ન છુટકે જ સ્વીકાર્યો હશે. નોકરી મેળવવા એમણે તે પહેલાં અનેક ઠેકાણે અરજીઓ કરી હશે, કેટલીએ ઓફીસોના દાદરા ઘસ્યા હશે, 'જોઇએ છે' ની કંડીકાઓ વર્તમાનપત્રોમાં ધ્યાનથી વાંચી હશે, અને ત્યાં આશાભર્યે દોડી ગયા પછી, 'જગા પુરાઇ ગઇ'નો વજ્રપ્રહાર સમો ઉત્તર સાંભળી ઘસડાતે પગલે તેમને દાદર ઉતરવા પડ્યા હશે, ઘેર બાળકો દુઃખી થતાં હશે, થોડીક બચાવેલી મુડી ધીરે ધીરે ખલાસ થઇ હશે, છેવટે ન છુટકે, પત્નીની અશ્રુભરી આંખો, બાળકોનાં બ્હીલાં બ્હીલાં મુખ જોઇને જ, તેમણે છાપાં વેચવાનો આ ધંધો સ્વીકાર્યો હશે.

'અને એ ટુંકી કમાણી ને યોગ્ય કરકસરથી રહેવા એમને મુળ મકાન છોડી સસ્તા ભાડાની ઓરડીમાં રહેવા જવું પડ્યું હશે, મુડીવાદી મકાનમાલીકના પશુબળની મુર્તીસમા ભાડા ઉઘરાવનારા ભૈયાએ, તે પડેલાં ચડેલા ભાડા માટે એનું કેટલી વખત અપમાન કર્યું હશે?'

"અને નવા નીવાસસ્થાનમાં, નવાં પડોશીઓમાં, એને, એનાં પત્નીને અને પેલાં નાજુક બાલુડાઓને આખાં યે વાતાવરણના પરીવર્તનને લીધે કેમ ગોઠતું હશે?"

આ વીચારો ચાલુ હતા ત્યારે મરીનલાઇન્સ, ચર્નીરોડ, ગ્રાંટરોડ અને મહાલક્ષ્મી એક પછી એક પસાર થઇ ગયાં તેની ય મને ખબર ન રહી.

બેકારીની કલ્પના માત્ર મને જો આટલી મુંઝવી રહી હતી, તો બેકારીનો અનુભવ કરનારને તો તેથી કેટલું કષ્ટ થતું હશે?

[ ૪ ]

**વળી** વીચારમાળા ફરવા લાગી.

"શું કામ શ્રીમંતો માણસોને બેકાર બનાવતા હશે? એમને હ્રદય નહીં હોય? હ્રદય હશે તો લાગણીશુન્ય હશે?

"વેપાર ધંધાની મંદીને લીધે તેને માણસો ઓછા કરવાં પડે, તેજીના વખતમાં તેઓ માણસો વધારે, મંદીમાં વળી તેમને કાઢી મુકે, વળી તેજી થતાં તે નવા માણસો રાખે, પણ તેમાં પેલા બેકાર બનનારનો હીસાબ જ નહીં ને? એને મન તો એ માણસો એટલે જીવતાં જાગતાં મનુષ્યો નહીં, પણ પોતાની રમતનાં નીર્જીવ પ્યાદાં જ છે. પરંતુ શું એ ઠીક છે? પણ એને શું? પોતાની સગવડે કાઢી મુકાયલા માણસોનું શું થાય છે એનો એ વીચાર જ ક્યાં કરે છે? પણ એ વાજબી ગણાય ખરૂં? કેમ ન ગણાય? જેને પોતાના સીવાયનાં અને ખાસ કરીને પોતાનાથી ગરીબ માણસોની

પરવા જ ન હોય, તેને પછી વાજબી ગેર-વાજબીના ભેદાભેદ શા? એને તો પોતાનો ધંધો અને તેમાંથી મળતો નફો એ જ મુખ્ય વસ્તુ હોય, પણ જ્યારે નફાની છાકમછોળ ઉડતી હોય, તેનાં જોરે એ બંગલા ઉપર બંગલા બાંધતો હોય, મોટરો ઉપર મોટર વસાવતો હોય, શીતળ ટેકરીઓ અને વીલાયતની સફરો કરતો હોય, ત્યારે તે પોતાના કારકુનોને પગારવાળાઓને કેટલું નવાજી નાંખે છે?

"કંઇ જ નહીં. એને તો જેમ વધુ નફો મળે તેમ ભોગવીલાસની લાલસા વધુ જાગૃત થાય. વીશેષ અને વીશેષ નફો એ જ માત્ર એક એવું જીવનસુત્ર બને."

"પણ ત્યારે એને નફો કરી આપવામાં કારણભુત માણસોનું કંઇ નહીં?—શું રાજ-કારણી પરાધીનતાને લીધે આ બેકારીનો પ્રસંગ આવતો હશે?" મારા માથામાં નવો પ્રશ્ન ઉપસ્થીત થયો."

"ના, ના, એમ પણ નહી. જો એમ હોય તો સ્વતંત્ર બ્રીટનમાં બત્રીસ લાખ બેકારો કેમ છે? પણ આ બધા શ્રીમંતો સ્વતંત્રતાની મહાસભાની લડતમાં ધંધા મંદ પડી ગયા છે અને તેને લીધે ગરીબ માણસો બેકાર બની દુઃખી થાય છે એવી બુમો મારે છે, તે શું ગરીબ માણસો તર-ફના એમના અનહદ પ્રેમનું પરીણામ છે? ના, ના. એમ હોય તો તો તેઓ માણસોને બેકાર બનાવવાને બદલે નફાના ભાગીદાર શું કામ બનાવી ન દે?"

અને એ વીચાર થતાં નવીન દ્રષ્ટી મારી સમક્ષ ઉઘડી.

"રાજકારણી સ્વતંત્રતાથી પણ થોડાંક માણસો અનેકને ભોગે નફો મેળવી, ઘણીને અવસરે ગરીબ માણસોને બેકાર બનાવતા અટકી શકવાનાં નથી. અરે, વીશેષ કામ ને ઓછું ખર્ચ એ તો વળી એમનું નવું સુત્ર છે. એ સુત્ર સ્વતંત્ર દેશના શ્રીમંતો-એ જ શોધી કાઢયું છે.

"ખરું છે, ત્યારે બેકારી ટાળ-વાનો ઉપાય સ્વતંત્રતાની લડત અટકાવવી એ નથી, પણ એને વ્યા-પક બનાવવી તે છે. એ લડત એટલે સુધી લઈ જવી જોઇએ કે નફાનો બધો ભાગ એક માણસ ખીસામાં મુકી હજારોને બેકાર બનાવવાની આપખુદ સત્તા સેવી ન શકે. તો જ બેકારી અટકે, તો જ માનવ માત્રને સાચી સ્વતંત્રતા મળે."

"જો ખરેખર જ ગરીબ માણસોની રોજી ન જાય, તેમનાં બાલબચ્ચાં ભુખે ન મરે, એવી લાગણી જો શ્રીમંતો બતાવત હોય, રાજ્યતંત્ર પણ તેને માટેજ આતુર હોય, તો એ નવી લડતમાં શ્રીમંતો અને રાજ્યતંત્રે સાથ આપવો જ જોઇએ. એથી ઠીક કસોટી થાય..."

* * *

"કેમ મીસ્ટર ક્યાં જવું છે!"

લગભગ મને ઉંઘતા જેવો વીચારમાં ડુબી ગયેલો જોતાં મારા પડોશીએ મને ઢંઢો-ળીને પુછયું.

મેં કહ્યું: "સાન્તાક્રુઝ."

"ત્યારે તો હવે પાર્લા આવશે, મીસ્ટર તમારી ઉંઘમાં તમે સાન્તાક્રુઝ ગુમાવ્યું."

અને બાજુના બે ચાર જુવાનીઆ ખડ-ખડ હસી પડયા.

મને થયું: "જગત કેવું વીચીત્ર છે!" અને મેં પેલા ભાઇને કહ્યું: "કંઇ નહીં ભાઇ, પાર્લા કંઇ સાંતાક્રુઝથી બહુ દુર નથી, હું એટલું ચાલી નાંખીશ."

એટલામાં વીલેપારલે આવ્યું અને હું ઉતર્યો. હજી ય મારી દ્રષ્ટીએ પેલા બેકાર ભાઇની જ પ્રતીમા જણાતી હતી અને મારા માથામાં સંપુર્ણ સ્વતંત્રતાની સાચી લડતના વીચારો ઘોળાતા હતા.

## રળીઆમણો નેપાળ



ભટ્ટગાંવનું મંદિર [પૃષ્ઠ ૧૦૪૩]

વવા શોધેલી ભગવાનની કલ્પનાનાં પોલને એ એટલાં પારખે છે કે, તેનો ય સામ્રાજ્યવાદને જરા જેટલો યે ડર નથી.

જગતભરમાં લોહીની નદીઓ રેલાય, માનવસમુદાયને માટે ઘાતકી કસાઇખાનું ખડું થાય, છતાં સામ્રાજ્યવાદને પોતાની લાલસા તૃપ્ત કરવાની ધુનમાં એ ભયાનક કાર્ય તરફ જરા જેટલો પણ અણગમો ઉત્પન્ન થતો નથી, કે એ કારમી કલ્પનાથી તેને લેશ માત્ર કંપારી વછુટતી નથી.

સ્પેનના એવા સામ્રાજ્યવાદનો પંજો તેથી, તો ન્યાય નીતી કે સત્યની સ્હેજ પણ તમા રાખ્યા વીના, કોઇને પણ વીઘ્ન રૂપ ન થતાં, પોતાની માતૃભુમીમાં શાંતી અને સંતોષપુર્વક જીવન વીતાવી રહેલા હોલેન્ડના વતનીઓ ઉપર પડ્યો. એ ભયાનક સામ્રાજ્યવાદે નેધરલેન્ડસની શાંતીમાં વીના કારણે વીઘ્ન નાખ્યું. સ્વતંત્રતાની આશક નેધરલેન્ડસની પ્રજાના દેહને કાપી છુંદી નાખ્યા.

પણ સ્પેનવાસીઓની કારમી લાલસાને એટલેથી ઓછો જ સંતોષ વળે તેમ હતો? તેને તો નેધરલેન્ડસવાસીઓના સ્વાતંત્ર્ય પ્રેમથી સળગતા આત્મા ઉપર સામ્રાજ્યવાદનો પંજો પ્રસારવાના અશક્ય આદર્શોને ખરા કરવા હતા. એની મહત્ત્વાકાંક્ષા અશક્ય હતી, પૃથ્વી ઉપરની સર્વ સત્તાઓ સામટી મળે, જગતભરની ક્રૂરતાના સામટા સરવાળોમાંથી દમનનાં હથીયાર ઘડવામાં આવે, અને પૃથ્વી પટ પરના એક જન્હા, માત્ર એક જ સ્વતંત્રતાના આશકને કચડી છુંદી તેના આત્મા ઉપર પોતાનો અધીકાર જમાવવાની યુક્તીઓ આરંભે છતાં યે એ તમામ સત્તાઓ, એ સામટી ક્રૂરતાઓ, એ બદસીકલ યોજનાઓને જ પાછું પડવું પડે. એના એ અશક્ય આદર્શ કદી પણ સાચા ન ઠરે.

પરંતુ રાક્ષસી લોલુપતાથી સ્વાર્થાંધ બનેલા, સ્વસામર્થ્યની હદ બહારની ગણતરીની ગાંડાઇમાં સાન ભુલેલા સામ્રાજ્યવાદને તે વખતે શુદ્ધ બુદ્ધ ક્યાંથી હોય? એ તો પોતાના મદમાં આંધળો બની ચુકેલ હોય છે.

સ્પેનના સામ્રાજ્યવાદે તેથી જ નેધરલેન્ડસવાસીઓના દીલમાંથી સ્વતંત્રતાની જ્યોતી બુઝાવી નાખી, તેને સ્થાને સ્પેનની ગુલામીનાં અંધારાં કોડીયાં મુકવાની પેરવી કરી. સારા યે નેધરલેન્ડસ ઉપર જુલ્મની ઝડીઓ પછી તો શરૂ થઇ.

## [ ૨ ]

ચારે તરફ ભય, ત્રાસ, આક્રંદ, નાશ, દમન અને જુલ્મનું વાતાવરણ પછી તો જામ્યું. નેધરલેન્ડસની શાંતી, એનો સંતોષ. એનો વિકાસક્રમ બધું ઘડીભર જાણે તેથી અટકી ગયું હોય તેમ દેખાયું.

પરંતુ સત્તામદે અંધ બનેલા સ્પેનવાસીઓ ત્યારે સમજી ન શક્યા કે એમની નજરે પડતો એ દેખાવ માત્ર ઝાંઝવાનાં જળ જેવો જ હતો, એમના દમનના કોરડા બહુ બહુ તો મગરૂર નેધરલેન્ડસવાસીઓની ચામડી સુધી કે છેવટે તેમના રક્ત, માંસ અને હાડકાં સુધી જ પહોંચી શકતા હતા. તેનાથી વીશેષ ઉંડે જવાની એનામાં તાકાત નહોતી. તેઓ વધુમાં વધુ નેધરલેન્ડસવાસીઓના પ્રાણનો સંહાર કરી શકે તેમ હતું, પણ તે પછી તો એ સંહારના ચક્રમાં ભીંસાઇ ચુકેલા નેધરલેન્ડસવાસીઓ ઉપરનો એમનો અધીકાર હમેશને માટે અસ્ત થઇ જતો હતો.

[૩]

ગૃંઇ કાલના પોતાની સ્વતંત્રતા માટે ગૌરવ માનનારા મગરૂર નેધરલેન્ડસ-વાસીઓ આજે તો સ્પેનના તાબાના એક પ્રાંતવાસીઓ બની ગયા હતા. સ્પેનના સત્તાધીશોએ આજના નેધરલેન્ડસનાં ગગન-મંડળમાં ત્રાસની ઉષાઓ ઉગાડી હતી. તેઓ પોતાને સર્વશક્તીમાન અને સર્વ સત્તાધીશ મનાવતા હતા. એવા સામ્રાજ્યનો પ્રાંત બનવા માટે તેઓ નેધરલેન્ડસને ભાગ્યવાન માનતા હતા, એ સબળ સામ્રાજ્યવાદની તાબાની પ્રજા બનવાનાં સદ્ભાગ્યમાં રહેલાં ગૌરવનો રસ ચાખવા તેઓ પોતાના ચાબુકને ચમકારે પરાધીન બનેલા નેધરલેન્ડસના વતનીઓને પડકાર આપતા હતા. પરંતુ મગરૂર નેધરલેન્ડસવાસીઓને એવી પારકી પ્રતીષ્ઠા ઉપર પરાધીન દશામાં ગુલામી જીવન ગાળવું નહોતું. એ દશા તેઓ મનુષ્ય તરીકે પોતાને માટે લજ્જાસ્પદ માનતા હતા. તેઓ કુદરત તરફથી મનુષ્યને મળેલી સ્વતંત્રતાની સનદને હઠીલાઇથી વળગી રહેવામાં સાચું ગૌરવ ગણતા હતા, તેઓ પોતાની માતૃભુમીને નામે પોતાની રાષ્ટ્રીય-તાને સાચવી રાખવામાં સાચી પ્રતીષ્ઠા સમાયલી માનતા હતા.

અને પરાધીન પ્રજાની એવી હઠ, એવી ધૃષ્ટતા સામ્રાજ્યવાદ કદી પણ સાખી લે ખરો? તેને તો પોતાનાં વજ્ર સમાન સાબુત કાંડાં બ્હાવડાંમાં જ અમુક શ્રદ્ધા હોય છે, એને પોતાના પોલાદી ચોકઠાંમાં અજબ વીશ્વાસ બેસે છે. એ શ્રદ્ધા અને વીશ્વાસ-પ્રેર્યા સ્પેનના સમ્રાટે નેધરલેન્ડસની હઠીલી જનતાને પાશરી કરવા આલ્વાના અમીર [Duke] ને સરમુખત્યારીની તમામ આપખુદ સત્તાઓથી અધીકૃત કરીને મોકલાવી આપ્યો. આલ્વાના અમીરને પોતાની ક્રુરતામાં અટલ વીશ્વાસ હતો, પોતાના મારાઓ માટે અમર્યાદ માન હતું.

આલ્વાનો અમીર એ સ્વતંત્રતાના ભક્ત નેધરલેન્ડસવાસીઓને ઘડી-ના છઠ્ઠા ભાગમાં સીધા કરી નાખી, સ્પેનના સમ્રાટના સીંહા-સનને શરણે લાવવાની પ્રતીજ્ઞા સાથે નેધર-લેન્ડસ તરફ ઉપડયો.

[૪]

આલ્વાનો અમીર એકલો ન આવ્યો. તે તો પોતાની સાથે ગાડાં ને ગાડાં ભરી ભરીને સ્પેનના લડવૈયા લાવ્યો, હઠીલા નેધરલેન્ડસવાસીઓને માટે અસંખ્ય ફાંસીના માંચડા લાવ્યો અને વધસ્થાન માટે વાપર-વાને પુષ્કળ કુહાડા યે લાવ્યો. એને એના પ્રભુમાં, મનુષ્યના આત્મામાં કે માનવી હૈયે ઉગીને ઝગારા મારતા સ્વાતંત્ર્ય સુર્યના ન પહોંચી વળાય તેવા પ્રખર પ્રકાશમાં શ્રદ્ધા નહોતી. એને તો શ્રધ્ધા હતી માત્ર પોતાની ક્રુરતામાં, પોતાના લડ-વૈયામાં, વધસ્થાનોમાં અને માનવહત્યારાઓ-ના કુહાડાઓમાં.

અને તેણે એ શ્રધ્ધાને છાજતું જ કામ કર્યું. કુદરતની લીલીવાડી સમી નેધરલેન્ડસની ભુમીને તેણે વેરાન બનાવી દીધી, જીવંત-માનવોની ભુમીને મૃત્યુભુમીમાં પલટાવી નાખી, પણ ત્યારે નેધરલેન્ડસ ઉપર સ્પેનના સમ્રાટની સત્તા નહોતી ચાલતી, ત્યાં તો ચાલતી હતી કબરસ્તાનની અચેતન અને મૃત્યુની શાંતીની સત્તા.

જનમાર્ગમાં ત્રણ મનુષ્યો સાથે મળીને ચાલે તેમાં તેને કાવત્રાં જણાયાં, એટલે ત્રણ માણસો સાથે ચાલે તેને તેણે સામ્રાજ્ય સામેનો મહાન અપરાધ ઠરાવ્યો. સ્વાભીમાની નેધરલેન્ડસવાસી જરા પણ આકરો શબ્દ

ઉચ્ચારે તો તુરત તેનું સ્થાન એણે વધસ્થંભ ઉપર નીર્માણ કર્યું; એ શબ્દોચ્ચાર કરનાર મનુષ્યને તેણે વધસ્થંભની દોરીએ લટકતાં નીચા માથે ફાટી ગયેલાં મુખવાળાં શબ બનાવવામાં સામ્રાજ્યવાદની સત્તાના પાલનનો સંતોષ માન્યો.

દેશભરમાં એ વર્તાઇ રહેલા ત્રાસથી સમસમી રહેલા મગરૂર નેધરલેન્ડવાસીઓ છતાં ન નમ્યા, હૈયામાં ભડભડી રહેલી આગને ભીંસી રાખેલા દાંત વચ્ચે દાબી રાખીને તેમણે એ બધી યાતનાઓને સ્વજનની માફક સત્કારી લીધી. સમસ્ત દેશમાં સ્પેનવાસીઓની તલવારો વીંઝાઇ રહી હતી, ગામડાનો એક ખુણો પણ એ તલવારના ચમકારાવીહોણો બાકી રહ્યો ન હોતો. નેધરલેન્ડસના વતનીઓ એ બધી દાનવીલીલાની સામે ગુપ્ત રીતે મજબુત મુક્કા ઉગામતા; કેમકે જાહેરમાં એટલી ધૃષ્ટતા કરનારાઓની વાળેલી મુઠ્ઠીઓને ફાંસીની દોરીએ લટકાવીને ઢીલી કરી નાખવા ઠામ ઠામ ફાંસીખોરાઓની દોરીઓ વીંઝાઇ રહી હતી.

ત્યારે આલ્વાના અમીરને એટલું સુઝયું નહીં કે ત્રાસ અને જુલમ મનુષ્યોને જીવતાં મુર્દાં બનાવી શકતો નથી, પણ તેમને હીંસક પશુ બનાવી દે છે. તેને તો એટલું જ લાગ્યું કે, મારી જુલમનીતીએ નેધરલેન્ડવાસીઓને થથરાવી મુક્યા છે, તેથી એ મગરૂર જનતા સ્પેનના સમ્રાટના સત્તાધીશ પ્રતીનીધીને પગે પડતી આવશે, એ ત્રાસની તાવણીમાં તવાઇ રહેલા મનુષ્યો પોતાની આખરી મુક્તી માટે વધુ અને વધુ મક્કમ બને છે એ વાતનો વીચાર કરવા જેટલી યે ત્યારે તેને નવરાશ નહોતી.

[૫]

પરંતુ જુલમ અને નીરાશાના ગાઢ અંધકારમાં નેધરલેન્ડવાસીઓ માટે આશા અને મુક્તીનો તારક ઉગી ચુકયો હતો. પીતૃભુમીનો ઉદ્ધારક જન્મી ચુકયો હતો.

પરાધીન પ્રજાને માટે પીતૃભુમી પ્રતીનો પ્રેમ એ સામ્રાજ્યવાદી દૃષ્ટીએ ભયાનક ગુન્હો ગણાતો હતો. એવા અપરાધ માટે નેધરલેન્ડસવાસીઓના પ્રાણ સમા એગમોન્ટ અને હુર્ન આલ્વાના અમીરના સકંજામાં સપડાયા. તેમને ચૌટા વચ્ચેના ચોતરામાં ખાસ ખડા કરવામાં આવેલા વધસ્થાને ચડાવવામાં આવ્યા. જે માથામાં પીતૃભુમી તરફની ભક્તીની એમણે કલ્પના કરવાની ધૃષ્ટતા કરી હતી, તે માથાં આલ્વાના અમીરની આજ્ઞાથી છટકાવી નાખવામાં આવ્યાં.

છતાં એ રાષ્ટ્રભક્તોની ત્રીપુટીમાંનો ત્રીજો ઓરેન્જ સામ્રાજ્યવાદીના છટકામાં સપડાતાં નાશી છુટયો. પીતૃભુમી તજી તે જર્મનીની ભુમીને આશરે જતો રહ્યો.

ઓરેન્જનું ભેજું બહુ બુદ્ધીશાળી હતું! સ્પેનવાસીઓની કપટજાળ એને પહોંચી ન શકે તેટલી બુદ્ધી એનામાં હતી.

ઓરેન્જનું વીર હૃદય વજ્ર સમું અભીધ્ય હતું! સ્પેનવાસીઓની તલવાર તેને ચીરી શકે તેમ નહતી, સ્પેનવાસીઓ તરફનો મૃત્યુ ભય તેને થથરાવી શકે તેમ નહતું.

પર્વતસમી અચળ એની શાંતી હતી! એના પ્રત્યેક શબ્દોચ્ચારમાં આત્મવીશ્વાસનાં દર્શન થતાં હતાં! તે ધાંધલીઓ કે ઉતાવળીઓ નહતો, કસમયે કામ ઉપાડી તે પરીણામને વેડફી દે તેવો યે નહતો. એટલે જ તેણે યોગ્ય સમયે પીતૃભુમીમાં પાછા વળવાના નીશ્ચય સાથે સ્વેચ્છાએ દેશવટો લીધો.

અને ઓરેન્જની તીવ્ર દ્રષ્ટી એ યોગ્ય સમયને પારખી ગઇ, ઓરેન્જે ફરીથી પીતૃભુમીમાં પગ મુકયો.

સામ્રાજ્યવાદના જુલ્મ નીચે કચડાઇ રહેલા નેધરલેન્ડસવાસીઓને હૈયેથી સ્વતંત્રતાની ઉષા આથમી ગઇ નહોતી, એમને પરાધીનતાની કર્કશ જંજીરો જેવી ને તેવી સાલતી હતી. જુલ્મગારો એ જંજીરો તરફ નેધરલેન્ડસના ગૌરવવંતા માનવોને પ્રેમ ઉત્પન્ન કરાવવામાં હતાશ જ થયા હતા.

નેધરલેન્ડસવાસીઓ છાનાછપના એક બીજાના છેક કાનની પાસે મોઢું લઇ જઇને વાતો કરતા હતા; "ઓરેન્જનો વીલીઅમ પીતૃભુમીમાં પધાર્યો છે." પછી તો એક કાનથી એ વાત બીજે મુખે ને ત્યાંથી ત્રીજે મુખે ચઢી સારા યે દેશમાં ફરી વળી સ્વતંત્રતાના રસીયા એ નેધરલેન્ડસવાસીઓને હૈયે આનંદના ઓઘ વળ્યા. પ્રત્યેક મનુષ્ય પરસ્પરને આનંદની ઉર્મી સાથે કહેવા લાગ્યોઃ "ઓરેન્જ આપણી પ્રીય પીતૃભુમીમાં પધારી ચુકયો છે. છતાં હજી તે છુપો રહ્યો છે. પરંતુ આવતી કાલની આશા ભરી ઉષાએ પીતૃભુમીના ઉદ્ધાર માટે તે રણહાક વગાડશે. એ રણહાક સાંભળવા એકેકે એક મનુષ્ય કર્તવ્યભાન સાથે આતુર હતો. ઓરેન્જના આગમન કયાએ જ પ્રત્યેક નેધરલેન્ડસવાસીના હૈયામાં વીશ્વાસના વહેણ વહેતાં કરી મુકયાં હતાં. પ્રત્યેક જીભને ટેરવે એક જ નામ રમી રહ્યું હતું. તે ઓરેન્જના વીલીઅમનું!

[ ૬ ]

*પીતૃભુમીની મુક્તી કાજે ઓરેન્જના* વીલીઅમની રણહાક વાગી ચુકી છે. નેધરલેન્ડસવાસીઓનાં ટોળાંથી રસ્તાઓ ઉભરાવા લાગ્યા છે. આલ્વાના અમીરના મારાઓનો ભય એમને ગભરાવતો નથી. એ ટોળાંઓમાં મજબુત બાંધાના ખેડુતો અને કોમળ કલાકારો છે; માલીકો છે અને કારકુનીના ઉમેદવારો છે; જુવાનો અને ઘરડેરાઓ છે. સ્વતંત્રતાના રસીઆ બુઢ્ઢાઓએ દીવાલો ઉપર લટકી રહેલી પોતાની જુની તલવારોને મ્યાનમાંથી ઘણે દીવસે આજે બહાર કાઢી છે.

સુર્યપ્રકાશમાં એમની તલવારો અને જુની ઢાલો ઉપરની ધાતુની ચકતીઓ ચમકારા મારે છે. જુનાં પુરાણાં સાધનોથી તેઓ નવી લડાઇ લડવા બહાર પડયા છે. પણ સહુ કરતાં વીશેષ ચમકારા તો એમની આંખોની જ્વાજલ્યમાન રોશનીમાં ચમકી રહ્યા છે. શરીરોથી જુદા પણ મનથી બધા એક વીરાટકાય બન્યા છે. બધા *સ્વતંત્રતા મેળવવાની એક જ ધુનથી ઘરના* ઓરડા છોડી બહાર નીકળી પડયા છે. સ્વાતંત્ર્ય ગીતો લલકારતા લલકારતા સ્વાતંત્ર્ય સેનાના એ યોદ્ધા રાજમાર્ગો ઉપર આગળ અને આગળ વધે છે. પણ વર્ષોની ગુલામીએ તેમને સ્વાતંત્ર્યગીતો એ ભુલવાડી દીધાં છે. સુર્યના પ્રખર પ્રકાશમાં પ્રકાશ સમી આનંદોર્મી તેઓ અનુભવે છે. ગીતો બંધ પડી વાતો શરૂ થાય છે. એ વાતો સ્વતંત્રતાની પવીત્ર ભક્તીની જ છે.

સ્પેનવાસીઓની પહેલી છાવણી ઉપર તેઓ તુટી પડે છે. સ્વાતંત્ર્યના યોદ્ધાઓ રાષ્ટ્રની પરાધીનતાની જીવતી જંજીરોને નસાડે છે. નાસવા દો, નાસવા દો, એ જાસુસોને નાસવા દો. અનેક દીવસોનું મૌન આજે તુટે છે. બળવાની બધી વાતો એમને સાંભળવા દો, એમના કાનના પડદા ફાટી પડે ત્યાં સુધી ભલે તેઓ સાંભળે.

બાલસુર્યની પ્રકાશમય કીરણાવલી પુર્વ દીશાને પ્રકાશથી ભરી રહી છે. પરંતુ એ

યોદ્ધાઓને આજે કોઇનો ભય નથી. તેમની કુચ ચાલુ છે. પગ ચાલે છે, હૈયાં આનંદથી ધબકે છે, પ્રત્યેક મુખમાંથી એક જ રણગીત નીકળે છે :

" પીતૃભુમીને કાજે મરી જાણનારાઓ જ ખરેખરા સુખી માનવીઓ છે."

[૭]

વસંતનું સામ્રાજ્ય પ્રવર્તે છે. દુર ખેતરમા નાનકડા બગીચાથી વીંટાઇ, શરમાળ સુંદરીના ઘુંઘટઘુપ્પા મુખચંદ્રની માફક એકુતગૃહ છુપાતું ખડું છે. ખીલેલાં પુષ્પોનો સફેદ ઓછાડ બગીચાએ ઓઢયો છે. એપલના ઝાડ લચી રહ્યાં છે. એની સુવાસીત ડાળીઓ નીચે હાથમાં હાથ પરોવી હૈયેહૈયાંને સાંકળી બે માનવવ્યક્તીઓ ઉભી છે. એક મર્દ છે, બીજી યુવતી છે.

યુવતીનું વેદનાભારે લચી પડેલું મસ્તક પુરૂષમીત્રની વીશાળ છાતીને આધારે વીશ્રાંતી લે છે, એના ધ્રુજતા કોમળ હસ્તો મર્દની સુદ્રઢ ગરદનની આસપાસ ઘડી ઘડી ફરે છે.

"માત્ર એક જ દીવસ રહી જા. વધુ નહીં માત્ર એક જ દીવસ ખમી જા. આવતી કાલે તો આપણો લગ્ન દીન છે. આજે તું જઇશ તે કદી પાછો આવનાર નથી ! આપણી યુવાની–ખીલતી યુવાની વસંત સમી ખીલી છે. જે પેલું ખીલેલું પુષ્પ કેવું ખરી પડયું. તું પણ એ રીતે ખરી પડીશ. મૃત્યુનો હાથ તારી ઉપર ફરી વળશે, તારા ઠંડા પડી ગયેલા દેહને તેઓ જમીનમાં માટીના ભાર નીચે પોઢાડી દેશે. હું એકલી, અકાળે કરમાયલી કળી સમી બની જઇશ. મારા જીવનની તમામ અભીલાષાઓ ચણમેરી રહી જશે."

અને એનો આવતી કાલ પ્રીયતમ થવા નીમાંયેલો પુરૂષ એ સુંદરીનાં નયનોની પેલી પાર દ્રષ્ટી ફેંકે છે. ઓહ! એ સુંદરીની કીકીઓની તાઝગી આજે કયાં? અત્યારે તો એમાં મૃત્યુ અને ભયનાં આસન મંડાયાં દેખાય છે.

કરૂણ પ્રેમથી લદબદ છતાં વીરોચીત નીશ્ચયની આગથી પ્રજ્વલતા શબ્દો એના હોઠના દબાણ વચ્ચેથી નીકળે છે:

"એટલે ? બીજાઓ આગળ જઇ આપણે સાઈ મૃત્યુનો ભેટો કરે, તેવે ટાણે તું મને એમની પાછળ પડી જવાનું કહે છે?"

અને એકાએક આ શું ? એક જ વીપળ પહેલાંની નાજુક સુંદરી સીંહણની માફક માથું ધુણાવી નાખતી ટટાર બની ગઇ. એના હોઠ બંધ હતા, પરંતુ એના હૈયામાં જાગૃત થયેલી નવીન શક્તીના ચમકારા એની સળગતી આંખોમાંથી નીકળી રહ્યા હતા.

પ્રીયતમાએ પ્રીયતમની સામે જોયું. એના વદન ઉપર હાસ્ય વેરાતું હતું, એના નયનોમાંથી અશ્રુ ટપકતાં હતાં.

એક છેલ્લું ચુંબન. એક છેલ્લી વખતનું આલીંગન, છેલ્લી વેળાનું એક હસ્તધુનન અને બીજી જ પળે તેણે પ્રયાણ આદર્યું ઉંચા હાથ કરી પ્રીયતમાએ તેને વીજય ઇચ્છયો.

[૮]

નધરલેન્ડસવાસીઓનાં રોજે રોળાં એકઠાં થતાં ગયાં છે. દીવસો જતા ગયા તેમ તેમ અજવાળી રાત્રીના ચંદ્ર સમાં એ રોળાં રોજને રોજ વધતાં જ ગયાં. ડગલે ને ડગલે તેઓ દુશ્મનની નજીક અને નજીક જ જઇ રહ્યાં હતાં.

અને હવે તો બન્ને પક્ષની સેનાઓ સામસામી ખડી થઇ ગઇ છે. પરસ્પરના

ઘ્વીદોર મળે છે. મેદાનોની સામે પાસે સ્પેનની સેનાનાં શસ્ત્રો ચમકે છે, તેઓ એટલા નજીકમાં છે કે સુર્યપ્રકાશમાં એમના પીળા ભુખળ ચહેરા સાફ સાફ પારખી શકાય છે.

તેઓ પરદેશીઓની આ ભુમીમાં શું કામ આવ્યા છે? ભાડુતી પગાર માટે તેઓ પોતાનાં રક્ત વેચી રહ્યા છે. અને સ્વતંત્ર માનવીઓની કોટે પરાધીનતાની જંજીરો જકડવા તેઓ ફાંસીપોરા બની રહ્યા છે.

ભસુકતા અમીની રક્તરંગી જ્વાળાઓ આકાશ તરફ લબકારા મારતી દુર દુરથી પણ દેખાય છે. જે જે ગામડામાંથી એ સ્પેનીસ કુતરાઓ પસાર થયા છે, ત્યાં ત્યા આગ અને ખનાખરાબીનાં સ્મારકો તેઓ પોતાની પાછળ ખડાં કરતા ગયા છે. રહેંસી નાખેલાં માનવમુર્દા અને વીલાપ કરતાં બાળકો એમનાં સ્મરણચીહનો છે. પરદેશીઓ બીજું કરે પણ શું? તેઓ આપણી પીતૃભુમીમાં માત્ર લુંટ ચલાવવા જ આવ્યા છે.

પેલા ત્યાં ઉભા એ હીંસકો! એમના ઘોડાઓનાં જીનો પાલીસથી ચળકે છે, યુદ્ધના કામમાં એ કેળવાયલા છે, વીજય મેળવવો એ એમની ટેવ પડી ગઇ છે. ભુમાણુમ કર્યા વીના, દોડાદોડ વગર સુવ્યવસ્થીત હારોમાં ગોઠવાયલા એ સૈનીકો, સંહારની કળાને એમણે પોતાની કરી લીધી છે. એ શાંતીમાં અજબ લુચ્ચાઇ છુપાઇ રહેલી છે. ખરેખર તેઓ ભયાનક શત્રુઓ છે.

એમની સામે આ તરફ એકઠા થયેલ, નેધરલેન્ડસના વતનીઓ ઉતાવળા ઉતાવળા ટોળે મળ્યા છે. સાથે પગ ઉપાડવા જેટલીએ તાલીમ તેમણે મેળવી નથી, જમીન ઉપર સીધા ઉભા રહીને કે ઘોડાની પીઠ પર બેસીને બ્યવસ્થાપુર્વક લડવાની રીતથી તેઓ અાણજાણ છે. છતા એમણે ઉપાડેલા કામ માટે એમને અજબ શ્રદ્ધા છે, એમનાં હૈયાં દુશ્મનો તરફના ધીક્કારથી અને સ્વદેશપ્રતીના પ્રેમથી છલોછલ છલકાઇ રહ્યાં છે.

સામ્રાજ્યવાદી સ્પેનવાસીઓ એક વખત તેમને ભીખારડાના ઉપનામથી સંબોધતા હતા. અને એ ભીખારડાઓને પોતાની નગ્નદશાનું પુરેપુરું ભાન છે. પરંતુ તેટલા જ માટે એમના મુઠ્ઠા મજબુત રીતે ઉગામાયા છે, એમના દાંત ભયંકર રીતે કચકચે છે, એમના હોઠ દુશ્મનો માટે ખરબમાં ખરાબ શાપ ઉચ્ચારે છે, અને પોતાના વીજય માટે એમનાં હૈયાં લખલખતી આશાથી ઉભરાય છે.

[૯]

સંગ્રામ શરૂ થયો. માનવીઓનો સંહાર—ખુન આરંભાયાં. મૃત્યુ છલાંગો મારવા લાગ્યાં છે. માનવરક્તથી ગળાં ભુડી ગયા, એમની આંખો એ રક્ત પ્રવાહોથી ભરાઇ ગઇ ત્યાં સુધી, ભયાનક આનંદના ચીત્કારો કરતાં તેઓ સારી યે સમરભુમીમાં દોડાદોડની શરતો રમી રહ્યાં છે. ધરાઇ ધરાઇને માનવરક્ત પીધા પછી, તેમાં સ્નાન કર્યા પછી મૃત્યુની બીહામણી મુર્તિઓ અંધકારમાં અદ્રશ્ય થઇ ગઇ.

હવે તો એ સંહારક સંગ્રામ પુરો થયો છે. પ્રખર તેજે તપતો સુરજ એ ભયાનક દાનવલીલા જોઇને ત્રાસી ગયો હોય તેમ બર્ગનના મીનારા પાછળ છુપાઇ જતો દેખાય છે. રાત્રીના ઓળા મૃત્યુના બીહામણા પડછાયાઓ સાથે ઓતપ્રોત થઇ જાય છે.

એ યુધ્ધ કીર્તીવંત હતું, ભવ્ય હતું. પૃથ્વીપટ ઉપરના તમામ કાવાદાવા અને લડાયક કળાઓ કરતાં પણ જનતાનો ક્રોધ વીશેષ બલવાન છે.

પરંતુ વીજેતાઓ ય થાકીને લોથપોથ થઇ ગયા છે. એમના ચોકીદારોની તાપણીઓ સળગી રહી છે. તેની ઉષ્માથી પોતાનો થાક ઉતારવા તેઓ એની આસપાસ ટોળાબંધ વીંટળાઇને બેસી ગયા છે.

પડછાયા જેવી તેમની કાળી આકૃતીઓ દેખાય છે. તેઓ અંદર અંદર વાતો કરી રહ્યા છેઃ

"હા! હા! કેવા તેઓ નાઠા! જે કોઇ પછળ રહ્યો ને પકડાયો તેને તો વગર દયાએ કાપી જ નંખાયો. જરૂર એ લોકો આજના દીવસને જીંદગી સુધી યાદ કરશે. ફરીથી તેઓ પછા આવશે ખરા? દુષ્ટ સમ્રાટ આ લડાઇ પછી કેવો વીચાર કરશે? તેની શક્તી કયાં સુધી પહોંચી શકશે? તેઓ ફરીથી આવશે. આ વખતે તો વધારે મોટી ફોજ સાથે! વધારે પ્રચંડ નૌકા કાફલા સાથે!"

નીહાળો, તારાઓ કેવા ટમટમી રહ્યા છે. સમીર પણ નીર્મળ બન્યો છે. અત્યારે પણ તમે મુક્તીના સ્વર્ગદ્વાર ઉઘડતા જોઇ શકો છો. અને સ્વર્ગંગાનો તેજસ્વી માર્ગ તમને નોંતરાં આપતાં તમારી પાસે આવતો દેખાય છે.

દુર સુદુરથી સંગીતના સુરો વધતા જતા સંભળાય છે. સ્વાતંત્ર્યનું એ પ્રાચીન ગીત છે. આપણા પીતામહો જે સમયે સ્વાધીન દશા ભોગવી રહ્યા હતા, તે યુગનું એ આભાર ગીત છે. જેઓ એ ગાતાં ગીતોની નજીક છે તેઓ તેને ઉંચકી લે છે–ઝીલવા માંડે છે. તાપણીએ તાપણીએ તાપતાં ટોળાંએ હવે તો તેને ઉંચકી લીધું છે. અંધારામાં ડુબેલાં ખેતરો ગાય છે, રાત્રી પણ એજ મુક્તીનાં રણગીતો લલકારે છે. અનેક હાથો આકાશ તરફ ઉંચકાય છે. સ્વર્ગના કલ્પેલા દેવને તેઓ પ્રાર્થે છે. એમનો સુર છેક તારકવૃંદ સુધી પહોંચે છે. બધા પ્રાર્થે છેઃ

"પ્રભો! અમને સ્વતંત્રતા આપ!" *

---

* ડચ પ્રજાનાં લોકગીતો ઉપરથી.



# યુદ્ધવિરામના આડંબર

એક તરફ યુદ્ધવીરામનાં ઉજમણાં અને બીજી તરફ વીરાટ યુદ્ધની ચાલુ તૈયારી, એ બન્ને મનોદશા એક મ્યાનમાં ન સમાઇ શકે તેવી છે. યુદ્ધવીરામની વાતો કરનારાઓ જ યુદ્ધના અંત વખતે નક્કી થયેલા સ્વયંનીર્ણયનો અધીકાર હીંદને આપવાની ના પાડે છે અને સ્વતંત્રતાને બદલે દમનનીતીની ૩૩ કરોડ પ્રજાને ભેટ આપે છે! એ આડંબરી માનસની પાછળ રહેલી મીમાંસા આ લેખમાં લેખક કરી બતાવે છે.

:: લેખક :.

સ્વયંનીર્ણયવાદી

ઈ. સ. ૧૯૧૮ના નવેમ્બરની ૧૧ મી તારીખ યુરોપની ભુમી ઉપર ચાલી રહેલી લાખ્ખો મનુષ્યોનો સંહાર કરનારી યાદવીને અટકાવવા માટેના યુદ્ધવીરામ દીન તરીકે જાણીતી થઇ છે. તે પછી પ્રત્યેક વર્ષના અગીઆરમા મહીનાની અગીઆરમી તારીખે અગીઆર વાગે યુદ્ધવીરામના સ્મરણમાં સમસ્ત બ્રીટીશ સામ્રાજ્યમા બે મીનીટ સુધી તમામ કામકાજ થભાવી દેવામાં આવે છે. તે દીવસે યુદ્ધમાં અવયવો ગુમાવનારા અને બેકાર બનેલા માણસો માટે દાન માગવામાં આવે છે, અને મૃત્યુ પામેલાઓનાં આખરીસ્થનો પર પુષ્પો વેરવામાં આવે છે. તેમ છતાં સામ્રાજ્યની પાટનગરીમાં યુધ્ધો ચાલુ રાખવાની વાતો ભુરકી ભય.” નામોના આચ્છાદન નીચે ચલુ હોય છે, યુદ્ધના પરીણામ તરીકે થયેલા આર્થીક અવદશાના ચક્કરમાં આજે બ્રીટનની જ ભુમીમાં બાવીસ લાખ મનુષ્યો બેકાર છે, છતાં લશ્કરી તૈયારીઓ ૧૯૧૪ કરતાં વીશેષ જુસ્સાથી ચાલુ છે, મુડીવાદી સામ્રાજ્યવાદના પંજામા કરોડો માનવીઓને ફરજીઆત દબાવી રાખવા માટે જોઇએ તેટલુ માનવીબળ અને રણસામગ્રી આજે પણ વીના આનાકાનીએ વપરાય છે.

યુરોપી યાદવી વખતે બ્રીટીશ સામ્રાજ્યને પરાધીન હીંદે ૧૪,૦૦,૦૦૦ લડવૈયાઓની મદદ અને દોઢ અબજ રૂપીઆની યુદ્ધ ભેટ તેમ જ પોણાબે અબજ રૂપીઆની યુદ્ધની લોનો લેવામાં મદદ કરી હતી. ઉપરાત સામ્રાજ્ય સાથેના સબધને લીધે એ યુદ્ધને અગે વ્યાપાર ઉદ્યોગમાં હીંદને કરોડો રૂપીઆનું નુકશાન થયું, બ્રીટને પોતાની આંટ સાચવી રાખવા હીંદને વારંવાર ફેરવવામાં આવતા હુંડીયામણથી અબજોનું નુકશાન કર્યું તે જુદું. તેમ છતાં જે યુદ્ધ જગતમાં ન્યાય, નીતી અને સમાનતાનું સામ્રાજ્ય સ્થાપવા માટે લડવાનું કહેવાયું હતું, જેના પરીણામે જગતમાથી પશુબળ ઉપર નીતીબળનો વીજય થવાની ભાવીવાણીઓ ભાખવામાં આવી હતી અને સમસ્ત પ્રજાઓને સ્વયંનીર્ણયનો સ્વાધીકાર અપાશે

હતો, તેમ જ તેના દેખાવ માટે રાષ્ટ્રસંઘમાં પોતાની બહુમતી કરવા બ્રીટીશ મુત્સદ્દીઓ પોતાના પસંદગીના હીંદીઓને આંગળીએ વળગાડીને લઇ ગયા હતા, શાંતી પરીષદમાં પણ તેવો દંભી દેખાવ કરવામાં આવ્યો હતો, એ યુદ્ધના વીરામની બારમી સ્મરણ તીથીએ. જ્યારે હીંદવાસીઓ સ્વરાજ માગે છે, ત્યારે તેમની સામે લાઠી અને બંદુક ધરવામાં આવે છે, સ્વયંનીર્ણયની વાત કરવાની ધૃષ્ટતા કરનારા ૬૦ હજાર હીંદીઓને જેલમાં ધકેલવામાં આવે છે, અને સ્ત્રી જાતીનું અપમાન કરવા માટે જર્મનો સામે સમસ્ત વીશ્વમાં ટીકાનો ધોધમાર ચલાવનારા બ્રીટનના સ્થાનપરના પ્રતીનીધીઓ, હીંદી સ્ત્રીઓનાં અપમાનો કરવામાં પાછી પાની કરતા નથી!—આમ છતાં યુદ્ધ વીરામની વાતો હીંદમાં પણ ભારે આડંબર સાથે કરવામાં આવે છે!

[ ૨ ]

એ વન ખરી છે કે જ્યારે યુદ્ધ ચાલતું નથી હોતું ત્યારે શાણા મુત્સદ્દીઓ શાંતીની અને સુવ્યવસ્થાની વાતો કરે છે. જાતે અનેક પ્રજાઓ સાથે અનેક રીતે અસહકાર સેવી રહ્યા હોવા છતાં સહકારની સુંવાળી વાણીનાં પદે પદે પારાયણ રચે છે. તેમ છતાં એ વાતનો પણ ઇન્કાર કરી શકાય તેમ નથી કે, આંતરરાષ્ટ્રીય જીવનને સાદ્યાંતર અગત્યની વસ્તુ તરીકે યુદ્ધનો જ સ્વીકાર—પરોક્ષ રીતે પણ—કરવામાં કોઇ પાછું પડ્યું નથી. છેલ્લી સદીની ભયંકરતા ઉપર ભાષ્યો રચાયાં છતાં અત્યારે પણ વીશ્વભરમાં નવાં યુદ્ધ જાગવાની પરીસ્થીતી અને તેનો સહર્ષ સ્વીકાર કરનારાં માનસ જેવાં ને તેવાં જીવતાં જાગતાં જણાય છે.

યુદ્ધની ભાવનાને સદૈવ જીવંત રાખવામાં સામાજીક અને રાજકારણી તેમ જ ધાર્મીક વ્યવસ્થા મહત્ત્વનો ભાગ ભજવે છે. આપખુદ સત્તાને અથવા તો ઉમરાવવાદને ટકાવી રાખવા માટે યુદ્ધને આકર્ષક સ્વરૂપ અપાય છે. ધાર્મીક અસહીષ્ણુતાઓને લીધે, રંગીસ્તાક વહેમોને લીધે, અજ્ઞાનને લીધે તેમ જ એક માનવસમાજને બીજા માનવસમાજને હાથે સદૈવ લુંટાતો રાખવાની મનોદશાને લીધે આવાં ભયંકર યુદ્ધો સરજાય છે. અને જગતમાં જેઓ કાયમી યુદ્ધવીરામ ઇચ્છતા હોય તેમનાથી એ વાતનો પણ અસ્વીકાર થઇ શકે તેમ નથી કે, જ્યાં સુધી ન્યાય અને સહકારની ખરેખરી અને સરળ ભાવનાના પાયા ઉપર માનવ સમાજની ડહાપણ ભરી રીતે પુનર્વ્યવસ્થા થાય નહીં ત્યાં સુધી દુનીયામાં શાંતીનાં સામ્રાજ્ય સ્થાપી શકાય તેમ છે જ નહીં.

ધર્મ અને રાજસત્તાની માફક યુદ્ધ પણ સંસ્કૃતી જેટલી જુની વસ્તુ છે. પહેલી બે વસ્તુઓએ પોતાની સત્તા, કીર્તી અને સંપત્તીને ખાતર ત્રીજી વસ્તુને નીરંતર પોષણ આપીને તેનો ઉપયોગ કર્યો છે. પોતાની સત્તા નીચે નવા નવા દેશો આવે અને પોતે મોટા પ્રમાણમાં જર, જમીન અને ગુલામોનો માલીક બને તે માટે રાજાઓએ પોતાની પ્રજાઓને લોહી તરસી લડાઇઓમાં હોમી છે, ધર્માચાર્યોએ પોતે જે પ્રભુને નામે પેઢીઓ ચલાવી રહ્યા હોય છે, તેના નામની અંધશ્રદ્ધાનો પ્રચાર બહોળા પ્રમાણમાં થાય અને તેથી કરીને તેમને પુષ્કળ અંગત લાભ થાય તે માટે યુદ્ધોને ઉત્તેજન આપ્યાં છે. યુદ્ધનો ઇતીહાસ હમેશાં એક અથવા તો બીજા સ્વરૂપમ

વીજયપ્રાપ્તીનો જ હોય છે. તેમ છતાં એ વીજયનો લાભ યુદ્ધમાં ઉતરેલાઓને મળતો નથી. તે તો રાજાઓ, ધર્માચાર્યો અને સંપત્તી કે સત્તાના ઇજારદારોને જ ફાળે જમા થાય છે! યુદ્ધના બોજાથી કચડાઇને વાંકી વળી ગયેલી કમરોવાળી જનતાના ખેડ બરડાઓ ઉપર, પોતાની નક્કર એડીઓને વધુ જોરથી દાબતો એ વર્ગ એ લાભનો ઉપભોગ ઉડાવે છે! જનતાને માટે તો યુધ્ધો હંમેશાં ભોગ લેનારાં જ નીવડે છે. પછી ગમે તો તેઓ યુદ્ધમાં મરીને ભોગ આપે કે યુદ્ધના કચડી નાખનારા આર્થીક બોજાઓને સહન કરીને અથવા તો વીજેતાઓને હાથે માર ખાઇને, લુંટાઇને અથવા તો તેના ગુલામ બનીને તે ભોગ આપે. યુધ્ધો હમેશાં આપખુદ રાજાઓને માટે અથવા તો આપખુદીથી રાજ્યવસ્થા ચલાવનારા વગેરેને સારૂ જ લડાયાં છે. જનતાને તો તેથી ઉત્પન્ન થતી મોંઘવારી, મૃત્યુ, અવયવભંગ અને બેકારી જ સહન કરવાં પડે છે. છતાં ભોળો આમવર્ગ વફાદારીની ઉભી કરવામાં આવેલી ઇંદ્રજાળોમાં ફસાય છે, તે માટે તેઓ પૈસા આપે છે, અને પોતાના માલીકોની પ્રતીષ્ઠાની અને નફાની ખાતર તેઓ એક બીજાને કાપી નાખે છે અને જાતે પણ કપાઇ મરે છે!

બુદ્ધીવાદીઓ પણ આ અવળા પ્રચાર કામના હાથા બનીને તેનાં લોકપ્રીય ભાષામાં વર્ણનો લખીને જનતાને અવળે માર્ગે દોરી જાય છે. વીદ્યાર્થીઓના હાથમાં મુકવામાં આવતા ઇતીહાસો આવી યુદ્ધકથાઓથી ભરેલા હોય છે. આપખુદ રાજાઓ પોતાની મોટાઇ ખાતર, પોતાની લાલસાની તૃપ્તી માટે એક બીજાના ખાસ હક્કો ઉપર હુમલા કરે, યુક્તીઓ અજમાવે અને માનવજાતીના સંહારનાં કારણભુત યુધ્ધો જગવે એનાં તેમાં વખાણ હોય છે. એમાં બીજું કંઇ જ નહીં પણ રાજકારણી પક્ષાપક્ષીનો છુપો પ્રચાર જ હોય છે. એવા પ્રચારના પાયાથી આવતી કાલના નાગરીકોનાં મનને કલુષીત કરવામાં આવે છે અને ભોળી જનતા મુંગે મોઢે વર્ગીય લાલસાની લડાઇમાં હથીયાર બનવા તેથી તૈયાર થાય છે!

અને આ યુધ્ધો કેવળ પશુબળનું પ્રદર્શન નથી તો બીજું શું છે? કોઇ પણ મનુષ્ય પોતાની વસ્તુ સહેલાઇથી કોઇને સોંપી દેતો નથી, એટલે તેની ઉપર વીજય મેળવવાની મુખ્ય ભાવનાથી યુધ્ધોની હોળીઓ સળગાવવામાં આવે છે. તેથી થોડાક મનુષ્યોના અંગત લાભ માટે નીર્દોષ માનવસમાજનો કચ્ચરઘાણ નીકળી જાય છે.

ધીરે ધીરે પ્રજા કંઇક સમજણવાળી થતી ગઇ, એટલે યુદ્ધનાં કારણો પરોક્ષ રીતે તેમને ગળે ઉતારવા માટે સંસ્કૃતીની વાતો આગળ ધરવાની નવી રીત નીકળી. પણ એ સંસ્કૃતી એટલે શું? એની સાદી વ્યાખ્યા કરવી હોય તો લશ્કરીવાદ એ જ થઇ શકે. વાસ્તવીક રીતે તો શાંતી અને સમાધાનના યુગમાં જ સંસ્કૃતીનો વીકાસ શક્ય બને છે. એટલે જગતમાં જેટલાં યુધ્ધો થયાં છે, તેથી તો જગતની સંસ્કૃતીમાં અવરોધ જ થયો છે. એટલું જ નહીં પણ ધાર્મીક, જાતીય અને બીજા ઝઘડાઓની નવી ગુંચવણોમાં માનવજાતીના સ્વાભાવીક વીકાસને ગુંચવી નાખવામાં આવ્યો છે. એ ગુંચવણનાં જાળાં ને નવાં નવાં રૂપો આપવામાં આવ્યાં છે. દેશભક્તી, વીશીષ્ટ હક્ક, આર્થીક લુંટ, વહેમ એ બધાં એનાં નવાં નામ છે. અને યુદ્ધનાં બીજ એમાં જ છુપાં રહેલાં છે.

# [ ૩ ]

માનવજાતીની પ્રગતીના આખા યે ઇતીહાસને ફેંદી વળો તો જણાશે કે, સમાગેએ, ધનાઢયોએ કે લશ્કરી અમલદારોએ [જેમના જગતમાં બહુમાન કરાવવાની યુક્તીબાજી આકર્ષક રીતો નીરંતર અજમાવવામા આવે છે] એ પ્રગતીમાં જરા જેટલો યે ફાળો આપ્યો નથી, ઉલટો તેના વીરોધમા મોટો ફાળો આપ્યો છે. એથી જ જગતનાં અનેક બળવાઓને ઉત્તેજન મળ્યું છે. એટલે જે જગતના આમવર્ગે કોઇ પણ વર્ગનો આભાર માનવાનો હોય તો તે વર્ગ વેજ્ઞાનીકોનો, કેળવણીકારોનો, નવીન વીચારસરણીના યોજકોનો અને કલાકારોનો જ છે. તે ઢ હાસની આમાજીક અને આર્થીક તેમ જ રાજદારણી વ્યવસ્થાને લીધે, એ વર્ગ પણ પરાધીન બની ગયો છે, તેટલું જ નહીં પણ તેમની મહાન શોધોનો તેમ જ ચમતા શ્રમનો ઉપયોગ માનવસમાજની સુન્દરી અને [વીકાસને બદલે તેના અવરોધ માટે કરવા ઓર ઉપર જામુવેલા વર્ગોએ, તેની આસપાસ પણ પોતાની સત્તા અને સામર્થ્યની વાડ રચી નાખી છે!

દેશભક્તી—કદાચ એ ભલી વસ્તુ હોય તે પણ—નો પણ આ જ રીતે દુરૂપયોગ કરવામાં આવ્યો છે. યુદ્ધના સમયે મનુષ્યોને ઝનુની બનાવવામાં તેનો ઉપયોગ કેરીવસ્તુના જેવો થાય છે યુદ્ધના બીજને જીવંત રાખવામાં અને તેના ફળ સમાં યુધ્ધોને વીશેષ ભયંકર બનાવવામાં, પરદેશીઓને ઉતારી પાડી 'તેમની સામે વીકરાળ દુશ્મનાવટ ખીલવવામાં દેશભક્તી એ મુડીવાદી—શાહીવાદના હાથમાં મોટામાં મોટું સાધન થઇ પડયું છે. સામાન્ય દ્રષ્ટીએ જોઇએ તો પણ સંકુચીત દેશભક્તી એ સર્વદેશીય માનવપ્રેમની વચ્ચે મોટામાં મોટી આડખીલી છે એ સહજે સમજી શકાય તેવી વાત છે. તેમ છતાં ઠામ ઠામ ઉભી કરવામાં આવેલી દેશભક્તીની સાંકડી વાડોને જોઇને, બુધ્ધીમાનો પણ સાર્વદેશીય ભાવનાને ખીલવવા માટે સ્વદેશભક્તી ઉપર વીશેષ ભાર મુકવાની ભુલ કરે છે. પરંતુ દેશભક્તીની ભાવનાના મુળમાં જરાક ઉંડા ઉતરીએ અને શાંતીપુર્વક તેનો વીચાર કરીએ તો જણાય કે, રાષ્ટ્રીય પ્રતીષ્ઠાના રૂપાળા નામે ઉભી કરવામાં આવેલી લાગણીનો તે ઉભરો જ માત્ર છે, તે ઉભરો માનવજાતીના એક સમુહને બીજા મોટા સમુહથી અલગ થઇ જવાની અદેખાઇ ભરી ભાવનાને ઉદેરે છે. દેશભક્તીને નામે માનવતાને વીરોધ કરવામાં આવે છે, જેની સામે યુદ્ધ જગાડવાનું હોય તે જાતીને માનવસમાજની બહારની મનાવીને માનવતાની પ્રગતી માટે લડાઇઓ કરવાનો બેહુદો બોધ જનતાનાં ગળામાં રેડવાની ભ્રામક વાતો કરવામાં આવે છેઃ આમ યુદ્ધ એ સત્યને કચડવાનું અને અસત્યને ઉત્તેજવાનું પણ મીઠું સાધન થઇ પડે છે! સ્વતંત્ર દેશની સ્વતંત્રતા ભોગવવાનું અભીમાન ધરાવતી પ્રજાઓ પણ આ દીશામાં ભારેમાં ભારે પરાધીનતાનું પ્રદર્શન કરે છે. સ્વતંત્ર વીચારસરણીની ઉપર પણ યુદ્ધ એ ભયંકર અંકુશ થઇ પડે છે, અને અપવાદ તરીકે કોઇ તેની સામે એક અક્ષર સુદ્ધાં ઉચ્ચારવા જેટલી સ્વતંત્રતા બતાવે તો તુરત જ તેનું સ્થાન તુરંગમાં નક્કી થઇ જાય છે. આમ યુદ્ધ એ સામાજીક સંબંધોની ખીલવણીનો વીરોધ કરનાર પણ બની બેસે છે.

ઉદાહરણ તરીકે આપણે છેલ્લી યાદવીની જ વાત લઇએઃ તે વખતે સામાન્ય

નીતિ મીત્રરાજ્યો તરીકે ઓળખાતાં રાજ્યોએ દુશ્મન રાજ્યો તરીકે ઓળખાતી પ્રજા માટે અને ખાસ કરીને જર્મનો માટે જે જાતનું પ્રચારકાર્ય કર્યું હતું, તેથી જર્મનો મનુષ્યો કરતા રાક્ષસોને મળતા વીશેષ હોય તેવું બતાવવામાં આવ્યું હતું. પરંતુ આજે એ જ જર્મન પ્રજાની સાથે ૧૯૧૪–૧૮ ના તેના કટ્ટર દુશ્મનો બધી બાબતનો સહકાર કરે છે. શું ત્યારે એ જર્મન પ્રજાની દુષ્ટતા એકાએક અદ્રશ્ય થઇ ગઇ? આનો જવાબ એટલો જ આપી શકાય કે, યુદ્ધની ઉશ્કેરણી માટે સ્વ-દેશભક્તીના ઉભરાનો જે ઉછાળો ચડાવવામા આવ્યો હતો તે ઉભરો હવે શમી ગયો છે, એટલે અંશે માનવસમાજની દષ્ટી આડેના કૃત્રિમ પડળો આછાં બની શક્યાં છે. હવે કદાચ ભવીષ્યના એકાદ મહાયુદ્ધમા ગઇ વખતનાં મીત્રરાજ્યોમાંથી કોઇક દેશ સામસામે બની જાય, અને જર્મનો કોઇક મીત્રરાજ્યના મીત્ર થઇ જાય, તો એ જ જર્મનો માનવતાની મહામુર્તીઓ બની બેસે, અને ૧૯૧૪–૧૮ ના ન્યાય–નીતીના સંરક્ષકમાંની પેલી મીત્રપ્રજાને ફાળે રાક્ષસ બનવાનું આવી પડે! આ શું બતાવે છે? એ જ કે યુધ્ધ એ અકુદરતી હોઇ અનેક અકુદરતી જુઠ્ઠાણાંનું તે જન્મસ્થાન છે. યુદ્ધમદની ગાંડાઇમાં માનવસમુહનું જ્ઞાન દટાઇ જાય છે, એટલે યુદ્ધ જ્ઞાનનું દુશ્મન પણ છે.

છેલ્લી યુરોપીય યાદવીની ગરમીમાં જે જે મોટાં મોટાં વચનો ઉચ્ચારવામાં આવ્યાં હતાં, અને પ્રતીપક્ષીઓ ઉપર જ યુદ્ધ જગાડવાનો બધો અપરાધ ઓરાડવામ આવતો હતો, તે આજ બાર બાર વર્ષને ગાળા પછી તટસ્થ દષ્ટીએ જોનારને માત્ર ઢોંગ જ જણાય છે. મીત્રરાજ્યોનાં ગુપ્ત તહનામાંમાંનો કેટલાંક હવે ખુલ્લાં થઇ ગયા છે, ન્યાય, નીતી માનવતા તેમ જ આત્મનીર્ણયના અધીકારની વાતો બાર બાર વર્ષથી કસોટીએ ચડી રહી છે અને તે બધું કંચન નહીં પણ કથીર પુરવાર થયું છે. જગતમાં ફરીથી યુધ્ધ ન જાગે માટે '૧૪–'૧૮ નું આખરી યુદ્ધ છેવટ સુધી લડી લેવાની વાતો પણ નવા યુદ્ધની થઇ રહેલી તૈયારીઓથી દંભી દેખાણી છે. અને પુરવાર થયું છે કે યુદ્ધ સાર્વદેશીય લશ્કરીવાદની ચડસાચડસીને લીધે, સ્વાર્થી સામ્રાજ્યવાદની હરીફાઇને લીધે અને મુડીવાદીઓની લાલચુ લડાઇઓને માટે જ જાગ્યું હતું, અને લાખ્ખો મનુષ્યોના તેમ જ અબજો રૂપીઆના ભોગ લેવાયા છતાં આજે જગતમાં યુદ્ધનાં કારણો જેવાં ને તેવાં–વધુ તીવ્ર સ્વરૂપે દેખાય છે. પરાધીન પ્રજાઓના આત્મનીર્ણયના અધીકારો સામ્રાજ્યવાદની એડીઓ નીચે છુંદાય છે, અને ન્યાય–નીતીની વાતોની પ્રજાસંઘમાં યે ઠેકડી ઉડાવવામાં આવે છે!

[૪]

યુદ્ધ એ માનવસમાજના વીકાસને રૂંધે છે, જો યુદ્ધને માટે જ વીજ્ઞાનનો ઉપયોગ મોટે ભાગે થતો ન હોત તો મનુષ્યોને ઓછા સમુહમાં, થોડી પળોમાં મારી નાખવાના ઝેરી ગેસ અને કાતીલ ફાંગણો શોધવાને બદલે, વૈજ્ઞાનીકો મનુષ્યોને જીવાડવાનાં સાધનો શોધવા માટે સમય ફાજલ પાડી શકત, પ્રજા પ્રજાનો વીરોધ કરી, પરસ્પર વચ્ચે દુશ્મનાવટ ખીલવવાના કામમાં વર્તમાનપત્રોનો, લેખકોનો અને ઉપદેશકોનો તેમ જ સીનેમા અને તારયંત્રોનો દુરૂપયોગ થયો ન હોત તો. એ જ સાધનો સર્વ-

દેશીય બંધુભાવને સંગીન પાયા ઉપર મુકવાના કામનાં પ્રચારક બની શક્યાં હોત, અનઉત્પાદક દારૂગોળો અને માનવસંહારક યંત્રો બનાવવા પાછળ જગતના ઘણા દેશોના કારખાનાં રોકાયલાં રહેતાં નહોત તો, અનેક પ્રકારની ઉત્પાદક વસ્તુઓ વીશેષ પ્રમાણમાં મનુષ્યોને મળત, તેથી પરીણામે માનવજાતીને ઓછું કામ અને પુરતો બદલો મળે તેવી વ્યવસ્થા સહેલાઇથી થઇ શકત, ગુપ્ત રાજ્ય ખટપટો અને પાકા પ્રદેશો પચાવી બીજી પ્રજાઓની ડોકે ગુલામીની જંજીરો નાખવા માટે બુદ્ધી, સમય, શક્તી અને સંપત્તીનો દુરૂપયોગ થયો ન હોત તો, જગતભરમાં સ્વતંત્રતાનો ફેલાવો વીશેષ પ્રમાણમાં થાત અને પરીણામે ખોટી આર્થીક લુંટો, નકામી વ્યાપારી હરીફાઇઓ અટકી જઇને, પ્રત્યેક પ્રજા પોતપોતાના દેશમાં સ્વતંત્ર બની માનવજાતીના સંપુર્ણ વીકાસ માટે સાર્વદેશીય સહકારના માર્ગે વીશેષ ગતી કરી શકી હોત.

તે માટે જગતભરમાં શાંતી છવાય, એક પ્રજા ઉપરની બીજી પ્રજાની આપખુદ સત્તાઓ ન રહે, મુડીવાદી સામ્રાજ્યવાદ આર્થીક શોષણ ચલાવી ન શકે તે માટે અમુક પ્રજાને કે તેના અમુક સમુહને ખાસ અધીકાર ન મળે તેવી વ્યવસ્થા થવી જોઇએ એનું જ નામ યુધ્ધવીરામ. પણ અત્યારે એક પણ સામ્રાજ્યવાદી કે મુડીવાદી દેશના દીલમાં આવા યુધ્ધવીરામની કલ્પના પણ થવી મુસ્કેલ છે, તો પછી એની આડંબરી યુધ્ધવીરામની વાતો પ્રતીવર્ષે કરવાથી શું લાભ? એનો વીચાર બુધ્ધીમાન સ્ત્રી પુરૂષોએ જાતે જ કરી લેવાની જરૂર છે.





# રાજારામ શાસ્ત્રીની મુંઝવણ

—કલ્પના કથા—

લેખ કલ્પનાનાદી

**રા**જારામ શાસ્ત્રીના ઘરની વાતો આજ 'શેન આખા ગામમા ચર્ચાઇ રહી હતી ગામના લોકોને ય જાણે બીજુ કશુ જ કામ ન હોય, તેમ બધા એક જ માણસની પાછળ પડયા હતા

રાજારામ બીચારા બહુ કટાળી ગયા હતા અને વહેમી પણ એટલા બની ગયા હતા કે નીશાળે જતા બાળકોના બે બાળકો અદર અદર તોફાન કરતા હસતા હોય અને બાજુમાથી જો રાજારામ જતા હોય તો એમને એમ જ લાગે કે જરૂર એ એમરાં એમની જ મશ્કરી કરી રહ્યા છે

એથી ઘણુ ખરૂ તેમણે બહાર નીકળવાનુ ય છોડી દીધુ હતુ

સગા સબધીઓ અને મીત્રો ઉપર પણ તેમને અવીશ્વાસ આવવા ગયો હતો ઘણુ વખત રાત્રે નીર્જન રસ્તા ઉપરથી તે એકના જતા હોય ત્યારે પોતાનો પડછાયો જોઇને પણ રૂપેને કોઇ માણી પાછળ આવતુ હોય એમ માનીને ભડકના હતા

પણ રાજારામ શાસ્ત્રીની આ અનામપણુ કારણ એ રીતે જ હતા તે વાત હજુ એમનાથી સમજી શકાતી નહોતી એટલે તે એનો બધો દેષ પોતાની નવી ગ ચગ ગૌરીને માથે મુકતા હતા અને તેથી તેમને ઘરમા હમણા હમણા દરરોજ તકરારે થતી એથી ન તો તેમને બહાર શાની મળતી કે ન તો ઘરમા શાતી મળતી

[૨]

**વાત** એવી બની કે રાજારામની પીસ્તાલીસ વર્ષની ઉમ્મરે એમની જુની ઇચ્છાગૌરી ગુજરી ગઇ જુનીને માત્ર બે પુત્રીઓ જ હતી, એટલે બહારથી શાસ્ત્રીજી છોકરાની ઇચ્છા બતાવવા માટે લગ્નની તૈયારી કરતા હતા, પરતુ અદરખાનેથી તો એમની ખાસ વૃત્તિ વીષય લોલુપતાની તૃપ્તી પુરતી જ હતી

પુરાણોની કથાઓ વાચવામા પાવરધા હતા, ઉપરાત બીજી વીધીઓ કરાવવામા પણ તેઓ હોશીયાર મનાતા એથી એમને ગામના ગે' ગા ડા રોની તેમજ મધ્યમવર્ગીઓની ઘરાકી [યજમાનગીરી એ ઘરાકીનુ રૂપાળુ દેખાવુ નામજ છે] મ ' ળતી

કરનરેખા જેવામાં, ગૃહદશા બનાવી આપવામા તંત્રોનાં દેવદેવીઓને ખુશ કરનારાં ચોકઠાં ગોઠવવામાં શાસ્ત્રી નામચીન મનાતા. એટલે પુરૂષો કરતાં મોટા ઘરની સ્ત્રીઓ તરફથી એમને સારી કમાણી થતી. અપુત્રવતીઓને પુત્રો આપવા માટે તે ભગવાનને ઘેર સીધો સંદેશો પહોંચાડવાના ઇજારા તરીકે જપ કરતા, નાના મોટા યજ્ઞો કરતા, શંકરની ધધાંધી પ્રકારની નાની મોટી પુજાઓ કરતા અને સત્યનારાયણની કથાનો ઇતીહાસ પણ વાચતા.

આથી ઇચ્છાગૌરીના યુગમાં રાજારામની કમાણી સારી હતી. જુવાની હોવાથી ધીકતો ધંધો ચલાવી શકતા, ઘરાકોમાં દોડાદોડ કરી શકતા અને નામના સાથે પ્રતીષ્ઠા પણ કમાઇ શકતા.

પરંતુ સ્વભાવે શાસ્ત્રી કરડા અને ચારીત્ર્યમાં ઢીલા હતા. એથી ઇચ્છાગૌરી સાથેનો એમનો સંસાર સુખી ન હતો. છતાં ગયા યુગનાં ઇચ્છાગૌરી પતીને પ્રભુ માની, એમની ગાળો, એમની તીરસ્કાર ભરી વાણી, એમના હાથનો માર બધું પૃથ્વી ઉપરના પ્રભુની પવીત્ર પ્રસાદી માનીને ગળી જતાં.

"ગુરૂ અને પતી ગમે તે કરતા હોય છતાં તેમની ગુપ્ત વાતો જાણવાનો પ્રયાસ કરનાર રૈ રૈ નર્કમાં પડે છે."

એ રાજારામનું માનીતું સુત્ર, તે જ્યારે ખુશ મીજાજમાં હોય [જેવું ઘરમાં તો અપવાદ રૂપ જ ગણાતું] ત્યારે ઇચ્છા વહુને ય સમજાવતા.

પણ એમણે ન સમજાવ્યું હોત તો પણ, ઇચ્છા એથી જુદો વીચાર કરત જ નહીં. એમ કરવામાં પાપ છે અને તેથી નર્કમાં પડાય એ ભય જ તેમને પતીના ગુપ્ત કાર્યોનો વીચાર કરતાં અટકાવત.

રાજારામ શાસ્ત્રી બહારથી 'પ્રભુનું માણસ', 'ચારીત્ર્યશીલ બ્રાહ્મણ' મનાતા પણ ખરા. પરંતુ ઇચ્છા વહુ તે પતીમાં ચારીત્ર્ય અને બ્રાહ્મણપણું કેટલું છે તે બરાબર જાણતાં હતાં. છતાં ગરમ કરેલા સીસાનો રસ યમદેવ મરણ પછી એમના કાનમાં રેડે નહીં એટલા માટે તે મનની વાત મનમાં જ રાખતાં, અને સ્ત્રી-સ્વભાવ પ્રમાણે પોતાના પતીને પોતાના ઘરમાં જ, હાથ જેવરાવવા કે પુત્ર પ્રાપ્તીનાં ફળ માટે શું કરવું તેની વીધી પુછવા આવેલી શ્રધ્ધાળુ સ્ત્રીઓની સાથે લટકાં મટકાં કરતાં જોઇને એમને કોઇ વખત ગુસ્સો થતો, ત્યારે પણ ખીજી જ પળે તે મનની લાગણીઓ ઉપર અંકુશ મુકી, ગુસ્સાને સમાવવા રામનામના જાપ કરવા બેસી જતાં.

એક વખત ઇચ્છાગૌરીને બે ચાર મહીના પીયર રહેવાનું થયું તે અરસામાં રાજારામને ત્યાં સ્ત્રી યજમાનોની ગરદી વીશેષ પ્રમાણમાં રહેતી, તેથી પોળનાં માણસોમાં સહેજ બબડાટ થયો હતો, પરંતુ સવાહાથ લાંબી શીખાને વાંસા ઉપર છુટી મુકી, કેશરી પીતાંબર પહેરી, ચાખડીએ ચડી, ભાલપ્રદેશને ભસ્મના સ્થુલ લેપનથી વીભુષીત કરી, હસ્તમાં પુજાપાત્ર ગ્રહણ કરી, તે પોળના નાકેના શીવાલયમાં જઇને પુજા કરી સો બસો બીલીપત્રો વીશેષ ચડાવી મોટે મોટેથી રૂદ્રી બોલતા એટલે એ બડબડાટ આપોઆપ સમી ગયો હતો; પરંતુ ઇચ્છાવહુ પીયરથી પાછાં આવ્યાં ત્યારે પોળની કેટલીક સ્ત્રીઓએ તેમની આગળ શાસ્ત્રીજીને માટે વાત કરતાં કહ્યું :

"ઇચ્છા બહેન, તમારાથી આ બધું સહન થાય, અમારા જેવીઓથી તો ઘરમાં રોજ રોજ નવી નવી જવાનજોધ બાયડીઓ આવીને ભાયડા સાથે વાતો કરે તે સહન થાય નહીં."

ત્યારે ઇચ્છા વહુએ તુરત જ એમને વારેલાં. એમણે શાસ્ત્રીજીનું પ્રીય સુત્ર સંભળાવતાં પાડોશણોને કહ્યું હતું કે: "પતી એ તો સ્ત્રીનો પ્રભુ છે. પુજ્ય છે. એ શું કરે છે તે જોવાનું કામ આપણું નથી. આપણે માટે તો ભવસાગર તરી જવા માટે પતીને પરમ પુજ્ય ગણી તેની ભગવાનની માફક પુજા કરવી એ જ માત્ર એક માર્ગ છે."

અને ખરેખર બીચારાં ઇચ્છાગૌરી છેવટ સુધી એવી જ ભક્તી કરતાં કરતાં ગયાં. રાજારામના જે પગોએ નહીં જેવા કારણે-સર ઇચ્છાગૌરીના શરીર પર વીના ભાને તડાતડ લાતો ફટકાવી કાઢેલી, એ પગની ચંપી ઇચ્છાગૌરી મહીનામાં છવ્વીસ દીવસ કરતાં, જે મુખમાંથી ઇચ્છાગૌરીને માટે ગમે તેવા શબ્દો નીકળતા તે મુખના આસ્વાદ માટે તે નીત્ય હોંશથી રસોઇ કરતાં અને એ મુખમાં રસોઇની વાનીઓ ન ગઇ હોય ત્યાં સુધી પોતે પાણી સુદ્ધાં પીતાં નહીં.

એવાં ઇચ્છાગૌરી ગયાં અને રાજારામે ચંચળગૌરી વસાવ્યાં?

## [ ૩ ]

ચંચળગૌરીને એ ખરેખર વસાવી જ લાવ્યા હતા. એના બાપે ચંચળને પંદર વર્ષની કરી હતી તે પૈસા માટે જ. રાજારામે ચંચળના બાપને અનેક સ્મૃતીઓના આધાર ટાંકીને બ્રાહ્મણો માટે કન્યાવીક્રય કેવો નીષીદ્ધ છે તે બતાવવાના પ્રયત્ન કર્યા હતા, પરંતુ ચંચળના પીતા ધનશંકર જોષીએ પૈસાની બાબતમાં ઋષીમુનીઓની તો શું પણ ખુદ ઇશ્વરની આજ્ઞાનો યે ઇનકાર કરવાની સીધી વાત સંભળાવી દઇ ચંચળનો ભાવ જે ઋપીઆ શકે તેવા બ્રાહ્મણની શોધ કરવાનો મક્કમ ઇરાદો જાહેર કર્યો હતો, એટલે ન છુટકે રાજારામને પુરા પચ્ચીસ સો રૂપીઆના કબલાખત ઉપર મતું મારવાની ફર્જ પડી હતી.

- એ સગપણ પછી તુરત જ લગ્ન થવાનાં હતાં. દરમીયાન ઇચ્છાશંકરનાં ઘરવાળાં રૂખમણીએ જમાઇનાં વખાણ કરતાં સહુને કહેવા માંડ્યું હતું:

"મારી ચંચળ નસીબદાર તો ખરી. રાજારામ શાસ્ત્રી જેવા જમાઇ મળે એટલે ચંચળને કશું જ દુઃખ નહીં. કેવા કેવા માણસોની રાજારામને યજમાનગીરી છે. ભલભલા રાજાને ઘેર નહીં હોય એવી 'સાયબી' રાજારામને ત્યાં મ રી ચંચળને મળશે. અને વળી બીજવર. ખાસ્યો ઘડાયલો સંસાર વર્તન જાણનારો વર. બીજવરની બાયડીને જ દુનીયાનાં બધા સુખ ભોગવવાના મળે. જુનીની બે છોડીઓ છે, પણ એ તો પરણીને એમને ઘેર રહે છે. એટલે ઘરમાં તો ચંચળ ને રાજારામ બે જ. વચ્ચે કોઇની દખલ જ નહીં. પંથ વર હોય તો મારફાડ કરે, છણક ભણક થાય, પણ બીજ વર બાપડો નાનકડી બાયડીનો દબાયલો જ રહે. અને ખાસ્સી ચંચળ તો પંદર વર્ષની, જઇને તરત ઘર માંડે એવી એટલે એને તો રાજારામ શાસ્ત્રી હથેળીના ફોલ્લા જેવી સાચવશે."

આમ રાજારામના ઘરમાંથી પચીસ સો રોકડા ગયા અને બદલામાં ધનશંકરને ત્યાથી એ ચંચળને લઇ આવ્યા.

થોડાક મહીના રાજારામે વીધુરાવસ્થા ગાળી તેટલો વખત એમને ઘરકામમાં મદદ કરવા એક વીધવા તેમને ત્યાં રહેતી હતી.

તે બાળવીધવા હતી. ભગવાનની ભક્તી કરવાથી પોતાને સ્વર્ગ મળે અને મરેલા

ચરના આત્માને શાંતી પ્રાપ્ત થાય એવા એવડા લાભથી એ ભક્તાણી થઇ હતી. આખા ગામમાં રાજારામશાસ્ત્રીની જ્યાં કથા હોય, પારાયણ હોય ત્યાં તે જતી. પોતાને ત્યાં તે ચૈત્ર મહીનામાં ઓખાહરણ વંચાવતી, કેટલીક વખત એકાદશી મહાત્મ્ય વાંચવા તેમ જ સત્યનારાયણની કથા કરવા રાજારામને મોટા માનપુર્વક નોંતરતી.

એ ભક્તોમાર્ગને વધારે ફળદાયી બનાવવા અને સ્વર્ગની વીશેષ નજીક પહોંચવા એ વીધવા–ગોમતી રાજારામની વીધુરાવસ્થામાં સેવા કરવાની વૃત્તીથી એમને ત્યાં આવીને કામ કરી જતી.

ચંચળગૌરીના આવ્યા પછી પણ ગોમતી 'નવી' ને ઘરકામની સમજણ પાડવા માટે સેવાભાવે રાજારામને ત્યાં પહેલાંની માફક જ આવતી જતી હતી. અને રાજારામ શાસ્ત્રીને મુંઝવણ ઉભી કરનાર દશાના પહેલા પગરણ એને લીધે જ મંડાયાં હતાં.

ચંચળ જેટલી ચાલાક હતી તેવી એને રાજારામ જાણતા નહતા, તોફાન, મસ્તીમા તે ગામની બધી સમોવડીયણ છોકરીઓને પુરી પડતી, કજીઆ વખતે છેવટનો પીજ્ય વરવાની કળા એ રૂખમણી પાસેથી જ શીખી હતી, બીજ વરની સાથે 'નવી' વહુઓએ કેવી રીતે વર્તવું એ શીક્ષણ એને પીયરમા ભાભીઓએ આપ્યું હતું. અને એ પરણીને આવી તે પછીના પહેલા અઠવાડીઆમાં જ લાગ સાધીને પાડોશણોએ રાજારામશાસ્ત્રીના ચારીત્ર્ય વીષે, 'જુની'ને એમણે આપેલા ત્રાસને માટે તેમ જ ગોમતીના ભક્તીવાદના ઓઢણા નીચે છુપાયલા ચીકારતી વાતોથી ચંચળના કાન ભરી દીધા હતા.

પણ ગોમતી ચંચળને જરા યે સમજી શકી નહોતી. તેનો વીચાર આરંભથી જ એને દબાવી નાખીને પોતાનો ભક્તીવાદ સરળ રીતે ચાલ્યા કરે એ હતો. રાજારામ પણ હજી 'નવી'ને અજાન માનતા. એટલે તેમણે એવાં કામના કરવૈયાઓ જેટલી ચાલાકીભરી સાવધાની અને સફાઇથી બધાં કૃત્યોને છુપાવવાની બાજી ખેલવાની જરૂર જોઇ નહીં.

ચંચળ એ વાત પામી ગઇ. અને એની રગેરગમાં આગ સળગી.

રાજારામનાં એવાં અનેક કૃત્યો ઇચ્છાગૌરી જોતાં અને ભાવીક વૃત્તીથી તે બધું નીભાવી લેતાં, એ પ્રમાણે ચંચળ પણ તેમનાં ગુપ્ત વર્તનને નીભાવી લેશે. એમ માની લેવામાં, રાજારામ જેવા અનુભવીએ પણ યુગપરીવર્તનની ગણતરી નહીં કરવાની ભુલ કરી ગોથું ખાધું.

ચંચળ એમને પોતાના પૃથ્વી ઉપરના પ્રભુ માનતી નહોતી, પણ સારાં સારાં વસ્ત્રાભુષણ વસાવી આપનાર, મેવા મીઠાઇ ને ફળ ફળાદી લાવી આપનાર, પોતે નચાવે તે રીતે નાચનાર 'બીજવર' નામનું મનુષ્ય પ્રાણી માનતી હતી. એની માતાની વાતો સાંભળીને પરોક્ષ રીતે જ તેણે એ માન્યતા બાંધી હતી.

રાજારામને ત્યાં પહેલાંની માફક સ્ત્રી યજમાનો આવતી, કોઇ રાજારામને રાજી રાખવા નવી સાથે તેમને પોતાને ત્યાં નોંતરતા, તે વખતે પણ ડાહ્યા ડમરા થઇને ફરનારા શાસ્ત્રીની વીકારી આંખ અને યજમાનાણીઓ સાથેનાં અનેક કર્મો ખુલ્લાં કરી આપનારાં હાસ્ય તે જોતી.

રાજારામે 'જુની' ના જીવન ઉપરથી જુદી જ વ્યાખ્યા બાંધી હતી. "પતી પત્નીને જવાબદાર ન હોવો જોઇએ. જવાબદાર હોય તે પતી જ નહીં, મર્દ નહીં. એને માટે ખાવાપીવાની વ્યવસ્થા કરવી,

સવાર સાંઝ ઘરમાં રહેવું, એમાં જ પરણેતર તરફની જવાબદારી પુરી થાય છે. તેટલી જવાબદારી પુરી કરનાર પતી માટે કે તેના વર્તન વીષે, બોલવાનો કે વાંધો ઉઠાવવા જેવું હોય ત્યાં તેમ કરવાનો પરણેલી સ્ત્રીને જરાપણ અધીકાર નથી."

"પણ રાજારામે થાપ ખાધી હતી." ચંચળ તે ચંચળ હતી ઇચ્છા નહીં. તેનો વીચાર એમણે કર્યો ન હતો. બધી જ સ્ત્રીઓ સ્વભાવે અને સંયમે સમાન હોય એવું માનનારા બધા જ પુરૂષો એવી જ ભુલો કરે છે.

[૪]

ચંચળગૌરીએ રાજારામના વર્તન સામે કશો જ વીરોધ ન ઉઠાવ્યો. એણે માત્ર તેના વર્તનની પાછળ રહેલી પતી તરફની બીનજવાબદાર મનોદશાનો અભ્યાસ કર્યા કર્યો.

એક દીવસ આપોઆપ જ એને રાજારામના વર્તનનો વીરોધ કરવાનો ઉપાય મળી ગયો.

"રાજારામ જેટલી બીનજવાબદારી મારા સાથેના વર્તનમાં રાખે છે તેટલી જ બીનજવાબદારી મારે એની સાથે પણ કેળવવી."

અને પછી તો સ્ત્રીનો નીશ્ચય. પુછવું જ શું? એક વખત નીશ્ચય કર્યા પછી સ્ત્રી જાતી મૃત્યુથી પણ ડરવાનું ભુલી જાય છે. તે પોતાના નીશ્ચયને કર્તવ્યમા મુકતા જરા યે પાછી પડતી નથી. સ્ત્રી જેવી સબળ દ્રઢાગ્રહી અને હીંમતવાન જાતી બીજી કોઇ નથી.

ચંચળે એ નીશ્ચયના અમલ માટે રાજારામની જ રીતે કામ લેવા માંડયું.

એણે પુરૂષવર્ગની સાથે મીત્રતા કેળવવાનો વીચાર કર્યો. નીખાલસ ભાવે, પુરૂષ પુરૂષ વચ્ચે હોય તેવી, સ્ત્રી અને પુરૂષ એ બે ભીન્નજાતી વચ્ચે મીત્રતા હોઇ જ ન શકે, સંભવી યે ન શકે એવી સમાજની માન્યતા છે. એ માન્યતા ખોટી છે. ચંચળે તેમ માનીને જ એ ખોટી માન્યતાનો બેધડક ઇનકાર કરવાની તૈયારી કરી.

તે પોતાના મીત્રોને ઘેર મળવા બોલાવે, તેમની સાથે જુદા જુદા વીષયો ઉપર ચર્ચા કરે, ચાહ પાણી ને નાસ્તો લે;–પણ રાજારામ શાસ્ત્રીથી એ કેમ સહન કરી શકાય?

"કદાચ એનો કોઇ સગો હશે."

એમ માનીને એકાદ બે વખત શાસ્ત્રીએ આંખ આડા કાન કર્યા, પણ પછી તો ચંચળ રાજારામને પુછયા વીના પોતાના મીત્રો સાથે ફરવા જવા લાગી. એકાદ બે વખત તેઓ ગામની આજુબાજુની જુની વાવ કે ખંડીયેરો જોવા પણ ગયા, અને પછી તો રાજારામની આંખ ફાટી, તેનું પતીપણું બહાર તરી આવ્યું, એની મર્દાઇ ઉપર ઘા પડતો દેખાયો અને ઘવાયલા સાપની માફક તે ફુંફાડો મારતાં બોલી ઉઠયા:

"નવી! તેં આ બધા શું ભવાડા માંડયા છે?"

"શું છે?" ચંચળે બે તમાચા શાસ્ત્રીમાં તાડુકાની સહેજ પણ પરવા કર્યા વીના જવાબ આપ્યો.

"આ બધા રોજને રોજ અહીં કોણ આવે છે? તું ગઇ કાલે કયાં ગઇ હતી?"

"આવે છે તે મારા મીત્રો છે. કાલે અમે બધાં સાથે ફરવા અને અહીંથી બે માઇલ ઉપરની પ્રાચીન વાવ જોવા ગયાં હતાં."

ચંચળના એ શબ્દો સાંભળતાંજ રાજારામના ડોળા તરડાઇ જવા લાગ્યા, ગળું

# હિંદમાં જળ-સ્થળની ફોજો

:મુળ લેખક:
સર પી. સી. સીવસ્વામી અય્યર
કે. સી. એસ. આઇ., એલ. એલ. ડી.

હીંદ લશ્કરી દ્રષ્ટીએ પોતાનું સંરક્ષણ કરી શકે, તેમ નથી માટે હીંદને સંપુર્ણ સ્વરાજ આપી શકાય નહીં ; એવી દલીલ પ્રત્યેક બ્રીટીશ મુત્સદી કરે છે. પરંતુ લશ્કરને હીંદીમય બનાવવાની માગણીનો એ જ બ્રીટીશ મુત્સદીઓ નીરંતર વીરોધ કરે છે. હીંદીઓનાં હથીયાર ઉતરાવી તેમની મર્દાઇ હણી નાંખનારૂં પગલું હીંદીઓ તરફની જે અવીશ્વાસની લાગણીથી ભરાયું હતું, તે જ અવીશ્વાસની લાગણી આજે પણ ચાલુ છે : એ વાત સર કે. સી. એસ. આઇ. જેવા ઇલ્કાબો બ્રીટીશ મુત્સદીઓ તરફથી જેમને અપાયા છે, એવા મવાળ મંતવ્ય ધરાવનારા પી. સી. સીવસ્વામી અય્યર જેવાઓને પણ કહેવી પડે ત્યારે વસ્તુસ્થીતી કેટલી બધી વીચીત્ર હશે, તેનો 'નવયુગ'ના વાંચકોને સહેજ ખ્યાલ આવી શકશે.

વીગ્રહમાં સૈન્યના સ્થાનને અનુલક્ષી તેના ત્રણ વીભાગો પાડવામાં આવ્યા છે; એક વીભાગ કવરીંગ ટ્રુપ્સનો [ Covering Troops ], બીજો સમરભુમીના સૈન્યનો [Field Army], અને ત્રીજો આંતરીક સલામતી માટેની ફોજનો [Internal Security Troops]. આ ત્રણ વીભાગમાંથી પહેલોવર્ગ વાયવ્ય પ્રાંતની સરહદ પર સ્થાપવામાં આવ્યો છે. અને તે ખાસ કરીને પરદેશીઓના આક્રમણ સામે શાંતીના સમયમાં વીખરાયલા સૈન્યને સંજ્જ કરવાનો સમય સંપ્રાપ્ત થાય તે માટે યુદ્ધમાં પ્રથમ કોટ તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. સમર સૈન્ય જ રાષ્ટ્રનું સાચું પીઠબળ છે, અને રણક્ષેત્રમાં શત્રુઓને ખરેખરી ટક્કર આ યોદ્ધાઓ જ આપે છે. ખાસ કરીને પરદેશીઓના આક્રમણના ભય સામે તેનો ઉપયોગ છે. આંતરીક સલામતી માટે જે ફોજ યોજવામાં આવી છે તેનો ઉદ્દેશ દેશમાં પ્રગટી ઉઠતો અસંતોષ વીદારીને સુલેહશાંતી અને વ્યવસ્થા સાચવવાનો છે.

## વર્ગીકરણની વીચીત્રતા

હવે આ ત્રણ પ્રકારના સૈન્યના વર્ગીકરણ અને વ્યવસ્થામાં એક ખાસ વીચીત્રતા તરી આવે છે. પહેલાવર્ગમાં બ્રીટીશ અને હીંદી તત્ત્વ ૧ : ૬.૭ના પ્રમાણમાં ગોઠવવામાં આવ્યું છે, જ્યારે બીજા વર્ગમાં ૧ : ૨.૭ જેટલું પ્રમાણ છે, અને આંતરીક સલામતી માટેના સૈન્યમાં આ પ્રમાણ ૧.૨૪ : ૧ જેટલું વધારે છે. વર્ગીકરણની આ વીચીત્રતાનાં કારણો સમજવાની જરૂર છે. યુધ્ધ માટેના સૈન્યનું પ્રમાણ તો છેલ્લા વીગ્રહના

## હિંદી કર ભરનારાઓના પૈસાથી નભતા હિંદના જ લશ્કરમાં, જ્યારે ખુદ હિંદીઓની સ્થિતિ, તેમના જલભરીઆ અને કઠીઆરા જેવી જ હોય, અને માત્ર હિંદીઓ તરફના અવિશ્વાસને લીધે તેમજ કેવળ જાતિભેદના ધોરણે તેમની એ દશા કરવામાં આવતી હોય, તો તેની સામે હિંદીઓને ગુસ્સો ન ચડે તો શું થાય?

અનુભવ ઉપરથી યોજાયું હોય એવો સંભવ છે. છેલ્લા વીગ્રહ દરમ્યાન્ રણક્ષેત્ર પર હોમાઇ ગયલા ગોગ સૈનીકોનો વીચાર કરતા બ્રીટનમા નવી ભરતી ન થાય ત્યા સુધી તેની ગરજ આંતરીક સલામતી માટેના સૈન્યથી સારવાની છે તે ધ્યાનમા હોતા નીઃશંક કહી શકાય કે ત્રીજા વર્ગમા ગોગઓનું પ્રમાણ સવીશેષ છે, અને હીંદી-પ્રજાના અવીશ્વાસની નીતી જ એને માટે કારણભુત લેખી શકાય.

### પ્રજાનો અવીશ્વાસ

અને હીંદીઓને તોપખાના [Artillery]થી તેમ જ બીજા પ્રકારના યુધ્ધ-વીજ્ઞાનથી વીમુખ રાખવાની નીતીનું મુળ પણ આ અવીશ્વાસની અંદર જ રહેલું છે. હીંદીઓને એવી તાલીમ જ ન આપવી કે જેથી તેમની સ્વતંત્ર સર્જન શક્તી ખીલે, અને અગ્રણીની અગમ બુધ્ધી વીકસે એ પણ આ નીતીનું જ અંગ છે. એને અનુસરીને જ હમણાં સુધી હીંદીઓને લશ્કરમાં અમલદારી ઓધ્ધા [Kings' Commissioned Officers] થી વીમુખ રાખવામા આવતા હતા. વળી તે ઉપરાત વીમાનખાતામાં, ટેંક કોર્પ્સમાં, ઇન્ડીઅન મીલ્ટ્રી કોર્પ્સમા, રોયલ ઇંજીનીઅર્સ અને રોયલ આર્ટીલરીમાં હીંદીઓને લગભગ બાકાત જ રાખવામાં આવ્યા છે તે પણ આ જ નીતીનું પરીણામ છે. હમણાં હમણ હીંદીઓને રોયલ હોર્સ અને ફીલ્ડ બેટરીમાં તેમ જ મીડીઅમ બેટરીમાં ડ્રાઇવર અને આર્ટીફીસર તરીકે રાખવામા આવે છે, અને પેક આર્ટીલરીમાં તો આ બે જગ્યાઓ ઉપરાંત હીંદીઓને તોપચીઓ તરીકે પણ નીમવામાં આવે છે. સરહદ પરના તોપખાનામાં તોપચીઓ, અને આર્ટીફીસરોમાં હીંદીઓ હોય છે, જ્યારે હીંદી કીનારા પરની ફોજમાં તેમની ગોલંદાજ [Gunners] તરીકે જ નીમણુંક થાય છે.

### અમલદારી ઓદ્ધાની બક્ષીસ

છેલ્લા વીગ્રહ દરમ્યાન હીંદી સૈનીકોએ સામ્રાજ્યની જે સેવા કરી છે, તેના બદલામાં ઇ. સ ૧૯૧૮ ની સાલથી કેટલાક હીંદીઓને કીંગ્સ કમીશન એનાયત કરવામાં આવ્યા છે. દર વર્ષે દશ હીંદીઓની આ

માટે પસંદગી કરવામાં આવે છે, અને તે પણ મુખ્યત્વે કરીને પાયદળ અને અશ્વદળમાંથી જ હેડક્વાટર્સમાં, મોટા અમલદાર વર્ગમાં, તેમ જ ટ્રાન્સપોર્ટ તેમ જ એવાં બીજા ખાતાઓમાંથી આ માન માટે ભાગ્યે જ કોઇની પસંદગી કરવામાં આવે છે. અહીં એક બીજી વસ્તુનો ઉલ્લેખ કરવાની જરૂર છે. કીંગ્સ કમીશન ઉપરાંત વાઇસરોય કમીશન સામાન્ય સૈનીકોને એનાયત કરવામાં આવે છે. આ માનમાં ઉંચામાં ઉંચો દરજ્જો સુબેદાર-મેજર અથવા તો રીસાલદાર-મેજરનો હોય છે. પરંતુ આ સૈનીક ગમે તેટલો બહાદુર હોય, અને તેની સેવા વર્ષોની હોય, છતાં કીંગ્સ કમીશન પ્રાપ્ત કરનાર એક સામાન્ય અમલદારનો દરજ્જો તેના કરતાં ઉચ્ચ લેખાય છે. છેલ્લા વીગ્રહના અનુભવ પછી ટેરીટોરીઅલ ફોજની સ્થાપના થઇ તે પહેલાં હીંદીઓને સ્વયંસેવક દળ [Volunteer corps] માંથી બાતલ ગણવાની નીતી આ અવીશ્વાસને જ આભારી હતી એમ લાગે છે.

## "અજેય ગોરાઓ'

અને આ અવીશ્વાસ હીંદી સૈન્યને અંગે જ છે એમ પણ નથી. પોલીસ અને દેશી રાજસ્થાનો પરત્વે પણ આ જ જાતનો અવીશ્વાસ હોય એવું અનુમાન થઇ શકે. હીંદમાં બ્રીટીશ અમલ તલવારની ધારે જ અખંડ રહી શકે, તેમ જ બ્રીટીશ સૈનીકોની મહત્તા વીષે અને ગોરાઓની અજેય શક્તી વીષે હીંદીઓના દીલમાં વીશ્વાસ ઉત્પન્ન કરીને જ બ્રીટીશ અમલ નીર્ભય બની શકે-એવી માન્યતા આ નીતીનું મુળ હોય એમ લાગે છે. હીંદીઓની તેમ જ અંગ્રેજોની દ્રષ્ટીમર્યાદામાં પલટો થાય એવા અનેક બનાવો બની ગયા છે. રૂશો-જાપાનીઝ વીગ્રહમાં મદોન્મત્ત ઝારને જાપાનના સૈન્યે આપેલી શીકસ્ત, છેલ્લા મહાન વીગ્રહ દરમ્યાન હીંદી સીપાહીઓની વીરલ બહાદુરી, હીંદીઓની રાજકીય જાગૃતી, બ્રીટીશ પાર્લામેંટનો ૧૯૧૭ નો ઢંઢેરો, અને હીંદની લડાયક શક્તીના વૈભવ ભંડારની ઝાંખીથી બ્રીટીશ સરકારના દ્રષ્ટીદોરમાં પણ કંઇક પરીવર્તન થયું છે. છતાં એમ તો ન જ કહી શકાય કે આ ફેરફાર ગણનાયોગ્ય છે, અથવા તો બ્રીટીશરોના મગજમાંથી હીંદીપ્રજા તરફના અવીશ્વાસની ભાવના અદશ્ય થઇ ગઇ છે.

## હીંદીઓનો પોકાર

સ્વદેશના સૈન્યમાં હીંદીઓને જે હાડમારીઓ સહન કરવી પડે છે, તેનો તેમ જ માદર વતનના સંરક્ષણની સંપુર્ણ જવાબદારી શીરે ઉઠાવવાની હીંદીઓની સ્વાભાવીક અભીલાષાનો અવીર્ભાવ ધારાસભામાં તેમ જ બહાર વખતો વખત થયો છે. હીંદીઓ "જવાબદાર રાજતંત્ર" માટે પોકાર કરે છે, ત્યારે તેમને સંભળાવવામાં આવે છે કે આત્મસંરક્ષણની શક્તી સીવાય સ્વરાજની આશા ફોગટ છે; પરંતુ જ્યારે હીંદીઓ આ જ આત્મસંરક્ષણના સામર્થ્યની સીદ્ધી અર્થે તાલીમની વીનંતી કરે છે, ત્યારે તેમને તે માટે કોઇપણ જાતની સગવડ આપવામાં આવતી નથી. ઇ. સ ૧૯૨૧ ની સાલમાં આ આખો ય પ્રશ્ન અનેક ઠરાવો દ્વારા વડી ધારાસભામાં ચર્ચાયો હતો; અને જો કે બધા ઠરાવો સરકારની અનુમતી સાથે પસાર થયા હતા, છતાં તેમાંથી એક પણ દરખાસ્તનો અમલ કરવાનો ખાસ પ્રયાસ હજી સુધી કરવામાં આવ્યો નથી.

## આવકારદાયક ભલામણો

આમાના એક ઠરાવમા હીંદીઓને દરેક પ્રકારની લશ્કરી તાલીમ આપવાને માટે હીંદમા સેન્ડહર્સ્ટ જેવી લશ્કરી કોલેજ સ્થાપવાનો સરકારને આગ્રહ કરવામા આવ્યો હતો બીજી એક દરખાસ્તમા નામ૦ શહેનશાહતી સમગ્ર સૈન્યને છુટથી લશ્કર, નૌકા સૈન્ય, અને વીમાની કાફલાના કોઇ પણ ખાતામા તેમ જ એને અંગે બીજી નોકરીઓમા નીમવાની તેમ જ દરેક વર્ગના કેળવાયેલા કોઇ પણ હીંદીને અમુક શરતોએ અમલદારી દરજ્જા માટે તાલીમ લેવા ઉત્તેજન આપવાની ભલામણ કરવામા આવી હતી વળી તે ઉપરાંત આકર્ષક શરતોએ ટેરીટોરીઅલ ફોજની પુનર્રચના કરવાનો તેમ જ માત્ર હીંદીઓને જ સંઘરતી આ ફોજ અને ગોરાઓ અને યુરેશીઅનોને જ સંઘરતી ઓક્ઝીલીઅરી ફોજ વચ્ચેની નીંદનીય અસમાનતા નાબુદ કરવાનો બીજા એક ઠરાવમા સરકારને ખાસ આગ્રહ કરવામા આવ્યો હતો આ ઉપરાંત તે વખતે પસાર થયેલા બીજા અનેક ઠરાવો તેમ જ તે વખતે હીંદી સરકાર તેમ જ હીંદી સેનાધીપતીને સુપ્રત થયેલી લશ્કરને હીંદીમય બનાવવાની યોજનાની વીગતવાર રૂપરેખા સ્થળ સંકોચને લીધે અત્રે રજુ થઇ શકે એમ નથી

## બે સમીતીઓ

ઇ સ ૧૯૨૪ની સાલમા સર સ્કીનના પ્રમુખપણા હેઠળ એક સમીતી નીમાઇ, આ સમીતીને ટેરીટોરીઅલ ફોર્સ અને ઓક્ઝીલીઅરી ફોર્સના અનેકવીધ પ્રશ્નોની ઝીણવટથી તપાસ કરવાનુ કાર્ય સોંપાયુ હીંદમા સેન્ડહર્સ્ટ જેવી લશ્કરી કોલેજ સ્થાપી શકાય કે કેમ તેની તપાસ સર એન્ડ્રુસ સ્કીનના પ્રમુખપણા હેઠળ બીજી એક કમીટી દ્વારા હાથ ધરવામા આવી આ બંને તપાસસમીતીએ સર્વાનુમતી ભલામણો કરી તેમાથી શી સમીતીની ભલામણોનો અમુક અંશે સ્વીકાર થયો, છતા તેનો અમલ કરવાના કશા ચીન્હ હજી જણાતા નથી.

## શી સમીતીનો આગ્રહ

આ સમીતીએ કરેલી ભલામણોમા મુખ્ય ભલામણ યુ ટી સી [University Training Corps]નો સંપુર્ણ વીકાસ સાધવાની, તેમ જ ગોરાઓને જે ધોરણે તાલીમ આપવામા આવે છે તે જ ધોરણે કેળવાયેલા હીંદીઓને લશ્કરી શીક્ષણ આપવાને માટે નગર સૈન્ય [Urban Battalion]ની સ્થાપના સંબંધી હતી યુ ટી સી અને ટેરીટોરીઅલ ફોર્સનુ પ્રમાણ અત્યારે ૧૯૦૦૦ જેટલુ હશે જ્યારે ઇ સ ૧૯૨૮-૨૯ના અંદાજ પત્રકમા આ બંને ફોજ હેઠળ ૨૦,૦૦૦ સૈનીકની વ્યવસ્થા કરવામા આવી છે એટલે આમા માત્ર એક હજારના વધારા માટે જ અવકાશ રહે છે. અને પરીણામે જો કે યુ ટી સીનુ પ્રમાણ બમણુ થઇ શકે એ નીસંદેહ છે, અને ગંજાવર નગરસૈન્યો સ્થાપી શકાય એનો સંભવ પણ છે, છતા ૨૦,૦૦૦ની મર્યાદાને લીધે એ કાર્યનો અમલ થઇ શકતો નથી બીજી તરફ ઓક્ઝીલીઅરી ફોજમા ૩૬,૦૦૦ સૈનીકો માટે સગવડ છે, અને તેને માટે રૂ ૦૧,૦૦,૦૦૦ના ખર્ચનો અંદાજ રાખવામા આવ્યો છે આ ઉપરથી એમ લાગે છે કે સીમલાના સત્તાધીશોને શી કમીટીની ભલામણોનો અમલ કરવાની ખરેખરી જ ઇચ્છા હોત, તો તેમણે રૂ ૨૯ લાખ કરતા વધારે મોટી રકમના ખર્ચનો અંદાજ રજુ કર્યો હોત.

## સેંડહર્સ્ટ સમીતી

હવે સેંડહર્સ્ટ કમીટીની ભલામણોને વીચાર કરીએ હીંદી સરકારે એ કમીટીની લગભગ બધી ભલામણોનો અસ્વીકાર જ કર્યો છે પરંતુ સાથે સાથે કીંગ્સ કમીશનના હોદ્દાની નવાજેશનું પ્રમાણ વધારીને દર વર્ષે ૩૭ કરવાનું સારું જરૂર ગણ્યું છે, અને તેમા ગનર આર્ટીલરી, ઇજનેર અને વીમાની ખાતાનો સમાવેશ પણ હવે લેવામા આવ્યો છે અને આખ્યામા વાર્ષીક વધારાની સુચનાના સરકારે સ્વીકાર કર્યો છે, અને હીંદમા હીંદી લશ્કર માટે તાલીમ આપના લશ્કરી કોલેજ સ્થાપવાની સ્પષ્ટ ના સંભળાવી દીધી છે

## આઠ યુનીટની યોજના

સ્કીન કમીટીની બીજી એક ભલામણ આઠ ટુકડીઓની યોજના [Eight Unit Scheme] ને લગતી છે તેનો ત્યાગ કરવાની સ્કીન કમીટીએ સુચના કરી છે સ્કીન કમીટી સમક્ષ હાજર થયેલા દરેક સાક્ષીએ—લશ્કરી તેમ જ સનદી અમલદારોએ—સરકારી તેમ જ બીનસરકારી સજ્જનોએ, તેમ જ સમીતીના સર્વ સભ્યોએ આ યોજનાને સખ્ત વીરોધ કરીને વીક્કારી કાઢી છે જે હીંદી કેડેટો કીંગ્સ કમીશન મેળવવાને ભાગ્યશાળી નીવડે તેમને અશ્વદળ અને પાયદળની ચોક્કસ આઠ ટુકડીઓમા જ નીમવાને માટે લશ્કરી સત્તાધીશોએ આ યોજના ખાસ તૈયાર કરી હતી આનો ઉદ્દેશ ભવીષ્યમા પણ કોઇ પણ ગોરા અમલદારને હીંદીના હાથ નીચે કામ કરવાનો વખત ન આવે એવી ચોકસાઇ કરવાને છે સરકારની સામે અવીશ્વાસની દરખાસ્ત પાર્લામેન્ટની ધારાસભામા રજુ થઇ અને તે ઉપર વીવાદ ચાલ્યો ત્યારે ખુદ હીંદી સરકારના લશ્કરી મંત્રીએ આ યોજનાના સાચા ઉદ્દેશનો ચોખ્ખો એકરાર કર્યો હતો હીંદીઓને જે ધોરણે કીંગ્સ કમીશન બક્ષવાની યોજના કરવામા આવી છે, તે મુજબ તો હીંદી લશ્કરને હીંદીમય થતા તેમ જ એ હીંદીને સેનાપતી પદ સુધી પહોંચતા કાણ જાણે કેટલી સદીઓ વહી જશે! એટલે હીંદમા હીંદી લશ્કરની રચના સંબંધી સરકાર જે નીતીરીતી અનુસરી રહી છે તેથી પ્રજાના દીલ ઉંડા અસંતોષ અને અવીશ્વાસની ભાવનાથી સળગી રહે તેમા કોઇ નવાઇ પામવા જેવું નથી હીંદને સ્વરાજ્યની સીઢીના ગણત્રીમા સહાય કરવાના પવીત્ર વચનો હીંદી સરકારના સુત્રસંચાલકો ઉચ્ચારે છે તે સાચા અંતરના ઉદ્ગારો છે કે કેમ તે વીષે હીંદી પ્રજાને ભારે શક રહે છે

## હીંદી નૌકાસૈન્ય

વળી આ ઉપરાંત હીંદની પ્રજાએ અનેક વાર નૌકાસૈન્યમા હીંદીઓની પસંદગીના હક્ક માટે પોકાર કર્યો છે ઇ સ ૧૯૨૬ ની સાલમા લોર્ડ રેડીંગે જાહેરાત કરી હતી કે હીંદી વેપારી કાફલાને [Royal Indian Marine] હીંદી નૌકા સૈન્યના રૂપમા ફેરવી નાખવામા આવશે, અને હરીફાઇથી યોગ્ય હોદીઓને કીંગ્સ કમીશન પણ એનાયત કરવામા આવશે

ઉપરાંત હીંદમા રોયલ ઇન્ડીઅન નેવીની સ્થાપના માટેની જરૂરી દરખાસ્ત પાર્લામેન્ટમા થોડા સમય પુર્વે જ પસાર થઇ હતી, પરંતુ જ્યારે નૌકાસૈન્યની તાલીમની દરખાસ્ત હીંદી ધારાસભામા રજુ થઇ ત્યારે તેનો અસ્વીકાર કરવામા આવ્યો પ્રથમ તો વડી ધારાસભાના આ વર્તન વીષે પ્રશ્ન

કરવાનું મન થઇ આવે છે, પરંતુ તેનાં કારણો ધ્યાનમાં લેતાં તેમ જ ગંભીર જવાબદારીનો વીચાર કરતાં કોઇ પણ નીષ્પક્ષ અભ્યાસીને ધારાસભાના ડહાપણ વીષે ખાત્રી થયા વગર રહેશે નહી. આ દરખાસ્તનો ઇન્કાર થવાનું મુખ્ય કારણ તો એ હતું કે નૌકાસૈન્યનો કુલ કાબુ હીંદી સરકારને બદલે બ્રીટીશ સરકારને હસ્તક રાખવાની યોજના હતી, એટલું જ નહી પણ અમલદારી ઓદ્દા ઉપર ત્રણમાંથી માત્ર એક જ હીંદીને નીમવા સરકાર તૈયાર હતી. તે ઉપરાંત હીંદી વહાણોમાં માત્ર હીંદીઓને જ નીમવાની કાયદેસર બાંહેધરી આપવામા આવી ન હતી, અને શાહી સરકારે દુનીયાના કોઇ પણ ભાગમાં હીંદી નૌકાસૈન્યનો, ગમે તેટલો સમય, કોઇ પણ જાતનો ખર્ચ આપ્યા વગર, ઉપયોગ કરવાની સત્તા પણ આ યોજના હેઠળ સ્વાધીન રાખી હતી.

## નૌકા ખરડાની ચર્ચા

આ મની સભામાં હીંદી નૌકા સૈન્યના ખરડાની ચર્ચા થઇ, ત્યારે આ બધા મુદ્દાઓ ઉપસ્થીત કરવામાં આવ્યા હતા; પરંતુ બ્રીટનની રૂઢીચુસ્ત સરકારે દુરાગ્રહ કરીને કોઇ પણ જાતની છુટ મુકવાની સાફ ના પાડી હતી. આવા સંજોગોમાં આવી શરતોએ હીંદી નૌકા સૈન્યનો વૈભવ રાખવાને બદલે નૌકા સૈન્યની સાફ ના જ પાડવામાં હીંદી ધારાસભાએ વગર વીચાર્યું પગલું ભર્યું છે એમ કોણ કહી શકે? હીંદમાં હીંદી નૌકાસૈન્ય હતું પણ ખરું, પણ ઇ. સ. ૧૮૬૩ની સાલમાં તે નાબુદ કરવામાં આવ્યું. હવે તો હીંદી નૌકા પ્રકરણ વીષે શુન્યથી જ સંતોષ માનવો રહે છે.

## ભારતનો આદર્શ

અભીનવ ભારતનો આદર્શ સંસ્થાનોના ધોરણસર હીંદીમય સૈન્ય, નૌકા અને વીમાની ફોજ સાથે હીંદી સરકારના કુલ કાબુ હેઠળ સુસજ્જ થવાનો છે. આ આદર્શની સીદ્ધી અર્થે સમય તો જરૂર જોઇએ જ, એમ હીંદીઓ પણ સ્વીકારે છે, પરંતુ તેઓ આદર્શસીદ્ધી અર્થે પ્રસ્થાન કરવાનો, તેમ જ અમુક મુદતે હીંદના સંરક્ષણ દળને હીંદીમય બનાવવાનો વ્યવસ્થીત કાર્યક્રમ નીયત કરવાનો આગ્રહ કરે છે. બ્રીટીશ સત્તાધીશો તરફથી આવાં વચનો સુધ્ધાં સંભળાયાં નથી; અને તેથી બ્રીટીશ તંત્રમા હીંદી પ્રજાના અવીશ્વાસનું એ એક પ્રબળ સાધન બન્યું છે. હીંદી પ્રજાના પૈસા પર નભતા હીંદી સૈન્યમાં હીંદીઓને જ કેવળ ગુલામ જેવી હલકી દશામાં રાખવામાં આવે છે એમ તેઓ માને અને કેવળ રંગભેદ અને અવીશ્વાસની ભાવના પર રચાયલી લશ્કરી નીતી તરફ રોષની લાગણી તેમના દીલમાં ભભુકી ઉઠે તેમાં વાંક કોનો? અવીશ્વાસથી વફાદારીની ભાવના સતેજ થઇ શકે ખરી? સામ્રાજ્યમા સમાન દરજ્જાની અભીલાષા જ હીંદ હજી સેવે છે. પરંતુ બ્રીટનના સંકુચીત સામ્રાજ્યવાદીઓની રાજનીતીથી હીંદીઓના દીલમાં એવો ભય પેદા થયો છે કે વ્યાજબી મુદતની અંદર હીંદીઓની અંતર અભીલાષા સંતોષવા બ્રીટીશ રાજપુરૂષો બીલકુલ તૈયાર નથી. સાઇમન કમીશનની ઉંધી ભલામણોથી હીંદીઓની આ માન્યતા દૃઢ થઇ છે.*

---

* 'અમેરીકન એકેડેમી ઓફ પોલીટીકલ સાયન્સ' માં લખેલા લેખના અગત્યના સાર ઉપરથી.

# ૩૦૦ વર્ષ પાછા કેમ હઠશો?

**આ**ખા જગતના આગળ વધતા અને પ્રગતી સાધતા સમયના પ્રવાહને રોકીને ૩૦૦ વર્ષ પાછા હઠવાની ભ્રમણા સેવનારા વસંતલાલને રસીકલાલ ખરો માર્ગ કેમ બતાવે છે તે વાંચો.


: લેખક :

રસીકલાલ કે. શાહ


**પો**તાની ફુરસદે બીજાને ફુરસદ હોવી જ જોઇએ એમ માનીને કેટલાક ગમે તેને ત્યાં લાગ ફાવે તેમ મળવા જાય છે, અને જેને મળવા ગયા હોય તેની અનુકુળતા કે પ્રતીકુળતાનો વીચાર કર્યા વીના પોતાને અનુકુળ પડે ત્યાં સુધી પેલાને ત્યાં અડ્ડો જમાવે છે.

લગભગ એવી જ પ્રકૃત્તી વસંતલાલની છે. સવારમાં ચહા પીને હું વાંચવા બેઠો એટલામાં જ વસંતલાલે દરવાજો ખખડાવ્યો. મેં બારણું ઉઘાડયું અને પાછો આવીને ખુરશી ઉપર બેસું તેટલામાં મારી વાંસે વાંસે અંદર આવેલા વસંતલાલે: "કેમ કંઇ, અત્યારમાં શું કરી રહ્યા છો રસીકલાલ?" કહીને વાતનો આરંભ કર્યો.

"વાંચતો હતો."

"શું વાંચતા હતા, અત્યારમાં જ?"

"હીંદનું અર્થશાસ્ત્ર નામનું એક નવું પુસ્તક પ્રોફેસર પર્જન્યરાયે હમણાં પ્રસીદ્ધ કર્યું છે તે."

"એવાં પુસ્તકો વાંચી વાંચીને માથાફોડમાં આપણે તો કદી ઉતરતા જ નથી. બાપુજીએ એક વખત એવા આંકડા અને હકીકતો કરતાં પ્રત્યક્ષ પ્રસંગોને મહત્વ આપવાનું કહ્યું ત્યારથી આપણે તો એ જ રીતને અનુસરીએ છીએ ભાઇ!" કહીને તેમણે તાળી લેવા હાથ લંબાવ્યો.

એમને વીના કામે વાત વાતમાં તાળી ઝીલવા હાથ લંબાવવાનો ખુબ શોખ હતો, એટલે સુધી કે કોઇના મરણની વાત કરતા હોય ત્યારે પણ જાણે એ વીષય તાળી આપવા જેવો છે એમ સમજીને વાત કરતાં કરતાં તાળી લેવા હાથ લંબાવતા.

મેં મારા બન્ને હાથ ખીસામાં જ રાખી મુકીને જરાક ગંભીર ભાવે પુછયું: "એમણે એ કયાં, કયારે અને કયે પ્રસંગે કહેલું?"

"એ તો બરાબર યાદ નથી!"

વસંતલાલ સહેજ સંકોચાયા.

"તમે જાતે એ વાંચ્યું છે ખરૂં?"

"ના, ના. અંબેલાલ એક દીવસ કહેતા હતા."

"વસંતલાલ, કોઇ કહે એટલે માની લેવું અને વળી તેની ઉપર અમુક પ્રકારની માન્યતાનો સીદ્ધાંત બાંધવો એ રીત ઠીક નથી. છતાં ઘડીભર માનો કે તેમણે એમ કહ્યું પણ હોય તો યે શું? એ તો મોટા માણસ રહ્યા. એમને આખા દેશમાં ફરીને મુસાફરી કરવાની સગવડ, આપણને એવી સગવડ ઓછી મળે છે? એટલે આપણે તો કોઇ અભ્યાસક ખુબ મહેનત લઇને

આંકડા તેમ જ હકીકતો ભેગી કરે તે વાંચવા જ જોઇએ. તમે એ તો જાણતા જ હશો કે બાપુજી પણ 'યંગ ઇન્ડીઆ'મા અને 'નવજીવન'મા ખાદીને લગતા, મીલ માટે તેમ જ બારડોલીના ખેડુતો સંબંધમા જોઇએ તેટલા આંકડા આપતા હતા"

"તે હશે, પણ એ તો પ્રચારકાર્યની દૃષ્ટીએ જરૂરનું ગણાય"

"અને તેના યે કેઇ વાચનાર તો હશે જ ને?"

વસંતલાલ એ વીષે કઇ નવી દલીલ કરી શકે તેમ નહતુ, એટલે એમણે તુરત જ બીજી વાત શરૂ કરી એમની એ ટેવ જ હતી

"હીંદુસ્થાનના અર્થશાસ્ત્રના લેખક શું કહે છે?"

"સામાન્ય રીતે તો એ વીષયમા નવુ તો ઓછુ જ હેય છે ટીંદની ગરીબાઇ દીવસે દીવસે વધતી જાય છે ખેડુતો ઉપર એની ભયંકર અસર થાય છે .."

"માટે તો એમને માટે બાપુજીએ રેંટી આની ભલામણ કરી છે"

જાણે પોતાને વીજય થયો હોય તેમ વસંતલાલ વચ્ચે જ બોલી ઉઠયા

મને હવે લાગ્યુ કે એ મુર્તી કઇ વહેલી ઉઠે નહીં અને માગથી વાચી શકાશે પણ નહી. એટલે પુસ્તકને બંધ કરી ટેબલ પર મુકીને મે એમની વાતમા જ ધ્યાન આપ્યુ.

"તે ખરુ છે પણ એ રેંટીઓ એવો નથી કે જે નીર્વન ખેડુતોની નીર્ધનતાને નીવારી શકે,"

"કેમ નહી? શુ તમે એમ માનો છો કે બાપુજીએ વીચાર કર્યા વીના જ રેંટીઆ માટે ખાસ આગ્રહ કરવા માડયો છે"

"ના, એમણે એ વીષય ઉપર જ કાય વધારેમા વધાર વીચાર કર્યો છે એમ મને લાગે છે, આ વર્તમાન સમયના મોટામા મોટા અર્થશાસ્ત્રીઓના વીચારો એમનાથી જુદા પડે છે એ પણ ભુલવુ ન જોઇએ"

"એ તો બધા કલ્પનાવાદીઓ વ્યવહારમા એમણે કયો પ્રયેગ કર્યો છે વારૂ?"

"તમારી એ ભુલ છે વસંતલાલ અર્થશાસ્ત્રીઓ દુનીઆભરમા ઓછામા ઓછા કલ્પનાવાદી હોય છે એ વાત તમારે જાણવી જોઇએ"

"ત્યારે શું તમે એમ કહો છો કે રેંટી આથી દેશને કશો જ લાભ થવાનો નથી?"

"કશો જ લાભ અને ખાસ લાભ એ બેમા મોટો ફેર છે હીંદની ગરીબાઇ દુર કરવી હોય તો વધુમા વધુ અર્થલાભ કેમ થઇ શકે એ જોવુ જોઇએ"

"તે માટે તમે કયા માર્ગ વાજબી માનો છો?"

"વર્તમાન સમયે આખુ જગત જે માર્ગ ગ્રહણ કરીને ગરીબાઇ ટાળી શક્યુ છે તે"

"એટલે તમે તો યંત્રવાદના હીમાયતી લાગો છો"

"માત્ર હું જ નહીં, તમે પણ યંત્રવાદનો લાભ લો છો, ખુદ બાપુજી પણ તેનો ઉપયોગ કરે છે નાનામા નાની ઘડીઆળથી માંડીને મોટર, તાર, રેલ્વેટ્રેન એ બધાનો સમાવેશ યંત્રવાદમા જ થાય છે"

"પણ બાપુજી તો યંત્રવાદમા માનતા નથી ને?"

"માનવું અને વ્યવહારમા મુકવુ એ બેની વચ્ચે મોટો ભેદ છે, એટલું તો તમે સ્વીકારો છોને?"

"પણ યંત્રવાદ તો જવો જ જોઇએ"

"એ બનવુ જ અશક્ય છે. પરંતુ તમે શા ઉપરથી એમ કહી શકો છો?"

"મીલોમા કેટલા બધા માણસો કપાઇ મરે છે!"

"તેના કરતાં વીશેષ કદાચ મોટરો નીચે કચડાઇ–છુંદાઇ ને મરતાં હશે."

"પણ મીલો માટે પૈસા જોઇએ. તે ક્યાં છે?"

"પૈસ તો દેશમાં છે જ. હીંદુસ્થાનની જનતાને માટે જોઇતું કાપડ ઉત્પન્ન કરવ ા માટે જેટલી મીલો જોઇએ તેટલી મીલો કરવા પુરતા પૈસા નથી એમ કહી ન શકાય. તે માટે લોકોને સમજાવવા જોઇએ. છેલ્લી લડાઇમા જ હીંદે ગ્રેટબ્રીટનને લગભગ ૩૭૫ કરોડ રૂપીઆની મદદ કરી હતી. તેટલી રકમમાંથી પણ કરોડ રૂપીઆની મુડીવાળી ૩૭૫ મીલો ઉભી થઇ શકે."

"પણ તેથી તો મુડીવાદને ઉત્તેજન મળે."

"એના ઉપાય લઇ શકાય. તે જ રીતે યંત્રવાદની મા લીકી અને તેનો નફો ખાવાની રીતોમાં અને નામગરોના પગાર તેમ જ સગ વડોના સુધારા વધા રામાં પણ ફેરફાર કરાવી શકાય. અને મુડીવાદ તો અત્યારે ખાદીનો જે થોડો ઘણો વેપાર ચાલે છે તેમાંય ક્યાં નથી?"

"એમ કેમ કહી શકાય?"

"વસંતલાલ, તમે આ વીષયમાં વીચાર કર્યો હોય તેમ લાગતું જ નથી. શહેરોમાં અને ગામોમાં જે ખાદી વેચાય છે તે શી રીતે તૈયાર થાય છે એ જાણો છો?"

"તમે જ કહોને."

"સાંભળો ત્યારે. હીંદુસ્થાનના શક્તીશાળી પુરૂષોની આટઆટલાં વરસની મહેનત છતાં



"વસંતલાલ તમારા જેવા ભણેલા માણસોય આવી આવી વાતો કરે તેથી મને દુઃખ થાય છે"

ઘેર ઘેર રેંટીઆ અને પોળે પોળે કે લત્તે લત્તે શાળો તો થઇ શકી જ નથી. કેમ ખરૂંને?"

"પછી?"

ય ત્રમા આપો આપ થતા કામમા માત્ર તુટફુટ થતા પુરતી જ મદદ કરવા મીતાય તો કેવળ દેખરેખ જ રાખવાની હોય છે ઉપરાંત મીલોમા કામ કરનારાઓ એકી સાથે હજારોની સખ્યામા એક જ સ્થાનમા નીયમીત સમયે આવે ને જાય તેથી તેમનામા સહચારની ભાવના વધે, એથી સામાજીક અને રાષ્ટ્રીય ઉન્નતીના કામ માટે પણ યંત્રવાદ વીશેષ ઉપયોગી થઇ પડે છે”

“મે આ મતે વીચાર તો કર્યો નહોતો.”

“માટે તો મેં કહ્યુ કે, દરેક મનુષ્યે પોતાની જાતે વીચાર કરવાની જરૂર છે”

“પણ આપણે તો પરદેશી માલનો બહીષ્કાર કરવો છે”

“અને તે ય ત્રની મદદથી બહુ જ જ દીથી તેમ જ અસરકારક રીતે થઇ શકે. જુઓ ઇ સ. ૧૯૨૮ મા આપણા દેશમા એકંદર ૫ અબજ ૬૮ કરોડવાર કપડ વપરાયું હતુ તેમા આપણા દેશની મીલોએ ૨ અબજ ૩૫ કરોડ વાર કાપડ બનાવ્યું હતુ આપણા દેશમા ચાલતી હાથશાળો ઉપર ૧ અબજ ૩૬ કરોડ વાર કાપડ તૈયાર થયું હતું અને પરદેશથી ૧ અબજ ૯૭ કરોડ વાર કાપડ આવ્યુ હતું. આ વખતે હાથ કંતામણના સુતરથી બનેની ખાદી માત્ર ૧ કરોડ વાર જેટલી જ હતી. હવે આપણે ૧૯૭ કરોડ વાર પરદેશી કાપડને જેમ બને તેમ વહેલું આ દેશમાથી કાઢવું હોય તો, આટલા બધા વરસોની મહેનત પછી રેંટીઆ ઉપર જે કાપડ વણાયું છે તે હીસાબે તો અનેક વરસો જોઇએ અને જો ખાદીથી સ્વરાજ આવવાનુ હોય તો તે માટે જનતાને અનેક વરસો સુધી રાહ જોવી પડે તેમ કરવા કોઇ તૈયાર ન જ હોય.”

“તમારી એ સંબંધમા શુ માન્યતા છે તે જણાવશો ?”

“ખુશીથી. પણ મારે શરુથી પહેલાં તમને કહી દેવું જોઇએ કે, એમાં અર્થશાસ્ત્રી જેવી ગણીતની ગણતરી તમને હું નહીં આપી શકું. માત્ર સામાન્ય કલ્પનાની રૂપરેખા બનાવી શકીશ.”

“તેનો વાધો નહી”

“સાભળો ત્યારે. પહેલા તો આપણે ચાલુ મીલોની જ ગણતરી કરીને વીચાર કરીએ. અત્યારે મહાત્મા મીલો સાથે એક શરત મુખ્યત્વે કરે છે તે એ કે, મીલોએ ખાદીની હરીફાઇ કરે તેવું કાપડ કાઢવું નહીં. પણ આપણે જો પરદેશી કાપડને સફળ બહીષ્કાર જ કરવો હોય તો બધી જ મીલોને ખાદી સીવાય કંઇ જ બનાવવું નહીં એવો આગ્રહ કરવો જોઇએ એમ થવાથી મીલો જાડું કાપડ પ્રમાણમા વીશેષ કાઢી શકશે, અને તે માટે તેઓ આપણા જ રૂ થી ચલાવી શકશે એવી ઇજીપ્ત અને યુગાન્ડ તેમ જ અમેરીકાથી રૂ તેમ જ સુતર મગાવતા તેઓ અટકશે, બીજું અત્યારે જે હાથશાળો આપણા દેશમા કામ કરી રહી છે તેને માટે રૂ કાતવાનું જ કામ કેટલીક મીલો કરે તેવી સ્પીનીંગ મીલો સાથે યોજના કરવામા આવે અને વણાટકામ કરનારી મીલો બે કે ત્રણ ‘શીફ્ટ’થી કામ લે એટલે કે દર આઠ આઠ કલાકે કામદારો બદલાય એ રીતે કામ થાય તો પણ ઘણુ માણસોને રોજી મળે અને જોઇતા પ્રમાણમાં કાપડનો જથ્થો તૈયાર કરી શકાય. એક રીત આ”

“અને બીજી રીત?”

“બીજી રીત એ કે, યંત્રથી ચાલતી નવી શાળો કારીગરોને અપાવવામા આવે તો તેથી હીંદુસ્થાનનું જે સુતર દેશાવર જતું અટક્યુ છે તેનો ઉપયોગ તે શાળોના વણકરો કરે. એથી સુતરનો મોટા પ્રમાણમાં

ઉઠાવ થાય અને કારીગરોને પ્રમાણમાં સારી રોજી મળે. આ બે રીતે ૧૯૭ કરોડ કાપડની ખોટ જલદી પુરી પાડી શકાય."

"પણ તેથી ખેડુતોને શું લાભ થાય?"

"તેમને લાભ કરવા માટેના રસ્તા જુદા જ છે."

"તે કયા?"

"ખેડુતો કચડી નાખનાર કર ભારથી દબાઇ મરે છે, સુસણીઆ વ્યાજખાઉઓના પંજામાં ફસીને પેઢી દર પેઢી દેવાદાર દશા ભોગવે છે અને પાક તૈયાર થાય તે વખતે છુટક છુટક ગમે તેમ માલ વેચી દેવાની રીતથી તેમને ઓછામાં ઓછું વળતર મળે છે. એમાં જોઇતા સુધારા કરાવવા જોઇએ. અત્યારે ખેડુતવર્ગ કેટલા પ્રમાણમા હાથ કંતામણ અને હાથવણાટના કામમાથી રોજી મેળવે છે એના આંકડા તપાસો તો જણાય કે રેંટીઆ અને શાળથી ખેડુતોને આર્થીક લાભ થાય છે એવું માની લેવું એ ભુલ જ છે. એ કામ અત્યારે પણ જે વર્ગ કરે છે તે વર્ગ જ જુદો છે. અને તેને તો મેં કહ્યું તેવી યાંત્રીક શાળો અપાવી શકાય પણ ખેડુતો માટે તો સહકારી સંસ્થાઓ, ખેડુત બેંકો અને બીજ આપવાની તેમ જ માલ વેચવાની વ્યવસ્થાવાળી ખેડુતમંડળીઓ કાઢવી જોઇએ. જેટલી મહેનત દેશના શક્તીમાન પુરૂષો રેંટીઆ અને ખાદીના સંબંધમાં ઉઠાવે છે, તેટલી મહેનતવા એ કામ સરળતાથી પાર પાડી શકાય તેમ છે. એમ કર્યા વીના હાલની દશામાં ખેડૂતની આવકમાં રોજના દોઢ બે આનાનો વધારો થાય તો પણ તે રકમ એના લેણદારો જ સુસી લેવાના, એ ભુલવું જોઇતું નથી."

"પણ તમે તો ખેતીવાડીમાં સુધારા કરવા માટે સુધરેલી ઢબનાં ઓજારો વાપરવાની હીમાયત કરનારા લાગો છો."

"જરૂર. કારણ હું માનું છું કે હાલના વૈજ્ઞાનીક જમાનામાં હજારો વર્ષો પહેલાં તે યુગની જરૂરીયાત પુરતાં શોધાયલાં હળપુણી ને હજી ચાલે નહીં. જો આજના યુગમાં છવવું હોય, આજના યુગ પ્રમાણે સ્વરાજ ભોગવવું હોય, આંતરરાષ્ટ્રીય સંબંધ જાળવવા હોય, દેશ સ્વતંત્ર થવા પછી જગતનાં બજારોમાં આંટ સાચવવી હોય તો જમાનાની સાથે રહ્યા વીના છુટકો જ નથી."

"પણ હીંદ સ્વતંત્ર થઇ જાય પછી આપણે કોની જરૂર છે? આપણાં દેશમાં બધા રૂડા વાનાં છે, જો જોઇએ તે પાકે છે. ભગવાનની કૃપા અહીં તો છે."

વસંતલાલના આવતી કાલના સ્વતંત્ર હીંદ માટેના આવા સંકુચીત વીચારો સાંભળીને મને ભારે અફસોસ થયો. "શું માત્ર લાગણીને આધારે બાપુજીને બધો વીચાર કરવાનું સોંપી દેનારા, વર્તમાન જગતના આર્થીક ગજદારી અને બીજા અગત્યના પ્રશ્નો માટે આટલું બધું અજ્ઞાન સેવતા હશે?" મારા મનમાં એ વીચારથી દુઃખ થયું. મારાથી જરા જુસ્સાથી બોલાઇ જવાયું:

"વસંતલાલ! તમારા સ્વરાજની કલ્પના આવા હોય તો ભાગ્યે જ એવા સ્વરાજથી કોઇ ખુશી કે સુખી થશે. તમે તો આદીકાળની વાતો કરતા લાગો છો અને ભગવાન નામની એક એવી ભ્રામક વસ્તુ તે માટે તમારા જેવાઓને મળી ગઇ છે કે, જ્યાં ને ત્યાં બુદ્ધી ચલાવવાની વાત આવે ત્યાં એ માટે જરા ય મહેનત ન લેતાં એ ઓઠાને આડું ઉભું કરી દો છો. ભલા ભાઇ! એટલું તો વીચારો કે જો આ દેશ ઉપર તમારા ભગવાનની કૃપા છે અને હતી તો એની અત્યારે દુર્દશા જ કેમ થઇ અને તમારા કહેવા પ્રમાણે જે દેશો ઉપર એની કૃપા નથી તે તમારા કરતાં સુખી અને સ્વતંત્ર કેમ બન્યા?"

વસંતલાલ મુંઝાયા. જવાબ શોધવા એમણે ફાંફાં માર્યાં પણ કંઇ દલીલ સુઝી નહીં. એટલે વળી ત્રીજો જ મુદ્દો આગળ કર્યો :

"એ ગમે તેમ પણ આપણે ત્રણસો વર્ષ પાછા હઠીયે તો જ સુખી થઇએ, એવું બાપુજીએ 'હીંદ સ્વરાજ'માં કહ્યું છે તે બરાબર છે."

મેં કહ્યું : "વસંતલાલ! ગપ્પાં ન હાંકો. 'હીંદ સ્વરાજ' તો મેં પણ અનેક વખત વાચ્યું છે. પણ એમાં ત્રણસો કે ત્રણ હજાર વર્ષ પાછા હઠવાનું નક્કી ધોરણ ઠરાવ્યું નથી. એ પુસ્તકને ધોરણે તો યંત્રવાદના યુગની પાછળ જવાની કલ્પના ખરી. પણ સમયના વહનને પાછું ઠેલવાની શકતી કોઇની છે જ નહી. જગતના પ્રત્યેક દેશો વચ્ચેના અત્યારના સર્વદેશીય દ્રષ્ટીએ યોજાયલા સંબંધો અને વ્યાપારી હરીફાઇઓ જોતાં કોઇ પણ દેશ એકલો પડીને અને તે પણ વળી પાછા હઠવાની હોડ બકીને તો ફાવી તો ન શકે પણ છવી જ ન શકે. એ તો દોડતી ગાડીની એકાદ બારીના પાટીઆને પકડી રાખીને ગાડીની ગતી અટકાવી દીધી છે એમ માનવા જેવું, કે વીરમગામ તરફ જતી ગાડીમાં કોલાબા તરફ મોંઢું ફેરવીને કોલાબા તરફ ગાડી દોડે છે એમ માનવા જેવું છે. એવી માન્યતાથી જેમ ગાડીની પ્રગતી અટકી નથી તેમ તમે ત્રણસો કે ત્રણ હજાર વર્ષ પાછા જવાનું કહો તેથી જગતની પ્રગતી અટકવાની નથી; આપણે સારૂ જગતની પ્રજાઓ થોભવાની નથી અને જગતની પ્રજાઓથી પાછા પડી જવાનો અર્વાચીન ભારતના નવીનોને શોખ નથી. વસંતલાલ! એ યુગમાં તો આપખુદ રાજાઓનાં રાજ્ય ચાલતાં હતા તે પણ પાછાં ઉભા કરશો ને? અને પેલા કોઇક લંડનના એળમેજી તમાસામાં પોતાની અક્કલનું પ્રદર્શન કરતાં બ્રીટીશ હીંદને દેશી રાજ્યોના રૂપમાં ફેરવી નાખવાની હીમાયત કરી છે, તે માટે તમે તૈયારી ય કરશો જ ને? પછી તો તમારે સવારના પહોરમાં ગામની ભાગોળે જે માણસ પહેલો પ્રવેશે તેને વાજતે ગાજતે ગામમાં લાવીને 'રાજા' બનાવવો પડશે, અને 'એરેબીયન નાઇટસ'ના એકાદા જાદુઇ ફાનસની માફક મકાનો, રસ્તા, ફરનીચર, કપડાં, તાર, ટપાલ, મોટર બધાને પલટાવીને એ જુના યુગમા હતું તેવું બધું બનાવી દેવા સારૂ 'પ્રભો! જેવું હતું તેવું ફરી સઘળું બનાવી દો!' નાં ગીતો લલકારવા મચી પડવું પડશે. તો પછી આ સ્વરાજની અને સ્વતંત્રતાની માથાકુટમા શીદ પડો છો? વસંતલાલ! તમારા જેવા ભણેલા અને વીચાર કરી શકે તેવા માણસો ય આવી આવી વાતો કરે તે જોઇને ખરેખર મને દુઃખ થાય છે."

વસંતલાલની ઉપર મારા કહેવાની દેખીતી અસર થતી દેખાઇ. એ ભાઇ નરમ બની ગયા.

મેં કહ્યું, "હવે મારે જમવાની તૈયારી કરવી પડશે, કેમકે ઓફીસમાં જવાની ગાડી તો પકડવાની છે જ, એટલે વળી કોઇક બીજી વખત ફુરસદે આવજો તો આપણે આદીયુગમાં ધારીએ તો પણ પાછા કેમ જઇ શકીએ તેમ નથી, અને એ યુગમાં જવાથી આપણને લગારે લાભ કેમ નથી એ વીષે વળી વીચારો કરીશું."

આખરે ન છુટકે વસંતલાલ ઉઠયા. અને રખેને કોઇ બાજી વણનોતર્યો પરોણો ઘુસી જઇને મારો સમય બગાડે નહીં એ ડરથી મેં દરવાજાની સાંકળ મારી.

સ્ત જગતની પ્રજાઓમાં 'હીંદી' નામને કલંક લગાડનાર કોમીવાદ અને ધર્મવાદ જ છે. જ્યાં રાષ્ટ્રનું અહીત થતું હોય ત્યાં કોમના હીતની મારામારી અને ધર્મની ઢાલ પાછળ ખડા રહેવાની ચડસાચડસી એ બીજું કંઇ જ નહીં પણ હાથે કરીને આત્મહત્યા કરવા જેવી મનોદશા સુચવે છે. તેને લીધે જ પરદેશીઓ આપણે માથે ગમે તેવા કલંકો મુકી શકે છે, ભાષાભેદ અને ધર્મભેદને મોટું રૂપ આપી કોભાંડો રચે છે અને તે રસ્તે પોતાનો લાભ સાધે છે. અમારૂં ચાલતું હોય તો હીંદની આ નામોશી અટકાવવા અમે તો હીંદુસ્થાનની તમામ લઘુમતીવાળી કોમોના હાથમાં જ દેશની સઘળી સત્તાઓના સુત્રો સોંપીને પણ પરદેશીઓની પરાધીનતામાંથી પહેલા છુટા થઇએ. કેમકે અમને અમારા મુસ્લીમ ભાઇઓમાં, શીખભાઇઓમાં, જરથોસ્તીભાઇઓમા અને દેશીભાઇઓમાં જેટલો વીશ્વાસ છે તેથી વીશેષ વીશ્વાસ માનવજાતીના નૈસર્ગિક વીકાસમાં છે. અને અમારી ખાત્રી છે કે જો આ દેશનું તંત્ર આ દેશના જ લઘુમતીવાળા વર્ગોના હાથમાં હોય તો પણ થોડા જ વખતમાં એમનામાં કેળવણીનો વીકાસ થતા તેમ જ જગતના આંતરરાષ્ટ્રીય રાજકારણ અને અર્થસંબંધોનો અભ્યાસ કરવાની એમને તક મળતાં, તેઓ પોતાની કોમને કે પોતાના ધર્મવાળાઓને માટે નહીં પણ રાષ્ટ્રને માટે જ કામ કરવા માંડે જ. કેમકે માનવતાનો નૈસર્ગીક વીકાસ કદી પણ કૃત્રીમ બંધનોથી અટકી શકતો નથી, અને વર્તમાનયુગનો માનવ વીકાસ એટલે કોમ, ધર્મ, જાતી, પ્રાંત કે રાષ્ટ્ર પુરતો નહીં પણ સાર્વદેશીય વીકાસ એ જ હોઇ શકે. એટલે હીંદમા રહીને સ્વરાજને યોગ્ય વાતાવરણ તેમ જ તક ઉભી કરવી હોય તો તમામ હીંદીઓએ કોમી અને ધર્મભાવનાને રાષ્ટ્રકાર્યમા વચ્ચે લાવતા અટકતા થવાની જરૂર છે.

## પાયા વીનાનું ગપ

સાયમન કમીશને હીંદીઓને સ્વરાજને માટે નાલાયક ઠરવવાના પુરાવા તરીકે કેટલીક દલીલો કરી છે, જે દલીલો બ્રીટનના હીંદ માટે અજ્ઞાન મનુષ્યોના મનને કલુષીત કરવા તેમ જ જાણી જોઇને જગતની પ્રજાઓમાં હીંદને હલકો પાડવા માટે બનાવટી જ ઉભી કરવામાં આવી છે અને ગોળમેજનાં ઘડતર એ પાયા વીનાના ગપ ને નજર સમક્ષ રાખીને જ કરવામાં આવ્યાં છે. કમીશન હીંદને વીધવીધ ધર્મો અને જુદી જુદી ૨૨૨ ભાષાઓમાં વહેંચાઇ ગયેલા છીન્ન વીચ્છીન્ન દેશ તરીકે મનાવે છે. અલબત્ત હીંદમાં ધાર્મીક મતમતાંતરો હશે પરંતુ પરદેશીઓ જણાવે છે તેટલાં બધાં તો નહીં જ. ખ્રીસ્તી ધર્મને ગણતરીમાં લેતાં બધા મળીને હીંદમાં સાત મુખ્ય ધર્મ પંથ પ્રવર્તે છે. પરંતુ હીંદના ૩૧ કરોડ ૯૦ લાખ માણસોમાંથી હીંદુ અને ઇસ્લામને માનનારાઓની જ સંખ્યા લગભગ ૨૮ કરોડ ૫૫ લાખ માણસોની છે. અને બાકીના પાંચ મુખ્ય ધર્મપંથો માત્ર સવા ત્રણ કરોડ માણસો માને છે. એટલે સાયમન કમીશને ધર્મને નામે જે ભડકાવનારાં ભયાનક ચીત્ર રજુ કર્યાં છે તે કેવળ તરકટી અને હીંદનું અપમાન કરનાર છે.

એવી જ બીજી ભ્રમણા ૨૨૨ ભાષાઓને નામે ઉભી કરવામાં પણ સાયમન સાતડીનો ગુપ્ત હેતુ દુનીઆની દ્રષ્ટીમાં હીંદને ઉતારી પાડવાનો જ છે. પરંતુ એ વીષયમાં પણ દુનીયાની દ્રષ્ટીમાં ધુળ નાખવાનોજ પ્રયાસ થયો છે. અને તે બીજુ

કશું જ નહી પણ સામ્રાજ્યવાદની એક બીકરાળ યુક્તી માત્ર જ છે. અને તે યુક્તીમાં ફેનર બ્રોકવે જેવા હીંદને માટે સમભાવ બતાવતા કહેવાતા પુરુષો ફસીને થાપ ખાય છે. એચ. ડબલ્યુ. નેવીનસન જેવા બીજા લેખકે પણ સામ્રાજ્યવાદની સામે લડવાનું પોતાનું ધ્યેય હોવા છતાં હીંદમાં ૨૨૨ ભાષાઓ બોલાતી હોવાની સામ્રાજ્યવાદી યુક્તીને સત્ય હકીકત તરીકે સ્વીકારીને લંડનના 'ન્યુ લીડર'માં ચર્ચા કરી છે. પરંતુ વાસ્તવીક રીતે તો હીંદમાં ૧૨ જ મુખ્ય ભાષાઓ બોલાય છે, અને તેમાં પણ લગભગ ૧૦ કરોડ માણસો તો એકલી હીંદી જ ભાષા વાપરે છે અને ૫ કરોડ બંગાળી ભાષા બોલે છે. બાકીના ૧૫ કરોડ બીજી દશ ભાષાઓ બોલે છે. પરંતુ સાયમન સાતડીએ હીંદીઓના ભાષાભેદને જે રીતે બીકરાળ સ્વરૂપ આપવાનો પ્રયાસ કર્યો છે, તેજ રીતે જો ગ્રેટબ્રીટન, અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનો, જર્મની કે ફ્રાંસ અથવા આયર્લેન્ડની ગણતરી કરીએ તો તે દરેક દેશમાં બસો બસો ભાષાઓ બોલાતી હોવાનું સહેલાઇથી પુરવાર કરી શકાય તેમ છે. છતાં શરમાવનારી વાત તો એ છે કે ગોળમેજીમાં દોડેલા અનેક હીંદીઓ આ આકડાઓની ઇંદ્રજાળની પેલી પાર જોઇ શકતા નથી!

ત્રીજું કારણ હીંદની નીરક્ષરતાનું રજુ થાય છે. અલબત્ત હીંદમાં નીરક્ષરતા મોટા પ્રમાણમાં છે. માત્ર ૧૦૦૦ માં ૧૭૦ પુરૂષો અને તેટલી જ સંખ્યામાં માત્ર ૨૦ જ સ્ત્રીઓ લખી વાંચી જાણે છે, પરંતુ સ્વરાજ માટેની હીંદીઓની અયોગ્યતાના પુરાવા તરીકે તે કારણ રજુ કરનારાઓ એ વાત છુપાવે છે કે, આજથી ૨૦ વર્ષ પહેલાં ગોખલેના ફરજીઆત પ્રાથમીક શીક્ષણના ખરડાને ધારાસભામાં જ ગુંગળાવીને મારી નાખનાર હીંદી સરકાર જ હતી, અને નવા સુધારા પછી કેળવણીખાતું હીંદી પ્રધાનને સોંપવામાં આવ્યું છે ત્યારથી સરકારને નાણાંની બધી કરકસર કરવા માટે એ જ ખાતું અગ યનું જણાયું છે. છતાં આવી વાહીયાત દલીલો કરનારાઓ એ વાત ભુલી જાય છે કે હીંદીઓને સ્વરાજ મળે તો જ કેળવણીનાં રૂંધાતા વીકાસના રસ્તા ખુલ્લા થઇ શકે તેમ છે. બાકી તો દુનીયાની સ્વતંત્રતા ભોગવતી પ્રજાઓમા મોખરે મનાતાં અમેરીકાના સંયુક્ત સંસ્થાનો માટે પ્રકટ થયેલા તાજા આંકડાઓ પુરવાર કરે છે કે એ સંસ્થાનવાસીઓમા ઉમ્મર લાયક ૫,૦૦૦,૦૦૦ મનુષ્યો અંગ્રેજી કે બીજી કોઇ પણ ભાષાનો એક અક્ષર લખી કે વાંચી શકતાં નથી. છેલ્લી લડાઇ વખતે અમેરીકન એક્સપીડીશનરી ફોર્સના સર્જન જનરલે કરેલા રીપોર્ટ પ્રમાણે તપાસ કરતાં પ્રત્યેક ચાર મનુષ્યોમાંથી એક માણસ કશું પણ વાંચી શકતો નહોતો. ખુદ જર્મનીના દરેક ૫૦૦૦ સૈનીકોમાંથી માત્ર એક જ સૈનીક વાચી શકતો હતો. આમ છતાં એ દેશોની સ્વતંત્રતા ભોગવવાની લાયકાત તેથી બ્રીટનના કોઇ પણ મુત્સદ્દીએ કદી પણ ઓછી આંકી હોય તેવું જણાયું નથી.

## ગોળમેજીના કપાળે નીષ્ફળતા

ગોળમેજીમાં જે રીતે કામ થઇ રહ્યું છે તેથી એના કપાળે લખાયલી નીષ્ફળતા અત્યારથી જ વાંચી શકાય છે. એક તરફ હીંદમાં સખ્ત દમનનીતી ચલાવી, બ્રીટીશ મુત્સદ્દીઓ ગોળમેજીઆઓને પણ દબડાવીને કામ લે છે તે માટે ચીંતામણી જેવા પુરૂષોના દીલમાં ચીંતાનો ઉદય થવા લાગ્યો છે. અને હજુ તો બંધારણના પ્રશ્નના કોકડામાં બધા વીશેષ ને વીશેષ ગુંચવાતા જ જાય

છે. પરંતુ તેમ થયું ન હોત, બ્રીટીશ મુત્સદ્દીઓ ગોળમેજીઆઓને છક્કડ આપવાની છાની બાજી ખેલી રહ્યા ન હોત તો પણ, જેમને હીંદને નામે લંડન ઘસડી જવામાં આવ્યા છે, તેમનાથી હીંદની વતીથી કશું જ કામ થઇ શકે તેમ છે જ નહીં. એ વાતનો સ્વીકાર તો મીસીસ બેઝંટ જેવાં મવાળ મનોદશાનાં બાઇને પ છેક રહી રહીને ય કરવો પડયો છે. પોતાના 'ન્યુ ઇંડીઆ'માં એ બાઇ લખે છેઃ "જે લોકો માલ આપી શકે તેમ નથી તેમની સાથે માલ ખરીદવાની શરતોની માથાકુટ કરવી તેનો શો અર્થ? હીંદે તો તે માટે કશી જ ચીંતા કરવાનું કારણ નથી. અમેરીકાનાં બ્રીટીશ સંસ્થાનો અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોમાં પલટો કેવી રીતે પામ્યા તેનો પુરાવો ઇતીહાસ જ આપે છે." ગોળમેજી પરીષદની હાલની રચના પુરતા આ વીચારો ઠીક છે, પરંતુ અમેરીકા સંસ્થાન મટીને સ્વતંત્ર દેશ કેમ બન્યો તેનો પુરાવો ઇતીહાસ જુદો જ આપે છે. તે માટે અમેરીકાએ રેંટીઆ કે અહીંસાત્મક અસહકારનો માર્ગ નહોતો લીધો. તેને તો દક્ષીણ આફ્રીકાની માફક સ્વતંત્રતા ઘેર કરવા માટે ખરેખરૂં યુદ્ધ જ કરવું પડયું હતું, અને તેને અણીને અવસરે ફ્રાન્સની લશ્કરી મદદ મળી હતી એ વાત ભુલવા જેવી નથી. પરંતુ મીસીસ બેઝંટના વીચારોમાંથી અમેરીકાના સ્વતંત્રતા પ્રાપ્તીના ઇતીહાસ તરફ હીંદી જનતાનું ધ્યાન ખેંચવા જેટલું દીશાસુચન મળે છે, તે હીંદીઓને નવી સરણીએ વીચાર કરવાની તક આપે છે એમ માનીને અમે એ બાઇના વીચારો રજુ કર્યા છે.

## યુદ્ધવીરામના આડંબર!

યુદ્ધવીરામની ત્રેપએ તેટલી બડાશ મારવા છતાં અને પ્રત્યેક વર્ષના નવેમ્બરની અગીઆરમી તીથીએ છેલ્લા યુરોપીય યુદ્ધના ખપ્પરમાં હોમાયલાઓનું સ્મરણ કરવાના ઉઝવણાના આડંબરો કરવા છતાં ઇંગ્લંડમાં સેલીસ્બરીના મેદાનમાંના પોર્ટોન ખાતેની યુદ્ધ દરમીયાન માનવોનો મોટા પ્રમાણમાં સંહાર કરવાની રસાયનીક સામગ્રીઓની શોધખોળ અને પ્રયોગો કરનારી સંસ્થા [કેમીકલ વોરફેર રીસર્ચ એસ્ટાબ્લીશમેન્ટ] એ ચાલુ વર્ષમાં ૧૨૬,૦૦૦ પાઉંડ એ ખાતે ખર્ચ્યા છે. વરસ દરમીયાન ૬૨૦ પ્રાણીઓ ઉપર એ ઝેરી પદાર્થોના પ્રયોગ કરવામાં આવ્યા હતા, તેમાંથી ૨૪૪ પ્રાણીઓનો તો સંહાર થઇ ગયો. રણભુમીમાં વપરાતા ઝેરી ગેસોમાંથી રક્ષણ મેળવવાના પ્રયોગો કરતાં પહેલાં આજસુધી વપરાતા કાતીલ ગેસ કરતાંય વીશેષ ઝહેરી અને વધુ કાતીલ ગેસની શોધ કરવામાં આવી છે. એ સ્થાનમાં માત્ર પ્રાણીઓ ઉપર જ આ પ્રયોગ થતા નથી, પણ દરેક અઠવાડીએ ઓછામાં ઓછા છ જીવતા જાગતા ગોરા સોલ્જરોની જાત ઉપર પ્રયોગ કરવામાં આવે છે. અને એવા પ્રત્યેક પ્રયોગના બદલામાં દરેક સૈનીકને પાંચથી પંદર આના અપાય છે, એ વાતનો સ્વીકાર તો યુદ્ધ મંત્રી ટોમ શૉએ ગઇ તા. ૨૫ મી નવેમ્બરે આમની સભામાં પુછાયલા એક પ્રશ્નનો ઉત્તર આપતાં કર્યો જ છે! આમ છતાં ગોરી પ્રજા પોતાની સંસ્કૃતીની અને યુદ્ધ વીરામની વાતો કરતાં અટકતી નથી!

# નરી નિર્મળતા



આ છાયાચિત્ર ગુજરાતના પ્રસિદ્ધ જવાન ચિત્રકાર જગમોહન મીસ્ત્રીએ કાળા કાગળને કાપી કાઢી તેને સફેદ કાગળની ઉપર ચોંટાડીને તૈયાર કર્યું છે.

પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



વર્ષ : ૨ જું.] જાન્યુઆરી : ૧૯૩૧ [અંક : ૧૦

# ભાગીદારી

: લેખક :

તંત્રી

હીંદના મવાળ મુત્સદીઓનો બહુ માનીતો "સાંસ્થાનીક સ્વરાજ" નો સામ્રાજ્યવાદી મંડળોમાં અળખામણો થઇ પડેલો શબ્દ, લંડનના સેંટ જેમ્સ મહેલમાં મળેલી ગોળમેજી પરીષદમાં કે બહાર સાંભળવામા આવતો નથી. વીલાયતી યાત્રાના આરંભ પહેલાં હીંદમાં એ મવાળ મુત્સદીઓએ જે ભવ્ય શમણાં (એમને ધોરણે) સેવ્યા હતાં, તે બધાં શમણાં પ્રાત:કાળની ઝાકળની માફક હાલ તુરત તો હંમેશને માટે ઉડી ગયેલાં લાગે છે. અને તેને સ્થાને સાયમન રીપોર્ટમાં તેમ જ તેની પુર્તી સમા હીંદી સરકારના ખરીતામા વપરાયલો "બ્રીટીશ પાર્લામેન્ટ અને હીંદીધારાસભા વચ્ચે અસરકારક ભાગીદારી" એ શબ્દ વપરાવા લાગ્યો છે. એટલું જ નહીં પણ પરીષદનું કામ એવી ઢબે શરૂ કરવામાં આવ્યું છે કે જેથી મહત્વના એકેય મુદ્દાની ચર્ચા હજુ સુધી થઇ શકી નથી.

વસ્તુત: તો પરીષદની રીત જ કૃત્રીમ છે. લાંબાં લાંબાં વક્તવ્યો અને ભવ્ય તેમજ આકર્ષક શબ્દ રચનાવાળાં પોલાં ભાષણોનાં જાળાં પાછળ હીંદીઓને રમાડી જવાની રીતે જ બધી કાર્યવાહી ચાલી રહેલી છે. ખરેખર પરીષદની રીત જ અપુર્વ અને અદ્દભુત છે.

એવી જ અદ્દભુત રીતે બ્રીટનના કામદાર પક્ષના સુત્રધાર રામ્સે મેકડોનાલ્ડ પોતાની મનોદશાનો પલટો બતાવી, થોડાં જ વર્ષો પહેલાં પોતે હીંદ વીષે લખેલા પુસ્તકમાં બતાવેલા વીચારોથી એકદમ ફરી બેસી ગોળમેજી સમક્ષ એવો અભીપ્રાય પ્રકટ કર્યો છે કે: "હીંદમાં બ્રેટબ્રીટન જે કંઇ કાર્ય કરી રહેલું છે તે હીંદને સ્વરાજ માટે લાયક બનાવવાનું છે."

...

રામ્સે મેકડોનાલ્ડને આ અથવા બીજા ગમે તેવા વીચારો બનાવવાનો હક્ક છે. તેમજ પોતાના જુના વીચારોમાં પલટો કરવાનો યે હક્ક છે. એમ તો આજથી લગભગ ૧૩

વર્ષ પહેલા [તા૦ ૨૩ ૫ ૧૯૧૭] એ જ ગમ્સે રેમ્ઝે મેકડોનાલ્ડ અને તેના મીત્ર ફીલીપ સ્નોડને બ્રીટીશ કામદાર વર્ગને માટે એક ઢંઢેરો પ્રસીદ્ધ કરી, તેમને "રશીઆનું અનુકરણ કરો' ની હાકલ કરી હતી. અને તે જ વર્ષના જુન મહીનાની ત્રીજી તારીખે [તા૦ શહેનશાહની જન્મતીથી] લીડઝ મુકામે મળેલી કામદાર પરીષદમા એ જ મહાપુરુષે પોતાના વ્યવસાય બંધુઓને જણાવ્યું હતું કે "હવે જનતાનો વારો છે. આપણે આપણી શરતો [સુલેહ વીરામની ?] નક્કી કરવી જોઇએ, આપણા ઢંઢેરા બહાર પાડવા જોઇએ અને આપણી પોતાની દ્રષ્ટીએ મુત્સદ્દીગીરીના મુળ રોપવા જોઇએ" પરંતુ આજે એ જ રામ્સે મેકડોનાલ્ડ સામ્રાજ્યવાદીના પગરખા પોતાને પગે ચડાવીને, ગોળમેજી સમક્ષ ખડો રહી હીંદના વાઇસરોયના આમ ત્રીસ હીંદીઓ સમક્ષ સામ્રાજ્યવાદી મુત્સદ્દીગીરીનું પ્રદર્શન કરી રહ્યો છે.

...

પરંતુ એ કહેવાતી "અસરકારક ભાગીદારી" કેવી હશે તેની કલ્પના કરવા માટે બહુ લાંબે જવાની જરૂર નથી ભાગીદારી એ શબ્દનો સામાન્ય અર્થ તો લાભાલાભમા, જવાબદારીમા, જોખમમા અને હક્ક અધીકારમાં બન્ને પક્ષ સરખા હક્કદાર હોય તેવો થાય છે પરંતુ ગોળમેજી સમક્ષ અને બહાર, હીંદમા તેમ જ ઇગ્લંડમા જે અર્થમા 'અસરકારક ભાગીદારી' ને વાપરવામા આવે છે તે અર્થ જોતા તો હીંદમા બ્રીટીશ સામ્રાજ્યવાદના તમામ હીતોનું એક તરફથી સંપુર્ણ સંરક્ષણ થાય અને તેમ છતાં હીંદને સ્વરાજ ભોગવતા સામ્રાજ્યના બીજા સંસ્થાનો જેવો દરજ્જો કે અધીકાર કશું ય ન મળે તેવું સ્પષ્ટ રીતે દેખાય છે આ 'અસરકારક ભાગીદારી'મા એવી ગોઠવણ થયેલી છે કે એક ભાગીદાર બીજાનો તાબેદાર રહે અને માત્ર તેની દયા ઉપર જીવે કેમકે બ્રીટીશ મુત્સદ્દીઓના ઠગવેલ ધોરણે એ 'અસરકારક ભાગીદારી'મા હીંદને માત્ર, હીંદી વઝીરને સોંપાયલા કારભારના કામમાં કંઇ કહેવાનો હક્ક નહીં મળે, તો હીંદ બહારથી કોઇ ચડી આવે તે વખતે હીંદના બચાવના કામમા હીંદીઓની સલાહ પુછવામા નહીં આવે, પરરાષ્ટ્રીય સંબંધો સાથેના બીજાં બધાં સામ્રાજ્યવાદી હીતોના કાર્યમા હીંદીઓનો હા, ના કહેવાનો અધીકાર નહીં રહે, હીંદ અને બ્રીટીશ સામ્રાજ્યના બીજા વીભાગોને લગતા સવાલોમાં હીંદીઓથી કશું બોલી શકાશે નહીં; આંતરરાષ્ટ્રીય જવાબદારીઓમા હીંદને કશુ પુછવામા નહીં આવે તેમજ હીંદને લાગતુ વળગતું હોય કે ન હોય તેવા પ્રસંગોમા સામ્રાજ્ય સરકાર પરદેશો સાથે હીંદને પુછ્યા વીના સલાહ, મસલત અને કેલ કરાર કરી શકશે, છતા હીંદ તેને અંગે ઉપસ્થીત થતી તમામ જવાબદારીએ માટે બંધનકારક ગણાશે, ઉપરાન હીંદમાની આંતરીક સલામતી, હીંદની નાણાં વીષયક બાબતો, લઘુમતીનુ સંરક્ષણ, આર્થીક તેમજ વ્યાપારી બાબતમાં અયોગ્ય ભેદાભેદ, હીંદી વઝીરે જે માણસોને નોકરીએ રાખ્યા હોય તેમના હક્ક અને બંધારણનું પાલન વગેરે બાબતોમા પણ હીંદીએ નો કોઇ પણ જાતનો અધીકાર રહેશે નહીં એ જાતની વ્યવસ્થાને 'અસરકારક ભાગીદારી' કહી શકાતી હોય તો અવશ્ય તે ભાગીદારી ગણાય, પરંતુ ભાગીદારીની આ જાતની ભાવના તેમજ વ્યવસ્થાને અને આપણા મવાળ મુત્સદ્દીઓએ ગયે વરસે મદ્રાસ મુકામે સર ફીરોજ શેઠનાના અધ્યક્ષપણા નીચે પસાર કરેલા સંસ્થાનીક સ્વરાજની માગણીના

ઠેરાવને કશું જ મળતાપણું હોય એવું અમને દેખાતું નથી. છતાં આ 'અસરકારક ભાગીદારી'ની ગોઠવણ વીષે હજુ કોઇ પણ મવાળ પ્રતીનીધી તરફથી બસુરો સુર સાંભળવામાં આવ્યો નથી; એટલે મવાળ મુત્સદ્દીઓ એ ગોઠવણને સ્વીકારવા પોતાની જાત પુરતાયે તઇયાર થાય છે કે કેમ, તે હવે જોવાનું રહ્યું છે.

...

હવે રામ્સે મેકડોનાલ્ડે ગોળમેજીમાં ઉચ્ચારેલાં વચનો પ્રમાણે બ્રીટીશ સામ્રાજ્યવાદ હીંદીઓને સ્વરાજ ભોગવવાને લાયક થવા માટે શું કરી ચુકયો છે તે તરફ દ્રષ્ટીપાત કરીએ:

બ્રીટીશ પાર્લમેન્ટના એક સભાસદ પીટર ફ્રીમેને "હીંદ ઉપરની બ્રીટીશ સત્તાનાં ફળ" નામની પત્રીકા તાજેતરમાં પ્રસીદ્ધ કરી છે. તેમાં તે જણાવે છે કે: "બ્રીટીશ હીંદની ૨૫ કરોડ પ્રજામાંથી ૪ કરોડ માણસોને તો દીવસમાં એક ટંક પણ પુરો ખોરાક મળતો નથી.—વર્તમાન હીંદમાં દર ૭૦ હજાર માણસે એક ઇસ્પીતાળ છે અને હીંદીઓની આયુષ્ય મર્યાદા સરેરાશ ૨૫ વર્ષથી યે ઓછી છે ત્યારે ઇંગ્લંડમાં ૪૫ વર્ષ જેટલી છે.—કેળવણીની સંસ્થાઓ માત્ર એકસોમાં ચાર માણસને જ સ્પર્શ કરે છે તેમાં યે ખર્ચનો મોટો ભાગ ખાનગી ખીસાંમાંથી આવે છે, સરકારી મહેસુલમાંથી સેંકડે પાંચ રૂપીઆ કેળવણી પાછળ ખર્ચાય છે અને હર્ટોગ કમીટીના જણાવવા પ્રમાણે નીશાળે જવાની ઉમ્મરનાં બાળકોમાંથી ૧ કરોડ છોકરાઓને તેમ જ દોઢ કરોડ બાળાઓને કશું પણ શીક્ષણ મળતું નથી.—બગીચાઓમાં કામ કરતાં હજારો કામદારોની દશા ગુલામો જેવી છે, કારખાનાંમાં તેમજ ખાણોમાં તેમને ઓછામાં ઓછો પગાર મળે છે.—ગરીબ વર્ગ કરવેરાથી કચડાઇ જાય છે, ગરીબડા ખેડુતોને ભારે કર ભાર ઉપાડવો પડે છે. ૧,૭૦૦,૦૦૦ રતલ જેટલું અફીણ તૈયાર કરીને વેચવામાં આવે છે.—નહેરો અને રેલ્વેમાંથી નફો કરવામાં આવે છે; હીંદની રેલ્વે આવકમાંથી ચારપંચમાઉંસથી એ વીશેષ ગરીબોનાં ગજવાંમાંથી આવેલી હોય છે.—સામાન્ય રીતે કુલ મહેસુલના ૩૭ ટકા જેટલાં નાણાં લશ્કર અને પોલીસ પાછળ ખર્ચાય છે. પણ લશ્કર પાછળ થતું ખર્ચ મધ્યસ્થ સરકારની મહેસુલમાંથી ખર્ચાય છે અને તેને હીસાબે તો કુલ મહેસુલનો અર્ધાથી એ વધુ ભાગ લશ્કર પાછળ વપરાય છે.—ત્યારે કેળવણી પાછળ માત્ર ૫ ટકા, ખેતીવાડી પાછળ ૧ ટકા કરતાં યે ઓછી, ઉદ્યોગો પાછળ ના ટકો અને જાહેર તંદુરસ્તી પાછળ લગભગ ૩ ટકા જેટલું ખર્ચ થાય છે!"

ફેનર બ્રોકવે આ સંબંધમાં કહે છે:

"બ્રીટીશ રાજ્યની અસરનો વીચાર કરતા એ પુરવાર કરવાની જરૂર જ પડે તેમ નથી કે બ્રીટીશ.ની લાગવગનું સીધું ફળ હીંદમાં અજ્ઞાનતા, ગરીબાઇ અને સામાજીક અન્યાય જે વીશાળ પ્રમાણમાં છે તે આવ્યું છે, હીંદી જનતાની સ્થીતીમાં ફેરફાર કરવામાં બ્રીટીશ કારભાર સંપુર્ણ રીતે નીષ્ફળ નીવડયો છે તે હકીકતોના પાયા ઉપર તેની ઉપરનો આરોપ પુરવાર થાય છે.

"બ્રીટીશ સત્તાની ઘણી જ કાતીલ અસર તો જનતાનું ચેતન હણી લેવામાં થયેલી છે. હીંદીઓને એ સત્તા તરફથી તાબાની પ્રજા તરીકે બંધનમાં રાખવામાં આવ્યા છે. તેમને કેળવણી આપવામાં નીષ્ફળતા એ બ્રીટીશ સત્તાનો ગંભીરમાં ગંભીર ગુનેહો છે."

('ઇન્ડીયન—ક્રાઇસીસ' પૃષ્ઠ: ૩૭—૩૮)

કોઇ પણ પ્રજાની પ્રગતીનું માપ તેને મળતી કેળવણી ઉપરથી ખેંચી શકાય છે. પરંતુ એ દીશામાં થતા કાર્ય વીષે રવીન્દ્રનાથ ટાગોર જેવા કેળવણીકારે ન્યુયોર્કના "અમેરીકન" પત્રને પોતાની રશીઆની મુલાકાત પછી આપેલા 'ઇન્ટરવ્યુ'માં જણાવ્યું છે કે :

"ઝારની રાજ્યવ્યવસ્થામાં રશીઅન જનતા, હાલની હીંદી જનતાની માફક અજ્ઞાન અને મુર્ખ (Ignorant and stupid) હતી. હીંદમાં માત્ર સેંકડે ૭ માણસો સામાન્ય લખી વાંચી જાણે છે, રશીઆમાં દશ વર્ષ પહેલાં તેવું જ હતું."

ટુંકામા મેકોલેએ 'મીલ્ટન' વીષેના નીબંધમાં જણાવ્યું હતું તેમ 'તરતાં ન આવડે ત્યા સુધી પાણીમાં પગ નહીં મુકવો,' એવી દલીલ કરનાર માણસની માફક સ્વરાજ ભોગવવાની લાયકાતનું પોતાના 'માલીકો' તરફથી પ્રમાણ પત્ર મળે નહીં ત્યાં સુધી હીંદને સ્વરાજ નહીં આપવાની નીતીનું સેવન કરનાર સામ્રાજ્યવાદી મુત્સદીઓ હીંદીઓને સ્વરાજને યોગ્ય થવાના માર્ગથી જ લગભગ દુર રાખે છે. તેનો મોટામાં મોટો પુરાવો મોન્ટફર્ડ સુધારા પ્રમાણેની દ્વીમુખી સત્તાની વ્યવસ્થાથી જ મળી રહે છે.

આમ રામ્સે મેકડોનાલ્ડનું કથન હકીકતોના આધાર ઉપર નહીં પણ માત્ર માન્યતાઓના પાયા ઉપર રચાયેલું છે.

•••

ગોળમેજી પરીષદમાં જે રીતે કામ ચાલી રહ્યું છે તે છેક જ નીરાશાવાદને જન્માવનારૂં છે. છતાં જેઓ ગોળમેજીમાં ભાગ લઇ રહ્યા છે તેમને હજી સત્તાવાર રીતે એવી કશીએ ખાત્રી મળી નથી કે, ગોળમેજીમાં જે કંઇ કામકાજ થશે તેને બ્રીટીશ પાર્લમેન્ટ મંજુર જ રાખશે. આવી શંકાશીલ પરીસ્થીતી માટે "મેન્ચેસ્ટર ગાર્ડીયન" જેવા મવાળ વીચારના પત્રે પણ વીરોધ બતાવ્યો છે. અને 'સ્ટેટ્સમેન' જેવાં એન્ગ્લો ઇન્ડીયન પત્રે પણ કબુલ કર્યું છે કે હીંદને નજીકના ભવીષ્યમાં સંસ્થાનો જેવું સ્વરાજ કે સંપુર્ણ જવાબદારી વાળું તંત્ર મળે તેવા કશા સંજોગ નથી.

મીસીસ બેઝંટ જે હમેશાં મવાળ વીચારકોની સાથે મળતાં થવામાં અગ્રપદે આવે છે, તેમનું પત્ર [ન્યુ ઇન્ડીઆ] પણ ખુલ્લા શબ્દોમાં કહે છે કેઃ "કોઇ પણ જાતની આશા રાખી શકાય તેમ નથી." અને જણાવે છે કે: "આવી નીરાશાજનક સ્થીતીમાં માત્ર એકજ માર્ગ બાકી રહેલો છે તે એ કે સ્વરાજ [Home Rule] માટે જોસદાર ચળવળ શરૂ કરવી." પોતાના વાચકોને તે કહે છે કે; "આપણે હવે એ વાત સમજી જવી જોઇએ કે આપણા પોતાના સીવાય બીજો કોઇ આપણને મદદ કરે તેવું છે નહીં. મીઠી મીઠી વાતોથી આપણા દી વળે તેમ નથી. આપણને જકડનારી બેડીઓ લોખંડી છે, માત્ર તેની ઉપર મખમલી વાઘા ચડાવવામાં આવ્યા છે. એથી આપણે વીનયની વાણી છોડીને ખુલ્લે ખુલ્લી ભાષામાં કહી નાખવું જોઇએ કે, "અમે હોમરૂલ–સ્વરાજ મેળવવા માટે જ નીકળ્યા છીએ." ઇંગ્લંડની વાત કરીએ તો તે પોતાની જાતે થઇને હીંદને માટે નમતું મુકે તેમ નથી. કેમકે હીંદ જગતમાંના તેના સ્થાનને ટકાવી રાખવા માટે મુળ પાયો જ છે. જો તે ૩૦ કરોડ હીંદીઓ ઉપર કાબુ જમાવી ન રાખે તો તેના ૪ કરોડ માણસથી તે શું કરી શકે તેમ છે? એ તો હીંદ છે તો તેનું સામ્રાજ્ય છે. હીંદ ન હોય તો યુરોપના રાજ્યોમાં પણ તે પહેલી હારમાં આવી ન શકે. પણ હીંદ છે તો તે સમસ્ત વંશ્વનાં રાજ્યોમાં પહેલી હારમાં રહી શકે છે."

આ તો માત્ર રાજકારણી સત્તાની બાબતની વાત છે પણ વ્યાપાર ઉદ્યોગની નજરે ય હીંદ વીનાના ઇંગ્લંડની સ્થીતી નીરાધાર થઇ પડે તેમ છે.

નવેમ્બરની અધવચ્ચે કરેલા પોતાના એક ભાષણમાં મી? સ્નોડને કરેલા ભાષણનાં નીચેનાં વચનો તેની વીશેષ ખાત્રી આપે છેઃ

"સરકાર સંસ્થાનો સાથે વ્યાપાર ખીલવવા આતુર છે. પણ સંસ્થાનોમાં માથા દીઠ આવકમાં એક પાઉંડનો વધારો થાય તો તે વરસે દહાડે બે કરોડ પાઉંડથી વધે તેમ નથી. પણ હિંદ સાથેના આપણા વ્યાપારમાં માથા દીઠ એક અઠવાડીએ માત્ર એક ફાર્ધીંગનો જ વધારો કરી શકાય તો પણ તે રકમ લગભગ વરસે દહાડે ૬ કરોડ પાઉંડ જેટલી થઇ પડે."

એનાં આ વચનો ઉપર ટીકા કરતાં બેસીલ પી. હોવેલ લખે છે: "જ્યાં ન્યાયને ધોરણે થતી માગણીઓ બહેરા કાન ઉપર પડે છે, ત્યાં સ્વાર્થ કમીમાં કમી કંઇક જવાબ અપાવે છે!"

આમ બ્રીટીશ સામ્રાજ્યને તેનાં ગોરા સંસ્થાનો લાભને બદલે બોજારૂપ છે–અથવા કહો કે શોભા સ્વરૂપ છે. ત્યારે હીંદ તો તેને અનેક રીતે ઉપયોગી એવી દુઝણી ગાય છે, અને તેથી બ્રીટીશ મુત્સદ્દીઓ હીંદ ઉપરનો આર્થીક કે રાજકારણી કાબુ એકાએક છોડી દે અને ગોળમેજીમાં ગયેલાઓ પોતાનાં ગજવાંમાં કોઇ પણ જાતનું સ્વરાજ ભરીને પાછા આવે એ માન્યતા જ નીરાધાર છે.

...

આવા સંજોગોમાં ખાસ કરીને અમેરીકન પ્રજાને પોતાની તરફ ખેંચીને પોતાની નીર્દોષતા બતાવવાનો પ્રયાસ બ્રીટીશ સામ્રાજ્યવાદ અનેક રીતે કરે છે. પ્રખર બુદ્ધીમાન બ્રીટીશ મુત્સદ્દીઓને ત્યાં ભાષણો કરવા મોકલે છે, ત્યાંનાં પત્રોમાં લેખો લખાવવામાં આવે છે, અમેરીકાને પસંદ પડે તેવી પરરાષ્ટ્રીય નીતી ઘડવાના પ્રયત્ન કરવામાં આવે છે અને ભાષાના, રક્તના તેમજ સંસ્કૃતીના સંબંધને નામે અમેરીકનોને પોતાની તરફ વાળવાનાં પુષ્કળ ફાંફાં મારવામાં આવે છે. તેની પાછળ રહેલો ભેદ, યુનાઇટેડસ્ટેટ્સના પેસીફીક કાંઠાના જાણીતા દૈનીક પત્રોમાંનું એક "સાનફ્રાન્સીસ્કો ક્રોનીકલ" લાક્ષણીક રીતે ખુલ્લો પાડે છે. તે લખે છે કેઃ

"છેલ્લા દશકામાં અમેરીકાની અને બ્રીટીશ સામ્રાજ્યની વચ્ચે આટલી બાબતો બની ગઇ છેઃ

[૧] આ દેશમાં ચાલતી ચળવળ અટકાવવા તેમજ વોશીંગ્ટનના મુત્સદ્દીઓ તરફથી થયેલી સુચનાને લીધે જ આયર્લેન્ડને સ્વતંત્રતા મળી છે;

[૨] વોશીંગ્ટનમાં પોતાના એલચીઓ મોકલવાથી જ કેનેડા, આયર્લેન્ડ અને દક્ષીણ આફ્રીકા પરરાષ્ટ્રીય બાબતોમાં પોતાની સ્વતંત્રતા ખીલવી શક્યાં છે;

[૩] ટર્કીની સામુદ્રધુનીઓ ઉપરનો બ્રીટીશ અંકુશ લોસાં પરીષદ વખતની અમેરીકન વલણ ઉપરથી જ તુટી પડયો. નજીકના પુર્વનાં દ્વાર ખુલ્લાં હોવાં જ જોઇએ એવો ત્યાં આપણે આગ્રહ કર્યો હતો;

[૪] બ્રીટીશ સર્વાધીકારના દાવાને ગણકાર્યા વીના ઇજીપ્તમાંના આપણા એલચીએ તે દેશની સાથે સીધી રીતે કામકાજ પાડવાનો આગ્રહ કર્યો છે અને એબીસીનીયામાંના આપણા એલચીએ એ દેશને સામ્રાજ્યવાદના ડાચામાંથી ગળી જતો બચાવ્યો છે;

[૫] ચીનમાંની યાંગ્સેની ખીણ અને કંતાનના પ્રદેશ ઉપર પોતાની લાગવગ [Sphere of influence] ના બ્રીટનના બહાનાંનો ચીનમાં આપણે ધારણ કરેલી વલણથી સદંતર ભુક્કો થઇ ગયો છે.

આટલામાં જ તમામ વાત પુરી થતી નથી, કેમકે આપણા નાણાંબળે પહેલાં જ્યાં બ્રીટીશ લાગવગ હતી તે પ્રદેશોમાં મોટા પાયા ઉપર પગ પેસારો કર્યો છે, પરંતુ આ તો બ્રીટીશ સામ્રાજ્ય ઉપરનો સીધો હુમલો છે અને વર્તમાન સમયે તેનું લાક્ષણીક મહત્ત્વ છે."

એમ કહીને તે પત્ર એવું તારતમ્ય ખેંચે છે કે, અમેરીકા હીંદના સવાલોમાં રસ લેવા લાગ્યો છે તેથી જ મેકડોનાલ્ડ ગોળમેજી દ્વારા હીંદના સવાલોને મનાવવા તૈયાર થયો છે. આ ઉપરથી અમેરીકામાં તેમજ પરદેશોમાં પ્રચારકામની કેટલી અગત્ય છે તે બરાબર પુરવાર થાય છેઃ એ વાત સ્વરાજવાંચ્છુ હીંદીઓએ ખુબ લક્ષમાં રાખવાની જરૂર છે.

# નવીન જગતનું સર્જન

અનુવાદક

સંસ્કારી

રવીન્દ્રનાથ ઠાકુર ગયા સપ્ટેમ્બર મહીનામા સોવીયટ રશીઆની મુલાકાતે ગયા હતા. આ જગતની વર્તમાન સંસ્કૃતીમા દાખલ થયેલા સડાને દુર કરી નવી સંસ્કૃતી રચવાનો જે મહાપ્રયાગ થઇ રહ્યો છે, તે જોઇને કવી ઠક્ક થઇ ગયા હતા. એ પ્રસંગ જાણવા જેવો હોઇ તે ઉપરથી લખાયેલો આ લેખ અહી આપવામા આવે છે.

રવીન્દ્રનાથ ઠાકોરે ગયા સપ્ટેમ્બરની અગીઆરમી તારીખે પોતાના મંડળ સાથે મોસ્કોમા પગ મુક્યો ત્યારે ત્યાની લેખક મંડળીએ, ત્યાના પ્રદર્શન વીભાગે, અને જગતના દેશો સાથે સંસ્કૃતીનો સબંધ સાંધવા માટે યોજાયેલા મંડળે તેમનો ભવ્ય સત્કાર કર્યો. બીજે દીવસેજ સંસ્કૃતીના વીકાસ માટેની સંસ્થા જેને રશીઆમા વોક્સ (Voks)ને નામે પીછાનવામા આવે છે, તેની તરફથી કવીના સન્માન અર્થે મીજાવડો કર્યો. તે દીવસે સમારંભમા જ 'વોક્સ'ના પ્રમુખ પ્રોફેસર એફ. એન પેટ્રોફ અને કવી વચ્ચે મહત્વપુર્ણ વાર્તાલાપ થયો હતો તે જાણવા જેવો છે.

પેટ્રોફે વાતચીતનો આરંભ કરતા જ કહ્યુ કે "અમારા સોવીયટ તંત્રમા સંસ્કૃતીની જે નવીન વ્યવસ્થાનો પ્રયોગ થઇ રહ્યો છે તેમા તમે આટલો બધો રસ લઇ રહ્યા છો, તેમાથી અમને મહાન પ્રેરણા મળે છે. તેથી અમારા દેશમા તમારો સત્કાર કરતા મને આનંદ થાય છે."

કવીએ પોતાનો સત્કાર કરવા માટે તેમનો આભાર માનીને કહ્યુ "હુ જાણુ છુ કે તમે આ દેશમા એક મહાપ્રયોગ આદરી રહ્યા છો. જો કે તે સમજવામા હુ કઇ પણ અભીપ્રાય આપી શકુ તેવી સ્થીતીમાં નથી. છતા યે માનવજાતીની સમાન સ્વતંત્રતાના પાયા ઉપર તમારી સામાજીક પુનર્ઘટના કરવામા તમે જે ભારે ખંત લઇ રહ્યા છો, અને તે માટે તમે જે હીમત ભીડી છે, તે માટે તમને અભીનંદન આપ્યા વીના તો મારાથી રહી શકાય તેમ નથી જ. વળી તમે માત્ર તમારા રાષ્ટ્રના હીતની જ બાબતમા પડી રહ્યા નથી, પરંતુ તમારો આદર્શ સારા યે જનસમાજ માટે છે. એ તો મને ભવ્ય આદર્શ લાગે છે."

પેટ્રોફે કહ્યુ "રશીઆમાથી જાતીય તેમ જ કોમી ભેદ ઉખેડી નાખવામા આવ્યા છે. એ રીતે સમાજના પુનર્જીવન સીવાય અમારો આરો જ નથી. અમારા સારા યે ઇતીહાસ દરમ્યાન અમારે ભેદાભેદના પ્રગતીવીરોધી તત્વની સાથે કામ પાડવુ પડ્યું છે, સભ્યતાની સર્વ સામાન્ય જરુરીયાતોને ધોરણે અમારા બાહ્ય ભેદાભેદને પારખી તેને દુર કરવા માટે અમારા કાર્યકરોને ભગીરથ ઉત્સાહ આપ્યો છે, અને અમારી ખાત્રી છે કે, માનવ સમુદાયને મુંઝવનારા આ પ્રશ્નના સમાધાન માટે અમે જગતને અચુક ઉપાય બતાવી શકીશુ."

કવીએ કહ્યુ "તમારા અગણીત દેશબંધુઓ જેમને આજ સુધી અજ્ઞાનના

અંધકારમાં ગોંધી રાખવામાં આવ્યા હતા તેમને, તથા જે કરોડો મનુષ્યોને પોતાની માનવતાનું પારખું થાય તેવી એકકે તક પણ આપવામાં આવી નહોતી તેમને, અને જેઓ મરવાની આળસે જીવન ટકાવી રાખવા માટે સુસંસ્કૃતીનીના અને દમનનીતીના ચક્ર નીચે કચડાઈ–છુંદાઈ રહ્યા હતા તેમને, તમે કેળવણીની ભેટ આપીને તો માનવ સમાજની પ્રગતીમાં અમુલ્ય ફાળો પુરાવ્યો છે. તમે માનવતાની નવી જ દુનીઆ સરજી રહ્યા છો અને તમારા એ વ્યવહારુ કાર્યની યોજનામાં તમે માનવીની પ્રતીષ્ઠાનો જે સ્વીકાર કરો છો, તે તો ઈતીહાસમાં પહેલો જ પ્રસંગ છે."

પેટ્રોફે કહ્યું: "છતાં અમે માનીએ છીએ કે જનતાને વીશાળ ધોરણે કેળવણી આપવી હોય તો તેમાં અનુકુળ આર્થીક સંજોગોની જરુર છે. અને અમે કેળવણીના કામમાં આટલા બધાં નાણાં ખર્ચી શકયા છીએ તેમ જ સંસ્કૃતી ખીલવવાના જુદાં જુદાં કામો અમે ખેતીવાડી કરનારા માનવ સમુદાયમાં પહેલી જ વખત દાખલ કરી શક્યાં છીએ. તેનું કારણ એ જ છે કે રશીઆના આર્થીક સાધનો ઉપર અમે સંપુર્ણ અંકુશ મેળવી શકીએ તેમ છે."

ટાગોર: "ખરું છે. વસ્તુતઃ જેમ જીવનના એક ક્ષેત્રને બીજા ક્ષેત્રથી જુદું પાડી શકાતું નથી તેમ કેળવણીનું કાર્ય વાસ્તવીક રીતે જ આર્થીક બાબતની સાથે સંકળાયલું જ હોય છે."

પેટ્રોફ: "અમે આર્થીક કાણુ મેળવ્યો કે તુરત જ બાળકો શાળામાં જતાં થાય તેની યે પહેલાંથી તેમને કેળવવાનો અમે પ્રયાસ કર્યો. એમના જીવનના આરંભ કાળથી જ અમે તેમની આસપાસ યોગ્ય રીતે વ્યવસ્થીત કરાયેલું સામાજીક વાતાવરણ ખડું કરી દીધું અને તમામ જનતની કેળવણીનો પાયો એ તેની રૂપરેખા રૂપ થઈ પડયું છે. તેની સાથે સાથે જ અમે બાળકોનાં માતાપીતાને કેળવવાનું માંડયાં. આ રીતે અમે આખા સમાજના પરસ્પર કલ્યાણ માટે સહકાર કરે તેવાં મુક્ત તેમ જ સ્વતંત્ર વ્યક્તીત્વવાળાં મનુષ્યોની નવી જ જાતીના વીકાસ માટે ઉમેદ રાખીએ છીએ."

ટાગોર: "તમે એ માનતા નથી કે તમે જે આજે કરી રહ્યા છો તેનો મોટો ભાગ ભુતકાલીન સરકારની દમનનીતીના સક્રીય પ્રત્યાઘાતી તત્ત્વોના એકઠા થઈ રહેલા બળને આભારી છે? એ પ્રત્યાઘાતી શક્તી રાજરક્ષણી વેરની વસુલાતના કામમાં વેડફી નાખવાને બદલે ઉચ્ચતર ભુમીકાના કાર્ય માટે વાપરવામાં આવે છે તે ઘણું જ સરસ કામ છે. એ વાતમાં તો તમે મારી સાથે સહમત થશો કે સત્તાનાં સુત્રો તમારા હાથમાં આવ્યાં ત્યારે આરંભમાં તમે ભારે ભુલો કરી હતી, પરંતુ એ સત્તાની સાથે સાથે તમારામાં જે જવાબદારીની ભાવના ખીલી તેણે તમને સત્યદર્શનની સાચી દષ્ટી ત્વરીત વેગે આપી, તેથી તમે સવેળા તેનો લાભ લઈને તમારી જાતીય વ્યક્તીત્વની લાગણીને સંવાદી સામાજીક જીવન રચનામાં પલટાવી નાખી રહ્યા છો. હું તો કેળવણીકાર રહ્યો એટલે તમે ખેડુત જનતાના હીત માટે જે મહાન ચળવળ તે દીશામાં આરંભી છે તેમાં જ વીશેષે કરીને હું રસ લઈ રહ્યો છું. તમે એ પણ જાણો છો કે તમારા દેશની માફક અમારો દેશ પણ ખેતીવાડી કરનારાઓનો દેશ છે. અને કેળવણીની મદદથી તમે તમારા દેશમાં જે પ્રશ્નોનો મોટે ભાગે ઉકેલ આણ્યો છે,- તે નીરક્ષરતા, મર્યાદીતતા અને રૂઢીરક્ષકતાની આડખીલીઓ અમારા માર્ગમાં ઉભી છે. અને જો તમારા એ દીશાના પ્રયોગમાંથી બોધપાઠ લઈ શકીએ તો, અમે એકદમ અમારા ગામડાંઓના પ્રશ્નોનો સરસ રીતે નીકાલ લાવી શકીએ."

પેટ્રોફ: "કેળવણીના કામની અમારી પહેલી રીત તો એ છે કે, અમે ગામડાંઓમાં મોટા પાયા ઉપર હીલચાલ શરૂ કરી દઇને ખેડુતોને તેમની દશાનું ભાન કરાવીએ છીએ, તેમના જન્મસીદ્ધ હકકોનો તેમને ખ્યાલ આપીએ છીએ—જે તેમને ભોગવવા મળતા નથી. છતાં કેવી રીતે તે હકક તેઓ મેળવી શકે તેની તમામ શકયતાઓ તેમની સમક્ષ ખુલ્લી કરી બતાવીએ છીએ. તેમ કરવા ચળવળીઆ બનતાં અમે જરા પણ શરમાતાં નથી; અને અમારી એ ચળવળ કેળવણીને લગતી, શાસ્ત્રીય [વિજ્ઞાનીકના અર્થમાં,] માનવતાના અંશવાળી, નૈતીક હોઇ, અમારાં ચીત્તમાં તેમ જ હૃદયમાં સમાજ સેવાની જે ભાવના પ્રદીપ્ત થઇ હોય તેનાં સુતત્વોને સદ્દીયતા આપનારી હોય છે.

"અત્યારે અમે જે કંઇ વ્યવસ્થા કરવાના પ્રયાસ કરી રહ્યા છીએ તેમાં જનકલ્યાણની જ સીધે સીધી પ્રેરણા રહેલી છે. અમે . વાદીની દ્દષ્ટીએ અમારા માટે જ ખાસ હકક ભોગવવા ઇચ્છતા નથી, કેમકે અમે માનીએ છીએ કે તે જાતના ભોગવટાથી મળતો આનંદ સમાજ વીરોધી હોવાથી માનવતાનો યે વીરોધી છે. કદાચ તે માનવતાના અંશ વીનાનો છે. અમારે ત્યાં તો જ્ઞાનના તમામ ભંડારો, આનંદ અને સુવ્યસ્થીત સમાજના લાભ સર્વને માટે સદાય ખુલ્લા છે, કેમકે અમારે અહીં પ્રત્યેક માનવી મનુષ્ય તરીકેના સમાન અધીકાર ભોગવે છે."

ટાગોર: "હું તમારી કેળવણીની કળાનો અભ્યાસ કરવા અને તમારી આસપાસ જે સર્જક વાતાવરણ ખડું થયું છે તેમાંથી તાકાત મેળવવા આવ્યો છું. મારી એક શીક્ષણ સંસ્થા છે, તેનાં નજીવાં સાધનો વડે અમે આસપાસનાં ગામડાંઓ સાથે સંબંધ સાંધીએ છીએ. હું અને મારા સાથીઓ અમારા પાડોશીઓની સેવા માટે અમારાથી બને તેટલું બધું કરીએ છીએ. અમારા ઉત્સવોમાં ભાગ લેવા એમને નોતરીએ છીએ, તેમને ઔષધો આપીએ છીએ અને ખેતીવાડીના કામમાં છેલ્લામ છેલ્લી ઢબની કાર્ય સાધકતાની રીતો એમને સમજાવીએ છીએ. એટલે તમે તમારૂં જે કંઇ શીક્ષણકાર્ય મને બતાવશો તે મને જરૂર ઉપયોગી થઇ પડશે. તમારા કામને બરાબર સમજવા માટે મારી પાસે વધુ સમય અને શકતી હોત એવું હું ઇચ્છું છું, છતાં પણ તમારા દેશની મુલાકાતથી મને જે જાણવાનું મળશે તે તમામનો હું સદુપયોગ કરીશ."

પેટ્રોફ: "મહાશય, સારૂં યે રશીઆ તમારા નામથી પરીચીત છે અને તમને ચહાય છે. તમારાં પુસ્તકોની અમારે ત્યાં પચીસ આવૃત્તીઓ થઇ છે અને જનતા તેને ખુબ વાંચે છે. તમે અમારૂં જે કામ જોવા માગો છો તે બતાવતાં અમને અપાર આનંદ અને ગૌરવ મળશે અને અમારી ખાત્રી છે કે કેળવણીનાં અમારાં કાર્યોની તમે જરૂર કદર કરશો."

[ ૨ ]

તે જ રાત્રે આઠ વાગે મોસ્કોની લેખક મંડળી તરફથી મંડળીની કલબમાં કવીના માનમાં કોન્સર્ટ ગોઠવવામાં આવ્યો હતો. તેમાં મોસ્કોના જાણીતા કલાકારો, પ્રખ્યાત લેખકો [અને બીજી મોસ્કો સ્ટેટ યુનીવર્સીટીના ડીરેકટર વગેરે કુલ ૬૦ માણસોને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં.

પ્રોફેસર પેટ્રોફે કવીના સત્કાર માટે ભાષણ કર્યું અને તેમની પછી બીજાં મંડળોના પ્રતીનીધીઓએ તેમનું અનુસરણ

કર્યું. તે પછી હંગરીના તેમ જ રશીઆનાં લોકગીતો ગવાયા તેમ જ સોવીયેટ યુનીયન તરફથી નૃત્યકળા બતાવવામાં આવી.

પ્રોફેસર પેટ્રૂકે પોતાના ભાષણમા કહ્યુ.

"સોવીએટ જાહેર જીવનના, કળાના અને વિજ્ઞાનના પ્રતીનીધીઓ આજે પોતાની વચ્ચે જગતના જીવંત કવીઓ અને વીચારકોમાના એક રવીન્દ્રનાથ ટાગોરને જુએ છે

છેલ્લા દશકામા માનવતાના ઇતીહાસમા જે મહાપ્રસંગો વીકાસ સાધી ગયા છે તેની નજદ એકચીત્ત અને ગંભીરતાથી લક્ષ આપનારાઓમાંના રવીન્દ્રનાથ ટાગોર એક છે. તેના આધ્યાત્મીક તેમ જ કવીત્વની આંતર દ્રષ્ટીવાળા કવી માનવ ઇતીહાસના જે અગત્યના પાનાંમા, ઓકટોબર મહીનાના મહાન બળવાની નોંધ અંકીત થયેલી છે તેના તરફ દ્રષ્ટી ન કરે તે કેમ ચાલે?

આપણે કે જેમણે એ ઓકટોબરના બળવામા ભાગ લીધો છે અને માનવ સંસ્કૃતીના નવીન સ્વરૂપ રચવામા સાથ આપ્યો છે તેઓ, આપણી સંસ્કૃતીનો અભ્યાસ કરવા, માનવ સમાજને પુનર્જીવન આપવાના અને તેમ કરીને ખુદ માનવતાના નવસર્જનનુ કરવાના આપણા પ્રયાસનો અભ્યાસ કરવા આપણે ત્યા પધારેલા મહાન વ્યક્તીને અંતરના ઉમળકાથી સત્કારે છે.

રવીન્દ્રનાથ ટાગોર જનતાના શીક્ષણકાર્યને મોખરે રહીને સક્રીય કાર્ય કરનારા છે તેમ જ તેઓ કવી અને વીચારક છે માનવતાની સંસ્થાપનાના મહાપ્રશ્નનો ઉકેલ કરવા માટે તેઓ જાતે સ્થાપેલા શાન્તીનીકેતન મારફત પ્રયાસ કરી રહ્યા છે આ કામ એમની પ્રવૃત્તીઓમા અગત્યનુ સ્થાન રોકે છે, અને તેમા તેમની ઘણી જ શક્તી અને સામર્થ્ય ખર્ચાયું છે. હવે તે આપણા દેશના તે દીશામાં થતા પ્રયાસોને જાણવા માગે છે અને નવીન તેમ જ ક્રાન્તીકારી પરીસ્થીતીમા આર્થીક, સામાજીક અને સંસ્કારીતા જે માનવતાની પ્રગતી માટે નીર્માયેલાં છે તે કેમ વ્યાપક સ્વરૂપ લેતાં જાય છે તે સમજવા માગે છે કલાના, વીજ્ઞાનના અને પ્રત્યેક જાતની માનવ પ્રગતીના ક્ષેત્રમા માનવ અસ્મીતા સમાજવાદી પુનર્ઘટનાની સ્થીતીમા જાતે પરીપુર્ણ બનીને સજીવ સર્જકતા કેમ સાધી શકે છે, તે સમજવાના રવીન્દ્રનાથ ટાગોરના અભીલાષ છે.

જે મીત્રો નીખાલસ હૃદયે અને પવીત્ર આત્માથી આપણા દેશમા આપણા નવયુગનો અભ્યાસ કરવા, અને માનવપ્રકૃતીને પરીપુર્ણ બનાવવા માટે નવીન માનવજીવન તરફ અને નવીન તેમ જ સ્વતંત્ર પ્રથા માટેની લોક સમુદાયની લાગણીને સમજવાનો પ્રયત્ન કરવા આવે તેવા મીત્રોના આગમનને આપણે સત્કારીએ છીએ

આપણા સબંધમા અનેક પ્રકારનું જુઠાણા ઉચ્ચારાયા છે તેમ જ લખાયા છે અને સતત ઉદ્યોગ કરીને આપણે માટે બહારની દુનીયામા ભયાનક ગપ ફેલાવવામા આવ્યા છે. એ ગપોમા એવુ કહેનાર પડયા છે કે અમારા દેશમા સંસ્કૃતીની પીછેહઠ થઇ રહી છે, અને સંસ્કારીતા તો અત્યાર પહેલાની મરી પરવરી છે વળી એમ પણ કહેવામા આવે છે કે, બોલ્શેવીકોએ વીશ્વમા મહાન સંસ્કૃતી વીપ્લવ કર્યો છે, તેમ જ નવીન આદર્શો રજુ કર્યા છે, પરંતુ સોવીએટ રશીઆમા જ તે પછી ઉભા થયેલા મામલાને પહોંચી વળવા બોલ્શેવીકો અશક્ત બન્યા છે, અને તેમણે જે વસ્તુનો નાશ કર્યો છે તેના જેટલા જ મુલ્યનુ કંઇક નવીન સર્જન તેને સ્થાને આપવામા નીષ્ફળ ગયા છે.

આ બધાને અમારા માત્ર એક જ જવાબ છે કે, અહીં આવો અને તમારી જાતે નીરી

પહેલી જ વખત તમે મનુષ્યના મગજમાં રહેલી ગુપ્ત શક્તીને આવીર્ભાવ પામવાની તક આપી છે તે માટે હું નીખાલસ હૃદયથી તમારો આભાર માનું છું.

હું મારી પોતાની સંસ્થામાં, મારી રીતે કાર્ય કરી રહ્યો છું. કેળવણીને માટેના મારા વીચાર એ છે કે, તેનો ખુદ જીવનની સાથે સંબંધ સંકળાવો જોઇએ, શીક્ષણ જીવનનું એક અંગ બની જવું જોઇએ. સુયોગ્ય શીક્ષણ તો માણસ સાચું જીવન ગાળીને જ મેળવી શકે, સભ્ય જગતની ઇંટોથી બાંધેલી તુરંગો જેમાં બાળકોને જીવનના ખરેખરા લાભથી વંચીત રાખવામાં આવે છે તેવી શાળા અને કોલેજોમાંથી બહાર પડે છે તેમને એવું શીક્ષણ મળી શકે નહીં. યોગ્ય કેળવણી તો પરીપુર્ણ વાસ્તવીક જીવનદ્વારા જ સંભવી શકે છે.

હું જ્યારથી અહીં આવ્યો છું ત્યારથી મને લાગવા માંડ્યું છે કે કેળવણીના તમારા આદર્શ મારા આદર્શ સમાન છે. તે આદર્શ એ છે કે માત્ર શાસ્ત્રીય ઢબે સુચનાઓ અને હકીકતો આપવાથી કેળવણી પ્રાપ્ત થઇ શકતી નથી, પરંતુ મનુષ્ય યોગ્ય રીતે જીવન ગાળી શકતા હોય ત્યારે સર્વાંગી કેળવણી લેવા માટે તેમનાં ચીત્ત તૈયાર થઇ શકે છે.

મનુષ્યનો ઉંચામાં ઉંચો અધીકાર તે તેનું સર્જનાત્મક કાર્ય છે. અને તે કાર્યથી તમે તમારા દેશવાસીઓનાં ચીત્તને ઉત્તેજીત કર્યાં છે. હમેશાં હું એવાં જ સ્વપ્ન ઘડી રહ્યો છું અને તમે તે રીતે એ કામ કરી રહ્યા છો તે માટે મારા તમને અભીનંદન છે. હું તો એકલો એટલે મારાથી મારી પોતાની સંસ્થામાં યે એ રુમણાને સાચાં પાડી શકાય તેમ નથી. આ દેશમાં તમે તેને યોગ્ય સ્વરૂપ અને શક્તી આપી રહ્યા છો, અને હું જોઇ શકું છું કે, સમસ્ત જનતા માટે કેળવણીનો આ જાતનો આદર્શ તે માનવસમાજને માટે અમર ભેટ છે અને તે ભેટ મનુષ્યોને તમારા દેશ મારફત મળી રહી છે.

આટલા થોડા શબ્દોમાં હું તમારો આભાર માનું છું અને તમે તમારી વીધવીધ સંસ્થાઓમાં તમે કેળવણીના જે પ્રયોગ કરી રહ્યા છો તે કંઇક વીગતવાર હું હજુ જોવાનો છું. દુર્ભાગ્યે તે માટે જોઇએ તેટલો સમય હું ફાજલ પાડી શકતો નથી, અને વળી આવાં કામની તપાસ જે મહાન શક્તી અને ચીત્તની તાઝગી માગી લે છે, તે આપવા જેટલું સામર્થ્ય મારામાં નથી કેમકે હવે હું કંઇ જુવાન નથી. તેમ છતાં હું માનું છું કે કંઇ અહીં જોઇ શકીશ તેને મારા સ્મરણપટ પર સાચવી રાખીને હું મારા દેશમાં લઇ જઇશ અને તે મને મારા કામમાં મદદગાર થઇ પડશે. જનતાની કેળવણીના ક્ષેત્રમાં તમે કરેલી આ પહેલ નજરે જોવાની તમે જે મહાન તક મને આપી છે તે માટે તમને મારા સાચા જીગરના ધન્યવાદ આપું છું. હું જાણું છું કે તમે તમારા આ પ્રયાસોમાં વીજયવંતા બનશો, કે જેમાં માનવજાતીની તમારી અમર સેવા રહેલી છે."

## [ ૩ ]

ટાગોર અને તેમના મંડળે તા૦ ૧૪ મી સપ્ટેમ્બરની સાંઝના સાડા સાતવાગે મોસ્કો પહેલી પાયોનીઅર કોમ્યુન [બાલયુવાની સંસ્થા] ની મુલાકાત લીધી.

સંસ્થાના મકાનના દાદર આગળ કવીએ પ્રવેશ કર્યો કે, દાદરની બન્ને બાજુએ હારબંધ ઉભા રહેલા છોકરા તેમ જ છોકરીઓએ પાયોનીઅર ગીતોથી કવીનો સત્કાર

કર્યો. પછી બધાઓના હર્ષનાદ વચ્ચે કવીએ વચલા ખંડમાં પોતાની બેઠક લીધી. ત્યાં એક ચૌદ વર્ષની પાયોનીઅર બાલીકાએ કવીના સત્કાર અર્થે અંગ્રેજીમાં ભાષણ કર્યું. છોકરાંઓ કવીની આસપાસ ટોળાબંધ વીંટળાઇ વળ્યાં હતાં. તેઓ શાંતીનીકેતનના સંબંધમાં કવી પાસેથી જાણવા માગતાં હતાં અને જે સંસ્થા માત્ર તેમના જ પ્રયાસથી ચલાવવામાં આવતી હતી અને જેને માટે તેઓ પોતાને ગૌરવશાળી માનતાં હતાં, તે પાયોનીઅરોના કોમ્યુન માટે તેઓ કવીને પોતાની વીવીધરંગી અનુભવ કથાઓ સંભળાવવા ઇચ્છતાં હતા.

પોતાના સત્કારમાં થયેલાં ભાષણનો પ્રત્યુતર આપતાં કવીએ કહ્યું.

"મારાં દોસ્તો,

તમે મારો જે ઉમળકા ભર્યો સત્કાર કર્યો તેની મારા ઉપર ઉંડી અસર થઇ છે. જ્યારે હું તમારા આશાઓથી છલોછલ ભરેલા અને જ્વાજલ્યમાન ભાવીની ખાત્રી આપના તમારા ભભકભર્યા ઉગતા ચહેરાઓ તરફ જોઉં છું ત્યારે મારા હૈયાની તમામ ઉર્મીઓ મુળમાંથી ઝણઝણી ઉઠે છે, અને રશીઆની મારી યાત્રા સફળ થઇ એમ મને લાગે છે. કેમકે તમે મારા આ વચનો ઉપર વીશ્વાસ રાખજો કે, તમે જે કર્યું છે અને અત્યારે જે કરી રહ્યા છો તે મહાન કાર્ય છે. તે જોવા માટે હું કંઇ અહીં આવ્યો નથી. પરંતુ તમે સમસ્ત માનવ સમુદાયના હીતને અર્થે આટલા બધા ઉત્સાહથી જે ભાવી સરજી રહ્યા છો તેનાં દર્શન કરવા માટે જ હું અહીં આવ્યો છું. હું જે જે દેશમાં જાઉં છું ત્યાં ત્યાં હું જવાનીયાના સમાગમમાં આવું છું. કેમકે દુરદર્શીતા માટે તેમને મહાન તક મળેલી છે અને નવીન સંસ્કૃતીના પાયા ઉપર તેઓ પોતાના જીવનની ઇમારત ચણી શકે છે. તમે જાણો જ છો કે હું તો કવી છું. અને ધબકતી લાગણીઓને તેમ જ તાઝગીભરી આશાઓને વાણી વાટે બહાર પાડવી એ મારૂં કામ છે. એટલે તમારા ભાવી શમણાંમાં આજે હું તમારી સાથે ઓતપ્રોત બની શકીશ.

વળી તમારા નીકટમાં હું આવી શકું તેનું એ પણ એક કારણ છે કે, મેં મારા જીવનનો લાંબો કાળ બાળકોની સાથે ગાળ્યો છે. બંગાળમાં મારી શાળા છે. ત્યાં હું બળકોની સાથે વસું છું અને ત્યાં હું પરીપુર્ણ જીવનનું વાતાવરણ ખડું કરવા પ્રયાસ કરૂં છું. મારા એવા વીચારો છે કે સર્જક જીવનની ખીલવણી માટે તેમને સરૂ શક્ય તેટલી તમામ તકો પુરી પાડવી, અને તે તકોનો તેઓ સારામાં સારો ઉપયોગ કરે, તે માટે તેઓ સ્વતંત્ર રીતે વર્તતા થાય તેમાં હું તેમની ઉપર વીશ્વાસ મુકું છું.

પ્રેમ અને સેવાની ઉંડી માનવ લાગણીઓને પુરેપુરી રીતે પ્રકટ કરવાની જવાબદારી નૈસર્ગીક રીતે જ ઉપાડી લે તેવી સ્વતંત્રતામાં મને શ્રદ્ધા છે. મારી શાળાનાં બાળકોને મે એવી સ્વતંત્રતા આપી છે. અને તમારા જેવા જવાન પાયોનીઅરોને જે સ્વતંત્રતા મળી છે તેનો તમારી કોમ માટે તમે કેવી રીતે ઉપયોગ કરો છો તે, તેમજ તમારા દેશમાં તમે જે નવજીવન સાધી શક્યા છો તેના આદર્શોને તમે કઇ રીતે વ્યકત કરો છો તે હું જાણવા માંગું છું. આજની સાંઝે હું તમારા કાર્ય અને તમારા જીવનના માર્ગો વીષે કંઇક વીગતથી જાણવા ઇચ્છું છું.

તમે મને જે સન્માન આપ્યું છે તે માટે હું હૃદયપુર્વક તમારો આભાર માનું છું. અને તમને ખાત્રી આપું છું કે આજની સંધ્યા તમારી સાથે ગાળવાથી મને ઘણો જ આનંદ થયો છે."

કવીએ પોતાનું વક્તવ્ય પુરૂં કર્યું કે તુરત જ કવીએ રજુ કરેલા કેટલાક પ્રશ્નોના એકદમ ઉત્તર આપવા ઇચ્છત વીદ્યાર્થીઓના સામટા અવાજો સંભળાયા.

એક છોકરાએ કહ્યું: 'ખરૂં છે કે અમે કોમના ભલામાં માનીએ છીએ, અમે કોમ્યુનીસ્ટ છીએ. શ્રીમંતો વ્યક્તીગત લાભ ખીસામાં સેરવવા માગે છે, પણ અમે તો એ માગીએ છીએ કે વીકાસ સાધવા માટે સહુને સમાન તક મળે. અને આ શાળામાં અમે એ જ તત્વ ઉપર જીવવા માગીએ છીએ."

એક છોકરી બોલી "અમારી સ્વતંત્રતા મોટેરાઓના હાથમા નથી પણ અમારા પોતાના જ હાથમા છે એટલે અમારે આગમા સાન કયા તત્વો અમારામા ખીલવવા તેને માટે અમે પરસ્પરમા ચર્ચા કરીને ગોઠવી નાખીએ છીએ"

ત્રીજા એક છોકરાએ કહ્યુ "હુ તેનો ખુલાસો આ રીતે આપીશ શીક્ષક ઉપર મોટા સત્તાધીકારીઓને અને મુરબ્બી આગેવાનોને સાભળવાને બદલે, પોત પોતાની ઇચ્છાઓને ભીન્નભાવે અનુસરીને સારો યે દેશ કેવી રીતે આબાદ થઇ શકે, તે આ શાળામા નમુના રૂપે બનાવવાનો અમો પાયોનીઅરો પ્રયાસ કરીએ છીએ અને અમે ભુલો યે કરીએ છીએ અને તે પછી જો અમારે જરૂર હોય તો અમારી જેઓ મોટી ઉમ્મરના હોય તેમની તે બાબતમા સલાહ લઇએ છીએ પરંતુ સહુથી પહેલા તો બધુ અમારી જાતે જ કરવાનો પ્રયત્ન કરીએ છીએ અમારામાના નાના છોકરા છોકરીઓને જો તેમની મરજી હોય તો તેઓ પોતાનથી મોટી ઉમ્મરના છોકરા છોકરીઓ સાથે મસલત કરે, અને તેઓ વળી પોતાના કરતા ઉપલા વર્ગવાળાઓને પુછી લે, એમ પુછતા પુછતા છેક શીક્ષકો સુધી અમે પહોચી જઇએ છીએ તે જ રીતે અમારા દેશની સમક્ષ પણ એને મળતો આદર્શ છે અને એ રીતની સર્વ સાધનતા અમો પાયોનીઅરો પુરવાર કરી રહ્યા છીએ અમે અમારી જનતાના ખરેખર આગેવાનો [Pioneers] છીએ, એટલે અહી દેશના આદર્શ પ્રમાણે અહી સહેલાઇ રીતે જ સતોષકારક કામ કરી રહ્યા છીએ

માળીમા કહ્યુ 'અમારે અહી શીક્ષાની પ્રથા નથી કેમકે અમે અમારી જાતે જ શીક્ષા કરીએ છીએ, એટલે શીક્ષા એ કઇક બીજુ જ બની જાય છે—તેને માટે કોઇને કશુ લાગતુ નથી '

એ સાભળીને કવીએ કહ્યુ "એ વીષયના સબધમા મારે વધારે ખુલાસથી જાણવુ છે ધારો કે તમારામાથી કોઇએ કઇ ગુનહો કર્યો તે વખતે તેણે કરેલા ગુનહાનો પ્રકાર તેને સમજાય અને ભવીષ્યમા એવો જ ગુનહો કરતા તે અટકે તે માટે તમે શુ કરો છો?

એ ગુનહો કરનારની તપાસ માટે તમે ખાસ સભા ભરો છે, અને તપાસ ચલાવવા માટે તમે તમારામાથી ન્યાયાધીશ નીમો છો? અને તે પછી જો તે માણસની ઉપર જે ગુનહાનુ આરોપણ થયુ હોય તેનો ગુનાહીત તે ઠરે તો તમે એને કઇ સજા કરો છો?"

આ સવાલનો જવાબ આપવા માટે પણ એકી સાથે કેટલા યે છોકરાઓ ઉભા થયા તે દરેકને પોતાનો મત એ પછી એ બતાવવા માટેની તક આપવામા આવી

બાલીકા ખ "અમારે અહી શીક્ષાની પ્રથા જ નથી ગુનહો કરનારની તપાસ એ જ તેને માટે શીક્ષા છે અને જો તપાસને અતે તે માણસ નીર્દોષ જણાય તો તેને માટે કશી પણ શીક્ષા હોતી નથી"

છોકરો ગ "કહેવાની મતલબ કે, તે પણ દીલગીર થાય અને અમે પણ દીલગીર થઇએ, કે તેની તપાસ નકામી ચલાવી—પણ એમ કર્યા વીના તો છુટકો જ નથી ને!"

ટાગોર "પણ એવુ કદી નથી બનતુ કે જેમા આરોપી માણસ ન્યાયાધીશોના ચુકાદો આપનારા ચહીવટનો જ ઇનકાર કરે? જો એ તપાસથી એને સતોષ ન થાય તો તેને માટે ઉચ્ચ અધીકારીઓને અપીલ કરવાની તક રહે છે ખરી?"

છોકરો ગ "જો અનુકુળ ચુકાદો મેળવવામા મુશ્કેલી ઉભી થાય તો, અમે મત લઇને કામ કરીએ છીએ અને આરોપીને બહુમતીના ચુકાદાને માન આપવુ જ પડે છે"

ટાગોર "પણ આરોપી બહુમતીના નીર્ણયથી જુદો પડતો હોય તો શુ થાય?"

આ પ્રશ્ન પુછ્યો ત્યારે ઘડીભર વીદ્યાર્થીઓ મુઝવણમા પડયા, એટલામા એક બાલીકા ઉભી થઇ અને તેણે કહ્યુ "તેમ થાય તો કદાચ અમે શીક્ષકને તે બધી વાત જણાવી તેમનો મત લઇએ, પણ ખરી રીતે તો એની જરૂર નથી ખરી વાત એ છે કે અહી એવી ઘટના કદી બનતી નથી"

છોકરો ગ: "હુ એનો આ રીતે જવાબ આપુ છુ અમે ગુનહો કરતા નથી, કેમકે અમે પસદ કરવામા આવેલા પાયોનીઅરો છીએ એટલે અમારે માટે કયુ કામ કરવુ વાજબી છે અને કયુ કામ નહી કરવા

જેવું છે. તે અમારે અગાઉથી જ જાણી લેવું જોઇએ."

અહીં દુભાષીઆએ કહ્યું: "આ બાળકો અનાથાશ્રમોમાંથી પસંદ કરીને આણેલા પાયોનીઅરો છે. તેમને પાયોનીઅર સંઘના સભાસદ બનવા માટે ખાસ બુદ્ધી બતાવવી પડે છે."

ટાગોર: "તમે શું કહેવા માગો છો તે હું સમજ્યો. તમારા સંઘનું વાતાવરણ જ એવું છે કે જે તમારા સંઘના સભ્યને ખરાબ કામ કરતાં અટકાવવામાં અંકુશ રૂપ બને છે. અને વળી આ જાતનું નૈતીક વાતાવરણ જ તમારા સંઘના સભ્યોના મનમાં એવું ભાન ઉત્પન્ન કરે છે કે જેથી તેઓ જે રીતનું સામાજીક જીવન હોવું જોઇએ, તેની સામેના કોઇ પણ જાતના ગુન્હામાં રહેલા અન્યાયને ઓળખી શકે છે.

હવે તમે અહીં જે કામ કરી રહેલા છો, તેના સંબંધમાં મારે કંઇક જાણવું છે."

આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે પણ કેટલાંક છોકરા–છોકરીઓ ઉભાં થયાં.

તેઓમાંના એક છોકરાએ કહ્યું: "શ્રીમંત વર્ગના અહીં તેમ જ બીજા દેશોમા જે 'સ્કાઉટસ' છે તેમના જેવા અમે નથી. એ સ્કાઉટોને તો બદલો જોઇએ છે, તેમને લશ્કરી માન જોઇએ છે, અને તે પણ તેમને સહુના ભલા માટે નહીં પણ પોતાના અંગત લાભ માટે જોઇએ છે. પણ અમો પાયેનીઅરોને અમારા પોતાને સારૂ કશું જ જોઇતું નથી, કેમકે અમે જાણીએ છીએ કે અમે અમારા બધાં માટે જે કંઇ સારૂં કામ કરીશું, તેથી અમારા બધાને લાભ થશે. સ્વચ્છતાથી કેમ રહી શકાય તેની રીતભાતો શીખવવા અમે ગામડાંઓમાં જઇએ છીએ. અમે તેમને કામ કરવાની ખરી રીતો બતાવીએ છીએ. વખતો વખત અમે જઇને તેમની સાથે રહીએ છીએ. અમે નાટકો કરીએ છીએ અને અમારા દેશની હાલતની તમામ વાતો તેમને કહીએ છીએ. તેમની દશા પહેલાં કેવી હતી, હાલ કેવી છે અને જો તેઓ બરાબર કામ કરશે તો ભવીષ્યમાં કેવી થશે તે પણ તેમને જણાવીએ છીએ."

બાલીકા ઘ: "લોકોને રસ પડે અને વળી રમની થઇ પડે તેવી વાતો અને રમત કેવી રીતે કરીએ છીએ તે અમે તમને બતાવીશું. અમે તમારી સામે જીવતા પત્રની રમત કરી બતાવીશું. અમો પાયેનીયરોને ખુબ ખબરો જાણવી પડે છે. તેથી બધી વાતની માહીતી અમને પડે છે અને બીજાઓને એ બધી વાતો અમે જણાવી પણ શકીએ છીએ. જો બધી બાબતો અમે સાચે સાચી જાણતા હોઇએ અને તેના સંબંધમાં વીચાર કરી શકતા હોઇએ તો જ અમે કંઇક ઉપયોગી કામ કરી શકીએ."

છોકરો કુ: "એ બધું અમે પુસ્તકો દ્વારા અને શીક્ષકો પાસેથી જાણીએ છીએ. તે પછી અમે જનતાને તે વાતો કરવા બહાર પડીએ તે પહેલાં અમે જે કંઇ જાણ્યું હોય તેની પરસ્પરમાં અમારે ચર્ચા કરવી પડે છે."

ટાગોર: "તમને એ વાત જાણીને આનંદ થશે કે, અમારી શાળામાં તમારી માફક છોકરાઓ અને છોકરીઓ માટે 'ભ્રાતી–બલક' અને 'ભ્રાતી બાલીકા' નામની બે સંસ્થાઓ છે. 'બાય સ્કાઉટસ' અને 'ગર્લ ગાઇડસ'ની સંસ્થાઓમાં મને શ્રદ્ધા નથી, કેમકે તેમને અનેક જાતના સોગંદ લેવા પડે છે, અને તમે કહ્યું તેમ લશ્કરીવાદના જેવી કંઇક ખોટી છાપ એ સંસ્થાઓમાં છે. અમારી સંસ્થાના છોકરા છોકરીઓ ગ્રામ્ય જનતાની સેવા માટે જાય છે, અમારી આસપાસ ક્યાંય આગ સળગે તો તે હોલવવા જાય છે, તેઓ દર્દીઓમાં દવા વહેંચે છે, યોગ્ય રીતે જીવન ગાળવાની રીતો તેઓ ગ્રામ્યજનોને શીખવે છે. અને તમે પણ એ જ જાતની સેવામાં આનંદ માનો છો તે જાણીને મને ખરેખર બહુજ આનંદ થયો છે. તમે કહો છો કે ગ્રામ્યજનોની સેવા કરીને તમે તમારી જાતની સેવા કરો છો, એ રીતે તમે આખા દેશને ઉગારી લો છો.

હવે તમારા શાળાના જીવન વીષે મને કંઇક કહો.

આ વખતે કેટલાક છોકરાઓએ અને છોકરીઓએ વર્ણને થોડી થોડી હકીકત કહી. એ ઉપરથી જણાયું કે તેમનું નીત્ય કાર્ય આ પ્રમાણે છે:

૭ વાગે, પથારીમાંથી ઉઠવું.

# સંસારમાં સ્વર્ગ

**આ**જનાં નીર્ધન અને દુખી ગામડામાં પલટો કરી, તેમને સધન, સંસ્કારી અને સુખી કેવી રીતે બનાવી શકાય, તે પ્રસ્તુત નવલીકાના લેખક બતાવે છે.

કલ્પના કથા

લેખક :
કલ્પનાવાદી

**આ**ખું ગામડું ખળભળી ઉઠ્યું હતું. એમને માટે એ છેક જ નવો પ્રયોગ હતો. પરંતુ સ્વતંત્ર પ્રાંતીક સરકારે ખેડુતોને સુખી કરવા માટે સહકારી ધોરણે ખેતીની યોજનાના કાર્યક્રમનો અમલ કરતા પહેલાં, પ્રયોગ માટે એ ગામ પસંદ કર્યું, એથી ત્યા ખુબ જ ખળભળાટ મચ્યો હતો.

ગામ નાનું હતું. ખેતીવાડી એ જ તેનો મુખ્ય ધંધો હતો. રાષ્ટ્રની પ્રગતી માટે પરીવર્તનનો પહેલો આરંભ ગામડાંમાંથી જ થવો જોઇએ. પરીવર્તનની એ જ સાચી દીશા છેઃ એવી ખાત્રી પ્રાંતના કાર્યકરોની થઇ હતી.

પરંતુ એ કામ સરળ નહોતું. અરે પુષ્કળ મુસ્કેલ હતું.

ગામડાની જમીન છેક જ નાના નાના ટુકડાઓમાં અત્યાર પહેલાં વહેંચાઇ તો ગઇ જ હતી. અને હજી તો દરેક કુટુંબમાં નવાં નવાં બાળકો તો જન્મતાં જ જતાં હતાં. આજે કોઇથી એ કેમ કહી શકાય કે વીઘું વીઘું ને અર્ધો વીઘામાં વહેંચાઇ ગયેલા જમીનના ટુકડા એકાદ બે પેઢીમાં નવા ભાઇઓ વચ્ચેના ભાગ પડતાં કેવડા થઇ જશે? જો થોડાંક વર્ષ એમ જ ચાલવા દેવામા આવે તો કદાચ માણસને બે પગ મુકીને ઉભા રહેવા. જેટલી એ જમીન ખેતી માટે મળશે કે કેમ તે પ્રશ્ન કોયડા જેવો જ થઇ પડશે.

પણ સમુદાયીક ધોરણે ખેતી કરવાનો પ્રયોગ કેમ કરવો?

દરેક માણસને જુદા બનવાની, જુદા અને જુદા કદાચ અકેકની આસપાસ જુદાપણાની અતુટ વાડો ઉભી થઇ જાય તેટલા તેટલા જુદા રહેવાની રીતોના તો સંસ્કાર જ પડેલા. માતાના ધાવણમાંથી જ એ શીક્ષણ મળેલું. તેવા માણસોના માથાંમાંથી અનેક પેઢીઓની પરંપરાગત પ્રણાલી, રૂઢી અને તે ઉપરથી ઘડાયલી ટેવો એ બધી વાડો તોડીં કાપી, તેમાં જમીનની માલીકીની નવીન ભાવનાનો પ્રકાશ નાખવા પુરતો ફેરફાર કેમ કરવો?

ખેતરોની ખાનગી માલીકીની ભાવના એ ખેડુત જીવનના પાયામાં જ સુરંગ મુકનાર વસ્તુ છે. જમીનના નનામાં નાના ટુકડાઓ થઇ જવા પુરતી મહેનત કરતાં ઓછામાં ઓછી આવક મેળવવી, તેથી નર્ધનતા,

દેવાં અને મુખમરાને છુટેછેડે ફાલવાનું ફાવે છે.'

ખાનગી માલીકીની ભાવના જ પાડોશીઓમાં અદેખાઇ અને ટંટા જન્માવે છે, તેથી અદાલતોને ખુબ ખોરાક મળે છે, વકીલોનાં ગજવાં ભરાય છે અને ગામડેથી અદાલત સુધીની મુસાફરીના ધક્કા ખાવામાં ખેડુતોને પુષ્કળ વખત ચાલ્યો જાય છે.

ખેતરોના ખાનગી માલીકીની એ ભાવનાને લીધે જ ગામડામા બે પક્ષ પડી ગયા હતા. એ બન્ને પક્ષ પરસ્પરના કટ્ટર દુસ્મન થઇ રહ્યા હતા. તેમની વચ્ચે નિરંતર એક પ્રકારનું યુદ્ધ જ સળગતું રહેતું હતુ. એ યુદ્ધ એમનું એમ અટકે તેમ નહતું. તે તો એ પક્ષ બીજા પક્ષને મહાત કરે, તેને ગળી જાય તો જ શાંત થાય તેમ હતું.

બન્ને પક્ષનાં માણસો દરરોજ નીયમીત મળતા હતાં, સામા પક્ષને કેમ હરાવવો તેની બાજીઓ ગોઠવતાં હતા. તેમાંથી મારામારી અને ઝઘડા જાગતા. અને એ ઝઘડા ગામમા ફોજદાર તેમ જ પોલીસોને ઘસડી લાવતા. ફોજદારી અને દીવાની દાવાની ત્યાં એથી પરંપરા ચાલતી. અને એ વેર વારસામાં ઉતરતા!

ખુલ્લી રીતે તો યુદ્ધ કરી શકાતાં નહીં, એથી ખટપટો અને યુક્તીઓનું અવલંબન લેવું પડતું. પરીણામે ગામમાં ચાદરીઆઓ જનતાને ભોગે નાગડધીન્ના કરતા!

' પ્રાંતીક તંત્રનો માણસ ગામમાં આવ્યો, તેણે નવા પ્રયોગની વાત કરી, ગામમાં ખળભળાટ તો ખુબ મચ્યો. પણ ઉચ્ચકરણીનું પહેલું મોજું ઉતરી ગયું એટલે અમલદારે સભા કરી. ખાનગી માલીકીની રૂઢીથી જનતાને થતા નુકસાનની હકીકતો સર્વને સમજાવી અને પછી જેને શંકાનું સમાધાન કરવું હોય તેને તેમ કરવાની તક મળે એવી તેણે છુટ આપી.

સભામાં લગભગ બધાં જ માણસો હાઝર હતાં. સ્ત્રીઓ પણ ગેરહાઝર નહોતી. કેટલીક વીધવાઓ સગીર બાળકોની વાલી તરીકે આવી હતી, કેટલીક ખેડુતાણીઓ કુતુહલવૃત્તીથી આવી હતી. ગામડાંઓમાં પણ સ્ત્રીઓ જાગૃત બની હતી. એ જાગૃતીથી પ્રેરાયલી અનેક સ્ત્રીઓ કેવું પરીવર્તન થવાનું છે તે જાણવાના હેતુથી આવી હતી.

સેંકડો સવાલો ત્યાં પુછવામાં આવ્યા, સેંકડો પ્રત્યુત્તરો ત્યાં આપવામાં આવ્યા. તે ઉપરથી ખુલ્લી રીતે જણાયું કે કેટલાક એ પ્રયોગની તરફ ખુલ્લી રીતે દુસ્મનાવટ ધરાવતા હતા, કેટલાક તેની તરફેણ કરનારા હતા. કોઇ સમજણ પુર્વક તરફેણ કરતું તો કોઇ તેથી મોટા જમીનદારોની લાગવગ, આપખુદી અને પ્રતીષ્ઠા તુટી શકશે, એટલે એમનો મીજાજ ઓછો થશે એવી માન્યતાથી તેને ટેકો આપતા હતા.

## [૨]

સવાલ જવાબો વખતે જાણવાનું પણ પુષ્કળ મળ્યું.

"પણ સહકારી ધોરણની ખેતીના તમારા નવા પ્રયોગમાં મજુરીના ધોરણનાં માપ કેમ કાઢશો?

"મારે ત્યાં બે હળ ચાલે છે, તમારા પ્રયોગમાં એની ગણતરી થશે ને?"

"તમે કહ્યું સામુદાયીક ધોરણે ખેતી કરવાથી નવાં ઓજારોનો ઉપયોગ કરી શકાશે, તેથી ઉત્પન્ન વધશે, બી પણ હાલના કરતાં

કીંમતી અને સારાં વાપરી શકાશે, એટલે અનાજ પણ વીશેષ ઉંચી કોટીનું તૈયાર થઇ શકશે. પણ શું તમારું તંત્ર એ યંત્રો અને બીયાં આપવામાં મદદ કરશે ખરું ?"

એ પ્રશ્નોએ સભામાં ખુબ જ જાગૃતી અને ખળભળાટ મચાવ્યાં.

એટલામાં એક ખેડુતે ઉભા થઇને પુછ્યું: "હું તો દરરોજ પાંચ વાગે ઉઠીને કામે ચળગું છું, હવે બીજા કોઇ સાત વાગે ઉઠીને કામ કરશે. તેની વચ્ચે તમારું ખાતું કેવી રીતે મેળ મેળવી આપશે?"

"અને પેલા કસ્તુરચંદને ન્યાલચંદને સૌભાગચંદને નરોત્તમ શેઠ બધાઓ અમારી સાથે ખેડ, ખાતર અને પાણી કરવા આવશે કે લાંબી લેખણ, જાડા ચોપડા અને ખડીઓ લઇને લખાપટી કર્યા કરશે?"

"અને શું તમારી આ સામુદાયીક ખેતીના પ્રયોગમાં એવું નહીં બને કે, અમે બધા ખેતરમાં મજુરી કરીશું અને કેટલાક આળસુઓ અમારી મહેનતનો લાભ ઓહીઆં કરી જશે?"

"જુના તંત્રમાં આપખુદ અધીકારીવાદની ઘણી ઘણી વાતો થતી હતી, અમને ય તેનો સારો અનુભવ છે. શું તમારા આ નવા પ્રયોગમાં એ અધીકારીવાદ ઉત્પન્ન નહીં થાય?"

"કેટલાક કામ કરશે, અને કેટલાક તેની માત્ર તપાસ જ રાખશે, એમને તપાસને માટે પગાર મળશે કે ખેતીના ઉત્પન્નમાંથી ભાગ? તો ભાગ મળે તો તેમના ભાગનું પ્રમાણ શું રહેશે? તમે કહ્યું કે નવા પ્રયોગથી કોઇ ઓછાવત્તુ નહીં રહે, સહુ સરખું કામ કરશે ને સહુને સરખો લાભ મળશે, એ શી રીતે? કયા ધોરણસર થશે?"

આવા ને આવા અનેક સવાલોનાં તો સભા સમક્ષ ગાડાં ને ગાડાં ઠલવાવા લાગ્યાં. એથી સભા કાબુ વીનાના ટોળા જેવી બની ગઇ, અશાંતી, શંકા, ખળભળાટ બહુ થવા લાગ્યા. આવા એકીવખતે અનેક દીશાએથી પુછાતા પ્રશ્નોના જવાબ આપવામાં, જેટલા જ્ઞાનની, જેટલી પ્રશ્નો સમજી તેના ત્વરીત જવાબો વાળવા માટે તીવ્ર બુધ્ધીની અને સુંદર ગ્રહણશકતીની જરૂર પડે છે, તેથી એ વીશેષ જરૂર જવાબ આપનારમાં શાંતી અને ધીરજની રહે છે. એથી પ્રત્યેક ઉત્તર ને અંતે શ્રોતાઓના મનનું સમાધાન થવાની સાથે વળી તેમને કંઇક રમુજ મળે અને હસતાં રમતાં બધું કામ થતાં, સાંભળનાઓની અને ભાષણ કરનારની વચ્ચે કડવાશ ન થતાં દોસ્તીના જેવો સંબંધ ખડો થાય.

પ્રાંતિક તંત્ર તરફથી આવેલા માણસોએ એ જ રીતે કામ લેવા માંડયું હતું. એટલે એ બધા ખળભળાટ અને કોલાહલ વચ્ચે પણ હાઝર રહેલાઓને નવા પ્રયોગના સંબંધમાં ઘણું ઘણું જાણવાનું મળ્યું.

## [૩]

સામાન્ય સભાઓ કરતાં અહીં જુદી જ રીતે કામ લેવાતું હતું.

બધા સવાલોના સંતોષકારક જવાબો અપાયા પછી, તુરત જ સહકારી ખેતી કરનારી સંસ્થાની સ્થાપના કરવામાં આવી, અને તેમાં જોડાનારા ખેડુતોનાં નામ સભાસદ તરીકે નોંધવાનું કામ શરૂ થયું.

લાગણીના ઉછાળાનો ખરેખરો ઉભરો તો ત્યારે જ ચડયો.

એ પ્રયોગ ફરજીયાત ન હોતો—મરજીઆત હતો. પરંતુ સામુદાયીક રીતે કામ લેનારઓને પ્રાંતીક રાજતંત્ર તરફથી ઘણી જાતની મદદ તેમ જ સગવડે મળવાની હતી. અને

ને ધોરણે કામ લેવાથી ભવીષ્યમાં થનારા લાભનું વર્ણન વક્તાએ એટલી સરસ રીતે કર્યું હતું કે, અનીચ્છાએ પણ સહુને તેનો વીચાર કરવાની મરજી થઈ જતી હતી.

એક માણસે તુરત જ પોતાનું નામ નોંધાવ્યું, તેની પાછળ બીજો તૈયાર થયો, સામી બાજુએથી તુરત ત્રીજો માણસ ઉભો થયો. અલબત્ત એ બધા સામાન્ય ખેડૂતો હતા. જમીનદારો હજુ નામ આપવા તૈયાર ન હતા. ત્રણ માણસો નામ નોંધવાનો આરંભ થતાં જ વીચાર વમળમાં ગોથાં ખાવા લાગ્યા હતા. જ્યાં જમીનના મોટા જથ્થા દબાવી બેઠેલાઓની દશા વીચીત્ર હતી. તેમને લાગતું હતું કે, આ સંસ્થામાં જેટલાં નામ લખાય છે તે પ્રત્યેક નામે નામે એમના (જમીનદારોના) અસ્તીત્વના પાયામાં અદ્રશ્ય સુરંગ ગોઠવાતી જાય છે. તે સુરંગે કાં તો એકાદ દીવસ એકાએક ફુટીને એમના અસ્તીત્વના જ ફુરચે ફુરચા ઉડાવી દેશે, કે પછી આટલાં બધાં વરસોથી જે જમીન ઉપર એમનો એકહથ્થુ અડ્ડો જમાવી રાખ્યો છે, તેના તેઓ ભાગીઆ બની જશે.

શું કરવું? તે એમને સુઝતું નહોતું. સભા છોડીને જતાં એ જીવ ચાલતો નહોતો, નામ નોંધાવવાની તૈયારી તો કેમ જ કરી શકાય?

નાનાં નાનાં ટોળામાં તેઓ ગોઠવાઈ ગયા હતા. તેઓ વારંવાર ચોદશીઆઓની સલાહ લેતા. નવું નામ લખાવવા જે માણસો ઉભા થાય તેમને જોતાં, તટસ્થ દેખાવાનો ડોળ કરવા છતાં, મનમાં ને મનમાં એ હીલચાલ તરફ ખાસ ધ્યાન આપતા, રખે રખેને પોતાનામાં કંઈક નબળાઈ દાખલ થઈ જાય, તે બ્હીકે સાવધાન બનીને બેઠા હતા.

પણ બધા જ સરખા સંયમી હોતા નથી, બધા જ તોળી તોળીને શબ્દો બોલનારા હોતા નથી. કેટલાક જમીનવાળાઓ અસંયમી પણ હતા. તેમનાથી ઝાઝીવાર શાંત રહેવાયું નહીં.

તેઓ બોલી ઉઠ્યા:

"તમે તમારે અત્યારે એ બધાઓનાં નામો તો લખો. માત્ર તમારાં કાગળ શાહી ને મહેનત નકામાં જવાનાં છે કેમકે એ બધાઓમાંથી કોઈ જ કામ કરવા આવવાના નથી."

"અરે, નામો લખાવનારાય કોણ છે? એ બધા આગન્તુઓના રાજા જ છે. જન્મારામાં એમણે કદી કામ જ કર્યું નથી. કેટલાક તો પ્રજાતંત્ર તરફથી મફતનું ખાવાનું મળશે એમ માનીને જ નામ નોંધાવે છે, અને બીજાઓ વળી સહકારી મંડળીઓના સભાસદો છે. તેમને એમની મંડળીઓ તરફથી ખાનગી ભલામણ થયેલી છે."

"હું ને મારા છોકરાઓ મળીને તમારા નવા પ્રયોગ કરતાં અનેક ગણો વધારે લાભ મેળવી શકીશું."

આમ ને આમ સભા આખી રાત ચાલી. છેક પ્રાતઃકાળે જ્યારે સભાનું કામ પુરું થયું ત્યારે લગભગ ઘણાઓને એમ લાગ્યું કે, સભા માટે સમય ઘણો જ ઓછો રાખવામાં આવ્યો. કારણ હજી ઘણાઓની પાસે ચર્ચવા જેવા મુદ્દાઓ બાકી રહી ગયા હતા, હજી ઘણાઓની પાસે વણખર્ચ્યો શબ્દોનો ભંડાર તેમ જ ગુસ્સો અનામત હતો.

જતાં જતાં કોઈએ કહ્યું: "હવે આપણી પાસે બાકી રહ્યું છે ય શું? ચર્ચા, શબ્દોની લડાઈ અને પોલો ગુસ્સો એ જ હવે તો આપણી પાસે બાકી છે."

"કંઈ વાંધો નહીં, ભલે અમારી પાસેથી બધું પડાવી લેવામાં આવે અને જોઈએ તો અમને ગુલામ બનાવવામાં આવે."

પ્રતીકતંત્રનો એક માણસ તેમની બાજુમાંથી જતો હતો. તેણે એ ભાઈને કહ્યું

"નારે ના, એમ કાંઈ કરવા માગતું જ નથી. પછી તો તમે તમારી જાતે જ આ પ્રયોગમાં ભળવા તૈયાર થશો. પરંતુ તે વખતે અમે તમને તેમાં દાખલ કરવાની ના પાડીશું,"

'કેમ એમ? શું આજે દાખલ થયા છે તેમના કરતાં હું ખોટો છું?"

"એમ તો લાગે છે જ. કારણ કે હજી તમે સામુદાયીક જીવન સમજવાની જ ના પાડો છો"

અન્તે વાતો થઈ રહેતી આ અવાવી ગામની પેઢી ગાઢ ઊંઘી, અને એ ગ્રામ જના આંદોલન, પ્રગતિની અત્યારની વાતોમાં ઢબેલા મકાનોના છાપરાઓ ઉપર થઈને નીચું વહી જતા, છતાં રસ્તાના ઝાડોની ડાળીઓમાં નીંદ્રા લેતાં પક્ષીઓને તે જગાડતા ગયા.

[૪]

બે માણસો ગંભીર ભાવે વાતો કરતા જતા હતા

"નવા સુધારાએ નવી જ ક્રાંતી તરફ દૃષ્ટિ વળાવી છે. પહેલા માત્ર શહેરોમાં જ પરીવર્તનની અસર દેખાતી હતી, હવે તો ગામડાઓને પણ તેણે ઝડપવા માંડ્યા. આ નવું જીવન નું સર્જન મને તો ભાઈ ભય લાગે છે. આપણે જે રીતે જીવતા આવ્યા છીએ એમ જ ચાલ્યા કરે તો બસ છે. આપણાથી કંઈ ખાસ વધારે કરી શકાય તેમ નથી. પેલો જુવાન માણસ સભામાં જે ભાષણ કરી રહ્યો હતો અને પુછાયેલા સવાલોના જે ઉત્તર આપતો હતો, તેથી મને તો નવો નવો કરવા જોઈએ તેનું જ લાગતું હતું. મારું માથું જ એ વખતે ફરતું હતું. એવા માણસોએ કાયમ આપણી વચ્ચે રહેવું જોઈએ. એ માણસ ધીરે ધીરે આપણા સહુના ખાત્રી કરાવી આપે તેમ છે. પરંતુ આવા માણસો ગામડાઓમાં તો ભાગ્યે જ એકાદ વખતે આવતા દેખાય છે."

એ શબ્દોમાં ગામડાઓમાં સાચું પ્રચાર કામ કરનારાઓની અને અનુભવી સલાહકારોની કેટલી બધી જરૂર છે તે જણાઈ આવતું હતું. ખેડૂતોના તેમ જ સામાન્ય રીતે ગ્રામજનોના માર્ગમાં એટલી બધી અડચણો ઉભી થાય છે, તેમને માટે યોગ્ય માર્ગ બતાવનાર માણસોની ખાસ જરૂર છે

તેની સાથે ચાલનારાએ કહ્યું

'સામુદાયીક વ્યવસ્થામાં બધા જ માણસોના હાથમાં સત્તા રહેતી નથી. તે સારા તો બુદ્ધીમાન અને કોઈ પણ જાતના જુના રંગોથી ન રંગાયેલા હોય તેવા નીમકો નેમ જ સત્તા સોંપવાની જરૂર પડે. પરંતુ ધોકો રહે છે કે, એવા માણસો મળવાની મુશ્કેલી ઘણી છે. કેટલીક વખત અનાડી માણસો, મોરના પીછામાં ઢંકાયેલા કાગડાઓની માફક આવી સત્તાના સ્થાને ઘુસી જાય છે, અને તેઓ પોતે હલકામાં હલકાં કામ કરે છે. તેની સાથે સાથે બીજાઓને પણ નીચે ઘસડી જાય છે. આથી એવા માણસો માટે જનતાને કુદરતી રીતે જ ક્રોધ ચડે છે. આવા માણસો જો સમુદાયીક વ્યવસ્થામાં અધીકાર પર હોય તો એના સામુદાયીકપણાના મુળને જ છુંદી નાખે છે. આવી જાતના પ્રચારકોની અથવા તો દેખરેખ રાખનારાઓની પાછળથી તપાસ ચલાવવામાં આવે અને તેમને શીક્ષા યે થાય પણ એવી સમુદાયીક ચળવળને થયેલું



જુના ગામડામાં થયેલો પલટો

નુકશાન ઓછુ જ ન થયુ બની શકે છે? લોકો એટલાથી જ એવા ડરી જાય છે કે પછી ફરીથી બીજી વખત સામુદાયીક કામ કરવાનો વીચાર કરવો યે છોડી દે છે”

“અને હુ તમને કહુ, કે આવી ચળવળનો તમામ આધાર એમા જ રહેલો છે કે એ કામ માટે એનદસાફ દીલનો સીધો અને કુશળ વ્યવસ્થાપક મળી જાય અને જનતાનો તેનામા વીશ્વાસ બેસે તો જરૂર સામુદાયીક રીતે ચાલતી વ્યવસ્થા કામની થઇ જાય એ જો અરીસા જેવા સ્વચ્છ વર્તનનો માણસ હોય તો ભલેને પછી તે કદાચ કડક પણ હોય તો તેથી લોકો નારાજ ન થાય કેમકે લોકો એટલુ તો જરૂર સમજેજ છે કે, એ માણસ જે કડકાઇ બતાવે છે તે કાઇ પોતાના સ્વાર્થને માટે નથી, પરતુ જે વ્યવસ્થાના હીતાહીતમા સહુનો સરખો હીસ્સો છે તેના લાભ માટે જ તેને એમ કરવુ પડે છે એવા માણસમા એકના લખ્યા વાચવાનુ કે હીસાબ રાખવાનુ જ્ઞાન હોય એટલુ જ જરૂરી નથી, પરતુ તેને ખેતીવાડીનુ યે શાસ્ત્રીય જ્ઞાન હોવાની જરૂર છે એકાદ સુદર પુસ્તકની લીટીઓની માફક તે એક સરખા ચાસ પાડી શકે, નકામા છોડવાઓને જગા પણ રહેવા ન દે, અને ઉત્તમ પાક ઉતારે તો તે સાચામા સાચો શીક્ષક પણ બની શકે”

‘એવા માણસોની જરૂર છે વધુ જ જરૂર છે... ”

“પણ એવા માણસો છે ક્યા? ”

‘ખેડુતોને જો પોતાના લાભ બરાબર સમજાય તો સામુદાયીક ધોરણે ખેતીની ખીલવણી કરવા તેઓ તૈયાર ન થાય એવુ માનવાની કશી જરૂર નથી કેમકે ખેડુતો પણ પોતાની લાભહાનીની વાતો જરૂર સમજી શકે છે, પણ માત્ર તેમને ઉંધે રસ્તે દોરવવા ન જોઇએ”

“એ જ મુદ્દાની વાત છ ને!”

## [૫]

**સા**મુદાયીક ધોરણે ખેતી કરવાની મડળીમા ભળેલા માણસોમા પછી તો અજબ પરીવર્તન થવા લાગ્યુ

ફતોજી હાડકો એ મડળમા ભળ્યો હતો એક વખત તે દારૂડીઓ હતો તેનુ વર્તન પણ ગામમા વખોડાતુ એ ફત્તાજીને પછી તો ગ્રામ્ય મડળીમા સભાસદ તરીકે લેવામા આવ્યો હતો એ મડળી તરફથી થતા પ્રચાર કામમા પણ ફતોજી ભાગ લેતો લોકોને એના ભાષણોથી તે ખુબ હસાવતો, અને તેમ કરીને સામુદાયીક વ્યવસ્થા તરફ તે સહુને આકર્ષતો, એટલુ જ નહી પણ સસ્થાના સભાસદોમા પણ નવી જાગૃતી અને આત્મશ્રદ્ધા કેળવી નાખવામા મદદગાર બનતો પેલી સભામા સહુથી પહેલુ નામ લખાવનાર એ ફતોજી જ હતો

ગામના વીરલ લુહાર સાથે ફત્તાજીને દોસ્તી હતી. બન્ને જણા નવરા ધુપ જેવા આખો દહાડો ગામમા રખડતા જેને તેને ઓટલે બેસતા સહુની સાથે વાતો કરતા, ચર્ચા ચલાવતા, દનીઓ દોડાવતા, ત્યાથી તેઓ સીધા કલાલના પીઠામા જતા ત્યા દેશી દારૂની ઉપરા ઉપરી એની પ્યાલીઓ ગટગટાવતા કે છેવટે તેઓ બેભાન બની જતા, રસ્તે ચાલતા લથડીયા ખાતા અને ગામની આજુબાજુમા ભરાયલા પાણીના ખાબોચીયામાથી એ લદબદ પડીને કપડા બગાડતા રસ્તાના એકાદ ખુણામા ફત્તાજીનો ડેરો કે વીરલનુ ફાળીયુ પડેલુ જણાતુ તે જોઇને ગામના ખેડુતે કંઇક દીલગીરીથી તો કંઇક કટાક્ષથી માથા હલાવતા અને અદર અદર વાતો કરતા

[૮]

**આ** પ્રયોગ નજરે જોવા માટે હું ગયો ત્યારે સામુદાયીક તંત્રના વ્યવસ્થાપકે મને કહ્યું.

"હવે તો આ ખેડુતો અમને છોડતા જ નથી. એક પછી એક તેઓ અમારા કાર્યાલયમાં આવે જ જાય છે. કોઇને સારામાં સારા બીજ જોઇતા હોય છે, તો કોઇ પોતાના બગીચામાં થતી ઉધઇને મારે દવા માગે છે, બીજા વળી અમારી વાડીમાં થતા બટાટાની ખેતી કેમ થઇ તે જાણવા માગે છે. કેમકે ખાનગી માલીકીનાં ખેતરોમા થતા બટાટા કરતા અમારી વાડીના બટાટા પાચ ગણા મોટા થાય છે, તેમ જ તેનુ પ્રમાણ પણ વીશેષ ઉતરે છે આ બનાવથી ખેડુતોની આંખો બરાબર ઉઘડી, અને "બાપદાદા કરતા હતા તે કઇ ગાંડા ન હતા" એ વચનો ઉપર આધાર રાખવાને બદલે તેમને એમ સમજાવા લાગ્યુ કે "બાપદાદાના જમાનમા ભલે એ હળ અને ખેતીની એ રીત ઉપયોગી હોય, અત્યારે તો તે છેક જ નીરૂપયોગી છે" પછી તો આપોઆપ એમને ખેતીવાડીના વીજ્ઞાન ઉપર શ્રદ્ધા બેસતી ગઇ, અને કામ કરતા કરતા માર્ગમા જે મુસ્કેલીઓ ઉભી થઇ, તેનો પણ તેઓ અમારી મદદથી ઉકેલ કરતા થઇ ગયા." બીજા એક ગામમા સામુદાયીક પ્રયોગ તરફ જનતાને ખેંચવા માટે પ્રચાર કરનારા પ્રચારકે પણ મને એવી જ વાત કરી. તેણે કહ્યું.

"જો આ ગામમા અમે થોડાક ટ્રેક્ટર ફેરવી શકીએ તો આખું ગામ અમારા પ્રયોગમાં ભળે. કેમકે એને વાપરવાથી તેમને કેટલો લાભ થશે તે પછી અમારે સમજાવવુ જ પડતું નથી. તે કામ તો ખુદ ટ્રેક્ટર અને તેની મદદથી થયેલી ખેતી જ આપોઆપ કરી આપે છે. અને એ ટ્રેક્ટરોએ તો એમને ભારે ચીંતામાં નાખી દીધા છે, એમની ઘણા જમાનાની ઉંઘ પણ તેણે ઉડાડી દીધી છે. હવે તેઓ પોતાના જુનાં હળને તેમ જ ખેતીની જુની રીતોને ધીક્કારવા લાગ્યા છે. તેમને ય ટ્રેક્ટર્સ જોઇએ છે, પણ અમારી પાસે તેને માટે જોઇના નાણા હજી નથી"

"નુ ?" એનો બીજો એક સાથી બોલી ઉઠ્યો "હવે તો પૈસાની ય અમને તાણ રહેવાની નથી. આવતે શીયાળે અમે સામુદાયીક દુધાલયો કાઢવાના છીએ તેમાં સ્વચ્છ ઘી અને માખણ બનાવવા માટે જોઇતા સાધનોની સગવડ થઇ ગઇ છે એટલુ જ નહીં પણ માખણ કાઢી લીધેલા દુધમાથી બટર, લાયા વગેરે બનાવવા માટે શહેરોમા જે કારખાના ચાલે છે, તેમાના એક કારખાના સાથે એ દુધ વેચવાનો કરાર પણ કરી લેવામા આવ્યો છે પછી તો અમારે અહીં પૈસાની રેલમછેલ થઇ રહેશે"

"ત્યારે જ આપણાથી બરાબર કામ કરી શકાશે" બીજાએ જરા મંદ ભાવે કહ્યું.

એટલામા તો ખેતરોમાથી પાછા વળેલાં ટ્રેક્ટર્સ અમારી આગળથી જ પસાર થયા તેની સાથેના મજબુત સ્નાયુબદ્ધ ખેડુતોની આંખોમા સંતોષ અને આનંદના તેજ ઝબુકતા હતા, તેમના હોઠ અને હૈયામા ભરેલ આખા ગામની જમીન ખેડી નાખવાની તૈયારીના દૃઢ નીશ્ચયની સ્પષ્ટ છાપ છપાયલી જણાતી હતી.

[૯]

સામુદાયીક પ્રયોગની સફળતામાં ખેડુતોની શ્રદ્ધા બેસતી ગઇ, તેમ તેમ એ પ્રયોગ વ્યાપક બનતો ગયો.

પછી તો પ્રાંતીકતંત્રે એ પ્રયોગની અતીશેષ સફળતા માટે ગામડાંઓની સુધારણાની રૂપરેખાઓ ઘડી.

દરેક ગામમાં સારા રસ્તા, સુંદર મકાનો, દવાખાનાં, નીશાળો, ઢોરોનાં દવાખાનાં, અખાડા, સ્વચ્છ તળાવ વગેરે તૈયાર કરવાની એ યોજના હતી. ત્રણ વર્ષમાં તે યોજના પુરી કરવાની હતી. તે માટે જરૂર પુરતું ઉત્પન્ન સમુદાયીક ખેતી અને સામુદાયીક દુગ્ધાલયોના ધોરણે કરવાનું હતું.

પ્રાંતીકતંત્રની કચેરીએ પ્રત્યેક ગામની જરૂરીયાતો, તેના ઉત્પન્નની વૃદ્ધી, તેણે કેટલો નફો મેળવવો તેના આંકડા બધું તૈયાર કરી રાખ્યું હતું. અને ગામેગામ તે માટેનું પ્રચારકાર્ય શરૂ થઇ ગયું હતું.

ગામડાંઓમાં સામુદાયીક મંડળના સભ્યો માટે એકેક ચોરો તૈયાર કરવામાં આવ્યો હતો. એ ચોરો જુના જમાનાના ચોરાની વ્યાખ્યામાં સમાતો ન હતો, પરંતુ ગ્રામ્યજનોની કલબનું જ એ મકાન હતું. તેમાં રમત ગમતનાં સાધન, નાનકડું પુસ્તકાલય, તેવું જ વાંચનાલય અને સંવાદ, ચર્ચા તેમ જ ભાષણ માટેની સગવડ રાખવામાં આવતી હતી.

એવા એક ગામના ચોરાની ત્રણ વર્ષના કાર્યક્રમને સક્રીય સ્વરૂપ આપવા માટે શું કરવું તેની ચર્ચા માટેની ગોઠવાયલી સભામાં હું હાજર રહ્યો હતો. ખરી રીતે તો જીલ્લા સમીતીના કારોબારીઓની એ સભા હતી, છતાં ચોરાનો બધો ખંડ શ્રોતાઓથી ઉભરાઇ જતો હતો. તેમાં આજુબાજુની તમામ ગ્રામ્ય સમીતીઓના પ્રતીનીધીઓ હાજર હતા; ઉપરાંત સહકારી મંડળીઓના પ્રતીનીધીઓ, સામુદાયીક ખેતીની સંસ્થાની સમીતીના પ્રતીનીધીઓ, સામુદાયીક દુગ્ધાલયોના પ્રતીનીધીઓ, તમામ પ્રચારકો, દેખરેખ રાખનારા તેમ જ શીક્ષકોની એ હાજરી જણાતી હતી. સફેદ પળીઆંવાળા ઘરડેરાઓ અને ટામેટાં જેવા ગાલવાળા નવજવાનો, ત્રણ વર્ષનો કાર્યક્રમ સફળ કરવામાં પોતે કેટલો ફાળો આપી શકે તેમ છે તે જણાવવા તેમ જ તેઓ સામુદાયીક પ્રયોગને કેટલી રીતે પસંદ કરે છે તે બતાવવા માટે હાજર થયા હતા.

તે લોકો જ્યારે બોલતા હતા ત્યારે કેટલાએ સમય સુધી ધ્યાનપુર્વક મેં એમના ચહેરા ઉપર પલટાતા જતા ભાવોનું નીરક્ષણ કર્યું, તેથી તેમ જ તેઓ વાતવાતમાં જે આંકડા, હકીકતો. અને સુત્ર સમાં સામુદાયીક ભાવનાનો પ્રતીધ્વની પાડતાં જે વચનો ઉચ્ચારતા હતા તે ઉપરથી પોતાના ભાવી જીવનને માટે એમના મનમાં કેવા ચીત્રની છાપ પડી છે તે બરાબર જણાઇ આવતું હતું. તે ઉપરથી મને બરાબર લાગ્યું કે એ લોકો માત્ર અજ્ઞાનતા ઉપર અથવા તો લાગણીના ધ્યાલી ઉભરા ઉપર આધાર રાખતા ન હતા, પરંતુ જમીન અને હળ જેમ તેમના કાર્યનાં જીવંત સાધન હતાં, તે જ રીતે ભાવી જીવન સુધારવા માટે રચવામાં આવેલી યોજના તેમને 'સારૂ નરી આંખે નીહાળી શકાય તેવા જીવંત સાધન સમી જણાતી હતી. ત્રણ વર્ષના કાર્યક્રમની યોજનાને તેઓ બરાબર સમજ્યા હતા, એ સમજણપુર્વક તેમણે તેનો સ્વીકાર કર્યો હતો અને ત્રણ વર્ષ પછી પોતપોતાનાં ગામડાંમાં એ યોજના

પ્રમાણે કેવો પલટો કરી શકાશે તેનું ચીત્ર પણ એમની કલ્પનાદષ્ટી સમક્ષ આબાદ ખડું થઇ ચુક્યું હતું.

માત્ર ત્રણ વર્ષ જેટલા ટુંકા ગાળામાં નક્કી કરવામાં આવેલી યોજનાનો બોજો તેઓ ઉઠાવી શકશે કે કેમ? અને તે બોજો ઉઠાવવા માટે કેવી રીતે કામ કરવું પડશે, તેની જ ત્યાં મહત્વપુર્ણ ચર્ચા ચલાવવામાં આવી હતી.

એ ચર્ચા વખતે તેમની આંખ આગળથી ગામડાંના ગંદા રસ્તાઓને સ્થાને સ્વચ્છ રસ્તા, હવા અજવાળાવાળા અનુકુળ મકાનો, પુલો, શાળા, દવાખાનાં એ બધાંનાં ચીત્રો એકાદ ચમત્કારી સ્વપ્નની માફક ખડાં થતાં, એની સાથે સાથે તેમને એટલી ખત્રી પણ થઇ ગયેલી લાગતી હતી કે, જો તેઓ એ બધાની સમજણપુર્વકની જવાબદારી ઉપાડી લઇને, ત્રણ વર્ષના કાર્યક્રમને વફાદારીથી અમલમાં મુકે, તો એ સ્વપ્ન તેમને માટે સત્ય હકીકત પુરવાર થાય તેમ છે

આથી ચર્ચા અને શંકાભર્યા વાદવીવાદને તે સભામાં ઓછામાં ઓછું સ્થાન હતું બધાઓના મન ઉપર એ કાર્યક્રમની એવી સંગીન અસર થઇ હતી કે, તેને લીધે તેમણે હેતુપુર્વકનું મૌન સેવ્યું હતું.

તે પછી તમામ પ્રતીનીધીઓ સહકારી ધોરણે થતી ખેતીના સફળ પ્રયોગો જોવા ગયા. તેઓ પાકથી ઉભરાતાં ખેતરોમાં ફર્યા, ફળફળાદીથી લચી રહેલા બગીચાઓમાં ગયા, અને એ પ્રયોગની આટલી બધી સફળતાને નજરે નીહાળી આનંદ અને આશ્ચર્યમુગ્ધ બની માથાં હલાવવા લાગ્યા.

એક વખતનાં ખાનગી માલીકીનાં ખેતરો, ખાનગી માલીકીનાં મકાનો, એના જુના સંસ્કારના પડઘા વાતાવરણમાં હજી ય સંભળાતા, તેમણે સાંભળ્યા.

સામુદાયીક ખેતરોમાં સામુદાયીક મજુરીને ધોરણે કેવું સુંદર કામ થઇ શક્યું હતું તે જોઇને તેઓ છક્ક થઇ ગયા.

એ સામુદાયીક ધોરણે બાંધવામાં આવેલાં મકાનો; કામદારોનાં વીરામસ્થાનો સ્વચ્છ રસ્તા, વ્યવસ્થીત રાચરચીલાં બધું જોઇને જેઓ હજુ ખાનગી માલીકીની ભાવનાને વળગી રહ્યા હતા, તેમનાં દીલ પણ ડોલવા લાગ્યાં.

ખાનગી ખેતરો કરતાં સામુદાયીક ખેતરોનાં ઉત્પન્ન સવા કે દોઢ ગણાં વધુ થતા હતાં, પરંતુ ખાનગી માલીકીનાં ખેતરોમા પાકતા દાણાઓ કરતાં સામુદાયીક ખેતરોમા પાકેલા અનાજના દાણા પાંચ–દશ ગણા વધુ માતબર હતા અને ટ્રેકટરથી કામ કરનારાઓ હળથી ઉત્પન્ન થતા દાણા કરતાં હજુ વીશેષ માતબર પાક ઉતારવાની બાબતમાં પુરેપુરા શ્રદ્ધાવાન જણાતા હતા.

ત્યાંથી આવ્યા પછી સભાનું કામ ફરીથી શરૂ થયું ત્યારે સામુદાયીક ધોરણે કામ કરવાના લાભાલાભની ચર્ચા કરવાને બદલે એ ધોરણે ત્રણ વર્ષની યોજના કેટલી બધી સફળ થશે તેની જ ખાત્રી તેઓ આપવા લાગ્યા. કેમકે ખેતરો અને બગીચાઓનાં પ્રત્યક્ષ દર્શન પછી એમના દીલમાં સામુદાયીક કામને માટે જરા જેટલીએ શંકા રહી નહોતી.

તેઓમાંના એક પ્રતીનીધીએ કહ્યુ: "યંત્રોની મદદથી કેવું સુંદર કામ થઇ શકે છે, તે અમે અમારી નજરે જોયું છે અને અમારી ખાત્રી થઇ ચુકી છે કે, તે રીતે કામ લેવાથી આપણે આપણા ઠરાવેલા કાર્યક્રમને ઘણી જ સહેલાઇથી પાર ઉતારી શકીશું. સામુદાયીક ધોરણે થતી ખેતી જોયા પછી અમારી એ પણ ખાત્રી થઇ

ગત છે કે, જો આપણે જુના પુરાણા રૂઢીવાદની જંજીરોમાંથી છુટી જઈએ, પ્રણાલીકાવાદની ગુલામી છોડી હજારો વર્ષ પહેલાં યોજાયેલાં સાધનોને આંધળા બનીને વળગી રહેવાની ના પાડીએ, અને બધા સાથે મળીને કામ કરવા લાગીએ તો, હાલના કરતાં આપણે આપણી જમીનમાંથી દશગણો વીશેષ માલ ઉત્પન્ન કરી શકીએ."

અને છેવટે

જેઓ હજી સામુદાયીક પ્રયોગમાં ભળવાને આનાકાની કરી રહ્યા હતા, તે પક્ષના આગેવાને ઉભા થઈને કહ્યું:

"સામુદાયીક ધોરણે કામ કરવાના ફાયદા અમે આજે બરાબર સમજી શક્યા છીએ. આજથી અમે પણ તમારા પ્રયોગમાં સહકાર કરવાને તૈયાર થઈએ છીએ. ગામની જમીનના હજારો નાના નાના કટકા કરી નાખવા અને તેની નજીવી આવક ઉપર જુદાં જુદાં કુટુંબોને નીર્ધનતાથી સડતા જીવતા જોવાં, તેનાં કરતાં ખેતીવાડી, દુગ્ધાલયો, શાળા, રસોડાં બધું સામુદાયીક ધોરણે ચલાવી, આ નર્ક જેવાં ગામડાંને જીવતા સ્વર્ગ સમું બનાવી દેવું, અને અનેક યુગોની જુની જંગલી મનોદશામાં અથડાયા કરવાનું છોડી, સુકલ બળદો અને લાકડાના નાનકડા હળને બદલે પોલાદી બળદો અને પોલાદી હળની મદદ લઈ માનપ્રદ સુખી તેમજ સ્વતંત્ર જીવન ગાળતા થવું એ જ હવે અમને ઈષ્ટ લાગે છે."

ગ્રામ્યજનોની મનોદશામાં આવું અજબ પરીવર્તન જોઈને મને ભારે આશ્ચર્ય થયું, કેમકે હું તો એ બધા લોકોને બહુ જ સારી રીતે ઓળખતો હતો. ખેડુતોનાં અનેક અખાંઓમાં સણુણીને સમગ્ર હું આથડયો હતો, અને ખેતરોના કહેવાતા માલીકો, જરા જેટલી પણ મજુરી કર્યા વીના એ ખળાંમાંથી અનાજની લગભગ ઘણી ઢગલીઓ ઉપાડી જતા જોયા હતા, તેમજ પાછળથી નીસાસા નાખતા, 'આખું વર્ષ આટલા દાણામાં કેમ કરીને જશે?' એવી હાય વરાળો કાઢતા, ખેતરમાં ખરેખરી મજુરી કરનારાઓને મેં સાંભળ્યા હતા; એ જ ભુમીમાં, એ જ જમીનદારોને મુખેથી આવા શબ્દો સાંભળવા મળે એ નવાઈ નહીં તો બીજું શું?

પણ તેઓ ખેડુતોના સંઘબળમાં રહેલી પ્રચંડ શક્તીને બરાબર પારખી ગયા હતા. એ સામુદાયીકપણે સંગીન બનેલી જનતાની પ્રચંડ શક્તી ગામડાની રસકસહીન થઈ ગયેલી મનાતી. અમુલ્ય ભુમીને ફરીથી રસાળ બનાવશે, ત્યારે આજનું નીર્ધન, નીરાશામય, દુઃખી, નીરક્ષર ગામડું પલટાઈ જશે, તેના વતનીઓ જીવનનો સાચો આનંદ અનુભવતા થશે અને જીવન અને શ્રમની અંદર રહેલાં ઉત્તમોત્તમ તત્ત્વોની પુરેપુરી મજા માંણશે. તેઓ ખરેખરા સ્વતંત્ર મનુષ્યો બનશે, એવી મારી દ્રઢ માન્યતા તે જ વખતે બંધાઈ.



અમેરીકામાં દર વરસે ૬૫,૭૨૧ બ્રીટીશ લોકોને વસાહત તરીકે દાખલ કરવામાં આવે છે. પણ જપાનના એક પણ માણસને વસાહત તરીકે હવે લેવામાં આવતો નથી.

અમેરીકા પાસેથી ગ્રેટબ્રીટન દર વરસે ૨૪૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનો માલ ખરીદે છે, ત્યારે અમેરીકા બ્રીટન પાસેથી માત્ર ૪૦,૦૦૦૦,૦૦૦ પાઉન્ડનો માલ લે છે.

# માન્યતા અને વર્તન

: લેખક :

રસીકલાલ કે. શાહ

કોઇ પણ બાબતમાં શ્રદ્ધા રાખવી અને એ શ્રદ્ધા પ્રમાણે વર્તવું એ બન્નેમાં ફરક છે. અમુક વીષયને માનવા છતા તે પ્રમાણે વર્તવામાં ન આવે તો એ માન્યતા શું કામની? લેખક આજ રાજકારણની તે દ્રષ્ટીએ ચર્ચા કરે છે.

વસંતલાલને મારી સાથેના વાર્તાલાપમાં બહુ જ રસ પડયો એવું તેમણે મને બજારમાં મળ્યા ત્યારે કહ્યું, અને બીજે દીવસે સાંઝે તે મારે ત્યાં ફરીથી આવ્યા.

આવતાંને વાર જ તેમણે ફરીથી પોતાના વીચાર જાહેર કરતાં કહ્યુ:

"રસીકલાલ, માફ કરજો, તમારો સમય હું લઉં છું, પરંતુ મારે કબુલ કરવું જોઇએ કે તમારા વીચારો સાથે હું મળતો થાઉં કે નહીં પણ મને તમારી ચર્ચામાં બહુ રસ પડે છે, એટલે આજે જાણી જોઇને સાંઝે તમારી પાસે આવ્યો છું."

મેં કહ્યું: "એ ઠીક કર્યું. અત્યારે મને તમારી સાથે વાત કરવા પુરતો વખત મળશે. વસંતલાલ! એક માણસના વીચાર સાથે મળતા થવું કે નહીં તે જુદો પ્રશ્ન છે. પરંતુ નીખાલસ ભાવે બીજાઓના વીચારો જાણવા, તે વીચાર આપણે બાંધી લીધેલા વીચારો કરતાં જુદા હોય છતાં તેની તરફ સહીષ્ણુતા બતાવવી એ જ દરેક મનુષ્યને માટે જરુરનું છે. હજુ આપણે સામ્પ્રદાયીક દ્રષ્ટીએ આવી જાતની લડતોનો આરંભ કરીએ છીએ, છતાં આપણી જુની-સ્થીતીસ્થાપકવાદી મનોદશામાં ઝાઝો પલટો થયો નથી, ભુતકાળ હજુ ભુતની માફક આપણી ઉપર પંજો પ્રસારીને પડયો છે એટલે વીચારભેદ આપણે સહન કરી શકતા નથી, અને મતભેદને મનભેદ માની લેવાની ભુલ કરીએ છીએ. પરંતુ મતભેદ એ તો તાઝગીની, જીવંતપણાની, સ્વતંત્ર મનોદશાની નીશાની છે."

"એ વાત તો ખરી છે. પરંતુ લાખ્ખો કે કરોડો મનુષ્યો અમુક વીચારોને ખરા માનીને ચાલતા હોય, તેમાં ભુલો શોધવી એ કામ ઠીક નથી."

"એ કેમ કહી શકાય?"

"લોકોનું રોજું જે કહે તેનો આપણે તેમની વચ્ચે ઉભા રહીને ઇનકાર કરીએ અથવા તો તેમનાથી જુદા વીચારો બનાવીએ તેમાં ભય તો છે જ."

"ભય ભલે હોય, પણ તેમ કરવું એમાં અનીતી કે પાપ તો નથી ને?"

"ના. પરંતુ..."

"તમે કદાચ એમ કહેતા હશો કે, અનીતી અથવા પાપ હોય કે નહીં છતાં તેથી લોકો આપણી તરફ ગુસ્સો કરે,

"એમ કેમ કહી શકાય? તો પછી મહાસભાના ધુરંધરોને જનતા ટેકો કેમ આપતી નથી?"

"તેનું પહેલું કારણ એ છે કે તેઓ જનસમાજમાં ભળતા જ નથી એ જ બતાવે છે કે તેમને પોતાના કાર્યક્રમમાં જ અશ્રદ્ધા છે, અને એ કાર્યક્રમ લઈને જનતા આગળ તેઓ જાય તો તેઓ જનતાને તેમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવી શકશે એમ તેમને લાગતું નથી"

ત્યારે ગાંધીજી જનતામાં ફરીને તેને શ્રદ્ધા બેસે એવો કાર્યક્રમ રજુ કરે છે એ તો તમે સ્વીકારો છો જ ને?"

"ગાંધીજી ગજ્જદારી કરતા સાધુ પુરુષ વીશેષ છે તેમને જીવનમાં પ્રયોગ કરવા છે, એ પ્રયોગમાં જેટલો જનતા રસ લે તેનો તેઓ ઉપયોગ કરે છે બાકી જનતાને એમનો બતાવેલો માર્ગ રૂચે છે એમ કહી શકાય નહી."

"તમારી એ વાત બરાબર નથી તેની સાથે હું જરા પણ મળતો થઈ શકતો નથી"

"તેમાં મને કશો જ વાંધો દેખાતો નથી કે લગાર પણ માઠું લાગતું નથી પણ તેમ કહેવાના કારણ તો બતાવશો ને?"

"મને તો એમ લાગે છે કે મહાત્માજીએ જે માર્ગ દેશને બતાવ્યો છે તે સાચો છે અને તેને જ અનુસરવું જોઈએ"

"એ કંઈ ખરેખરી દીશા નથી તમે પંડીત મોતીલાલ નહેરૂને તો મહાત્માજીમાં શ્રદ્ધા રાખનારા માનો છો ને?"

"જરૂર"

"ત્યારે તેમણે જ મહાત્માજીની અસહકારની પહેલી ચળવળ વખતે જે તપાસ સમીતી મહાસભાએ નીમી હતી તે વખતે ચોકખી ભાષામાં કહી દીધું હતું કે "એટલું યાદ રાખવું જોઈએ કે દરેક અસહકારીએ કાંઈ પોતાની વીચારશક્તી મહાત્માજીને શરણે મુકી દીધી નથી." મહાસભાની એ સમીતીના તમામ પ્રતીનીધીઓએ અસહકારની લડતને "અર્ધ ધાર્મીક પાયા ઉપર" રચાયલી લડત તરીકે ઓળખાવી છે અને મોતીલાલજીએ એ પણ જણાવ્યું હતું કે એ નીતીને ધાર્મીક આદર્શો ટેકો આપે પણ તેને રાજકીય લડતમાં માન્ય રાખી શકાય નહી."

'એ તો બધી ગોળ ગોળ વાતો છે"

"માટે તો આપણે વીગતોમાં ઉતરવું જોઈએ એમ હું કહું છું"

"એ વીગતો કઈ?"

"સાભળો, મહાત્માજીએ અસહકારની પહેલી લડતમાં હીંદુ મુસનમાન એકતા, અસ્પૃસ્યતા નીવારણ, ખાદીનો સ્વીકાર અને પરદેશીનો ત્યાગ તેમ જ ધારાસભા, અદાલતો, ખીતાબો અને સરકારી શાળા કૉલેજોનો ત્યાગ એને સ્વરાજ પ્રાપ્તીની લડતના ચાર મુખ્ય સ્થંભ ગણાવ્યા હતા હવે તમે જ કહો કે એમની સલાહ જનતાએ કેટલી માની? એક આગેવાનને ધાર્મીક પુરૂષ તરીકે માનીને તેમનું સન્માન કરવું એ જુદી વાત છે અને તેમના બતાવેલા માર્ગનું અનુકરણ કરવું એ જુદી વાત છે વ્યક્તીની તરફના ભક્તીભાવથી સ્વરાજ આવે એમ તો તમે નથી માનતા ને?"

"ના"

"અને તેમના બતાવેલા માર્ગે તો તેમને માનનારા ચાલતા નથી ખાદીના સબંધમાં તો આપણે ગઈ કાલે ચર્ચા કરી જ ગયા હતા હવે પેલા ચાર મુખ્ય સ્થંભોમાંથી હીંદુ મુસનમાન એકતાનો પ્રશ્ન લો, અને તમે જ કહો કે આજે આપણે ક્યાં ઉભા છીએ? ગાંધીજીના એ મુખ્ય સાથી અલી ભાઈઓ પણ આજે તેમને સામે છેડે ઉભા

છે. અલબત્ત અંત્યજો તરફ સદ્ભાવ બતાવવો એમ કેટલાકો માને છે, પરંતુ સનાતની મતના સખ્યાબધ માણસો ગાધીજીને વ્યક્તીગત માન આપવા છતા, અંત્યજોની આભડછેટને ફગાવી દેવા તૈયાર નથી તેમ જ ધારાસભાનો અને સરકારી અદાલતોનો તેમજ શાળા કોલેજોનો કે સરકારી ખીતાબોનો બહીષ્કાર એ પણ સફળ નીવડ્યા નથી."

"પરંતુ તેની તરફનો મોહ તો ઓછો થયો છે ને?"

"તેટલા પુરતી વાત સ્વીકારીએ તો પણ તેથી આપણે સ્વરાજ તરફ કેટલા ડગલા આગળ વધી શક્યા, એ તો જોવુ જોઇએ ને?"

વસંતલાલ આથી વીચારમા પડી ગયા તે કેશુ બોલતા નથી એ જોઇને મે કહ્યુ

"હીદુ મુસલમાનોની એકતા ઉપર ગાધીજીનો પુષ્કળ આગ્રહ હતો, છતા જ્યારે એ એકતાનો ભગ થયો ત્યારે આરભમા અપનામ કર્યા પછી ગાધીજીએ એ દીશામા શુ કર્યુ?"

"ખાસ તો કંઇ જ નહી પણ લોકો જ્યા કોઇની વાત સાભળવા તૈયાર જ ન હોય ત્યા તેઓ શું કરે?"

"વસંતલાલ, એમ કેમ કહી શકાય? નેતાની ખરેખરી કસોટી તો ત્યા જ છે એવે સમયે તો નેતાઓને બેવડી હીંમત અને બેવડા બળથી કામ લેવું જોઇએ તેને બદલે ગાધીજીએ તો બન્ને પક્ષ લડીને થાકશે એટલે આપોઆપ એકતા થશે એમ કહીને સંતોષ માન્યો"

"એની ના નહીં પડાય."

"અહી મહાત્માજીએ બધો આધાર કુદરત ઉપર મુક્યો, એટલું તો ખરું જ ને? એ રીત ખોટી નથી કુદરતનો એવો ક્રમ છે કે અમુક પ્રકારનો રોગ થાય તો તે રોગના જંતુઓને ખાઇ જનારા વી-પ્ધ પ્રકૃતીના જંતુ તે સર્જે છે. અને જે રોગી જંતુઓને ખાઇ જાય તેટની શક્તી નવા જંતુઓમા હોય તો દરદી સાજો થાય પરંતુ દરદીના શરીરમા એવા તદુરસ્તીના જંતુઓ થાય તેટલી તાઝગી ભરી શક્તી ન હોય તો રોગના જંતુઓ તંદુરસ્તીના જંતુઓને ઝડપી જાય, અને રોગનું પ્રાબલ્ય તેથી એટલું વધી પડે કે આખરે રોગી જ મરી જાય આથી દાક્તરો હમેશા રોગના જંતુઓને ખાઇ જનારા જંતુઓ વધી શકે તેવો જ ઔષધોપચાર કરે છે."

"તો પછી ગાધીજીએ એ પ્રશ્નમા માથું માર્યુ નહીં એ ઠીક જ કર્યું એમ કેમ કહેવાય નહીં?"

"એના કારણ સમજવા જેવા છે હીંદુ મુસલમાનની એકતાનો પ્રશ્ન ગાધીજીએ ઉપાડ્યો ત્યારે ખીલાફતની લડતને તેમણે હીદુઓની વતીથી ટેકો આપ્યો હતો એના ગુણદોષમા ઉતરવું તે હવે ઢોળાયેલ દુધ માટે રડવા જેવું છે, તો પણ તે વખતે જ બુદ્ધીમાન મુત્સદ્દીઓએ આપેલી ચેતવણીની એમણે અવગણના કરી હતી તે પછી એ આખો મામલો કેમ પલટાઇ ગયો તેનો ઇતીહાસ પણ જાણવા જેવો છે તેના કારણોના ઉડાણમા ઉતરવાની જરૂર નથી, કેમકે તે તો બહુ જાણીતી વાત છે, પરંતુ સંગીન એકતામાથી બન્ને કોમ વચ્ચે અથડામણી થઇ તેમા ત્રીજા પક્ષની બુદ્ધીએ કામ કર્યું છે એટલે જંતુશાસ્ત્રના કુદરતી નીયમ પ્રમાણે ત્યા કામ થયુ નથી તેટલા જ માટે મતભેદના દર્દી જંતુઓ વધે એવા જે પ્રયોગો થઇ રહ્યા હતા. તેની સામે તંદુરસ્તીના જંતુઓ જેથી વધે તે જાતના ઉપાય અજમાવવાની જવાબદારી ગાધીજીની હતી આજે આપણે

જોઇએ છીએ કે દેશની સાચી સ્વતંત્રતાનાં માર્ગમાં એ જ પ્રશ્ન મોટી આડખીલી રૂપ ઉભો છે. અને તેના મુળ કોમી ધોરણે મતદાર મંડળો રચાયાં તેમાં રહેલાં છે. એ ધોરણ દાખલ થયું તેમા પણ આપણે ગાંધીજીના 'એક વર્ષમાં સ્વરાજ'ના વચનમાં શ્રદ્ધા રાખી મોન્ટેગ્યુ સુધારાનાં ઘડતરમાં અસહકાર કર્યો તેની અસર ઓછી નહોતી. અને પાછળથી તો મહાસભાના જ સભાસદો સ્વરાજીસ્ટો બનીને ધારાસભામાં પણ ગયા....પણ એ તો જુદો જ વીષય છે."

"મને એ બધી બાબતોની બરાબર ખબર નથી."

"ઘણા ભાઇઓ એ જ રીતે બધી બાબતોની બરાબર ખબર ન હોવા છતાં માત્ર વ્યક્તીગત પુજાની ભાવનાથી જ લડતની વાતોને વળગી રહે છે, છતા કામ કરતા નથી અથવા તો કાર્યક્રમ વ્યવહારમા મુકી ન શકાય તેવો હોય તો પણ તેની મીમાંસા કરવા તૈયાર થતા નથી"

"છતાં મહાત્માજીને લીધે હીંદમા જાગૃતી આવી છે એની તો તમે ના નહી જ પાડો ને?"

"એની ના નથી, એ તો મેં તમને અગાઉ પણ કહ્યું, પણ આપણી લડત જાગૃતી લાવવાની નથી, પણ સ્વરાજ મેળવવાની છે. છતાં જાગૃતીની બાબતમાં પણ વાતાવરણ, જાગૃતીને પોષણ આપનારાં, સામા પક્ષના ક્રમ અને તે માટે તૈયાર થયેલું ક્ષેત્ર એ પણ લેવું જોઇએ. યુરોપી યાદવીમા પરદેશી મુત્સદ્દીઓએ જનતાને યુધ્ધ તરફ આકર્ષવા જે મંત્રોનો સતત પાઠ કર્યો હતો, દેશી લશ્કરને ગોરાઓ સામે લડવા માટે જે તક અપાઇ હતી અને પરાધીન પ્રજાઓને સ્વાધીન બનાવવાની જે વાતો થઇ હતી તેથી, સામાન્ય રીતે જ જગતની દબાયલી પ્રજાઓમાં જાગૃતી આવી હતી, હીંદમાં મીસીસ બેઝંટ અને લોકમાન્ય ટીળકે તે વખતે સ્વરાજસંઘો સ્થાપીને લોકમત જાગૃત કર્યો હતો, તેમાં રાઉલેટ કાયદાએ અને પંજાબના હત્યાકાંડે તેમ જ ખીલાફતની લડતે ઉત્તેજના પુરી હતી, તેથી બ્રીટીશ મુત્સદીઓને હીંદને સંતોષવા માટે મોન્ટેગ્યુને હીંદ મોકલવાની ફરજ પડી હતી. આટલી પુર્વ સામગ્રી તૈયાર જ હતી અને તે વખતે તો મહાત્માજીએ બ્રીટનને લશ્કરી મદદ આપવાની લડત ઉપાડી હતી, અમૃતસરની મહાસભામાં મોન્ટફર્ડ સુધારાને અપનાવવાની અને તેને ટેકો આપવાની લડત પણ એમણે દેશબંધુદાસ, લોકમાન્ય ટીળક વગેરેની સામે કરી હતી. પણ તે પછી જ્યારે અસહકારની લડત આગળ વધી અને બારડોલીનો પડકાર કર્તવ્યમા મુકવાની ઘડી આવી, ત્યારે ગાંધીજીએ ચૌરી ચોરાની ઘટનાથી લડત અટકાવી તેથી ઉત્સાહી પ્રજા નીરાશ થઇ, દેશના આગેવાનો એ મહાત્માજીને સમજાવ્યા પણ મહાત્માજીએ કોઇનું કહેવું માન્યું નહીં. પરીણામે લડતને દશ વર્ષનો ધક્કો લાગ્યો."

"પરંતુ એમાં તો અહીંસાના તત્વનો ખુલ્લો ભંગ થયો હતો."

"આવડા મોટા દેશના પ્રમાણમાં ખરી રીતે તો એ બનાવ સાવ નજીવો લેખાય. વળી મહાત્માજીએ દુશ્મનના કામનો તીરસ્કાર કરવા છતાં તેની તરફ પ્રેમ રાખવા એવી જે માગણી કરી છે, તે એવી ઝીણી બાબત છે કે સામાન્ય માનવસમાજથી સમજી પણ શકાય નહીં. આખી દુનીયા માટે આ પ્રયોગ જ નવો છે."

"પણ અમેરીકનોએ અને ઓક્સફર્ડ જેવા અંગ્રેજોએ પણ અહીંસાની ભાવનાનાં પુષ્કળ વખાણ કર્યાં નથી, કે શું?"

"એની ના નથી. માત્ર આપણે એટલું જ જાણવું બાકી છે કે જે અમેરીકનો અને

બ્રીટીશ કામદાર પક્ષના ડાબી પાંખના પ્રેઈસ્સફર્ડ જેવા પત્રકારો હીંદીઓની અહીંસાના વખાણ કરે છે, તેઓ ખુદ અને મેકડોનાલ્ડની સરકારો ઉપર દબાણ કરીને અમેરીકા તેમજ બ્રીટનને અહીંસાનો માર્ગ સ્વીકારી જગતના જુદ્ધ અટકાવવા કેટલું દબાણ કરવા તૈયાર છે?"

"એ વાત ખરી છે, પણ ધારો કે તેઓ તેમ ન કરે?"

"તો પછી એમની પ્રશંસાનો અર્થ શું? જે વસ્તુ તેમને સારી લાગે તેનો પ્રચાર કર્યો તે એમનો ધર્મ છે. કેમકે તેઓ પ્રચારકો છે પરંતુ ભાઇ વસંતલાલ, એક વાત હુ તમને કહુ કે કુદરતનો ક્રમ જુઓ તો તેમા યે એકપણી અહીંસાને સ્થાન નથી. જંતુશાસ્ત્રીશારદો તમને કહી શકે કે જંતુઓની દુનીઆમા, જળચરાની દુનીઆમા, પશુઓના જગતમા કે પ્રાણીમાત્રના જીવન ટકાવી રાખવાના વ્યવસાયમા પ્રાધાન્યપણે હીંસાને જ સ્થાન છે. નાના જીવોના આહાર કરીને મોટા જીવો જીવે છે, નીર્બળોનો આહાર કરીને સબળ જીવો જીવે છે. તેમ નીર્ધનોના આધાર ઉપર સધનો જીવે છે આમ કુદરતી ક્રમ જ દાબા ઉપર ટકે છે કેરીના ગોટલામાથી આંબો ઉગે તે પહેલા ગોટલાને ફાટી તુટીને પોતાનો નાશ થવા દેવો જ પડે છે રોગ મટાડવા માટે પણ પંખીના શરીરમાથી રસીઓ કાઢવામા આવે છે, પરંતુ એટલે ન જાઓ અને અનાજ કે ફળફળાદી અને શાકભાજી ખાવાની વાત કરો છતા તેમા યે અમુક જાતની લાગણી છે એ વાત હવે તો જગદીશ બાબુએ આપણને જણાવી છે, એટલે કુદરતનું વલણ જ અહીંસાથી ઉલટું છે એ વાત ભુલવા જેવી નથી."

"પરંતુ અત્યારે શીધ્યાંત તરીકે ન હો તો લડતની નીતી તરીકે માનવાની જરુર તો તમે સ્વીકારો છો ને?"

"તે વીષે મેં હજી ચર્ચા કરી નથી હું તમને હમણા જે કહી ગયો તે તો માત્ર સામાન્ય ધોરણે જ ચર્ચા કરતો હતો. પરંતુ તમે જે પ્રશ્ન પુછો છો તેનો જવાબ હું આપુ તે કરતા પંડીત મોતીલાલજી જેવા જે કહે છે તે જ તમને કહું તે સાભળો."

એમ કહીને મેં અસહકારની લડતની તપાસ માટે મહાસમીતીએ નીમેલી તપાસ સમીતીના હેવાલમાથી પંડીત મોતીલાલ નહેરૂની જુદી નોંધમાથી મેં નીચેનો ભાગ એમને વાચી સંભળાવ્યો

'એ ખરૂં છે કે "ખોટું કરનાર માટે તીરસ્કાર" એ સ્વદેશ પ્રેમ નથી પણ એનો અર્થ એ પણ સત્ય છે કે સ્વદેશ પ્રેમ અને ખોટા માટે તીરસ્કાર બંને સાથે સાથે રહી શકે એ યાદ રાખવુ ઘટે છે કે અમલદાર એ પંજાબના અત્યાચાર અને ખીલાફતને આપેલા વીશ્વાસઘાતના પરીણામરૂપે જન્મ પામ્યો છે એ બેમાથી એક પણ એવુ કર્મ નહોતુ કે તે પ્રેમનો સંચાર કરી શકે. પ્રેમનો અભાવ અને તીરસ્કાર એ બે વચ્ચે એટલો જુજ તફાવત રહેલો છે કે સાધારણ બુદ્ધીના માણસથી તે સમજી શકાય તેવો નથી.

ડાયર જેવા માટે પ્રેમ બતાવવાનુ કાર્ય પણ હીંદીને સમજાવવાને અને તેનો ઉપદેશ કરવા માટે મહાત્માજી જેવાને પણ વરસોના વરસો લાગે અને જ્યા સુધી ડાયરશાહી રહે ત્યા સુધી તીરસ્કારમાથી મુક્તી મેળવવાની આશા આ દેશને માટે વ્યર્થ છે. આ દોષ બ્રીટીશ રાજ્યની સાથે જ જન્મના પામ્યો છે કારણ કે ઇસ્ટ ઇંડીઆ

કંપનીની શરૂઆતથી આજ સુધી યુરોપીઅનોએ હીંદી અધીકારીઓને અપમાન ભરી વર્તણુક બતાવી છે આપણુને તાબેદાર પ્રજા તરીકે જ વર્તન આપવામા આવ્યું છે. આ વીષય ઘણો વીશાળ છે. હું એનો અહીં ઉલ્લેખ કરું છું તે એટલા જ માટે કે જ્યા સુધી તમે મુળ કારણને મીટાવો નહી ત્યા સુધી એ કારણના કાર્યરૂપ તેના દોષને પણ મીટાવાનું તમારી સત્તામા નથી મુદ્દો એ છે કે મહાત્માજીએ જાતે જ એનના "સ્વપ્ન" ને કોંગ્રેસના રાજદ્વારી કાર્યક્રમમાથી બહાર રાખ્યો છે એટલે જે માણસો એ દીશામા બીજા પ્રયત્ન કરવા માગતા હોય તો તેમના પ્રયાસો જરૂર નીષ્ફળ નીવડવાના.

કદાચ એમ કહેવામા આવે કે અહીંસા એ આ ચળવળનો મુળ પાયો છે અને મહાત્માજીને અનુસરી તેમના અનુયાયીઓએ એ સ્વીકાર્યો છે ત્યારે જણાવવાની જરૂર રહે છે કે કોંગ્રેસે જે ધોરણે આ સીધ્ધાંત સ્વીકાર્યો તે ધોરણ એક ઉપસ્થીત થયેલી જરૂરને લઇને કબુલ રાખ્યુ છે. .

સરકારના પક્ષમા અમને તીરસ્કાર અને વેરવૃત્તી સીવાય કંઇ જણાતું નથી તેમના નાના અમલદારોથી અસંખ્ય અત્યાચારો ખુલ્લી રીતે થયા છે, આ વાત કંઇ મોટા અમલદારોની ઘણી વાર જાણ બહાર નથી હોતી વેર વાળવા ધરપકડો કરવામા આવી છે, કામ ચલાવવામા આવ્યું છે સજાઓ પણ થઇ છે અને અમલમા પણ મુકાઇ છે

દમનનીતી આખા દેશમા ખુલ્લે ખુલ્લી પ્રસરી રહી છે અસહકારીઓને પજવવા ખરા અગર ખોટા સાધનો વપરાય છે આ વેળા પ્રેમનો ઉપદેશ આપીને બચાવ કરવાનું ચોખ્ખુ શસ્ત્ર દુખી પ્રજાના હાથમાથી લઇ લેવામા આવે તેને ધાર્મીક આદર્શો કદાચ ટેકો આપે પણ રાજકીય લડતમા એ નીતી ભુલી છે મહાસભાના રાજકીય કાર્યક્રમમા ધાર્મીક અને નઇતીક સીધ્ધાંતો દાખલ કરવા સામે મારો સખ્ત વીરોધ છે. કારણ કે હીંદમા બધા ધર્મના તે સામાન્ય પાયા રૂપ નથી"

અને તે પછી મે વસંતલાલને પુછ્યું :

"જેમ પંડીતજીના કથન ઉપર તો તમને શ્રધ્ધા બેસે છે ને ?"

"ત્યારે તમે શું એમ જ માનો છો કે આપણે લડત જ ચલાવવી નહીં ને માત્ર કુદરત ઉપર શ્રધ્ધા રાખીને બેસી રહેવું ?"

"ના મેં કદી એવી કલ્પના સુધ્ધા કરી નથી ઉલટું હું તો એમ કહુ કે આપણે લડત કરવી જ, સ્વતંત્રતા માટે ઇચ્છા રાખવી અને તેની પ્રાપ્તી માટે મંથન કરવું એ તો પશુ પંખી અને નાનામા નાના જંતુઓની યે કુદરતી લાગણી છે, તો પછી માનવજાતીને એમને એમ બેસી રહેવાનું કહે તેવો મહામુર્ખ શીરોમણી કોણ હોઇ શકે ?"

"ત્યારે શું કરવું ? તમે તો દરેક બાબતમાં વાંધા જ કાઢતા અને ભુલો શોધવા લાગો છો."

"તેનું કારણ એ નથી કે મને દેશની સ્વતંત્રતા પ્રીય નથી અથવા તો દેશને પરાધીન દશામા રહેલો હું જોવા માગું છું, સ્વતંત્ર થવાનું મને ય તમારાથી વીશેષ નહીં તો તમારા જેટલું તો જરૂર પસંદ છે જ અને તેથી તો હુ તેના નીરંતર વીચાર કરુ છું."

"પણ એકલા વીચાર શુ કામના?"

"તેમ વીચાર વીનાનું કામ પણ શું અર્થનું ? એટલે તો હું કહુ છુ કે પહેલાં આપણે કોની સાથે ઝગડીએ છીએ, જેની પાસેથી સ્વતંત્રતા લેવા મથીએ છીએ તે કોણ છે, તેનો કાબુ ક્યા ક્યા છે અને તે

કાબુ આપણે કેમ મેળવી શકીએ તેનો બરાબર વીચાર કરીને કામ લેવું જોઇએ, મા બાપની સાથે તમે રીસાઓ અને ભુખ્યા રહો કે દુઃખ વેઠો તો તમારી તરફ પ્રેમ હોવાથી એને તમારા દુઃખે દુઃખ થાય, પણ બીજા માણસની પાસેથી એવા પ્રેમની આશા તમે રાખી શકો નહીં, એટલે તેની પાસેથી તમારે જે કંઇ મેળવવું હોય તે માટે રીસાઇને બેસી રહે કંઇ ન ચાલે, તેથી તો તેને નીરાંત વળે. જુઓને આપણે ૧૯૧૯–૨૧માં ધારાસભાઓનો બહીષ્કાર કર્યો, પણ અનેક દેશભકતોને જ તે બહીષ્કારથી કશો લાભ થતો ન દેખાયો અને તેઓ બધા ધારાસભાઓમાં ગયા. તેમ છતાં આગળ કરેલા બહીષ્કારથી જે આફતઃ આપણે ધારાસભા મારફત વહોરી લીધી તે આફતોને બધા દેશભકતો પણ દુર કરી શકયા નહીં. એ ઉપરથી જણાશે કે હાલની સરકાર ઉપર અને તેની મારફત બ્રીટીશ જનતા ઉપર દબાણ લાવવું હોય તો, તેનાથી રીસાઇને આપણા વીકાસના બધાજ માર્ગ તેઓ રૂંધી નાખે તેવી સગવડ અને તક તેમને આપવાથી આપણુને જ નુકશાન થાય છે. તેથી દબાણ લાવવાના માર્ગોનો બરાબર વીચાર કરીને વ્યવહાર ધોરણે તે માર્ગોનો અમલ કરવો જોઇએ.”

“શું ત્યારે તમે એમ કહેશો કે ગોળમેજી પરીષદમાં આપણે જવું જોઇતું હતું.?”

એટલામાં જમવાનો સમય થવાથી. રસોડામાંથી ઉપરા ઉપરી આમંત્રણ આવ્યાં, તેથી મેં વસંતલાલને કહ્યું,

“ભાઇ આજે આપણે બહુ વાતો કરી છે, અને તમે જે નવો મુદ્દો ઉભો કર્યો છે, તેની ચર્ચામાં બહુ વખત જાય તેમ છે, તેથી જોઇએ તો વળી કાલે આવજો. હાલ તો રસોડાના આમંત્રણને મારે માન આપવું જોઇએ નહીં તો કયાંક મારા જ ઘરમાં અસહકારના યુધ્ધનો આરંભ થશે.”

અને પછી વસંતલાલ સાહેબજી કહીને એમને ઘેર જવા ઉઠયા, ને હું રસોડા તરફ વળ્યો.

ગ્રેટબ્રીટનની રેલ્વે કંપનીઓમાં એકંદર ૧,૦૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી મુડી રોકવામાં આવી છે.

...

ગ્રેટબ્રીટનમાં લગભગ એકત્રીસ લાખ મોટરો છે, પરંતુ થોડા વખતમાં તે સંખ્યા ત્રીસ લાખ સુધી ચડી જાય તેમ છે.

...

ગ્રેટબ્રીટનમાં ઇન્ડસ્ટ્રીઅલ આર્ટ શીખવનારી ૧૭૪ શાળાઓ છે. તેમાં ૫૦ હજારથી વધુ વીદ્યાર્થીઓ શીક્ષણ મેળવે છે.

દુનીયાના દરેક દેશો કરતાં અમેરીકામં પરદેશીઓ માટે તેમ જ પરદેશી માલને માટે વધુ તીરસ્કાર બતાવવામાં આવે છે.

...

કેનેડા જેટલો ગ્રેટબ્રીટનનો માલ ખરીદે છે તેથી ચાર ગણો વીશેષ અમેરીકન માલ ખરીદે છે.

...

જમીનમાં દાટી રાખેલા એક રૂપીઆ કરતાં બજારમાં ફરતો રહેલો એક આનો વધુ ઉપયોગી–કીંમતી છે

ના વખતમા તે દીવસે ભાગ્યે જ અન્નાહાર થતો તેને બદલે આજે કાઇક જ ઘરમા તે દીવસે ફળાહાર થતો દેખાય છે. આ પરથી સામાન્ય જનસમાજની માન્યતામા થયેલા સ્પષ્ટ પરીવર્તનના દર્શન થાય છે આપણે એકાદશીના એ પુરાણા મહાત્મ્યને આજે ધર્મભાવનાથી વધાવી લેતા નથી, પરંતુ એ જુની માન્યતાનો ખુલ્લે ખુલ્લો અનાદર કરીએ છીએ

પરંતુ આપણે અમુક જ સમયને વળગી ન રહેતા જુના જમાનામા જુદા જુદા પ્રસંગની જે શ્રધ્ધા અને માન્યતા હતી તેનો વીચાર કરીએ, અને જેને આખરી સત્ય તરીકે મનાવવામા આવતુ હતુ તેને આપણે નવા જુગના તરીકે કેમ માનવા લાગ્યા છીએ તેમ જોઇએ તો તેના અનેક ઉદાહરણ મળે તેમ છે

સો વરસ પહેલા સતી થવાનો રીવાજ હતો તે વખતે જે સ્રીનો પતી મરી જાય તેને તેની નાતીના માણસો જીવતી સળગાવી દેતામા પુણ્ય માનતા હતા એટલુ જ નહી પણ સ્ત્રી જીવનની ધન્યતા તેમા મનાતી હતી, પરંતુ આજે કોઇ પણ સ્રીને સતી થવાના કામમા મદદ કરવી એ કાયદાની નજરે ગુન્હો ગણાય છે, કોઇ સ્રીને જીવતી બાળી નાખવાનો વીચાર જ આપણા રોમે રોમને ખડા કરી દે છે આ બાબતમા આપણે આપણા બાપદાદાઓના જ્ઞાનમા મુકેલા વીશ્વાસનો ઇનકાર કર્યો છે, અને તેમના જ્ઞાનનો પણ ખુલ્લી રીતે અસ્વીકાર કર્યો છે, અરે, આપણે એ રીતને જ આજે વાતકી અને જંગલી માનીને ધીક્કારીએ છીએ

રોગ, લેગ, શીતળા એ બધાને રોગ તરીકે ગણવાને બદલે અમુક દેવ દેવીઓના કુદ્ધના પરીણામ તરીકે માની, તે તે દેવોની શાંતી અર્થે યજ્ઞ, બલીદાન વગેરેની વીધીઓ કરવામા જ જુના જમાનાના મનુષ્યો સંતોષ માનતા હતા, ભુત, પ્રેત, બ્રહ્મરાક્ષસ, વગેરે માણસોના શરીરમા દાખલ થઇ તેને રોગી બનાવી મુકે છે, તેનામા રોગ મુકે છે, કોઇકના દીકરા મારી નાખે છે એમ માનીને તેવા રોગી મનુષ્યને ઔષધ ઉપચારની કશી જ મદદ આપવામા આવતી નહી, અરે, તેમ કરવાથી પેલો દેવ કે રાક્ષસ ગુસ્સે થઇને આપણને વીશેષ દુખી કરશે એવો ભય પણ બતાવવામા આવતો હતો, પવીત્ર સ્ત્રી પુરુષોના શાપની કલ્પનાઓથી તો આપણા તમામ પુરાણો ઉભરાઇ જાય છે, એના શાપની કથા ઓમા કોઇક વખત તો એકાદ રૂપી પરસ્ત્રી સાથે વ્યભીચાર કરવા જાય અને તે સ્ત્રી એની દુષ્ટ વાસનાની સામે વીરોધ બતાવે તેને પણ પેલો ઋષી ઘોડી, ચકલી કે ડાગડી બની જવાનો શાપ આપે એવી કે એને મળતી અનેક કથાઓ છે તેમ જ વરદાન આપવાથી ધન મળ્યાની, પાપ મુક્ત થવાની, ગયેલા અવયવ પાછા સાપડવાની અને મરી ગયેલા મનુષ્યો જીવતા થવાની પણ એવી જ કલ્પનાની કથાઓ તેમા જોઇએ તેટલી મળે તેમ છે તે યુગના એ ચમત્કારોની કથા તેમા સહેજ પણ સંશય લાવ્યા વીના મધ્યકાળનો માનવી શ્રધ્ધાભાવે સાચી જ માની લેતો, પરંતુ આજે માત્ર પોતાની અક્કલને ગીરો મુકીને જીવનારાઓ જ એવી વાતોને ખરી માને છે

એ જ રીતે લોખંડ, તાબુ, ક્લાઇ કે શીશુ લઇ તેને સોનામા ફેરવી નાખવાની વાતો પણ બાપદાદાઓના જમાનામા ખુબ જ માનવામા આવતી હતી, પરંતુ આજે હવે આપણે બાપદાદાઓની એ બુધ્ધીની મશ્કરી કરતા પણ અચકતા નથી અને

ઠગ લોકોની પોતાના ગજવા ભરવાની એ માત્ર ચાલાક યુક્તી છે એમ માની તેવા ઓની મોહક વાણીની ભુરકીથી ભરમાઇ જવાની ના પાડીએ છીએ વીજ્ઞાનશાસ્ત્રીઓ આ દીશામા પ્રયોગો કરી રહ્યા છે એમ સમજાય છે, પરંતુ વીજ્ઞાનના પ્રયોગમા કલ્પનાને કશા મને ઓછુ સ્થાન હોય છે, જ્યારે જુના જમાનાના ચમત્કારોની વાતો મા તો સત્યનો એક અંશ માત્ર ન હતો એમ આજનો માણસ શ્રધ્ધાપુર્વક માને છે

આવી જ શ્રધ્ધા એક વખતે જ્યોતીષ માટે પણ જનતામા વીશાળ પાયા ઉપર પ્રચારમા હતી અમુક ગ્રહોની ગતી ભીન્ન કે અથડાઅથડી ઉપર માણસના, દેશના કે માનવ સમુદાયના ભાવીની રચનાનો આધાર રહે છે, અને તે ઉપરથી તેમના ભાવીનો નીર્ણય જ્યોતીષ આપી શકે છે આવા જ્યોતીષમા માત્ર સામાન્ય જનતા જ શ્રધ્ધા ધરાવતી હતી એમ પણ ન હોતુ, બુધ્ધીમાનો અને રાજા મહારાજાઓ પણ તેમા એવી શ્રધ્ધા રાખતા કે રાજના જ્યોતીષીઓને ભારે ખર્ચે નીભાવતા, અને એવા જ્યોતીષ અને શકુન અપશુકનની આગાહી ઉપર આધાર રાખીને અગત્યની લડાઇઓ લડી જતા આજે જ્યોતીષના ભોપાળાને આપણે એટલા સમજી ગયા છીએ કે ભાગ્યે જ કોઇ તેની ઉપર શ્રધ્ધા રાખે છે અલબત્ત કેટલા અંધશ્રધ્ધાળુઓ એ જુના ગપને હજુ શ્રધ્ધાપુર્વક માનીને દુખી થાય છે, છતા તેમની સંખ્યા પ્રમાણમા ઘણી જ નાની છે હજુ જ્યોતીષીઓ અને ભવીષ્યવેત્તાઓ અસ્તીત્વ ધરાવે છે, પરંતુ તેમને જાહેર રસ્તા ઉપર રહેવુ પડે છે કે સ્થાઓમા ઉભડી પેસો પૈસો કે ચપટી ચપટી ચોખા–દાળની ભીખ માગવી પડે છે માનવ સમુદાયનો મોટો ભાગ અને ગ્રહોને માનવ જાતીના ભાવીના સંદેશવાહકો તરીકે સ્વીકારવાની ના પાડે છે બાપદાદાઓના જ્ઞાનનો આ દીશામા પણ આપણે સ્પષ્ટ ઇનકાર કરી રહ્યા છીએ, એટલુ જ નહી પણ એમની એ શ્રધ્ધાપુર્વકની માન્યતાને આજે ચર્ચા કરીને તેની પાછળ સમય બગાડવા જેટલી એ તેને મહત્વની ગણવાની ના પાડવામા આવે છે

આમ છતા પણ અજ્ઞાનને વીર ખોટી કલ્પનાના તુત ઉપર નભનારી ભુતકાળની વાતોમાથી જ્ઞાન મેળવવાની શું આપણે ધાનત રાખીશુ ? આપણે જો ભુતકાળને જોતા હોઇએ તો તે જમાનાના મનુષ્યો એ કેવી કેવી ભ્રમણાઓમા જીવન વીતાવ્યુ તે જોવા પુરતુ જ પરંતુ હવે તો વધારે સારા કામને સારુ એટલો કીમતી સમય ફાજલ રાખીને, તેને માટે વખત બગાડતા બચી જવાની જરૂર છે એ ભુતકાળમા જો ખરા ખર ઉંડીઉ કરીએ તો તે યુગમા જેને 'ડહાપણ' માનવામા આવતુ, તેને આજનો સામાન્ય બુધ્ધીહીન પણ 'ડહાપણ' તરીકે સ્વીકારવા તૈયાર થાય તેમ નથી

નાગના માથા ઉપર પૃથ્વી ટકે છે, ધરતીકંપનો આધાર નાગના ડોલવા ઉપર રહે છે ગ્રહણમા સુર્ય અથવા ચંદ્રને રાહુ ગળી જાય છે દેવો સ્વર્ગમા રહે છે, આકાશને ટકાવી રાખવા માટે ચાર સ્થંભો છે, દુધ, દહી મધ વગેરેના મહાસાગર ભરેલા છે એ બધા ભુતકાળીન 'બાપદાદાઓના જ્ઞાન' ઉપર આજનો નાનો છોકરો પણ વીશ્વાસ મુકતો નથી, પણ તે માન્યતાને છેક જ અક્કલ વીનાની ગણીને હસી કાઢે છે કેમકે વીજ્ઞાનની શોધ અને કેળવણીના વીકાસ સાથે એ જાતના વહેમના પોલ ખુલ્લા થઇ ગયા છે

હતા. તેમના યુગના માણસોએ ધાર્યું હોત તો પણ તેમાંથી તેઓ મુક્ત રહી શકે તેમ નહોતું-પણ આપણે તેમ કરી શકીએ તેમ છીએ.

[૨]

ભુતકાળની સમાજ વ્યવસ્થાની તો આપણે વર્તમાન યુગની સાથે સરખામણી પણ કરી શકીએ નહીં એટલું પરીવર્તન બન્ને યુગની સામાજીક પરીસ્થીતીની અંદર થઇ ગયું છે. થોડાંક જ વરસો પહેલાં સમાજનાં જે કાર્યોને પવીત્ર તરીકે માનીને પસંદ કરવામાં આવતાં હતાં; તેનો આજે છડે ચોક ઇનકાર કરવામાં આવે છે દાખલા તરીકે: વીલાયત જઇ આવેલાઓનો પચીસ જ વર્ષ પહેલાં નાતી બહીષ્કાર થતો, તેને માટે મોટા મોટા ઝઘડા થતા અને હજારો રૂપીઆ ન્નાતીના ઝઘડાઓ પાછળ, ભોજન વ્યવહારમાં અને પ્રાયશ્ચીતોમાં વેડરી મારવામા આવતા, શંકરાચાર્યોને અને આચાર્યોને વચ્ચે નાખવામાં આવતા, પરંતુ આજે વીલાયતથી પાછા વળેલાઓને ન્નાતીઓ માનપત્રો આપે છે, સમાજ તેમનો સત્કાર કરે છે અને અમારી ન્નાતીમાંથી અમુક અમુક ભાઇ વીલાયત જઇને ખાસ વીષયોનો અભ્યાસ કરી આવ્યા છે, એમ કહીને પોતાને ગૈરવ-શાળી મનાવે છે. આ દીશામાં આપણે ખુલ્લી રીતે બાપદાદાઓના ડહાપણનો અસ્વીકાર જ કર્યો છે.

લગ્ન, મરણ, સીમંત વગેરે ક્રીયાઓ પાછળ થતાં ન્નાતીભોજનનો આજે પ્રત્યેક નવયુવાન તીરસ્કાર કરે છે, યુવક પરીષદોમાં અને ન્નાતી પરીષદોમાં તેની ઉપર અંકુશ મુકવાના ઠરાવો પસાર થાય છે, અને મા અથવા બાપના મુત્યુ પછી ન્નાતીભોજન નહીં આપનારાઓનાં વખાણ થાય છે. હા, હજુ અજ્ઞાન અને અંધશ્રધ્ધાળુ વર્ગ એવાં ભોજન સમારંભો પાછળ હજારો રૂપીઆની હોળી કરે છે, છતાં સામાન્ય જનસમાજની દ્રષ્ટીએ તેમ કરનારાઓને જુના જમાનાની માફક મોટાઇ કે પ્રતીષ્ઠા મળતાં નથી. અહીં પણ બાપદાદાઓની બુધ્ધીમાં છડેચોક અવીશ્વાસની લાગણી સ્પષ્ટ જણાઇ આવે છે.

એમ કહો કે ભુતકાળનું વાતાવરણ જ વર્તમાનમાં છેક જ બદલાઇ ગયું છે. ગયા અને ચાલુ જમાનાના મનુષ્યો એક બીજાથી બીલકુલ જુદા જ વાતાવરણમાં જીવે છે. એ વાતાવરણ ઉપર જે જે ઘટનાઓની છાપ પડેલી છે તે પણ સરખામણી કરી શકાય નહીં તેવી છે.

આજનો મનુષ્ય સ્વતંત્ર રીતે જીવવા માગે છે, ગઇકાલનો મનુષ્ય પરાધીન દશામાં સંતોષ માનતો હતો. ગુલામો, દાસ દાસીઓ પોતાના શેઠને માલીક, પ્રભુ માનતા હતા, આજે મુડીવાદની આંટીઘુંટી રચનામાં મનુષ્યને અમુક કલાકો સુધી ચોક્કસ માણસની ગુલામી કરવી પડે છે, છતાં તે બાકીના કલાકોમાં સ્વતંત્ર છે, અને બન્ને પ્રકારની ગુલામીમાં પણ બહુ જ ભેદ છે. ચાર વર્ણોના સજ્જડ વાડાઓ આજે છીન્ન વીચ્છીન્ન થઇ ગયા છે, જેમને અસ્પૃશ્ય માનીને અડવાની યે ગયા યુગમાં ના પાડવામાં આવતી હતી,- તેઓ આજે એક જ ટેબલ આગળ બેસીને રાજા મહારાજાઓ, શ્રીમંતો, જાગીરદારો અને આચાર્યોની સાથે પોતાના અધીકાર માટે ચર્ચા ચલાવી શકે છે. એમ કરવામાં તો આજના મનુષ્યે બાપદાદાઓની બુધ્ધીનો તીરસ્કાર જ કર્યો છે. ભુતકાલીન સમાજ-વ્યવસ્થામાં એક જ સ્થાનના બે

માણસોમાં કુટુંબ અથવા ગામના ભેદને લીધે કુલીન અકુલીનનો એટલો ભેદ ગણાતો કે, અકુલીન કહેવાતો માણસ ખરેખર જ પોતાની જાતને પેલા કહેવાતા કુલીન કરતાં દરેક રીતે નીચો જ માની લેતો! આજે ય રૂઢીવાદની ગુલામીને લીધે કેટલાક વર્ગોમાં હજુ આવા ભેદ જોવામાં આવે છે, છતાં પણ પેલો કહેવાતો અકુલીન ભુતકાળની માફક પોતાની જાતને માની લીધેલા કુલીન કરતાં કોઇ પણ રીતે ઉતરતો કે અધમ માનવાની છડેચોક ના પાડવાની હીંમત બતાવે છે અને તેમ કરવામાં તે પોતાના બાપદાદાની બુદ્ધીનો જરા પણ સ્વીકાર કરતો જણાતો નથી.

ભુતકાળમાં રાજ્યકુટુંબ અને બ્રાહ્મણ વર્ગ સીવાય પ્રજાના અન્ય વર્ગોનું સામાન્ય રીતે સમાજમાં કશું સ્થાન જ નહોતું, ન્યાયદાનમાં સ્મૃતીકારોએ દોરેલી રૂપરેખા પ્રમાણે કામ થતું, અને તેમાં એક જ જાતના ગુન્હા માટે બ્રાહ્મણ અને શુદ્રને માટે જુદી જુદી શીક્ષાઓની ભલામણ કરવામા આવતી હતી. જેઓ ખેતીવાડી ઉપર જીવતા તેમને માટે આગળ વધવાનાં કશા જ આકર્ષણ નહતાં. રાજાની ઇચ્છા થાય ત્યારે તે ગમે તે કામ કરતો, તેની સામે ટીકા કરવાની પણ કોઇની હીંમત ચાલી શકતી નહીં, આમવર્ગના મનમાં પોતાના અધીકાર માટેની જરા જેટલી પણ ભાવનાનો ઉદય થયો ન હોતો. બ્રાહ્મણો સીવાય બીજા કોઇને જ્ઞાનનાં નક્કી થયેલાં અમુક પુસ્તકો વાંચવાનો પણ અધીકાર નહોતો. આજે માનવ સમાજનું આખું યે દષ્ટીબીંદુ તેથી ઉલટું થઇ ગયું છે; એટલે બાપદાદાઓની બુદ્ધીનો ત્યાં પણ તેટલો જ ઇનકાર થતો દેખાય છે. એટલું જ નહીં પણ કેટલીક બાબતોમા તો ભુતકાળના માનવસમાજની અંધશ્રદ્ધાભરી માન્યતાઓ માટે વર્તમાનકાળના બુદ્ધીમાનોને શરમ પણ આવે છે.

ભુતકાળનાં માણસોની સુખ સગવડનો વીચાર કરીએ તો આજની દ્રષ્ટીથી જોતાં કંપારી જ છુટે. આજે પણ પગરસ્તે ચાલતાં, નદીઓ ઓળંગતાં ચોમાસાનાં પુરમાં માટીના વાસણની મદદથી સામે પાર જતાં અથવા તો પુર ઉતરી જાય ત્યાં સુધી રાહ જોઇને બેસી રહેતાં માણસો તો મળે છે જ. છતાં તેમને હવે એ દશા માટે કંટાળો આવે છે. આ નદી ઉપર પુલ થાય તો? આ રસ્તે રેલ્વે લાઇન નાખવામાં આવે તો? એવા એવા અસંતોષના ઉદ્ગારો તેમને મોઢેથી નીકળતા વારંવાર સંભળાય છે.

ભુતકાળમાં સામાન્ય જનસમુહની અજ્ઞાનતાનો લાભ લઇ થોડાક માણસો આપખુદ વ્યવહાર ચાલુ રાખી શકતા. ન્યાતોમાં ગામમાં, રાજ્યમાં જનતાને લોખંડી એડી નીચે દાબી રાખવાના જ સતત પ્રયાસ થતા, એકાદ રાજાની પોતાની સ્ત્રી માટે, પ્રતીષ્ઠાના લોભ માટે અથવા અંગત દુશ્મનાવટની શાંતી માટે લડાઇ કરવાની ઇચ્છા થઇ કે અનેક માણસોને પોતપોતાના સરદારો નીચે એ લડાઇના ભોગ બનવા જવું જ પડતું. આજે પણ એ નીતી ચાલુ છે, છતાં જનતાને પોતાના પક્ષમાં ખેંચાયલી રાખવા માટે દેશભક્તીને નામે, ન્યાય અને નીતીને નામે અનેક સુત્રો તૈયાર કરી સત્તાવાદીઓને તેનો પ્રચાર કરાવવો પડે છે. આમ છતાં પણ કેટલાય દોઢડાહ્યા માણસો આપણી સમક્ષ બાપદાદાઓના જ્ઞાન ભંડારને ખુલ્લો મુકવાની હજી ય શેખી કરે છે.

જુના જમાનામાં માની લીધેલા સ્વસંતોષના ઘેનથી માનવ સમાજ સ્થીતાર્થવાદી બનીને ઘોરણમાં પડયો રહેતો, નવા જમાના

એ તેનામા અનેક પ્રકારની મહત્ત્વાકાંક્ષા જ ગાડી છે. એનામા જુદી જુદી જાતની ચેતનની ચીનગારીઓ વેરી દીધી છે ભુતકાળમા જે જ કામ મનુષ્ય પોતાને હાથે અથવા પશુઓની મદદથી કરતો, આજે વીજ્ઞાનની મદદથી માણસ અનેક પ્રકારનું કામ કુદરતી તત્ત્વોની ઉપરના પોતાના કાબુથી યંત્રો પાસે કરાવે છે એથી ગઇકાલની ગરશીયા ગાડાની ગતીને સ્થાને આજે કલાકના ૪૦, ૫૦ માઇલની મોટરની કે રેલ્વે ટ્રેઇનની ગતી દાખલ થઇ છે વીમાનોની તો ૧૦૦, ૧૫૦ કે ૨૦૦, ૨૫૦ માઇલની ગતી છે સદેશા વ્યવહારના સાધનોમા તો ઉથલ-પાથલ જ થઇ ગઇ છે જુના જમાનાના માનવ એપીઆઓનુ કામ આજે યંત્રોની મદદથી લઇ જવાતી ટપાલ મારફત, ઉતાવળનુ કામ તાર દ્વારા કે વાયરલેસથી થાય છે ટુકામા કહીએ તો ભુતકાળ અને વર્તમાન વચ્ચે સરખામણી જ કરી શકાય તેમ નથી મનુષ્યનુ માનસ જ પલટાઇ ગયુ છે બીજા માણસની પરાધીનતા આજના માણસને ખુચે છે, જુના રકેમોને માનતા તેનુ કળવાયનુ મગજ અને તેની ખીલેની બુધ્ધી ના પાડે છે

## [૩]

તેમ છતા મધ્યકાલીન ભાવનાઓ હજુ આપણને જોકની માફક વળગી રહી છે હજુ આજનુ વાતાવરણ ગઇ કાલના વહેમોથી છેક જ સાફ થઇ ગયુ નથી, કેમકે હજુ નવાયુગને અનુકુળ થવા જેવુ જીવન આપણે રચી શક્યા નથી હજુ સમાજના, આચાર્યના, ગુરૂકમના પોલ પોતાના સ્વાર્થ ખાતર બાપદાદાની બુધ્ધીમા શ્રધ્ધા રખાવવા માટેની પ્રચંડ યુક્તીઓ રચ્યા કરે છે, મુડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓ માનવ સમાજને કચરી નાખી પોતાનો લાભ ચાલુ રાખવા બુધ્ધીપુર્વક જાળો બીછાવે છે એમા ગજ્જરીય પરાધીનતા મહત્ત્વનો ભાગ ભજવે છે સામ્રાજ્યવાદનો આધાર હમેશા પ્રાચીનવાદને ટકાવી રાખવા ઉપર રહેલો હોય છે, રાજાઓને, જાગીરદારોને, આચાર્યોને, ધાર્મીક મતમતાંતરોને અને વહેમી રૂઢીવાદને તેથી તેઓ ટેકો આપીને હમેશા ઉત્તેજીત રાખ્યા કરે છે, તેમા પોતાનો સ્વાર્થ સધાતો જોઇ પરાધીન પ્રજામાંના સ્થાપીત સ્વાર્થવાદીઓ તેમના હથીયાર બને છે તેમ છતા નવાયુગના બળો પોતાની અસર બતાવ્યા વીના રહેતા નથી પરીણામે નવા જુનાના સતત ઘર્ષણ જામ્યા રહે છે મંથન કાળમા અસંતોષના ઉછાળા વારંવાર ઉભરાયા કરે છે, તેથી કટ્ટરપંથીઓને એ સ્થિતી મુંઝવે છે જેમને ઉજળા ભાવીમા એ શ્રધ્ધા હોય તેવા સ્થિતીચુસ્તવાદીઓ નવી ભાવનાઓને તેથી નીંદે છે અને વીકાસના માર્ગમા આડખીલીઓ ઉભી કરે છે આમ હજુ ભુતકાળની ભાવનાઓ આપણામા ઘણા મોટા પ્રમાણમા હોવા છતા બાપદાદાઓની બુધ્ધીમા અશ્રધ્ધા તો ઉત્પન્ન થઇ ચુકી. છતા પ્રાચીનતાના જુના જાળાને જડમુળથી સાફ કરવા માટે ખખેરી નાખવાની ખુબ જ જરૂર છે, એટલા માટે ભુતકાળને કારણે વર્તમાનને તોળવાની ભુલભરી મનોદશામાથી આપણે માટે હમેશને સારૂ ઉગરી જવા શીવાય છુટકો નથી જ



# સ્વતંત્રતાની સાચી ચાવી:

:લેખક:
વ્યવહાર

# આર્થીક સ્વતંત્રતા

કેવળ લાગણીવશ દેશભક્તો મુત્સદીવર્ગની યુક્તીઓમાં હમેશાં ફસી જાય છે. આયરીશ દેશભક્તો એ જ રીતે બ્રીટીશ મુત્સદ્દીએના ફંદામાં એક દશકા પહેલાં ફસી ગયા હતા. તેમણે માત્ર રાજદ્વારી સ્વરાજ ઉપર ધ્યાન આપ્યું પણ નાણાંની થેલી ઉપરનો કાબુ ઇંગ્લંડની બેન્કના હાથમાં રહેવા દીધો. પરીણામે સ્વતંત્રતા મળવા છતાં તેમનો દેશ નીધનતામાં આગળ વધ્યો. હીંદી દેશભક્તોએ તેથી તેમની પાસેથી યોગ્ય પદાર્થપાઠ શીખવાની જરૂર છે. તે એ કે હીંદ સ્વરાજની કોઇ પણ યોજનામાં હીંદી તીજોરી ઉપરનો કાબુ અને હીંદીઓના હીત માટે તેમાંથી ખર્ચ કરવાની અને કર નાખવાની સત્તા પહેલેથી જ હીંદીઓને મળે તેવી વ્યવસ્થા હોવી જોઇએ. એ સત્તા વીનાનું કોઇ પણ સ્વરાજ તે સ્વરાજ નહીં પણ પોકળ ભ્રમ જ હશે.

રાજકારણી સ્વતંત્રતા એ સારામાં સારી વસ્તુ છે, પરંતુ જે સ્વતંત્રતામાં રાષ્ટ્રની જનતાનો કાબુ મહેસુલ વસુલ કરવા, કર નાખવા અને ખર્ચ કરવાની બાબતમાં ન હોય તેવી પોલી રાજકારણી સ્વતંત્રતા બકરીના ગળાના આંચળ જેવી જ નીવડે છે, તે આંચળ ગરીબના પોષણ માટે જેમ દુધ આપી શકતા નથી તેમ, પેલી પોલી રાજકારણી સ્વતંત્રતા દેશની નાણાંની થેલી ઉપરના કાબુ વીનાની અને ખર્ચ કરવાની સ્વતંત્રતા વીનાની હોય તો, તેથી રાષ્ટ્રનો સાચો વીકાસ થઇ શકતો નથી, એટલું તો નહીં પણ તે વીકાસના માર્ગમાં એટલી અડચણો ઉભી કરનાર થઇ પડે છે કે, એકલી રાજકારણી સ્વતંત્રતા જ બોજા રૂપ થઇ પડે છે.

એ માટે સાતસો વર્ષના લડફડાટ પછી છેક એક દશકા પહેલાં જ બ્રીટનની પાસેથી સ્વતંત્રતા મેળવનારા આયર્લેન્ડનું ઉદાહરણ જાણવા જેવું છે.

આયર્લેન્ડની સ્વતંત્રતાનો ઇતીહાસ જેટલો કરૂણ છે તેટલો જ સામ્રાજ્યવાદીઓના પંજામાંથી છટકવું કેટલું મુશ્કેલ છે તે બરાબર બતાવનારો છે. તે આખો ઇતીહાસ આપવાનો અહીં ઉદ્દેશ નથી* સાતસો વર્ષની પરાધીનતાની જંજીરો તોડવા આયર્લેન્ડના નેતાઓએ પરાધીનતાથી આયરીશ પ્રજાને સામાજીક દરજ્જામાં કેટલી હીણપત વેઠવી પડે છે તે વારંવાર બતાવીને પ્રજાને સ્વાધીનતા તરફ જાગતી રાખી, પરંતુ પરાધીન આયર્લેન્ડને આર્થીક દ્રષ્ટીએ કેટલું ચુસી લેવામાં આવે છે, અને એ

---

* આયર્લેન્ડની સ્વતંત્રતાની લડતનો ઇતીહાસ જાણવા માટે જુઓ 'નવયુગ'નો ઓકટોબર ૧૯૩૦ નો અંક. તંત્રી

આર્થીક લુંટ અટકાવવા માટે શું કરવું એઇએ તે બતાવવાનું એમને સુઝયું નહીં. પરીણામે આયર્લેન્ડે જે સ્વતંત્રતા મેળવી તેથી તેમને ખરેખર લાભ થયો નહીં. કેમકે રાજકારણી અન્યાયોના મુળમા આર્થીક લુંટ એ પાયાનો મુદ્દો છે તે મુદ્દો જનતાને આગેવાનોએ અગત્યર સમજાવ્યો જ નહીં, એટલે તે દીશાની પરાધીનતા તો સ્વતંત્ર આયરીશ સંસ્થાનોને કપાળે કાયમની જ ચોંટી બેઠી

આયર્લેન્ડવાસીઓ માટે ઉભી કરવામ આવેલી ધાર્મીક તેમજ સામાજીક નાલાયકાતો સામેના પ્રચંડ વીરોધને લઇને છેલ્લા એકસો વર્ષ દરમીયાન બ્રીટીશ મુત્સદ્દીઓએ તે દીશામાં ધીરે ધીરે ઘણા સુધારા દાખલ કર્યા, પરંતુ જનતાને કચડી નાખનાર કરનો ભાર અને આર્થીક ચુસણનીતીની સામે કંઇ જ પોકાર થયેલા નહી તેથી કરની તો જુની જ નીતી ત્યા ચાલુ રહી, તેમા ૧૮૪૭–૪૮ મા ભયંકર દુકાળ પડયો. આથી આયર્લેન્ડના વતનીઓએ સ્વેચ્છાએ દેશવટો વેઠી લેવાની નીતીનો સ્વીકાર કરીને માતૃભુમીનો ત્યાગ કરવા માંડયો. તેમને માટે બીજો એક પણ માર્ગ તે વખતે ખુલ્લો જ નહોતો આયર્લેન્ડ યુરોપના રસાળ દેશોમા પણ વધારે રસકસવાળો દેશ છે, તેમ છતા દેશનેતાઓ પરાધીનતાના મુળ કારણ રૂપ આર્થીક પ્રશ્નની ભયંકર ગંભીરતા ન સમજી શકયા તેથી મુંઝાયલી પ્રજા એટલી મોટી સખ્યામા સ્વદેશનો ત્યાગ કરી ગઇ કે, ૧૮૪૭માં જે દેશમા ૮૦થી ૯૦ લાખ માણસ વસતા હતા ત્યાં અત્યારે માત્ર ૪૫ લાખ જેટલી વસતી બાકી રહી છે. જે રાજનીતીને લીધે આટલી મોટી સંખ્યામા એક દેશની વસતીને દેશત્યાગ કરવો પડે, તે રાજનીતીને માટે તો એ ભારે કલંક જ ગણાય, પરંતુ મુડીવાદી સામ્રાજ્યવાદી રાજનીતી કદી એવા કલંકથી ડરતી કે તેની પરવા કરતી નથી એટલે ખરેખરી જવાબદારી તો તે દેશના નેતાઓની છે. જો આયર્લેન્ડના નેતાઓ કેવળ ઉપરછલ્લા રાજકારણની ચર્ચામા પડી રહ્યા નહોત, પણ પોતાના રાષ્ટ્રનો નાશ કરનારી મુડીવાદી સામ્રાજ્યવાદીઓની સ્વાર્થી અર્થનીતીને સમજીને તેની તરફ જનતાનુ લક્ષ્ય દોરવી શકયા હોત તો, આયર્લેન્ડના જે ૪૫ લાખ સંતાનો આયરીશ સાગરનો કીનારો છોડી જવા તૈયાર થયા તેઓ તેમ કરવાને બદલે પોતાના દેશની આર્થીક સ્વતત્રતા મેળવવા માટે જ કમર કસીને તૈયાર થયા હોત.

બ્રીટનની સરકાર તો "ભાગલા પાડીને છત મેળવવાની" નીતીને ધોરણે ચાલતી હતી, એટલે નમળાઓના લુંટાતા હકોના સંરક્ષણ માટે લડવામા આવેલા યુદ્ધ પછી પણ, આયર્લેન્ડને સ્વરાજ આપવાને બદલે ઓછામા ઓછુ આપવુ પડે તેવા ખરડા પાર્લામેન્ટમા દાખલ થયા, પરંતુ છેવટે જ્યારે સીનફેનની ચળવળે મક્કમ સ્વરૂપ પકડ્યુ અને આંતરરાષ્ટ્રીય તેમજ સંસ્થાનો તરફનુ દબાણ બ્રીટન ઉપર ખુબ જ વધી પડ્યુ ત્યારે ૧૯૨૦ નો કાયદો બ્રીટીશ પાર્લામેન્ટમા પસાર કરવામા આવ્યો. તેમ છતા સત્તાવાર ઇતીહાસ લેખકના નમ્રો પ્રમાણે: "વેસ્ટમીન્સ્ટરમા ચાલેલા કામકાજની આસપાસ કૃત્રીમતાનુ વાતાવરણ હતુ, કેમ કે તેનાથી એક પણ જવાબદારી પક્ષની ભાવનાઓને સંતોષી શકાઇ નહોતી."

બળવો, અંદર અંદરનો કલહ અને ભારે ચળવળ પછી આમ દક્ષીણ આયર્લેન્ડના ૭ પ્રાંતોને કહેવાતુ સાસ્થાનીક સ્વરાજ મળ્યુ, પણ રાજકારણી સ્વતંત્રતા તરફ એક

આંખ ઉઘાડી રાખી, આર્થીક બાબતો તરફની આંખ જ બંધ રાખનારા આયર્લેન્ડના નેતાઓને માટે એ વાજબી ઇનામ જ હતું. કેમકે એમની અજ્ઞાનતાને લીધે ૪૦ લાખ માણસોને માથે બેવડી સત્તાનો ભાર લદાયો હતો, એક તો ભારે ખર્ચાળ રાજકારણી સત્તાનો અને બીજો જુના સમયની આર્થીક વ્યવસ્થાવાળી સત્તાનો. એ દશા આયર્લેન્ડને ખુબ જ ભારે પડી ગઇ છે.

એ દશામાં આયર્લેન્ડ ઉપર આજે માત્ર ધનીકોની જ સત્તા [Plutocracy] ચાલી રહી છે. એથી એ સ્થીતી ઉભી થઇ છે કે બેન્કોના મેનેજરોના શાંત ઓરડાઓમાં જે રાજનીતી નક્કી કરવામાં આવે છે, તેનો અમલ આયર્લેન્ડના મુત્સદ્દીઓ પોતાની પ્રજા ઉપર કરી રહ્યા છે!

આજે આયર્લેન્ડ ઉપરના નાણાવાળાઓનો જે કાબુ છે તે સમસ્ત વીશ્વના સર્વદેશી સ્વાધીન આપખુદમાં આપખુદ ઇજારા પણ વટાવી જાય છે. કેમકે વર્તમાન સમયમાં તો રાષ્ટ્રની નાણાંની થેલી ઉપર જેનો કાબુ હોય તેનો જ સાચો કાબુ આખા રાષ્ટ્ર ઉપર જામી શકે છે.

આ અગત્યનું મુળતત્ત્વ જ આયર્લેન્ડના નેતાઓ નવા સંસ્થાનની સ્થાપના વખતે વીસરી ગયા, કેમકે તેઓ રાજકારણી સ્વતંત્રતા મેળવવા ખુબ આતુર અને ઉત્સાહી હતા, પરંતુ તેમની એ આતુરતા અને ઉત્સાહના નીચે ખરેખરી અગત્યની વાત જ એટલી દટાઇ ગઇ હતી કે તેમને ભાવી પરીણામની ખબર જ પડી નહીં—તેમણે એ અગત્યના તત્ત્વનો કદી વીચાર સુદ્ધા યે કર્યો જ નહીં, પરીણામ એ આવ્યું છે કે સ્વતંત્ર સંસ્થાનોના સ્થાપન કાળથી આજ સુધીમાં એનાં જે વીઘાતક ફળ આવ્યાં તે દરીદ્ર આયર્લેન્ડને ભોગવવાં પડયાં છે

આમ સ્વરાજની માગણી વખતે દેશના નાણાં પ્રકરણને ભુલીને માત્ર રાજકારણી સ્વરાજથી આયર્લેન્ડના નેતાઓ સંતોષ પામ્યા, અને વર્તમાન યુગના રાષ્ટ્રના પ્રાણસમા આર્થીક પ્રશ્નોનો વીચાર કર્યો નહીં એટલે તેનો કાબુ ઇગ્લંડની બેન્કના જ હાથમાં રહ્યો. આયર્લેન્ડના ઉત્તર દક્ષીણ એમ બે ભાગલા પડી ગયા ન હતા ત્યારે પણ ત્યાંની નાણાંની ધીરધારની વ્યવસ્થા (banking system) ઇગ્લંડની સાથે જ સંકળાયલી હતી, અને તેની મધ્યસ્થ સંસ્થા તરીકે બેન્ક ઓફ ઇંગ્લેન્ડ કામ કરતી હતી. [જો કે એ સંસ્થા સામાન્ય રીતે તો બ્રીટીશ મુડીવાદીઓની માલીકીની ખાનગી સંસ્થા જ છે.] પરંતુ જ્યારે અલસ્ટર અને દક્ષીણ આયર્લેન્ડ જુદાં પડયાં ત્યારે એ પ્રશ્ન ઉભો થયો હતો કે આયર્લેન્ડે સ્ટેટ બેન્ક ઉભી કરવી કે નહીં, તેને પરીણામે મુડીવાદી સામ્રાજ્યવાદીઓની રીત પ્રમાણે એ પ્રશ્નની તપાસ માટે બેન્કીંગ કમીશનની નીમણુંક કરવામાં આવી હતી. પરંતુ એ કમીશનમાં માત્ર બેન્કરો અને સનદી નોકરોનું જ ભરણું ભરવામાં આવ્યું હતું, એથી તેનું પરીણામ શું આવશે એ તો અગાઉથી નક્કી જ થઇ ગયું હતું. સ્વતંત્ર આયર્લેન્ડને તેથી આખરે નમતું મુકવું પડયું. સ્થાપીત હક્કવાળા બ્રીટીશ મુડીવાદીઓ ફાવ્યા અને આયર્લેન્ડની રાષ્ટ્રીય શાખ ઉપર ઇંગ્લેન્ડની બેન્કનો જ કાબુ રહ્યો. તેમ કરતાં રાષ્ટ્રમતવાદી લાગણીવાળા રાજદ્વારીઓને સંતોષવા માટે આયર્લેન્ડમાં રાષ્ટ્રીય ચલણના સીક્કા પાડવા દેવાની છુટ મુકવામાં આવી. પરંતુ વર્તમાનકાલીન બેંકીંગ પ્રથામાં રાષ્ટ્રીય સીક્કાના ચલણનું મહત્ત્વ છેક જ નજીવું છે. એનું માપ એટલા જ ઉપરથી કાઢી શકાશે કે લંડનના ક્લીઅરંસ હાઉસની મારફત તાજેતરમાં ૩૯૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ

પસાર થયા ત્યારે તેમા આયર્લેન્ડના રાષ્ટ્રીય ચલણનો માત્ર એક જ ટકા જેટલો ઉપયોગ થયો હતો, અને બાકીના બધા નાણાની ચેકો અને હુંડીઓ મારફત લેવડ દેવડ થઇ હતી. આ ઉપરથી જોઇ શકશે કે, વર્તમાન યુગમા ચલણનું મોટું સાધન ચેકો અને હુંડીઓ જ હોઇ, એક રાષ્ટ્રનો જો દેશના નાણાં પ્રકરણ ઉપર કાબુ ન હોય તો તેના પોતાના સીક્કાનું માત્ર લાગણીને સંતોષવા ઉપરાંત વીશેષ મહત્ત્વ ઓછુ જ છે. આમ સ્વતંત્ર આયર્લેન્ડના સંસ્થાનોને માટે તેમના રાષ્ટ્રીય સીક્કો એ કેવળ લાગણીવાદીઓને રમાડી જવાના રમકડા જેવો જ નીવડ્યો છે!

પરંતુ હીંદુસ્થાનવાસીઓને માટે સ્વતંત્ર આઇરીશ સંસ્થાનો પાસેથી જે પાઠ શીખવા જેવો છે તે એ જ કે, રાષ્ટ્રના નાણાની થેલી ઉપરના કાબુ વીનાની રાજકારણી સ્વતંત્રતા એ માત્ર દરીદ્રતાને નોતરું આપવા જેવું જ છે, વર્તમાન અર્થશાસ્ત્ર અને તેની શક્તીથી અજ્ઞાન રહેનાથી, અને માત્ર રાજકારણી સ્વતંત્રતાની મોહજાળમા મુગ્ધ થવાથી આયર્લેન્ડના નેતાઓએ હાથે કરીને જ પોતાના દેશનો નાશ નોતર્યો છે, તેનો અતીશય કડવો અનુભવ એ દેશની સામાન્ય જનતા આજે ભોગવી રહી છે અને આઠ આઠ વર્ષથી તેમને રાજકારણી સ્વતંત્રતા મળેલી હોવા છતા પોતાને ત્યા થતી જે આર્થીક લુંટને અટકાવવા માટે અનેક વર્ષો સુધી તેમણે લડત ચલાવી, તે લુંટને અટકાવવામા તેઓ જરા પણ ફાવ્યા નથી

રાજકારણી સ્વતંત્રતાને લીધે આયર્લેન્ડના નેતાઓએ જમીનના માલીકી હક્કમા મુળભુત પરીવર્તન કરીને, જમીન ખેડનારનો હક્ક ઠરાવ્યો છે, શાળાઓમા આયર્લેન્ડની માતૃભાષા ગેલીકને ફરજીયાત ઠરાવી છે, જાહેર નોકરીઓ માટે તેને લાયકાતના સાધન તરીકે મંજુર કરી છે, ખરેખરી આયરીશ ઢબ ઉપર ગઋહજીવન યોજવાનો પ્રયાસ આદર્યો છે, બ્રીટનની ખુબ મોંઘી સનદી નોકરીનો બોજો તેમણે દેશને માથેથી ઉથલાવી નાખ્યો છે અને તેને સ્થાને પ્રમાણમાં કઇક ખરચાળ છતા એ રાજ્યની સનદી નોકરી ખડી કરી છે, સરસ રીતે કામ કરતી નવી પોલીસ ફોજ તેમ જ નાનકડું લશ્કર પણ તેમણે પોતાની અંદરથી તૈયાર કર્યું છે, નવા કર અને નવી જકાતો નાખી છે, નવા રસ્તાઓ બાંધ્યા છે, સ્થાનીક કારભારની સંસ્થાઓમાં સારા સુધારા કર્યા છે, પીવાના પાણીના પ્રશ્નનો પણ ઠીક ઠીક ઉકેલ કરવા શરૂ કર્યો છે, અને દરેક ઉમ્મર લાયક માણસને મતાધીકાર આપવામા આવ્યો છે આમ રાષ્ટ્રની સરકારે રાજકારણી બાબતમા સંગીન કામ કરવા માડ્યુ છે, તેમ છતા પણ છેલ્લા એંશી વર્ષમા નહીં જોયેલુ તે રીતે આયર્લેન્ડનું નાણા પ્રકરણ વીપરીત દશાએ પહોંચ્યુ છે, કેમકે જે પરદેશીઓ પોતાની ધન રમતમા આયર્લેન્ડના હીતને માત્ર એક પ્યાદાથી વધુ મહત્ત્વનુ ગણતા નથી તેમના હાથમા આયર્લેન્ડના નાણા પ્રકરણનો અંકુશ રહી ગયો છે.

ઇંગ્લંડની બેન્કે આપેલ મીંચાને બ્રીટીશોનુ હીત જ જેથી સધાય એ ધોરણે કામ લેવા માડ્યું છે, એથી હવે આયર્લેન્ડવાસીઓની આંખ ઉઘડી છે, અને મીડલેન્ડ બેન્કના પ્રમુખ રાઇટ ઓનરેબલ આર મેકેના જેવા તેમ જ જે. એમ. કેન્સ જેવા અર્થશાસ્ત્રીઓએ પણ બેન્ક ઓફ ઇગ્લેંડના સંબંધમા તપાસ કરવાની માગણી માટે પોકાર શરૂ કર્યો છે. તેનું ગમે તેમ થાય, પરંતુ એ નીતીથી આયર્લેન્ડનો કશો જ છુટકારો વળે તેમ નથી. કેમકે આયર્લેન્ડમા જેમનું હીત હોય તેવા એક પણ પક્ષનો

પણ રાજદ્વારી ઇમારતનો સાચો પાયો તે તેનું નાણાં પ્રકરણ છે. એટલે જેમાં હીંદીઓ હીંદનો હીતને લક્ષમાં લઇને દેશનાં નાણાં પ્રકરણનો વહીવટ કરવાની સત્તા ન ધરાવતા હોય તેવું સ્વરાજ તે માત્ર ભ્રમણા અથવા પોકળ દેખાવ જ થઇ પડશે. આ માટે આગળથી ચેતવું તે સારામાં સારો ઉપાય છે. ધારો કે બ્રીટીશ મુત્સદીઓ હીંદીઓની ચળવળના દબાણથી હીંદને સ્વરાજ આપવા તૈયાર થાય, પરંતુ તેમાં જો હીંદીઓને નાણાં પ્રકરણ ઉપરનો કાબુ ન મળે અને તે અંકુશ ઇગ્લંડના હાથમાં રહે તો એમ સમજવું કે હીંદને કંઇ જ મળ્યું નથી. એ કાબુ વીના હીંદ ખરેખરૂં રાષ્ટ્રીય જીવન ખીલવી શકશે નહીં, તેમ જગતના દેશોમાં પોતાનું યોગ્ય સ્થાન પણ પ્રાપ્ત કરી શકશે નહીં. પરંતુ લંડનમાં ચાલી રહેલા ગોળ-મેજના તમાસામાં બ્રીટીશ ખેલાડીઓ એ મુદ્દાની વાતને સાવધાની પુર્વક ઢાંકી રાખીને, હીંદી રમકડાને લઘુમતી અને બહુમતીની લડતમાં રોકીને રમાડી જવાની રમત રમી રહ્યા છે, છતાં નાણાંની થેલી ઉપરના કાબુ વીના હીંદની લઘુમતી અને બહુમતી બન્નેનો અયરીશોની માફક નાશ થવાનો છે તે આ દેશના તમામ વતનીઓએ બરાબર ધ્યાનમા રાખવું જરૂરનું છે.

# અનુભવ

જગતના ઘણા મોટા ભાગમા અનુભવથી મળેલા જ્ઞાનને મહત્ત્વ આપવાની બુદ્ધીહીન વાતો થતી સંભળાય છે.

પરંતુ બીજા માણસનો અનુભવ આપણે સારૂ કોડીનીય કીંમતનો નથી.

અને એ અનુભવની વાતો કરનાર પણ કેવા વાહીયાત હોય છે તે સુદ્ધાં જાણવા જેવું હોય છે.

ગામમાં ઘરડાં મંછા કાકી રહે છે. તેમને પેટે દશ બાળકો જન્મ્યાં, તેમાંથી છ મરી ગયાં; છતાં મંછા કાકી દરરોજ કહે છે કે બાળકો ઉછેરવાના સબંધમાં તેમને સારામા સારો અનુભવ છે.

બીજો એક કપુરચંદ કાપડીઓ છે. તેની કાપડની ત્રણ દુકાનો હતી. એ ત્રણે દુકાનોમાં ખોટ આવવાથી તે બંધ કરવી પડી; છતાં ઘરડા કપુરચંદ કાકા, ગંભીર સુદ્રા કરીને છોકરાઓને કહે છે, વ્યાપારનો મને ઘણો અનુભવ છે.

મનસુખલાલ સટ્ટો કરે છે. પચીસ વખત તેમણે એ ધંધામા ડુબાવ્યું, તેમાં એક વખત અકસ્માતથી તેમને પૈસા મળ્યા, છતાં હમેશા તે સટ્ટાના પોતાના અનુભવની વાતો જ કરતા હોય છે.

આમ અનેક માણસો ખરે રસ્તે જવાને બદલે ઉંધે માર્ગે જ જતાં જાણીતા હોવા છતા, અનુભવની મોટી મહત્તા બતાવનારી વાતો કરે છે.

એવા લોકો પોતાના જીવનમા નીષ્ફળ નીવડયા હોય છે, અને તે પોતાની અણઘડતાને લીધે જ. છતાં તેઓ એ અણઘડતાને અનુભવ તરીકે ઓળખાવે છે.

અનુભવ તો એનો જ કામનો કે જે પોતાના ધંધામાં સફળ થઇને મોખરે આવ્યો હોય; એ વાત અનુભવથી મળતા જ્ઞાન ઉપર આધાર રાખનારાઓએ ભુલાવા જેવી નથી.

# જનતાની ગરિબાઇ: તેનાં

—: લેખક :—
રમણીક મહેતા

હીંદની ગરીબાઇનું એક કારણ એટુ-તેની આર્થીક દુદશા અને બીજું મુખ્ય કારણ તેના અણખીલ્યા ઉદ્યોગો છે. આને માટે પણ બ્રીટીશ રાજ્યનીતીને મુખ્યત્વે જવાબદાર ગણી શકાય. કુદરતી લક્ષ્મી અને રસકસથી ભરેલી ભુમીનો લાભ, બ્રીટીશ સરકારની પક્ષપાતી નીતીને લઇને હીંદને બદલે બ્રીટન ભોગવવા ભાગ્યશાળી થયું. હીંદમાં જ ઉદ્યોગો ખીલવવાને બદલે, હીંદનો કાચો માલ પોતાની માતૃભુમી બ્રીટાનીયામા લઇ જઇ, હીંદનાં બજારોમાં તૈયાર માલ ખડકવાની મુડીવાદી સામ્રાજ્યવાદની સ્વાર્થી નીતીથી હવે કોઇ અજાણ્યું નથી. તેમ જ જ્યારે જ્યારે વીલાયતમાં હીંદનો માલ ખાસ કરીને, કાપડ, આયાત થતો ત્યારે તેની ઉપર પ્રતીબંધીત જકાત-૬૦, ૮૦, ૧૦૦ અને ૨૦૦ ટકા સુધીની-નાંખી તેને બ્રીટનના બજારોમાં આવતો અટકાવ્યો હતો તે વાત પણ કલ્પના કથા નહીં પરંતુ ઐતીહાસીક સત્ય છે, એ પણ સહુ બરાબર સમજે છે.

બ્રીટીશ સામ્રાજ્યવાદની આ નીતીનું વીસ્તૃત વીવેચન કરવું હોય તો તેને ત્રણ વીભાગમાં વહેંચી નાખવી જોઇએઃ પહેલો, ઇસ્ટ ઇંડીયા કંપની હોઇળનો (૧૭૫૭–૧૮૫૭) સમય, બીજો સીધા તાજ હેઠળનો (૧૮૫૭–૧૯૨૦) સમય, અને ત્રીજો ૧૯૧૪–૧૮ ના મહાન વીગ્રહ પછીનો સમય.

ઇસ્ટ ઇંડીયા કંપનીની નીતી ફક્ત વેપારી હતી જેમાં હીંદના ગૃહ ઉદ્યોગોની હરીફાઇ સામે બ્રીટનને ગોઠું અને આકરનરું રક્ષણ મળતું. પણ ધીમે ધીમે પરીસ્થીતી બદલાઇ અને બ્રીટનનો યંત્રોમાં થતો તૈયાર માલ હીંદના બજારોમાં વહેવા લાગ્યો, એટલે રક્ષણની જુની નીતીમાં ફેરફાર થયો અને તેને બદલે "સ્વતંત્ર વેપાર" (Free Trade) ની નીતી અખત્યાર કરવામાં આવી. આ યુગ તે હતો કે જ્યારે હીંદના સઘળાં બજારો ઉપર બ્રીટનનો એક હથ્થુ ઇજારો હતો. આ નીતીમાં ફક્ત એક જ અપવાદ હતો. હીંદમાં ઉદ્યોગનો વીકાસ ન થાય તે માટે બ્રીટનથી આયાત થતાં યંત્રો ઉપર ભારે જકાત નાંખવામાં આવતી અને હીંદી મીલોના માલ સામે બ્રીટીશ માલને રક્ષણ મળે તે માટે જકાત નંખાતી.

પણ ૧૯૧૪–૧૮ ના વીગ્રહે, સારા વીશ્વની આર્થીક સ્થીતીમાં મહાન પલટો કર્યો. સામ્રાજ્યવાદી સત્તાઓને તેમની મુડી પરદેશમાં રોકવાની જરૂર જણાઇ. એ જરૂરીયાતે હીંદી સરકારને નવી આર્થીક નીતી અખત્યાર કરવાની અને હીંદના અણવીકસેલ ઉદ્યોગોને ઉત્તેજન આપવાની ફરજ પડી. શણ, ચા, કોલસો અને એવા બીજા ઉદ્યોગોમાં લગભગ બ્રીટનની મોટા ભાગની મુડી રોકાઇ. હીંદના કાપડના ઉદ્યોગમાં પણ એ મુડીએ પગપેસારો કરી દીધો તેમ છતાં પણ હીંદના ઉદ્યોગવાદમાં ઘણો વીકાસ ન થાય તેની પણ સાથે સાથે બ્રીટનના મુડીવાદી સામ્રાજ્યવાદે ઘણી કાળજી રાખવા માંડી.

# કારણ અને તેને દૂર કરવાના ઉપાય

સર વેલેન્ટાઇન સીરોલે "ઓબ્સરવર" પત્રના ૧૯૨૨ ની એપ્રીલની ૨ જી તારીખના અંકમાં લખ્યું હતું કે:

"હીંદના ઉદ્યોગ વીકાસ સામે ભુતકાળની આપણી નીતી માન ભરેલી નહતી. વીગ્રહની જરૂરીયાતોના દબાણ હેઠળ જ સરકારને તેની નીતીમાં ફેરફાર કરવાની જરૂર પડી છે."

૧૯૨૬ના બ્રીટીશ હીંદનાં "નૈતીક અને ભૌતીક વીકાસ"ની તપાસ કરનારા અમલદારી નીવેદનમાં જણાવવામાં આવ્યું છે કે:

"વીગ્રહ પહેલાં, હીંદના ઉદ્યોગોને રક્ષણ આપી ઉત્તેજન આપવાના કેટલાક પ્રયાસોને "વ્હાઇટહોલ" તરફથી દબાવી દેવામાં આવ્યા હતા."

ઉપલાં કથન બ્રીટીશ સામ્રાજ્યવાદની સ્વાર્થી નીતીને ઉઘાડા સ્વરૂપમા રજુ કરે છે. અને તે એ કે હીંદના ભલા માટે નહીં પણ માતા બ્રીટાનીયાના રક્ષણ ને ખાતર આ નવી નીતી અખત્યાર કરવાની ફરજ પડી હતી.

સામ્રાજ્યવાદની આ નવી નીતીની શરૂઆત ૧૯૧૬–૧૮ના "ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કમીશન" થી થઇ. એ કમીશને, ઉદ્યોગોને સરકાર તરફથી સહાય કરવાની, ખેતીવાડીમાં અર્વાચીન યંત્રો દાખલ કરવાની અને પ્રાથમીક કેલવણી ફરજીઆત કરવાની, ભલામણો કરી. નવી નીતીનો આર્થીક પાયો આમ કમીશને નાખ્યો અને તેનો રાજદ્વારી પાયો ૧૯૧૯ના ગવર્નમેંટ ઓફ ઇંડીયા એકટે નાખ્યો. ૧૯૨૨માં "ફીસ્કલ કમીશન" ની નીમણુંક થઇ. એ કમીશને ટેરીફબોર્ડ મારફતે અમુક ઉદ્યોગોને રક્ષણ આપવાની, જ્યાં હીંદને આર્થીક નુકશાન ન થાય ત્યાં 'શાહી પસંદગી' આપવાની, પરદેશી મુડીનો છુટથી ઉપયોગ કરવાની વીગેરે ભલામણો કરી.

આ નવી નીતી તે બીજું કંઇ નહીં; પણ વીશ્વ ઉપર શાસન કરતા અર્વાચીન સામ્રાજ્યવાદનો એક ભાગ છે. ગયા મહાન વીગ્રહનું એ અનીવાર્ય પરીણામ છે, એકેએક દેશ આ નવા પરીવર્તનથી મુક્ત નથી. ૨૦ મી સદીના રાજકારણની એ ચાવી છે. વીગ્રહ પછી ઉદ્યોગવાદની કક્ષાએ પહોંચેલા બ્રીટનની પડતી શરૂ થઇ છે. વર્ષો સુધી ઔદ્યોગીક ઇજારો જે એ ભોગવતું હતું તેના પાયા હવે ડગમગવા લાગ્યા છે. બીજાં સામ્રાજ્યોના કાતીલ હરીફાઇએ, તેના નફા ઉપર કાપ મુકવા માંડયો છે. આ કારણને લઇને બ્રીટનના મુડીવાદીઓને જે દેશોમાં મજુરી ઘણી સસ્તી હોય અને જ્યાં કાચો માલ જથ્થાબંધ નીકળતો હોય તેવા દેશોમાં તેમની માલીકીના ઉદ્યોગો વધારવાની અને તેમની વધારાની મુડી રોકવાની ફરજ પડી છે. હીંદમાં આવતી બ્રીટીશ મુડીના આંકડા તપાસીએ તો માલમ પડે છે કે બ્રીટીશ મુડીવાદીઓને આમ બીજી રીતે માતબર કરવા માટે, હીંદની સસ્તી મજુરીનો લાભ લેવા માટે, હીંદમાં ઉદ્યોગવાદ દાખલ કર્યો છે. આજે લગભગ મુડીના પ્રતાપે ચાલતી

કંપનીઓ અને ઉદ્યોગોમાં રોકાયલી મુડીનો ૮૫ ટકા જેટલો ભાગ બ્રીટીશ મુડી-વાદીઓનો છે. આનો અર્થ એટલો જ છે કે હીંદી મુડી કરતાં હીંદમાં બ્રીટનની મુડી વધારે છે એટલું જ નહીં પણ તે પ્રાધાન્યપદે છે અને "એ રોકાયલી મુડી-માંથી જે નફો મળે છે તે રકમનો મોટો ભાગ ફરીથી અહીંના ઉદ્યોગોમાં જ રોકાય છે" (મોડર્ન રીવ્યુ ઓકટો. ૧૯૨૯. પાનું ૪૬૪). આમ આ જંગી મુડી રેલ્વે, બેંક, શણ, પેટ્રોલીયમ, વીગેરે કુંપનીઓમાં રોકી તેમાંથી ચુસાતો જંગી નફો હીંદનું આર્થીક શોષણ કરે છે એટલું જ નહીં પણ તેને આર્થીક ગુલામગીરીમાં હંમેશને માટે જકડી રાખવાના ભગીરથ પ્રયત્નો થાય છે.

હીંદ માટે વાલીપણાનો દાવો રાખતા બ્રીટીશ સામ્રાજ્યવાદના સેવકો આટલેથી જ અટકતા નથી. "ચુસાય તેટલું ચુસો" એ જ જાણે તેમનો ધર્મ ન થઇ પડયો હોય તેવી જાતનું તેઓનું વર્તન હવે પુરેપુરું ખુલ્લું પડી ગયું છે. ૧૯૨૭ માં પસાર થયલા ૧૮ પેન્સના હુંડીયામણે હીંદના વેપારને ભયંકર ફટકો માર્યો છે. એટલું જ નહીં પણ કરોડો ખેડુતોના બળતા હૃદયમાં તેલ રેડયું છે. કાચા માલની ઉત્પાદક હીંદની ગરીબ જનતા જેને પેટ પુરતો રોટલો યે મળતો નથી, તેના મોંમાંથી પણ અર્ધો રોટલો ઝુંટવી લીધો છે. મહાત્મા ગાંધીજીના ૧૧ મુદ્દાઓ ઉપર વીવેચન કરતા શ્રીયુત 'પોલીટીક્સે' ૨૩ મી એપ્રીલ ૧૯૩૦ ના "બોમ્બે ક્રોનીકલમાં" જણાવ્યું છે કે:

"અને દુનીયાના આ ગરીબમાં ગરીબ ખેડુતે આપત્તીકાળ માટે કંઇ થોડું ઘણું પણ રૂપું રાખ્યું હશે તે સરકારની આ કરન્સીની ભુલ ભરેલી નીતીએ ખેડુતના એક રૂપીઆ ઉપર ૬ થી ૧૦ આનાનો કાપ મુકયો છે."

આટલું છતાં "માથું કાપી પાઘડી બાંધવા" જેટલી ઉદારતા પણ સરકારે બતાવી નથી. હુંડીયામણના આ ઉંચા ભાવે સરકારની તીજોરીમાં પણ ખાડો પાડયો હતો, અને એ ખાડો પુરવા માટે સરકારે હીંદી પ્રજા ઉપર કરનો અને દેવાના રૂપમાં વધારે બોજો લાદ્યો. શ્રીયુત 'પોલીટીક્સ'ના આંકડા પ્રમાણે એથી હીંદને લગભગ ૧૦૦ કરોડનું નુકસાન થયું છે. આમ સરકારની નીતી "ઘામાં મીઠું ભરવા" જેવી જ રહેલી છે.

એ ગીર્વાણ રાષ્ટ્રનું કરજ જે લગભગ આજે ૧૨૦૦ કરોડ રૂપીઆ જેટલું છે તેનું વ્યાજ, હજારો રૂપીઆના પગારવાળા સનંદી નોકરો, લશ્કર, વીગેરે પાછળ વપરાતા કરોડો રૂપીઆ મોટે ભાગે હીંદની ગરીબ જનતાના ગજવામાંથી જાય છે. શ્રીયુત 'પોલીટીક્સ'ના શબ્દોમાં કહીએ તો "એક-બ્યના બીજી રીતે સરકારની આવકના દરેક ૭ માંથી પાંચ રૂપીઆ એ ગરીબ પ્રજા ભરે છે." હીંદનો ખેડુત અને કામદાર સરકારના આવા સીધા અને આડકતરા કરો હેઠળ કચડાય છે એટલું જ નહીં પણ, જમીનદાર, શાહુકાર અને ગોરા તેમ જ હીંદી ઉદ્યોગપતીઓના આર્થીક શોષણ હેઠળ પણ તે કચડાય છે. અને તથા તે દીન પ્રતીદીન વધુ અને વધુ ગરીબ બનતો જાય છે. હીંદના ખેડુતને જમીન મહેસુલનો એકલો જ ભાર વહન કરવાનો નથી. આડકતરી રીતે તે નીમકવેરો, એક્સાઇઝ, જકાત, સ્ટેંપ ડયુટી, જંગલ મહેસુલ વીગેરેનો ભાર પણ વહે છે, તે ઉપરાંત શ્રીયુત પોલી-ટીક્સના શબ્દોમાં જ કહીએ તો "હીંદી ખેડુત અને કામદારને માથે મહાજનનું દેવું પણ નહીં કલ્પી શકાય તેટલું છે. એ દેવું ઓછામાં

ઓછું ૮૦૦ કરોડ રૂપીઆ ગણીએ અને તેનું ઓછામાં ઓછું વ્યાજ ૧૨॥ ટકા લેખે ગણીએ, તો પણ તેને આ બધા ભાર ઉપરાંત ૧૦૦ કરોડ રૂપીઆ આ અન્યાયની મુર્તી (Mammon of unrighteousness) સમા શાહુકારોને આપવા પડે છે. એ બધું આપનાં એના પોષણ માટે, એના પોષાક માટે, એનાં સંતાનોની કેળવણી માટે, એની તંદુરસ્તી માટે અને એને દાટવા કે બાળવા માટેના ખર્ચની, તો વાત જ ન કરીએ તો પણ એની પાસે બાકી શું રહે છે? હીંદનો ખેડુત પોતે ભુખે મરશે પણ એનાં ઢોરને ભુખે મરવા દેશે નહીં. ત્યારે ધનધાન્યના ઉત્પાદક, અને ઉપલા વર્ગના પરોપજીવીઓ (Parasites) ના પોષક એ ખેડુત પાસે બાકી શું રહે?"

"હીંદની મીલોમાં અને કારખાનાંમાં કામ કરતા લગભગ ત્રણ કરોડ જેટલા કામદારોની કથા પણ તેટલી જ રોમાંચક છે. ક્ષય અને મલેરીયાના જંતુવાળી તેમની રહેવાની જગ્યા, ખીચોખીચ ઓરડીઓ, દશથી બાર કલાકનું કામ. પોતાની જાતનું જ પોષણ કરવાને અશક્તીમાન બનેલા એ કામદારને, તેની પત્નીને અને તેના કુમળા બાળકોને પણ કામે મોકલવાની પડતી ફરજ વીગેરે તેમના જીવનના કરૂણ ઇતીહાસનાં પ્રકરણો છે. ૧૯૨૧–૨૨ માં થી મુંબાઇની મજુર ઓફીસ તરફથી કરાવેલી તપાસનો રીપોર્ટ જણાવે છે કે, ઉદ્યોગોમાં કામ કરતા કામદારોનું જીવનધોરણ એટલું નીચું છે કે મુંબાઇના કેદખાનાંના કાયદાના ધોરણ પ્રમાણે એક સાધારણ ગુન્હેગારને મળતા ખોરાક જેટલો પણ ખોરાક તેને મળતો નથી. રાત્રી દીવસ લોહીનું પાણી કરતાં પ્રમાણીક કામદારને સમાજને ભયરૂપ ગણાતા એક ગુન્હેગાર કરતાં પણ જીવનની જરૂરીયાતો ઓછી મળે એ કેટલી અફસોસની વાત છે? હીંદના કેટલાક નેતાઓ (મહાત્મા ગાંધી વીગેરે) આ કારમા પ્રસંગોને અર્વાચીન ઉદ્યોગવાદનું પરીણામ ગણે છે. પણ કામદારોની આ દુઃખદ પરીસ્થીતી અર્વાચીન ઉદ્યોગવાદનું નહીં પણ મુડીવાદી સમાજ રચના જેમાં કરોડો કામદારોને આર્થીક સકંજામાં જકડી રાખી મુઠીભર કરોડપતીઓનાં ખીસ્સાં જ તર થાય છે તેનું એ સીધું પરીણામ છે; એ વાત દીવા જેવી દેખાઇ આવે તેવી છે.

હીંદની જનતાની ભયંકર ગરીબાઇ એ ઉપલા કારણોનું પરીણામ છે. અત્યાર સુધીમા સરકાર તરફથી અને જાહેર સંસ્થાઓ તરફથી એ ગરીબાઇ ટાળવા માટે લેવાયલાં પગલાં કોઇ પણ રીતે એ દુઃખદ સ્થીતીનો ઉકેલ આણી શક્યાં નથી. તેથી હીંદની જનતા ઉપરનો કરનો અને દેવાનો બોજો ઓછો થયો નથી. પરંતુ ઉલટો એ બોજો પ્રતીવર્ષ વધતો જ જાય છે! અત્યારની વીશ્વવ્યાપી આર્થીક ઉથલ પાથલમાંથી હીંદ પણ બચવા પામ્યું નથી. અને તેને લઇને પ્રજાની ખરીદ કરવાની શક્તી એટલી તો ઘટી ગઇ છે કે દેશમાં પુરજોશમાં ચાલતી સ્વદેશીની ચળવળ છતાં પણ 'અતી ઉત્પાદન'ની બુમો ચારે તરફ સંભળાય છે. મીલો બંધ થાય છે, વેપાર પડી ભાંગ્યો છે, રૂના ભાવ છેક ગગડી ગયા છે. હજારો કામદારો બેકાર બન્યા છે; મધ્યમ વર્ગના સેંકડો ભણેલા તેમ જ અભણને ઘેર બેસવાનો પ્રસંગ આવ્યો છે; કેટલા યે વેપારીઓએ પાયમાલ બનતાં દેવાળીયાઓની નામાવલીમાં નામ નોંધાવ્યાં છે. અને આ ભયંકર તેમ જ અકલ્પ્ય પરીસ્થીતી ક્યાં જઇને અટકશે એ આજે કહેવું પણ અશક્ય છે.

હીંદી જનતાના ૯૫ ટકા જેટલા માનવ સમુદાયના કરૂણ જીવનનો એ દુઃખદ ઇતીહાસ છે. તેમના આ અધઃપતનનાં કારણોનો ઉલ્લેખ આપણે ઉપર જોઇ ગયા. હવે સરકાર તરફથી અને સમાજ તરફથી આ ભીષણ પરીસ્થીતીનો ઉકેલ કરવા માટે અને જનતાનું જીવનધોરણ ઉંચું કરવા માટે લેવાયલા અને હજુ લેવાતા પ્રયાસોની અને તેની સફળતાની અને નીષ્ફળતાની થોડીક મીમાંસા કરીએ.

હીંદના ૯૫ ટકા જેટલા શ્રમજીવીઓ–ખેડુતો અને કામદારો–ની સ્થીતી સુધારવા માટે અને તેમને રાહત આપવા માટે સરકાર તરફથી કેટલા ધારાઓ ઘડાયા છે. આપણી સ્થાનીક સરકારે દક્ષીણના કેટલાક ભાગોના ખેડુતોને વધુ દેવાના ભારમાંથી બચાવવા માટે અને શાહુકારોના હાથમાં જતી રહેતી જમીન અટકાવવા માટે ૧૮૭૯ માં ' ડેક્કન એગ્રીકલચરીસ્ટ રીલીફ એક્ટ " પસાર કર્યો. ૧૮૭૭–૭૮ માં દક્ષીણના ખેડુતોએ શાહુકારો અને જમીનદારો સામે ખુલ્લો બળવો કર્યો હતો અને તેમની ગુલામીનાં ખતપત્રો તેમની પાસેથી ખુંચવી લીધાં હતા. ખેડુતોના દેવાનો ભાર અને તેમની ઉપર લેવાતાં શાહુકારવર્ગનાં જુલ્મી અને કડક પગલાં એ આ બળવાના મુખ્ય કારણ હતાં. ખેડુતો સામે જે દાવા મંડાય તેમાં કોર્ટ બન્ને પક્ષના લહેણાદહેણામાં તપાસ કરવી, અયોગ્ય બ્યાજના દરમાં ઘટાડો કરવો, કાંધાં બાંધી આપવાં, નાણાંની લેવડદેવડના કોઇ પણ લેખીત કરારને નોંધાવવો વગેરે કલમો એ ધારામાં રાખવામાં આવી છે. પહેલાં તે ધારો દક્ષીણના થોડાક જીલ્લાઓને જ લાગુ પાડવામાં આવ્યો હતો, પરંતુ હવે તેની ચોક્કસ કલમોને બાદ કરતાં એ કાયદો આખા ઇલાકાને લાગુ કર્યો છે.

છતાં આ ધારાથી ખેડુત જનતાને કેટલી રાહત મળી છે તે તરફ નજર કરીએ. ૧૯૦૧ માં નીમાયલા "દુષ્કાળ કમીશને," ૧૯૧૨ માં નીમાયલા "ધી આર્થર કમીશને" અને ૧૯૨૯ માં નીમાયલી "બેંકીંગ તપાસ સમીતી" એ તેમના અભીપ્રાય આપતાં જણાવ્યું છે કે એ ધારાથી શાહુકાર સામે ખેડુતને કંઇ રાહત મળી નથી. બેંકીંગ તપાસ સમીતી જણાવે છે કે: "પાછલો હીસાબ તપાસવાની અને બ્યાજનો દર ઘટાડવાની કોર્ટને છુટ મળે છે તેથી શાહુકારો ખેડુતો સાથે થયેલા ખતમાં ધીરેલી રકમ કરતાં મોટી રકમ માંડે અને અંગ ઉધાર નાણાં ધીરવાની તેઓ ના પાડે છે......" એ ઉપરાંત એ ધારામાં કરેલી "ખેડુત"ની વ્યાખ્યા એટલી વીશાળ છે કે ખેતીમાંથી જ મોટા ભાગની આવક મેળવતા શાહુકારો, જમીનદારો વગેરે પણ એનો લાભ લઇ શકે છે. તેથી એ ધારાથી ખરા ખેડુતની શાખ પણ ઓછી થઇ છે. આમ આ ધારાનો હેતુ સફળ થયો નથી અને તેથી એ ધારાને રદ કરવા માટે ભલામણો કરવામાં આવે છે. ઉલટું એ ધારાને લઇને આજે લેણદાર અને દેણદાર વચ્ચેનો સંબંધ પહેલાંના કરતાં વધુ ખરાબ બન્યો છે.

શાહુકારોના અતી ઉંચા બ્યાજના દરમાંથી રાહત આપવા માટે "યુઝુરીયસ લોન્સ એક્ટ" ઘડયો છે. આ ધારા પ્રમાણે જ્યારે કોર્ટને લાગે કે અમુક દાવામાં બ્યાજનો દર ઘણો ભારી છે અથવા તો બન્ને પક્ષો વચ્ચેનો થયેલો કરાર ગેરવાજબી છે ત્યારે ધીરેલી રકમના કરારમાં તેને તપાસ કરવાની, બ્યાજનો દર ઘટાડવાની અને વાજબી લાગે તો મુળ કરાર રદ કરવાની સત્તા આપવામાં આવી છે. આ ધારો

કોઇને પણ લાગુ પાડી શકાય છે. હવે કેટલાક એમ ધારે છે કે આ ધારાથી દરેક જણને આમાં (ખેડુતોનો પણ સમાવેશ થાય છે) શાહુકાર સામે પુરતું રક્ષણ મળે છે. પણ એ ધારામાંથી બચવા માટે ઘણી વખત શાહુકાર ખતપત્રમાં વ્યાજનો દર ઓછો લખે છે, એટલે કે, ધીરેલી રકમ કરતાં દસ્તાવેજમાં મુદ્દલ રકમનો આંકડો મોટો લખે છે અને તેમ કરીને અગાઉથી જ તે વ્યાજની રકમ મુદ્દલમાં ઉમેરી દે છે. એ ધારામાં બીજી એક કલમ એ છે કે બાર વર્ષ અથવા તેથી વધુ વખતના દસ્તાવેજમાં કોર્ટ તપાસ કરી શકે નહીં. આ કારણને લઇને ખેડુતોને અન્યાય થવાનો ઘણો સંભવ છે. આમ જો કે એ ધારો ઉપરથી તો ઘણો સારો અને રાહત આપનારો જણાય છે પરંતુ તેનાથી રાહત મળવાનો સંભવ ઘણો ઓછો છે.

એ ઉપરાંત શાહુકારોના પંઝામાંથી ગરીબ ખેડુતોને બચાવવા માટે દેશમાં સહકારી મંડળીઓ (Co-operative Societies) સ્થપાતી જાય છે. મુંબાઇ ઇલાકામાં અને બીજા પ્રાંતોમાં આ ચળવળની શરૂઆત ૧૯૦૪માં થઇ. જે વર્ષમાં પહેલ વહેલો જ "કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઝ એકટ" નો ધારો પસાર થયો હતો. આ ચળવળ પાછળનો હેતુ ઘણો જ સારો છે તેની કોઇ ના પાડી શકે તેમ નથી. છતાં એટલું તો અહીં જરૂર કહેવું પડે છે કે એ ચળવળનો લાભ મોટે ભાગે મધ્યમ વર્ગના ખેડુતો જ લઇ શકે તેમ છે. જેમની પાસે હજુ થોડી ઘણી મીલ્કત રહી છે અને જેઓ દેવામાં ડુબેલા છે તેઓ બીજાં સારાં સાધનોના અભાવે આ સહકારી સંસ્થાઓનો આશરો લઇ થોડી ઘણી રાહત મેળવી શકે તેમ છે. ગામડાંઓમાં ચાલતી સહકારી મંડળીઓ તરફથી ધીરવામાં આવતી રકમનું વ્યાજ શાહુકારો કરતાં ઘણું થોડું છે એ વાત ખરી પણ તેનો લાભ ખરી ખેડુત જનતા જેના હાથમાં હવે જમીન રહી નથી અને જે થોડી ઘણી રહી હશે તે શાહુકારો અને મોટા જમીનદારોને ત્યાં ગીરો મુકાયલી છે તે કેવી રીતે લઇ શકે? સહકારી મંડળીઓ કંઇ ઓછી તેમને અંગઉધાર નાણાં ધીરે છે? અને મીલ્કત વીનાની થઇ ગયેલી ખેડુત જનતા જે પ્રજાનો મોટો ભાગ છે તે તો સહકારી મંડળીને જોઇતી જામીનગીરી આપવાને અશક્ત હોવાથી સહકારી ચળવળનો લાભ લઇ શકતી નથી. એ ઉપરાંત ૧૯૨૯ માં નીમાયલી મુંબાઇ બેંકીંગ કમીટીના રીપોર્ટ પ્રમાણે ખેતી પછવાડે કુલ ૩૨.૫ કરોડ રૂપીઆ જેટલો ખર્ચ મુંબાઇ ઇલાકાના ખેડુતોને કરવો પડે છે. આ રકમનો ઘણો મોટો ભાગ ખેડુતોને વ્યાજે લેવો પડે છે ત્યારે સહકારી મંડળીઓ તરફથી કુલ ૨.૩ કરોડ એટલે કે ફક્ત કુલ ખર્ચના ૭ ટકા જેટલી રકમ ધીરવામાં આવી છે. બીહાર અને ઓરીસાની બેંકીંગ કમીટીના રીપોર્ટ પ્રમાણે ત્યાં જ્યારે ખેતીવાડી પાછવાડે કુલ ૩૪ કરોડ રૂપીઆનો ખર્ચ થાય છે ત્યારે સહકારી સંસ્થાઓ તરફથી ફક્ત ૧ કરોડ રૂપીઆ ધીરવામાં આવ્યા છે. આ આંકડાએ જોતાં સહકારી ચળવળ દેવામાં ડુબેલા અને મીલ્કત વગરના થઇ ગયેલા દરીદ્ર ખેડુતોને રાહત આપી શકે તેવી સ્થીતીમાં નથી એ ચોખ્ખું જણાય છે.

કેટલાકો એવી દલીલ કરે છે કે હજુ તો એ ઉગતી ચળવળ છે અને તેથી તે પુરતી રકમ ધીરી શકે તેવી સ્થીતીમાં નથી. આજની સહકારી ચળવળની તરફેણમાં દલીલ કરનારાઓની આ દલીલ ખરી છે,

એ કબુલ કરીએ, છતાં પણ ભવીષ્યમાં એ સંસ્થા મલ્કત વગરના કરોડો ખેડુતોને નાણાં ધીરશે કે કેમ એ શંકા છે. અને ધારો કે એમ બને [જો કે તેમ થવું અસંભવીત જ જણાય છે] છતાં પણ આભ ફાટે ત્યાં થીગડું મારવાનો એ પ્રયાસ છે. હીંદના કરોડો ખેડુતો મોટા જમીનદારોના અને શાહુકારોના આર્થીક પંઝામાં આજે એવા સપડાઈ ગયા છે કે આવી થોડીઘણી મદદ આપવાથી તેમની સ્થીતીમાં ભાગ્યે કંઈ સારો સુધારો થાય. કદાચ આવી યોજનાઓથી તેમની નજીવી આવકમા સ્હેજ વધારો થવા પામે, પણ એમ થાય ત્યાં તો શાહુકાર, જમીનદાર ત્યાં પહોંચી જાય તેમ છે. શોષણક્રીયા ઉપર રચાયલા સમાજમા શુભ હેતુથી કરાયલા આ પ્રયત્નોના શુભ પરીણામની આશા રાખવી એ વ્યર્થ થઈ પડે છે.

બીજી બાજુ મહેનતજીવી મજુરોની મુસ્કેલીઓનાં કારણો પણ ઘણાં છે. જો કે તેઓનું જીવનધોરણ સામાન્ય ખેડુત કરતા સ્હેજ વધારે સારૂ છે, છતાં કામદાર તો વળી છેક જ મીલકત વીનનો છે. ખેડુતની માફક તેની પલ્લે તો રહેવાનું ઝુંપડું પણ નથી તેમ એક વીઘા જેટલી જમીનનો ટુકડો પણ તેની માલીકીનો હોતો નથી. આથી મીલકત વગરના આ શ્રમજીવીઓને હરહંમેશ મુડીવાદીઓનો આશ્રય શોધવો પડે છે. ખુલ્લા બજારમા તે તેની મજુરી કરવાની શક્તી ઓછામાં ઓછા ભાવે વેચે છે; દશદશ બારબાર કલાક કામ કરવાનો તે તેના માલીક સાથે કરાર કરે છે; ગમે તેવા જોખમ ભરેલા કામ ઉપર તેને મુંગે મોઢે જવું પડે છે. હરહંમેશ બેકારીનો ભય તેના માથા ઉપર ઝઝુમ્યા જ કરે છે. કામ ઉપરથી રૂખસદ મળતાં તેના દુઃખનો પાર હોતો નથી 'બેકારીના દીવસોમાં ગુજરાન ચલવવા માટે તે પણ પઠાણ કે શાહુકારોના પંઝામાં સપડાય છે. તેમની આ દુર્દશા થવાનું કારણ સંપત્તીનાં સર્જક સાધનો ઉપર સમાજના થોડા ઘણા ઉદ્યોગપતીઓની માલીકી જ છે. આ ઉદ્યોગપતીઓ વચ્ચે થતી કાતીલ હરીફાઈના તેમ જ આર્થીક ઉથલપાથલ વીગેરેના ભોગ અકામદારો થઈ પડે છે. મીલ અને કારખાનાંઓના માલીકોને તો આવી પરીસ્થીતી ઉભી થતાં માત્ર થોડા સમય માટે નફો મળતો બંધ થાય છે અથવા તો ઓછો નફો મળે છે પણ જાતમહેનત ઉપર જીવતા કામદારોને તો તેથી અન્ન વસ્ત્રનાં જ સાંસાં પડે છે.

કામદારોની આ દુર્દશાનો અંત આણવ માટે મજુર મંડળ [Trade Union] ની ચળવળ ચાલે છે. કામના કલાક ઓછા કરાવવાનું, વેતનમાં વધારો કરી અપાવવાનું તથા તેમની સ્થીતી સુધારવા સંબંધીની કેટલીક બીજી વ્યવસ્થાઓ કરી અપાવવાનું આ ચળવળનું ધ્યેય છે. દરેક મંડળના આશ્રય હેઠળ કામદારોનું સંગઠન થાય છે અને તેમની માગણીઓ મંડળ દ્વારા મીલ અથવા કારખાનાંના માલીકોની અથવા તેના એજન્ટોની સમક્ષ મુકાય છે. વાટાઘાટ એ તેમનું પહેલું પગલું છે પણ જ્યારે તેમની માંગણીઓ વાટાઘાટથી સંતોષાતી નથી—જેમ બનવું ભાગ્યે જ શક્ય બને છે—ત્યારે પોતાના છેલ્લા હથીયાર તરીકે ન છુટકે તેઓ "હડતાલ" નો ઉપયોગ કરે છે.

મજુર મંડળની આ ચળવળ હજુ જોઈએ તેટલી વ્યાપક અને સબળ બની નથી, તેમ જ હાલમાં તે મોટે ભાગે વીનીત નેતાઓના હાથમાં હોવાથી કામદારોને તેમના હકોનું અને તેમના બળનું પુરૂં ભાન થયું નથી કે જેથી તેઓ તેમની માંગણીઓ સંતોષાવાની માલીકોને ફરજ પાડે. સર્વંટ ઓફ



# બેકારીનો ઉપાય

:: લેખક ::

અમૃતલાલ જોષી, એમ. એ.

શ્રમજીવી જનતાને લગતા ઘણા સળગતા પ્રશ્નોમાં બેકારીનો પ્રશ્ન અત્યારે આખી આલમને મુંઝવી રહ્યો છે તે પ્રશ્નનો અભ્યાસ કરી, ત્વરાથી નીકાલ કરવા જેટલી સચોટતાથી અર્થશાસ્ત્રના અભ્યાસીઓ અને રાજદ્વારી પુરૂષોનું લક્ષ લાગી રહ્યુ છે, તેથી વધારે ઉત્સુકતાથી મહેનતકશીઓ પણ તે પ્રશ્નનો નીવેડો આવે એમ ઇચ્છે છે. અત્યારની ઔદ્યોગીક પદ્ધતીને લઇને દીનપ્રતીદીન બેકારોની સેનામા વધારો થતો જ જાય છે. સુતારો અને કડીઆઓએ અસંખ્ય ઘરો બાંધ્યાં છે, પરંતુ તેનો ઉપભોગ તો તાલેવરો જ કરે છે; મોચીઓએ અસંખ્ય જોડી જોડા આપ્યા છે અને પૈસાદારોએ તે પહેરી ફાડ્યા છે કાપડના કારખાનાંમાં કામ કર-

ઉપર પ્રમાણે પરીસ્થીતી ઉભી થવાનું—ઉત્પાદકને જ ઉત્પન્ન થએલ તૈયાર માલ સીવાય ચલાવી લેવું પડે છે તેનું—મુખ્ય કારણ ફક્ત એક જ છે: માલ ઉત્પન્ન કરનારાઓ ઉત્પાદનના સાધનરૂપ બનતા ઓજારોની માલીકી ધરાવનાર નથી હોતા કે નથી હોતી કે એ માલ લેવાને માટે તેમની પાસે મુડી. જે લોકો ખરી રીતે માલને ઉત્પન્ન કરવામાં ખાસ અંગભુત હોય છે—જેઓ જ ખરા ઉત્પાદકો હોય છે, તેઓને સમાજવાદી ભાષામાં રોટના ગુલામ કહે છે. તેઓને પગાર મળ્યા પછી તૈયાર થએલ માલનું શું થાય છે તે જોવાનું કામ તેમનું નથી. તૈયાર થએલ માલ મુડીવાદીની મીલ્કત છે. તૈયાર થએલ માલને માલીક બજારમા વેચવા

મામલો ઉભો થયા પછી તે કારખાનું બંધ કરી દે છે, અને તેથી હજારો માણસોને રાત્રે ભુખ્યે પેટે સુવાની ફરજ પાડે છે. કારખાનું બંધ થતાં કામદારોને માલીકો તરફથી ઠંડે પેટે કહેવામાં આવે છે કે અમુક વખત સુધી તેઓની જરૂર નથી. લોકોએ તે કરતાં વધુ પ્રમાણમાં માલ ઉત્પન્ન થવાથી તેવી પરીસ્થીતી આવીને ઉભી રહે છે. ઘણો ખોરાક ઉત્પન્ન કરવાથી મહેનતજીવીઓને ભુખ્યે મરવાનો પ્રસંગ ઉભો થાય છે, ઘણું કાપડ પેદા કરવાથી કામદારોને તુટયાં ફાટયાં લુગડાંથી ચલાવી લેવા સીવાય બીજો રસ્તો રહેતો નથી.

મુડીવાદી સમાજમાં જ આ પ્રમાણેની પરીસ્થીતી શા માટે ઉભી થાય છે. તેનું કારણ ઘણાઓ જાણતા નથી હોતા. જો કોઇ અર્થશાસ્ત્રના અધ્યાપકને તે કારણની ખબર પડે તો તેને માટે ફક્ત બે જ રસ્તા ખુલ્લા હોય છે કાં તો તેણે મૌન સેવવું કે નોકરી પરથી રુખસદ પડવું. ઉત્પન્ન કરનારાઓની કફોડી હાલત કેમ થાય છે તે ભેદ ઉકેલવાને ઉપર પ્રમાણેની જ યુક્તી પ્રયુક્તીથી જ જનતા અશક્ત બની છે.

અત્યારના ઔદ્યોગીક જમાનામાં દરેક સ્ત્રી, પુરૂષને તે ભેદનો ઉકેલ બહુ જ આવશ્યક છે મુડીવાદી સમાજપદ્ધતીમાં શા માટે દુનીના ઉત્પાદકોને જ બેકાર બની ભુખ્યે મરવું પડે છે, કે જનતાના મોટા ભાગને જીવન, મૃત્યુ કરતાં એ વધારે વીષમ લાગે છે, તે પ્રશ્નના ઉકેલ સીવાય બીજો વધારે સળગતો સવાલ કયો હોઇ શકે? મુડીવાદી સમાજપધ્ધતી જ ભુખમરાનું કારણ છે, તેનાથી જ ગુન્હાઓની સંખ્યામાં બેહદ વધારો થાય છે. જગતના બજારો મેળવવામાં ગળાકાપુ હરીફાઇ તે સમાજના અસ્તીત્વને આભારી

તે હરીફાઇને લઇને તો સંસ્થાનો વધારવા માટે બધાં સામ્રાજ્યો તલપાપડ થઇ રહે છે, શસ્ત્રોનો સંગ્રહ થતો જાય છે અને વીગ્રહનાં મંડાણો મંડાય છે.

આ બધા ઉત્પાતોનું કારણ ફક્ત મુડીવાદી સમાજ જ છે. કામદારોને તેઓના ઉત્પન્ન કરેલ માલના બદલામાં પુરતું મહેનતાણું મળતું ન હોવાથી, પોતે જ ઉત્પન્ન કરેલ માલ પોતાના ઉપયોગ માટે ખરીદ કરી શકે તેવી સ્થીતી હોતી નથી. મજુરોને તો તૈયાર કરેલ માલની કીંમતનો થોડો જ ભાગ મહેનતાણા તરીકે મળે છે જ્યારે ઉત્પન્ન થએલ માલની બચત કીંમત મુડીવાદી ખીસ્સામાં સેરવે છે. મુડીવાદી તૈયાર થયેલ માલને પોતાના જ કામદારોમાં વેચી શકતો નથી, કારણ કે પોતે તેઓને પુરતી રકમ આપેલ ન હોવાથી તેઓમાં ખરીદ કરવાની શક્તી જ હોતી નથી. મજુરો તે તૈયાર થએલ માલને ખરીદી શકે એટલું મહેનતાણું મુડીવાદી આપે જ નહીં, કારણ કે તેમ થતાં મુડીવાદીનો નફાનો સવાલ માર્યો જાય.

મુડીવાદી પોતાના અંગત લાભ માટે જ ખુબ નફો મેળવવા પ્રયત્ન કરે છે. મોટરોમાં સહેલગાહ, વીદેશના પ્રવાસો, ખાણાં, પાર્ટીઓ, તમાસા વગેરે શોખીનજીવનના રંગરાગો પાછળ લખલુટ ખર્ચ કરવામાં તે ગરીબોનાં લોહીભીની મુડીનો ઉપયોગ થાય છે. પરંતુ વીજ્ઞાનની પ્રગતીને લઇને થએલ ઔદ્યોગીક પરીવર્તનથી માલનું ઉત્પાદન ખુબ વધી પડયું છે. મુડીવાદીઓના બધ. રંગરાગો અને લખલુટ ખર્ચ માલના ઉત્પાદનને લઇને ઉભરાતી દોલતના અંશરૂપ પણ ભાગ્યે જ હોય છે, જેથી મોજશોખની જણસો ઉત્પન્ન કરનારાં કારખાનાંમાં બધા બેકાર બનતા લોકોનો નીભાવ થવા જરાએ સંભવ નથી. મુડીવાદીઓના મોજશોખની

જથ્થો તૈયાર કરવામાં બેકાર બનેલનો બહુ જ થોડો ભાગ કામે લગાડી શકાય, તેથી વધુ મોટી સંખ્યાને તો કામ માટે રખડવા અને આખરે નીરાશ થયા સીવાય બીજો રસ્તો જ રહેતો નથી.

મુડીવાદી સમાજમાં ઉપર કહ્યા પ્રમાણેની પરીસ્થીતી ફક્ત હાલની આર્થીક સંકડામણને જ લઇને ઉભી થઇ છે એમ નથી. મુડીવાદી સમાજના અંતર્ગત લક્ષણો જ એવી પરીસ્થીતી ઉભી કરે છે. મુડીવાદી સમાજ અને જનતાના મોટા ભાગનો ભુખમરો એ હંમેશા સાથે જ રહે છે. બેકારી થોડા પ્રમાણમાં હોય ત્યાં સુધી તો મુડીવાદાને બેકારીથી લાભ મળે છે. કારણ કે કામ કરતા મજુરો તેથી નમ્ર અને ખીના રહે છે. નોકરી માટે તેઓ માલીકનો આભાર માને છે, અને ખંતથી કામ કરવા મંડે છે. પરંતુ બેકારીનો રોગ જેમ જેમ વધુ ને વધુ તીવ્ર બનતો જાય છે તેમ તેમ જ્યારે આખી દુનીઆમાં તે વ્યાપક બને છે ત્યારે-મુડીવાદીઓના હોંજ ગગડવા લાગે છે, ઉત્પાદનના વધારા માટે બજારો ખોળતા તેઓ સખ્ત જહેમત ઉઠાવે છે.

આખી આલમ ક્રુર મુડીવાદના ભીષણ પંજા તળે ભીંસાતી જાય છે. ભુખ્યે મરતા કામદારો, અને બેડુતો મુડીવાદી સમાજની એડી તળે છુંદાય છે. બધા દેશોમાં હજારો બેકાર કામદારો કામ કરવાને આતુર હોય છે. બંધ કારખાનાનાં દરવાજા બહાર બેકારોની નજર ચોંટી રહે છે જ્યારે યંત્રોનો અવાજ મુડીવાદી સમાજે મુંગળાવી નાખ્યો હોય છે. મજુરો ભુખ્યે મરે છે કારણ કે માલીકોને નફાથી તૈયાર માલને વેચવાનું અશકય બન્યું હોય છે.

મુડીવાદી સમાજની અસંગતીઓ એટલી બીચીત્ર છે કે બીજા ગ્રહમાંથી એકાદ જણ ઉતરી આવે, અને તેને કહીએ કે અમારા બાળકો ભુખ્યાં સુતાં છે કારણ કે અમોએ ખુબ અનાજ ઉત્પન્ન કર્યું હતું, મીલના કામદારોનાં છોકરાંઓ કડકડતી ઠંડીમાં ચીંથરે હાલ ધ્રુજતાં ફરે છે કારણ કે તેના માબાપોએ ખુબ કાપડ પેદા કર્યું હતું, તો બીજા ગ્રહમાંથી ઉતરી આવેલ તે વ્યક્તી આપણી સામે આંખો ફાડીને અચંબામાં ઉભી રહેશે. તેના મોં પર અણસમજ અને મુંઝવણની છાપ કોતરાઇ રહેશે; અને પછી તે કહેશે કે "તેમ બનવું જ અશકય છે, તેમ થાય જ નહીં, શું તમે ભાનમાં નથી કે આવી, ગાંડી વાત, કરો છો?" પરંતુ તે ગાંડી વાત પર જ અત્યારના સમાજના પાયા મંડાયા છે, તે જ 'ગાંડી વાત' મુડીવાદી સમાજને ઉથલાવી પાડશે,- કારણ આખી આલમના મજુરો પોતાના બાળકોને અનાજને માટે ટળવળીને ભુખે મરતાં જોઇ શાંત બેસી રહી શકશે નહીં.

ઘર આંગણે ભુખમરો અને જીવનની જરૂરીઆતની ઝંખનાઓ કરતાં ગરીબોનાં ટોળાં નજરે પડે છે ત્યારે મુડીવાદીઓ તૈયાર માલને પરદેશમાં ખપાવવા તનતોડ મહેનત કરી રહ્યા હોય છે. પોતાના માલીકોને વધુ તાલેવંત કરવાને બદલે કામદારો ઓજારો અને યંત્રો કબજે કરીને શા માટે પોતાની જરૂરીઆતોને પુરી પાડે નહીં? કારખાનાંના તેઓ માલીકો નથી તે માટે જ? દુનીઆમાં મીલકતને લગતા કાયદાઓ જ મુડીવાદી સમાજનું રક્ષણકર્તા છે. તે સમાજનું પરીવર્તન કરવાની વાતો કરવી એટલે સમાજ શાંતીનાં સંહારક ગણાવું તેમ કરનારને ભયંકર ગણવામાં આવે છે. પોલીસ તેમની પાછળ પડે છે અને તેમની પ્રત્યેક હીલચાલની પોલીસખાતું બારીક તપાસ રાખે છે.

દુનીઆમાં સૌથી ગરીબમાં ગરીબ દેશ કહી દુસ્તાન ગણાય છે. પણ અહીંના એ

પ્રખ્યાત અર્થશાસ્ત્રીના કહેવા મુજબ હીંદ કાચા માલની ખાણ હોઇ સૌથી તાલેવર દેશ છે, તાલેવર થઇ શકે તેમ છે. કામ કરવાને આતુર બધા બેકાર કામદારોને ફક્ત રોજી જ નહીં પરંતુ સર્વ સુખ સગવડનાં સાધનો મળી શકે તેમ છે. થોડાક લબાડ નીર્ધનો કામ કરવાને ઇચ્છા નહીં કરે કે થોડા અશક્તો કામ કરી શકે એવી સ્થીતીમાં નહીં હોય. અશક્તો માટે તો રાજ્યસત્તા તરફથી સગવડ થઇ શકે. અત્યારે અહીં ઐચ્છીક ભુખમરા વીષે હું કહેવા માગતો નથી, પરંતુ જે લોકો સમજવા માગે છે તેમના મનમા એટલું જ ઉતારવા માગું છું કે, કામ કરવાને આતુર પરંતુ મુડીવાદી સમાજ પદ્ધતીને લઇને ભુખે મરતા બધા લોકો માટે જોઇતા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરી શકાય એમ છે. પણ જુની સમાજપદ્ધતીનો અંત આણે જ તેમ થવા સંભવ છે હીંદમાં વણખેડાયલી અને વૈજ્ઞાનીક રીતે સારી રીતે ન ખેડાતી જમીન ખુબ પડી છે, અને તે જમીનનો જો બધી જનતાના લાભ માટે ઉપયોગ કરવામાં આવે તો બધી જાનનું અનાજ પુષ્કળ પાકે અને કોઇને પણ ભુખ્યા સુઇ રહેવાનો વખત ન આવે. ભુખે મરતા લોકોમાં અનાજની ખરીદીની શક્તી નહીં હોવાથી જ તેઓને રાત્રે ભુખેપેટે સુઇ રહેવાની ફરજ પડે છે, ત્યારે સુખ સગવડનાં સાધનો ખરીદવાની તો તેઓમાં શક્તી જ ક્યાંથી હોય? આ કફોડી સ્થીતીનો અંત લાવવા માટે એક જ વસ્તુની જરૂર છે, તે એ જ કે નફો ખાવાની પદ્ધતીનો નાશ કરીને ફક્ત મુડીદાર વર્ગના લાભ માટે થતા ઉત્પાદનને બદલે ઉત્પાદન બધા વર્ગોના ભલાને માટે થાય એવો ક્રાંતીકારક ફેરફાર જ આ વીષમ પરીસ્થીતીને પહોંચી વળશે.

ઉપર જે વાત આપણે કરી ગયા તે જ સમાજવાદની ટુંકી સમીક્ષા છે. તે જ કાર્યક્રમ આપણા લોકો સામે અત્યારે મુકવામાં આવેલ છે. તે સીવાય બીજો કાર્યક્રમ જ ન હોઇ શકે કારણ કે ઔદ્યોગીક પ્રગતીના જમાનામા યંત્રોનો બીજો ઉપયોગ થવો જ અશક્ય છે કા તો ઉત્પાદનના સંધનો—જમીન અને કારખાના—મુડીવાદીઓના હાથમા રહેવા દઇ જનતાના મોટા ભાગને રીબાવ દેવો કે તે ખુંચવી લઇ સામાન્ય હીતને માટે તેનો ઉપયોગ કરવો એ બે જ રસ્તા છે. મુડીવાદી સમાજની હરીફાઇથી ઘર આંગણે હજારો લોકોને ફાટયે લુગડે અને ભુખ્યે પેટે રહેવું પડે છે જ્યારે બીજા દેશો સાથે આર્થીક અથડામણ ઉભી થતાં વીગ્રહનાં મંડાણ મંડાય છે.

આ બધું કહેવાનું એક જ કારણ છે કે ઘણા વખતથી મુડીવાદી સમાજ જનતાના મોટા ભાગને મુર્ખ બનાવી રહ્યો છે. તે વધુ વખત ચાલશે તો મહેનતકશીઓને કાં તો અનાજ અનાજ કરતાં મરવું પડશે કે કાં તો બીજા દેશોના દારૂગોળાના ખોરાક બનવું પડશે.



# રશીઆની પાંચ વર્ષની યોજના

: લેખક :

જેની લી. એમ. પી.

**પાંચ** વર્ષમાં જુના રશીઆને પલટાવી નવીન રશીઆ બનાવી, આર્થીક તેમજ યાંત્રીક નજરે તેમાં અદ્ભુત પરીવર્તન કરવાની યોજના તરફ બ્રીટનવાસીઓ કેવી નજરે જુવે છે, તે આ લેખથી જોવા મળે છે.

## દોડતી દુનીઆ

આજની દુનીઆને દોડતી કહેવામાં આવે છે. આ દુનીઆને વેગ આપનાર ઘણા ઓછા દેશો છે પરંતુ એ બધા દેશોની શરતમાં રશીઆ પહેલી નીકળે છે એ શંકા વગરની વાત છે. આર્થીક યોજનાના ક્ષેત્રમાં રશીઆએ કેવી પહેલ કરી છે એ તો આજે સારું જગત જાણે છે.

આજના રશીઆની પરીસ્થીતી કટોકટીની છે એટલુંજ નહીં પરંતુ ઘણી રહસ્યમય છે અને જાણવા જેવી છે. સોવીએટ સરકારે કુનેહ અને શક્તીનો જાદુ ભરેલી એક યોજના ઘડી કાઢી છે જે આજે આલમની ચર્ચાનો વીષય થઈ પડ્યો છે, "પાંચ વર્ષની આ યોજના" ચાર વરસમાં ખતમ થવાની છે, એ ઘણાખરા જાણે છે બીજા દેશો જે યોજના પાર પાડતાં ચાર જન્મારા વીતાવે એને સફળ બનાવવા માટે રશીઆએ માત્ર ચાર વરસજ નોંધ્યા છે.

સ્ટાલીન અને તેના બીરાદરોને ઔદ્યોગીક પરીવર્તન અને ખેતીવીકાસ ૮૨ મહાર બાંધી યોજનાને અમલમાં મુકતાં ગજબનાક મુશ્કેલીઓ નડી છે અને અવી જ્યારે અડચણોને હટાવી આ યોજનાની ફતેહ જગત સન્મુખ ઝળકાવવાના સ્ટાલીનના મનોરથ છે.

જગતને સ્વપ્નામાં પણ સુઝે નહી એટલી તમન્નાપે આ યોજના ઉપર પડતી જાય છે. જેઓ રશીઆના ઉતર ભાગમાં કે દક્ષીણ ભાગના ગામડાંમાં કે શહેરમાં મુસાફરી કરે છે, મુલાકાત લે છે, તે બધાજ આપે લોકોથી વાત જણાવે છે કે આ યોજના પાર પાડવા માટે રશીઆના ખુણેખુણા સજ્જ થઈ ગયા છે, એટલુંજ નહીં પણ ત્યાં ધમધોકાર કામ ચલી રહ્યું છે. ઠેર ઠેર નવાં નવાં વીજળીનાં કારખાનાં, દાણા સંઘરવાના નવા નવા કોઠાર, તરેહ તરેહના ઉદ્યોગનાં કારખાના વગેરે ખડા કરવામાં આજે રશીઆ બધી શક્તી વાપરી રહ્યું છે.

## લોખંડી ઘોડા

આ બધા ઉપરાંત ખેતીવાડીમાં પણ ભારે ફેરફારો કરવામાં આવ્યા છે. જુની કઢંગી રીતથી વાવણી કે ખેતી આજે ત્યાં કરવામાં આવતી નથી. ૧૪ કરોડ ખેતરો પર હળ ચલાવનારા ખેડુત આજે ત્યાં

નજરે ચડતો નથી પરંતુ ટ્રેક્ટરોથી જમીન ખોદતા સુખી ખેડુતના ટોળાં આંખ આગળ ખડાં થય છે. સામુદાયીક ખેતરો અને વાડીઓની યોજનાને લઇને ખેતીવાડીએ જુદોજ પલટો લીધો છે. આ યોજનાથી ખેડુતો ખુબજ સંતોષાયા છે. હળને બદલે જમીનનાં ઢેફાં કરતા આ લોખંડી ઘોડાઓ જમીનને ઉંડી ખોદી પાક માટે ફળદ્રુપ બનાવી દે છે. રશીઆમાં જુનું ભુસાતું જાય છે અને નવુંજ પ્રકાશમાં આવતું છે.

આશરે ૪૦ ટકા ખેડુતો આમ સામુદાયીક ખેતીમાં શામેલ થયા છે. અહીં નીશાળના છોકરાઓ પણ પાંચ વરસની યોજના અને રશીઆના ભાવી વીશેની વાતો કરે છે. એટલે એનો અર્થ એજ કે રશીઆની રગેરગમાં આ યોજના ફેલાઇ ગઇ છે.

કોઇ પણ દેશ આ રીતે જબર ઔદ્યોગીક તથા ખેતીવાડીનો વીકાસ કરવાની યોજનાને હાથ ધરવા તૈયાર થાય ત્યારે તેના પરીણામે નાણાંનો પ્રશ્ન પણ ઉભો થાય છે. એટલે સોવીએટ સામે પણ આ પ્રશ્નો તો મુસ્કેલી જ હતા છે. બીજા દેશોમાં તો આવી યોજનાઓ ઉભી કરવામાં આવે છે ત્યારે લોન કાઢવાની રીતી બહાર પડે છે અને માલદાર લોકો આવી લોનોમાં પૈસા ભરી દેને નભાવે છે. પરંતુ સોવીયેટ રશીઆને મુડીવાદી દેશો તો મદદ કરતાંય અભડાઇ જાય છે, એટલે મુડીવાદી દેશો લોનોદ્વારા કે આવાજના હેતુદ્વારા નામનીજ, લુલી મદદ સોવીયેટને આપવા તૈયાર છે. તેથી આને અંગેના નાણાં ઉભા કરવાનો બોજો રશીઆના કામદારોના શીરે પડે છે એ પણ કહ્યા વીના ચાલે તેમ નથી. આ કારણને લઇને રશીઆની આ યોજનાની ટીકા કરનારા આ યોજનાને જબરો જુગાર કહે છે. પરંતુ આ કહેવાતા જુગારમાં રશીઆ જીત મેળવશે ત્યાં સુધી આવી વરાળ મુડીવાદી દેશો જરૂર બહાર કહાડવાના. દાખલા તરીકે જ્યારે મુડીવાદી દેશોમાં મ્યુનીસીપાલીટી કોઇ નવી ટાંકી ઉભી કરવાની યોજના ઘડે છે ત્યારે તે પહેલાં લોકો એને માટેના ખરચની લોન કાઢે છે અને તેમાંથી બાંધકામના ખરચના પૈસા મેળવે છે.

## નાણાંનો પ્રશ્ન

બીજો દાખલો પણ ધ્યાનમાં લ્યો. ધારો કે કોઇ શ્રમજીવી સ્ત્રી પોતાની કમાણી સીવવાના સંચા ખરીદવામાં નાખે તો તેની કમાણીમાંથી તે સીવવાનો સંચો એકી સાથે પૈસા આપી ખરીદી શકે તેમ નથી. તેને લઇને તે હપ્તાથી પૈસા ભરી દે છે, એટલે એ પ્રશ્નો નીકાલ થઇ જાય છે પરંતુ રશીઆમાં તો આવી રીત અમલમાં મુકવામાં આવતીજ નથી એટલે તેની સામે મુડીનો પ્રશ્ન ખડો થાય છે. રશીઆ જંગી યંત્રોની ખરીદીમાં પડયું છે, એટલે તેને પૈસા તો ચુકવવાના હોયજ ને?

ઉપર મ્યુનીસીપાલીટી અને સીવવાના સંચાના દાખલા આપ્યા તે બેમાંથી એક પણ રીત રશીઆ અખત્યાર કરે તો નાણાંના પ્રશ્નનો કાંઇક ઉકેલ થાય, અને એ વાત તેના લાભમાં આવે. પણ રશીઆએ તો આવી રીતે સામે પોતાનાં બારણાં બંધ કર્યાં છે, એણે જેટલો માલ ખરીદયો છે તેના પૈસા ચુકવવાની માગણીઓ પણ ખુબજ થવા માંડી છે. એ અઘરી ઉપરાણીને જવાબ તો આપેજ છુટકો.

પરંતુ ગમે તેટલી આફતો આવે, તો પણ પાંચ વર્ષની યોજનાને જીવતી રાખવાની તમન્ના આજે ત્યાં મોજુદ છે અને તેને

અંગે ગમે ટેટલા ભેગ આપવા જનરૂમુદ તૈયાર છે.' રશીઆની પાછળ ૫.૪ આ યોજનાની પાછળ ખરચાઇ રહી છે. પોતાની આયાત નીકાશના બદલામાં તેને આપવી પડે છે. અને ખુદ રશીઆના બજારમાં માલની તંગી પડતી જાય છે. મોજ-શોખની એકકે ચીજ ત્યાં મળી શકતી નથી. અને જીવનની જરૂરીઆતોપર પણ અંકુશ મુકવામાં આવે છે. અહીં ખોરાકને પુરા પાડવાના સાંસા પડે છે. માખણ જેવી ચીજ ત્યાં સાંપડતી નથી. માંસ પણ બહુ ઓછા પ્રમાણમાં વેચવામાં આવે છે. અને મોરોમાં માત્ર છોકરીઓ અને ખાટલારસ ઘોડાના ઉપયોગ પુરતાંજ ખેડાં વેચવામાં આવે છે.

આવી ભારે તંગીનું કારણ એ છે કે કુશકોએ (તવંગર ખેડુતો) સામુદાયીક ખેતી સામે રાવણું જમાવ્યુ હતું અને એ તોફાની મામલામાં તેઓએ એ યોજનાને જવાબ રૂપે, વેર લેવા કેટલાંયે જાનવરોને રહેંસી નાખ્યાં હતા, અને તેઓએ કારમો કત્લેઆમ ચલાવી હતી.

## રશીયાની તાકાત

ખીજું ઝારના જમાનામાં સામાન્ય ખેડુ-તોને એમજ ઠસી ગયું હતું કે માખણ, ખેડાં વગેરે ખોરાક તો કોઇ તહેવાર ઉપરજ પેટમાં નાખી શકાય, એટલે તે જમાનામાં આમ માખણ ઘી બજારમાં લેવામાં આવતાં એ સ્વાભવીક છે. આજે તો સામાન્ય ખેડુતો પણ એમ માનતા થઇ ગયા છે કે માખણ એ કાંઇ અમુકજ વર્ગ ઉડાવી શકે એવી ચીજ નથી. ખેડુતોના કુટુંબો પણ એ ખાય તો કાંઇ વાંધો આવે નહીં. રશીઆની કુલ વસ્તીમાં ૮૦ ટકા તો ખેડુતનાજ છે. હવે આ જંગી સંખ્યાના ખેડુતની રહેણીકરણીના ધોરણમાં જરાક ફેરફાર થાય તો જરૂર બજારમાં તેને પરીણામે ઉથલપાથલ થાય એ સ્વાભાવીક છે. શહેરોમાં પણ આનો પડઘો પડેજ અને બડમારીઓ ઉત્પન્ન થાય. એટલે જ્યાં સુધી આ બાબતમાં નવીન સમતોલપણું આચવવામાં નહીં આવે ત્યાં સુધી આવી હાલત રહેવાનીજ, છતાં જેઓ રશીઆને સમજે છે તેઓ બધા એમ કહે છે કે, આ દેશમાં આવા પશ્નોનું નીવારણ કરવાની તાકાત છે. આજ પણ આ દેશે દાણાના પ્રશ્નોનો તો ફેંસલો આણી દીધો છે. પરીણામે રોટીની હવે તંગી પડતી નથી. થોડા સમય બાદ સામુદાયીક વાડીઓ આખા રશીઆને માંસ, માખણ, અને ખેડાથી ભરછક કરી દેશે એ શંકા વગરની વાત છે. આ બધા પ્રશ્નો તો પાંચ વર્ષની યોજના જરૂર શીખવશે. માત્ર જરા ઉપાધી તો કરાવે તેવો સવાલ તો એ ઉભો થાય છે કે આ યોજનાને વેગવંત રાખવામાં નાણાંની ભીડ અનુભવવી પડશે.

જો બ્રીટીશ સરકાર ઠીંગણ બીડી રશીઆને તેની યોજના પુરી પાડવામાં જરા સહાય આપે, તો જરૂર બન્ને દેશોને લાભ થાય.

બ્રીટનના ધોરા અને પોલાદના કામદારો અત્યારે સાવ નવરા બેઠા છે જ્યારે રશીઆને આ માલની જબરી જરૂર છે.

રશીઆના વેપારને કોઇ પણ પ્રકારે રૂંધી નાંખવાની મુડીવાદી દેશો અનેક બાજી રમે છે છતાં પણ આજે દુનીઆમાં જબરી ઉથલપાથલ ચાલી રહી છે. એટલે આતા આ મુડીવાદી દેશોને રશીઆની સાથેના વેપારના સંબંધને કાપ મુકી શકયા નથી. રશીઆ સામે ગમે તેવું પ્રચારકાર્ય આ મુડીવાદી

દેશો ચલાવે તો પણ આમ વેપારનો વહેવાર શા. માટે તેઓ ચાલવે છે? વેપારના સ્વાર્થ માટે યો મુડીવાદી દેશો શું'કેલું' પણ પાલું ગળી જાય તેના છે એ ભુલવું ન જોઇએ.

## બ્રીટન સાથેનો વેપાર

સપ્ટેંબર ૧૯૩૦ સુધીમાં રશીયાએ બ્રીટન પાસેથી ૧૫,૩૯૫,૦૦૦ પાઉંડના માલની ખરીદી કરી હતી. જ્યારે ૧૯૨૯ ની સાલમાં ખરીદીનો આંકડો ૯,૯૧૨,૪૭૩ પાઉંડ જેટલો હતો એટલે બ્રીટન અને રશીયા વચ્ચેનો વેપાર વધતો જાય છે એતો પુરવાર થઇ ગયું.

બ્રીટનથી રશીયામાં ચડતા માલની કીંમત સપ્ટેંબર ૧૯૩૦ માં ૩,૪૦૦,૦૦૦ પાઉંડની હતી. ગયા વરસ કરતાં આ આંકડાઓમાં પણ વરૃધ્ધી થઇ છે.

૧૯૨૯–૩૦ માં રશીઆના બારામાં દાણા, લાકડું, અને એવી બીજી ચીજોથી ભરપુર બનેલાં બ્રીટીશ જહાજો ૪૧૮ ની સંખ્યામાં ધુમાડો કાઢી રહ્યા હતાં. ગયા વર્ષે માત્ર આવાં ૭૬ જહાજોએજ રશીઆના બારામાં દેખાવ દીધો હતો.

એટલે જ્યારે વેપારધંધા અને મજૂરાં મરમ થવાની વાત આવે છે ત્યારે બીજા દેશો રશીઆની તરફ સુગ ચડાવતા નથી. એ બેઠું'દુ લાગ્યા વીના કેમ રહે?

આજે તો બ્રીટન કરતાં પે જરમન અને ઇટાલીયન સરકાર, અમેરીકન અને ઇંગ્લીશ ખાનગી પેઢીઓ સોવીયેટને ઉધાર માલના વેપારની હળવી શરતો આપવા તૈયાર થએલ છે બહારની મદદ મળે કે ન મળે, રશીઆ તો પોતાનું ધ્યેય પાર પાડવાના અડગ નીશ્ચય પાછળ પોતાનું બધું બળ રોકી રહ્યું છે. જનસમુહને પણ આ વાત સમજાવીને ચાલી ચડાવવામાં આવી છે એટલે એને અંગે ભોગો આપવા પણ સમુહ હરેક રીતે તૈયાર છે.

આજના રશીયાનું માનસ સમજવા માટે કોઇ પણ જણે તેના ભુતકાળ પર નજર નાંખવી ઘટે છે. જુના કાળમાં ક્રમદારો કેવી ગરીબી દશામાં તથ મલીન વાતાવરણમાં ઉછરતા અને હાલના શ્રમજીવીઓ કેવા સમજુ અને ભાવનાવાળા બની ગયા છે, એ લોકોને મુકેલંદરે આ દેશ બહુ અચ્છો છે એમ કહ્યા વીના ચાલે તેમ નથી. જાગૃત થએલ શ્રમજીવીઓનો સમુહ માત્ર પેટમાં અનાજ નાખીનેજ જીવી જાણતો નથી પરંતુ કલ્પના અને બુદ્ધીનો પણ કામેલ ઉપયોગ કરે છે. ખાસ કરી યુવાનોને તો રશીઆની હકીકતથી, તેના અખબારથી જીગરની ઝણેણાટી પેદા થઇ છે, એટલુંજ નહી પણ પાંચ વર્ષની યોજનાને ઝગહગતી બનાવવામાં તેઓએ પોતાની બધી શક્તીઓને રોકી દીધી છે.

# બ્રહ્મદેશ

: લેખક :

ઇતિહાસનો અભ્યાસી

બ્રહ્મદેશને હીંદથી છુટો પાડવાનો નીર્ણય લંડનના ગોળમેજી તમાસામાં કરવામાં આવ્યો છે. તે પ્રસંગે આ લેખ 'નવયુગ' ના વાંચકોને જરૂર ઉપયોગી લાગશે.

બ્રીટીશ સામ્રાજ્યવાદીઓના રાજકારણમાં હીંદુસ્થાન તેની તમામ મુત્સદ્દીગીરીનું મધ્યબીંદુ છે.

તેથી જેમ વાયવ્ય સરહદના પ્રાંતો નજીકના પુર્વના પ્રદેશોની કુટનીતી માટે બ્રીટનના મુડીવાદી સામ્રાજ્યવાદીઓની દૃષ્ટીએ સામ્રાજ્યવાદના સંરક્ષણની ચાવી રૂપ છે. તેમ બ્રહ્મદેશ ટીબેટ, ચીન, જપાન તેમ જ રશીઆને લગતા કારસ્થાનમા સામ્રાજ્યવાદના સંરક્ષણની ચાવી રૂપ છે.

એટલું જ નહીં પણ બ્રીટનના મુડીવાદીઓને માટે ખાસ કરીને તેલ, ચોખા અને ઇમારતી લાકડાની ઉત્પન્નથી તે ધન કમાવાનું પણ કેન્દ્રસ્થળ થઇ પડેલું છે.

તેથી જ્યારથી હીંદને કોઇપણ જાતનું સ્વરાજ આપ્યા વીના છુટકો થાય તેમ નથી એવું બ્રીટીશ મુત્સદ્દીઓને લાગ્યું, ત્યારથી જ હીંદને ખર્ચે તેમ જ હીંદી લશ્કરની મદદથી જીતાયલા બ્રહ્મદેશને હીંદથી છુટો પાડવાની યુક્તી અમલમાં મુકાઇ છે. અને સાયમન કમીશને તેમ જ હીંદી સરકારે બ્રહ્મદેશને હીંદથી છુટો પાડી નાખવાની નીતી એકદમ જાહેર કરી દીધા પછી, બંને દેશ વચ્ચેના આર્થીક તેમ જ વ્યાપારી સંબંધોને સગવડ ભરી રીતે કેમ છુટા પાડવા તેને, વીચાર કરવાની પણ ભલામણ કરી છે.

આ કામમાં ખાસ કરીને બ્રહ્મદેશના હાલના ગવર્નર સર ચાર્લ્સ ઇન્સે તેમાં મહત્વનો ભાગ ભજવવા માંડયો છે, તેમ જ તેની પહેલાંના બ્રહ્મદેશના ગવર્નર સર હારકોર્ટ બટલરે તેમાં પોતાનો સુર પુરાવ્યો છે.

ખુદ હીંદી સરકાર સાયમન ભલામણો ઉપરના પોતાના ખરીતામાં એ વાતનો સ્વીકાર કરે છે કે : "બ્રહ્મદેશમાં મોટી સંખ્યામાં હીંદીઓ વસે છે અને બ્રહ્મદેશના વ્યાપાર ઉદ્યોગમાં હીંદી મુડી તેમ જ હીંદી મજુરીએ મહત્વનો ભાગ ભજવ્યો છે." તેમ છતાં બ્રહ્મદેશને હીંદથી સર્વાંગે સંપુર્ણ છુટો પાડી દેવાની ભલામણ બે મુખ્ય મુદ્દા ઉપર કરવામાં આવે છે. તે એ કે : [૧] હીંદથી છુટા થવા માટે બ્રહ્મીઓમાં સજ્જડ લાગણી છે; અને [૨] સ્વરાજની દીશામાં આગળ વધતાં હીંદમાં બ્રહ્મદેશને યોગ્ય સ્થાન આપવામાં બંધારણને લગતી મુશ્કેલી નડશે. સાયમન કમીશનના સભાસદોએ બ્રીટીશ પાર્લામેન્ટને તેમ જ બ્રીટીશ જનતાને આ મુદ્દા વધુ વીગતથી સમજાવતાં જણાવ્યું છે કે :



બ્રહ્મી વીગ્રહ વખતનો દશ્ય

[૧] બ્રહ્મદેશની જનતા હીંદીઓથી સાવ જુદી છે,

[૨] બન્ને પ્રજા ભીન્ન ભીન્ન વંશની છે અને તેમનો ઇતીહાસ પણ પરસ્પરથી જુદો છે,

[૩] અગાઉના હીંદી રાજાઓએ કદી પણ બ્રહ્મદેશ ઉપર રાજ્ય કર્યું નથી,

[૪] બ્રહ્મીઓ જે દેશમાં વસે છે તે દેશ ભૌગોલીક દ્રષ્ટીએ હીંદથી છેક જ નીરાળો છે, અને બન્નેની વચ્ચેનો સંબંધ સાગર, પહાડો અને જંગલોથી કપાઇ ગયો છે.

સાયમન કમીશનની આ જ દલીલો બ્રીટન સાથેના સંબંધથી હીંદને છુટા થઇ જવાના કારણ માટે વાપરીએ તો તેમાં કંઇ પણ ફરક પડતો નથી, છતાં હીંદને કાયમને માટે બ્રીટનના મુડીવાદી સામ્રાજ્યવાદના હીત અર્થે બ્રીટન સાથે જોડાયલા રહેવાની દલીલો કરનાર સાયમન અને તેના મીત્રો, બ્રહ્મદેશને માટે જુદી જ રીતે વાત કરે છે, એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે

વળી કમીશનની ત્રીજી દલીલ બીજી રીતે પણ નકામી ઠરે છે, કેમકે હીંદી મુડી અને હીંદી માણસોની મદદથી બ્રહ્મદેશ ઉપર બ્રીટીશોએ કાબુ મેળવ્યો છે, ઉપરાંત જે દલીલો બ્રહ્મદેશને હીંદથી છુટા છેડા કરવા માટે કમીશને અગત્યની લેખી છે, તે દલીલો બ્રહ્મદેશને બ્રીટીશ સામ્રાજ્યવાદના પંજામાંથી છુટો કરી સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ખીલવા દેવા માટે પણ તેટલી જ મહત્વની લેખાવી જોઇએ પરંતુ સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓ હમેશાં મુડીવાદી સામ્રાજ્યવાદના હીત અર્થે "ભાગલા પાડીને સત્તા ભોગવવા"ની નીતીનો ઉપયોગ કરવા ઉપરાંત જરૂર પડે પ્રજા સમુહના એક વર્ગને પ્રજા સમુહના બીજા વર્ગ સામે ધર્મને નામે, રાષ્ટ્રીય ભાવનાને નામે અથવા બીજા કોઇ નામે ભડકાવીને જુદા પાડવા માટે પોતાના મદદગાર બનાવે છે. નહીં તો જે દલીલો એકમો વર્ષ

જાગીરી જમાન છે. એ જ રીતે અત્યારે બ્રહ્મદેશને સ્વરાજને પંથે પગલાં હીંદથી છુટો પાડી દેવામા પણ એ જ સામ્રાજ્યવાદી મુત્સદ્દીગીરીના દર્શન થઇ શકે છે.

બ્રીટનની પ્રજા ચોખા અને ઘઉં ખાય છે તેમા ઘઉં મોટે ભાગે પંજાબથી જાય છે અને ચોખા બ્રહ્મદેશથી જાય છે બ્રહ્મદેશના બંદારેથી 3,000,000 ટન ચોખા બહાર ચડે છે ઉપરાંત બ્રીટીશ વ્યાપારીઓએ—તેમા પણ ખાસ કરીને સ્કોટલેન્ડવાળાઓએ બ્રહ્મદેશમા મોટા પ્રમાણમા મુડી નાખી છે એમાએ ખાસ ટ્રેડીંગ કંપની [જેના સંરક્ષણના બહાને બ્રહ્મદેશને ત્યાના રાજાના હાથમાથી પડાવી લેવામા આવ્યો હતો], બર્માટાન, બર્મા ઓઇલ, સ્ટીલ બ્રધર્સ, બર્મા કોરપોરેશન, બ્રીટીશ ઇંડીયા સ્ટીમરશીપ મેકગ્રેગર્સ, બુલોરસ અને બીજી વ્યાપારી પેઢીઓ જે દર વર્ષે કરોડોની કમાણી કરે છે, જેમણે હીંદના કીનારા વ્યાપાર માટે સ્ટીમરો ચલાવવાનો ય લગભગ ઇજારો નાખ્યા છે, જેમના નફામા બ્રીટનના અનેક રોકાણકારોના નફા રહેલા છે, જેને લીધે હાજીભાઇ જેવા ખરડાઓને ભયંકર નીરાશ થાય છે, તેવી માલદાર પેઢીઓ મારફત ચુસણ નીતી ચાલુ રાખે છે, તેવા વ્યાપારીઓના વ્યાપારના સંરક્ષણ અર્થે બ્રહ્મદેશની સાથે ત્રણ યુદ્ધો થયા અંતે તેને હીંદ સાથે જોડી દીધા અને આજે એ જ વ્યાપારના સંરક્ષણ અર્થે બ્રહ્મદેશને હીંદથી છુટો પાડવાની હીમાયત થઇ રહી છે. બ્રહ્મદેશમા તેલના કુવા છે અને ભવીષ્યની લડાઇઓમા સ્ટીમરોમા તેમ જ વીમાનોમાં તેલનો ઉપયોગ થવાનો એટલે તેના ઉત્પન્નવાળા સ્થાનો ઉપર સામ્રાજ્યવાદીઓનો સ્વાભાવીક રીતે જ ડોળો રહે છે. સીંગાપુરના બ્રીટનના નૌકા લશ્કરનું નવું બનનારુ મુખ્ય મથક પણ બ્રહ્મદેશની પાસે આવ્યું છે, ઓસ્ટ્રેલીઆના સંરક્ષણ અર્થે જ નહી પણ સામ્રાજ્યના યુદ્ધમા ઉતરે તે વખતે સહાયક થવાની દ્રષ્ટીએ પણ બ્રહ્મદેશ હીંદના રાષ્ટ્રમતવાદીઓના સંસર્ગથી સ્વતંત્ર હોય, તેના લશ્કર ઉપર, તેના નાણા પ્રકરણ ઉપર હીંદીઓની કંઇ પણ લગામ કે અંકુશ ન હોય તો વધુ છુટથી કામ થઇ શકાય એ પણ વીચારમા લેવા જેવા મુદ્દા છે.

વળી બ્રહ્મદેશ હીંદથી છુટો પડે તો તેના નાણા પ્રકરણનો આધાર બ્રહ્મદેશના સાધનો ઉપર રહે, સર હારકોર્ટ બટલર જેવા પણ કહે છે કે "બ્રહ્મદેશની ખીલવણી માટે તેને નાણાં લેવાની જરૂર છે" અને જો બ્રહ્મદેશ હીંદથી સ્વતંત્ર હોય તો બ્રીટીશ મુડીને ત્યા વધુ મોટી સંખ્યામા રોકવા માટે પણ સારામા સારી તક મળે તેમ છે વર્તમાનયુગનો સામ્રાજ્યવાદ મુડીવાદની પાછળ પાછળ પોતાનો પંજો પ્રસારે છે એ તો જાણીતી જ વાત છે

આમ બ્રહ્મદેશને હીંદથી છુટો પાડવાની હીલચાલની પાછળ અનેક મહાન પ્રશ્નો સંકળાયલા છે

[ 3 ]

બ્રહ્મદેશને બ્રીટીશ હીંદની સાથે કેમ જોડી દેવામા આવ્યો તે ઇતીહાસ પણ આ લેખને સંપુર્ણ બનાવવા માટે જરૂરી છે ટુંકામા આપણે તે જોઇ જઇએ :

અઢારમી સદીના પહેલાનો બ્રહ્મદેશનો ઇતીહાસ અનેક રંગી છે ચીન અને સીઆમની સાથે તેને અનેક વખત ઘર્ષણમા ઉતરવું પડતું હતુ. પરંતુ ૧૭૫૦ મા એલો-

આવંશના રાજાએ અનેક યુધ્ધોમાં વીજય મેળવીને અર્ધ સૈકા સુધી પોતાના ઝળકદાર ઇતીહાસને ટકાવી રાખ્યો હતો. તેણે તેમ જ તેના વંશજોએ આસપાસનાં નાનાં નાનાં રાજ્યો ઉપર વીજય મેળવીને તે રાજ્યોને પોતાના રાજ્ય સાથે જોડી પોતાની પ્રતીષ્ઠા તેમ જ સત્તા વધારવા માંડી હતી. તેવામાં બ્રીટીશોએ આસામ ઉપર કબજો જમાવ્યો અને બ્રહ્મી મહારાજ્યનો બ્રીટીશ સત્તાની સાથે પાડોશી તરીકે સંસર્ગ થયો. એ સંસર્ગમાંથી આવેલાં પરીણામે બ્રહ્મી મહારાજ્યને બ્રીટીશ સત્તા ગળી ગઇ અને તેને બ્રીટીશ હીંદની સાથે જોડી દેવામાં આવ્યું.

લોર્ડ એમહર્સ્ટના સમયમાં બ્રહ્મદેશની સથે છેડછાડ થઇ. ચીતાગોંગ, ઢાકા અને મુર્શીદાબાદ એ આરાકાનના જુના રાજ્યના તાબામાં હતાં, અને આરાકાનના રાજ્યને બ્રહ્મી મહારાજ્ય સાથે જોડી દેવામા આવેલું હોઇ તે ત્રણે સ્થાન ઉપર બ્રહ્મીઓનો હક્ક છે માટે તેમને તે સોંપી દેવા એ માગણીને લીધે બ્રહ્મીઓની સામે ૧૮૨૪મા પહેલી ખર્ચાળ લડાઇ શરૂ થઇ. બ્રહ્મીઓની સેનાએ પુર્વ બંગાળની સરહદમાં પ્રવેશ કર્યો એટલે તેની સામે સર આર્ચીબાલ્ડ કેમ્પબેલની સરદારી નીચે હીંદી અને અંગ્રેજી સેનાએ હુમલો કર્યો. તેમાં બ્રહ્મીઓ છેવટે હાર્યા. તેમણે છેવટે યાન્દાબુ ખાતે અંગ્રેજો સાથે તહનામું કરી લડાઇની નુકશાની પેટે એક કરોડ રૂપીઆ આપ્યા, અને આસામ, આરાકાન તેમ જ તેનાસરીમ ઉપરનો કાબુ ઉઠાવી લેવા ઉપરાંત કચાર, જૈન્ટીઆ તેમ જ મણીપુરમાં માથું નહીં મારવાનું વચન આપ્યું. પરંતુ આ લડાઇમાં બ્રહ્મીઓની સામે લડવા આવેલા બ્રીટીશ સેનાપતીએ પોતાના સૈનીકો માટે ખાવા પીવાની પુરતી સગવડ સાથે રાખી નહોતી અને બ્રહ્મી સૈનીકો પાછા હઠતી વખતે તમામ સામાન સાથે લઇ ગયા હતા એટલે બ્રીટીશોને તેમ જ હીંદીઓને બહુ જ હાડમારી વેઠવી પડી, તેવામાં વળી ચોમાસું બેઠું અને બ્રીટીશ લશ્કરમા મેલેરીઆ શરૂ થયો તેથી અનેક માણસો મરી ગયાં. આ લડાઇમાં આવાના રાજાને સુલેહ સ્વીકારવી પડી હતી છતાં એટલાથી તે શાંત બેસી રહે તેમ નહતો. બ્રીટીશ વ્યાપારીઓને તે પોતાના પ્રદેશમાં ઇચ્છતો નહતો એટલે તે તેમની સથે તેમને અપમાન લાગે તેવી સ્વતંત્ર રીતે વર્તતો. આથી બ્રીટીશ વ્યાપારીઓના સંરક્ષણ અર્થે તેમ જ સામ્રાજ્યવાદના વીસ્તાર માટે ૧૮૫૨ મા આવાના રાજાની સામે ડલહાઉસીએ દેશીરાજ્યોને ઓહીયા કરી જવાની પોતાની નીતી પ્રમાણે લડાઇ જાહેર કરી અને રંગુન, માર્ટાબાન, બસેઇન, પ્રોમ અને પેગુના પ્રાંતને બ્રીટીશ રાજ્ય સાથે જોડી દીધા. આથી આખો નીચલો બ્રહ્મદેશ બ્રીટીશોના કબજામાં આવી ગયો, પરંતુ તે વખતે હીંદી સૈનીકોને જે હાડમારીઓ સહન કરવી પડી, તેથી તેમના દીલમાં કડવાશની લાગણી ઉભી થઇ તે ઘણા વખત સુધી ગઇ નહીં. જાણીતા બ્રીટીશ ઇતીહાસ લેખકો ૧૮૫૭ના સ્વાતંત્ર્ય યુદ્ધના કારણોમાં એક એ કારણ પણ ગણાવે છે. આમ છતાં હજી બ્રહ્મીઓનું રાજ્ય બાકી રહ્યું હતું તે કામ લોર્ડ ડફરીનના સમયમા પુરૂં થયું. ડફરીન વાઇસરોય તરીકે આવ્યો ત્યારે રશીયા અને ઇંગ્લંડની વચ્ચે પુષ્કળ અવીશ્વાસ ઉભો થયો હતો, તેથી અફઘાનીસ્થાનમાં પોતપોતાની સરહદો ઠરાવવા તે બન્ને દેશો વખતે સરહદ કમીશન નીમાયું હતું. એ વખતે હીંદમાં ૧૦ હજાર માણસોનું ગોરૂં અને ૨૦ હજાર માણસોનું દેશી લશ્કર વધારી આપપતવેરાને નવેસરથી ફરીથી શરૂ કરવામાં આવ્યો હતો.



# ઇ લ કા બ

નવલિકા

:લેખક: કિશોર

જેનું એક વખતે ખુબ મહત્ત્વ મનાતું, પણ આજે જે કોડી હિસાબમાં નથી તેવા ઇલકાબ ઉપર અજવાળું પાડતી નવલિકા.

ડીસેમ્બરનું બીજું અઠવાડીઉં શરૂ થઇ ચુક્યું હતું. ઠંડીનો ચમત્કાર જણાવા લાગ્યો હતો. પરંતુ હજુ સખ્ત અટકે તેમ નજીકના ભવીષ્યમાં જોતા કોઇ કંઇ કહી શકે તેમ ન હતું.

લંડનથી દરરોજ આવતા તારના સંદેશા પળે પળે નવી નવી વાતો લાવતા હતા. સવારનાં અને સાંઝનાં વર્તમાનપત્રો વાંચીને જનતા આશા નીરાશામાં ઝોલાં ખાતી હતી.

નવનીતરાય સરકારી મંડળમાં માનીતા માણસ હતા. કટોકટીના સમયે તેમની મદદ સ્થાનપરના અમલદારી મંડળને ઘણી જ ઉપયોગી થઇ પડતી હતી.

આજે તેમને સરકારી મહેલમાં બોલાવવામાં આવ્યા હતા. જમવાનો સમય થઇ ગયો હતો. કોલેજમાં શીખતો એમનો જવાન પુત્ર વીનોદ હંગીંગ ગાર્ડન ઉપરથી ફરીને હમણાં જ પાછો આવ્યો હતો. તેમની પુત્રી તરંગીણી પોતાની મીત્રમંડળીને વળાવીને બંગલાના આગણમાથી સીધી એની માતા પ્રવીણાની પાસે ગઇ હતી.

નવનીતરાયના આવવાનો સમય થઇ ગયો છતાં તે આવ્યા કેમ નહીં એનો પ્રવીણા વીચાર કરી રહી હતી. સરકારી મહેલના નોતરાની વાત નવનીતરાયે પ્રવીણાને કરી હતી, એટલે ત્યાં શું બન્યું તે જાણવા પ્રવીણા આતુર હતી.

વીનોદ સત્તર વર્ષ વટાવી ગયેલો તાજો જ કોલેજમાં ગયેલો, નવનીતરાય કરતાં જુદા જ માનસનો જવાનીયો હતો. ડગલો ટોપી ઉતારી તે પ્રવીણાના ખંડમાં આવ્યો, અને તરંગીણીને જોતાં જ તેને સંબોધીને તેણે કહ્યું:

"તરંગી તેં સાંજના છાપાની 'કોલમ' જોઇ ?"

"ના, કેમ ?"

પ્રવીણા ભાઇ બહેનની વાતમાં પોતાની ચીંતા વીસરવા દેખીતો પ્રયાસ કરવા લાગી.

"પેલા સરઘસ ઉપર ભારે લાઠી ચલાવવામાં આવી." જરાક ઉશ્કેરાઇને વીનોદે કહ્યું.

"એ તો ધાર્યું જ હતું."

તરંગીણીએ ધીરેથી કહ્યું.

"પણ આ કેવું કહેવાય?"

"હજી મેં જાણ્યું એવું નથી."

"તરંગી, તને આવી વાતો સાંભળીને ક્રોધ થતું નથી? મારું તો ભાઇ રક્ત ઉકળે છે."

"નીર્દોષ માણસોને માર પડે તે તો મને ય નથી ગમતું."

"પણ શું દેશભક્તી એ ગુન્હો ગણાવો જોઇએ?"

પ્રવીણાને વીનોદના આ જાતના વીચાર દેખીતી રીતેજ ગમતા નહીં. પોતના સોફાની બાજુની ત્રીપાઇ ઉપર પડેલા પરદેશી બનાવટના એક પુતળાને પંપળતી પંપાળતી તે વીનોદની વાત સાંભળી રહી હતી. પણ વાત આટલે આવતાંજ તે વચ્ચે પુછાઇ.

"વીનોદ, એ લોકો સરકારી કયદાનો ભંગ કરવા જાય છે, શું કમ? તું હજી આ બધી વાતો સમજવા માટે નાનો છે. તારે જાહેરમાં આવા વીચારો બતાવવા ન જોઇએ."

"શું કામ નહીં. મમ્મા! શું હું માણસ નથી, શું હું આ દેશનો વતની નથી?"

"પણ તેમ તો પપ્પા આ દેશમાં જ રહે છે. શું એ તારા જેટલું નથી સમજતા

...વીશેષ છે. ન્યુઝીલાંડ...જેટલું કદાચ નથી ...રાનો વધારો ૩ પાઉન્ડ

...ટેટની આના વીચારોને માન ...ળી એ

...૧૨ ...રોનો ય વારસો મનાતો ...છે ...રો હસી ગયો.

તરંગીણીને નાના ભાઇના એ એકજ વાક્યમાંથી નવો જ વીચાર મળી ગયો.

"મમ્મા!" વીનોદે પોતાની વાત આગળ ચલાવી: "અમારી કોલેજમાં કાલે વારસા હક્ક ઉપર સુંદર ચર્ચા ચાલી હતી. તેમાં પીતાના મીલ્કત ઉપરનો વારસાહક્ક નવજવાનોએ નહીં સ્વીકારવો એવું વધુ મતે ઠર્યું"

"તું કયા પક્ષમાં હતો?"

તરંગીણીએ આતુરતાથી પુછ્યું.

"વધુમતીના."

"એમ?" પ્રવીણાથી ભય અને આશ્ચર્યની લાગણીથી બોલાઇ જવાયું.

"કેમ એમાં શું ખોટું છે?"

વીનોદે પુછ્યું.

"પણ તમારા પક્ષના શું મુદ્દા હતા?"

"તરંગીણી તારે એ જાણવું છે! જો ટુંકામાં અમારા મુદ્દા એ હતા કે પીતા જો મીલ્કતદાર હોય તો પોતની મીલ્કતના જોરે તે સંતાનોની ઉગતી અભીલાષાઓને અને સ્વતંત્ર મહત્વાકાંક્ષાઓને કચડી નાખે છે. એથી વરસાના રહી સંતાનોને જન્મથીજ પરાધીન બનાવે છે. મમ્મા કહે છે, તેમ પપ્પાના વીચારોને પણ મારે ઇચ્છા હોય કે નહીં છતાં એમના પુત્ર તરીકે સ્વીકારવા પડતા હોય તો તે કેટલી બધી પરાધીનતા કહેવાય?"

"પણ ભાઇ જો પપ્પાનો વકર સરકારી મંડળમાં કેટલો બધો પડે છે? આમ છે તેમાં જો તારા વીચાર કોઇ પણ રીતે એ મંડળના જાણવામાં આવે તો, તેમને માટે કેવું કહેવાય? આજ કાલ તો કોલેજમાથી પણ છુપી પોલીસને ખબર નહીં મળતી હોય તેમ માનવું નહીં."

"એમ થાય તો પણ શું? મમ્મા! તમેજ કહેતાં હતાં કે હવે થોડા દીવસમાં

મને અઢારમુ વર્ષ બેસશે પછી હુ ઉમ્મર લાયક ગણાઇશ તેમ 'ત્યા મારે મારા સ્વતંત્ર અભીપ્રાય બાંધવા નહી'?"

પ્રવીણાને પુત્રના આવા વીચારો સાભળીને દુઃખ થયું. તેનાથી નીશ્વસ મુકાઇ ગયો. જે વીચારોને નીંદવા માટે એ જાગ્રત થઇ ચુકી હતી, તેવાજ વીચાર એના ઘરમા એના એકના એક પુત્રની મારફત પ્રવેશે, તે જ એનાથી માની શકાતું ન હતું.

તે વીનોદને શીખામણ આપવા જતી હતી. તેટલામા નવનીતરાય આવી પહોચ્યા

[ ૨ ]

તે જરા ઉશ્કેરાયલા, શ્રમીત થઇ ગયા હોય તેવા લાગતા હતા

છોકરાને ત્યા જોઇને તેમણે જરા ખુશ મીજાજી બનવાનો દેખીતો પ્રયત્ન કર્યો

પ્રવીણાએ તેમને અંદર આવેતા જોતા જ કહ્યુ .

"આજે બહુ મોડુ થયુ, કઇ?"

"ખાસ તો કંઇ નહી.-પણ, હં, જમવાનું તૈયાર છે?"

"તમે વખતે મોડા આવશો એમ માનીને મેં હમેશ કરતા અડધો કલાક મોડી રસોઇ તૈયાર કરવાનુ કહ્યુ છે."

"ચાલો, કઇ નહી. હું કપડા બદલીને અહીં જ આવું છુ" કહીને નવનીતરાય ગયા, અને તે પાછા આવ્યા ત્યા સુધી પ્રવીણાના ખંડમા મરજીયાત મૌન પથરાઇ રહ્યુ.

તેટલામા નવનીતરાય આવી પહોચ્યા.

"તમે આજે કેમ કંઇ થાકી ગયેલા જેવા લાગો છો?" પ્રવીણાએ પતીને લાડ કરતી હોય તે રીતે પુછ્યું

"એમ, એવું દેખાય છે?"

"હા."

"તેનું કરણ તો છે."

"શું? કેમ કંઇ સરકારી મહેલમા બોલચાલ થઇ, કે બ્યાપાર ધંધામા .."

"ના, ન. તેવું કંઇ છે જ નહી" નવનીતરાય વચ્ચે જ બોલી ઉઠયા

"ત્યારે?"

"મારા મન ઉપર એક પ્રકારનો મોટો બોજો આવી પડયો છે સરકારી મહેલમા થયેલી વાતચીતથી મારા મીન ઉપર ભારે આઘાત થયો છે—"

"શું સરકાર કંઇ ગભીર પગલા ભરવા માગે છે?"

"ના પણ સરકાર ગભીર પરીસ્થીતીમા મુકાઇ છે. એ બધી વાત જમ્યા પછી હું કરત, પણ હવે જમવાનુ મોડુ થવાનુ છે એટલે હમણા જ એ વાત કરી લઇશ. મે એમ કહ્યુ કે સરકાર ગંભીર પરીસ્થીતીમા મુકાઇ છે. પણ એની એ મુસ્કની થોડા દીવસની છે"

"કેટના?"

"આતાલ સુધીની"

"તો પછી તમને આઘાત થવાનુ કારણ શુ છે પપ્પા?

વીનોદ અત્યાર સુધી માત–પીતાની વાત સાભળી રહ્યો હતો તેણે કહ્યુ

"તમે તે સબધમા કઇ ખાસ સાભળ્યુ?" પ્રવીણાએ પુછ્યુ

"ના પણ કશુંક ખસ જેવું લગભગ એક કલાક પહેલા જ સરકારી મહેલમા મને અગાઉથી જરા પણ ચેતવણી આપ્યા વીના તે બતાવવામા આવ્યું અને તેથી જ મને ધક્કો લાગ્યો હોય તેવું લાગ્યું. તમે

આ ઉપરથી કદાચ સમજી શકશો કે એમ શાથી થયું હશે?"

"ના, અમારાથી એ નથી સમજાતું." પ્રવીણાએ કહ્યું.

"નવા વર્ષના ખીતાબો માટે જેમનાં નામ દીલ્હી વઝીરની કચેરીમાં મોકલવાનાં છે તે, અને તેમાંય પસંદ કરવામાં આવેલા કેટલાક મહાશયોની નામાવલી જોવાથી!"

"ઓહ!" મીસીસ નવનીતરાય ચમકી ગયાં.

"પપ્પા! તમે એ બધી વાત કરો. મારે આ બધા ખીતાબોના ભપકા પાછળની વાતો જાણવી છે. ખરેખર એ ખીતાબોના સંબંધમાં મેં જે સાંભળ્યું છે તેથી મને તો એ બધી મુત્સદ્દીગીરીની રમત જ લાગે છે. જુઓને રામ્સે મેકડોનાલ્ડ કેટલાય લોકોને ઈલકાબધારી બનાવી શકે છે, છતાં પોતાને તેમાંથી અલગ જ રાખે છે. ગ્લેડસ્ટનને માટે કહેવાય છે કે તેણે પોતાના વખતમાં કંઈ નહીં તો લગભગ ચાળીસ માણસોને 'અર્લ' બનાવ્યા હશે અને ઓછામાં ઓછા સાત હજારને 'બેરોનેટ' બનાવ્યા હશે, છતાં તેણે પોતાને માટે એક પણ ખીતાબ કે ઈલકાબ પસંદ કર્યો નહીં. જો હું એને સ્થાને બ્રીટનનો મુખ્ય પ્રધાન હોઉં, અને ખીતાબોમાં મારી શ્રદ્ધા હોય—જો કે મને તેવી કશી શ્રદ્ધા તેમાં છે જ નહીં—તો સહુથી પહેલાં તો હું જાતે જ ડયુક બની બેસું, પછી મારા પ્રધાન મંડળમાંથી કોઈને માર્ક્વીસ તો કોઈને વાયકાઉંટ બનાવું, મારા ખાનગી મંત્રીઓને 'નાઈટ' બનાવી દઉં"

"અત્યારથી જ ત્યારે તું રાજકારણમાં રસ લેતો લાગે છે?"

નવનીતરાય પુત્રની વાતથી કંઈક ખુશ થતા લાગ્યા.

."કેમ ન લે? જે પીતાએ કર્યું તે પુત્ર પણ કરશે." પ્રવીણાએ ઘડી પહેલાંની પોતાની વાત ભુલી જવાનો દેખીતો પ્રયત્ન કર્યો.

"તો મારી પાસેથી તું રાજકારણની પ્રાથમીક વાતો જાણી લે."

"જરૂર."

"વર્તમાન સરકારોની સહુથી પહેલી ફર્જ શું છે, કહે જોઈએ?"

"રાજ્ય કરવું તે."

"નહીં, નહીં. હજી તું સાવ નીખાલસ છે. મને તો લાગતું હતું કે કોલેજમાં તમે છેલ્લામાં છેલ્લી ઢબના વીચારોનું શીક્ષણ મેળવતા હશો. પણ તારી વાત ઉપરથી મને લાગે છે કે, તું વર્તમાનકાળની નહીં પણ ભુતકાળની વાત જાણે છે. મારા નીર્દોષ દીકરા, તું મારી પાસેથી જાણ કે સરકારની પહેલી ફર્જ સત્તા પર ટકી રહેવું તે છે. જે પક્ષ સત્તા પર હોય તે તો એમ ન માને કે અમારા હાથમાંથી સત્તાનાં સુત્રો ગયાં તો આખા દેશનો નાશ જ થઈ જશે, તો તેને સત્તા પર આવવાનો જ કશો હક્ક નથી. એટલે હાલની સરકારની પહેલી ફર્જ પાર્લામેન્ટમાં પોતાની હાર ન થાય તે જોવાનું છે. તે માટે તેને ત્રણ કામ કરવાં પડે છે: ચોક્કસ હીતોને પંપાળવાં, પોતાના પક્ષમાં વધુ મત પડે તેવી રીતે કામ કરવું અને ખાનગી રીતે પોતાના પક્ષના માટે ફાળો એકઠો કરવો. માત્ર ભોળા ભટાક જીવો જ માને છે કે ઈલકાબો તો મનુષ્યોને માન આપવા સારૂ જ આપવામાં આવે છે પણ તેમ નથી, તે તો સરકારના જીવનમાં વધારો કરવા માટે જ અપાય છે. તે ધોરણે જ ઈલકાબો માટેની યાદી તૈયાર થાય છે. તમે ઈલકાબો માટેની નામાવલી વાંચો અને તુરત જ તમને સરકારના દીલની વાત

સમજાઈ જશે જ્યારે ઈનામોની યાદીમા અદમાસોના, લક્ષાધીપતીઓના અને તેમના સાથીઓના નામ જુવો ત્યારે સમજવુ કે સરકાર ગંભીર બીમારીથી પીડાય છે *

"તમે પણ આમ માનો છો?"

અકસ્માત વીજળી પડી હોય તેમ પ્રવીણા પોતાના પતીના આવા વીચારો જોઈને ચમકી જ ઉઠી.

"હા કેમકે મારી આખ પણ ઉઘડતી જાય છે"

"પણ, તમે એમ કેમ કહી શકો?"

"કેમકે તે બાબતમા તમારા કરતા મને વીશેષ જ્ઞાન છે માનચાંદની નવી યાદી જાન્યુઆરીની પહેલી તારીખે પ્રસીદ્ધ થાય ત્યારે જો જો કે, કોઈ દેશને અને ગરીબ દેશવાસીઓને લુટીને લાખ્ખો કમાઈ હજારોની ગોઠીક રકમો સરકારી પસંદગી પામે તેવે સ્થાને દાન આપનારાઓ, સરકારી તંત્રનો એક વીભાગ જ હોય તેવી રીતે ચલાવવામા આવતા વર્તમાનપત્રોના તંત્રી મંડળના માણસો, લડાઈ જેવા કામો માટે નાણાની મદદ મળે તે માટે જાહેર જલસાઓમા નૃત્ય કે અભીનય કરનારા પત્નીના કોઈક પતીરાજ, તો કોઈક હરકપળે સરકારની કડક ટીકા કરનાર છતા માન ઈલ્કાબથી દીના બની જાય તેવા માણસોના એમા નામ મોટી સંખ્યામા હશે" અને પછી તેણે પ્રવીણા તરફ જરા પ્રેમાળ અને આકર્ષક દષ્ટી ફેકીને કહ્યુ "હવે મારા દીલને થયેલા આઘાતની વાત સમજાઈ?"

"પરંતુ" પ્રવીણા પતીની વાતથી એકદમ મહાત થાય તેવી ન હોવાથી તેણે પોતાની વાત ચાલુ રાખી "એ નામાવલીમા સારા નામો પણ હશે જ ને?"

* આર્નોલ્ડ બેનેટ કૃત 'ટાઈટલ' નાટકના પહેલા અંકમાથી

"અલબત્ત, નવા વર્ષના દીવસે જનતાના માનસ ઉપર નવી છાપ પાડવા માટે તેમ કરવાની જરૂર પડે છે જનતાને એ યાદીમા ઓછો રસ પડે છે પરંતુ કોઈના જાણીતા અને 'સારા માણસો'ના નામની અથવા તો જેમને તે અંગતરીતે જાણતા હોય તેવા નામની શોધમા તે રહે છે આખી યાદી તે બારીક નજરે જુવે છે, અને એવા એકાદ બે નામ નજરે ચડતા જ, તે સ્વસંતોષથી બોલી ઉઠે છે "છે- ખોટુ નથી!" આમ ચાર પાચ સારા નામોની ઢાલ પાછળ આખી યે હારમાળાને માટે જનતાના દીલમા સારો ભાવ ઉત્પન્ન કરી શકાય છે"

નવનીતરાયે પત્નીને સમજાવવાનો પ્રયાસ કર્યો.

"પરંતુ એવા સારા માણસો કંઈ પણ જાતનો ઈલ્કાબ લેવા જ શુ કામ તૈયાર થાય?"

પુત્રીએ માતાનો પક્ષ લેતી હોય તેમ પુછ્યુ.

"બરાબર, જો તમે કહો છો એવો કંઈ કામનો ઈતીહાસ હોય, તો પછી કંઈ પણ સારો માણસ તેનો સ્વીકાર જ શા કામ કરે?"

પ્રવીણાએ ટીપોઈ ઉપર જમણો હાથ નાજુક રીતે પછાડીને કહ્યુ

"તેનો યે જવાબ છે" નવનીતરાયે હસતા હસતા કહ્યુ "એવા સારા માણસો પરણેલા હોય છે, અને તેમની સ્ત્રીઓ તેમને નચાવી ખેચાવતી હોય છે, માટે તેમની પત્નીને માન આપવા એમને ઈલ્કાબ સ્વીકારવા પડે છે"

"એ કલ્પના ઘણી જ સંકુચીત છે"

"એ ખરૂ છે. પરંતુ હું જીવનભર રાજદ્વારી વીચારોમા પણ સંકુચીત મતનો જ રહ્યો છુ, અને એ મતને પસંદ પણ છે"

પ્રવીણાથી કઇ બોલાયુ નહીં, પણ એના મુખ ઉપર રીશ તરવરી રહી.

"પ્રવીણા!" પત્નીને માઠું લાગ્યુ એ જોઇને નવનીતરાયે કહ્યું "હાલની લડતે મારી મનોદશાને ફેરવી નાખી છે મને હમણા હમણા એમ જ થયા કરે છે કે, જ્યાહરે આવે તો ઇસ્ટેશન લઇને તેના સ્વાગત માટે સ્ટેશન ઉપર જાઉ અને પુરી રીતે મહાસભામા જોડાઇ જાઉ"

નવનીતરાયની આ જાતની વાતો આજે પ્રવીણા પહેલી જ વખત સાભળતી હતી, તેમ તેમ તેની આખ આગળ નવી જ દુનીયા ખડી થતી હતી

તે એ માટે કઇ કહેવા જાય, એટલામ નોકરે આવીને કહ્યુ "આપનો ટેલીફોન છે"

[ 3 ]

પ્રવીણા ઉતાવળે પગલે, મુખમ કઇ ઉપર સ્મીત ફરકાવતી આવી

"તમે આ બધું મને ચીડાવવા કહો છો, પણ હવે તમારો એ બધો ઢોંગ લાંબો વખત ચાલવાનો નથી મને ટેલીફોનથી હમણા જ લેડી લાઉડે કહ્યુ કે, તમારે માટે બેરોનેટશીપની ભલામણ થયેલી છે ઓહો! કેવુ સરસ તમે બેરોનેટ થશો અને હું લેડી!."

માતાનો આ જાતનો આનદ જોઇને તેના બન્ને છોકરાને આશ્ચર્ય થયુ તેમના સમય વચ્ચે જેટલુ અંતર હતું, તેટલુ જ અતર માતા અને સંતાનોની સ્વતત્ર વીચારસરણીમા હતું. તેથી માને જે ઇનકામથી ન કલ્પી શકાય તેટલી મોટાઇનો ખ્યાલ આવ્યો, તે જ ઇનકામની વાત તેના બાળકોને નજીવી જ નહીં પણ હીણપત લગાડનારી લાગી

"તમે મને આ વાત કેમ ન કહી?" પ્રવીણાએ લાડ કરવા માડયા.

"મને એમા બહુ મહત્વ ન લાગ્યું"

"શું? આવા મોટા તે ઇલકાબ કોને મળે છે?"

"જેમને એવા ઇનકામ મળવાના છે, તેવા એક બેને હું ઓળખુ છું અને તેમની પંક્તીમા બેસવું એ મને અપમાનકારક લાગે છે"

આ વખતે નવનીતરાયના બન્ને બાળકો માતા-પીતાનુ વાકયુદ્ધ જોવા તત્પર બન્યા.

"પણ તમે તો સરકારની જે સેવા બજાવી છે તે માટે..."

"ના, ના હું ધનવાન છુ, મોટો છું, ખાનદાન છુ તેથી અને વળી છેક છેલ્લી ઘડીએ મારી ઉપર મહેરબાની બતાવવા માટે હોય તેમ .."

"પણ બેરોનેટ..."

"એક વખત એનું મહત્વ હશે, આજે ઘણા લોકોની આખો ઉઘડી રહી છે અને હુ તે સ્વીકારવાનો નથી તે માટેનો કાગળ પણ લખી નાખવાનો મેં નીશ્ચય કરી દીધો છે"

પછી તો જમવા ઉઠવાનું આમંત્રણ આવ્યુ અને વાત એટલેથી અટકી, પણ આખી રાત પ્રવીણાને પતીના મતવીભ્રમ માટે બહુજ ચીંતા થઇ એક તરફ પોતે 'લેડી' કહેવાય, પતી 'બેરોનેટ' અને છોકરાને, સગા સબધીને સરકારી મહેરબાનીનો લાભ અપાવાય, અને બીજી તરફ જેલજાત્રા, આર્થીક નુકશાન, અમલદારી અવકૃપા! આખી રાત એ ભેવડા કલ્પનાચીત્રોની ગડભાગમા પ્રવીણાની આખ પણ મીંચાઇ નહીં કેટલાય વખત સુધી તેણે નવનીતરાયને પણ ઉઘવા દીધા નહીં.

બીજે દીવસે સવારે પ્રવીણા સ્નાનગૃહ-માંથી સીધી નીકળીને પતીના ખંડમાં જતી હતી, ત્યાંજ નવનીતરાયનો પત્ર લઇને નોકર નીકળ્યો.

શેઠાણીએ તેની પાસેથી પત્ર લઇ લીધો અને પત્ર જોતાં જોતાં તે પતીની પાસે ગયાં.

"આ વખતે હું જરા યે નમતું મુકવાની નથી." પ્રવીણાએ કૃત્રીમ ગુસ્સો બતાવતાં કહ્યું.

"તે તો આપના વદનકમળ ઉપરથી જ દેખાય છે."

"મેં જીવનભર નમતું આપ્યું છે. પણ હવે તેમ નહીં કરૂં. આ કાગળ ટપાલમાં જઇ નહીં શકે."

"જેવી તમારી મરજી."

પ્રવીણાએ એકદમ પરબીડીઉં ફાડી અંદરથી કાગળ કાઢીને તેની સામે પણ જોવા સીવાય ચીરી નાખવા માંડયો.

"જરા ધીરાં પડો. મને ચેક લઇ લેવા દો."

"આ શું છે?"

"તમારે સારૂ હીરાનો બ્રોચ લાવ્યો છું તેનાં નાણાં." નવનીતરાય હસી પડયા. પ્રવીણા શરમાઇ ગઇ.

"શું ત્યારે લોર્ડ વર્કીંગ ઉપર આ કાગળ નથી લખ્યો? રાત્રે કહેતા હતા કે સવારે જ કાગળ મોકલાવી છેવટની ના પાડી દઇશ."

"તે તો હમણાં સેક્રેટરી આવશે ત્યારે લખાવીશ. હું હમણાં જ લોર્ડ વર્કીંગને, પત્ર વાંચી તેને લગતા વીચારો કરતો હતો. આજે બપોર પહેલાં તેનો જવાબ ટપાલમાં જવો જ જોઇએ."

"શું ત્યારે તમે મારી વાત નહીં માનો?"

"કેમ ન માનું? પણ મારે મારા દીલની વાત પણ માનવી રહીને! મેં તમારી અને મારી દલીલો સરખાવી પરંતુ આપણે બન્ને સામ સામે છીએ."

"શું ત્યારે..."

"પ્રવીણા, આખી રાત તેં જે દલીલ કરી છે, તે ફરીથી કરવાની શું જરૂર છે?"

"ના હું તેમ કરવાની યે નથી. તમારા જેવા પુરૂષ સાથે દલીલો કરીને કોણ ફાવે તેમ છે? પણ તમે પત્ર લખો તે પહેલાં વીચાર કરજો કે તમે સરકારનું અપમાન કરો છો કે નહીં?"

"પ્રવીણા! મેં એનો બરાબર વીચાર કર્યો છે. હું જાણું છું કે લંડનના વાઇટ હોલમાં બેઠા બેઠા જેઓ સુત્ર સંચાલન કરે છે, અને તેમની દોરવણીએ જેઓ અહીં કામ કરે છે, તેઓ મારો ઉપયોગ એમની નીસરણી તરીકે કરવા માગે છે. અને મારે તેવી નીસરણી હવે બનવું નથી."

"તમે ગંભીરતાથી વીચાર કરીને કહો છો?"

"હા. અને એટલી જ ગંભીરતાથી હું તમને કહું છું કે, મને જે ઇલકાબ આપવાની વાત થાય છે તે મ.રી કામગીરી માટે છે. તે ઇલકાબની હું ના પડું છું. તેમાં તારે આટલી ચીંતા શું કામ કરવી જોઇએ?"

"પુરૂષોની જાત કેટલી સ્વાર્થી છે?" પ્રવીણા કંઇક ગુસ્સાથી બોલી: "મારા વીના તમને તમારાં કપડાંનું યે પુરૂં ભાન રહેતું નથી. તમારે માટે મેં શું નથી કર્યું? છતાં આટલી ઉમ્મરે 'લેડી' બનવાની મને તક મળે છે, તે તમે ઝુંટવી લેવા બેઠા છો!"

એટલા શબ્દો બોલતાં બોલતાં પ્રવીણાની બન્ને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

અશ્રુધારા એ સ્ત્રીઓનું પ્રખર હથીયાર છે. એ હથીયાર જ્યારે જ્યારે પાર્વતીએ

અજમાવ્યું હતું ત્યારે ત્યારે શંકર જેવા કામશત્રુને પણ નમતું મુકી પાર્વતી કહે તેમ કરવું પડતું!

પ્રવીણાએ એ આખરી હથીયાર ઉગામ્યું, અને નવનીતરાયની મક્કમતા ઢીલી પડવા માંડી.

તે એકદમ ઉઠીને પ્રવીણાની પાસે આવ્યા. તેની આંખો લુછતાં લુછતાં તેમણે પત્નીના માથાને છાતી સરસું ચાંપ્યું.

"પ્રવીણા! તું આમ ન કર. ચાલ રડવું બંધ કર જોઉં. હું તારી વાત માનવાને તૈયાર છું."

[ ૪ ]

રકઝકમાં છેલ્લી ટપાલ જવાનો સમય થઇ ગયો. કાગળ અતી અગત્યનો હોવાથી નવનીતરાયે જાતે નાખવા જવાનો વીચાર કર્યો.

પરંતુ, તેટલામા જ તેમણે વીનોદને જોયો અને તેને એ અગત્યનું કામ સોંપતાં કહ્યું:

"આ પત્ર ઘણો જ અગત્યનો છે. હમણાં ને હમણાં એ ટપાલમા જવો જ જોઇએ."

"સરકારી મહેલમાં જવાનો છે?"

"હા. હવે વખત થોડો જ છે."

"તમે હા પાડી કે ના?"

"હા."

"એ ઠીક ન કર્યું."

"તે મારે જોવાનું છે."

"એ ખરૂં. પણ બેરોનેટનો ઘેલકાબ વંશપરંપરાનો છે, એટલે તમે જે ઘેલકાબ સ્વીકારો, તેનો ભાર જ્યારે મારે શીરે આવવાનો હોય, ત્યારે તમારે એ જાણવું જોઇએ કે તેમાં મારા અભીપ્રાયની પણ જરૂર છે."

એક તરફ વાત આમ રકઝકમાં ચડી, ત્યારે બીજી તરફ ટપાલનો સમય જવા માંડ્યો. એટલામાં પ્રવીણા અને તરંગીણી ત્યાં આવી ચડયાં.

માતાએ પુત્રને પીતા સાથે ચર્ચા કરતો જોઇ પુછ્યું:

"શું છે આ વીનોદ?"

"પપ્પા બેરોનેટનો ઘલકાબ લેવા તૈયાર થયા છે."

"બરાબર."

"તે પત્ર નાખવા જવાનું મને એમણે કહ્યું..."

"હા, એ અગત્યનો પત્ર છે એટલે તારે જલદી જવું જોઇએ..."

"તે ખરૂં પણ મમ્મા! આ ઘેલકાબ મને રૂચતો નથી."

"છોકરા, હજુ તું નાનો છે."

"ના જી, મને થોડા વખતમાં અઢારમું વર્ષ બેસશે."

"બા, ભાઇ હવે ઉમ્મરલાયક થવાનો..." પણ તરંગીણીનું બોલવું પ્રવીણાને ન રૂચ્યું. પેલો પત્ર ટપાલમાં નહીં જાય તો પોતે 'લેડી' બનતાં રહી જશે એ ભય એને હતો.

"લાવ તું ન જવાનો હોય તો હું બીજા કોઇને મોકલાવું, પછી તારી વાતો કર્યાં કરજે.' પ્રવીણા ગુસ્સે થતી દેખાઇ.

"મમ્મા! એમ ગુસ્સે ન થાઓ. તમારા કોઇના કરતાં મારે આ પત્ર સાથે બહુ લાગે વળગે છે, એટલે એ ટપાલમાં જાય તે પહેલાં તમારે મારા મનને સંતોષ આપવો જોઇએ."

"પણ આવી બાબતમાં તું શું સમજે?"

"પ્રવીણા!" અત્યાર સુધી શાંત ઉભેલા નવનીતરાયે કહ્યું: "વીનોદનું કહેવું ખોટું નથી એ આપણો એકનો એક વારસ છે."

"મમ્મા! એ પપ્પાને 'નાઇટ'નો ઇલકાબ મળવાનો હોત તો વચ્ચે આવવાનો મને જરા જેટલો યે હકક ન હોતો, પણ આ તો 'બેરોનેટ' ખરૂં પુછો તો ઇલકાબધારીઓનાં હવે ક્યાંય માન નથી, અને મારે એવા ઇલકાબના વારસ બની મારૂં જીવન ધુળમાં મેળવવું નથી. તેથીએ તો મારે તમારો વારસો જોઇતો નથી. હું મારે અહીંથી ચાલ્યો જાઉં છું. તે પછી પપ્પા ભલે 'બેરોનેટ' બનેને."

વીનોદ એટલી દ્રઢતાથી બોલતો હતો કે, તેની એ વાત સાંભળતાં જ પ્રવીણાના દીલને ધક્કો લાગ્યો.

"પુત્ર વધારે કે બેરોનેટનો ઇલકાબ?" એના નાનકડા માથાને માટે એ પ્રશ્ન મોટો થઇ પડયો.

"બોલો પપ્પા! મમ્મા! મારે શું કરવું? હજુ વખત છે. તમારી આગ્ના હોય તો હું હમણાં જ આ પત્ર જનરલ પોષ્ટ ઓફીસમાં નાખી આવું છું. પરંતુ ત્યાંથી હું અહીં પાછો નહીં આવું?"

"તું મને ધમકી આપે છે?"

પ્રવીણા ઉંછેડાઇ.

"જી ના. મારો નીશ્ચય જણાવું છું."

"તું કયાં જવાનો હતો?"

"બીજે કયાંય નહીં ગીયો..."

"ક્યાં, દીકરા?"

એકદમ આગળ આવી નવનીતરાયે વીનોદનો હાથ પકડીને પુછ્યું.

"તમે સરકારી મહેલમાંથી આવીને જે સંસ્થામાં જોડાઇ જવાનો વીચાર કર્યો હતો ત્યાં."

પ્રવીણા વીનોદની વાત સાંભળીને સ્તબ્ધ જ થઇ ગઇ.

એણે ક્રોધ અને ભયમીશ્રીત ભાવે પતી સામે જોયું. એટલામાં ઘડીયાળે ટકોરા વગાડીને મૌન ચેતવણી આપી કે છેલ્લી ટપાલનો વખત પુરો થઇ ગયો હતો.*

---

*આર્નોલ્ડ બેનેટના "ધી ટાઇટલ" નામનું ત્રણ અંકી હાસ્યરસીક નાટક વાંચ્યા પછી.



૧૯૦૧ થી ૧૯૧૧ સુધીના દશકામાં મુંબાઇ ઇલાકામાં પ્લેગથી ૨૮,૨૮,૦૦૦ મરણ થયાં અને ૧૯૧૧ થી ૧૯૨૦ સુધીના દશકામાં પ્લેગે ૬,૭૬,૬૭૪ હીંદીઓના ભોગ એકલા મુંબઇ ઇલાકામાં લીધા.

એકલા ૧૯૧૮ માં ઇન્ફલુએન્જાથી હીંદમાં ૭૦,૮૯,૬૯૪ મરણ થયાં હતાં અને ૧૯૧૯ માં ૧૩,૩૦,૦૦૦ મરણ થયાં હતાં એમ નોંધાયું છે પણ આંકડાશાસ્ત્રીઓ તે કુલ આંકડાને ૧ કરોડ ૩૦ લાખ જેટલો ધારે છે.

# અસાધારણ હડતાળ

—: કલ્પના ચિત્ર :—

—: પ્રયોજક :—

પી. જે. બી.

## ઘરમાં

**પા**ટનગર પર ઉષાનાં ઓજસ પથરાતાં હતાં. હવા તદ્દન શાંત હતી. વાતાવરણમાં નીરવ શાંતી છવાઇ ગઇ હતી. મ્હારા ઘર પાસેથી લોકલ ગાડીનો માર્ગ છે. પણ અત્યાર સુધી આગગાડીનો જરાય ધ્વની મ્હને સંભળાયો ન હતો. એકદમ આવી શાંતી જોઇ મ્હને પહેલાં જરા નવાઇ લાગી. હું કદાચ બ્હેરો તો નથી બની ગયો તેની મ્હને શંકા ગઇ. તરત જ મેં બારણું ખખડાવી જોયું.

એટલામાં મ્હારી પત્નિ આવી. તેણે મ્હને કહ્યું કે 'આજ દુધ જ આવ્યું નથી;'

'કેમ' પુછતાં પહેલાં કેટલીય કલ્પનાઓ મ્હારા મગજમાંથી પસાર થઇ ગઇ. તરત જ મ્હને એકદમ ભાન આવ્યું કે પાટનગરમાં અસાધારણ હડતાળ શરૂ થઇ ચુકી હતી.

અસાધારણ હડતાળ વીષે વર્તમાનપત્રોમાં મેં ઠીક ઠીક વાંચ્યું હતું. કેટલાય મહીનાઓથી કામદારો એવી હડતાલની બીક બતાવતા હતા. આખરે તેઓએ કંઇક પડકાર જેવું આપ્યું હતું. ગઇ કાલે જ મ્હારો ભાઇબંધ મ્હને કહેતો હતો કે અસાધારણ હડતાલ પડે એવો સંભવ છે. પણ ત્યારે મ્હને કલ્પના યે ન હતી કે આવી હડતાલ આજથી જ શરૂ થશે.

છેવટે દુધ વગરની ચ્હા સાથે સવારનો નાસ્તો પુરો કર્યો.

નોકરો પણ હડતાલમાં જોડાયા હતા. એટલે મ્હારી પત્નીને બધી વસ્તુઓ જાતે જ કરવી પડી. જરા કંટાળો તો આવ્યો પણ આ નવો અનુભવ હોવાથી મ્હને તો અતીશય આનન્દ થયો.

સાથે સાથે પાટનગરમાં કેમ ચાલે છે તે જાણવા માટે હું મ્હારાં કપડાં પહેરીને બહાર નીકળ્યો. મોટર હતી પણ શોફર તો હડતાલ પર ગયો હતો.

---

*અર્વાચીન ઇંગ્લીશ સાહીત્ય સાથે આપણા શીક્ષીત યુવાનોનો પરીચય નહીં જેવો જ છે. ખાસ કરીને હમણાં જ સર્જાતાં પ્રાણવંત સાહીત્ય સાથેનો સંસર્ગ તો તદ્દન નહીં જેવો છે. અપટન શીંકલૅર' કે 'જેક લન્ડનર' કે રમાલહોસેન, કે કાલવરટનની કૃતીઓ પુસ્તકો વેચનારાઓને ત્યાં પણ દીસતી નથી. નવું ક્રાંતીકારક, ચેતનવંતુ સાહીત્ય રચનાર આ લેખકોથી હજુ આપણે અજાણ્યા છીએ. આવા એક લેખક 'જેક લંડનર' ના અમર પુસ્તક 'વાઘની નીરાંતે'માં આવેલી 'ઉમ્મતુ' સ્વપ્ન' નામની વાર્તાને આધારે આ વાર્તા આલેખવામાં આવી છે. દેશ સ્થીતીને અનુકુળ તેમાં ફેરફાર કરવામાં આવ્યો છે. છતાં આખી વાર્તાનું મુળ વસ્તુ એ 'જેક લંડનર'ની વાર્તાનું જ છે.

પી. જે. બી.

ગામમા અનાજનો એક કણ પણ મળતો નહતો. દાણા બન્તરમાંનુ અનાજ સરકારે તેમના લશ્કર માટે જપ્ત કર્યું હતું એ અનાજમાંથી સૈનીકો માટે ખાવાનું પુરું પાડવામાં આવતું.

આમ શહેરમાંથી તો અનાજ જરા યે મળે તેમ નહતું અને ભુખમરો હમારા સામે ડોળા ધુરકાવતો વેગથી આવતો હતો.

## પરાકાષ્ટા

**મા**ત્ર એક જ દીવસ ચાલે તેટલું અનાજ ઘરમાં રહ્યું હતું. મ્હારી પત્નીના શરીર પર ભુખમરાની નીશાનીઓ ચોખ્ખી જણાતી હતી. મ્હારા શરીરમા અશક્તી આવવા લાગી હતી. સવારમાં ઉઠાતું પણ નહીં. જરાજરામાં પરસેવો વળતો. મ્હારી પત્નીની પણ એ જ દશા હતી. તે પણ ઉઠી શકતી ન હતી. ઘરમાં કચરો તો પારાવાર પડયો હતો. અમારા બેસવાના ખંડમાં ધુળ પણ પુષ્કળ ચઢી ગઇ હતી.

આખરે અનાજનો છેલ્લો કણ પણ પુરો થયો અને ખરેખર અમારે માટે ભુખમરો શરૂ થયો. એક ટંક અનાજ પણ મળતું હતું તે આખરે બંધ થયું અને માત્ર પાણીભેર દીવસ ગુજારવાનો સમય આવી પહોંચ્યો.

જે દીવસને માટે કામદારો ધમકી આપી રહ્યા હતા, જે ક્ષણને માટે તેઓ રાહ જોઇ રહ્યા હતા, તે ક્ષણ આખરે આવી.

બપોરના બારેક વાગતાં ભુખ તો એટલી કકડીને લાગી કે મન વીહ્વલ થઇ ગયું. પત્નીથી તો ઉઠાયું જ નહીં. તેના શરીરમાં જરાયે શકતી રહી ન હતી.

એટલામાં ધીમે અવાજે બારણું ઉઘડયું મ્હારો એક મીત્ર બહુ જ ધીમે ધીમે આવ્યો. મારામાં 'આવો' કહેવાની હોંશ જરા યે ન હતી. માત્ર તે ધીમે પગલે પલંગ સુધી આવ્યો.

પલંગની પાસે જ પડેલી ખુરશી ઉપર તે જરા નીશ્વાસ નાખી બેઠો. "કેમ કંઇ અનાજ મળ્યું ?"

મેં હતાશ વદને ના પાડી.

મ્હારી પત્નીએ કહ્યું: "આજ તો અપવાસ છે. ગઇકાલ બપોર પછી અમો જરા યે અન્ન પામ્યાં નથી."

તેના ધીરા-કરૂણ અવાજે વાતાવરણને વધુ કરૂણ કરી મુક્યું.

## આખર

**ભુ**ખમરાના નીર્દય અનુભવ પછી "કામદારોની માંગણી સંતોષાવી જોઇએ." એવો કાગળ લખવાનો મેં વીચાર કર્યો.

પણ જેવો હું લખતો હતો કે મ્હારી પત્નીએ ટકોર કરી કે 'તમારો કાગળ લઇ કોણ જશે?'

અને ખરે તેમ જ હતું!

આંખને તમ્મર આવવા લાગ્યા. ભુખમરાએ અમારા શરીરને ભાંગી નાખ્યું હતું ઉઠવાની તો જરા યે તાકાત ન હતી.

એક ક્ષણવારમાં તો મ્હને આખું ઘર ફરતુ લાગ્યું ફરનીચર ચકાવાના આકારમાં ફરતુ લાગ્યુ. 'પેલું મકાન આમ કેમ દેખાય છે?' મેં મ્હારી પત્નીને પુછયું તેનો શું જવાબ મળ્યો તે કંઇ સમજાયો નહીં.

પછી કેટલો કાળ પસાર થયો તે હું કહી શકું તેમ નથી. કારણ કે જ્યારે મ્હને શુદ્ધી આવી ત્યારે હું જોઇ શકયો કે મ્હારા પાસે મ્હારી પત્ની તેમ જ મ્હારા નોકરો ઉભા હતા.

મ્હારી પત્ની મ્હને દુધ પાઇ રહી હતી. મ્હારી આંખ ઉઘડતાં જ તેણે આનંદકારદાયક અવાજે કહ્યું: **'હડતાલ પુરી થઇ છે'** અને હમારા નોકરે ઉમેર્યું કે **'કામદારો તેમાં વીજય પામ્યા છે.'**

# કાગળીઆ કાવાદાવા

પ્રયોજક
જીતેન્દ્ર મહેતા

**બ**નાવટી ખતપત્રો અને કાગળીયાની કાપલીઓ જેવી નીર્જીવ વસ્તુઓનો મુત્સદ્દીઓના કાવાદાવામાં સજીવ મનુષ્યોના નાશ માટે, અને રાજદ્વારી ઉથલપાથલ માટે અનેક વખત ભયંકર ઉપયોગ થાય છે આવા આધારો ઉપર વર્તમાન ઇતીહાસના મંડાણ થાય છે

**સ**ંસ્કૃતીના વીકાસક્રમમાં આજે એક નવીન આગીયુગીભરેલો પ્રશ્ન ઉપસ્થીત થયો છે અને એ પ્રશ્ન 'સચાઇ''નો છે ઇતીહાસકાર જ્યારે ભુતકાળને આલેખે છે ત્યારે તે કાળના બધા બનાવોમાં કાંઇ સત્ય હોય જ છે, એમ માનવું નકામું છે, એટલે કે ઇતીહાસકારના આલેખનનું મહત્વ લગભગ આધીન ગોપ્પીન હોય છે તેના ઐતીહાસીક બનાવોના પત્રો, ખરીતા વગેરે કૃત્રીમ વાર બનાવટી હોય છે એટલે કે ઇતીહાસની આરસીમાં ખોટા પ્રતીબીંબો પણ પાડવામાં આવે છે ઇતીહાસકારને આ વાત પરવડે ખરી, પરંતુ રાજપુરૂષોને આવી દ્રષ્ટી કેળવવી પાલવે તેમ નથી ઝબાનના માત્ર એક લખ્ઝથી કંઇક રાજ્ય કુટુંબોની ખાનાખરાબી થઇ છે કંઇક રાજ્યાસનો ડુબી ગયા છે, કલમના એક વળાકને લીધે કેટલી યે ઝીંદગીઓ ફના થઇ છે અને શબ્દના એક ઉચ્ચારને લઇને રણસંગ્રામમાં રણશીંગા બજ્યા છે

વર્તમાનપત્ર પણ લોકમતને કેળવનાર એક અજબ સાધન છે, પરંતુ આ સાધનનો કેટલીકવાર દુરૂપયોગ પણ કરવામાં આવે છે કેટલીકવાર અમુક બનાવોમાં સંડોવાએલા શખ્સોની ગેરસમજ ફેલાવેલી અનીતીભરી

''કેક્રેમીની'' વર્તમાનપત્રમાં પ્રકટ કરવામાં આવે છે એટલે એ બનાવની હકીકતમાં લોકોને વીશ્વાસ બેસી જાય છે—આ જ રીતે થોડા વર્ષ પહેલાં હર્સ્ટ વર્તમાનપત્રમાં મેક્સીકન ખજાનચી મોન્ટસ ડી એન્કા, મેકસીકોના પ્રમુખ કાલ્સ તથા બીજા ઉપ શખ્સોની સહીવાળો એક ચોંકાવનારો પત્ર પ્રગટ કરવામાં આવ્યો હતો આ પત્રમાં એવું સુચન કરવામાં આવ્યું હતું કે યુનાઇટેડ સ્ટેટસ સામેના નીકારાગુઆના કાવત્રામાં મેક્સીકોએ નીકારાગુઆને પૈસાની મદદ કરી હતી એટલું જ નહી પરંતુ મેકસીકોના પ્રમુખ કાલ્સે રાતા રશીઆને જાસુસી સાથ આપ્યો હતો, તથા મેકસીકોના સ્વાતંત્ર્યની આડે આવતા ચાર સેનેટરો, બોરાહ, નોરીસ, હૈફલીન, લા ફોલેટ, એ બધાને મેકસીકોએ ૧,૨૫૦,૦૦૦ ડોલર ચુકાવ્યા હતા વર્તમાનપત્રના આ ખબરને સત્યના ત્રાજવામાં તોળવામાં આવે તો જાણીતા સમાચારની પ્રતીષ્ઠાને આંચ આવે તેમ હતું અને યુનાઇટેડ સ્ટેટસ અને મેકસીકો વચ્ચે ચકમક ઝરે એવી ઘટના થઇ ગઇ હતી પરંતુ હર્સ્ટના પત્રમાં પ્રસીદ્ધ થએલ આ દસ્તાવેજો વજુદવાળા હતા કે નહીં, તે કાની દ્વારા હાથમાં આવ્યા

હતા એ હકીકત સમજવા જેવી હતી મેકસીકો નગરમાંના હર્સ્ટના પત્રના પ્રતીનીધી એન પેજે આ કાગળીઆઓ મીગ્યુએલ આવીલા નામના શખ્સ પાસેથી ખરીદી લીધા હતા, આ બનાવ પછી આ કાગળીઆને તો તાકીદે પ્રસીદ્ધ કરવામા આવ્યા પરંતુ હર્સ્ટના વર્તમાનપત્રોના બાહોશ પરીક્ષકોએ એની ઉંડી તપાસ ચલાવી અને પરીણામે તેઓને માનમ પડયું કે આ કાગળીઆઓ માત્ર બનાવટી હતા, તેમા સત્યનો એક છાંટો નહોતો. પછી તો સેનેટ કમીટીએ આ કાગળીઆને 'ઉશ્કેરાવનાર અને બનાવટી' તરીકે જાહેર કર્યા

હસ્તાક્ષરના પરીક્ષકોએ આમાની સહીઓ પર નીરીક્ષણ કરવા માડયા, તેની બારીક તપાસ ચલાવી અને આખરે તેઓને ખાત્રી થઇ ગઇ કે કાલ્સના નામની ૬૩ સહીઓ માત્ર બનાવટી હતી અને એક જ આદમીએ આ કામ કર્યું હતુ. આ કામમા બીજા ૧૪ સ્ટેનીગ્રાફ઼રોને રોકવામા આવ્યા હતા એમ પરીક્ષકોએ જાહેર કર્યું હતુ.

જાન્યુઆરી ૧૯૨૭ ની આસમાં જ એટલે કે થોડા જ વખત પહેલા હર્સ્ટના વર્તમાનપત્રમા છપી પાડેલા પત્રો અને પહોંચો પ્રસીદ્ધ કરવામા આવ્યા હતા, જેમા સેનેટર બોરાહ અને નોરીસના નામ પર એવુ આળ ચડાવવામા આવ્યું હતું કે તેઓએ પારીસમા ડાલીરીલ્ડ મેસોન જેની પારીસમા ઓફીસ છે, તેની મારફત ચોલીયેટ એવરી પાસેથી ૧૦૦,૦૦૦ ડોલરની રકમનો સ્વીકાર કર્યો હતો. આ પત્રોનું મુળ આપવા માટે યુરોપમાં એક શખ્સ તૈયાર થયો હતો પરંતુ તેણે એ માટે ૫૦,૦૦૦ ડોલરની રકમની માગણી કરી હતી, પણ સાથેસાથ તેણે એમ જણાવ્યું હતું કે તેની પાસે મુળ પત્રોની સચાઇ દાખવનારું કાઇ સાધન નથી. એ પરથી સેનેટ કમીટીને સમજાઇ ગયું કે આ વાતમા કાઇ માલ નહોતો.

ટુંકામાં દસ્તાવેજની છપી એ કાઇ સત્ય ઠરનાનું માપ નથી, એનો પુરાવો નથી એથી ઉલટુ તેને લઇને તો ઇતરપી ઠીની જાણ થવી મુશ્કેલ પડે છે. ૬ ઠી મે ૧૮૮૨ ના દીને ડબ્લીનના ફીનીક્સ પાર્કના ભેદી ખુનની હકીકતે સારી આલમને ચોંકાવી હતી. તેજ દીવસે આયર્લાડના ચીફ સેક્રેટરી લોર્ડ ફ્રેડરીક કેવેન્ડીશ અને અડરસેક્રેટરી બર્કને હથીયારથી ભોકી દેવામા આવ્યા હતા અને તરત જ તેઓના મૃત્યુ નીપજ્યા હતા એ પછી પાચ વર્ષે એપ્રીલ ૧૮ ૧૮૮૭ માં કોન્ઝરવેટીવ મેમ્બરે હાઉસ ઓફ કોમન્સ સમક્ષ બીજા વચાણ માટે આયર્લાડ માટેનુ દબાણનુ બીલ રજુ કર્યું. તેજ સવારના લંડનના ટાઇમ્સે રાષ્ટ્રીય નેતા ચાર્લ્સ સ્ટયુવર્ટ પારનેલની સહીવાળા પત્રની નીચે પ્રમાણેની પ્રતીકૃતી પ્રગટ કરી હતી

"પ્રીય મહાશય—તમારા મીત્રના ગુસ્સાથી હું તાજુબ થયો નથી, પરંતુ તેણે અને તમારે જાણવુ જોઇએ કે ખુનને વખોડી કાઢવાં એજ રસ્તો અમારે માટે ખુંલ્લો હતો, એ જ અમારી નીતી હતી. પરંતુ તમે બધાને કહી શકો છો કે મને લોર્ડ ફ્રેડરીક કેવેન્ડીશના ખુનથી દીલગીરી થઇ છે છતા બર્કને તો તેના ખુનથી બરોબર બદલો મળ્યો છે તમારા મીત્રને આ વાત તમે જરૂર કહી શકો છો પરંતુ મારું ઠેકાણું તમે જણાવતા નહીં. તેને કાઇ લખવું હોય તો "હાઉસ ઓફ કોમન્સ"ના સીરનામે લખી મોકલાવે

(સહી) ચાર્લ્સ, એસ. પારનેલ"

જ્યારે પારનેલને આ પત્રની ખબર પડી ત્યારે તેણે બેધડક રીતે જાહેર કર્યું કે આ

પત્ર તેનો લખેલો જ નથી પરંતુ બનાવટી છે. જુના "ટાઇમ્સ" જેવા છાપાની લોકોમા ભારે પ્રતી ! હતી એટલે પારનેલની વાત કોઇએ સાચી માની નહીં. પછી તો બાઉગ નેટ સ્ટન અને લોર્ડ ચીફ જસ્ટીસે આ આખા દગાનુ કાર્ય બનાવી બતાવ્યું. એટલું જ નહીં પણ આખરે તેઓ એમા સફળ થયા પીગટ નામના આસામીને ખુશીથી આ આ નાઓએ પકડી પાડયો વર્ત્સ્થે ઝ્સેને પીગટ પાસે પનાણે લખાવ્યુ અને એમા "હેનીટન્સી" શબ્દ પણ લખાવવામા આવ્યે એ જ શબ્દ પારનેલની સહીવાળા પત્રમા હતો એટલે તરત જ ચોરી બહાર પડી ગઇ પરીણામે પારનેલની જીત થઇ અને પીગટે ગોળીથી ત્વાડીડમા આપઘાત કર્યો

ફ્રાન્સમા પણ લગભગ આના જેવો જ એક પ્રસંગે બન્યો હતો પારીસના જરમન એલચીખાનામા એક ઔગસ્ત માડમાસેલ બાર્ડીઅનને નોકરીમા રાખવામા આવી હતી - બનાર ઔગસ્ત વૃગ્ટ રેપર બાસ-કટના બધા કાગળોનું એકઠા કરવા લાગી અને એકવાર તે એ કાગળો લઇને ફ્રેંચોની છુપી પોલીસના ખાતા પર પહોંચી ગઇ

હવે જરમન એલચી કાઉન્ટ મુન્સ્ટરે ફ્રાન્સને એક વચન આપી દીધુ હતું કે એનો લશ્કરી અમલદાર ફ્રાન્સના અફસરોની બાબતમા જરાએ ડખલગીરી નહીં કરે. પણ તેના નીકળ્યા પછી આવેલા નવા અમલદાર સ્વોર્ટઝકોપે આ વચનનો ભંગ કરી ઇટાલીયન અમલદાર પેનીઝારડીની પાસેથી એની કૃપાથી માહીતી મેળવવા માંડી, એની પાછળ સાંચ-સ્વનનો ઉપયોગ કર્યો, અને નીચના પ્લાનની પણ તેણે જરૂર પૈસા ખરચી ચોરી કરી. ચકોર ઔગસ્ત બસ્કીઅને આવા એક ચુંથાએલા કાગળના કટકાને હાથ કર્યો હતો પછી ૧૮૯૪ના સપ્ટમા ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટની પર નીચે પ્રમાણેનો પત્ર લખાઇને આવ્યો.—"તમે મળવાને ઉત્સુક છો કે નહીં તેની મને ખબર નથી છતા પણ હું તમને જાણવા જેવી માહીતીઓ બીડું છું." પછી આમાં પાચ બાબતો લખેલી બીડાએલી હતી. પહેલામા "એક નવીન હથીયાર વીષે માહીતી હતી, સરહદ પર લશ્કરને વ્યવસ્થીત કરવાની વાત, બંદુક હથીયારોને હાથ કરવાની બાબત, માડાગાસ્કર અંગેનું કાગળું," વગેરે પ્લાનની કોપીઓ આમા બીડવામા આવી હતી. પછી આ નનામા પત્રના અંતમા જણાવવામા આવ્યુ હતું "હું મારફાડ કરવાની તૈયારીઓ માટે રવાના થાઉં છું." હવે આ બધી ભેદી બાબતીનું પરીણામ એ આવ્યું કે ઇન્ટેલીજન્સ ખાતાએ આ પત્રને વજુદવાળો ગણી આલફ્રડ ડ્રેફસને કેદ કરી દીધો, તે "મીનીસ્ટ્રી ઓફ વોર" નો કપ્તાન હતો ત્યાથી તેને હકાલી દેવામા આવ્યો, અને તેને એક એકાન્ત ટાપુમા ધકેલી દેવામા આવ્યો આ રીતે એક લીફાફાથી, તે સાચો છે કે બનાવટી છે એની ભાજગડના પરીણામમાં કંઇક નીર્દોષ જણના ગળા કપાય છે, અને ઐતીહાસીક બનાવોમા પણ આમ ઘણી યે વાર બન્યું હશે એમ કહેવું શું ખોટું છે?

આવી રીતે ફ્રાન્સમાં માત્ર સફેદ કાગળ પરના કાળા અક્ષરોને લઇને ભારે રાજદ્વારી અંધાધુંધી ચાલી હતી કંઇક મંત્રીઓ સત્તામા આવ્યા અને પાછા ત્યાંથી લથડી પણ પડયા. લોહીનાં પણ છાંટણાં ઠેર ઠેર છંટાયાં. આવે વખતે ફ્રાન્સના મુશ્કમશહુર લેખક એમીલ ઝોલાએ પોતાની કલમથી આખી ફ્રાન્સની પ્રજાને હચમચાવી નાખી. અને ડ્રેફસને મુક્તી આપનાર તો એક દસ્તા

વેજ નીકળ્યો. ઇન્ટેલીજન્સ ખાતાના વડા કરનલ હેનરીએ ડ્રેફુસને બચાવવાની ઉત્સુકતાથી નીચે પ્રમાણેનો પત્ર રજુ કર્યો હતો.

"પ્રીય દોસ્ત—મેં એમ વાંચ્યું છે કે કોઇ ડેપ્યુટી ડ્રેફુસ કેસની બાબતમાં કેટલાક પ્રશ્નો ફરી પુછનાર છે. રોમ મધ્યે જો કોઇ નવીન સમજુતી જાણવાની વીનંતી કરે તો હું કહીશ કે મારે આ યાહુદી સાથે કાંઇ લેવા દેવા નથી. એ વાત તો જાણે ત્યાં અટકી. હવે ધારો કે તમને કાંઇ આ બાબતમાં સવાલ પુછે તો તમે પણ મારા જેવો જ જવાબ આપી દેજો. કારણ કે કોઇને આપણા રહસ્યની જાણ ન જ થવી જોઇએ.

લી० એલેકઝાન્ડ્રીઆન"

આ પત્ર આંકેલા કાગળ પર ભુરી પેન્સીલથી લખાએલો હતો. અને ઉંડી તપાસ પછી માલુમ પડ્યું કે "એલેકઝાન્ડ્રીઆન" તે બીજો કોઇ નહીં પણ ઉપર જણાવેલ 'ઇટાલીયન અમલદાર પાનીઝારડી' જ હતો. પણ આ વાતમાં યે જબરો ભેદ સમાએલો હતો. આ પત્રથી કાંઇ ડ્રેફુસને મુક્તી મળે તેમ નહોતું જ. એટલું જ નહીં પણ આ પત્રનો લખનાર કરનલ હેનરી પણ એક જાલીમ કાવત્રાબાજ હતો અને તેણે આ બનાવટી પત્ર ઉપજાવી કાઢ્યો હતો. આ વાતની જાણ ઔરત બાસીયનની બાહોશીને આભારી હતી. એટલે જ્યારે કરનલ હેનરીને કેદ કરવાની તક આવી ત્યારે હેનરીએ પણ માથામાં ગોળી વીંધી આપઘાત કર્યો. પછી તો આ મામલા પરથી પડદો ઉંચકાયો અને આખરે ડ્રેફુસ સાવ નીર્દોષ પુરવાર થયો અને બધું કાવત્રુ રચનાર એક અફસર એસ્ટર હાઝી બહાર પડ્યો. હવે જ્યાં આવાં કારસ્થાનો ચાલતાં હોય તો પછી અમુક શા પરથી માનવું ? કાયદાની આંખમાં ધુળ નાખનારા જગતમાં ઘણા પડ્યા છે.

ઇતીહાસ પર નજર ફેરવતાં પણ આવા તરકટો તરી આવતાં દેખાય છે. ફ્રાન્સના કારડીનલ ડ રોહાન નામના એક તવંગર શોખીનને રાજ્યના માણસોએ ભરમાવ્યો હતો એમ કહીને કે તેના પર મેરી આન્ટવાનેટ આફ્રીન થઇ ગઇ છે. મેરી આન્ટવાનેટના નામે આ આશક પર એક બીજી જ નાઝનીન પ્રેમ પત્રો લખવા માંડી. એટલે આ આશક તો સાતમે સ્વર્ગે ચડી ગયો. આ પછી પેલી કાળી નાગણ જેવી નાઝનીને મેરી આન્ટવાનેટના નામે ડ રોહનને હીરાનો હાર ભેટ તરીકે આપવાનું કહ્યું. એટલે રોહને આ બધું માની લઇ હીરાનો હાર જંગી રકમ ખર્ચી હાથ કર્યો અને પેલી નાઝનીનને પોતાની માશુકને આપવા સુપ્રત કર્યો. પછી તો એ હારને વેચીને પૈસા કરવામાં આવ્યા અને ડ રોહની સખત બની ગયો. હું કાયમાં રજમાંથી ગજ કેમ થાય છે અને આખો ઇતીહાસ કેવો પલટો લે છે એ સમજવા જેવું છે. આવા નજીવા પ્રસંગોએ જ 'બુરબોન' રાજ્ય કુટુંબને ખતમ કરી દીધું અને મેરી આન્ટવાનેટને ફાંસી પર ચડવું પડ્યું.

દસ્તાવેજની "સચાઇ" કે ખોટાઇના તરેહ તરેહના દાખલાઓ પણ જાણવા જેવા છે તા० ૨૭ મે ૧૯૩૦ માં ન્યુયોર્કના પોલીસ કમીશનર વ્હેલન નામના શખ્સે કેટલાક દસ્તાવેજ બહાર પાડ્યા હતા. આમાં આમટોગ ટ્રેડીંગ કંપનીના ભોપાળા વીષે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. આ ટ્રેડીંગ કંપની ન્યુયોર્ક મધ્યે સોવીયેટ રશીઆના ધંધા અંગેના આડતીઆનું કામ કરે છે. આમાંને

## ખાનગી

મોસ્કો, જાન્યુઆરી તા. ૩ - ૧૯૩૦

જગતભરના શ્રમજીવીઓ સહુ મળીને એકત્ર થાવ એન્ઝીક્યુટીવ કમીટી, કામીંગટર્ન.

કામરેડ ૭ સાર્ફેન આમટીગ પેટ્રોવકા ૮ બી મોસ્કો મે ડેલ્ટ."

આ પછીથી કોમરેડ ગ્રોફનને ન્યુયોર્કમા પોતાનું કામ ચલાવવા માટેની સત્તા આપનારો પત્ર બહાર પાડવામા આવ્યો હતો અને એ પત્રની નીચે કોમ્યુનીસ્ટ ઇન્ટર નેશનલના વડા ફડરોવની સહી કરવામા આવી હતી આ પત્રમા યુનાઇટેડ સ્ટેટસમાના ૩૦ રશીઆના પગાન્ડાર એજન્ટસના નામ આપવામા આવ્યા હતા અને ન્યુયોર્કના યુનીયન સ્કવેરમા રમખાણ થયું તેના જગાવનાર મજુર નેતા વીલીયમ ફોસ્ટર, કે જેમને જેલમા નાખવામા આવ્યા હતા, તેમના નામને રશીઆના મળતીયા તરીકે સંડોવવામા આવ્યું હતું એમ જણાવીને કે આ વીલીયમ ફોસ્ટર સોવીયેટ રશીયાના વર્તમાન પત્ર 'પ્રાવડા'મા લખનાર લેખક હતા આ પત્રને લઇને ન્યુયોર્કમા એવી વાત આવી કે રશીઆ પૈસા આપીને યુનાઇટેડ સ્ટેટસમા બખેડો જગાવવા માટેનું જબરું પ્રચારકાર્ય કરે છે હવે આખું અમેરીકા પોલીસ કમીસનરના પત્રો અને દસ્તાવેજોને સાચા ગણવા લાગ્યું. પણ સોવીયેટ સરકારને તેની ખબર પડતા તેણે જાહેર કર્યું કે પોલીસ કમીશનરે જે પત્રો વગેરે પ્રસીદ્ધ કરેલ છે એ બધા બનાવટી અને તરકટી છે.

૧૯૨૪ ના અક્ટોબર માસમા લંડનમા વડા પ્રધાન રામસે મેકડોનાલ્ડ એક બાબત પર ચર્ચા ચલાવી રહ્યા હતા કે ગ્રેટબ્રીટને જ્યારે રશીઆનો સ્વીકાર કર્યો છે ત્યારે ગ્રેટબ્રીટન સોવીયટ યુનીયન સાથે વ્યાપારી સુલેહની ગાંઠ બાંધી શકે કે નહીં. આ વીષે મત લેવાવાના હતા એ જ દીવસે ફોરીન ઓફીસ તરફથી એક પત્ર બહાર પડયો જેમાં મોસ્કોની કોમ્યુનીસ્ટ ઇન્ટર નેશનલના પ્રમુખ ઝીનોવીએવની સહી લેવામા આવતી હતી.

આ પત્ર પર "ખાનગી" લખવામા આવ્યું હતું અને બ્રીટીશ કોમ્યુનીસ્ટ પાર્ટીની સેંટ્રલ કમીટી ઉપરનું તેમા સીરનામું કરવામાં આવ્યું હતું. પત્રની શરૂઆત "પ્યારા ભીરાદરો"થી કરવામા આવી હતી અને બીજું એમ લખવામાં આવ્યું હતું "ગ્રેટબ્રીટનના બધા રાજ્ય તંત્રમા આપણો એક જણ હોવો જ જોઇએ, લશ્કરમા પણ સામેલ હોવો જોઇએ, ઉપરાંત હથીયાર બનાવવાના કારખાનામાં પણ આપણા બીરાદરોની હસ્તી હોવી જ જોઇએ" વીગેરે વીગેરે

આ પત્રની જાણ થતા સોવીયેટ યુનીયન સાથની વ્યાપારી સુલેહની વાત કયાં યે ઉડી ગઇ, અને એના પક્ષમા મત મળ્યા નહીં. આ વાતની જ્યારે સોવીયેટને જાણ કરવામા આવી ત્યારે ત્યાંથી સાફ કહેણ આવ્યું કે એ પત્ર સાવ બનાવટી હતો. આવાં અનેક જુઠાણા જગતમા પુરજોસમા ચલે છે.

ઇતીહાસકારોએ મેરી કવીન ઓફ સ્કોટસના નીર્દોષપણા પર કે તેના ગુન્હા પર ગરમાગરમ ચર્ચા ચલાવી છે. તેણે ખુન કર્યું હતું કે નહીં ? આ બાબતનો નીર્ણય આપણે ચોક્કસ રીતે આપી શકીએ તેમ નથી. ૧૫૨૬ ની સાલમા મેરીએ એના પીતરાઇ લોર્ડ ડારનેની સાથે સાદી કરી. લોર્ડ ડારનેની વર્તણુક ઘણી જ નામોશી ભરેલી હતી એટલે મેરીને તેના પ્રત્યે અણગમો પેદા થયો. ૯ મી ફેબ્રુઆરી, ૧૫૬૭ ના દીવસે શીશીમાથી બચી ડારને એડીનબર્ગના એકાન્ત ઘરમા રહેવા લાગ્યો, મેરી આ ઘરની અવારનવાર મુલાકાત લેવા લાગી.

મ એક ગતે જબરા ધડાકો થયો અને બીજે દીને ડારનેનો મૃતદેહ માલુમ પડયો આ નામ કરનાર બોથવેન હતો તરત જ મેરીએ બોથવેનને પોતાનો ધણી બનાવી દીધો આ દ્રષ્ટાન્ત પરથી એમ જરૂર લાગે કે મેરીની ઇચ્છાને માન આપી બોથવેરે ડારનેને ખતમ કર્યો હતો પણ આ કામમા શું ખુદ મેરીએ ભાગ લીધો હતો? શું મેરીએ જ કાવતું રચી આ પરીણામ આણ્યું હતુ? ત્યારથી આ વીષય ચર્ચાનો બની ગયો છે એમ કહેવાય છે કે જ્યારે મેરીની તાબેદારી હીલચાલ ઘઇ ત્યારે મોરટન નામના શખ્સને બોથવેન પાસેથી એક રૂપાની પેટી મળી હતી, જેમા મેરીના પ્રેમપત્રો હતા આ પરથી બધાએ એમ માની લીધું કે મેરી અને બોથવેન એક બીજાના ચાહના હતા આ ચર્ચામા કોણ સાવ સાચુ છે એ કહેવુ અમારે પણ કઠીન છે

એવી મહાન લડાઇ વખતે પણ જરમની નીચે ભાગે જુઠાણા ફેલાવવામા આવ્યા હતા આવી રીતે પોપના ચડાવવાથી કારડીનલ નગમીયરે એક જરમન સામે બેલજીયમ બાધી પર બળાત્કાર કર્યાનો કેસ ઉભો કર્યો હતો આ આખો કેસ તરકટી હતો એવા પાછળથી ખબર મળ્યા હતા કેટલીક વાર તો પણુ અર્થ સમજ્યા વીના છાપાવાળાએ ભાગરો વાટી દે છે. દાખલા તરીકે જર મન ભાષામા "કાડાવર" એટલે જાનવરનુ મરેલ કલેવર એવો અર્થ થાય છે આ અર્થનો અનર્થ કરી લંડન ટાઇમ્સે એમ છાપ્યુ હતુ કે જરમનીમા મનુષ્યોના મૃત દેહનો પણ ઉપયોગ કરવામા આવે છે તે દેહમાથી ચરબી કાઢવામા આવે છે હાડકાનો બારીક ભુકો કરવામા આવે છે અને તેમાથી તેલ બનવવામા આવે છે આના એ ભુકાનો ખાતર તરીકે ઉપયોગ કરવામા આવે છે આ હકીકત સાભળી બીજા પ્રજાના લોકોને જરમની પ્રત્યે સુગ ચડે એ સ્વાભાવીક છે પરંતુ જ્યા જાનવરના શરીરને બદલે મનુષ્યના દેહનુ ભાષાતર કરવામા આવે ત્યારે આવી ખોટી ચીતરી ચડ એમા નવાઇ શેની? જરમન પ્રજાની સામેનો વીરોધ ઉભો કરવા માટે પણ આવી જાણી જોઇને યુદ્ધ કરવામા આવે છે

૧૯૨૯ ના માર્ચ મહીનામા "ડાગબ્લાડ" નામના પત્રમા ફ્રાન્કો જરમન સંધીપત્રની શરતો (૧૯૨૭ ની ખાનગી નીતી મુદ્દતની) પ્રગટ કરવામા આવી હતી

આ સંધી પત્રના લખાણ પ્રમાણે ઇટાલી સામેની લડાઇમા ફ્રાન્સને બેલજીયમ સહાય કરશે, અને હોલાન્ડ સામેના વીગ્રહમા બેલજીયમને ફ્રાન્સ મદદ આપે એમ પ્રસીદ્ધ કરવામા આવ્યુ હતુ ફ્રાન્સ અને બેલજીયમ બન્નેના લશ્કરો એક જ કમાન્ડ હેઠળ રાખવાની યોજના વીષે પણ આમા ઉલ્લેખ કરવામા આવ્યો હતો, અને ફ્રાન્સ ૧,૨૦૦,૦૦૦ જેટલી સખ્યાનું સૈન્ય વ્યવસ્થીત કરે અને બેલજીયમ ૬૦૦,૦૦૦ સૈનીકોને તૈયાર રાખે. આ હકીકત વાચતા વેંત ભારે ખળભળાટ થઇ ગયો, હોલાન્ડને તો આ જાણુના ધાસ્તીની ધાક લાગી ગઇ, ઇંગ્લંડની આખમાથી અંગારા વરસવા લાગ્યા, અને બ્રીટીશ હાઉસ ઓફ કોમન્સમા ઇગ્લાંડ બધી આફતોમાથી મુક્ત થાય એ વીષે ગરમા ગરમ ચર્ચા ચાલવા લાગી આ બધો જલદ મામલો પછી તો લીગ ઓફ નેશન્સને આગળ જઇ અફગાનો બેલજીયન સરકારે સંધીપત્રને બનાવટી કહી વખોડી કાઢયું આ મામલો ઉપજાવી કાઢનાર શખ્સ આલ્બર્ટ ફ્રેંક હેઇનને બ્રસેલ્સ મધ્યે ગીરફતાર કરવામા આવ્યો પણ પાછો તેને તરત જ મુક્ત

કરવામા આવ્યો. બધી વાત પુછતા ફ્રેંક હેઇને જવાબ આપ્યો કે મુનહેઇમના જરમન નેગનેશીએટરોએ તેને ફ્રાન્સ અને બેલજીયમ વચ્ચેના સંધીપત્રની શરતો જાણવા માટે નોકરીમા રાખ્યો હતો. અલબત્ત તેણે થોડી ઘણી માહીતીઓ આ રીતે મેળવી હતી અને એનો ઉપયોગ કરી તેણે ઉપજાવું તરકટી લખાણ ઉભુ કર્યું હતુ આમ કરવાનો તેનો એ આશય હતો કે ફ્રાન્સ અને બેલજીયમ વચ્ચે મીત્રાચારી ન રહે અને જરમની અને બેલજીયમ દોસ્તીની ગાંઠ બાંધે આ હેતુને ધ્યાનમા રાખીને જ ફ્રેંક હેઇને આખી વાત ઘડી કાઢી હતી

૧૯૨૮ના અકટોબર માસમા હર્સ્ટ પ્રેસ તરફથી એક ખાનગી દસ્તાવેજ પ્રસીદ્ધ કરવામા આવ્યો એનો આ દસ્તાવેજ યુનીવર્સલ ન્યુસ સર્વીસના પ્રતીનીધી હેરોલ્ડ હોરને ફ્રેન્ચ મરીન ઓફીસમાથી મેળવ્યો હતો આમા એમ જણાવવામા આવ્યુ હતુ કે ગ્રેટબ્રીટનને ફ્રાન્સનુ હીત જોવાનુ છે અને જમીન પર તેનુ રક્ષણ કરવાનુ છે જ્યારે દરીયાપર ફ્રાન્સે ગ્રેટબ્રીટનને પુરતી મદદ આપવી પડશે આને લઇને હોરનને પારીસમાથી હટાવી કાઢવામા આવ્યો હતો. એટલુ જ નહીં પણ હર્સ્ટને પણ પારીસમાથી પલાયન કરવાની ફરજ પડી હુકમ આવા લખાણોની સચાઇ જાણવાનુ અત્યંત કઠીન પડે છે આને લઇને વર્તમાનપત્રોને વાંચનારે ખુબ મનન કરવું પડે છે

જ્યારે મહાન વીગ્રહના વાજાં વાગવાની તૈયારીઓ થઇ હતી તે વખતે ૧૯૧૪ મા ટેલીફોનમા થતી વાતચીતે ભારે રમખાણ જગાવ્યું હતું લંડનમા રહેતા જરમન એલચી પ્રીન્સ લીચનોવસ્કીએ વાઇકાઉન્ટ ગ્રેને ટેલીફોન કર્યો હતો તેણે ગ્રેને એમ સવાલ કર્યો હતો કે લડાઇ જાગે તો કેવા સંજોગોમાં ગ્રેટબ્રીટન તટસ્થ રહેશે? ગ્રેએ તેનો એમ ઉત્તર વાળ્યો હતો કે રશીઆ અને ઓસ્ટ્રીયા હંગેરીના તોફાનમા જો જરમની તટસ્થ રહેશે તો ગ્રેટબ્રીટન પણ તેમ જ કરશે

લીચનોવસ્કીએ ફરી એમ ટેલીફોનમા ગ્રેને જણાવ્યુ કે રશીઆની સામેની લડાઇમા જરમની ઓસ્ટ્રીયા હંગેરીની સાથે જોડાય તો પણ ગ્રેટબ્રીટન અને ફ્રાંસે તટસ્થ રહેવું જોઇએ પછી તો ગ્રેટબ્રીટને જરમની સામે રણશીંગા બજાવ્યા એ જગત જાણે છે. આમ ટેલીફોન દ્વારા વાતચીત થયાનો ગેરલાભ કોઇ ધાંધલીઆઓએ લઇ લીધો અને ગરમ વાતાવરણ બનાવવા અનેક જાતની અફવાઓ ઉડાડી...

એટલે આજનો ઇતીહાસ કેટલીકવાર સાવ નજીવી બાબત પર બંધાએલો છે. આપણને આજે જે સત્ય લાગે છે એ આવતી કાલે જુઠાણું નીકળે તો તેમાં નવાઇ જેવું કાંઇ જ નથી

૧૮૯૬ થી ૧૯૨૧ સુધી હીંદમા પ્લેગથી ૧,૦૪,૫૪,૧૭૨ મરણ થયા અને ૧૯૦૧ થી ૧૯૨૧ સુધીમાં મલેરીઆથી ૧,૮૩,૨૧,૧૬૭ મરણ થયાં.

એડીસન કહે છે, મનુષ્યો જાણવા યોગ્ય બાબતોમા હજી લાખમાથી માત્ર એક જ જાણે છે, કેમકે જગતમા સંસ્કૃતીનો સુરજ હજી તો હવે ઉગે છે.

# હિંદુ કાયદામાં સ્ત્રીને અન્યાય

લેખક

**અમૃતલાલ જોશી એમ એ**

હીંદુ કાયદામા પણ હીંદુ સ્ત્રીનુ સ્થાન પુરુષ કરતા ઘણુ ઉતરતુ હોઇ, તેને અનેક પ્રકારના અન્યાય સહન કરવા પડે છે તેમાથી કઇક છુટા માર્ગના રસ્તા છે કે કેમ તે અહી બતાવવામા આવે છે

## હીંદુ કાયદો—મધ્યયુગી માનસ

લગ્ન, વારસાહક્ક, દત્તક પુત્ર લેવાનો રીવાજ, સ્ત્રીધન વગેરે કૌટુમ્બીક હક્કોને લગતા વીષયમા હીંદુઓ, જૈન, અને શીખોને 'હીંદુ કાયદો' લાગુ પડે છે પાર્લામેન્ટમા પસાર થયેલ કાયદાને આધારે હીંદુઓની માનમીન્તની કૌટુમ્બીક વ્યવસ્થામા મધ્ય યુગની સામાજીક વ્યવસ્થાને યોગ્ય પરંતુ અત્યારની સામાજીક પ્રગતીને જોતા તો સંપુર્ણ રીતે અસંતોષકારક અને અન્યાયી 'હીંદુ કાયદા'ના એક તરફથી દોરથી પ્રગતીમાન માનસ સળવળી ઉઠ્યુ છે મનુસ્મૃતી યાજ્ઞવલ્ક્ય સ્મૃતી અને નારદ સ્મૃતીના શ્લોકો સમાજવ્યવસ્થાને સાચવવા મધ્ય યુગમા ઉપયોગી લાગ્યા હોય પરંતુ અત્યારની પરીસ્થીતીમા તો તે કાયદા લાગુ પાડવો એટલે સામાજીક પ્રગતીનો નકાર કરવો એવોજ અર્થ નીકળે, છતાએ ધર્મને નામે મોટી મોટી વાતો કરનાર સ્થીતીચુસ્તોએ પ્રગતીમય ધારાવીધાનમા હમેશ અંતરાયો ઉભા કર્યા છે તેવા અંતરાયોમાનો છેલ્લામા છેલ્લો તાજેજ દાખલો 'શારદા કાયદા'ને નામે ઓળખાતો કાયદો છે શ્રી હરબીલાસ શારદાએ એ ખરડો રજુ કર્યો ત્યારે આખા હીંદમાથી સ્થીતીચુસ્ત હીંદીઓના વીરોધના સુરો સંભળાયા હતા, પરંતુ ધારાસભાએ તે પસાર કર્યો અને વાઇસરોયે અનુમોદન આપ્યુ સ્થીતીચુસ્તોએ તો ઠેર ઠેર સભા ભરી ધાર્મીક રૂઢીઓ ને કૌટુમ્બીક હક્કોમા મ... મથુ મારે છે તેમ અજ્ઞાન જનતામા પ્રચાર કરવાનુ બાકી રાખ્યુ નહતુ

ધારાવીધાનના ઇતીહાસમા ડોકી ઉચકતા એજ વાત નજર સામે આવે છે જનતાના માનસ અને આર્થીક પરીસ્થીતીની પાછળ ધારાવીધાનને ઘસડાવુ પડે છે પરંતુ હીંદીઓનુ માનસ તો હદબહાર સ્થીતીચુસ્ત છે કૌટુમ્બીક હક્કનો કાયદો કેટલો અયોગ્ય અને અન્યાયી છે, તે બાબતમા કેળવાયેલી જનતામા બે મત છેજ નહી, પરંતુ સામાજીક બંધનોની બેડીઓથી જકડાયેલા અને સ્વતંત્ર રીતે આગળ વધવાને અસમર્થ લોકોએ હીંદુ કાયદાને ઉંધો વાળવાના કેટલા પગલા લીધા છે? બાપના કુવામા ડુબી મરવાનુ માનસ ઠેર ઠેર નજરે પડે છે.

આગ ને બંધનકર્તા થશે. વીધવા સ્ત્રીઓના હક-દાવાની દ્રષ્ટીએ જોતા સમીતીની આ કલમ પ્રીવી કાઉન્સીલના ચુકાદા કરતા સ્ત્રીસમાજને વધારે લાભદાયક છે. વળી કાયદાના સામાન્ય દ્રષ્ટીબીંદુથી જોતા પણ તે કલમ વધારે ન્યાયી લાગે છે. બાળકોના હીત માટેના વાલીઓના ગાદી સુધીના કાર્યો બાળકને જેમ બંધનકર્તા છે તેમ આ કાર્ય પણ શા માટે ન હોવું જોઈએ? બાળકના હીત માટે જ ગાદી સુધીથી તેને દત્તક દેવાની ક્રીયા થઈ હોય તો તે વખતે થએલ શરતો બાળકને શા માટે ન મુકાવી જોઈએ? પ્રીવી કાઉન્સીલનો ચુકાદો બીજાજ દ્રષ્ટીબીંદુથી અપાએલ હતો. દત્તક લેવાના પછીજ બાળકને દત્તક લેનાર કુટુંબમા પુત્ર તરીકેના હક મળે છે અને તે માટે તે હક્ક મળ્યા પહેલાના તો કરાર બાળકને બંધનકર્તા ન હોઈ શકે એમ પ્રીવી કાઉન્સીલે ચુકાદો આપ્યો હતો. સ્ત્રીઓના હક્ક રક્ષણની બાબતમા તો ગાયકવાડ સરકાર પાસે મુંબાઈના ખરડો પ્રીવી કાઉન્સીલના ચુકાદા કરતા વધારે ઉન્નત છે.

## ‘સ્ત્રીધન’ સીમાંમા

તે ખરડાની બારમી કલમ સ્ત્રીધન વીષેની છે. તેમા સ્ત્રીધનની વ્યાખ્યા કરવામા આવી છે. સ્ત્રીધન એટલે કાયદેસર કે ખાનપાનની રૂએ જે માલમીલ્કત પર સ્ત્રીઓને સંપુર્ણ હક્ક ન હોય તે સીવાયની સ્ત્રીની માલીકી બધી મીલ્કત. તેજ કલમની બીજી પેટાકલમ અનુસાર સ્ત્રીએ વેચાણથી વારસે, કરારથી કે હક્ક વગરના કબજાને લઈને માલીકપણા નીચે આવેલ મીલ્કતનો પણ સ્ત્રીધનમા સમાવેશ કરવામા આવેલ છે. મીતાક્ષરા અનુસારજ આ પેટાકલમ ઘડવામા આવેલ છે. માલમીલ્કતની પેદાશ, તેની બચત રકમ પર માલીકી સ્ત્રીનીજ હોય તેમ તે પેટાકલમમા ચોખ્ખું કરવામા આવેલ છે. બ્રીટીશ હીંદમા તો તેની બચત રકમ કેવા ઇરાદાથી બચત કરવામા આવી હતી તે જરૂરનું છે. જો સ્ત્રીએ તે બચત રકમ પોતાના ઉપયોગ માટેજ ભેગી કરી હોય અને પતીની મીલ્કતમા સેળભેળ થવા ન દીધી હોય તોજ તે પર સ્ત્રીની માલેકી ગણાય છે. જ્યારે તે પેટાકલમ અનુસાર ઇરાદો હોય કે ન હોય પણ તેને માલીકીહક્ક સ્ત્રીનોજ રહેશે. કુટુંબના ભાગના પડતી વખતે મળેલી મીલ્કત પણ એ કલમ અનુસાર સ્ત્રીનીજ ગણાય છે. જ્યારે બ્રીટીશ હીંદમા તો મીતાક્ષરા પ્રમાણે પણ એ મીલ્કત સ્ત્રીધન ગણાતી નથી. (દેવી મંગળપ્રસાદ વી મહાદેવપ્રસાદ, ૪, અલ્હા ૨૩૪)

તે ખરડાની ૧૩ મી કલમ મુજબ સ્ત્રીને સ્ત્રીધન ઉપર સંપુર્ણ હક્ક રહે છે. જ્યારે બ્રીટીશ હીંદમા સૌદાયીક સ્ત્રીધન સીવાય બીજા કોઈપણ પ્રકારના સ્ત્રીધનનો ગમે તે ઉપયોગ કરવાની છુટ સ્ત્રીઓને હોતી નથી. સૌદાયીક સ્ત્રીધનની બાબતમા પણ દુખ કે અકળામણને વખતે પુરૂષ સ્ત્રીધનનો કબજો લઈ શકે છે. બ્રીટીશ હીંદમા સ્ત્રી વીધવા થાય ત્યારેજ સ્ત્રીધનને સંપુર્ણ છુટથી ઉપયોગ કરી શકે છે, જ્યારે ગાયકવાડના ખરડા અનુસાર સ્ત્રીધન ઉપર ધણીનો જરાયે હક્ક રહેતો નથી.

## ‘સ્ત્રીધન’ના વારસ

તે ખરડાની ૧૪ મી કલમમા સ્ત્રીધનના વારસો અનુક્રમે, પુત્રીઓ (પરણેલી

કે કુંવારી, ગરીબ કે પૈસાદારની ગણુની સીવાય), પુત્રીની પુત્રીઓ, પુત્રીના પુત્ર, પુત્ર, અને પુત્રના પુત્ર પુત્રીઓ નાખવામા આવ્યા છે, પરંતુ જો મીલ્કત મરનારને દરજ્જામા મળી હોય તો વારસના અનુક્રમમા પહેલા પુત્રો અને પછી પુત્રીઓ આવે છે બ્રીટીશ હીંદમા તો સ્ત્રી નના વારસાહક્ક માટે ખુબજ ગુચવાડો ઉભો થાય છે વારસાહક્ક પહેલા તે કઇ જાતનુ સ્ત્રીધન છે, અને તે ઉપરાત મરનારને ક્યા પ્રાતનો કાયદો લાગુ પડે છે તે ઉપર આધાર રાખે છે બ્રીટીશ હીંદના સ્ત્રીધનના વારસાહક્કના કાયદા કરતા સમીતીએ સહેલો અને વહેવારૂ માર્ગ સુચવ્યો છે પ દરસી કાયદા મુજબ સ્ત્રીધનના વારસને (પછી ભલે સ્ત્રી હોય કે પુરૂષ હોય) સ્ત્રીધનપર સપુર્ણ માલીકી હક્ક મળે છે મુબઇ ઇલાકાના હીંદુ કાયદાને મળતીજ ઉપલી કલમ છે બ્રીટીશ હીંદના બીજા ભાગોમા તો સ્ત્રીઓને સંપુર્ણ હક્ક મળતોજ નથી વળી તે ખરડાની ૧૮ મી કલમ અનુસાર સ્ત્રીવારસને વારસાની મીલ્કતપર સપુર્ણ અધીકાર મળે છે આ પ્રમાણે બ્રીટીશ હીંદમા બધે નથી મુબઇમા પુત્રીને બાપની મીલ્કત પર સંપુર્ણ અધીકાર હોય છે પરતુ વીધવાને ધણીની મા ને દીકરીની મીલ્કતપર સકુચીત અધીકાર હોય છે દુર દુરના સગાઓને જ્યારે વારસે મળે છે ત્યારે તે સપુર્ણ હક્ક આવી મળે છે, પરતુ મરનારની વીધવાને કમતાનેજ નહી 'હીંદુ લાય'ની આ અન્યાયી પ્રથા સામેની ઉપલી કલમ સુધાર આવકાર છે,

તે ખરડાની ચવીસમી કલમ અનુસાર મા, નવરી મા, સ્ત્રી, ઔરસ કે અનૌરસ કુમારી પુત્રી, નાની વયની કુમારી બ્હેન, પુત્રની વીધવા, કે તરછોડાયલી પત્નીની પુત્રી કે વીધવા પુત્રીનુ ભરણપોષણ કરવાને દરેક જણ કાયદેસર બંધાએલ છે • બ્રીટીશ હીંદમા કુંવારી નાની વયની બ્હેન કે વીધવા પુત્રીનુ ભરણ પોષણ કરવાને કાયદેસર બધાએલ નથી

## માસુલી ભલામણ

પચ્ચીસમી કલમ અનુસાર જો પતી ગરમીના રોગથી પીડાતો હોય, ધરમા રખાત રાખતો હોય, બીજી સ્ત્રી પરણ્યો હોય કે હીંદુ ધર્મનો તેણે ત્યાગ કર્યો હોય તો સ્ત્રી પતીથી છુટી રહેવાને અને ભરણપોષણની માગણી કરવાને હક્કદાર છે

ઉપલી કલમથી સ્ત્રીસાનો દરજ્જો બ્રીટીશ હીંદના બધા ભાગો કરતા ઘણો વધરો પણ તેથી શુ ? છુટાછેડાની ભલામણ કરતા સમીતી અચકાઇ છે બ્રીટીશ હીંદમા તો ઉપના સજોગોમા સ્ત્રી પતીથી છુટી રહે ત્યારે ફક્ત બચાવનોજ હેતુ છે અને તે બચાવ કબુલ રાખવો કે નહી ન્યાયમુર્તીના હાથમા રહેતુ હોય છે એવા સજોગોમા છુટાછેડા એ સપુર્ણ ન્યાયી અને આવશ્યક છે તેને બદલે નજીવા સુધારાની ભલામણ કરી એ ઘણુ શોચનીય છે હીંદના ફક્ત સ્થીતી સુસ્તો જ આવા ધારાવીધાનનો વીરોધ કરે એમ માનવાનુ નથી પરતુ પુરૂષોનો મોટો ભાગ સ્ત્રીઓને કાયમની બેડીઓમાજ જકડાયલી જોવા ઇચ્છે છે ઉપના ગભીર સયોગોમા પણ સ્ત્રીઓ પુરૂષોના ભોગવીના સતુ જીવત આવન મટાડવા માટે પગ પરીવતનારક ફેરફાર કરવાનુ સમીતીને સુજયુ જણાતુ નથી, સ્ત્રીઓ જ્યાસુધી આર્થીક સ્વાતત્ર્ય નહી મેળવે ત્યા સુધી સમજમા ગુનામીની બેડીઓ તેના પગમા

સદૈવ ખખડવાની તેઓને મળતા હકકો સુધારાઓ ફક્ત નામનાજ છે. પુરૂષો પર તેઓને આર્થીક કારણો માટે અવલંબવું પડે છે, અને તેજ આર્થીક પરાધીનપણું તેઓનાં સર્વ દુઃખોનું મુળ છે. છતાં એ સમીતીએ છુટાછેડા માટેનો પ્રબંધ રાખ્યો નથી એ ઘણું શોચનીય છે.

## મુક્તીનો માર્ગ

ઉપર ગણાવ્યા તેવા સંજોગોમાંથી આધુનીક સંજોગોમાં પરણેલ સ્ત્રીઓને હીંદુ ધર્મમાં રહીને મુકતી અપાવનારો એકેય માર્ગ નથી. તેઓ ધર્મનો ફેરબદલો કરે, અને ત્યાર બાદ ધણી તેની સાથે રહેવા ના પાડે તોજ એકાદ વર્ષ પછી છુટા છેડા થઇ શકે છે, પરંતુ કુમારીકાઓ માટે તો રસ્તો ખુલ્લો છે. તે રસ્તો લેવાથી હીંદુ કાયદાના અન્યાયી અમલનો એક ઝટકે અંત આવી જાય છે, સ્ત્રીને પતીની મીલકતની સંપુર્ણ હકદાર બનાવે છે અને ઉપર કહેલ કમનસીબ સંજોગોમાં સ્ત્રી છુટાછેડા પણ મેળવી શકે છે, અને છતાંએ તેને હીંદુ ધર્મનો ત્યાગ કરવાની જરૂર રહેતી નથી. તે રસ્તો ધાર્મીક વીધીથી લગ્ન થયાં પહેલાં રજીસ્ત્રારની કોર્ટમાં લગ્ન રજીસ્ટર કરાવવાં એ છે. ૨૧ વર્ષની ઉપરની બાલા અને ગમે તેટલી ઉમ્મરની વીધવાનાં લગ્ન કોઇ પણ વાલીની અનુમતી લીધા સીવાય કાયદેસરનાં થઇ શકે છે. વર કે કન્યા બેમાંથી એક બ્રીટીશ હીંદમાં પંદર દીવસથી વધુ રહેતાં હોય તો તેઓ રજીસ્ત્રારને અરજી કર્યેથી પંદર દીવસ બાદ લગનથી જોડાઇ શકે છે. ઉપર કહેલ ઉમ્મરથી નાની પરંતુ કાયદેસર લગન કરી શકે તેટલી ઉમ્મરના વરકન્યા હોય તો વડીલોની અનુમતીથી લગ્ન રજીસ્ત્રારની કોર્ટમાં કરાવી શકાય છે. માબાપની ધાર્મીક લાગણી દુખવવાની ઇચ્છા ન હોય તો લગ્ન રજીસ્ટર કરાવ્યા પછી ધાર્મીક ક્રીયાએ કરાવી શકાય. ધાર્મીક ક્રીયાથી લગ્ન થયા પછી રજીસ્ટર કરાવ્યાથી સ્ત્રીઓની સ્થીતીમાં કંઇ ફેર પડતો નથી કારણ કે લગ્ન થતાંની સાથેજ હીંદુ કાયદો તેને લાગુ પડવાથી લગનબંધન ન તુટે તેવું થાય છે. પછી ભલે પુરૂષ ગમે તેટલી સ્ત્રીઓ કરે કે ઘરમાં વ્યભીચારના અખાડા જમાવે.

# રાષ્ટ્રના ઘડતરમાં બાળકોનો હિસ્સો

—: પ્રયોજક :—
સ્વદેશભક્ત

બ્રિટનનાં તમામ મુડીવાદી પત્રો સોવીયેટ રશીઆની સામે પ્રચાર કરવામાં અગ્રભાગ ભજવે છે. લંડનનું સચિત્ર સામાહિક 'ગ્રાફીક' તેમાં મોખરે છે. છતાં એ જ પત્રમાં આમાખેલ વિલિઅમ્સ એલીસ, રશીઆની પાંચ વર્ષની યોજનામાં નિશાળમાં જતાં બાળકો કેવો સુંદર ફાળો પુરાવી રહ્યાં છે તે વિષે જે લખે છે તે ઉપરથી કેટલાક મુદ્દા તારવીને પ્રયોજકે પ્રસ્તુત લેખ તૈયાર કર્યો છે.

જો માત્ર શાળાના ભણતરની જ વાત કરવાની હોય તો એટલું કહી શકાય કે રશીઆના બાળવર્ગોનાં તેમ જ ઉપલા વર્ગોનાં વીદ્યાર્થીઓ ચાર કે સાડાચાર વાગે ઘેર આવી જાય છે. કારણ કે રશીઆમાં દીવસનું મુખ્ય ભોજન લેવા માટેનો એ નીયત સમય છે.

પરંતુ રશીઆમાં શાળા એટલે સમાજ વ્યવસ્થાનો એક ભાગ ગણાય છે. બાળવર્ગોવાળાં અને ઉપલા વર્ગોવાળાં વીદ્યાર્થીઓ "પાયોનીયર્સ" ટુકડીઓમાં જોડાયલાં હોય છે. તેઓ નીશાળેથી ઘેર આવે તે પછી દેશને માટે એમને અનેક કામ કરવાનાં હોય છે. ઘણી વખત એમની સભાઓ ભરાતી હોય છે, તો કેટલીક વખત બીજે દીવસે થનારા નાટય પ્રયોગ (Concert) માટેના પાઠની તાલીમ લેવાની હોય છે. અથવા તો કદાચ તેમની ટુકડીએ કંઇક 'સામાજીક કાર્ય' માથે ઉપાડ્યું હોય છે. એ કામ માટે બન્ને પ્રકારના વર્ગોનાં વીદ્યાર્થીઓને જવાનું હોય છે. એ 'સામાજીક કાર્યો'માં લોખંડની ભંગાર એકઠી કરવાની હોય, હસ્તપત્રીકાઓ વહેંચવાની હોય અથવા તો મોટી ઉમ્મરનાં માણસોને લખતાં વાંચતાં શીખવવાના વર્ગો ચલાવવા જવાનું હોય.

ઉપલા વર્ગોમાં શીક્ષણનું કામ મોટે ભાગે છોકરા અને છોકરીઓ જ ઉપાડી લે છે. બાળવર્ગોના વીદ્યાર્થીઓ તે માટે બની નાનાં પડે માટે તેમને ફાળે એ કામ આવતું નથી. પરંતુ કીશોર વયના બાળકોનાં જીવનમાં ચાલુ વર્ષે [૧૯૩૦ માં] શીક્ષણનું કામ એ ચોકખે ચોકખો તેમના કામનો એક ભાગ જ થઇ પડ્યું છે. સારાયે રશીઆમાં કીશોર વયનાં બાળક–બાળકીઓએ અત્યારે એ કામ ઉપાડી લીધું છે. અને એ યુવક સમાજ પોતાનું કામ ઉમદા રીતે બજાવે છે. ગમે તેવી રૂતુ હોય, બરફ વર્ષતો હોય, છતાં એ કીશોર નાગરીકો પોતાનું કામ કરવા બરાબર સમયે નીયત સ્થળે હાજર થઇ જ જાય છે. કેમકે રશીઆની વીશ્વવીખ્યાત પાંચ વર્ષની યોજનામ, નીશાળોમાં જતાં બાળકોને ફાળે દેશની "નીરક્ષરતાનું નીવારણ" કરવાનું કામ સોંપાયલું છે.

રશીઆની શીક્ષણ પદ્ધતી ઇંગ્લીશ અને અમેરીકન શાળાઓની માફક 'ડાલ્ટન પદ્ધતી' થી ચાલે છે. એ પદ્ધતીથી શાળાઓમાં વીદ્યાર્થીઓ પસંદ કરેલા વીષયોનો અભ્યાસ સામુદાયીક રીતે કરે છે. તેમાં શીક્ષકો ગુરૂ નહીં પણ અનુભવી સાથી જેવા હોય છે. છોકરાંઓ પોતાની જાતે જે વીષય સમજી

૧૨ કલાક જેટલી જનતાને લખતી વાચતી કરતા જ અને વર્ષ વર્ષ નવા એન્જ વીદ્યાર્થીઓને તનમા આરામ ઓછો મળે છે પરંતુ તેઓ જાણે છે કે અત્યારે તેમને જે અતી શ્રમ વેઠવો પડે છે તે ઝારની સ્વાર્થી અને ક્રુર નીતીનો જ પરીપાક છે, એટલુ જ નહી પણ નવા પ્રયોગને સફળ કરી રાષ્ટ્રની પ્રગતીને યોગ્ય પથે વાળવી હોય તો પ્રત્યેક મનુષ્યે દેશભક્તીથી પ્રેરાઈને આવતી નવ સુધારો કરવા માટે કામ કરવાની જરૂર છે એટલે વીદ્યાર્થીઓને શીક્ષણ ઉપરાંત આમાઉદ્ધાર તેમ જ ઔદ્યોગીક ક્ષેત્રોમા પુ મ પડે છે છતા આમાએન એવીસન પણ એટલુ તો સ્વીકારવુ પડયુ છે કે, જે રીતે પાચ વર્ષની ઔદ્યોગીક યોજનાને પાર ઉતારવાનુ કામ ચાલે છે, તે જ રીતે દેશમાથી નીરક્ષરતાને નાબુદ કરવાનુ કામ વ્યવસ્થીત રીતે ચાલશે તો બે એક વર્ષમા મોટો મામલો સુધરી જશે પાચ વર્ષની યોજનાને પહોચી વળવા માટે યંત્રોનો ક્રમશ વધારો થતો જ જાય છે, તે જ રીતે શીક્ષકોનો પણ વધારો થતો જાય છે હો , રશીઆમા યંત્રોના તેમજ શીક્ષકોનો સઘરો કરવામા આવે છે

પરંતુ રશીઆના આ મહાપ્રયત્નમા બીજો એક અગત્યનો વર્ગ મદદગાર બનવા તૈયાર થઇ રહે l છે તે વર્ગ એટલે આજની નવજવાન જનતા રશીઆમા અત્યારે નવી જ જાતીનો ઉદય થઇ રહેલો છે અત્યારે એ બાળજનના નવા જ પ્રયોગના પ્રાંગણમા ઉછરી રહી છે હજુ એને માટે શ ા પ્રવેશનીએ વાર છે છતા જીવનને નવા જ દ રીમી દ્રુથી જોવાનુ એને શીક્ષણ મળે છે ઘોડા ગાડીની ખુરશી સાથેના નાનકડા ટેબલ આગળ તે બેસે છે, સન્નાની ખીથી ઉભા દાત રાખવાન એને અપનો કેળવણી પ્રમાણે તે દાત સાફ કરે છે, જમવામા પણ સ્વચ્છતાનુ એને અ ારથી શીક્ષણ મળે છે આમ અત્યારે રશીઆના પારણામા આ તીકાનની નવી જ પ્રજા ઝુલી રહી છે રશીઆવાસીઓ સમયને બરાબર સચવી જાણતા નથી, સુઘડતા એમનામા ઓછી, કામની વ્યવસ્થા નહી, લોઇતી સ્વચ્છતા નહી એવુ સામ્રાજ્યવાદી યુરોપ કહે છે, છતા પારણામા ઝુલતા તેમ જ કીન્ડર ગાર્ટન વર્ગોમા ઉછરતા રશીઆના તુતન બાળકો એ સામ્રાજ્યવાદીઓની વ્યાખ્યાને ખોટી ઠરાવી નાખે તેવી રીતે તૈયાર થઇ રહેલા છે તેમની સમક્ષ જીવનનુ નવુ જ ધોરણ રજુ કરવામા આવતુ છે તે પ્રસ્પાતાના બાલગૃહોમા, કીન્ડરગાર્ટનના વર્ગોમા અથવા તો કારખાનાના બાળગૃહોમા જ્યા જાઓ ત્યા દેખાઇ આવે છે એ નવીન દ્રષ્ટીબીંદુ પ્રત્યેક બાળકની સમક્ષ રહેલુ સમગ્ર રશીઆમા તમે જોઇ શકો તેમ છો રશીઅનોએ આ બાબતમા અદ્ભુત કાર્ય કરી બતાવ્યુ છે એ બાળગૃહોમા સુઘડતા, સ્વચ્છતા, નીયમીતપણુ અને સુવ્યવસ્થા તેની પરીસીમાએ પહોચેલા જણાય છે આવતી કાલના રશીઆના નાગરીકો આજે આમ ઘડાઇ રહેલા છે

જે પ્રજા આટલી સુઘડતા, સુવ્યવસ્થા, સ્વચ્છતા અને નીયમન જોતી જોતી ઉછરે છે, તે પ્રજા રશીઆના આજના મહાપ્રયોગની બોલી મુડી છે આજના એ બાળકો આવતી કાલના નાગરીક બનશે ત્યારે રશીઆની શક્તી કેવી વીકસી હશે એની કલ્પના કરીએ તો પોતાને માટે 'મહાન રાષ્ટ્ર'નુ અભીમાન સેવનારી સામ્રાજ્યવાદી પ્રજાઓને તેઓ ક્યાય પાછળ ધકેલી દેશે એ તો સહેજે જ કલ્પી શકાય તેમ છે

જગતે નહીં જોયું હોય અને નહીં જાણ્યું હોય તેવું તેનું સ્વરૂપ ફેરવી નાખવામાં એ નવી સરજતની રશીઅન પ્રજાનો મોટામાં મોટો હીસ્સો હશે એટલું તો રશીઆની મુલાકાતે જનારાં અંગ્રેજ સ્ત્રી પુરૂષો ય સ્વીકારે છે.

ચાર થી ૭ વર્ષનાં બાળકો સમસ્ત જગતભરમાં સોહામણાં અને વ્હાલસોયાં હોય છે. પરંતુ હાલના રશીઆનાં ચાર ૭ વર્ષનાં ભુલકાં તો એ બધાનાં શીરપેચ જેવાં મનાય છે. એ નાનકડી કાયામાં પણ જેટલી માયાળુતા રહેલી છે તેટલી જ જવાંમર્દી તરવરતી નજરે પડે છે. તેઓ પોતાના દેશમાં રહ્યાં સહ્યાં બાળાંની સાફસુફી કરી દેશે ત્યારે પૃથ્વીના પટ ઉપર નવું જ રશીઆ સરજાશે, એટલી આશા તો આજના રશીઅન પ્રયોગના શત્રુઓના દીલમાં યે વસી ચુકી છે.

જે બાળકોએ 'સામાજીક સેવા'ના કામ તરીકે પોતાના દેશની નીરક્ષરતાને નીર્મુલ બનાવવાનો મહાપ્રયોગ આદર્યો છે, તેઓ સહકારી ધોરણે થતી ખેતીનાં ક્ષેત્રોમાં જઈને ખેડુતાણીઓને લખવા વાંચવાનું શીક્ષણ આપે છે એ દેખાવ ખરેખર જોવા જેવો હોય છે. મોટી વયનાં માણસો પોતાના એ નાનકડા વીદ્યાગુરૂ પાસેથી શીક્ષણ લેતાં શરમાતાં નથી અને નાનકડાં બાળકો મોટાંઓને શીખવતાં સ્હેજ પણ સંકોચ અનુભવતાં નથી. આ પ્રયોગમાં જગતભરની નીરક્ષરતા દુર કરવાના માર્ગની ચાવી રહેલી છે. હીંદ જેવા દેશમાં જ્યાં બ્રીટીશોએ પોણાબસેં વર્ષના પોતાના રાજ્ય કાર્યભારમાં દર એકસોમાંથી ૯૦ માણસોને નીરક્ષર દશામાં રાખ્યાં છે, ત્યાં કેળવણીના કામમાં આ પ્રયોગ અજબ અસરકારક નીવડે તેમાં જરા યે શંકા નથી.

વ્યવસ્થીત જીવન અને સ્વચ્છતા તરફની પ્રીતી કેળવવાનું શીક્ષણ પણ નાનાં નાનાં રશીઅન બાળકો પરસ્પરમાં આપોઆપ મેળવે છે. તે માટે તેમણે એવી પ્રથા રાખી છે કે, વર્ગના કાળા પાટીઆ ઉપર સ્વચ્છતા અને અસ્વચ્છતાની નીયમીત નોંધ નીત્ય લેવાય છે. દાખલા તરીકે, આવી એક શાળાના કાળા પાટીઆ ઉપર લખેલું દેખાય છે: "આ વર્ગમાં ૩૧ વીદ્યાર્થી છે. તેમાં પાંચના હાથ ગંદા હતા, ચારની ગરદન મેલી હતી અને છના કાન સાફ નહોતા." આ રીત ઉછરતી પ્રજાને વીશુધ્ધીનાં તત્વો સમજાવવા બહુ જ અસરકારક નીવડી છે. તેવું જ નીયમીતપણા માટે તેમ જ બીજાં કામો માટે પણ કરવામાં આવે તો હીંદમાં એ બાળકો રાષ્ટ્રના ઘડતરમાં અપુર્વ હીસ્સો આપી શકે. રાષ્ટ્રનાં બાળકોને રાષ્ટ્રની ઉન્નતીના કોઈપણ પ્રશ્નમાં રસ લેવામાંથી રોકવાં, કોઈ પણ કાર્યમાં તેમની મદદની અવગણના કરવી તે દેશને માટે ઘાતક છે. હીંદમાં તો યુનીવર્સીટીના પદવીદાન સમારંભોમાં દેશના યુવકોને રાજકારણની સામે ભડકાવનારાં ભાષણો કરવામાં આવે છે, ત્યારે અમેરીકામાં બાળવર્ગનાં બાળકોને 'બહુમતવાદ' કોને કહેવો તે શીખવવામાં આવે છે, અને ઓક્સફર્ડ, કેમ્બ્રીજમાં સામ્રાજ્યના મહાપ્રશ્નો વીશે ચર્ચા ચલાવવા દેવામાં આવે છે. એટલે પરાધીન હીંદ રાષ્ટ્રના ઘડતરમાં પોતાના કીશોર કીશોરીઓનો, કુમાર કુમારીકાઓનો, યુવક યુવતીઓનો અને બાળક બાળીકાઓનો સ્હાય શોધે, તેમની પાસેથી યોગ્ય કામ લે તે જરૂરનું છે.

# સ્વતંત્ર હિંદનું રાષ્ટ્રીય જમાખર્ચ

લેખક

શ્રીનીવાસ રામ વાગલે

આર્થિક અને રાજકારણી સ્વતંત્રતા ભોગવતા હિંદના રાષ્ટ્રીય જમાખર્ચનું ધોરણ કેવું હશે, અને તેથી હિંદ અનેક ખોટા ખર્ચમાંથી બચી, પ્રગતિ માર્ગના ખાતામાં ખર્ચ કરવા કેટલાં નાણાં ફાજલ પાડી શકશે, તેની રૂપરેખા લેખક દોરી બતાવે છે. દેશના વ્યાપાર ઉદ્યોગને તેમ જ ખેડુતને અનુકુળ હુંડિયામણ વગેરેથી બીજા જે અપાર લાભ થઈ શકે તેની તો આમાં ગણતરી પણ નથી, છતાં સ્વતંત્રતાથી થનારા અર્થલાભના આ દિગ્દર્શનમાંથી યે અનેક ઉપયોગી વાતો જાણી શકશો.

બ્રીટીશરાજની સામાન્ય ફરીયાદ છે કે હીંદમાં રાજ્યના ખર્ચ મર્યાદીત છે પરંતુ હીંદના રાષ્ટ્રવાદી અગ્રેસરો આની દલીલ ન જ કરી શકે. હીંદીઓ પાસે જ પૈસા નહીં હોય એવા સાધનોની બ્રીટીશરો તો વાત કરે છે. આ મીવાજના અન્ય માર્ગોના અનુસરણમાં તેમને તેમના સ્વાર્થ, સ્થીતી અને સલામતી જોખમમાં મૂકવાની ભીતી રહે છે. હીંદની આયાતના ૬૧ ટકા જેટલો માલ બ્રીટનમાંથી આવે છે, એટલે તેની સામે જકાતની દીવાલ ખડકવામાં બ્રીટનના વેપારને હાની થવાનો ભય રહે છે. એટલે ખાસ સંજોગો સીવાય જકાતના ધોરણમાં વધારો કરવાનો પ્રશ્ન ઉપસ્થીત થતો જ નથી, છતાં બ્રીટન સીવાયના અન્ય દેશોના માલ પર ભારે જકાત નાખવામાં આવી છે. વળી હીંદમાંથી તેઓ માત્ર ૨૬ ટકા જેટલો જ માલ લઈ જાય છે, એટલે સ્વાભાવીક રીતે જ તેઓ આ માલ ઉપર નીકાસ-જકાત નાખવાની વીરૂદ્ધ હોય છે, અને તેથી પરદેશોમાં જતા માલ ઉપર જ આ ક્ષેત્રમાં પણ બધો બોજો મુખ્યત્વે પડે છે, અને તેમાં પણ જે જે પેદાશોમાં હીંદ ઈજારો ભોગવે છે તેમાં મુદ્દા ઉંચા જકાતી ધોરણથી અગ્રે- જેની દલાની પર થતી અસરનો પ્રશ્ન ધ્યાનમાં લેવો પડે છે.

સામાન્ય જમા-ખર્ચનું આ એક મહત્વનું અંગ છે. વેપારના વીવીધ ક્ષેત્ર ઉપર અસર કર્યા વગર હીંદમાં જકાતનું ધોરણ વધારી શકાય એમ છે, પરંતુ બ્રીટનને એ નાપસંદ છે, કારણ કે તેથી હીંદના સ્થાનીક ઉત્પન્ન ઉદ્યોગને ઉત્તેજન મળવાનો સંભવ છે. હીંદમાં બ્રીટનની નીકાસ ઘટે એવી એક પણ યોજના તેમને રુચે એમ નથી. રાજકીય સત્તાના સુત્રો વગર કોઈ પણ પ્રજાનો આર્થીક વીકાસ ભાગ્યે જ સંભવે છે.

શણ, લાખ અને એવી બીજી અનેક કીમતી ચીજો હીંદ પેદા કરે છે. આ ક્ષેત્રોમાં ભાગ્યે જ કોઈ દેશની સ્પર્ધા તેને સાલે છે. પરંતુ વેપારના મધ્યનીન

સાધનોને પ્રતાપે આ પેદાશનું પ્રમાણ પણ નોંધપાત્ર છે. ચીન અને જાપાનના સુતર ઉદ્યોગ માટે ટુંકા તારવાળું હીંદી રૂ અનીવાર્ય છે. શણનો સુંદર પાક હીંદનો અખંડ ઈજારો છે હીંદી ચ્હાની ખ્યાતી પણ દેશદેશ ફેલાઈ છે બ્રીટનના સામાજીક જમા ખર્ચમા ચ્હા દ્વારા સારી આવક થાય છે, જ્યારે હીંદમા નીતી જુદી જ છે હીંદમા ચોખાની નીકાસ પર જગાત નખાય છે હીંદના બાગાઓમાંથી લગભગ રૂ ૩૫૮,૦૦૮,૦૦૦ જેટલી કીંમતનો વાર્ષીક ઉત્પાદ થાય છે, જેમાથી બ્રીટન અને તેના સંસ્થાનો તો માત્ર રૂ ૧૫,૦૦૦,૦૦૦ ની કીંમતનો જ માલ ખરીદે છે શણની નીકાસ ઉપર પણ જગાત છે બ્રીટન હીંદમાથી ઘણું ખરીદે છે ખરૂં, પણ હીંદની કુલ નીકાસના માત્ર નવ ટકા જેટલું જ તેનું પ્રમાણ છે. આ ઉપરાંત ચામડાનો ઉદ્યોગ સમગ્ર માટે આવકનું સુંદર સાધન છે. તેના ઉપર નીકાસ-જગાત પણ નખવામા આવી છે, પરંતુ ખાસ નોંધવાની વાત તો એ છે કે બ્રીટન ભાગ્યે જ હીંદમાથી ચામડાની માગણી કરે છે

## જગાત : આવકનું સાધન

આ પરીસ્થીતી નીહાળીને ઈંગ્લાંડ, ફ્રાન્સ વગેરે દેશોની માફક સ્વતંત્ર હીંદ સાર્વજનીક તીજોરીમા નાણા માટે જગાત નખવાનો માર્ગ સ્વીકારે તો કાંઈ નવાઈ પામવા જેવું નહીં. સ્વતંત્ર હીંદ અનેક ચીજો પર જગાત નાખી શકશે તેમાથી સંગીન આવક પણ ઉભી કરશે અને પ્રજાવર્ગને એ માલની કીંમત ભારે ન પડે તેની ચોક્કસાઈ પણ રાખી શકશે. મુખ્યત્વે કરીને હીંદમા જ બનતા માલની પેદાશ ઉપર આ જગાતનું ધોરણ સફળ નીવડી શકશે.

## આયાત જગાત

અત્યારના જગાતના ધોરણ તરફ નજર નાખો બ્રીટન સીવાયના બીજા દેશોના માલ પર ભારે વેરો વસુલ કરવામા આવે છે. જેનાથી હીંદમા આયાત થતી ખાંડ ઉપર સરકાર સારી કમાણી કરે છે બ્રીટનના માલ માટે-ખાસ કરીને લોખંડ, પોલાદ અને સાચા કામ-પસંદગીનો સીદ્ધાંત સ્વીકારાયો છે ઈ સ ૧૮૯૪ની સાલમા ૫ ટકાની જગાતનું ધોરણ નક્કી કરવામા આવ્યું તે વખતે પણ હીંદમા આયાત થતું સુતરાઉ કાપડ-જે લગભગ બધું બ્રીટનમાથી જ આવતું હતું-આ બોજાથી સાવ મુક્ત હતું. તે પછી ઈ સ. ૧૮૯૬ ની સાલમા સુતરાઉ કાપડની આયાત ઉપર ૩-૧/૨ ટકાની જગાત નંખાઈ તેની સામે બ્રીટીશ ઉદ્યોગને રાહત આપવાને માટે હીંદમા બનેલા સુતરાઉ કાપડ ઉપર "એક્સાઈઝ ડયુટી" નો બોજો નખાયો, તે પછી છેક ૧૯૧૭ મા આયાત જગાતમા ૪ ટકાનો વધારો કરવામા આવ્યો હતો ત્યાર પછી લશ્કરી ખર્ચમા થયેલા ગંજાવર વધારાને તેમ જ રાજકારણ દ્રષ્ટીએ ઉપયોગી એવી રેલ્વેઓ તેમ જ નીરુપયોગી બાંધકામો પાછળ ખર્ચાતા નાણાને પહોંચી વળવા માટે હિંદી સરકારને દર વર્ષે જગાતના ધોરણમા વધારો કર્યે જવાની ફરજ પડી છે, અને તેની મધ્યે શાહી પસંદગીના અળખામણા સિદ્ધાન્તને અચળ સાચવી રાખવાની ચોકસાઈ પણ રાખવી પડી છે.

## હીંદ સ્વતંત્ર હોય તો !

પરંતુ સ્વતંત્ર હીંદને આવા પ્રશ્નો ઉકેલવા પડે એમ નથી રાષ્ટ્રીયતાનો તેજસ્વી દીપક હાથમા રાખીને પ્રગતીને પંથે કુચ કરતા તેને કોઈ રોકી શકે એમ નથી

તંબાકુ અને દારૂ જેવી કેફી ચીજો ઉપરની જગાત સ્હેજે બેગણી થઇ શકે અને છતાં એ ધોરણ જગાતના કોઇ પણ દેશના કરતાં નીચું રહે એવા સંજોગો હીંદ માટે ગોઠવાયા છે. મોટરગાડીઓ અને તેના છુટા ભાગો ઉપર અત્યારે ૨૦ ટકાની જગાત છે. તે વધારીને ૪૦ ટકા કરવામાં આવે તો પણ પોષાય; કારણ કે એ બોજો મુખ્યત્વે તવંગરોને ઉઠાવવાનો રહેશે. સુતર અને સુતરાઉ કાપડમાં પણ અત્યારની જગાત દોઢી થઇ શકે એમ છે. [અત્યારે ૧૧-૧/૨ ટકાનું ધોરણ છે.] ગરમ અને રેશમી કાપડ, ઝવેરાત અને તેજાના ઉપર અત્યારે ૪૦ ટકા જેટલી જગાત છે તેમાં સ્હેજે દશ ટકા વધારો થઇ શકે—અને તેમ છતાં ફ્રાંસ, જર્મની, ઇટલી, અથવા તો યુનાઇટેડ સ્ટેટ્સમાં જે ધોરણ છે તેનાથી હીંદનું ધોરણ તો નીચું જ રહેશે. આમ સ્વતંત્ર હીંદ લગભગ દરેક ક્ષેત્રમાં આયાત જગાતની આવકમાં ચોખ્ખો ઉમેરો કેટલો બતાવી શકે, તે નીચેનું કોષ્ટક બતાવશેઃ

| | | |
|---|---|---|
| સુતર અને સુતરાઉ કાપડ ... ... | રૂ. | ૬૪,૮૦૦,૦૦૦ |
| તમાકુ ... ... | રૂ. | ૧૦૮૦૦,૦૦૦ |
| દારૂ... ... ... | રૂ. | ૧૨૯૦૦,૦૦૦ |
| મોટરગાડી અને તેના છુટા ભાગો ... | રૂ. | ૧૦૮૦૦,૦૦૦ |
| સોપ્ંડ અને પોલાદનો સામાન ... | રૂ. | ૯૦૦૦,૦૦૦ |
| રેશમી માલ ... | રૂ. | ૭૫૦૦,૦૦૦ |
| ગરમ કાપડ ... | રૂ. | ૪૫૦૦,૦૦૦ |
| એપેરેલ ... ... | રૂ. | ૩૦૦૦,૦૦૦ |
| ઝવેરાત ... ... | રૂ. | ૭૫૦૦,૦૦૦ |
| તેજાનો ... ... | રૂ. | ૩૦૦૦,૦૦૦ |
| સાંચાકામ ... ... | રૂ. | ૧૩૮૦૦,૦૦૦ |
| તેલ [મીનરલ] ... | રૂ. | ૬૦૦૦,૦૦૦ |
| પરચુરણ ... ... | રૂ. | ૧૧૪૦૦,૦૦૦ |
| કુલ્લે ... | રૂ. | ૧૬૮,૦૦૦,૦૦૦ |

આ આવકમાં—ખાસ કરીને સુતરાઉ કાપડની આયાતના ઘટાડા સાથે લગભગ ૨૫ ટકા જેટલી ખોટ કદાચ ખમવી પડે. પરંતુ તેટલા પ્રમાણમાં હીંદના ઉદ્યોગને લાભ થાય. આમ આપણે આયાત જગાતને અંગે રૂ. ૧૨૬,૦૦૦,૦૦૦ ની આવક સ્હેજે વધવાનો અંદાજ કરી શકીએ. અત્યારે આયાત જગાતમાંથી રૂ. ૪૯૭,૦૦૦,૦૦૦ ની આવક થાય છે તે સ્વતંત્ર હીંદની હકુમત હેઠળ વધીને રૂ. ૭૬૫,૭૫૦,૦૦૦ થાય એવી ગણત્રી થઇ શકે તેમ છે.

## રેલ્વેની આવક

સામાજીક જમા ખર્ચ [પબ્લીક ફીનાન્સ] માટે આવકનું બીજું સાધન રેલ્વે છે. બ્રીટીશરો આ સાધનનો સદ્‌પયોગ કરવા માગતા નથી. હીંદમાં લગભગ બધી રેલ્વે લાઇનો સરકારની માલીકીની છે. હીંદી પ્રજા હજી રેલ્વેનો પુરેપુરો ઉપયોગ કરતાં શીખી નથી એ વાત કબુલ રાખીએ, તો પણ સરકારને એ સાધન મારફતે સારી આવક થાય છે એ વાત હીંદી સરકારના અંદાજપત્રો ઉપરથી સાબીત થાય છે. અને જો રેલ્વે આવકનો ઉપયોગ પ્રજા હીતના કાર્યોમાં કરવામાં આવે તો રેલ્વે દરમાં નજીવો વધારો પ્રજા ખુશીથી ઉપાડી લેવાને તૈયાર છે. વળી આ ઉપરાંત રેલ્વે નુર નક્કી કરવામાં પણ અત્યારે તો પરદેશીઓનું હીત જ લક્ષમાં રાખવામાં આવ્યું છે, જ્યારે આંતરીક વેપારમાં રેલ્વે નુરના ઉંચા દરથી હીંદી વેપારીઓને શોષવું પડે છે. આ અન્યાય દુર કરવામાં આવે અને હાલનો દર જ કાયમ રાખવામાં આવે તો પણ રેલ્વેની આવકમાં સદ્ધર વધારો થવાનો સંભવ છે.

આ પ્રમાણે ઉપર નીચે પ્રમાણે ફેરફાર થઇ શકે —

| | અત્યાર [ચાલુ] | | પછી [આવક] | |
|---|---|---|---|---|
| ઉતારુઓ | રૂ | ૮૮૦ ૦૦ ૦૦૦ | રૂ | ૫૨ ,૦૦ ,૦૦૦ |
| રેલ્વે નુર વગેરે | રૂ | ૭૫૦,૦૦૦,૦૦૦ | રૂ | ૧,૦૮૯,૦૦૦,૦૦૦ |
| | રૂ | ૧,૨૦૬,૦૦૦,૦૦૦ | રૂ | ૧૮૦૯,૦૦૦,૦૦૦ |
| [illegible] | રૂ | ૭૫૦,૦૦૦,૦૦૦ | રૂ | ૭૫૦,૦૦૦,૦૦૦ |
| ચોખ્ખો નફો | રૂ | ૪૫૬ ૦૦૦,૦૦૦ | રૂ | ૫૫૬,૦૦૦,૦૦૦ |

મન આ આંકડાઓમા ખર્ચનો અંદાજ ખાસ નોંધવા જેવા છે હાલના ખર્ચના પ્રમાણમા ભારે ઘટાડો થઇ શકે એમ છે, કના હાલની પરીસ્થીતીની હીનાવતા દબાવવા એ આંકડા કાયમ રાખવાનુ યુક્ત ધારવામા આવ્યુ છે રેલ્વે વહીવટમા ગોરા અમલદારો મારફતે ખુબ ધન ધસડાઇ જાય છે તેમા મહત્વનો ઘટાડો કરીને હમણા પશુની દશામા જીવન ગુજારતા ગરીબ મજુરોને ને વખતે રાહત આપવાનો અવકાશ મળશે એ બાબતનો અત્રે ઉલ્લેખ અનીવાર્ય લાગે છે

## ગરીબો માટે

વળી આ ઉપરાંત સ્વતંત્ર હીન્દની હકુમત હેઠળ ગરીબવર્ગના જીવનની જરૂરી પાતેના સર્વે સાધનો ઉપરથી કરવેરાનો બોજો સદંતર નાબુદ કરવાના પગલા લેવાને ભરી શકાશે, અને તેની સામે મોજશોખના સાધનો ઉપર ભારે બોજો નાખવાથી પ્રજાને સહન પણ ઓછુ કરવુ પડશે. સ્વતંત્ર હીન્દમા મીઠાવેરા જેવો કર નહી હોય, અટલુ આકરૂ જમીન મહેસુલ નહી હોય—અત્યારના ધોરણમા ૫૦ ટકાનો ઘટાડો સ્હેજે કરી શકાય—કોર્ટ ફી ડયુટી* જેવો કર નહી હોય, અને જંગલવેરા× જેવા વેરા નહી હોય આવકવેરાનુ પ્રમાણ તો હાલના જેટલુ જ લગભગ કાયમ જ રહેશે, પરંતુ તેમા એટલો ફેરફાર કરવો જોઇશે કે જેથી ગરીબોને રાહત મળે બ્રીટન અને યુનાઇટેડ સ્ટેટસમા જે ધોરણ અખત્યાર કરવામા આવ્યુ છે તે અહી પણ અખત્યાર કરવામા આવે એ ઇચ્છવા યોગ્ય છે અફીણની બની સામે જબરજસ્ત ઝુંબેશ સ્વતંત્ર હીન્દને ઉપાડવી પડશે માત્ર તબીબી ઉપયોગ માટે જ અફીણનો ઉપયોગ કરવાની છુટ રહેશે આબકારી કર બમણો કરવામા આવશે, અને સરકાર એ ધંધાથી વીમુખ રહે એવો કાર્યક્રમ યોજવામા આવશે અને પરીણામે તેની બદી ઉપર પણ જબરા અંકુશ રહેશે નેહેર બાધમમની આવ પણ ચોકસાઇથી નીયત કરવામા આવશે તે વખતે પ્રાંતિક અને મધ્યસ્થ મહેસુલને અંદાજ નીચે પ્રમાણે મુકી શકાશે

---

* કોર્ટ ફી ડયુટીને લીધે ઘણા ગરીબ માણસોને શુદ્ધ ન્યાય મેળવવામા મુશ્કેલી નડે છે

× જંગલવેરાને લીધે લાખો ગરીબ મજુરોને બળતણની મુશ્કેલી પડે છે, અને લાખો ઢોરોને ભુખમરો સહન કરવો પડે છે

| આવક, | બ્રીટીશતંત્ર હેઠળ, [ડોલર] | રાષ્ટ્ર હકુમત હેઠળ [ડોલર] |
|---|---|---|
| જમીન મહેસુલ | ૧૬૯,૦૦૦,૦૦૦ | ૭૫૧,૨૫૦,૦૦૦ |
| આવકવેરો | ૫૭,૦૦૦,૦૦૦ | ૫૭,૦૦૦,૦૦૦ |
| માલવેરો | ૨૫,૦૦૦,૦૦૦ | ... ... |
| અફીણ | ૧૫,૩૦૦,૦૦૦ | ૬,૬૦૦,૦૦૦ |
| જમીન મહે- | | |
| સુલ | ૧૨૬,૦૦૦,૦૦૦, | ૬૩,૦૦૦,૦૦૦ |
| આબકારી | ૭૧,૦૦૦,૦૦૦ | ૭૧,૦૦૦,૦૦૦ |
| સ્ટેમ્પ | ૪૮,૦૦૦,૦૦૦ | ૧૨૦૦૦,૦૦૦ |
| જંગલવેરો | ૨૧,૦૦૦,૦૦૦ | ... |
| રજીસ્ટ્રેશન | ૫,૪૦૦,૦૦૦ | ૫,૪૦૦,૦૦૦ |
| રેલ્વે | ૧૨૨,૪૦૦,૦૦૦ | ૨,૫૩,૦૦૦,૦૦૦ |
| નહેરો | ૨૫,૦૦૦,૦૦૦ | ૧૫ ૦૦૦,૦૦૦ |
| તાર ટપાલ | ૭,૮૦૦,૦૦૦ | ૭,૮૦૦,૦૦૦ |
| વ્યાજની | | |
| આવક | ૨૩,૪૦૦,૦૦૦ | ૨૩,૪૦૦,૦૦૦ |
| મુલકીતંત્ર | ૧૪,૪૦૦,૦૦૦ | ૧૪,૪૦૦,૦૦૦ |
| ચલણ અને | | |
| ટંકશાળ | ૧૬,૦૦૦,૦૦૦, | ૧૬ ૦૦૦,૦૦૦ |
| પરચુરણ | ૩૬,૩૧૦,૦૦૦, | ૩૦,૧૫૦,૦૦૦ |
| કુલ | ૭૭૮,૦૦,૧૦૦ | ૮૨૮,૦૦૦,૦૦૦ |

* રેલ્વેની આવકના આંકડાઓમા જે ભેદ નજરે પડે છે તેનું એક કારણ છે અત્યારે બ્રીટીશ કંપનીઓને વળતર અને જામીન પેટે રેલ્વેની આવકમાંથી સરકારને કેટલાક પૈસા આપવા પડે છે, જ્યારે સ્વતંત્ર હીંદની હકુમત હેઠળ તો બધી રેલ્વે રાષ્ટ્રની માલીકીની હશે, એટલે આ મથાળા હેઠળ ખર્ચમાં મોટો ઘટાડો થઈ શકશે આ ઉપરથી એ તો સહેજે કળી શકાય એમ છે કે હીંદ સ્વતંત્ર થશે ત્યારે રાષ્ટ્રની મહેસુલ વધશે, અને ગરીબોને પણ કરવેરા કમી થવાથી રાહત મળશે

## ખર્ચ બાજુ

અત્યાર સુધી તો આપણે કર વેરાના બોજાની વાત કરી પરંતુ હીંદની ગરીબ જનતાને કરના અસહ્ય બોજા હેઠળ જે સહન કરવું પડે છે તેના કરતા હીંદના નાણાના થતા ગેરવહીવટથી ભારે શોષવુ પડે છે. જો હીંદના સુપુત્રોના ભલા માટે જ નાણાનો ઉપયોગ કરવામા આવે તો હીંદની પ્રજા સહેજે અત્યારના કરતા બેગણો કરનો બોજો ઉપાડી શકે એમ છે હીંદ તો તવંગરો અને ગરીબોનો દેશ છે હમણા હમણા જ શહેરોમા મધ્યમવર્ગ જામતો જાય છે અત્યારે હલકામા હલકા દરજ્જાના એક અંગ્રેજ અમલદારને—બ્રીટીશ સૈનીકને બાદ કરતા—ગામના પટેલ કરતા એંસી ગણો પગાર મળે છે એક બ્રીટીશ સૈનીક પાછળ પાચ હીંદી સેપાહી જેટલો ખર્ચ કરવો પડે છે નામ વાઇસરોયનો પગાર અનેક પ્રકારના ભથ્થા ઉપરાંત ૩૩૩૩ હીંદીઓની સરેરાશ આવક જેટલો થવા જાય છે હીંદમા ૧૭૦,૦૦૦ બ્રીટીશરો છે, તેમાથી ૪૫૦૦૦ સ્ત્રીઓ અને ૨૦,૦૦૦ બાળકોને હીંદની મહેસુલમાથી સીધો લાભ મળતો નથી બાકીનામાથી ૬૦,૦૦૦ બ્રીટીશ સેપાહી છે, અને ૧૫,૦૦૦ વેપાર ધંધામા રોકાયા છે. જે ૩૦,૦૦૦ અંગ્રેજ હીંદી સરકારની નોકરીમા ગોઠવાયા છે તેમને પગાર, ભથ્થા વગેરે પેટે સરેરાશ રૂ ૬૦૮૦૦ દર વર્ષે મળે છે હીંદમા એક બ્રીટીશર માટે પગારનું ઓછામા ઓછું ધોરણ વાર્ષિક રૂ ૫૮૦૦ છે જ્યારે વધારેમા વધારે પગાર રૂ ૨૭૦,૦૦૦ [વાર્ષિક] છે વાર્ષિક રૂ ૨૪,૦૦૦ થી રૂ. ૩૦,૦૦૦ ના પગાર તો બ્રીટીશરો માટે સામાન્ય છે સનદી અમલદારોના પગાર વગેરે પેટે સરકારની

તીજોરીમાંથી વાર્ષિક રૂ ૩૨૪,૦૦૦,૦૦૦ ખર્ચવામાં આવે છે, જ્યારે બ્રીટીશ સેનાપાછળ દર વર્ષે લગભગ રૂ ૧૦૫,૦૦૦,૦૦૦ ખર્ચમાં ઉપાડી જાય છે બ્રીટનમાં લશ્કરી ખર્ચ–પેન્શન બાદ કરતાં–પાછળ ૧૪૮,૦૦૦,૦૦૦ ખર્ચાય છે જ્યારે સનદી તંત્રનો ખર્ચ રૂ ૧૮૦૦૦,૦૦૦ થાય છે પેન્શનના ખર્ચ પેટે વાર્ષિક રૂ ૩૦,૦૦૦,૦૦૦ ઇંગ્લાંડમાં દર વર્ષે નાખી રાખવામાં આવે છે જ્યારે અંગ્રેજોના પગાર અને પેન્શન પાછળ હીંદી મહેસુલના લગભગ ૨૬'૬ ટકા ખર્ચવા પડે છે. આ રાજ્યની અંદર લશ્કરી ખર્ચનો ઉમેરો કરીએ તો સરકારના બીજા અંગોને પોષવા માટે ભાગ્યે જ બીજાં નાણાં ફાજલ રહે છે

અલબત્ત, આ બધી પ્રવૃત્તીઓ તો સ્વતંત્રતાના યુગમાં પણ નીભાવવી જ પડશે અને તેની કંઈક કીમત પણ આપવી જ પડશે પરંતુ એ પણ ભાગ્યે જ ઇનકાર કરવાની જરૂર છે કે હીંદીઓ એ જ કામ એની જ કુશળતાથી અત્યારના કરતાં ૧/૩ થી ૧/૪ જેટલા મહેનતાણાથી કરી શકશે વળી તે ઉપરાંત અત્યારે લગભગ બ્રીટીશરોના પગારનો ૫૦ ટકા જેટલો ભાગ પરદેશમાં ઘસડાઈ જાય છે તે પણ તેથી અટકશે

આ શોષણનીતિનો સ્વતંત્ર હીંદના ઉદય સાથે અંત આવશે તેથી ફક્ત પગાર પત્રકમાં જ વાર્ષિક રૂ ૮૧૪,૦૦૦૦૦૦ નો બચાવ સહેજે થઈ શકશે બીજી તરફ સેવાનાં ખાતાઓમાં હાલના કરતાં ખર્ચ લગભગ ચારગણો વધારી શકાશે તેમ જ કેળવણી ખાતા પાછળ ત્રણગણો, વૈદકીય સારવાર પાછળ ત્રણગણો સાર્વજનીક સુખાકારી પાછળ પણ ત્રણ ગણો ખેતીવાડી પાછળ અઢીગણો અને હુન્નર ઉદ્યોગ પાછળ પાંચગણો વધારો કરવાનો અવકાશ રહે છે નહેરો, અને સરકારી બાંધકામ, રસ્તાઓ અને રેલ્વેઓ પાછળ પણ વધુ લક્ષ આપી શકાશે, અને સ્વતંત્ર હીંદની હકુમત હેઠળ આ બધું હીંદના દેશના ભાગમાં વધારો ક્યાં નગર કરી શકાશે



# વસુમતિનું બંડ

: મૌ લિ ક :
**નવલિકા**

: લેખક :
**જાનકીનાથ**

બંગલાને બારણે રાખવામાં આવેલું બેન્ડ આવતા મહેમાનોના સત્કારમાં વારંવાર વાગતું હતું.

આખા બગીચામાં લગ્નપ્રસંગ મહાલવા આવેલાં બાળકો નવીન વસ્ત્રાલંકારો સજીને દોડાદોડ કરતાં અનેક જાતની રમતો રમતાં હતાં

દીવાનખાનું પુરૂષ મહેમાનોથી ઉભરાઇ જતું હતું. પાછળના બે ત્રણ ખંડોમાં સ્ત્રી મહેમાનોમાંથી કોઇ ગંજીપો રમતા, કોઇ અંદર અંદર સુખદુઃખની વાતો કરતા, કોઇ રડતા બાળકને ધવરાવતાં, કોઇ આમ તેમ ગાલીચા પર આળોટતાં

ચારે તરફ નવાં ભપકાબંધ વસ્ત્રો, હીરાના, મોતીના, સોનાના અલંકારોનો ઠઠેરો, અત્તર, સેન્ટ, ગુલાબજળની સુવાસ અને બળતી ઘીની બત્તી તેમજ ધુપસળીઓના મઘમઘાટથી વાતાવરણ ઉભરાઇ રહ્યું હતું.

બંગલાની પાછલી બાજુના ચોકમાં તૈયાર કરેલા મંડપમાં કન્યાનાં માતાપીતા ગૃહશાંતીની વીધી કરવા બેઠાં હતાં શેઠાણીના અલંકારના પ્રદર્શનથી, તેમજ વીધી કરાવનારા બ્રાહ્મણોની ખોટી ધમાધમથી શેઠનું પૈસાદારપણું પ્રદર્શીત થતું હતું.

તેની સામેની ચાલની અંદરના કોટા રસોડામાં દુર્ગંધ મારતા મેલથી મુળરંગને ઢાંકી દેતાં કંતાન પહેરીને પૃથ્વી ઉપરના દેવોના સીધા વારસો, બ્રહ્માના મુખમાંથી જ ઉત્પન્ન થઇ, વીશ્વની સમસ્ત જનતાના આચાર્યપદના સ્વાભાવીક અધીકારી 'ભરાંમણો' રસોઇ કરતા હતા. એમનાં કંતાન કરતાં તેમનાં જનોઇ વીશેષ ગંદા હતાં, તેથી વીશેષ ગંદાં એમનાં શરીર હતાં અને તેનાથી ય વીશેષ ગંધ મારતાં, તંબાકુના કુચાવાળાં એમના મુખ હતાં. છતાં તેમના સ્પર્શ માત્રથી બધું વીશુદ્ધ થઇ જવાની મુર્ખ માન્યતાને લીધે, સ્વચ્છતાને નહીં પણ આભડછેટને ધોરણે રસોઇનું કામ તેમને સોંપાયું હતું.

એમની નજીક જ, રસોડાથી થોડેક દુર, બંગલાના કમ્પાઉંડને એક છેડે, આગલે દીવસે થયેલા જમણનો એંઠવાડ તેમ જ એંઠાં પતરાળાં, પડીયા પડ્યાં હતાં, તેમાંથી સડેલા અનાજની ખાટી દુર્ગંધી નીકળી રસોડાના વાતાવરણની વીશુદ્ધીમાં વૃદ્ધી કરી રહી હતી.

આજે સાંજે પ્રાણજીવન શેઠની પુત્રી વસુમતીનાં લગ્ન હતાં. એની એ બધી ધામધુમ હતી.

[૨]

હરજીવન શેઠ પ્રાણજીવનના વહેવાઇ. તેમના પુત્રની જાન પ્રાણજીવન શેઠના બંગલાની બાજુના જ બંગલામાં ઉતરી હતી.

બન્ને વહેવાઇ વ્યાપારી હતા. બન્નેની સંમતાથી બોરાવલીના એ બંગલા લગ્ન સમારંભ માટે પસંદ કરવામાં આવ્યા હતા.

વરઘોડાના બંગલામાં ધામધુમ કરતાં તોફાન મસ્તી અને ધમાધમી વીગેરે હતાં.

પરષોત્તમદાસ-વરરાજા—ના મીત્રો એના પક્ષમાં બેઠા બેઠા તેની ખુબ મશ્કરીઓ ઉડાવી રહ્યા હતા. એમની એ મુર્ખતાભરી મશ્કરીઓમાં વરને ઓળખાણે વસુભાભીને અનેક પુષ્પાંજલીઓ પણ મળતી.

જાનડીઓને દીલ થઇ આવે ત્યારે ગમે તે વખતે ગમે તે ગાઇ નાખતી, અને પ્રત્યેક વખતે વહેવાઇને, તેમના વહુને તેમજ વસુમતીને માટે ગમે તેવી કલ્પનાના જોડકણા જોડીને મલકાતી.

બન્ને બંગલામાંથી કોઇ પણ સ્થળે લગ્ન અને તેની જવાબદારીની સમજણના ખાસ-ચીન્હ જેવું કશું જ દેખાતુ ન હતું.

ઉમ્મરમા મોટા ગણાય એવા 'ભાયડા' જ્યા બેઠા હતા ત્યા ધંધાની મંદીની વાતો સંભળાતી હતી. એ મંદીની વાતો કરનારાના બંગલા, બગીચા, મોટર, ગાડી, નોકર, રસોઇઆ કશું ઘટ્યું ન હતું. એની એ રસોઇ, એના એ વસ્ત્રાલંકાર બધું કાયમ હતું. માત્ર નવા નફાનું ઉમેરણ થતું અટક્યું હતું ખુબ નફો મેળવવાને લોભે, હરીફાઇમા પોતાનાથી ઓછા ધનવાનને દબાવવા ભરેલા માલના ભાવમા ઘટાડો થવાથી તેટલે અંશે એમની મુડીને અસર થઇ હતી. ખરી અસર તો થઇ હતી એમની એ કહેવાતી 'મંદી'ને નીમીત્તે જેમના પગાર ઘટાડવામા આવ્યા હતા કે જેમને નોકરી ઉપરથી કાઢી મુકવામા આવ્યા હતા તે ગરીબ નોકર વર્ગને એમને તો કુટુંબના પોષણનું સાધન જ અટકી પડ્યુ હતું, બેકારીથી ભુખમરાનો રાક્ષસ હાઉ હાઉ કરતો તેમની ઉપર ધસી આવ્યો હતો, પરંતુ અહીં તેમને માટે એક શબ્દ પણ સંભળાતો ન હતો.

[ ૩ ]

બન્ને વહેવાઇઓના બંગલાઓમા પાન ગુલાબ લેવા અને તે નીમીત્તે જુની ઓળખાણને નવો ઓપ આપવા, અટકી પડેલા વ્યાપાર સંબંધને નવી ગતી આપવા અને ચાલુ સંબંધને વધુ રૂઢ બનાવવા 'સ્વજન મંડળ' આવવા માંડ્યું સલામો લેતા અને દેતા અનેક માણસો મોટા માણસને ત્યાની આમંત્રણ પત્રીકા મળવાથી મોટાઇ માનીને આવતા હતા, થોડાક પોતાની હાજરીથી યજમાનને મોટાઇ મળશે એવી ઉપકારકવૃત્તીથી પધારતા હતા, કેટલાક ચડેલા ઉપકારને બદલો વાળવા તો કોઇ નવો ઉપકાર ચડાવવા આવતા હતા. ધન, સત્તા, લાગવગ અને પ્રતીષ્ઠાને પ્રાધાન્યપદ આપીને તે ધોરણે મહેમાનોની આગતા સ્વાગતા થતી હતી.

પાન ગુલાબ લેવાના આવા પ્રસંગો માત્ર સમય ગુમાવવાનાં સાગમાં સાગાં સાધન થઇ પડે છે. પરંતુ પેસ્તનજી પસ્તાકીઆ, શંકરલાલ સરોડીઆ અને વીલીઅમ ગ્રેહાઉન્ડની ટોળકીની વાતચીત આસપાસની મહેમાન મંડળીનું ખાસ ધ્યાન ખેંચી રહી હતી.

મી૦ ગ્રેહાઉન્ડ મેન્ચેસ્ટરની સુતરાઉ કાપડની પેઢીનો મુંબાઇમાનો મેનેજર હતો. પેસ્તનજી અને શંકરલાલ પરદેશી કાપડના વેપારી હતા.

ગ્રેહાઉન્ડ ગંભીર ભાવે તેમને કહેતો હતો.

"મુંબાઇમાં મને અઢાર વર્ષ થયા પણ ધંધાની આવી પાયમાલી મેં ક્યારે ય જોઇ નથી."

"ખરૂં છે સાહેબ." શંકરલાલ સાહેબ સાથેની ઓળખાણનું પ્રદર્શન કરવામા ગૌરવ માનીને આમ તેમ જોતા જોતા, સાંભળનારાઓ ઉપર પોતે સારી છાપ પાડે છે એમ માનીને બોલ્યા.

"તેમા પણ ખાસ કરીને મુંબાઇની જ કાપડીઆઓ અત્યારે તો પાયમાલ થઇ રહ્યા છે" ગ્રેહાઉન્ડને મુંબાઇના કાપડીઆઓ માટે ખાસ હેતનો ઉમળકો ચડી આવ્યો.

"સાહેબનું કહેવું સાડીસત્તર આની સાચું છે. મારો પોતીકો એ અનુભવ છે." પસ્નાકીઆએ 'સાહેબનું' ધ્યાન ખેંચવાની તક સાધી.

"જુઓ, હું હમણાં જ હીંદુસ્તાનની મુસાફરી કરીને આવ્યો." પોતાનાથી બધા દબાય છે અને બધા હાજી હા કરે છે એમ જોઇને ગ્રેહાઉન્ડે જરા દીમાગથી બોલવા માંડ્યું: "દીલ્હીના ચંદની ચોકમાં પરદેશી કાપડ જોઇએ તેટલું વેચાય છે, કરાંચી પણ સરસ વેપાર કરે છે, કલકત્તા હાથ પગ જોડીને બેસી રહ્યું નથી, મદ્રાસ પણ મોખરે છે, માત્ર મુંબાઇ જ અક્કલ વીના માર ખાય છે. અમદાવાદની મીલો પણ કેટલો બધો નફો કરે છે?..."

"કેમકે એ સ્વદેશી છે, અને સ્વદેશીની હાલ ચળવળ છે." અત્યાર સુધી ગ્રેહાઉન્ડની વાત સાંભળી રહેલા એક નવજવાને વચ્ચે જ કહ્યું.

એની વાત કરવાની ગૌરવભરી રીતથી, એના શબ્દેશબ્દમાંથી નીતરતી આત્મશ્રદ્ધાવાળી સ્વતંત્રતાની ફોરમથી, ગ્રેહાઉન્ડને તેની સામે જોવું પડ્યું.

"નહીં, નહીં. તમારી વાત બરાબર નથી."

ગ્રેહાઉન્ડે પોતાનો ઠરકો ખરો પાડી સાંભળનારાઓમાં છાપ પાડવાના ઇરાદે કહ્યું.

"તમને મુંબઇના કાપડીઆઓ ઉપર આટલી બધી મમતા છેક અઢાર વર્ષે આજે ઉભરાઇ આવી છે, તેથી એમ લાગતું હશે." પેલા જવાને કહ્યું. "તમે હીંદી ખેડુતો ઉપર પણ મમતા રાખો છો કે?"

"કેમ નહીં?"

"ત્યારે તમારા દેશવાસીઓએ હુંડીયામણની ઉથલપાથલથી મુંબઇના જ નહીં પણ હીંદના વેપારીઓને અને કરોડો ગરીબ ખેડુતોને ચુસી લીધા છે તેને માટે તમે શું કર્યું તે કહેશો? તમને અમારા વેપાર ધંધા માટે આટલો બધો પ્રેમ હોય તો તમારાં વ્યાપારી મંડળો હાલ જે ઠરાવો કરે છે તેથી જુદા જ કરતા હોત."

વાતમા ઘણાઓને રસ પડવા માંડ્યો.

પરંતુ તે જ વખતે 'સાજન મંડળ' વહેવાઇને બંગલે સરઘસ રૂપે જવા ઉભું થયું, એટલે વાત અટકી પડી.

[૪]

પ્રાણજીવનના બંગલાના આંગણામાં બન્ને મંડપના મહેમાનો ઉભરાવા લાગ્યા.

એમના માણસો મહેમાનોને બેસાડવામાં, તેમને જગા શોધી આપવામાં, સરભરામા દોડાદોડ કરવા લાગ્યાં.

આનંદ, હાસ્ય, હસ્તધુનન, વંદન, સલામના દામ દામ અદલા બદલા થવા લાગ્યા. આવા પ્રસંગોમાં જ જેમને મળવાનું થતું એવા અનેક મોટા માણસો જેમ તેમ વાતોના વીષય શોધવાની મુંઝવણોમાં પડવા માંડ્યા.

દરમ્યાનમાં ઉતાવળે જનારાઓને શ્રીફળ, પાન, ગુલાબ અપાવા લાગ્યાં.

પરંતુ બાહ્યદર્શને દેખાતી આ બધી ધામધુમની પાછળ કંઇક ગંભીર બનાવ બની રહ્યો હોય તેમ પ્રાણજીવનની મુખમુદ્રા ઉપરથી લાગતું હતું.

મોટા મોટા સાહેબો, ઓરીસવાળાઓ, આડતીયા અને શેઠીઆઓ આવેલા એટલે તેમના માનાર્થે શેઠને જાતે આવવું જોઇએ તેટલા પુરતા તે આવ્યા. પરંતુ એકાએક કોઇ માણસે આવી કાનમાં કશુંક કહેવાથી પ્રાણજીવન 'આવું છું.' કહીને ગયા તે પાછા જ ન આવ્યા.

વસુમતીના ખંડમાં બધો મામલો ફરી ગયો હતો. તેની એ બધી દોડાદોડી હતી.

લગ્ન મંડપમા જવાની તૈયારી માટે વસુને સ્નાન કરાવીને વસ્ત્રો બદલવાનું કહેવામાં આવ્યું, ત્યારે તેણે એકદમ ધડાકો કર્યો, એથી પ્રાણજીવન શેઠનુ આખુ કુટુંબ ગભરાઇ ગયું હતુ

વસુએ ખુલ્લી રીતે કહી નાખ્યું કે "મારે લગ્ન કરવાનો વીચાર નથી "

એ શબ્દો ઓમ્ન કરતા યે વીશેષ કાતીલ હતા. એક હોંદ્દુ છોકરી, ધનવાન પીતાની પુત્રી, નવવાન સમગના પુત્રની સાથે પરણવા બેસવાના પ્રસંગે જ આમ ના પાડે, એ પ્રસંગ જ નવો હતો

બહેનપણીઓએ ખુબ સમજાવી, સગા સંબંધીઓએ મનાવી, માતાએ પટાવી છતા વસુ એકની બે થઇ નહી, એટલે છેવટે પ્રાણજીવનને બોલાવવામા આવ્યા

પોતાની પ્રતીષ્ઠા, ખાનદાની, ન્યાતમા પોતાની આબરૂ એ બધા ઉપર આ વસુડી, આટલી અમથી ટચાકડી જેવી વસુડી, પુળો મુકવા તૈયાર થઇ હતી પ્રાણજીવનથી એ કેમ સહન થાય?

પણ તે વખતે એ કરે પણ શું? દશ વર્ષ પહેલાના જમાનો હોય તો મારી ઝુડી ને બાંધી રૂંધીને પણ તેને હાથે મીંઢળ બાંધી, પોતાની તેમ જ ચાળીસ વર્ષ સુધીના પોતાના પુર્વજોની જતી આબરૂ પ્રાણજીવન બચાવી શકત પણ હવે તો સ્ત્રી શક્તી જાગી ગઇ હતી, વસુ કેસરીયા સાડીવાળી સ્વયંસેવીકા હતી, પ્રાણજીવને એને પારસી શીક્ષીકાઓ મારફત શીક્ષણ આપતી સંસ્થામા મેટ્રીક સુધી ભણાવી હતી એને સ્ત્રો, પતી, પુત્રો અને પરીવાર કરતા સ્વતંત્રતા વધુ વહાલી હતી એની ઉપર અત્યાચાર તો જરી પણ વપરાય તેમ નહતુ

પ્રાણજીવન પણ મુંઝવણમા પડ્યા એક તરફ લગ્ન સમારંભનો સમય થઇ ગયો હતો, બીજી તરફ વસુ "મરી જાઉ તે હા, પણ મારે પરણીને પુરુષના ગુલામ બનવું નથી" એ એક જ વાત કરી રહી હતી શું કરવુ? તેણે હરજીવન વકીલભાઇને તેડવા માણસ મોકલ્યો.

હીંદુઓની સામાજીક ધારાઓ, અવીચારી વેડા અને ચીંતાના આડંબર મનાવતા હરજીવન આવ્યા, અને પ્રાણજીવનને મોઢેથી વસુની વાત સાભળીને ગાભરા જ બની ગયા.

"લગ્નને મંડપેથી છોકરો પરણ્યા વીના પાછો આવ્યો" એવું કહેવાય તેના એને પોતાની ખાનદાનીનું દેવાળું નીકળતું દેખાતું હતું, પરંતુ પોતાના વીકલને ફરીથી કોઇ કન્યા નહીં આપે એ ભય તેની સાથમતી ખાનદાની કરતા યે ભારે થઇ પડ્યો હતો!

[ ૫ ]

રાતમાએ કહ્યું "સવારની ટપાલમા એક કાગળ આવ્યો તે વાચ્યા છે ત્યારથી વસુ બહેનનું મગજ ફરી ગયું હોય તેમ લાગે છે."

વસુની માતાએ એની બહેનપણીઓ મારફત તપાસ કરાવી

વસુએ કહ્યું "એ વાત ખરી છે આજ બપોરે જ મને મારી એક અમેરીકન સ્ત્રી મીત્રે "સ્ત્રી કહેવાત મનુષ્ય કે પુરુષની જંગમ મીલ્કત?" નામની પત્રીકા લગ્ન પહેલા વાચવાના આગ્રહ સાથે ભેટ તરીકે મોકલાવી. તે વાચીને મારા વીચાર ફરી ગયા છે."

"પણ વસુ, છેક છેલ્લી ઘડીએ તું આમ કરે તેમા તારા પીતાની અને તારા સમગની પ્રતી...!......"

"હુમ્!" વસુ એકદમ બોલી ઉઠી: "પીતાની અને પતીના પીતાની પ્રતીષ્ઠા

માટે અનેક નીર્દોષ બાલીકાએ એ અત્યાર પહેલાં ભોગ આપ્યા છે. હવે હું તે ભોગમાં વધારો કરવા માગતી નથી. બીજા કોઇને માટે, તેની પ્રતીષ્ઠાની ખાતર આપણા જીવનનો ભોગ આપવો તે તો આત્મહત્યા કરતાં પણ વીશેષ ભયંકર છે. એવો ભોગ સ્ત્રીઓની ખાતર કદી પુરુષો પાસે માગવામાં આવ્યો તમે જાણ્યો છે? રામની પ્રતીષ્ઠા માટે સીતાનો ભોગ લેવાયો, પાંડવોની પ્રતીષ્ઠા ખાતર દ્રૌપદીને જુગટામાં રમવામાં આવી, હરીશ્ચંદ્રની પ્રતીષ્ઠા ખાતર તારામતીને વેચવામાં આવી, છતાં એ ભોગનો સ્ત્રી જાતીને કયો રૂપાળો બદલો મળ્યો? બોલ, બોલ કુસુમ?"

કુસુમ શું બોલી શકે?

વસુએ જ બોલવા માંડયું:

"મારી ઉપર આવેલી પત્રીકાએ આજે મારી આંખ ઉઘાડી છે. સારૂં થયું કે એ પત્રીકા સમયસર આવી ને ને પતી આપણા તો પાઇનો યે વીશ્વાસ કરે નહીં, વ્યાપાર ધંધાની વાત પણ આપણને કરવામાં હાથુપત સમજે, છતાં એને પૈસા ઉડાવી નાખવા માટે સટ્ટા કરવાનો, શરતોમાં જવાનો, જુગાર ખેલવાનો, મોંઘી મુસાફરી કરવાનો અધીકાર, પછી તે દેવાળું કાઢે અને આપણી ઉપર અને આપણાં ભાવી સંતાનો ઉપર નામોશી લાવે તેના ભાગ બનવા આપણે નીર્દોષ હોવા છતાં તયાર થવું જ જોઇએ. તે આપણને નીર્જીવ જંગમ વસ્તુ માને, અચેતન વસ્તુ કરતાં યે આપણને હલકાં ગણે, મન ફાવે ત્યાં રખડે, ગમે ત્યાં ખાય પીયે, ગમે તેવી સ્ત્રીઓના સંસર્ગમાં આવે છતાં તે પોતાના પતી તરીકના અધીકારથી, સ્ત્રીના માલીક થતો આવે, તે માણસ પોતાના ક્રોધી સ્વભાવથી કોઇની સાથે મારામારી કરે અને ગુસ્સાના આવેશમાં તેનું ખુન કરે તો, તેની નીર્દોષ સ્ત્રીને શીના કારણે ખુનીની સ્ત્રી તરીકે સમાજમાં અનેક વરસો સુધી નીંદાવું પડે, તેનાં બાળકોને પીતાના ગુન્હાનો બદલો સમાજનાં મ્હેણાં સાંભળીને વાળવો પડે, આવી પરીસ્થીતીમાં સ્ત્રીને કાયદાની નજરે ગુલામડી જેવું જ સ્થાન મળે, પતીની ઇચ્છામાં આવે ત્યારે તે તેને હાંકી કાઢે અને પોતાની ગમે તેટલી દોલત હોય તો પણ સ્ત્રીને માત્ર પેટ ભરવા જેટલું આપવાની જવાબદારી તેની ઉપર રહે, આ બધું બાજુ કંઇ જ નહીં પણ સ્ત્રી જાતીનું હડહડતું અપમાન છે. એ અપમાનને ગળી જઇને, પોતાનું અપમાન કરનાર પુરુષ જાતીની 'દાસી' બનવા કોઇ પણ સ્વમાનશીલ સ્ત્રી તૈયાર ન જ થાય. એ માટે જ મેં છેક છેલ્લી ઘડીએ પણ લગ્નની બેડીએ નહીં બંધાવાનો વીચાર કર્યો છે. હું એ બેડીની ગુલામ બનવાને બદલે, સ્ત્રી જાતી માટેની એ પરાધીનતાની બેડીને તોડવાના પ્રયાસમાં જ મારૂં જીવન વીતાવવા માગું છું"

વસુ એટલી લાગણીથી અને મુદ્દાસર બોલતી હતી કે કુસુમ તેને સમજાવવાને બદલે તેના વીચારોને મળતી થઇ ગઇ, અને તેણે વસુના નીશ્ચય માટે તેને ધન્યવાદ આપ્યો.

[ ૬ ]

જે સાંજે એ બંગલો લગ્ન સમારંભથી ગાજી ઉઠવાનો હતો, તે સાંજ બન્ને પક્ષના મહેમાનોને ગમે તેમ સમજાવીને વદાય આપવામાં ગઇ.

બીજે દીવસે જે વર્તમાનપત્રોમાં એ શ્રીમંત દંપતીનાં છાયાચીત્રો પ્રગટ કરાવવાની વ્યવસ્થા થઇ હતી, તે જ પત્રોએ વસુની છબી સાથે તેના બંડની વાતો છાપી અને વીઠ્ઠલદાસની છબી નીચે છપાયું "જેને પરણવાની વસુમતીએ ના પાડી."

વસુમતીના આ બંડથી આખા સમાજમાં ભયંકર કોલાહલ મચી ગયો. પરંતુ તે દીવસે પ્રત્યેક કૌમારીકાના દીલમાં પ્રેરણાનો નવો જ મંત્ર ફુંકાયો.

# એડન અને યમન

: લેખક :

સી. જે. શા.

એડન મુંબઇ ઇલાકાની અંદર ગણવામાં આવતું છતાં, યુરોપ અને આફ્રીકા જતી સ્ટીમરોનું ને અગત્યનું બંદર છે તે ઉપરાંત તેને લગતી વીગતવાર માહીતી ભાગ્યેજ ઘણાઓને છે. એટલે આ ટુંકો લેખ એ અગત્યના સ્થાનનો કંઇક પરીચય વાંચકોને કરાવશે.

---

લંડનથી તા૦ ૧૬ મી ડીસેમ્બર ૧૯૩૦ના દીવસે રૂટરે હીંદુસ્થાનમ તારનો એક નાનકડો સંદેશો મોકલાવ્યો હતો. તે સંદેશો પાર્લામેન્ટમાં થયેલા એક પ્રશ્નોત્તરને લગતો હતો. બ્રીટનના કોન્ઝરવેટીવ પક્ષના લોર્ડ લેમીંગ્ટન નામના પાર્લામેન્ટના એક સભ્યના સવાલનો જવાબ આપતા, બ્રીટનના સંસ્થાન ખાતાના મંત્રી લોર્ડ પેસફીલ્ડે ઉમરાવોની સભામા જણાવ્યું હતું કે, યમનનો ઇમામ બ્રીટીશોને કહી રહ્યો છે કે, તમારો એડન ઉપર કે તેની આસપાસના પ્રદેશ [Protectorate] ઉપર કશો જ અધીકાર નથી. અને જ્યા સુધી ઇમામ આપણા હાલના હક્ક અધીકારનો સ્વીકાર કરવા તૈયાર થાય નહીં ત્યાં સુધી તેની સાથે કોઇ પણ જાતના કરારને લગતી વાટાઘાટમાં ઉતરી શકાય નહીં. આ વખતે એ વાત ખુલ્લી થઇ હતી કે યમનના ઇમામે ગયા બે મહીનામાં બ્રીટીશોના ૪૦ માણસોને બાન તરીકે પકડ્યા છે. છતાં તે તરફની સરહદ ઉપર બ્રીટીશોની સામે દુશ્મનાવટ ભરેલા બનાવો બીજા કશા બન્યા નથી.

આમ યમનનો ઇમામ એડન અને તેની આસપાસના પ્રદેશો ઉપર પોતાનો અધીકાર સાબીત કરવા તૈયાર કેમ થયો તે જાણવુ જરૂરી છે.

હાલના એડન ઉપર બ્રીટીશ કાબુ ૧૮૩૯ માં જામ્યો. તે પહેલાં એડન અને તેની આસપાસના પ્રદેશ ઉપર યમનનો જ અધીકાર હતો. એ યમન રાતાસમુદ્ર કાંઠાનો અરબસ્તાનનો એક પ્રાંત છે, એનો ઇતીહાસ ઘણો જુનો છે અને તે લાંબા ઇતીહાસમાં યમનના પ્રાંતને અનેક તડકા છાંયડા જેવા પડયા છે.

એડનનો પ્રદેશ આર્થીક દૃષ્ટીએ એટલો મહત્વનો નથી પરંતુ ભૌગોલીક નજરે બ્રીટીશ સામ્રાજ્યવાદીઓને માટે મહત્વનો છે. હીંદુસ્થાન ઉપરનો પોતાનો સ્વાધીકાર કાયમનો ટકાવી રાખવા માટે બ્રીટીશ મુત્સદીઓને અનેક ખટપટો કરવી પડે છે, અનેક નાના રાજ્યો ઉપર તેણે તે માટે કાબુ જમાવ્યો છે અને અનેક પ્રજાઓને પરાધીન અથવા તો અર્ધપરાધીન બનાવી દીધી છે. હીંદુસ્થાનની સરહદોના પ્રત્યેક માર્ગો ઉપર કોઇ પણ યુરોપીય દેશ માથું મારી ન

નહિ તે માટે બ્રીટીશ મુત્સદ્દીઓ સતત મથન કર્યા છે અને સામ, દામ, ભેદ તેમ જ દંડ નીતીથી તેમણે દરેક પ્રકારની ખટપટો તે માટે કરી છે એ ગજદારી ખટપટોનો નગ્ન ઇતીહાસ તો બ્રીટનની પરરાષ્ટ્રીય કચેરીના તમામ ખટપટી કાગળીયા ખુલ્લાં થાય તો જ જાણી શકાય, પરંતુ તેમ બનવું એ તો અશક્ય ઘટના છે કેમકે એ ખટપટનો વીસ્તાર તો આફ્રીકાના પશ્ચીમ કીનારાથી માંડીને, ભુમધ્ય સમુદ્ર, ઇજીપ્ત, અફઘાનીસ્તાન, અરબસ્તાન તુર્કસ્થાન, ટીબેટ, ચીન, જાપાન, અને રશીઆ સુધી વ્યાપેલો છે અને તે ઇતીહાસની પાછળ બ્રીટનના અનેક સમર્થ મુત્સદ્દીઓની બુધ્ધી તેમ જ કર્નલ લોરેન્સ જેવા અનેક ખટપટીઆઓની ખટપટનું મોટું સામર્થ્ય ખડું છે તેમના તન મન પ્રત્યેક કાર્યમા બ્રીટનનો સામ્રાજ્યવાદી પક્ષ સચેટ રીતે હીંદ ઉપર પડ્યો પાથર્યો રહે એ લક્ષ્ય કેન્દ્રીત છે

એડન ઉપર બ્રીટીશોએ કબજો જમાવ્યો તેનો ઇતીહાસ આ ટુંકો છે. ઇ. સ. ૧૮૩૭ મા બ્રીટીશ વાવટો ઉડતુ એક વહાણ એડનની નજીક ભાગી પડ્યું, તે વખતે તે વહાણના ખલાસીઓને તેમ જ ઉતારુઓને આરબ લોકોએ રંજાડ્યા, એ તેના આખા ઇતીહાસનું મુળ છે. આ રંજાડના સબંધમા મુંબઇ સરકારે એડનના સુલતાન પાસે ખુલાસો માગ્યો, તેમ જ થયેલા નુકશાનની ભરપાઇ માટે માગણી કરી જવાબમા સુલતાને આરબોએ કરેલી તુટફાટથી થયેલુ નુકશાન ભરી આપવાની તૈયારી બતાવી. પરંતુ બ્રીટીશ મુત્સદ્દીગીરીના પંજામા સપડાયેલો શીકાર એટલે છટકી જાય તેમ હતું નહીં તેની પાસેથી એડન ગામ અને તેનું બંદર ખરીદી લેવાની ખટપટ પણ એની સાથે સાથે જ ગોઠવી, અને યમનના તે વખતના સુલતાને તેના વેચાણ માટે મજુરી આપવાની તત્પરતા છેવટે બતાવી તુરત જ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના હીંદી કાફલાવાળા કેપ્ટન હેઇન્સને એ કબાલો પાર ઉતારવા મોકલવામા આવ્યો પરંતુ તે વખતે યમનની ઉપર સુલતાનના શાહજાદાની સત્તા ચાલતી હતી તેણે પોતાના પીતાએ કરવા ધારેલો કબાલો મંજુર રાખવાની સ્પષ્ટ ના ફરમાવી. તુરત જ દરીયાઇ તેમ જ જમીનની સેનના ધાડા તેની ઉપર મોકલવામા આવ્યા અને છેવટે ૧૮૩૯ ના જાન્યુઆરીની ૧૬ મી તારીખે એડન સિપાઇઓએ કબજે કર્યું.

તે પહેલા એ સ્થળનો વ્યાપાર માટે સનામન માનવામા આવતો નહોતો, કેમકે ગતાસમુદ્રના કીનારા ઉપરના ઇસ્લામી રાજ્યો યુરોપીયનોના કાફલાને રંજાડતા હતા, તેથી તેમને છેક આફ્રીકાના કપ ઓફ ગુડ હોપને માર્ગેથી આવવું પડતુ હતુ અને તેથી એડનનું મહત્વ ઝાઝું મનાતું નહોતુ પરંતુ બ્રીટીશોએ એડન ઉપર કાબુ મેળવ્યો. તે સમયના અરસામા ગતાસમુદ્રનો માર્ગ ખુલ્લો થયો હતો, એટલે હીંદ આવનાર વહાણોને માટે તે માર્ગ ફરીથી ખુલ્લો થયો ત્યારથી એ રસ્તે થઇને વ્યાપારી વહાણોની અવર જવર ખુબ જ વધી પડી. કુનેહ બ્રીટીશ મુત્સદ્દીઓએ યુરોપની બીજી વ્યાપારી પ્રજાઓ સાથે અથડામણમા આવવું પડે નહીં તેથી એડનનું બંદર પ્રત્યેક પ્રજાની વ્યાપારી સ્ટીમરો માટે ખુલ્લુ રાખ્યું અને સ્ટીમરોને કોલસો લેવા માટે તે પછી એડન મહત્વનું સ્થાન થઇ પડ્યું.

વ્યાપારી નજરે પણ એડન, અરબસ્તાન, સોમાલીલેન્ડ, એબીસીનીયા અને આફ્રીકાના

ભીંકદાર બન્યું છે. પરંતુ લશ્કરી દષ્ટીએ મુડીવાદી સામ્રાજ્યવાદના સંરક્ષણ અર્થે એનું મહત્વ પારાવાર છે. તેથી તે કર્નલ લોરેન્સને કરોડો રૂપીઆની સામ્રાજ્યવાદે મદદ કરી અરબસ્તાનને કર્તાહર્તા બનાવવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

[ ૨ ]

રોમનોના સમયથી યુરોપના સામ્રાજ્યવાદીઓનું લક્ષ એડન ઉપર પડેલું હતું. તેમણે ઈ. સ. પુર્વે ૨૪ માં એડન કબજે કર્યું હતું. સોળમી સદીના આરંભમાં એડન પોર્ટુગીઝોના તાબામાં ગયું, પણ ૧૫૩૮ માં તુર્કોએ તેમને ત્યાંથી હાંકી કાઢ્યા. પરંતુ એક સૈકામાં તુર્કોના હાથમાંથી તે પ્રદેશ ગયો અને સૈનાના સુલતાનનો વવટો એડન ઉપર ફરકવા લાગ્યો. ૧૭૩૦ સુધી એડન તેના કબજામાં રહ્યું. તે પછી લાહેજના શેખે સૈનાની સત્તાનો ઇનકાર કરી એડન ઉપર કાબુ જમાવ્યો. છેવટે બ્રીટીશોએ તેનો કબજો લીધો ત્યાર પછી એમની રાજનીતી જુદા જ ધોરણે શરૂ થઇ, તેમણે એ પ્રદેશની આસપાસની ભુમી ઉપર કાબુ જમાવીને પોતાનો વીસ્તાર વધારવા માંડયા. તેમાં કાઇક પ્રદેશ રસ્તે ભાવે ખરીદી લેવાયા તો કોઇક પડાવી લેવાયો. નહેરના મુખ આગળના પેરીમનાં ટાપુ ઉપર ૧૮૫૭ માં અંગ્રેજોએ કાયમનો કાબુ જમાવ્યો. ઉપરાન્ત દરીયા કીનારા ઉપરના બીજા જે ટાપુઓ આરબ સરદારોના તાબામાં હતા તેમની ઉપર રાજકારણી કાબુ (Political control) જમાવીને, તેમ જ એ સરદારોને નીયમીત ભથ્થાં આપી આપીને કોઇ પણ જાતનો ભય પોતાના માર્ગમાં ન રહે તેવી પરીસ્થીતી ઉત્પન્ન કરી છે. એ દ્વીપકલ્પનું ક્ષેત્રફળ તો ૧૫ માઇલ જેટલું જ છે. પરંતુ અત્યારે બ્રીટીશ કબજા નીચેના પ્રદેશનું કુલ ક્ષેત્રફળ ૮૦ ચોરસ માઇલ જેટલું થઇ ગયું છે.

અંગ્રેજોએ એડન ઉપર કાબુ જમાવ્યા પછી તેને મજબુત કીલ્લેબંદી કરી લીધી છે, તેમ જ ત્યાં કાયમને માટે મોટી સંખ્યામાં હીંદી તેમ જ બ્રીટીશ લશ્કર રાખવામાં આવે છે. એડનનો કારભાર લશ્કરી રેસીડેન્ટની મારફત ચાલે છે. અને તે મુંબઇ ઇલાકાનો એક ભાગ ગણાય છે, છતાં હવે પછી તે હીંદી સરકારના તાબામાં જવાનું છે. તેમાં પણ સામ્રાજ્યવાદનાં સંરક્ષણ માટે લશ્કરી દષ્ટીએ જ વીચાર ચલાવવામાં આવ્યો છે.

સદેશા વ્યવહારમાં એડનનું મહત્વ પણ જેવું તેવું નથી. દરીયાઇ તારનાં દોરડાં અહીંથી એક તરફ હીંદ, દુરના પુર્વના પ્રદેશ અને ઓસ્ટ્રેલીયા સુધી જાય છે અને બીજી તરફ ઝાંઝીબારથી કેપ ઓફ ગુડ હોપ સુધી વીસ્તાર પામે છે. કોફી, અનાજ, ચામડાં, ગુંદર, હાથીદાંત વગેરેનો વેપાર પણ ત્યાં સારી રીતે ચાલે છે. બ્રીટીશોએ એડન ઉપર કાબુ જમાવ્યો તે પહેલાં મોખા વ્યાપારધંધા માટે મશહુર સ્થાન મનાતું. બંદર તરીકે એડનની ખીલવણી થવાથી તે મહત્વનું બંદર હવે કાયમને માટે મરી ગયું છે. માત્ર કોફીના વ્યાપારથી જ તેનું જીવન હવે ટકી રહ્યું છે. પરંતુ સત્તરમી સદીના આરંભમાં એણે યુરોપના સંસ્થાન સ્થાપનારા મુડીવાદી સામ્રાજ્યવાદીઓને આકર્ષ્યાં

હતા અને અંગ્રેજ તેમ જ ડચ વ્યાપારીઓએ ત્યાં કોઠીઓ સ્થાપી હતી. પછી તો ફ્રાન્સે પણ તેમનું અનુકરણ કર્યું હતું. આમ બે સૈકા સુધી મોખામાં ધનની રેલમછેલ રહી, પણ બ્રીટીશોએ એડન ઉપર કાબુ મેળવીને મોખાનો નાશ કર્યો.

સામ્રાજ્યવાદને અમરપટો આપવા માટે હીંદને નાણે અને હીંદી સૈનીકોની મદદથી આમ હીંદી સરહદની આસપાસની પ્રજા ઉપર બ્રીટીશ કાબુ જામ્યો છે, એટલું જ નહીં પણ છેલ્લા યુદ્ધ પછી અરબસ્તાન અને તેની આસપાસના પ્રદેશ ઉપરથી તુર્કીની સત્તા તેમજ લાગવગ દુર કરવામાં અને એક અથવા બીજા નામે તે પ્રદેશ ઉપર પોતાની લાગવગ અને કાબુ જમાવવામાં બ્રીટીશ મુત્સદીઓએ યુદ્ધ પછીની સંધી પરીષદોમાં તેમ જ પ્રજા સંઘમાં ભજવેલો ભાગ એ તો બધો તાજો જ ઇતીહાસ છે. અને તેથી હીંદને પોતાના કબજામાં રાખવા સામ્રાજ્યવાદે શું શું કર્યું છે તે સમજવામાં તે પ્રસંગો પણ બહુ જ કામના થઇ પડે તેમ છે.

[ 3 ]

છેલ્લી યુરોપી યાદવી પહેલાં અરબસ્તાન અને તેની આસપાસના પ્રદેશ ઉપર તુર્કસ્થાનના સુલતાનનો ખલીફ તરીકે તેમ જ સુલતાન તરીકે એમ ધાર્મીક અને રાજદ્વારી નજરે બેવડો કાબુ હતો. યમનના ઇમામવંશના સત્તાવાળાઓ ઉપર પણ તુર્કસ્થાનનો કાબુ ઘણો વખત રહ્યો છે. પરંતુ તે વખતે પણ તુર્કસ્થાનની સત્તા સંગીન ધોરણે યમને સ્વીકારી નહોતી, ૧૮ મી સદીમાં ઇરાનની ધુરા યમનની ખાંધેથી ઉતરી ત્યારથી ઓમાન હમેશાં તુર્કસ્થાનથી સ્વતંત્ર જ રહ્યો છે.

એટલું જ નહીં પણ જ્યારે સુલતાનનો ત્રાસ વધતો ત્યારે ત્યારે યમનના ઇમામોએ તેની સામે બંડ પણ કર્યાં છે. ઓગણીસમી સદીના અંતમાં યમન લગભગ બળવા અને લડાઇઓની ભુમી જ થઇ પડી હતી. અને છેવટે યમનના ઇમામોએ પોતાની પરંપરા સાચવી રાખી હતી.

આમ યમનના ઇમામ સ્વતંત્રતાને ચાહનારા અને પોતાના કામમાં પોતાના ધર્મ ભાઇઓની પણ ડખલગીરીને નહીં ગણકારનારા છે; એવું તેમને માટે ઇતીહાસ કહે છે. પરંતુ છેલ્લા યુદ્ધ પછી જ્યાં જ્યાંથી તુર્કસ્થાનની લાગવગ ઘટી છે, ત્યાં ત્યાં બ્રીટીશોની સત્તા અને લાગવગ વધ્યાં છે. તે લાગવગ ટકાવી રાખવા કરતાં તેમાં નીરંતર વધારો કર્યે જવાની સામ્રાજ્યવાદની નીતી હોય છે. એટલે યમનના ઇમામનો દાવો કદી પણ સ્વીકારવામાં આવે એવી આશા નજીકના ભવીષ્યમાં તો ખાસ કરીને નથી. કેમકે આંતરરાષ્ટ્રીય સંજોગ જોતાં નવું યુદ્ધ કાં તો બ્રીટન અને અમેરીકાની વચ્ચે થાય, કાં તો યુરોપનો એક સમુહ બીજા સમુહ સાથે આથડે, કે સોવીયેટ રશીઆ સામે બ્રીટન અને બીજાં કોઇ યુરોપી રાજ્યો યુદ્ધ જાહેર કરે; તે સ્થીતીમાં બ્રીટીશ સામ્રાજ્યના હૃદય સમી સુએજની નહેર અને તેની આસપાસના પ્રદેશો ઉપરથી બ્રીટીશ કાબુ લગારે ઢીલો બને તેવું એક પણ પગલું, ત્રણે વર્ગના બ્રીટીશ મુત્સદીઓમાંથી એક પણ મુત્સદી વર્ગ ભરી શકે તેમ નથી. એટલે યમનના ઇમામને જ આ ઝઘડામાં છેવટે નમતું મુકવું પડશે કે શોષવું પડશે; એ આખરી સત્ય છે.

[૪]

એડનનું લશ્કરી પેરીમ સાથે ૮૦ ચોરસ માઇલ જેટલું છે ૧૯૨૧ ની વસ્તી ગણતરી પ્રમાણે ત્યા ૫૬૫૦૦ માણસોની વસતી છે. તેની આવક રેવન્યુ ખાતાની રૂ. ૮૧,૯૭,૬૩૬ ની અને ખર્ચ રૂ. ૬૧,૭૫,૦૦નું છે. એડન સેટલમેન્ટમા ત્રણ વીભાગનો સમાવેશ થાય છે (૧) એડન (૨) શેખઓથમાન અને (૩) નાનું એડન ત્યા રેસીડેન્ટની સત્તા છે અને તે એડનના લશ્કરનો સેનાધીપતી પણ છે એના તીન ખાતામા અમલદારો અને કારકુનો મળીને કુલ ૭૦ માણસો છે, તેને દર વર્ષ પગારે રૂ ૨,૦૮,૮૮૨ જેટલું ખર્ચ થાય છે. બંદરની પોલીસ ૫૪ જેટલી સંખ્યામા છે એડનનો મુખ્ય વેપાર સ્ટીમરો દ્વારા માલ લાવવો અને લઇ જવો તે છે. એડનના બંદરેથી આસપાસના દેશોમા માલ જતા હોવાથી જુદી જુદી જાતના માલની ચડ ઉતર મોટી થાય છે મુખ્ય વેપાર કોફી, ચામડા અને સુતરાઉ કાપડનો છે. ૧૯૨૮-૧૯૨૯ ના વર્ષ દરમીયાન એડનનો દરીયા અને જમીન ઉપરનો વેપાર ૧૫ કરોડ ૬૭ લાખ ૫૦ હજાર રૂપીઆનો થયો હતો. તેમા સહુથી વીશેષ ફાળો બ્રીટીશ સામ્રાજ્યનો હતો. વર્ષ દરમીયાન એડનના બંદરેથી ૫,૭૮૮,૫૪૮ ટનની ૧૬૩૫ સ્ટીમરો પસાર થઇ હતી આ ઉપરાંત એડન અને અરબસ્તાનની વચ્ચે ઉંટો દ્વારા માલ લઇ જવાય છે, અને લાહેજ સુધી રેલ્વે જાય છે આ રીતે લગભગ ૫૦ થી ૬૦ લાખનો વેપાર થાય છે એડનમા મીઠું બનાવવા માટે પાચ મોટા કારખાના આવે છે તેમાથી કુલ ૭૫,૩૬૩ રૂપીઆ જેટલી મહેસુલ આવે છે, ત્યારે તેની પાછળ થતો ખર્ચ માત્ર રૂ, ૨૭૩૮ જેટલો જ છે ત્યાથી હીંદના બંદરોમા જ ૨૦૯,૧૦૦ ટન જેટલું મીઠું ૧૯૨૮-૨૯ મા લાવવામા આવ્યું હતું.

# જાગૃત પ્રજામતવાદ

—: અનુવાદક :—
ચન્દ્રકાન્ત પાઠક

ઇ. સ. ૧૮૨૩–૨૪ માં ઇંગ્લંડની પાર્લમેન્ટની પદ્ધતી કેવા કેવા આંતર રંગોથી રંગાયલી હતી અને સો વર્ષનાં વહન દરમીયાન પણ એ જ સમયના બંધારણની ગુંથણી અત્યારના રાજતંત્રમાં કેટલી હદ સુધી ગુંથાઇ રહી છે તે આ જ્હોન સ્ટુઅર્ટ મીલના તે વખતના આ ભાષણ ઉપરથી સત્ય અને સ્પષ્ટ સ્વરૂપમાં જણાશે. જ્હોન સ્ટુઅર્ટ મીલનું આ ભાષણ અત્યાર સુધી પ્રસીદ્ધ થયા સીવાયનું રહેલું છે : હેરોલ્ડ જે. લાસ્કી આ ભાષણને હમણાં જ પ્રસીદ્ધી આપતાં કહે છે કે, મીલ, ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની નોકરીમાં તાજો દાખલ થયો. તે વખતે, એટલે માત્ર, ૧૭–૧૮ વર્ષની ઉમ્મરે તેણે આ ભાષણ 'મ્યુચુઅલ ઇમ્પ્રુવમેન્ટ સોસાયટી સમક્ષ ૧૮૨૩ કે ૨૪ માં કર્યું હતું. એમાં જણાવેલા વીચારો એક સદી જેટલા જુના છે, છતાં તેમાં કેટલાંક સરસ તત્વો યે છે. પરંતુ ખાસ કરીને તો પોતાને યોગ્ય લાગે તે કહેવાની હીંમત એ આ ભાષણનું મહત્વનું લક્ષણ હોઇ, હીંદી નવજવાનોએ તે હીંમતનું અનુકરણ કરવા જેવું છે.

"આ પણી નીરૂપયોગી સંસ્થાઓ માટે મને લેશ માત્ર અનુકંપા નથી, અને હોઇ શકે પણ નહી; છતાં કોઇ પણ સારી સંસ્થા માટે મારા અન્ય મીત્રો જેટલી જ મને સન્માનની લાગણી છે એ સીદ્ધ કરી આપવા માટે હું તૈયાર છું. કોઇ પણ વસ્તુની સત્યતાને–તેના મહત્વને નીષ્ફળ બનાવવાના પ્રયાસોને ભુતકાળમાં કદાચ વીજય મળ્યો હશે પરંતુ પ્રગતીમાન વર્તમાન યુગમાં તેવી આશા રાખવી એ કેવળ મુર્ખતા જ છે." એ શબ્દોથી પ્રસ્તાવના કરી બ્રીટનના પ્રખ્યાત રાજદ્વારી વક્તા જ્હોન સ્ટુઅર્ટ મીલે બ્રીટનની પાર્લામેન્ટની સુધારણાના સંબંધમાં ઇ. સ. ૧૮૨૩–૨૪ માં અતી મહત્વની ચર્ચા ચલાવી હતી. અને એક સૈકા પછી પણ તેના તે સમયના ઉદ્દામ વીચારો આધુનીક રાજપ્રકરણમાં કેટલી હદ સુધી ગુંથાઇ રહ્યા છે તેની સમાલોચના અની રસીક થઇ પડશે.

જ્હોન સ્ટુઅર્ટ મીલે પોતાની ચર્ચામાં કહ્યું કે સામાન્ય રીતે રાજ પદ્ધતીના ત્રણ પ્રકાર હોઇ શકે. આપખુદ રાજાસત્તાક. (Monarchy) અમીર સત્તાક (Aristocracy) અને પ્રજાસત્તાક (Democracy) આ દરેક પ્રકારની નીતીમાં ઓછા વત્તા પ્રમાણમાં લાભ અને ગેરલાભ સમાયલા હોય છે જ; છતાં પણ એ નીયમને વીસારીને બ્રીટનના મુત્સદ્દીઓ એથી આગળ વધી તેમાં માત્ર ગેરલાભોની જ પરંપરા અનુભવ્યા કરે છે: અને પોતાની એ પ્રકારની માન્યતાથી તેમણે એવા એક સુત્રને પકડી રાખ્યું છે કે, આ ત્રણ પ્રકારની નીતીમાંથી

ગમે તે એક જ નીતી અખત્યાર કરવામાં આવે તો દેશમાં શાન્તી અને સુવ્યવસ્થા સ્થાપી શકાય જ નહીં.

આ માન્યતાને આધારે તેઓ આ ત્રણેય પ્રકારની નીતીને એકત્ર કરી એક નવીન જ પ્રકારની સત્તા વ્યવહારમાં યોજવાના નીર્ણય પર આવ્યા અને એ ધોરણ તેમણે બ્રીટનની રાજ્ય પ્રણાલી માટે નક્કી કર્યું.

પરન્તુ આવી યોજના એ નીરાશાના સુર ઉત્પન્ન કરાવવાના કારણરૂપ છે. બ્રીટીશ મુત્સદ્દીઓ કદાચ એમ માનતા હશે કે આવી મીશ્ર રાજનીતીનો સ્વીકાર કરવાથી દેશમાં શાન્તી અને સુવ્યવસ્થા ઉત્તમ રીતે સ્થપાશે તો તેમની એ ગંભીર ભુલ છે; કારણ કે આ ત્રણેય માર્ગો જ એવા છે કે તેમાં પરસ્પરનો વીરોધ સમાયલો છે, એટલે કે જો એક પણ બંધારણમાં કોઇ પણ પ્રકારની ભુલ થાય તો તેનો પ્રતીધ્વની બીજાં બેમા ઉઠ્યા શીવાય રહે જ નહીં.

જ્યાં ઉપર કહેલા ત્રણે વર્ગમા સામ્યતા ન હોય ત્યા કોઇ પણ બે વર્ગ ત્રીજા કરતાં બલવત્તર બને એ સ્વાભાવીક છે. બ્રીટીશ રાજ પ્રણાલીકામા આવી જ સ્થીતી છે જો રાજા અને અમીરો એકત્ર થાય તો તેઓ પ્રજામતને કચરી નાખે એ નીર્વીવાદ છે. અથવા એ બન્ને પક્ષમાના જો કોઇ પણ એક પક્ષને પ્રજામતની સહાય મળે તો તેથી બાકી રહેલા ત્રીજા પક્ષને સહન કરવું પડે છે. માટે પ્રજાના પોતાના હીતનો તો એક જ માર્ગ છે અને તે એ કે તેણે એ ઉપર કહેલા બન્ને પક્ષ પાસેથી જેટલા મળી શકે તેટલા વધુ પ્રમાણમાં હક્કો મેળવવાનો જ પ્રયત્ન કરવો અને દેશમાં માત્ર શાન્તી તેમ જ સુવ્યવસ્થા સ્થપાય અને જળવાય તેટલા પુરતી જ એ બન્ને વર્ગોના હાથમાં સત્તા રહેવા દેવી.

બ્રીટીશ રાજ્યબંધારણ મીશ્રનીતી પર રચાયલું છે એ પ્રમાણેની જો કોઇ દલીલ કરે તો તે તદ્દન અસત્ય છે. રાજદ્વારી વીષયનો કોઇ પણ અભ્યાસી એ બંધારણને અમીરસત્તાક તંત્ર તરીકે સહેલાઇથી સીદ્ધ કરી આપી શકે તેમ છે.

અમુક વર્ગના હાથમાં જ સર્વોપરી સત્તા હોય અને તે વર્ગમાંથી માત્ર ગણત્રીની જ વ્યક્તીઓ ધારે તેમ કરી શકતી હોય તો તે રાજતંત્રનો ઉપયોગ પણ તે ગણત્રીના માણસોના લાભ માટે જ કરવામાં આવે છે. એ રીતે બ્રીટનમા અમીરોની સત્તા જ ચાલે છે તે દીવા જેવું છે. આવા બંધારણને મીશ્ર રાજનીતી કહેવી એ પોતાની સામાન્ય બુધ્ધીનું પ્રદર્શન કરાવવા બરાબર છે; ત્યારે હવે કયા પ્રકારની નીતી બ્રીટીશ રાજતંત્રમાં સમાઇ છે તેનો વીચાર કરીએ.

આજકાલના બધા જ રાજદ્વારી વીચારકો અને લેખકો એટલું તો કબુલ કરે છે કે આ દેશમાં [બ્રીટનમાં] રાજતંત્રની સર્વોપરી સત્તા તો આમની સભાના હસ્તક જ સોંપાયલી છે અને રાજાની પ્રતીબંધક સત્તા તો નામની જ છે.

પણ, જો આમની સભાને હસ્તક જ સર્વોપરી સત્તા અપાયેલી હોય તો પછી આમની સભાના સભાસદોની વરણી કરનારાઓના હાથમાં જ છેવટની સર્વોપરી સત્તા હોવી જોઇએ. પરંતુ આમની સભાના બે તૃતીયાંસ જેટલા એટલે આશરે બસો સભાસદો તો જમીનદારો અને ઉમરાવોમાંથી ચુંટાયલા અગર નીમાયલા હોય છે. આવા બંધારણને મીશ્ર બંધારણ કહેવું એ મુર્ખતાની પરાકાષ્ટા જ છે.

પ્રત્યેક રાજતંત્રમાં સર્વોપરી સત્તા એક જ વર્ગના હાથમાં હોવી જોઇએ. જો તે વ્યક્તીગત હોય તો તેને આપણે રાજસત્તાક કહીએ, થોડીક સાધનસંપન્ન વ્યક્તીઓનાં હાથમાં હોય તો તેને અમીરી સત્તાક અને પ્રજાજનના બહોળા સમુદના હાથમાં હોય

તો તેને પ્રજાસત્તાક બંધારણ કહેવાય; પરંતુ આ દેશમાં [બ્રીટનમાં] તો સર્વ સત્તા આમની સભાને જ હસ્તક છે અને આમની સભાનો મોટો ભાગ ફક્ત બસો કુટુંબોના જ માણસોથી રચાયલો છે એટલે સામાન્ય રીતે એમ જ કહેવું જોઈએ કે બ્રીટીશ રાજતંત્રની લગામ પેલાં બસો કુટુંબો કે જે અમીર અને જમીનદાર કુટુંબ છે તેમના જ હાથમાં છે; તો પછી આવા તંત્રને અમીર સત્તાક તંત્ર કહેવું એમાં શું અનીશયોક્તી છે?

માનવ સ્વભાવના લાક્ષણીક ધ્યેયને વીચારતાં એટલું તો કોઈપણ કહી શકે કે મનુષ્ય સ્વાભાવીક રીતે ન્યાય અન્યાયની તુલનામાં ભોલાં ખાય જ. તો પછી સામાન્ય જનતા આમની સભા પરત્વે શા માટે શંકાની દ્રષ્ટી ન રાખે? દલીલની ખાતર એમ માનો કે પેલા બસો અમીર કદાચ સ્વાર્થી નહીં પણ પરોપકારની જ મુતીઓ છે, છતાં પણ પોતાને માટે એવી ભાવના તેઓ સમાજની પ્રત્યેક વ્યક્તીના હૃદયમાં ખરી હકીકત તરીકે જન્માવી કે સ્થાપી શકે તેમ નથી. તેમનાં ગમે તેવા ઉદાર કાર્યોમાં પણ પ્રજામત તો સ્વાર્થનાં સંચાલનો જોયા શીવાય ભાગ્યે જ રહેશે.

જો નીરંકુશ સત્તાનો દુરુપયોગ થવાનો ભય ન હોય તો એક હથ્થુ સત્તા જ આદરને પાત્ર છે. એક ન્યાયી શાસનકર્તા તેની પ્રમાણીક રાજનીતીથી સંખ્યાબંધ સત્તાધીશોની સંસ્થા કરતાં શ્રેષ્ઠતર ગણાય; કારણ કે એવી અવ્યવસ્થીત સંસ્થાઓમાં ન્યાય અને પ્રામાણીકતાની આશા ઓછા પ્રમાણમાં જ રાખી શકાય છે.* પરંતુ બ્રીટીશ રાજ્યબંધારણ જ એવા સીદ્ધાંતો પર રચાયું છે કે નીરંકુશ સત્તાનો દુરુપયોગ થયા શીવાય રહે જ નહીં. રાજા પ્રજા પર જુલ્મ કરવા ધારે, તો તેને અંકુશમાં રાખવા માટે આમની સભાનું બંધારણ યોજવામાં આવ્યું છે.

તો પછી જે અંકુશની જરૂર રાજાને પડે છે તે અંકુશની જરૂર આમની સભાને માટે કેમ ન રહે? શું એક સર્વોપરી સત્તાધીશ કરતાં તેવા જ સો સત્તાધીશોનો જનતાને ઓછો ભય હોય છે?

આ બાબતમાં કદાચ એમ કહેવામાં આવે કે પ્રજા પ્રત્યક્ષ નહીં પણ પરોક્ષ રીતે તો આમની સભા પર અંકુશ રાખી શકે છે. કારણ કે પ્રધાનમંડળ સારી રીતે જાણે છે કે જો તેઓ પ્રજામતની વીરુદ્ધ જશે કે તેમને સોંપાયલી સત્તાનો દુરુપયોગ કરશે તો તેમને તુરત જ ઉથલાવી પાડવામાં આવશે. પણ પ્રજામત જો પ્રધાનમંડળ ઉપર વારંવાર અંકુશ રાખી શકતો હોય તો પછી પાર્લામેન્ટની જરૂર જ શું છે? વળી જો તે આમની સભાને માટે જ અંકુશ રૂપ હોય તો તે પછી આમની સભા રાજાને માટે કેવી રીતે અંકુશ રૂપ રહી શકે! પણ જો સત્તાધારી સંસ્થા પ્રજાની ચુંટાયલી કે પ્રજાને જવાબદાર ન હોય, પણ માત્ર અશીક્ષીત મતદાનથી જ તેની વરણી કરી હોય તો તેવી જાતનું નીરર્થક તંત્ર સ્થાપીને આમની સભાના બંધારણથી તમારા હક્ક સચવાયલા છે એ પ્રમાણે પ્રજાને ભ્રમીત કરવાની શું જરૂર છે?

આપણે કદાચ એ મત સ્વીકારી લઈએ કે આમની સભાના સીતમગારો ફક્ત પ્રજામતથી જ ડરે છે તો પછી ખોટા દેખાવવાળી આડંબરી માન્યતાનો તો સદંતર વીનાશ થાય એ જ ઇચ્છવા યોગ્ય છે, કે જેથી પ્રજા સમજતી થાય કે તેના પોતાના બળ શીવાય બીજા કોઈના પર આધાર રાખવો એ મીથ્યા ભ્રમણા છે. વળી જ્યાં પ્રજામતનો અવાજ આમની સભાના સભાસદો સુધી પહોંચતો નથી અગર તો આમની સભાના સભ્યોને ધાર્યું કરતાં કોઈ પણ રીતે રોકી શકતો નથી તો પછી પ્રજામત તેના પર અંકુશ રૂપ છે એ માન્યતા જ ભયંકર ભુલ ભરી છે

આનાથી પણ આગળ વીચારતાં બ્રીટનના રાજ્યબંધારણમાં કેટલીક મહત્વની વધુ ખામીઓ દેખાયા વીના રહેતી નથી અત્યારની પ્રથાથી નીરૂપયોગી ઓહદાઓ, નીરંકુશ પગારો અને અનીયમીત વર્ષાસનોનો નીભાવ કરવામાં શક્તીનો કેટલો ય વ્યય કરવામાં આવે છે! જે અમુલ્ય બલીદાનો

---

*આ વીચારો એક સદી પહેલાંના છે. અત્યારે તે લગારે મહત્ત્વના નથી.

અર્થહીન સમરાંગણોમાં હોમવામાં આવ્યાં છે તેની સંખ્યાનો પણ વીચાર કરવાની જરૂર છે. પછી ભલેને એ સંગ્રામો યુનીયન જેકની પ્રતીષ્ઠા સાચવવાની ખાતર કે યુરોપના સત્તાધીશોની એકહથ્થુ સત્તાના રક્ષણ માટે અથવા તો બીજા દેશોમાં સત્તા સ્થાપવા માટે લડાયાં હોય? ઉપરાંત વ્યાપારી ફરીયાદો, ઉમરાવકુટુંબના ન્યાયાધીશોને સોંપાયલી જાલીમ સત્તાઓ, મુડીવાદીઓના લોખંડી સાંકડા અને અજ્ઞાન તથા અશીક્ષીત વર્ગના ભલાની ખાતર જેને કાયદાનું નામ આપવામાં આવે છે તે સર્વનો સરવાળો કરતાં તો એક મોટી અનુક્રમણીકા થાય! આ સર્વ કષ્ટ અને ત્રાસ પ્રજાવર્ગને સહન કરવાં પડે છે એ જ તેના બંધારણની ખામી પુરવાર કરવા માટે બસ છે.

સુવ્યવસ્થીત રાજતંત્રની એક ખાસ વીશીષ્ટતા તેનો ઓછામાં ઓછા ખર્ચે નીભાવ કરી શકાય તે છે. એ અનુભવે કરતાં જ બ્રીટીશ બંધારણની ખામી ઉપર તરી આવે છે. આઠ અબજ પાઉન્ડનું કરજ અને ૭ કરોડ પાઉન્ડનો વાર્ષીક કર બ્રીટીશ પ્રજા ભરે છે (જેમાં Poor rates નો સમાવેશ થતો નથી) આ તો પ્રજાકીય ઉન્નતીનો અવશ્ય કીર્તીસ્તંભ જ ગણાય!

યુદ્ધવીરામ એ વ્યવસ્થીત તંત્રનું બીજું મહત્વનું અંગ છે. પરન્તુ બ્રીટનમાં તેની પણ ખામી જણાય છે. ઇ. સ. ૧૬૮૮ ના બળવા પછી યુરોપના બીજા બધા દેશો કરતાં બ્રીટને વધારે યુધ્ધો કર્યાં છે.

આ લાંબી સમાલોચના અને વીવીધ વીવેચન પછીથી તેના ઉપસંહારમાં ઉતરવું એ જ શ્રેયસ્કર છે. રાજબંધારણની આનર વ્યવસ્થા અનુભવ્યા પછીથી એ તો સ્પષ્ટ ખ્યાલ આવશે કે એ સર્વ ઉપાધી કરતાં એક 'માગી' સત્તાધીશ વધારે સારો કે જે પોતાને હસ્તક રહેલી સત્તાનો ઉપયોગ પોતાના લાભની રીતીએ કરવાનું કબુલ કરતો હોય, કારણ કે તેને સંપુર્ણ જ્ઞાન હોય છે કે પ્રજામતની આડે આવવું એ પોતાના લાભો ગુમાવવા બરાબર છે. હવે એ જમાનો વહી ગયો છે કે પ્રજામતની વીરૂધ્ધ ચાલી કાયદો અને વ્યવસ્થા સચવાય. એ સમય સમીપમાં આવતો જાય છે કે જ્યારે "શું થયું આવ્યું છે" તેને બદલે "શું થવું જોઇએ" તે પુછવામાં આવશે! ભુતકાળની પ્રજાની તંદ્રાનો લાભ લઇ જેઓ પોતાના હક્કો સ્થીર કરી બેઠા છે તેઓએ હવે ધ્યાનમાં રાખવાનું છે કે એવું દુર્લક્ષ હવે વધારે વખત ચલાવી લેવામાં નહી આવે.

પ્રાચીન યુગ હવે પુર્ણ થયો છે. તે સમયમાં કેળવણીનો આટલો વીકાસ નહોતો, રાજદ્વારી પ્રશ્નોની ચર્ચા આટલા સ્વતંત્ર પ્રમાણમાં નહોતી થતી, રાજદ્વારી ક્ષેત્રમાં સુશીક્ષીત નરનારીનો આટલો ફાળો ક્યારે ય નહોતો. આ સર્વ એ જ સુચવે છે કે તેઓ એવા પ્રકારના સુધારા અમલમાં મુકશે કે જેથી તેઓ પ્રજામતને ઉલટે રસ્તે જતાં અટકાવી શકશે. કોઇ પણ જાતના સુધારા ન કરવા એ તો આ યુગમાં હવે ચલાવી લેવામાં નહીં જ આવે. પરન્તુ પ્રશ્ન એ ઉપસ્થીત થાય છે કે એ સુધારા કયા માર્ગના અનુસરણે પ્રાપ્ત કરવા? શાન્તીથી કે અરાજકતાથી?

પ્રાચીન કાળથી જ પ્રજા શાન્તીને ચાહતી આવી છે. અશાન્તીથી તે અલીપ્ત રહેવા જ માગે છે અને પોતાની માગણીઓ પણ તે શાન્તીનાં હથીયારોની મદદથી જ પુરી કરવા પ્રયત્ન કરે છે. પાર્લામેન્ટમાં અસંખ્ય વીનંતીઓ કરવામાં આવે છે છતાં પણ જો સત્તાધીશો એ નમ્ર યાચનાઓને ઠોકરે મારી તેની અવગણના કરશે તો તેઓ પોતે જ બળવાને ઉત્તેજન આપશે. એ તો સત્ય છે કે સુધારા પક્ષ એવા પ્રકારનો નથી કે જે કેવળ શાન્તીને જ સત્તાનું છેવટનું ફળ માનતો હોય અને જો પ્રજાને જવાબદાર તંત્ર અરાજકતા શીવાય પ્રાપ્ત ન થતું હોય તો તેઓ એ ક્ષેત્રમાં ઝંપલાવ્યા શીવાય ભાગ્યે જ રહે છે. માટે જો એવો પ્રસંગ ઉપસ્થીત થશે અને શાન્તી માર્ગે થતી પ્રજાની વીનંતીઓ પ્રત્યે બેદરકારી સેવવામાં આવશે તો પછી જે અનીચ્છવા યોગ્ય પરીણામો પ્રજા પાસે રહેલાં છેલ્લામાં છેલ્લાં હથીયાર વાપરવાથી આવશે; તેની તમામ જવાબદારી જેઓ દેશ અને દુનીયાના હંમેશના શત્રુ છે અને જેઓ પોતાના આર્થીક લાભને ખાતર પ્રવર્તી રહેલા નવચેતનની અવગણના કરી આવો કટોકટીનો પ્રસંગ ઉપસ્થીત થવા દે છે તેમને જ શીરે રહેશે.



સ્વતંત્ર મસ્તી

[ કાતર અને કાગળની મદદથી તૈયાર કરનાર શ્રી. જગમોહન મીસ્ત્રી



વર્ષ : ૨ જું.]  ફેબ્રુઆરી : ૧૯૩૧  [ અંક : ૧૧

# પોલાદી-પાંજરૂં

: લેખક :

તંત્રી

ગોળમેજીનો તમાસો ખતમ થયો. ઇગ્લંડના મુત્સદીઓ પોતપોતાને કામે વળગી ગયા છે. હીંદમાંથી ગયેલા ઇરવીન્ સાહેબના આમંત્રીત હીદીઓ, પોતાની જાતના પ્રતીનીધીઓ તરીકે જેવા ગયા હતા, તેવા પાછા આવતા બ્રીટનની પાટનગરી છોડીને નીકળી ચુક્યા છે.

એ તમાસાનાં નામનાં બણુગાં હીંદનાં એન્ગ્લો ઇન્ડીઅન પત્રોમાં ખુબ ફુંકાઇ રહ્યાં છે. તેઓ હીંદીઓના કાનમાં એક જ શબ્દો ફુંકી રહ્યા છે : "હીંદને જોઇતું હતું તેવું સ્વરાજ આખરે સાંપડી ગયું છે!" અને તે મોહક મંત્રની મોહીનીથી હીંદને ભરમાવી, તેમનાં ગળાં વાટે એ શબ્દોનો પ્રતીઘોષ પડાવવાની રમત–હીંદીઓને અજ્ઞાન, આંધળા અને બાળકો સમજીને–ખેલી રહ્યા છે! ત્યારે વીલાયતી પત્રોમાં બસુરાં વાજાં વાગે છે! કેટલાક રાડો નાખે છે કે : હીંદને બહુ આપી દેવાનું વચન અપાયું છે. મુંબઇના ચળવળીઆઓથી મેકડોનલ્ડ ડરી ગયો છે! બીજાઓ કહે છે હવે કોન્ગ્રેસ માગતી હતી તે તેને મળી ગયું છે. કોન્ગ્રેસવાળાઓએ હવે તેનો અમલ કરવા માંડી પોતાની દેશભક્તી પુરવાર કરવી ઘટે છે! [આશ્ચર્ય તો એ છે કે આ લીંટીઓ લખાય છે, ત્યાં સુધી [તા. ૨૩ : ૧ : ૩૧] હીંદના ૭૦ હજાર કોન્ગ્રેસવાદીઓ તુરંગવાસ સેવે છે, હીંદી સરકારના હુકમથી કોન્ગ્રેસ હજી ગેરકાયદેસરની સંસ્થા જ રહેલી છે!] ચર્ચીલ જેવાઓ હજી હીંદની વીરૂદ્ધ પોતાના દેશના 'મહાનપક્ષ' [ગોળમેજીઆ હીંદીઓના શબ્દો પ્રમાણે] ને ખુલ્લે ખુલ્લી ભાષામાં ઉશ્કેરી રહ્યો છે! ત્યારે કોન્ગ્રેસની સામે થઇને, કોન્ગ્રેસની નીતી રીતીની આકરી અને ઉલટી ટીકાઓ કરતા કરતા, લંડન ગયેલાઓ રામ્સે મેકડોનાલ્ડના વાક્છટા-વીહારની જાદુગરી મોહીનીથી મંત્રમુગ્ધ બની, 'અમને બધું મળ્યું છે. બધું મળ્યું છે!' કરતા હૈદોસ કરી રહ્યા છે!

**મ**હાસભા અને તેની કારોબારી સમીતી ગેરકાયદેસર ઠરેલા છે. છતાં ગઇ તા૦ ૨૧ મી જાન્યુઆરીને દીવસે અલાહબાદમાં મહાસભાની કારોબારી સમીતી મળી તેના સભ્યોને અગાઉની માફક પકડીને જેલમાં પધરાવવામાં આવ્યા નહીં, પણ છેક છેલ્લી ઘડીએ સપ્રુ, શાસ્ત્રી અને જયકર [કોંગ્રેસના કટ્ટર વીરોધીઓનુ ત્રીપુટી મંડળ] ના ઓગીતો તાર આવવાથી, કારોબારી સમીતીએ ગોળમેજના પરીણામ ઉપર કરેલો નીશ્ચય હાલ તુરત ટાળી નાખ્યો છે' એટલે સરકાર-ભક્તીના દાવામાં જગાય પાછી નહી પડી જવામાં સદાય કાળજીવાળાઓ શ્રમજીવી સચીવના વાણીવીલાસથી પોતાની જાતને અંજાઇ જવા દઇ. 'વાહ, વાહ!" ના સુરમાં સુર પુરાવી રહ્યા છે. પરંતુ જેમનો દેશ ઉપર દાવો છે તેવા જેલ બહાર રહેલા પુરૂષો લંડનના તમાસાથી કશું પણ અંજાઇ જવાનું નથી એવો મત પ્રદર્શીત કરી ગયા છે શ્રીયુત વીઠ્ઠલભાઇ પટેલ જેવા મુત્સદી આમાં મુખ્ય છે.

...

**સ**ર તેજ બહાદુર સપ્રુ જેથી મુગ્ધ બની ગયા છે, અને જેને માટે તેઓ મહાસભાના નેતાઓને આગ્રહ કરવાના છે, તેવું હીંદને બ્રીટનની શ્રમજીવી સરકારના સચીવે શું આપી દીધું છે તે ધીરજ અને શાંતીથી તપાસવાની જરૂર છે.

૧૯૨૯ ના ડીસેમ્બરમાં લાહોર મુકામે મળેલી રાષ્ટ્રીય મહાસભાએ કરેલો ઠેરાવ તો જગજાહેર જ છે. પરંતુ ગોળમેજનો મહાસભાએ બહીષ્કાર કર્યો, એટલે તેના ઠરાવની કસોટીથી લંડનના તમાસાને સરખાવી ન શકાય. એ તમાસામાં જનાર વર્ગમાં દેશી હીંદના રજવાડાના (પ્રજાના નહીં તે સમજણમાં રાખવું ઘટે છે) પ્રતીનીધીઓ મુખ્ય હતા, પણ તેમની સાથે બ્રીટીશ હીંદને કંઇ લેવા દેવા નથી. બીજો મુખ્ય વર્ગ તે બ્રીટીશ હીંદનો મવાળ મુત્સદીવર્ગ. તે વર્ગ તરફથી ૧૯૨૯ ના ડીસેમ્બરમાં મદ્રાસ મુકામે જાહેર કરવામાં આવ્યું હતું કે: "સાંસ્થાનીક સ્વરાજ કરતાં અમે જરા પણ ઓછું એવું કશું જ સ્વીકારવાના નથી." સપ્રુ, શાસ્ત્રી, સેતલવાડ અને જયકર લંડન ઉપડી જવા પહેલાં હીંદમાં વારંવાર એ જ વચનો ઉચ્ચારતા હતા. વીલાયતનો કીનારો દુરથીયે દેખાયો—નહોતો,—તે પહેલાં સપ્રુ-જયકરની જોડીએ વણમાગી જાહેરાત દ્વારા એ જ શબ્દોનો પ્રતીઘોષ પાડ્યો હતો. એટલે એ માગણીની કસોટી ગોળમેજના કામના તપાસ માટે વાજબી ગણાય.

**તે** દ્રષ્ટીએ જોતાં ગોળમેજની, આરંભથીજ હીંદ માટે સાંસ્થાનીક સ્વરાજ'ના શબ્દનોજ બહીષ્કાર કરવામાં આવ્યો હતો! તે પછી શાસ્ત્રીજી જેવા જે ફેડરલ તંત્રને લંડનમાં કેટલાય વખત પહેલાંથી વખોડી ગયા હતા, તે તંત્રને હીંદને માથે ઠોકી બેસાડવાનું નક્કી કરવામાં આવ્યું, બ્રહ્મદેશને હીંદને છુટા પાડી નાખવાના પ્રશ્નમાં ગોળમેજીઆઓએ ઉતાવળ કરવાની ઘણીએ ના પાડી, છતાં બ્રહ્મદેશના એક ગવર્નરની અગાઉથી નક્કી થયેલી યોજના પ્રમાણે, બ્રહ્મદેશને હીંદ સમું સ્વરાજ આપવાની વાતનો એકરાર કર્યા અગાઉ જ, તેને, સામ્રાજ્યવાદના હીતને માટે હીંદથી અલગ કરી નાખવાની બાબત નક્કી કરી નાખવામાં આવી.

બાકી હીંદને માટે અતી અગત્યના એવા મુખ્ય પ્રશ્નો: આર્થીક બાબત, મધ્યસ્થ તંત્ર અને લશ્કર; તેમાં પણ બ્રીટીશ સામ્રાજ્યવાદ અને ત્યાંના મુડીવાદને ઉન્ની આંચ પણ આવ નહીં તેવા તમામ કલમો 'હીત સંરક્ષણ'ને નામે કરી લેવામાં આવ્યા. સનદી નોકરીને, બ્રીટીશ મુડીને અને બ્રીટનના હીંદમાંના વ્યાપારને 'મેકડોનલ્ડ–સ્વરાજ'ના આભાસ તળે સહેજ પણ હરકત ન આવે, તેની તમામ કબુલાતો શ્રમજીવી સગીવે તેજબહાદુરો અને શાસ્ત્રીઓ પાસે લઇ લીધી. 'મધ્યસ્થ તંત્ર'માં કેટલીક છુટછાટો સાથેનું અતી વખોડાઇ ચુકેલું દ્વીમુખીતંત્ર દાખલ કરવાની તજવીજ અલબત્ત કરવામાં આવી છે, જ્યાં અગત્યની તમામ બાબતો ઉપરના અંકુશ વાઇસરોયના હાથમાં રહેવા ઉપરાંત, જરૂર પડે હીંદી પાર્લામેન્ટ (?) ને બાજુએ બેસાડીને હીંદનો વહીવટ આપખુદીથી કરવાની 'ખાસ સત્તાઓ'થી તેના હાથ હાલ છે તેટલા જ મજબુત બનાવવામાં આવ્યા છે; આર્થીક બાબતમાં હીંદીઓના મતથી જરા પણ અસર થઇ શકે નહીં તેવી સુંદર ગોઠવણ ગોઠવવામાં આવી છે અને બ્રીટીશ લશ્કરનો ખર્ચ ચાલુ રહે તેવી તમામ સંભવીત શકયતાઓને માટે અમસ્પટો લખાવી લેવામાં આવ્યો છે! હીંદનો લશ્કરી કાબુ હીંદીઓના હાથમાં ઓછામાં ઓછાં કેટલાં વર્ષોમાં આવશે, હીંદને પુરેપુરી આર્થીક સ્વતંત્રતા મોડામાં મોડી ઇસ્વીસનના કયા વર્ષમાં મળશે, તેને માટે સહેજ પણ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, પ્રાંતોને સ્વતંત્રતા આપવાનાં રૂપાળાં અભીવચનો મળ્યાં છે, પરંતુ ગવર્નરોને આપવાના 'ખાસ હકો' થી તે બધાં યે વચનો ઉપર ગમે તે વખતે પાણી ફેરવી શકાય, તેવી કડક તેવડ તેની સાથેને સાથે જ રાખવામાં છે! બ્રીટીશ સામ્રાજ્યના કયા સંસ્થાનને માટે આવી ગોઠવણો કરવામાં આવી છે, તે જો કે રામ્સે મેકડોનલ્ડે કે તેજબહાદુર સપ્રુએ જણાવ્યું નથી, તો પણ તે શોધી કાઢવાની અમારી તમારી મહેનત નકામી, નીવડી છે!

...

**રામ્સે મેકડોનાલ્ડનું** આખરી ભાષણ ગોળમેજીના આરંભનાં ભાષણ કરતાં પણ વધારે પ્રબળ છે એ 'શબ્દોના સોદાગરે' પોતાના અપુર્વ વાણીવીલાસથી, પોતાની સામે બેઠેલા હીંદીઓને એટલા બધા મંત્રમુગ્ધ બનાવી દીધા કે, જે સાયમન કમીશનનો અને તેની કાર્યવાહીનો તેમણે બહીષ્કાર કરેલો તેના જ ગુણગાન તેમણે તાળીઓથી વધાવી લીધા. હીંદીઓની કોમળ લાગણીઓને ઉશ્કેરવા તેણે હીંદના આધ્યાત્મવાદના વખાણથી માંડીને હીંદની શાખ અને નીતીની જાળવણીનો ઇજારો બ્રીટીશ મુત્સદીઓને કેટલો બધો પ્રીય છે—અને તે માત્ર હીંદના જ લાભ માટે—ત્યાં સુધીનાં વચનો ઉચ્ચારીને, તેણે સર તેજબહાદુર સપ્રુ અને તેમના સાથીઓને પાણી પાણી કરી મુકયા! અને તે પછી હીંદીઓ માટે તૈયાર કરેલા પોલાદી પાંજરાને શબ્દોના શણગારભારથી સજાવી તેમની સમક્ષ ખુલ્લું કર્યું. એ પોલાદી પાંજરામાં જોઇએ તેવા રંગ પુરવાની સ્વતંત્રતા હીંદીઓને આપવાની તેણે જ્યારે વાણી ઉચ્ચારી, ત્યારે પોતાના વાણીવીલાસને પરાકાષ્ટાએ પહોંચાડી, હીંદની બત્રીસ કરોડ જનતા માટે તેણે જે પોલાદી

બેડીઓ, તૈયાર કરી છે તેને 'સંરક્ષણના સાધનો' તરીકે ગણાવી, તેવા સાધનોને પોતે ઘણા જ ધીક્કારતો હોવા છતાં પણ, ખુદ હીંદીઓના જ હીત માટે તેની ઘણી ઘણી જરૂર છે એમ કહીને, હીંદના 'બુદ્ધીમાન સવાળો' પાસેથી એ પોલાદી બેડીઓ હીંદને આપવાના પરોપકારી કાર્ય માટે પણ પ્રશંસા મેળવી!

પરંતુ એ બેડીઓના ચળકાટે ગોળમેજમાં બેઠેલાઓને ભલે આંજી નાખ્યા હોય, ભલે અનેક હીંદા હીંદીઓને તેના બખતરની અંદર અત્યારે ખુંચતા ન દેખાતા હોય, પરંતુ એ બેડીઓ તેના ખુદના સ્વરૂપમાં દેખાઈ આવ્યા વીના રહેતી નથી અને જ્યારે અનેક બંધનોથી જકડી લેવાયલા એ પોલાદી પાંજરાને અમે હાથથી તપાસીએ છીએ ત્યારે અમને તો માત્ર એટલું જ લાગે છે કે, હવે પછી થનારા એ રાજકીય સુધારાથી હીંદને મળનારૂં નવીન રાજતંત્ર અનેક રીતે વર્તમાનતંત્ર કરતા પણ હીંદને વીશેષ જકડી નાખનારૂં બનવાનું છે હીંદની એ કહેવાતી નવી પાર્લામેન્ટમાં રાજાઓને, કોમીવાદીઓને, જાગીરદારોને, મુડીવાદીઓને અને થોડા ઘણા બુદ્ધીમાન મધ્યમવર્ગીઓને જે સ્થાન મળશે, તેના આંકડાનો સરવાળો મુક્યા પછી, ફીડરલ તંત્રની મધ્યસ્થ સભામાં હીંદની ખરેખરી જનતાને કેટલું સ્થાન મળશે તેની આશા રાખી જોવામાં જ ઘણી નીરાશા સીવાય કંઈ જ વધતું નથી. ગોળમેજમાં ગયેલા હીંદી શ્રમજીવીઓના કહેવાતા પ્રતીનીધીઓને પણ એટલું તો સ્વીકારવું જ પડ્યું છે કે મેકડોનલ્ડ યોજનથી મજુર વર્ગને કંઈપણ લાભ થવાનો નથી તેજ રીતે હીંદના ગરીબ ખેડુતોને માથેથી એક પાઈનું પણ કરભારણ ઘટવાનું નથી હીંદી મેન્ડહર્સ્ટની જે સ્થાપનાને તાળીઓના પ્રચંડ ગડગડાટ વચ્ચે વધાવી લેવામાં આવી છે, તેથી હીંદી વર્કરોમાં ખરેખર હીંદીઓને અમલદારીના હોદ્દા મળે તેવું કશું જ નથી તેજ રીતે હીંદના મુડીવાદીઓને તેમજ ઉદ્યોગપતીઓને વીશેષ નફો, 'સ્વદેશી'ને નામે મળી શકે, તેવી રીતે સંરક્ષણની જકાત નાખવાની છુટ બ્રીટીશ વ્યાપારના સંરક્ષણ માટે આપવાની ચોકખી ના સંભળાવી દેવામાં આવી છે! રીઝર્વ બેન્કની સ્થાપનાથી પણ હીંદને પોતાના નાણા પ્રકરણમાં કે અનુકુળ હુંડીયામણની રચનામાં જરા જેટલાયે અધીકાર આપવાના નથી. એટલે કાચો માલ તૈયાર કરનાર નીર્ધન ખેડુતોની ભાખરી ઉપર મીઠાની એક પણ કાંકરી વધી શકે તેવું બનવાનું નથી જ

ટુંકામાં કહીએ તો, બાર બાર વર્ષના ભગીરથ પરીશ્રમ અને મોંઘા ભોગ હીંદી જનતાએ આપ્યા પછી, મોન્ટફર્ડ સુધારાની યોજનાના આરંભ કાળની મેસ્ટન, મેરીસ અને કર્ટીસની ત્રીપુટીની 'રાઉન્ડ ટેબલ' વાળી ગુપ્ત તેમજ ખટપટી તજવીજ ફાવી છે, અને સાયમન કમીશન તેમજ હીંદી સરકારની ભલામણો જ આખરે સર્વોપરી રહી સફળ બની છે એટલે હીંદની હીંદી નોકરશાહીએ હીંદને સ્વરાજનું ખરેખરૂં તેવું એક પણ તત્વ આપવી ઘટે નહીં', તેવી રચેલી યુક્તી આમ છેવટે સફળ નીવડી છે, અને જો ગોળમેજ સમક્ષ

રામ્સે મેકડોનાલ્ડ મારફત રજુ થયેલા સામ્રાજ્યવાદી પોલાદી પાંજરાનો સ્વીકાર કરવામાં આવે તો હીંદી પ્રજામનનો પરાજ્ય થયો છે: એમ જ કહેવું પડશે.

...

એ વસ્તુસ્થીતીને બરાબર સમજવા માટે આપણે પચીસ વર્ષ પાછા હઠીને, કલકત્તાની પેલી ઐતીહાસીક મહાસભા—જેના પ્રમુખસ્થાનેથી દાદાભાઇ નવરોજીએ સ્વરાજનો પહેલી વખત ઉચ્ચાર કર્યો હતો તે—ના ઇતીહાસને જોવો પડશે.

તે મહાસભાના પ્રમુખપદેથી દાદાભાઇ નવરોજીએ પુછ્યું હતું કે: ..."આર્થીક દ્રષ્ટીએ જોતાં તદન ખરાબ રાજ્ય અને બંધારણની દ્રષ્ટીએ જોતાં જરા પણ બંધારણ વગરનું આપખુદ તંત્ર કેવી રીતે સ્વરાજનું સ્થાન લઇ શકે?"

એ પ્રશ્નનો પચીસ વર્ષ પછી શ્રમજીવી સચીવે આપેલો જવાબ, કલકત્તા મુકામે પુછાયલા પ્રશ્નને લગભગ અણઉત્તર જ રાખી મુકે છે!

દાદાભાઇએ બીજી દલીલ એ કરી હતી કે "રાઢ થૈ ગયેલા અને અસ્વાભાવીક રાજપદ્ધતીથી બ્રીટીશ સરકાર હીંદમાં અમલ ચલાવે છે, તે રાજપધ્ધતી બ્રીટીશ પ્રજા એક પળ પણ પોતાના દેશમાં ટકવા દે તેમ નથી."

છતાં આજે પા સદી પછી બ્રીટીશ સામ્રાજ્યવાદીઓની વતીથી, રામ્સે મેકડોનાલ્ડે હીંદીઓની સામે જે પોલાદી પાંજરૂં રજુ કર્યું છે, તેમાં એ જ જવાબ હીંદીઓને અપાયો છે કે એ જ 'અસ્વાભાવીક પધ્ધતી' હજુ પણ બહારના થોડાક ફેરફાર સાથે તમારે નીભાવી જ લેવી પડશે.

દાદાભાઇ નવરોજીની ત્રીજી દલીલ એ હતી કે: "આપણા હાલના દારીદ્રનું મુળ આર્થીક અનીષ્ટ છે." અને તે અનીષ્ટ દુર કરવા માટે તેમણે આ માર્ગ બતાવ્યા હતા:

(૧) જેમ સંસ્થાનોમાં અને ગ્રેટબ્રીટન તેમજ આયર્લેંડમાં કર નાખવાની, કાયદા બાંધવાની, તેમજ કરોની ઉપજનો ખર્ચ કરવાની સત્તા **જનતાના પ્રતીનીધીઓને** અપાયેલી છે, તેમ તેવી સઘળી સત્તા હીંદુસ્થાનની જનતાને આપવી જોઇએ.

(૨) હીંદુસ્થાન અને ઇંગ્લંડ વચ્ચેના નાણાં સંબંધી સઘળા વહીવટ ન્યાયી તેમજ સમાન ધોરણસરના જોઇએ...મહારાજ્યની ભાગીદાર પ્રજા તરીકે હીંદીઓને સરખો હીસ્સો મળવો જોઇએ. મહેરબાની તરીકે અમારે કશું જોઇતું નથી. અમને ફક્ત ન્યાય જોઇએ છે. આપણા હકોના સંબંધમાં ઉંડા નહીં ઉતરતાં એક શબ્દમાં કહું તો સંસ્થાનો અને ગ્રેટ બ્રીટન અને આયર્લેન્ડ જેવું જ **સ્વરાજ** આપણને મળવું જોઇએ... હીંદુસ્થાન માટે સ્વરાજના યોગ્ય રાજકીય સીદ્ધાંતોના પાલન વગર કોઇ પણ જાતનું રાષ્ટ્રીય ગૌરવ, સામર્થ્ય ફોંવા આશા શક્ય નથી.

પણ રામ્સે મેકડોનાલ્ડના પોલાદી પાંજરા પ્રમાણે ઇગ્લંડ તરફથી હીંદને આર્થીક દ્રષ્ટીએ થઇ રહેલો અન્યાય દુર કરવાનો કોઇ પણ ઉપાય લેવામાં આવ્યા હોય તેવું કોઇ પણ રીતે જણાતું નથી.

તે વખતનો ચોથો મુદ્દો: "હીંદના લોકોના હાથમાં હીંદના પ્રત્યેક ખાતાનો વહી-

પર મુકવાનો પહેલો હક" તે હને. દાદાભાઈએ ૧૯૦૫ મા તે હક માટે એમ પણ કહ્યુ હતુ કે ચોત્રીસે વર્ષ થયા તે હકનો અમલ થવાનો સમય આવી પહોચ્યો છે, પરંતુ તેનો પ્રામાણીકપણે અમલ કર્યો નથી

ટુંકામા કહીએ તો ૧૯૨૯ ના સમયની હીંદીઓની માગણિને તો હીંદને આપવા ધારેના તત્રથી સતોષવામા આવી નથી, એટલુ તો નહી પણ જે દાદાભાઇ નવરોજીના અત્યારે ઘણા વખાણ કરવામા આવે છે, તેમણે પા સદી પહેલા કરેલી માગણીને પણ સંતોષવામા આવી નથી

હવે આપણે તે પછીના દશકના ઇતીહાસ આગળ આવીએ

૪ સ. ૧૯૧૫–૧૬ મા મેસોપોટેમીઆ કમીશનના રીપોર્ટ ઉપર પાર્લમેન્ટમાં ચર્ચા થઇ ત્યારે મી૦ મોન્ટેગ્યુએ કહ્યુ હતુ કે "આપણને હીંદીઓ ઉપર વીશ્વાસ નથી, તેમની ઉપર વીશ્વાસ મુકવાની આપણે [અંગ્રેજો] હીંમત કરતા નથી" એ અવીશ્વાસ અને એ હીંમતની ખામી ૧૯૩૦ મા કામદાર પક્ષના સમાજવાદી સરદારે પણ પુરેપુરા બતાવ્યા છે અટલે હીંદ તરફની બ્રીટીશ મનોદશામા અર્ધો પણ પલટો દેખ્યા પંદર વર્ષમા થયો નથી હીંદના તે વખતના રાજ્યતત્ર સામે ટીકા કરતા લોર્ડ મીડીયના એ ડમીબાઇએ કહ્યુ હતુ કે "હીંદી રાજ્યતત્રને બધા કાનુનની જાળમા જકડી લેવામા આવ્યુ છે એ તન ઘણુ જ જડ, ઘણુ અને વજનેદુ છે...એ સ્થીતી બદલવાનો સમય હવે આવી પહોચ્યો છે... મારી પાકી ખાતરી છે કે ગતકાળમા તમે જે ઘણુમત રાજ્યપધ્ધતીથી હીંદમા અમલ ચલાવ્યા છે, તેને ચાલુ રાખવાનો તમારો મોટો દાવો એ છે કે, તે પધ્ધતી કાર્યસાધક હતી પણ તે પધ્ધતી કાર્યસાધક નથી એ હવે સાબીત થયુ છે." અને ઉમેર્યુ તેમણે કહ્યુ હતુ કે "જો આ છેલ્લુ અને છેલ્લી પધ્ધતી સુધારવા તમે તૈયાર નહીં થાઓ તો મારી પુરેપુરી ખાત્રી છે કે હીંદના ભાવીને કાબુમા રાખવાનો તમારો અધીકાર તમે ગુમાવી બેસશો."

પરંતુ શ્રમજીવી પ્રધાન જેમ્સ મેકેમની વચ્ચે ઉભો રહીને ૧૯૩૦ મા એવી જુની પધ્ધતીનો અપુર્વ ગૌરવથી બચાવ કરે છે. અને આશ્ચર્યની વાત એ છે કે, મોન્ટેગ્યુના મીત્રો હોવાનો દાવો કરનારા કટ્ટર હીંદીઓ, એ બચાવને વધાવી રહે છે!

આજથી પંદર વર્ષ પહેલા પાર્લામેન્ટની એ ચર્ચા વખતે મેન્ટેગ્યુએ જે કઈ કહ્યુ હતુ તેનો સ્વીકાર હજુ થયો નથી, પરંતુ ફેડરલ તત્રની તેની કલ્પનાને પ્રગતીના વર્તમાન યુગમા પંદર વર્ષ પછી અજમાવવા સમાજવાદી શ્રમજીવી રામ્સે મેકડોનાલ્ડ તૈયાર થાય છે. અર્થાત હીંદને જમાનાની પાછળ રાખવાના એવા ખુના પ્રયાસો સીધ્ધ થાય છે

કમાન્ડર વેજવુડે તે વખતે હીંદને માટે બ્રીટનના અંતીમ લક્ષ્ય તરીકે 'સંપુર્ણ સ્વરાજ' ની હીમાયત કરી ત્યારે મોન્ટેગ્યુએ કહ્યુ

"અન્તીમ લક્ષ્ય તરીકે! હુ તો એક જુદુ જ ચીત્ર જોઉં છુ! હુ તો હીન્દના સ્વતંત્ર રાજ્યો અને પ્રાંતાને મહાપ્રાંતા સાથે હાલના અથવા તો નવા રચેલા મહાપ્રાંતા સાથે–યોજીત અને સમન્વીત થયેલા જોઉં છું–એક મહા સ્વરાજ ભોગવતા દેશ તરીકે નહીં પણ એક મધ્યવર્તી સરકારના છત્રમા પોતાના સ્વતંત્ર પ્રાંતો અને મહ પ્રાંતોની શ્રેણી જોઉ છુ. પરંતુ હીંદુસ્તાનમા તમારા રાજ્યનું લક્ષ્ય ગમે તે હેય તો પણ જે હીંદીઓને હુ મળ્યો છુ અને જેની સાથે

મેં પત્રવ્યવહાર કરેલો છે, તેઓની તમામની પ્રથમ માગણી એ છે કે એ લક્ષ્ય શું છે તે તમારે જાહેર કરવું. તે જાહેર કર્યા પછી, તમે ખરા દીલથી તેમ કરવા માંગો છો તેની ખાત્રી દાખલ, તમે જે નવા ધોરણે કામ લેવા માંગો છો, તેની નીશાની દાખલ તમારે તેમને કાંઇ કાંઇ વાનગી આપવાની શરૂઆત કરવી જોઇએ.-જેવી કે હીંદના લોકોને એક અથવા બીજી રીતે વધારે પ્રતીનીધીક સંસ્થાઓ આપવાની, અમલદાર વર્ગ ઉપર તેમનો વધારે અંકુશ સ્થાપવાની, કારભાર તંત્ર એવી રીતે ફેરવવાની કે જેથી કરીને તેને તમે અહીંના અંકુશથી વધારે મુક્ત કરી શકો-કારણ તમારા કામથી કાયર થઇ ગયેલા અમલદારોને તમે બે પ્રજાને જવાબદાર રાખી શકો નહી."

અને એ 'કંઇ વાનગી' આપણને પોલાદી પાંજરા સ્વરૂપે આપવામાં હમણાં આવે છે!

...

એ પોલાદી પાંજરાનો જો હીંદ સ્વીકાર કરે તો, પરીણામ શું આવે? પરીણામ તો ખુલ્લું જ છે. રાજતંત્ર ચલાવવાના ખર્ચનો બોજો વધવાનો, અને તેનો ભાર હીંદના ગરીબમાં ગરીબ માણસ ઉપર જ વીશેષ પડવાનો. ધારાસભાઓમાં જનારા હજારોના પગારોવાળાં પ્રધાનપદાં પટકાવનારા અને સેન્ડહર્સ્ટ કોલેજમાં પોતાના પુત્રોને શીક્ષણ લેવા મોકલનારાઓ અલબત્ત હીંદીઓ જ હશે, પરંતુ તેમની અને હીંદની જનતા વચ્ચે મહાસાગર જેવડું અંતર હશે. ફીડરલ તંત્રને ચલાવવા માટે રાજાઓના પ્રતીનીધીઓ, કોમીવાદીઓ તેમજ સ્થાપીત હીત સંબંધવાદીઓ એટલી સંખ્યામાં સરકારને મળશે, કે પ્રધાનોને ઉઠાવવાનો ધારાસભામાંના મહાસભાવાદીઓ વીચાર કરે તો પણ તેમ બની શકશે નહીં. મધ્યસ્થ સરકારની આ નવી ગોઠવણ એકની અંદર સમાતા બીજા તંત્ર જેવી થશે. તેનો મુખ્ય વર્તુલ ગોરા અમલદારોના હાથમાં રહેશે, ત્યારે નાનો વર્તુલ ધણુંવરણી નોકરશાહીના કબજામાં જશે. તેથી સનદી નોકરોનું કે ગોરા લશ્કરનું ખર્ચ ઘટવાનું નથી, બ્રીટનના વ્યાપારને તેમ જ તેના વ્યાજને જરાકે અડચણ નડવાની નથી, અરે, કાયદાની દ્રષ્ટીએ પણ હીંદી અને અંગ્રેજને સમાન ધોરણે મુકવાના નથી. પરરાષ્ટ્રીય મંત્રણા, કાયદો અને વ્યવસ્થા તેમજ 'કોમીવાદનું' સંરક્ષણ એ બધું સ્વાયત્ત ખાતામાં જશે. તેને માટે જોઇતાં નાણાં [દરેક હજાર રૂપીઆમાંથી આઠ સો રૂપીઆજેટલાં] જુદાં કાઢી લીધા પછી ધણુંવરણી નોકરશાહીને પોતાનાં ખાતાં માટેનું ખર્ચ નવા કર નાખીને, ખુટતાં નાણાં પુરાં કરીને નીભાવી લેવાનું કહેવામાં આવશે! એટલે એક રાજ્યની અંદર બીજું રાજ્ય ચલાવતાં વધનારા ખર્ચનો બોજો, હીંદના નીર્ધન ખેડુતો ઉપરજ મોટે ભાગે પડશે. તેમ છતાં એનું પરીણામ કેવું આવશે, તે તો મોન્ટ-ફર્ડ સુધારાના દ્વીમુખી તંત્રના વર્તમાન પ્રયોગ ઉપરથી બરાબર જણાઇ આવે છે જ.

...

આમ આર્થીક દ્રષ્ટીએ હીંદને વધુ ગરીબાઇ વહોરવી પડશે. એમ છતાં રાજકારણી પરીસ્થીતી આયર્લેન્ડને સ્વતંત્રતા મળ્યા પછી થઇ તેવી થશે, અર્થાત અત્યારે એક તરફ સામ્રાજ્યવાદીઓની અને સ્વતંત્રતા વાંચ્છુ હીંદી પ્રજાની વચ્ચે જે ઝઘડો છે તેનું કેન્દ્ર બદલાઇને, ધીરે ધીરે સુધારાના સારવાળા, થોડેથી સંતોષ માનનારા જે મવાળ હીંદીઓ મોન્ટ-ફર્ડ સુધારાની માફક મેકડોનલ્ડ સુધારાને સફળ બનાવવા માટે સત્તાના સીંહાસને ચડયા હશે તેમની અને સંપુર્ણ સ્વતંત્ર

તમાં શ્રદ્ધા રાખનારાઓની વચ્ચે જશે. એટલે આજે જે દમનનીતી ગોરી નોકરશાહી કરતી જણાય છે તે દમનનીતી નવા તંત્રમાં હીંદીઓને હાથે જ થશે [જેમ ૧૯૨૦–૨૨ માં થયું હતું]. આમ હીંદ માટે હવે જ ઘણી ગંભીર પરીસ્થીતી ઉભી થવાની છે, તે ગોળમેજીએ હીંદને જે કંઇ નહીં આપવાનું ઠરાવ્યું છે તેને લીધે નહીં હોય, પરંતુ ત્યા હીંદને જે કંઇ આપવાનો ઠરાવ કર્યો છે તેથી થશે. કેમકે તેથી હીંદી હીંદમાં ભયંકર મતભેદ ઉભો થશે, કોમીવાદીઓ અને આપખુદ રાજા મહારાજાઓને જે મંઘલાળ લગાડવામા આવી છે, તેથી હીંદનો રાજદ્વારી મામલો નવું જ રૂપ પકડશે, કોમ કોમ વચ્ચેનો કડવાશ ઉંડા મુળ નાખશે અને પરીણામે "અમે કહેતા ન હતા કે હીંદીઓ સ્વરાજ માટે નાલાયક છે:" એવા સુર ઇગ્લંડમાંથી નીકળવા માડશે!

**અને** એ નવા મામલાને ઉગ્ર સ્વરૂપ લેતાં કેમ સંભાળી લેવો એ જ આવતી કાલનો અગત્યનો પ્રશ્ન બનશે અત્યારે જે ભ્યાતી છે તે તો આવતી કાલે નહીં જ રહે. જે અનીવાર્ય છે તે તો બનશે જ છતા કોમીવાદને રાષ્ટ્રવાદના સ્વરૂપમા ફેરવવો તે નેતાઓની હીંમત, ચાતુર્ય અને તેમની તરફથી જનતા સમક્ષ રજુ થનાર નવા–સંગીન કાર્યક્રમ ઉપર જ આધાર રાખે છે. અત્યારની હીંદની રાજકારણી દશા ઘડીઆળના અસ્થીર લોલક જેવી છે, એટલે જ અત્યારની ઘડી તે હીંદને માટે ભયની ગંભીર ઘડી છે. એ ગંભીર પળે જો હીંદીઓ ભુલ કરશે, મહાસભા પોલાદી પાંજરામાં પ્રવેશવાની આત્મહત્યારી નબળાઇ બતાવશે તો હીંદની સ્વતંત્રતાના દુશ્મનો તેનો પુરેપુરો લાભ લેશે. ભલે આજે સામાન્ય માનવીની આંખે જનતાના દીલમાં મહાસભા માટેની મક્કમતા ડગમગવા લાગી છે તે ન દેખાતી હોય, પરંતુ મુત્સદ્દીઓની ચાલાક આંખ એ વાત પારખી ગઇ છે કે, કોઇ પણ પ્રકારના સંગીન કાર્યક્રમને અભાવે આમવર્ગની શ્રદ્ધા એ રાષ્ટ્રીય સંસ્થા તરફથી ડગવા લાગી છે, અને જો એ સ્થીતીને સવેળા સુધારી લેવામાં નહીં આવે તો તે શ્રદ્ધા છેવટે ડગ્યા વીનાની અખંડ રહી શકવાની નથી જ. પણ ઇતીહાસ કદી પણ કોઇની દયા ખાતો નથી, તે ડગમગપણામાં કદી માનતો નથી. તે તો જનતાની સમક્ષ સાવ સ્પષ્ટ રીતે બે જ માર્ગ મુકે છે: [૧] કાં તો પાછળ હઠો; અથવા [૨] કાં તો આગળ વધો. પરંતુ સપ્રુ–શાસ્ત્રી અને જયકરની ત્રીપુટીના તારથી મહાસભાસમીતીએ ગોળમેજી વીષેનો પોતાનો નીર્ણય દબાવી રાખવાની જે નબળાઇ બતાવી છે, તે જોતાં અમને લાગે છે કે, કદાચ તેમની વૃત્તી પાછાં પગલાં ભરવાની હોય. સર તેજબહાદુર સપ્રુ વૃધ્ધોની સાથે નવજવાનોનો પણ સહકાર વાંચ્છે છે, અને અમે કહીશું કે નવજવાનોની મનોદશા કોઇ પણ રીતે પાછાં પગલાં ભરવાની નથી, તેમને તો આગળ પગલું જ ભરવું છે કેમકે તેઓ પ્રગતીને ચ્હાય છે, વીકાસમાં માને છે, સ્વતંત્રતામાં તેમની અડગ શ્રધ્ધા છે. એટલે જો જનતાની સાથે નેતાઓને રહેવું હોય તો, તેમણે મવાલ મનોદશા તરફ ઢળી પડતાં બચી જવું અને આગળ પગલું ભરવાના નીશ્ચય ઉપર આવવું.

...

**આવી** પરીસ્થીતીમાં 'હવે શું બનશે?' એ પ્રશ્ન અત્યારે સહુનાં મગજને ભેદી રહ્યો છે. ગોળમેજી આગળ રામ્સે મેકડોનાલ્ડે રજુ કરેલી રૂપરેખાનો હીંદમાં સ્વીકાર થશે કે અસ્વીકાર થશે, એ પ્રશ્ન તો હીંદીઓ માટે

અની ગાણુ છે. કદાચ તેનો સ્વીકાર કરવાની મહાસભાના વૃધ્ધ નેતાઓ પણ ના પાડે; છતાં તેમ કરીને તેઓ જનતાની સમક્ષ કયો નવો કાર્યક્રમ રજુ કરી શકે તેમ છે? અત્યારે છે તે રેંટીઓ, ખાદી, લાદી ખાવી. કે ... લોકોને વીના કારણ નોતરવી તે અગત્યનો કાર્યક્રમ નથી, તેથી જનતાના દીલમાં જાગેલી ભાવનાને પુર્ણ કરી શકાય તેમ નથી; કેમકે તેમાં એકપક્ષી ભોગ એ મહત્વનો મુદ્દો છે, અને જગતભરમાં એકપક્ષી ભોગ આપવાનો કાર્યક્રમ કદી કોઇ ઠેકાણે લાંબો વખત ચાલી શકે તેમ છે જ નહીં. હીંદની જનતા નીર્ધન છે, તેને પેટ ભરીને ખાવા પણ મળતું નથી, હીંદના કામદારોની સ્થીતી જરાએ સારી નથી, ગરીબ ખેડુતો કરભાર નીચે કચડાઇ રહ્યા છે, અને નવા સુધારાઓથી તેમાં વધારો થવાનો છે, એટલે ખેડુતોને કચરી નાખનારા કરના ભારણમાં સંગીન ઘટાડો કરી શકાય, કામદારોને સારી રીતે જીવન ગાળી શકાય તેટલું મહેનતાણું મળતું થાય અને નોકરીઆત વર્ગને સાત, દશ કે બાર પંદરને બદલે ઓછામાં ઓછો પગાર પચ્ચીસ, ત્રીસ કે પાંત્રીસથી શરૂ થાય એવી વ્યવસ્થા કરનારી, સામાન્ય જનતાના આર્થીક સંજોગ સુધરે તે દ્રષ્ટીએ લડત આરંભવી જોઇએ. તો જ આમવર્ગને તે લડતમાં શ્રધ્ધા બેસશે. આની સાથે સાથે બ્રીટીશ માલના બહીષ્કારની, હીંદી મીલોને ખાદી બનાવવાની છુટ આપવાની લડતનો કાર્યક્રમ જોડવામાં આવે તો શીક્ષીત વર્ગ, મધ્યમ વર્ગ, તેમજ હીંદી મુડીવાદીઓ અને ઉદ્યોગપતીઓ પણ જરૂર તેમાં ભળવાના જ. અત્યારે આમ કાર્યક્રમમાં ફેરફાર કરવો એ જ મહત્વનો પ્રશ્ન છે. અને તે માટે આપણી સમક્ષ બે સંભવીત શક્યતાઓ ખડી છે: ગમે તો પાછાં પગલાં ભરી ગુલામીભર્યા સ્વીકારી પ્રગતીના માર્ગ હમેશ માટે બંધ કરી દેવા; અથવા તો આગળ પગલાં ભરી નવા કાર્યક્રમને સંગીન બનાવવો.

પરંતુ વાતાવરણ અને સંજોગને લક્ષમાં લેતાં અમને તો દેખાઇ રહ્યું છે કે, પલટાતા સમય અને સંજોગ પ્રમાણે લડતની નીતી રીતી ફેરવવાની ભાવના, જ્યાં સુધી જનતાની દ્રષ્ટીને વ્યક્તીગત ભક્તીની ભ્રમજાળ આવરી રહી છે, અને પોતાની બુદ્ધીના કપાટને તાળું મારી તેના ચાવી દેશના એકાદ કેદખાનામાં મોકલાવી દેવાની લાગણીના પરપોટા ઉપર જનતાને રમાડી રાખવાની રીત અટકી નથી, ત્યાં સુધી જુના નેતાઓ જનતાના આગળ વધવાના માર્ગને આંતરીને ઉભા જ રહેવાના છે. જોકે જનતાનો મોટો ભાગ પોતાના દીલના દીલમાં આગળ વધવા માટે તલસી રહ્યો છે. પરંતુ તેમને યોગ્ય રીતે દોરવનાર, સ્વતંત્ર માનસના પ્રભાવશાળી નેતાનો અભાવ છે. એ પ્રશ્ન જ અત્યારે હીંદી જનતાને માટે જીવન-મરણનો થઇ પડ્યો છે. જેઓ જનતાના દીલની વાતો બરાબર સમજી શકે, જેઓ તેમના 'અંતરાત્માના અવાજ'ના પડઘા બરાબર ઝીલી જાણે અને જેઓ તેમની શંકાઓના તેઓ સમજી શકે તેવી સાદી ભાષામાં તેના ઉત્તર આપી એમના મનનું સાચું સમાધાન કરી શકે તેવા નેતાઓ જનતાને માટે જરૂરના છે. તેમ નહીં થાય તો જરૂર મવાળોની જાળમાં દેશ ફસાઇ પડશે; તેમ ન થાય માટે જનતાને આગળ આવ્યા વીના છુટકો નથી, જનતા પોતાના મનનું દબાણ નેતાઓ ઉપર મુકે નહીં અને આગળ વધવાની તેમને ફરજ પાડે નહીં, ત્યાં સુધી હીંદ સ્વતંત્રતાની દીશામાં એક ડગલું પણ આગળ વધી શકવાનો નથી.

**આ** પાનાં આપવાની તૈયારી થતી પૂજ્ય ગાંધીજીને તેમ જ મહાસભાની વર્કીંગ કમીટીના બીજા ૨૫-૩૦ સભ્યોને બીન-શરતે જેલમાંથી છોડી મુકવામાં આવ્યા છે. પરંતુ તેથી જે સંજોગ ઉભા થયા છે તેમાં જરાપણ ફેરફાર પડતો નથી.

## ખાદીની કસોટી

**નવયુગના** ચાલુ અંકની સાથે અમે 'ખાદીની કસોટી'ની પત્રીકા આપીએ છીએ. તે પત્રીકાના લેખક બાબુ અનીલ વરણ-રાય ગાંધીજીના પરમ ભકતોમાંના એક છે. દેશને માટે એમણે ઘણા ભોગ આપ્યા છે. તેમણે 'બોમ્બે ક્રોનીકલ'મા ખાદીના સંબંધમાં એક લેખમાળા લખી હતી અને મહાત્માજીના ચુસ્ત અનુયાયીઓએ તેના આપેલા દલીલોના વળતા જવાબ આપ્યા હતા. એટલે એ મુળ નીબંધ અને તેને અંગે ઉત્પન્ન થયેલી ચર્ચાના જવાબથી આપણને ખાદીની ખરેખરી કસોટી તેના વાસ્તવીક અર્થમાં જાણવા મળે છે. એ અગત્યના લખો એક સાથે શાન ચીત્તે વાચવા મળે તે માટે, અમે તેને પત્રીકાના રૂપમા પ્રસીદ્ધ કરી 'નવયુગ' ના વાચકવર્ગ સમક્ષ રજુ કરીએ છીએ. ખાદીના કટ્ટરમા કટ્ટર હીમાયતીઓને પણ આ નીબંધમાળામાથી ઘણું નવું સમજવાનું મળે તેમ છે. સ્વરાજ પ્રાપ્તી એ અત્યારે તમામ હીંદીઓનું મુખ્ય લક્ષ્ય છે, તે લક્ષ્યે પહોંચવામાં ખાદી આપણને કહેવામાં આવ્યું છે તેમ ઉપયોગી થાય છે કે કેમ તે અનીલ બાબુએ અર્થશાસ્ત્રીની દ્રષ્ટીએ બતાવ્યું છે. સત્ય ભલે કડવું હોય તેથી આપણને તે પ્રથમ દ્રષ્ટીએ ન પણ રૂચે, છતાં સત્ય તે સત્ય છે, તેની સામે આંખો મીંચી દેવાથી તેની અનીવાર્ય અસર ઓછી થતી નથી; તો પછી સ્વરાજ લેવા જેવા મહત્વના કાર્યમાં આપણે કેવળ લાગણીવશ થઈને એવી વસ્તુને ન જ વળગી રહી શકીએ કે જેથી આપણને લક્ષ્યસીદ્ધીમાં જરા પણ મદદ મળવાના સંભવ દેખાતા ન હોય. 'બોમ્બે ક્રોનીકલ' જેવા પત્રે આ નીબંધમાળાને અગ્રસ્થાન આપીને પ્રસીદ્ધી આપી હતી, તે ઉપરથી જ તેની ઉપયોગીતા પુરવાર થાય છે, એટલે અમારા વાચકોને આ પત્રીકા શાંત ચીત્તે તટસ્થભાવે વાંચી તેને સ્વતંત્ર બુદ્ધીની કસોટીએ કસી લેવાની ભલામણ છે.

# હાથકામ વિરૂદ્ધ યંત્રબળ

: લેખક :
રમીકલાલ કે. શાહ

વસંતલાલ બીજે દીવસે આવ્યા ત્યારે વળી નવી જ તૈયારી સાથે આવ્યા હતા.

આવતાને વાર જ તેમણે કહ્યું: "આજે તો મારે તમારી સાથે ફરીથી ખાદીની વાત કરવી છે."

"કેમ, આપણે પેલે દીવસે એ વીષે જે વાતો કરી ગયા તેટલાથી તમને સંતોષ નથી થયો?"

"તે દીવસે તો મને સંતોષ થયો હતો જ—"

"ત્યારે, વળી પાછો તેમાં અસંતોષ થવાનું કારણ?"

"મેં તમારી સાથે કરેલી વાત બીજા મીત્રોને કહી, અને તેમણે મને ખાદી તેમજ રેંટીઆની તરફેણ કરનારી કેટલી દલીલો સંભળાવી તે ઉપરથી મને લાગ્યું કે તેમની દલીલો ખરી છે."

"વારૂ, તમારી એવી ઇચ્છા હોય તો આપણે એ વીષય ઉપર વાતો કરીએ."

અને પછી વંસતલાલ વીચાર કરીને બોલ્યા

"જુઓ રમીકલાલ, તમે પણ એટલું તો કહો છો જ કે આર્થીક સ્વતંત્રતા તે જ વર્તમાન હીંદની મોટામાં મોટી જરૂરીઆત છે, ખરૂં ને?"

"નક્કી જ ખરૂં વર્તમાન હીંદને જ શું, પણ સમગ્ર વીશ્વને સદાકાળને માટે એ સ્વતંત્રતા જ ખાસ જરૂરની છે અને રહેશે."

"અને તે માટે જ, એ આર્થીક સ્વતંત્રતા મેળવવા માટે જ ખાદી વાપરવી જરૂરની છે."

"એ તો ગોળ ગોળ વાત છે. એવી આર્થીક સ્વતંત્રતા કેમ આવે તે જ કહો."

"જુઓ, જો આખો દેશ ખાદી વાપરતો થઇ જાય તો પરદેશથી આવતું ૬૦ કરોડ ઉપરનું કાપડ અટકી જાય એટલા પૈસા હીંદમાં બચે."

"વસંતલાલ!" મેં જરા ચેતવણીની ઢબે કહ્યું "યાદ રાખો કે તમે અર્થશાસ્ત્રની વાત કરો છો. એમા કલ્પના અને તરંગો કામ આવતા નથી. તેમા તો નક્કર વીગતો અને સંગીન આંકડાઓનો જ આધાર ખપ આવે છે. તમે એટલું તો માની નહીં જ લેતા હો કે, માત્ર ખાદી બધા વાપરતા થઇ જાય તેમ કહેવાથી ખાદી ઉત્પન્ન થઇ જવાની છે."

"પણ આવડા મોટા દેશમા એક કરોડ માણસો જો રેંટીઆ ચલાવવા માંડે અને દરેક રેંટીઆ ઉપર મહીને પાંચ જ રૂપીઆ જેટલી ખાદી જેટલું સુતર તૈયાર થાય તો પણ બાર મહીને સાઠ કરોડ જેટલી ખાદી તૈયાર થઇ જાય. અને તેને અંગે રેંટીઆ બનાવનારા સુથારોને પીંજારાઓને, વણકરોને, ધોબીઓનો, રંગારાઓને તેમ જ કાપડીઆઓને પુષ્કળ કામ મળે. એથી દેશમા અનેક માણસોને રોજી મળે પરદેશની સ્ટીમરોની, રેલ્વેઓની, બેંકોની તેમજ વીમા કંપનીઓની રોજી તેથી અટકી જાય, એથી પરદેશી મુડીવાદીઓનો કાબુ હીંદ ઉપરથી ઢીલો થઇ જાય. આથી મને તો લાગે છે કે, એક ખાદીના પ્રશ્નમાં જ હીંદની આર્થીક સ્વતં-

ત્તાના સારાયે ગુંચવણીયા પ્રશ્નનો ઉકેલ થઇ જાય છે."

"મારે કબુલ કરવું જોઇએ કે ખાદી અને રેંટીઆની હીમાયત કરનારાઓએ પ્રામાણીકપણે તમારા જેવી માન્યતાઓ ઉપર જ પોતાની કલ્પનાની ઇમારત ચણીને એ હીમાયત શરૂ કરી છે."

"અને તે જરા પણ ખોટી નથી."

"ત્યાં જ તમારી ભુલ થાય છે."

"કેવી રીતે એ કહો?"

"બરાબર. અને હું એની બીજી દલીલો કરૂં તે પહેલાં ટુંકામાં તમને એક વાત કરી નાખું તે યાદ રાખો. તમારા જેવી માન્યતા ધરાવનારાઓ રેંટીઆની તેમજ હાથશાળની મદદથી પરાધીન હીંદની સ્વાધીનતા પ્રાપ્ત કરવાનાં શમણાં સેવે છે, ત્યારે ઇંગ્લંડે રેંટીઆને તેમ જ હાથશાળને દફનાવી દઇને જ પોતાની આર્થીક સ્વાધીનતા સીદ્ધ કરી છે, એટલું જ નહીં પણ હાથે ઘણાં કામમાં સંચાકામ અને વરાળ તેમજ વીજળીની શક્તી દાખલ કરવાથી જ અંગ્રેજ પ્રજા સામ્રાજ્ય જમાવી શકી છે. એ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે."

"તે તો તેમના સમય અને સંજોગને અનુકુળ હશે, અને જે વસ્તુ તેમને અનુકુળ થઇ તે આપણને થઇ શકશે જ. એમ કેમ માની લેવાય?"

"આપણે એમ તો વળી બીજી જ ચર્ચામાં ઉતરી પડીશું, માટે મુળ વાતની જ ચર્ચા કરીએ. જુવો તમે કહો છો એમ બનવાનું હોય તો પણ તેની સીદ્ધી માટે અનેક વર્ષ જોઇએ, એટલું જ નહીં પણ જેટલાં માણસોની શક્તી તમે એ સાઠ કરોડના કાપડને અટકાવવા માટે ખરચવા માગો છો, તેટલી જ મનુષ્યશક્તીને જો યંત્રોની મદદ સાથે વાપરવામાં આવે તો તેથી યે અનેકગણો લાભ આપણે મેળવી શકીએ. હવે હું તે તમને વીગતવાર ચર્ચાથી સમજાવું છું."

"ઠીક."

"પહેલાં તો તમારે એ વાત યાદ રાખવી જોઇએ કે, હાથે થતું કામ યંત્રોની મદદથી થતા કામ કરતાં ઘણું જ મોંઘું પડે છે. અને જ્યારે તમે હાથશાળો ઉપર હાથે કાંતેલા સુતરની ખાદી વણવા પાછળ રોકાશો, ત્યારે કંઇ જગતના ઉદ્યોગપતીઓ તે જોતા અદબવાળીને ઉભા નહીં રહે. તે તો આ દેશનાં બજારોમાં ખુબ જ સોંઘો માલ ભરી દેશે."

"પરંતુ તે લેશે કોણ?"

"આ જ દેશના માણસો. તમે હમેશને માટે કંઇ એ વ્યાપાર ઉપર ચોકી રાખી શકવાના નથી. અને આ દેશના તમામ મનુષ્યોની લાગણીને દેશભક્તીને નામે કાયમને માટે મોંઘી ખાદી ખરીદવાની ફરજ પણ પાડી શકવાના નથી. અહીં એ વાત પણ ભુલી ના જતા કે, આર્થીક બાબતોનો સંબંધ જગતના તમામ દેશોની વચ્ચે એવો ઓતપ્રોત સંકળાઇ ગયો છે કે, તેમાંથી તમે હીંદને અલગ પાડી શકશો નહીં. અને તમારે ધોરણે તો રેંટીઓ ફેરવનારા એક કરોડ માણસોની તેમ જ તેને અંગે બીજા ધંધાઓમાં રોકાયલા માણસોની આવક એટલી બધી ઓછી હશે કે, તેઓના ખીસામાં બીજો કોઇ પણ માલ ખરીદવા જેટલી શક્તી જ સીલક નહીં રહે. તેથી તો માત્ર રોટલો અને મરચું પણ માંડ માંડ જ ખરીદી શકશે. એવી દશામાં તેઓ બજારમાં મળતો સસ્તો માલ ખરીદવા તરફ દ્રષ્ટી રાખે એ તદન જ સ્વાભાવીક છે. એટલે તમારી કલ્પના પ્રમાણે વ્યવસ્થા થાય તો હીંદ આર્થીક સ્વતંત્ર

મેળવવાને બદલે કાયમને માટે આર્થીક ગુલામી જ વહોરવાનો. તેથી દેશમાં દરીદ્રતા અને અજ્ઞાન પારાવાર વધી પડવાના;—પણ એવું થવું જ મુશ્કેલ છે. કેમકે તમે તમારી આ કલ્પનામાં મનુષ્યોની મનોદશાની જ ગણત્રી કરી નથી. યંત્રોની મદદથી ચાલતા બીજા ધંધાઓમાં ઓછા શારીરીક શ્રમે વીશેષ કમાણી થવાની પુરતી તક હોય, તે છોડીને કોઇ પણ માણસ રેંટીઓ અને શાળ પકડી રાખીને કાયમની દરીદ્રતા અપનાવવા તૈયાર જ ન થાય. વસંતલાલ! એટલું નક્કી માનજો કે વર્તમાન યુગમાં યંત્રોનો વીરોધ કરીને કોઇ જ ફાવી શકવાનું નથી. તમે જો રશીઆની પાંચ વર્ષની યોજનાની વાત જાણતા હો તો યંત્રોની મદદથી વેરાન અને નીર્ધન દેશને લીલાછમ અને આર્થીક દ્રષ્ટીએ સ્વતંત્ર કેમ કરી શકાય છે તે સમજી શકો. પણ જપાનનો દાખલો તો તમે બરાબર જાણો જ છો. ભાઇ, ઘણું લાંબું ગાવ્યું નહીં કરતા ટુંકામાં હું એટલું જ કહીશ કે અત્યારનો યુગ એકીકરણનો છે, તે વખતે વ્યક્તી વ્યક્તીની મહેનતને છુટી છુટી પાડીને ખાદી તૈયાર કરવાની તેનાથી છેક જ અવળી યોજનાનો પ્રચાર કરવો તે આર્થીક દ્રષ્ટીએ તો આત્મહત્યા કરવા જેવું જ છે."

વસંતલાલ એ વાત સાંભળીને સ્તબ્ધ બની ગયા. તેમનું ડગમગુ દીલ મારી દલીલો સાભળીને વળી ઠેકાણે આવતું હોય તેમ લાગ્યુ, છતાં આ વખતે તેમણે એકદમ હકાર ભણી દેવાની ના પાડી. અને બોલ્યા :

"તમે બ્રીટન માટે જે કહ્યું કે શાળ અને રેંટીઓ છોડવાથી જ તેણે આર્થીક ઉન્નતી સાધી, એનાં કંઇ ઐતીહાસીક પ્રમાણ આપી શકશો?"

"બહુ જ ખુશીથી." મેં કહ્યું, અને પછી બ્રીટીશ સામ્રાજ્યનો વીકાસ, બ્રીટનની આર્થીક ખીલવણી, બ્રીટનમાં ઔદ્યોગીક ક્રાંતી વગેરેને લગતાં વીધવીધ પુસ્તકો તેમની સમક્ષ રજુ કરીને મેં કહ્યું :

"આ બધી નક્કર હકીકતોને આધારે હું કહું છું કે અમેરીકાને હાથમાંથી જે વખતે બ્રીટન પોતાની મુર્ખાઇથી ગુમાવી બેઠું તે જ વખતે બ્રીટનમાં યાત્રીક શોધખોળો થઇ, તેથી તેનું પડતું સામ્રાજ્ય બચી ગયું અને ઉદ્યોગોના ક્ષેત્રમાં તેણે ખરેખર સામ્રાજ્ય જમાવ્યું. એનો ઇતીહાસ રમીક છે. કદાચ તમે તો તે જાણતા પણ હશો?"

"ના, ના. મને બરાબર તેની ખબર નથી, તમે તે કહો તો ઠીક."

કંઇક શરમાયલા જેવા થઇને વસંતલાલે કહ્યું.

મેં કહ્યું : "મને તેમાં કશો જ વાંધો નથી. સાંભળો. તે વખતે ઇગ્લંડના સીંહાસન ઉપર ત્રીજો જ્યોર્જ હતો, ત્યારના ઇગ્લંડની દશા બરાબર અત્યારનાં હીંદ જેવી જ હતી. લોકો મોટે ભાગે ગામડામાં અને ગામોમાં રહેતા, તે વખતે શહેરોમાં આટલી બધી વસતી નહોતી. લોકો ઘોડાની મદદથી હળ ખેડતાં (ત્યાં બળદથી ખેતી થતી જ નથી) તેમજ રેંટીઆ અને ...ની મદદથી થોડું ઘણું કાપડ બનાવતા
કરીને ગરમ કાપડ અને ... ગયો."
અને બાણીનું કાપ... કહો, કે હીંદને માટે
તલાલ! યાં...તોની જરૂર હોય, અને સ્વ-
અને હાકુનામાં વહેલી પ્રાપ્ત કરવી હોય
નમાં ક્રેયશાળ ને રેંટીઆને બદલે મીલોના
આજની મદદ લઇને એ મીલો દ્વારા ખાદી
જ કરવાની જરૂર છે કે નહીં?"
અને મને એમ લાગે છે ખરું.
ફાવી...

કે, પુર્વનો સુર્ય પશ્ચીમમાં ઉગે તેમ છતાં પણ તેવું બનવાનું છે જ નહી. હં, પણ આ તો વળી બીજી વાત નીકળી. આપણે પાછા મુળ વાત પર આવીએ. તે વખતે તો ઇંગ્લંડની વસતી પણ આજના કરતાં પાંચ ગણી ઓછી હતી. તે વખતમાં જેમ્સ હારગ્રેવ્ઝ નામના બ્લેકબર્નના એક વણકરે એવી જાતનો રેંટીઓ (Spinning-Jenny) શોધી કાઢયો કે જેથી એક જ રેંટીઆ પર એકી વખતે આઠ ત્રાક કામ આપી શકે. તેની સાથે સાથે હાથશાળોમાં પણ બીજા શોધકોએ સુધારા કર્યા. તે બધાની પાછળ એક જ ઉદ્દેશ હતો, તે એ કે માણસની શક્તી કેટલી કે તેથી ઓછી વપરાય અને કામ થતું હોય તેના કરતાં ઘણું જ કરી શકાય. ત્યારે આપણી ખાદી અને રેંટીઆની યોજનામાં માણસની શક્તી ઘણામાં ઘણી વપરાય અને કામ ઓછામાં ઓછું થાય તેવી, ત્રીજા જ્યોર્જના સમય પહેલાંની ભાવનાને વળગી રહેવાનો ખાસ પ્રયત્ન થાય છે, સમજ્યાને?"

વસંતલાલે હકારમા માત્ર માથું જ હલાવ્યું. તેમની ગંભીર મુદ્રા ઉપરથી તે બતાવતા હતા કે, મારી વાતમા એમને બહુ રસ પડે છે, અને તેથી જ તે બહુ જ ગંભીર ભાવે તે સાંભળી રહ્યા છે.

"આપણે નીયમ છે કે નીત્ય વહેતાં ઉપરી પડીશું, ગં નથી, ત્યારે ચારે તરફ ફરીએ. જુઓ તમે બાંધી લીધેલા કુંડાનાં હોય તો પણ તેના ગીંદા રીત જમાના એ એમ, એટલું જ નહીં પણ જે જકડી સૌની શક્તી તમે એ સાડ કરો વધતા, હને અટકાવવા માટે ખર્ચવા માગો સુર- તેટલી જ મનુષ્યશક્તીને જો યંત્રોની સે આથે વાપરવામાં આવે તો તેથી ચે જ કાનમાં સાધનોમાં સુધારા થવા પછી તેની ગતીમાં વધારો કરવાનો નવો વીચાર પણ ત્યાં થયો અને જેમ્સ વૅટે ઘણા વખતના કંટાળો નાખનારો શ્રમ અને ખંત પછી વરાળથી ચાલતું એન્જીન શોધી કાઢ્યું. વસંતલાલ! ચારે તરફ નજર કરો તો જોઇ શકશો કે, ત્રીજા જ્યોર્જના એ વખતથી મનુષ્ય પોતાની ગતીને દરેક દીશાએ વધારી જ રહ્યા છે. ટ્રેઇન, તાર, વાયરલેસ, વીમાન, મોટર, સ્ટીમર, મીલ, એ બધાં એનાં જ ફળ છે. અને જ્યારે ચારે બાજુએ મનુષ્ય કલાકના સેંકડો માઇલની ઝડપે કુચ કરી રહ્યા છે, ત્યારે આપણને રગશીઆ ગાડાની મદદથી ગતી કરવાનું કહેવામા આવે છે! બોલો, ત્યારે આપણે સહુની પાછળ પડી જઇશું કે નહી? અને એ નવા સ્વતંત્ર હીંદના સર્જનના સ્વપ્ન હીંદીઓને પસંદ પડશે ખરૂં?"

"ના."

"તો પછી યંત્રની આપણે મદદની જરૂર સ્વીકારવી જ પડવાની. હવે આગળ સાંભળો. પછી તો ઇંગ્લંડમાં પેલાં એન્જીનોની ચારે બાજુએથી માગણી વધવા માંડી, એથી કોલસા અને લોખંડના ઉદ્યોગને નવું પોષણ આપોઆપ મળી ગયું. અત્યારે બ્રીટનના એ બે મુખ્ય ઉદ્યોગ મનાય છે. પણ યંત્રયુગના આરંભ પહેલાં તે ધંધાને ખીલવા માટેની લગારે તક નહોતી, તેથી બ્રીટનનું એ ધન જમીનમાં દટાયલું જ પડી રહેલું હતું. આમ થયું એટલે તો પછી સ્કોટલેન્ડમાં, વેલ્સના દક્ષીણ પ્રાંતોમાં અને મધ્ય ઇંગ્લંડમાં કોલસાની તેમજ લોખંડની ખાણોનો ઉદ્યોગ ધમધોકાર વધવા લાગ્યો. એક ઉદ્યોગ બીજા ઉદ્યોગોને કેમ ખીલવે છે તે આ ઉપરથી સમજાશે. યંત્રયુગની શોધ પછી લેન્કેશાયરમાં કાપડ મીલ,

ઘડી અને યોર્કશાયરમાં ઉનના કાપડની
ક્ષો ઉઘડી. ત્યાં કોલસો મોટા પ્રમા-
ણમાં ખપવા લાગ્યો, એટલે કોલસો
પહોંચાડવાનાં ઝડપી સાધનોની જરૂર ઉભી
થઇ. તુરત જ જુના સખળડખળ થઇ ગયેલ
રસ્તાઓ સુધારવાનું કામ ઉપાડી લેવામાં
આવ્યું, અને જેમ્સ બ્રીન્ડલે નામના કુશળ
ઇજનેરે વોસ્લીની કેટલીક કોલસાની ખા-
ણોથી મેન્ચેસ્ટર સુધીની નહેર પહેલ વહેલી
તૈયાર કરી, એથી કોલસાની ખાણો અને
મેન્ચેસ્ટર વચ્ચેના જમીન માર્ગનું મોટું
છેટું કપાઇને બન્ને વચ્ચે માત્ર ૭ જ
માઇલનો અંતર રહ્યું. આમ થવાથી ઇંગ્લં-
ડના બીજા પ્રાંતોમાં એ રીતે નહેરો
ખોદવાના ત્રીજા જ ઉદ્યોગને ઉત્તેજન મળ્યું.
આમ લોખંડ, કોલસો અને પાણી એ ત્રણે
કુદરતી તત્ત્વો ઉપર કાબુ જમાવી કાચા
અને તૈયાર માલની લાવ જાવમાં સરળતા
ઉભી કરવામાં આવી. અને જ્યાં જ્યાં એ
ત્રણે સાધનોની વીપુલતા હતી, ત્યાં ત્યાં
ઉદ્યોગનાં થાણાં જામવા લાગ્યાં. આમ થવાથી
લેન્કેશાયર, વેસ્ટ યોર્કશાયર અને મધ્ય
સ્કોટલેન્ડ એ ઉદ્યોગવાદીઓનાં કેન્દ્રસ્થાન
થઇ પડ્યાં ગામડાંમાં રહીને ખેતીવાડીની
કંગાલ ઉપજને આધારે જીવનારા માણસોનાં
ટોળેટોળાં તે વીભાગ તરફ આવવા લાગ્યાં.
વસંતલાલ! હીંદને આપણે ખેતીવાડી ઉપર
જીવનારા દેશ તરીકે ઓળખીએ છીએ, પણ
ત્રીજા જ્યોર્જની પહેલાં બ્રીટનની પણ એ જ
દશા હતી, એ ભુલવું જોઇતું નથી. પછી
તો ખેતીવાડી પણ યંત્રોની મદદથી કરી
શકાય તે માટે યાંત્રીક સાધનો શોધાયાં,
અને તે રીતે ધીરે ધીરે બ્રીટન જગતનું મોટું
કારખાનું થઇ પડ્યું. આ જાતના પરીવર્તનથી
શરૂઆતમાં તો ત્યાં પણ ખુબ ખળભળાટ
થયો, યંત્રની મદદથી કામ થવાથી ઘણાં
માણસો આરંભમાં બેકાર બની ગયાં, તેથી
ઘણે ઠેકાણે બંડ થયાં, કારખાનાં ઉપર હુમલા
થયા, ઉશ્કેરાયલાં ટોળાંએ યંત્રોનો નાશ કરી
નાખ્યો, પણ વખત જતાં બહારના વ્યાપારની
ખીલવણી થઇ તેથી પુષ્કળ જથ્થામાં માલ
બનાવવો પડ્યો, અને દરેક ધંધામાં માણ-
સોને સારી રોજી મળવા લાગી. આમ ધંધો
વધતાં કાચો માલ લાવવાની અને તૈયાર
માલ વેચવાની જરૂર પણ વધી, તેથી તે
દીશામાં બ્રીટનવાસીઓને ધ્યાન દોડાવવું
પડ્યું જ્યાં સુધી હાથશાળ અને રેંટીઓ
ચાલતાં હતા, ત્યા સુધી તો બ્રીટીશ ભરવાડો
ઘેટાં પાળતા તેમાંથી આવતું ઉન પુરતું
થતું, પણ યંત્રનાં સાધન થતાં બહારથી
ઉન અને રૂ લાવવાની જરૂર ઉભી થઇ,
એથી સ્ટીમરોનો ઉદ્યોગ પણ ખીલ્યો, તેની
સાથે સાથે બેન્કો તેમ જ વીમા કંપનીઓનો
પણ વીકાસ થવા લાગ્યો. બ્રીટીશ સામ્રા-
જ્યની રચના આમ યાંત્રીક બળને આધારે
વીશેષ બળવત્તર અને સંગીન ધોરણવાળી
થઇ પડી. અને એક વખતના નીર્ધન બ્રીટનો
અત્યારે જગતના સધનમાં સધન માણસ થઇ
પડયા. તેમ જ હીંદમાં પણ એ લોકો સામ્રા-
જ્ય જમાવી શક્યા. એટલે જ હું કહું છું
કે, ઇગ્લંડે હાથશાળ અને રેંટીઓ છોડી
દેવાથી આર્થીક સ્વતંત્રતા મેળવી અને
સામ્રાજ્ય પણ સ્થાપ્યું. એ વાત હવે સમ-
જાઇને, તમારાથી?"

"હા, હું હવે બરાબર સમજી શકયો."

"તો પછી તમે જ કહો, કે હીંદને માટે
આર્થીક સ્વતંત્રતાની જરૂર હોય, અને સ્વ-
તંત્રતા વહેલામાં વહેલી પ્રાપ્ત કરવી હોય
તો, હાથશાળ ને રેંટીઆને બદલે મીલોના
ઉદ્યોગની મદદ લઇને એ મીલો દ્વારા ખાદી
તૈયાર કરવાની જરૂર છે કે નહીં?"

"હવે મને એમ લાગે છે ખરૂં.

"તમે કહ્યું રેંટીઆ ચાલવાથી તેને અંગે દેશના બીજા કારીગરોને ખુબ કામ મળશે, પણ તમે જોઈ શક્યા હશો કે, બ્રીટનમાં યંત્રની મદદથી કાપડ વણાવું શરૂ થયું, તે પછી ત્યાંના કેટલા બધા ઉદ્યોગો ખીલી શક્યા? જપાનમાં તેમ જ થયું છે, રશીઆમાં અત્યારે તેમ જ થઈ રહ્યું છે, તુર્કસ્થાન અને ચીન પણ એમ જ કરી રહ્યાં છે, અને હીંદને માટે પણ તમામ પરદેશી કાપડને વહેલામાં વહેલું અહીં આવતુ અટકાવી દેવા માટે તેથી જ યંત્ર સામગ્રીની જરૂર છે."

'પરંતુ યંત્રો તો બહારથી લાવવાં પડશેને?"

"હા, હાલ તુરતને માટે, પછી તો અહીં યંત્રો બનાવી શકાશે જ. તો પણ યંત્રો લાવવાથી તેટલા પ્રમાણમાં કામ વીશેષ થશે, અને તેમાં રોકાયલી મુડી અને વપરાતી મજુરીના પ્રમાણમાં આપણે લાભ પણ મોટા પ્રમાણમાં મેળવી શકીશું ને એ કેમ ભુલો છો?"

"પણ પછી ઇંગ્લંડ, અમેરીકા, જર્મની અને જપાનને તૈયાર માલ માટે બજારો શોધવાની મારામારી કરવી પડે છે, તેવું આપણે માટે પણ ઉભું થશે; તેનું શું?"

"ભલાભાઇ!" મેં કહ્યું. "હીંદની ભૌગોલીક સ્થીતીનો, હીંદની જનતાનો, હીંદના ક્ષેત્રફળનો અને હીંદમાં ઉત્પન્ન થતા પદાર્થોના જથ્થાનો વીચાર કર્યા વીના જ તમે એ ભય ખોટી રીતે બતાવો છો. ઘણા માણસો વગર સમજે એવી વાતો કરે છે. ઘણાં વરસો સુધી તો આપણે આપણા દેશને જોઈતો જ માલ બનાવી શકીશું નહીં, એટલે હાલ તુરત તો બહારનાં બજારો શોધવાનો પ્રશ્ન જ ઉભો થતો નથી. અને તેથી ભવીષ્યમાં એવું થશે તે ડરથી આજે હાથ પગ જોડીને બેસી રહીએ, તેના કરતાં એ વીચાર શું કામ નથી કરતા કે હાથ મહેનત ઉપર આધાર રાખીશું તો યાંત્રીક બળથી થતો માલ બહારથી આપણા દેશમાં ઉભરાઇ જશે. બીજું, એ પણ વીચારવાનું છે કે, સ્વરાજ્ય પ્રાપ્તી પછી શું હીંદમબધું પ્રાચીન વાતાવરણ ઉભું કરી શકાશે? લશ્કર તો ત્યારેય જોઇશે ને? શું ત્યારે તમે તીર કામઠાં અને ઢાલ તલવારો ઉપર આધાર રાખશો? સ્ટીમરોને બદલે રામાયણ અને મહાભારતના યુગનાં હોડકાં વાપરશો? વસંતલાલ! એ તો અવ્યવહારૂ અને વીચીત્ર વાતો છે, પોતાની જાતે કશાનો યે વીચાર કરી ન શકે, અને માની લીધેલા અગ્રેસરો કહે તે ઉપર જ આંખો મીંચીને આધાર રાખીને કેવળ લાગણીના પરપોટાઓથી રાચ્યા કરે તેના માણસોને મુખે આવા સવાલો શોભે, પણ તેની લાગણીથી કે તે જાતની પ્રાચીનતા પ્રીય રૂઢીરક્ષકતાને વળગી રહેવાથી તો હીંદ કદી સ્વતંત્ર જ થઈ ન શકે એ વાત ભુલવી જોઇતી નથી. એટલે બીજા કશાની ખાતર નહીં, તો સ્વતંત્રતાની ખાતર પણ હાથશાળ અને રેંટીઆની મમતા આપણે છોડવી જ પડશે."

"રસીકલાલ, તમારી વાત હવે મને દીવા જેવી સમજાઇ ગઇ. હવે મારી ખાત્રી થઇ કે, રેંટીઓ અને હાથશાળ આપણા સ્વરાજને નજીક લાવવાને બદલે, કદી પણ ન મળી શકે તેટલે દુર લઇ જાય છે."

એમ કહીને વસંતલાલ સંતોષ પ્રદર્શીત કરતા મને સાહેબજી કહીને ઘેર ગયા.

# રામરાજ્ય

કલ્પના કથા

લેખક: કલ્પનાવાદી

**રા**મરાજ્યની યાચના માટે અગ્નિગ્રામમાં એકઠા મળેલા મહાનુભાવોએ શું જોયું?

## અધ્યાય પહેલો :

ભરતખંડ અને જંબુદ્વીપને મધ્ય બ્રહ્માએ સ્વમુખમાંથી સરજેલા આર્યપુત્રોના આર્યાવર્ત મધ્યે અપાર પરીવર્તન થઇ જવાથી, અને ભરતખંડનું રૂપાંતર હીંદુસ્થાનમાં થઇ જવાથી, તેમ જ એ હીંદુસ્થાનના ભણેલા કહેવાતા મનુષ્યોના સમુહે જે કહેવાય તે વેદધર્મ વીરોધી, જડવાદી શીક્ષણપ્રથાને વશ થઇને, ભુ નામ પૃથ્વી અને દેવ નામ અધીષ્ઠાતા એવા જે કહેવાય તે પૃથ્વીના અધીષ્ઠાતા એવા એકલા ભુ–દેવ મંડળને જ હેરાન કરવા માંડયું હતું તેમ નહીં, પરંતુ સનાતની હીંદુ સમાજના મુળ પાયા રૂપ જે ચાર વર્ણો તેની સામેય, એ દુષ્ટ, જડવાદી, ધર્મનીકીણાશીક્ષણ સંસ્કારીઓએ યુદ્ધ આદરેલું હોવાથી, અને એવા યુધ્ધોમાં હમેશાં હાર ખાવી અર્થાંત પરાજય પામવો એ જેમનું જે કહેવાય તે સદ્‌લક્ષણ છે તેવા હીંદુસ્થાનના ભુદેવો અને આચાર્યોએ મળીને એ જડવાદી રાક્ષસ મંડળીના ધસ્યા આવતા ભયમાંથી અને તેમના વાકયુધ્ધના આક્રમણોમાંથી બચવા માટે ભગવાનને પ્રાર્થના કરવાનો શુધ્ધ સનાતની માર્ગ માર્ગ લેવાનો વીચાર કર્યો. સ્વયં ભગવાનનું વચન સ્મરણમાં લાવીને,

ભારતમાં જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય,<br>
ત્યારે ધર્મનું પુનરુત્થાન કરવા માટે<br>
હું મને સરજાવું છું.<br>
સાધુજનોના સંરક્ષણ અર્થે,<br>
દુષ્ટકૃત્યોના વીનાશ અર્થે, તેમજ<br>
ધર્મની સંસ્થાપના કરવા માટે<br>
યુગે યુગે હું મને સરજાવું છું.

એ સુત્રો પ્રમાણે પ્રાચીન કાળના રૂષીવરોની માફક એકાદ જળાશયને કીનારે જઇ, ભગવાનને પ્રાર્થના કરી તેમને પોતાની સ્વાર્થસીધ્ધીના સંરક્ષણ અર્થે જે કહેવાય તે અવતાર લેવાની પ્રાર્થના કરવાનો મનસુબો ઘડયો, ત્યારે એમની સમક્ષ જે કહેવા પડે મેરૂ પર્વતથી યે મહાન એવા પારાવાર કષ્ટો આવીને ખડાં રહ્યાં!

એમણે પ્રથમવાર જ આંખ ઉઘાડીને આસપાસ જોયું તો જણાયું કે, વરાળીઆ અને વીજળીઆ રાક્ષસોનું જોર ચારે દીશામાં વ્યાપી ગયું હતું. એ રાક્ષસ કુળના કોઇ રાવણો એમના અશ્વ તેમ જ બળદના રથ રૂપી સીતાઓનાં હરણ કરી ગયા હતા, અને ભગવાનને પ્રાર્થવાના પરીત્રકાર્ય નીમીત્તે રૂષીવરોને આમંત્રણ આપવાનો એમને વીચાર થયો ત્યારે એમણે જાણ્યું

કે, ટપાલ અને તાર નામના દૈત્યોએ, એમના શાસ્ત્રીઓઓને કે દલાલના લણી નાંખ્યા છે. આથી નીરાશ થતાં જડવાદી રાક્ષસોના આવા હુમલાથી મુંગળાના એ શુધ્ધ સનાતની આર્યપુત્રોએ દીર્ઘ નીશ્વાસ મુકતા પોતાના મુખમંડળો ઉપર અને ચીંતાભારે દબાઇ ગયેલા શીખામંડીન પોતાના મસ્તકો ઉપર હાથ ફેરવ્યા ત્યારે એમની તંદ્રા ઉડી અને જણાયું કે, પોતે ઋષીવર્ગના વંશ જ હોવા છતા માથે જટા જુથ નથી, હડપચી નીચે જેમા ચકલાંઓએ માળા બાંધ્યા હોય એવા આશ્રમના ઘણાના સ્પર્શથી ભુંખરી-ભુંવાળી બનેલી દાઢી નથી! જડવાદની આટલી અસર પોતાની ઉપર પણ થઇ તે માટે નીશ્વાસ મુકતા છતા, તો પણ જે કહેવાય તે મનને લાગે શુધ્ધ વૈદીક બાર સાચવી રાખ્યના અભીમાન સમેત તેમણે પોતના અંગાંગ તરફ દ્રષ્ટીપાત કર્યા, તો ત્યા ભસ્મલેપન અને મૃગચર્મને સ્થાને વગળીયા અને પગળીયા ગઢસની શાળીથી ચાલી મ્હેની માલામા તૈયાર થયલા વીલાયરંગી વસ્ત્રોથી એ અંગ ઢાંકી રહ્યા હતા, કોઇના પગમા પાદુકાઓ નહોતી, પણ જે કહેવાય તે અસ્પૃસ્ય એવા પશુ ચર્મના—બુટ! ગૌવત્સચર્મના પણ બુટ નામથી ઓળખાતા જડવાદીઓના સર્જન પગરખાંથી એમણે પોતપોતાના પાદયુગલોને પાવુકીન થયેલા નીરખ્યા! પછી તો એકાએક અજ્ઞાનના પડળ ફોર્યાત શંકાના સાક્ષત નેત્રની માફક ઉઘડી ગયાં, એટલે તેમણે પોતપોતનાં વસ્ત્રો તપાસવા માંડ્યાં. તો તેનાં ખાનાં જેમને જડવાદી ભાષામાં ગજવા, ખીસા, અને એવાં અનેકવિધ ભ્રષ્ટ નામોથી સંબોધવામા આવતાં હતાં, તેમાથી ઘડીયાળ, રુદીમંડીન લેખણી, સનાતની જરીને દગા દેતું સ્થાન પચાવી પાડનાર ચપ્પુ, બરૂની લેખણને પરાજય પમાડનાર સીસાપેન, ઋષીવર્ગ જેના સ્પર્શ માત્રથી ભય પામતાં એવા ધનના જુદી જુદી કીંમત અને આકૃતીઓની ચલણી વસ્તુઓ વગેરે નીકળી પડયાં.

આથી આકુળ—વ્યાકુળ થઇ ગયેલાં પોતાનાં શુધ્ધ સનાતની ચીત્તને પટાવતા, આપદ ધર્મના અપવાદો શોધી એ વર્ણ-ધર્મસંરક્ષકોએ, સ્વયં ભગવાન પૃથ્વી ઉપર ધર્મની સંસ્થાપના માટે જે કહેવાય તે અવતાર લે ત્યા સુધી એ જડવાદી પ્રભુત્વને સ્વીકારી લેવાનો ઠરાવ કર્યો.

અને કચવાતે મને, દુઃખાતે દીલે તેમ જ રીબાતા હૃદયે જે કહેવાય તે તેમણે તાર, ટપાલ, ટ્રેઇન, મુદ્રણાલય, વર્તમાનપત્ર વગેરે જડવાદી વસ્તુઓનો આગેવ, તેના પોતના જ નાથના માર્ગના સંશોધન અર્થે છે એવા સંતોષ સાથે સ્વીકાર્યો.

અહીં પ્રથમ અધ્યાય પુર્ણ થાય છે.

## અધ્યાય બીજો :

અને જ્યારે ધર્મરહીત શીક્ષાનુસંસ્કારીઓની ભાગીશ્વર બુધ્ધીમાંથી જન્મેલાં તાર, 'ટપાલ, ટ્રેઇન,' જેવાં સાધનોની મદદ સાથે, એ વર્ણ અને આશ્રમ 'ધર્મના' ધુરંધર સંરક્ષકો બેઠા થયા, ત્યારે એમનામાથી અનેક મહાનુભાવોની કરીથી આંખ ઉઘડી, અને પોતે વર્ણધર્મનું પતન કરવાના વાતો થઇ તેનું કંઇક સંશોધન કરી રહ્યા છે એમ કરીને તેમણે અંદર અંદર પોતનાં જે કહેવાય તે સ્વધર્મ થની ચુકવા ચાલતાને રોકાણે રાખવાનો પ્રયાસ કર્યો, છતા આશ્રમધર્મનો તો તેઓ એક ભંગ જ કરી રહ્યા હતા, એ વાતનું જ્યારે તેમને એકાએક જ્ઞાન થયું, ત્યારે હાસ્યભાઇ તેમનાં ગાંધીજી: 'ટ્રેન' અને

કે શ્રમંદીન મસ્તકો પૃથ્વીને ભેટવા આગળ વધનાં હોય તેવી રીતે, વૈશાખની આમ્રશાખાની માફક લચી પડ્યાં. પરંતુ એમનો એ આમોદ દીર્ઘસમય ટક્યો નહીં. એક વેદશાસ્ત્રસંપન્ન પુરાણપુરુષ મંદીન, વેદાંગવીશારદ, બ્રાહ્મણ ગ્રંથ મહોદધી વીદ્વાન પુરૂષે જે કહેવાય તે તેમની શંકાનું નીવારણ કરતાં કહ્યું કે :

"હે, શુધ્ધ સનાતન આર્ય રૂષીવરો! તમે એ વાત કેમ ભુલી જાઓ છો કે તમે શુધ્ધ બ્રહ્મપુત્રો—ભદેવો છો. ધર્મ કે શાસ્ત્રનાં બંધન તમારે માટે નથી, એ તો અન્ય ત્રીવર્ણીઓ માટે છે. એટલે તમે જાગતાં કે ઉંઘતાં, શુધ્ધી અશુધ્ધી ઠેકાણે રાખીને કે સોમરસ સર્જન તંદ્રાના ધ્યાનમા, જાણતાં કે અજાણતાં, ઇચ્છાપુર્વક કે ઇચ્છા વીના, સ્વાર્થ કાજે કે પરમાર્થ અર્થે જે કહેવાય તે શાસ્ત્રના કે કુદરતના કોઇપણ કાનુનનો ભંગ કરો કે કરાવો, છતાં તમને તેથી કશી જ અસર થતી નથી, તેથી તમારી મહત્તા ઘટતી નથી, તમારૂં વર્ચસ્વ ઢીલું પડતું નથી, તમારી વર્ણપવીત્રતા ઉતરી જતી નથી, કેમકે તમે તો જે કહેવાય તે આ પૃથ્વીપટને વીષે સ્વયંમેવ દેવરૂપ છો."

અને એ પ્રશસ્તીથી સંતોષ પામતા એવા ચતુર્ધર્મ સંરક્ષકોએ આત્માને વીષે ઉદ્ભવેલા ગ્લાનીને જે કહેવાય તે દૂર કરીને, ભગવાનને નવજન્મ લેવાનું આહ્વાન આપવા માટે યજ્ઞ આરંભવાનો નીશ્ચય કર્યો. અને એ મહાયજ્ઞના સ્થાન માટે અમીઆમનો નીર્ણય કર્યો.

આ રીતે જડવાદીઓના સંસર્ગમાં આવવાથી ભાન ભુલેલા હે માનવીઓ! સાંભળો કે એ આર્યવંશવર્ધક મનુજ મહાનુભાવોએ પોતાના નીશ્ચયને પાર ઉતારવા માટે દૃઢ ચીત્તે દ્વીતીય ડગલું ભર્યું.

ઇતીશ્રી દ્વીતીય અધ્યાય સંપુર્ણમ્.

## અધ્યાય ત્રીજો :

એ સનાતન ધર્મ સંરક્ષકોએ પોતાના આવી કઠીન કાર્યને પાર ઉતારવા કેવા ભગીરથ પ્રયત્નો કર્યા, તે હવે જોઇએ:

મહાયજ્ઞના પવીત્ર કાર્યમાં બાધા નાખનારાઓ સત્યયુગના સમયથી પૃથ્વીના પડ ઉપર અસ્તીત્વ ધરાવે છે જ. તેમના અસ્તીત્વમાં જ પ્રભુના નવા નવા અવતારોનો આવીર્ભાવ મુળ બીજ રૂપે રહેલો છે. એટલે વર્તમાનકાલીન ઋષીવરોના યજ્ઞકાર્યમાં વીઘ્ન ન આવે તે તો કેમ જ બને!

યજ્ઞનો આરંભ કરવા પહેલાં જ યજ્ઞ કેવી જાતનો અને કેવી રીતે કરવો તેના પ્રકારનાં સંશોધન કરવાનું કઠીન કાર્ય એ મહાનુભાવો ઉપર આવી પડ્યું. યજ્ઞને માટે આચાર્ય અને બ્રહ્મા, ઋત્વીજ, હોતા, તેમ જ તેના વગેરેની ગોઠવણ કરવી એ તો સરળ કામ હતું. પરંતુ વેદોક્ત હીંદુ ધર્મની સંસ્થાપના માટે પ્રાર્થના કરવા સારૂ તપોવનમાં યજ્ઞ કરવાની જ જરૂર છે એમ ધર્મ સંરક્ષકો માનતા હતા. છતાં આવી વીચારને અંતે આપદ્ધર્મ તરીકે જડવાદીઓના માર્ગનું અનુસરણ કરવાના નીર્ણય ઉપર આવવું પડ્યું; અને "આપણે ક્યાં ધર્મ વીરોધ માટે યુરોપની રીત ધારણ કરીએ છીએ? આપણે તો વેદોક્ત ધર્મના સંસ્થાપના માટે, જેમ માંદો માણસ રોગનીવારણ અર્થે કડુ-ઔષધનું સેવન કરે તેમ, તેનું અનુકરણ કરીએ છીએ ને?"

આમ છતાં શુદ્ધ સનાતની માર્ગનું જ અવલંબન કરવાના હઠાગ્રહીઓએ તપોવનમાં આર્યરીતીએ યજ્ઞ કરવાની હઠ પકડી, ત્યારે ઈશ્વરે વચલો માર્ગ સ્વીકારી યુરોપની રીતીનું અનુકરણ કરી પરીપત્ ભરવાના પાપકર્મના પ્રાયશ્ચીત તરીકે, પાંચ દીવસના

ફળાહારી ઉપવાસ કરવાનો નીર્ણય કરવામાં આવ્યો !

તે પછી યજ્ઞને પરીષદનું સ્વરૂપ આપવું અને તેના આચાર્ય, હોતા વગેરેનો નીર્ણય કરવામાં આવ્યો. દુર્ભાગ્યે આ બધાં કામની ઉપર યુરોપની જડવાદી રીતીની સ્પષ્ટ છાપ પડેલી હતી, પરંતુ સદ્ધર્મ સંરક્ષકોને એ વાતનું ભાન ન રહ્યું, કે કાં તો તેમને પોતાને તેનું ભાન નથી એવો દેખાવ કર્યો!

નીશ્ચીત તીથીએ અને નીર્ણીત સમયે પરીષદ્ યજ્ઞનો અગ્નીઆમ પીંડે એ મહાનુભાવોના એક શીષ્યના ભવનના ચોકમાં આરંભ થયો.

પરંતુ યજ્ઞારંભ થાય તે પહેલાં જ વર્ણ-સંરક્ષકોએ જેમની શક્તીની અવગણના કરેલી એવા દલીત નામધારી માનવસમાજે યજ્ઞસ્થાનમાં પ્રવેશ માર્ગ મેળવવાના પ્રયત્ન કર્યા. આથી જેમનાં તન, મન અને વચન કંપ અનુભવી રહ્યા છે તેવા વર્ણ–આશ્રમ સંરક્ષકોએ પ્રમોદીત મને વીચાર્યું: "જરૂર આ યજ્ઞ સફળ થશે જ. કેમકે ભુતકાળમાં જ્યારે જ્યારે ઋષીઓના યજ્ઞો ઉપર આક્રમણ થતાં હતાં, ત્યારે ત્યારે ભગવાને અવતાર લેવા માટે અનુકુળ સમય માનીને તેમને [ઋષીઓને] અભીવચન આપ્યાં હતાં."

"પરંતુ તે પહેલાં યજ્ઞને સુરક્ષીત રાખવાના કાર્યમાં ક્ષત્રીય રાજાઓની સહાય માગવામાં આવતી હતી."

"વીશ્વામીત્ર અયોધ્યા નગરીમાં દશરથ પાસે યજ્ઞ રક્ષા માટે તેના કુમારોની માગણી કરવા ગયા જ હતા. તેનો આ વીષમ પ્રસંગ છે."

કેટલાક મહાનુભાવો પોકારી ઉઠ્યા.

"ખરું છે, ખરું. તેથી આપણે પણ વીશ્વામીત્ર સમા એકાદ મહાશયને રાજ્યની મદદ યાચવા મોકલાવો."

એક મહાનુભાવે ધીર–ગંભીર નાદે કહ્યું.

દરમીયાન યજ્ઞાલયના દ્વારોને જડવાદી શીક્ષણ સંસ્કારીઓએ ઘડેલા ધાતુનાં તાળાંથી સુરક્ષીત બનાવવાની કાળજી લેવામાં આવી.

"યજ્ઞધ્વંશીઓને અમે આ પવીત્ર કાર્યમાં આમંત્ર્યા નથી, તેમ છતાં તેઓ પોતાની હાજરી તેમજ સ્પર્શથી અમને તેમજ અમારા પવીત્ર યજ્ઞને અપવીત્ર કરવા આવ્યા છે."

એવી યાચના સાથે, એક મહાનુભાવ પોતાના યજ્ઞના સંરક્ષણ અર્થે યુરોપના જડવાદી ધોરણની વ્યવસ્થાનુસાર તૈયાર થયેલા ચોકીદારોને આપવાના વરની યાચના કરી. એમની એ યાચના ફલીભુત થઇ, યજ્ઞધ્વંશીઓની ઉપર આક્રમણ કરી તેઓ-માથી કેટલાકોનો પરાભવ કરવામાં આવ્યો, કેટલાકોને અવ્યવસ્થીત રીતે નસાડવામાં આવ્યા.

અને પોતાના દુશ્મનોની એ દશા જોઇ, હર્ષીત થયેલા મહાનુભાવોએ ઉલ્લાસીત હૃદયે પછીથી યજ્ઞકાર્યનો આરંભ કર્યો.

તેમના આચાર્ય અને હોતાઓએ ભગવાનને પ્રાર્થના કરતાં કહ્યું: "હે પ્રભો! અત્યારે આ પવીત્ર ભુમી ઉપર પાપભાર વધી પડ્યો છે. અમારામાંના અનેક દુષ્ટોએ જડવાદી, ધર્મવીહોણા શીક્ષણનું પાન કર્યું છે, અને તે પાપકૃત્યને લીધે એમનામાંથી ધર્મ બુદ્ધીનો લોપ થયો છે. તેથી તેઓ બાળ-લગ્ન સમા ધર્મકૃત્યને અટકાવવા 'સારદા બીલ' જેવા કાયદા કરાવે છે, આપના અસ્તીત્વનો યે તેઓ ઇનકાર કરે છે અને મહાસભાવાદી નામ ધારણ કરનારા બીજા પાપીઓનું ટોળું વળી આ પવીત્ર આર્યાવર્તને યુરોપ બનાવવા તૈયાર થયું છે. માટે હે જગન્નીયંતા! હે વીશ્વાધાર! હે સર્વવ્યાપી પ્રભો! અમારા પ્રસ્તુત યજ્ઞકાર્યથી સંતુષ્ટ થાઓ અને યુગે યુગે અમારૂં

સમા રૂષીવરોની પ્રાર્થના સાંભળી તમે જેમ ભુમીનો ભાર ઉતારવા અવતાર ધરણ કરતા આવ્યા છો, તેમ અત્યારે પણ અવતાર લ્યો. અને તેમ કરીને આપ ચાર મુખ્ય કાર્ય કરવાનું અમને વરદાન આપો: હે ચરાચર પ્રભો! આપનાથી એ ચાર સુકૃત્યો અજાણ્યાં તો નથી જ, છતાં અમે આપને કહીએ છીએ કે: માત્ર બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય અને શુદ્ર એમ ચાર વર્ણનું જ ભુમંડલ ઉપર અસ્તીત્વ રહે; તેમના અસ્તીત્વમાં શ્રદ્ધા ધરાવનારાઓ જ આ ભુમી ઉપર રહી શકે; ચાર વર્ણના પરીપાલનથી જ તેમનો મોક્ષ થાય; અને એ ચાર વર્ણ જ ભુમંડલ પર સર્વોપરી સત્તા ભોગવે. આ માટે હે પ્રભો! અમે આપની પાસે એક પાંચમો અને સર્વશ્રેષ્ઠ વર યાચીએ છીએ તે એ કે આ આર્યાવર્તની ભુમીમાં "રામરાજ્ય"ની પુનઃ સ્થાપના થાય તેવું આપ કરો."

એ વખતે જ અમીગ્રામની આસપાસ અનેક માનવોએ આ યજ્ઞકાર્ય તરફ તેમ જ તેમના આચાર્યોએ કરેલી પ્રાર્થના સામે અવરોધો ઉભા કરવામાં પ્રચંડ કોલાહલ કરી મુક્યો; પરંતુ તે જ વખતે પશ્ચીમ તરફથી તોફાન ચડી આવ્યું, વાતાવરણ તેથી ઘનઘોર થઇ ગયું. ભયંકર ગડગડાટોથી ગગનમંડળ ગર્જી ઉઠ્યું. અને બન્ને હસ્ત જોડી, અવનત મસ્તકે ઉભેલા મહાનુભાવોના સંતોષ વચ્ચે, પુર્વ દીશામાંથી ભયાનક કડકડાટ સાથે જ આકાશ તુટ્યું તેમાંથી ભગવાને દર્શન દીધાં.

"જય પ્રભો! જય પ્રભો!" યજ્ઞ સમારંભમાં એકઠા થયેલાઓએ જયનાદ ઉચ્ચાર્યા.

ભગવાને આકાશમાં રહે રહે કહ્યું:

"તથાસ્તુ! ભક્તો! તથાસ્તુ! તમારી આવી માગણીથી મને સંતોષ થયો છે. તમારા કહેવા પ્રમાણે બધું થશે. હું તે માટે અવતાર લઇને તમારી વચ્ચે આવીશ. પરંતુ તે પહેલાં રામરાજ્ય માટે રામચંદ્રના સમયમાં આ ભુમીની જે વ્યવસ્થા હતી તેવી તમારે કરી નાખવી પડશે.

તુરત જ ફરીથી ગડગડાટ, ભયંકર કડકડાટ અને ગર્જનનાં ઘમસાણ જામ્યાં. તેની સાથે જ ભગવાન અદ્રસ્ય થઇ ગયા.

ઇતીશ્રી તૃતીય અધ્યાય સંપુર્ણમ્.

## અધ્યાય ચોથો:

ભગવાનના આશીર્વચનોથી સંતોષ પામેલા વર્ણસંરક્ષકોના આનંદનો પાર રહ્યો નહીં. તેમને ભગવાને જાતે જ અવતાર લેવાનું અને રામરાજ્યની સંસ્થાપના કરવાનું અભીવચન આપ્યું હતું. હવે શું બાકી રહ્યું?

માત્ર તેમને માથે રામચંદ્રના સમયમાં હીંદની જેવી સ્થીતી હતી, તેવી વ્યવસ્થા જ કરવાની ફર્જ હતી.

"અને એમાં તે શું છે?"

"એ તો જોત જોતામાં થઇ જશે."

"ભગવાન જેની મદદે છે તેને શું સાધ્ય નથી?"

તમામ મહાનુભાવો મલકાતે વદને એવી ચર્ચા કરવામાં રોકાયા.

અને ભગવાનનું આગમન જેમ બને તેમ વહેલું થાય તે માટે રામરાજ્ય માટેની ભુમીકા તૈયાર કરવાનો વીચાર કરવા તેઓ બેઠા.

એકે કહ્યું:

"પહેલાં તો રામાયણના સમયનો ભારત નર્ષ કેવો હતો તેના નકશાનો નીર્ણય કરો."

"અને તે સમયે જે જે ભાગમાં જંગલ હતાં તે ભાગને ઉજ્જડ બનાવી મુકો, જ્યાં મહાસાગરનાં પાણી સ્વચ્છંદે રમતાં હતાં, તેટલામાં જળ જળના ખંખાકાર કરી મુકો."

"લંકામાં રાક્ષસ કુળના રાવણનું રાજ્ય ફરીથી સ્થપાય તે માટે તપાસ સમીતી નીમો કેમકે તેની ઉપર રામરાજ્યનો આધાર છે."

"નહીં, તેની સામે મારો મજબુત વીરોધ છે. તપાસસમીતી નીમવી એ જડવાદી યુરોપનું અનુકરણ કરવા તુલ્ય છે!"

વચ્ચે જ એક મહાનુભાવ સક્રોધ પોકારી ઉઠ્યા.

"ખરૂં છે, ખરૂં છે."

આઠ દશ સામટા સુર નીકળ્યા, અને તુરત જ તપાસ સમીતીની વાત પડતી મુકવામાં આવી.

"રામચંદ્રના સમયમાં હીંદમાં જેટલી જાતીઓ વસતી હતી તે સીવાયની તમામ જાતીઓને આર્યાવર્તની આ પવીત્ર ભુમીનો ત્યાગ કરી જવા જણાવો."

"અને જે જાતીઓનો નાશ થઇ ગયો હોય તેનું નીર્માણ કરો."

"તે પછી બીજું કરવા જેવું મહત્ત્વનું કામ જડવાદી યુરોપના સમ્કારની અસર, તેની તરફથી મળેલું શીક્ષણ, ગમાપણના યુગ પછી આ દેશના માનવસમુદાયની મનોદશાનો થયેલો વીકાસ અને વૈજ્ઞાનીક શોધખોળોનાં સાધનો એ તમામની જડ ઉખેડી નાખો."

પહેલા મહાનુભાવે બીજો મુદ્દો રજુ કર્યો. વળી પાછી તેની ચર્ચા શરૂ થઇ.

"તે માટે પહેલાં ટ્રેઇનો, ટ્રામો, તાર, વાયરલેસ, સ્ટીમરો, તોપ, બંદુક, મીલો, ખાણો બધાને મહાસાગરમાં ડુબાડી દો."

"નવા રસ્તાઓ, પુલ, રામરાજ્ય પછી થયેલાં મકાનો એનું અસ્તીત્વ પણ રાખી [illegible]"

"જરઅર નહીં તો રામરાજ્ય માટે અનુકુળ વાતાવરણ ઉપજાવી શકાશે નહીં."

"પેલા ધોબીને તો ખાસ જન્માવવો પડશે. રામરાજ્યની ખરી ખુબીનો એકલો આધાર આપણને એના અસ્તીત્વમાંથી જ મળી શકે છે."

"બધે ધર્મશાળાઓ, રથો, તીર-કામઠાં, ઢીમરોના નાવડીઓ વગેરેને પુનર્જીવન આપવાની ઘોષણાઓ કરો."

"હાલના કાયદા, સમાજ વ્યવસ્થા, આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને આર્થીક સંબંધ વગેરેને બંધ કરી દો."

"પરંતુ હીંદને રામરાજ્યના યુગમાં પાછો લઇ જવા માટે જગતના તમામ દેશોને એ યુગની દશામાં પાછા ધકેલવા પડશે, તેનું શું?"

"એ કામ તો ભાઇ મુશ્કેલ છે."

"અરે, તમે તો ભલા માણસ છો."

"કેમ?"

"ખુદ ભગવાન જેની સહાયમાં હોય તેને માટે મુશ્કેલી શાની છે? એમ તો આપણે જે જે વીચારો કર્યા તે તમામ કાર્યો પ્રભુની મદદ વીના થાય તેવાં ક્યાં છે?"

"પણ પ્રભુ એ બધું કરી શકે?"

"હર, હર, હર! અરે, અરે, અરે! શાંતમ્ પાપમ્, શાંતમ્ પાપમ્! શું તમને ભગવાનના ચમત્કારમાં શ્રદ્ધા નથી?"

"આ શું બોલો છો?"

"અરે ભાઇ! મને પુરેપુરો સાંભળો તો ખરા." પેલા બોલનારે કહ્યું. "ભગવાને તો આપણને ભુમીકા તૈયાર કરવા કહ્યું છે."

"હા ભાઇ, એ ખરૂં!"

તુરત જ ચર્ચાનો દષ્ટીકોણ પલટાયો.

"એ આપણાંથી કેમ બની શકે?"

"એ વાત મનુષ્યની શક્તીની બહારની છે."

"પણ ભગવાનનું આપણને શરણું છે ?"

"નહીં", એવી ભુલ કરશો નહીં. ભગવાને તો સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે. રામરાજ્યને યોગ્ય ભુમીકા તૈયાર કરવાની તમામ જવાબદારી આપણે શીરે છે."

"ત્યારે ?"

એમ ચાર શંકાશીલ અવાજ સામટા નીકળ્યા.

"ધારોને કે આપણે વીચાર કર્યો તેમ આ દેશમાં તો બધું કરી શકીએ પણ પરદેશમાં એવું કેમ કરી શકાય?"

"અને એ લોકો આપણી ઉપર ચઢી આવે તો!"

"ચઢી પણ આવે, કેમકે આતો કળીયુગ રહ્યો."

"અરે, પણ પછી હીંદમાં તો અનયુગ બેસેને?"

"શું સમયના ચક્રને આપણે પાછું ફેરવી શકીશું?"

"ત્યારે? કરવું ...શું ...?"

આચાર્ય પદ શોભાવનાર વ્યક્તીએ પુરતી ગંભીરતા સાથે પુછ્યું.

"અમે તો બધા આપની સલાહ પ્રમાણે ચાલવા બંધાયા છીએ."

"પણ મને જ કંઇ સમજણ પડતી નથી. મારી તો મતી જ મુંઝાઇ ગઇ છે."

"હું એક માર્ગ બતાવું."

પરીષદના નેતાએ ધીરે રહીને કહ્યું. નીરાશાના ઘોર અંધકારમાં આશાની વીજળી ચમકી હોય તેમ તમામ મહાનુભાવોને લાગ્યું.

તમામ નેત્રો તેમની તરફ ખેંચાયાં.

"બતાવો, બેલાશક બતાવો. અમે બધા, અરે સારો યે સનાતની સમાજ, કહો કે માનવ સમાજ આપનો ઋણી બનશે."

આચાર્યે કહ્યું.

"ફરીથી આપણે ભગવાનની પ્રાર્થના કરવી, અને આ ગુંચ ઉકેલવાની એમની પાસે માગણી કરવી."

"અનાયાસ, અગાધ, એ જ ઉચીત માર્ગ છે."

ઘણા જણ સામટા બોલી ઉઠયા.

અને છેવટે માર્ગ ભુલેલા માનવીની માફક આશા નીરાશામાં ગોથાં ખાતા મહાનુભાવોએ એ જ માર્ગને ઉચીત માની તેની પુનઃ તૈયારી કરી

ઇતીશ્રી ચતુર્થ અધ્યાય સંપુર્ણમ્.

## અધ્યાય પાંચમો :

**વ**ળી પાછો મહાનુભાવોનો સમુહ એકાગ્ર ચીત્તે હાથ જોડી, મસ્તક નમાવી ભગવાનને પ્રાર્થતો હતો કહેવા લાગ્યો :

"હે સર્વવ્યાપી, સચરાચર પ્રભો! અમે અહંતાના પ્રેર્યા ભાન ભુલીને, અમારી શક્તી તેમજ સામર્થ્ય માટે અભીમાનની લાગણીથી ફુલાઇને પાછા પડ્યા છીએ, પ્રભો! અમારા અભીમાનથી અમારી આંખો ઉપર પાટા બંધાઇ ગયા હતા, હવે અમારી બુદ્ધી ઠેકાણે આવી છે અને અમે જે કામ ઉપાડવા માટે હીંમત કરી તેમાંથી રજ માત્ર પાર ઉતારવાનું અમારૂં ગજુ નથી. માટે હે નીરાધારોના આધાર! હે પંગુને પગ આપનાર, મુંગાને વાણી આપનાર સમર્થ શક્તીમાન ભીડભંજન ભગવાન અમારી વહારે વેળાસર ચડો અને જેમ દ્રૌપદીનાં ચીર પુર્યાં તેમ અમારી છેક જ નવસ્ત્રી જેવી બની ગયેલી બુદ્ધીને કરુણા રૂપી ચીર પુરી, આપના અવતાર માટેની ભુમીકા તૈયાર કરવાના કાર્યમાં મુંઝાઇ ગયેલી તમારી આ ભક્તમંડળીને મદદ કરવાની કૃપા કરો!"

એ વખતે અંધકારવાળા એ મકાનમાં એકાએક તેજતારક દેખાયો, અને ધીરે ધીરે વીકાસ પામતા એ તારકમાંથી એક ભવ્ય મુર્તી બહાર તરી આવતી જણાઇ.

એ સૌનાં જ એકત્ર થયેલા મહાનુભાવો "જય પ્રભો! જય પ્રભો!" કરતા મસ્તક નમાવી એ મુર્તીનું અભીવાદન કરવા લાગ્યા.

એ મુર્તી જીવંત મનુષ્યની માફક આગળ વધતી હતી. પણ આ શું? તેને જોતાં જ ભક્તમંડળ ચમકી ગયું.

આ વખતે એના હાથમાં શંખ, ચક્ર, ગદા, કે પદ્મ કશુંએ નહોતું કલ્પના પ્રમાણે તેને ચાર હાથ પણ નહોતા. પણ જે જાતીને અતીશુદ્ર ગણી આ મહાનુભાવોએ અવગણી અને ધુતકારી કાઢી હતી, તેજ માનવસમાજના એક નમ્ર તેમ જ સામાન્ય આકાર જેવી તે મુર્તી જણાતી હતી. એના માથા ઉપર મેલું જેવું ફાળીયું વીંટાળેલું હતું, અંગ ઉપર ફાટી તુટી અંગરખી અને ટુંકું ધોતીયું હતું તેના એક હાથમાં સાવરણી અને બીજા હાથમાં ટોપલો હતો.

એ મુર્તીને જોઇને દીગ્મુઢ બનેલા મહાનુભાવોમાંથી કોઇ પણ એક અક્ષર ઉચ્ચારે તે પહેલાં જ તે મુર્તીના હોઠ ઉઘડયા.

કંઇક ગણગણાટ જેવું પહેલા સંભળાયું અને પછી એ મુર્તીના મુખમાથી નીકળતા શબ્દો સ્પષ્ટ રીતે સમજાવા લાગ્યા.

'તમે બધા મને અહીં પસવા દેવાને ચાહો છો કે કેમ?"

એ મુર્તીએ ધીર ગંભીરનાદે પ્રશ્ન કર્યો.

અને એ મહાનુભાવોનો સમાજ વીચારમાં પડી ગયો. આચાર્યથી હોતા સુધીનાઓ, પરસ્પરની સામે જોવા લાગ્યા. અધ્વર્યુ, ઋત્વીજ, બે હાથ થઇ. કશો જ જવાબ તેમ જતાં મળ્યો નહીં.

એટલે મુર્તીએ બોલવા માંડયું :

"મારા ભક્તજનો! તમારી મુંઝવણ હું સમજી શકું છું. પરંતુ તમે જે 'રામરાજ્ય'ની ઇચ્છાથી અહીં એકત્ર થયા છો તેનો અર્થ જ સમજ્યા નથી. તો પછી મને તો તમે ઓળખી જ કયાંથી શકો?"

અને પછી મુર્તીએ પરીષત્ મંડળ પર લાક્ષણીક દ્રષ્ટી ફેંકી.

મહાનુભાવોએ તેમાથી લાવા જેવો ધગધગતો રસ વહેતો જોયો. એ ઉકળતા રસનો ધોધ વધતો વધતો સારા યે મહાનુભાવોના મંડળને દઝાડી મુકવા લાગ્યો.

બળ્યા, બળ્યા, થતા બધા એબાકળા બનીને નાસવાની તૈયારી કરવા લાગ્યા. પાછળ બેઠેલા કેટલાકો દોડતા દરવાજા તરફ ગયા. પણ તે તો બંધ હતા.

"ક્ષમા, ક્ષમા, ત્રાહીમામ્, ત્રાહીમામ્!"

અધ્વર્યુ, આચાર્ય, હોતા બધા ફાવે તેમ પોકાર કરવા લાગ્યા.

એક પલકમાં આખો દેખાવ ફરી ગયો. પેલી મુર્તી સૌમ્યભાવે ખડખડાટ હસતી હતી.

"બસ્સ, આટલી જ તમારી ધીરજ, આટલી જ તમારી હીંમત કે? રામરાજ્યની સ્થાપના આમ કરશો કે?"

પ્રત્યુત્તર સાંભળવા મુર્તી થોભી, પણ સહુનાં મોંઢાં સીવાઇ ગયાં હતાં.

"તમે મારૂં આ સ્વરૂપ જોઇને વીચારમા પડી ગયા લાગો છો. ચાલો હું તમને એને ભેદ કહી બતાવું, તમે જે યુગની મારી કલ્પના મુર્તીનો ખ્યાલ રાખી બેઠા છો તે યુગ આજે નથી. યુગબળની અસર મારી ઉપર થતી નથી એમ માનતા હો તો તમારી ભુલ છે. વર્તમાન યુગનું મારૂં શુદ્ધ સ્વરૂપ આ જ છે, જે તમે જોઇ રહ્યા છો. હવે કહો કે, તમે મારી મદદ ઇચ્છો છો કે નહીં?"

"ભગવાન! આપની મદદ માટે તો આ ભક્ત મંડળ અત્રે એકત્રીત થયું છે. તેણે જેવા સારૂ તો આજનો યજ્ઞ આરંભ્યો છે."

આચાર્યે જેમ તેમ હીંમત એકઠી કરીને કહ્યું. જ્યાં બોલતી વખતે એમની જીભ લથડતી હતી.

"તથાસ્તુ!"

મુનીએ કહ્યું.

અને પછી તેણે બીજો પ્રશ્ન કર્યો:

"તમે મારા આ સ્વરૂપને માન આપવા તૈયાર છો ખરા?"

"હા જી, હા જી! જય ભગવાન! જય પ્રભો!" ચારે તરફથી અવાજ સંભળાયા.

"તો પછી તમારી માગણીનો જવાબ તમને એમાંથી જ મળી જાય છે. જેમ શંખ, ચક્ર, ગદા અને પદ્મધારી મારી મુર્તીનો યુગ પુરો થયો છે, તેમ તમે જેને 'રામ રાજ્ય' કહો છો તેનો યુગ પણ પુરો થયો છે. મારા સ્વરૂપ ઉપર જેમ તમે સમય-બળની સ્પષ્ટ છાપ જુવો છો, તે જ પ્રમાણે ભુતકાળની ભ્રમણાનાંપડળોથી વસાઇ ગયેલાં તમારી બુદ્ધીના કપાટનાં તાળાં ઉઘાડો; તે પછી તમે જોઇ શકશો કે અત્યારે તમારે કઇ જાતની રાજ્યવ્યવસ્થા જોઇએ છે."

વળી પાછું સાર્વત્રીક મૌન છવાયું.

"તમે મારી મદદ માગો છો એ ખરૂં છે ને?"

થોડીક વાપળના મૌન પછી મુર્તીએ પુછ્યું.

"હા પ્રભો! હ. પ્રભો!"

વળી પ્રત્યુત્તર સંભળાયા.

"તો જે સ્વરૂપમાં તમે મને આજે જોઇ રહ્યા છો, તે સ્વરૂપમાં જે નારાયણ મુર્તીઓ તમારા સમાજમાં છે, જેને તમે યોના કારણે અસ્પૃશ્ય માનીને અપમાનો છો, તેની મદદ માગો."

વળી પાછું ગમગીનીનું વાતાવરણ ફેલાયું.

"કેમ?"

અને મુર્તીનાં નેત્રો વીકરાળ બન્યાં, એ સૌમ્ય અવાજમાં ભયંકર પ્રલયનાં તોફાન સંભળાયાં.

"વીચારમાં શું પડ્યા!"

"પ્રભો...પ્રભો...!"

"તમને શરમ આવે છે?–શું તમે મારૂં અપમાન કરો છો? જુઓ ત્યારે..."

એકા એક કાટકો થયો. પેલી મુર્તીએ પોતાનું મુખ ઉઘાડ્યું.

એ મુખ નહોતું. પૃથ્વીનો ગોળો વચ્ચેથી ફાટી ગયો હોય તેવું કંઇક હતું.

તેની અંદર દલીતો, દરીદ્રો, નીર્ધનો, દબાયલાં, કચડાયલાં મોખરે હતા. મોટા મોટા તાજધારીઓ, લાંબી લાંબી નાણાંની કોથળીઓવાળા, શાસ્ત્રોના બોજાથી લદાય-લાઓ પાછળ હતા. વચ્ચે પરમ તેજસ્વી એવી એ મુર્તી–જે મહાનુભાવોની સમક્ષ ખડી હતી–આગળના સમુહને પોતાના સ્પર્શે સ્પર્શે પરમ તેજસ્વી, તાઝગી ભર્યાં, સશક્ત બનાવી રહી હતી. પેલા પાછળવાળાઓ તેમને વંદન કરવા દોડતા આવતા હતા.

વળી એકાએક બીજો કાટકો થયો. તેની સાથે જ દશ્ય પલટો થયો.

અને પેલી મુર્તી તેમની સામે દેખાઇ. એની આંખોમા અમી હતી, વદન પર હાસ્ય રેલાઇ રહ્યું હતું.

સૌમ્યભાવે તેણે કહ્યું:

"સમજ્યા? આધુનીક કાળનું 'રામરાજ્ય' જોયું?" અને પેલા મહાનુભાવોમાંથી કોઇ કંઇ કહે તે પહેલાંજ મુર્તી અદશ્ય થઇ ગઇ.

મહાનુભાવ મંડળ દીગ્મુઢ બની આમ તેમ જોવા લાગ્યું.

તેટલામાં વળી યજ્ઞધ્વંશીઓ તરફથી યજ્ઞ મંડળનાં બંધ દ્વાર ઉપર હુમલો થયો.

"હવે કોનો આશરો લેવો?"

કહેના આચાર્ય મુંઝાયા. તેમની સાથે તમામ મહાનુભાવો પણ મુંઝાયા.

ઇતી શ્રી પંચમોધ્યાય સંપુર્ણમ્.



# વેઠની ગુલામી

: : લેખક : :

**રમણીક મહેતા**

બી. એસ સી., એલ્એલ્. બી.

**જગતના** કેટલાક ભાગ ઉપરથી આજે જમીનદારશાહીનો યુગ આથમી ગયો છે છતાં તેની અમુક નીશાનીઓ હજુ તે પ્રદેશમાં જીવન્ત જ છે ગુલામીની પ્રથાને નાબુદ કરવાનો ખરડો લગભગ એક સૈકે થયાં બ્રીટીશ હીંદની ધારાપોથી ઉપર મુકાયો છે, છતાં "વેઠ" (Forced labour) ની અમાનુષી પ્રથા હજુ નથી હીંદમાંથી નાશ નથી પામી.

ઇન્ડીયન પીનલકોડની ૩૭૪ મી કલમ પ્રમાણે જે કોઇ, કોઇ પણ માણસને તેની મરજી વીરૂદ્ધ વેઠ કરાવે તેને એક વર્ષની કેદની અથવા દંડની અથવા બન્નેની શીક્ષા કરવામાં આવશે. આ ધારો 'વેઠ'ની પ્રથા ઉપર અંકુશ મુકવા માટે રચવામાં આવ્યો છે. આમ છતાં પણ હજુ સુધી એ ધારા હેઠળ કોઇને શીક્ષા કરવામાં આવી હોય એવું સાંભળવામાં આવ્યું નથી. પણ એ ઉપરથી એમ પણ અનુમાન થઇ શકતું નથી કે "વેઠ"ની પ્રથા સદંતર નાબુદ થઇ ગઇ છે. વળી સરકારે પણ તેના નોકરો અને અમલદારો રૈયત પાસેથી આવી જાતનું કામ લે નહીં તેને માટે ધારાપોથી ઉપર કેટલાક કાયદા અને કાનુનો મુક્યા છે. તેમ છતાં પણ ગામડામાં વસ્તી પ્રજા પાસેથી ખાસ કરીને નાના અમલદારો અને નોકરો 'વેઠ' માગે છે. આવી જાતની વેઠમાં રૈયતને ગાડાં અને ઘણી વખત સરકારી અમલદારો અને નોકરોને માટે ખાવાની જોગવાઇ કરી આપવી પડે છે, તેમજ કેટલીક વખત કાસદનું અને હજુરીયાનું કામ કરવું પડે છે દેશી રાજ્યોમાં બ્રીટીશ હીંદ કરતાં આ પ્રથા વધુ પ્રચલીત છે. લગભગ એકેએક દેશી રાજ્યમાં 'વેઠ' ની પ્રથા હજુ ચાલે છે. રાજાઓ અને તેમના અમલદારો મોટે મોટે ભાગે ખેડુતવર્ગને ગમે તે વખતે અને ગમે તે પ્રસંગે બોલાવવામાં આવે એટલે ખડે પગે ઉભા રહેવું જ પડે. કેટલીક વખતે તેમની પાસેથી બકરાં, મરઘાં વીગેરે પણ મંગાવવામાં આવે છે.

તેમજ શીકાર વખતે હાંકાગે પાડવા તેમને તેમનાં લીલાં કે પાકા માલનાં ખેતરો પણ મુનાં મુકીને એ આપખુદ રાજાઓના રસાલા પાછળ જંગલોમાં અને ડુંગરોમાં જવું પડે છે.

કોઇ પણ દેશની સંસ્કૃતી ઉપર આ એક કાળું કલંક છે. માનવતાનું ઘોર અપમાન છે. આપખુદી અને સત્તાના મદમાં છકી ગયેલા નૃપતીઓ અને અમલદારોની જોહુકમી છે. જરના જોરે કુદતા જમીનદારો અને સંપત્તીવાન શાહુકારોને ત્યાં પણ તેમને વેઠે જવું પડે છે. આ વેઠની પ્રથા ખાસ કરીને ડુંગરી પ્રદેશો અને શહેરોથી દુર-આવેલા ગામડાઓમાં પ્રચલીત છે. અર્વાચીન સંસ્કૃતીથી જેમ વધુ વંચીત એક કોમ કે જાતી હોય, તેમ તે આ શોષણક્રીયાની વધુ ભોગ બને છે. એક અથવા બીજી જાતના બ્હાના હેઠળ આ અજ્ઞાન અને ભોળી પ્રજાને કંઇ પણ બદલા વગર અથવા નજીવી રકમે વેઠ કરવી પડે છે. આપખુદ અમલદારના એક હુકમે તેને ઉભે પગે હાજર રહેવું પડે છે, કો તાલુકદાર કે કોઇ ઠાકોર ઠકરાણીનો એક શબ્દ નીકળતાં તેને માગે તે હાજર કરવું પડે છે અને કહે તે કરવું પડે છે. લેણદાર શાહુકારને ત્યાં કે મોટા જમીનદારને ત્યાં જીવન ટકાવી રાખવા માટે, બાલ બચ્ચાંનું પોષણ કરવા માટે તેને તેની જાત વેચવી પડે છે.

આ પ્રથા જુદા જુદા તાલુકાઓમાં કે પ્રાંતોમાં જુદા જુદા નામથી ઓળખાય છે. જો કે આખરે તો તે ગુલામીનું એકરૂપ જ છે. રાજસ્થાનમાં તે "વેઠ"ના નામે ઓળખાય છે, અને પ્રાચીનકાળથી ચાલતા આવેલા રીવાજે એ પ્રથા ઉપર નીતીની મહોર મારી છે! રજપુતાનામાં તે "ખવાસ" અથવા "ગોલા ના નામથી જાણીતી છે. કાઠીઆવાડમાં જે લોકોને આ "વેઠ" કરવી પડે છે તેમને "ચાકર" અથવા "ગોલા" ના નામથી સંબોધવામાં આવે છે. સુરત અને આજુ બાજુના તાલુકાઓમાં તે "કલીપરજ"ના નામે ઓળખાય છે અને દુબળા, ઢોડ, વગેરેનો તેમાં સમાવેશ થાય છે. જે લોકો આ કાળીપરજ પાસેથી વેઠ લે છે તેમને "ધણીયામાં" કહેવામાં આવે છે. ખાસ કરીને આ ધણીયામા વર્ગમાં અનાવીલ, પાટીદાર અને કણબી લોકો છે.

સુરત તાલુકામા આ વેઠ કરતો વર્ગ "હાળી" ના નામે ઓળખાય છે. તેના બાપદાદાએ અથવા તેની જાતે કરેલા દેવા માટે એક માણસને તેના ધણીયામાને ત્યાં હાળી તરીકે કામ કરવું પડે છે. આ હાળી વર્ગ પાસે પહેલાં જમીનો હતી અને ફક્ત ધણીયામાને ત્યાં જ કાંઇ જાત મહેનત કરીને તેને તેના જીવન ઉપર આધાર રાખવો પડતો ન હતો. લગ્ન કે મરણની કોઇ ક્રીયામાં પૈસા ખર્ચતાં તેને કાંઇ દેવું થાય છે એટલે પહેલાં તો તે તેની જમીન જાગીર ગીરો મુકીને કે વેચી સાટીને મીલ્કત વગરનો બની જાય છે. પણ સમાજના દીન રીવાજોને સુસ્તપણે વળગી રહી તે પાછો ફરીથી દેવામાં ઘસડાઇ જાય છે એટલે તેની છેલ્લી મીલ્કત–તેની જાત મહેનત–તેને તેના શાહુકાર કે જમીનદારને ત્યાં દેવું છુટે ત્યાં સુધી અગર જન્મપર્યંત કામ કરવા બંધાઇને મુકવી પડે છે. ગામડાઓની ગરીબ ખેડુત જનતાનું જીવન જેણે જોયું છે અને શાહુકારની આર્થીક શોષણનીતી જેણે નીરખી છે, તે જાણતો જ હશે કે આ દેવું હંમેશાં ઓછું થવાને બદલે વધતું જ જાય છે! અને જ્યાં સુધી દેવું રહે છે અને જ્યાં સુધી તે કામ કરવાને

શક્તી ધરાવે છે ત્યાં સુધી તેના નસીબમાં તેના ધણીયામાના ગુલામ તરીકે ગુલામી જીવન ગાળવાની તેને ફરજ પડે છે. તે કામ કરવાને અશક્ત બને અથવા ધણીયામાની ધરતી ઉપર કામ કરતાં તે આ દુનીઆ છોડી જાય એટલે તેનું દેવું આપવાની નૈતીક ફરજ તેના સંતાનો ઉપર આવી પડે છે. અને આમ આ ગુલામીના એક રૂપ સમી "વેઠ"ની પ્રથા જન્માંતર ચાલ્યા કરે છે.

આ "હાલી"ની પ્રથા જનતાની આઝાદીના હીમાયતી અને સ્વતંત્ર તથા આગળ પડતા વીચારકોને ગમે તેટલી અમાનુષી અને અસભ્ય લાગે, છતાં ગામડાઓમાં જુના જમાનાથી ચાલતા આવેલા સ્થાનીક રીવાજના બળને લઈને અને ત્યાંની પરીસ્થીતીને લઈને તેના તરફ આંખ મીંચામણાં થાય છે અગર તો તેને આવસ્યક બદી (Neccessary Evil) ગણીને તેને નીભાવવામા આવે છે. ધણીયામાનો અંતરનો અવાજ પણ આ વખતે કકળી ઉઠતો નથી. ઉલટો એ તો ખરખરો કરી બચાવમાં તે જણાવે છે કે "જુઓને આ બીચારો ગરીબ ગામડીઓ પૈસાની કેટલી તાણમાં હતો? મારાથી મફત પૈસા તો એને ન અપાય એટલે મેં તેને ધીર્યા, એની પાસે કંઈ પણ માલમત્તા નથી એટલે એની પાસેથી મજુરી લઈને પૈસા વસુલ કરવાનો એકલો જ રસ્તો છે. મેં એને ધીર કરી ન હોત તો એ બીચારાની શી વલે થાત?" વર્ષ પ્રતી વર્ષ હાલી તેના આ દયાળુ(!) ધણીયામાની ધરતી ઉપર પરસેવો નીતારતો મજુરી કરતો જાય છે. તેના આ કામના બદલામાં તેણે લીધેલી રકમ અને તેનું વ્યાજ એ બન્નેની કુલ રકમમાં ધીરેધીરે [illegible]

તેનાં કુટુંબમાં વધારો થાય છે. કુટુંબના વધારાની સાથે તેની જરૂરીયાતો વધે છે અને પરીણામે તેના ધણીયામાનું લેણું પણ સાથોસાથ વધે છે. તેથી તેને જીવનભર આ ગુલામીમાંથી છુટવાની ભાગ્યે જ તક મળે છે.

પેલા અનાવીલ શાહુકાર પાસે પણ તેના દયાળુ અંતરનો જવાબ વાળવા માટે મીઠા અને સુંદર શબ્દો છે. પોતાની તરફેણમાં દલીલ કરતાં તે કહે છે: "આખરે આપણા બાપદાદાઓ ઘણા વ્યવહારૂ હતા. ગ્રામ્ય અર્થશાસ્ત્રના એક ઉપયોગી સાધન તરીકે તેમણે આપણને આ "હાલી" ની પ્રથા વારસામાં આપી છે. ગ્રામ્ય જનતાની ખેતીવાડી સંબંધીની સુખાકારી વાસ્તે આપણને કાયમી મજુરીની જરૂર પડે છે. આ પ્રથા જો અસ્તીત્વમાં ન હોત તો ખેતીવાડીને છુટક છુટક મજુરી ઉપર આધાર રાખવો પડત અને તેથી આપણને અને દુબળાઓને ઘણું સહન કરવું પડત."

દુબળાઓનું માનસ પણ એટલું જ અધોગતીએ પહોંચી ગયું છે. એમાં કાંઈ આ અભણ દુબળાઓનો વાંક નથી. ધર્મનાં થોથાં તેમને નસીબવાદ શીખડાવે છે. એનું આર્થીક શોષણ કરતો શાહુકાર એને નસીબવાદમાં મનાવે છે. પ્રાચીન કાળથી હજુ સુધી ચાલુ રહેલી પ્રથાને લઈને તે પણ આવા ઉદ્ગારો કાઢે છે:

"ભાઈ, અમે તો મજુરી કરવાને જ જન્મ્યા છીએ. ઈશ્વરે જ અમને પૈસાદાર અને સારા માણસોના મજુરી કરવાને સરજ્યા છે...!"

સરકારી અમલદારો તરફથી પણ આ કહેવાતી પછાત કોમો પાસેથી એક જાતની વેઠ લેવાય છે. તાલુકાઓમાં મુસાફરી કરતા મોટા અમલદારોને મદદ કરવા માટે તે

કે સરકાર તરફથી કેટલાક નીયમો ઘડાયા છે તેમ છતાં પણ આ નીયમોનો ભંગ થવાની ફરીઆદો થાય છે. આ નીયમોનો ભંગ કરનાર કદાચ મોટા અમલદારો નહીં હશે પણ નીચલા અમલદારો—જેવા કે પોલીસ સીપાહીઓ, પાટીલ, જંગલગાર્ડો એક્સાઈઝના સીપાહીઓ વીગેરે—સામે આવી જાતની ઘણી ફરીઆદો થતી સંભળાય છે. ગુજરાતના પછાત ભાગોમાં આ "વેઠ" ભીલ, ચૌધરી, કોળી વીગેરે જાતો પાસેથી લેવામાં આવે છે. તેમની પાસે બળતણ, ઘાસ, વીગેરે અને જ્યારે ઉપરી અમલદારો આવે ત્યારે ઇંડાં, મરઘાં અથવા બીજી જાતની ખાધાની વસ્તુઓ મંગાવવામાં આવે છે. કદાચ ઉપરી અમલદારો તેમને આપવામાં આવતી આ સગવડોના બદલામાં પૈસા આપતા હશે પણ ભાગ્યે જ તે આ વેઠીઆઓને પહોંચતા હશે. પંચમહાલ તાલુકાના ભીલોએ આ સંબંધમાં જંગલખાતાના નાના અમલદારો સામે ઘણી ફરીઆદો કરી છે.

હીંદુસ્તાનના લગભગ દરેક દેશી રાજ્યોમાં આ વેઠની પ્રથા બ્રીટીશ હીંદ કરતાં વધુ પ્રચલીત છે. બુંદી રાજ્યના એક ધારા ઉપરથી કેટલાંક દેશી રાજ્યોમાં ચાલતી આ પ્રથાનો વાંચકને સહેજ ખ્યાલ આવશે. આ ધારામાં જુદી જુદી કોમો પાસેથી મફત અથવા ખાવા પેટે નીચેનું કામ લેવામાં આવે છે:

(૧) વાળંદને કચેરીઓ અને ઓફીસોમાં દીવાબત્તી કરવાનું;

(૨) ખેડુતોને છાણુ પુરું પાડવાનું;

(૩) ભીલોને કાસદનું કામ કરવાનું; વીગેરે.

૧૯૨૩ ના જુલાઇ માસમાં ઉદેપુર રાજા તરફથી "બેગુન જાગીર" ના ખેડુતોની ફરીઆદો તપાસવા માટે એક કમીશન નીમવામાં આવ્યું હતું. આ કમીશને તેનો અભીપ્રાય આપતાં જણાવ્યું હતું કે "ભીલ, ભોલા અને બેલાઇ કોમો પાસેથી રસ્તા બાંધવાનું, તેને દુરસ્ત કરવાનું, એક ગામથી બીજે ગામ અમલદારોનાં બીછાના લઇ જવાનું કામ વગર પૈસે કરાવવામાં આવે છે. ફક્ત જ્યારે ઉપરી અમલદારો ગામડાઓની મુલાકાત લે અને તે પ્રસંગે તેમને બોલાવવામાં આવે ત્યારેજ તેમને ખાવાનું અથવા એક દીવસની મજુરી–તે પણ માત્ર બે આના!–આપવામાં આવે છે."

એ ઉપરાંત આ દેશી રાજ્યોમાંથી મધ્યકાલીન યુગની ગુલામી પ્રથા પણ નાબુદ થઇ નથી. રાજપુતાનાનાં કેટલાંક દેશી રાજ્યો અને કેટલાક કાઠીયાવાડી દેશી દરબારો પાસે દરોગા, હજુરીયા, રાવણીઆ, ગોલા વીગેરે મધ્યકાલીન યુગનું ગુલામી જીવન ગાળે છે. ૧૯૨૧ ના સેન્સસ રીપોર્ટ પ્રમાણે, રાજપુતાનામાં અને મધ્ય હીંદુસ્થાનમાં જ ફક્ત ૧૬૦,૭૩૫ આવા ગુલામો છે. રાજ્યની તેમની ઉપર માલીકી છે, જીવન પર્યંત તેમની ગુલામી કરવા તેઓ બંધાયલા છે. રજવાડાઓની આ નોકરી બદલ તેઓને ખાવાનું મળે છે. તેમની બૈરીઓ અને છોકરીઓ ઉપર પણ તેમના આ માલીકોનો કાબુ છે. કોઇ તાલુકદાર કે ઠાકોરને ત્યાં જ્યારે તેની કન્યાનો લગ્ન પ્રસંગ આવે છે ત્યારે આ ચાકર કે ગોલાઓ (આ નામથી તેઓ મોટે ભાગે ઓળખાય છે) ને અને તેમની બૈરીઓ તેમ જ છોકરીઓને પહેરામણી તરીકે આપવામાં આવે છે. કેટલેક ઠેકાણે તેમની બૈરીઓને ઝનાનામાં રાખવામાં આવે છે. જો કદી આ ચાકરો કે ગોલાઓ તેમના

માલીકોના પંજામાંથી છટકી જાય તો તેમને પકડી પાડવામાં આવે છે અને પછી, તેમની ઉપર જુલમ ગુજારવામાં આવે

બીકાનેરના નૃપતી જેઓ એક વખત પ્રજાસંઘના પ્રતીનીધી હતા અને જેઓએ ગ્યૂલેટ્ટની સંધી ઉપર સહી કરી છે તેમ જ જેઓ ગોળમેજમાં મોટાં મોટાં ભાષણો કરે છે, તેઓના રાજ્યમાં પણ ૧૯૨૧ ના વસતી પત્રક પ્રમાણે કુલ ૧૦,૮૮૦ અને સુવ્યવસ્થીત રાજતંત્રના નામે ઓળખાતા અલ્વર રાજ્યમાં પણ એ રીપોર્ટ પ્રમાણે ૨૫૦૯ નરદ અને ૨૫૯૯ સ્ત્રીઓ તેમજ જોધપુર રાજ્યમાં ૪૮,૬૦૦ ગુલામો છે.

૧૯૨૬ માં પ્રજાસંઘની છઠ્ઠી કમીટી સમક્ષ આંતરરાષ્ટ્રીય ગુલામી પ્રથા ઉપર થયેલી ચર્ચામાં બ્રીટીશ પ્રતીનીધીએ જણાવ્યું હતું કે :

"દેશી રાજ્યોમાં સામાન્ય રીતે માનવામાં આવતી ગુલામીની પ્રથા હસ્તી ધરાવતી નથી છતાં હીંદી સરકાર જ્યાં જરૂર જણાય ત્યાં સુધારા દાખલ કરવાની દેશી રાજ્યોને રજા પાડવા તૈયાર છે. જો કે તેમના આંતરીક રાજ્યવહીવટમાં સરકાર વચ ઘાલી શકે નહીં, છતાં દેશી રજવાડાઓને જરૂર જોગી ભલામણો કરવાનું તે ચુકશે નહીં."

૧૯૨૭ માં આમની સભામાં માંગ ફિકરના સવાલના જવાબમાં અર્લ વીન્ટરટને જવાબ આપ્યો હતો કે

"કોઇ પણ દેશી રાજ્યમાં સામાન્ય રીતે મનાતી ગુલામી હસ્તી ધરાવતી નથી એવું હીંદી સરકાર માને છે, પણ જીનેવા પરીષદના નીયમો તરફ દેશી રાજાઓનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે."

આમ સરકારની આંખે ગમે તે જણાય, પણ હીંદમાં અને ખાસ કરીને ગુજરાતનાં ગામડાઓમાં અને "દેશી રાજ્યોમાં" આ પુરાણી પ્રથા હજુ પ્રચલીત છે તેની ના પડી શકાય તેમ નથી. અને આ ભયંકર ગુલામી ક્યારે નાબુદ થશે એ જ પ્રશ્ન આપણી સમક્ષ અત્યારે ઉભો છે. સારી યે સૃષ્ટીમાં ફરી વળેલાં આઝાદીનાં આંદોલનો હીંદની ભુમી ઉપર પણ પ્રસરી વળ્યા છે અને એ આંદોલનોની આગળ આવી પુરાતન અને જુલમી પ્રથાઓ લાંબો કાળ ટકી શકે એ તદ્દન અસ્વભાવીક છે. કુગળેગ આગળ પણ તે વધુ વખત નભી શકશે નહીં. હીંદ જ્યારે આજે સ્વાધીનતાને આરે ઉભું છે. તે વેળાએ આ દુષ્ટપ્રથા પણ મૃત્યુ પામવાને હવે દીવસો ગણે છે. આમવર્ગની આઝાદીની લડત પળે પળે આગળ પગલાં મુકી રહી છે ત્યારે વીજય ટોલીનમાં દેખાય છે એમ કહેવું, શું અતીશયોક્તી ભરેલું ગણાશે?



# વીરા

: અનુવાદક :

ડૉ. મંજુલાલ જમનારામ દવે એમ. એ.

---

પ્રખ્યાત ઓસ્કાર વાઇલ્ડે ૧૮૮૧ માં આ નાટક રચેલું; અને ૧૯૦૮ માં તે પહેલીવાર પ્રસીદ્ધ થયું. પુરાં નવ વર્ષ વીત્યે તેમાં ભાખેલી રશીયન વિપ્લવની ભવિષ્યવાણી સાચી પડી અને ઝારશાહીનો અંત આવ્યો.

---

દૃશ્ય પ્રદેશ : રશિયા

સમય : ૧૭૯૫

## પૂર્વરંગ

### એક રશિયન વીશી

[રંગભુમીની પાછળ એક ખુલ્લા દ્વારમાંથી દુર દુરની બરફભીંજી હરીયાળી જણાય છે. પીટર સબુરોફ તથા માઇકલ પ્રવેશે છે.]

પીટર (ચુલા આગળ હાથેને ગરમ કરતો) વીરા શું નથી આવી હજી, માઇકલ?

માઇકલ: ના, પીતાજી, નથી હજી આવી; ખરેખર, ટપાલ આફીસ ત્રણ માઇલ છેટે છે, ને તે પછી ગાયો પણ તેને દોહવાની છે. ઉપરાંત પેલી ગાય તો ભારે દુઃખ દે છે, તે આપેલું ક્યાં અજાણ્યું છે,?.

પીટર: ત્યારે તું કાં તેની સંગે ન ગયો, મુર્ખ? એમ જો તેની પાછળ પાછળ તું નહીં રખડે તો તે ભાગ્યે જ તને ચ્હાઇ રહેશે, હાં......સ્ત્રીઓને તો એની પેજવણી ફરે છે......

માઇકલ: પણ, પીતાજી, તે તો કહે છે હું તેને ક્યારેય અતીશય પજવી રહ્યો છું, અને તે કારણે તો તે મને કદીય નથી ચ્હાવાની—નથી ચ્હાવાની.

પીટર: છટ્ છટ્, એમ તે કાંઈ હોય? શા માટે તે ન ચ્હાય તને? તું તો જુવાન છે, અને દેખાવડો પણ ન્હાનકડું રૂપાળું ત્હારે એક ખેતર પણ છે, ને ગામડામાં સૌથી રૂપાળી એવી ગાયનો તું ધણીરણી છે. ઉપરાત પ્રીન્સ મેરેલોફસ્કીના શીકારીઓમાંનો પણ તું છે જ ને? આથી બીજું શું જોઇએ, વારુ? એક છોકરીને ચ્હાવા આટલું શું પુરતું નથી કે?

માઇકલ: પણ વીરા, પીતાજી—વીરા......

પીટર: હા, હું તે જાણું છું; વીરાના મગજમાં કાંઇ ઓર અદર્શો ઘુમી રહ્યાં છે: મેં તો સૌ આદર્શોને ક્યારનીય તીલાંજલી આપી દીધી છે. અને સારીય જીંદગી મે,

વીના—આદર્શ વીનાડી, તો મ્હારા
બાળકો કાં તેમ ન કરી રહે, વારૂ?
જો ને દમીત્રી, એ અહીં રહ્યો હોત
ને વીશી સાચવી રહ્યો હોત, તો
શું વાંધો હતો વારૂ? ઘણાય
જુવાનીઆઓ આવાં કામને માટે
પડાપડી કરી રહે છે—અલબત્ત આવાં
હાડમારીના સમયમાં સ્તો—પણ એને,
એ મુર્ખાને સુઝ્યું કે હું
મોસ્કો જઉં ને ત્યાંનો ધારાશાસ્ત્રી
બની રહું. એને તે કાયદા જાણીને
શું કરવું હતું, વારૂ? બસ, પ્રત્યેક
માણસ પોતાની ફરજ બજાવી જાણે,
તો પછી તેને શો ડર છે જો?

માઇકેલ: પણ, પીતાજી, લોક તો કહે છે
કે એક કુશળ ધારાશાસ્ત્રી કાયદો
કેમ તોડવો તે સારી રીતે જાણી
શકે છે......

પીટર: બસ, ત્યારે તેમાં જ તેમની બધી
કુશળતા સમાણી છે ને? વારૂ,
આજ ચાર ચાર મહીના વીતી ગયા,
અને તોય એક કાગળની કાપલી
સુદ્ધાં તેણે મને નથી લખી—કેવો
ભલો ને ડાહ્યો ને વીવેકી છોકરો.
નહીં?

માઇકેલ: પીતાજી, કદાચ તેના પત્રો ગેર-
વલ્લે પડ્યા હશે તો,—કારણ ટપાલી
બદલાયો છે, ને તેને કદાચ આપણી
ખબર ન યે હોય...પણ દમીત્રી
જેવો કોઇ તીરંદાજ તો મેં કદી ય
નથી જોયો.

પીટર: હા, મને પણ હરાવે તેવો સ્તો.

માઇકેલ: અને નૃત્યમાં પણ એના જેવો
બીજો કુશળ કોણ છે જો?

પીટર: બરાબર, બરાબર અજબ—અજબ—
હતો મ્હારો દમીત્રી. કેટલો આનંદી
સ્વભાવનો? એ તો આ છોકરી વીરા
આટલી ગંભીર છે;...

માઇકેલ: વીરાના વીચારો હમેશ પારકાના
કલ્યાણના જ.

પીટર: અને તે જ તેની ભુલ છે, માઇકેલ.
ઇશ્વર ક્યાં નથી, અને ઇશ્વરના
પનોતા આપણા નાનકડા-પીતા ઝાર
ક્યાં નથી, કે આપણે તે વીષે વીચારો
કર્યા કરીએ, ને આવડા બધા ગંભીર
થઇ રહીએ? મ્હારા પડોશી વીષે
મ્હારે વીચારવાની કશી જ જરૂર
નથી. જો ને ગયે જ હીમાળે પેલ્સ ને
તેની સ્ત્રી બરફ નીચે ચગદાઇ ગયાં
પણ મ્હારે તેનું શું? મેં કાંઇ
ઓછું જગત્ પેદા કર્યું છે જો?
ઇશ્વર ને ઝાર જોનાર છે ને સૌ? અને
પછી પ્લેગ ચાલ્યો, મુડદાં પર મુડદાં
જમા થવા લાગ્યાં, અને રુદનો
સૌ આંતરી રહ્યા. પણ તેમાં મારે
શું? મેં કાંઇ ઓછું આ જગત
પેદા કર્યું છે જો? ઇશ્વર ને ઝાર
જોનાર છે ને સૌ? ઉપરાંત એ વર્ષ
પર નદીમાં પુર આવેલાં ને સ્ત્રીઓ,
પુરુષો ને બાળકો—ઝાડપાન ને ઢોર
ઢાંક તેમ રાચરચીલું સૌ જ—તણાઇ
ગયેલ: પરંતુ તેમાં મ્હારે શું? મેં
કાંઇ જગતને ઓછું પેદા કર્યું છે
જો? ઇશ્વર તથા ઝાર ભલે તેને
જુવે ને ઉગારે...

માઇકેલ: પણ, પીતાજી—

પીટર: ના, ના, માઇકેલ: પારકાની ચીંતા
કર્યે કંઇ જ ન વળે. તેમ કર્યે
આપણાથી સુખથી પળે પણ ન
જીવી શકાય. (ગામડીઆણ વેશે વીરા
પ્રવેશે છે) વીરા, બેટા, બહુ જ દુર
દુર ત્યારે જવું પડ્યું, નહીં!
કાગળ મળ્યો? ક્યાં છે કાગળ?

વીરા : આજ નથી કાગળ, પીતાજી.

પીટર : મેં તે જાણ્યું જ હતું.

વીરા : કાલ આવશે તે, પીતાજી.

પીટર : કાલ કાલ કરતાં કેટલા દીવસ આલ્યા ગયા? નીમકહરામ એવા છોકરાને ધીક્કાર હો.

વીરા : એમ માં બોલો, પીતાજી, એમ માં બોલો. કદાચ તે માંદો પણ હોય.

પીટર : એશઆરામીથી માંદો પડયો હોય–ખરૂં ને?

વીરા : એવું તમે કેવી રીતે કહી શકો. પીતાજી? તેને તમે નથી જાણતા શું?

પીટર : ત્યારે આટલા બધા પૈસા જાય છે કયાં? સાંભળ, માઇકલ. એની માના પૈસા હતા તેમાંથી અડધો અડધ રકમ મેં એ દમીત્રીને અહીંથી જતાં વેંત આપેલી...તે પછી તેણે ત્રણેક કાગળ મને લખ્યા છે, અને એ સૌમાં "પૈસા મોકલો, વધુ પૈસા મોકલો"–એ જ એક રાટય પાડી રહેતો. મ્હારી તો ઇચ્છા ન્હોતી, પણ આના (વીરા તરફ જોઇ) કહેવાથી મ્હારે તે મોકલવા પડયા : અને હવે પુરા પાંચ પાંચ મહીના વીતી ગયા, પણ એક હરફ સુદ્ધાંતે તેણે મને જણાવ્યો નથી...

વીરા : પીતાજી, તે પાછો આવશે.

પીટર : ખરેખર, ઉડાઉગીરો હમેશ પાછા જ આવે છે ને? પણ ફરીથી તેને મ્હારા ઘરને આંગણે અહડવામાં દઉં તો ને?

વીરા (ઉંડેરો વીચાર કરતી) : કદાચ કંઇ કષ્ટ તેને માથે આવી પડયું હોય તો? કદાચ મરણ શરણ થયો હોય તો? ઓ–માઇકલ દમીત્રીના વીચારે આજે હું અતીશય મુંઝાઇ રહી છું...

માઇકલ : દમીત્રી વીના તું અન્યને કદી ય નહીં ચ્હાય, વીરા?

વીરા (હસીને) : મને જાણ નથી. આ જગતમાં ચ્હાવા સીવાય બીજું ઘણું ય કર્ત્તવ્ય પડયું છે, નહીં?

માઇકલ; પણ ચ્હાવા સરખું ઉત્તમ તે નહીં જ, વીરા.

પીટર : આ અવાજ શાનો વીરા?

(બારણે ખણખણ અવાજ થાય છે)

વીરા (ઉઠીને આગણા પ્રત્યે વળી) કશી ખબર નથી પડતી, પીતાજી. (દુર દ્રષ્ટી કરતી) ઓ પીતાજી! એ તો સૈનીકો છે–પહાડ પરથી ઉતરે છે સૌ–તેમનાં હથીયારો ખણખણે છે એ તો. એ ઘોડા પર બેઠેલા છે. કેવા મઝેના લાગે છે સૌ? પણ તેમાંના કેટલાકોને હાથે ને પગે બેડીઓ છે! ગુન્હેગારો હોવા જોઇએ. તેમને અહીં ન આવવા દેતા, પીતાજી; મ્હાગથી તેમને નહીં જોયા જાય

પીટર: બેડીઓમાં છે કેટલાકો? ત્યારે તો ઠીકઃ ભાગ્ય આપણાં ઉગ્યાં, દીકરા! મેં સાંભળ્યું હતું કે અહીંથી સૈબીરીઆ જવાનો નવો રસ્તો કર્યો છે, પણ મેં તે ન્હોતું માન્યું. આ સૌ કેદીઓને ત્યાંની ખાણોમાં લઇ જશે. પણ મને–હા. મને તો પુષ્કળ પૈસા મળશે...વીરા, વીરા, ત્હારો બાપ પૈસાદાર થઇને પછી મરશે, હાં. આ લોક અહીં વારે વારે આવશે ને આપણી આમદાનીમાં વધારો કરશે...કેવું મઝેનું–કેવું મઝેનું!!

વીરાઃ આ સૌ બદમાશો છે, પીતાજી એમણે શું કર્યું છે જો?

વીરા : આજ નથી કાગળ, પીતાજી.

પીટર : મેં તે જાણ્યું જ હતું.

વીરા : કાલ આવશે તે, પીતાજી.

પીટર : કાલ કાલ કરતા કેટલા દીવસ ચાલ્યા ગયા? નીમકહરામ એવા છોકરાને ધીક્કાર હો.

વીરા : એમ માં બોલો, પીતાજી, એમ માં બોલો. કદાચ તે માંદો પણ હોય.

પીટર : એશઆરામીથી માંદો પડયો હોય–ખરૂં ને?

વીરા : એવું તમે કેવી રીતે કહી શકો. પીતાજી? તેને તમે નથી જાણતા શું?

પીટર . ત્યારે આટલા બધા પૈસા જાય છે કયાં? સાંભળ, માઇકલ. એની માના પૈસા હતા તેમાંથી અડધો અડધ રકમ મેં એ દમીત્રીને અહીંથી જતા વેંત આપેલી...તે પછી તેણે ત્રણેક કાગળ મને લખ્યા છે, અને એ સૌમા "પૈસા મોકલો, વધુ પૈસા મોકલો"–એ જ એક રાગડ પાડી ગએલો. મ્હારી તો ઇચ્છા ન્હોતી, પણ આના (વીરા તરફ જોઇ) કહેવાથી મ્હારે તે મોકલવા પડયા: અને હવે પુરા પાચ પાચ મહીના વીતી ગયા, પણ એક હરફ સુદ્ધાંતે તેણે મને જણાવ્યો નથી....

વીરા : પીતાજી, તે પાછો આવશે.

પીટર : ખરેખર, ઉડાઉગીરો હમેશ પાછા જ આવે છે ને? પણ ફરીથી તેને મ્હારા ઘરને આંગણે ચ્હડવામાં દઉં તો ને?

વીરા (ઉંડેરા વીચાર કરતી) કદાચ કંઇ કષ્ટ તેને માથે આવી પડયું હોય તો? કદાચ મરણ શરણ થયો હોય તો? એ–માઇકલ દમીત્રીના વીચારે આજ હું અનીશય મુંઝાઇ રહી છું...

માઇકલ. દમીત્રી વીના તું અન્યને કદી ય નહીં ચ્હાય, વીરા?

વીરા (હસીને) : મને જાણ નથી. આ જગતમાં ચ્હાવા સીવાય બીજું ઘણું ય કર્ત્તવ્ય પડયું છે, નહીં?

માઇકેલ; પણ ચ્હાવા સરખું ઉત્તમ તે નહીં જ, વીરા.

પીટર : આ અવાજ શાનો વીરા?

(બારણે ખણખણ અવાજ થાય છે)

વીરા (ઉઠીને આગળા પ્રત્યે વળી) કશી ખબર નથી પડતી, પીતાજી. (દુર દ્રષ્ટી કરતી) ઓ પીતાજી! એ તો સૈનીકો છે–પહાડ પરથી ઉતરે છે સૌ–તેમના હથીયારો ખણખણે છે એ તો. એ ઘોડા પર બેઠેલા છે. કેવા મઝેના લાગે છે સૌ? પણ તેમાના કેટલાકોને હાથે ને પગે બેડીઓ છે! તુરંગીઓ હોવા જોઇએ તેમને અહીં ન આવવા દેતા, પીતાજી, મ્હારાથી તેમને નહી જોયા જાય

પીટર : બેડીઓમા છે કેટલાકો? ત્યારે તો ઠીક: ભાગ્ય આપણાં ઉગ્યા, દીકરા! મેં સાંભળ્યું હતું કે અહીંથી 'સૈબીરીઆ જવાનો નવો રસ્તો કર્યો છે, પણ મેં તે ન્હોતું માન્યું. આ સૌ કેદીઓને ત્યાંની ખાણોમાં લઇ જશે. પણ મને–હા. મને તો પુષ્કળ પૈસા મળશે...વીરા, વીરા, ત્હારો બાપ પૈસાદાર થઇને પછી મરશે, હોં આ લોક અહીં વારંવાર આવશે ને આપણી આમદાનીમા વધારો કરશે...કેવું મઝેનું–કેવું મઝેનું!!

વીરા: આ સૌ બદમાશો છે? પીતાજી એમણે શું કર્યું છે જ?

પીટર: મને લાગે છે કે તેઓ પેલા વીપ્લ-વવાદીઓ—નીહીલીસ્ટો—છે.

વીરા: ત્યારે એ સૌ ધાતકી હોવા જોઇએ નહીં?

(બ્હાર સૈનીકો ઉભે છે—"હોલ્ટ"ના હુકમ દઇ રહે છે. બબાઓ ઘોબે છે. કેટલાક સૈનીકો, વીશીને ફરતા પેરો ભરતા દીસે છે—જ્યારે કેટલાકો બેસે છેઃ કેદીઓ ઉભા રહે છે! જેમાંનો એક પોતાના ડગલા થકી મોં સંતાડી દેતો દેખાય છે)

કર્નલ: વીશી માલીક!

પીટર: જી, કર્નલ!

કર્નલ (નીહીલીસ્ટો તરફ આંગળી કરી): આમને કંઇ સુકી પાકી રોટી તથ પાણી દઇ રહો.

પીટર (સ્વગત): આમાંથી તો મને કંઇ બહુ વળતર સાંપડે તેમ નથી લાગતું...

કર્નલ: અને મ્હારે માટે—મ્હારે માટે કંઇ યોગ્ય ખોરાક છે?

પીટર: હા જી. હજુર જે મ્હાય તે છે...

કર્નલ: ઠીક ત્યહીં લાવો તે. સાર્જન્ટ, વીશી બ્હાર પીકેટ ગોઠવી દો બરાબર. અને સૌ બદમાસો એક બીજા સાથે વાતચીત ન કરે તેની બરાબર તપાસ રાખતા રહો. કશું જ લખવાનું નથી અહીં—કોઇને એક કાગળની કાપલી સુદ્ધાંતે. અથવા સાટકાના માર પડશે, જાણ્યું. મ્હારે માટે ખોરાક લાવ હવે. (પીટરને) જા લઇ આવ, તાબડતોબ! આ છોકરી કોણ છે? (વીરાને જુવે છે)

પીટર: મ્હારી છોકરી છે, સેનાપતીજી!

કર્નલ: તેને વાંચતાં લખતાં આવડે છે?

પીટર: હા જી.

કર્નલ: ત્યારે તો બડી ભયંકર સ્ત્રી છે તે. ખેડુતોને ભણે લખ્યે શો ફાયદો છે વાર? તેમણે તો બૈરાં ખેડવાં, પાકો લણવા, કરો ભર્યા કરવા, અને તેમના ઉપરીઓને તાબે રહેવું—એ વીના બીજું શું કામ છે જે?

વીરા: કોણ છે એ અમારા ઉપરીઓ?

કર્નલ: તને ખબર નથી, આવો જ મુર્ખ પ્રશ્ન પુછવાને કારણે આ સૌ બદમાસો સૈબીરીયાની ખાણોમાં ઘસડાય છે?

વીરા: ત્યારે તેમને અન્યાયી રીતે પકડવામાં આવ્યા હશે, નહીં?

પીટર: વીરા, મુંગી બેસ. (કર્નલને) એને જીભ બહુ છે, માવતર. પણ સાવ મુર્ખી છે—મુર્ખી એ તો.

કર્નલ: દરેક સ્ત્રીની જીભ બહુ લાંબી હોય છે. વાર, હવે ખાણું લાવને. (કર્નલ તથા બીજા કેટલાક સૈનીકો અંદરના ખંડમાં જાય છે)

વીરા (એક નીહીલીસ્ટને): નીચે નહીં બેસો તમે? ચાલી ચાલીને સાવ થાકી કંટાળી ગયા હશો.

સાર્જન્ટ: છોકરી, ચાલી જા અહીંથી—મ્હારા કેદીઓ સાથે કોઇને વાત કરવાની પરવાનગી નથી.

વીરા: પણ મ્હારે તેમને કંઇ પુછવું તો પડશે જ. બોલ, તું શું માગે છે!

સાર્જન્ટ: ત્હારી કને છે શું?

વીરા (ન્હાનકડો હાર બતાવી): આ આપું તો બધા કેદીઓને બેસવા દેશે તું? બસ, એ જ એક મ્હારી કને છે. મ્હારી બાએ મને આપેલો...

સાર્જન્ટ: ઠીક, ચાલશે તે. પણ ત્યારે તે શી વાત કરવી છે આ બદમાસોની સાથે!

પીરા : દેખો. બીચારા ભુખ્યા છે–થાકીને લોથ થઇ ગયા છે. મને તેમની નજદીક જવા દે.

એક સૈનીક : ભલે, છો જતી. દામ તે દીધું ને તેણે?

સાર્જન્ટ : જા, પણ યાદ રાખજે કે કર્નલ તને જોશે તો એમના ભેગી કેદી કરી સૈબીરીયા લઇ જશે હો... ચેતજે માટે...

પીરા (નીહીલીસ્ટોની સમીપ જઇ) : નીચે બેસો ઓ થાકીને લોથ થઇ ગયા હશો, નહીં? (ખોરાક આપે છે તેમને) કોણ છો તમે?

કેદીઓ : નીહીલીસ્ટો.

પીરા : કોણે તમને બેડીઓ પ્હેરાવી?

કેદીઓ : પીતા ઝારે.

પીરા : શા માટે?

કેદીઓ : કારણ અમે સ્વાતંત્ર્યને ખુબ-ખુબ ચ્હાઇએ છીએ માટે.

પીરા (મ્હોં સંતાડતા પેલા કેદીને) : તેં શું કરવા ઇચ્છેલું, વારુ?

દમીત્રી : એક ઝારને વશ રહેલા ત્રણ કોટી મનુષ્યોને સ્વાતંત્ર્ય અપાવવા ઇચ્છેલું.

પીરા (એના અવાજે ચોંકી) : ત્હારું નામ?

દમીત્રી : મ્હારે નામ નથી.

પીરા : ત્હારા મીત્રો ક્યાં છે?

દમીત્રી: મ્હારે કોઇ મીત્રો ય નથી.

પીરા: મને ત્હારું મુખ જોવા દે,

દમીત્રી: દુઃખની છાયા સીવાય ત્યાં તને બીજું શું જડશે વારુ? દુઃખનાં મ્હારે માથે ઝાડ ઉગ્યાં છે......

પીરા: (તેના મુખ પરથી વસ્ત્ર ખેંચી લે છે): અરે, ભલા ભગવાન! આ તો દમીત્રી! મ્હારો ભાઇ દમીત્રી!

દમીત્રી: ચુપ, પીરા! શાન્ત પડ: પીતાજી ન જાણે તેમ વર્તી રહે. તે ડઘાઇ જશે. મેં ધાર્યું, હું રશીઆને મુક્તીદાન દઇ રહું. એક દીવસ મેં કેટલાકોને સ્વાતંત્ર્યની વાત કરતાં સુણ્યા. તે પ્હેલાં મેં તે શબ્દ ન્હોતો સાંભળ્યો. મને લાગ્યું તેઓ કોઇક નવીન દેવની વાત કરી રહેલ છે. હું તેમનામાં ભળ્યો. બધા જ પૈસા મેં ત્યાં ખર્ચ્યા. પાંચ મહીના પુર્વે તેમણે અમને પકડ્યા. એક વર્તમાનપત્રને છાપતો તેમણે મને જોયો. બસ, હવાં તો હું જીવનભરને માટે સૈબીરીઆની એ ખાણોમાં જઉં છું. હું તમને લખું પણ કેવી રીતે? મેં ધાર્યું તમે મને મુવેલો માની રહો તે જ બહેતર છેઃ કારણ તેઓ અમને જીવતી કબરમાંજ લઇ જાય છે....

પીરા (આસપાસ જોઇ): તું ન્હાસી છુટ, દમીત્રી. હું ત્હારી જગા લઇ લઉં છું,

દમીત્રી: અશક્ય! તું એક જ કામ કરી શકે છે–અમારું વેર લઇ શકે છે.

પીરા: હું તેમ કરીશ.

દમીત્રી: સાંભળ, મોસ્કોમાં એક મકાન છે.

સાર્જન્ટ: સાવધ, કેદીઓ!–કર્નલ આવે છે–છોકરી, તું પ જતી રહે... ત્હારો વખત ભરાઇ ગયો...

(કર્નલ આવે છે–સાથે પીટર પણ છે)

પીટરઃ સેનાપતીજીને ખાણું રુચ્યું તો ખરું જ–નહીં?

કર્નલઃ ચુપ રહે, ચુપ. સાર્જન્ટ, તૈયાર થઇ રહે. (પીટરના સામે એક પૈસાની થેલી ફેંકે છે) લે, લે, ઓ બદમાસ?

પીટર: ઘણું જીવો સેનાપતીજી! વખતો વખત આ તરફ પધારશો હવે, નહીં?

કર્નલ: હું નથી ધારતો. બહુ જ ઠંડી છે અહીં તો. (વીરાને) છોકરી, નાહકની પીડા ન વ્હોરી લેની—જે વીત્યો ત્યારે મારે નથી તેમના સંબંધી પ્રશ્નો પુછવાથી તને શો લાભ થવાનો છે જો? કંઇ નહીં—પણ ત્હારો ચ્હેરો તો હું નહીં જ વીસરૂં...

વીરા: અને હું તમારો પણ, અને તમે જે કાંઇ કહો છો તે ય...

કર્નલ તમે ગામડીઆઓ બહુ બહુ બોલકણાં થઇ ગયાં છો...તમારે માટે તો ગુલામી જ જરૂરની છે...ઠીક, સાર્જન્ટ, ચાલો આગળ..

(કર્નલ તેમ સૈનીકો સૌ ધીમેથી જાય છે—દમીત્રી કોઇ ન જુવે તેમ એક કાગળની કાપલી સરકાવી રહે છે—વીરા તે પર પગ ટેકવી ઉભે છે.)

પીટર (કર્નલે આપેલ પૈસા ગણતો) ઘણું જીવો, સેનાપતીજી! ઘણું જીવો! થોડાકમાં ખીજી પણ ટુકડી આવી લાગશે. (એકાએક દમીત્રીને જુવે છે અને આગળ ધપી પુકારી રહે છે) દમીત્રી! દમીત્રી! પ્રભુ! પ્રભુ! તું અહીં ક્યાથી? છોડી દો એને, એ નીર્દોષ છે—નીર્દોષ. હું તમને સાચું કહું છું. તમે કહેશો તે એને સરૂ હું આપી છુટીશ...લ્યો—લ્યો—આ રહ્યા પૈસા... (પૈસા જમીન પર ફેંકી દે છે). મ્હારૂં સર્વસ્વ લઇ જાવ—પણ મને મ્હારો દીકરો દો—દીકરો દો. લુચ્ચાઓ! લુચ્ચાઓ! કહો, કહો, ક્યાં લઇ જાવ છો એને?

કર્નલ: બુઢ્ઢા એને તો સૈબીરીયા લઇ જઇએ છીએ...

પીટર: ના, ના, એને બદલે મને લઇ જાવ મને—મને......

કર્નલ: નીહીલીસ્ટ છે એ તો.

પીટર જુઠ્ઠા છો તમે—જુઠ્ઠા, સાવ જુઠ્ઠું બોલો છો. તે તો તદ્દન નીર્દોષ છે. (સૈનીકો તેના સામી બંદુકો ધરે છે—ને બારણું વાશી દે છે. પીટર તેને ઉઘાડવા મથે છે) દમીત્રી! દમીત્રી! નીહીલીસ્ટ! (જમીન પર બેભાન પડે છે)

(અત્યાર સુધી કાગળની કાપલી પર પગ ટેકવી સ્થીર ઉભેલ વીરા તે ઉંચકી લે છે—ને વાંચે છે)

વીરા: "મોસ્કો—૯૯ ચર્નાવિય મહોલ્લો. લક્ષ્મીદ્ધી થતા સુધી કુદરતી સૌ મ્હારા સ્વભાવને વીદારવો: ન કોઇને ચ્હાવું તેમ ન કોઇથી ચ્હવાવું: ન કોઇની દયા ખાવી તેમ ન કોઇની દયા ઝીલવી: ન પરણવું તેમ ન પરણાવવું..."

બસ, મ્હારા ભાઇલા! વચન હું પાળીશ આ (કાગળની કાપલીને ચુમે છે) વૈર લઇશ ત્યારે!

(કાગળ હાથમાં ઉંચો ધરી વીરા સ્થીર ઉભે છે. પીટર જમીન પર પડેલ છે. માઇકેલ તેની તરફ વળી તેને ઉપાડવા કોશીશ કરે છે.)

**આ** પ્રેરણાત્મક નાટકનો વધુ રસીક ભાગ આવતા અંકમાં જરૂર વાંચજો.

# શણના વ્યાપારના આરંભનો ઇતિહાસ

: અનુવાદક :

વ્યાપાર પ્રેમી

**શ**ણ [જ્યુટનો] વ્યાપાર બંગાળામાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. એની ઘણી ખરી મીલો ઉપર સ્કોટલેન્ડવાસીઓની માલીકીની મહોર છાપ વાગી છે. ઇંગ્લાંડમાં કાચો માલ મોકલતાં તેઓ ન ફાવ્યા એટલે હવે બંગાળામાં જ તૈયાર માલ બનાવી અમેરીકા વગેરે સાથે તેનો મોટો વ્યાપાર કરવાની એમણે વ્યવસ્થા કરી છે. એ ધંધાનો આરંભ કેમ થયો, અને દરેક ધંધાને ખીલવવામાં અંગ્રેજો કેટલી ખંત બતાવે છે તે આ નાનકડા લેખ ઉપરથી જણાય છે.

**અઢારમી** સદીના લગભગ અંત સુધી ખાસ કરીને બંગાળામાંથી ઇંગ્લંડ તરફ સુખ્યત્વે કાપડ જતું હતું. ૧૭૮૮ ના સપ્ટેમ્બર મહીનામાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ કરેલા વેચાણમાં બંગાળી કાપડનું વેચાણ પા. ૬૧૯,૮૭૪ નું થયું હતું, ત્યારે એ ઇલાકામાંથી ગયેલા બીજા બધા માલનું વેચાણ પા. ૧૭૯,૭૧૬ જેટલું થયું હતું. ૧૭૮૯ ના માર્ચના વેચાણના કાગળો ઉપરથી જણાય છે કે તે મહીનામા બંગાળથી ગયેલા કાપડનું વેચાણ પા. ૨૮૩,૩૪૮ નું અને બંગાળાના બીજા બધા માલનું વેચાણ પા. ૧૭૭,૮૪૧ જેટલું થયું હતું.*

પરંતુ બ્રીટીશ કાપડ ઉદ્યોગના થતા જતા વીકાસથી બંગાળથી આવતાં કાપડના વ્યાપારની જડમુળ ઉખડી જાય તેવો ભય ઉભો થયો હતો ૧૭૮૩ ના માર્ચની પહેલીના પત્રમાં કોર્ટ ઓફ ડીરેક્ટરોએ તે સંબંધમા ધ્યાન ખેંચ્યું હતું. ગવર્નર-જનરલ ઇન કાઉન્સીલ ઉપરના કોર્ટ ઓફ ડીરેક્ટર્સના તા. ૨૦ મી ઓગસ્ટ ૧૭૮૮ ના પત્રમા ફરીથી જણાવ્યું હતું કે: "બ્રીટીશ કારખાનાવાળાઓએ ભારે કાર્યપટુતા અને ખંતથી સાધારણ તેમજ વચલાવડની મઝલીનને એટલી હદ સુધીની સરસ બનાવી, છે અને તેથી એવી ધાસ્તી રહે છે કે સુરતના સારામાં સારા રૂનો પુરતો જથો મળે તો તેઓ એટલો માલ બનાવશે કે જેથી પરદેશી બજારોમાં હીંદની મઝલીનના કાપડમાં આપણાથી તેમની હરીફાઇ થઇ શકશે નહીં. કેમકે કંપની જે માલ આયાત કરે છે, તેની ઉપર લેવાની જકાત તેમજ વહાણના નુરને લીધે બજારોમા તેઓ આપણા કરતાં ઓછા ભાવે માલ વેચી શકે છે."

આથી બંગાળ સરકાર કઇ જાતનો બીજો માલ મોકલવો તેની શોધમાં પડી હતી. તા૦ ૧૧. માર્ચ: ૧૭૯૧ ના કાગળમાં બંગાળની બોર્ડ ઓફ ટ્રેડ લખે છે કે:

---

* ઓનરેબલ કોર્ટ ઓફ ડીરેક્ટર્સ તરફથી ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને તા. ૧૯: મે: ૧૭૯૦ ના રોજ લખાયલા વ્યાપારને લગતા કાગળનો ઉતારો. આ કાગળો કલકત્તાના બંગાળ સેક્રેટરીયટ રેકોર્ડમાં છે.

"ગ્રેટબ્રીટન તરફ નીકાસ કરવાની નવી વસ્તુઓની શોધ અમે ચાલુ રાખી છે... ..અમે આ દેશની સડક કરેલી શણ (Hemp) ના નમુના મોકલાવીએ છીએ, તેમા એક તૈયાર કર્યા વીનાની શણ અને બીજી તૈયાર શણ (Jute) નો નમુનો છે [અમને અના ધ ગ્રીસ નામની ખબર નથી] આ વસ્તુમાથી કોથળ તેમજ ગામડીઓ બાધવાના દોરડા બનાવવામા આવે છે. જ્યુટ ઉપયોગી વસ્તુ થઇ પડે તેમ છે"

આ ઉપરથી જણાય છે કે, શણનો આ પહેલવહેલો નમુનો તે વખતેજ ઇગ્લંડ મોકલવામાં આવ્યો હતો

એ નમુના ગયા પછી કેટલાક મહીનાઓ બાદ કોર્ટ ઓફ ડીરેક્ટર્સે બંગાળની ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને તા૦ ૬ મે. ૧૭૯૧ ના પત્રમા લખ્યુ કે શણ (Hemp) ની બાબતમા ગ્રીબીઓની નામે કે તેઓ ઘટ રીતે દરીયાઇ કરી શકાય તેમ નથી એ વાત ખરી, પણ શણ અને બીજી મોટા જથામા પુરા પાડવાના સબધમા લેઓ એ પત્રમા ઉમેર છે કે, "બ્રીટીશરાજ્યને માટે તે ઘણીજ ઉપયોગી વસ્તુઓ છે, અને તેથી આ બાબત તરફ અમે તમારુ ગભીર પણે ધ્યાન ખેંચીએ છીએ" તે પત્રમા આગળ ચાલતા તેમણે એને લગતી ખબરો મેળવવાની સ્પષ્ટ ઇચ્છા પ્રકટ કરતા જણાવ્યુ છે કે "અત્યારે શણ અને શીડીના પાકની ખાસ જરૂર છે," તેને લગતી તમામ ખબરો મેળવો તે ઉપરથી કલકત્તાની બોર્ડ ઓફ ટ્રેડે બંગાળ ઇલાકાની જુદી જુદી કોઠીઓમા રહેતા રેસીડેન્ટ ઉપર તેને લગતી ખબરો મોકલવા માટે લખી નાખ્યુ.

અને પહેલા નંબરની તેમજ બીજા નબરની શણના સબધમા કામ, જ્યાવપોર નેમનસીંગ અને ટીપેરાહના કલેક્ટરોએ પુછેલા પ્રશ્નોના ઉત્તરો સાથે વીગતવાર આવેલા રીપોર્ટસ, ઢાકાની કોઠીના રેસીડેન્ટ મી ટેઇલરે તા ૨૬ ૯ ૧૭૯૨ ના રોજ કલકત્તાની બોર્ડ ઓફ ટ્રેડ ઉપર મોકલાવ્યા હતા —એ રીપોર્ટસમા જણાવ્યા પ્રમાણે, પ્રથમપંક્તીની શણમાથી ગણ, દોરડા અને વહાણવટાના ધધાને ઉપયોગી એવો બીજો સામાન બનાવવામા આવતો હતો. ત્યારે બીજા નંબરની શણમાથી સામાન્ય દોરડા અને કોથળા બનાવવામા આવતા હતા શણ અને શીડીના છોડવાઓ [Hemp and Flax]—ને લગતા રીપોર્ટસ જુદી જુદી કોઠીઓના રેસીડેન્ટસ તરફથી ૧૭૯૩ ના આરંભમા ડીરેક્ટરોની કોર્ટને મોકલવામા આવ્યા હતા ×

આની એક વર્ષ અગાઉ શણના વધુ નમુના ઇગ્લંડ રવાના કરવામાં આવ્યા હતા તે વખતે બંગાળની બોર્ડ ઓફ ટ્રેડે તા ૨૦ ૪: ૧૭૯૨ ના પત્રમા લખ્યું હતું કે 'ભેનશીપ' મારફત બંગાળની શણ અને શીડીના નમુના રવાના કર્યા છે...વીશેષ નમુના 'ડટન' મારફત મોકલાવ્યા છે, તેની સાથે શણના તેમજ જ્યુટના બીજા મોકલાવ્યા છે જ્યુટ એ નામથી ઓળખાતી શણમાથી બગાળી કોથળા અને ગુનપટ બનાવવામા આવે છે"

---

* આ દેશમા અત્યારે આખા બંગાળમા થતા શણનો પાચમો ભાગ ઉત્પન્ન થાય છે

× આ માટે જુઓ બંગાળની બોર્ડ ઓફ ટ્રેડના ૨૧ મી જાન્યુઆરી અને ૧૧ મી ફેબ્રુઆરી ૧૭૯૩ ના પત્રોના ઉતારા. દૈન માનિટરીઅમ રેકોર્ડનું પુસ્તક ૨૦૫ મુ-

આ વખતે જ્યુટ શબ્દ વ્યાપક બન્યો નહોતો, તેને બદલે બંગાળી શબ્દ 'પાત' એ જ સામાન્ય રીતે કંપનીના પત્રવ્યવહાર-માં વપરાતો હતો, એવું દફતરો ઉપરથી જણાય છે.

ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ ઉપરના તા૦ ૨૩ : ૧૦ : ૧૭૯૩ ના પત્રમાં ડીરેકટરોની કોર્ટ લખે છે કે: "ગઇ ૠતુમાં બંગાળાથી મોકલાવેલા "શણુ અને ભીંડીના નમુનાઓ" ની અમે પરીક્ષા કરી જોઇ છે. તેમાં પહેલા નંબરની શણુ દોરડાં કે શઢના કપડા માટે ઉપયોગમાં આવે તેમ નથી. અને અહીં તો એ બે વસ્તુઓ માટે જ તેનો ખુબ ઉપયોગ થાય છે, પરંતુ "પાત"ના નમુના વીષે વધારે અનુકુળ મત આપી શકાય તેમ છે. એ ધંધાના મોટા વ્યાપારીઓમાંના કેટલાંક કહે છે કે, શણુ [Hemp] ના નમુના નહીં પણ ભીંડી [Flax] ના નમુના ઉત્તમ પ્રકારના છે. એવો માલ આજ સુધી આ ધંધામાં નજરે પડયો નથી. એટલે એ નમુના પ્રમાણે એક હજાર ટન ભીંડીની શણુ હાથ કરવાને લગતી સુચનાઓ તમને વહાણો મારફત મળશે."

એ કાગળ મળ્યા પછી, બંગાળની બોર્ડ ઓફ ટ્રેડે કહ્યું કે, મળેલી વરદી જેટલો માલ પુરો પડવા અમે અમારાથી બનતું કરીશું. પરંતુ આવતી ૠતુ દરમીયાન એકદમ ભારે દર ખર્ચ્યા વીના એટલો માલ પુરો પાડી શકાશે કે કેમ તેની અમને શંકા છે. તેમણે એ પત્રમાં એવું યે લખ્યું હતું કે, તાજેતરમાં બંગાળથી ખાંડનો પુષ્કળ જથ્થો ચડાવવામાં આવે છે, એટલે તેને માટે કોથળાઓની અસાધારણુ માંગ થવાથી, જ્યુટનો વપરાશ પણ વધી પડયો છે. પરંતુ ચોખાની ચડત હાલમાં થતી ન હોવાથી ચોખાના કોથળાઓની માગણી હાલ તુરત લગભગ અટકી પડેલી છે. આ ઉપરથી તેમણે જુદી જુદી કોઠીઓના રેસીડેન્ટસ પાસેથી કલકત્તાની કોઠીને કયે ભાવે તેઓ જ્યુટ મોકલાવી શકશે તે પુછાવ્યું હતું.

રદનગરના રેસીડેન્ટે આ સંબંધમાં તા. ૯ : ૧૦ : ૧૭૯૨ ના પત્રમાં અડસટો જણાવતાં લખ્યું હતું કે: પાત (જ્યુટ) રૂ. ૧–૧૦–૦ ના કોઠીના મણના ભાવે ખરીદી શકાશે, પણ તા. ૩૧ : ૫ : ૧૭૯૪ ના પત્રમાં તેણે લખ્યું કે, આ ઇલ્લામાં જેટલી પાત ઉત્પન્ન થાય છે તે સ્થાનીક ઉપયોગ કરતાં વીશેષ નથી. ત્યારે શાંતીપુરના રેસીડેન્ટે તા. ૧૬ : ૭ : ૧૭૯૪ ના પત્રમાં લખ્યું હતું કે આ ઇલ્લામાંથી સારી જાતની પાત કોઠીના ૨૦૦૦ મણુ જેટલી ખરીદીને કલકત્તા મુકામે રૂ. ૧–૮–૦ થી ૧–૧૦–૦ સુધી પહોંચાડી શકાશે. માલદાહ કોઠીના રેસીડેન્ટે તા. ૨૩ : ૭ : ૧૭૯૪ ના પત્રમાં કલકત્તાની બોર્ડ ઓફ ટ્રેડને ૧૫૦૦૦ કોઠી મણ જેટલી જ્યુટ મોકલવા માટે નીચે પ્રમાણે અડસટો આપ્યો હતો :

કોઠીના મણ ૧૫૦૦૦

| | | |
|---|---|---|
| ગામડાંઓનો ખરીદ ભાવ | રૂ. | ૧–૧–૦ |
| ગામડામાં મજુરી મણ દીઠ | ,, | ૦–૩–૦ |
| કોઠી સુધી લાવવાની મજુરી મણ દીઠ | ,, | ૦–૧–૧૧ |
| એકંદર ખર્ચ મણ દીઠ | રૂ. | ૧–૫–૧૧ |
| કમીશન પાંચ ટકા લેખે | ,, | ૦–૧–૧ |
| માલદાહથી કલકત્તા માલ ચઢાવવાની મજુરી | ,, | ૦–૫–૦ |
| એકંદર ખર્ચ સાથે દર મણે | રૂ. | ૧–૧૨–૦ |

૧૫૦૦૦ મણનું કુલ ખર્ચ રૂ. ૨૬૨૫૦–૦–૦

# અંતરાત્માનો અવાજ

: લેખક :

બાવચંદ માવજી વડેરા બી.એ.

કોઇ પણ જાતના વ્યવસ્થા નીયમના વીકાસને બે સ્વરૂપ હોય છે. પ્રથમ તો કોઇ ઘડાયેલો નીયમ સીધી હીંસાના જોર પર, અગર તો એનું પાલન ન થાય તો હીંસાની સંભવીતતા પર સ્થીર રહે છે. માણસ માણસના આક્રમણકારી સ્વાર્થોને (conflicting interests) કાં તો સમાજ શાસકો અન્યાથી પણ સશક્ત માણસો પર જોર વાપરી તેની સ્વાર્થી લીલાને અટકાવી દે છે, અગર તો એવી કોઇ સંસ્થા તૈયાર કરે છે, કે જે સદાકાળ નીયમ વીરૂધ્ધના આચરણને શીક્ષા કરતી હોવાથી તેના અસ્તીત્વ દરમ્યાન કોઇક જ એ નીયમ તોડે છે. પણ આવી સંસ્થા એટલે કે નીયમ પાળવાનું જાગ્રત બળ (sanctioning power) સર્વવ્યાપી ન હોઇ શકે માટે સ્થાપેલા નીયમોની પાળી ન શકાય હોય તો કાલ્પનીક બળ ઉત્પન્ન કરવામા આવે છે.

આપણી રાજ્યવ્યવસ્થા, સામાજીક બંધનો અને આપણી નૈતીક ભાવના એ ઉપર કહી તેવી વ્યવસ્થાના સ્વરૂપો છે જ્યાં રાજ્ય વ્યવસ્થા વચ્ચે પડી શકે તેવી સ્થીતી નથી હોતી ત્યાં સમાજ વ્યક્તીની આડે આવી તેને સમાજદ્રોહી કૃત્ય કરતાં અટકાવે છે. જ્યાં સમાજ પણ હારી જાય છે, ત્યાં માત્ર નૈતીક ચેતનાશક્તી કે જેને વધુ લાગણી ભરી ભાષામાં 'અંતરાત્માનો અવાજ' કહીએ છીએ તે અને ઇશ્વરની કલ્પના આવે છે. પહેલા બંન્ને ઉપાયો અને ઇશ્વરી શાસ્તનો ડર મનુષ્યને એવી વાસના પ્રકટે પછી જ કામમાં લેવાય તેવાં છે. ખુન ન કરવું એ નીયમ માટે આપણે રાજસત્તાનું બળ કામે લગાડીએ છીએ. પણ જ્યાં જ્યાં રાજ્યસત્તા નથી પહોંચી શકી, ત્યાં ત્યાં પણ પ્રજાની સમુહકલ્પનામા ઉભું કરવામાં આવેલું ઇશ્વરીબળ પણ એ નીયમ પાલનની શક્તી તરીકે આવી રહે છે. પણ આ બંન્ને શક્તી એક વાર વાસના પ્રકટયા પછી જ ઉપયોગમાં આવે છે. એ સીવાય સમાજવ્યવસ્થાની ઘાતક વાસનાઓને મનુષ્ય તાબે ન થાય તે માટે ત્રીજું બળ આવી સુક્ષ્મ યોજનામાં છે. અને તે 'અંતરાત્માનો નાદ'. માણસની અંહતા ને સ્વમાન પર સચ્ચારીત્ર્ય ને સંસ્કારીતાની ઉમ ભાવનાઓ એવી રીતે ગોઠવવી કે એ કૃત્રીમ ચારીત્ર્ય ઘડના પણ કુદરતી વાસના સામેનું સંપુર્ણ બળ થઇ શકે. એટલે કે સમાજ વીદ્રોહી વીચારની સાથે જ સમાજ વ્યવસ્થા જાળવવાની આ વૃત્તી સામસામી જ તૈયાર થઇ એ વીચારને હણી નાખે. વાસનાના પ્રાકટયમાં–ફરી નાખવાની ઇચ્છા ક્ષણભરમાં ઉપજે–એ સુક્ષ્મ માનસીક ક્રીયામાં પણ સંસ્કૃતી સ્થાપીત સીધ્ધાંતોની સતત પ્રવૃત્તી શીલતા અનેક રીતે અસરકારક થઇ શકે. એટલે કે એવી વીનાશક વાસનાના ઉદ્ભવ માટેના શારીરીક કુદરતી કારણોની સાથે જ સંસ્કારીક–માનસીક કારણો–બીજા એવા ગુંથવી શકાય, કે તેને પરીણામે એક બીજાની પ્રત્યાઘાતી અસરથી વાસના પ્રકટી જ ન શકે. કે પ્રગટયાં પછી તરત જ જોરથી શમાવી દેવાય કે જેથી તેને કાર્યમાં પરીણમવા જેટલી વીચાર–દ્રઢતા ન મળે.

આ સર્જનમા માત્ર બે વસ્તુની જરૂર છે પ્રથમ તો નૈતીક સીધ્ધાન્તોમાંના શ્રધ્ધા જ અને આયગીક સીધ્ધાન્તોમાંથી ઉપજતી મનોદશા એ જ સાચી-પવીત્ર-અને ધાર્યે તેવી માનવતા છે એમ અનેક સાચી જુઠી માન્યતાના આધારે સાબીત કરવુ અને એના એક ધારા અને નીયમીત અવાજ પરત્વે માણસમા શ્રધ્ધા ઉત્પન્ન કરવી બીજુ એ માન્યતાનો અવાજ સદાકાળ જાગૃત રહે અને પ્રકૃતી વાસના જેટલો જ વ્યાપક તેમ જ આક્રમણકારી બને—અને માલુમ એ જોર પર—એ અદ્ભુતતા કે વ્યક્તી સ્વનો માની લીધેલા આદર્શ પર એટલુ શ્રધ્ધા ભર્યું લાગણી-બળ કેળવે કે એ આદર્શ પ્રમાણે જીવવાની ઇચ્છા એ મુળ પ્રકૃતી વાસના કરતા પણ વધુ સુંદર છે એમ લાગે અને જ્યા જ્યા એ સ્વીકૃત આદર્શથી વીરુધ્ધ વર્તન થાય, ત્યા ત્યા મનુષ્યજાતી તરફનો મહાનમા મહાન ગુન્હો કર્યો હોય તેના ખ્યાલથી થતી વેદના ભવીષ્યો માટે કાયમ રાખે

જેમ બચ્ચાને ગણીત શીખવતા આપણે માત્ર પરીણામ કે નીર્ણયો ગોખાવીએ છીએ અને ભવીષ્યમા આંકડાની ગણતરી વખતે ગમે તે પળે પણ એ જ નીર્ણય તેના મોઢામાંથી આપોઆપ બહાર પડે તેટલા સંપુર્ણ તેનામા એ ઠસાવીએ છીએ, તેમ સમાજશાસ્ત્રમા પણ બાળક સમી માનવ જાતીને એ શાસ્ત્રના સીધ્ધાંતો માત્ર નીર્ણયો પુરતા જ ગોખાવેલા સૂક્ષ્મતા, અગમ્યતા, સૌંદર્ય ને ભયાનકતા આ ત્રણેનો સામટો ઉપયોગ કરી આખી નીતીભાવના પાછળ જે કલ્પનીક બળ—આપણે ખડું કરેલુ—તે ઇશ્વરની સાથે આ અંતરાત્માને જોડાયેલ છે ઇશ્વર કરતા પણ અનુ સર્જન વધુ સગડ પડેલુ છે કારણ કે ઇશ્વરની કલ્પનામા તો માત્ર ભાવી હીંસા જ સુચવાય છે ત્યારે અંતરાત્મા—તાત્કાલીક જે સુક્ષ્મ માનસીક મર્મસ્થાનને સ્પર્શી એ જ સમયે વેદના ઉપજાવે છે આવા માનસીક મર્મો એ હીંસા કરવાના આડકતરા યંત્ર સાધનો છે અને તે મનુષ્યજાતીના વ્યવસ્થાપકો સમય પ્રમાણે નવા નવા ઉપજાવતા ગયા છે

સાધારણ માણસો માને છે કે તેમના અંતરમા ઇશ્વરી અવાજ છુપાયો રહેલો છે, અને તે તેમની કર્તવ્ય-અકર્તવ્ય હંમેશા ઉકેલ્યા કરે છે ઓછાને ભાગ્યે જ ખબર હોય છે કે એ અવાજ તે બીજુ કંઇ નહી પણ માણસની પરાધીનતા છે એની સ્વતંત્રતા માટેની અશ્રધ્ધા છે જો એ ખરેખર કુદરતી તત્વ હોય તો આજના માણસને અમુક કામ કરતા થતુ દુ:ખ આવતી કાલના માણસને કેમ નહી થતુ? પચાસ વર્ષ પુર્વેનો માણસ બૈરીને મારે તો પણ એની ઉંગ-પાંપણ હાલતી નહતી આજે એક અવીવેકી શબ્દથી જ બોલનારને આત્મા ઘવાય છે આજનો માણસ બચ્ચા પર હાથ ઉગામતા શરમાતો નથી આવતી કાલનો માણસ એ કૃત્યથી એ વેદના અનુભવશે અહી એક વસ્તુ અંતરના તરફનો દ્રોહ ગણાય છે તે જ વસ્તુ ઇગ્લાંડમા તેમ ન ગણાતી હોય તે બનવાજોગ છે આ માનવ સ્વભાવ વૈચીત્ર્ય—અને એ ઇશ્વરના પયગંબરો કે અંતરાત્માના અનુયાયીઓ શી રીતે સમજાવવા માગે છે?

ઇશ્વરી પ્રેરણા એમ ગમે તો પ્રકારે ફુરતી હોય, તો પરીસ્થીતી અભ્યાસ પુર્વક ચોક્કસાઇથી રીતનો ક્રમ નીર્ણય તારવવાની બુધ્ધીની કંઇ જ ઉપયોગીતા નથી જ્યા બુધ્ધીવીકાસને સર્વકાળને સર્વ જાતીમા મહાન માનવામા આવ્યો છે કર્તવ્યબુધ્ધી જો આમ સ્વતંત્ર રીતે સુઝતી હોત તો "તમારો અંતરાત્મા અમુક કહે છે" તેમ તેના અવાજ (!) તરફ ધ્યાન ખેચવાનો

તદન નીર્મૂળ બનાવી, તેને ચોપાસથી શાંત બનાવી આપણે સ્વસ્થતાથી નવસંસ્કારનું પાલન કરવું ઘટે છે. લાગણીનો ઉત્કર્ષ કે ઇશ્વરી પ્રેરણાનો સંદેશો આ બે વસ્તુ અંતરાત્માને માટે બહુ જ જરૂરી-આત્રની છે: અને આ બન્ને વસ્તુ પ્રજાજીવનને કુંઠીત ને વક્ર બનાવે તેવી તીવ્ર નીશાબાજી છે, એના જોરથી જેમ પ્રગતી આવે છે, તેમ અવગતી પણ આવે છે. છતાં માણસ પોતે તો એટલો જ સરખો જ સંતોષ ભોગવે છે. આવા જોખમી અને સળગી ઉઠે તેવા પદાર્થને જનસમુહ વચ્ચે આપણાથી જરા પણ વધુ વાર રહેવા દેવાય નહીં.

એક બાજુથી આ અંતરાત્મા જેને ઘણીવાર નૈતીક ચેતના શક્તી કહે છે તેનું જ સ્વરૂપ છે. બીજી બાજુ એ ચાલુ સંસ્કાર સીદ્ધાન્તોની સુરક્ષીતતાને અખંડ જાળવી રાખનાર શક્તી છે. વ્યવસ્થાની બુદ્ધીપુર્વક ગોઠવાયેલી વીચારસરણી નહીં પણ માત્ર નીર્ણયો, અભ્યાસ, મનન અને કલ્પનાના જોરે તારવેલી માન્યતાઓ નહીં પણ લાગણી ને ઉત્કર્ષ લાવી બુદ્ધીને ચુપ બનાવી કોઇ અજ્ઞાનપણે માણસમાં બળજબરે દસાવી દીધેલા અંધસુત્રો, એના સત્ય કે અસત્યનો આ સવાલ નથી, એના સ્વરૂપની ઇષ્ટતા કે અનીષ્ટતા જ માત્ર અહીં જોવાની છે. જે જાતી–રાષ્ટ્ર–યુગ અને કુટુંબમાં માણસ જન્મ્યો હોય. જે સંસ્કાર, ચીંતન–વાંચન બળથી એનું બક્તીત્વ ઘડાયું હોય, તેની સાધારણીક માન્યતાઓ અને વીચારો તેની આસપાસ આવું મુક્ચારીત્ર્યબળ થઇ ગ્યું છે. સંસ્કૃતીને સુરક્ષીત રાખવા ઇશ્વરજ્ઞાનીઓએ એ બળને અત્યંત પવીત્ર અને અમાનુષી તરીકે ઓળખાવી તેની વીરૂદ્ધ જતાં માણસને અટકાવ્યા છે. ને પછી જુદી જુદી વસ્તુઓને થોડા પણ ફેરફાર સહીત આ અંતરાત્મા સાથે જોડી દીધી છે. આ પછી જાગતી બુદ્ધીને એની સામે બળવો કરવાનો હક્ક નથી રહેતો; કારણ કે જીવન ને સંસારની જે અગમ્ય દશા પર બુદ્ધી નથી પહોંચી શકતી, અગર તો બુદ્ધીથી જેના પર સામાન્ય વ્યવહારની ભાષા અને વ્યવહારના આંકડાઓમાં સમજી શકાય તેવા અનુમાનો જેના પર નથી રચી શકાતા, તેની સાથે એ જોડાયેલ છે. બુદ્ધીને ગાઢ ઉંઘમાં શાંત બનાવી સ્વાનજાગૃત માણસમાં વ્યક્તીદ્રોહી હકીકતો ઘુસાડી દેવી, તે ઇશ્વરની કલ્પનાથી માંડીને આજદીન સુધીનો સમાજ વીધાયકોનો એક સરખો કાર્યક્રમ છે.

મનુષ્યમાં માત્ર સમાજ રચવાની જ, અને સમાજને સુઘટીત કરીને રાચવાની જ વાસના હોત, કુંડાળુ વળીને બેસી રહેવામાં જ આ વીરાટ માનવતા પરીપુર્ણ થતી હોત, તો બીજી બધી જ વાસનાને સમાજને ખાતર દાબી દેવી તે યોગ્ય ગણાત. અને સમાજનો દ્રોહ એક નહીં તો બીજા અર્થમાં માનવતાનો જ દ્રોહ ગણાત. પણ સમાજનું અસ્તીત્વ મનુષ્યને જ આભારી છે. અને તે મુખ્ય બાબત છે. તે સ્વીકારતાં છતાં પણ એ ખાતર જ બધી વાસનાઓને છુંદી નાખવાની છે, એ વાત કદી પણ માનવાની નથી. અનેક વાર મનુષ્યવાસનાઓ સમાજના દીગન્તો આવરી શકે કે પહોંચી શકે તેથી દુર ચાલી ગઇ છે, અને આશ્ચર્યમુગ્ધ બનેલ સમાજે આ પ્રચંડ માનવના પર અભીશાપ કે પુજન વર્ષાવ્યાં છે. એટલે મનુષ્યની ઉગતી વાસનાઓ હજું તો અંતરમાં જ ઘુમતી હોય, ત્યાં ઇશ્વરીનાદ તરીકે જીવાઇ ગયેલા, જીવનની ક્ષુદ્ર માન્યતાઓ કે કલ્પેલા સંસારના સામાન્ય સીધ્ધાન્તો બ્હાર આવે અને પ્રત્યાઘાતી બની વાસના દબાવી દે, તે કોઇ પણ રીતે યોગ્ય નથી.

. સમાજને અંતીમ ધ્યેય માનીએ તો પણ સમાજની ચાલુ વ્યવસ્થા સંતોષજનક નથી. એના સર્વ અંગમાં પ્રગતી કે ફેરફારની જરૂર છે, નવા નવા વીકાસક્રમોની જરૂરીઆત છે; અને જીવનસ્વસ્થના સહુને મળે એ સામાન્ય સિદ્ધાંતથી માપતાં, પણ ચાલુ સમાજરચના અનેક રીતે દોષીત ઠરે છે. પ્રગતી અને વીકાસ; અને રચનામાં નવા નવા પ્રયોગો માત્ર માનવીશક્તીથી જ કરવાના છે. માણસનાં કોઇ પણ કાર્યનું મુળ નીરંકુશ વૃત્તીમાં જ છે. એટલે એ વૃત્તી પરનાં આવા કલ્પનાભર્યાં અપ્રમાણીક બંધનો સમાજનાં જ વીદ્રોહી છે

'અંતરાત્મા' એ માણસજાતની છેતરપીંડીભરી યોજના છે. માણસ સદાકાળ સુધી વાપરતો બંધ પડે; અને દરેક પ્રસંગે ગણીતની રીતોની માફક અંતરના અવાજને નામે ઉઠતી કલ્પનાઓ કામે લગાડે, એ હેતુથી એનું સર્જન થયું છે. એમાં માણસજાત કરતાં કોઇ વધુ પ્રબળ આર્ષદ્રષ્ટીવાળી શક્તીએ કામ નથી કર્યું. અને જીવનની પ્રકટની જતી નવીલીલા એ બળના અત્યાર પુર્વેના સંચાલકોથી જરૂર અજાણી હતી, તેથી નવયુગની જીવનભાવનાઓ અંતરાત્મામાંથી કદી જ નહીં નીકળે. માણસની બુધ્ધી ને સ્વાધીન વીચારણા પરનું આ બંધન માત્ર જુની સંસ્કૃતીને તેની ઉપયોગીતા કરતાં પણ વધુ લંબાવવા માગે છે. જે પળે એનો નાશ થશે તે જ પળે નવયુગનો ઉદય સ્વેચ્છાથી થવાનો.

અંતઃકરણ અત્યારની ગુલામી મનોદશાથી એટલું બધું ટેવાઇ ગયું છે કે, જ્યાં તેણે ઘોંઘાટ મચાવી મુકવો જોઇએ, ત્યાં એક ઉચ્ચાર સરખો પણ તે નથી આપી શકતું. એમાંથી વ્યક્તીત્વનો સાચો પ્રતાપ નથી આવતો, પણ માત્ર કોઇ નબળા માણસની નબળી ક્ષણો—કે જયારે તે પુરેપુરો અસાવધ હતો તે—નું ફરીફરીને ઐતીહાસીક પુનરાવર્તન થાય છે. એ અંતઃકરણને જરી જરીમાં અસ્વસ્થ થવાની બુરી ટેવ પડી ગઇ છે. કોઇએ હેતુપુર્વક ઉભા કરેલા વીચારો એ ગમે ત્યારે—ગમે તે પ્રસંગોમાં—ફરી ફરીને એક જ રીતે પાઠયા કરે છે. એ અંતરાત્માની જોહુકમી તોડવા શીખવું તેનું જ નામ વીચાર સ્વાતંત્ર્ય. યુગનો આખો પલ્ટો થાય છે, સંસ્કારની ક્રાન્તી થાય છે, જીવનનું નવસર્જન થાય છે, છતાં જડ જેવી થયેલી અંતરાત્માની આ વૃત્તી, જેને આપણે જમાના થયા પોષી છે, તે એકનો એક અવાજ આપ્યાં કરે છે. આ વખતે લોક જીવનના વીધાયકોની સાચી ફરજ એ છે કે, તેમણે અંતઃકરણના અવાજથી વીરૂધ્ધ વર્તતાં ડરવું નહીં.

પરવીચારને જ્યાં ત્યાં 'મુત્ત' કર્યા કરનારી, આ ગુલામીથી માણસે હવે શરમાવું ઘટે છે. શુધ્ધ માનવબુધ્ધી જ્યાં અલભ્ય થઇ ગઇ હોય, નીરંકુશ માનવવાસના જ્યાં પાપ ગણાતી હોય, ત્યાં ભાવી વીકાસ થઇ જ ન શકે. આપણાં અનેક ધર્મસ્થાનોમાં અંતરાત્મા સહુથી મહાન છે. એને દુભાવીને આપણે કંઇ જ કરી શકતા નથી. એટલું એનું વર્ચસ્વ આપણા પર જામી ગયું છે. ઘણીવાર સાચી તો ઘણી વાર ખોટી; હકીકતો ને માન્યતાઓ, યોગ્ય કે અયોગ્ય સીધ્ધાન્તો જાણે અંતરાત્મામાંથી જ નીકળતા હોય તેમ આપણને બનાવાય છે, એ સહુની પાછળનો ભયંકર છળ આપણે ખુલ્લો પાડી આપણા રાષ્ટ્રીવિધાયકોને કહેવું જરૂર છે કે, 'અમારે અંતરાત્મા નથી. અમે એવા કોઇ પરાધીન આવેગને માનતા નથી. અમારી પાસેથી કામ જોઇએ તો અમારી બુધ્ધીમાં ઉતારો. બુધ્ધીસ્પષ્ટ ન થઇ હોય તો તેને માટેની યોજનાઓ ઘડો. અમારી સાથે સ્વાર્થી રમત નહીં રમો."

# મીલ મજુર.

## [ નવલીકા ]

: લેખક :

ભાનુપ્રસાદ સી. શાસ્ત્રી

શંકર અને ગંગા એક સંસ્કારી મીલ–મજુર યુગલ હતું. દારૂ અને ચ્હા કે બીડીનું પણ વ્યસન ન હોવાથી તેઓ બીજા કામદારોની પેઠે યમ જેવા ઉઘરાણી કરનારના આગમન–ભયથી અને કાલે શું ખાઇશું ત્હેની ચીંતાથી તેઓ મુક્ત હતાં. બીજા સ્વતંત્ર દેશોના મજુરો જીવે છે એ જાતનું જીવન, વધારે મજુરી અને ઓછા અવેજને લીધે એઓ જીવી શકતા ન હોતા, પણ એમની ચાલીમાં એઓ પોતાની સ્થીતી અનુસાર બધાં કરતાં સારામાં સારૂં, સાદું અને સરલ જીવન જીવતાં હતાં. એમનું જીવન બીજા કામદાર માટે આદર્શ ગણાતું.

એક રાતે દંપતી વાળુ કરી ખાટલા પર બેઠાં હતાં તે વખતે શંકરે વાત ઉપાડી: "ગંગા! થોડાં વર્ષ પછી જુવાનીમાંથી પ્રૌઢાવસ્થામાં આપણે પગ મુકીશું, છતાં પુત્ર કે પુત્રીનું આપણે મ્હોં જોવા નથી પામ્યાં. આપણે ઘરડાં થઇશું ત્યારે આપણને કોણ રળી ખવડાવશે? કોણ ચાકરી કરશે? મીલ માલીક તો આપણા હાથ પગ ચાલે–આપણે કામ કરી શકીએ, ત્યાં સુધી આપણી તનતોડ મજુરીનો થોડો ઘણો બદલો આપશે. અને ધારો કે વધારે બદલો આપે તો ય શું? પૈસો તો ખરે કે ખોટે રસ્તે પૈસો જ પેદા કરી શકે છે સ્વજનોનો પ્રેમ કાંઇ એનાથી ઓછો ખરીદી શકાય છે? મીલમાલીક આપણે ઘરડાં થઇશું એટલે આપણે ક્યાં પડયાં હઇશું તેની પણ દરકાર નહીં કરે, એ તો મુઠીના જોરે બીજા કામદાર ભાઇઓના લોહીથી પોતાને માટે પૈસો હમેશ મુજબ રળ્યા કરશે. એક સગામાં કાકાનો છોકરો ય આ સાલ દૈવયોગે બળીયાનો ભોગ થઇ પડયો."

દુનીયામાં તેઓ સ્વજનહીન છે એ વીચાર એમને જ્યારે યાદ આવતો ત્યારે મુંઝવણમાં નાંખતો. એ મુંઝવણમાં મુઝાતી છતાં સ્ત્રી–જન્ય સ્વભાવે બીજાનાં ઓઠાં લઇ ગંગા પતીને આશ્વાસન આપતી અને આશ્વાસન મેળવતી.

*　　　　*　　　　*

આજે વર્ષે બે ત્રણ માસ ગંગા દુર ન બેઠી અને પેટ ભારે લાગવા માંડ્યું ત્યારે એને લાગ્યું કે એ બે જીવ-વાળી થઇ છે. એના આનન્દનો પાર ન હતો. પોતાનું એકલપણું દુર થશે અને બાળ–રમકડું રમવા મળશે એ આશાએ એના આનન્દને અવધી ન હોતો.

થોડા વખતમાં છોકરાએ એનું ઘોડીયું દીપાવ્યું. બન્નેના ઉર–આભલાં આનન્દ–અનીલે ભરાઇ ગયાં તેઓની જીવનમાં એક ઇચ્છીત ઉણપ અણધાર્યી પુરાઇ ગઇ.

*　　　　*　　　　*

નારણ પાચ વર્ષનો થયો એટલે નીશાળે જવા માંડયો. તે ભણવામાં હોશીયાર હતો.

બારમે વર્ષે એ બીજી અંગ્રેજીમાં આવ્યો. પણ, વધારે ભણવાનું એના ભાગ્યમાં ન હોતું. એક દીવસ સાંજે એ નીશાળેથી આવી રમતો હતો. સાડા છ વાગી ગયા હતા. રજતા નીયમીત ઘેર આવનાર શંકર મીલમાંથી હજુ ઘેર આવ્યો ન હોતો. ગંગાને ફીકર થવાથી એણે નારણને મીલમાં તપાસ કરવા મોકલ્યો. નારણ મીલમાં ગયો તો ત્હેને ત્યાંથી ખબર મળી કે ત્હેના બાપને મીલમાં એક ભયંકર અકસ્માત નડ્યો હતો અને તેથી ત્હેને હોસ્પીટાલમાં લઇ જવામાં આવ્યો હતો. નારણ આ અસુખકર સમાચાર લઇ ઘેર આવ્યો. ગંગાને લઇ હોસ્પીટાલમાં ગયો. હોસ્પીટાલમાં શંકરના એક ભાઇબંધ શીવાય બધા ઘરને પડ્યા હતા. શેઠ અને મેનેજરને આવા અકસ્માતોની કંઇ પડી નહોતી. એવા અકસ્માતો એમને મન કંઇ અસાધારણ નહોતા. ન્હાના મ્હોટા અકસ્માતો તો લગભગ દરરોજના હતા. આવા કામદારો તો મીલમાં કુતરાની માફક મરતા! બહુ ત્યારે કમનસીબની અમુલ્ય જીંદગી બદલ એના કુટુંબીઓને બસો–ચારસો રુપીઆ આપવામાં આવતા અને તે પણ દાન કરતા હોય–જાણે ઉદારતા દર્શાવતા હોય તે રીતે!

શંકર બચે એમ નહોતું. ઘડપણમાં નારણની સેવા મેળવવાના એના મનોરથો અકાળે ઉડી ગયા. છેલ્લો શ્વાસ ખેંચતા પહેલા નારણને ગંગાની બેવડી સેવા કરવાનું કહી એણે ગંગાની નારણને સુપરત કરી. ઘડપણ પામ્યા પહેલાં જ શંકર મરી ગયો. ઘડી, ઉપર હસતો ચાલતો શંકર સમાધી પામ્યો. નારણ અને ગંગા રડતા રહ્યાં.

ગંગાને મીલમાલીક પાસેથી શંકરના બદલામાં પાંચસો રુપીયા મળ્યા. નારણને મીલના નોકર ન બનવું પડે એ માટે ગંગાએ ત્હેને એથી અંગ્રેજી પુરી કરાવી. ખરચાળ અંગ્રેજી શીક્ષણ એને એ વધારે આપાવી શકે એમ નહોતું. એને મન એમ હતું કે કોઇ ઠેકાણે કારકુન તરીકે ચાર ચોપડી ભણશે એટલે, રહી જશે અને પોતાના પતી–ભક્ષી–મનુષ્યભક્ષી મીલનું કાળું મોઢું એને જોવું નહી પડે. પણ બેકારીના 'બાઉ'એ બધે જ્યાં દેખા દેવા માંડી હોય ત્યાં ભણેલાય 'શું' કરે? એમ. એ, બી. એ, અને મેટ્રીકના જ્યાં માન ઘટ્યા હોય, સદ્દર લાગવગ વગેરે એમનાં ઓછા મુલ્ય પણ ન અંકાતાં હોય, ત્યાં નારણ જેવા લાગવગ વગરનાં નાદાન છોકરાનો શે પત્તો લાગે? ગંગા જે અળગું કરવા માગતી હતી, તે તો આખરે આગળ જ આવીને ઉભું રહ્યું. નારણને બીજી નોકરી ન મળી; એને કાળમુખી મીલમાં જ જવું પડ્યું. એ વણાટ ખાતામાં રહ્યો. થોડા વખતમાં એ એમાં પાવરધો થઇ ગયો. સાચા–કામ પણ એને સારું આવડ્યું. એ ઠીક કમાતો થયો.

* * *

એક દીવસ એક મોટા સંચાનો અમુક ભાગ બગડ્યો. નારણને તે ઠીક કરવાનું માથે પડ્યું. નારણે સંચો સમો કરવા માંડ્યો. કોઇએ એક ચાંપ ખુલ્લી મુકી દીધી હોવાથી સંચો ઠીક થઇ જતા ઓચીંતો જ ચાલ્યો. નારણને એક સખત ઝાટકો લાગ્યો. એક પગ અને હાથને સખત ઇજા થઇ, તે જોરથી નીચે પટકાઇ પડ્યો. એને ઝોળીમાં ઘાલી ઘેર આણવામાં આવ્યો. પાટા અને દવા કરવામાં આવી, તે સાજો થયો પણ એનો એક હાથ અને એક પગ સાજો થવા ન જ પામ્યા. એ જુઠાં જ પડી ગયા.

મરતી વખતે શંકરે નારણને એના માતાની પોતાની બેવડી સેવા કરવાનું કહેલું ગંગાને યાદ આવ્યું. તે દર્દપુર્ણ સ્વરે નીસાસે નાખતાં બોલી: "નારણ મ્હારી સેવા કરશે કે નારણની હું!" અને આ શબ્દો બોલતા એ ખુબ રડી. ગરીબના નશીબને કે મનુષ્ય–સર્જીત ગરીબાઇને? બેમાંથી કોને ગાળ દેવી–કોના ઉપર શાપ નાખવો એની ગંગાને સુઝ ન પડી. એ બન્નેને ગાળો દેવા માંડી. બીજું એ શું કરી શકે?!

# કામદાર સંઘની માલીકીનું કારખાનું

## [ઔદ્યોગીક બહુમતવાદનો એક અખતરો]

લેખકઃ

**અર્થશાસ્ત્રી**

બાર વર્ષ પહેલા અમેરીકાના ઇંડીઆના પોલીસમા ત્રણ ઉદ્દામ મતવાદીઓએ ઔદ્યોગીક જીવનનો એમનો અખતરો–મુડીવાદી સમાજમાં સમાજવાદના સીદ્ધાંતોને અમલમાં મુકવાનો કર્યો–અને હજુ તે કારખાનું ચાલુ છે અને અખતરાની સફળતા એ મુડીવાદીઓને પડકારરૂપ છે.

કારખાનાંના માલીકો અને વેપારીઓ તો તમોને જણાવશે કે નોકરોની કાર્યકુશળતાના ધોરણ પર નહીં પરંતુ તેઓનાં જીવનની જરૂરીઆત પ્રમાણે પગારના દરનું ધોરણ બાંધવું તે અવ્યવહારીક છે; અને તે પ્રમાણે વીચાર કરવો એ નરી ગાંડાઇ છે. તેમ કરવાથી તો નાદારીમાંજ મીંધુ જવાય. કોઇ પણ ધંધામાં માલીક ન હોય, નફાની વહેંચણી કરનાર કોઇ મુખ્ય વ્યકતી ન હોય, કે ધંધા પર ધ્યાન રાખનાર ઉપરી અમલદારો ન હોય, તેમ માનવું તે તો ઉપર કહેલ ગાંડાઇ કરતાં પણ વધારે પડતી ઘેલછા છે. એક મોટા, અને ખુબ વીસ્તાર પામેલ ધંધાની નાનામાં નાની બાબતો પર પણ કુશળ કારીગરથી માંડી બીન કેળવાએલ કામદાર પોતાનો મત આપે, બધા મહેનતજીવીઓ મળીને કારખાનાનો કારભાર ચલાવે, તેમ જ ધંધાને લગતી ચર્ચાઓ કરવા બધા કામદારો–પછી ભલે સંચાલક હોય કે દરવાન હોય–તો પણ વાકસ્વાતંત્ર, અને વીચાર પ્રદર્શનમાં સમાનતાની સપાટી પર એક થાય અને રેલ્વે કંપનીઓ કે બેન્કોના ડીરેકટરોને પણ આશ્ચર્યમાં મુગ્ધ કરે તેવી સહેલાઇથી ચોક્કસ મુદ્દાઓ ચર્ચી નીશ્ચય પર આવે, તેમ માની જ કેમ શકાય?

મુડીવાદી સમાજ વ્યવસ્થાની સામે પડકાર કરતો ઉપરના પ્રશ્નનો જવાબ સમાજવાદના કટ્ટર વીરોધીઓ–અમેરીકન લક્ષ્મીનંદનોને આગણે જ આવેલ એક કારખાનું આપે છે. તે કરખાનું છેલ્લા બાર વર્ષથી ઇન્ડીઆનાપોલીસ (યુનાઇટેડ સ્ટેટસ)મા ચાલ્યા કરે છે. તેની માલીકી કામ કરતા કારીગરોની છે. કારખાનાંની દેખરેખ, અને ધંધાની ખીલવણીને લગતી બધી બાબતોમાં બધા કામદારોનો જ ફાળો છે. દર વર્ષે તે કારખાનું વધુ ને વધુ નફો મેળવ્યે જાય છે; કારખાનાના નોકરોને જીવનની બધી જરૂરીઆતો સહેલાઇથી પુરી પડે તે ધોરણ પર જ પગાર આપવામાં આવે છે.

ઇન્ડીઆના–પોલીસની દક્ષીણ દીશાએ આવેલ એક મહાન મકાનમા દર શુક્રવારે સાંજે ૧૫૦ સ્ત્રી પુરૂષો એકઠા થાય છે; અને ધંધાની ખીલવણીને લગતી ચર્ચા કરે છે. તે મેદનીમા પ્રેક્ષક કારખાનાના મુખ્ય

સંચાલક મી. વીલીઅમ પી. હેપગુડથી માંડીને લેબલ પર ગુંદર લગાડનાર છોકરીઓ તે ધંધાને અંગે ઉભા થતા પ્રશ્નોનો ઉકેલ કરતાં દેખાશે. તે ઓરડામાં બહુમતવાદ અક્ષરશઃ અમલમાં મુકાય છે. દરેક કામદારને વાણીસ્વાતંત્ર્યનો સરખો જ અધીકાર હોય છે. ઘરાકો કેમ વધારવાં તે બાબત પર લેબલ પર ગુંદર લગાડનાર છોકરી વેચાણ વીભાગના મુખ્ય અધીકારીને સલાહ આપે અને તે વ્યવહારીક હોય તો તે મુજબ થાય પણ ખરું. ધંધાના દરેક વીભાગમાં એ પ્રમાણે બધાને સુચના કરવાનો અવકાશ હોય છે, કારણ કે તેઓ ફક્ત કામદારો જ નથી, પરંતુ કારખાનાંના માલીકો પણ છે. મજુરોમાંના કોઇને પણ કારખાનાંમાં વ્યક્તીગત સ્થાપીતહીત હોતું નથી, કે જેથી પોતાના શેર કે સ્ટોક વારસામાં તેઓ મુકી જાય કે પોતાના જીવતાં વેચી શકે. પરંતુ ભુખમરા કે બેકારીનો ભય તેઓને સ્પર્શી પણ શકતો નથી. આવો અખતરો બાર વર્ષથી જરા યે અડચણ સીવાય ચાલુ જ ર I છે, અને છતાંએ તે વીશેની બાબતો આજ સુધી પ્રકાશમાં આવી ન હતી. બાર બાર વર્ષ સુધી તે પ્રયોગ સફળતાપુર્વક સીદ્ધ થતો આવ્યો છે. મુડીવાદી દેશોમાં આ એક જ સંસ્થા સમાન માલીકીના ધોરણ પર ચાલે છે.

'કોલમ્બીઆ કોન્ઝર્વ કંપની'ની વ્યવસ્થા વીશેના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે:

કંપનીનું ભંડોળ બધા કામદારોના સંયુક્ત લાભને માટે કામદારોએ જ નીયુક્ત કરેલ ટ્રસ્ટીઓના હાથમા છે. પગારનું ધોરણ પ્રત્યેક કામદારની જીવનની જરૂરીઆત પર બાંધવામાં આવે છે. કાર્યદક્ષતા કે "ઉત્પન્ન કરવાની શક્તી" પર પગારનું ધોરણ જરા પણ અવલંબતું નથી. પગારનો દર કામદારો જ નક્કી કરે છે, અને કામદારોની સામાજીક જરૂરીયાતો પ્રમાણે તે વત્તો ઓછો થાય છે.

બીજાં કારખાનાંઓમાં જેમ કામદારોને ઉંચે દરજ્જે ચડતાં વધારે પગાર મળે છે, તેમ અહીં થતું નથી. તે કારખાનામાં અત્યારે વધારે ઉંચે દરજ્જે નીમણુંક થવાથી કંઇ પગારમાં વધારો થતો નથી, કારણ કે તે કારખાનાંમાં ફક્ત નેતાઓ હોય છે, નહીં કે ઉપરી અધીકારીઓ. ને કારખાનાના બધા કારીગરો (મેનેજરથી માંડીને દરવાન સુધીના બધા) ને ખાત્રી થઇ ગઇ છે કે નેતાઓને ખાવાને માટે વધુ ખોરાક, પહેરવાને માટે વધુ લુગડાં, કે માલ ઉત્પન્ન કરવામાં અને વ્યવસ્થા રાખવામાં બીજા કારીગરો કરતાં કંઇ વધુ ખર્ચ થતું નથી.

કારખાનાના બધા કામકાજ પર બધા કામદારોની સભા જ ધ્યાન રાખે છે, અને કાર્યવાહીમાં સુધારો વધારો પણ કામદારો જ કરે છે. બધા કામદાર ભીરાદરો મળીને જ જો નક્કી કરે તો કોઇ કામદારને કામ પરથી ઉતારી મુકાય છે. પરંતુ જ્યાં સુધી કારખાનું ચાલતું હોય અને બધા કામદારો મળી કોઇને કામ ઉપરથી ઉતારી ન મુકે ત્યાં સુધી તેને બેકારીનો જરા પણ ભય રહેતો નથી અને પગાર દર અઠવાડીએ નીયમીત રીતે મળ્યા કરે છે. વળી કોઇપણ મજુરને ઘડપણમાં ભુખે મરવાનો પણ પ્રસંગ આવતો જ નથી, કારણ કે કામ કરવાને અશક્ત બનના કામદારોના ઘડપણ માટેના નીયમીત પગાર માટેના પણ સગવડ રાખવામાં આવી છે. તે ઉપરાંત મજુરો અને તેમના પર આધાર રાખનારાઓ માટે માંદગીમાં વૈદકીય સારવાર માટેની પણ પુરતી સગવડ છે. દર વર્ષે ચડત પગાર કામદારોને ત્રણ અઠવાડીઆની રજા પણ મળે છે. ઘડપણની અશક્તી, બેકારી, અને માંદ

ગીને અંગે ઉત્પન્ન થતો ભુખમરાનો ભય તેઓને જરાય રેહ્યો નથી.

માણસની જરૂરીઆતના ધોરણ પર તેઓના પગારના દર બંધાયા છે; પરંતુ જરૂરીઆતનું ધોરણ તેઓએ કેમ નક્કી કર્યું એ જાણવાને માટે બધા આતુર બને જ. શું તેઓએ દરેકને ઘેર મોટર ગાડીઓનાં કે ઉનાળામાં યુરોપની સહેલગાહનાં સ્વપ્નાં રચ્યાં હતાં? કે બધો નફો વ્હેંચી લઇ એશઆરામની જીંદગી ગાળવાની ઝાંખી કરી હતી? ના. તેઓએ તો તદ્દન જુદા જ ધોરણ પર પગારના દર બાંધ્યા હતા. તેઓએ શહેરની રહેણી કરણીના ધોરણનો અભ્યાસ કર્યો, અને એક કુંવારા માણસ કે કુમારી બાળાને સારી રીતે પરંતુ કરકસરપુર્વક રહેતાં શું ખર્ચ થાય તેનું ધોરણ જાણ્યું. જે આંકડાઓ તેઓએ નક્કી કર્યા તે તે જ પ્રકારના કામ માટે મળતા મહેનતાણા કરતા કંઇક ઉંચા હતા. પરંતુ તેઓએ ગણત્રી કરી લીધી હતી કે તેટલા દરથી મ્હેનતાણું આપતાં વેપાર ધંધાને આર્થીક મુશ્કેલી આવવા સંભવ નહતો. તે પ્રમાણે નક્કી કર્યા પછી કંઇ અઘરૂં ન હતું. એક પરણેલ માણસને કુંવારા કરતાં વધુ ખર્ચ થાય અને તેથી કુંવારા કરતાં પરણેલનો ૫૦ ટકા વધારે પગાર હોવો જોઇએ તેમ ઠર્યું. છોકરાંછૈયાંવાળા કુટુંબનું તેથી વધારે ખર્ચ થાય જ અને તેથી દર બાળકે (ફક્ત ૩ બાળક સુધી જ) દર અઠવાડીએ બે ડોલર વધારે પગાર ઠરાવ્યો.

ત્રણ બાળક સુધીનું ધોરણ રાખવાનું પણ કારણ છે—આ કામદારો જાણે છે કે મોટાં કુટુંબો હોય તો મજુરના ગૃહજીવનના આનંદનો અંત આવે છે. મજુરો પણ સામાજીક પ્રશ્નો પર ચર્ચા કરે છે, અને ગુંચવાડાનો ઉકેલ અચ્છી રીતે લાવી શકે છે.

ઉપર પ્રમાણેની પરીસ્થીતી વીષે અજ્ઞાન માણસ તો એમ જ કહે કે મજુરોની કાઉન્સીલ બનતાં સુધી પરણેલાઓને નોકરીએ ચડાવતી નહીં હોય—અને વળી બાલ બચ્ચાંવાળાને તો ભાગ્યે જ તે કારખાનામાં કામ મળતું હશે, પરંતુ તે કારખાનાંના હીસાબના ચોપડાઓ જોતાં તેથી જુદી જ બીના બ્હાર તરી આવે છે. જેઓના કામની ખાસ જરૂર હોય તેવાઓને જ પહેલી પસંદગી મળે છે, એટલે કુટુંબ કબીલાવાળા બેકારને જરૂરીઆત વધારે હોય તો તેની જ નીમણુંક કરવામા આવે છે.

૨૦ વર્ષથી નાની ઉમરના કામદારોને દર અઠવાડીએ ઓછામાં ઓછા ૧૮ ડોલર (લગભગ ૩૭ રૂપીઆ) પગાર મળે છે જેનો ધણી કામે લાગેલ હોય તેવી સ્ત્રી કામદારને પણ તેટલા જ પગાર મળે છે. તે સીવાય બચ્ચાં વગર પરણેલ કામદારોને ઓછામાં ઓછું ૨૨ ડોલર (લગભગ ૪૬ રૂપીઆ)નું અઠવાડીઉં તો ખરૂં જ. કુંટુંબના ભરણ પોષણનો બોજો ઉપાડનાર પરણેલ સ્ત્રી પુરૂષોને દર અઠવાડીએ ૩૩ ડોલર (૬૧ રૂપીઆ) દરમાયો મળે છે. ફોરમેન અને બીજા ઉપરી અમલદારોને સાધારણ કામદાર કરતાં ફક્ત ૫૦ ટકા વધારે પગાર મળે છે.

કામદારોની સભામાં પહેલા બે કલાકમા કારખાનાના કાર્યનો અહેવાલ અને ખર્ચનો હીસાબ તપાસાય છે. ડાયરેક્ટરોની બોર્ડની ઝીણવટની તપાસ કરતાંએ આ મજુર કામદારો વધારે બારીકીથી કામકાજની નીરીક્ષા કરેછે. દરેક સેલ્સમેન શું કરે છે, તે તેઓ જાણે છે. કાર્ય લેવાની તેઓની પદ્ધતી સારી સારી કારોબારી મંડળીને શરમાવે તેવી છે. કાર્યમા જરાયે ખલેલ આવતી હોય તો તેનું કારણ તેઓ જાણવા મથે છે—અને જાણે છે.

કારખાનાંની આર્થીક સ્થીતીને આંચ આવ્યા સીવાય પગારનું ધોરણ કેટલું રાખવું,

બેન્કમાં કારખાનાંની કેટલી મુડી છે, વેપાર ધંધાને માટે મંદીના વખતમાં કેટલી મુડી ઉભીની લેવી પડે, વગેરે બાબતોથી કામદારો સારી રીતે માહીતગાર હોય છે.

ધંધાને લગતી ચર્ચા થયા પછી સભામાં મજુરોના આંતરીક સંબંધ પરત્વે ચર્ચા થાય છે. કામદારોની જરૂરીઆતો, મુશ્કેલીઓ ખોડખાંપણો અને તેઓના પગારના વધારા વીગે સારી રીતે ખુલ્લી વાતો અને નીર્ણય કરાય છે.

એક સ્ત્રીને વધારાની કામદાર તરીકે દાખલ કરી હતી. તેને આઠ છોકરાં હતાં, તેણીએ પોતાને વીધવા તરીકે ઓળખાવીને કામ મેળવ્યું હતું. તે કાર્યકુશળ ન હતી. કામ કરતા કરતાં તે વાતો કરતી હતી, અને તેની સાથે કામ કરતા મજુરોને પણ વાતોથી અસર કરતી હતી. જુઠું બોલીને તેણીએ કામ મેળવ્યું હતું, કારણ કે તે વીધવા જ ન હતી. તેનો ધણી એક બેન્ક પાસે રીવોલ્વર સાથે ચોરી છુપીથી ફરતા પકડાયો હતો, અને થોડાક વખતને માટે સરકારનો મેમાન થયો હતો તેની જરૂરીઆત મુજબ તેને બે મહીના સુધી પગાર મળ્યો હતો. જે દરથી તેને પગાર મળતો હતો તે સૌથી ઉંચે દરે હતો. એટલે કે અઠવાડીઆના ૪૭।। ડોલર (લગભગ ૮૮ રૂપીઆ) તેને પગારના મળતા હતા. મોંઘવારીના વખતમાં તેણે પગારના વધારા માટે માગણી કરી, ત્યારે તેના જુઠાણાં, બીનકાર્યકુશળતા, અને વાતો કરવાની ટેવની બાબતો બહાર આવી. એક સ્ત્રી કામદારે તે વીશે જણાવ્યું કે "આપણે જાણી જશું અને તેની નોકરી તુટશે એ બીકનો કાબુ તેના મન પર કાયમનો હતો અને તેથી જ તે બરાબર કામ કરી શકતી ન હતી."

તે દાડસ્રો 'ઉપર્ઝ.ઓ' (આખા કારખાનાંનાં કામદારો) એ તપાસ કરી કે તેના પતીના ગુન્હા ભર્યા વર્તનથી જ્ઞાત હતી કે નહીં; તેઓએ અંદર અંદર ચર્ચા કરી કે આઠ બાળકના એક દુઃખી કુટુંબને તેઓએ સુખી થવાની તક આપવી જરૂરની હતી કે નહીં; અને છેવટે વધારે પગારથી તે સ્ત્રી કામદારને ફરીથી કામે લગાડવામાં આવી. તે કીસ્સામાં થોડાક કામદારો વીરૂદ્ધ પણ પડ્યા હતા; પરંતુ તે સ્ત્રીને નોકરીએ ચલાવવાની હીમાયત કરનારાઓ કંઇ લાગણીવશ થઇને દોરવાઇ ગયા ન હતા.

એક બીજો જ દાખલો લઇએ. એક માણસને વારંવાર તક આપવામાં આવી હતી, એક જગ્યાએથી બીજી જગ્યાએ તેને મુકવામાં આવ્યો હતો. પરંતુ તેની પ્રકૃતી જ વીચીત્ર હતી, તે જીદ્દી હતો. તેના તે જાતની પ્રકૃતીનાં કારણો શોધવાં શરૂ થયાં તેને તો ખાત્રી થઇ ગઇ હતી કે તે ગમે તેટલો બેદરકાર હશે તો પણ કારખાનાંમાંથી તેને 'રજા' મળશે જ નહીં. તેની સુધરવાની તેણે દરકાર કરી નહીં; પરીણામે નોકરી પરથી તેને દુર કરવામાં આવ્યો, પરંતુ તેનું ખીસ્સું તદ્દન ખાલી ન હતું, કારણ કે નોકરી પરથી કાઢી મુકવામાં આવતા કામદારને બે અઠવાડીઆનો પગાર તો મળે જ છે. વધારાના રખાએલ કામદારોને પણ છુટા કરતી વખતે એ પ્રમાણે બે અઠવાડીઆનો પગાર મળે છે.

તે કારખાનામાં જે કામદારોની કાયમી નીમણુંક થાય છે તેઓને આકરી પરીક્ષામાંથી પસાર થવું પડે છે. કાયમી કામદારને વૃદ્ધાવસ્થાનું પેન્શન, કાયમી નોકરી, વેકેશન વગેરે બધા લાભો મળે છે. કાયમી નીમણુંક થતા પહેલાં કામદારમાં કાર્યકુશળતા છે કે નહીં તે જોવામાં આવતું નથી, ફક્ત તેને કામ કરવું ગમે છે કે નહીં તે જ જોવામાં આવે છે. ફક્ત કામ કરવાની ઇચ્છાની જ ગણત્રી કરવામાં આવે છે. તે ઉપરાંત કામદારના સામાજીક દૃષ્ટીબીંદુની

કારખાનાની કાર્યપદ્ધતીના જ્ઞાન વીષે પણ પરીક્ષા થાય છે.

તે પ્રમાણે પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી તે બધા કાર્યવાહકોમાંનો એક બને છે, અને જ્યાં સુધી તે વીશ્વાસઘાત ન કરે ત્યાં સુધી તે જગ્યાએ તે સંપુર્ણ સહીસલામત રહે છે. ફક્ત કાર્યકુશળતા જ૦ ધરે એટલે કંઇ કામદારોને કાર્યવાહક સમીતીમાંથી કાઢી મુકવામાં નથી આવતા. કાર્યવાહક સમીતી તો કાર્યકુશળતા ઘટવાનાં કારણો શોધવા મથે છે, અને ત્યારબાદ તેનો ઉપાય કરે છે. પહેલાં તો તે કામદારને નાજુક દાક્તર પાસે મોકલવામાં આવે છે. કદાચ એક જ જાતના કામથી તે કંટાળ્યો હોય તો તેને બીજું કામ આપવામાં આવે છે. પૈસા બાબતમાં તે મુંઝાયો હોય અને તેની જરૂરીઆત વ્યાજબી હોય તો તેને લોન પણ આપવામાં આવે છે. ફક્ત જો તે તદન આળસુ બની ગયો હોય અને સુધરવાની એકેય આશા રહી ન હોય તો જ તેને નોકરી પરથી દુર કરવામાં આવે છે.

આ જાતનું કારખાનું મજુરોની માલીકીનું કેમ બન્યું? તેઓએ કારખાનું ખરીદવાની શું વ્યવસ્થા કરી? તે પરીસ્થીતી કેટલો વખત ચાલુ રહેશે? વગેરે પ્રશ્નો વાંચકના મનમાં સહજ ઉઠે તેમાં આશ્ચર્ય નથી.

૧૯૧૭ માં ઇંડીઆનાપોલીસ (યુનાઇટેડ સ્ટેટ્સ અમેરીકા) ના ઉપયુક્ત કુટુંબના ૩ ભાઇઓને વારસામાં એક કારખાનું મળ્યું, તેઓ સમાજવાદી સીધ્ધાંતોને માનતા હતા, અને તેથી બધા કામદારો સાથે તેમણે પ્રયાગ દાખલ કરાર કર્યો કે જેમ જેમ નફો થતો જાય તેમ તેમ જુના શેર બધા મજુરોના લાભમાં ખરીદાતા જાય, અને તે કારખાનાંના તમામ શેર ખરીદાઇ જાય ત્યારે કારખાનાંની માલીકી કામ કરતા ક્ષયમના કામદારોની જ રહે.

ત્રણ ભાઇઓમાંથી વીલીઅમ ઉપયુક્ત ધંધાથી માહીતગાર હતો. તેથી મુખ્ય મેનેજર તરીકે તે રહ્યો. હજુએ તે તે જ જગ્યાએ છે. બહુમતવાદમાં તેને અચળ શ્રધ્ધા છે. તેની સલાહ ઘણી વખત કારોબારી મંડળ ગણકારે પણ નહીં, અને તે બહુમતીના કહેવા પ્રમાણે ખુશીથી વર્તે. પોતાની થની ભુલ જો કામદારોએ અટકાવી હોય તો તે કબુલ પણ કરે છે!

તેઉમંદીનાં વર્ષો પસાર થયાં છે, અને કારખાનાના શેરનો મોટો ભાગ કામદારોની માલેકીનો બની ગયો છે. ફકત આખું રાષ્ટ્ર આર્થીક આફતમાં સપડાય અને બધો બેંકો તુટી પડે તો જ આખું કારખાનું મજુરોના હાથમાં આવતું અટકે.

મજુરોને જરૂરીઆત પ્રમાણે પગાર મળવાથી શું હરીફાઇની લાગણી મરી જાય છે? શું કુંવારાને પરણેલ કરતાં ઓછો પગાર મળતા તેને કામ કરવું ગમતું નથી? એ પ્રશ્નોનો જવાબ તો થોડા વખત પહેલા કાર્યકુશળતાની પરીક્ષા કરનારા ઇજનેરોની તપાસ જ આપે છે. તેઓએ જણાવ્યું હતું કે ઇંડીઆનાપોલીસની સામાન્ય કાર્યકુશળતા કરતાં તે કારખાનામાં કાર્યકુશળતાનું પ્રમાણ ઉચું હતું. વળી તેઓની કાર્યપદ્ધતીને લીધે વેપાર વધ્યો છે અને બહુમતવાદમાં તેઓને અચળ શ્રદ્ધા છે. તેઓનું વ્યકતીગત પગારનું ધોરણ ઉંચું છે. ધંધાને લગતા પ્રશ્નોની ચર્ચાથી તેઓના જ્ઞાનમાં વૃદ્ધી થઇ છે, અને બીજા કામદારો કરતાં તેઓની સામાજીક પરીસ્થીતી વધારે સારી છે. નફો ખીસામાં મુકવાની અને ખોટ વખતે કામદારોના પગાર કાપવાની મનોવૃત્તીવાળા કારખાનાના માલીકો તો એમ જ કહેશે કે ઉપર પ્રમાણેની યોજના ફળીભુત થાય જ નહીં. તે પ્રમાણે ધારવું તે જ નરી ગાંડાઇ છે......અને છતાંએ છેલ્લાં બાર વર્ષથી ઇન્ડીઆનાપોલીસનું કારખાનું ચાલે છે.



## [ એકાંકી નાટક ]

: પ્રયોજક :

### સીતારામ શર્મા

> સમાજમાં પ્રત્યેક કુટુંબમાં સમાન્ય રીતે બનતા બનાવ ઉપર રચાયેલા આ નાટકમાં અનેક પતી પત્નીઓ પોતાના પ્રતીબીંબ જોઇ નાની બાબત મોટું રૂપ પકડે તે પહેલાંજ તેનો નીકાલ કરી નાખતાં શીખશે.

### પાત્રોઃ

| | | |
|---|---|---|
| નયન | કમળ | રાઘવ |
| રતન | પાંખડી | સીતા |

[કમળના બંગલાનો ભોજનખંડ. બંગલાનો માલીક કમળ ન્યાત જાતમાં નહીં માનનાર, અર્ધ હીંદી અર્ધ વીલાયતી ઢબે રહેનાર છે.

ભોજન ખંડની મધ્યમાં જમવાનું ટેબલ છે, તેની ઉપર ફુલદાન ગોઠવેલું છે. તેની જમણી તરફ બીજું ટેબલ છે, એની ઉપર કાચના ગ્લાસ નેપકીન, રકાબીઓ વગેરે જમવાના ટેબલ ઉપર ગોઠવવાનાં કેટલાંક સાધન મુકેલાં જણાય છે. ડાબી તરફ એક ટીપોય અને તેની બાજુમાં સોફા છે, તેની જમણી દીશાએ બીજી ટીપોય પડી છે, તેની ઉપર સવારના વર્તમાનપત્રો મુકેલાં છે.

### પ્રવેશ પહેલો

**સ્થળ :** ઉપર કહેલો ભોજનખંડ

**સમય :** ઉઘડતું પ્હોર

**પાત્રો:** રાઘવ, સીતા અને પાછળથી કમળ

રાઘવ [કમળનો નોકર, સ્વચ્છ વસ્ત્રો વાળો, ચહેરા ઉપરથી જ ચાલાક લાગતો, વીશેક વર્ષનો પ્રમાણમાં ધાટીલો છે. એણે ટુંકું પંચીઉં અને અધી બાંયનું મલમલનું પહેરણ પહેર્યું છે. માથું ખુલ્લું છે, ડાબા ખભા ઉપર એકબે નેપકીન છે. ભોજનના ટેબલ ઉપર સામગ્રી ગોઠવતો ધીમું ધીમું કંઇક ગાય છે]

સીતા [વીશેક વર્ષની કમળની બાઇ નોકર, ધોળું છાયલ, સાદું સફેદ બદન અને હાથમાં કાચની એક બંગડી પહેરી છે. મધ્યમ કદની, ધાટીલી અને તંદુરસ્ત છે. રાઘવની તરફ એને પ્રેમ છે. બન્ને લગ્ન કરવા ખુશી છે.

અંદરથીજ ]:

રાઘવ, રાઘવ, બારણાં ઉઘાડ.

[રાઘવ બારણાં ઉઘાડે છે સીતા બન્ને હાથમાં મીઠાઇ અને મેવાની રકેબીઓ સાથે અંદર આવે છે અને ધીમે રહીને તેને ટેબલ પર મુકવા માંડે છે]

રાઘવ: ઉભી રહે, સીતા, હું એ ગોઠવવા લાગું છું. [તે સીતાના હાથમાંથી એક રકાબી લે છે.]

કમળ [પચ્ચીસ વર્ષનો ફાંકડો યુવક. શ્રીમંત પીતાનો પુત્ર દેખાવ ઉપરથી જ દસ્સાબાજ તેમ જ હુકમ કરવા માટે સરજાયો હોય તેવો—ઘરમાંના સામાન્ય પોશાક સાથે.

તે જમણી તરફના દરવાજેથી દાખલ થાય છે. ભોજન ખંડમાં પડતા બારણા આગળ ઉભો રહે છે અને રાઘવ તેમ જ સીતાની વાત સાંભળે છે]

સીતા: નયનભાઇ અને રતનબ્હેન, આપણા ઓટનાં સાસુ-સસરો આજે જમવા આવવાનાં છે.

રાઘવ: જવાન જોડાને સુખી જોઇને તેમને આનંદ થશે.—હમ! સીતા, તને તો સસરો નહીં સાંપડે—

સીતા: કંઇ નહીં રાઘવ, તું છે એટલે મારે બસ. એમ તો મારે પણ ક્યાં બાપ છે?

રાઘવ: ખરૂં છે. સીતા! આપણે બે છીએ તે બસ છે.

[તેટલામાં ગોઠવાઇ રહેલા ટેબલ તરફ સંતોષની લાગણીથી જોઇને] ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાઇ ગયું.

સીતા: હા.

રાઘવ: શું કહ્યું?

સીતા: કંઇ નહીં—તું અને હું છીએ એટલે બસ.

રાઘવ: એ હું નથી પુછતો. કહું છું કે તું પણ કહે કે...

સીતા [સાશ્ચર્ય]: શું?

રાઘવ [સરળ ભાવે]: કે 'ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાઇ ગયું'.

સીતા: શું કામ?

રાઘવ: ભગવાનનું એ બહાને નામ લેવાય.

સીતા: એ તે કેવું?

રાઘવ: એમાં શું? માણસ જ્યારે કશુંક પણ કામ કરી રહે ત્યારે તેણે કહેવું ઘટે કે 'ઠીક થયું' અથવા તો 'ભગવાનની કૃપાથી બધું ઠીક થયું'.

સીતા: નકામી એ તે શી માથાફોડ?

રાઘવ: એ નકામી માથાફોડ નથી. એ તો ઉલટું સારૂં કહેવાય. એ બહાને પણ ભગવાનનું નામ—

સીતા [વચ્ચે જ]: એ બધી તારી અવળચંડાઇ રહેવા દે.

રાઘવ [જરા આગ્રહી બનીને]: સીતા! એમાં વળી અવળચંડાઇ શાની? તારે આવાં નીરીશ્વરવાદી થવું ન જોઇએ. [જરાક મૃદુતાથી] આવ, આપણે બન્ને કહીએ કે ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાઇ ગયું

સીતા: ના!

રાઘવ: મારી ખાતર.

સીતા [છણકો કરી]: બીલકુલ નહીં.

રાઘવ [ગરમ થાય છે]: તું નહીં કહે?

સીતા [પહેલાંના જેવા જ ભાવે]: નહીં!

રાઘવ: સીતા! તને હું કંઇ પણ કહું છું ત્યારે તું તે કરવાની ના જ પાડે છે.

સીતા [રમતીયાળ તોફાનથી]: હા! હા! હા! જ્યારે મને અમુક કામ કરવું ન જ હોય, ત્યારે તે કરવાનું તું કહે તો પણ હું તેમ ન કરૂં. પછી ભલે ને તું એક વખતને બદલે દશ વખત ટક ટક કર્યા જ કરે!

રાઘવ: તને તે આજે શું થયું છે? હું તને કરગરીને આ વખત કહું તો પણ તું તેની ના જ પાડે?

સીતા: હા. તે તું વીચીત્ર માગણી કર્યા કરે તો—

રાઘવ: આમાં કશું વીચીત્ર નથી, પણ મુદ્દો એ નથી. મને તેમ કરવું ગમે છે માટે જ તારે તે કહેવું જોઈએ.

સીતા: મારાથી તેમ થઇ શકશે નહીં.

રાઘવ [ધમકી આપતો હોય તેમ]: સીતા!

સીતા [તેવી જ રીતે]: રાઘવ!

રાઘવ: હવે તો તારે એ કહેવું જ પડશે.

સીતા [હસી પડે છે]: કહેવું જ પડશે?

રાઘવ [વધુ નીશ્ચાત ભાવે]: હા, મારી એવી માગણી છે.

સીતા: મને લાગે છે કે તું જાગતો નથી પણ શમણું જુવે છે, અથવા તો અહીં આવતાં વચ્ચે ખીલાડી આડી ઉતરી છે?

રાઘવ: સીતા, હવે મશ્કરીની વાત જવા દે. તારે એટલું કહેવું જ પડશે કે: ભગવાનની કૃપાથી ટબલ ગોઠવાઇ ગયું.

સીતા [જરા મોટા સ્વરે]: શું મારે તે કહેવું જ પડશે?

રાઘવ [ગંભીર ભાવે]: હા.

સીતા [તેની ઠેક જ સામે ઉભી રહીને]: મારે તે કહેવું જ પડશે? મારે તે કહેવું જોઇશે જ?

રાઘવ: તારે કહેવું જોઇશે જ અને તે તારે કહેવું પડશે જ.

સીતા: હું બીલકુલ તેમ કરવાની નથી.

રાઘવ [અંતરના ક્રોધના ઉભરાને દબાવી રાખીને]: સીતા, હું તને નમ્ર ભાવે કહું છું કે તું તેટલું કહે.

સીતા: હું નહીં કહું.

રાઘવ: આ છેલ્લી વખત હું તને કરગરીને કહું છું.

સીતા: હું નહીં કહું, નહીં કહું ને નહીં જ કહું. બને તારાથી થાય તે કર.

રાઘવ: ઠીક, તે પણ જોઇ લેવાશે!

સીતા: ભલે જોઇ લેવાય.

રાઘવ [સક્રોધ, તેની સામે ટટ્ટાર ખડો રહીને]: એમ. ત્યારે તું મારી વીનતીનો પણ સ્વીકાર કરતી નથી; અને તારી હઠ છોડવાની નથી, એમ જ ને?

સીતા: એમ જ.

રાઘવ: તું તારી હઠ છોડવાની નહીં જ?

સીતા: ના

રાઘવ [કંઇક વીચાર કરી]: તો તો તારે તેમ કરવું જ પડશે! [સીતાનો હાથ કાંડામાંથી સજ્જડ પકડી તેને દાબે છે].

સીતા: ઓ—ઓ—ઓ—!

રાઘવ: બોલ.

સીતા: નહીં. ઓ—ઓ—ઓ—!

રાઘવ [કાંડાને દબાવી રાખીને, એની એ વાત ફરીથી બોલતો]: ભગવાનની કૃપાથી ટબલ ગોઠવાઇ ગયું.

સીતા: નહીં! નહીં! ઓ—ઓ—ઓ, મારી બંગડી તુટી જશે [હાથ છટકાવી નાખે છે, રાઘવના હાથ ઉપર મુક્કી લગાવી તેને તરછોડતી, કાંડાને થયેલી ઇજાને પંપાળે છે]. ઓ બર્બર માણસ! ભલેને બધું કાંડું દબાવી દીધું—ભલે, છતાં હું તારું બોલાવ્યું બોલવાની નથી!

રાઘવ: ઠીક, ત્યારે હવે આપણી વચ્ચે મેળ નહીં ખાય.

સીતા: તોયે શું?

રાઘવ: બસ કે મારે માટે તને આટલી જ લાગણી છે કે?

સીતા: એ તું તારી, અમળાય કાંઇ. ન જ છોડે તો ?

રાઘવ [કાંઠાવાળા કરતો]: પણ સીતા! તું મારી ખાતર થોડાક શબ્દો યે બોલી ન શકે ?

સીતા: મારાથી તેમ નહીં થાય, નહીં થાય, નહીં થાય.

રાઘવ: ભલે જા ત્યારે પડ...

[નોકરને બોલાવવાની ઘંટડી વાગતી સંભળાય છે].

સીતા: એનો ચુકતે હીસાબ, આપણે ધીમે ધીમે કરી લઇશું.

[ડાબી તરફના બારણા તરફ જાય છે]

રાઘવ [એની પાછળ જાય છે, બારણા આગળ તેનો હાથ પકડીને તેને અટકાવે છે]: સીતા, ભગવાનની કૃપાથી ટેબલ બરાબર ગોઠવાઇ ગયું.

સીતા [રાઘવનો પગ કચડતી]: નહીં !

[ચાલી જાય છે]

રાઘવ [ગંભીર ભાવે]: હઠીલાઇ, તારું જ નામ સ્ત્રી. વીનતી, ધમકી, બળ, તમામ ફોગટ! મારી ખાત્રી છે કે મેં એને મારી નાખી હોત તો પણ તે એ શબ્દો બોલત નહીં.

કમળ [હસતો હસતો અંદર આવીને]: ભલે એ કહે કે નહીં પણ હાલતુરત તો સીતાને જવા દે રાઘવ!

રાઘવ [શરમાઇ જતો]: ભાઇ! શું તમે બધું સાંભળી ગયા–?

કમળ [હજી ય હસતો, ટીખળી ભાવે]: તમારી તકરાર થોડી જ સાંભળી છે–તારું કહેવું ખરું છે રાઘવ. છોકરી હઠીલી છે.

રાઘવ: આમ તો ઘણી યે સારી છે. પણ ભઇ સ્વાભ, કોણ જાણે આજે તેના માથામાં શું ભુત ભરાયું છે!

કમળ: સ્ત્રીઓના માથામાં કયારે કેવું ભુત ભરાશે એ કોણ કહી શકે તેમ છે? વારુ, વારુ, હમણાં તો જા અને કબાટમાંથી દ્રાક્ષાસવનો બાટલો કાઢીને એનો બુચ ઉઘાડી નાખ. નયન ભાઇને જમતી વખતે દ્રાક્ષાસવ લેવાની ટેવ છે.

રાઘવ [સ્વગત]: એનો એ કથા સીવાય તો છુટકો જ નથી

[જાય છે]

કમળ: હજી પાંખડી સ્નાનગૃહમાંથી કેમ ન નીકળી ? પાણી તો કયારનું યે કઢાવી રાખ્યું હતું [અવાજ થતાં સામે જોઇ] સામેથી એ જ આવે છે ને શું ?

## પ્રવેશ બીજો:

**સ્થળ:** તે જ **સમય:** પહેલા પ્રવેશ પછીનો

**પાત્રો:** કમળ અને પાંખડી

પાંખડી [નયનભાઇ જેવા શ્રીમંતની પુત્રી અને કમળ જેવા ધનીકની સ્ત્રીને છાજે તેવી કોમળતા અને લાવણ્યવાળી મોટી લાલ પટીનો સફેદ સાળુ, સાદું બદન, કપાળમાં નાનકડો ચંદ્રક, ગળામાં ઝીણા મોતીની સર, હાથમાં કાચની અને સોનાની ઝીણી બંગડી અંગુઠી પગમાં સોનેરી ચંપલ. ગોરી, પાતળી હોવાથી સહજ ઉંચી જણાતી, ડાબી તરફના દરવાજેથી ધીમા લટકની ચાલે આવે છે]:

નયનભાઇ અને રત્નબ્હેનને આવતાં વાર થઇ લાગે છે; મેં તો ધાર્યું હતું કે તેઓ વહેલાં જ આવશે.

કમળ [બાજુની ખુરશી પર બેસીને]: કેમ કંઇ માબાપ આજે બહુ સાંભર્યાં ?

પાંખડી [શંકા ભરી દૃષ્ટીએ જોતાં]: કેવો આ તમારો સ્વાલ—

કમળ. હા, હા, મારાથી એમ બોલાઇ જવાયું [હસવા માંડે છે, પણ એકાએક યાદ આવતાં]. અહીં મેં હમણા જ—[ખડખડાટ હસે છે]

પાંખડી: શું થયું હમણાં? બહુ હસવા જેવું હતું કંઇ?

કમળ: બહુ જ હસવા જેવી વાત મારે કાને પડી.

પાંખડી: કાને પડી? શું તમે આ કહો છો બધું?

કમળ [હજી હસતાં હસતાં જ]: આકસ્મીક રીતે જ. હું મારા ઓરડામાંથી જેવો બહાર નીકળ્યો, તે વખતે જ બે ફેરફેરાયલાં માણસની વાતચીત મારે કાને પડી. હું ઉભો રહ્યો. ત્યાં તો રાઘવ અને સીતા ભોજનનું ટેબલ ગોઠવી રહ્યાં હતાં. રાઘવને એ કામ પુરૂં થતાં આત્મસંતોષ થયો અને તેણે કહ્યું. ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાઇ ગયું. એક કામ પુરૂં થતાં કામ કરનારે એ શબ્દો કહેવા જોઇએ એમ કહીને રાઘવે એ શબ્દો સીતા પાસે બોલાવવાનો આગ્રહ કર્યો.

પાંખડી: મુર્ખો!

કમળ: સીતાએ તેમ કરવાની ના પાડી, તેમ તેમ રાઘવ વધુ અને વધુ આગ્રહ કરતો ગયો. પછી તો તેમની વચ્ચે સહેજ ટપાટપી થઇ; રાઘવ એની પાસે ફરજીયાત બોલાવવા ઇચ્છતો હતો, પણ સીતાએ હઠ છોડી નહીં અને તે શબ્દો બોલી યે નહીં.

પાંખડી [સીતાનો ભાગ ભજવતી હોય તેમ]: છતાં એમાં વધારે રહીનું કોણ હતું તે સ્વાલ તો હજી નીરૂત્તર જ રહ્યો છે.

કમળ: રાઘવે તો એટલું કહેવા માટે સીતાને માત્ર વીનતી જ કરી હતી!

પાંખડી: પણ એની એ માગણી જ વીચીત્ર કહેવાય.

કમળ: છતાં તે એવી નજીવી અને સાદી વાત હતી કે તેટલા માટે માથામાં વાગે તેવી ના પાડવી એ તો વાજબી ન જ ગણાય.

પાંખડી [તપીને]: ભલે ને નજીવી ને સાદી વાત હોય છતાં તે શબ્દો સીતા પાસે કહેવરાવવામાં રાઘવની ચોકખી હઠ દેખાય છે. સીતા તે શબ્દો ન બોલી તેમાં કશું જ ખોટું નથી કર્યું.

કમળ [હસીને]: કંઇ નહીં. એ વાત ઉપર આપણે તકરાર કરવાની કશી જરૂર નથી. એવું આપણા બેની વચ્ચે તે કદી પણ બને તેવું નથી જ.

[પાંખડી કમળની સામે શંકાશીલ દૃષ્ટી ફેંકે છે]

કશું પણ કામ કરવા માટે જો હું તને એટલા કાલાવાલા કરૂં તો તું જરૂર તેમ કરે જ.

પાંખડી [હસતાં હસતાં]: હમ, હમ્!

કમળ [પાંખડી પાસેથી વાત જાણવા માગતો હોય તેમ]: મારી તો ખાત્રી છે કે જરૂર તું તેમ કર્યા વીના ન જ રહે.

પાંખડી: અને ધારો કે હું તેમ ન કરૂં તો?

કમળ: તું તેમ ન કરે, તો? એ માનવું પણ અશક્ય છે; તું કરે જ એ વાત ઉપર હું શરત કરવાને તૈયાર છું.

પાંખડી: એવી શરત બકવાની જરૂર નથી.

કમળ: ત્યારે આવો આપણે એક વખત પ્રયોગ કરી જોઇએ.

પાંખડી [ઉતાવળી ઉતાવળી]: ના, ના. આપણે એવો પ્રયત્ન અજમાવવો જ નથી

કમળઃ પ્રીય પાંખડી, હું તને વીનતી કરૂં છું કે તું એક વખત કહે: ભગવાનની કૃપાથી ટેબલ બરાબર ગોઠવાઇ ગયું.

પાંખડીઃ નહીં, નહીં, તમે એવું ન કરો. આવી છોકરમત શું કામની?

કમળઃ પાંખડી કૃપા કરીને એટલું કહી નાખ.

પાંખડી [રહસ્યમય ભાવે]: આ તે કેવો આગ્રહ!

કમળઃ વહાલી પાંખડી! - મહેરબાની કરીને બોલ: ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાઇ ગયું.

પાંખડીઃ નહી, હું એ નહીં કહું.

કમળઃ મહેરબાની કર, એટલી મહેરબાની કર!

પાંખડી [દ્રઢતાથી]: નહીં, નહીં!

કમળ [આશ્ચર્યે]: શું તું એટલું નહીં કહે?

પાંખડી [પહેલાંના જેટલી જ મક્કમતાથી]: નહીં.

કમળ [ધીમા સાદને જરા મોટો કરીને]: તું મારી માગણીને ધુતકારી કાઢે છે?

પાંખડીઃ પણ એવી વાતો કહેવરાવવી તે બચ્ચાંશાહી છે.

કમળ [ઉભો થઇ જઇને]: બચ્ચાંશાહી હોય કે નહીં તે મુદ્દાની વાત નથી. સવાલ માત્ર એટલો જ છે કે તું મારી વીનંતીનો સ્વીકાર કરે છે કે નહીં?

પાંખડીઃ એવી વીનંતી કરવામાં જ તમે ભુલ કરો છો.

કમળઃ ભલે તેમ હોય, પણ તેનો અસ્વીકાર કરવામાં તું ભુલ કરે છે.

પાંખડી [ખુબ મક્કમના અને ઉશ્કેરાટમાં ઉભી થઇ જતાં]: હું ભુલ કરૂં છું? તમે મને આવા શબ્દો પહેલી જ વખત આજે સંભળાવી રહ્યા છો!

કમળઃ અને તું મારી માગણીને આજે પહેલી જ વાર ધુતકારી કાઢે છે.

પાંખડીઃ અને તમે આવી બચ્ચાંશાહી અને વગર વીચારી માગણી આ પહેલી જ વખત કરી રહ્યા છો.

કમળ. બચ્ચાંશાહી? વગર વીચારી? હું આ કેવા શબ્દો સાંભળી રહ્યો છું? શું આ પ્રેમની ભાષા છે?

પાંખડીઃ શું પ્રેમ આવો મુર્ખતાભર્યો આગ્રહ કરી શકે?

કમળઃ ઓહ્! મેં આગ્રહ કર્યો જ નથી, મેં તો માત્ર વીનતી કરી છે!

પાંખડી [સુચક ભાવે]: એમ!—અને જો તમારે આગ્રહ કરવાનો હોત તો?

કમળઃ તો—[અટકી જાય છે]

પાંખડી [વીશેષ સુચક ભાવે]: અને જો તમે આગ્રહ કરવાના હોત તો?

કમળ [અનીશ્ચીત ભાવે]: તો જરૂર તું તેનો ઇનકાર કરી શકત નહીં.

પાખંડી [મક્કમતાથી]: તો પણ હું ના જ પાડત.

કમળઃ શું કહ્યું?

પાંખડીઃ શું ત્યારે તમે ગમે તે કામ માટે મને આગ્રહ કરશો? અને તેમ કરીને તમે મને નીચી નમાવશો? વીનતી કરી હોય તો તો કદાચ હું માની પણ જાઉં, પણ આગ્રહ આગળ તો હું જરાયે નમતું ન મુકું.

[ઘંટડી વાગતી સંભળાય છે]

કમળઃ એટલી એ ભલમનસાઇ તારી! પણ તું અત્યારે મારી તરફ કેવી રીતે વર્ત્તી રહી છે? એક પત્ની પોતાના પતી સાથે આવી રીતે વાત કરે!

પાંખડીઃ શું ત્યારે પતીઓએ પોતાની પત્નીઓ પાસે આવી બચ્ચાંશાહી માગણીઓ કરે?

## પ્રવેશ ત્રીજો

**સ્થળ:** તે જ **સમય:** બીજા પ્રવેશ પછીનો.

**પાત્રો:** પાંખડી, કમળ, સીતા અને પાછળથી રાઘવ.

પાંખડી [એ ખંડમાં સીતાને દાખલ થતી જોઈને]: સીતા જોને હું મારો રૂમાલ વીસરી ગઈ છું.

[સીતા તુરત જ બહાર જાય છે]

કમળ: પાંખડી, અમસ્થી મશ્કરી જેવી વાતને તું એવુ સંભાવ નહીં.

પાંખડી. હું તેમ કરૂં છું? તમે જ મશ્કરીને ગંભીરરૂપમાં ફેરવી નાખો છો

[રાઘવ તે વખતે દ્રાક્ષાસવનો બાટલો લઈ દાખલ થાય છે, અને મોટા ટેબલની બાજુની ટીપોય ઉપર તે ગોઠવે છે] સીતા રૂમાલ લઈ અંદર આવીને પાંખડીને આપીને જવાની તૈયારી કરે છે રાઘવ તેની બાજુમાંથી પસાર થતી વખતે મૌનભાવે ઇશારતથી પુછે છે કેમ તું કહીશ? એવી જ ઇશારાની મૌનવાણીમાં યે મક્કમતાથી રાઘવની વાત માનવાની ના પાડી તે ચાલી જાય છે રાઘવ ઇશારતથી જ તેને ધમકી આપવાનો દેખાવ કરતો તેની પાસે જાય છે]

[પાંખડી કમળ તરફ પીઠ ફેરવી બીજા કામે વળગવાનો દેખાવ કરે છે.

કમળ ટેબલની જમણી બાજુએ ઉભો રહી પાંખડીથી જુદી દીશા તરફ મોઢું ફેરવી છાપાં ઉથલાવે છે. રાઘવ અને સીતાને ચાલ્યાં ગયેલાં જોતાં જ, તે છાપામાંથી બાડી આંખે પાંખડી સામે તાકે છે, પણ પાંખડી કમળ તરફ જોતી નથી. તે એક તરફ છાપાં નાખી દે છે]

કમળ [નરમાશથી]: પછી તેં વીચાર કર્યો! તું તારી હઠ છોડવાની કે નહીં?

પાંખડી [પોતાના હાથમાંનું કામ પડતું મુકીને ગુસ્સાથી]: શું? હઠ? તમે જાણો છો કે મને એ શબ્દ ગમતો નથી; હું હઠીલી છું જ નહીં; કંઈ નહિં તો આ બાબતમાં તો ખાસ. હું એવી છું જ નહીં. ઉલટા તમે જ એવા હઠીલા છો કે આવી બાલીશ બાબતને માટે આટલી બધી જોરી ચીકણાશ કરો છો!

કમળ: પણ પાંખડી, જરા વીચાર તો કરી જો, મારે આ જાતની વીચીત્ર વાત સાથે કશી જ લેવા દેવા નથી. મુળ મુદ્દો એ જ છે કે મારી વીનતીનો તારે ઇનકાર કરવો ન જોઇએ. હું બસ્સ એટલું જ માગું છું.

પખાંડી: અને હું તમને કરગરીને કહું છું કે મહેરબાની કરીને એ વાતને અંત લાવો.

કમળ: પણ મેં તને પહેલી વીનવી છે, મારી વીનતી પહેલી છે. મેં સમણામાં યે એવું ધાર્યું નહોતું કે તું મને આમ 'ના' પાડીશ! મારાથી એ વીચાર જ સહન કરી શકાતો નથી!

પાંખડી: એમ? મારાથી કદી ના પાડી શકાય જ નહીં કેમ? હમેશાં માત્ર મારે તો હા, હા અને હા જ પાડવા કરવી? જુઓ, તમે પણ બીજા

પુરુષોના જેવા જ પ્રતીવાદી છો. તમને સમાન અધીકાર વાળી મીત્ર જેવી સ્નેહાળ પત્નીની ગરજ નથી. તમારો તો એવો આગ્રહ છે કે તમારી સ્ત્રી તે તમારી ગુલામડી હોવી જોઇએ.

કમળ: આને કેટલી બધી અતીશયોક્તી ?

પાંખડી નહીં, નહીં. આંધળી રીતની આજ્ઞાપાલકતામાંથી જ ગુલામીનો જન્મ થાય છે. પણ હું ગુલામ બનવાની જ નથી, નહીં, કદી યે નહીં. મારામાં છેલ્લો શ્વાસ ચાલતો હશે ત્યાં સુધી હું મારા હક્કનું સંરક્ષણ કરીશ; હું ધમકીથી ડરી જવાની નથી અને પશુબળને તાબે થવાની નથી.

કમળ [મૃદુ અવાજે] "પતી એ પત્નીનો પૃથ્વી ઉપરનો પ્રભુ છે, ગુરૂ છે, માલીક છે" એવું શાસ્ત્રો કહે છે.

પાખડી [એના શબ્દને પકડતી]: બોલો હવે, ખરૂં જ કહેતી હતીને ? તમારે મારા માલીક બનવું છે, અને મને તમારી ગુલામડી બનાવવી છે; તમે આજ્ઞાઓ કર્યે જાઓ, હું તે ઉઠાવે જાઉં. વાહરે ! હા, હું તમે કહો તેમ કરૂં, પણ જો તે વાજબી હોય તો પણ જો તમે અયોગ્ય આજ્ઞા કરો તો હું તેનું કદી યે પાલન ન કરૂં.

કમળ [રસાગ્રહથી]: જેને જરા પણ માન આપતા હોય તેને માટે કોઇ આવી ભાષા વાપરે નહીં.

પાખડી: તે જ રીતે જે પત્નીને માન આપતો હોય તેવો માણસ તેની પાસે આવી માગણી કરે નહીં.

કમળ. પણ મજાકમાં—

પાંખડી: ઓહ! તમે તો મજાકને છેક કદર અગ્રપમાં ફેરવી નાખ્યો છે [રડવા લાગે છે]. થોડા જ વખત પહેલાં તમે મને કહેતા હતા કે: 'હું કદી પણ બદલાઇશ નહીં જાઉં,' છતાં અત્યારે તમે પોતાની સ્ત્રીને તાબેદાર ગણનાર ધણીની માફક છેક જ લાગણી વગરના કઠોર બની ગયા છો!

કમળ [અંતરના ઉકળાટ સાથે]: રડીશ નહીં! તું જાણે છે કે આંસુ જોઇ હું હમેશ ઉશ્કેરાઇ જાઉં છું!

પાંખડી [ડુસકાં ખાતી]: તમે ફરજ્યાત આંસુ કઢાવો પછી, હું શું કરૂં ?

કમળ [સકટાક્ષ]. ખરેખર હું કેવો રાક્ષસ બની ગયો છું! હું, તને રડવાની ફરજ પાડું છું! ગરીબ બીચારી નીભાંગી સ્ત્રી! તારા નશીબે તને આવા છેક જ નાલાયક માણસને પલ્લે નાખી!

પાખડી: ખરૂં છે; તમારી ક્રૂરતામાં હજી વધારે કટાક્ષ ઉમેરો. એક કલાક જ પહેલાં કોણે ધાર્યું હશે કે તમે આમ કરશો ? કેટલા આનંદથી ઉડી હતી, કેટલા સુખથી નાહી ધોઇ હું આ ખંડમાં આવી હતી અને અત્યારે—

કમળ [સકટાક્ષ]: માત્ર એટલું જ કહે ને કે તારા જેવી દુર્ભાગી સ્ત્રી બીજી કોઇ નહીં હોય.

પાખડી [રડે છે. કશું બોલતી નથી].

કમળ [સ્વગત]: આથી તો રડવાને ઉત્તેજન મળે છે! કદાચ હમણાં એનાં માતા-પીતા આવી પહોંચશે તો, તેઓ શું ધારશે ? [ગુસ્સા ઉપર કાબુ રાખીને પ્રકટ] પાંખડી! પાંખડી! મારી ડાહલી! ચાલ, ચલ પાછાં આપણે પહેલાનાં જેવાં વર-વહુ બની જઇએ. આપણે હતા તેવાં મીત્રો થઇ રહીએ.

પાંખડી [આંખ ઉપરથી રૂમાલ અળગો કરતાં સુચક ભાવે જોતા]: મીત્રો ?

કમળ: આવી મઝાની સવાર આપણે આમ ઝઘડામાં બગાડી નાખીએ, તે સારું નહીં.

પાંખડી: હવે તમને એ સમજાયું !

કમળ: આપણે લડવાનું જરા પણ પ્રયોજન નથી.

પાંખડી: [મૃદુભાવે પતી તરફ જતાં]: છતાં તમે મારી ઉપર કેટલા બધા ગુસ્સે થઇ ગયા?

કમળ: હવે જો! પાંખડી હું તને અડધે રસ્તે મળું છું. ચાલ હું દોસ્તીનો હાથ લંબાવું છું, આવ આપણે મીત્રો થઇ રહીએ [તેની તરફ જઇ પોતાનો હાથ લંબાવે છે]

પાંખડી [સ્નેહ ભરી નજરે જોતી ધીરે ધીરે પોતાના હાથને ઉંચો થવા દઇ, તેને કમળના હાથમાં જવા દે છે]: લુચ્ચા માણસ! મને આટલી બધી ચીડવી!

કમળ [ફરીથી જુની વાત સંભારતાં]. હવે માત્ર આપણા સ્નેહની ખાતર કૃપા કરીને તું પેલા શબ્દો બોલીશ?

પાંખડી [એકદમ પોતાનો હાથ ખેંચી લઇ]: શું? હજી પણ એનું એ?

કમળ: તું એ નહીં બોલે?

પાંખડી: પણ કમળ--

કમળ: હું તને અર્ધે રસ્તે મળ્યો, મેં તારી સામે દોસ્તીનો હાથ લંબાવ્યો; હવે બીજી તરફ તારો નમવાનો વારો છે

પાંખડી [અંતરનાં તોફાન દબાવતી]: વળી તમે ફરીથી એની એ વાત કરો છો? વળી તમારે કજીયાને સજીવન કરવો છે?

કમળ [વીનતી કરતો]: કજીયાનું મોં કાળું કર—માત્ર પેલા પાંચ શબ્દો બોલી નાખ એટલે મને સંપુર્ણ સંતોષ થશે.

પાંખડી [દીલમાંના ગુસ્સાને સમાવતી]: નહીં જ! ફરીથી પણ કહું છું કે નહીં!

કમળ [દેખીતી રીતે ક્રોધને વારી રાખતો]: નહીં?

પાંખડી [નીશ્ચય પુર્વક]: નહીં.

કમળ [ખુબ જ ગુસ્સે થતો]: ઠીક, ઠીક, સારું, બહુ સારું. તું જાણે છે કે તું એટલું કહીને જ મારી ઉપર ઉપકાર કરી શકે તેમ છે, પણ તું એટલું યે કરવાની નથી. મારી ઇચ્છા ભલે ને વીચીત્ર જ હોય, છતાં તે મારી ઇચ્છા છે—પણ તું તે પુરી કરવાની નથી. તારી પાસે એ શબ્દો બોલાવવામાં મારી હઠ હશે, છતાં જેમ હોય તો હઠને યે તાબે થવાય, પણ તું એટલું યે કરવાની નહીં. અક્કલ વગરના એ શબ્દોનો ભલેને કશો જ અર્થ ન હોય પણ જો તું એ બોલી હોત તો મારી તરફના પ્રેમનો એ પુરાવો હતો. એ પુરાવો મારે મન બહુ કીમતી છે. મેં તને વીનતી કરી, તારી પાસે માગણી કરી, થાય તેટલી બધીએ દલીલો કરીને થાક્યો, છતાં તું તો હઠને જ વળગી રહી! અને છતાં તું મને કહે છે કે મને તું ચહાય છે? જે ઓ પોતાના વરને રાજી રાખવા માટે કશું બોલી ન શકે, તે એને કેમ ચહાય? જા, જા, હવે પછી મને કદી પણ કહેતી નહીં કે તું મને ચહાય છે.

[ગુસ્સાની લાગણીમાં આમ તેમ ચાલે છે]

પાંખડી [ટેબલ તરફ ઢળતી]: તમે મારી ઉપર હઠીલાઇનો આક્ષેપ મુકો છો? તેમ કરવાનો તમને શું હક્ક છે? તમે જાતે જ સ્વીકાર્યું છે કે, મારી પાસે એ અક્કલ વીનાનાં વાક્યો બોલાવવાનો આગ્રહ કરવો તે તરી વીચા

ત્રતા છે, અને છતાંય આવી હઠને વળગી રહો છો? જાણી જોઇને હું એની મુખતા કરું તો મારું શું માન રહે, અને છતાં તમે તો મને જાણી જોઇને નીચી જ નમાવવા માગો છો? આનું નામ પ્રેમ? તમે જાણો છો કે તમારા આવા આગ્રહથી મારા દીલને કેટલું બધું દુઃખ થાય છે [તેનો મક્કમ અવાજ ધીરે ધીરે નમ્ર બનતો જાય છે અને છેવટે તે રડી દે છે], તમારી અયોગ્ય વીનતીઓથી મારા હૃદયને વેદના થાય છે–છતાં તેની

તમારી ઉપર જરા પણ અસર થતી નથી. તમે તો એનો એ જ આગ્રહ પકડી બેઠા છો, તમારી આવી કઠોરતા પરાણે મારી આંખમાંથી આંસુ ખેંચી આણે છે, છતાં તમારી કઠોરતા ઉપર એની જરા પણ અસર થતી નથી. તમારી આ જાતની માગણીથી મારો અંતરાત્મા ઉકળી રહ્યો છે, છતાં તમે તો જીદ્દી બનીને એની એ જ વાત કરી રહ્યા છો. *ત્યારે હઠીલાઇ કોની છે? પ્રેમ વીહોણું, કઠોર કોણ છે?*

## પ્રવેશ ચોથો

**સ્થળ:** તે જ **સમય:** ચાલુ

**પાત્રો:** કમળ, પાંખડી અને રાઘવ

રાઘવ: નયનભાઇ અને રતનબહેન આવ્યાં છે. [ટેબલની પાછળ પીરસવાની તૈયારીથી ઉભો રહે છે.]

કમળ [જરા બ્યગ્રભાવે, પાંખડીના કાનમા] આંસુ લુછી નાખ. નહીં તો તે લોકો તારે માટે શું ધારશે?

પાંખડી [આંસુ લુછતી]: હું તો જે બન્યું છે તે કહીશ; કેમકે આમાં મારો કશો જ વાંક નથી.

કમળ: ગૃહીણી તરીકેની તારી ફર્જનો વીચાર કર; ઘરમાં મહેમાન આવે ત્યારે તો કંઇ ન બન્યું હોય તેવો દેખાવ રાખવો ઘટે.

[તે સાસુ સસરાને મળવા જાય છે] પાંખડી પણ આંસુ બરાબર સાફ કરીને માતાપીતાને મળવા જાય છે].

## પ્રવેશ પાંચમો

**સ્થળ:** તે જ **સમય:** ચાલુ

**પાત્રો:** કમળ, પાંખડી, નયન, રતન, રાઘવ અને પાછળથી સીતા.

નયન: જય જય. કેમ દીકરાંઓ મજામાંને?

કમળ [નમસ્કાર કરતો]: અમે તમારી જ રાહ જોઇ રહ્યાં હતાં [સસરાની લાકડી લઇ લે છે].

પાંખડી [માતાને ભેટે છે, પીતાને નમસ્કાર કરે છે]: બા આવ્યાં, પીતાજી પધાર્યા?

રતન: મારાં સંતાનો! કેટલા બધા દીવસ થયા તમને જોયે? તમે તો ભાગ્યે જ આવો છો અમારે ત્યાં.

પાંખડી: બા.

રતન: હું જાણું છું બેટા, હું જાણું છું. જુવાન પત્નીને એટલું બધું કામ હોય છે કે માને યાદ કરવાનો યે વખત તેને ભાગ્યે જ મળે છે.

નયન [આનંદ પ્રદર્શીત કરતો, મીત્ર ભાવે]: રતન, દુનીઆના રગડા ઝઘડા એવા જ છે–છતાં પાંખડી આપણને યાદ કર્યા વીના તો રહેતી નહીં જ હોય. ખરુંને બેન?

પાંખડી: હમેશાં, પીતાજી હમેશાં.

કમળ [છોભીલો, સચીંત ભાવે પાંખડી તરફ જોઇ રહે છે. પાંખડી તેની તરફ જાણી જોઇને જોતી નથી]: ચાલો ત્યારે આપણે બેસીએ.

નયનઃ હા ચાલો. તમે બહુ દુર રહો છો લો, એટલે હું તો આટલે આવતાં ય થાકી ગયો છું અને ભુખ્યો પણ થઇ ગયો છું. [ટેબલની જમણી તરફ બેસે છે]

કમળ [ઇશારતથી પત્નીને ડાબી બાજુની ખુરશી ઉપર બેસવા કહે છે અને પોતે નયનની જમણી તરફની ખુરશીની પાછળ ઉભો રહે છે]

સીતા [રકાબીઓ લાવી ટેબલ ઉપર ગોઠવીને ચાલી જાય છે]

રાઘવ [સીતાને અટકાવીને પહેલાંની માફક ઇશારતથી પુછે છે, કે તે પેલા શબ્દો બોલવા તૈયાર છે કે નહીં ?]

સીતા [તેના હાથને છટકાવીને બહાર ચાલી જાય છે]

નયન [શાંતીપુર્વક દ્રાક્ષાસવ પ્યાલામાં રેડીને]: હા, હા, હ ! રતન તું તો બે જુવાનીઆની વચ્ચે જ ગોઠવાઇ ગઇ; પણ હા, એ તો તારો મુખ્ય નીદાંત જ છે ને? તને લાગ્યું હશે કે વખતે કમળ અને પાંખડી સાથે સાથે બેસશે તો એમના આજના મહેમાનોને જ ભુલી જશે. બરાબર, એમ જ, નહીં ? ચાલો, ત્યારે આજના જેવા સુખી દીવસો તમારા રોજ જાઓ એમ અમે ઇચ્છીએ છીએ. હવે મારાં સંતાનો! આપણે જમવાનું શરૂ કરીએ.

[કમળ જમવાની તૈયારી કરે છે, પણ તેનો હાથ ઉપડતો નથી. પાંખડીની આંખમાં આંસુ ઉભરાવાથી તે રૂમાલથી આંસુ લુછે છે].

નયન : આ શું ? કેમ જમવાનો આરંભ કરતા નથી? [કમળ તરફ જોઇ] દીકરા, કેમ તમે ચીંતાતુર દેખાઓ છો? અને [પાંખડી તરફ આંગળી કરતાં] પાંખડીની આંખમાં આંસુ કેમ? [ઘરડા મ્હોંડામાંથી હાસ્ય વેરતાં] કંઇ ઘરગંજના થઇ ગઇ છે કે શું ?

[કમળ ઇશારતથી રાઘવને બહાર જવાની આજ્ઞા ફરમાવે છે,–રાઘવ જાય છે].

રતન: તમારાથી આવી નાજુક બાબતમાં આ જાતના સવાલો ન પુછાય! હોય ઘરસંસાર છે, એ તો બન્ને જણાં આપોઆપ સમજી લેશે.

કમળ [વ્યાકુળ ભાવે]: સવ નજીવી, મશ્કરીની વાત હતી એ તો. ખરી રીતે તો એમાં કંઇ કહેવા જેવું યે નથી. પણ પાંખડી જરા વધારે પડતી લાગણીવાળી છે.

પાંખડી [રડે છે]: જોયું વળી! મારી ઉપર હવે વધારે પડતી લાગણીનો આક્ષેપ મુકાયો!

કમળઃ આપણાં વડીલોની હાજરીમાં તારે જરા–

રતનઃ શાંત થા બ્હેન, એવું તો બન્યાં જ કરે.

પાંખડીઃ હું જાણું છું કે મારી ઉપર દ્યા કાણુ ન રાખી શકી તે ઠીક નથી થયું-મેં તે માટે બહુએ પ્રયાસ કર્યા દીલની સાથે ખુબ સમાધાન કર્યું નથી, છતાં મારું દીલ બહુ જ દુભાયું છે.

રતન [પુત્રીના પક્ષ લેતાં]: અરે, અરે, મારા દીકરા!—

નયનઃ શીત, રતન! તારે એ બાબતમાં આમ માથું મારવું ન ઘટે. એ તો એમના બન્નેની વચ્ચેનો પ્રશ્ન છે.

કમળ [ઉશ્કેરાઇને]: પાંખડીના કહેવા પ્રમાણે તો એવું જ દેખાય છે કે, મેં એની સાથે ભારે અવીવેકી વર્તન કર્યું છે. હવે તેઃ મારે તમારી સમક્ષ તમામ હકીકત મુકવી પડશે, પછી તેનો નીર્ણય તમે જાતેજ કરી લેજો.

નયનઃ જવા દો એ વાતને, મારા દીકરા! અમે તમારા ઘરની બાબતમાં એવું માથું મારવા જ માગતા નથી.

[જમવાનો આરંભ કરે છે]

કમળઃ પરંતુ હવે તો મારે તમારી સમક્ષ મારી નીર્દોષતા પુરવાર કરવી જ રહી.

નયનઃ એની કશી જરૂર નથી.

કમળઃ છતાં તમે તો ધારો કે—

નયન [જમવાનું ચાલુ જ રાખીને]: અમે એવું કશું ધારવાનાં જ નથી.

રતનઃ મુંગા બેસો, કદાચ એથી તેમના બન્નેનું સમાધાન પણ થઇ જાય. [નમ્ર ભાવે] બોલો મારા દીકરા.

કમળ: વાત એમ બની કે, આજે સવારે રાઘવની વાત મારે કાને પડી ગઇ. રાઘવ સીતા પાસે એટલું બોલાવવા માગતો હતો કેઃ "ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાઇ ગયું," પણ સીતા એ શબ્દો બોલતી નહોતી, એટલે રાઘવ તેની સાથે ઉગ્ર થઇને કજીયો કરી રહ્યો હતો. એ વાત હસતાં હસતાં મેં પાંખડીને કહી, અને એને પટાવતાં પટાવતાં મેં કહ્યું કે, તું સીતા જેવી હઠ કદી કરે નહીં. અને પછી મજાકમાંજ મેં એને વીનતી કરી કે, કૃપા કરીને તું એ શબ્દો બોલ તો. પણ તેણે તેમ કરવાની ના પાડી, એટલી બધા મક્કમ હઠીલાઇથી, એટલા બધા જીદ્દી ભાવથી તેણે તેમ કર્યું કે જેથી અમારી વચ્ચે જરા ગંભીર બોલાચાલી થઇ.

પાંખડી [હજી ય રડતાં રડતાં]: જુઓ, તમે પણ સાંભળો છો હો, જીદ્દી હઠીલી, બહુ લાગણીવાળી, મારી ઉપર કેટલા બધા આક્ષેપો એ મુકી રહ્યા છે? તમે પણ કહી શકશો કે હું કદી પણ હઠીલી છું જ નહીં.

નયન [મજાક ભારે નીશ્વાસ મુકી]: વાહ, વાહ, બ્હેન.

રતન [ગંભીર બનીને]: નહીં. નયન તમે પાંખડીને અન્યાય કરો છો; મારી દીકરી કદી પણ હઠીલી હતી જ નહીં. બહેન! શાંત થા. અમે તમારી બાબતમાં માથું મારવા માગતાં નથી. ધીરે ધીરે તમારા બન્નેના મનનું સમાધાન થઇ જશે.

પાંખડીઃ ઓહ! પણ એમનો તો હજી યે આગ્રહ છે કે મારે એ શબ્દો બોલવા જ.

રતનઃ દીકરા! તમે હજી યે એવો આગ્રહ શું કામ કરો છો?

કમળ [આતરવ્યથા અનુભવતો]: કૃપા કરીને એ વાત જ પડતી મુકો તો સરૂં.

નયન [મજાક ભાવે]: હા, હું પણ તમને વીનતી કરૂં છું કે મારી ભુખને બગાડી ન નાખો તો સારૂં! પાંખડી તું ય મુર્ખી છે, અને મારા દીકરા કમળ તમારે પણ એ છોકરીની ભોળાભાવે થયેલી ભુલને માફ કરવી ઘટે. મારી આ ઘરડી રતનની માફક તે પણ મોટી થતાં ધીરે ધીરે એવી ભુલો કરવી ભુલી જશે. જુઓ મારી રતન સામે. હવે તો તે કદી સામી દલીલ કરતી જ નથી. મારી તમામ ઇચ્છાઓને તે પુર્ણ કરે છે. જો હમણાં હું એની પાસે એવી માગણી કરૂં કેઃ "ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાઇ ગયું" એમ કહે, તો એ જરા પણ આનાકાની કર્યા વીના એકદમ તેમ કહી નાખે

રતનઃ આપણે પણ પ્રહલાદે એના પીતા સામે બંડ પોકાર્યું હતું, તેવું જ બંડ આપણા પતીઓ સામે પોકારી શકીશું.

પાંખડીઃ આપણે તો તેમની જીવનસાથીનીઓ છીએ.

રતનઃ બીજાઓ ભલે સ્ત્રીને ગુલામડી માને, આર્યોના વંશજોથી તેમ કરી શકાશે નહીં.

પાંખડીઃ પણ પુરુષો આપણા સંસારમાં અનાર્ય રીતી દાખલ કરવા માગે છે; કેમકે આપણી સાથેનું તેમનું વર્તન છેક જ અનાર્ય છે.

રતન [વધારે ગુસ્સે થતી], પણ આપણે ગુલામડીઓ નથી. આપણે ચંડીકાની પુત્રીઓ છીએ, આપણા હક્કનું સંરક્ષણ કેમ કરવું તે આપણને કોઇએ શીખવવું પડે તેમ નથી!

પાંખડીઃ અંધ આજ્ઞાપાલનતા તે તો ગુલામીનો જ ગુણ છે!

રતનઃ આપણે તો પહેલી એ પરીક્ષા કરીશું કે, થયેલી આજ્ઞા વાજબી છે કે ગેરવાજબી. અને જો તે વાજબી હશે તો જ તેનું પાલન કરીશું.

પાંખડીઃ પણ આ જાતની વીચીત્ર માગણી આપણે પુરી કરવાનાં? કદી નહીં, કદી નહીં, કદી...નહીં!

રતન. કદી નહીં! ક–દા નહીં! ક...દી નહીં...!

[મા–દીકરી બન્ને પુરુષોની સામે પીઠ ફેરીને ગુસપુસ કરે છે. અરંભમાં નયન અને કમળ કંઇક કહેવાનો પ્રયત્ન કરે છે, પણ રતન કે પાંખડી એમની વાત સાંભળતાં ન હોવાથી મૌન પકડે છે અને શરમાઇ જાય છે.]

નયન [કમળને કાનમાં]: જોયું, આપણને ફળ મળ્યાં તે! આપણે તો સ્ત્રી જાતીને આપણી વીરુદ્ધ ઉશ્કેરી મુકી.

કમળ [નયનના કાનમાં]: હવે શું કરવું?

નયન [કાનમાં જ]: દીકરા, તમારે ફાવે તે કરો. મારું તો જમવાનું ધુળ મળી ગયું. અને જો હું અત્યારે પેટ ભરીને જમી નહીં શકું, તો પછી મારાથી વાળુની મજા પણ ભોગવી શકાશે નહીં.

કમળ [કાનમા]. છતાં, હજુ આપણે નમવું તો ન જ ઘટે!

નયન [કાનમા]: દીકરા, આ કજીયાથી કોઇને કશોય લાભ થવાનો નથી; કોણ જાણે કેમ હું પણ આમાં લપસી પડ્યો? હું યે લગાર ગુસ્સે તો થયો હતો, પણ હવે મારો ગુસ્સો પીગળી ગયો છે; મારું માથું શાંત થતું જાય છે. આ બૈરાંઓનું કહેવું પણ છેક તો ખોટું નથી જ. જે વાત કહેવાની ના પાડવામાં જીદ દેખાય છે, તેવી વાત કરવાની માગણી કરવી તે પણ ખરેખરી હઠ જ છે.

પાખડી [માતાના કાનમા]: જો મને એમ લાગ્યું હોત કે તમે છેક આટલે સુધી આગળ વધી જશો, તો મેં શરૂઆતમાં જ એ વાત મજાકમાં લઇ લીધી હોત અને એમનું કહેવું માની ગઇ હોત. પણ, હવે તો મારાથી તેમ થઇ શકશે નહીં.

રતન [પુત્રીના કાનમાં]: એના આ જાતના અત્યાચારને તો તારે કદી પણ નમે થવું ન જ જોઇએ.

પાંખડી [કાનમાં જ]: એમને પણ ખબર પડશે કે હું પણ વજ્ર જેવો મનોનીગ્રહ ધરાવી શકું છું.

રતન [કાનમાં જ]: ખરૂં છે. આપણે જરા પણ નબળાઇ નહીં જ બતાવીએ. તારા બાપુ પણ અજાયબી પામશે; મને મનાવવા માટે એમને કેટલાએ કાલાવાલા કરવા પડશે.

પાંખડી [કાનમાં]: બા, તું મારી છેવટ સુધી પક્ષ લઇશ?

રતન [કાનમાં]: દીકરી તું નીર્ભય રહે.

નયન [કમળના કાનમાં]: ડાહ્યા માણસ હોય તે જ નમે–

કમળ [નયનના કાનમાં]: હું ખેલાશક એમ કરૂં, પણ હવે તો પ્રતીષ્ઠાનો—

નયન [કાનમાં]: પુત્ર! એ તો બધી વાતો જ. નમવું એ દુઃખદાયક છે, આપણે એને પ્રતીષ્ઠાની ભાવવાનું નામ આપીએ છીએ.–કંઇ નહી, આ વાતનો અંત મજાકથી જ લાવી નાખો.

કમળ [કાનમાં]: હા, હા, એ ઠીક. મશ્કરી –હું એ રીતે ઝઘડાનો નીકાલ કરી નાખીશ.

[ઉઠીને ત્વરીત ગતીએ જમણા બારણેથી બહાર ચાલી જાય છે]

નયન [મોટેથી]: મારા બાળકો, સાંભળો. તમારો આ સંઘ બહુ જ મજબુત દેખાય છે. એટલે લડત ચાલુ રાખવા માટે મારે પહેલાં તો ભોજન સામગ્રીને પેટમાં નાખીને મજબુત બનવું પડશે. [જમવા બેસે તેમ કરીને] ભગવાનની કૃપાથી ટેબલ ગોઠવાયું– હવે માત્ર જમવાનો આરંભ કરતો રહો. [જમવાનું શરૂ કરે છે]

પાંખડીઃ બા, આપણે પણ જમવાનું શરૂ કરીશું?

રતનઃ હા, હા, આવી મુર્ખાંઇમાં જમવાનું ગુમાવવાની જરૂર નથી. [બેસે છે]

કમળ [હાથમાં બે શાલ લઇને આવે છે, મીઠાશથી]: પાંખડી! આપણે આ ઝઘડાનો નીકાલ કરી નાંખીએ; તું યે સુલેહની શરતો સ્વીકારવા તૈયાર થાય એવી મારી તને વીનતી છે. હવે મને સમજાયું છે કે, આ બધી તકરારનું મુળ કારણ હું જ હતો. એ પાપના પ્રાયશ્ચીત તરીકે હું તને આ બે શાલમાંથી તને રૂચે તે એક ભેટ આપવા માગું છું.

[શાલની ગડી ઉકેલીને પોતાના હાથોમાં પહોળી કરી, પાંખડી સામે ધરે છે].

પાંખડી [જરાક શરમાયલી]: કમળ, મને ખબર નહોતી–

કમળઃ પસંદ કર.

પાંખડીઃ અત્યારની ઘડીએ—

કમળઃ વહાલી, તને ગમે તે પસંદ કરી લે!

[જાણે બતાવવાની મરજી ન હોય તેમ એક શાલ તરફ આંગળી કરી, તુરત જ હાથ ખેંચી લે છે]

અને આ બીજી?

[પાંખડી મસ્તક હલાવી નકાર વાળે છે]

કમળ તેને ટેબલ પર મુકી, પાંખડીએ પસંદ કરેલી શાલ તેને ઓઢાડે છે.

ત્યારે હવે એ શાલ તારી

[થોડાંક પગલાં પાછળ હઠી]

હવે હું તને પોતે રસ્તે મળવા આવ્યો છું......

પાંખડી [હાસ્યભર આનંદથી અનુભવે છે. પછી એકએક બોલે છે]: ભગવાનની કૃપા [કમળના કાનમાં] કે ટેબલ ગોઠવાઇ ગયું.

[શરમથી મોંઢાને બે હાથ વચ્ચે ઢાંકી દે છે]

# બ્રિટનની આર્થિક મુંઝવણ

: અનુવાદક :

વ્યવહારૂ

બ્રિટનના આર્થીક પ્રશ્નોની ગુંચો દીવસે દીવસે વધતી જાય છે. એક તરફથી પરદેશોથી ત્યાં જતા સસ્તા માલની સામે હરીફાઇમાં તે ટકી શકતું નથી, બીજી તરફથી બેકારોની સંખ્યા દર અઠવાડીએ વધતી ને વધતી જ જાય છે.

ઉદ્યોગો ઉપરની ખાનગી માલીકી અને તેના નફા ઉપરનો ખાનગી અંકુશ હોઇને જગતભરમાં માલનું ઉત્પન્ન નફાને માટે વધતું જાય છે, ત્યારે માલ તૈયાર કરનારાઓમાં તે ખરીદવાની તાકાત નથી.

આ ગુંચવણનો ઉકેલ બતાવતાં બ્રીટીશ પાર્લામેન્ટના એક સભ્ય મી૦ વીલફ્રેડ વેલોક એ નીર્ણય ઉપર આવે છે કે રાષ્ટ્રીય ઉદ્યોગો ઉપર રાષ્ટ્રની જ માલીકી અને તેના નફા ઉપર રાષ્ટ્રનો જ અંકુશ હોવાં જોઇએ. તેમ ન થાય ત્યાં સુધી ખાનગી માલીકીના કુબના ધંધાઓને રાષ્ટ્ર તરફથી અપાતી તમામ રાજ્ય મદદો નકામી જાય છે, અને જનતાને ફાળે તો મોંઘવારી તેમજ બેકારી જ બાકી રહે છે. ત્યારે દેશને ભોગે મુડીવાદીઓના ખાનગી ખીસા તર થાય છે.

જે સ્થીતી બ્રીટનની તે સ્થીતી હીંદની પણ છે, એટલે મી૦ વેલોકે જે ઉપાય ઇંગ્લંડ માટે યોગ્ય માન્યો છે, તે જ ઉપાય હીંદને માટે પણ તેટલો જ જરૂરી છે. એટલે કે હીંદમાં પણ બધા ઉદ્યોગો ઉપર રાષ્ટ્રીય માલીકી સ્થાપવાની જરૂર છે. છતા તેમ થાય તો પણ હીંદ આર્થીક અને રાજકારણી ક્ષેત્રોમાં સંપુર્ણ સ્વતંત્ર હોય તો જ હીંદી જનતાને તેનો લાભ મળે એ વાત ભુલવા જેવી નથી, અત્યારે તો હીંદ બન્ને રીતે પરાધીન હોઇ, તેના ધંધા ખીરે તો પણ સામ્રાજ્યવાદ અને મુડીવાદ જ તેથી ગબ્બર બનવાનાં છે.

---

એકલા ગ્રેટબ્રીટનમાં જ પચીસ લાખ માણસો બેકાર છે! એ ભયંકર હકીકત વીચારશીલ બ્રીટીશ જનતાને એ આખનના મુળ સુધી ઉતરવાની ફરજ પાડે છે. દુનીઆ અત્યારે જે આર્થીક ઉથલપ થલમાંથી પસાર થઇ રહી છે, તે સમસ્ત માનવજાતીના બુદ્ધીને પડકાર રૂપ છે.

આમ એક વખત ફરીથી અનુમાનો અને આદર્શો ભઠ્ઠીમાં ઉકળે ચઢ્યાં છે. વર્તમાન પરીસ્થીતી આપણને વીર બનવાને આમંત્ર રહી છે, અને દરેક દીશાના અર્થશાસ્ત્રીઓ, રાજદ્વારીઓ તેમજ ઉદ્યોગપતીઓ પોતનાં પ્રચીન સુત્રોને કનાવી રહ્યા છે.

એ કોયડાનું વર્ણન સહેલાઇથી કરી શકાય તેમ છે: આપણી સામે આર્થીક અંધાધુંધી ખડી છે. કેમકે ચારે તરફ વખારોમાં માલ ખડકાયા છે અને બેનરો તેમજ કારખાનાનો ત્યાગ થતો જાય છે,

આવું જ લોખંડ અને પોલાદ માટે પણ છે. એ ઉદ્યોગ યંત્રોમા તેમ જ વ્યવસ્થામા છેલ્લામા છેલ્લી ઢબ ઉપર રચાયલો છે, છતા તે બેલ્જીઅમ અને ફ્રાન્સની સસ્તી મજુરીની સામે હરીફાઇ કરી શકે તેમ નથી. થોડા જ અઠવાડીઆ પહેલા પાર્લામેન્ટમાના તે ઉદ્યોગના એક પ્રતીનીધીએ કહ્યુ હતુ કે લોખંડ અને પોલાદનો ઉદ્યોગ તુટી પડવાની અણી ઉપર છે. અને તેમ કહીને તેણે બેકારોના વીમા ફંડમાથી અમુક ટનને તૈયાર પોલાદના ટન દીઠ એક પાઉંડની રાજમદદ માગી હતી એ ખરૂં, પણ તે રસ્તો કઇ ? આ ઉદ્યોગ હવે મોટે ભાગે એકહથ્થુ બનતો ગયો છે છ કે સાત પેઢીઓ લગભગ સર્વોપર્ય ઉત્પન્ન ઉપર કાબુ ધરાવે છે, તે જ બતાવે છે કે સરકારને નફાના ભાગીદાર તરીકે રાખીને રાષ્ટ્રીય બોર્ડના અંકુશ નીચે, આ ઉદ્યોગને ઘણી જ સરળતાથી એક ઘટક (Unit) તરીકે ચલાવી શકાય તેમ છે તેમ થાય તો જ એવા કામ માટે અથવા પરદેશીઓની અયોગ્ય હરીફાઇને પહોંચી વળવા સારૂ કામ કરવાના કનાકો ઘટાડીને જે કંઇ રકમ હોય તે એ ઉદ્યોગમા પડેલા તમામ કામદારોની વચ્ચે સરખે હીસ્સે વહેંચી આપવાની યોજના કર્યા પછી જ, બેકારો માટેના વીમા ફંડમાથી પૈસા માગી શકાય.

અત્યારે આપણે બેકારીના વીમાના લાભ માટે [Unemployment Insurance Benefit] દર વર્ષે ૯૦,૦૦૦,૦૦૦ પાઉંડથી પણ વધારે રકમ આપીએ છીએ જરૂર ઉપર બનાવ્યા તેવા કામ માટે તે રીતે જનતાના અંકુશ નીચેના ઉદ્યોગો માટે જો તે રકમનાથી મોટા ભાગનો ઉપયોગ કરવામા આવે તો મને તેમાં કશો વાંધો દેખાતો નથી.

પરંતુ ઉદ્યોગો ઉપર જનતાના અંકુશની વધારે અને વધારે જરૂર કેમ ઉભી થતી જાય છે, તેના બીજાં કેટલાક વીશેષ અગત્યના કારણો છે ને એ કે માત્ર એ જ રને તૈયાર માલ બીજા દેશોમા પડતર ભાવ કરતા ઓછે ભાવે વેચવા જેવી અયોગ્ય હરીફાઇને અસરકારક રીતે પહોંચી વળી શકાય તેમ છે

નવાં બજારો હાથ કરવા માટે તૈયાર માલને પડતર કીંમત કરતા પણ બીજા દેશોના બજારોમા ઓછે ભાવે મોકલવાની આ રીત (dumping) વધતી જાય છે, અને સંખ્યાબંધ દેશોમાં સર્વોપરી સત્તાધીશોની મદદથી તેમ જ રાષ્ટ્રની આર્થીક નીતીના એક ભાગ તરીકે તેનો ઉપયોગ થઇ રહ્યો છે. હદ કરતા વધારે માલ ઉત્પન્ન થાય એટલે એ પરીણામ તો અનીવાર્ય બને છે, પરંતુ એ રીત એવી છે કે તે રીત લાંબા વખત સુધી સહન કરી શકાશે કે કેમ તેની ભાગ્યે જ કોઇ કલ્પના કરી શકે છે.

તૈયાર માલ મોટા જથ્થામા ઉત્પન્ન કરવાથી એવી દશા ઉભી થાય છે. છેલ્લામાં છેલ્લી ઢબની યંત્ર સામગ્રીથી એટલું ખર્ચ આવે છે કે, જો તે યંત્રોને તેની સંપુર્ણ શક્તી પ્રમાણે સતત ઉપયોગ કરવામા ન આવે તો તે ખર્ચને પહોંચી શકાય નહીં અને તેમાથી કંઇ નફો પણ મેળવી શકાય નહી. આમ થવાથી ઉદ્યોગવાળા દેશો પોતાના યંત્રોને તેમ જ કામદારોને બેકાર બનવા દેવાને બદલે, તૈયાર માલ પડતર કરતાં એ ઓછે ભાવે બહાર મોકલવામા નફો મેળવી શકાય તેમ માને છે.

આ દેશમા [હીંદુસ્તાનમાં] હાલ જ્યારે એ માંહેના દેશો માથી એ રીતે આવતા માલના સંબંધમાં ઉદાહરણ હું આપીશ :

ઝેકો-સ્લોવેકીઆ આ દેશમાં સાત પાઉંડે ટનના ભાવે ખાંડ મોકલાવે છે, જ્યારે તેને લગભગ વીસ પાઉંડે ટન લેખે એ ખાંડ ઘરમાં પડે છે.

બીજી તરફથી ફ્રાન્સ તેમજ બેલ્જીઅમ આ દેશમાં [ઇંગ્લંડમાં] પંદરથી વીસ ટન કરતાં દર ટન દીઠ એક પાઉંડની ખોટ ખમીને પોલાદ મોકલાવે છે; અને બોર્ડ ઑફ ટ્રેઇડ (વ્યાપારી મંડળી)ના આંકડા પ્રમાણે ફ્રાન્સ અને જર્મની કરતાંએ ૩૦ ટકા સસ્તા દરે રશીઆ ઇંગ્લંડમાં ઓટ અને બાર્લી (અનાજ) મોકલાવે છે.

આથી સંરક્ષક નીતીના હીમાયતીઓ એકદમ બોલી નાખે છે કે જકાતની દીવાલો ખડી કરી દો! પરંતુ એ કોયડાનો ઉકેલ એવી સાદી રીતે કરી શકાય તેમ નથી. દાખલા તરીકે ખાંડ લો. આ દેશમાં (ઇંગ્લંડમાં) ખાંડ બનાવવી તે મોંઘી પડે તેમ છે, અને તેમ બનાવીએ તો રાજ્યને તે ધંધાને બહુ જ મોટી મદદ આપવી પડે તેમ છે; તો પછી જો ઝેકો-સ્લોવેકીઆને ઇંગ્લંડમાં સાત પાઉંડે ટન લેખે ખાંડ મોકલવી પોષાતી હોય તો ભલે તે તેમ કરે.

હવે પોલાદનો દાખલો લો: જો એ સસ્તા પોલાદને અપણે આ દેશમાં આવતું અટકાવીશું તો સસ્તા પરદેશી પોલાદને લીધે, આપણે એ ધંધાની ચોકકસ બનાવટો માટે જે બહારના બજારો મેળવી શકીએ છીએ, તે ગુમાવવાં પડશે. એટલે અહીં પણ જકાતની નીતી જેટલી સાદી દેખાય છે તેટલી સાદી રહી શકશે નહીં.

તે જ રીતે ઓટ અને બાર્લીની બાબતમાં પણ આપણે પહેલું કહેલું એ નક્કી કરવું પડશે કે, બ્રીટીશ ખેડુતો એટલો સસ્તો માલ આપી શકશે કે નહીં, અને એ અનાજની આયાત ઉપર અંકુશ મુકવાથી આપણને લાભ થશે કે આપણને જેટલું જોઇએ તેટલું એ અનાજ સસ્તા દરે મંગાવીને જેને માટે જકાતના સંરક્ષણની જરૂર પડે નહીં તેવાં બીજાં અનાજ ઉત્પન્ન કરવા પાછળ ધ્યાન આપવાથી લાભ થશે?

આ ઉપરથી એટલું તો સમજાઇ શકશે, કે, અત્યારે જો કે જે જરૂરનું છે તે માત્ર એ જ કે, આયાત થતા માલ ઉપરના કાનુનો આખો યે પ્રશ્ન તપાસવા માટે રાષ્ટ્રનાં આર્થીક હીતો સાચવનારી સંસ્થા (National economic organization) હોવી જોઇએ. આમ કરવા માટે માલ આયાત કરનારી મંડળીઓ (Import Board) સ્થાપવી પડશે અને વળી તેના ભાવ પણ ઠેરાવવા પડશે તેમ નહીં થાય તો અત્યારે ઇંગ્લંડમાં જે સસ્તો માલ આયાત થઇ રહ્યો છે તેનો તમામ લાભ મુઠીભર મુડીવાદીઓ ઓહીયાં કરી જશે (અને સામાન્ય જનતાને નશીબે તો મોંઘવારી તેમજ બેકારી બન્ને ઉભા જ રહેશે અનુવાદક), કે જેમ અત્યારે બની જ રહ્યું છે!

આ ઉપરથી જોઇ શકાશે કે, ગ્રેટબ્રીટનની વર્તમાન આર્થીક ગુંચોના નીવેડા માટે એક જ મુખ્ય માર્ગ બાકી રહ્યો છે, તે એ કે તેના મહાન ઉદ્યોગો ઉપર જનતાનો અંકુશ મુકવો. જો આમ થાય તો, માલ બનાવનારા મુડીવાદીઓ નફાની લુંટણ નીતીના ભય વીના, આયાત થતા માલ ઉપર અંકુશ મુકી શકાય (કાં તો તેને આવતો જ અટકાવવામાં આવે, અથવા તો ઇંગ્લંડની પરીસ્થીતીને અનુકુળ થાય તેવા ધોરણે તે મંગાવવામાં આવે), નહીં તો જો વાજબી લાગે તો ઇંગ્લંડમાં સીધા ભાવે

આવતા નાશને અટકાવવા માટે કાં તો, દેશના ચોક્કસ ઉદ્યોગોને અમુક સમય સુધી મદદ આપવી તેથી પણ દેશને લાભ થાય, અથવા તો પછી જે જે ઉદ્યોગોમાં બેકારી હોય તે ઉદ્યોગના કામ કરવાના કલાકોમાં ઘટાડો કરીને, જેટલું કામ હોય તે એ ધંધાના તમામ કામદારોની પાસે સરખે હીસ્સે વહેંચવું. પરંતુ આ વાર પહેલાંના અનુભવે શીખવ્યું આપ્યું છે કે, જ્યાં સુધી ઉદ્યોગો ઉપર ખાનગી માણસોની માલીકી હોય, અને તેઓ તેની ઉપર અંકુશ ધરાવી શકતા હોય ત્યાં સુધી, આ જાતની તમામ રીતીઓ નીષ્ફળ નીવડે છે અને તેનો ધારેલો હેતુ સાધી શકાતો નથી. કેમકે તે રીતથી મળેલા તમામ લાભ વહેલે કે મોડે ભાગીદારોને નફો વહેંચી આપવાના કામમાં પચાવી નાખવામાં આવે છે

આ બધી હકીકતો અને બધા બનાવો જગતની આર્થીક પરીસ્થીતીમાં અત્યારે કેવા મહત્વના પરીવર્તન થઇ રહ્યાં છે. તે બતાવી આપે છે. અને તેથી જ્યાં સુધી માનવજાતીમાં આંતરરાષ્ટ્રીય સહકારને ધોરણે વધારે કામ કરવાની નીતીનો અંગીકાર કરવા જેટલા ડહાપણનો ઉદય થાય નહીં ત્યાં સુધી વર્તમાન આર્થીક મુંઝવણોને પહોંચી વળવા માટે જગતના પ્રત્યેક દેશને માટે, પોતાની વર્તમાન નીતીનું બારીક નીરીક્ષણ કરીને તેની પુનર્રચના કરવી તે જરૂરનું થઇ પડયું છે.*

---

* 'માડર્ન રીવ્યુ'ના જાન્યુઆરી ૧૯૩૧ ના અંકમાં પ્રગટ થયેલા મી૦ વીલ્ફ્રેડ વેલોક એમ પીના 'બ્રીટનમાં આર્થીક ઉથલપાથલ અને તેમાંથી છુટવાનો ઉપાય" નામના લેખ ઉપરથી.





# લગ્નની સંસ્થાનું ભાવી

[ એક સંવાદ ]

લેખક

જીતેન્દ્ર મહેતા

(બારી આસપાસ ગોતીનો ચક લાગી ગયો હોય એ જાતનાં નાના નાનાં વરસાદના ફોરા એકધારાં પડી રહ્યા છે. કોઈક વાર આકાશ પટમાંથી પાશ્ચમના અવાજો કાને પડે છે. કીશોર પોતાની નાની ખુરશી રાખી આરામચેર પર લડીને બેઠો છે બારણું ખુલે છે અને લીલા પ્રવેશ કરે છે)

લીલા–કીશોર હું અજે નાટકનો "Ten Commandments" ની ફીલ્મ જોવા ન આવ્યો. પડદા પર બાઇબલને આબેહૂબ જીવતું કરવામાં આવ્યું છે.

કીશોર–પણ તને...અગીયારમા ફરમાનની ખબર છે? એ જો હું તને કહી સંભળાવું–"Thou Shalt not be found out" બાઇબલના દશ ફરમાનની ફીલ્મો લેવાય છે અનેક નવલો લખાય છે પણ સહુથી રહસ્ય તો આ ૧૧ મા ફરમાનમાંજ સમાએલું મને લાગે છે. મેં જો બાઇબલ લખ્યું હોત તો જરૂર એનો ઉમેરો કરી દેત આ ફરમાનને મહાપુરૂષોએ આચરણમાં મુકી સફળ રીતે અજમાવેલ છે. જો માણસને છુપાવવાની કલા આવડે તો સમાજની આંખે ચડ્યા સીવાય, અળખામણા થયા સીવાય તે બધા પાપની મોજ માણી શકે તેમ છે આની વાતો મેં અનેકવાર તારી પાસે કરી છે. પણ તને એનાથી આંચકો લાગતો નથી એ સારી વાત છે

લીલા–તમારી જીભ જ્યારે ચાલુ થાય છે પછી તો અમારે શ્રોતા તરીકેનું જ પાત્ર ભજવવું પડે છે.......

(આ વાતચીત ચાલી રહી છે ત્યાં કીશોરનો મીત્ર નાનુ રેટ મુકીને ઉતારતો ઓરડામાં દાખલ થાય છે...બહાર આછી જલધારા પડે જાય છે અને નેવાનાં પાણી ટપકટપક અવાજ કરે છે)

નાનુ–આજ તો આરામચેર પર બેસી સાંજ પસાર કરવા જેવું વાતાવરણ થઈ ગયું છે....

કીશોર...હું લીલાને કહેતો હતો કે જો અપણે જીવનશાસ્ત્રને નજરમાં રાખી નીતીઅનીતીનો વીચાર કરીએ તો માલુમ પડશે કે મનુષ્યમાત્રના

સ્વભાવમાં નીતીને સ્થાનજ નથી, એને 'પાળવી' એ કૃત્રીમ છે. સમાજનાં કાયદા કાનુનોએજ મનુષ્યને નીતીના ચોકઠામાં પુરી રાખેલ છે. જો કોઇ આદમીને મગજની વીચારસ્ફુરણા માત્રથી અંધારપછેડો ઓઢવાનો હોય તો કેટલી કુમારીઓના શીયળ સહીસલામત રહે કેટલી તીજોરીઓ સાબુત અનામત રહે, એ સવાલ છે. વૃત્તીઓ ઉપર અંકુશ મુકવાથીજ મનુષ્ય, પ્રાણીથી ઉંચા દરજ્જાનો છે એ વાત અનેકવાર આપણા કાનમાં નાખવામાં આવી છે. મનુષ્યની આ ઉંચી કક્ષાની જુના જમાનામાં કોઇએ ભાટાઇ કરી હશે તેની મગરૂરી સંતોષાઇ, પરીણામે તે "જંગલી" માંથી કારકુન બન્યો. આ બાબી કીધા "સંસ્કૃતી"ના નામથી ઓળખાય છે. જંગલી માણસને તો પાળવામાં આવે તોજ તે પગવાના પેટ માટે પોતાનો પરસેવો પાડે! એટલે સમાજના પાયા ચણનારે કાનુનો ઘડી પોતાના સ્વાર્થનેજ સાધ્યો છે એ વાત તો તમે ક્યાં નથી જાણતા?

નાનુ–કીશોર આજે તું ઝખાનને છુટી મુકવાના "મુડ"માં છે એટલે હું પણ સાંભળવામાંજ આનંદ લઇશ.

કીશોર–હજુ પણ આપણે ત્યાં એવા લોકો છે કે જેઓ હીંમતથી જાહેર કરે છે કે નીતી એ તો ઇશ્વરી બક્ષીસ છે, દૈવી ચીજ છે, પણ તેઓને યાદ આપવું પડે છે કે ખુદ ઇશ્વરનો પણ સ્વાર્થ માટે ઉપયોગ કરવાની હકીકત ઇતીહાસના પાને પાના પર તરી આવે છે. બળીઆ લોકોના ઘરબાર બરોબર સાબુત રહે, તેઓના પેટમાં હીજરતદાર અન્ન પડે, અને એ તેઓની દોલત કાયમ ચાલુ રહે એટલા માટેજ ભગવાનનું જમાનામાં પણ નામ લેવામાં આવે છે. ઢગ પાસે હોય તેને રાતના ઉંઘ આવતી નથી, રોટલાનો ટુકડો ખાઇ નેજ જમીના ઓડકાર ખાતા ગરીબ લોકો શ્રીમંતોની સરખામણીમાં ઘણા સુખી છે એ બધી વાતો પણ મુડીવાદીઓએજ શોધી કાઢી છે. કારણ કે જેઓનાં જીવન હાડમારીઓથી ભરપુર છે, જેઓને ઓઢવા માટે કપડું પણ હોતું નથી કે પેટનો પુરો ખાડો પુરવા અન્ન મળતું નથી. તેઓ પણ શ્રીમંતો કરતાં સુખી છે એવી શ્રધ્ધા આવા દુબળા લોકોમાં ઘર કરી બેસે છે, અને આમાંથી સંતોષ જન્મ લે છે. જો આ સંતોષ દુખીઆના દીલમાં ઘર ઘાલી ન જાય તો જરૂર આમ હેરાન થતા લોકો, જેઓની સંખ્યા ઘણી વધારે હોય છે, તેઓ આ પરીસ્થીતી સામે બળવો કર્યા વીના ન રહે!......ધર્મ પણ શ્રીમંતોનેજ કેમ સાથ આપે છે એને વીષે હું ઘણીવાર ટકી ગયો છું એટલે એ બલ હું આજે તમારી પર નહીં અજમાવું!

લીલા—તારી એવી સજાથી અમે ખુબ રેવાઇ ગયાં છીએ...માટે ચલાવે રાખને!

કીશોર—(મશ્કરીમાં) નાનુ, તને લીલાને દેખતાં "સ્મોક" કરતાં શરમ નથી લાગતી! એ વર્તણુંક સારી ન કહેવાય, vulgar ગણાય.

નાનુ–well, "vulgarity is the behaviour of other people" બીજા જે વર્તણુંક ચલાવે એનેજ 'Vulgarity' નો શીક્કો મળે છે. સારી ચાલચલગતના પાઠ મારે તારી પાસેથી શીખવાની જરૂર નથી...બાકી "સ્મોકીંગ"ની મને ટેવ છે એટલે......

કીશોર–આપણને "સદ્ગુણ"ની પણ એ ચીજ ટેવ પડી જાય છે, નાનુ. તું એમ માને છે કે બધાંજ લોકો સમજીને...વીચાર કરીને...મનોમંથન કરીને "સદ્ગુણ"

નું આચરણ કરે છે!...અલબત નહીંજ....એ તો માત્ર ટેવનુંજ પરીણામ છે. [બાકી મનુષ્યોના સદ્ગુણોનો હારડો જ્યારે જ્યારે મને બતાવવામાં આવ્યો છે ત્યારે ત્યારે મને તો એમ ચોક્કસ લાગ્યું છે કે એવા સદ્ગુણો તો પ્રણીઓ પણ પાળે છે......ઘણી મગરમચ્છીઓ સ્વદેશા ભીમાન દર્શાવી પોતના સ્વદેશમાંજ (દરી આના રહેઠાણ) રહેવા માટે જાન આપ્યા છે. સીલ માછલીઓ આથે લડાઇ કરતાં આ હકીકત બને છે.......

લીલા–આ બધી વાતો તમે સમાજને તાળું દઇ કુંચી રાખનારાને જઇને કહો તો ઠીક પડે!...

કીશોર–આ કુંચીઓ ઘણું ખરું ખોરેરા ઓના હાથમાંજ રહે છે. તેઓ અનુભવના નામ નીચે રળી ખાય છે, પણ આવા ખોટેરાના મનમાં "રહેંજ આવે બ્રહ્મચારી"નાંજ હોય છે. તેઓમા "દુર્ગુણી" થવાની તાકાત હતી નથી એટલે જુવાનો જે શારીરીક ભોગ માણે છે. તેની સામે તેઓ દાંતીયા કરે છે. બીજાઓના જીવનમાં માથું માર વું, ડખલગીરી કરવી એજ આ ઘરડાઓ નું કામ હોય છે. બીજું બધું કામ તો તેઓ કરી ચુક્યા છે. એવા લોકોના હાથ માં જબરી હકુમત આવે છે, તેઓ જે લોકોને શીખે છે એનેજ પવીત્ર પ્રવચનો સંભળાવે છે, જે લોકોને તેઓ ઉતરે છે એનેજ ન ઉનાવવા પાઠો પઢાવે છે. આવાજ ખોટેરાઓ સમાજના રૂઢીચુસ્ત કાયદાઓ ઘડે છે, જેનું ઉલ્લંઘન કરવાનું તેઓને પ્રલોભન સાંપડ્યું હોતું નથી .....આવા ઝેરીલા ભાર ઠાઠરે થઇ ફરતા ઘર ડાઓ જો છુટા રહે તો જરૂર સમા જને નવો પ્રકાશ મળી શકે........ .......બાકી આજે "છતા" મફતી તો જગતમાં ઉગલે ને પગલે સાંપડે છે પણ એ સીતાયના "ગુણ"વાળા આદમીને શોધ- વોજ મુશ્કેલ પડે છે. અક્કલ વગરના માણસને પણ "પ્રમાણીકપણું" એ શું છે એની ખબર હોય છે...પરંતુ માત્ર અર્થ વગરના "પ્રમાણીકપણા"માં શું માલ છે? આજ સુધી જગતે બતાવી આપ્યું છે કે ઘણુંખરું "સદ્ગુણ અને મુર્ખાઇ" વચ્ચે દોરતી હોતી નથી...

[ચા......આવે છે. એટલે બધા તે પીવામાં રોકાય છે.]

લીલા–તમે સ્ત્રીના બાબી વીષે કાંઇ કહી શકો તેમ છો?

નાથુ–એ વાત તો મનેજ કહેવા દ્યો–થઇ કાલની સ્ત્રી અને આજની સ્ત્રીની પરી સ્થીતીમાં ભારે ફેરફાર દેખાય છે. આજે તો સ્ત્રી આર્થીક સ્વાતંત્ર્ય અનુભવી રહી છે. પોતાના હાથે તે કમાઇ શકે છે, અગત્યનો ફેરફાર એ છે કે જયારથી 'સંતતી નીયમન'ના સાધનો હસ્તીમાં આવ્યાં છે ત્યારથી સ્ત્રીના ભાવીમાં ઉથલ પાથલ થઇ રહી છે. આર્થીક સ્વતંત્રતા અને સંતતી નીયમનના સાધનોને લઇને આજની સ્ત્રીને 'લગ્ન'ની ગરજ રહેતી નથી લગ્નની સંસ્થાના મુળમાં આર્થીક પ્રશ્ન સમાએલો છે. સંસ્કૃતીના ઇતીહાસ પર નજર ફેરવતાં ખબર પડે છે કે સ્ત્રીની પાસે ગુજરાન ચલાવવાનો માત્ર એકજ રસ્તો છે, અને તે એના શરીર મારફતજ સાધી શકાય છે.

એટલે સ્ત્રી એના શરીરને ગમે તેટલા વખત સુધી એકજ આદમીને વેચે છે એ હાલતને "લગ્ન"ના નામથી ઓળખવામાં આવે છે. જ્યારે અમુક વખત સુધીજ સંખ્યા બંધ આદમીઓને એક સ્ત્રી પોતન

દેહનું વેચાણ કરે છે એ ચાલને વેશ્યાપણામાં ખપાવવામાં આવે છે. સ્ત્રીઓને આ રીતેજ આથીક પોષણ મળી શકતું પણ આજે આ સ્ત્રીની હાલતમાં જબરો પલટો આવ્યો છે. કારણ કે સંતતી નીયમનનો ઉપયોગ અને એની કમાવાની શક્તીને લીધે તેને પતીની પુજાતવૈનાતમાં રહેવાની જરૂર નહીં રહે. આમ લગ્નની સંસ્થા જતે દીવસે નાબુદ થય તો તેમાં નવાઇ જેવું કાંઇ નથી.

લીલા—એ લગ્નની સંસ્થા નાબુદ થાય તો જીવનના "બેરામ"ની મોજ જરૂર ચાલી જશે એટલુંજ નહીં પણ પછી તો... ખરાબ થવામાં પણ કારણ જેવું કાંઇ નહીં રહે એટલે પછી તો તમેજ બધા એમ કહેશો કે આના કરતાં "લગ્ન" હોય તે સારૂં... પણ હા, મને યાદ આવ્યું—કેઇ તારા વેવીશાળની વાત કરતું હતું એ સાચું છે?

કીશોર—મને પોતાને એની ખબર નથી... પણ એટલું હું જાણું છું કે એ લીસ્ટમાં તારૂં નામ તો નથીજ.....(લીલા અચાનક ગંભીર બની જાય છે) તું તો વાતોની ગુરી છો,—આપણા બન્નેના વીચારો,—આપણને પશ્ચીમના લેખકો પાસેથી મળ્યા છે. એટલે હીંદુ સમાજના ધારા પ્રમાણે વાત કરવી મને ભારે પડે તેમ છે. તેને મારેની પુરતી હકીકતો...

નાનુ-કીશોર કેમ ઉંઘ આવે છે કે શું! તારી વાતોમાં ધડો લાગતો નથી.

[કીશોર અને લીલા એક બીજા સામું જોવામાં ડરતાં હોય એ રીતે મુંગાં બેસી રહ્યાં છે....થોડા વખત પહેલાં જીસ હોરાવતી આ રસ્તો પર સુપડીએ અચાનક બુરખો ઓઢાડી દીધો હોય તેમ લાગે છે.... હજુ પણ નીહાર ધુધીરી કાંઇક ચાલી રહી છે... અત્રની પર ધોધમાર પાણી વરસી રહ્યું છે....બહારથી મોટરના હોર્નનો અવાજ આવે છે એટલે લીલા વગડા વરાહમાં ચાલી નીકળે છે, તેની પાછળ કીશોર અને નાનુ જોઇ રહે છે.]



# સ્વાધીન અર્થવાદ

: અંગ્રેજીમાં લેખક :
દીલીપ પે. એમ. એ.

: અનુવાદક :
ચુનીલાલ ભટ્ટ બી. એ.

મુડીવાદની ચુસણનીતી અને સમાજવાદની એ નીતી અટકાવવાની રીતો બન્નેમાં ચુસણનીતી સામે વીરોધ બનાવવા છતાં, સમુહવાદના કાર્લ માર્કસના સીદ્ધાંતોને નહીં સ્વીકારનાર જર્મન અર્થશાસ્ત્રી સીલ્વીઓ ગેસેલે 'સ્વાધીન અર્થવાદ'ની નવી યોજના બતાવી છે. તે અનુસાર જાણીતા સ્વીસ અર્થશાસ્ત્રી પ્રો. દીસ્ટને લખેલા નીબંધનો અંગ્રેજીમાં દીલીપ પે. એમ. એ. એમણે અનુવાદ કર્યો છે. તે ઉપરથી પ્રસ્તુત નીબંધ લખાયો છે. સ્થાપીત હક્કોનો તે પણ અસ્વીકાર કરે છે અને શ્રમજીવીઓને અર્થલાભ થાય તેવી યોજના તે સ્વીકારે છે, છતાં તે વ્યક્તીવાદની વર્તમાન યોજનાને મુળમાંથી ઉથલાવી નાખવાનો વીરોધ કરે છે. અર્થશાસ્ત્રની બાબતમાં રસ લેનારાઓને માટે આ 'સ્વાધીન અર્થવાદ'ના સીદ્ધાંતો જાણવાથી રસ પડે તેમ છે. સ્વીટઝર્લેન્ડ અને જર્મનીમાં આ 'વાદ' તરફ જનતાનું લક્ષ સારી રીતે આકર્ષાયું છે.

## ૧ પ્રસ્તાવીક

અત્યારે ઘણા એમ માને છે કે જગતમાં ફક્ત બે જ આર્થીકવાદ હોઇ શકે :

**મુડીવાદ અને સમાજવાદ.** આ લેખક જો એમ માનતો હોત તો આ પુસ્તક લખવાની જરૂર રહેત નહી.

લેખક માને છે કે મુડીદારનો વર્ગ કામદાર વર્ગને લુંટે છે એવું કહેનાર સમાજવાદીઓ સાચા છે, કારણ કે આ લુંટ અન્યાયી અને આર્થીક દ્રષ્ટીએ બીન જરૂરી છે. પરંતુ સાથે સાથે તે એમ પણ માને છે કે જો સમાજવાદીઓનો કાર્યક્રમ અમલમાં મુકાય તો ગંભીર ભુલ થશે, અને ભારે નુકશાનકારક પરીણામો આવશે.

સમાજવાદીઓના કાર્યક્રમથીજ કામદારોનું થતું શોષણ અટકાવી શકશે એમ જો હોય તો સમાજવાદના સીધ્ધાંત મુજબ ઉત્પન્ન કરવાનાં સાધનો રાજ્યની માલીકીનાં થાય અને ઉદ્યોગો પણ રાજ્યના કાબુ નીચે આવે એ ન ટાળી શકાય તેવા અનીષ્ટ તરીકે સ્વીકારીએ પરંતુ સમાજવાદથી આવનાર સઘળાં અનીષ્ટ પરીણામોને ગણાવ્યા સીવાય તેની ભયંકરતા સમજી શકાય તેમ છે. કારણ કે ઉદ્યોગો રાજ્યની માલીકીના થવાથી કાર્યમાં અસીધ્ધી, પક્ષાપક્ષી, લાંચ રૂશ્વત, સ્વતંત્રતાનો નાશ, અને આત્મઘાતક નોકરશાહીનો વીજય થાય છે. રાજ્યની માલીકી નીચે ચાલતા ઉદ્યોગોનો જેને પ્રત્યક્ષ અનુભવ છે તે રાજ્યની માલીકીનાં દુષ્પરીણામોના અનેક દાખલાઓ આપી શકશે.

બોલશેવીકો સીવાયના સઘળા વીચારકો હવે જાણે છે કે ઉપર ગણાવ્યાં તે સઘળાં

દુષ્પરીણામો સામ્યવાદમાં તો જરૂર આવે છે. જર્મનીમાં ક્રાંતી થઇ ત્યારે, જુના વીચારના તેમજ સ્વતંત્ર વીચારનો સમાજવાદીઓએ એકદમ જાહેર કર્યું કે દરેક વ્યક્તીની ખાનગી મીલ્કતને હાથ લગાડવામાં નહી આવે, અને સામ્યવાદને દેશમાં સ્થાન આપવામાં નહી આવે. આમ કરી તેમણે તેમના ગુરૂ કાર્લ માર્કસને તેની કબરમાંજ દફનાવ્યા દીધા. માર્કસના બાકી રહેલ અનુયાયીઓ બોલશેવીકો છે. અમણીઓ તરફથી તે હકુમત ચલાવે છે. તેઓ કાર્લ માર્કસે અગાઉથી જણાવેલ વિચારો પ્રમાણે ચાલનારા સાચા અનુયાયીઓ છે, એ ચોક્કસ છે.

દાખલા તરીકે કૌટસ્કીનો સુધારેલો સમાજવાદ આર્થિક સ્વતંત્રતા સાથે બંધબેસ્તો નથી. કામદારોને શરૂઆતથી જ તેમની શક્તીના પ્રમાણમાં બદલો ન આપવાનું ઠરાવાય તો સ્વાભાવીક રીતે જ ઉત્પન્ન ઘટશે. માર્કસના અનુયાયીઓએ જુગજુના શબ્દો "વધારાનું મુલ્ય" એટલા બધા વગર વીચારે વાપર્યા છે કે તેથી ચારે બાજુ ગોટાળો થવા પામ્યો છે અમુક જંતુઓ નુકશાનકારક છે તેથી બધુત કંઇ સઘળાં જંતુઓ ભામે જોવાય આદરતો નથી. કારણ કે તેમાં તો તેના ફળાઉ ઝાડોને ફળથી લદાવનાર મધમાખીઓ પણ આવી જાય છે.

પણ માર્કસના અનુયાયીઓ તો મુડી ઉપરનું વ્યાજ તથા જમીનનું ભાડું કેટલું, અને મજુરોને નોકરીમાં રાખનાર કારખાનાના માલીકો અને વેપારીઓનો નફો કેટલો ભાગ કેટલો એનો ભેદાભેદ કર્યા સીવાય બધાને "વધારાનું મુલ્ય" કહી કાઢી નાખે છે. તેઓ એટલો પણ વીચાર નથી કરતા કે મજુરોને રોકનાર માલીકો કે વેપારીઓની સમાજના કલ્યાણની દૃષ્ટીએ મોટી કીંમત છે. કારણ કે તેઓ જ રોજી કમાનાર મજુરોને કમાણીની નવી નવી દીશાઓ ઉઘાડી આપનાર છે.

આ જાતની ભુલ કાપડમાં વણાયલા લાલ દોરાની માફક સમાજવાદી સાહીત્યમાં દરેક સ્થળે જોઇ શકાય છે; એટલું જ નહી, પરંતુ કાર્લ હિલ્ફેરીંગ જેવા મુડીવાદી લેખકોના લખાણોમાં પણ જણાય છે. નવાં સાહસો ઉત્પન્ન કરનાર અને મજુરોને નોકરીમાં રાખનાર સાથે નાણાં ધીરવાનો ધંધો કરનારને તથા મુડીદારોને ભેળવી દઇને ગુંચવાડો ઉભો કરવામાં આવ્યો છે. પોતાની જ મુડીથી નવું સાહસ ખેડનાર અથવા દેવું મુકવી દઇ બધા શેરો ખરીદી લેનાર કારખાનાનો માલીક મુડીદાર બને છે; જો કે આવું ઘણા થોડા પ્રસંગોમાં બને છે. સરકારી લોનોમાં કે શેરોમાં નાણાં રોકનાર તથા મીલ્કતને ગીરો લઇ તે ઉપર નાણાં ધીરનાર મુડીદાર છે, પરંતુ તે નોકરો રાખનાર કારખાનાનો માલીક નથી. કારણ કે તે મજુરી કરી આવક મેળવતા નથી. દેવું ભોગવતા વેપારીઓ અને ખેડુતો સાચા માલીકો છે. તેઓ જાતે કામ કરે છે અને સાથે સાથે મજુરો રોકી કામ કરાવે છે. તેઓ દેવામાંથી મુક્ત હોય તો તેઓ અર્ધા માલીક અને અર્ધા મુડીદાર લક્ષના સંયોગોમાં કહેવાવા જોઇએ.

સમાજવાદે મુડીદારો અને કારખાનાના માલીકોને ભેળવી દઇ ગુંચવાડો ઉભો કર્યાથી, માલીક અને નોકરો જે એક બીજાના ભેડીદારો છે તેમને અવળે રસ્તે દોર્યા છે. પરીણામે તે બન્નેય તેમના સામાન્ય શત્રુ બીનમહેનતે આવક મેળવનાર મુડીદારને વીસરી ગયા છે.

માલીકો પોતાના મોજશોખ માટે તેમની (મજુરોની) રોજીમાં ઘટાડો કરે છે એવા ભ્રમમાં મજુરો પડે તેમાં કોને દોષ દેવો? કારણ કે તેમના અમલદારો માલીકો પણ

તેવી જ ભ્રમણામાં ફસાયલા છે. સાચી વાત કહીયે તો માલીક જ્યારે મજુરની રોજી ઘટાડે છે ત્યારે તે પોતાના લાભ માટે રોજી ઘટાડતો નથી, પરંતુ બેન્કના માણસની માફક અથવા તો ચપરાસી ચાકરની માફક મુડીદારના દબાણથી તે તેમ વર્તે છે. મજુર પોતાને થતા આર્થીક અન્યાય માટે સાચા ગુન્હેગાર જમીનદાર અને નાણાં ધીરનારને ભુલી જઇ તેને નોકરીમાં રાખનાર માલીક સામે થાય છે. આ વાત સ્પષ્ટપણે સમજાવી જોઇએ કે જે નોકરીમા રાખનાર માલીક પોતાની જ જમીન ઉપર પોતાના જ પૈસા વડે કામ કરતો ન હોય તો તે જે ઉત્પાદન કરે તેમાંથી, તથા તેણે રોકેલા મજુરો જે ઉત્પન્ન કરે તેમાંથી ઘણો ભાગ જમીનદાર તથા નાણાં ધીરનાર માટે તેને અલગ રાખવો પડે છે. મજુરોમાંથી મેળવેલ પૈસો માલીકને મળતો નથી. પણ તે અન્યાયી શોષણ કરનાર છે એવો તેને માથે ખોટો આરોપ આવે છે.

આ બાબત આજ સુધી માલીકો ન સમજી શકયા એ કલ્પી શકાય તેમ છે. કદાચ માલીકો અને ઘણા મજુરોને એવી આશા હશે કે એક દીવસ તેઓ વગર મહેનતે કમાણી કરનાર નાના મુડીદાર વર્ગના સભ્ય થશે. આ કારણથી જ બીન મહેનતની કમાણીને લીધે તેઓને સહન કરવું પડે છે તો પણ તેઓ તે કમાણી સામે બોલતા નથી.

એટલે જ્યાં સુધી જેમને સહન કરવાનું આવે છે તેઓ સાચો આર્થીક સંબંધ સમજે નહી ત્યાં સુધી આ દુઃખ લાવનાર મોહ દુર કરી શકાય નહી. અત્યારે દુઃખદાયક આર્થીક સ્થીતી છે તેનો અંત લાવવા માટે મોહ વીનાની સ્પષ્ટ વીચારસરણીની જરૂર છે.

જે મુડીદારો એમ સમજતા હોય કે હાલ ચાલતી શોષણ રીતી જેમની તેમ લાંબા સમય સુધી ચાલુ રહેશે તો તે ભુલ કરે છે. જ્યારે કામદારવર્ગ સમજશે કે મુડીદાર વર્ગ વ્યાજ ઉપર જ જીવે છે, અને આર્થીક જીવન જો બરાબર વ્યવસ્થીત કરવામાં આવે તો ધીમે ધીમે વ્યાજનો દર આપોઆપ ઘટશે જ ત્યારે જાણવું કે મુડીદાર વર્ગનો મૃત્યુઘંટ વાગી ગયો. તેમની સાથે શોષણકીયામાં મદદ કરનાર જમીનની ખાનગી માલીકીનો હક્ક પણ નાબુદ થવો જોઇએ કે જેથી સમાજમાં શાન્તી ફેલાય.

આ ફેરફારો સામાન્ય આર્થીક સુધારા કરવાથી જ આપોઆપ થઇ જશે. તે માટે ભયંકર ક્રાન્તી કરવાની જરૂર નથી. આ આર્થીક સુધારાનું નામ જ સ્વાધીન અર્થવાદ રાખ્યું છે.

સ્વાધીન અર્થવાદ હાલની પરીસ્થીતીનાં ઇચ્છવાલાયક તત્વો–જેવાં કે વ્યાજે લીધેલા પૈસાનો કારખાનાના માલીકોને હાથે થતો ઉપયોગ, ખુલ્લી હરીફાઇ, ખાનગી સાહસ, અને રાજ્યના કાબુમાંથી મુકતીને સાચવે છે, અને બીન મહેનતની કમાણી–પૈસાનું વ્યાજ અને જમીનના ભાડાંથી થતો આર્થીક અન્યાય દુર કરે છે. સ્વાધીન અર્થવાદ મુજબ સાચી હરીફાઇને અટકાવનાર ખાસ હક્કો અને અયોગ્ય લાભો સમાજના આર્થીક જીવનમાંથી નાબુદ થાય તે માટે રાજ્ય માથું મારે છે. આવી આર્થીક પદ્ધતી સહેલાઇથી લાવી શકાય તેમ છે. પરંતુ તે માટે ફક્ત બે સુધારા કરવા જોઇએઃ એક સુધારો નાણાંની સાચી વૈજ્ઞાનીક પદ્ધતી દાખલ કરવાનો, અને બીજો તેવી જ જાતનો જમીનને લગતો સુધારો દાખલ કરવાનો છે. આ નવી આર્થીક પધ્ધતી આંતરરાષ્ટ્રીય સંબંધોમાં પણ આપોઆપ બંધબેસતી થઇ જાય છે, અને પરીણામે સર્વ સ્થળે વ્યાપારી છુટ પ્રચલીત થાય છે. આ પધ્ધતીમાં સહેલ સ્વતંત્રતા અને ન્યાય જ

આંતરરાષ્ટ્રીય શાંતી અને સુલેહની પાકી બાંહ્યધરી આપે તેમ છે.

અન્યાય અને જુલ્મને લીધે ઉત્પન્ન થયેલા જનતાના અસંતોષને રાજ્ય કરનાર વર્ગ દરેક યુગમાં બહારના શત્રુ સામે વાળવામાં પોતાની હુશીયારી વાપરી છે. આ રાજ્ય કરનાર સત્તા રાજાની હો કે પ્રજાની હો પણ તે દરેક સત્તા જીતવાથી હંમેશાં મજબુત થઇ છે.

જીતના મોટા રાષ્ટ્રીય ઉત્સવોથી, મરણ પામેલ શહીદોના પુજનથી, લશ્કરી સ્વારીના દમામથી અને લડાઇનાં માન અકરામ વગેરે વગેરેથી અસંતુષ્ટ પ્રજાજનોને તેમની ગરીબાઇ ભુલાવી દઇ રાજ્ય કરનાર સત્તાએ તેમનાં મન બીજી બાજુએ વાળી દીધાં છે. ઘણી વખત હારથી મોટી ક્રાંતી થઇ છે, ત્યારે નવા રાજ્યસત્તાધીકારીઓએ સત્તા મેળવી શોષણક્રીયા ચાલુ રાખ્યા કરી છે. ઇતીહાસ હંમેશાં પુનરાવર્ત થાય છે. મીત્રરાજ્યોમાં મુડીદારો અને લશ્કરી દોરવાળાઓનું જોડાણ થઇ સામ્રાજ્યવાદ થયો છે. હારેલા જર્મનીમાં રાજ્યકર્તા બદલાયા છે, અને આર્થીક પદ્ધતી પણ બદલાઇ છે, પણ જર્મનીના સમાજવાદીઓ મુડીવાદને દુર કરી સમાજવાદ સ્થાપવાની સત્તા ધરાવે છે કે નહીં તે ભવીષ્યમાં દેખાડશે. અત્યારે તો એમ લાગે છે કે ભલે સમાજવાદીઓનો પ્રયોગ અજમાવી લેવાય. જો તે નીષ્ફળ ગયેલો જણાય તો સ્વાધીન અર્થવાદ માટે સમય પાસે આવ્યો છે એમ મનવું. શરૂઆતથી જ સાચો રસ્તો લેવો એ સારૂં છે; પરંતુ ગયા ૭૦ વર્ષમાં બુમાબુમ કરી મુકનાર સમાજવાદીઓએ તેમના અનુયાયીઓ તેમજ વીરોધ પક્ષના માણસોને એવું ભરાવી દીધું છે કે સમાજમાં સમાજવાદ અને મુડીવાદ એ બે જ આર્થીક પધ્ધતીઓ હોઇ શકે. પણ આ બન્ને ભુલભરેલી સ્થીતીને દુર કરનાર અને જનસમાજની શાંત રીતે નીયમીત પ્રગતી સાધનાર એક ત્રીજો વાદ છે.

## ૨ શોષણ

જે માણસો પ્રતીપક્ષી સામે સીદ્ધાન્તની દ્રષ્ટીએ હુમલા કરે છે તેઓ પ્રતીપક્ષીની સાચી દલીલોને વાદમાં અવશ્ય સ્વીકારે છે. સ્વાધીન અર્થવાદમાં માનનાર અમે પણ સ્પષ્ટપણે જાહેર કરીએ છીએ કે અત્યારે ચાલુ રહેલી આર્થીક પરીસ્થીતી સામે સમાજવાદીઓ જે ટીકા કરે છે તે અમારે કબુલ છે. અમે મજુરોનું મુડીદારોને હાથે થતું શોષણ વખોડી કાઢીએ છીએ અને તેનાં મુળ કારણો તપાસવા માગીએ છીએ.

શોષણક્રીયાનાં ચીન્હો સ્પષ્ટપણે પ્રથમ દેખાડનાર ફ્રેંચ તત્વવેત્તા પીઆરે જોસેફ પ્રોધોન હતો. તેણે ખુલ્લા શબ્દોમાં જણાવ્યું કે મીલ્કતને ધરાવનાર તેને અંગે કોઇ પણ જાતની મજુરી કર્યા સીવાય આવક મેળવે તેમાં ભારે અન્યાય છે. **"મીલ્કત એ ચોરી છે"** એ શબ્દોમાં આ સત્ય તેણે સ્પષ્ટ કર્યું છે. કદાચ પ્રોધોનની કહેવાની વીચીત્ર પદ્ધતીથી જ ૮૦ વર્ષ સુધી તેના કહેવાની લોકોએ દરકાર કરી નહી હોય, અથવા તે બાબતમાં ગેરસમજુત ચાલી હોય પણ તેના સીદ્ધાન્ત સામે થવું અશક્ય છે. પરંતુ "બીન મહેનતે મેળવેલ આવક એ આર્થીક અન્યાય છે" તેની બારીક મીમાંસા કરવી જરૂરની છે.

એક આખા વર્ષનું કામ અને તેને અંગે વપરાયલી સઘળી મદદને એક ચોરસ આકૃતી રૂપે કલ્પો. આર્થીક ન્યાયની દ્રષ્ટીએ વીચારતાં જે બધાએ તે કામ કરવામાં ભાગ લીધો હોય તેમની વચ્ચે તે આકૃતી વહેંચાવી જોઇએ. જેમણે તે માટે કંઇ પણ ન કર્યું

હોય તેને કંઇ પણ ન મળવું જોઇએ. આનું નામ જ સમાજવાદનો મુખ્ય સીદ્ધાંત સીધો ન્યાય.

પણ વહેંચણી વખતે બીજું જ બને છે. આખા વર્ષનું કામ પૈસા લઇ વેચવામાં આવે છે. આ પૈસા કામ અથવા મદદના બદલામાં મુખ્યત્વે બે વર્ગમાં વહેંચાય છેઃ જેણે તે કામ કર્યું છે અથવા તેમાં મદદ કરી છે તેના બદલામાં તેને મજુરીના પૈસા મળે છે, તે શ્રમજીવીઓનો વર્ગ અને મુડી ઉપરના વ્યાજ તરીકે અથવા ભાડા તરીકે પૈસા મેળવે છે તે બીજો મુડીદારોનો વર્ગ.

મજુરી કરનારા આવક માટે કામ કરે છે, અને વ્યાજ લેનારને કામ કર્યા સીવાય આવક મળે છે. સુધરેલા દેશોમાં મજુરી તરીકે અપાતો પૈસો, વ્યાજ તરીકે અપાતા પૈસાની બરોબર થવા જાય છે. એટલે આખા વર્ષમાં થયેલા આખા કામમાંથી લગભગ અર્ધો ભાગ વ્યાજવાળા લઇ જાય છે. અને મજુરી કરનારાઓ માટે બીજો અર્ધો ભાગ જ રહે છે. જો વ્યાજ લેનારા ન હોત તો મજુરી કરનારાઓને આખો ય ભાગ મળત. આ રીતે આર્થીક ન્યાય બરાબર થત. આખું કામ થયું તે મજુરોને જ આભારી છે, પણ તેની વહેંચણી વખતે તેમને અર્ધો ભાગ મુડીવાળાઓને આપી દેવો પડે છે. તેથી આપણે આખા કામની આકૃતીના બે ભાગ કલ્પીશું: એક ભાગ વ્યાજ અને બીજો ભાગ મજુરી.

મજુરે કરેલા કામના બદલાની વહેંચણીમાં અન્યાય સ્પષ્ટ છે. જ્યાં આવી પધ્ધતી હોય ત્યાં "ખુલ્લી હરીફાઇ" અથવા "આર્થીક બળોની સ્વતંત્ર પ્રવૃત્તી"ની વાત કરી શકાય નહી. કારણ કે શોષણક્રીયાની પ્રવૃત્તીને સ્વતંત્રતા છે. પણ માલ ઉત્પન્ન કરનાર બળોને તેવી સ્વતંત્રતા નથી.

મજુરના ઉત્પાદનની વહેંચણીમાં રહેલો અન્યાય યુનાઇટેડ સ્ટેટસ કે બીજા દેશોમાં પણ તેવો જ છે તે નીચે આપેલ ઉતારા ઉપરથી સાબીત થશેઃ

"આપણે યુનાઇટેડ સ્ટેટસ-વીસમી સદીના કુબેર તરફ નજર નાખીએઃ આખા દેશની ગરીબાઇ ટાળી શકે તેટલી દોલતનો ભંડાર ત્યાં છે; ત્યાંની ૯૦ ટકા દોલત ૧૩ ટકા વસ્તીના કબજામાં છે, અને પ્રજાનો ૧ ટકો, દોલતના ૫૯ ટકા ધરાવે છે. વસ્તીના ૭૧ ટકા પાસે તો થોડી પણ દોલત નથી; દેશમા થતી આવકના ૫૦ ટકા મુડીમાં દર વર્ષે ઉમેરાય છે. આખા દેશમાં કોઇ પણ ધંધામાં એવું નથી કે જ્યાં માલીકોએ ઠરાવેલા ધોરણ પ્રમાણે એક માણસની વાર્ષીક આવક તેની સ્ત્રી અને ત્રણ છોકરાંનું પુરૂં કરવાને પુરતી હોય. દેશમાં સરેરાશ વાર્ષીક મજુરી ૧૨૮૦ ડોલર છે, આ આવક એટલી થોડી છે કે જો કદાચ તે માંદો પડે, મરી જાય અથવા તેની નોકરી છુટી જાય તો તેના ઉપર આધાર રાખતાં છોકરાં ભુખે મરી જાય અથવા ધર્માદા ખાવાનું મળતું હોય ત્યાં જાય. એક દસકામાં જ આ અન્નક્ષેત્રોને પોતાના ખર્ચા ચારથી પાંચ ગણા કરવા પડયા છે એ જાણવા જેવી બીના છે. પૃથ્વી ઉપર સર્વથી શ્રેષ્ઠ સઘન દેશમાં આ પ્રમાણે છે. આ આપણી આંખો નાખનાર આબાદીનો નમુનો.

સર એલ. શીઓઝા મનીએ ઇંગ્લન્ડના આંકડા આપ્યા છે તે શોષણક્રીયાનો વધારે આધારભુત પુરાવો છે. ઇંગ્લન્ડની દોલતના ૯૦ ટકા, વસ્તીના ૪ ટકાના કબજામાં છે અને ૧૦ ટકા દોલત ૯૬ ટકા પ્રજાના કબજામાં છે.

સાદો હીસાબ ગણી લેતાં જણાશે કે માણસ બીનમહેનતની આવકનો ભોગ થઇ

પડયો છે. ઇ. સ. ૧૯૧૮ માં યુનાઇટેડ સ્ટેટ્સની આવક ૫૮૦૦ અબજ ડોલર હતી, જે પૈકી ૪૦ થી ૫૦ ટકા આવક બીન મહેનતની કમાણી હતી. એટલે ૧૦૪૨૦૦૦૦૦ માણસની વસ્તી વચ્ચે ૨૩૨૦ અબજ ડોલર બીનમહેનત આવક આવી. આ રકમ દર વર્ષે કામ કરનાર મજુર, કામ ન કરનાર મુડીદારને ભાડા તરીકે સીધી કે આડકતરી રીતે આપે છે. જો એક સ્ત્રી અને બે છોકરાંવાળા એક મજુરનો દાખલો લઇએ તો તેના પર પડતો બોજો વાર્ષિક ૨૨૩×૪= ૮૯૨ ડોલર થાય. આ રકમ જો ૫ ટકા લેખે વ્યાજની રકમ ગણીએ તો મજુરની મુડી ૧૭૮૪૦ ડોલર ગણાય. જો મજુર પાસે આથી ઓછી મુડી હોય તો તે વ્યાજનો ભોગ થઇ પડે અને જેટલું તે મેળવે તેના કરતાં તેને વધારે આપવું પડે જો તે ૧૭૮૪૦ ડોલર કરતાં વધુ મુડી ભેગી કરે તો જ તેને વ્યાજનો નફો મળે. પણ જ્યારે વસ્તીના ૭૭ ટકા પાસે દેશની દોલતમાંથી કંઇ જ ન હોય ત્યારે કેટલા મજુરો પાસે ઉપર જણાવેલી મુડી હોઇ શકે? પરીણામે વસ્તીનો મોટો ભાગ બીન મહેનતની આવકનો ભોગ થઇ પડયો છે, અને નહી કે તે આવકનો લાભ ઉઠાવનાર બન્યો છે.

સમાજવાદનો હેતુ આવા શોષણને નીમુંળ કરવાનો છે. અમને તે માન્ય છે. પરંતુ તે માટેની સમાજવાદીઓની રીતી એટલે સઘળા ઉદ્યોગોને રાષ્ટ્રીય ઉદ્યોગો બનાવવાની રીતી અમને નાકબુલ છે.

## ૩ પૈસો અને રોજી

આથીક જીવનનો પાયો મજુરી છે. પ્રમાણીક કામ કરનારને પુરતી રોજી મળવી જરૂરી છે. અત્યારે રોજી પૈસામાં ચુકવાય છે, પણ રોજી મેળવનારને પૈસો જાતે ઉપયોગી નથી. તે કંઇ ખાવા પીવા કે પહેરવા ઓઢવાના કામમા લાગતો નથી. તેને જોઇતી ચીજો અને સેવાઓ તે પૈસા વડે મેળવી શકાય એ જ તેનો ઉપયોગ છે. મજુરીના પૈસા એ જોડનારી સાંકળી છે. મજુરીનો હેતુ મજુરી કરનારને જોઇતી ચીજો અને સેવાઓ બદલામાં મળે એ જ છે.

પૈસામાં મળેલ મજુરીથી જોઇતી ચીજો ખરીદી શકાય માટે વેપારીઓની જરૂર છે. પૈસાની ખરીદવાની શક્તી કાયમની એક સરખી રહે તો જ તેને રોજી પુરતી મળે છે એમ સંભવી શકે. યુરોપના દરેક દેશમાં પૈસાની ખરીદવાની શક્તી દર અઠવાડીયે (૧૯૧૯માં) ઘટતી ચાલી છે, અર્થાત ચીજોના ભાવ વધતા ચાલ્યા છે. પરીણામે રોજી કમાનાર અને પગાર મેળવનાર છેતરાયા છે. ભાવો વધવાથી જેમને સહન કરવું પડયું છે તે પૈકી ઘણા ધીમે ધીમે ભાવો ઘટશે એવી આશા રાખે છે. પરંતુ તેમને ખબર નથી કે ભાવો ઘટવાથી ભારે ઉથલ પાથલ થઇ જશે. ભાવો એકદમ ઘટે તો ભયંકર આફત આવી પડે છે. અને ધીમે ધીમે ઘટે તો ઉદ્યોગ, વેપાર વગેરેને વર્ષો સુધી ખરાબ કરી મુકે છે. ભાવો એક જ દીશામાં ખખડાટ કર્યા સીવાય પ્રગતી કરી શકે. અર્થાત વધી શકે. જો બીજી દીશામાં જાય તો પાછું ન ફરી શકે તેવાં પૈડાને પાછું ફેરવતાં જેમ તે તુટી જાય છે તેમ ભાવો ઘટવાથી મોટી આફત ખડી થઇ જાય છે.

આ બધી ચર્ચાને પરીણામે મજુરી કરનાર વર્ગને ઘણીજ અગત્યવાળો નાણાંવ્યવહારનો પ્રશ્ન ખડો થાય છે. જેવી રીતે સ્ટીમ એન્જીનને હાંકવાનું ન જાણનાર સ્ટીમ–એન્જીન હાંકવા બેસે તો ભારે અકસ્માત બને, તેવી જ રીતે નાણાં વ્યવહારથી બીન અનુભવી રાજકીય ક્ષેત્રમાં આગેવાન

અને તો ભયંકર પરીણામ આવે છે. નાણાં વ્યવહારની બાબતથી સમાજવાદી આગેવાનો તેમજ રૂઢીચુસ્ત ખજાનચીઓ એક સરખાં અજ્ઞાન છે, અને તે બન્નેય ભારે નાસીપાસ થયા છે તેનાં જોઇએ તેટલા પુરાવા છે. પણ જ્યારે કામદાર વર્ગ નાણાં વ્યવહારના સીદ્ધાન્તોને સમજશે ત્યારે તે સાચા આર્થીક સુધારા કરી શકે તેવા આગેવાનોને પસંદ કરવાની ઉમેદ રાખી શકશે.

નાણાંની વ્યવસ્થા ઉપરજ કીંમતની વધઘટનો આધાર છે તે સહેલાઇથી સાબીત કરી શકાય તેમ છે. કોઇ પણ દેશમાં બજારભાવ વધારવા કે ઘટાડવાનું કામ વખતો વખત ચલણી નોટો વધારવાથી ભાવો જોઇએ તેટલા વધારી શકાય, અને ધીમે ધીમે પાછી ખેંચી લેવાથી વેપાર અટકી પડે એટલી હદ સુધી ભાવો ઘટાડી પણ શકાય. કાગળનાણામાં આટલી બધી સત્તા છે ત્યારે ભાવ વધવા અને ઘટવાની છેલ્લી હદોની વચ્ચે એક એવી હદ હોવી જોઇએ કે જે તે હદે કાગળનાણું કાઢવાનું ધોરણ રાખવામાં આવે તો ભાવો વધે નહી તેમજ ઘટે પણ નહી.

જો ભાવો વધે કે ઘટે નહી તો પૈસાની ખરીદ કરવાની શક્તી એક સરખીજ રહે, અર્થાત્ નાણા વ્યવહાર સ્થીર થયો ગણાય.



ભાવના સરખાપણા અને ફરતા ધનની વચ્ચેનો સંબંધ

ચલણી નોટો વધારવાથી અથવા ઘટાડવાથી થઇ શકે છે. આ સાથે આપેલ આકૃતીમાં 'સ્વીટ્ઝર્લેંડ'માં કાગળનાણું વધારવામાં આવ્યું છે તેમ ભાવો વધ્યા છે એ જોઇ શકાય છે. તેવી જ આકૃતી ઇંગ્લેન્ડ, યુનાઇટેડ સ્ટેટ્સ કે બીજા કોઇ પણ દેશ માટે દોરી શકાય. લોકોમાં ફરતું નાણું વધારવાથી હંમેશાં ભાવો વધે છે, અને ઘટાડવાથી ઘટે છે.

લડાઇ દરમ્યાન અને તે પછી બેન્કોની કાગળનાણું એકદમ વધારી દેવાની નીતીથી લેણદાર અને દેણદાર વચ્ચેનાં ખતોનું સત્યાનાશ વળ્યું છે, માલીકો અને મજુરો દુઃખી દુઃખી થઇ ગયા છે, પ્રમાણીક ઉદ્યોગો ઉપર અનીશ્ચીત સ્થીતીની અવળી અસર થવાથી તે ભાંગી ગયા છે. અને સટોડીયાઓ તથા વ્યાજખોર લોકોને છુટ

સાથે ખેલવાની અનુકુળતા ફરી આપી દીધી છે. અત્યારે કામદારોમાં ભયંકર અસંતોષ છે તેનું મુખ્ય નાણાં વ્યવહારની ન સમજાય તેવી વ્યવસ્થા છે.

ઘણા આગેવાન નાણાશાસ્ત્રીઓ કહે છે કે નાણાં વ્યવહારને સ્થીર રાખવાનું અશક્ય છે. આ કહેવામાં કાં તો તેમની ભુલ થાય છે અથવા તો તે જાણીબુઝીને જનતાને અવળે રસ્તે દોરવા માગે છે. કારણ કે સાચી નાણાં વ્યવહારની પદ્ધતી જે અમે સુચવવા માગીએ છીએ તે ઘણા બેન્કોવાળા તથા તેના મીત્રોના લાભ માટે ઘડાઇ નથી. તે વડે કામદારો નાણાં ઉપર કાબુ ધરાવનારના ગુલામો ન રહે તે માટે ઘડાઇ છે.

ચલણી નાણાંની અસર સમાજના આર્થીક જીવન ઉપર ભારે છે તે ફરી દેખાડવાની જરૂર નથી. તે ભારે છે જ. નાણાં જ ઇતીહાસ ઘડે છે એમ કહીયે તો ખોટું નથી. નાણાંશાસ્ત્રના નીયમોના જ્ઞાન વીના ઇતીહાસને સમજવો એ ખરેખર અશક્ય છે, રોમન સામ્રાજ્યનો નાશ ટયુટનોનાં ટોળાંઓના હુમલાઓને લીધે થયો એમ અત્યારે કહેવાય છે. પણ આ ટોળાંઓએ ઇટાલીમાં પગ મુક્યો તે પહેલાં રોમનો નાશ શરૂ થઇ ચુક્યો હતો. રોમના નાશનું સાચું કારણ સર આર્ચીબાલ્ડ એલીસન અને બીજા અંગ્રેજ અર્થશાસ્ત્રીઓએ ગયા સૈકામાં જણાવ્યું હતું. સ્પેનીશ ખાણોની ચાંદી ઉપર રોમ ચલણી નાણાં માટે આધાર રાખતું હતું. ઓગસ્ટસના વખતથી તે ખાણો ખલાસ થઇ ગઇ. નાણું ઓછું થવાથી ભાવો ધીમે ધીમે નીચે પડવા લાગ્યા, એટલે ઉદ્યોગ ધંધા બંધ પડી ગયા. ચલણી નાણા માટે જોઇતી ચાંદીની આવક બીજી કોઇ દીશાએથી ન જડી એટલે આખા મધ્યયુગ દરમ્યાન ભાવો પડતા ચાલ્યા અને પ્રગતીનો કાંટો એક હજાર વર્ષ પાછો હટી ગયો. અમેરીકા શોધી કાઢ્યા પછી અને મેકસીકોથી સોનું અને ચાંદી આવવા માંડ્યા પછી, પ્રગતી શરૂ થઇ અને કાગળી નાણાંની શોધથી તે ઝપાટાબંધ આગળ વધી છે.

## ૪ સાર્વત્રીક આર્થીક આફત

હાલમુક લોકોમા ચાલતા એક રીવાજનો ક્રોપોટકીન ઉલ્લેખ કરી જણાવે છે કે જ્યારે તે લોકોમા તકરાર થાય, અને વધી પડતાં મારામારી અને કાપાકાપી પર આવી જાય ત્યારે આ તકરાર જોનારાઓને તેમજ તેમાં વધારે મારનાર માણસને સજા કરવામાં આવે છે. કારણ કે તેમણે વચ્ચે પડીને તે બન્નેને છુટા પાડયા નહીં અથવા તકરાર આટલી બધી હદે જવા દીધી. આ સીદ્ધાંતને આધારે જ્યારે દેશમાં આર્થીક આફત આવી પડે ત્યારે બેન્કોને સજા કરવી જોઇએ. કારણ કે આવી આફત આવે ત્યારે તેને આવતી અટકાવવા માટે તે કંઇ કરતા નથી એટલું જ નહીં પરંતુ આવતી આફતને સપાટાબંધ નજદીક લાવે છે અને માલીકોને થતા ભારે નુકશાનમાં ઘણો વધારો કરી મુકે છે.

આવા પ્રસંગે શું બને છે તે આપણે બારીકાઇથી જોઇએ. અત્યારે ચાલતી નાણાં પદ્ધતીમાં આફત આવશે એવા ભયથી પણ ઘણી વખત આફત આવી પડે છે. સાચી કે ખોટી અફવા ફેલાતાં શેરબજારમાં ગભરાટ ફેલાય છે, અને શેરોની વેચવાલી ઘણી થાય છે. ઘણા ખરા પૈસા પેટીમાં અથવા બેંકોનાં ભોંયરાંમાં પુરાય છે. અંગ્રેજ અર્થશાસ્ત્રીઓ સાચું જ કહે છે કે પછી રહેલો પૈસો બેંકોમાં એકઠો થાય છે. આ રીતે લોકોમાં ફરતું રહેલું નાણું ઓછું થવાથી બજાર ભાવો ગગડે છે. ભય પામવામાં બીજા નંબર વેપારીઓનો છે. જ્યારે ભાવ પડે છે

ત્યારે વેપારીઓ ખરીદી કરવાનું ઓછું કરે છે, અને આપેલા ઓર્ડરો રદ કરે છે. પણ કારખાનાવાળાઓ એક વખત આવેલા વેપારની આબાદીના મોજાની અસર નીચે હોવાથી નફાની આશાએ કારખાનાંઓ વધારે વખત ચલાવી વધારે માલ ઉત્પન્ન કરે છે, અને તેને વખારોમાં ભરે છે. પણ વેપારીઓ ખરીદી કરવા બહાર નીકળતા નથી. એટલે ભાવો સપાટાબંધ બેસવા લાગે છે. કારખાનાંઓ માલથી ભરાઇ જાય છે પણ તેનું વેચાણ થતું નથી. પરીણામે તેમણે કાં તો કારખાનાંઓ બંધ કરવાં અથવા ઓછા કલાક ચલાવવાં. પણ આથી જેઓ માલ ખરીદનાર હતા, અથવા ખરીદવાની ઇચ્છાવાળા હતા તેઓમાં બેકારી અને ગરીબાઇ ચોમેર ફેલાવા માંડે છે. એક બાજુએ માલ તૈયાર છે, અને બીજી બાજુએ તેની જરૂઆત પણ છે, પરંતુ માલની આપ લે થતી નથી અને પ્રજાનું આર્થીક જીવન પલાયાતી બની જાય છે.

પણ બેંકોનું શું? જો બેંકના ડાયરેક્ટરો, ખાસ કરીને સ્ટેટ બેંકના ડાયરેક્ટરો નાણાંશાસ્ત્રના સીદ્ધાંતને આધારે ચાલનારા હોય તો તેઓ એકદમ વચ્ચે પડશે અને આફતને અટકાવશે, પણ જ્યારે આફત આવવાના ભણકારા વાગે છે ત્યારે મુડીદારો કારખાનાંવાળાઓને ધીરેલા પૈસા પાછા માગે છે. આ પ્રસંગે કારખાનાવાળા પાસે પૈસા નથી હોતા. તેણે ધારેલું હોય છે કે માલનો ઉપાડ થોડા વખતમાં થશે. તેથી પોતાની સઘળી મુડી તેણે રોકી દીધેલી હોય છે. તેની પાસે જે માલ ઢગલાબંધ પડેલો છે તેના એકદમ પૈસા બની શકે તેમ નથી હોતું, કારણ કે જેના ભાવ પડતા હોય તે માલ કોણ ખરીદે?

પરીણામે કારખાનાવાળાએ બેંક પાસેથી નવી લોન લેવી રહી. પણ બેંક જાણે છે કે પૈસા ન ખોવા હોય તો કોઇ પણ રીતે આપેલા પૈસા પાછા મેળવી લેવા જોઇએ. એટલે બેંક તક જોઇ તેની પાસે વ્યાજનો ભારે દર માગે છે. એક ખાનગી ધંધો કરનારી સંસ્થા તરીકે બેંક બીજું કરી શકે જ નહી તે સમજી શકાય તેવું છે. તેના ડાયરેક્ટરોએ શેરહોલ્ડરો માટે બને તેટલું વધુ વ્યાજ કમાવી આપવું જોઇએ. વ્યાજે ધીરતી વખતે બને તેટલું વધારે વ્યાજ માગવું એ તેમની ફરજ રહી, અને જ્યારે આવું જોખમ ખેડવાનું હોય ત્યારે બેંકે પણ જોખમનો વીચાર કરીને વ્યાજનો દર કહેવો રહ્યો.

જર્મન સ્ટેટ બેંક, સ્વીસ નેશનલ બેંક, અને બેંક ઓફ ઇંગ્લેન્ડ કમનસીબે ખાનગી મંડળીઓ જ છે. એટલે તેઓ ઉપર જણાવેલ સીદ્ધાન્તે જ વર્તે છે. આફત આવવાના ભણકારા વાગે છે ત્યારે તેઓ વ્યાજનો દર વધારે છે. પણ આફતને આવતી અટકાવવા માટે તેમણે તદ્દન ઉલટી રીતે વર્તવું જોઇએ. દાખલા તરીકે જે માલીકો પૈસાની ભીડમાં હોય તેમને ઓછે વ્યાજે પૈસા ધીરવા, અને ભાવોને ઘટતા અટકાવવા માટે પુષ્કળ નાણું ફરતું કરી દેવું. આ પ્રસંગે ધીરેલી રકમો ટુંકી મુદતને માટે ધીરવી. જો તેમ ન કરવામાં આવે તો નાણાં ભીડ પછી નાણાંની છુટ થવાથી ભાવો વધવા માંડશે અને બજાર-ભાવો સ્થીર રહેવાને બદલે ઉંચા નીચા થઇ જશે. જો ધીરેલી રકમ થોડી મુદત માટે હશે તો ભાવ વધવા માંડશે તે અરસામાં ધીરેલી રકમની મુદત પાકી હોવાથી તે નાણાં પાછા લઇ લેવાથી, ફરતા નાણામાં સંકોચ થશે, અને પરીણામે ભાવો વધતા અટકશે.

પણ ખાનગી બેન્ક પાસે પરોપકારી કામની આશા રાખવી એ મોટી ભુલ છે. માટે જે ખાનગી બેંકો રાજ્યની બેંકો

તરીકે ગણાની હોય તેમને તેમના અત્યારે જે ખાસ હક્ક હોય તે બદલનો અને તેમણે અત્યાર સુધી જે કામ કર્યું તે બદલનો પુરતો બદલો આપ્યા પછી નાણાં વ્યવહારને સ્થીર કરવા માટે કાગળનાણું કાઢવાનું કામ રાજ્યે હાથમાં લેવું. નાણાં વ્યવહારને સ્થીર કરવાના હેતુસર ઉભું કરેલ સરકારી ખાતું જ્યારે જ્યારે કારખાનાના માલીકો મુંઝવણ પડે ત્યારે અને સુચવેલ ઉપાયો લેવાથી આવેલી આર્થીક આફત દુર કરી શકશે. ભાવ ઘટે છે ત્યારે ત્યારે જ આર્થીક આફત દેશ પર આવે છે. માટે જે રીતે ભાવો ગગડતા અટકશે તે વેચાણને થંભી જતું પણ અટકાવશે. પરીણામે લેવડદેવડ ચાલુ રહેશે અને બેકારી અટકી જશે.

આ સુચના સામે આવતા એક આક્ષેપનો હજુ જવાબ આપવો બાકી રહ્યો છે. કોઇ પુછશે કે આવી રીતે નાણાં વ્યવહારને સ્થીર રાખવા કાઢેલ કાગળનાણાં સામે ત્રીજોરીમાં શું રાખવામાં આવશે? પણ આ સંયોગોમા કાગળનાણાં સામે ત્રીજોરીમાં સોનું અનામત રાખવું જરૂરી નથી. સોનાને અનામત રાખવાનો હેતુ કાગળ નાણાંની કીંમત ઘટતી જતી અટકાવવા માટે છે. અર્થાત કાગળનાણાની કીંમત સ્થીર—એક સરખી—રાખવા માટે સોનું અનામત રાખવામાં આવે છે. પણ જ્યારે નાણાંની કીંમત જ એક સરખી રાખવા માટે ઉપરની સુચના કરવામાં આવી છે ત્યારે ત્રીજોરીમાં સોનું અનામત રાખવાની જરૂર શી? જે નાણાંની કીંમત માલના સ્વરૂપમાં એક સરખી રહે તો અનામત સોનું ત્રીજોરીમાં રાખવાને બદલે માલ વડે જ તે નાણાંની કીંમત એક સરખી સચવાઇ રહી છે.

ગેસેલ આ સ્થીર નાણાં વ્યવહારને ગેલીલીઓની ખગોળ પદ્ધતી સાથે સરખાવે છે. ગ્રહોની ગતીને લગતા સઘળા નીયમો કોપરનીકસે શોધી કાઢયા હતા, પરંતુ તેને એમ ખ્યાલ ન હતો કે વીશ્વ તેની ઉપર, નીચે અને ચારે બાજુએ વીસ્તરી રહ્યું છે. તેણે ધાર્યું કે ગ્રહો સપાટ પ્રદેશ પર સુર્યની ચારે બાજુ ફરી રહ્યા છે. ગેલીલીઓએ માનવ સમાજને આ ભ્રમણામાંથી છોડવ્યો. તેણે જોયું કે સુર્ય અને ગ્રહો વીશ્વમાં ફરે છે. માટે કોપરનીકસનો સપાટ પ્રદેશનો સીદ્ધાંત જેટલો ખગોળ માટે જરૂરી છે તેવું જ કાગળનાણાં સામે સોનું હોવું જરૂરી છે.

કોઇ પણ જાતની આર્થીક આફત આવ્યા સીવાય માલની નીપજ છુટથી થયે જ જાય અને આપણા સાંકડા મનના અર્થશાસ્ત્રીઓના કહેવા મુજબ વધુ નીપજનો ભય આવી ખડો થાય ત્યારે રાષ્ટ્રીય કરન્સી ઓફીસે લોકોમાં વધુ ને વધુ નાણું ફરતું કરવું. જેથી વધુ ને વધુ ઉત્પન્ન થતા જતા માલને ખરીદવાનું બની શકે, અને પરીણામે ભાવો ઘટતા જતા અટકે.

લોકોમાં વધુ નાણું ફરતું કરવાના અનેક રીતો છે. કાં તો કરન્સી ઓફીસ ઓછ વ્યાજે નાણાં ધીરવાનું શરૂ કરે અથવા તો લોકોએ સરકારી લોનો લીધી હોય તેમને પૈસા આપી સરકાર લોનો ખરીદી લે. પહેલું પગલું લેવાથી વ્યાજનો દર દરેક સ્થળે ઘટશે. અને બીજા પગલાંની અસર પણ તે જ થશે. સરકાર જેટલે અંશે પોતાની લોનો પાછી ખરીદી લેશે તેટલે અંશે લોકોમાં લોનોની માગણી ઘટશે. પરીણામે વ્યાજના દરમાં ઘટાડો થવાનો જ.

દેણદાર જોશે કે ભાવો ચારે બાજુ ઘટે છે. એટલે જો રાષ્ટ્રની કરન્સી ઓફીસમાંથી ૩ ટકા વ્યાજે પૈસા મળતા હોય તો ૪ ટકા વ્યાજ ભરવાનું તે ચાલુ રાખશે નહી.

# ગુન્હો અને શિક્ષા

## અંત વીનાનો સંવાદ

મુળ લેખક: જીરાલ્ડ બુલેટ

અનુવાદક: કિશોર

**સ્થળ :** હાઇકોર્ટ આગળનું મેદાન

**પાત્રો :** ભાસ્કર અને શશીકાંત

**ભાસ્કર :** શશીકાંત તું આવ્યો તે ઠીક થયું, હું તને જ હમણાં સંભારી રહ્યો હતો. અહીં બેઠે બેઠે સામેના ન્યાયમંદીર ઉપરની ન્યાયની મુર્તીને જોતાં જોતાં, એક પ્રશ્ન પરત્વે વીચાર કરી રહ્યો હતો. હમણાં હમણાં એ વીચારો મારા માથામાં વારંવાર આવ્યાં જ કરે છે અહીં બેઠાં બેઠાં હું એ વીચાર કરતો હતો, ત્યાં જ અંધારી રાતે થતા વીદ્યુત ચમકારની માફક મારા માથામાં એવો વીચાર ઉદ્‌ભવ્યો કે શશીકાંત અત્યારે મળી જાય તો ઘણું જ સારું, જો તારી સાથે થોડીક મીનીટ ચર્ચા કરીશ તો બધી વાત મને દીવા જેવી દેખાઇ જશે એવું મને લાગ્યું. અને મારા વીચારોના પ્રત્યુત્તર રૂપે જ કેમ ન હોય, તેમ એકાએક અહીં તારું જ આગમન થયું. આ તો લગભગ ચમત્કાર જ કહેવાય; નહીં ? પણ, હા, તું તો એવા ચમત્કાર બમત્કારમાં ક્યા માને છે ?

શશીકાંત : એનો જવાબ આપવાની મારે ભાગ્યે જ જરૂર હોય

ભાસ્કર : મારા ડગર, તારું એ કહેવું ખરું છે. કેમકે એવા પ્રશ્નો પરત્વેના તારા વીચારો જાણીતા જ છે સંશયવાદની જરૂર ઉપર ભારે આગ્રહ કરતા મેં તને અનેક વખત સાંભળ્યો છે. એ બહુ જ સારૂ થયુ, કેમકે તારા જેવો ઓછામાં ઓછી શ્રધ્ધાળુ માણુસ મને અત્યારે બહુ જ મદદગાર થઇ પડે તેમ છે તું તે માટે થોડીક મીનીટ રોકાશે ?

શશીકાંત : મારાથી બનશે તેટલું હું કરીશ. બોલ તારો પ્રશ્ન શું છે ?

ભાસ્કર : અત્યારે મારા માથાને ગુચવી રહેલો સવાલ ગુન્હો અને શીક્ષા એ છે એ પ્રશ્ન જેટલો મારે માટે ઉપયોગી છે, તેટલો જ તારે મારૂ પણ છે કેમકે આપણે બંન્ને અપૌરૂષેય બળમા માનતા નથી, એટલે જેને આપણે ગુન્હાનું નામ આપીએ છીએ તે કરનારને સજા કરવાની આપણી રીતની અંદર કેટલો ન્યાય રહેલો છે તે શોધી કાઢવામાં કંઇક મુશ્કેલી લાગે છે.

શશીકાંત : મને એમા કશી જ મુશ્કેલી લાગતી નથી. સૌ કોઇ જાણે છે કે ગુન્હો તે ખરાબ કામ છે, અને શીક્ષા એ ખરાબ કામ માટેની સજા છે.

ભાસ્કર એ બરાબર, હવે ખરાબ કામ, કોને કહેવું તેની વ્યાખ્યા કરીએ તું મને એમ ન કહેતો કે ખોટું કરવું તેનું નામ ખરાબ કામ, કેમકે એટલે સુધીનો વીચાર તો મેં કર્યો જ છે. એટલે ખરાબ અથવા ખોટું કોને કહેવું એની જ વ્યાખ્યા સમજાવવી તે જ આપણી ચર્ચા માટે જરૂરનું થઇ પડે

શશીકાન્ત તમારી મુસ્કેલી મારાથી સમજી શકાતી નથી

ભાસ્કર - જરા ધીરજ ધર તો હું તને વધારે વીશદ રીતે તે સમજાવવા પ્રયત્ન કરું. ચાલો હું તે આ રીતે રજુ કરીશ. ઇશ્વરમાં શ્રધ્ધા રાખનારાઓ આપણને કહે છે કે, તેની ઇચ્છા પ્રમાણે કામ કરવું તે સારું અને તેની ઇચ્છા વીરૂધ્ધ કામ કરવું તે ખોટું પરંતુ હું અને તું ઇશ્વરના અસ્તીત્વને જ સ્વીકારતા નથી એટલે આપણે એવું આશ્વાસન લઇ શકીએ તેમ નથી. અહીં સુધી તો આપણે મળતા થયાને?

શશીકાન્ત હવે હું સમજ્યો કે તું શું કહેવા માગે છે હવે બધો મુદ્દો સરળ થઇ ગયો ત્યારે હવે મેં ઉતાવળે જ વ્યાખ્યા આપી હતી તેમાં મારે સુધારો કરવો રહ્યો તો સાંભળ, ગુન્હો તેનું નામ કે જેમાં ભગવાનના કાયદાનો નહીં પણ મનુષ્યકૃત કાયદાનો ભંગ થયેલ હોય

ભાસ્કર હવે આપણે જરા આગળ જઇએ અને વીચારીએ કે એ કાયદાઓ કંઇ સોએ સો ટકા નીતીની ભાવના ઉપર રચાયા નથી, પરંતુ તેની વ્યવહારૂતાને લક્ષમા લઇને રચાયા છે એટલે જેઓ કાયદાનો અમલ કરે છે તેઓ માત્ર ન્યાયના હીતને જ લક્ષમા લઇને તેમ કરતા હોવાનો દાવો કરે તેનાથી વીશેષ વીચીત્રતા બીજી કંઇ હોઇ શકે?

શશીકાન્ત હું તેનાથી ઉલટું જ માનું છું હું તો એમ માનું છું કે એ જાતનો દાવો તદ્દન વાજબી છે, અને કોઇ પણ માણસ ગંભીરતા ભાવે તેની સામે વાંધો ઉઠાવી શકે જ નહીં.

ભાસ્કર શું ત્યારે તારૂં કહેવું એવું છે કે વ્યવહારૂતા અને ન્યાય બન્ને એક જ વસ્તુ છે? તને યાદ હશે કે તું હમણાં જ કહી ગયો છે કે, કાયદો અને તેનો અમલ તે વ્યવહારૂતાની બાબત છે.

શશીકાન્ત મને લાગે છે કે તું મારે જ હાથે મને ખોટો પાડવા માગે છે પણ હું તારી એ વાક્જાળમાં સપડાઇ જાઉં તેવો નથી. તું ન્યાય અને વ્યવહારૂતાની વચ્ચેનો તફાવત સીદ્ધ કરવા તરફ જઇ રહ્યો છે. ત્યારે હું એવો કોઇપણ તફાવત તેમાં જોતો જ નથી આપણે એ વાત તો સ્વીકારી જ ગયા છીએ કે દૈવીન્યાય એ લાગણીમય કલ્પના સીવાય બીજું કંઇ જ નથી એટલે બાકી આપણે બીજા જે કંઇ ન્યાયની કલ્પના કરી શકીએ તે ન્યાય વ્યવહારૂતાથી કોઇપણ રીતે ભીન્ન હોય તે સંભવી જ શકે નહીં. તેમાં માત્ર એટલો જ પ્રશ્ન બાકી રહે કે, એ વ્યવહારૂતાને બહુની કરતાં સારા યે સમાજની સાથે શું લાગે-વળગે છે? કેમકે છેવટે તો લઘુમતી ઉપર બહુમતીનો જ અંકુશ તો રહે છે ને? એ દ્રષ્ટીએ તેના ટુંકામાં એટલું જ કહેવું જોઇએ કે, ન્યાય એટલે જનતાની વ્યવહારૂતા. તેનાથી એમાં કંઇ વીશેષ નથી કે કંઇ ઓછું પણ નથી. અને રાષ્ટ્રના કાનુનમાં જનતાને માટે ઉપયોગી હોય, એની જે વ્યાખ્યા કરવામાં આવી હોય તેની વીરૂદ્ધ વર્તવું તેનું નામ જ ગુન્હો. હું ધારૂં છું

કે, હું તને મારી વાત બરાબર સમજાવી શકયો છું.

ભાસ્કર: બરાબર. એટલું જ નહીં પણ ગુન્હાની તેં જે વ્યાખ્યા કરી તેનો કોઇ પણ બુધ્ધીમાન મનુષ્ય ઇનકાર કરી શકે તેમ છે જ નહીં, પણ શીક્ષાના સંબંધમાં હજી મારી મુંઝવણનો ઉકેલ થયો નથી. એટલે મને લાગે છે કે કદાચ આપણે એ સંબંધમાં વધારે લાંબી ચર્ચા કરવી પડશે. તેં મને એટલું તો કહ્યું જ છે કે શીક્ષા તે ગુન્હાની સઝા છે—અને બરાબર તે એમ જ છે. હવે માત્ર હું જે જાણવા આતુર છું તે એ જ છે કે, એ સઝા કયા હેતુથી અને કયા કારણસર કરવામાં આવે છે?

શશીકાંત: એ પણ એટલું જ સ્પષ્ટ છે. શીક્ષાનો આશય કાયદો પળાવવો તે છે.

ભાસ્કર: અને તે આશય એથી ફળીભુત થાય છે ખરો?

શશીકાંત: એમાં તો શંકા જ શું હોય?

ભાસ્કર: તો તો પછી જ્યાં સુધી કાયદાનો ભંગ કરવામાં ન આવે ત્યાં સુધી શીક્ષા કરવાનો પ્રસંગ જ ઉપસ્થીત થતો નથી. કેમ એ તો બરાબરને?

શશીકાંત: બરાબર તેમજ.

ભાસ્કર: તો વળી બીજી વીચીત્ર પરીસ્થીતી ઉભી થશે. શીક્ષા કાયદાનું પાલન કરાવે છે; તેમ છતાં શીક્ષાનું અસ્તીત્વ એનો કાયદો તોડવામાં આવ્યો છે એવું અગાઉથી ધારી લેવા ઉપર ટકેલું છે. એ તો અને એક બીજાની વીરૂદ્ધ જતું લાગે છે.

શશીકાંત: એ તો બધી નકામી ઝીણા જેવી જેવું છે. તું ગંભીરતાપુર્વક આ કહે છે એમ હું માનતો જ નથી, તેમ છતાં હું તને એ બાબત બચ્ચું પણ સમજી શકે એટલી સરળ રીતે સમજાવીશ.

ભાસ્કર: હું એજ ઇચ્છું છું.

શશીકાંત: ત્યારે સાંભળ. કાયદો ઘડાયો. કાયદો તુટયો. તોડનારને સઝા કરવામાં આવી. અને તેમ કરીને કાયદાનું પાલન કરવામાં આવ્યું.

ભાસ્કર: હવે હું સમજ્યો. તેં બહુ જ સરળતાથી ખુલાસો કરી દીધો. ત્યારે મારે એમ જ માની લેવું રહ્યું કે જેમને એક વખત સઝા થઇ હોય તે માણસ ફરીથી કદી પણ કાયદો તોડવાનું સાહસ જ ન કરે, એમને?

શશીકાંત. ના; એવું કંઇ નથી. એક વખત જ્યાં એક માણસ કેદખાનામાં ગયો કે પછી તે કાયદાને માન આપીને ચાલનાર માણસ રહી શકતો જ નથી. કેમકે પછી તો તે માણસ સુધરી શકે તેવો રહેતો જ નથી અને પહેલી જ તકે તે ફરીથી ગુન્હો કરે છે.

ભાસ્કર: આ તો વળી બીજી અજાયબી! હમણાં જ તું જે કહી ગયો તેથી વળી આ તો વીરૂદ્ધ જાય છે. તેં તો કહ્યું કે સઝા કરવાનું કારણ તો કાયદાનું પાલન કરાવવું તે છે, અને એ આશય તેથી ફળીભુત થાય છે.

શશીકાંત: ભાસ્કર, તું જાણી જોઇને સમજવા માગતો ન હોય એવું લાગે છે. કેમકે તારે એ જાણવું જોઇએ કે સઝાથી કાયદાનું પાલન કરાવવું તેટલેથી પતતું નથી. તને ગમે તો તું એમ કહી શકે છે કે, જેઓ ખરેખરા ગુન્હો કરનાર છે તેમના સંબંધમાં શીક્ષા સફળ થવાને બદલે ઘણી વખત નીષ્ફળ નીવડે છે. પરંતુ જેઓ ગુન્હો કરવાની વૃત્તીવાળા હોય તેમની ઉપર તેની સારી અસર થય છે. ટુંકામ્ કહીએ તો, ખોટું કામ કરનારને શીક્ષા કરવાથી બીજાઓને તેમ કરતાં આપણે

અટકાવી શકીએ છીએ; તેની તો ના પાડી શકાય તેમ છે જ નહીં.

ભાસ્કર: તે જ રીતે મારા ધારવા પ્રમાણે આપણે તેનું પ્રતીપાદન પણ કરી શકતા નથી. કેમકે એટલું તો તું પણ સ્વીકારીશ કે, જે ગુન્હો ખરેખરો થયો નથી પરંતુ તેનો માત્ર વીચાર જ કરવામાં આવ્યો હોય તેની સામે આપણે પુરાવા રજુ કરી શકીએ તેમ નથી. શીક્ષાનો વીચાર ગુન્હો કરવાનો અટકાવ કરવામાં અગત્યનો ભાગ ભજવે છે એવું જે આપણે કલ્પી લઇએ છીએ, તેવું બની શકે કે કેમ તેને જ માટે મને તો મોટો શક રહે છે. હું તો એમ માનું છું કે, શીક્ષાની ગુન્હો અટકાવવાના ભય તરીકેની અસર, ગંભીર ગુન્હાના સંબંધમાં થતી સજાથી ઘણી વખત તો ઉલટી જ થાય છે.

શશીકાંત. એ પણ વીચારવા જેવી વાત છે. એનું તું એકાદ ઉદાહરણ આપે તો ઠીક.

ભાસ્કર: હું જે કહેવા માગું છું તે આ છે એકાદ માણસને કેદની સજાના ભયથી નાની ચોરી કરતાં અટકાવી શકાય, પણ ફાંસીની સજાના ભયને લીધે કોઇ પણ માણસને ખુન કરતાં ભાગ્યે જ અટકાવી શકાય છે. એથી ઉલટું ધારી લેવું તે માનસ શાસ્ત્રની સ્પષ્ટ હકીકતોની અવગણના કરવા જેવું છે. ખુનનો સમાવેશ એક અથવા તો બે પ્રકારમાં કરી શકાય તેમ છે. એક ઉતાવળથી [અર્થાત્ લાગણીના ઉશ્કેરાટથી] અને બીજા ગણતરી પુર્વક. અને એ વાત તો દીવા જેવી છે કે, જે માણસ એકાએક લાગણી ઉશ્કેરાઇ જવાથી ખુન કરી નાખે, તે એનું શું પરીણામ પોતાને ભોગવવું પડશે તેનો વીચાર કરવા બેસે તેવી સ્થીતીમાં જ હોઇ શકે નહીં. તે જ રીતે એ પણ એટલું જ સ્પષ્ટ છે કે, જે માણસ બરાબર ગણતરી કરીને ખુન કરે તે પણ એટલી ખાત્રી પુર્વક જ માની બેઠો હોય છે કે, ખુનનો ગુન્હો કર્યા પછી તેને પાછા ઘેર જવાનું મળવાનું નથી જ.

શશીકાંત: એટલે તું એમ સુચવવા માગે છે કે, મોતની સજા, એ જાતના ગુન્હા થતા અટકાવવાના ભય તરીકે અસરકારક નથી, એટલે તે સજાનો બચાવ કરી શકાય તેમ નથી.

ભાસ્કર: પહેલી વાત બરાબર છે, પણ તારા કથનના પાછલા ભાગ સાથે હું મળતો થઇ શકતો નથી. હું કહેવા માગું છું તે એ છે—અને એ વાત તું રખે વીસરતો કે હું આ સંબંધમાં તારી પાસે જાણવા જ માગું છું—કે, જો આપણે ખુન કરનારા માણસોને ફાંસીએ ચડાવવાનું ચાલુ રાખવા માગતા જ હોઇએ તો, આપણે તેમ કરવા માટે જે ઉજળા શબ્દોમાં તેનું સમર્થન કરીએ છીએ, તે કરવાનો દંભ છોડી દઇને, ખુલ્લે ખુલ્લું સ્વીકારી લેવું જોઇએ કે, આપણે વેરની વસુલાત સીવાય બીજું કશું માગતા નથી. આપણી નીતી આંખ ફોડે તેની આંખ ફોડવી અને દાંત તોડે તેનો દાંત તોડવો તેટલી જ છે.

શશીકાંત: પણ, તે બાબતમાં આપણે બન્ને એક જ વીચાર ધરાવીએ છીએ. વેરની ભાવના એ જ બુદ્ધીવાદનો ઇનકાર કરનાર તત્ત્વ છે, એટલે એ ભાવનાનો તો હું પણ વીરોધ કરું છું.

ભાસ્કર: ત્યાં હું તારી સાથે મળતો થાઉં છું. હું માનું છું કે જો કાયદો વેર વસુલ કરવાની વૃત્તીની દાસી તરીકે રહી શકતો હોય તો પછી સંસ્કારીતાની અને સંસ્કૃતીની બધી ય વાતો નકામી છે.

શશીકાંત: તો પછી ફાંસીની સજાનો બચાવ તારાથી કેમ કરી શકાય?

ભાસ્કર: એ જ મારાથી સમજાતું નથી ને! તેથી તો હું તારી સલાહ માગું છું.

એ સજા તેવા જ બીજા ગુન્હા કરનારાઓને તેમ કરતાં અટકાવવામાં મદદગાર બને છે એમ કહેવું તે બીલકુલ વાજબી નથી. બીજા દેશોનો અનુભવ પણ એ વીચારોને ખોટા પાડે છે, અને માનસશાસ્ત્રને ધોરણે તો તે જરા પણ ટકી શકે તેમ નથી એ તો આપણે હમણાં જ જોઇ ગયા. એટલે મારા ધારવા પ્રમાણે હકીકત એમ છે કે, શીક્ષા એ ગુન્હા અટકાવવાનો ઉપાય છે, અથવા તો આપણે તેમ હોવાનું માનીએ છીએ, એમ કહેવું તે જ આપણી જાતને ઠગવા બરાબર છે. હું તો તેથી કહું છું કે, શીક્ષા એ બીજું કંઇ જ નહીં પણ વેર વસુલ કરવાની સામુદયીક વૃત્તી [Collective vengeance] જ માત્ર છે. અને વેર લેવાની વૃત્તી તે તો મનુષ્યની હલકામા હલકી લાગણીનો ઉભરો છે, એટલે તેની ઉપર અંકુશ મુકવાની જરૂર છે. એ રીતે એ વૃત્તી પોતાનો સામાન્ય ધર્મ બજાવે છે, કેમકે કેટલાકો એ સંબંધમા એવી દલીલ કરશે કે, ગુન્હો કરનાર ઉપર રાજ્ય (State) જો રાજરીતે વેરની વસુલાત કરે નહીં તો, પવીત્ર નાગરીકોના વેરની વૃત્તી તેની તમામ મર્યાદાઓ તોડીને ફાટી નીકળે આપણા ફોજદારી કાયદા માટે જો ઓછામા ઓછું છતા ખરેખરૂં સત્ય કથન કરવું હોય તો એટલું જ કહી શકાય કે, માણસોને જીવતા સળગાવી દેવાના કાયદા [Lynch Law] ની એ પુર્તી જ હોઇ, તેનો અમલ વધારે વ્યવસ્થાપુર્વક થાય છે અને તેનું પરીણામ પેલા કરતાં ઓછું ઘાતકી લાગે છે.

શશીકાંત. મને લાગે છે કે તું બહુ જ આગળ વધી જાય છે. તેમ જ શીક્ષા એ ગુન્હો અટકાવવાનું સાધન છે એ પ્રશ્નના સંબંધમાં તું બહુ જ ઉતાવળે અભીપ્રાય બાંધી લે છે. તેમ છતાં જો તું મને એટલું સાબીત કરી આપે કે, કેદમાં જવાની શીક્ષાનો ભય ગુન્હો કરવાનો વીચાર કરનારને તેમ કરતા અટકાવી શકયો નથી જ, તો પણ હું તો શીક્ષાને કાયમ રાખવાની તરફેણ કરવાનો.

ભાસ્કર: તારૂં એ કથન તો બહુ જ વીચીત્ર કહેવાય. પણ મેં હમણા કહ્યું તેમ કાયદાની મદદથી કરવામા આવતી સજા તે માનવજાતીની વેરની લાગણીને અપાતી છુટ છે, એ વીચારનો તું સ્વીકાર કરે છે કે નહીં?

શશીકાંત નહીં. હું તેને જુદી દ્રષ્ટીએ જોઉ છું. માણસ શરૂઆતમા શીક્ષાના ભયથી નહીં પણ લોકમતથી ડરે છે. પોતાના સ્વજન મંડળમા તેને માટે ખરાબ વીચાર બંધાય તે એને ગમતું નથી. સ્વજન સમાજમાથી બહીષ્કૃત થવાના ભયથી તે ગભરાય છે

ભાસ્કર આ તો તું તારી જ સામે દલીલ કરી રહ્યો છે. કેમકે જો એક માણસ ગુન્હો કરવાથી તેના સ્વજનમંડળના વીરોધથી થતા ભારે માનસીક વેદના સહી રહ્યો હોય, તો પછી તેને જેલમાં ધકેલીને એને શારીરીક યાતના આપી તેની મુશ્કેલીઓમા વધારો કરવો એ તો ભારેમા ભારે ક્રુરતા જ છે.

શશીકાંત તેમ નથી. શીક્ષા એ તો ગુન્હા તરફની સામુદાયક નાપસંદગીનું અમુક પ્રદર્શન છે. ગુન્હેગાર તરફની આપણી નાપસંદગી બતાવવાનો માત્ર એ એક જ અસરકારક ઉપાય છે.

ભાસ્કર આપણી ચર્ચા બહુ જ સરસ રીતે આગળ વધી ગઇ છે અને તારે માટે મેં રાખેલી તમામ આશાઓને તેં બ્યાજથી ફળવી આપી છે! આપણે ચર્ચાનો આરંભ એમ કહીને કર્યો હતો કે કાયદેસર થતી સજાઓથી કાયદાનું પાલન કરાવી શકાય છે, પરંતુ એ વ્યાખ્યાને કશો જ પુરાવાનો આધાર

મળી શકતો નથી એમ લેખું, એટલે આપણે વળી વ્યાખ્યા ઘડીને તેનો એ મુદ્દા ઉપર બચાવ કરવા લાગ્યા કે, પવીત્ર નાગરીકોની વેરની લાગણીના અમુક પ્રદર્શનના પ્રમાણમાં શીક્ષા ઓછી હરકત કરનારી રીતે એ લાગણી પ્રગટ કરે છે. અને હવે તો વળી આપણે તેથી એ નીચે ઉતરીને કહી રહ્યા છીએ કે, શીક્ષા એ તો માત્ર ગુન્હા તરફની સામુદાયીક નાપસંદગીને આબાદ રીતે પ્રગટ કરનાર છે. આ ઉપરથી એટલી આશા રાખવાને કારણ મળે છે કે, એક દીવસ એવો આવશે કે જ્યારે આપણે ગુન્હા તરફની આપણી નાપસંદગી બતાવવા માટે એથી પણ ઓછા આવેશવાળાં સાધનો શોધી શકીશું.

શશીકાંતઃ એ તો બહુ જ વધારે પડતી આશા છે. કાયદો ભાંગવાની ટેવ જ જેમને પડી ગઇ છે તેવાઓની સરખામણી તો કુતરાઓ સાથે જ કરી શકાય. અને તેવાઓને પાંશરા કરવા માટે બળ [Violence] એ જ એક કારગત ઉપાય છે. તેવાઓને તો ગેરવર્તણુંક બનાવતાં રોકવા જ જોઇએ. તે સીવાય બીજો કોઇ ઉપાય જ નથી. એટલે જેમ કુતરા માટે બળની, મારની જરૂર છે, તેમ ચોરને પાંશરો કરવા માટે પણ તેની જ જરૂર છે.

ભાસ્કરઃ પણ તેમાં ફેર માત્ર એટલો જ રહેશે કે, મારના ભયથી કુતરાઓ નમાલા ઠરાવેલા નીયમોનો ભંગ કરતાં અટકી જશે; પણ ચોર શીક્ષાના ભયથી સુધરવાને બદલે વીશેષ બગડતો જ જશે.*

---

*રેશનાલીસ્ટના ૧૯૩૧ના વાર્ષિક અંકમાંના લેખ ઉપરથી.



"રાજકીય કાર્ય સાધવા માટે ઐક્યની હું જે વીનતી કરું છું તે મારા મુસલમાન બંધુઓને હું ખાસ કરીને કરું છું. એક વખત કેળવણીની બાબતમાં તેઓ હીંદુઓની હારોહાર આવે એટલે પછી તેઓએ કોઇ પણ જાતની બીક રાખવાની જરૂર નથી. જીવનના સર્વ ક્ષેત્રોમાં-જેમાં સરકારી નોકરીઓ તો માત્ર એક નાનો હીસ્સો ધરાવે છે-પોતાનો પ્રમાણસર હીસ્સો મેળવવાને તેઓમાં શક્તી છે, કૌવત છે, બુદ્ધી છે. સરકારી નોકરીમાં જ કંઇ બધું સમાઇ જતું નથી. એક વખત સ્વરાજ મળ્યું કે સર્વની પુરતી આબાદાની થશે, પણ ત્યાં સુધી કંઇ વળવાનું નથી, માટે આપણા ભ્રાતંભાવને માટે સમસ્ત પ્રજાને અભેદ ઐક્યની ખાસ આવશ્યકતા છે. સઘળી કોમની રાજકીય સ્થીતી એકસરખી છે. તેઓ ડુબશે સાથે અને તરશે પણ સાથે. આ ઐક્ય વીના સઘળા પ્રયત્નો વ્યર્થ છે, આપણામાં એક સાધારણ કહેવત છે—સાધારણ છે છતાં તેમાં ઉત્તમ સમજ સમાયલી છે—કે 'સંપે ચડશું, કુસંપે પડશું.'

દાદાભાઇ નવરોજી

[૧૯૦૫ માં મહાસભાના પ્રમુખ સ્થાનેથી આપેલું ભાષણ]

# સામ્રાજ્યવાદ: તેનું ઉગમ અને ભાવી

: લેખક :

મુરારજી જાદવજી વૈદ્ય

બી. કોમ., એફ. આર. ઇ. એસ.

જગત જેનાં પુરેપુરાં કડવાં ફળ ચાખી રહ્યું છે, તે સામ્રાજ્યવાદનો જન્મ પૈસાની ભુખમાંથી થયો, તેનું વીકરાળ સ્વરૂપ ઔદ્યોગીક હરીફાઇની ઇર્ષ્યાએ રચ્યું, તેના નાશના બીજ એ ઇર્ષ્યાળીએ સળગાવેલા મહાયુદ્ધમાં રોપાયાં. છતાં હજુ આર્થીક સામ્રાજ્યવાદની કરાળ ભુખ ભાંગી નથી. તેથી જ નવા યુદ્ધની નોબતો ગડગડે છે અને એ નોબતોની પાછળ સામ્રાજ્યવાદના નાશનાં અને સમાજવાદ કે સામ્યવાદના ઉદયના નીશાન ફરફરે છે. લેખક અહીં તેની સંક્ષેપ સમીક્ષા કરી બતાવે છે.

જગત આજે સામ્રાજ્યવાદનાં કડવા ફળ ચાખી રહ્યુ છે. આજે સામ્રાજ્યવાદી મહાપ્રજાઓનાં લોભ અને મહત્વાકાંક્ષાની વેદી પર પૃથ્વી પરના અનેક દેશોમાં દલીત પ્રજાઓનો ભોગ અપાઇ રહ્યો છે. પણ જગતના આધુનીક સામ્રાજ્યો પર નજર નાખતાં એક વસ્તુ બહુ સ્પષ્ટ જણાઇ આવે છે: સામ્રાજ્યવાદનો પ્રચાર આધુનીક સમયમાં જેટલો પશ્ચીમની પ્રજાઓમાં થયો છે તેટલો પુર્વની પ્રજાઓમાં નથી થયો; એટલું જ નહી પણ વસ્તુત: એકલા જાપાનના અપવાદ સીવાય પૂર્વની બધી પ્રજાઓ આજે પશ્ચીમની મહાપ્રજાઓના સામ્રાજ્યવાદનો ભોગ બની રહી છે.

વર્તમાન યુગમાં પાશ્ચીમાત્ય રાજ્યો "વણખીલેલા" અને "અણખેડેલા" પ્રદેશોમાં આધીપત્ય મેળવી સામ્રાજ્યો સરજવા માટે જેટલા અને જેવા પ્રયત્નો કરે છે, તેટલા કે તેવા પ્રયત્નો જગતના ઇતીહાસમાં નોંધાઇ ગયેલા બહુ થોડા મહારાજ્યોએ કર્યા હશે. પંદરમી સદીથી તે વીસમી સદી સુધીમાં અનેક પ્રયત્નો એમણે વીવીધ બ્હાનાઓ નીચે આદર્યા છે. અને ઘણે અંશે એ પ્રયત્નોમાં તેઓ સફળ પણ થયા છે. છતાં પણ હજીએ એમનો એ લોભ સંતોષાયો નથી, એટલું જ નહી, પણ દીન પ્રતીદીન વધતો જ જાય છે. પશ્ચીમના મહારાજ્યોના આ લોભ કંઇ જુલીઅસ સીઝર, સીકંદર, મહમદ ગઝનવી, તૈમુર લંગ, બાબર કે નેપોલીઅન જેવા વીજેતાઓએ સેવ્યો હતો એવો, રાજકીય મહત્તા પુરતો નથી; પણ આ લોભ પ્રાધાન્યત: આર્થીક મહત્તાનો છે. કારણ કે: હાલના ઔદ્યોગીક યુગમાં આર્થીક મહત્તા વગર રાજકીય મહત્તા કે રાજકીય મહત્તા વગર આર્થીક મહત્તા પ્રાપ્ત કરવી કે નીભાવવી લગભગ અશક્ય છે. છેલ્લા મહાયુદ્ધ પહેલાં જર્મનીએ જે સ્થાન જગતના મહારાજ્યો વચ્ચે પોતાને માટે મેળવ્યું હતું, તે કેવળ તેની આર્થીક મહત્તાને જ આભારી હતું. તે વખતે જર્મનીએ ઉદ્યોગ અને વ્યાપારની

ખુબજ ખીલવણી કરી અને જગતની બજારો છની તેને પરીણામે જર્મની વધારે સમૃદ્ધ થયુ. એ સમૃધ્ધિથી જર્મનીએ પોતાના લશ્કર અને સત્તા વધાર્યા અને જગતના મહારાજ્યોમા અગત્યનું સ્થાન લીધું. આજના યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકા જગતમાં જે મહત્તા પ્રાપ્ત કરી શક્યા છે તે પણ કેવળ તેમની સમૃદ્ધી અને આર્થીક શક્તીને લીધે જ યુ. એસ એ આજે યુરોપની રાજકીય ખટપટોથી સને એટલું અળગું રહે છે, છતા પણ યુરોપના જુના, સત્તાધારી, રાજ્યો, ઇંગ્લંડ સુદ્ધા તેમની ખુશામત કરે છે. કારણ કે યુ એસ એ આજે "જગત શેઠ" છે. આ બે દ્રષ્ટાંતો પરથી આ યુગમા રાજકીય સત્તા અને મહત્તા આર્થીક મહત્તા ઉપર કટલી અવલંબી રહી છે એ સ્હેજે સમજી શકાય એમ છે.

## આધુનીક સામ્રાજ્યવાદની શરૂઆત

પશ્ચીમના મહારાજ્યોના સામ્રાજ્યવાદની ખરી આરી શરૂઆત લગભગ ૧૫મી સદીથી થઇ એમ કહી શકાય એ સમયે યુરોપમાં એમ મનાતું કે જે દેશ પાસે સોનું અને ચાંદી વીશેષ પ્રમાણમા હોય તે વીશેષ સમૃધ્ધ અને બળવાન થઇ શકે; અને એ સમયે આયાત-નીકાસની બદલાની દ્રવ્યની લેવડ દેવડ સોના ચાંદી મારફત થતી, એટલે જે દેશ માલ નીકાસ વધારે કરે અને આયાત ઓછી કરે તેને હીસાબે સોનુ કે ચાંદી વધારે આવે, પરીણામે તે દેશ વધારે દ્રવ્ય સંચય કરી શકે આ માન્યતાને લીધે સોના ચાંદીનો સંચય વ્યાપારથી અથવા બીજી રીતે જેટલો થઇ શકે એટલો દરેક દેશો કરવા માંડ્યા અને તેને માટે જ્યાંથી પણ સોનું મેળવવાનો વ્યાપારથી અથવા બીજી રીતે સ્હેજ પણ સંભવ હોય ત્યા ગમે તે જોખમે પણ યુરોપીઅનો પહોંચી જવા પ્રયત્ન કરતા. હીંદની સમૃદ્ધી તે સમયે જગ વીખ્યાત હતી અને હીંદની વસ્તુઓ યુરોપમા બહુ મોંઘે ભાવે વેચાતી. કારણ કે હીંદ અને યુરોપ વચ્ચેનો વેપાર આરબો અને યાહુદીઓના હાથમા હતો યુરોપે ધાર્યું કે જો હીંદ જવાનો સીધો માર્ગ મળે, તો હીંદ અને યુરોપનો વેપાર સીધો જ ચાલે અને આરબો તેમ જ યાહુદીઓ જે વચગાળેનો મોટો નફો ખાઇ જતા તે યુરોપને ચોપડે જમે થાય, અથવા જે કોઇ એક દેશ તે વેપાર હાથ કરી લે તો યુરોપના બાકીના દેશો મા હીંદનો માલ વેચી મન ગમતો નફો મેળવી દ્રવ્ય સંચય કરી શકે. આવા વીચારથી યુરોપના સાહસીક વહાણવટી-ઓએ હીંદ જવાના સીધા દરીયાઇ માર્ગની શોધ કરવાનું શરૂ કર્યું પંદરમી સદીના સંધ્યાકાલે કોલંબસ હીંદ આવવા નીકળ્યો, અને તેને હીંદ શોધવા જતા અમેરીકા મળ્યો. ત્યાર પછી યુરોપના જુદા જુદા દેશોએ એ નવા ખંડના ભાગના પાડી લેવા યુક્તીઓ રચી, કારણ કે અમેરીકામા સોનું મળે છે, ત્યાની જમીન બહુ ફળદ્રુપ છે અને દેશ બહુ વસવા લાયક છે એમ યુરોપને ભાન થયું; એટલે સ્પેઇન, પોર્ટુગલ, ફ્રાન્સ, ઇંગ્લંડ અને હોલેંડે દોડાદોડ કરી મુકી. વખત જતા સોનાની શોધમા નવા દેશો હાથ કરવાનો લોભ વધતો જ ગયો અને પાસીફીક મહાસાગરના નાના નાના ટાપુઓ પણ યુરોપે ખાલી રહેવા ન દીધા. આમ અમેરીકાની શોધ એ યુરોપના સામ્રાજ્ય વાદની શરૂઆત છે.

## બે પ્રકારની વસાહતો

સોનાના મોહ ઉપરાંત પણ યુરોપનો સામ્રાજ્યવાદી લોભ વધવાનાં કારણોમા કેટ

બીજું અગત્યનું આર્થીક કારણ હતું, અને તે યુરોપની વધતી જતી વસ્તી. એ વધતી વસ્તી માટે યુરોપને દુનીઆના બીજા ભાગોમાં ગોઠવણ કરવા સીવાય છુટકો નહોતો. એટલે તે જમાનાના ન્હાના વહાણોમાં મહાસાગરની મુસાફરીઓનાં જોખમ ખેડીને પણ યુરોપે ચોમેર ઝંપલાવ્યું.

એમ કરતાં કરતાં યુરોપને આખરે હીંદ હાથ આવ્યું, આફ્રીકા મળ્યા, પાસીફીક મહાસાગરના અનેક ટાપુઓ હાથ લાગ્યા અને ઇંગ્લંડ, ફ્રાન્સ, પોર્ટુગલ, હોલેન્ડ, વીગેરે દેશોએ એ બધી જગોએ પોતાના થાણા જમાવ્યાં. જ્યાં જ્યાં આફ્રીકા, અમેરીકા કે ઓસ્ટ્રેલીઆની માફક ત્યાના વતનીઓ જંગલી અને ઓછી સંખ્યામાં હતા ત્યાં ત્યાં ધીરે ધીરે યુરોપવાસીઓએ દેશીઓનું નીકંદન કરી પોતાનાંજ સંસ્થાન સ્થાપવાની પ્રવૃત્તી આદરી; પણ હીંદની માફક જ્યાં જ્યાં ભરપુર વસ્તી હતી અને યુગો જુની સંસ્કૃતી જળવાઇ રહી હતી ત્યાં યુરોપે બીજી જાતનાં—એટલે—વ્યાપારી સંસ્થાનો સ્થાપ્યાં.

સત્તરમી અને અઢારમી સદીથી શરૂ થએલી યુરોપના રાજ્યોની આ બે પ્રકારની સામ્રાજ્ય નીતી આજ સુધી જળવાઇ રહી છે અને આજે પણ યુરોપ સામ્રાજ્યવાદના નીશામાં ચકચુર છે.

## ભાગ્યશાળી ઇંગ્લંડ

આ નીતી તે કે પોર્ટુગલ, ફ્રાન્સ કે હોલેંડ કરતાં ઇંગ્લંડને મોડો ચડયો હતો, તો પણ શરૂઆતમાં અને પાછળથી પણ ઇંગ્લંડ બહુ ભાગ્યશાળી નીવડયું. હીંદ અને ઉત્તર-અમેરીકા જેવા વીશાળ દેશો તેના હાથમાં આવ્યા અને સાથે ચીનનો વેપાર પણ કેટલોક તેના હાથમાં આવ્યો. અમેરીકામાં ગ્રેટબ્રીટનનું સંસ્થાન સ્થપાયું અને ત્યાંની અની ફળદ્રુપ જમીનનો તેમ જ અતી સમૃદ્ધ ખનીજ વીસ્તારનો લાભ ગ્રેટબ્રીટને લેવા માંડયો. આ બાજુ હીંદ સાથેનો અતી નફાકારક વેપાર પણ વધવા લાગ્યો અને ઇંગ્લેંડ સમૃદ્ધ થતું ગયું. ઇંગ્લંડની પોતાની ખેતીની નીપજ તેની વધતી વસ્તી માટે અધુરી પડતી હતી પણ આ બે સંસ્થાનોની નીપજ પુષ્કળ હતી. વખત જતાં બ્રીટીશ રાજ્યદ્વારીઓની સંકુચીત વૃત્તી અને અવીચારી માનસને લીધે ઇંગ્લંડે અમેરીકાનો મોટો અને વધારે સમૃદ્ધ-ભાગ ગુમાવ્યો, પણ હીંદ જેવી હીરાની ખાણ તેના હાથમા રહી. આ ખાણનો ઇંગ્લંડે પુરેપુરો ઉપયોગ કર્યો અને હીંદની જુગ જુની સમૃદ્ધી ઉંચકાઇ ઉંચકાઇને ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વહાણો દ્વારા ઇંગ્લંડને કીનારે ઠલવાતી રહી. પરીણામે યુરોપના બીજા દેશોના પ્રમાણમાં અને ઇંગ્લંડના નાના વીસ્તારના પ્રમાણમાં અંગ્રેજ પ્રજા યુરોપની બીજી પ્રજાઓ કરતાં વધારે સમૃદ્ધ બની.

## ઔદ્યોગીક પરીવર્તન

જ્યારે કોઇ પણ દેશની સમૃદ્ધી વધવા માંડે ત્યારે તેના ઉદ્યોગોને ઉત્તેજન મળે એ તો સ્વાભાવીક છે; કારણ કે પ્રજા પાસે જ્યારે દ્રવ્ય-સંચય થાય ત્યારે તેનો ઉપયોગ કરવા પ્રજા પ્રેરાય, અને એ રીતે આ દ્રવ્ય સંચય ઔદ્યોગીક કે વ્યાપારી સાહસો માટે મુડી રૂપે કામ લાગે. પણ આ મુડીનું સાર્થક તો જ થાય કે જ્યારે દેશમા ઉદ્યોગો ખીલવી શકે એવા સાહસીક અને હોશીઆર માણસો હોય. ગ્રેટબ્રીટન આ બાબતમાં પણ બહુ ભાગ્યશાળી હતું. કોલસા અને લોખંડની ખાણો ત્યાં આગળથી જ હતી અને અઢારમી સદીની શરૂઆતથી જ કે કદાચ તેથી

પણ પહેલા અંગ્રેજોએ અનેક નાની નાની શોધખોળો કરી એમના ગૃહ–ઉદ્યોગો જેવાકે, કંતામણ, વણાટ કામ, માટી કામ વગેરેને ખીલવવાનું શરૂ કર્યું હતું. અને રાજ્ય તરફથી આ શોધખોળોને બહુ સારૂં ઉત્તેજન અપાતું. ઇંગ્લંડના શાહી કલા સભા જ [ Royal society of Arts] તરફથી અનેક ઉદ્યોગોને માટે જરૂરી શોધખોળો કરવા માટે મોટાં મોટાં ઇનામો અપાતાં. તેવી જ રીતે એમના મહાઉદ્યોગો જેવા કે લોખંડ અને કોલસાની ખાણોમાં પણ અનેક સુધારા થતા જતા હતા. આ સુધારા અને શોધખોળોને પરીણામે ગ્રેટબ્રીટનના ઉદ્યોગોની સર્જન–શક્તી વધતી જતી હતી. અને જ્યારે ઈ. સ. ૧૭૬૯ માં જેમ્સવૉટ વરાળ–યંત્ર બનાવવામાં સફળ થયો ત્યારે અને ત્યારથી ઇંગ્લંડનું ઔદ્યોગીક પરીવર્તન શરૂ થયું. પહેલાં જે સાંચાઓ હાથથી કે પગથી ચલાવતા અને ગૃહઉદ્યોગો પુરતા જ કામ લાગતા તે જ સાંચાઓને હવેથી મોટા કારખાનાઓમાં મોટી સંખ્યામાં ગોઠવી વરાળયંત્રથી ચલાવવાનું શક્ય થયું. ત્યાર પહેલાં ઇંગ્લંડના રેંટીઆઓ અને શાળો, ખાણો અને લુહાર–કામો અને બીજા અનેક નાના ઉદ્યોગો કારીગરને ઘેર જ ચીજો બનાવવા પુરતા હતા તે ત્યાર પછી ઇંગ્લંડના સમૃધ્ધ વ્યાપારીઓનાં સાહસ અને દ્રવ્યના બળે મોટા મોટા કારખાનાંઓ રૂપે વરાળ-યંત્રની શક્તીથી ચાલવા લાગ્યા. તેથી જથ્થાબંધ ચીજો બનવા લાગી. દાખલા તરીકે કાપડ પહેલાં હાથે કંતાએલા સુતર-માંથી હાથે ચાલતી શાળો પર જ બનતું; એટલે મજુરી વધારે લાગતી હોવાને લીધે મોંઘુ પડતું. પણ ઇંગ્લંડમાં આ નવી પદ્ધતી જ્યારથી શરૂ થઇ ત્યારથી બહુ થોડી મજુરી અને દેખરેખથી ચાલતા, થોડા વખતમાં વધારે માલ બનાવતા સાંચાઓ પર મોટા જથ્થામાં બનવા લાગ્યું. આ સાંચાઓને વરાળયંત્રથી અથવા તો પાણીના વહનની શક્તીથી ચલાવવામાં આવતા. રીચર્ડ આર્કરાઇટે એક સાથે અનેક ત્રાકો પર રૂની પુણીમાંથી ઝડપથી સુતર કંતાય એવા રેંટીઆની શોધ કરી અને સુતર કાંતવાનું કારખાનું ખોલવાનો વીચાર કર્યો. તેણે એક નદીને કીનારે એ કારખાનું સ્થાપ્યું અને પાણીના વહનથી એક મોટું ચક્કર ફરે અને આ ચક્કર કારખાનામાં રેંટીઆ ચલાવે એવી ગોઠવણ કરી. આવી રીતે ઇ. સ. ૧૭૭૫ લગભગ ઇંગ્લંડના સૌથી પહેલા સુતર કાંતવાના કારખાનાની શરૂઆત કરી. ૧૭૮૫માં ડૉ. એડમન્ડ કાર્ટરાઇટ નામના એક માણસે 'યાંત્રીકશાળ' ની શોધ કરી અને એથી મોટા જથ્થામાં કપડાં વણવાનું શક્ય કર્યું. આવી જ રીતે દરેક ઉદ્યોગ માટે અનેક શોધખોળો થઇ. પરીણામે અઢારમી સદીના છેલ્લા દાયકાથી ગ્રેટબ્રીટનમાં જથ્થાબંધ વસ્તુઓ બનાવવાની પદ્ધતીની શરૂઆત થઇ અને આજે જેને આપણે "ઔદ્યોગીક યુગ"ને નામે ઓળખીએ છીએ તે યુગનો ત્યારથી ઉદય થયો.

## મૂડીવાદનાં મંડાણ

આ મોટા કારખાનાઓમાં કામ કરવા માટે કારીગરોની મોટી સંખ્યામાં જરૂર પડવા લાગી એટલે આજ સુધી જે કારીગરો પોતાના ઝુંપડાઓમાં નીરાંતે પોતાને હાથે અથવા પોતાના કુંટુંબની મદદથી નાના સાંચાઓ પર કામ કરતા તે કારીગરોને જ આવા કારખાનાઓમાં રોકવામાં આવ્યા. પણ હવે આ લોકોને સાંચા માટે, કાચા માલ માટે કે બનાવેલી વસ્તુઓના વેચાણ

માટે ચીંના કરવાનું ન રહ્યું. એમનું કામ તો ફક્ત કારખાનામાં આવી સાંચા ચલાવી, વસ્તુઓ બનાવી અને પગાર લઇ ચાલતા સેવા પુરતું જ રહ્યું. બાકી બધી ખટપટ કરનાર, પૈસા આપનાર, માલ લાવનાર અને વેચનાર, અને પૈસા આપી કારીગરોને રોકનાર તો કોઇ સમૃદ્ધ 'શેઠ' જ રહ્યો. પહેલાં જે કારીગર પોતાના ઝુંપડામાં પોતાનો જ શેઠ હતો. તે હવે ફક્ત પગારદાર મજુર જ રહ્યો અને એના જેવા અનેક મજુરોનો ઉપરી પેલો સમૃદ્ધ શેઠ રહ્યો. તેમાંથી જે નફો થાય તે એ મુડી રોકનાર શેઠના ખીસામાં જ જવા લાગ્યો. એ રીતે એ શેઠ વધારે ને વધારે સમૃદ્ધ થતો ગયો ત્યારે બીચારા કારીગરને તો જે મજુરી મળતી તેનાથી જ સંતોષ માનવો પડયો. આ રીતે ઔદ્યોગીક યુગની સાથે મુડીવાદના પણ મંડાણ થયા.

આ નવી ઔદ્યોગીક પદ્ધતી અને તેનો સહયોગી મુડીવાદ ફક્ત ઇંગ્લંડમા જ ઘર કરી ન રહ્યાં, કીંતુ વખત જતાં તેનાં મોજાં યુરોપમા સર્વત્ર ફરી વળ્યા, અને યુરોપના લગભગ બધા બળવાન દેશોના ઉદ્યોગો એ નવી ઔદ્યોગીક પદ્ધતી પર જ રચાવા લાગ્યા.

યુરોપના મહારાજ્યોના સામ્રાજ્યવાદને આ નવી પદ્ધતીના આગમને કંઇંક નવું જ બળ અને પ્રેરણા શક્તી આપ્યાં. પહેલાં ફક્ત વ્યાપારથી જ દ્રવ્ય સંચય કરવાના એ મહાપ્રજાઓના મનોરથ હતા, પણ પછી તો દ્રવ્ય સંચય કરવાનો અને સમ્રાજ્યોને આર્થીક દ્રષ્ટીએ નીભાવવાનો એક નવો જુસ્સો એ પદ્ધતીએ એમને પુરો પાડયો.

## બજારોની શોધ

ઇંગ્લંડના અને પાછળથી યુરોપના ઉદ્યોગો જેમ જેમ જથ્થાબંધ વસ્તુઓ બનાવતા થયા, તેમ તેમ તે તે વસ્તુઓ મોટી સંખ્યામાં અને સસ્તી રીતે બનવા લાગી. આ જથ્થાબંધ બનેલી વસ્તુઓ બનાવવાનું અને વેચવાનું નફાકારક તો જ નીવડે કે જો એ વસ્તુઓ એટલા મોટા જથ્થામાં અને તેટલા જ મોટા જથ્થામા વેચી શકાય. એક તરફ કારખાનાઓ ખુબ ઝડપથી વધતા જતાં હતાં અને પરીણામે માલ એટલા મોટા જથ્થામાં બનવા લાગ્યો હતો કે એક જ દેશમાં એ બધો માલ વેચી શકાય તે અશક્ય થઇ ગયું; એટલે ઇંગ્લંડે અને યુરોપના બીજા મહારાજ્યોએ બીજા જે દેશો પોતાના રાજકીય સાર્વભૌમત્વ નીચે હતા ત્યા નજર દોડવી. તે દેશો હજી પછાત હોવાને લીધે ત્યાં જે વસ્તુઓ બનતી તે હાથે જ બનતી અને પરીણામે મોંઘે ભાવે વેચાતી, ત્યારે યુરોપમાં સાંચાઓ પર જથ્થાબંધ બનેલી વસ્તુઓ બહુ સસ્તી વેચી શકાય એમ હતું, એટલે ઇંગ્લંડે હીંદુસ્થાન જેવા દેશમાં પોતાના કારખાનાઓમાં બનેલો માલ મોકલવાનું અને વેચવાનું શરુ કર્યું. આ માલના વેચાણની આડે આવે એવા કોઇ પણ વીઘ્નને વીના વીલંબે દુર કરવામા આવતું ઇંગ્લંડના ઉદ્યોગો જ્યારે પગભર નહોતા થયા ત્યારે બીજા દેશોમાંથી આવતી વસ્તુઓ પર અનેક જકાતો અને પ્રતીબંધો ઇંગ્લંડે મુકેલા. આજે સામ્રાજ્ય સહકાર અને શાહી માલની પસંદગીની વાતો કરનારું ઇંગ્લંડ તે વખતે સામ્રાજ્યમાંથી ઇંગ્લંડમાં આવતી વસ્તુઓ પર પણ જકાતો અને પ્રતીબંધ નાખવા ન ચુકતું. પણ જ્યારે પોતાનો માલ બીજે ઠેકાણે વેચવાનો પ્રશ્ન ઉભો થયો ત્યારે ત્યાં તે કામ પણ

પ્રતીબંધ કે જકાત ફ્રેંચ તો તેને તરત જ દુર કરવાને ઇંગ્લંડ પોતાની રાજકીય સત્તા વાપરતાં ન શરમાયું. એટલું જ નહીં પણ જો કોઇ દેશી ઉદ્યોગ આ માલના વેચાણની આડે આવે એમ જણાય તો તે ઉદ્યોગને મુળથી જ ઉખેડી નાખી પોતાનો માર્ગ મોકળો કરવા આ વ્યાપારી પ્રજા અચકાઇ નહીં! આવી રીતે બધા દેશોમાં માલનું વેચાણ નીર્વીઘ્ને કરવું હોય તો તે દેશોની રાજકીય સત્તા ઇંગ્લંડના હાથમાં હોવી જોઇએ અથવા તો ઇંગ્લંડના દોરથી તે દોરવાતી હોવી જોઇએ એવું તેમને લાગ્યું, એટલે પોતાના માલના વેચાણ માટે કોઇ પણ દેશ સારું ક્ષેત્ર ધરાવતું હોય તો ત્યાં અંગ્રેજ વ્યાપારીઓનો માર્ગ સરળ કરવા ઇંગ્લંડ પોતાની રાજકીય સત્તા સ્થાપવા મથવા લાગ્યું. તેવી જ રીતે ઇંગ્લંડના ઉદ્યોગોને જોઇતા કાચો માલ–દાખલા તરીકે સુતરની મીલો માટે જોઇતું રૂ જે કોઇ પણ દેશમાંથી મળી શકે એમ હોય ત્યાંથી કાચા માલની આયાત પોતાના ઉદ્યોગોને ફાવતી રીતે થઇ શકે એટલા માટે ત્યાં પણ ઇંગ્લંડે પોતાનું થાણું સ્થાપવાના પ્રયાસ કર્યા.

આમ કરવામાં ફક્ત ઇંગ્લંડ એકલું જ નહતું. જેમ જેમ યુરોપના બીજા દેશોમા ઔદ્યોગીક ખીલવણી થવા લાગી તેમ તેમ તેમને પણ બીજા દેશોમા પોતાના કારખાનાઓમાં બનેલા માલના વેચાણ માટે બજારો શોધવાની જરૂર પડી, અને તે બજારો હાથ કરવા માટે રાજકીય સત્તા હાથ કરવાની પણ એટલી જરૂર જણાઇ. એટલે યુરોપના મહારાજ્યોને પોતાની પ્રજા આ નવા પ્રકારના વ્યાપાર દ્વારા દ્રવ્ય–સંચય કરી શકે એટલા માટે જે દેશોમાં આવા ઉદ્યોગો ન હોય એવા–વણખીલેલા–પ્રદેશોમાં પોતાનું આધીપત્ય સ્થાપવાની આકાંક્ષા જાગી. આને લીધે

કેટલાઓ થયાં ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, ઇટલી, વીગેરે યુરોપીઅન રાજ્યો અને હાલમાં યુનાઇટેડ સ્ટેટસ, ઓફ અમેરીકા સુદ્ધાં પૃથ્વીના ખુણે ખુણે સ્પર્ધા નવા પ્રદેશો શોધી શોધી ત્યાં પોતાનાં સામ્રાજ્ય સ્થાપવા ભગીરથ પ્રયત્નો આદરે છે તેનું રહસ્ય ઉપર સમજાવ્યા પ્રમાણે મુખ્યત્વે બે જ કારણોમાં સમાઇ જાય છે:

(૧) વધતી જતી વસ્તી માટે નવી વસાહતોની સ્થાપના માટે વણખેડેલા પ્રદેશોની જરૂર, અને

(૨) એમના ઉદ્યોગોના નીભાવ માટે તેમજ તેમના કારખાનાઓનો માલ વેચવા માટે વણખીલેલા પણ કુદરતી સમૃદ્ધીવાળા પ્રદેશોની જરૂર.

ટુંકમાં, આજનો સામ્રાજ્યવાદ એ કેવળ રાજકીય મહત્તાનો લોભ નથી પણ આધુનીક ઔદ્યોગીક રચનાને પરીણામે આર્થીક સમૃદ્ધીના લોભથી પોષાયલો આર્થીક સામ્રાજ્યવાદ છે અને *આજનાં સામ્રાજ્યો એ પ્રાધાન્યતઃ આર્થીક સામ્રાજ્યો જ છે.*

## પરીણામ

આ આર્થીક સામ્રાજ્યવાદનું પરીણામ શું આવ્યું? એ પરીણામ તે છેલ્લું મહાયુદ્ધ! યુરોપના ઔદ્યોગીક દેશો જગતના બજારો જીતવા એક બીજા સાથે કાતીલ હરીફાઇમાં ઉતર્યા અને આખી પૃથ્વી ખુંદી વળ્યા! એ હરીફાઇને પરીણામે અનેક કડવાશો ઉભી થઇ; જર્મનીએ પોતાની અજબ વ્યવસ્થાશક્તી અને આર્થીક મદથી જગતનાં બજારો હાથ કર્યાં હતાં એ યુરોપના બીજા દેશોને ખુંચવા લાગ્યું. જર્મનીને પોતાની આર્થીક મહત્તાનું રક્ષણ કરવા જબ્બર લશ્કરી તૈયારીઓ હમેશાં રાખવી પડતી અને વખત આવ્યે ધ્યાનમાં

તલવાર અફળાવવાને પણ જર્મની ચુકતું નહોતું; તેની આ લડાયક તૈયારીઓ અને આર્થિક મહત્તા યુરોપની બીજી પ્રજાઓને આંખે ખુબ ચડ્યાં અને દ્વેષનાં બીજ વવાઇ ચુક્યાં. યુરોપનાં બીજા મહારાજ્યોએ પણ લડાયક સામગ્રી એકઠી કરી, મોટાં સૈન્યો તૈયાર કર્યાં.

આવા ગરમ વાતાવરણમાં એકાદ યુવરાજનું ખુન એ તો બ્હાનું માત્ર જ હતું, તૈયાર દારૂગોળાના ભંડારને સળગાવી મુકવા માટેની એક ચીનગારી માત્ર જ હતી. લોભઘેલા યુરોપમાં મહારાજ્યો પોતાના સૈન્યબળ પર મુસ્તાક હતા. તેથી ૧૯૧૪ના ઓગસ્ટ મહીનામા એક અભાગી યુવરાજના ખુન માત્રથી જ યુરોપના ચકમકમાંથી ચીનગારી ઝરી, અને જોતજોતામા તો મહાયુધ્ધનો મહાનલ પ્રગટ્યો. તેમાં સામ્રાજ્યવાદ અને મુડીવાદમા મદાંધ થએલું યુરોપ ચાર ચાર વર્ષો સુધી સળગ્યું. છેવટે બધા પક્ષો ખુબ જ થાકતા એ ભડકો શાંત થયો. મહાયુદ્ધ પહેલાંના જર્મન અને ઓસ્ટ્રીઅન સામ્રાજ્યો બીજાના પ્રજાઓના પગ તળે કચડાયાં; કીંતુ તે પ્રસંગે જ એક મહત્વની ઘટના બની. ઝારશાહીના ભાર તળે કચડાએલા રશીઆનું નવસર્જન થયું અને મુડીવાદના વીરોધી સામ્યવાદનો વ્યવહારૂ રીતે જન્મ થયો.

આ બધું થવા છતા પણ હજીએ જગતની સામ્રાજ્યવાદી મહાપ્રજાઓ ક્યાં લોભ ઘેલી રહી નથી? હજીએ આર્થિક હરીફાઇ, લોભ અને દ્વેષ આંતરરાષ્ટ્રીય મહાસભાઓમાં પણ વારંવાર ડોકીયાં કરે છે. નીશસ્ત્ર થવાના બનાય ઢોંગ પછવાડે એ મહાપ્રજાઓનાં સૈન્ય વધતાં જ જાય છે અને મુસોલીની જેવા સર્વસત્તાધારીઓની નવી નવી આવૃત્તીઓ યુરોપના દેશોમા બહાર પડતી જ જાય છે. હજીએ આ બધી વસ્તુસ્થીતીના પરીણામે ભવીષ્યમાં ક્યારે અને કેવું ભીષણ મહાયુદ્ધ જામશે એ કોણે જાણ્યું છે? અને જેમ ફ્રેંચ વીપ્લવમાંથી જન્મેલો પ્રજાસત્તાવાદ જગતભરમાં પ્રસર્યો તેમ આવતી પાદ્રી પછી ભવીષ્યમાં સામ્યવાદ પણ નહીં પ્રસરે એ આજે કોણ કહી શકે તેમ છે?

# રશીઆનો મહાપ્રયોગ

અનુવાદક :

સમકાલીન ઇતીહાસનો અભ્યાસી

રશીઆએ પાંચ વર્ષની યોજનાનો મહાપ્રયોગ આદર્યો છે. તેના આરંભને બે વર્ષ થયા. એટલામાં તેણે એ પ્રયોગની કેટલી ફતેહ મેળવી તેની તપાસ કરવા દરેક સામ્રાજ્યવાદી દેશ તૈયાર છે. તે પ્રમાણે લંડનના Economist પત્રે પોતાના ખાસ પ્રતીનીધીને તપાસ માટે સોવીયેટ રશીઆમાં મોકલાવ્યો હતો તેણે ૪૦,૦૦૦ હજાર શબ્દોનો વૃતાંત તૈયાર કર્યો છે, તે વૃતાંતમાં રજુ થયેલા બનાવો ઉપરથી રશીઆના મહાપ્રયોગની સફળતાનો સબીત પુરાવો મળે છે.

આજે દુનીયામાં બીજે સ્થળે સર્વત્ર જે ચોંકાવનારા બનાવો બની રહ્યા છે તેને ભુમીકામાં મુકીને આપણે રશીઆ તરફ નીહાળીશું તો ત્યાં જુદીજ જાતનો રંગ માલુમ પડશે. રશીઆમાં બેકારીના બાફનો સદંતર નાશ થઇ ચુક્યો છે એ વાત ખરેખર ચોંકાવનારી છે. બેકારોની રેજીસ્ટર્ડ કરેલી સંખ્યા જે વધારેમા વધારે એક લાખ અને સુડતાલીસ હજારના આંકડા સુધી ૧૯૨૯ ના એપ્રીલ માસમાં નજરે પડતી હતી તે સંખ્યા આજે માત્ર ૩૦૦,૦૦૦ની જ જણાય છે. સંખ્યાનો આટલો ઘટાડો ખરેખર ઉદ્યોગ વીકાસ અને કાર્યક્ષેત્રની પ્રગતી સુચવે છે. અને આ બાકીના ૩૦૦ ૦૦૦ ની સંખ્યાના બેકારોને ઉદ્યોગીક કેળવણી આપવામાં આવે છે અને તેમને સર્વીષ્ય માટે પ્રગતી પામેલી ઉદ્યોગ મંડળીઓ માટે તઇયાર કરવામાં આવે છે. અને તેથી બેકારીનો હીસ્સો શાસનને આપવો પડતો નથી. બીજા દેશોમાં જેમ બેકારોની સંખ્યાની નોંધ કરવામાં આવે છે તેમ રશીઆમાં બીજા દેશો કરતાં તદ્દન ઓછી સંખ્યાની અંગે નોંધ દેખાય છે. ખરી આશ્ચર્યભરી વાત તો એ છે કે એટલા ગણ્યા ગાંઠ્યા બેકારોમાં ગામડાના શ્રમજીવી શહેરમાં આવીને રહેતા માલુમ પડે છે. તે ઉપરાન્ત છોકરા છોકરીઓ અને સ્ત્રીઓ જેને અગાઉ ઉપર બેકારીની સંખ્યામાં ગણવામાં આવ્યા નહોતા—જેઓને ઉદ્યોગ વર્ગમાં દાખલ કરવાની તક નહોતી મળી તે નજરે પડે છે. અને તે ઉપરાન્ત કેળવાયેલ કર્યકુશળ કામદારોની માગણી રશીઆમાં કાયમ થયાજ કરે છે.

રશીઅન અર્થશાસ્ત્રનો બીજો એક નોંધવાલાયક હેતુ એ છે કે દુનીયાના બગડી ગયેલા બજારમાં ઉભા રહેવાનો અને ઉંચાણ વાપેનો રશીઆનો સવાલ ઉભો રહેતો નથી. એની મુશ્કેલી ચાલુ માલની વધુ પડતી પેદાશ નથી પણ ઓછી પેદાશ છે. "૧૫૦ લાખ માણસો જાણે હરગંધ બેઠાં હોય અને પોતાને માટે જરૂરાતું

આણુ પીરસવાની જગ્યે વાટ જોતા હોયને, એમ લાગે છે !" શ્રમજીવીઓના જીવનને માટે નવી સગવડના મોરચો મંડાયા આગળ છે, ખેતીવાડીના સમુદાયોમાં નવી નવીનતાઓ ઉમેરાય છે, નવી જરૂરી બાબતોનો જન્મ થાય છે અને ઉદ્યોગમાં કામ કરનારાઓની જરૂરીયાતો, એ સર્વ જેટલું જેટલા સમયમાં પેદા કરી શકાય તે કરતાં વધારેની ઓછા સમયમાં માગણી કરે છે. વહેંચણીની પ્રથાને સુવ્યવસ્થીત કરવામાં આવે છે. રાજસત્તા કીમત અને આવકની ઉપર કાબુ રાખે છે. જેટલો માલ પેદા કરી શકાય અને તેનું વેંચાણ કરી શકાય તેની અટકાયત કોઈ પણ ગેરવ્યાજબી રીતે થતી નથી. દેશની જનતાના સર્વ ઉત્સાહ અને કાર્યશક્તીનો ઉપયોગ માલની નીપજમાં કયી રીતે વધારો થાય તેની યોજનામાં કરવામાં આવે છે.

રશીયા આ નવી જાતની જે અઉદ્યોગીક ક્રાન્તીને સેવી પ્રગતી સાધી રહ્યું છે તે તત્વોને ! માત્ર બાહ્યલક્ષ્મી કહી શકાય, પાંચ વર્ષની યોજના એ અઉદ્યોગીક ક્રાન્તીનું મધ્યબીન્દુ છે, અને આ યોજના માનવીનું ચીત્ત ઘણી રીતે આકર્ષી રાખે છે. અને પહેલાં તો એ અર્થશાસ્ત્રના નવા સીધ્ધાન્તો ઉપર રચાયેલ રચનાની પરીક્ષા રૂપ છે મુડીવાદના ટીકાકારો એવો જવાબ આપે છે કે તેનાં ગમે તેટલા દોષો હોવા છતાં પણ મુડીવાદ કામ કરી શકે છે અને જ્યારે માનવોની સત્તા, અઉદ્યોગીક નફો નહી લેવાના ઇરાદાએ કામ કરતી હોવાથી તેના ભુક્કા ઉડી જાય છે. રૂશીયામાં આવી રીતે જ કરવામાં આવે છે. બીજું એ કે બધા સીધ્ધાંતોને એક કોરે મુકી દેતાં દુનીયાની મહાન પ્રજાઓમાંની એક છેલ્લામાં છેલ્લી શોધખોળનું, સર્વોત્તમ અઉદ્યોગીક સંસ્કૃતીનું સર્જન કરવા ગત દીવસ અને રાત શ્રમ લઇ રહી છે એ એક ખરેખર દીલ ધડકાવનાર બાબત કહી શકાય અને ત્રીજું એ કે, લોકોના એ આશય પાર પાડવાના પ્રયાસમાં પોતે એક જવલન્ત આત્મભોગ અર્પતા હોયને એવી શ્રધ્ધા જાગી હોય છે અને એ આત્મભોગથી દરીદ્રતા, અજ્ઞાનતા અને મુંઝવણીનો નાશ કરી ઉન્નતીની ભવ્ય ઇમારતના દ્વાર ખોલતાં હોય એવી ઝાંખી થાય છે.

ગત મહાયુધ્ધ, ક્રાન્તી અને આંતરવીગ્રહના આંદોલનો પછી રૂશીયાએ ૧૯૨૭ માં યુધ્ધ પહેલાંની પોતાની આર્થીક વીકાસની સપાટી ઉપર આવવા તનતોડ પ્રયાસ કર્યો છે અને તે હદ લગભગ પ્રાપ્ત થઇ કહી શકાય. ત્યાર બાદ ખેતીના "નવી અર્થશાસ્ત્ર પધ્ધતી" જે મુડીવાદ પ્રત્યે વીરોધ પ્રકટ કરે છે તેણે ઘણા અવલોકનકારોને એવું સાબીત કરી બતાવ્યું હતું કે આપણી જેમ પોતાની કાર્યનીતીનું ગાડું ચલાવે તેનો સાવ ત્યાગ કરવામાં આવ્યો હતો અને છેવટે પાંચ વર્ષની આ યોજનાને હાથ ધરવામાં આવી. મુળ કાર્યક્રમમાં ૧૯૨૮ અને ૧૯૩૩ ના ગાળાની વચ્ચેના સમયમાં રાષ્ટ્રીય આવકને બેવડી કરવાનું જણાવવામાં આવે છે આ સમય દરમીયાન એવી ગણત્રી કરવામાં આવે છે કે ૧૧. ટકા જેટલી વસ્તીનો વધારો થયો જ હશે. અને દહાડીયું કમાવનારાના ૧૮૨ ટકા વધારો થયો હશે લોખંડ અને પોલાદ જેવી નક્કર વસ્તુઓના ઉદ્યોગોનું ઉત્પાદન લગભગ અઢીગણું વધી જાય એવી ધારણા રાખવામાં આવે છે. જ્યારે બીજી જાતના

હલકી વસ્તુઓના ઉદ્યોગોનું ઉત્પાદન ૪૮ ટકા વધવું જોઈએ એવું પ્રમાણ કાઢવામાં આવ્યું છે. અને ખેતીવાડીના ઉદ્યોગમાં પચ્ચાસ ટકા જેટલો વધારો થવો જોઈએ, આ તો મુકરર કરવામાં આવેલ ધ્યેયનું મુખ્ય રેખાંકન છે. આ યોજનાથી ભવીષ્યમાં સુંદરમાં સુંદર અને સારામાં સારી રીતે ઔદ્યોગીક વીકાસ થાય એવી આશા રાખી શકાય છે.—જેમાંથી ધીમી ગતી કે ઉતાવળી કંઈ મેળવી શકાય એટલુંજ નહી પણ અવીશ્રાન્ત ઉત્સાહ અને કાર્યશક્તીથી સર્વ નકાર બાબો જરૂર પ્રાપ્ત કરી શકાય. સામ્યવાદના સીધ્ધાન્તોનો જબરજસ્ત કાર્યક્રમ આ મહાન યોજનાને પાંચ વર્ષે તો શું પણ તેથી ઓછા સમયમાં પણ સફળતાને આરે પહોંચાડવા તનતોડ પ્રયત્ન કરી રહ્યો છે. અને તેથી આ આંદોલનોથી સધાયેલ પ્રગતીના આંકડા મુડીવાદના શાસન હેઠે ચાલતી ફેક્ટરીના ઉત્પાદનની ગતીને જોનાર કોઈ અવલોકનકાર જુએ તો અજાયબ થઈ દાંતમાં આંકમા પકડી જાય!

અલબત્ત, રશીઆને પોતની પ્રગતીના પાયા તો નવેસરથી નાખીને આગળ વધવાનું છે અને ઔદ્યોગીક ક્રાન્તીને વેગ આપે તેવા જબરજસ્ત કારખાનાઓ ઉભા કરવાની, તેલના કુવાઓ ઉપર યંત્રો ગોઠવવાની, ખાણોની નવી યોજના કરવાની આજની રેલ્વેની સડકોનું વીધાન નવેસરથીજ કરવાની તથા મોટા મોટા 'પાવર હાઉસો' અને અન્ય ઇમારતોને ઉભા કરવાની કીમતનો આંકડો કઢાવવામાં આવે તો ૭૬,૦૦૦,૦૦૦,૦૦૦ રુબલ્સ જેવી રકમનો આંકડો આવે છે—જેને ડોલરમાં ફેરવી નાખતાં ૩૮,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલર થાય છે. અને સર્વ પુર્ણ થઈ રહેતાં પુરેપુરી કીંમત ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ રૂબલ્સ આવે. કહેવાય છે કે તેટલી રકમ પાંચ વર્ષની રાષ્ટ્રીય આવકનો અરધો ભાગ છે. યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકા જેવી તવંગર પ્રજાએ પણ પ્રગતી માટે આટલી રકમનું વહેણ નહી વહાવ્યું હોય કદાચ કોઈપણ રાષ્ટ્રે આર્થીકનીઅક સ્હામે મોરચા માંડવામાં પણ આટલી મહાન રકમ વાપરી નહી હોય.

ત્યારે પૈસાની પુનર્પ્રાપ્તી કેવી રીતે થઈ શકે? મુડીવાદના અર્થશાસ્ત્ર નીચે અણુવીકસ્યો દેશ તો બીજા દેશ આગળ પોતાની આર્થીક નીર્બળતા જાહેર કરી ઉધાર માગે અને આમ 'કરજ'માં ડુબતો જાય, પરન્તુ રશીઆને કદાપી ધારો કે ઉધાર માગવાની ફરજ પડે તો તે એવા દેશ છે કે તે ઘેર બેઠા પોતાની આવકમાંથી એટલી રકમ લેવ લેવામાં તૈયાર કરી નાખે

આ વર્ષના બજેટમાં નજર કરો ૪૭–૬ ટકા જેટલી રકમ કરવેરાની મહેસુલમાંથી આવી; ૧૯.૪ ટકા જેટલી રકમ સ્થાનીક પરદેશી હુંડીયામણના વ્યાજવટામાંથી આવી; અને બાકીની રકમ રાજ્યની માલમીલકતના નફામાંથી આવી

રશીયામાં બીજા મુડીવાદી દેશો કરતા વધારે સ્પષ્ટતાથી જણાઈ આવશે કે પૈસાની પ્રાપ્તી અને ખર્ચની પધ્ધતી માત્ર મજુરી અને સાધનો સંયુક્ત કરી કામ કરવા કેવી રીતે વહેંચી મુકવા એનું પ્રતીબીંબજ છે. જ્યારે રાજ્ય તરફથી નવું ઉત્પાદકીય સાધન તૈયાર કરવા માટે પૈસા લેવામાં આવે છે ત્યારે લોકો તુરત માટે તો સંતોષવીહોણા બને છે; પરન્તુ પાછળથી તેનો સદુપયોગ થયેલો જાણી વધુ ઉત્પાદનોનો માર્ગ મોકળો હોવાથી સંતોષ જાહેર કરે છે. વ્યવસ્થા, મહેનત મજુરી, ઉત્સાહ શક્તી અને દેશના પ્રકૃતીક સાધનો પહેલાં જે સાધારણ ઉપ-

કામનો માલ નીપજાવતાં હોય તેને બદલે કારખાનાઓ, મીલો અને મહાન યન્ત્રોની રચના તયાર કરી ભવીષ્ય માટે વધુ નફાકર ઉત્પાદનો તૈયાર કરે છે. દુનીયામાં પ્રગતીના ઇતીહાસમાં રૂશીયા એ એક મહાન ઉદાહરણ તરીકે દુનીયામાં બીનહરીફ છે.

"મધ્યસ્થ રાજતંત્રના બજેટમાં સામાજીક વીમામાંથી આવતી મહેસુલ તથા હુંડીયામણના ઉદ્યોગોને ચલાવવા માટેના ખર્ચ તથા વ્યાપારના યુનીયનોનો ખર્ચ અને મહેસુલની આવકનો આંકડો ઉમેરતાં બધું મળીને ૧૯,૦૦૦,૦૦૦,૦૦૦ રૂબલ્સ જેટલી રકમ ૧૯૨૯–૩૦ના વર્ષમાં થાય છે. ઔદ્યોગીક અને ખેતીવાડીની નવીન રચના કરવામાં આ રકમનો અરધો હીસ્સો વાપરવામાં આવે છે. અને એકત્રીશ ટકા જેટલી રકમ "સંસારી ક્રાન્તી" અર્થે વાપરવામાં આવે છે જેમાં કેળવણી અને શરીર સંપતીના પ્રચારનો હીસ્સો આવી જાય છે. દશ ટકા જેટલી રકમ રાજ્યતંત્ર અને તેના રક્ષણમાં ખર્ચાય છે. અને ૭ ટકા જેટલી રકમ બીજાં પરચુરણ કામ માટે વાપરવામાં આવે છે. અને રીપોર્ટ જેમ સુંદર ભાષામાં જણાવે છે કે દ્રવ્ય પ્રાપ્તી અને તેની ખર્ચવાની પધ્ધતી તથા તેનો સંગ્રહ કરી તેની વહેંચણી કરી આપવી એ યોજના ઘડનાર પ્રજાને ખરેખર અપ્રતીમ કહી શકાય."

યોજનાના પહેલા વર્ષના અંતે ઉદ્યોગની નક્કી કરેલી મુદ્દામાં બાર ટકા જેટલો વધારો થયો હતો. બીજાં ૯૧ નવા કારખાનાં ચાલુ થયાં હોવાથી તેનાથી ઉત્પન્ન થયેલ માલની કીંમત ૧૬૮,૦૦૦,૦૦૦ રૂબલ્સ થઇ હતી. એવી રીતે આવકનો મુખ્ય વધારો ૨૩–૪ ટકાનો ગણવામાં આવ્યો હતો. તે પણ યોજનામાં દર્શાવેલ કાર્યક્રમ અનુસારની પ્રગતી કરતાં બે ટકા વધારે થયો હતો. કેટલાક ઉદ્યોગો જેવા કે તેલ, ખેતીવાડીના યંત્રો વીજળીને લગતા માલનો ઉદ્યોગ રબ્બર તથા બીજી વીધવીધ ધાતુઓના ઉદ્યોગોમાંથી યોજનામાં દર્શાવેલા જરૂરના પ્રમાણ કરતાં વધારે નીકાશ થઇ હતી. પરંતુ ઇમારતો બાંધવાનો, રસાયણીય ઉદ્યોગ, ખાંડ અને ખાતરનો ઉદ્યોગ પાછળ પડી ગયાં. તે ઉપરાન્ત જે માલની નીકાશ વધુ પડતી થઇ હતી તે માલમાંનો કેટલોક, માણસોની કુશળ કાર્યશકતીને અભાવે સડી જવાથી અને કેટલાકમાં હલકી જાતનો માલ વાપરવાથી મોટો પેટાળ હોઇ નુકશાન વેઠવું પડયું હતું એથી ઉત્પાદન મુલ્ય ઘણું વધારે થઇ જવા પામ્યું હતું.

પહેલા મળેલી ફતેહથી ઉત્તેજીત થઇને રાજ્યતંત્રે બીજા વર્ષમાં એ કાર્યક્રમનું પુનરાવર્તન કર્યું; તેમાં પેદાશના ૨૧ ટકામાંથી ૩૧ ટકા થયા, તેટલો ફાયદો થયો. પરંતુ તે વર્ષ દરમીયાન ઘણી ગંભીર મુશ્કેલીઓ સહન કરવી પડી હતી. કામદારોને યોજનામાં રહેલી અગવડ અને કઠીનતા ખુંચતાં હતાં. લોખંડની બંધી થઇ હોવાથી નહી પરન્તુ પૈસાદાર અને ગરીબ મજુરોમાં 'વર્ગીય વીગ્રહ' શરૂ થયો હોવાથી તેમને માંસ અને ચરબીનો ઘટાડો તથા કપાસ અને ઊનનો તોટો સહન કરવાં પડયાં હતાં પાંચ દીવસના અઠવાડીયાના કાર્યક્રમમાં દીવસના અનંત કામ ચાલુ રાખી, ત્રણેક વાર બહાર જમવા નીકળે તે જરા મળે તેના ધોરણમાંથી જે સારી નીપજની આશા રાખી હતી તે નીષ્ફળ ગઇ: તેથી ઉલટું બીજા અણકેળવાયેલા કુશાગ્રબુધ્ધી વીહોણા મજુરોને કામે રાખવાથી ગોટાળો ઉત્પન્ન

થયો. ખરા કામદારો પણ આરામ વગરનાં બન્યા અને સારા ખોરાક, હવા પાણી અને રહેઠાણની શોધમાં. તેમની 'મેદન' થઇ પડેલી સ્થીતીને લીધે એક જાતના ઉશ્કેરાટમાં આવા જઇ હજારોના ટોળામાં ભટકવા લગ્યા. ૩૧ ટકા જેટલી નીપજની આશા રાખવામાં આવી હતી તેને બદલે માત્ર ૨૪ ટકા જેટલી નીપજ અથવા તો ગત વર્ષ જેટલીજ નીપજ પેદા થઇ શકી હતી.

આ "નીષ્ફળતા"ને બાદ કરતાં બે વર્ષના ઉત્પાદનમાં ૫૦ ટકા જેટલો વધારો થયો. અને આ વાત રૂશીયામાં ગાજવા લાગી; કેટલાક શંકા કરવા લાગ્યા કે આ પાંચ વર્ષની યોજના માત્ર ચાર વર્ષમાં ફતેહમંદીથી પાર ઉતારી શકાશે.

કામદારોનાં ટોળેટોળાં હરીફાઇમાં ઉતરવા લાગ્યાં અને થોડી કીમતે ઝાઝો માલ નીપજાવવા તનતોડ મહેનત કરવા લાગ્યા. આ હરીફાઇઓને મુડીવાદીને બદલે સામ્યવાદી તત્વોને જાહેરમાં બોલાવીને તેમને સુંદર પારીતોષક આપવામાં આવે છે. દરરોજની પ્રગતી દુકાનોમા મુકેલા પાટીઆ ઉપર, છાપાઓમાં તથા પોસ્ટરો ઉપર આપવામાં આવે છે. દાખલા તરીકે ઓક્ટોબર ૧ લીનું 'ધી ઇન્વેસ્ટીઆ' જણાવે છે કે મોસ્કોની એ. એમ. ઓ. કારખાનાએ ગત વર્ષ કરતાં ત્રણ ટકા વધારેના માલની નીપજ કરેલ હોઇ તેને ૭૫૦,૦૦૦ રૂબલ્સ મજુરો માટે નવાં ઘરો વગેરે માટે આપવામાં આવેલ છે. લેનીનગ્રાડમાં આવેલા કલ્'માર્સ' કારખાનાએ પોતાનું સંપુર્ણ વાર્ષિક કાર્યક્રમ અગીયાર માસમાં પુરૂં કરેલું હોવાથી બોનસ અને ઈનામ ઉપરાંત ૭૧૦,૦૦૦ રૂબલ્સ આપવામાં આવ્યા હતાઃ આવી રીતે ખંતથી કામ કરનારા ઇંજીનીયરો અને બીજા પરસેવો ઉતારનારાઓને બહારગામ મુસાફરી કરવાને માટે સ્કોલરશીપ આપવામાં આવી હતી. આવી રીતે ઇનામો અને સુંદર પારીતોષકો આપવામાં આવતાં હોઇ કામદારોને પાણી ચઢે છે અને તેથી નવજવાન મજુરો પોતાને શીલ્પવરૂ-તીઓ કે બીજા ઇનામો મળે તે માટે પોતાના કામમાં વીજય મેળવવાની એક જુદીજ યોજના રચે છે.

આટલી પ્રગતીને કેટલી જ્વલન્ત પ્રગતી કહી શકાય તે ઉપરોક્ત આંકડાઓ ઉપરથી જાણી શકાશે. લોખંડ, પોલાદ અને બીજી ધાતુઓની પેદાશ પંદર ટકાથી માંડીને ચાલીશ ટકા સુધી વૃધ્ધી પામી છે. કોલસાની ઉપજ જે યુધ્ધની પહેલાં ત્રણ લાખ ટનની હતી તે હમણા બરાબર બેવડી નીકાશ નીપજાવે છે. પરંતુ પાંચ વર્ષની યોજનાનો કોલસાનો સવાલ ત્રણ વર્ષમાં ફતેહ નહી-પામે—જ્યાં સુધી તેને માટે સખતમાં સખત પ્રયાસો કરી સરહદ પરની જોખમભરી જગામા આવેલ 'ડોનેઝ બેસીન'ની ખાણની સ્થીતી સુધારવામાં નહી આવે ત્યાં સુધી.

જો કે ઇમારતનું જબરજસ્ત કાર્યક્રમ ઘણું આગળ વધી ગયેલું છે, તોપણ આગામી વર્ષના કાર્યક્રમને ગણત્રીમાં લેતાં, જરાક પાછળ રહેલું કહેવાય. ઇમારતના ચણતર કામ માટે જોઇતા માલની ઘણી તંગાશ જણાય છે. જેની નીપજ માત્ર ૩૦ ટકા જેટલી વધી છે. ગતી એટલી ત્વરાભરી છે કે ચણાતી બીજી ઇમારતો પ્લાનની મુજબ તઇયાર કરી શકાઇ નથી. પરન્તુ તેમનું ચણતર માત્ર રેખાકૃતિઓમાંથી જ આગળ ચલાવવામાં આવે છે તેલ, વીજળીક, અને ખેતીવાડીના યંત્રોના કારખાનાઓ આગળ વધતા અને પુનરાવર્તીત થયેલા કાર્યક્રમને મોખરે આવે છે.

નકકર વસ્તુઓના ખાસ ઉત્પાદન તરફ ખાસ લક્ષ્ય આપવાનું હોઈ, હલકી જાતના ઉદ્યોગોનો એટલી ઝડપથી વીકાસ થયો હોય એમ ધારવામાં આવ્યું નહોતું. ઉલટાં આ ઉદ્યોગો જરા પાછળ પડયા હોય એમ લાગે છે. ગયા વર્ષ કરતાં સુતરાઉ માલની નીપજ આ વર્ષે ઓછી થઈ હતી, ગરમ અને લીનન જરા મોખરે આવે એમ દેખાયું છે. અને પગરખાં–બુટસ અને બુટની પેદાશ ઘણી વધી પડેલી છે. જો કે કેટલાક માલની જાત ખરાબ થઈ ગઈ છે.

ઉદ્યોગીક કાર્યક્રમને, કુશાગ્ર બુધ્ધીના કાર્યકર્તાઓ અને અકલમંદ મજુરોની અછતને લીધે વીનાશની ધમકી આપવામાં આવે છે. આવતે વર્ષે ઉઘડનારા નવા કારખાના માટે બીજાં અર્ધો લાખ 'નવા' તઈયાર કરેલા કામદારોની જરૂર પડશે જેથી આજ જેટલા મળે છે તેના કરતા ત્રીજા ભાગ જેટલાનો વધારો થશે.

કારખાના માટે તઈયારી કરવા માટેની દુકાનો ભરાઈ ગઈ છે. અને ૪૦,૦૦૦ બીજા મજુરો આવી શકે એટલી જગા છે. એન્જીનીયર થવા માટેના શીક્ષણક્રમને અગત્યની બાબતનું પુરું જ્ઞાન મળે તેટલા પુરતું કરી ટુંકુ અને સચ્ચોટ કરી નાખવામા આવ્યું છે. "આ બધી તઈયારીઓની ચડ ઉતર, સંખ્યા, ઉત્પાદન, માલની જાત અને ગુણ વીગેરે, જ્યારે અઉદ્યોગીક લશ્કરને રશીયામા બોલાવવામાં આવશે ત્યારે તે અન્તમા અઉદ્યોગીક ક્રાન્તીનું ભાવી નીર્માણ કરશે."

# સમાજવાદી વીએના: આછું સંસ્કારચિત્ર

:લેખક:
કે. સી. ચૌધરી

[સમાજવાદના તત્ત્વાનુસાર મ્યુનીસીપાલીટીઓનો કારભાર ચલાવવામાં આવે તો, આમ જનતાને કેટલો લાભ કરી શકાય તે વીએનાના દૃષ્ટાંત ઉપરથી જણાશે. મુંબાઇ, સુરત, અમદાવાદ, વડોદરા વગેરે શહેરોમાં આ પદ્ધતીનું અનુકરણ કરવા જેવું છે]

જ્યારે મેં વીએનમાં પગ મુકયો ત્યારે સમાજવાદી શાસનની દશમી સંવત્સરીનો ઉત્સવ પુરજોશમાં ચાલી રહ્યો હતો. સ્ટેશનની બહાર મારી નજર સામે કેટલાયવીએનીઝ લોકોના ટોળાં નજરે પડયાં. તેઓનાં મોં મલકાતાં હતાં, અને ખીસ્સોલ કરતાં તેઓ આમથી તેમ ફર્યા કરતાં હતા. વીએનાને વહીવટ કરનારાની બુધ્ધી વીષે જરૂર ગમે તેને માન થાય તેવું છે. આજના વીએનાનો ઝગઝગાટ માત્ર ઓસ્ટ્રી-આને રોશની આપી રહ્યો નથી પણ આ ખા જગતના લોકમાં તે દીવાદાંડી માફક ઝગી રહેલ છે. ભુતકાળના વીએના ઉપર નજર નાખતાં માલુમ પડે છે કે, ત્યાં તે વખતે રાજદ્વારી અંધાધુંધી, હળીમાંઝટક થએલી તીજોરી, ભુખે મરતી વસ્તી, રોગચાળો, ગંદવાડ, વીગેરે ખુણેખુણામાંથી નાદ કરતાં હતાં. ૧૯૧૯ની તા૦ ૪ મેના દીવસથી ચુંટણીએ વીએનાના ભાવીમાં ઉથલપાથલ કરી હતી. આ ચુંટણીના વખતે સમાજવાદી પક્ષે ૩૬૮૨૨૮ જેટલા મતો (૫૪.૨૭ ટકા) સંપાદન કર્યા હતા. અને મ્યુનીસીપાલીટીમાં પણ આ પક્ષના આદમીઓને કુલ ૧૬૫ બેઠકોમાંથી ૧૦૦ બેઠક મળી હતી. આને લઇને આ પક્ષને સત્તા સાંપડી. જેકોબ રૂમાન નામના શખ્સને પ્રમુખનું સ્થાન આપવામાં આવ્યું હતું. જ્યારે આ સોશીઆલીસ્ટ પાર્ટીએ મ્યુનીસીપાલીટીની લગામ હાથમાં લીધી, એનો વહીવટ શરૂ કીધો ત્યારે મ્યુનીસીપાલીટીના નામ સામે ૨૩૩૦ લાખ રૂપીઆની ખાડ હતી, આ ખાડનું કારણ ચલણની મંદીનુંજ પરીણામ હતું. આવી મ્યુનીસીપાલીટી પર બીસને લઇને જનતાની તંદુરસ્તી પાછળ પુરતું ધ્યાન કેમજ આપી શકાય? આ સમયે ૧૨૭, ૫૩૬ જેટલી સંખ્યા તો બેકારોની થઇ ગઇ હતી, અને મ્યુનીસીપાલીટીના નોકરોના પગારના નાણાં પણ ચુકવવામાં આવ્યાં નહોતાં. આવા હાડમારીના કાળમાંજ સોશીઆલીસ્ટ પાર્ટીએ વીએનાને હાથમાં લીધું હતું.

સહુથી પહેલાં તો પૈસાની થેલી જરૂર જેટલી પુરાય એને માટે નવીન જકાત નીતી મ્યુનીસીપાલીટીમાં દાખલ કરવામાં આવી. બ્રેનર નામના બાહોશ અર્થશાસ્ત્રીએ જાહેર કર્યું કે થોડાજ શ્રીમંતો મોજમજાહ માણે છે જ્યારે બીજા હજારો દુઃખના દરીઆમાં ડુબકી મારી રહ્યા છે માટે આ મોજમજાહ પરજ કરવેરો નાખવો. તેણે જુની રૂઢીની કરવેરા નાખ-

વાની નીતીને પલટી નાખી. અને ૧૯૨૦ થી નવા કરવેરા દાખલ કરી દીધા. પરીણામે મ્યુનીસીપાલીટીની તીજોરી પઇ સાથી દીવસે ને દીવસે ભરાવા લાગી. આ રકમ જનતાના સામાજીક હીત પાછળ ખર્ચાતી માંડી. મ્યુનીસીપાલીટીને આવા કરવેરામાંથી ૧૭૩,૪૫૩૦૦૦ સ્કીલીંગ (એક ઓસ્ટ્રીઅન સ્કીલીંગની કીંમત આઠા ૭ આના જેટલી થાય છે) મળવા લાગ્યા. આ કરવેરા ઉપરાંત બીજા કર પણ નાખવામા આવ્યા છે, જેની ઉપજ ૧૯૨૮ ની સાલમાં ૧૧૯,૬૭૦, ૪૦ સ્કીલીંગ જેટલી થઇ હતી. રસ્તાની ગાડીઓ, ઇલેકટ્રીક વર્કસ વીગેરેમાંથી ૧૯૨૮ ની સાલમાં કુલ ૪૪૩, ૩૮૪,૬૯૦ સ્કીલીંગ જેટલી ઉપજ આવી હતી છતાં આ બધા કરવેરાનું પ્રમાણ ૧૯૧૪ ની સાલ કરતાં જરાયે વધ્યું નથી એ જણાવવાની આવશ્યકતા જણાય છે. આજનો કરવેરા તો મ્યુનીસીપાલીટી જનતાના લાભાર્થેજ ખરચી રહી છે. એટલે એનો સદઉપયોગ થાય છે. સમાજવાદી સુધરાઇ ખાતાની સહુથી ઉજ્જવલ બાજુ તો જનતાના હીત માટેની કાળજી છે. મકાન વીગેરે પહેલા જે જાહેર હીતનું કામ કરવામા આવતું તે વખતે શ્રીમંતો કેમ જાણે દયા કરતા હોય તેવા તેનો દીમાક હતો, પણ આજે તો મ્યુનીસીપાલીટી એ એક રાષ્ટ્રીય જોખમદારી ઉઠાવનારી સંસ્થા બની ગઇ છે. "બાળહીત" પાછળ અહીં ખુબજ ખંત અને કાળજી રાખવામાં આવે છે છોકરૂં માતાના પેટમાં હોય છે ત્યારથી એવા ઉપચારો અને કાળજી બતાવવામા આવે છે કે છોકરૂં તંદુરસ્ત અવસ્થામાંજ અવતરે. દરેક ગર્ભવતી સ્ત્રીને સ્ટેટ તરફથી બધી જાતની પ્રસુતી વીષેની માહીતી અને સલાહ મફત આપવામાં આવે છે, એટલુંજ નહીં પણ રાજ્યની એ ફરજ ગણાય છે.

ગર્ભવંતી સ્ત્રીને તબીબી વારંવાર નીચે ખાસ રાખવામાં આવે છે, એના લોહીની બારીક પરીક્ષા કરવામાં આવે છે અને એમાં ગરમીના રોગના જંતુ માલુમ પડે તો એને હટાવવાના તાત્કાળીક ઉપચારો લેવામાં આવે છે જેથી એ રોગનો વારસો છોકરાને ન મળે.

ગર્ભવંતી સ્ત્રીને વીમા ફંડમાંથી પઇસા ન મળી શકે તેવી હાલત હોય તો આ અવસ્થામા તેને ચાર અઠવાડીઆં સુધી મ્યુનીસીપાલીટી તરફથી ૧૦ સ્કીલીંગ મળે છે. મ્યુનીસીપાલીટી તરફથી શહેરમા ઠેર ઠેર સુવાવડખાનાં રાખવામાં આવેલ છે. ૨/૫ કાયદેસરના છોકરાં અને ૧/૨ બીનકાયદેસરના બધા છોકરાનો જન્મ આ સુવાવડખાનામાં થાય છે. એ સીવાયના જન્મોની પણ નોંધ લેવાય છે, અને તે તાજાં અવતરેલાં છોકરાંની તંદુરસ્તી બરોબર રહે છે કે નહીં તે માટે મ્યુનીસીપાલીટી તરફથી ડાક્ટરને હંમેશ ખબર સારૂ મોકલાવવામાં આવે છે. આ રીતે મ્યુનીસીપાલીટીની મદદ વીના આંહી એક પણ છોકરૂં અવતરતું નથી. આ ઉપરાંત ગમે તે સ્ત્રી, શ્રીમંત હો કે ગરીબ—એને છોકરાં અવતર્યા પછી ખાસ ઉછેર બરાબર થાય એ માટેનાં સાધનો સુપ્રત કરવામાં આવે છે, આમ ૧૯૨૮ ની સાલમાં આવાં આઉટફીટનાં પેકેટો ૧૧,૮૦૮ વહેંચવામાં આવ્યાં હતાં. એટલે આ વરસમાં વીએનામાં જન્મેલાં બાળકોના ૫૯૯૨ ટકા જેટલાને કપડાંલત્તાં આઉટફીટદ્વારા સોંપડયાં હતાં. આ ઉપરાંત ૧૪ વરસ સુધીના વયના છોકરાં માટે પણ મ્યુનીસીપાલીટીએ તરેહ તરેહની સંસ્થા ઉભી કરી છે, આમાં અનાથ આશ્રમનો પણ સમાવેશ થઇ જાય છે. આ ઉપરાંત

૩૨૫ નરસરી મોજુદ છે જેમાં ૧૯૨૮ ની સાલમાં ૬૧,૯૭૫ છોકરાંઓને દાખલ કરવામાં આવ્યાં હતાં. અહીં ઉનાળામાં છોકરાંઓને કુદરતી સહેલગાહ માણવા માટે બહાર ગામ રવાના કરી દેવામાં આવે છે. ૧૯૨૮ ની સાલમાં ૨૦,૪૯૫ છોકરાંઓને આ રીતે હવા ખાવાનાં સ્થળોએ મોકલવામાં આવ્યાં હતાં. જેઓની સામે ભીષણ બેકારી દાંતી આ'કરે છે એવા લોકોના આરામ માટે મ્યુનીસીપાલીટીએ ૨૬૦ બીછાનાવાળા ઘર ને એનાયદું રાખેલું છે.

નીશાળો રે અંગે દાંત પરીક્ષા અને સારવાર માટે અગીઆર ક્લીનીક ખોલવામાં આવ્યા છે. ૧૯૨૮ માં આ ક્લીનીક માં ૨૧,૮૬૬ છોકરાંઓને દાંત સ્વચ્છ બનાવવા માટે દાખલ કરવામાં આવ્યાં હતાં ડાક્ટરો દર અઠવાડીએ નીશાળોની મુલાકાત લે છે અને ખાસ નીશાળોના શરીરની પરીક્ષા કરવામાં આવે છે, તંદુરસ્તી બાબેબદાર કેમ રહે એ વીષે ભાષણો મેજીકલે-ન્ટર્નની સ્લાઇડો દ્વારા અને એ વીષેની સુચનાઓથી આપવામાં આવે છે. આવી તબીબી પરીક્ષા દરમ્યાન ૧૯૨૮ માં ૨૧,૨૫૨ છોકરાઓની શારીરીક બાંધણી તંદુરસ્ત હતી ૪૮૫૩૧ છોકરાઓની તબીયત સાધારણ હતી અને ૨૦૨૯૬ જણાંની શરીર સુખાકારી ખરાબ માલુમ પડી હતી. અને તેથી મ્યુનીસીપાલીટીએ રોગો સામે જરૂરી ઝુંબેશ ઉઠાવી છે. આંહીં જીર-લેણ ક્ષય રોગ બહુ જોવામાં આવે છે એ રોગને જડમુળમાંથી નાબુદ કરવાની તઈયારીઓ ચાલુ છે. રોગના ૨,૦૦૦ દર્દીઓને સુધરાઇ ખાતા તરફથી ખાસ કાળજીપુર્વક સારવાર કરવામાં આવે છે. ૧૯૨૦ ની સાલથી સ્ટેશન ઘેરને ક્ષય રોગવાળા દર્દીઓ માટેના હસ્પીટલ તરીકે વાપરવામાં આવે છે. આ રોગનાં જંતુઓની કુચકદમ પર કાબુ મુકવા તેનો ચેપ કેમ અટકે તેના ચાંપતા ઉપચારો કરવામાં આવે છે. આ વ્યવસ્થીત ઉપાયોનું ઉજળું પરીણામ આવેલ છે. શહેરના મરણ પ્રમાણમાં ૩૩ ટકા ઘટાડો થયો છે.

આ બાબતના ચાંપતા ઉપાયો માટે નર્સોને પણ તઈયાર કરવામાં આવે છે. તેઓને ત્રણ વર્ષ સુધી આ રોગ વીગેરેનો કોલેજમાં અભ્યાસ કરવો પડે છે. આંહી ૬૩૪ નર્સો આ પ્રકારનું સીક્ષણ લઇ રહેલ છે. શહેરના તંદુરસ્તી ખાતામાં બંગડ પાંગળા માટેનાં ઘર, શાદી વીષેની માહીતીની બ્યુરો અને માનસીક દર્દીની હોસ્પીટલનો સમાવેશ થાય છે. ૧૯૨૮ માં મ્યુનીસીપાલીટીનું કુલ ખર્ચ ૮૨.૭ મીલીયન રુબલ્સનું દેખાડવામાં આવ્યું હતું. સમાજવાદી "રશીઆ" કેળવણી અને સામાજીક સુધારા પર પુરતું લક્ષ આપે છે. છોકરાંમાં જે શક્તી હોય તેને કેમ બહાર ખેંચી લાવવી એ જાતનું શીક્ષણ દરેક જણને આપવામાં આવે છે.

માત્ર સીધ્ધાંતમય શીક્ષણને બદલે હવે તો વ્યવહાર સમજુતી પુરી પાડવામાં આવે છે. શીક્ષક છોકરાના માબાપના સહકારથી શીક્ષણ આપવામાં કાબેલીયત મેળવે છે. આમ માબાપ માટેના મંડળો સ્થાપવામાં આવે છે. જેથી માસ્તરોને એઓ પાસેથી હકીકત મેળવવામાં મુશ્કેલી પડતી નથી. આ નગરમાં દરેક ધંધાની જુદીજુદી નીશાળો હોય છે. સમાજવાદી રશીઆએ માર્ક્સની યોજના મુજબ તો કમાલ કરી છે. શરૂમાં આ યોજના સામે જમીનદારોએ એકાપે આર્થો હતો. પણ મ્યુનીસીપાલીટી આ યોજનાને પાર પાડવામાં ફતેહમંદ નીવડી છે. આ

યોજના દ્વારા ૩૦,૦૦૦ ફ્લેટનો ઉપયોગ કરવામાં આવશે અને આ યોજના ૧૯૩૨ સુધીમાં પરીપક્વ બની રહેશે. ૧૯૨૩ થી ૧૯૨૭ દરમીયાન ૩૯૦ મીલીયન સ્ટર્લીંગ આ હેતુ પાછળ ખરચવામાં આવેલ છે. આજે મ્યુનીસીપાલીટી ૧૫૧ ઘરોપર કાબુ ભોગવે છે આ ઘરોમાં બધા મળી ૨૬,૭૮ ફ્લેટ મોજુદ છે. આમાં બાગની પણ ગોઠવણ રાખવામાં આવી છે. લડાઇ પહેલાં વીએનાના ઘરોમાં પાણીના નળની અને જાજરૂની સગવડ નહોતી. પણ આજે આ પરીસ્થીતી હસ્તીમાં નથી. આજે તો દરેક મકાનમાં ફાવરબાથ અને ન્હાવાની સગવડ ગોઠવવામાં આવેલી હોય છે. આનાં ભાડા મહીને આઠથી ત્રીસ સ્ટર્લીંગમાં વહેંચાયેલાં હોય છે.

જેઓએ વીએનાની મુલાકાત લીધી છે એને ઉપલી હકીકતોની ખાત્રી થઇ હશેજ. સમાજવાદી મ્યુનીસીપાલીટીની આ કૃતેહ તેને આંજી નાખે તેવી ઝળહળતી છે આ મુખી શહેરને એક નમુના તરીકે યાદ રાખવું ઘટે છે. બીજા દેશોમાં એનું અનુકરણ કરવામાં આવે તો જરૂર આજની હાડમારીઓ અમુક અંશે દુર થાય. ભાવીના ભણકાર આજે કાને અથડાય છે. નવીન યુગ સર્જનનું સંગીત વાતાવરણમાં ગુંજી રહ્યું છે. વીએના નગરે આગમના એંધાણના આંદોલન ઝીલ્યાં છે, એ પ્રકાશની રશ્મીઓ ઇતર દેશોપર અજવાળાં ફેંકે એમ ઇચ્છવું જરૂરનું છે.

# કૉલેજના કંપાઉંડમાંથી

: લેખક :

'કૉલેજીયન'

કૉલેજના કંપાઉંડમાં કેટલીય વાર કૉલેજીયનો એકત્ર મળે છે. કેટલીક વાર તેઓ સામાન્ય બાબતોની ચર્ચા કરે છે. કોઇક વાર તેઓ અસામાન્ય બાબતોની ચર્ચા પણ કરે છે. આવી અસામાન્ય વાતો સ્મૃતી પર સામાન્ય રીતે જળવાઇ રહે છે. આજે કૉલેજજીવન પર પાછા દ્રષ્ટી નાંખતાં આવી કેટલીક 'અસામાન્ય' ચર્ચાનાં સંભારણાં પાછાં તાજાં થાય છે. તેમને શબ્દદેહ આપવાનો આ યત્ન, આશા છે કે અસ્થાને નહીં ગણાય.

## સામ્રાજ્ય અને સીદ્ધાન્તો

રમેશ: ગઇ કાલે પ્રોફેસરે આફ્રીકામાં સામ્રાજ્યવાદની સ્થાપના સંબંધી બહુ જ સારૂં ભાષણ આપ્યું! કેમ નહીં વારૂ?

કુમાર: (તીરસ્કાર યુક્ત સ્વરે.) કપાળ! સારૂં! એ આખુંએ ભાષણ કચરા જેવું હતું!

શીરીષ: કુમાર તો દરેકનો વીરોધી જ છે. આ મહાપુરૂષને તો કોઇ પણ પ્રોફેસરના ભાષણ પસંદ પડતાં જ નથી! બીચારા પ્રોફેસરે આટલી બધી કાળજી લઇને વીગતો આપી, ત્યારે કુમારભાઇને તો તેની કીંમત જ નથી! આખા આફ્રીકામાં યુરોપીઅનોએ શી રીતે રાજ્યાધીકાર સ્થાપ્યો, તેની વીગતો અતી રસીક હતી. મેતા મનુને તો ટુંકી નોંધ કરતાં લગભગ ૪૦ પાનાં ભરાયાં છે.

કુમાર: (જરા ગુસ્સાયુક્ત અવાજે) તમે તે બધાએ આ અધ્યાપકની પ્રશંસા કરી, પણ આફ્રીકાની મુળ વસ્તીને આ સામ્રાજ્ય સ્થાપનાથી શું લાભ? તેઓ તો બીચારા ગુલામ બન્યાં! આજે તેમને પોતાની જ જમીન ઉપર ચાબુક ખાઇને કામ કરવું પડે છે. એનરો ઉપર હબસીઓ પાસે કામ કરાવવાને માટે તમારા આ ઉચ્ચ સંસ્કૃતી ધરાવતા યુરોપીઅનોએ, અને પરમાત્માની દરરોજ પુજા કરતા હીંદીઓએ કેટલા જુલ્મ વર્તાવ્યા છે તેનું કંઇ ભાન છે? પ્રોફેસર સાહેબને આ બાબતનો ઉલ્લેખ કરવાને માટે એક શબ્દ પણ ના મળ્યો.

રમેશ: એ તો જંગલી જાત. તેમને કામ કરવાની ફરજ પડે તેટલા માટે તો પહેલાં તેમના પર કર નાંખ્યા. પછી તેમના પર ઝુંપડા દીઠ કર નાંખ્યા. તેમ છતાં પણ જો તેઓ કામ ન કરે

નો પછી ડંટરનો ઉપયોગ કરવો જ પડે. તેમાં ખોટું શું છે?

કુમાર: ખોટું? તેમાં બધું જ ખોટું છે! એક તો હમોએ તેમના મુલકને પચાવી પાડયો, પછી હમોએ તેમનાં ખેતરો લઇ લીધાં, અને પછી એ જ ખેતર પર તેમને કામ કરવાની ફરજ પાડવા માટે તેમને ગુલામ બનાવ્યા! એમાં જો ન્યાય નીતી હમોને લાગતી હોય તો પછી હમારે માટે મ્હારે શું ધારવું તેની મ્હને કંઇ સમજ જ પડતી નથી!

શીરીષ: હમો એમ નથી કહેતા કે આફ્રીકામાં સામ્રાજ્યવાદની સ્થાપનાથી હબસીઓને ખાસ લાભ થયો છે; પણ અમો એમ તો જરૂર જ કહીયે છીયે કે આફ્રીકામાં ગોરી સંસ્કૃતીની સ્થાપનાથી હબસીઓ આધુનીક જગત સાથે સંસર્ગમાં આવ્યા છે, અને તેમને માટે પ્રગતીનાં દ્વાર મોકળાં થયાં છે. આજે તેમને અભ્યાસ કરવાની તક મળી છે. જ્યાં તેઓ નાગા ફરતા ત્યાં આજે તેઓ કપડા સહીત ફરે છે. જ્યાં તેઓ મકાઇ અને કેળાં પર જીવતાં, ત્યાં તેઓ આજે અન્નનો ઉપયોગ સમજ્યાં છે. મનુષ્યનો આહાર કરનાર માનવીઓએ આ સંસ્કૃતીના સંસર્ગથી પ્રગતી કરી છે નવી સંસ્કૃતીના પગરવે આફ્રીકાને જે આપ્યું છે તે જોતાં આફ્રીકનોની ગુલામી બહુ જ નજીવી કીંમત જ ગણાય!

ચોખેશ: ભાઇ, એ બધી સંસ્કૃતીના સંસર્ગની વાત પડતી મુક. ગોરાઓ ત્યાં પહોંચ્યા ત્યાર પહેલાં કેટલાય વર્ષો અગાઉ આપણા હીંદીઓ ત્યાં જઇ પહોંચ્યા હતાં. અને ગોરાઓ જ્યારે ગ્રોઅમ સાની આગળ પગલું મુકતાં ડરતા, ત્યારે *શેઠ અલાદીનાની વણઝાર યુગાન્ડા જતી અને છેક આફ્રીકાના મધ્યભાગ સુધી આ વેપારીઓ વેપાર કરતા. પણ ગોરાઓ જેટલું શકતીબળ અને સામર્થ્ય હીંદીઓમાં નહીં હોવાથી, તેમ જ હીંદીઓની સંસ્થાન વસાવવાની ખાસ ભાવના ન હોવાને કારણે તેમણે સંસ્થાન ન સ્થાપ્યું. આથી ગોરા વેપારીએ અડ્ડો નાંખ્યો, અને અત્યારે તો તેઓ આપણુને કાઢી મુકવા માટે બહુ જ જોરશોરથી પ્રવૃત્તી પણ કરે છે! બાકી સંસ્કૃતીના સંસર્ગની વાત તો માત્ર કપોળ કલ્પીત છે. હું કબુલ કરૂં છું કે આફ્રીકાને પચાવી પાડવામા, કે આફ્રીકાના રસકસ પર સ્વામીત્વ સ્થાપવામાં નીતી કે અનીતીનો પ્રશ્ન નથી, પણ હું તો તેમાં 'બળ એજ ન્યાય' નો સીદ્ધાંત જોઉં છું. અને નીતીવાદના અસત્ય ઓઠાં કરતાં હું તો કહીશ કે યુરોપીઅનોએ ખોટું કર્યું કે સારૂં કર્યું એ પ્રશ્ન જ નથી. હવે જો આપણને એમ લાગતું હોય કે યુરોપીઅનોનું પગલું અયોગ્ય હતું, તો હબસીઓના સ્વાતંત્ર્ય સંગ્રામમાં આપણે સહાય આપવી જોઇએ.

[કુમાર કંઇ જવાબ આપવા જતો હતો પણ એટલામાં બીજા એક 'લેક્ચર' નો સમય થયો હોવાથી વીદ્યાર્થીઓ વર્ગમાં ચાલી ગયા.]

---

*શેઠ અલાદીના યુગાન્ડાનો એક સૌથી મોટો વેપારી થઇ ગયો અત્યારે એ આખા પ્રાન્તમાં શેઠ અલાદીનાના સ્મારક સમી અનેક શાળાઓ છે.

## લગ્ન અને નીતી

રમેશઃ કહે છે કે શીરીષના લગ્ન થવાના છે!

કુમારઃ હા, હા, મેં પણ એવું સાંભળ્યું છે ખરૂં.

રમેશઃ કોની સાથે? કોની સાથે?

કુમારઃ કહે છે કે વડોદરામાં કોઈ ઇન્ટરમાં ભણતી બાળા સાથે.

[એટલામાં શીરીષ આવી પહોંચે છે]

રમેશઃ કેમ દોસ્ત હવે તો તું ગૃહસ્થાશ્રમી થવાનો?

કુમાર (ટીકાયુક્ત સ્વરે) 'પરણવું' એટલે પ્રભુતામા પગલાં મુકવાં!'

શીરીષ એમા ખોટું શું છે?

રમેશ. જરાયે ખોટું નથી. લગ્ન કરવું એમા નીતી અને અનીતીનો પ્રશ્ન જ નથી.

કુમારઃ કોઈ પણ બાળાને તની પરવાનગી કે સંમતી વગર આપણી સાથે પરણવાની ફરજ પાડવી એમાં નીતી-ભાવના કયાથી આવી? ભાઇ શીરીષ કદી પણ વડોદરામા વસતી બાળા સાથ રહ્યો નથી સભવ છે કે તેઓ કદાચ આ વાતચીત થયા પહેલા પરસ્પરને ઓળખતા પણ નહીં હોય. તેથી શીરીષની ભાવી પત્ની પણ શીરીષને જરાએ ઓળખતી નહીં હોય છતા શીરીષ એ અજાણી બાળા સાથે જીવન જોડવા તત્પર બને, તે શું કુમારીએ વ્યાજબી ગણી શકાય?

શીરીષ કુમાર તો વેદીયો જ રહ્યો! લેનીને નથી કહ્યું કે. "મારા દોસ્તો! સીદ્ધાંત એ સારી વાત છે, પણ જીવન તેથી એ વીશેષ સારૂં છે." પરણવું એટલે પરણવું. એમાં આવી કુમારી અને તેવી કુમારી, અમુક સ્વભાવવાળી કુમારી કે બીજા સ્વભાવવાળી કુમારી એ બધો ખાલી દંભ છે. ગયા વર્ષે રમેશનાં લગ્ન થયાં. આપણે બધાંએ કેવા આનંદ અને ઉલ્લાસથી તેના લગ્નમાં ભાગ લીધો! પણ તેવી જ રીતે આ લગ્નનું પણ કાં તો હમારામાં સમાજના બંધનોના કકડા કરી નાખવાની હામ અને શકતી હોવી જોઇએ; કાં તો પછી સમાજના વર્તુલમાં રહીને લડત કરવાની શક્તી હમારે કેળવવી જોઇએ. આ વસ્તુને બહુ મહત્વ આપવું એ નકામું છે. કારણકે લગ્ન એ કંઇ બહુ અગત્યનો પ્રશ્ન નથી કે જે કેવું હોવું જોઇએ, તે કયારે થવું જોઇએ, તે કોની સાથે થવું જોઇએ તેને માટે વીચારણા કરવામાં વર્ષો વીતાવી દેવાય! ભાઇ કુમાર તો સમાજવાદી છે. એ આખાયે તત્ત્વજ્ઞાનમાં લગ્નને કેટલી મહત્વતા આપવામાં આવી છે? કહો જોઇએ!

## દેવપુજા

રમેશ. કુમાર તેના ઘરમાં દરરોજ દેવપુજા માટે તોફાન કરે છે. એવું સાંભળ્યું છે.

શીરીષઃ મને તો નથી લાગતું કે સમાજવાદી એમ કરી શકે.

રમેશઃ કુમારની બ્હેન કહેતાં હતા કે કુમાર દરરોજ તેની માતા આગળ નીરીશ્વરવાદ ઉપર લાંબુ ભાષણ આપે છે. અને ઘણીવાર ધર્મના સીદ્ધાન્ત ઉપર સખત ટીકા કરે છે. એટલુંજ નહીં પણ જ્યારે તેના પીતા બીચારા પ્રભુભજન કરતા હોય છે, ત્યારે તે મોટેથી તેના નાના ભાઇને નીરીશ્વરવાદની વાતો સમજાવે છે! આ પ્રકારની વર્તણુંક એના જેવા સમાજવાદીને છાજે ખરી?

શીરીષ- મ્હને લાગે છે કે આ બાબતમાં કુમારની વર્તુણુંક અયોગ્ય છે. કાં તો કુમારે ઘરથી જુદા પડી જવું જોઇએ અને ઘેર રહેવાને બદલે હોસ્ટેલમાં રહેવું જોઇએ, જેથી આ પ્રકારની અથડામણ થાય જ નહીં. નહીંતર પોતાના માતાપીતા સામે નીરીશ્વરવાદીનો પાઠ ભજવવાથી શું લાભ? પ્રચાર કરવાની ઉત્સુકતા સાથે તેના પરીણામ પર પણ દ્રષ્ટી રાખવી જોઇએ. બાકી ન્હાનપણથી તે અત્યાર સુધી એક પ્રકારની માન્યતામા ઉછેરેલા માતાપીતા આગળ આ પ્રમાણે પ્રચાર કરવાથી શું લાભ થવાનો હતો? મ્હારી તો ખાત્રી થઇ ગઇ છે કે કુમારની આ વર્તણુંક અયોગ્ય છે.

## કેળવણી

કુમાર. રમેશ નથી લાગતું કે આપણી કેળવણીની પદ્ધતીમા કંઇક ખામી છે.

રમેશ. મ્હને પણ એમ લાગે છે પણ જ્યા સુધી નવી સમાજ રચના સ્થપાય નહીં ત્યાં સુધી કેળવણીની દીશામા કેવી રીતે ફેરફાર કરી શકાય?

શીરીષ: એ તો હવે બધા જ જાણે છે કે સમાજમા જે વર્ગ સત્તામા હોય તે જ વર્ગની સત્તા અબાધીત રહે તે દ્રષ્ટીએ કેળવણી અપાય છે! છતાં આપણામાંથી કેટલાક મુર્ખાં માને છે કે રાજકીય સત્તા મેળવવા માટે પહેલાં આપણે બધાને કેળવણી આપવી જોઇએ આ અર્ધદગ્ધ વીચારકો કહે છે કે: કેળવણી વગર સ્વરાજ્ય શક્ય નથી! આ લોકો એમ માને છે કે સ્વરાજ્ય માટેની પહેલી શરત એ છે કે દરેક બારાખડી શીખવી જોઇએ. એટલે કે હીંદના ત્રેત્રીસ કરોડ સમુદાયે શીક્ષણ લેવા માટે શાળામાં જવું જોઇએ!

રમેશ. મુર્ખાઇ પણ કેટલી હદ સુધી! ગોખલેથી માંડીને અત્યાર સુધીને દરેક સુધારક કહે છે કે આધુનીક કેળવણી એ ગુલામી મનોદશા ઉત્પન્ન કરે છે. ગાંધીજી પણ કેટલીય વાર એ પ્રમાણે કહી ગયા અને હજુ ભવીષ્યમા એવા કેટલાક કહેનાર નીકળશે! જ્યારે સમાજવાદી ગણાતા પુરૂષો એક બાજુથી કેળવણીમાં ઘુસેલી વર્ગીય ભાવનાની સામે પોકાર કરે છે ત્યારે બીજી બાજુએ આવા સમાજવાદીઓ એવી કેળવણીના પ્રચાર માટેની યોજનાઓ ઘડે છે! આથી તો ભાઇ આપણને હસવું જ આવે!

શીરીષ "મ્હને એક જાણીતા સમાજવાદીની ખબર છે. સારાએ શહેરમા તેઓ સામ્યવાદી તરીકે ઓળખાય છે. આ મહાપુરૂષ પણ એવા અભીલાષ સેવતા હતા. એક દેશીરાજ્યના સંસ્થાનમાં સમાજવાદી ભૂમીકા પર લખાવેલાં પુસ્તકો શીખવાડવાની ઇચ્છા બતાવી હતી અને તેમણે તેને માટે પ્રામાણીકપણે યત્ન પણ કર્યાં હતા.

રમેશ. પછી એ પાઠ્ય પુસ્તક લખાયા કે!

શીરીષ "સારું થયું કે ન લખાયા, નહીંતર તમે કદી કલ્પના કરી શકો છો બ્રીટીશ રાજ્યની છાયા તળે ચાલતી આપણી શાળાઓમા નેવા પાઠ્ય પુસ્તકો કદી ચાલવા દેવામા આવ્યા હોત ખરા કે?





# ફૂલછાબ

તૈયાર કરનાર

**સાહીત્યવાટીકાનો જીવનમાળી**

**ગુજરાતી સાહીત્યના વધુ માર્ગસુચક સ્તંભો:** કર્તા: દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પ્રસીધ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ મુલ્ય: એક રૂપીયો.

**શ્રી હરીલીલા ષોડશકલા** [ઉપોદ્ઘાત] લેખક. શ્રી અંબાલાલ બુલાખીરામ જાની, પ્રસીધ્ધ કરનાર ગુ ૧ સોસાયટી અમદાવાદ, મુલ્ય આઠ આના

**કવીશ્વર દલપતરામ હસ્તલીખીત પુસ્તકસંગ્રહની સુચી.** તૈયાર કરનાર. શ્રી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ પ્રકાશક ગુ. વ. સો. અમદાવાદ મુલ્ય એક રૂપીયો.

**હીન્દી સાહીત્યનો ઇતીહાસ** લેખક શ્રી કીસનસીંહ ગોવીંદસીંહ ચાવડા; પ્રકાશક ગુ વ સો. અમદાવાદ. મુલ્ય એક રૂપીયો.

જીવનનાં અનેક અંગ છે, અને કહેવાય છે કે આયા સાહીત્યકારો અને ખરેખર સ્વાભાવીક તત્વજ્ઞાનીઓની માફક પોતાની આસપાસ ચાલી રહેલા જગતના દ્વંદ્વયુધ્ધોથી એટલા પર રહે છે કે, કેટલાક આડંબરી ન્યાયમુર્તીઓ સામાન્ય બાબતમા પોતે માથું મારવાની જગ જેટલી એ પરવા કરતા નથી, એવો ડોળ કરવા ન્યાયાસન પર બેસીને જનતાને જાહેર કરવા, સામાન્ય પડપુછોથી પોતાના અજ્ઞાનનું મીથ્યા પ્રદર્શન કરે છે, તેમ કહે છે કે સાક્ષરો, કવીઓ, કલાકારો અને તત્વચીંતકો પણ આસપાસ દરીદ્રતા, રોગચાળો, મહામારી, ભયંકર યુધ્ધો, દુષ્કાળ અથવા ગુલામીની દુર્ગંધ ગમે તેટલાં વધી પડ્યા હોય, તો પણ તેઓ તેની સામે જોતા નથી, તેમને તો સાહીત્ય, સંગીત અને કલા વીનાના મનુષ્યો પુછડા વીનાના પશુ લાગે છે, એટલે પોતાનો તે કોટીમા રખે સમાવેશ થઇ જાય તેવા ભયે, પોતાનાં એ બધાં કોમળ મૃદુ ભાવવહી તત્વોનો ભુખે મરતા કે ગુલામીનાં બંધનોથી જકડાયલાઓને માટે શું ઉપયોગ હશે તેનો વીચાર કરવા રોકાયા વીના, તેઓ તો પોતાની ધર્મ્ય ફર્જ-સાહીત્ય સરજવાની બજાવ્યા જાય છે, ખરૂં છે, વર્ષાદ વરસે તે એની ઉદારતા. જનતાને તેનો લાભ લેવો હોય તો

સે કે તેના પાણીને નકામું વહી જવા દે એના તેને શું પરવા પડી છે ! તે જ રીતે અમદાવાદવાળી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પોતાની પાસે જમા પડેલા અનેક ફાળાઓ-માંથી ઘીધબીધ ગ્રંથમાળાઓ પ્રકટ કર્યે જ જાય છે.

પ્રસ્તુત ચાર પુસ્તકોમાંનું પહેલું ગુજ-રાતી સાહીત્યની-લેખકની નજરે સમીક્ષા કરે છે. તેમાં દયારામ પછીથી એટલે નર્મદ દલપતથી માંડીને મુનશીયુગ [જો તેને સાક્ષરો એ નામે ઓળખતા હોય તો?] સુધીના લેખકોના લખાણોની તારવણી કરી જાય છે. આવાં પુસ્તકોનો મોટામાં મોટો ગુણ [કે દોષ?] એ હોય છે કે લેખક જાતે મોટા માણસ હોવાથી લેખકોમાં પણ જે મોટા માણસો હોય તેના કે મોટાઓની લાગ-વગથી લેખકની આંખ કે તેમના કાન સુધી જે પહોંચ્યા હોય તેમના કામની ઉપર તેમની દૃષ્ટી દોડે છે! એથી મોટા માણસને ઘેર જન્મેલાઓએ ગમે તેટલું થોડું અને નીર્માલ્ય લખ્યું હોય તેની પરીક્ષા ઉદાર ભાવે થાય છતાં, નાનાઓ માની લીધેલાઓ માટે કદાચ ઓછામાં ઓછું ધ્યાન દેવાય કે ન પણ દેવાય! એ મોટી ખોડ પ્રસ્તુત પુસ્તકમાં છે, તે બાદ કરતાં, ગુજરાતી સાહીત્યની ઓળ-ખાણ કરવાના રસીઆઓને આ પુસ્તક ઉપ-યોગી ભોમીયા જેવું જરૂર થઇ પડે તેમ છે.

બીજા પુસ્તકમાં જુની ગુજરાતીનું સાહીત્ય અને ભક્તીમાર્ગને લગતો વીદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત આપવામાં આવ્યો છે. વર્તમાન યુગમાં જેમને જુના ભક્તીરસનાં પડ ઉકેલવા જેટલી ઇચ્છા તેમ જ અવકાશ મળી શકતા હોય તેમને માટે, આ વીદ્વત્તાભર્યો ઉપોદ્-ઘાત જરૂર સાહીત્ય સ્વર્ગની નીસરણી સમો થઇ પડવાનો.

ત્રીજું પુસ્તક હસ્તલીખીત પુસ્તકોની યાદી અને તેની ટુંકી ઓળખાણને લગતું છે. ગુજરાતના પ્રાચીન સાહીત્યનો ઇતીહાસ લખવા માટે આ પુસ્તક મદદગાર બને તેમ છે. જ્યારે ગુજરાત સમસ્ત દેશની સાથે સ્વતંત્ર બન્યો હશે અને પ્રત્યેક ગુજરાતી લખતો વાંચતો તેમજ ખાતો પીતો થયો હશે, તે વખતે થોડા ઘણા ધંધા ઉપરથી નીવૃત્ત બનેલાઓને આરામ ખુરશીમાં પડે પડે વાંચવા માટે, જે સાક્ષરો સાહીત્યનો ઇતીહાસ લખશે તેમને માટે દલપતરામજીનો આ શ્રમ જરૂર ઉપયોગી થઇ પડ્યા વીના નહીં જ રહે.

ચોથું પુસ્તક હીંદી ભાષાની ઉત્પત્તીથી માંડીને તેના પ્રાચીન અને અર્વાચીન સાહીત્યની સુંદર સમીક્ષા કરે છે. એક જ પુસ્ત-કમાં સંગ્રહવામાં આવેલો હીંદી સાહીત્યનો સાર, આવતી કાલના હીંદની દેશભાષાના વીકાસક્રમના અભ્યાસ માટે ઉપયોગી સાધન જેવો છે. તેની સાથે સાથે કેટલાક રેહુ-ગુરા સાક્ષરોને માટે કલમ કસી, કાગળીયા મયદાનોમાં ઉતરી, અક્ષરીઆ યુધ્ધોનાં આહ્-વાન પોકારવા માટે પણ આવા ગ્રંથોમાંથી સરસ સાધન સાંપડે છે.

## કલા

***અભીનયકલા:*** કર્તા: શ્રી નરસીંહરાવ ભોળાનાથ દીવટીયા; પ્રસીદ્ધ કરનાર: ગુ. વ. સો. અમદાવાદ. મુલ્ય: એક રૂપીયો.

અમારે પહેલીથી જ કબુલ કરી લેવું જોઇએ કે, અમે નથી તો કલાના નીષ્ણાત કે કલાના ભક્ત. કેમકે હાલની કલા અને તેની સર્વ સામાન્ય મનુષ્ય માટે ઉપયોગી-તાના સંબંધમાં હમણાં હમણાં મતભેદ વર્તતો જાય છે. સમાજની વીચીત્ર અને અવ્યવસ્થીત રચનામાં કલા પણ મોટા માણ-સોની દાસી બની ગઇ છે, તેમની મોટા-ઇના ખ્યાલને અમરપટ્ટો આપી, વીકસાવવા-

તેમજ તે રીતે ચળવળના હેતુ માટે મોટા-ઓનું દાસીપણું કરવામાં કલાનો અપાર દુરૂપયોગ થયો છે. છતાં કલા એ માનવ જીવનનું સુંદર તત્વ છે. તેમાં યે અભીનય-કલા તો માનવ સમાજને આકર્ષવામાં, આનંદ આપવામાં અને જો તેનો સદુપયોગ થાય તો લોકજાગૃતી અને માનવજાતીના વીકાસ માટે ઉપયોગી ભાગ ભજવવામા અગત્યનું અંગ થઇ પડે તેમ છે. રા. નરગીંદરન વીદ્વાન છે. એટલે હાથમાં લીધેલા વીષયને ન્યાય આપવા માટે પોતાની શક્તી-ઓને પ્રભાવ પડે તેટલાં સાધનોનો ઉપયોગ પોતાના સમર્થનમાં કરી બતાવે છે. 'અભી-નયકલા' લખાયું તે સમય અને હાલના સમય વચ્ચે અંતર પડી ગયું છે. છતાં કલાનાં તત્વોને કાલની મર્યાદા નડતી નથી, એટલે એ તત્ત્વોની રા. નરમીંદરાવે કરેલી ચર્ચા કલા પુજકો માટે તેમ જ એ કલા પરત્વે જેમનો ખાસ અનુરાગ હોય તેમને અભીનય કલાનાં તત્વો સાંગોપાંગ જાણવા માટે ઉપયોગી થઇ પડશે જ.

## ઇતીહાસ

**જગતનો સંક્ષીપ્ત ઇતીહાસ:** લેખક શ્રી રામપ્રસાદ કાશીભાઇ દેસાઇ; પ્રકાશક ગુ. વ. સો. અમદાવાદ. મુલ્ય: બાર આના.

સુપ્રસીધ્ધ અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સના જગમશહુર "શોર્ટ હીસ્ટ્રી ઓફ ધી વર્લ્ડ"નો આ અનુવાદ છે. આ પુસ્તક તે વીષયના અભ્યાસીઓને માટે તો ઉપ-યોગી છે જ, પરંતુ સર્વસામાન્ય વાચકોને માટે પણ વીજ્ઞાનની દ્રષ્ટીએ વીશ્વની ઉત્પત્તી, તેનો વીકાસ અને સમકાલીન રાજ્યોના ઉદય અસ્ત તેમ જ સમકાલીન ધર્મો, ધર્મ પ્રવર્તકો, અને દેશ દેશની આમા-જીક, રાજકીય અને ધાર્મીક ઉથલપાથલોનો ઇતીહાસ જાણવા માટે આ પુસ્તક ટુંકમાં ઘણી હકીકતો આપી શકે છે. ઉપરાંત લેખક પોતાની લાક્ષણીક રીતે આપત્તી-કાલના જગતની જે રૂપરેખા દોરે છે તે પણ જાણવા જેવી છે. મી. વેલ્સ પ્રજાસંઘને માટે એવો અભીપ્રાય આપે છે કે "સંઘ "આંતરરાષ્ટ્રીય સંબંધ વધારવામાં અંતરાય થઇ પડયો છે. જો તે સંઘ ન હોત તો એ બાબતમાં નીકાલ જલ્દી થયો હોત" પરંતુ તે કામમાં બ્રીટીશોનો તેમજ અન્ય દેશોનો સામ્રાજ્ય-વાદ અને મુડીવાદ કેટલો અંતરાય નાખે છે; તે તો વેલ્સ જેવા લેખકો પણ કહી શકતા નથી. એટલે હકીકતો જાણવા માટે તેમજ ગુજરાતી ભાષામાં લખાયલા ઇતીહાસો કરતાં આ ઇતીહાસ જુદી રીતે લખાયલો હોઇ તેટલા પુરતો તે વાંચવો જરૂરી છે. ઇતીહાસ લેખકોને પણ સાંકડી 'દેશભક્તી'નો ચેપી રોગ લાગુ પડે છે, તેઓ પણ અમુક રાજદ્વારી પક્ષના રંગે રંગાઇ ગયેલા હોય છે. એટલે પ્રત્યેક લેખકની મનોદશાનો પડઘો આવાં પુસ્તકોમાં પડેલો દેખાય છે. તે નજરે જોતાં એચ. જી. વેલ્સનું આ પુસ્તક અનેક ખામીઓથી ભરેલું છે એની તો ના નહીં જ પાડી શકાય. સામ્રાજ્યવાદની રાક્ષસી મહત્વાકાં-ક્ષાએ જગતમાં યુધ્ધો જગાડવામાં અને નબળી પ્રજાઓને લુંટવા તેમજ દબાવવામાં કેટલો ભયંકર ભાગ ભજવ્યો છે, તે જાણવા માટે હજી ગુજરાતી ભાષામાં એક પણ સ્વતંત્ર ઇતીહાસ નથી એ તે ભાષાના સાહીત્યની મોટામાં મોટી ખામી છે.

## જીવનચરીત્ર

**ગ્રંથ અને ગ્રંથકાર:** તૈયાર કરનાર: શ્રી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, પ્રકાશક: ગુ. વ. સો. અમદાવાદ, મુલ્ય એક રૂપીયો.

સન ૧૯૨૮નું ગ્રંથ પ્રકાશન અને ૧૯૨૯માં ખ્યાત લેખકોનાં જીવનની રૂપ-રેખા જાણવા માટે પ્રસ્તુત પુસ્તક ઉપયોગી પ્રયોગ થઇ પડ્યા વીના નહીં જ રહે. શ્રી પારેખને તેમના કામમાં જે લેખકો તરફથી સહકાર મળ્યો નથી, તેમની ઓળખાણ આ પુસ્તકમાંથી મળી શકે તેમ નથી; તેમ જ જેમની ઓળખાણ તેમાંથી મળે તેમ છે તેમાં પણ યોગ્ય તુલા જળવાયલી જણાતી નથી; પરંતુ આવાં કામ ઉપાડનારને તેમાં રહેલી મુશ્કેલીઓ સમજાય તેમ છે. અમે માનીએ છીએ કે આ પુસ્તક ગુજરાતી સાહીત્યમાં આવકારદાયક પ્રયોગ સમું છે. તેમાં રહેલી ખામીઓ માટે જેમને ખામીઓ જણાતી હોય તેઓ જ જવાબદાર છે. આ કોટીનું સાહીત્ય હવે ગુજરાતમાં વીકસતું જાય, અને 'હુઝ હુ?' ની ઢબે તમામ ક્ષેત્રમાં કામ કર્તા રહેલાં સ્ત્રી પુરૂષોનો પરીચય જેમાંથી મળી શકે તેવાં પુસ્તકો યોજાય તે જરૂરનું છે. એટલે અમે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આ પ્રયાસને વધાવી લઇ, શ્રી હીરાલાલ પારેખને આ કંટાળાભર્યું કામ આટલે અંશે સફળ કરવા માટે ધન્યવાદ આપ્યા વીના રહી શકતા નથી.

## સમાજ

**કયે રસ્તે?** લેખક શ્રી. ચીમનલાલ જેચંદ શાહ; સોલ એજંટ : પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ; મુલ્ય : દોઢ રૂપીયો

**ઘંટીરા અને બીજી વાર્તાઓ:** ભાષાંતર કર્તા : શ્રી. રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરીયા ઠે : સુર્યકુંજ, ખાર. મુલ્ય : લખ્યું નથી.

'કયે રસ્તે' એ ગુજરાતી સમાજને સુંચવી રહેલા પ્રશ્નોની ચર્ચા કરનાર, રૂપ, રંગ અને શણગારમાં ગુજરાતમાં કદાચ પહેલી જ વખત નીકળેલા પુસ્તક તરીકે નામના મેળવી જાય તેમ છે. ગુજરાતીઓને મુંઝવી રહેલા અગત્યના પ્રશ્નોને ચર્ચતી આઠ સચીત્ર નવલીકાઓના આ સંગ્રહમાં લેખકે જે વીચારો તેમજ નીર્ણયોનું પ્રતીપાદન કર્યું છે, તે અમારા મત મુજબ તો ભાગ્યે જ કોઇનો ગમશે. કેટલાક વીચાર જુના વીચારવાળાઓને રૂચે તેવા છે, કેટલાક સુધારકોને ખુંચે તેવા છે, તો કેટલાક બન્ને વર્ગને ખુંચે અને દહીં દુધમાં પગ રાખી મુકનારાઓને રૂચે તેવા છે. આ પુસ્તકનો પરીચય લખનાર શ્રી રસીકલાલ પરીખ કહે છે તેમ લેખકનો આ સંગ્રહ "સામાજીક વીચારોનો સંગ્રહ છે." લેખક તેને 'શબ્દચીત્રો' તરીકે ઓળખાવે છે. સંગ્રહમાં એમના વીચારો છે, અને તે વીચારો વાંચી ભાગ્યે જ કોઇના મનની મુંઝવણ ટળે તેમ છે. એટલે રૂપરંગ અને શણગારના એક નમુના તરીકે 'કયે રસ્તે' જેટલું વખાણવા જેવું છે, તેટલું જ તેના આત્માને માટે વખોડવા જેવું છે. નવજવાનોએ તો આમ કે તેમ સ્પષ્ટ મત આપવા તેમ જ સાંભળવા તૈયાર થવું અને રહેવું ઘટે, વચ્ચેના રસ્તો તો અતી હાનીકારક જ છે, એ વાત 'કયે રસ્તે' ના લેખક મહાશયે ધ્યાનમાં રાખવી ઘટે છે.

બીજી વાર્તાઓનો સંગ્રહ બંગાળી વાર્તાએ ઉપરથી તૈયાર થયેલો છે અને બંકીમ બાબુથી માંડીને રવી બાબુ સુધીના લેખકોની નાની મોટી પંદર વાર્તાઓ તેમાં સમાવી છે. સ્વાભાવીક રીતે જ બંગાળી સમાજની રૂઢીઓની તેમાં છાપ પડેલી છે. આમાંની કેટલીક વાર્તાઓ લખાયા પછી તો બંગાળી સમાજની મનોવૃત્તીમાં પણ ફેર પડતો જાય છે. સ્ત્રી જાતીને ત્યાંની સમાજ ચકોમય-

કેટલું પીરસવું પડે છે તે આ સામાજિક કથાઓનો પ્રધાન સૂર છે સમાજના અત્યાચારો જાણવા પુરતી, મનરંજન શૈલીની આ વાર્તાઓ ઠીક છે ભાષા સાદી છે અને પારસી બાનીના વાચકો માટે લખાયલી હોઈ ખાસ કરીને થોડું ભણેલી સ્ત્રીઓ પણ વાંચી શકે તે એની સગવડ છે આથી વર્તમાન સમયે સ્ત્રીઓના હાથમાં નીચી જ વીચારસરણીની વાર્તાઓ મુકાય એ વધુ જરૂરનું છે

## નાટક

**પુનરૂદ્ધાર:** લેખક શ્રી ગજેંદ્ર સોમનારાયણ ? કાનટોલવ મુંબઇ નં ૪

**મદન મંદીર:** લેખક શ્રી યશવંત પંડ્યા ? નર્મદાનીવાસ દીવાનપરા, ભાવનગર, મુલ્ય દશ આના

**અધ:પતન:** અનુવાદક: શ્રી પીયુષ, ?: ગુજરાત હિંદી કાર્યાલય, મુંબાઇ: મુલ્ય બે પૈસા

ચીતોડના પુનરૂદ્ધારની ઐતીહાસીક કથાના કેટલાક ફેરફાર અને સુધારા સાથે લખક વર્તમાન મનોદશાને પ્રાધાન્યપણે લક્ષમાં લઇને પુનરુદ્ધાર નાટક લખ્યું છે, એટલે દેશભક્તીની ભાવના બતાવવાના લેખકના કોડ જણાય છે રાજકીય પરાધીનતા લેખકોને મુંઝવે છે, તેથી તેમનાથી સમકાલીન લોક જાગૃતી ઉપર પોતાના વીચારો બતાવવા વર્તમાનને વર્ણવવા સુધી જઇ શકાતું નથી. એટલે તેઓ જુના ઇતીહાસ કેડે છે પણ તેથી મારવાડણ બહેનને તેના શરીરના છુંદણા, કાનમાની બૂટી, માથાની વીચીત્ર વેણી અને સુવર્ણ જડત માર ચઢાવતા શરીર ઉપર નડતો એ નામ ઇન્દ્રા સ્વપનો પહેરવેશ પહેરાવ્યો હોય તેવી વીચીત્રતા ઘણી વખત જણાય છે, વીસમી સદીના મનુષ્ય સ્વતંત્ર માટે વીસમી સદીના મનુષ્યની રીતે વીચાર કરી શકે નહીં, અને વીસમી સદીના મનુષ્યને તેરમી સદીના મનુષ્યોના માનસની સમાગમ પડે નહી એટલે વીચારોનો ખીચડો થઇ જાય છે પુનરુદ્ધારની રચના સાઠની રંગભુમી ઉપર ભજવાતા નાટકોની રીતે થયેલી હોવાથી, તેમાં યોજાયલી લેખનશૈલી ઘણી વખત છેક જ નીચી કોટીએ ઉતરી જતી લાગે છે ભભભટ જેવા પાત્રને તો બીલકુલ અક્કલ વીનાના તરીકે લેખક ચીતરે છે અને છતાં તેની પાસે બહુ જ જવાબદારીના કાર્ય કરાવવાનો શોખ લેખક રાખે છે, કદાચ સંસ્કૃત યુગના વીદુષકોની માફક લેખકે એ પાત્રને કલ્પ્યું હોય, પણ વીસમી સદીમાં એ કલ્પના છેક જ વીચીત્ર થઇ પડી છે 'અન્નદાતા'ઓને આધારે જીવનારાઓનો જમાનો ક્યારનોયે આથમી ગયો છે, તેમ પોતાના હીત અને સ્વાર્થ માટે રાજ્યગાદી મેળવવા મથનારાઓમાં સ્વદેશભક્ત આરોપવાનો ય યુગ હવે રહ્યો નથી. એટલે અમને પુનરૂદ્ધારમાં કંઇ ગમ્યું નથી લેખક કહે છે તેમ "વયોવૃદ્ધ સાક્ષર શીરોમણી" ઓના મુખમાંથી તે 'ધન્ય ધન્ય'ના શબ્દોચ્ચાર કઢાવી નાખ્યું હોય તો તે ગઇ કાલના માણસો માટે રૂચીકર ગણાય, આજના કે આવતી કાલના માણસો માટે નહીં

બીજાં બે નાટકોમાં 'મદન મંદીર'ના લેખક નવા જમાનાના માલુમ છે તેમણે આ સંગ્રહમાં આપેલા ચાર નાટકમાં એમનું નવીન માનસ તરવરતું લાગે છે. જે યુગને સુવર્ણયુગ કહી કહીને હીંદુ સમાજના વૃધ્ધો રાચી મુકવી નાખે છે, તે યુગ કયો હતો તે યશવંત પંડ્યા, વીસમીસદીના જુવાનની નજરે, છતાં જુના જમાનાવાળાઓની જ કથાઓને વફાદાર રહીને બતાવે છે

અને કૃષ્ણ, શંકર, બ્રહ્મા વગેરે મહાપુરુષોએ મદન મંદીરના પુજારી બનીને કેવા વીરલ પરાક્રમ કર્યાં હતા તે દાકતરી છરીની ધાર જેવી રીતે બતાવે છે સત્યયુગથી અંજાઇ ગયેલાઓની આંખો ઉઘાડવામા આવા સાહિત્ય જરૂર મદદગાર બની શકે, તે માટે ભાઇ યશવંત પંડ્યાને, અમારા અભીનંદન છે.

અધ પતન હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયે હમણાં જેલમા રહે રહે લખ્યું છે, દારૂડીઆનું જીવન કેટલુ પરાધીન અને કરુણ બની જાય છે તે હરીન્દ્ર બાબુએ નાનકડી નાટીકામાં સરસ બતાવ્યું છે, અને ભાઇ પીયુષે તેને ગુજરાતીમા ઉતારતા અનુવાદકની સારી કલા બતાવી છે

## આસ્વાદ

આંધી—(વાર્ષીક અંક) તંત્રીઓ શ્રી રમણચંદ દેસાઇ અને શ્રી. જયન્ત શાસ્ત્રી, પ્રકાશક 'સાહીત્ય સદન' ભરૂચ; કીમત એક રૂપીયો

સર્જાતું સાહીત્ય: શ્રી સાહીત્યનું નુ પુસ્તક પ્રકાશન, છુટક નકલ ચાર આના

આંધી નુતન ગુજરાતના હૃદયમા મંથન કાળની જે આંધી ચડી છે, તે આંધીમાં કચરાને ઉગાડી 'જગજુના જામેલા પડ ઉતારવાને અને માનવ ધર્મ પર ઉતરેલાં સ્વાર્થના અંધારા અજવાળવા'ની કેવી કેવી ભાવના રહેલી છે તે ભરૂચના સાહીત્ય સેવી બંધુઓએ પ્રગટ કરેલા આ વાર્ષીક અંકમાથી વણે અંશે જણાઇ આવે છે.

'સર્જાતું સાહીત્ય' પુસ્તક પ્રકાશનની નવીન યોજના, અનુસાર વીવીધ વીષયો ચર્ચતા લેખોમા પ્રસીદ્ધ થવા લાગ્યું છે. ભાઇ સાદીક 'બે ઘડી મોજ'ના સહતંત્રી તરીકે ગુજરાતમા જાણીતા છે, તેમના આ પ્રકાશનમા હળવા અને ભાર લેખો, નવલીકાઓ વગેરે છે પહેલા અંકમા ઇંદુલાલ યાજ્ઞિક, જ્યોતીંદ્ર દવે, ધનશંકર ત્રીપાઠી, છગનલાલ પંડ્યા, સાદીક વગેરેના લેખો છે. એનો પહેલો અંક આ નવા પ્રકાશનને માટે ઉજળી આશા આપે છે,






વર્ષ : ૨ જું] માર્ચ : ૧૯૩૧ [અંક : ૧૨

# સંધ્યાના પલટાતા રંગની માફક સમાધાનના રંગ

આજે આઝાદીના આ સંગ્રામમાં સમાધાનીના રંગ પ્રત્યેક ક્ષણે પલટાયા કરે છે. મહાત્માજીની મુક્તી પછી આ આખાય માસમાં સમાધાનીની વાત બહુ વેગથી ચર્ચાઇ. વર્તુલ પરીષદ્‌માંથી પાછા ફરેલા પ્રતીનીધીઓ સાથે મુલાકાત, પછી નામદાર શાસ્ત્રી અને વોઇસરોય વચ્ચેની વાતચીત, તેમ જ નામદાર શાસ્ત્રી અને મહાત્માજી વચ્ચેની ગુપ્ત સંતલસ, વીગેરે વસ્તુઓએ સમાધાન માટે અનુકુળ વાતાવરણ ઉત્પન્ન કરવામાં સારી મદદ આપી હતી. અને આખરે મહાત્મા-વોઇસરોય મુલાકાતે તો સમાધાન માટે સદ્ધર આશાને જન્મ આપ્યો. શેર મારકેટમાં પણ સારી અસર દેખાવા લાગી. તેમ જ સમાધાની વાટાઘાટ જેમ જેમ આગળ વધતી ગઇ તેમ તેમ કોંગ્રેસ પદ્ધતીનો ઝોક પણ નરમ પડયો. દીલ્હીમાં ચાલતી નાજુક મસલતને જરા ય આંચ ન આવે એ દ્રષ્ટીએ નોકરશાહી પણ પગલા ભરવા લાગી. (રવીવાર તા૦ ૨૨ મી ફેબ્રુઆરીએ સ્વયંસેવકો પર લાઠી-ચાર્જ કરવાને બદલે પોલીસે બધાજ સ્વયંસેવકોની ધરપકડ કરી હતી.) સમાધાનનો માર્ગ સરળ બને એ દ્રષ્ટીએ સરકાર પણ વાતાવરણ અનુકુળ રહે તેમ સાધનો યોજવા લાગી. અને આ આશયો નીષ્ફળ નીવડયા છે એમ કોણ કહી શકશે?

## પુર્વ ઈતીહાસ

આઝાદીની આ લડત આરંભાયે હજુ અગીઆર માસ પણ પુરા વીત્યા નથી. ત્યાર પહેલાં લગભગ ૬ વખત આ સામુદાયીક સંગ્રામને સંકેલી લેવડાવવાનો યત્ન કરવામાં આવ્યો છે. જ્યારે સંગ્રામને આગળ વધે પુરો એક માસ વીત્યો ન હતો, ત્યારથી જ સમાધાનનો ગુંજારવ લાલજી નારણજીના સંદેશા મારફત શરૂ થઇ ચુકયો હતો. આ આખી લડતનો જેણે અભ્યાસ કર્યો છે તે તો જોઇ શકશે કે મહાસભાની બાહ્ય પ્રવૃત્તીઓ નીચે સમાધાનવૃત્તી એકધારી ચાલી આવી છે.

ડગલે ડગલે સમાધાનની વાતો પાછી જોરથી શરૂ થતી આપણે નથી નીહાળી? એક પણ મહીનો એવો વીત્યો નથી કે જ્યારે સમાધાની માટે કોઇએ યત્ન ન કર્યો હોય. ખરૂં જોતાં તો મહાત્માજીએ આ આખી ચળવળનો આજ રીતે આરંભ કર્યો હતો. સંપુર્ણ સ્વતંત્રના માટે યુદ્ધ આરંભના પહેલાં નોકરશાહીના વડાને તેમણે પેલી પ્રખ્યાત 'અગીઆર માંગણીઓ' મોકલી હતી. સંભવ છે કે જો આ માંગણીઓ સ્વીકારવામા આવત તો મીઠાના કાયદાભંગની લડત કદાચ ગાંધીજી ન પણ ઉપાડત. આમ કોંગ્રેસ-સંગ્રામની શરૂઆતમા જ સમાધાનવૃત્તી સારી રીતે પ્રબળ હતી સરકારતંત્ર પર વીજય મેળવ્યા પહેલાં અમુક શરતો સ્વીકારવાનું અગર તંત્રને સુચવવામા ગાંધીજીએ શરૂઆતથી જ તેમના સુત્ર પ્રમાણે સમાધાનવૃત્તીની પ્રતીતી આપી હતી. અને ત્યાર પછી તો સમાધાન કરાવવા માટે કેટલાય યત્ન થયા!

## સમાધાનનો યત્ન

સવીનયભંગની ચળવળના પ્રતાપે જેલો ભરતી જતી હતી. અનેક નૌજવાનો આઝાદીની ધગશથી પ્રેરાઇને હસ્તે મ્હોડે જેલની કારમી દીવાલો પાછળ અદ્રશ્ય થતા હતા. હજારો મધ્યમવર્ગનાં સ્ત્રીઓ અને પુરૂષો લાઠીચાર્જની ધાસ્તી હોવા છતાં પણ આઝાદ મેદાનમાં ઉભરાતાં હતાં. આ સંગ્રામનો વેગ (Tempo) ઉંચે ચડતો હતો. છતાં પણ, જુનની અધવચમાં પેલા પ્રખ્યાત પત્રકાર જ્યોર્જ સ્લોકોંબની મુલાકાતમાં મહાત્માજીએ અગીઆર સુત્રોને અળગાં કરી, માત્ર ચાર શરતો જ જો સરકાર સ્વીકારે તો સત્યાગ્રહની ચળવળને સંકેલી લેવા તત્પરતા દર્શાવી હતી. આમ જ્યારે મહાસભા પ્રવૃત્તી વેગથી આગળ વધતી હતી, ત્યારે પણ પડદા પાછળ સમાધાનના સંદેશાઓ ચાલુ જ જણાતા હતા. પત્રકાર જ્યોર્જ સ્લોકોંબની મુલાકાતને આપણે અકસ્માત ગણી શકીયે નહીં. કારણ કે તા૦ ૨૨ મી જુને પંડીત મોતીલાલજીએ પણ મહાત્માજીની શરતોપર સંમતીની મ્હોર મ્હરી. આમ અગીઆર માંગણીમાંથી મહાત્માજી સીધી ચાર માંગણીપર ઉતરી ગયા. સરકારે મહાસભાના નેતાગણનાં માપ કહાડ્યાં. સરકારને લાગ્યું કે ચળવળ કદાચ નરમ હશે. મહાત્માજીની માગણીને સ્વીકારવાને બદલે સત્યાગ્રહની ચળવળને કચરી નાંખવાને સરકારે ઓરડીનન્સો યોજ્યાં અને જુન અને જુલાઇ મહીનો પસાર થઇ ગયો.

## બીજો યત્ન

પણ ઓગસ્ટની શરૂઆતમાં જ મહાસભાના એક અગ્રણીની પ્રેરણાથી મર ટી. સપ્રુએ યત્ન શરૂ કર્યો. આગામી વર્તુલ પરીષદમાં કોં . . . આપે આવનાથી પ્રેર . . . ઓ.

બંધારણીય પ્રગતીમાં માનના આ અમર આશાવાદીઓ (Liberals) એ યરોડા, અમદાવાદ, અને સીમલા વચ્ચે પ્રવાસ માંડયો. પછી તો પંડીત નહેરૂ, જવાહર, સરદાર એ સર્વની યરોડામાં પરીષદ મળી. આમ યરોડાની જેલની દીવાલો પછવાડે જ્યારે સત્યાગ્રહને સંકેલી લેવાને માટે મંત્રણાઓ ચાલતી હતી ત્યારે હીંદુસ્તાનના પાટનગરોમાં લાઠીરાજનો ઝોક જરાયે નરમ પડયો નહતો. ઓગસ્ટ મહીનાની પહેલી તારીખે મુંબાઇમાં સરઘસ ઉપર થયેલા લાઠીચાર્જથી ઓછામાં ઓછા ત્રણસો જણ ઘાયલ થયા હતા. પણ સર ટી. સપ્રુ પણ નીષ્ફળ નીવડયા કારણકે સરકારે મહાસભાના માંધાંતાઓની નીચેની શરતો નાકબુલ કરી.

(૧) હીંદને જ્યારે મરજી પડે ત્યારે શહેનશાહતમાંથી છુટા પડવાનો હક્ક છે એમ વતુંલ પરીષદમાં સ્વીકાર કરવો જોઇએ.

(૨) જવાબદારી વાળી સંપુર્ણ પ્રજાકીય સરકાર—આમાં આર્થીક બાબત તેમજ લશ્કર પર અંકુશ સમાવવામાં આવ્યો છે.

(૩) હીંદી રાષ્ટ્રીય કરજ વીશે તપાસ કરવા એક સ્વતંત્ર કોર્ટ નીમવી. અને આ કોર્ટ કહે તેટલીજ જવાબદારી હીંદ સ્વીકારવી.

(૪) સઘળા રાજદ્વારી કેદીઓનો છુટકારો.

(૫) જપ્ત થયેલી મીલકતો પાછી આપવી.

(૬) રાજીનામું આપી જે નોકરો ખસી ગયા હોય તેમને પાછા લેવા.

(૭) મીઠાના કાયદાનો અમલ કરવો નહીં.

(૮) સઘળા ઓરડીનન્સો રદ કરવા.

(૯) પરદેશી કાપડ અને દારૂ પરના શાંત પીકેટીંગમાં અંતરાય ન કરવો.

## સમાધાનનો નીષ્ફળ યત્ન

મહાસભાના નેતાઓએ આ નવ શરતો મુકી સમાધાન કરવાની ના પાડી. પાચમી સપ્ટેમ્બરે સમાધાનની સંતલસ પર પડદો પડયો. હવે આ ઇતીહાસ કોઇ કહેશે કે જુનો થઇ ગયો છે. પણ આજે પાંચ મહીના પર લખાયેલા અક્ષરો પાછા આલેખવાનો આશય એ છે કે સમાધાનની હાલની શરતો અને ત્યાર પહેલાની શરતો વચ્ચે કેટલો ફરક છે તે વાચક સમુહ આપ મેળેજ જોઇ શકે. આમ કોંગ્રેસ પક્ષનાં સહકાર વગર જ વતુંલ પરીષદ ભરાઇ, પણ ત્યાર પછી એક કવેકર પ્રોફેસર એલેકઝાંડરે પાછો સમાધાની સ્થાપવા માટે યત્ન કર્યો. પણ તે પણ નીષ્ફળ ગયો. પછી તો વતુંલ પરીષદ ભરાઇ અને પુરી થઇ. અને પ્રતીનીધીઓ સાંસ્થાનીક સ્વરાજ્યનો પડછાયો લઇને પાછા ફર્યા.

## વર્તુલ પરીષદ પછી—

હવે ફરીથી સમાધાનની વાતો જોર-શોરથી શરૂ થઇ. ૨૬ મી જાનેવારીએ મહાત્માજીને મુક્ત કરવામાં આવ્યા. ત્યાર પહેલાં માત્ર પાંચ જ દીવસ પહેલાં એટલે ૨૧ મી જાનેવારીએ બોરસદનો પોલીસ અત્યાચાર થયો. અને પછી 'ખુલ્લા મનથી' બહાર પડેલા મહાત્માજીએ બોરસદ વીષે તપાસ માંગવાનો મનસુબો કર્યો. પછી તો પંડીત મોતીલાલજીનું મરણું, કારોબારી કમીટીની બેઠક એ સર્વ વચ્ચે આવી જતાં મહાત્માજીએ તહકુબીની ૬ શરતો ઘડી કહાડી. આ રહી તે ૬ શરતો:—

૧. રાજદ્વારી કેદીઓને સામાન્ય માફી.

૨. સઘળું દમન તાત્કાલીક બંધ પાડવું.

૩. બોરસદ, મીદનાપુર અને બીજા ચાર સ્થળોએ પોલીસે ચલાવેલા વર્તનની તપાસ.

૪. દારૂ અને પરદેશી કાપડની દુકાનો પર પીકેટીંગ કરવાનું છુટાપણું.

૫. જપ્ત થયેલો માલ પાછો આપવો.

૬. ઓરડીનન્સો પાછા ખેંચી લેવા.

## સરકારની શર્તો

મહાસભાની કારોબારી સમીતીની સંમતી પામેલી આ શરતો તા૦ ૧૦ મી ફેબ્રુઆરીએ બહાર પડી. પણ ત્યાર પહેલાં વડી ધારાસભામાં ૫ મી ફેબ્રુઆરીએ ભાષણ કરતાં હીંદી સરકાર તરફથી સર જ્યોર્જ રેઇનીએ જાહેર કર્યું હતું કે:—

> 'જો સત્યાગ્રહની ચળવળ બંધ કરવામાં આવે, અને રાજકીય શાંતીની ખાત્રી આપવામાં આવે તો સરકાર રાજકીય કેદીઓને મુક્ત કરવા અને ઓરડીનન્સો રદ કરવા માટે તત્પર છે.'

હીંદી સરકાર તરફથી બોલતા આ જવાબદાર પ્રધાને જાહેર કરેલી શરતો તેમજ પાંચ દીવસ પછી મહાત્માજીએ મુકેલી શરતોમાં 'બોરસદ'ની તપાસ શીવાય કંઇ જ વધારે નથી એમ કહી શકાય. આમ સમાધાનીની શરતો દીન પ્રતીદીન ઓછી કરવાનું શું કારણ છે તે તો કદાચ મહાત્માજી જ કહી શકે. એક પત્રકારની મુલાકાતમાં મહાત્માજીએ અ-સત્તાવાર રીતે મીઠાના કાયદાને રદ કર-વાની પણ માંગણી કરી હતી. આ માંગણીને પણ કેમ સુવાડી દેવામાં આવી તે વીષે પણ મૌન રાખવામાં આવ્યું છે. આ પરીસ્થીતીમાંથી સંદેહ લાવ-વાનું કારણ મળે છે કે મહાસભાના મહારથીઓ કંઇક અંગે સમાધાન મા

થાહુજ તત્પર હતા. મહાત્માજી આ દીસતી તત્પરતા માટે ખુલાસો કરતાં કહે છે કે: "હું શાંતીનો પુજારી છું. પરંતુ સંજોગોએ મારા જીવનને સંગ્રામમય બનાવી દીધું છે. મારા પર બાળકો જેવી શ્રદ્ધા રાખનાર હજારો લોકો પાસે દુઃખ સહન કરાવવાં એ મારે માટે કંઇ આનંદની વાત નથી." "પાયોનીયર" તા૦ ૫-૨-૩૧.

## સમાધાની ના શા માટે?

સમાધાનના આ પુર્વ ઇતીહાસનુ આ લેખન અનેકને કદાચ અળખામણું લાગે. પણ આટલા અભ્યાસ ઉપરથી આપણે એક અનુમાન પર તો આવી જ શકીયે છીયે કે મહાત્માજી અને મહાસભાના અન્ય અગ્રણીઓ કદાચ માનતા હશે કે વર્તુલ પરીષદના પ્રયત્નોના પરીણામે કંઇક ભુમીકા તૈયાર છે કારણ કે પાચમી તારીખે મહાત્માજીએ જાહેર કર્યું હતું કે "હજી હું કાંઇ નીર્ણય પર આવ્યો નથી, પરંતુ શાસ્ત્રીજી, સર તેજબહાદુર અને શ્રી. જયકર, મને સમજાવી શકશે કે પેલી વડા પ્રધાનની જાહેરાતનો હું સમજી શકયો છું તે કરતાં વધુ વીશાળ અર્થ થઇ શકે છે અને મારા અગીઆર મુદ્દાની દ્રષ્ટીએ સમાધાની શકય છે તો હું સત્યાગ્રહની હીલચાલ ખેંચી લેવાની સલાહ આપીશ. પાયોનીયર પ્રતીનીધી મુલાકાત તા૦ ૫-૨-૩૧.

## મુલાકાત પછી

આમ પાંચમી તારીખે આ પ્રખર મુત્સદ્દી વડા પ્રધાનની જાહેરાત વીષે આ શબ્દો ઉચ્ચારે અને સર ટી. સપ્રુની મુલાકાત પછી વોઇસરોયને મળવા તત્પરતા દર્શાવે તો શું એમ માની શકાય કે તેમના 'અગીઆર મુદ્દાઓ'ની દ્રષ્ટીએ સમાધાન થઇ શકે એવું વડા વજીરના નીવેદનમા સમાયેલું તત્વ મહાત્માજીએ જોયું છે? શું સપ્રુ અને જયકરની સુંદર સમજાવટ પછી મહાત્માજીને એમ લાગ્યું છે કે, વડા વજીરના ભાષણમા જવાબદારીનું તત્વ હીંદને આપવામાં આવ્યું છે? આખી લોર્ડ સાંકીના રીપોર્ટને અમોએ પણ અતી ઝીણવટથી વાંચ્યો છે. વડા વજીરના નીવેદનને અમ દરેક દ્રષ્ટીકોણથી વાંચવા માટે યત્ન કર્યો છે, છતાં અમારી તો ખાત્રી જ છે કે આ વર્તુલ પરીષદની ભલામણો એક પોલાદી પાંજરાના જેવી જ છે.

## સામ્રાજ્યવાદની સંકડામણ

ત્યારે સ્વાભાવીક રીતે જ આપણે વીચાર કરવો જોઇએ કે સમાધાની માટે આ ક્ષણ છે કે કેમ? અત્યારે સામ્રાજ્યવાદ ભલે ગમે તેટલો સુદ્રઢ દેખાતો હોય, અત્યારે ભલે તે મજબુત જણાતો હોય, છતાં આ ક્ષણે તેની સ્થીતી જરાયે સારી નથી. વીશ્વવ્યાપી મંદીએ સામ્રાજ્યના વેપાર

પર કાતીલ અસર કરી છે. આર્થીક આપત્તીએ લંડનની સંપત્તી પર ઘણી જ તરાપ મારી છે. અર્થશાસ્ત્ર શીખવે છે કે પરદેશમા ધન રોકવાની શક્તી પર સામ્રાજ્યવાદ જીવે છે. આ શક્તી અત્યારે તુટતી જાય છે એ શંકા વગરની વસ્તુ છે. આ ઉપરાંત સામ્રાજ્યને સંકલીત કરતી પ્રજાઓમાં અસંતોષની આગે દેખા દીધી છે. ગાદી પરીષદની નીષ્ફળતા, ઓસ્ટ્રેલીયન સરકારની ગંભીર નાણાંસ્થીતી, તેમજ પેલેસ્ટાઇન, ઇજીપ્ત, અને હીંદમા ઉપડેલાં પ્રચંડ આંદોલનોએ તેના રાજકારણ પર ગંભીર અસર કરી છે હમણા જ જર્મની સાથે ઝગડામાં સરકારને નમવાની ફરજ પડી છે. તેમજ જ્યારે ખુદ ઇંગ્લાંડમા પણ બેકારીના આંકડા વેગથી આગળ વધતાં હોય, જ્યારે ઇંગ્લાંડના ઉદ્યોગોમાં કામગાર કલહો તીવ્ર રૂપ લેતા હોય, ત્યારે સામ્રાજ્યવાદ સમાધાન ઇચ્છે તેમા કંઇ અસ્વાભાવીક છે? લગભગ એક રીતે જો કહીયે તો સાયમન કમીશન કરતાં જે કંઇ વધુ આપવાની બ્રીટનને ફરજ પડી તેનું મુળ કારણ આ આંતરરાષ્ટ્રીય જો કે મહાસભાની ચળવળથી કંઇક દબાણ (Pressure) તો થયું જ હશે, છતાં પણ દરેક જણ એક વસ્તુ તો કબુલ કરશે જ કે હાલ સામ્રાજ્યવાદે જે સહુકાઇ ભરી નીતી મહણ કરી છે તેનું મુળ કારણ તો આ આર્થીક અને રાજકીય સંક્રામણ છે.

## સમાધાનની ક્ષણ

સમાધાન કોને પ્રીય ન હોય? શાંતી કોને ન ગમે? પણ આ સમાધાન અને શાંતી માટે ભોગ આપનાં પડેલાં, મહાત્માજીએ આદર્શનો વીચાર કરવો જ જોઇએ. આ આદર્શ મેળવવાને બદલે આ આદર્શના ભોગે જ જો શાંતી સ્થપાતી હોય તો અમને ખાત્રી છે કે મહાસભાના સભ્યો તેને નહીં સ્વીકારે. સંભવ છે કે પીકેટીંગ પ્રવૃત્તી ચાલુ રાખવાની શર્તે થતું સમાધાન વેપારી વર્ગમાં અતીપ્રીય થઇ પડે કારણ કે એ તો બધા જ જાણે છે કે જ્યારથી આ પીકેટીંગ પ્રવૃત્તીની શરૂઆત થઇ છે ત્યારથી સ્વદેશી ઉદ્યોગપતીઓ માટે આબાદીનો યુગ શરૂ થયો છે. એટલે જો પીકેટીંગ પ્રવૃત્તીને ચાલુ રાખીને સમાધાન કરવામા આવે તો વેપારી વર્ગને તો જરાય નુકસાન નથી. સુર્યના જેટલી આ સ્પષ્ટ વસ્તુને આપણે ન વીસરી જઇએ એ અગત્યનું છે.

પણ સમાધાની થઇ જાય તો? આવતી કાલે સરકાર અને મહાસભાના અમણીઓ એક બને તો? તો પછી સંભવ છે કે રાજદ્વારી કેદીઓ છુટા થાય. સંભવ છે કે ઓરડીનન્સો પાછા ખેંચાય. સંભવ છે કે બોરસદ વીગેરે કદાચ અર્ધ સરકારી તપાસ સમીતી પણ નીમાય. સંભવ છે કે પીકેટીંગની પ્રવૃત્તી ચાલુ રહેવા દેવામાં આવે. (યાદ રાખવું જોઇએ કે પીકેટીંગ અત્યારે કાયદેસર છે કારણ કે તેને ગેર

કાયદેસર ઠરાવનારો ઓરડીનન્સ ૬ મહીના પુરા થવાથી આપોઆપ નીકળી ગયો છે) પણ તેથી કંઇ અર્થ સરતો નથી. લાહોરની પુર્ણ સ્વરાજ્યની પ્રતીજ્ઞા પુરી થતી નથી. હીંદ માટે સ્વરાજ સ્થપાતું નથી. વર્તુલ પરીષદના પુસ્તકોને વારંવાર વાંચીયે તો પણ તેમા સંપુર્ણ જવાબદારી વાળું તત્વ શોધ્યું જડતું નથી. હીત સંરક્ષણના સુત્ર નીચે ખરી સત્તાઓ ઉપર બ્રીટનનું સ્વામીત્વ હજુ કાયમ રહ્યું છે. (અર્થવીશારદ કે. ટી. શાહના મનનીય લેખો જુઓ) અમો સમજી શકતા નથી કે સાંકી રીપોર્ટમાં સમાયેલા મૈલીક સીદ્ધાંતોમા જ્યાં સુધી ફેરફાર કરવામા ન આવે ત્યા સુધી સહકાર કરવો અમારી દષ્ટીએ તો યોગ્ય નથી. સંભવ છે કે અમારા દ્રષ્ટીકોણમાં કંઇક ભુલ પણ થતી હોય. પણ અમોને મહાત્માજીને માટે માન હોવા છતાં અમારે સુચવવું જોઇએ કે આ 'પોલાદી પાંજરા' માં રંગ પુરવા જેટલો જ સહકાર મેળવવાનો સરકારનો આશય હોય. આ વર્તુલ પરીષદના કડવા પરીણામો પર માત્ર ઓપ ચઢાવવા માટે મહાસભાને આમંત્રણ અપાતા હોય તો સમાધાનીથી કંઇ જ અર્થ સરશે નહીં. રાજકીય સંગ્રામમાં એવી કેટલીક વેળા આવે છે કે જ્યારે સમાધાન કરવું બહુજ જરૂરનું થઇ પડે છે. આવી જ એક ક્ષણ અત્યારે આવી પહોંચી છે કે કેમ તે તો ભાવી ઇતીહાસ જ કહી શકે.

પી. જે. બી.



# હિંદની સ્વતંત્રતા અને વિશ્વનું રાજકારણ

: લેખક :
ડૉ. તારકનાથદાસ પીએચ. ડી.

શ્રીયુત તારકનાથદાસ આંતરરાષ્ટ્રીય રાજકારણના પ્રખર અભ્યાસક છે. એમનો પ્રસ્તુત લેખ "મોડર્ન રીવ્યુ"માં પ્રસીદ્ધ થયો છે. મોડો હોવા છતાં આંતરરાષ્ટ્રીય રાજકારણની એમાં કરેલી મીમાંસા જુની થઇ જતી નથી. એટલે અત્યારે આ લેખ 'નવયુગ'ના વાંચકોને ઉપયોગી થઇ પડશેજ એમાં શક નથી.

[૧]

જ્યારે લંડનમાં હીંદના ભાવી બંધારણના વીચાર માટે ગોળમેજીનું કામકાજ ચાલી રહ્યું હતું, ત્યારે અનેક હીંદી ગોળમેજીઆઓએ બ્રીટીશ મુત્સદ્દીગીરી અને બ્રીટીશ ઉદારતાને નામે બ્રીટીશ તાબાના જુદા જુદા રાષ્ટ્રોના સમાં, હીંદને બીજા સંસ્થાનો સમો દરજ્જો આપવાની બીખ માગી હતી

હીંદને સંસ્થાનો જેવો દરજ્જો મળે તે માટે જેઓ બ્રીટીશ ઉદારતા ઉપર આધાર રાખીને બેસી રહ્યા છે તેમને તેમાં ભયંકર નીષ્ફળતા મળવાની છે. તેમ છતાં, હું માનું છું કે જગતના વર્તમાન રાજકારણની પરીસ્થીતી એવી છે કે, જેથી હીંદને થોડી ઘણી છુટછાટ આપવાની બ્રીટનને ફરજ પાડી શકાશે.

સામાન્ય રીતે એવું બોલાય છે કે, બ્રીટીશ પાર્લામેન્ટે બ્રીટીશ ઉત્તર અમેરીકન કાનુન પાસ કરીને કેનેડાને જવાબદારીવાળું રાજતંત્ર-સાંસ્થાનીક દરજ્જો આપ્યો, તેમાં ગ્રેટબ્રીટને બારે સ્વતંત્રતા અને સ્વાતંત્ર્યપ્રીતી બતાવ્યાં છે.

બોઅરો સાથેના સંગ્રામ પછીના થોડાંજ વર્ષોમાં બોઅરોને સાંસ્થાનીક દરજ્જો આપ્યો, તે કામને બ્રીટીશ જનતાના અપુર્વ ઔદાર્ય તરીકે ગણાવવામાં આવે છે. પરંતુ હકીકત એ છે કે, જગતનાં રાજકારણમાં બ્રીટનને માટે મહામુશ્કેલ મામલો ઉભો થવાને લીધેજ બ્રીટીશ મુત્સદ્દીઓને ફરજીયાત એ છુટછાટો મુકવી પડી હતી.

બ્રીટીશ ઉત્તર અમેરીકાનો કાયદો પસાર થયો તે અગાઉ કેટલાક સમયથી કેનેડાની જનતામાં બીષણ અસંતોષની જ્વાલા ફાટી નીકળી હતી, અને તે દેશના જુદા જુદા વીભાગોમાં બ્રીટીશ આપખુદીની સામે કેટલીએ વખત બળવા ફાટી નીકળ્યા હતા. કેનેડામાં કેટલાક વખત સુધી તો એક પ્રજાતંત્રવાદી પક્ષ અસ્તીત્વમાં રહ્યો હતો, અને તે તો એવી જ હીમાયત કરતો હતો કે, કેનેડાએ અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોમાં ભળવું જોઇએ. તે ઉપરાંત અમેરીકાની 'સીવીલ વોર' [આંતર વીગ્રહ] પછીથી અલાબામાના દાવાનો સંતોષકારક

નીવેડો થયો ત્યાં સુધી, એન્ગ્લો-અમેરીકન સંબંધ કેનેડામાંના બ્રીટીશ વર્ચસ્વને માટે નુકશાનકારક થઇ પડયો હતો. અમેરીકાના આંતરવીગ્રહ દરમીયાન, બ્રીટીશ સરકાર દક્ષીણનાં ગુલામોનાં માલીક સંસ્થાનોની તરફેણમાં, અને બહુમુખી સરકાર [ફીડરલ ગવર્નમેન્ટ] ની વીરૂદ્ધમાં હતી. એ તો જગજાહેર વાત છે કે, બીજાઓની સાથે ગ્લેડસ્ટન, પામરસ્ટન અને લોર્ડ રસલ અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનો સામે ખરેખરી શત્રુવટ ધરાવતા હતા, અને દક્ષીણનાં સંસ્થાનો [જે સંયુક્ત સંસ્થાનો સામે વીગ્રહમાં ઉતર્યાં હતાં] એ લંડનમાં કાઢેલાં 'બોન્ડઝ' તેમણે ખરીદ્યાં હતાં. [આ સંબંધમાં વધુ વીગતો જાણવા ઇચ્છનારે 'હેનરી એડમ્સનું શીક્ષણ' વાંચવું]. તટસ્થ પ્રજા માટે ઠરેલા અને સર્વ સ્થળે સ્વીકારાયલા નીયમોનો યે ભંગ કરીને આંતરવીગ્રહ વખતે દક્ષીણનાં સંસ્થાનો માટે લડાયક સ્ટીમરો બ્રીટીશ બંદરોમાં બાંધવામાં તેમજ દરેક રીતે તૈયાર કરવામાં આવી હતી; જે સ્ટીમરો ખાસ અમેરીકાના વ્યાપારનો નાશ કરવા માટે જ નીર્માણ થઇ હતી. એ પણ નોંધવા જેવું છે કે, એ આંતરવીગ્રહ વખતે, અમેરીકા તરફની બ્રીટનની દુશ્મનાવટને લીધે, એક વખત તો બન્ને દેશ વચ્ચે યુદ્ધ સળગતાં સળગતાં જ રહી ગયું હતું. સંયુક્ત સંસ્થાનોની જનતાને તેમજ સરકારને એવું લાગ્યું હતું કે, ગુલામોની માલીકીવાળાં દક્ષીણનાં સંસ્થાનોની બ્રીટને વહાર કરી તેને લીધે જ આંતર વીગ્રહ લંબાયો હતો અને તેથી જ જાનમાલનું નુકશાન થયું હતું. એને લીધે અમેરીકનોની લાગણી બ્રીટન તરફ ખુબ ઉકળી ઉઠી હતી. આને જ લીધે જયારે આંતર વીગ્રહ પુરો થયો ત્યારે અમેરીકાનો બહુ જ અસરકારક લોકમત કેનેડા ઉપર ચડાઇ લઇ જવાના મક્કમ વીચાર ઉપર આવ્યો હતો. આજ સમયે ક્રીમીયન યુદ્ધને લીધે તેમજ મધ્ય એશીઆમાં રશીયનોએ કરેલા પગપેસારાથી અને નજીકના પુર્વના પ્રદેશોને લગતી રશીયન રાજનીતીને લીધે બ્રીટન, યુરોપ અને એશીઆમાં રશીઅનોના કલેશને લીધે ગંભીર રીતે રોકાઇ ગયું હતું. વળી તેજ વખતે અફઘાનીસ્થાન સાથેના અંગ્રેજોનો સંબંધ બગડયો હતો અને બ્રહ્મદેશ તેમ જ હીંદમાંના સંજોગો પણ બ્રીટનને માટે અનુકુળ નહોતા. આ સ્થીતીમાં જો સંયુક્ત સંસ્થાનોએ, અમેરીકન આંતર વીગ્રહના અનુભવીઓની મદદથી કેનેડા ઉપર ચડાઇ કરી હોત, તો કેનેડાવાસીઓના સહકાર સીવાય બ્રીટન એ યુદ્ધ સફળતાપુર્વક ચલાવી શકયું હોત નહીં, અને કેનેડાને જેથી સંતોષ થાય તેવી જાતની ને છુટછાટ આપવામાં આવી નહોત તો કેનેડાવાસીઓ તરફથી બ્રીટનને પુરેપુરી સહાયતા મળી ન જ હોત એ પણ નક્કી હતું. આને લીધે જ, સંયુક્ત સંસ્થાનો કેનેડા ઉપર હુમલો કરે તો તેની સામે થવા માટે કેનેડાવાસીઓ તરફથી બ્રીટનને વફાદારીભર્યો સહકાર સાંપડી શકે નેથી, બ્રીટીશ મુત્સદ્દીઓ બ્રીટીશ ઉત્તર અમેરીકન કાયદાથી કેનેડાને સંસ્થાનનો દરજ્જો આપવા તત્પર બન્યા હતા. તેમાં કેનેડાના સહકારથી બ્રીટીશ હીતનું સંરક્ષણ કરવાની ભવના મુખ્ય હતી, અને તે દરજ્જો આપવાની બ્રીટનને ખાસ ફર્જ પાડવામાં આવી હતી.

જ્યારે મોગ્રેઅર વીગ્રહ ફાટી નીકળ્યે, ત્યારે બ્રીટન જગતના રાજકારણમા અટુલુ પડી જવાની અણી ઉપર આવીને ઉભુ હતુ ફ્રાન્સ અને રશીઆ તો બ્રીટનના દુશ્મન હતા એમા તો નગારે શકા જ નહોતી, અને જર્મનીનો લોકમત બોઅરોની તરફેણમા હતો જ્યારે બોઅર વીગ્રહ પુરો થયો ત્યારે બ્રીટીશ મુત્સદ્દીઓ ‘ભવ્ય એકલતા”ની નીતીનો ત્યાગ કરીને અમેરીકા, એશીઆ અને યુરોપમા સાથી અને મીત્રો [allies and friends] ની શોધમા પડ્યા હતા અમેરીકાની મીત્રતા મેળવવા માટે બ્રીટને એન્ગ્લો–અમેરીકન ઝગડાના પ્રશ્નોમા અમેરીકન દાવાઓ કબુલ રાખવા માટે પોતાનાથી થાય તેટલુ કર્યું હતુ તે પછી રશીઅન સત્તાને ફાટકો આપવા માટે તેણે જપાનની સાથે દોસ્તી બાંધી એન્ગ્લો–જપાનીઝ મીત્રતા ચાલુ રાખી પરંતુ રશો–જપાનીઝ વીગ્રહમા રશીઅનોનો પરાભવ થયો તે પછી બ્રીટનને ફ્રાન્સ તેમ જ રશીઆનો ડર રહ્યો નહી પરંતુ જર્મન નૌકાના વીકાસથી તેમજ સાથે સાથે જમાની જર્મન હરીફાઇથી તે ગભરાઇ ગયુ આથી બ્રીટીશ મુત્સદ્દીઓએ ફ્રાન્સની સાથેના મતભેદોનુ સમાધાન કરીને એન્ગ્લો–ફ્રેન્ચ મીત્રતા સ્થાપી, જે વખતે વીકાસ પામીને બ્રીટન ફ્રાન્સ અને રશીઆની ત્રીપુટીની મીત્રતામા પરીણામ પામી લોર્ડ ગ્રેડનના સ્મરણો પ્રસીદ્ધ થવા પછી હવે એ વાતમા તો કશો મતભેદ રહ્યો જ નથી કે, જર્મની સાથે અથડાઅથડીમા આવવા માટે બ્રીટીશ મુત્સદ્દીઓ છેક ૧૯૦૮ અને ૧૧ થી તૈયારીઓ કરી રહ્યા હતા, જે છેવટે ૧૯૧૪ મા વીશ્વવ્યાપી જગમા સળગી ઉઠી

વીશ્વવ્યાપી યુદ્ધની હોળી સળગી તે પહેલા કેટલાય સમય અગાઉથી જ્યારે બ્રીટીશ મુત્સદ્દીઓ જર્મનીની સામે ભેરૂ બંધ ગોઠવવા અને તેમની સાથે દોસ્તી સાધવાની ખટપટો કરી રહ્યા હતા, ત્યાર થી જ તેમની પુરેપુરી ખાત્રી થઇ ગઇ હતી કે, જો બોઅરોને સાંસ્થનીક સ્વરાજ્ય આપવામા આવશે નહી તો બ્રીટન જ્યારે યુરોપીય યુદ્ધમા રોકાયલુ હશે ત્યાર તે બ્રીટન સામે બળવો જગાવશે અને જો લડાઇ પડતા ઘણા વર્ષો અગાઉ બોઅરોને સાંસ્થાનીક સ્વરાજ્ય આપવામા આવ્યો ન હોત તો, ગઇ લડાઇ વખતે કદાચ જનરલ બોથા અને બીજાઓ જર્મનોની સામે લડવા તૈયાર થવાને બદલે તેમની સાથે ભળી જઇને બ્રીટીશોની સામે લડતા હોત, તો આફ્રીકામાના બ્રીટીશ સામ્રાજ્યને જરૂર ભયંકર ફટકો પડયા વીના ન જ રહેત આમ જગતના રાજકારણના રંગોને નીહાળીને બ્રીટીશ મુત્સદ્દીઓ સમજી ગયા કે બોઅરોને સાંસ્થનીક સ્વરાજ્ય આપ્યા વીના તેમનો છુટકો નથી આફ્રીકામા બ્રીટીશ હીતના રક્ષણ માટે તેમને એમ કરવાની ફરજીઆત ફરજ પડી હતી

[ ૨ ]

હીંદમા જ્યારે ગોળમેજી પરીષદનુ કામ ચાલી રહ્યું છે, તે વખતે હીંદમા ફરીથી સ્વતંત્રતા મેળવવા અને રાષ્ટ્ર ફેરવવાની વાતો ચાલે છે જ્યારે બ્રીટીશ મુત્સદ્દીઓ કરી રહ્યા છે તેમનુ કહેવુ એવુ છે કે, બ્રીટને નક્કી કરવાનુ છે કે હીંદને બ્રીટીશ સામ્રાજ્યમાના બીજા સંસ્થાનો સમાન દરજ્જો આપવો, કે ન તો તેને સાંસ્થનીક દરજ્જા તરફ દોરી જતી સંગીન છુટછાટ [concession] આપવી* આમ ત્યા

મને તો લાગે છે કે, જો હીંદના સભાસદો અને રજવાડના પ્રતીનીધીઓ પોતાના મનભેદ શમાવીને, એકતાથી દૃઢ બનીને સામનો કરે તો, હીંદની વર્તમાન પરીસ્થીતીને લીધે, બ્રીટનની આર્થીક તેમજ ઔદ્યોગીક મુશ્કેલીઓને લઇને અને વીશ્વના વર્તમાન રાજકારણની ગુંચવણને લીધે, બહુ મુશ્કેલી ઉઠાવ્યા સીવાય પણ બ્રીટન પાસેથી નક્કર છુટછારો ખુશીથી કઢાવી શકે. આ સંબંધમાં નીચેની વીગતો ધ્યાનમાં લેવાવી ઘટે છે:

[૧] હીંદની રાષ્ટ્રીય લડતને ત્યાંના બુદ્ધીમાન વર્ગનો તેમજ અગત્યના હીંદી વ્યાપારી વર્ગનો વાસ્તવીક રીતે પુરેપુરો ટેકો છે; અને વળી તે લડતે આમ વર્ગમાં તો મુળ નાખ્યાં છે.

[૨] હીંદની રાષ્ટ્રીય હીલચાલ રાષ્ટ્રવ્યાપી બની ગએલી હોવાથી, રાષ્ટ્રીય મહાસભાની સમીતીઓને તેમજ તેની સાથે સંબંધ ધરાવતી બીજી સંસ્થાઓને ગેરકાયદેસર ઠરાવવાથી તે હીલચાલને દબાવી દઇ શકાય તેમ નથી. હીંદની બહીષ્કારની લડતે બ્રીટીશ વ્યાપારને ભયંકર નુકશાન કર્યું છે, અને બેકારોની સંખ્યામાં વધારો કરીને ગ્રેટબ્રીટનના મામલાને વધુ મુશ્કેલ બનાવી દીધો છે. બહીષ્કારનું શસ્ત્ર બ્રીટીશ વ્યાપારના હૈયામાં તીરની માફક ઘોંચાઇ ગયું છે તેમજ તેણે સરકારી મહેસુલને પાંગળી બનાવી મુકી છે અને ભવીષ્યમાં તેથી પણ વીશેષ કરી શકે તેમ છે.

[૩] હીંદી ખેડુતોમાં ના-કરની ચળવળ વધતી જાય છે. પૈસાની ખોટ અને પોલીસ, લશ્કર તેમજ તુરંગો માટે થતા ખર્ચમાં વધારો. એને લીધે ભારે દરે સરકારને લાખો પાઉંડની લોનો ઉપરા ઉપરી લેવાની ફર્જ પડી છે. આનો અર્થ એટલો જ થયો કે હીંદમાં કરનું ભારણ હજી ય વધશે, એટલે જેઓ આ લડતથી હજી રંગાયા નહીં હોય તેવાઓમાં પણ ભારે અસંતોષ ફેલાશે.

[૪] ચોક્કસ વખત પછી બ્રીટીશો પોતાની દમનનીતીમાં એકલી હીંદી પોલીસ ઉપર આધાર રાખી ન શકે એવો મામલો ઉભો થાય તો તેમાં જરાયે નવાઇ પામવા જેવું નથી. આજે હીંદમાં અનેક પોલીસઅમલદારોનાં તેમજ સનદી નોકરોનાં સગાંવહાલાં તુરંગ સેવે છે. પોલીસ અમલદારોનાં તેમજ સનદી નોકરોનાં નજીકનાં તેમજ દુરનાં સ્ત્રીસ્વજનો રાષ્ટ્રીય લડતમાં હીસ્સો આપી રહ્યાં છે. આની અસર પુરૂષોને થવાનો સંભવ છે.

[૫] બ્રીટીશ સત્તાવાળાઓની હવે તો એ બાબતમાં યે આંખ ઉઘડી ગયેલી હોવી જ જોઇએ કે જુદાં જુદાં તપાસ, પંચોએ તેમજ મોટા અફસરોએ સાર્વભૌમત્વનો જે રીતે અર્થ કર્યો છે, તે અર્થમાં એ સાર્વભૌમત્વ હીંદી રજવાડાઓ સ્વીકારી શકે તેમ નથી. તેઓમાંના કેટલાક "પહેલા હીંદી અને પછી રાજાઓ" એવું વીચારતા પણ થયા છે. એ વાત ખરી છે કે હીંદી રાષ્ટ્રમતવાદીઓના ભેરૂબંધ બનવા માટે ઘણા રાજાઓ તૈયાર થાય તેમ નથી, પરંતુ એ વાત પણ એટલી જ ખરી છે કે, હીંદીઓની સ્વાતંત્ર્યગીદ્ધીના માર્ગમાં આડખીલીરૂપ બનવા તેઓમાંના ઘણા તૈયાર થાય તેમ નથી. એમનું સ્વમાન એટલું

---

* પ્રસ્તુત લેખ ગોળમેજીની બેઠક શરૂ થતી તે વખતે લખાયો હતો. તંત્રી

માગી લે છે કે, હીંદે રાષ્ટ્રીયત્વ પ્રાપ્ત કરવું જ જોઇએ.*

આંતે વર્તમાન જગતના રાજકારણના રંગોને તપાસીએ તો પણ આપણી ખાત્રી થઇ જાય તેમ છે કે, બ્રીટનની સ્થીતી તેમાં એટલી બધી સંગીન નથી જ.

(અ) પહેલ વહેલું તો એ જ જાણવું જોઇએ કે, શાહી પરીષદની છેલ્લી બેઠકના પરીણામે, સામ્રાજ્યના આર્થીક તેમ જ વ્યાપારી પ્રશ્નોમાં સંસ્થાનોમાં અંદર અંદર એકતા રહી શકી નથી. એટલે બીજા દેશો સાથેની બ્રીટનની વલણમાં અંદર અંદરની આ ફાટફુટની ભારેમાં ભારે અસર પડયા વીના રહે તેમ નથી.

(બ) ઇંગ્લંડ અને અમેરીકાના સંબંધમાં મોટી મોટી વાતો અને મધઝરતી શબ્દરચનાઓનો ઉપયોગ થતો હોવા છતાં પણ નૌકાકાફલાની હરીફાઇ અને વ્યાપારી બાબતમાં ભારેમાં ભારે સ્પર્ધા બન્ને દેશો વચ્ચે અસ્તીત્વ ધરાવે છે જ, બ્રીટીશ મુત્સદીઓ એ વાત બરાબર સમજે છે કે, તેઓ અમેરીકા સામે યુદ્ધના અખાડામાં ઉતરી શકે તેમ નથી, એટલે જ નૌકાકાફલાના તહનામા વખતે તેમને અમેરીકન માગણીઓને શરણે થવું પડયું છે.

(ક) જો કે તાજેતરનાં વર્ષોમાં જપાન અને ઇંગ્લંડ વચ્ચેનો સંબંધ ઘણો જ સુધર્યો છે, તેમ છતાં વીશ્વવ્યાપી યાદવીમા જપાનનો ઉપયોગ કરી લીધા પછી એન્ગ્લો–જપાનીઝ મીત્રતાને બ્રીટને જતી કરેલી તે વાત ઉપર કોઇ પણ ડાહ્યો મુત્સદ્દી આંખમીંચામણાં કરી નજ શકે એકકે એક જપાનીઝ એમ માને છે કે, સીંગાપુર ખાતે સુદ્દઢ નૌકાદુર્ગ બાંધવાની બ્રીટનની રાજનીતી પોતાના દેશને નુકશાન કરનારી છે. જપાનનો વ્યાપાર ચીનમાં, હીંદમાં તેમજ બીજાં બન્દરોમાં વીકાસ પામે તે બ્રીટનને ગમતું નથી અને તેની તે વીરૂદ્ધ છે એ પણ જગમશહુર બાબત છે. વળી જપાન હવે એન્ગ્લો જપાનીઝ મૈત્રીના કરારથી બંધાયલું નથી, એટલે જો પોતાના લાભની વાત હોય તો તે બ્રીટનના દુશ્મન રાજ્યની સાથે પણ સંધીથી જોડાઇ શકે તેમ છે.

(ડ) જપાન અને ચીનનો સંબંધ ગાઢો બને તેમાં બ્રીટન ભય જુવે છે. ચીનમાં 'તે પોવાળી સ્ટીમરોની રાજનીતી' માં નીષ્ફળતા મળવા પછી, તેમજ ત્યાં રાષ્ટ્રીય ભાવનાનું પ્રાબલ્ય વધવા પછી, બ્રીટન એવા નીરધાર ઉપર આવ્યું છે કે, બ્રીટીશ હીતને આગળ વધારવા માટે ચીનની દોસ્તી બાંધવી અને શકય હોય તેટલો તે માટે તેનો ઉપયોગ કરવો તેમાં જ ડહાપણ રહેલું છે. છેલ્લા થોડા મહીનાઓમાં બ્રીટને ચીનને જે જુદી જુદી છુટછાટો આપી છે તે ઉપરથી એ ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે અને નજીકના ભવીષ્યમાં પોતાના ખાસ હક (Extra-territorial Jurisdiction) જતા કરે તો તેમાંય કંઇ નવાઇ પામવા જેવું નથી.

---

*ગોળમેજના કામમાંથી પરવારીને પાછા આવ્યા પછી બીકાનેરના રાજવીએ કરેલા ભાષણમાંથી જો કે જુદોજ સુર નીકળ્યો છે. જ્યાં દેશી સંસ્થાનોના સાત કરોડ જનતા એ સુરમાં સુર મીલાવવા તૈયાર નથી. તે તો બ્રીટીશ હીંદની જનતા સાથે સહકાર કરી, પોતાના હક રક્ષણ માટે તેમનો વધતો સહકાર વાંચ્છે છે.

અનુવાદક

ચીનની હાલની સરકાર પોતાના દેશમાં બના રશીયનોના પગપેસારાની સામેના મંથનમાં, તેમજ મંચુરીઆમાંની જપાનીઝ લાગવગની સામે થવામાં ઇંગ્લંડ અને અમેરીકાની મદદ મેળવવા આતુર છે, એટલે બ્રીટનની દોસ્તીની માગણીઓનો ઉપયોગ કરવા તે રાજી છે. આમ છતાં પણ ચીન અફીણનાં યુદ્ધને તેમજ હોંગ-કોંગને ઓહીયાં કરી જવાનાં બ્રીટીશ કામોને છેક જ વીસરી પણ ગયું નથી. -બ્રહ્મદેશ અને ચીનાઇ તુર્કસ્થાનને માર્ગે થઇને બ્રીટીશોએ કરેલા પગપેસારાનો, તેમજ ટીબેટમાં ચીનના સ્વાધીકારનો નાશ કરવાની બ્રીટીશ રાજનીતીનો તેમને પુરેપુરો ખ્યાલ છે. જો ચીનમાં મજબુત કેન્દ્રસ્થ સરકારની ખીલવણી થાય, તો ચીન સાથેની મીત્રતાથી બ્રીટનને લાભ થાય. કેમકે તે મીત્રતાનો ઉપયોગ જપાન તેમજ રશીયા સામે જરૂરને પ્રસંગે કરી શકાય. આમ છતાં એ વાત પણ વીસરવા જેવી નથી કે, બ્રીટીશહીતોની વૃધ્ધી માટે બ્રીટીશો ચીનનો ઉપયોગ કરવા જે જે પ્રયત્ન કરશે, તેજ પ્રયત્નો બીજી તરફ બ્રીટીશોની સામે ભયંકર દુશ્મનાવટનો હુતાશન સળગાવવામાં કારણભુત થવાના છે. આમ છતાં ટુંકામાં એટલું કહી શકાય કે અત્યારે ચીનની સરકાર બ્રીટન સાથે મીત્રભાવ રાખે છે, પરંતુ બ્રીટન જો યુરોપમાં કે દુનીયાના બીજા કોઇ પણ ભાગમાં ગંભીર યુધ્ધમાં રોકાય, તો તે તકનો લાભ લઇ પોતાના ખોવાયલા પ્રદેશો બ્રીટન પાસેથી પાછા લઇ લેવામાં ચીન જરૂર જ પ્રયત્ન કર્યા વીના નહીં રહે. એટલે હાલની ઇંગ્લંડ અને ચીન વચ્ચેની મીત્રતાનું ધોરણ એવું નથી કે, જગતનાં રાજકારણમાં બ્રીટન તેની ઉપર વીશ્વાસ મુકીને વહાણ ખેડી શકે.

(ઇ) અફઘાનીસ્થાન અને ઇંગ્લંડ વચ્ચેનો સંબંધ અમાંનુલ્લાહની પડતી પહેલાં હતો તે કરતાં આજે વધારે સારો છે. પરંતુ અમાનુલ્લાહને પદભ્રષ્ટ કરવાથી બ્રીટન માટે ત્યાંના સંજોગ હંમેશને માટે સલામતીભર્યા બન્યા નથી. ઉલટું એવા સંભવ છે કે ત્યાં કદાચ નવી જ મુશ્કેલી ઉભી થાય અને તેની અસર હીંદની વાયવ્ય સરહદ ઉપરના બ્રીટીશ હીતોની ઉપર પણ થાય.

(ફ) ઇરાન અને ઇંગ્લંડની વચ્ચેનો સંબંધ થોડાક વર્ષ પહેલાં હતો, તે કરતાં આજે બહુજ સાનુકુળ થઇ ગયો છે, તેમ છતાં પણ ઇરાનીઓ બ્રીટીશ રાજનીતીનો વીશ્વાસ કરતા નથી અને દક્ષીણ ઇરાન તેમજ તેનાં કુદરતી દર્યો ઉપરના બ્રીટનના કાબુથી તેઓ ડરતા રહે છે.

(ગ) ઇંગ્લંડ અને તુર્કસ્થાનનો સંબંધ પણ દેખાવે તો રૂપાળો લાગે છે; છતાં તાજેતરમાં કુર્દોએ કરેલા બળવાને લીધે તુર્કસ્થાનમાં ઘણીજ કડવી લાગણી ફેલાઇ છે. ખરું કે ખોટું તો કોણ જાણે, પણ તુર્કસ્થાનમાં સામાન્ય માન્યતા એવી છે કે, જેમ અફઘાનીસ્થાનમાં અમાનુલ્લાહ સામેના બળવામાં તેની દોરવણી અને આર્થીક મદદ, કોઇક કાબેલ અંગ્રેજે કરી હતી અને તેણે બચા-ઇ-સાકુનો તો માત્ર હથીયાર તરીકે જ ઉપયોગ કર્યો હતો, તેમ કુર્દોના બળવાને ઉત્તેજન આપનાર તેમજ તેને આર્થીક મદદ કરનાર પેલો જ કાબેલ માણસ હતો જે બ્રીટીશોની વતીથી કામ કરનાર (Agent) છે. જે બ્રીટને આરબ બળવાને ઉશ્કેરણી કરીને ઉભો કીધો હતો, અને જેણે ઓટોમન સામ્રાજ્યનો નાશ કરવાની

નીતીનો બરાબર અમલ કર્યો છે, તે બ્રીટનની ઉપર તુર્કસ્થાનને વીશ્વાસ નથી

(૯) નજીકના પુર્વમાં, મધ્ય પુર્વમાં અથવા યુરોપમાં કોઇ પણ જાતનો ગંભીર મામલો ઉભો થાય, તે વખતે બ્રીટન તુર્કસ્થાન, ઇરાન અને અફઘાનસ્થાનની કુમક ઉપર આધાર રાખી શકે નહીં; ઉલટું એ ત્રણે રાજ્યો બ્રીટીશોને હેરાન કરવા માટે એવી સ્થીતીનો બરાબર લાભ લેવા ચુકે નહીં.

આરબો હૃદયથી બ્રીટીશોને ચહાતા નથી; પરંતુ તેમના રાષ્ટ્રીય અસ્તીત્વની વર્તમાન પરીસ્થીતીમાં તેમને બ્રીટીશોનો સાથ ગોઠવવાની ફરજ પડી છે. ઇરાક અને ટ્રાન્સ–જોર્ડાનીઆ સાથેની પોતાની સંધીને લીધે બ્રીટનને પણ આરબોની મદદની જરૂર છે. ઉપરાંત ઇજીપ્તમાં કે તેની આસપાસના દેશોમાં જરૂરની વેળાએ ઉપયોગમાં લેવા માટે બ્રીટન પેલેસ્ટાઇનમાં પોતાનું નૌકાબળ હવાઇબળ અને યાંત્રીક લશ્કરીબળ મજબુત કરી રહેલ છે.

(૬) યુરોપમાં બ્રીટન કોઇ પણ રાજ્યને મદદ કરવા બંધાઇ ગયું નથી. માત્ર પ્રજાસંઘના કરાર પ્રમાણે અને લોકાર્નોના કરારનામા પ્રમાણે જે રાજ્યોને મદદ કરવી પડે તેટલું જ તેને માથે બંધન છે. જ્યાં યુરોપમાં મામલો એવો ઉભો થયો છે કે જેથી તે દેશ બે જુદી જુદી લશ્કરી છાવણીઓમાં વહેંચાઇ ગયો છે. યુરોપીય યાદવીનાં થોડાંક વર્ષ પહેલાં ત્યાંની એવી જ દશા હતી. યુરપના આંતર રાષ્ટ્રીય મુત્સદીગીરીના ક્ષેત્રમાં ફ્રાન્સ પોતાનાં મીત્રો પોલેન્ડ, બેલ્જીઅમ, ઝેકોસ્લોવેકીઆ, યુગો–સ્લાવીઆ, રોમાનીઆ વગેરેની સાથે મળીને સંગઠનમાં કાચા છતાં અસંતોષી અને સબળ રાષ્ટ્રોના સમુહની સામે થઇ રહેલ છે વર્સેલ્સના કરારનામામાં સુધારા કરવાની જર્મનીની માગણીની સામે ફ્રાન્સ થાય છે. એને એવો ભય છે કે રશીઆ અને જર્મનીની વચ્ચેની હાલની મૈત્રી વીકાસ પામીને એવા સંગઠનમાં પરીણમે કે જેથી પોલેન્ડને માટે પ્રત્યક્ષ અને ફ્રાન્સને માટે પરોક્ષ ગંભીર મામલો ખડો થાય. ભુમધ્ય સમુદ્રમાં, બાલ્કન્સમાં અને નજીકના પુર્વમાં ઇટાલી ફ્રાન્સનું કટ્ટર શત્રુ છે. સીનોર મુસોલીનીની સરદારી નીચે ઇટાલીએ ટર્કી, ગ્રીસ, બલ્ગેરીઆ અને હંગરીની સાથે સ્નેહસંબંધ સાંધ્યો છે. એવું પણ સત્તાવાર રીતે કહેવાય છે કે, વર્સેલ્સનું તહનામું ફેરવવામાં અને ઉપલો સીલેસીઆ ફરીથી પ્રશીઆમાં જોડાય તે હેતુથી જર્મનીની પુર્વ સરહદમાં સુધારા કરવામાં જર્મનીને સાથ આપવા ઇટાલી ખુશી છે. સોવીયેટ પરરાષ્ટ્રીય મંત્રી લીટવીનોફ, ઇટલીના પરરાષ્ટ્રીય મંત્રી સીનોર ગ્રાન્ડીને મસલત માટે મીલાન મુકામે મળ્યો તેને લીધે અનેક અફવાઓને જન્મ મળ્યો છે, તેમાં એક અફવા એ પણ છે કે, સોવીયેટ રશીઆ અને ઇટાલીની વચ્ચે છુપા કરાર થાય તેમ છે.

એ જ વખતે એમ. લીટવીનોફ અને હંગરીના વડા વઝીર કાઉન્ટ બેથલેન બર્લીનની મુલાકાતે ગયા તેથી, તેમ જ તુર્કસ્થાનના પરરાષ્ટ્રીય મંત્રી તેવફીક રાશદી બે ઇટાલી અને બલ્ગેરીઆની મુલાકાતે ગયા તેથી યુરોપનાં રાષ્ટ્રો વચ્ચે નવી બેરૂખ બંધીઓ બંધાઇ રહી છે એ ચર્ચાઇ રહેલી વાતને ટેકો મળ્યો છે. કેટલાક એમ માને છે કે, ભવીષ્યમાં જર્મની, ઓસ્ટ્રીઆ, હંગરી, બલ્ગેરીઆ, ઇટાલી, તુર્કસ્થાન

અને સોવીયેટ રશીઆ એક સામટા મળીને ફ્રાન્સ તેમજ તેનાં મીત્રરાજ્યોની સામે કામ લેશે. આ માન્યતાને ટેકો મળે તેવું, જીનીવામાં જ્યારે પ્રજાસંઘના આશ્રય નીચે શસ્ત્રોના ઘટાડાનો પ્રાથમીક વીચાર કરનારી સમીતીની બેઠકો મળી તે વખતે, એ બધા દેશોએ, ફ્રાન્સ તેનાં મીત્રો અને ગોઠીયા રાજ્યોએ જ જે નીતી ધારણ કરી હતી, તેની સામે સંગઠીત વીરોધ બનાવ્યો તે ઉપરથી જણાઇ જાય છે. એટલું તો ખરૂં જ છે કે છેલ્લી લડાઇ પછી યુરોપનો આંતરરાષ્ટ્રીય મામલો કદી નહીં બગડયો હોય તેટલો અત્યારે બગડી ગયેલો છે, અને ઇટાલી તેમજ યુગોસ્લાવીઆની સરહદ ઉપર, રૂશીઆ અને રૂમાનીઆની સરહદ ઉપર અથવા તો જર્મની અને પોલેન્ડની સરહદ ઉપર જરાક જેટલું ઘર્ષણ થતાં બીજી યુરોપીય યાદવીની હોળી તેમાંથી સળગી ઉઠે તેવું થઇ પડયું છે. સામાન્ય રીતે એવું માન વામાં આવે છે કે, આ જાતનો મામલો યુરોપમાં ૧૯૩૫ માં અથવા તેની ય પહેલાં ઉભો થશે*

યુરોપના કોઇ પણ ભાવી વીગ્રહમાં બ્રીટન ગંભીર રીતે ગુંચવાઇ જશે. સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે જે પક્ષ સોવીયેટ રશીઆની સામે લડતો હશે, તે પક્ષમાં બ્રીટન ભળશે. એવું પણ ધારવામાં આવે છે કે, આગામી યુરોપી યાદવી દરમીયાન, એશીઆમાં પોતાની બાજુ સંગીન બને તે માટે, છેલ્લી યાદવી વખતે તેણે જે નીતી ધારણ કરી હતી, તે જ નીતીનું તે આબાદ અનુકરણ કરશે. છેલ્લી યાદવીમાં બ્રીટન મહત્ત્વનો દાવ ખેલી શકયું તેનું કારણ એ હતું કે, તે વખતે હીંદે બ્રીટીશ સામ્રાજ્યના સંરક્ષણ અર્થે લગભગ ૧૦ લાખ સૈનીકો પુરા પાડયા હતા અને અબજો રૂપીઆ ખર્ચ્યા હતા. એશીઆમાં કોઇપણ વીગ્રહ સળગે કે જેમાં સોવીયેટ રશીઆ અને તેના મીત્રો [ટર્કી, ઇરાન અને બીજાં રાજ્યો] ની સામે થવાનું હોય તો, તે વીગ્રહમાં બ્રીટીશ સામ્રાજ્યની કીર્તીની ભભકને માટે બ્રીટનને ૨૦ થી ૩૦ લાખ હીંદી અને આરબ સૈનીકોને રણાંગણમાં ઉતારવા પડશે.

છેલ્લી યુરોપીય યાદવીનાં થોડાંક જ વર્ષો પહેલાં બ્રીટને એ ભયથી એઆગેને સાંસ્થાનીક દરજ્જો આપ્યો હતો કે, ભાવી સંગ્રામ વખતે તેઓ આફ્રીકામાં જર્મનોની સાથે ભળી જાય નહીં, તે જ રીતે કેટલાક બ્રીટીશ મુત્સદ્દીઓ હીંદમાં નવું બહુમુખી તંત્ર દાખલ કરવા આતુર છે; એ તંત્રમાં હીંદી રજવાડાં અને વફાદાર મવાળોને તેથી જ એવી રીતે રાખવાની વ્યવસ્થા થશે કે જેથી આગામી યુદ્ધ વેળાએ તેઓ બ્રીટીશ સામ્રાજ્યના સંરક્ષણનો ભાગ ભજવીને બ્રીટનને સૈનીકો તેમજ ધનની પુરતી મદદ આપે અને હીંદી રાષ્ટ્રમતવાદીઓને બ્રીટનના દુશ્મનોની સાથે ભળી જતાં અટકાવી શકે.

મારા મુદ્દાને વધુ સ્પષ્ટ કરવા માટે, હું એ બાબત ઉપર વીશેષ ભાર મુકવા ઇચ્છું છું કે, બ્રીટનની આર્થીક તેમજ આંતરરાષ્ટ્રીય રાજકારણી સ્થીતી એવી છે કે, મોટા પાયા ઉપરના કોઇ પણ યુદ્ધમાં જો તે ગુંચવાઇ જાય તો

---

* એક જાણીતા જર્મન લશ્કરી નેતા વ્યુટન ડોર્ફ આવી આગાહી ૧૯૩૧ ના મેના આરંભ માટે કરે છે. અનુવાદક

**હીંદની સહાયતા વીના તેને નીષ્ફળતા જ મળે.** એટલે લંડનમાં મળેલી વર્તમાન ગોળમેજી પરીષદ એવાં સાધનોની શોધમાં પડી છે કે જેથી કરીને યુરોપના આગામી યુદ્ધ દરમીયાન હીંદીઓની કુમક તેને મળી શકે. બ્રીટન જગતને તેમજ અજ્ઞાન હીંદીઓને એવી ખાત્રી કરાવવાનો પ્રયાસ કરશે કે, તેણે હીંદ તરફ એટલી ઉદારતા બતાવી છે કે જેથી, હીંદી જનતા ઉપર **અગત્યની બાબતમાં ચોક્કસ મર્યાદાઓ રાખીને** એક જાતનું મર્યાદીત સ્વરાજ આપવા ખુશીથી તૈયાર થયું. પરંતુ હીંદી જનતાએ જે હકીકત ધ્યાનમાં રાખવાની છે તે એ કે, હીંદની મદદ વીના બ્રીટન આર્થીક તેમજ રાજકારણી નજરે મહાન રાષ્ટ્ર તરીકે પોતાનો વર્તમાન દરજ્જો નીભાવી શકે તેમ છે જ નહીં. **હીંદીઓની મદદ મેળવવા માટે બ્રીટન કેટલી કીંમત આપવા તૈયાર છે?** મુળ મુદ્દો આમ હોવાથી એટલી તો આશા રાખી શકાય કે સાચા હીંદી મુત્સદ્દીઓએ "બ્રીટનના ટેબલ ઉપરથી ટુકડા શોધતા ભીખારી"ની માફક વર્તવું ન જોઇએ; ઉલટું જગતના રાજકારણમાં બ્રીટનને હીંદની મદદની જે જરૂર છે તેને માટે તેણે વ્યાજબી કીંમતની માગણી કરી તે વસુલ કરવી જોઇએ જે હીંદી મુત્સદીઓ હીંદમાંના બ્રીટીશ તંત્રને ટેકો આપવા આતુર હોય તેમણે બ્રીટીશ મુત્સદ્દીઓની પાસેથી એ જાણી લેવું રહ્યું કે, વીશ્વના રાજકારણમાં હીંદનો સાથ તેમને મળે તે માટે તેઓ કેટલી કીંમત આપવા તૈયાર છે.*

---

* મી. તારકનાથની આશા ખોટી પડી, છે. અને મવાળ મુત્સદ્દીઓએ લંડનમાં ભયંકર ઢીલાપણું બતાવી ભીખના ટુકડા લઇ સંતોષપુર્વક ઉપકાર માનવાની રીત ધારણ કરી છે. અનુવાદક

કેન્સ [ફ્રાન્સ]
ડીસેમ્બર : ૩ : ૧૯૩૦ } તારકનાથદાસ

# ભીષણ યુદ્ધ: એના કેટલાક પ્રસંગો

: : લેખક : :

યુદ્ધવીરોધી

[ "પશ્ચીમ રણભુમીમાં સર્વવ્યાપી શુનકાર" (ઓલ ક્વાયેટ ઓનધી વેસ્ટર્નફ્રન્ટ) નામનું યુદ્ધની ભયંકરતા બતાવનારું અપુર્વ પુસ્તક એરીચ મારીઆ રીમાર્ક નામના જર્મન લેખકે લખ્યું છે. ૧૯૨૯ ના જાન્યુઆરીમાં તે પહેલવહેલુ પ્રસીદ્ધ થયું. ત્યાર પછી તેના અનેક ભાષામાં ભાષાંતર થયાં છે અને લાખ્ખો પ્રતો ખપી ગઇ છે. તે પુસ્તકમાંથી બે ત્રણ ચીત્રો અહીં આપવાનો પ્રયાસ કરું છું. લેખક]

## મા–દીકરો

[પોલ નીશાળમાંથી ભણતાં ભણતાં દેશભક્તીથી પ્રેરાઇને યુદ્ધમાં જાય છે એના શીક્ષકે તેને લડાઇમાં જવાની પ્રેરણા આપી છે. જર્મન માબાપો પણ યુદ્ધમાં ન જાય તે છોકરાને ત્યારે તો બાયલો કહેતાં. પોલની ઉમ્મર ભાગ્યેજ અઢાર વર્ષની હશે. બે અઠવાડીઆંની રજા મળવાથી તે લડાઇમાં ગયા પછી પહેલી વખત ઘેર આવ્યો છે. એની માતા માંદી છે. એને ક્ષય રોગ થયો છે. મોટી બહેન અને બાપ એટલું એ કુટુંબ છે. રજા પુરી થઇ, બીજે દીવસે પોલને પાછા જવાનું હતું. તે રાત્રે ઘરમાં બધાં ઉંઘી ગયા પછી પોલની માતા દીકરાને મળવા આવે છે. તે પ્રસંગનું ચીત્ર લેખકે અતી હૃદયસ્પર્શી શૈલીમાં આમ આલેખ્યું છે.]

કુટુંબ ભેગા રહેવાની આ છેલ્લી સાંઝ છે. સઘળું મૌન છે. હું વહેલો સુવા ગયો, મેં ઓશીકું પકડયું, મારી ઉપર દાબ્યું અને મારૂં માથું તેમાં દાટી દીધું. કોને ખબર છે કે પીંછાંના બીછાનામાં હું ફરીથી કદી સુઇ શકીશ?

મોડી રાત્રે મારી બા મારા સુવાના ઓરડામાં આવી એના મનને કે હું ઉંઘી ગયો છું, મેં પણ તેવો ઢોંગ કર્યો. વાતો કરવી, એક બીજા સાથે જાગ્યાં કરવું, એ ઘણું જ કષ્ટકારી છે.

બાને બહુ વેદના થાય છે, ઘણા વખતથી એ કષ્ટથી તે બેવડ વળી જાય છે, છતાં તે બહુવાર બેસી રહી. છેવટે મારાથી એ ત્રાસીવાર સહન થઇ શક્યું નહીં, અને હમણાં જ જાગતો હોઉં તેવો ઢોંગ મેં કર્યો.

"બા, જઇને સુઇ જા, અહીં તને શરદી લાગી જશે."

"પાછળથી મારે તો ઘણુંએ ઉંઘવાનું છે." તેણે કહ્યું.

હું બેઠો થયો.

"બા અહીંથી મારે સીધા રણભુમીમાં જવાનું નથી. મારે તાલીમની છાવણીમાં એક મહીનો રહેવાનું છે. કદાચ ત્યાંથી

હું એકાદ રવીવારે અહીં આંટો મારી જઈશ."

બા મૌન રહી. પછી મૃદુભાવે તે બોલી: "તું બહુ ડરી ગયો છે?"

"ના, બા."

"મારે તને એક વાત કરવી છે. ફ્રાન્સની બાયડીઓથી[૧] બહુ જ ચેતજે રહેજે. તે સારી હોતી નથી."

ઓહ! બા! બા! તું હજુ મને નાનો કીકો ધારે છે—હું શું કામ તારા ખોળામાં માથું મૂકીને રડી લેતો નથી, મારે શું કામ હમેશાં સખ્ત અને આત્મસંયમી રહેવું? રડી લઈને વીસામો મેળવી લેવાનું મને કેવું ગમે છે, ખરેખર હું હજી બાળકથી જરા જ મોટો છું; કબાટમાં હજુ મારાં અડધીયાં પાટલુન, છોકરા તરીકેની મારી ઇજારો પડેલાં છે—એ બધું થોડા જ વખત પહેલાનું છે, શું કામ એ બધું ખલાસ થઈ ગયું?

"બા, જ્યાં અમે છીએ ત્યાં એક પણ બૈરૂં નથી." મારાથી બની શકે તેટલી શાંતીથી મેં કહ્યું.

"અને સમરાંગણમાં બહુ જ સાવધાન રહેજે, પોલ."

ઓહ, બા, બા! હું તારી સાથે રહીને તારી સાથે જ મરી કેમ જતો નથી. આપણે કેટલાં ગરીબડાં દુર્ભાગી છીએ!

"વારૂ, બા, હું તેમ કરીશ."

"પોલ, તારે માટે હું દરરોજ ભગવાનને પ્રાર્થના કરીશ, હો."

ઓહ! બા, બા! વર્તમાનમાંથી છુટીને એટલાં બધાં વર્ષ આપણે પાછળ જઈ શકીએ કે જે વખતમાં આ બધી વેદનાઓનો ભાર આપણને કચડતો ન હોય, બા! માત્ર હું અને તું એકલાં હોઈએ, તેટલાં ભુતકાળમાં આપણે જઈ શકીએ!

"જ્યાં બહુ ભય ન હોય તેવું કંઈ કામ તને કદાચ મળે ખરૂં."

"હા, બા, કદાચ મને રસોડાનું કામ મળે. એ તો સહેલાઈથી બની શકશે."

"ત્યારે તો તું એમ જ કરજે દીકરા. પણ તેમ કરતાં બીજાઓ કંઈ કહેશે—"

"બા, તેની મને ચીંતા નથી.—"

બાએ નીશ્વાસ મુકયો. અંધારામાં ય તેનો ચહેરો ઉજળા ચમકારા જેવો દેખાય છે.

"બા, હવે તું સુઈ જા."

બા કંઈ જવાબ આપતી નથી. હું ઉઠયો અને મારૂં ઓઢવાનું તેને ઓઢાડયું.

બાએ મારા હાથનો ટેકો લીધો. એને બહુ વેદના થાય છે. હું એને તેના સુવાના ખંડમાં લઈ ગયો. થોડો વખત હું ત્યાં બેઠો.

"બા હું ફરીથી આવું ત્યાં સુધીમાં તું સારી થઈ જજે."

"વારૂ, વારૂ, મારા બાપલા."

"બા, તું મારી ઉપર કંઈ મોકલતી ના. અમને ત્યાં તો બધું એ ખાવાનું મળે છે. અને તમારે અહીં એ બહુ કામનું થઈ પડશે."

આખી દુનીયા કરતાં મને વીશેષ વહાલ કરનારી બા, પોતાના બીછાનામાં કેવી કંગાલીયતમાં પડી છે. હું ઉઠવાની તૈયારી કરતો હતો, ત્યાં તેણે ઉતાવળમાં કહ્યું: "મેં તારે માટે અંદર પહેરવાનાં બે પાટલુન તૈયાર કરાવ્યાં છે. તે નરદમ

---

૧ પોલ અને તેના મીત્રો રણભુમીમાં ફ્રેન્ચ સ્ત્રીઓના સહવાસમાં એ પહેલાં આવી ચુક્યા જ હોય છે. ને અહીં સમરભુમાં રાખવાનું છે. લેખક

ઉનનાં છે. એથી તને ટાઢ નહીં વાય. તારા પોટકાનાં એને મુકવાનું ભુલી ન જતો."

ઓહ ! બા ! એ બે ગરમ પાટલુન માટે તારે કેટલું રખડવું પડયું હશે, કેટલી ભીખ માગવી પડી હશે, કેટલી વાર જોઇ જોઇને ઉભાં રહેવું પડ્યું હશે, તે હું જાણું છું! ઓહ બા, બા! હું તારાથી જુદો કેમ પડી શકું? મારી ઉપર તારા કરતાં બીજું કોણ વીશેષ દાવો રાખી શકે તેમ છે. હું અહીં બેઠો છું. ત્યાં તું સુતી છે; આપણે ઘણી ઘણી વાતો કરવાની છે, અને તે આપણે કદીએ કરી શકવાનાં નથી.

"જય જય, બા!"

"જય જય, મારા દીકરા."

ઓરડામાં અંધારું છે. મારી બા શ્વાસ લે છે તે, અને ઘડીઆળ ચાલતાં થના અવાજ હું સાંભળું છું. બારીની બહાર પવન વાય છે અને ચેસ્ટનટના ઝાડમાં ખડખડાટ થાય છે.

મારા સામાનનું પોટકું તૈયાર પડયું હતું તેની ઉપર હું પડયો. સવારમાં વહેલા મારે જવાનું એટલે તેને ત્યાં મુકયું હતું.

મારા ઓસીકાને મેં બચકાં ભર્યાં. મારા પલંગનો લોખંડી સળીઓ મેં મજબુત પકડી રાખ્યો. મારે ઘેર આવવું જ નહોતું જોઇતું. ત્યાં હું બેતમા અને ઘણી વખત આશા છોડીને બેઠેલો હતો; –ફરીથી હવે મારાથી એવા બની શકાવાનું નથી. હું સૈનીક હતો. પણ હવે હું મારે માટે, મારી બા માટે વેદનારૂપ થઇ પડયો છું. એ વેદનાની સીમા જ નથી.

મારે રજા ઉપર કદી પણ અહીં આવવું જોઇતું ન હતું.

## યુદ્ધના કેદીઓ

[પોલ ઘેરથી નીકળી તાલીમની છાવણીમાં જાય છે. તે છાવણીની પાસે જ યુદ્ધમાં પકડાયલા રશીઅન કેદીઓને રાખવાની છાવણી છે. તેને માટે લેખકે દોરેલું ચીત્ર અતી કરૂણ અને યુદ્ધની વીકરાળતા બતાવવા માટે અગત્યનું છે. તે લખે છે:]

**અ**મારી છાવણીની પાસે જ રશીઅન કેદીઓની મોટી કેદ છાવણી છે. અમારી છાવણીથી તેને તારની વાડ ભરીને છુટી પાડવામાં આવી છે, તેમ છતાં કેદીઓ અમારી તરફ આવે છે. જો કે તેઓમાંના ઘણાખરા દાઢીવાળા કદાવર માણસો છે, પણ હતાશ અને ભયભીત લાગે છે– સેન્ટબર્નાર્ડ કુતરાઓને ઠપકો આપતાં જેવા ઢીલા બની જાય તેવા તે દેખાય છે. તેઓ મુંગા મુંગા અમારી છાવણી તરફ ફરે છે અને કચરા પેટીઓ ફેંદી તેમાંથી જે મળે તે ઉંચકી લે છે. એમાંથી તેમને શું મળે તેમ હતું. અમારે માટે જ ખોરાકની તાણ છે, અને જે છે તે પણ સારો નથી.–મુળાના છ ૭ કકડા કરી પાણીમાં ઉકાળેલા હોય છે, ચોયાં વીનાના ગાજરનાં ઉપલા ભાગ અને ઢીલા પડી ગયેલા બટાટા એ અમારો ખોરાક છે, સારા ખોરાક તરીકે અમને ચોખાનો પાનળો સુપ અને તેની અંદર ડુબકી મારતાં યે ન જડે તેવી માંસની નાની કકડીઓ મળે છે.

તેમ છતાં બધું ખવાઇ જવાય છે. જો કોઇને પોતાના ભાગનો બધો ખોરાક જોઇતો ન હોય તો તેમાંથી તેને મુક્ત કરવા આસપાસ દશ બાર જણા તૈયાર

આ બાળકો જેવા ચહેરાવાળા અને મંતો જેવી દાઢીવાળા શાંત મનુષ્યોને જોનાર એ બે કાર્યો વચ્ચેના ભેદ કેમ તારવી શકે. કોઇ પણ નોન-કમીશન્ડ અમલદાર રીક્રુટનો દુશ્મન છે, કોઇ પણ શાળા શીક્ષક વીદ્યાર્થીનો શત્રુ છે, તેવા-એ તે અમારે માટે નથી. તેમ છતાં જો તેઓ છુટા હોય તો અમે તેમની સામે ગોળી છોડીએ અને તેઓ અમારી તરફ ગોળી છોડે.

## યુદ્ધ કોણ જગાડે છે?

[જર્મન સરહદમાં નવીન ચેતન જણાય છે. એ ટુકડીઓને રશીયન સમરાંગણમા મોકલવાની છે એવી અફવાઓ ચાલે છે. ફાટેલી વસ્તુઓ બદલી નવી અપાય છે ગીતળની વસ્તુઓને નવેસરથી પોલીસ કરાવવામા આવે છે. આઠ દહાડા ડ્રીલ ચાલે છે. અને છેવટે કેસર લશ્કરી તપાસ માટે આવે છે ને પછી સૈનીકોમા ચર્ચા ચાલે છે].

છેવટે તે વખત આવી લાગ્યો અમે ધ્યાનપુર્વક ઉભા રહ્યા અને કેસર દેખાયો...

તેણે 'આયર્ન ક્રોસ' વહેચ્યા આમ તેમ કોઇકની સાથે વાત કરી. અને પછી તે ચાલી ગયો.

તે પછી અમે તેની ચર્ચામા પડ્યા.

ટજાડને આશ્ચર્યથી કહ્યુ:

"ત્યારે આજ સર્વસત્તાધારી કે? તેની સામે એકેકે એક માણસને ટટ્ટાર ઉભા રહેવાનું! ખુદ હીન્ડનબર્ગને પણ તેમજ કરવાનું ને?"

"અલબત" ક્રાટે કહ્યુ

ટજાડનની વાત હજી પુરી થઇ નહોતી. થોડોક [illegible] બોલ્યો: "અ[illegible] સામે ટટ્ટાર

અમારામાંથી કોઇને તેની બરાબર ખબર નહોતી, પણ અમ એમ માનતા નહોતા. તેઓ બન્ને એવા ઉચ્ચ પદવાળા છે કે તેમને કદાચ એમ કરવું પડતું નહીં હોય.

"તું કેવા નીર્માલ્ય મુદ્દાની ચર્ચા ઉપાડે છે." ક્રાટે કહ્યું: "મુખ્ય મુદ્દો એ જ છે કે, આપણે ટટ્ટાર ઉભા રહેવું પડે છે."......

ટજાડન ચાલ્યો જાય છે.

"પણ હું જે જાણવા માગું છું તે એ છે કે;" આલ્બર્ટે કહ્યું, "જો કયસરે **ના** પાડી હોત તો યુદ્ધ અટક્યું હોત ખરૂં?"

"મારી ખાત્રી છે કે યુદ્ધ તો થયું જ હોત" પોલ વચ્ચે બોલી ઉઠ્યો, "એ તો પહેલેથી જ લડાઇની વીરૂદ્ધ હતો."

"વારૂ, જો કદાચ તેણે એકલાએ નહીં, પણ દુનીઆના બીજા વીસ કે ત્રીસ માણસોએ ના પાડી હોત તો લડાઇ અટકી હોત."

"તે સંભવીત હતું" પોલે તે વાત સ્વીકારી. "પણ તેમણે તો હા જ કહી."

"એવા વીચાર કરવો એ જ વીનોદ છે." ક્રાપ બોલ્યો, "આપણે તો અહીં પોતાભુમીનું રક્ષણ કરવા આવ્યા છીએ. અને પેલી તરફ ફ્રેન્ચો તેમની પોતાભુમીનું રક્ષણ કરવા ઉભા છે. ત્યારે તેમાં ન્યાયી પક્ષ કોનો કહેવાય?"

'ક્નાય બન્નેયનો." પોલે એ વાતમાં પોતાની શ્રદ્ધા ન હોવા છતાં કહી નાખ્યું.

"ઠીક ત્યારે," આલ્બર્ટ ચર્ચા આગળ ચલાવતાં પોલને એનીજ દલીલમાં પકડવા માગતો દેખાતો હતો. "પરંતુ આપણા અધ્યાપકો, આચાર્યો અને તંત્રીઓ તો એમજ કહે છે કે માત્ર એકલા આપણે જ ખરા છીએ, અને ભલે આપણે એવી આશા રાખીએ,--પણ ફ્રેન્ચ અધ્યાપકો, આચાર્યો અને તંત્રીઓ વળી કહે છે કે તેમનો પક્ષ ખરો છે, એ વીષે તું શું કહે છે?"

"તેની મને ખબર નથી," પોલે કહ્યું, "ગમે તેમ હોય પણ લડાઇ તે લડાઇ જ છે અને દરેક મહીને તેમાં નવા નવા દેશો ભળતા જાય છે."

એટલામાં વળી ટજાડેન આવે છે, અને લડાઇનો આરંભ કેમ થાય છે તે જાણવા માગે છે.

"મોટે ભાગે એક દેશ બીજા દેશની ખુબ લાગણી દુઃખવે છે તેથી" આલ્બર્ટે કહ્યું.

ટજાડેન બોલી ઉઠયોઃ એક દેશને હું તે વાત સમજી શકતો નથી. જર્મનીના પર્વતો ફ્રાન્સના પર્વતોને માઠું લગાડી શકતા નથી. તેજ રીતે એક દેશની નદીઓ, જંગલો કે અનાજનાં ખેતરો બીજા દેશની નદીઓ, જંગલો કે ખેતરોની લાગણી દુભાવતાં નથી."

"તું તો મુર્ખજ લાગે છે." ક્રોપ બરાડી ઉઠયો?

"મારા કહેવાનો હેતુ તેવો છે જ નહીં, હું તો કહું છું કે એ દેશની જનતા બીજા દેશની--"

"તેમ હોય તો મારે આ રણભુમીમાં ઘડીવાર પણ ઉભા રહેવું નથી." ટજાડેને કહ્યું, "કેમકે મારી લાગણી જરા પણ દુભાઇ નથી."

"એ સવાલ તારા જેવાઓને લાગુ પડતા નથી." આલ્બર્ટે કહ્યું.

"ઠીક ત્યારે હું સીધો ઘેર જઇ શકું છું ને?" ટજાડેન એમ કહીને હસી પડયો. અને તેની સાથે બધા હસી પડયા

પણ મુલર વચ્ચે બોલી ઉઠયો· "ભલા માણસ, તે તો આખા પ્રજા સમુહની વાત કરે છે, રાજ્ય સંસ્થાની વાત કરે છે."

"રાજ્ય સંસ્થા?" ટજાડેન આંગળીનાં ટેરવાં ગણતો કહેવા લાગ્યો, "લશ્કર, પોલીસ, કર ઉઘરાવનારાઓ એ બધાં મળીને તમારી રાજ્યસંસ્થા થાય છે—તમે એમની વાત કરો છો?"

"બરાબર તેમ જ." કાટે કહ્યું. "ટજાડેન રાજ્યસંસ્થા અને સ્વદેશ વચ્ચે તો મોટો તફાવત છે."

"પણ તે બન્ને પરસ્પરના આધારે ટકે છે." ક્રોપ બોલ્યો, "જો રાજ્યસંસ્થા ન હોત તો સ્વદેશ ન હોત."

"ખરૂં, પણ તમે એટલો તો વીચાર કરો કે, આપણામાના બધા સાદા માણસો છીએ. તેમ ફ્રાન્સમાં યે મોટા ભાગના માણસો મજુરો, શ્રમજીવીઓ અને ગરીબડા કારકુનો છે. તો પછી ફ્રેન્ચ લુહાર કે ફ્રેન્ચ મોચીને આપણી ઉપર હુમલો કરવાનું શું કામ? ના, તે તો રાજ્યકર્તાઓ જ કરાવે છે. અહીં આવ્યો તે પહેલાં મેં તો એકે ફ્રેન્ચને જોયો પણ નહોતો, તેવું જ મોટા ભાગના ફ્રેન્ચોનું આપણા માટે પણ સમજવું." કાટે કહ્યું.

"ત્યારે લડાઇ શું કામ થાય?" ટજાડેને પુછ્યું.

ખભાં હલાવતાં કાર્ટ બોલ્યો: "કેટલાક એવાયે હોય છે કે જેમને લડાઇ ઉપયોગી થઇ પડે છે."

"પણ તેવાઓમાંનો હું નથી." ટન્નર્ડને કહ્યું.

"તું નહીં, તેમ અહીં છે તેઓમાંથી એકકે તેમાંનો નથી."

"ત્યારે એ લોકો છે કોણ? લડાઇ તો કૈસરને પણ કંઇ લાભ કરનારી નથી. કેમકે તેને તો જે જોઇએ તે મળી રહે છે." ટન્નર્ડને દલીલ કરી.

"મારી એ માટે ખાત્રી થતી નથી." કાર્ટ બોલી ઉઠ્યો. "તેને અત્યાર સુધી લડાઇની તક મળી નહોતી. અને પ્રત્યેક પાકટ મહારાજાને ઓછામાં ઓછી એક લડાઇની તો જરૂર રહે છે જ; કેમકે તે વીના એ નામચીન બનતો નથી. તે તો તમને નીશાળની ચોપડીઓમાંથી પણ જણાશે."

"સેનાપતીઓને પણ લડાઇ જોઇએ છે" ડેરીંગે ઉમેર્યું; "તેઓને પણ લડાઇને લીધે જ નામના મળે છે."

"અરે, તેઓતો મહારાજાઓ કરતાં પણ તેથી બહુ મશહુર બની શકે છે." કાર્ટે કહ્યું.

આલ્બર્ટ વળી બોલ્યો: "મને તો લાગે છે કે તે તાવના જેવું છે. કોઇને લડાઇ જોઇતી હોતી નથી, છતાં બધાઓ તેમાં સપડાઇ જાય છે. આપણે લડાઇ વાંચ્છતા નથી, બીજાઓ પણ તેમ જ કહે છે—છતાં અત્યારે અડધું જગત તેમાં ગુંથાઇ ગયું છે."



# જગતનાં રાજકારણમાં રબ્બરનો ફાળો

:લેખ-

રાજકારણનો અભ્યાસી

રબ્બરના ઉદ્યોગની હરીફાઇ અત્યારે બ્રીટન અને અમેરીકા વચ્ચે ગરૂ થઇ છે. ત્રણ ચાર વર્ષમા એની કાતીલ અસર જણાવા માડશે અને તેનું પરીણામ આર્થીક અથડામણમાથી હથીયારની અથડામણોમા આવે તો નવાઇ નહીં એવું મુત્સદીઓ માને છે

રબ્બરના ઉદ્યોગમા અમેરીકાના આગમને આજે એક નવી પરીસ્થીતી ઉભી કરી છે એ તો હવે સર્વ કોઇ જાણે છે કે રબ્બરનો ઉદ્યોગ એક બહુ જ ઉપયોગી ઉદ્યોગ છે. હમારા ગામમા ફરતી મોટારકારની ટ્યુબ અને ટાયરો ઉપરાંત આજે અનેક યંત્રોમા રબ્બરનો ઉપયોગ બહુ જ ઝડપથી વધતો જાય છે પણ આ ઉદ્યોગે અમેરીકા અને બ્રીટન વચ્ચેની આર્થીક અથડામણને બહુજ ગંભીર બનાવી છે.

## પુર્વ ઇતીહાસ

પહેલાં તો પેન્સીલથી લખેલુ ભુસી નાખવા માટે શાળા અને ઓફીસમા રબ્બરનો ઉપયોગ થતો ૧૮૨૩ની સાલમા મેકીનટોશ નામના માણસે વોટરપ્રુફ કપડા બનાવવામા રબ્બરનો ઉપયોગ કર્યો અત્યારે પણ કમ્પીનીઓમા 'મેકીનટોશ' નામની વપરાતી વસ્તુ તેના શોધકની એક સ્મૃતી રૂપેજ કહેવાય છે પણ સમયના વહેવા સાથે માણસે રબ્બરના બીજા ઉપયોગ પણ શોધી કાઢયા. તેણે તેમાથી બુટ બનાવ્યા, વોટર પ્રુફ કોટ બનાવ્યા, રબ્બરના રમતા બનાવ્યા અને મોટરકારને માટે ટાયર બનાવ્યા રબ્બરનો ઉપયોગ આમ વધતા તેનું મહત્ત્વ પણ ઘણું જ વધી ગયું.

## રબ્બરની શોધ

એટ વખત રબ્બરની જરૂર વધી કે સાહસીક યુરોપીઅનો રબ્બરને શોધ કરતા દરેક દેશમા ભમવા લાગ્યા તેઓ રબ્બરને માટે આફ્રીકા ગયા, બ્રાઝીલ ગયા, ઓસ્ટ્રેલીયા ગયા ઉપરાંત જાવા, સુમાત્રા અને સીલોનમા પણ રખડયા 'રબ્બર' 'રબ્બર' કરતા આ સાહસીક સમુહે આખરે સીલોન, સુમાત્રા, અને બ્રાઝીલમા પોતાના થાણા નાખ્યા, અને રબ્બરના ઉદ્યોગની શરૂઆત થઇ.

## પચાસ વર્ષમાં—

અર્ધી સદીમા તો બ્રાઝીલમા ગઢેગે બધાયા. આફ્રીકાની ગુલામ પ્રજાને ચાબુક મારી, કામ કરાવી, રબ્બર ઉત્પન્ન કરાવા લાગ્યું. સીલોનના જંગલ સાફ કરવામા આવ્યા. સુમાત્રાના ટાપુઓ ઉપર રબ્બરના ઝાડો ઉગાડવાની શરૂઆત થઇ પણ આમ છતા યે રબ્બરની વધતી જતી માગણીને પહોંચી વળાય તેટલુ રબ્બર નહોતું ઉત્પન્ન થતુ. તેવી ૧૯૦૯ મા રબ્બરનો ભાવ એકદમ ચડી ગયો, રબ્બરના વેપારીઓને માટે આબાદીનો યુગ શરૂ થયે આ અછતનો લાભ લઇને રબ્બરના વેપારીઓ એટલે સુધી માલદાર થવા લાગ્યા કે

રબ્બરના ઝાડના બીજને પણ પરદેશ જતાં અટકાવવાની મના કરવામાં આવી. ૧૯૧૦ ની સાલમાં સીલોન ૭૦૦૦ ટન જેટલું રબ્બર યુરોપને આપતું પણ ૧૨૨૨૦૦ ટનની જ્યાં જરૂર હોય ત્યાં ૭૦૦૦ ટનથી શું વળે? છતાં ધીમે ધીમે તેમાં પ્રગતી થતી ગઇ, અને ૧૯૧૪ ની સાલમાં તો સીલોન, અને સુમાત્રા જગતને જોઇએ તેનું લગભગ અડધું રબ્બર ઉત્પન્ન કરી શક્યાં.

પણ અમેરીકાના મોટર ઉદ્યોગ ખીલતાં વળી પાછી સ્થીતી પલટાઇ ગઇ! રબ્બરની માગણી વધી, અને પેલા ટાપુઓમાં રબ્બરનો ઉદ્યોગ અતી વેગથી વધવા લાગ્યો. અત્યારે દર વર્ષે ૫૦૦૦૦૦ ટન જેટલા રબ્બરની જરૂર પડે છે. અને એટલું રબ્બર તો એકલું સીલોન જ આપી શકે તેમ છે.

## અસહાય અમેરીકા

વીલક્ષણતા એ છે કે લગભગ ૩૫૦૦૦૦ ટન જેટલું રબ્બર એકલા અમેરીકાના ઉદ્યોગમા વપરાતું હોવા છતાં, રબ્બરનો ઉદ્યોગ બધો બ્રીટનના હાથમા છે. સીલોનનો રબ્બર ઉદ્યોગ લગભગ બ્રીટીશોના નાણાનો છે. જ્યારે સુમાત્રાના ઉદ્યોગ પર ડચ વેપારીઓનું સ્વામીત્વ છે. આમ રબ્બરને માટે અત્યારે તો અમેરીકાને બ્રીટન અને ડચોની દયા પર જ જીવવું પડે છે અને તેથી જો કદી બ્રીટીશ અને ડચ વેપારીઓ મળી જાય તો અમેરીકાના મોટર ઉદ્યોગ પર આફત આવી પડે તેવી દશા છે. પણ વેપારની તીવ્ર હરીફાઇએ રબ્બરના ભાવ નીચે રાખવામાં અનુપમ સહાય આપી છે. અને તેના પરીણામ તરીકે ભાવ નીચા જ રહ્યા છે!

## અતી ઉત્પાદનનો શાપ

પણ ભાવ વધે કે ન વધે છતાં રબ્બરના ઉદ્યોગના માલીકો એમ માનતા કે હજુ રબ્બરનું બજાર વધશે. આ દ્રષ્ટીએ તેમણે રબ્બરનાં વૃક્ષોનાં વાવેતર વીશાળ ધોરણે કરવા માંડયાં. સીલોનમાં મલાયાના વીસ્તારમાં રબ્બરનાં ઝાડ રોપાયાં અને હજારો ટન રબ્બર ઉત્પન્ન થવા માંડયું. પણ એક તરફથી એમ રબ્બરની છત વધી એટલે બીજી તરફથી તેના ભાવ ગગડી ગયા એટલે એ ધંધાના ઉદ્યોગપતીઓ ઉપર આફત ઉતરી. જ્યારે જીવન માટે જરૂરી એવી સામાન્ય વસ્તુઓના ભાવ ઉંચે ગયા હતા, મજુરીના ભાવ પણ જ્યારે વધી ગયા હતાં, તે વખતે રબ્બરના ભાવ નીચે જવાથી એ ઉદ્યોગપતીઓની વીમાસણ એકદમ વધી ગઇ.

આખરે બ્રીટીશ સરકારનું આ ઉદ્યોગ પર ઉતરેલી આફત પર લક્ષ ખેંચાયું. લગભગ ૩ અબજ રૂપીઆ રબ્બરના ઉદ્યોગમાં બ્રીટને રોક્યા છે. એટલે રબ્બરના ભાવ ઘટી જતાં લંડનમાં ભારે ખળભળાટ મચી ગયો! અને સાંસ્થાનીક ખાતાની કચેરીએ બહુ જ ધ્યાનપુર્વક એ પ્રશ્નની સમીક્ષા શરૂ કરી, હાલેંડના આગેવાન વેપારીઓ સાથે ચર્ચા કરી અને તેમણે સ્ટીવનસન યોજના અમલમાં મુકી.

## સ્ટીવનસન યોજના

આ યોજના પ્રમાણે રબ્બરના ઉત્પાદન પર અંકુશ મુકી તેમાં કૃત્રીમ અછત ઉભી કરવાનો આશય રાખવામાં આવ્યો હતો.

અને જો તે આશય સફળતાથી પાર ઉતારવામાં આવે તો સંભવ છે કે રબ્બરના ભાવ પાછા ઉંચે ચઢે, તેથી સીલોનનો ઉદ્યોગ પાછો પગભર થાય. આ યોજના પ્રમાણે રબ્બરનું ઉત્પન્ન લગભગ ૬૦ ટકા જેટલું ઘટાડવામાં આવ્યું. પરીણામે રબ્બરનો ભાવ એકદમ ૩૦ સેન્ટથી ૮૦ સેન્ટ

થયે અને ૧૯૨૫ મા તો તે વધીને એક ડોલર થયો

## યોજના તુટી પડી

પણ સુમાત્રાના રબ્બર ઉદ્યોગપતીઓએ પોતાના ઉત્પન્ન પર કાપ મુકવા ચોખ્ખી ના પાડી તેમણે તો ઉલટી એ પરીસ્થીતીનો નીચો લાભ લઈને પોતાના ઉદ્યોગને વધાર્યો રબ્બર ઉગાડવાને તેમણે નવા ઝાડ વાવ્યા એક તરફથી બ્રીટીશરોએ જ્યારે ૬૦ ટકા નેટનુ ઉત્પન્ન ઘટાડી નાખ્યું ત્યારે ડચ ઉદ્યોગપતીઓએ ૩૦૦ ટકા નેટનુ ઉત્પન્ન વધાર્યું એટલે આપોઆપ ભાવ ગગડી ગયા અને ઉતરતા ઉતરતા તે છેક ૧૭ સેન્ટ પર આવી ગયા! આમ બ્રીટનનો રબ્બર ઉદ્યોગ આજે વીનાશને આરે આવીને ઉભો છે. સ્ટીવનસન યોજના તુટી પડી, તેની સાથે સાથે રબ્બરના ઉદ્યોગ પર એકહથ્થુ સ્વામીત્વ જમાવવાના તેમના સ્વપ્ના પણ તુટી પડયા! આ સ્વપ્નનાશ સાથે રબ્બરના ઉદ્યોગ માટે વળી એક બીજે ભય પણ આવીને ખડો થયો!

## અમેરીકાનો પડકાર

સ્ટીવનસન યોજના જેમ જેમ અમલમા મુકાતી ગઈ તે વખતે અમેરીકાના ઉદ્યોગપતીઓની આંખે ઉઘડવા લાગી અને રબ્બરના ઉદ્યોગ પરના બ્રીટીશ સ્વામીત્વને તોડવા તેઓ તત્પર બન્યા તે માટે તુટી ગયેલા રબ્બરી સામાનને પાછો કામમા લેવાય તેવી શોધો થવા માંડી, તેમજ રબ્બરના વપરાશમા કરકસરનો પ્રારંભ થયા કરકસરની આ શરૂઆત સાથે અમેરીકાએ રબ્બરના ઉદ્યોગને હાથ કરવાનો પ્રયાસ શરૂ કર્યો અને અમેરીકન સરહદમા રબ્બર ઉગાડવુ શક્ય છે કે કેમ તેની તપાસ માટે અમેરીકાની સરકારી તીજોરીમાંથી ૫ કરોડ લાખ રૂપીઆ આપવામા આવ્યા હીંદ, સીલોન અને સુમાત્રાના રબ્બરના ઉદ્યોગને તો તેમનાથી હસ્તગત કરી શકાય તેમ હતું જ નહી કારણ કે ત્યા તો અંગ્રેજ સરકારનું સ્વામીત્વ હતુ અને જ્યા રાજકીય સત્તા મુડીવાદી અને સામ્રાજ્યવાદી વર્ગોના હાથમા હોય, ત્યા કોઇ પણ કાળે અમેરીકાના ઉદ્યોગને હાથમા લેવામા ફાવી ન જ શકે આથી અમેરીકાએ તે માટે લેટીન અમેરીકા, અને આફ્રીકા તરફ નજર દોડાવી અને બ્રાઝીલ તેમજ લાઇબીરીયા તેમને તે માટે યોગ્ય સ્થાન લાગ્યા જો કે ત્યા ઉત્પન્ન થતુ રબ્બર તેમને અત્યારે મોંઘુ પડે છે છતા પણ એ યોજનાને પાર ઉતારવા માટે તેમણે મક્કમ નીર્ણય કર્યો છે નીચેના આંકડાઓ ઉપનુ વીધાન સમર્થન કરવાને માટે પુરતા છે

## સુમાત્રામાં અમેરીકાનો પગપેસારો

અત્યારે ગુડયર ટાયર કંપની સુમાત્રામા ૫૦૦૦૦ એકરના વીસ્તારવાળા રબ્બરના ખેતરો ધરાવે છે મલાયામા ૮૭૦૦૦ એકરના ખેતરો, અમેરીકન કંપનીના હાથમા છે અને બ્રાઝીલમા ૪૦૦૦,૦૦૦ એકર જેટલી જમીનમા રબ્બરના ઝાડને ઉછેરવાનો ફોર્ડ કંપનીએ નીર્ણય કર્યો છે આ ઉપરાંત લીબીરીયામા ૧૦૦૦૦૦૦ એકર જેટલી જમીન પર રબ્બરના ઝાડને ઉગાડવાને ૯૯ વર્ષ માટેનો હક્ક ફાયરસ્ટોન કંપનીને ૧૯૨૫મા મલ્યો છે

રબ્બરના ઝાડને ઉછેરતા લગભગ ૬ વર્ષ લાગે છે તે જોતા લગભગ ૧૯૩૨ની આસપાસમા તો અમેરીકન ઉદ્યોગને માટે જોઇતુ રબ્બર તેઓ પોતેજ ઉત્પન્ન કરી શકશે ત્યારે રબ્બરના હાલના ઉદ્યોગ પર એવી તો

અસર થશે કે ગીશાનનો ઉદ્યોગ લગભગ ભાગી જ પડશે એમ માનવું જરા પણ વધારે પડતું નથી.

## લીબીરીયાનું આક્રમણ

આ દૃષ્ટીએ ફાયરસ્ટોન કંપનીને મળેલા હક્ક અતી અગત્યનો છે. કારણ કે એવી આશા રાખવામા આવે છે કે અમેરીકાને જોઇતું રબ્બર ભવીષ્યમાં તેમને લીબીરીયામાંથી જ મળી જશે. બ્રાઝીલમાં પણ કોડ રબ્બર ખીલવી રહ્યો છે તે પણ કંઇ નકામું જવાનું નથી. આ બધી દૃષ્ટીએ જોતાં આવતા બે ત્રણ વર્ષમાં રબ્બરની છત એટલી થશે કે અમેરીકા અને બ્રીટન વચ્ચે એ ઉદ્યોગમાં ભયંકર હરીફાઇ થવા સીવાય નહીં જ રહે. અને ત્યારે બ્રીટન એ ઉદ્યોગને જાળવી રાખવા સમર્થ નીવડશે કે તે તો કે આજે તો માત્ર અનુમાનની વાત છે, પરંતુ જ્યારે ૩૫૦૦૦૦ ટન જેટલું રબ્બર ઉત્પન્ન કરવા અમેરીકા શક્તીમાન થશે ત્યારે ગીશાનન, ઉત્પન્ન થતા રબ્બરને ક્યાં જગાએ ખપાવવું એ એક ગંભીર પ્રશ્ન બ્રીટનની સામે ડોળા ધુરકાવતો ખડો થયો છે.

## વેર ઉંડાં ઉતરે છે.

અમેરીકન ઉદ્યોગવાદે બ્રીટીશ ઉદ્યોગને તો લગભગ તુલો કરી નાંખ્યો છે. જગતનાં સઘળાં બજારોમાં જગાતની મોટી દીવાલો છતાં અમેરીકન માલ ઘુસતો જાય છે. અને ચીન, હીંદ, ઇજીપ્ત, તેમ જ એશીયાના બીજા મુલકોમાં બ્રીટીશોની રાજનીતીના વીરોધના પરીણામ તરીકે પણ અત્યારે અમેરીકાના માલને પસંદગી મળવા લાગી છે ત્યારે બીજી તરફથી અમેરીકન પૈસાથી પુનરુત્થાન પામતું જર્મની પણ બ્રીટનના વેપાર ઉપર કારી ઘા લગાવી રહ્યું છે. આમ અમેરીકન અને બ્રીટન વચ્ચેના વેપારી વેરનાં મુળ દીવસે દીવસે ઉંડા અને ઉંડાં જ ઉતરતાં જાય છે.

## રાજકારણ પર અસર

આપણે ઉપર જોયું તેમ પોતાના મોટર ઉદ્યોગને માટે જોઇતું તમામ રબ્બર ઉત્પન્ન કરવામાં અમેરીકા જો સફળ નીવડે તો પછી મામલો અતી ગંભીર રૂપ લેવાનો જ. જો કે, બ્રીટીશ મોટર ઉદ્યોગ હજુ વધતો જાય છે, તેમ રબ્બરની ચીજોનો વપરાશ પણ દરરોજ વધતો જાય છે, અને આગળ જતાં રબ્બરની વધુ જરૂર પડે એમ લાગે છે છતાં પણ, નજીકના ભવીષ્યમાં આ આર્થીક અથડામણના પડઘા રાજકારણ પર પડયા વીના નહીં રહે. અને અત્યારે અમેરીકા અને બ્રીટન વચ્ચેનો રાજકારણી સબંધ કેવો બનશે, તે આજે તો માત્ર કલ્પનાનો જ વીષય છે, છતાં કેવળ વ્યાપારી હરીફાઇ અર્થે લડાયલા છેલ્લા યુરોપી વીગ્રહે આપેલી દૃષ્ટી, સામાન્ય મનુષ્યને પણ એટલું તો બતાવી જ શકે છે કે, અમેરીકા અને બ્રીટન, વચ્ચે ઘેરાતાં યુદ્ધનાં ભાવી વાદળોમાં રબ્બરનો પ્રશ્ન પણ કારણ ભુત તો જરૂર જ બનશે.



# ખાનગી માલિકી હક્ક

: લેખક :

મધ્યમમાર્ગી

**ખાનગી** માલિકી હક્કની સ્વાર્થી યોજના જગતમાં ભુખમરો, બેકારી અને દુઃખો જગાડે છે, ત્યારે રાષ્ટ્રીય માલિકીની વ્યવસ્થાથી અને રાષ્ટ્રીય ઉત્પન્નની સમાન વહેંચણીથી એ બધું નાબુદ થાય છે. સમાજવાદીઓની એ સાદી માન્યતા છે.

પ્રોફેસર સરજતરાયના ત્રીજા ભાષણ વખતે તો ખંડમાં ઉભા રહેવાની પણ જગા નહોતી. બધી જાતના માણસોનો જમેલો ત્યાં એકઠો થયો હતો અને આજના ભાષણમાં જમીન માલીકી હક્કના સંબંધમાં તે બોલવાના છે, એવું આગળથી જાહેર થયેલું હોવાથી જાગીરદારો અને ખેડુતોનો પણ મોટો સમુદાય, મુડીવાદી અને કામદાર શ્રોતાઓની સંખ્યામાં મોટો વધારો કરવા સભાખંડમાં હાજર થયો હતો.

પ્રોફેસર સરજતરાય વ્યાખ્યાન પીઠ પર ઉભા થયા, ત્યારે ખાસ કરીને પોતાની મજુરીની મુડી પર જીવનારા માણસોએ તાળીઓના ગડગડાટ અને જયધ્વનીઓથી સભાખંડને ગજવી મુકયો. આ વખતે મુડીદારો અને જાગીરદારોનાં મુખમંડળ જોવા જેવાં બની ગયાં હતાં તેઓ સમાજવાદી સરજતરાયને અંતરના ઉંડાણમાંથી તીરસ્કારતા હતા. તેમનો એ તીરસ્કાર પ્રોફેસર જુઠી વાતોથી જનતાને ભરમાવતા હતા તે માટે નહોતો, પરંતુ સરજતરાયની સાચી, અને સરળ વાતોથી તેમના સ્થાપીત હક્કોની આસપાસ યુક્તીપુર્વક ઉભા કરવામાં આવેલા આડંબરી પડદાઓ ચીરાઇ જતા હતા અને તેથી નીર્ધન ગણાતા વર્ગની આંખો ઉઘડતી હતી તેને માટે હતો. કેમકે તેઓ માનતા હતા કે અજ્ઞાન જનતાની આંખો ઉઘડે તેમાં એમના ખાનગી માલીકી હક્કનો નાશ નીર્માયેલો છે. છતાં તેઓ પ્રોફેસરની દલીલો સાંભળી, તેની વીરૂદ્ધ પ્રચારકામની જાળો બીછાવવાની યુક્તીઓ અજમાવવાના માર્ગ શોધવાની સરળતા માટે જ તેમના ભાષણમાં હાજરી આપવા માટે આવ્યા હતા.

પ્રોફેસર સરજતરાયે ધૈર્યગંભીર નાદે પોતાનું ભાષણ શરૂ કર્યું: મારાં અત્યાર પહેલાંનાં બે ભાષણોથી* હું સમજાવી ગયો છું કે ઉત્પાદનની અયોગ્ય વહેંચણીને લીધે જ જગતમાં ગરીબાઇ અને ભુખમરો ફેલાયલો છે. એ ઉપરથી તમારી ખાત્રી થઇ હશે કે, વર્તમાન જગતની ઉત્પન્ન વ્યવસ્થાની વહેંચણી અપ્રમાણીક છે. અને એ અપ્રામાણીક સમાજ વ્યવસ્થાને મુંગે મોંઢે સહી લઇ, તે પ્રમાણે જીવવું તેમાં પણ અપ્રામાણીકતા જ રહેલી છે એવું મારૂં માનવું છે.

મુડીવાદીઓ કામદારોની મજુરી ઉપર કેવી ભયંકર લુંટ ચલાવે છે તે હું આગળ જણાવી ગયો છું. એ લુંટ કોઇનું ખીસું કાતરવું, કોઇનું મકાન તોડી અંદર જઇને

---

* તે માટે 'નવયુગ'ના સપ્ટેમ્બર ૧૯૩૦ ના અંકમાંનો "ગરીબાઇ: તે નીવારવાનો ઉપાય" અને ઓકટોબર '૩૦ ના અંકમાંનો 'ઉદ્યોગપતીઓના માનસી સંચા'વાળો લેખ જુઓ. તંત્રી

ચોરી કરવી અથવા તો અસહાય મુસાફરને લુંટવું તેનાથી કોઇ પણ રીતે જુદી પડતી નથી. બન્ને પ્રકારની લુંટોમાં લુંટાનારની અજ્ઞાનના અને અસહાયતાનો લાભ લેવામા આવે છે. મારા જેવા સમાજવાદીઓને હીસાબે તો બીજાની મજુરી ઉપર જીવનારા લોકો ધીક્કારવા લાયક પ્રાણીઓ છે. ભલે સમાજની અવળી વ્યવસ્થામાં તેઓ પોતાના ધન-બળને લીધે 'સદ્‌ગૃહસ્થ' તરીકે ઓળખાતા હોય, છતા તેમનામાં અને પેલા ખીસા કાતરમાં, ચોરમાં અને લુટારૂમા જરાપણ ફરક મને દેખાતો નથી. તેમ છતાં જ્યારે ખીસા કાતરૂને, ચોરને અને લુટારૂને શીક્ષા કરવામાં આવે છે અને સમાજ તેમને ધીક્કારતો થાય તેવી વ્યવસ્થા કરવામાં આવે છે, ત્યારે પેલા શ્રીમંત લુટારૂઓને જનતા માન આપે છે અને સત્તાવાળાઓ તેમને ઇલ્કાબો અને આમંત્રણોથી સત્કાર કરે છે!

તમારી સમક્ષ હું આ બાબત વધુ સાદી રીતે રજુ કરીશ. તમે તમારી મેળે જ વીચાર કરી લ્યો કે, આ જગતમા મનુષ્યની નાની મોટી તમામ જરૂરીયાતો મનુષ્યોની મજુરી વીના તૈયાર થઇ શકે તેમ છે ખરી?"

"ના. ના." સભાખંડ ગાજી રહ્યો.

અને સરજતરાવે વેધક નજરે શ્રોતાઓ સામે જોઇને આગળ ચલાવ્યું:

"તેમ છતાં આપણી વર્તમાન સમાજવ્યવસ્થા અને ઉધોગવ્યવસ્થા એવી અપ્રામાણીક રીતે યોજાયલી છે કે, જેને લીધે જગતની દોલતનું મુખ્ય જેઓ કશું પણ કામ કરતા નથી તેવા આળસુઓને ઘેર વહેતું જાય છે અને ખરો કામ કરતારાઓ ભુખે મરે છે! પેલી દોલતના વહેણને તમે ઇચ્છા હોય તો ભાડું કહો, વ્યાજના નામે તેને સંબોધો, ગમે તો મુડીનું વળતર કહો કે વીના કમાઇના વધારાનું તેને નામ આપો, હકીકત તો માત્ર એક જ રહે છે કે તે એક પ્રકારની ચોરી જ છે, આળસુવર્ગે ઉદ્યોગી વર્ગ ઉપર નાખેલી તે એક જાતની ખંડણી જ છે!

પણ મુડીવાદીઓ કહેશે કે, "તમે તેને ગમે તે નામ આપોને, છતાં એમને મળતું એ વળતર 'કાયદેસર' છે. મુડી અને જમીનના માલીક તેઓ જ છે. એટલે તેમાંથી આવક લેવાનો તેમને જ હક છે."

તેના જવાબમાં હું કહીશ કે, મુડી અને જમીન ઉપર ખાનગી માલીકીપણાના હકને અમો સમાજવાદીઓ નીર્ધનતાનું મુળ માનીએ છીએ. અને તેથી એ ખાનગી માલીકી હક ચાલુ રાખવામાં જરાપણ ન્યાય હોય તો તે સાબીત કરી આપવા માટે અમે શ્રીમંતોને તેમજ જાગીરદારોને આહ્વાન આપીએ છીએ."

આખો સભાખંડ [અલબત્ત શ્રીમંતો અને જાગીરદારો બાદ] તાળીઓના ગડગડાટથી ગર્દ ઉઠ્યો. અનેક માણસો સરજતરાવને ધન્યવાદ આપવા લાગ્યા.

એ ગરબડાટ શમતાં પ્રોફેસરે ચલાવ્યું:

પહેલાં હું મુડીના સંબંધમાં મારા કથનની પુષ્ટીમાં બોલીશ. શ્રીમંતો જે મુડીના માલીક હોવાનો દાવો કરે છે તે શું છે! પોતાના ઉધોગમાં રોકેલા માણસોના પગાર ખર્ચ ઉપરાંત જે વધારાનું ઉત્પન્ન તેએ નફાના ઉજળા નામે ખાનગી ખીસ્સામાં સેરવે છે, તે જ રીતે તેમની એ દોલત એકઠી થયેલી હોય છે. એટલે કે ગરીબ કામદારોના વાજબી હક ઉપર લુંટ ચલાવીને ચોરેલી એ સંપત્તી છે, જે વસ્તુઓ ઉપર મનુષ્યો જીવે છે તેનું ઉત્પાદન જેમ ખવાઇ ચવાઇ જાય છે અને તે ઉત્પન્ન થોડા જ સમયમાં ખલાસ થઇ જાય છે, તેવું જ મુડીનું પણ છે, એ તો હું તમને અગાઉ કહી ગયો છું. જો એક પ્રમાણ

પોતાની દશ લાખ રૂપીઆની મુડી ઉપરજ જીવવા માગતો હોય, અને તેનું વર્ષ દીવસનું ઘર ખર્ચ પચીસ હજાર રૂપીઆ હોય તો, તેની તમામ મુડી માત્ર ચાલીસજ વર્ષમાં ખલાસ થઇ જાય અને એકતાલીસમા વર્ષના ઉપઃકાળથી જ તેના ઘરમાં ભુખમરો શરૂ થાય. પરંતુ મુડીવાદીઓ એ રીતની મુડી ઉપર જીવતા નથી. ખેતરમાં ઉત્પન્ન થતા અનાજની માફક, કુવામાંથી કાઢવામાં આવતા તેલની માફક અને મીલમાંથી નીકળતા ધોતીઆની માફક મુડી પણ વારંવાર ખલાસ થઇ જાય છે અને નવા ઉત્પન્નથી તેમાં નવો નવો વધારો કરવામાં આવે છે. દાખલા તરીકે કોઇ પણ કારખાનાનું સરવૈઉં તપાસો. તેમાં ઘસારા ફંડને નામે દરેક વખતે મોટી રકમ માંડવામાં આવી હશે. એ રકમ મુકવાનો અર્થ શું? એટલો જ કે છ અથવા તો બાર મહીનામાં (જેટલા વખતનું સરવૈઉં કાઢવામાં આવ્યું હોય તેમ) તે કારખાનાનાં યંત્રોમાં એટલો ઘસારો થાય છે, એવી ગણતરી કરવામાં આવે છે. ધારો કે એક લાખની કીંમતનું એક યંત્ર પચાસ વર્ષ પછી ઘસાઇને નકામું થઇ જાય તેવી ગણતરી હોય, તો દરેક વર્ષે તેને માટે ઘસારાફંડ તરીકે બે હજાર રૂપીઆ જુદા મુકવામાં આવે. એટલે પચાસ વર્ષ પછી જ્યારે તે યંત્ર બગડીને નવું લાવવામાં આવે, ત્યારે કારખાનાના માલીકને પોતાની મુળ મુડીમાંથી એક પાઇ પણ ખર્ચવી પડે નહીં અને પેલું યંત્ર ખરીદી શકાય. આનો અર્થ શું? એટલો જ કે દરેક વર્ષમાં જેટલી રકમ ઘસારા ફંડ ખાતે ઉધારવામાં આવી હોય, તેટલી તે કંપનીની મુડી વપરાઇ ગઇ—તેનું અસ્તીત્વ ખલાસ થઇ ગયું. આ રીતે જેનાં બહુ જ થોડા વખતમાં પેલા મુડીવાદીની મુળ મુડી તો ખલાસ જ થઇ જાય. એટલે મુડીવાદીઓ અભીમાન પુર્વક મુડીના માલીકી હક્કની જે વાત કરે છે, તે મુડી તો જુજ વર્ષોમાં પુરી જ થઇ જાય. પરંતુ તેમ બનતું નથી. કેમકે પેલા ઘસારા ફંડમાંથી તે મુડીવાદીના કારખાનાનાં નકામાં થઇ ગયેલાં યંત્રો નવાં ખરીદાઇને બદલાતાં જ રહે છે. એટલે કે મુળ મુડી વતુંળાકારે ફર્યા જ કરે છે અને તેમાંથી નવી અને નવી મુડી ઉત્પન્ન થયે જ જાય છે. અર્થાત્ એક મીલ કે કારખાનું તેની મુળ મુડીના બળ ઉપર તો પચીસ, ચાલીસ કે પચાસ વર્ષે બંધ જ થઇ જવાં જોઇએ. તે પછી જ્યારે તે ચાલતાં રહે છે, ત્યારે તે પેલા મુડીવાદીની મુડીના બળ ઉપર નહીં, પરંતુ તેમાં કામ કરતા કામદારોની મહેનતમાંથી કરવામાં આવેલી લુંટમાંથી એકઠી કરાયલી વધાગની મુડીના બળ ઉપર તે નભતાં હોય છે. આને મુડીવાદીઓની ભાષામાં 'ધંધાનો વીકાસ' એવું સુંદર નામ અપાય છે. આમ હું તમને કહી ગયો તેમ જુની મુડીમાંથી નવી મુડી ઉત્પન્ન થતી રહે તે માટે મુડીવાદીઓ પોતાના ધંધાનો વીકાસ કરતા જ જાય છે. તેમ ન થાય તો જગતભરમાં એક પણ ધંધો ચાલી શકે જ નહીં. આ ઉપરથી તમે બરાબર સમજી શકયા હશો કે, કારખાનાં અને મીલો તેમજ ધંધા બધું તેની મુડી અને નફા સાથે પેલા કામદારોની મજુરીમાંથી જ ઉત્પન્ન થતાં અને ચાલતાં રહે છે.

તે જ પ્રમાણે જમીનના માલીકી હક્કનું પણ છે. જમીનને છેવટે રાજ્યની માલીકી તરીકે મનાવનારા સામ્રાજ્યવાદીઓ અને મુડીવાદીઓ પણ એ વાત પરોક્ષ રીતે સ્વીકારે છે જ. ભાડું, કે કર—જે નામ આપો તે—જો તમે રાજ્યને ભરો નહીં તો તમારી જમીન અને પાકને જપ્ત કરી રાજ્ય તેને પોતાના કબજામાં લઇ લેવાનો હક્ક ધરાવે, એનો અર્થ એ જ કે જમીન ઉપર

કોઈનો પણ ખાનગી માલીકી હક્ક છે જ નહીં. પરંતુ વર્તમાન સમાજરચના અને ઉત્પન્નવ્યવસ્થા પ્રમાણે માલીકીહક્કની એ વ્યાખ્યા અમો સમાજવાદીઓ સામ્રાજ્યવાદીઓની વ્યાખ્યા પ્રમાણે સ્વીકારતા નથી. ત્યારે અમે તે માટે શું કહીએ છીએ? એ પ્રશ્ન સ્વાભાવીક રીતેજ તમારા મનમાં ખડો થશે.

અને તેથી હું તેનો સમાજવાદીની દ્રષ્ટીએ જવાબ આપું છું, તે સાંભળો: જમીન તે માનવજાતીની પ્રાથમીક જરૂરીયાતની વસ્તુ છે. માણસને જીવવા માટે ખાસ જરૂરની એવી વસ્તુ તેજ જમીન. કેમકે માનવ જીવન માટે ઉપયોગની એવી તમામ સામગ્રી આપણે જમીન ઉપરથી અને જમીનની અંદરથી મેળવીએ છીએ. ટુંકામાં કહીએ તો જમીન એટલે માનવીઓની જ નહીં પણ પ્રાણીમાત્રની જીવન સામગ્રીની વખાર છે. જેમ વાયુ વીના કોઇ પણ પ્રાણીનું જીવન ટકી શકે નહીં, તેમ જમીન વીના પણ કોઈ પણ પ્રાણી ક્ષણભર સુદ્ધા પોતાનું જીવન ટકાવી શકે નહીં. એટલે કોઇ પણ દેશની જમીન તે એ રાષ્ટ્રનો જન્મસીદ્ધ હક્ક છે. કેમકે તેના આધાર વડે જ મનુષ્યો જીવી શકે છે, તેના પટ ઉપર જ મનુષ્યો રહીને પોતાની તમામ ક્રીયાઓ કરી શકે છે. જમીન વીના જીવન જ અશક્ય છે. આવી પ્રાણી માત્રને ઉપયોગી વસ્તુ ઉપર ખાનગી મનુષ્યો પોતાનું સ્વામીત્વ સાબીત કરે, અને તેના બદલામાં ખંડણી કે અનાજનો ભાગ માગે તે જ જનતાની નીતીથી બીલકુલ ઉંધું જ છે. તેમ થવું તે માનવ જાતીના નૈસર્ગીક અધીકારનો નીરાધર ભંગ છે. અરે, તે તો રાષ્ટ્રને ગળે ગુલામીનો તોક બાંધનારૂં છે.

તેમ છતાં એમાં પણ કોઇ જાતનો શક નથી કે જમીન ઉપર ખાનગી માલીકી હક્ક ધરાવવો તે કાયદેસર છે. પરંતુ એમ તો ગુલામીને પણ કાયદાની મહોરછાપ એક વખત મળી ચુકી હતી. અને આપણે એવો અનુભવ ક્યાં નથી ધરાવતા કે ગઈ કાલે જે કામ કાયદેસર ગણાતાં હતાં તેને આજે ગેરકાયદેસરની મહોરછાપ લાગી ગઇ છે, રાષ્ટ્રભક્તી એ સ્વતંત્ર દેશમાં કાયદેસર છે એટલું જ નહીં પણ રાષ્ટ્રભક્તી તે એ ભક્તી કરનારની પ્રતીષ્ઠાનું મોટામાં મોટું સાધન મનાય છે. એ જ રાષ્ટ્રભક્તી પરાધીન દેશો માટે ગેરકાયદેસર ઠરે છે અને રાષ્ટ્રભક્તને સ્વદેશ ભક્તીના ગુન્હા(!)માટે કારાવાસ વેઠવો પડે છે કે ફાંસીને માંચડે પણ ચડવું પડે છે! એટલે કાયદેસર અને ગેરકાયદેપણાની વ્યાખ્યા તો રબ્બર જેવી જ હોય છે. જમીનના માલીકી હક્કના કાયદેસરપણાનું પણ તેમજ સમજવું. જે જમાનામાં આપણા એ પૃથ્વી ઉપરના માલીકો, શરીર બળથી કે ખટપટોથી પોતાના લાભને ટકાવી રાખવાની શક્તી ધરાવતા હતા તે યુગમાં એ ખાનગી માલીકી હક્કને કાયદેસરપણાની મહોરછાપ મારવામાં આવી હતી ત્યારથી ચાલી આવે છે! એટલે મનુષ્યને માથે ફરજીયાત લદાયેલી ગુલામીની રીતને મળેલી કાયદેસરપણાની મહોરછાપ જેવું તેને પણ ગણવું જોઇએ. જમીન ઉપરના એ માલીકી હક્કના ઇતીહાસના મુળ સુધી જાઓ તો તમને જણાશે કે, જે યુગમાં શરીર બળવાળો, પોતાના તલવાર બળને લીધે, તેવા બીજા માણસોની ટોળકી જમાવીને બીજા માણસોની મીલકત લુંટી લઇ તેની ઉપર સ્વાધીકાર જમાવી બેસતો હતો ત્યારે એ જાતનો હક્ક તેણે સાબીત કર્યો હતો. પરંતુ તે તો માત્ર લુટારૂઓની ટોળીઓએ કોઇની મીલકત પચાવી પાડી હોય તેવું છે, એટલે તેવા ખાનગી માલીકી હક્કને કાયદાનો ને નીતીનો ટેકો હોઇ શકે જ નહીં. અને માનવ જીવનને માટે ખાસ જરૂરની એવી વસ્તુ એ

રીતે મરાયલી કાયદેસરપણાની છાપ અત્યારે સ્વીકારી શકાય જ નહીં."

ફરીથી નાળીઓના ગડગડાટથી આખો સભાખંડ ગર્જી ઉઠયો. આ વખતે ખાસ કરીને ખેડુતવર્ગ તરફથી ખુબ જ તાળીઓ પડી હતી.

તે ગડગડાટનો ધ્વની શમી જતાં પ્રોફે-સરે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું:

"જમીન ઉપરના ખાનગી માલીકી હક્કનો આ ઇતીહાસ છે. એટલે તમે એ વાત ખાસ યાદ રાખજો કે, જ્યારે તમને કોઇ એમ કહે કે, અમુક માણસ અમુક અમુક ખેતરોનો કે જમીનનો માલીક છે, ત્યારે તમારે એ જુના ઇતીહાસનું સ્મરણ કરવું; અને ધ્યાનમાં રાખવું કે તે તો એ યુગની ભાવના છે કે જ્યારે માણસ પશુબ-ળથી બીજાઓની વસ્તુ કબજે કરી, પોતાના લાભ માટે જ તેમની ઉપર ખંડણીની રકમ લાધતો હતો. અને જમીનના અમુક ક્ષેત્રફળ ઉપર પોતાના પશુબળથી સ્વામીત્વ ધરાવી, તેની ઉપર રહેનારી માનવજાતી પાસેથી, તેમની પોતાની જન્મભુમીમાં રહેવા અને પોતાની જીવનોપયોગી વસ્તુઓ ઉત્પન્ન કરવાના બદલામાં તે ઠરાવેલી ખંડણી વસુલ કરતો હતો. ને કોઇ માણસ એ રીતે હવા ઉપરના પોતાની માલીકી ઠરાવી, જીવવા માટે શ્વાસમાં હવા લેવા માટે તમારી ઉપર અમુક ખંડણી લાધે તો? તેના જેટલું જ વીચીત્ર જમીન ઉપરની ખાનગી માલીકીનું પણ સમજવાનું છે. એ બધી યોજના બીજું કંઇ જ નહીં, પણ, કામ કરનારા ઉદ્યમી લોકો ઉપર આળસુપણે રહીને વૈભવ વીલાસો માણનારાઓનું ખર્ચ ઉપાડી લેવાનો અને તેમની બેંકોનાં ખાતાં સદ્ધર બને તે માટે ખંડણી લેવાનો અજબ ઉપાય માત્ર છે. તેથી આળસુ વર્ગનાં સંતાનો તેમજ સ્વજ-નોને બેઠી આવકનું સુંદર સાધન સાંપડે છે, ઉપરાંત તેથી મતાધીકારની કેટલીક 'ખાસ લાયકાતો' પણ આપોઆપ મળી જાય છે. આવો વર્ગ ખાસ કરીને પોતાનો સમય વીતાડવા માટે અમલદાર વર્ગની મીત્રતા કે-ળવે છે, કેમકે વર્તમાન સમાજ વ્યવસ્થામાં અમલદાર વર્ગની મીત્રતા કે મહેરબાની એ મોભાદાર મનાવવાનું એક પ્રમાણપત્ર બની ગયેલ છે! અનેક જમીનદારો માટીનું એક ઢેફું પણ ઉંચક્યા વીના કે દાતરડું પક-ડીને અનાજનો એક છોડ પણ કાપ્યા વીના જમીન ઉપરના આ ખાનગી માલીકી હક્કને પ્રતાપે, મોટા માણસોની આગતા સ્વાગતામાં અને તેમને ભપકાદાર જમણ આપવામાં દરેક વર્ષે હજારો ગરીબ ખેડુતોની આવક કરતાં યે વધારે નાણાં વેડફી મારવાની શકતી સંપાદન કરી શકે છે! એની ખાનગી માલીકીનાં ખેતરો ઉપર ચોમાસાના મુશળ-ધાર વર્ષાદમાં, શીઆળાની હાડકાં ધ્રુજાવી નાખનારી કડકડતી ઠંડીમાં અને ઉના-ળાના અગ્ની વર્ષાવના વાતાવરણમાં મજુરી કરનારા ખરેખરા ખેડુત મજુરનાં મંદવાડથી મરતાં છોકરાને દવા તો ક્યાંથી મળે, પણ તેને પેટ પુરતું ખાવાનું યે મળતું નથી, પહેરવાને પુરા વસ્ત્રો મળતા નથી અને ઢોરોની સાથે રહીને જીવન ગુજારી નાખવું પડે છે, ત્યારે ખાનગી માલીકીના હક્કને નામે તેની ઉપર અધીકાર ધરાવનાર જાગીરદારો અમન ચમન ઉડાવી શકે છે! જુના જમાનામાં પોતપોતાના સ્વાર્થ માટે માત્ર પશુબળને લીધે બીજાની મીલકત લુંટી લેવાના કામમાં જેઓ સરદારી લેતા તેઓ તે પ્રદેશ ઉપર પોતાનો માલીકીહક્ક સ્થાપતા અને તેમની લુંટ અને કાપાકાપીના કામમાં અંગત સ્વાર્થ સીવાય અને સમાજ હીતના બીજા કશા જ કામ સીવાય જેઓ મદદ કરતા તેવા-ઓને પેલો સરદાર—જે રાજા બની બેસતો—

છીનાવી જનતાની જમીન વહેંચી આપતા, તે રીતે લુંટના માલમાં ભાગીદાર બનનારાઓ જાગીરદારો, સરદારો વગેરે બનતાં આજે લુંટ કરવી એ ગુન્હો ગણાય છે, લુંટના કામમાં મદદ કરવી તે પણ ગુન્હો ગણાય છે અને લુંટનો માલ રાખવો તે પણ ગુન્હો ગણાય છે; તેવા ગુન્હેગારોને શીક્ષા થાય છે અને લુંટનો માલ મળતાં તેના મુખ્ય ધણીને સોંપાય છે. તેજ રીતે આ જુની લુંટને લાગુ શું કામ કરવામાં આવે નહીં? તેમ થાય તો જમીન જે તે તે રાષ્ટ્રની જનતાની મતા છે, તેને જ સોંપવામાં આવે. ઇંગ્લંડમાં 'લેટર પેટંટ'ની રીતે જેમને વારસામાં ઉંચાઓ મળતા હતા, તેમના વારસોને એ હક લઇ લેવામાં આવ્યો છે, અને ત્યાંની જનતાનું એ રીતે ચુસાતું સત્વ બચાવી લેવાયું છે. તો પછી જમીનની ખાનગી માલીકી અને મુડીની ખાનગી માલીકી—જે બન્ને ખરી રીતે દેના બની બેઠેલા માલીકોની નથી જ, એ હું બતાવી ગયો છું—થી ખરેખરી મહેનત કરનારી જનતના ચુસાતા સત્વને બચાવવાને, તેના ખરેખરા માલીકને તે વસ્તુઓ સ્વાધીન શું કામ કરવી ન જોઇએ? તેમ કરવું એ જ ન્યાય છે, નીતી છે."

ફરી પાછું તાળીઓના ગડગડાટથી વાતાવરણ ઉભરાઇ રહ્યું અને પછી વળી સરજનરાયે પોતાનું ભાષણ આગળ ચલાવવા કહ્યું:

"જો દેશમાંથી દરીદ્રતા દુર કરવી હોય, નીર્ધનતાનું નીવારણ કરવું હોય, અને આખા દેશને સહેલાઇથી પહોંચી વળે તેવું ઉત્પન્ન દેશજનોમાં બરાબર વ્યવસ્થાપુર્વક વહેંચી શકાય, તેમ જ તેથી દેશભરમાં તાઝગી અને નવચેતન ફેલાય તેમ કરવું હોય, તો જમીન અને મુડી જે રાષ્ટ્રની જ ખરેખરી મતા છે, તેની ઉપરથી ખાનગી લાભ માટે સ્થાપેલી ખાનગી માલીકી હક્કની રૂઢીને દુર કરી, તેના ખરેખરા માલીક રાષ્ટ્રનો જ હક તેની ઉપર સ્થાપવો જ જોઇએ. મીત્રો! આનું જ નામ સમાજવાદ છે. તે અન્યાયને દુર કરી ન્યાયનું સ્થાપન કરવા માગે છે. એમાં કંઇ ભય પામવા જેવું છે જ નહીં. પરંતુ આ કામ અમુક પક્ષ કે મંડળથી પાર ઉતરી શકે તેમ નથી. તે માટે તો રાષ્ટ્રના પ્રત્યેક મનુષ્યે સમસ્ત રાષ્ટ્રે કાર્ય કરવું જોઇએ. આ ઉપરથી તમે સમજી શક્યા હશો કે સમાજવાદ એ બીજું કશું જ નહીં. પણ સમસ્ત રાષ્ટ્રની વ્યવસ્થા માટેની એક સાદી સીધી યોજના જ માત્ર છે. અત્યારે ગ્રેટ બ્રીટનમાં જે પક્ષના હાથમાં રાજ્ય સત્તા છે તે પક્ષ પણ સમાજવાદી છે, તે પક્ષના આશય પણ આ જ છે, તેઓ પણ એ જ ધોરણે કામ કરે છે, અત્યારે તેમની તરફેણમાં વીશેષ અને વીશેષ લોકમત કળતો જાય છે. સમાજવાદ એ રાષ્ટ્રનું સંગઠન ખીલવનાર, સમસ્ત વીશ્વના રાષ્ટ્રો વચ્ચે સહકાર ભર્યો સંબંધ સાંકળનાર, વીશાળ કુટુંબના ધોરણે માનવી માનવી વચ્ચેનો પ્રેમ વધારવાની કુદરતી વ્યવસ્થા જ છે. એ વ્યવસ્થા પ્રમાણે થોડાક માણસો ખોટી રીતે ઘણાઓને લુંટી શકશે નહીં અને તેથી દેશના ઉત્પન્ન દ્રવ્યની અકુદરતી વહેંચણી થઇ ૧૦ માણસને જરાયે મહેનત વીના ૯૦ રૂપીયા મળે અને મહેનત કરી કરીને જાત તોડી નાખનાર ૯૦ માણસોને ૧૦ રૂપીઆ જ મળે, તેવો અન્યાય અટકી રાષ્ટ્રના પ્રત્યેક સ્ત્રી, પુરૂષ અને બાળકને સમાન હીસ્સે તે ઉત્પન્નમાં ભાગ મળે અને પોતાની શક્તીઓને પુરેપુરી ખીલવવાની તક મળે તેવી વ્યવસ્થા ઉભી થઇ શકશે. એથી નવી જાતની ગુલામી જગતમાંથી નાબુત થશે, કોઇ પણ માણસ પોતના અંગત લાભ અને સ્વાર્થ માટે અનેક મનુષ્યોને પોતાની શરતે મજુરીની ગુલામી કરાવી શકશે નહીં, તેથી જગતમાંથી બેકારી, વ્યાપારી હરીફાઇ અને ખુનખાર જંગો પણ અટકી શકશે. બોલો, આ જાતની સમાજ વ્યવસ્થા તમને પસંદ છે!"

એ છેલ્લા પ્રશ્નથી પ્રોફેસર સરજનરાયે પોતાની વ્યાખ્યાનમાળાની પુર્ણાહુતી કરી અને સભાજનોના મોટા સમુદાયે તેને તાળીઓના પુષ્કળ ગડગડાટથી સંમતી આપી

# એક દશકા પહેલાંનું આયર્લૅન્ડ

:: લેખક ::
ઇતીહાસનો અભ્યાસી

એક જ દશકા પહેલાં આયર્લેન્ડના સીનફીનરો સાથે તે સમયના બ્રીટનના વડા વઝીર લોઇડ જ્યોર્જે સંધી કરી, તે પહેલાં બ્રીટીશ મુત્સદ્દીઓ સીનફીનરોને 'ખુનીઓ' કહીને વગોવતા હતા, અને એમનાં ગળાંની આસપાસની ચુડ મજબુત બનાવી બ્રીટીશ પ્રતીષ્ઠા સાચવવાની વાતો કરતા હતા. એ જ મી. લોઇડ જ્યોર્જને 'ખુનીઓ' સાથે સમાધાની કરવાની ફર્જ કેમ પડી તે ઇતીહાસ જાણવા જેવો છે

**માત્ર** એક જ દશકા પહેલાંનો બ્રીટીશ સામ્રાજ્યનો ઐતીહાસીક પ્રસંગ તે આયર્લેન્ડની સાત સદીની પરાધીનતાનો અંત.

અલબત્ત આયર્લેન્ડની પરાધીનતાનો અંત ડ'વલેરા અને તેના જેવા બીજા ઉદ્દામ રાષ્ટ્રવાદીઓની ઇચ્છા પ્રમાણે આવ્યો નથી, બ્રીટીશ મુત્સદ્દીઓ અલસ્ટરને છુટું પાડી દેવામાં સફળ થયા છે, આયર્લેન્ડને આર્થીક સ્વતંત્રતા પુરેપુરી મળી નથી (પરંતુ તે તો આયરીશ નેતાઓની જ ભુલને લીધે)* તેમ છતાં સાત સાત સદીઓની ગુલામીની ધુંસરી તેની કાંધેથી ઉતરી ગઇ છે. આજે આયર્લેન્ડના વતનીઓ પર પ્રજાની ડખલગીરી સીવાય પોતાના દેશનો કારભાર કરે છે.

૧૯૧૬ ના એપ્રીલના આરંભમાં ડબ્લીનમાં બળવો થયો ત્યારથી માંડીને ૧૯૨૧ ના જુનની ૨૪ મીએ બ્રીટનના વડા વઝીર લોઇડ જ્યોર્જે, સીનફીન પક્ષના પ્રમુખ ડ'વલેરાને પત્ર લખ્યો ત્યાં સુધીનો સમય તે આયર્લેન્ડની સ્વતંત્રતા માટેના મંથનનાં 'વસમાં વર્ષો' તરીકે પસાર થયાં હતાં.

એક તરફ માઇકેલ કોલીન્સ અને બીજી તરફ બ્રીટીશ સામ્રાજ્ય. બન્નેની વચ્ચેની જ એ લડત હતી. કોલીન્સની નીતી હીંસા અને મારફાડની હતી, તેની પાસે લડવા માટેનાં ઓછામાં ઓછાં સાધનો અને માત્ર ૩૦૦૦ લડવૈયા હતા, તેમાં મોટે ભાગે મુછનો દોરો ફુટતો હોય તેવા નૌજવાનો ધણા હતા. તેમને બ્રીટીશ સામ્રાજ્ય જેવી સબળ શક્તી સામે લડવાનું હતું. તે વખતે આયર્લેન્ડમાં ૬૦,૦૦૦ રેગ્યુલર ટ્રુપ્સ, ૧૫,૦૦૦ ઓક્ઝીલીઅરીઝ, ઉપરાંત રોયલ આઇરીશ કોન્સ્ટેબ્યુલરી [હથીયારબંધ પોલીસ] અને 'બ્લેક એન્ડ ટેન્સ'ને નામે જાણીતા થયેલા લશ્કરી માણસોની ખાસ પોલીસ, એટલું મનુષ્યબળ આયર્લેન્ડમાં હતું.

---

* જુઓ 'નવયુગ'ના જાન્યુઆરીના અંકમાં 'સ્વતંત્રતાની સાચી ચાવી : આર્થીક સ્વતંત્રતા' વાળો લેખ. તંત્રી

બન્નેની વચ્ચેની લડત અસામાન્ય હતી. બ્રીટીશોનું ગુપ્તચર ખાતું ત્યાં અતીશય સાવધાન હતું, આયરીશ પ્રજા સામાન્ય રીતે ૧૯૧૬ ના બળવા સુધી આયરીશ વોલંટીઅર્સોને ટેકો આપતી નહોતી, એટલું જ નહીં પણ જે ૬૮૭ વોલંટીઅરોએ તે બળવો કર્યો હતો તેમને 'ઉછાંછળા' (hot head) 'અને અવળે માર્ગે વળી ગયેલા' કહીને પ્રજાનો મોટો ભાગ તેમની ટીકા કરતો હતો, અને તેમની સામે થવા આવેલા બ્રીટીશ લશ્કરને આ ઇરીશ સ્ત્રીઓ એ લડત વખતે જ ચહા-રોટી પુરાં પાડતી હતી.

પરંતુ તે પછી આયર્લૅન્ડમાં જે દમન-નીતીનો દોર ચાલ્યો તેને લીધે જ એ 'ઉછાંછળા' વોલંટીઅરોને 'દેશ ભક્તો' આઇરીશ લોકો માનવા લાગ્યા. બળવો સમાવવા ગયેલા બ્રીટીશ સેનાપતી સરજહૉન મેક્ષવેલે, પોતે બળવાખોરોને કેવી રીતે કચડી નાખ્યા અને તેમના નેતાઓને કેમ મારી નાખ્યા તેની વીગતો આપતાર જે સત્તા-વાર હકીકતનામું પ્રસીધ્ધ કર્યું, તેણે જ આયરીશ પ્રજાની લાગણીમાં અને મનો-દશામાં ભયંકર પલટો કરી નાખ્યો. તે વખતે બંડખોરોના ૧૬ આગેવાનોને મારી નાખવા ઉપરાંત હજારો માણસોને બળવાના મદદગાર માનીને ઇંગ્લાંડ મોકલવામાં આવ્યા હતા, જેમાંથી કેટલાકોને સખ્ત મજુરીની સજા થઇ હતી અને બીજાઓને 'ઇન્ટર્નમેન્ટ કેમ્પ્સ'માં રાખવામાં આવ્યા હતા.

આથી આઇરીશ પ્રજાને એમ લાગ્યું કે, ભલેને તેઓ ઉછાંછળા ભાનભુલા હોય તો પણ આઇરીશ દેશભક્તો જ છે. એમ પલટાયેલી લાગણીમાં સહુ તેમની પ્રશંસા કરવા લાગ્યાં અને બળવામાં ખપી ગયેલાઓને માટે પ્રાર્થના કરવા માટે અનેક આયરીશ સ્ત્રી પુરૂષોએ દેવળમાં હાજરી આપી.

૧૯૧૬ ના ડીસેમ્બરમાં બધા રાજદ્વારી કેદીઓને છોડી મુકવામાં આવ્યા ત્યારે ફરીથી નવી જાગૃતી આવી, આ વખતે વીશેષ જુસ્સાદાર તેમજ વ્યાપક.

બળવામાં ભાગ લેનારા સ્વયંસેવકોએ નવાં દળો જમાવવાની તૈયારીઓ કરી, અને આયર્લૅન્ડને સ્વાધીન કરવાની લડત વીશેષ જુસ્સાથી શરૂ થઇ. આ લડતમાં શાળાના વીદ્યાર્થીઓ, સરકારી ઓફીસોના કારકુનો, તારખાતાના અને છુપી પોલીસ ખાતાના માણસો, ટપાલીઓ, પાદરીઓ, સ્ત્રીઓ, પુરૂષો, વૃધ્ધો, જુવાનો સહુ મળ્યાં હતાં.

આયર્લૅન્ડની સ્વાધીનતાના સંગ્રામ સંબંધે લખતાં એક આયરીશ કહે છેઃ

"નાનકડા અને નબળા દેશની પ્રજા, કોઇપણ જાતની તાલીમ વીના તેમજ ખરી રીતે કોઇપણ જાતનાં સાધનો વીના પણ કેવળ પોતાના દઢાગ્રહથી, પોતાની અડગ આત્મશ્રધ્ધાથી, પોતાની અકલ્પ્ય એકતાથી (જેમાં જનતા માત્ર એકજ વીચારથી પ્રેરાઇને કામ કરી રહી હતી), અને હીંસા તેમજ નાશની વચ્ચે નવી વસ્તુઓ સરજાવવાની અને રાષ્ટ્રની ઇમારત ખડી કરવાની પોતાની બુધ્ધીની શક્તીથી, સાતસેં વર્ષથી તેમને તાબામાં રાખી મુકનાર, સમર્થ સામ્રાજ્યને તેની અઢળક દોલત, તેના અફાટ બળ અને તેની અમર્યાદ સાધન સંપતના છતાં, આયર્લેન્ડને દબાવવાના કામમાં હંફાવી રાખી હતી."

બ્રીટન જેવા અભીમાની અને સમર્થ સામ્રાજ્યવાદી દેશને, નાનકડા, નીર્બલ અને સાત સાત સદીઓથી ગ્રેટબ્રીટનની પરાધીનતા સ્વીકારી લેનાર દેશને પોતાની સમાન ગણવાની ફર્જ કેમ પડી, તેનો સળંગ ઇતીહાસ એ લડતમાં ભળેલાઓ વીના બીજાઓ બહુજ ઓછો જાણે છે. અને અત્યારે તો હવે એ લડતમાં ભાગ લેનારાઓ તરફથી પ્રસીદ્ધ થયેલાં ઘણાં પુસ્તકો વાંચવા મળી શકે તેમ છે;[1] એ ઉપરથી જોઇ શકાય છે કે હીંદની લડત અહીંસક અસહકારની રીતની છે, ત્યારે આયર્લેન્ડના સીન ફીનરોની લડત હીંસાવાદની જરૂર પડે તો તેનો ઉપયોગ કરવાની છુટ વાળી હતી; એટલા ભેદ સીવાય, ૧૯૨૦–૨૧ માં આયર્લેન્ડના સંબંધમાં જે રીતો ગ્રેટબ્રીટના મુત્સદીઓએ ગ્રહણ કરી હતી, તેવીજ કેટલીક રીતો અત્યારે હીંદી લડત વખતે પણ ગ્રહણ કરેલી દેખાય છે. એટલે અત્યારને અવસરે તેનો તુલનાત્મક અભ્યાસ કરવામાં આ લેખ કંઇક મદદગાર થાય, એ જ પ્રસ્તુત લેખનો હેતુ છે.

મી. લોઇડ જર્યોજ ત્યારે બ્રીટનને વડો વઝીર હતો. તેણે ૧૯૨૦ ના ઓક્ટોબરની ૯મી તારીખે બ્રીટીશ પ્રજાને આશ્વાસન આપતાં કહ્યું: "ખુનીને આપણે ગળામાંથી જ પકડયો છે" અને "આશા કે એવું જ દબાણ ચાલુ રાખવાથી સરસ પરીણામ આવશે." એ દબાણ બ્રીટનના લશ્કર અને હથીયારબંધ પોલીસ દ્વારા આયર્લેન્ડમાં અમલમાં મુકવામાં આવતું હતું.

તેણે એમ પણ કહયું હતું કે: "જે દેશમાં છુપા ખુનીઓની નાનકડી મંડળીનો, ખરેખરા ખુનીઓની ટોળકીનો પ્રભાવ પડે છે અને તેઓ એ દેશને ગભરાવી રહ્યા છે, તે દેશને હું પુરેપુરી અંધાધુંધીમાં ડુબી જવા નહીં દઉં. રાષ્ટ્રીયતાની એ બધી વાતો માત્ર આડંબર અને બનાવટ જ છે. એ વાત તો શંકા વીનાની છે કે, આપણે ત્યાં વ્યવસ્થા સ્થાપવા માટે ઘણી જ સખ્ત રીતે કામ લેવું પડશે. ખુદ આયર્લેન્ડના હીત માટે એ જરૂરતું છે કે એ ટોળકીને તોડી પાડવી જોઇએ. અને આપણે જરૂર તેમ કરી નાખીશું."

આવી મનોદશા જ્યાં મુત્સદ્દીવર્ગની હતી, ત્યાં પછી લશ્કરી મગજના માણસો 'વળતા બદલા'ના કહેવાતા નામ નીચે આયર્લેન્ડને કંપાવી દઇને દબાવી નાખવા માટે શું નહીં કરતા હોય? એ કરુણ અને કડવું ઐતીહાસીક સત્ય છે. તેની નોંધ અનેક પુસ્તકોમાંથી આજે ય મળી શકે છે. ટુંકામાં કહેવું હોય તો એટલું જ કહી શકાય કે, બ્રીટીશ લશ્કરી અમલદારો આયર્લેન્ડ સામે યુધ્ધે ચડયા હોય

---

[1] એમાંના કેટલાંક પુસ્તકો આ છે:

1 With Michael Collins–Throough the fight for Irish indepedence; By: Batt O'Connor T.D.

2 With the Dublin Brigade; By: Charles Dalton

3 In a glass darkly; By: J. Sheridan La Fanu

4 Adventures in tgo Revoeution; By: Moreau De Jonnes.

તે જ રીતે વર્તતા હતા અને છતાં લૉઇડ જ્યૉર્જ જેવો મુત્સદ્દી છેક જ બેતમાથી એમ કહેતો કે: "આપણા જવાંમર્દ સૈનીકો જેઓ આયર્લૅન્ડમાં પોતાની ફરજ બજાવી રહ્યા છે, તેઓ આયરીશોને ભરપટ્ટે વળતા ફટકા મારી રહ્યા છે."

૧૯૨૦ ના નવેમ્બરમાં લંડનના ગીલ્ડ હૉલમાં કરવામાં આવેલી જ્યાફતના ટેબલ આગળ ઉભા રહીને તેણે પોતાના દેશ જનોને આયર્લૅન્ડની વાત કહેતાં "સામ્રાજ્યનો એક ખળભળી ઉઠેલો ખુણો" એ વીશેષણ વાપર્યું હતું. પરંતુ કાયદા અને વ્યવસ્થાના નામે આયર્લૅન્ડમા તે જે નીતી ચલાવી રહ્યો હતો, તે કેવી હતી, એ તો લંડન 'ટાઇમ્સે' ૧૯૨૦ ના નવેમ્બરની પંદરમી તારીખે કરેલી નીચેની ટીકા ઉપરથી જ જણાઇ આવશે.

તે પત્રે લખ્યું હતું કે:

"આયરીશ સરકારની હાલની નીતીને વળગી રહેવું તે આ ખ્રીસ્તી દેશના આદર્શોથી સદંતર ઉલટું છે એવી અમારી ખાત્રી છે."

એક આયરીશ લેખક ટીકા કરે છે કે: "જ્યારે આયરીશ જનતા પોતાના સ્વરાજની ઇમારતનું સફળતાથી ચણતર કરી રહી હતી, ત્યારે બ્રીટીશ કારભાર પરવાના વાળી અંધાધુંધી ચલાવવાની હદે ઉતરી પડયો હતો"

લૉઇડ જ્યૉર્જની એ બધી મોટી મોટી બડાશો છતાં, થોડાજ મહીના બાદ, તે પોતે આયર્લૅન્ડ સાથે સમાધાન કરવા કેમ તૈયાર થયો, તેની સત્તાવાર હકીકત તો હજી ઇતીહાસકારો ય શોધી શકયા નથી. છતાં એ વાત તો સુર્યના પ્રકાશ જેવી સાચી છે કે, લૉઇડ જ્યૉર્જની સરકારે જ સમાધાનીના સંદેશા શરૂ કર્યા હતા.

## [ ૩ ]

આયર્લૅન્ડ સાથેના સમાધાનનો ઇતીહાસ પણ રસીક છે પહેલાં તો મી. લૉઇડ જ્યૉર્જે વચલા પંચાતીયાઓની મારફત છુપી મસલત શરૂ કરી, ત્યારે બંને પક્ષ કઇ શરતે સમાધાનીના સંદેશાનો આરંભ કરી શકે તેમ છે એનોજ સાર શોધવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો. ત્યારે બ્રીટીશોની 'કાળી નામાવલી' [ black list ]માં જેમનાં નામ મુકવામાં આવ્યા ન હોય તેવાઓને જ મસલતમાં ભાગ લેવાની છુટ આપવાની વાતો કરવામાં આવી હતી, એટલું જ નહીં, પણ સમાધાનીની વાટાઘાટમાં જનારાઓની નામાવલીની પણ પહેલી માગણી કરવામાં આવી હતી, જેથી 'ખુન માટે જેમની ઉપર વાજબી રીતે શંકા રાખવામાં આવતી હોય' તેવાઓનાં નામ, વેલ્સનો જાદુગર જુદાં તારવી તેમને મારે ના સંભળાવી દે!

આ વખતે આયરીશ રીપબ્લીકન આર્મી [સ્વતંત્રતા માટે લડનાર લશ્કર] ના ઘણા સૈનીકોને મારી નાખવામાં આવ્યા હતા, અને પ્રજાપક્ષની છુપી પોલીસના મુખ્યાધીકારી માયકેલ કોલીન્સ જે સીનફીનવાળાઓના ખજાનચી પણ હતા—અને જેમણે બ્રીટન સાથેના તહનામામાં સહી કરી હતી—તેમને તેમ જ તેમના બીજા બે સાથીઓને શોધી કાઢવા માટે દશદશ હજાર પાઉન્ડનાં ઇનામો જાહેર કરવામાં આવ્યાં હતાં.* આ

*અહીં એ ખાસ સ્મરણમાં રાખવું ઘટે છે કે, માઇકેલ કોલીન્સે પોતાની છુપી પોલીસની મદદથી, બ્રીટીશ લશ્કરી-

વખતે હીંદુસ્થાનની મહાસભા જેવી સીન-ફીનરોની પાર્લામેન્ટ (Dail Eireann) ને ગેરકાયદેસર જાહેર કરવામાં આવી હતી, તેના ૩૬ સભાસદોને સખ્ત સજા કરવામાં આવી હતી અથવા તો નજર-કેદ કરવામાં આવ્યા હતા; આમાં સીન-ફીનના ઉપપ્રમુખ, તેમજ ડ'વલેરા નાસીને અમેરીકા ગયા ત્યારથી કામચલાઉ પ્રમુખ તરીકે કામ કરનાર આર્થર ગ્રીફીથનો પણ સમાવેશ થતો હતો.

આમ છતાં મી૦ લોઇડ જ્યોર્જને છુપી રીતે સમાધાનીના સંદેશા ચલાવવામાં જરાયે ફત્તેહ મળી નહીં, એટલે તેણે ૧૯૨૧ ના જુનમાં બ્રીટીશ સરકારને નામે, આઇરીશ નેતાઓ સાથે સમાધાનીની પરીષદ ભરવાનો રાજરીતે જાહેરાત કરી. તે વખતે અગાઉ જે જે અંકુશો અને આડખીલીઓ રાખવામાં આવી હતી તે છોડી દીધી, એટલું જ નહીં પણ પેલી 'કાળી નામાવલી'ને કચરાની ટોપલીને સ્વાધીન કરી, ખુનીઓની ટોળીના આગેવાન તરીકે જેમને બ્રીટીશ મુત્સદ્દીઓ ગણાવતા હતા, તે ડ'વલેરા ઉપર ખુદ લોઇડ જ્યોર્જે તા. ૨૪: જુનઃ ૧૯૨૧ ના રોજ પત્ર લખ્યો, તેમાં જણાવ્યું કેઃ સમાધાનની શક્યતાઓના સંશોધન માટે, તમારા મનપસંદ સાથીઓને લઇને તમે લંડન આવો."

અને પછી તો યુદ્ધવીરામની શરતોની ગોઠવણ તા. ૯: જુલાઇ: ૧૯૨૧ ના રોજ થઇ. તેમાં એક તરફ બ્રીટીશ લશ્કરી અમલદારો અને બીજી તરફ સીનફીનના છુપા લશ્કરના અમલદારો હતા.

કોલીન્સ પોતાની સાથે જે માણસોને લઇ ગયો તે તો બધા જ લોઇડ જ્યોર્જને હીસાબે ખુનીઓ હતા, અને તેમના રક્તભીના હાથ સાથે હાથ નહીં મીલાવવાની બ્રીટીશોએ ઘણી ઘણી જાહેરાતો તે પહેલાં કરી હતી.

અને પછી સંધી પરીષદમાં પણ બે સમાન દેશો યુદ્ધમાં ઉતર્યા હોય તે ધોરણે વાટાઘાટ ચાલી અને રણે ચડેલા આયર્લેન્ડનો પોતાના દેશના ભાવીના નીર્ણયનો હક્ક સ્વીકારવામાં આવ્યો. આ રીતે એ બે દેશો વચ્ચે સંધીની જે શરતો થઇ તે આખરે ગ્રેટબ્રીટન તરફથી પાર્લામેન્ટે અને આયર્લેન્ડ તરફથી ગેરકાયદેસર ઠરેલી ડેઇલ એરીઅને સ્વીકારી.

એ પછી ૧૯૨૨ ના જાન્યુઆરીની ૬ ઠ્ઠી તારીખે જે ડબ્લીન કેસલમાંથી આયર્લેન્ડની ગુલામીના હુકમો સાત સાત સદીઓ સુધી છુટતા હતા, તેજ કેસલનો કબજો લોઇડ જ્યોર્જે જેમને 'ખુની' તરીકે વર્ણવ્યા હતા તે જ માઇકેલ કોલીન્સ અને આર્થર ગ્રીફીથને મળ્યો અને સીન મેકાઇન જેને બ્રીટીશ લશ્કરી અદાલત સમક્ષ ખડો કરી મોતની શીક્ષા ફરમાવવામાં આવી ચુકી હતી, તેને જ આયરીશ સેનાના મુખ્ય અધીકારી તરીકે એથલોનના કીલ્લામાંથી બ્રીટીશ લશ્કરી અધીકારીએ સત્તાનાં તમામ સુત્રો સુપરત કર્યાં.

---

ઓની તેમજ સત્તાવાળાઓની હીલચાલ ઉપર બારીક ધ્યાન રાખીને, બ્રીટીશ ટપાલોની, લશ્કરી ગાડીઓની, તેમ જ હથીયારોની ચોરી કરાવવામાં, તેમ જ આઇરીશ સીનફીનરો ઉપર થતા અત્યાચારોનો બ્રીટીશ અમલદારો ઉપર વળતો બદલો લેવડાવવામાં અને બ્રીટીશ કેદખાનાંમાંથી સીનફીન કેદીઓને ઉઠાવી જવાનાં કાર્યો કરવામાં મહત્વનો અને આગેવાની ભર્યો ભાગ ભજવ્યો હતો.

## [૪]

આ સમાધાનીની પાછળ કયાં તત્વો ના બળે કામ કર્યું તે સંક્ષેપમાં જોઇ જવું જરૂરનું છે.

અહીં એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે, આયરીશ પ્રજાએ ગ્રેટબ્રીટનના નાગરીક થવામાં કદી પણ ગૌરવ માન્યું જ ન હોતું, તેઓ પોતાની ઉપરની બ્રીટીશ ધુંસરીની હમેશાં સામે જ હતા. પરંતુ ૧૯૧૬ પહેલાંની અડધી સદી સુધી માત્ર આયરીશ પાર્લામેન્ટરી પાર્ટી જ કામ કરતી હતી. તેના સભ્યો લંડનની આમની સભામાં બેસતા. જો કે તેઓ ત્યાં છેક જ નાની સંખ્યામાં હતા, અને આયર્લૅન્ડને પાર્લામેન્ટદ્વારા સ્વરાજ અપાવવાની આશા રાખતા હતા. પરંતુ આયરીશ પ્રજાના મોટા ભાગને એ રીતે સ્વરાજ મળવામાં કદીયે વીશ્વાસ બેઠો નહોતો. આથી લગભગ થોડા થોડા માણસો છાનાં છપનાં થોડાં ઘણાં હથીયાર એકઠાં કરીને નાના નાના બળવા વારંવાર કર્યાં કરતા હતા, જો કે તેઓ એ કામમાં કદી ફાવતા નહીં–તેમનો પરાજય જ થતો, પરંતુ જ્યારે તેમને ગરદન મારવામાં આવતા, તુરંગમાં નંખાતા કે દેશનીકાલ કરવામાં આવતા ત્યારે તે માણસો દેશભક્ત શહીદોની નામના પામતા, આમ આયરીશ જનતાના હૈયામાં તેમણે સળગાવેલો સ્વતંત્રતાનો અગ્ની સદા પ્રજ્વલીત જ રહેતો..

ત્યાં ફેનીઅનને નામે ઓળખાતી આયરીશ રીપબ્લીકન બ્રધરહુડ નામની સંસ્થા ૧૮૫૮ માં છાની રીતે સ્થપાઇ હતી. એ સંસ્થા લડાયક વલણમાં માનતી હતી. તેઓ માનતા કે શરીર બળથી જ બ્રીટીશ પ્રજાને પાંસરી કરી શકાશે. પરંતુ એ સંસ્થાની સુગ રૉયલ આયરીશ કૉન્સ્ટેબ્યુલરી (જેને રાજકારણી ડીટેકટીવનાં કામ માટે ખાસ તૈયાર કરવામાં આવી હતી) ને આવી અને તેના સ્થાપક જેમ્સ સ્ટેફન્સ તેમજ તેની કારોબારી સમીતીના ઘણા માણસોને પકડીને કેટલાંય વર્ષોની સખ્ત જેલ આપવામાં આવી. એ સંસ્થાની નીતી "ઇંગ્લંડની મુશ્કેલી તેજ આયર્લૅન્ડની તક" એ સુત્ર ઉપર અવલંબેલી હતી. આ સંસ્થા તેમ છતાં જીવંતી રહી. વળી ૧૮૬૫ માં તેના નેતાઓની ધરપકડ થઇ, તેમ છતાં જ્યાં સુધી આયરીશ પાર્લામેન્ટરી પાર્ટી અસ્તીત્વમાં રહી ત્યાં સુધી ફેનીઅન સંસ્થા ગુપ્ત રીતે જીવંત જ હતી. અને જ્યારે જ્યારે આયરીશ સ્વતંત્રતા માટે બ્રીટનને ફટકો મારવાની તક ઉભી થાય, ત્યારે ત્યારે તેને ફટકો મારવાનું કામ તે કરતી હતી. તેની એક શાખા અમેરીકામાં હતી. એનો આગેવાન જહૉન ડેવોય હતો. ફેનીઅનોના આગેવાનો સાથે તે પહેલાં પકડાયો હતો અને ઇંગ્લીશ કેદખાનામાં કેટલાંય વર્ષની સખ્ત સજા ભોગવ્યા પછી તે અમેરીકા ગયો હતો. ત્યાં એ સંસ્થાને કલાન–ના–ગેલ નામે ઓળખાવવામાં આવતી હતી. ડેવોય આયર્લૅન્ડની છુપી ફેનીઅન સાથે સંબંધમાં રહેતો અને દેશના પ્રત્યેક ઉપયોગી કાર્યમાં અમેરીકાથી નાણાંની મદદ મોકલાવતો.

ડેવોયનો બીજો બુઢ્ઢો સાથી ટૉમ કલાર્ક ૧૯૦૯ માં ઇંગ્લીશ તુરંગમાંથી ૨૦ વર્ષની સખ્ત સજા પુરી કરીને છુટયો ત્યાર પછી તેણે એ સંસ્થાને વધુ સંગીન

ધોરણે મુકવાનો સતત અને સખ્ત શ્રમ લેવા માંડયો હતો.

આ ઉપરાંત 'ઇગ્લંડની ધુંસરીમાંથી આયર્લેન્ડને મુક્ત કરવા'ના ઉદ્દેશથી ફેની-અનના ધોરણે બીજી છુપી લડાયક સંસ્થા સ્થપાઇ હતી, પરંતુ તેની કાર્યપદ્ધતી જુદી હતી. એ સંસ્થા તેજ આર્થર ગ્રીફીથે સ્થાપેલી સીન-ફીનની સંસ્થા. ગ્રીફીથ "ધી યુનાઇટેડ આઇરીશમેન" નામનું એક સાપ્તાહીક ચલાવતો હતો (પાછળથી તે 'નેશનાલીટી'ના નામે ચાલતું હતું), તેમાં ગ્રીફીથ એજ મુદ્દાના લખાણો આપતો કે, આયર્લેન્ડ ખુદ આયરીશો-નાજ નીશ્ચયભર્યાં કાર્યથી સ્વતંત્ર થઇ શકશે. ઓષ્ટ્રીઆની જંજીરોમાંથી હંગરી જે રીતે મુક્ત થયો તેનું ઉદાહરણ આપીને ગ્રીફીથ આયરીશ પ્રજાને એવી સલાહ આપતો કે, અંગ્રેજી કારભારીઓ સાથે અસહકાર રાખવો અને આયરીશોએ માતૃભુમીમાં સામાજીક રચનાત્મક કાર્યોનો આરંભ કરવો. એ રસ્તેજ બ્રીટીશ સત્તાવાળાઓના હાથમાંથી દેશનો તમામ કારભાર નીચોવી લઇ શકાશે. ગ્રીફીથ આ અસહકારમાં શરીરબળ વાપરવું પડે તેના વીરૂધ્ધમાં નહોતો, અને પાછળથી જ્યારે તે હીંદીઓની મહાસભા જેવી આયરીશોની ડેઇલ એરીઅનમાં દાખલ થયો ત્યારે, બ્લેક એન્ડ ટેન્સની દમની-તીનો સામનો કરવા માટે આઇરીશ રીપબ્લીકન આર્મીએ જે જે માર્ગો લીધા તે દરેકને તેણે ટેકો આપ્યો હતો. તેમ છતાં તે હમેશાં માનતો હતો કે આયર્લેન્ડ કદી પણ બ્રીટન ઉપર લશ્કરી વીજય મેળવીને સ્વતંત્રતા મેળવી શકવાનો નથી.

ઉપર જણાવેલી બન્ને સંસ્થાઓમાં જોડાયલા પુરૂષો શુદ્ધી અને ચારીત્રમાં બહુ જ બળવાન હતા, પરંતુ તેમની સંખ્ય છેક જ નજીવી હતી. તો પણ ટોમ કલાર્ક, સીન મેકડરમોટ (જે છેક જ જુવાનીઓ અને નાજુક બાંધાનો હતો) અને ગ્રીફીથ પોતાની કાર્ય નીતીથી આયર્લેન્ડને મુક્તી મળશે એવી પ્રજ્વલીત શ્રદ્ધાથી કાર્ય કરી રહ્યા હતા. એ ત્રીપુટીની અસર અનેક આયરીશો ઉપર પડી હતી.

એ બે સંસ્થાઓ ઉપરાંત ગેલીક લીગ અને ગેલીક એથલેટીક એસોસીએશન નામની બે બીનરાજદ્વારી સંસ્થાઓએ પણ આયર્લેન્ડને સ્વતંત્ર બનાવવામાં મહત્વનો ભાગ ભજવ્યો હતો. ગેલીક લીગ રાષ્ટ્રભાષાની ભાવનાને સજીવન બનાવવાનું કામ કરતી હતી અને ગેલીક એથલેટીક એસોસીએશન રાષ્ટ્રીય રમતોને સજીવન કરતી હતી. સીનફીન પક્ષના ઘણા માણસો આ બન્ને સંસ્થાઓમાં જોડાયા હતા. આ ઉપરાંત ફી આના નામની એક બીજી યુવકોની સંસ્થા હતી. તેના સભાસદો ડબ્લીનની શેરીઓમાં ફરતા જુવાનીઆઓમાંથી કાઉન્ટેસ મેર્કીવીઝે એકઠા કર્યા હતા. તે બાઇ તેમને કેળવણી આપતી હતી. આની સાથે સાથે લશ્કરી સંસ્થાની એક સ્ત્રીઓના મંડળની શાખા 'કુમાન ના બાન' (Cumann na Ban) પણ સહકાર કરી રહી હતી.

૧૯૧૪ માં આયરીશ પાર્લામેન્ટરી પાર્ટીના પ્રયાસથી હોમરૂલ એક્ટનો પ્રયાસ થયો, ત્યાં સુધી આયર્લેન્ડની પરીસ્થીતી આવી હતી. એ એક્ટ ડબ્લીનમાં પાર્લા-મેન્ટ સ્થાપવાની પરવાનગી આપતો હતો [જે પાર્લામેન્ટને બ્રીટીશોએ ૧૮૦૦ માં બંધ કરાવી હતી], પરંતુ તેથી આઇરી-શોને નહીં જેવી સત્તાઓ મળતી હતી. એથી કકડે કકડે સુધારાના સારથી

સંતોષ માનનારા મવાળોને પણ તે બીલ પસંદ નહોતું, જનતાએ તો મશ્કરીમાં તેને 'ગૅસ ઍન્ડ વૉટર બીલ'નું નામ આપ્યું હતું; છતાં બ્રીટીશ મુત્સદ્દીઓ પાસેથી આટલું એ કઢાવવામાં મી. રેડમન્ડ (જે આઈરીશ પાર્લમેન્ટરી પાર્ટીના નેતા હતો) ને અનેક મુશીબતો વેઠવી પડી હતી. આમ છતાં અંગ્રેજ યુનીયનીસ્ટોની ઉશ્કેરણીથી અલસ્ટરવાળાઓ એવા ચાખના ટુકડાની એ સામે થયા, એટલું જ નહીં પણ ઓરેન્જમેનોના નેતા સર એડવર્ડ કાર્સને તો તે સુધારાનો અમલ થતો અટકાવવા સ્વયંસેવકોની સેના તૈયાર કરી. ખુલ્લી રીતે તેને લશ્કરી કવાયત શીખાવવા માંડી અને, બ્રીટીશ પાર્લમેન્ટ જો આયર્લેન્ડને એ નામનું પણ સ્વરાજ આપે તો તેની સામે યુદ્ધ પોકારવા જર્મનીમાંથી હથીયારો પણ આયાત કરવા માંડયાં, તેમજ બ્રીટીશ હથીયારો કાની રીતે ઉપાડી જવા જેટલી હીંમત બતાવી. આની સામે બ્રીટીશ સત્તાવાળાઓએ આંખ મીંચામણાં કર્યાં! આ પ્રસંગે સીનફીનરોને સરસ તક આવી અને તેમ કરતાં તેનો સુંદર ઉપયોગ કર્યો. હોમરૂલ કાયદાના સંરક્ષણ માટે ખુલ્લી રીતે સ્વયંસેવકો નોંધવા ડબ્લીનના ગંજાવર હોલમાં સભા બોલાવવામાં આવી, અને આગામી બળવા માટે પોતાના છુપા સ્વયંસેવકોને ખુલ્લી રીતે લશ્કરી તાલીમ આપવાની તક આમ આઈરીશ રીપબ્લીકન બ્રધરહુડને સાંપડી ગઈ. તેમાં દેશના હજારો નવજુવાનો ભળવા લાગ્યા. મવાળ વીચારના રેડમંડે તેમાં કેટલીક યુક્તી પુર્વકની આડ ખીલીઓ ઉભી કરી, આથી સ્વયંસેવકોમાં બે ભાગ પડયા, તેમાં જ્હોન રેડમંડને માનનારાઓ જર્મની સામેના યુદ્ધમાં બ્રીટનને પક્ષે લડવા ફ્લેન્ડર્સમાં જવા તૈયાર થયા અને આઈરીશ રીપબ્લીકન બ્રધરહુડવાળાઓ 'ઇંગ્લંડની મુશ્કેલીમાં આયર્લેન્ડની તક' માની ઇંગ્લાંડની સામે આયર્લેન્ડમાં રહીને લડવા તૈયાર થયા. દરમીયાન અલસ્ટરવાળાઓને નમતું આપી, બ્રીટીશપાર્લમેન્ટે પેલું 'ગૅસએન્ડ વૉટર' જેવું હોમરૂલ બીલ પણ અટકાવ્યું. આથી યુરોપીય યાદવી દરમીયાન આયર્લેન્ડમાં બળવો કરવાનો દૃઢ નીશ્ચય રીપબ્લીકન સ્વયંસેવકોએ કર્યો. તેવો નીશ્ચય કરતી વખતે જ પરીણામની કલ્પના તેમણે કરીજ હતી. પરંતુ એ બળવાની નીષ્ફળતાથી જે કહેરો આયરીશો ઉપર પડશે, તેથી જનતા જાગૃત થશે એવી એમની ગણતરી હતી, એ ગણતરી જ છેવટે સાચી પડી અને રેડમંડ જેવા મવાળ મુત્સદીઓની સમાધાનશીલ યુક્તી એ અફળ ગઈ. આ બધું ૧૯૧૬ના ઇસ્ટરના બળવાથી બન્યું.

નહીંજ અવાય તેથી ખાત્રીથી જોડાયા હતા, તેમાં મુત્શદ્દીઓ, સમાજમાં સારામાં સારૂં માન પામતા અને જેમના નામને દેશજનો ભક્તીભાવે સન્માને તેવા પુરૂષો પણ જોડાયા હતા.

બળવો તો નીષ્ફળ જ જવાને સર્જાયો હતો, પરંતુ તે પછી જે દમનનીતી શરૂ થઇ, તેની ધારેલી અસર જનતા ઉપર થઇ. બળવો થયો ત્યારે બળવાખોરોને જનતા પસંદ કરતી નહોતી, પરંતુ દમનનીતીની સખ્તાઇથી સારાયે આયર્લેન્ડમાં સ્વદેશભક્તીના જુઆળ ફરી વળ્યા અને બળવાખોરો મહાન દેશભક્ત અને રાષ્ટ્રના સાચા શહીદો મનાવા લાગ્યા.]

જે હજારો માણસોને અંગ્રેજોએ ઇંગ્લંડની જેલ છાવણીઓમાં પુર્યા હતા, તેમને સહવાસનો લાભ મળ્યો, અને છુટા રહીને ગુપ્ત રીતે તેમની વચ્ચે જે સ્નેહની ગાંઠ જામી ન હોત તે ગાંઠ ત્યાં મજબુત બની. એ લોકો જ્યારે છુટ્યા ત્યારે રાષ્ટ્રમાં નવું જ બળ આવ્યું, તેમને માટે તમામ યોજના તૈયાર હતી, તે યોજનાના વીજયની જનતાને હવે ખાત્રી થઇ, એટલે સીનફીનરોને આમ આપોઆપ પ્રજામતનો ટેકો મળી ગયો. અને દેશભક્તીના જુઆળનો સીનફીનના રચનાત્મક કાર્યમાં આર્થર ગ્રીફીથ, ડ'વલેરા, માઇકેલ કોલીન્સ વગેરે એ પુરેપુરો ઉપયોગ કર્યો. ૧૯૧૮ ના ડીસેમ્બરમાં સામાન્ય ચુંટણી માટેના ઉમેદવારોની તૈયારી, જુના સ્વયંસેવકોની કવાયતી તાલીમ, નવા સ્વયંસેવકોની નોંધણી, ઉપરાંત બ્રીટીશોના વીજયની ચાવી રૂપ છુપી પોલીસની સામે સીનફીનનું છુપી પોલીસ ખાતું માઇકેલ કોલીન્સે ઉભું કર્યું. આયરીશ સ્વતંત્રતાની પ્રાપ્તીમાં એ ખાતા એ જ સહુથી વીશેષ અગત્યનો અને મહત્વનો ભાગ ભજવ્યો. રોયલ આયરીશ કોન્સ્ટેબ્યુલરી એ માત્ર બ્રીટીશ પોલીસ ફોજ જ નહોતી, પરંતુ તે હથીયારબંધ છુપી પોલીસ હતી. તેનો ઉપયોગ સામાન્ય જનતાના સંરક્ષણ કરતાં રાજકારણી, આયર્લેન્ડમાં બ્રીટીશ સામ્રાજ્યવાદના સંરક્ષણનું વીશેષ હતું. યોગ્ય પ્રમાણ કરતાં તેમની સંખ્યા પણ ક્રમેક્રમ વીશેષ રોકવામાં આવી હતી. આ ફોજ બ્રીટીશોના 'આંખ અને કાન' ગણાતી. તેમની મદદ વીના બ્રીટીશ લશ્કર આયર્લેન્ડમાં કંઇ કરી શકે તેમ નહોતું. આ પોલીસ ફોજ ઉપરાંત ડબ્લીનમાં ખુલ્લી રીતે 'ડીટેક્ટીવો' રોકવામા આવ્યા હતા તેનો ઉપયોગ માત્ર રાજકારણમાં જ થતો. બ્રીટીશો તેમને 'જી મેન'ના નામે ઓળખતા. એ ખાતાંઓને મહાત કરવા માટે જ માઇકેલ કોલીન્સે સીનફીનનું છુપી પોલીસ ખાતું [ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટ] શરૂ કર્યું.

આ વખતે ૧૯૧૮ ની સામાન્ય ચુંટણી થઇ, તેમાં કુલ ૧૦૫ બેઠકોમાંથી સીનફીનરોએ ૭૩ જગાઓ હાથ કરી. આ વખતે રાષ્ટ્રીય પાર્લામેન્ટ [Dail Eireann] ની સ્થાપના કરવામાં આવી. અને તેને અંગે નાણાં ખાતું, લશ્કર ખાતુ, વ્યાપાર ઉદ્યોગ ખાતું, સ્વદેશ ખાતું, કામદાર ખાતું અને ચળવળનું ખાતું એવાં ખાતા સ્થાપી, રાષ્ટ્રીય પ્રધાનોને તે સોંપવામાં આવ્યાં. આથી આયરીશ રીપબ્લીકનના સ્વયંસેવકોને રાષ્ટ્રીય ફોજમાં ફેરવીને તેને આયરીશ રીપબ્લીકન આર્મીનું નામ આપવામાં આવ્યું.

પરંતુ તરત જ બ્રીટીશ સત્તાવાળાઓએ ડેઇલ એરીઅનને ગેરકાયદેસર જાહેર કરી.

અને તેના પ્રધાનોને તેમજ સભાસદોને પકડવાનાં 'વૉરંટસ' કાઢવામાં આવ્યાં. આ માટે ગામડાંઓમાં રોયલ આયરીશ કોન્સ્ટેબ્યુલરીનો અને ડબ્લીનમાં '૭૭ મેનો'નો પુષ્કળ ઉપયોગ શરૂ થયો. આની સામે સીનફીનરોએ આઇરીશ રીપબ્લીકન આર્મીનો પોતાની પાર્લામેન્ટના તેમજ તેના પ્રધાનોના, સભાસદોના અને લશ્કરના સંરક્ષણ અર્થે ઉપયોગ કરવાના કામનો આરંભ થયો. આ વળતા હુમલા માટે માયકેલ કોલીન્સે પોતાના છુપી પોલીસ ખાતાનો બરાબર ઉપયોગ કર્યો.

ડેઇલ એરીયન ગેરકાયદેસર ઠરેલી હોવા છતાં તેની ગુપ્ત બેઠકો મળતીજ રહી. પ્રધાનો તેની બેઠકોમાં પોતાની યોજનાઓ રજુ કરતા, તે ઉપર ચર્ચાઓ ચાલતી અને મત લેવાતા. આ રીતે જે ઠરાવો થતા તે જનતાની જાણ માટે જાહેર થતા. અને જનતા એ પાર્લામેન્ટ જે કાયદા કરે તેને અનુસરવા તૈયાર રહેતી, એ પાર્લામેન્ટ જ દેશનો સરસ કારભાર ચલાવી શકશે એવી માન્યતા આઇરીશ જનતામાં હતી, એટલે તેના પ્રત્યેક કાર્યને તેઓ દીલભર સક્રીય ટેકો આપતા એ પાર્લામેન્ટના ખજાનચી માયકેલ કોલીન્સે ૪૦૦,૦૦૦ પાઉન્ડની લોન ઉભી કરી હતી. એ લોનને બ્રીટીશોએ ગેરકાયદેસર જાહેર કરી હતી, તેમાં પૈસા ભરવા, તેને માટે પૈસા માગવા, તેવી માગણી માટે જાહેરાત કે હસ્તપત્રીકાઓ ચોંટાડવી કે વહેંચવી તે તમામ કામ ગુન્હાહીત ગણાતાં, છતાં લોન ભરાઇ ગઇ. તે કામ માટે અનેક માણસોએ જેલ અપનાવી, એ લોનની જાહેરાત કરવા માટે કેટલાંય વર્તમાનપત્રોને ગુંગળાવી મારવામાં આવ્યાં. વધારે ખુબીની વાત તો એ હતી કે, માયકેલ કોલીન્સને બંડખોર જાહેર કરવામાં આવ્યો હતો, તેને પકડવાને દશ હજાર પાઉંડનું ઇનામ કાઢવામાં આવ્યું હતું, તેથી તેને છુપાતા ફરવું પડતું હતું. તો પણ તે હંમેશાં ડબ્લીનમાં જ રહ્યો હતો, અને રાષ્ટ્રીય પાર્લામેન્ટના ખજાનચી ઉપરાંત રાષ્ટ્રીય છુપી પોલીસના ડીરેકટર તરીકેનાં એવડાં કામ તે સળંગ રીતે કર્યેજ ગયો હતો.

'ડેઇલ'ના તમામ સભાસદોની એ દશા હતી. તેઓ છાના છાના જુદાં જુદાં સ્થળે મળતા, છતાં કામ બરાબર ચાલતું જ. આ સ્થીતીમાં જો કોઇ સભાસદ બ્રીટીશ પોલીસના હાથમાં સપડાઇ જતો તો તુરત જ બીજો માણસ તેની જગા પુરવા આવીને ખડો થતો.

સીનફીનરોએ આ રીતે કામ કરીને પણ બ્રીટીશોનો તમામ દીવાની કારોબાર અટકાવી દીધો. તેમણે ડબ્લીનમાં તેમજ બીજાં સત્તાવીસ સ્થળે પોતાની અદાલતો સ્થાપી, તે અદાલતોના ન્યાયાધીશોની વરણી પ્રજા કરતી, તેમના ન્યાયથી પ્રજાને પુર્ણ સંતોષ મળતો. આવી કોર્ટો પણ ગેરકાયદેસર ઠરી હતી, એટલે બ્રીટીશ પોલીસને તેના સ્થાનનો પત્તો મળતાં જ તેના ન્યાયાધીશ અને બીજા અમલદારોને પકડવામાં આવતા, છતાં તેની જગા પુરવાની તેટલીજ તૈયારી રાખવામાં આવતી. ખુબીની વાત તો એ છે કે, સીનફીન પોલીસ વ્યવસ્થા સાચવવાનું કામ કરતી, તેઓ ગુન્હેગારોની ધરપકડ કરતા, ચોરાયેલો માલ પાછો મેળવી આપતા, જો કે તેમને માથે મૃત્યુ અને જેલનો ડર સદાય ઉભો રહેતો, છતાં તેઓ પોતાની ફરજ બરાબર બજાવતા.

બ્રીટીશ લશ્કર અને બ્રીટીશ પોલીસ કારખાનાં, અનાજના ભંડારો, ડેરીઓ વગેરેને એક તરફથી બાળી નાખતા, ત્યારે બીજી તરફથી સીનફીન સરકારનું ખાતું જે રાષ્ટ્રનાં કુદરતી સાધનોની ખીલવણીનું કામ કરતું તે આયરીશ ઉદ્યોગ અને વ્યાપારને સજીવન કરતું અને જમીનમાં બરાબર ખેતી થાય તેની વ્યવસ્થા રાખતું. રાષ્ટ્રનાં કુદરતી સાધનોના સંબંધમાં તપાસ કરવા માટે સીનફીન સરકારે એક તપાસ સમીતી પણ નીમી હતી, અને બ્રીટીસ લશ્કર અનેક વખત તેના કામ કરવાના સ્થાન ઉપર દરોડા પાડતું, છતાં પુરતી તપાસ પછી તે સમીતીએ પોતાનો રીપોર્ટ રજુ કર્યો હતો. એટલું જ નહીં પણ તેમણે રાષ્ટ્રીય બેન્ક સ્થાપી હતી, લેન્ડ કમીશન અને આર્બીટ્રેશન અદાલતો સ્થાપી હતી અને તેમ કરીને દેશના ખેડુતોને પારાવાર લાભ કર્યો હતો. મી. લોઇડ જ્યોર્જે એ અદાલતો માટે અભીમાનથી એવાં વચનો ઉચ્ચાર્યાં હતાં કે: "મેં તે અદાલતોને ભોંયરામાં ધકેલી કાઢી છે," પરંતુ આયરીશ લેખકો કહે છે કે, તે અદાલતો એ ૮૦,૦૦૦ એકર જમીનના સંબંધમાં ચુકાદા આપ્યા હતા અને જે જીલ્લાઓમાં જમીનને માટે ભયંકર જુધ્ધો જાગે તેવી સ્થીતી ઉભી થઇ હતી, ત્યાં સમાધાન કરાવ્યાં હતાં. તેમ છતાં બ્રીટીશ મુત્સદ્દીઓ એ બધી બાબતોની મશ્કરી ઉડાવતા હતા. અને દમનનીતીમાં એમની એટલી શ્રધ્ધા હતી કે, એ નીતીથીજ આયર્લેન્ડની ઉપર કાબુ જમાવી બેઠેલા મુઠીભર ખુનીઓને દમનથી વશ કરી નાખવાની વાતો લોઇડ જ્યોર્જ ખુલ્લી રીતે કરતો હતો. એ કામ માટે તેણે ૬૦,૦૦૦ ગોરા લશ્કર ઉપરાંત આયર્લેન્ડમાં ૧૫,૦૦૦ રોયલ આઇરીશ કોન્સ્ટેબ્યુલરીની ફોજ રાખી હતી અને 'બ્લેક એન્ડ ટેન્સ' તે નામે ઓળખાતા માણસો જેમને માટે લંડનના 'ટાઇમ્સ' પત્રે તે વખતે એવી ટીકા કરી હતી કે: "એ વાત તો સહુ કોઇ બરાબર જાણે છે કે, બ્લેક અને ટેન્સને માજી લશ્કરી સૈનીકોમાંથી ભયંકર કામો માટે એકઠા કરવામાં આવ્યા છે."

શરૂઆતમાં તો એમનાં અત્યાચારી કૃત્યોને માનવાનીજ બ્રીટીશ મુત્સદ્દીઓ ના પાડતા હતા, પણ પાછળથી તેમનાં એ કામોનો 'અસહ્ય ઉશ્કેરણી'ને લીધે થયેલા કામ તરીકે બચાવ કરવાની નીતી શરૂ થઇ હતી. લીમરીકમાં લુંટો અને આગ લગાડવાનું કામ એ ફોજે કરેલું, તેને માટે એક લશ્કરી અમલદારે "વફાદારીનો ઉત્સાહથી ઉભરાઇ જતો દેખાવ" એવાં વચનો વાપર્યાં હતાં. આ ઉપરથી સત્તાવાળાઓની તે સમયની મનોદશાનો બરાબર ખ્યાલ આવે છે. આ જુલમની કથાઓ પછી તો વધી ગઇ, લગભગ એકસોથી વધુ ગામોને સળગાવવામાં આવ્યાં અને ડબ્લીનની બાજુનાજ તેમજ હોઝીયરીનાં કારખાનાં માટે જાણીતા બેલબ્રીગનનો નાશ કરવામાં આવ્યો, ત્યારે તો 'મેન્ચેસ્ટર ગાર્ડીઅને' તેમજ લંડનના 'ટાઇમ્સે' પણ કડક લેખો લખ્યા હતા. ટાઇમ્સે તો એવી ટીકા કરી હતી કે, "સીનફીનરોના હુમલાના બદલામાં બ્રીટીશ લશ્કરે કોર્કના પ્રદેશના મેલો ગામમાં જે આગો લગાડી છે અને નાશ કર્યો છે, તે વાંચતાં પ્રત્યેક અંગ્રેજ વાંચક શરમાશે".

'આઇરીશ એગ્રીકલ્ચરલ ગેસાયટી" ના તા. ૩૧: ૩: ૨૧ ને દીવસે પુરા થતા

વાર્ષિક વૃત્તાંતમાં જણાવવામાં આવ્યું હતું કે; "પચાસ ઉપરાંત કરવામાં આવેલા હુમલાઓથી રાષ્ટ્રને થયેલા નુકશાનનો બરાબર અંદાજ તો કહી શકાય તેમ નથી, પરંતુ એ નુકશાન ઓછામાં ઓછું ૨૦૦,૦૦૦ પાઉન્ડ જેટલું તો અટકળી શકાય તેમ છે."

આ ઉપરાંત બ્રીટીશ લશ્કરે અનેક ટાઉન હૉલ, ખાનગી મકાનો વગેરેને પેટ્રોલ છાંટીને સળગાવી મુકયાં હતાં અને સળગતાં મકાનોમાંથી સ્ત્રી પુરુષો અને બાળકો જ્યારે શેરીઓમાંથી નાસાનાસ કરતાં ત્યારે તેમની ઉપર રાઇફલોમાંથી ગોળીઓ છોડવામાં આવતી, એવાં વીધાનો લંડનમા પ્રસીધ્ધ થયેલાં પુસ્તકોમાં હવે તો ખુલ્લી રીતે કરવામાં આવે છે *

આની સામે સીનફીનરોએ પણ વેર વાળવા માટે પોતાનાથી બની શકે તેટલા બધા જ અત્યાચારો કરવા માંડયા જ હતા તેઓ બ્રીટીશ સૈનીકો ઉપર ગોળીઓ છોડી તેમના ખુન કરતા, તેમની છાવણીઓ સળગાવતા, તેમની ટપાલ લુંટતા તેમની બખ્તરી ગાડીઓ ઉંચકી જતા, તેમના માણસોને પકડી જતા, આમ બન્ને પક્ષ વચ્ચે ૧૯૨૦ સુધીમાં ખુબ જ રસાકસી ચાલી હતી. બન્ને પક્ષ વચ્ચે ખુલ્લી લડાઇ જ ચાલી રહી હોય તેવા જ મામલો બની ગયો હતો. પાછળથી તો સીનફીન વાળાઓનાં મૃત્યુ ઉપર જ્યુરી ભરવાનું પણ માંડી વાળવામાં આવ્યું હતું, કેમ કે આઇરીશ જ્યુરરોએ ૧૯૨૦ ના એપ્રીલ અને ઓગસ્ટ વચ્ચે બાવીસ વખત આયરીશોનાં જાણી જોઇને ખુન કરવાનો આક્ષેપ બ્રીટીશ લશ્કર ઉપર તેમજ કોન્સ્ટીબ્યુલરીની ઉપર મુકયો હતો. આ સંબંધમાં પાર્લામેન્ટમાં પ્રશ્નો પુછાતાં પ્રધાનો તરફથી અમુક નક્કી કરી નાખેલા બચાવના જ જવાબો આપવામાં આવતા. અને તે જવાબો જેમની ઉપર આક્ષેપ મુકાતા તે જ અમલદારો તરફથી લખાઇને પ્રધાનો ઉપર જતા! આયરીશો તો બ્રીટન ઉપર એવો આક્ષેપ પણ મુકે છે કે કેટલાક જાણીતા નેતાઓને પકડવા માટે મોટી રકમનાં ઇનામો કાઢવા ઉપરાંત તેમની વીરુદ્ધની જુબાનીઓ ગુપ્ત રાખવાની શરતો વાળી અપીલો પણ કઢાડવામાં આવી હતી, એટલું જ નહીં પણ ખાનગી રીતે ઉશ્કેરણી કરનાર (agent provocateur) તરીકે એક જાણીતા બદમાશ હાર્ડીને રોકવામાં આવ્યો હતો. તેઓ એવું પણ કહે છે કે, તે અરસામાં બ્રીટીશ અમલદારો સાદાં વસ્ત્રોમાં બનવટી નામ ધારણ કરીને ડબ્લીનનાં ખાનગી મકાનોમાં રહેતા અને દીવસે જાસુસો મારફત જોઇતાં માણસોને લગતી ખબરો મેળવી રાત્રે કરફ્યું ઓર્ડરને લીધે બીજાઓ બહાર નીકળી શકે નહીં ત્યારે તેઓ ભેદી કામો માટે નીકળી પડતા. રાત્રે ભેદી રીતે આયરીશોનાં ખુનો થતાં તેવો આક્ષેપ આઇરીશ નેતાઓ આવા અમલદારો સામે મુકતા, પરંતુ આવાં કામના બદલામાં માયકેલ કોલીન્સના રીપબ્લીકન લશ્કર વાળાઓ બ્રીટીશ છુપી પોલીસનાં માણસોનાં અને રોયલ કોન્સ્ટેબ્યુલરીનાં માણસોનાં ખુન કરતા. આ મામલામાં ડેઇવ એરીઅનને બેવડું કામ બજાવવું પડતું. છુપી રીતે તેને પોતાનું કામ કરવું પડતું અને બ્રીટીશ કાર્યભારના તંત્રને અટકાવી

---

* જુવો "With the Dublin Brigade" પ્રસ્તાવનાનું પૃષ્ટ ૨૭

દેવા માટે તેને પોતાના તંત્રને સજીવન રાખવું પડતું. આથી બ્રીટીશોનો કારભાર અટકાવી દેવા રીપબ્લીકન લશ્કરનાં માણસો ઇનકમટેક્ષની ઓફીસો ઉપર દરોડા પાડી તેની ફાઇલો અને ચોપડા બાળી નાખતા, જકાત ખાતાની કચેરીઓ ઉપર ધાડ પાડી ત્યાંનાં અગત્યનાં કાગળીઆંની હોળીઓ કરતા. જો કે તેમ કરવા જતાં તેમના સંખ્યાબંધ મનુષ્યો બ્રીટીશ લશ્કરની ગોળીઓથી વીંધાઇ જતા અને તેથીય વીશેષ કેદમાં જતા, છતાં તેથી આયર્લેન્ડમાં બ્રીટીશોનો સનદી કારભાર અટકી પડે છે એટલું જોઇ તેઓ પોતાની નીતી રીતી પ્રમાણે એ અમુલ્ય ભોગ આપતાં અચકાતા નહીં. આર્થર ગ્રીફીથ એવું માનતો હતો કે, એ જ માર્ગે આયરીશોની પોતાના દેશનો વહીવટ ચલાવવાની શક્તીની સાબીતી તે આપી શક્યો હતો, અને સીનફીનની જડ ઉખેડી નાખવાના બ્રીટીશ લશ્કરના તમામ પ્રયાસોને તેણે નીષ્ફળ કરી નાખ્યા હતા.

અમેરીકાની 'મીત્ર મંડળી' (Society of Friends) તરફથી નીમાયલા તપાસ પંચે આયર્લેન્ડની મુલાકાત પછી કરેલા રીપોર્ટમાં જણાવ્યું હતું કે:

> "આયર્લેન્ડના ૮૦ ટકા જેટલા વીસ્તાર ઉપર બ્રીટીશ સરકાર કારભાર કરતી અટકી પડી છે. મવાળ વીચારના માણસો અને ઘણાય યુનીયનીસ્ટો એ વાત સ્વીકારે છે કે, તેમનું સંરક્ષણ માત્ર સીનફીન પોલીસ જ કરે છે. જે જીલ્લામાંથી અંગ્રેજી લશ્કર તેમ જ પોલીસ ખેંચી લેવાયાં છે, ત્યાં જ સલામતી દેખાય છે. આગેવાન યુનીઅની સ્ટોએ સીનફીન તરફથી નીમાયલાં, ખેતીવાડી ને લગનાં તેમજ બીજા કમીશનોમાં સેવા બજાવી હતી."

આ મામલામાં બ્રીટીશ સત્તાવાળાઓને સારીયે આયરીશ જનતાની સામે થવું પડતું હતું, અને તેમાં મોટે ભાગે બ્રીટીશ 'પ્રતીષ્ઠા'નું જ સંરક્ષણ કરવાની ભાવના રહેલી હતી. ખુદ મી. લોઇડ જ્યોર્જે આમની સભામાં એ વાત સ્વીકારી હતી કે, અમે આયર્લેન્ડની સામે યુદ્ધ કરી રહ્યા છીએ.

એટલે છેવટે બે સામસામે રણે ચડેલા દેશવાળાઓ વચ્ચે સમાધાની થાય તેજ રીતે આયર્લેન્ડ અને બ્રીટન વચ્ચે સુલેહની વાટાઘાટ ચાલી હતી. તે પહેલાં એજ ધોરણસર યુધ્ધ વીરામ જાહેર થયો, ડેઇલ એરીઅનની ગેરકાયદેસર ઠરેલી સંસ્થા કાયદેસર બની અને સમાધાનની શરતો શોધી કાઢવા માટે તેની ખુલ્લી બેઠક પણ મળી. જો કે સીનફીનના સરદાર ડ'વલેરાની બ્રીટનથી સંપુર્ણ સ્વતંત્ર થઇ જવાની શરતોનો સ્વીકાર ન થયો, પણ તેના સાથીઓ આર્થર ગ્રીફીથ અને માયકેલ કોલીન્સે મધ્યમ માર્ગ સ્વીકાર્યો, પરીણામે એક વખતના એ 'ખુનીઓ' સાથે મી. લોઇડ જ્યોર્જે આયરીશ સ્વતંત્રતા [અમુક શરતો વાળી] ના સંધીનામા ઉપર દસ્તખત કર્યા એટલું જ નહીં પણ પાછળથી તે બન્નેનો "Most courageous leaders ever produced by a valiant race" [બહાદુર જાતીના કીંમતવાન નેતાઓ] તરીકે વખાણ પણ કર્યાં.

આ રીતે આયર્લેન્ડ અને બ્રીટન વચ્ચેની સાતસેં વર્ષની કડવાશનો અંત આવ્યો.

# મજુર—

જોયો પણે મરી જતો મુજ આખ સામે
ગંદી જુની તુટી પથારી પરે અકાળે,
સુતો સુકાઇ બની છેક હતાશ ઉર
૧ ત્યાગ્યો સમાજ જનતા થકી એ મજુર.

કે' જીર્ણ' વસ્ત્ર ધરી અર્ધ' ઉઘાડ અંગે
ચીંતાથી, અશ્રુ થકી ઉંડી સુરક્ત આંખે;
પત્ની ઉભી સમીપ જીવનસન્ધ્ય વેળા
૨ ગ્લાની ભરેલ વદને દીનતા ભરેલા

ને નગ્ન બાલ નીરખે, સહુ ઘેરી ઉભાં,
ગંભીરતા અકથ્ય કો દીલમાં ધરંતાં,
ના તેહને ખબર ભોગ સમાજ કેરો
૩ આજે સુતાત થઇ આખર સેજ સુતો.

જાણે શકે અહીં ઉભું થઇ મુતીમંત
દારીદ્રય આમ પશુ યોગ્ય નીવાસ સ્થાન;
પૈસા ન પાસ પછી દાક્તર ક્યાંથી આવે!
૪ રે ભ્રાતૃભાવ જગ ભુલી ગયું શું આજે?

એણે કરી મજુરી સ્વેદ ઝરંત અંગે,
ને એમ ના નીરખીઓ રવી ઉગતો કે
ક્યારે જતો વીરમી પશ્ચીમ તે ન જાણ્યું;
૫ કાર્યે' સહુ જીવન આમ ગુંથાઇ ખોયું.

ખાધું ન પુર્ણ' કદી કામ થકી વીરામી,
તોયે ન પાસ મરતાં રહી એક કોડી,
જ્યારે મરે અતીશ કામથી, મુડીવંતા
૬ બેઠા નીરાંત થકી મોજ કરંત પેલા!

માર્યો મજુર નીજ ઉઝરવા ઉજાણી
જાણી અજાણ બની, આત્મ અવાજ મારી
એ મુડી ચક્કર મહીં મુડી લુબ્ધકો રે!
૭ આવા અનેક હજુ ભોગ કંઇ ય લેશે.

ઉઠો કસો કમર ઓ કચડયાં સમાજે,
લ્યો વેર પીતૃ તણું આંખ ઉઘાડી આજે,
બંધુત્વ, દેશ, ધન, મુક્તી, સમાનતાની
૮ સ્થાપી સમાજ નવી નુતન ભાવનાની.

ત્રીભુવન બી. પટેલ

# વીરા

અનુવાદક

ડૉ. મંજુલાલ જમનારામ દવે એમ એ

---

**પ્ર**ખ્યાત ઓસ્કાર વાઇલ્ડે ૧૮૮૧ મા આ નાટક રચેલું, અને ૧૯૦૮ મા તે પ્હેલીવાર પ્રસીદ્ધ થયું. પુરા નવ વર્ષ વીત્યે તેમા ભાખેલી રશીયન વિપ્લવની ભવિષ્યવાણી સાચી પડી અને ઝારશાહીનો અંત આવ્યો.

---

દૃશ્ય પ્રદેશ : રશિયા

સમય : ૧૭૯૫

## અંક પ્હેલો

દૃશ્ય—૯૯ ચર્નાયિયં મૉસ્કો—મોસ્કો

[તંબાનને છેક ઉપર કાતરીએ રચનાકભુમની સાધન મનુષ્યો ઉભેલ છે— તદ્દન શાન્ત ને એકમેકથી નીખરા. એક જણ મેજ પર નાઇક નખી બેઠેલ છે પાછળને બાજુએ નાગી તલવાર સાથે પીળા વસ્ત્રોમાં એક જણ ઉભેલ છે ભુમની બાપ્યા કેટલાકો પ્રવેશે છે ]

પીળા વસ્ત્રોધારી મનુષ્ય કોણ પ્રવેશે છે?
શબ્દ!

ઉત્તર લોહી તથા સ્નાન ન
(ઘડીઆળમા ટકોરા વાગે છે. વીપ્લવવાદીઓ અર્ધવર્તુળાકારે મેજની આસપાસ ને રંગભુમીની મધ્યમા ઉભે છે)

પ્રેસીડન્ટ શા સમય થયો?

ત્રીજો વીપ્લવવાદી દુખ સહવાનો સમય થયો

પ્રેસીડન્ટ આજ તીથી કઈ?

ચોથો વીપ્લવવાદી નાસની તીથી આજ ઉગી

પ્રેસીડન્ટ વર્ષ ક્યુ?

પાચમો વીપ્લવવાદી ફ્રાન્સના વીપ્લવ પછીનું નવમુ વર્ષ

પ્રેસીડન્ટ કેટલા જણ છીએ આપણે?

છઠો વીપ્લવવાદી દશ, નવ, ને ત્રણ

પ્રેસીડન્ટ આનાથીય ઓછા જણ સાથે ક્રાઇસ્ટે જગત્ સમસ્તને જીતેલ વારૂ, પણ આપણો આશય શુ?

નવમો વીપ્લવવાદી મુક્તીદાન

પ્રેસીડન્ટ: આપણો ધર્મ?
આઠમો વીપ્લવવાદી: વીનાશ.
પ્રેસીડન્ટ: આપણી ફરજ?
નવમો વીપ્લવવાદી: આશાને તાબે થવું.
પ્રેસીડન્ટ: બંધુઓ, ઉત્તર તો બરાબર દેવાયા બધા પ્રશ્નોના. ને એ પણ પ્રતીત થઇ રહ્યું કે નીહીલીસ્ટો વીના બીજા કોઇ જ અહીં હાજર નથી. આવો. એકમેકને હતાં નીહાળી રહીએ. (વીપ્લવવાદીઓ બુકાનીઓ છોડે છે— તેમના મુખ અન્યોન્યને દેખાય છે), માઇકેલ, પેલી પ્રતીજ્ઞા પુનઃ બોલી જા તો.
માઇકેલ લક્ષ્યસીધ્ધી થતા સુધી કુદરતી સૌ મ્હારા સ્વભાવને વીદારવો: ન કોઇને ચ્હાવું તેમ ન કોઇથી ચ્હવાવું: ન કોઇની દયા ખાવી તેમ ન કોઇની દયા ઝીલવી. ન પરણવું તેમ ન પરણાવવું: શતે છુપકાથી સૌ મ્હારકામ કરવું: પીવાના પ્યાલામાં ઝેર ભેળવવું પીતાને પુત્ર પ્રતી, પતીને પત્ની પ્રતી, ભાઇને ભાઇ પ્રતી વીરોધી કરવા. વીના ભયે, વીના આશાએ, વીના ભવીષ્યની કો ચી તાએ, કેવળ સહવું, વણસાડવું, વૈર લેવું ......
પ્રેસીડન્ટ: કેમ સૌને કબુલ છે આ?
વીપ્લવવાદીઓ: કબુલ: કબુલ: કબુલ છે સૌને. (સૌ આમતેમ હર્ષમાં ધુમી રહે છે)
પ્રેસીડન્ટ: વખત થઇ ગયો, માઇકેલ, પણ તે ન આવી હજી.
માઇકેલ: આવવી જોઇએ! તેના વીના આપણે સૌ આંધળી ભીંત, નહીં?
એલેકસીસ: પકડાઇ, તો તે નહીં હોય, પ્રેસીડન્ટ? હું માનું છું તેમ પોલીસ તેનો પાછો પકડી રહ્યા છે.
માઇકેલ: હમેશ તને કંઇને કંઇ મોસ્કોની પોલીસ ચળવળની ખબર પડયા વીના રહેતી જ નથી–એક પ્રામાણીક વીપ્લવવાદીને માટે આ ઘણું કહેવાય–ઘણું કહેવાય.
પ્રેસીડન્ટ: પોલીસના એ કુતરાઓએ તેને પકડી હોય તો આવતી કાલથી સર્વત્ર શતા-વાવટા ઉડયા સમજો– સીવાય કે તે પાછી આપણી સંગ ન ઉભી રહે ત્યાં સુધી. અને તો લાગે છે એણે એ ગ્રાન્ડ ડયુકના નાચમાં જવામાં મુર્ખાઇ કરી. મેં તો તેને તેમ કહેલું, પરંતુ તેને તો ઝાર તથા સૌ તેના શાપીત સંઘને પ્રત્યક્ષ જોવો હતો...
એલેકસીસ: દરબારી નાચમાં ગઇ છે?
માઇકેલ મને કાંઇ તેનો ભય નથી. તેને પકડવી કંઇ સ્હેલું નથી. એ લોકો એ નાગણના ફુંફાડો નથી જાણતા એમ નહીં. પણ રાજમહેલમાંથી કાંઇ ખબર મળ્યા આજે? જુલમગાર ઝાર પોતાના દીકરાને વીંધી રહ્યો છે–એ સીવાય બીજું કાંઇ જ મેં નથી સુણ્યું. પણ તમે એ રાજકુમારને જોયો છે? કોક ઓર ઓર વાતો એના વીષે સંભળાય છે. કહે છે કે તે તો લોકનો સાચો સન્મીત્ર છે, પરંતુ એક રાજાનો કુંવર આમ કદી કરે એ જાણ્યામાં તો નથી. એવી રીતની તેમને કદી ય તાલીમ મળી જાણી નથી,......
પ્રેસીડન્ટ: ગયે વર્ષે પ્રવાસેથી તે પાછો આવ્યો કે તરત જ તેના પીતા ઝારે તેને રાજમહેલમાં નજરકેદ કીધો...

માઇકેલ : ઠીક: ઠીક: એ તો જ્યારે તે ગાદીનશીન થાય ત્યારે અચ્છો જુલમગાર નીવડી રહે તેટલા માટે સ્તો; પરંતુ કંઇક બીજા સામા ચાર છે ?–

પ્રેસીડન્ટ : આવતી કાલે રાજસભા ભરાનાર છે–ચાર વાગે શા માટે તેની કોઇને ખબર નથી પડતી. જાસુસો તો દોડાવ્યા...પણ વ્યથા.

માઇકેલ : રાજસભા ભરાનાર છે એટલે જાણવું કે કોઇ ઘાતકી કૃત્ય થવાનું જ. પણ તે મહેલના કીયા ખંડમાં ભરાશે, વારૂ ?

પ્રેસીડન્ટ (પત્રમાંથી વાંચતો) : રાજરાણી કૅથેરીનને નામે ઓળખાય છે તે ખંડમાં.

માઇકેલ : પણ તે કયી દીશાએ ?

પ્રેસીડન્ટ. હું તે ન કહી શકું, માઇકેલ. જેલખાનાની અંદરની સૌ જગાઓની જેટલી મને જાણ છે તેટલી રાજમહેલની નથી જ.

માઇકેલ (સહસા એલેકસીસને) : કયાં છે એ ખંડ, એલેકસીસ ?

એલેકસીસ : પહેલે મજલે. પણ શા માટે મને પુછે છે, વારૂ ?

માઇકેલ : કંઇ નહીં, કંઇ નહીં, અમસ્તું જ! એ તો ઝારના જીવનમાં તેમ તેના સૌ સંચાલનમાં મને ઝાઝેરો રસ છે માટે પુછું છું. ઉપરાંત મને ખાત્રી હતી કે તું સૌ જ રાજમહેલ વીષે મને કહી શકશે. ચોરકોને હરકોઇ ગરીબડો વૈદ્યવીદ્યાના વીદ્યાર્થી રાજઘર સંબંધી સૌ જાણી શકે છે. તે તેમની ફરજ છે, નહીં ?

એલેકસીસ (સ્વગત) : માઇકેલ મને શંકાની નજરે જુવે છે શું ? આજ કાંઇ એ વીચીત્ર ભાવ મ્હારા સન્મુખ પ્રકટ કરી રહેતો જણાય છે. પણ–તે, હા, તે કાં હજી ન આવી ? વીપ્લવનો સારોય હુતાશ તેના વીના કેવળ ભસ્મીભુત થતો અનુભવાય છે.

માઇકેલ : હમણાં હમણાં તેં દવાખાનામાં ઘણાં ઘણાં માંદલાંઓને સાજાં કર્યાં શું ?

એલેકસીસ ; હ, પણ એકની માંદગી એટલી ભયંકર છે કે ન પુછો વાત કેટલુંય મને મન છે કે હું તેને સ્વસ્થ કરી રહું, પણ અશક્ત...

માઇકેલ. અરે, એવું તે કોણ છે એ, વારૂ?

એલેકસીસ. રશીઆ। આપણી માતા.

માઇકેલ : રશીઆનો રોગ તો શસ્ત્રવૈદ્યની છરી વડે જ સાજો થવો નીર્માયો છે. તમારૂં પોચલું વૈદક ત્યાં કામ ન આવે.

પ્રેસીડન્ટ. પ્રોફેસર, છેલ્લા તમારા લેખનાં પાનાં અમે વાચ્યાં. ઉત્તમ છે આખોય એ ઉલ્લેખ.

માઇકેલ: શા વીષે છે એ, પ્રોફેસર ?

પ્રોફેસર: એનો વીષય તો, મ્હારા ભલા બન્ધુ, રાજકીય સુધારણાનો છે–એટલે કે "માનવ વધનું રાજદ્વારી સુધારણામાં સ્થાન" એ વીષે.

માઇકેલ: ભયંકર, ક્રાન્તીના સમયમાં–વીપ્લવની ઝંઝાવાત ભરી ઝડીઓમાં–ભાગ્યે જ મને કાગળ તેમ શાહી સાંભરી રહે છે. તેમાં 'તો જેટલું કામ સો સો કવીતાઓ ન કરી શકે તેટલું એક ખંજરનો ચમત્કાર કરી શકે છે. છતાંય જેઇશું–આ વીદ્વનની છેલ્લી કૃતી ઉકેલશું.

મને આપશો, પ્રોફેસર? હું મ્હારી મેળે જ તેને ઉકેલી જઈશ.

પ્રોફેસર. બંધુ, તને વીરામ ચીન્હોની ખબર સુઝ નથી; એલેક્ઝીસને તે વાંચવા દે.

માઇકેલ: માંહીનો અર્થ સમજાણો તો પછી વીરામચીન્હોની મને કશીજ દરકાર નથી રહેતી. ભલે, એલેક્ઝીસ તે વાંચે. એનો અવાજ એરીસ્ટોક્રેટને છાજતો છે તેવો જ ને?

એલેક્ઝીસ (વાંચતો). "ભુતકાળ જુલમગારનો હતો, અને તેણે તે ભ્રષ્ટ કર્યો, ભવીષ્યકાળ આપણો છે, ને આપણે તેને પવીત્ર કરી રહેશું." ખરેખર, ભવીષ્યને જરૂર આપણે હાથ પવીત્ર બનવા દો. વીના હીંસા, વીના ખુન, વીના—અપરાધ, એક તો એવો વીપ્લવ, એક તો એવી ક્રાન્તી, થઇ રહો, પૃથ્વી જે વડે પતીતપાવની ને પાપવીમોચની બની રહે.

માઇકેલ તલવારને ઝટકે તેમણે આપણને મુણેલ છે, ને તલવારનો ઝટકો જ તેનો પુરેપુરો ઉત્તર દઇ રહેશે! એલેક્ઝીસ, કહે ન કહે પણ તું બહુ જ નાજુક દીસે છે. આપણા સંઘમાં તો એવા માણસોની જરૂર છે જેમના હાથ જેટલા શ્રમથકી જાડા ને ખરબચડા હોય તેટલા જ લોહીથી તે ભીંજાયલા ને રાતા હોય.

પ્રેસીડન્ટ: ચુપ, માઇકેલ, ચુપ! એલેક્ઝીસ તો આપણામાં અજબ બહાદુર છે.

માઇકેલ (સ્વગત): આજ રાતે જોઉં છું તેની બહાદુરી.

(બહાર દ્વાર ખખડે છે)

અવાજ: કોણ પ્રવેશે છે? શબ્દ?—

ઉત્તર: લોહી તથા સ્વાતંત્ર્ય.

માઇકેલ: કોણ છે વારુ?

વીરા: સત્ય દેવ તું લોકરક્ષણો!

પ્રેસીડન્ટ: વીરા, વીરા, ભલે પધારી! ત્હારા વીના અમારાં હૈયાં સાવ નીસ્તબ્ધ હતાં. પણ હવે સ્વાતંત્ર્યનો સીતારો ઉગ્યો, ને અમારી નીંદને હરી રહ્યો અઘોર—અઘોર રાત્રીને વીતાડી રહ્યો.

વીરા: રાત્રી વીતી નથી હજી! અઘોરતમ ચન્દ્રવીહોણી, તારાવીહોણી અમાવાસ્યાની રાત્રી તો હજી રશીઆને આંગણે આજ જ પ્રસરે છે. ઇવાન નામધારી મનુષ્ય જેને જગજનો ઝારને નામે સંબોધે છે તેણે લોકગણની જીંદગી સામે કારમી વીનાશવાળા પ્રકર્ષી શરૂ કરી દીધી છે—જે વડે રશીઆ, આપણી માતૃભુમી રશીઆ, અત્યાર સુધી ન કલ્પેલ એવા ત્રાસ થકી તપ્ત મુખમાં હોમાઇ રહેશે.

માઇકેલ: એવું તે એ જુલ્મગારે શું કર્યું છે વારુ?

વીરા: આવતી કાલે સમગ્ર રશીઆમાં "માર્શલ લૉ" જાહેર થઇ રહેશે.

એમ્નીસ. માર્શલ લૉ! લશ્કરી કાયદો! પીશાચી કાનુન! મર્યા! મર્યા! મર્યા તો તો.

એલેક્ઝીસ: માર્શલ લૉ! અશક્ય!

માઇકેલ: મુર્ખ રશીઆને માટે કશું જ અશક્ય નથી—સીવાય કે સુધારણા શાન્તી.

વીરા: માર્શલ લૉ. લોકહકનું છેલ્લામાં છેલ્લું સ્વાતંત્ર્યભાન હવાં લુંટાઇ જશે. વીના કામ ચલવ્યે, વીના અરજી યા અપીલ કર્યે, વીના પ્રતીપક્ષીએ પણ આપણા બંધુઓને તેમના ઘરમાંથી પકડી લઇ જવામાં આવશે.

ફુનગની માફક ભર્યાં ગ્ના વચ્ચે,
મહોલ્લા કે બજારની મધ્ય ખડા
કરી તેમને બંદૂકની ગોળી થકી
વીંધી નાખવામાં આવશે, સૈબીરી-
આની ખાણોમા ઠંડીથી થથરી કાંપી
ફાટી જવા તેમને મોકલવામાં
આવશે, જેલની કાળી અંધારી
કોટડીઓમા પુરવામાં આવશે, ને એ
રીતે રીબવી રીબવી તેમનાં અંગે-
અંગ, તંતુએ તંતુ, નષ્ટભ્રષ્ટ મૃત્યુ-
પ્રાય કરી નાંખવામાં આવશે. માર્શલ
લોનો અર્થ જાણો છો? આરીય
પ્રજાને ગૂંગી રહેવી એ જ એક
એનો અર્થ છે. મહોલ્લાઓ રાત્રી
દીવસ રાજસૈનીકોથી ભર્યાપુર્યા રહેશે,
માનવોના રહેવાના વસવાટોમાં ચોકી
પેહરાઓ ફરતા રહેશે. શુદ્ધ દીલનાં
કોઇ પણ મનુષ્ય ઘર બહાર પગ,
મુદ્દાતે હવાં નહીં ટકવી શકે–સીવાય
કે છુપી પોલીસના માપાહીઓ,
દેશદ્રોહીઓ, અને જાસુસો. ઉંડી
ગુફાઓમાં હવે તો ભગઇ જવાનો
વખત આવ્યો, જ્યાં ચોરીછીથી છુપ
મળી શકાશે. ને ધીરૂં–શ્વાસ ભર્યું
કંઇક ગણગણી શકાશે. બસ,
રશીઆનું ભનું આપણે હાથ હવાં
થઇ રહ્યું!

પ્રેસીડન્ટ: કષ્ટ તો આપણે સહન કરશું જ
ને? તો તેય એક પુરતું છે.

વીગ: પણ તે તો આપણે સહતાં જ આવ્યાં
છીએ ને? હવે તો "મારવું ને
મરવું" એવો સમય આવી પોહચ્યો
છે. વીંધવું ને વીંધાવું: વેર લેવું,
ને ખપી જવું–શહીદ થઇ જવું...

પ્રેસીડન્ટ. અત્યાર સુધી લોકગણે બહુ
બહુ સહ્યું...

વીગ: કારણ તેઓ બીચરાં અજાન હતાં.
પણ હવે તેમ તે નથી જ. આપણે
–નીહીલીસ્ટોએ તેમને જ્ઞાન રૂપી
વૃક્ષનાં ફળ ચખાડ્યાં છે, અને તે
દ્વારા રશીઆની મુંગી સહનશીલ-
તાના દીવસ હવે અસ્ત થયા છે.

માઇકેલ: માર્શલ લૉ, વીગ! ભયંકર સમા-
ચાર તું લાવી રહી.

પ્રેસીડન્ટ રશીઆના સ્વાતંત્ર્યમૃત્યુનું એ
આમંત્રણપત્ર, વીગ

વીગ: અથવા દુનીઆએ ન દીઠેલ, ન
સુણેલ, ન કલ્પેલ, એવા વીશ્વવીગ્રહ
વીપ્લવનું આમંત્રણ, પ્રેસીડન્ટ.

માઇકેલ પણ ખબર છે તને વીગ?

વીગ: આ રહ્યું તે જાહેરનામું પ્રીન્સ
પેલના એક મુખ્ય સેક્રેટરી કનેથી
મેં તે મેળવ્યું–એને નકલ કરવા
મોક્લ્યું હતું ત્યાંથી. અને તેથી જ
મને આવતી વાર લાગી.
(માઇકેલને હાથ તે જાહેરનામું
આપે છે–જે તે વાચે છે)

માઇકેલ: "જાહેર સલામતી જાળવવા–માર્શલ
લૉ. લૉક પીતા ઝારના હુકમથી."
લૉક પીતા ઝાર!

વીગ: હા રતો. પીતા ખરા રતો, જેમનું
અપવીત્ર નામ કદીય સ્વવારમાં
કોઇ નહીં દઇ શકે, જેમનું રાજ્ય
પ્રજાસત્તાક થઇ રહેશે, જેમના
પાપી કૃત્યો ભાગ્યે જ ભુલી શકાશે,
(કારણ એણે જ આપણને આપણા
નીતના અજ રકો વીખુટાં પાડયાં
છે): અને જેની કને નથી રહ્યાં સત્તા,
અધીકાર, કીર્તી, આજ વા સદા
સર્વદા

પ્રેસીડન્ટ: આને જ માટે ત્યારે રાજસભા ક્યારે
મળવાની હશે, હજી સહી થઇ નથી
ને તેના પર?

ધારી રહેશે ? અને ખુદ સ્વતંત્રના ય અન્યને કાને પોતાને પરમ આચાર્યપદે સ્થાપી રહેશે ? વીરા, ઓ વીરા, તું ન જતી !

વીરા : ભલે, તું જેમ ઇચ્છે તેમ. હું નહીં જઉં. હું અહીં રહીશ. સ્વતંત્રતાની ખાતર, રશીઆની ખાતર, ઘડીભર હું અહીં થોભી જઇશ.

એલેક્સીસ : રશીઆ જરૂર ત્યારે ઘવાશે જ્યારે તું મરશે, વીરા. અને મ્હારીય સર્વ આશાભીલાષા ત્યારે જ નષ્ટપ્રાય થશે–હા, મ્હારી ય...વીરા, આજ તું બહુ કારમાં સમાચાર લાવી છે–માર્શલ લોના–ભયંકર છે, અતી ત્રાસક. મને ખબર ન હતી, મને કશી ખબર ન પડી !

વીરા : તને કેવી રીતે ખબર પડી હોત, વારૂ ? એ તો જબરૂં કાવતરૂં રચાયેલ તેની તને શી જાણ પડે વારૂ ? આપણા સૌ કરતા આ ઝાર જબરો છે, તેના હાથ લોકગણના ખુન થકી રાતા થયા છે, ને તેનો આત્મા અન્યાયના ભારે નર્યા કાળો કુટ થઇ ગયો છે. હાય, રશીઆમા આવાં બે અંતઃકરણો કેવી રીતે એક સાથે રહી શકે છે–તેનું ને ત્હારૂં–તે જ મને નથી સમજાતું !

એલેક્સીસ : વીરા, 'રાજાધીરાજ' હમેશ આવા ન હતા. એકદા તે યે લોકગણને અતીવ ચ્હાતો. એ તો તેમના મુખ્ય મંત્રી પોલ મરાલોફ્સ્કીએ તેમની આવી દશા આણી મુકી. જરૂર આવતી કાલે હું રાજાજી સમક્ષ લોકપક્ષનો બચાવ કરી રહીશ.

વીરા : ઝાર સમક્ષ લોકપક્ષનો બચાવ ? મુર્ખ છોકરા, જેમને માથે મરણ ભમતું હોય તે જ આપણા ઝારને એવા તત્પર થાય છે. ઉપરાંત, એવી દયાને માટે ટેલના એકાન્ત અવાજને ક્યાંથી લેખે છે ત્યાં ? સમસ્ત પ્રજાની આર્ત ચીસ સુણી જે પાષાણ હૃદય ન પીગળ્યું તે ત્હારા સમા એકલદકલના બચાવને માનશે કે ?

એલેક્સીસ (સ્વગત) : છતાં ય હું તો લોકપક્ષમાં બોલીશ જ. વધારેમાં વધારે મને હણશે એટલું જ ને.

પ્રોફેસર : આ રહ્યાં જાહેરનામાં, વીરા. બરાબર છે તે ?

વીરા : હું તેમને વાંચી જોઇશ. કેવો સુન્દર છે તે ? આજના જેટલો કદી ય સુન્દર તેને ન્હોતો દીઠો. દેવી સ્વતંત્રતા ય ધન્ય થઇ, કારણ તેને આવો એક પ્રેમી–આવો એક પુજક મળી રહ્યો.

એલેક્સીસ : કાં, પ્રેસીડન્ટ, શા વીચારમાં ડુબ્યા છો તમે ?

માઇકલ : રીંછને કઇ ઉત્તમ રીતે હણાય તેનો વીચાર કરી રહ્યા છીએ અમે. (પ્રેસીડન્ટના કાનમાં કંઇક કહે છે, ને તેને જરા આઘે લઇ જાય છે)

પ્રોફેસર (વીરાને) : આ રહ્યા આપણા પારીસ તથા બર્લીનવાસી બંધુઓના પત્રો. શા ઉત્તર તેમને આપીશું વારૂ ?

વીરા (તેમને એમ જ હાથમાં લેતી) : મેં જો મ્હારો કુદરતી સ્વભાવ ન વણસાડ્યો હોત, કદી ચ્હાવું નહીં, તેમ ચ્હવાવું નહીં–એવી પ્રતીજ્ઞા ન લીધી હોત, તો જરૂર હું એના પ્રેમબંધે બંધાઇ હોત. અરે, પણ હું મુર્ખ છું, મ્હારી પોતાની દ્રોહી છું, દ્રોહી છું ! પણ ત્યારે

અહીં તે શું કામ આવી રહ્યા?—
સુન્દર તેના તેજસ્વી મુખ સાથે,
સ્વાતન્ત્ર્યે જગાવ્યા તેના હૃદય સાથે,
પુણ્ય પવિત્રતા પાંગરતા તેના
આત્મા સાથે કાં આમ તે મને મળી
રહ્યા? એવું મને કાં થઈ રહે છે.
લોકસત્તાની મશાલ હું તેને વખતો
વખત એવું કાં લાગી રહે છે, કે
ભલે તે મારો રાજા હોય. અરે,
મુર્ખ, 'મુર્ખ', મુર્ખ! કેવી મ્હારી
મનીનામાંથી હું ચળું છું? પાણીથી
ય પોચી બની જઉં છું—સાવ
નબળી! બસ, બસ, બહુ થયું
હવાં! મન સાવધ થા. અને હરનીશ
સ્મરી રહે કે તું નીહીલીસ્ટ છે—
વીપ્લવવાદીની છે, અઘોર—અઘોર
સંહારક શક્તી છે!

પ્રેસીડન્ટ (માઇકેલને): પણ તું પકડાશે નહીં?

માઇકેલ: મને નથી લાગતું. રાજ્યની ગાર્ડના
યુનીફોર્મ હું પહેરી લઈશ; અને
પહેરાગીર કર્નલ તો આપણામાંનો
છે. પછી જ માળે સૌ એકલ છે,
તો બગબર દુર તાકી રહીશ ને
બંદુક ચલાવીશ.

પ્રેસીડન્ટ: કહું ત્યારે કોને?

માઇકેલ: ના, એક શબ્દ નહીં! આપણામાં
એક દ્રોહી છે—દ્રોહી છે.

વીરા: બરાબર છે આ સૌ જાહેરનામાંઓ
ચાલશે. પાંચસો કીવ મોકલો, પાંચસો
ઓડીસા તથા નોવગોરોડ, પાંચસો
વાર્સા, અને હજાર હજાર દક્ષીણના
મુલકોમાં વહેંચાવી રહો. બાકી મને
ખબર છે કે એ લોકને શી આ
જાહેરાતની ગણના છે તે, તેમ
આપણી પણ. એ તો શહેરમાંથી જ
ધા કરેલો રહેલા છે, ગામડામાંથી
નહીં.

માઇકેલ: અને તે પણ તરવારનો, નહીં
કે સાંકળીઓનો.

વીરા: પોલાંડના પત્રો ક્યાં છે વારુ?

પ્રોફેસર: આ રહ્યા.

વીરા: દુઃખી પોલાંડ! રશીઆના ગીધો
તેના હૈયાને ચુંથી રહ્યા છે. ત્યાંના
પણ આપણા બધુંઓને આપણે
નહીં ભુલીએ.

પ્રેસીડન્ટ: ખરું કહે છે તું, માઇકેલ?

માઇકેલ: ખરું! મ્હારા પ્રાણ પાથરી રહું,
જો ખોટું પડે તો.

પ્રેસીડન્ટ દ્વાર ત્યારે સૌ બંધ કરી દો.
એલેક્સીસ ઇવાનેગીવીચ મોસ્કોના
એક વૈદ્યશાળાના વીદ્યાર્થી તરીકે
અહીં જોડાણો, આ માર્શલ લૉ
સંબંધી તેં અમને કાં ન જણાવ્યું,
વારુ?

એલેક્સીસ: મેં, પ્રેસીડન્ટ?

માઇકેલ હા, તેં. તું તે જાણતો હતો—
હારા સમું કોઈ જ નહોતું જાણતું.
એક દીવસનું એ કૃત્ય ન હોય.
આવાં શસ્ત્રોને ઘડતાં તો દીવસો
વીત્યા હોવા જોઈએ તો તેં અમને
કાં ન ચેતવ્યા? એક અઠવાડીઆ પર
તો આબાદ મોકો મળી ગયો હોત.
સ્વાતંત્ર્યના દાવનો છેલ્લો પાસો
ફેંકાઈ રહ્યો હોત. પણ હવાં—હવાં
તે વખત વીતી ગયો. બહુ—બહુ જ
મોડું થઈ ગયું. હું કહું છું શા માટે
આમ તેં એ વાત છુપાવી રાખી?
કહે, કહે?

એલેક્સીસ: સ્વાતંત્ર્યના શપથ લઈ હું
જણાવું છું કે માઇકેલ, તું સાચું
નથી બોલતો. ને નાહકનો મ્હારા
પર આળ ચડાવી રહેલ છે. એ
દુષ્ટ કાનુન વીષે મને જરાક જેટલી

પણ જાણુ નહતી. મહારા આત્માના સમ-બંધુઓ, મેં કહ્યું જ તે વીષે જાણ્યું હોય તો. હું કેવી રીતે તે જાણી શકું?

માઇકલ: કેવી રીતે કેમ? તું તું દ્રોહી છે ના? ગઇ સભા આપણી ખતમ થયે તું કયાં ગયેલ વારૂ?

એલેક્સીસ: મ્હારે મકાન, માઇકલ.

માઇકલ: જુઠ્ઠા! હું ઠેઠ સુધી ત્હારી પાછળ પાછળ આવેલ. એક વાગે રાતના તું અહીંથી છુટો પડેલ. કાળા ત્હારા ડગલામાં ઢંકાઇ જઇ તેં નદી ઓળગી ને નાવડીવાળાને એક સોનામ્હોર દીધી-તેં, ગરીબડા વૈદ્યવીદ્યાના વીદ્યાર્થીએ! પુનઃ પાછો ડગલો વીંટાળી તું આગળ ચાલવા લાગ્યો. મને થયું હું ત્યાં ને ત્યાંજ ત્હારો વધ કરૂં. તેં ધારેલ કે ત્હારી પુંઠે કોઇ જ નથી આવતુ, મુર્ખ! મને તું નથી ઓળખતો; આ શીકારી કુતરો તો ભલભલી ભાળ કાઢી શકે છે. મહોલ્લે મહોલ્લે હું ત્હારી પાછળ ભમ્યો. અન્તે સેન્ટ આઇઝાકના દેવાલયની પાર્શ્વ તું પ્હોંચ્યો, રાજ-મહેલના રક્ષકોને તેમનો જાણીતો શબ્દ જણાવી રહ્યો, ને ત્હારી પોતાની કુંચી થકી ખાનગી એક દ્વાર ઉગાડી રાજમહેલમા તું પ્રવેશ્યો...

સહુ જ વીપ્લવવાદીઓ. રાજ મહેલમા?

વીરા: એલેક્સીસ!

માઇકલ: હું થોભ્યો. રશીઆની આ લાંબી રાત્રીઓના સકળે પ્રહર એમ મેં ત્હારી વાટ જોવામાં વીતાડયા-એવી આશાથી કે જેવો તું બ્હાર નીકળે કે તરતજ તને વીંધી નાખું. પણ તું બ્હાર નીસર્યોજ નહીં. રાજ-મહેલ છોડી તું બ્હાર આવ્યો જ નહીં. મોસ્કોની ધુમસને ચીરતો રક્તરાતો સુર્ય ઉગતો મને પછી જણાઇ રહ્યો. રશીઆના ત્રાસનો-દુઃખનો-આર્તનો સુર્ય પ્રકટતો મેં ન્યાળ્યો. કેમ, ત્યારે રાત્રીઓ તો તું રાજમહેલમાં વીતાડછ ને? રક્ષકોના છુપા શબ્દોય તને તો જાણીતા છે, દ્વારની કુંચી પણ ત્હારી કને છે. અરે, અરે, છુપા રાજદુત! દેશદ્રોહી! મેં તો ત્હારા પર પ્હેલેથીજ ન્હોતો વીશ્વાસ મુકયો-વાંકડીયા ત્હારા વાળ, મીઠલડી ત્હારી વાણી, ને સુસુન્દર ત્હારા, મુખની સુકોમળતા-એ સર્વ મને પ્હેલેથીજ ન્હોતાં રૂચ્યાં. ત્હારા અંગ પર કોયા કષ્ટની નીશાની છે વારૂ? તેં કીયું દુઃખ સહ્યું છે જે? ત્યારે તું કેવી રીતે લોકમાંનો એક હોઇ શકે? તું તો છુપો જાસુસ છે-દ્રોહી-દ્રોહી.

ઓમ્નીસ: તેને હણી રહો-હણી રહો તેને.

(સૌ પોતાના છરાઓ કાઢે છે.)

વીરા: (એલેક્સીસની આગળ ધસી આવી): દુર રહો, માઇકલ! દુર રહો બધા જ. કોઇ જ તેના પર હાથ ન ઉગામી રહો! આપણાં સૌમાં તેજ એક ઉમદા ખીરદવન્તો છે.

ઓમ્નીસ: મારો તેને-હણો તેને-વીંધો તેને.

વીરા: જોઉં છું કેવા તેને હણો છો તે-

પ્રેસીડન્ટ: વીરા, માઇકલે જે કહ્યુ તે તેં ન સુણ્યું? આખી રાત તે ઝારના મહેલમાં રહેલો. તેને છુપો શબ્દ જાણીતો છે, તેમ તેની કને કુંચી

પણ છે. ત્યારે એ પરથી ખાત્રી નથી થતી કે તે છુપો રાજદુત છે?

વીરા : મને માઇકલ પર ભરોસો નથી. તેનું કહેવું જુઠું છે–જુઠું છે! કેમ, એલેક્સીસ કહે કે તે જુઠું છે!

એલેક્સીસ : તે સાચું છે. તેણે જે ક્હ્યું તે જ કર્યું છે. ઝારના મહેલમાં જ મેં તે રાત્રી ગાળી હતી. માઇકલ સાચું જ બોલેલ છે.

વીરા : દુર રહો–પાછા હઠો! એલેક્સીસ મને ત્હારા પર વીશ્વાસ છે. તું અમને કદી ય છેહ નહીં દે પૈસાની ખાતર તું લોકલાગણીને નહીં વેચી દે: તું પ્રામાણીક છે–સાચો છે. કહે, કહે, કે તું છુપો રાજદુત નથી.!

એલેક્સીસઃ છુપો રાજદુત? તમને ક્યાં ખબર નથી કે હું તે નથી જ. ઓ બંધુઓ, હું તો ઠેઠ મરણ–સુધી તમારી સંગે જ જોડાણો છું.

માઇકલઃ હા, હા, ત્હારા પોતાના મરણ સુધી.

એલેક્સીસઃ વીરા, હું સાચું કહું છું તે તું જાણે છે.

વીરાઃ હું તે પુરેપુરું જાણુ છું.

પ્રેસીડન્ટઃ ત્યારે તું અહીં કેમ આવ્યો, દ્રોહી?

એલેક્સીસઃ કારણ હું લોકગણને ચાહું છું.

માઇકલઃ ત્યારે તું તેમની ખાતર શહીદ થઇ શકે છે કેમ?

વીરાઃ માઇકલ, તેનો એક વાળ વાંકો તું કરી રહે તે પહેલાં મને હણ પ્રથમ.

પ્રેસીડન્ટઃ માઇકલ, આપણે વીરાને ખોવી નથી ઘટતી. ભલે ત્યારે જેવી તેની ઇચ્છા.–ભલે આ છોકરો તેની ખાતર જીવતો રહેતો. આજ રાતે આપણે તેને અહીં રાખશું. અત્યાર સુધી તો તેણે આપણને નથી છેતર્યા...

(બ્હાર સૈનીકોનાં પગલાં વાગે છે. દ્વાર ઠોકાય છે)

અવાજઃ રાજાજ્ઞના નામમાં દ્વાર ખોલી રહો!

માઇકલઃ આપણને આણે છેહ દીધો. આ ત્હારું જ કૃત્ય છે, જાસુસ!

પ્રેસીડન્ટઃ માઇકલ, આવ, આમ આવ. અત્યારે એકમેકનાં ગળાં કાપવાનો સમય નથી–જ્યાં આપણાં પોતાના જ ડોકાં કપાવાનો વારો આવી લાગ્યે છે.

અવાજઃ રાજાજ્ઞના નામમાં દ્વાર ખોલી રહો!

પ્રેસીડન્ટઃ બંધુઓ, સૌ જ તમે બુકાનીઓ બાંધી લો. માઇકલ, તું દ્વાર ખોલ. આજ એક આપણે માટે ભાગ્યનો અવસર રહ્યો છે.

(જનરલ કોટમકીન તથા સૈનીકો પ્રવેશ છે.)

જનરલઃ રાત્રીના અગીયાર વાગે સૌ જ નાગરીકોએ પોતપોતાનાં ઘરમાં ભરાઇ જવું–અને પાંચથી વધુ માણસોને ખાનગી રીતે મળવાનો અધીકાર નથી, એ જાહેરનામું તમે નથી વાચ્યું શું એ?

માઇકલઃ અરે, મોસ્કોની સારી ય ભીંતો એના વડે બગડી છે ના.

વીરા : ચુપ, માઈકલ, ચુપ. ના, જી, અમને નથી ખબર તેની. અમે તો ફરતી નાટક મંડલીના ખેલાડીઓ છીએ–રાજાધીરાજ ઝારને ખુશ કરવાને સમારાથી મોસ્કો એમ વારંવાર મુસાફરી કરી રહીએ છીએ.

જનરલ : પણ કંઇક ધાંટાધાંટ હમણાં થઇ રહી હતી, તેનું શું?

વીરા : એ તો નવીન એક કરૂણ રસીક પ્રયોગનું "રીહર્સલ" થતું હતું.

જનરલ : આ જવાબમાં ભાગ્યે જ મને પ્રમાણીકતાનો અંશ જણાઇ રહે છે. આવો, દેખાડો, કોણ છો તમે તે.

ખેલાડીઓની આ બુકાનીઓ ખસેડી લ્યો, અને ઓ સુન્દરી, જોવા દે મને ત્હારી આકૃતી. સૌ પ્હેલાં તને હું જોઇ લઉં જેથી....

કમીડન્ટ: ભલા ભગવાન! આવી બન્યું હવે, વીરા જણાઇ રહી એટલે વગર મોતે મર્યા સમજવું!

જનરલ: સુન્દરી! જવા દે તારી સૌ ટાપટીપ હવે! અને ખોલી દે ઘુંઘટ: નહીંતર ન્હારા સૈનીકો જબરજસ્તીથી તે ખસેડી રહેશે.

એલેક્સીસ: હું કહું છું કે, દૂર હટી જાવ, જનરલ કોટમઝીત!

જનરલ. કોણ છે તું ભલા, આમ લડાકુ સુરમ્બીઓને કહેનારો, વારૂ? (એલેક્સીસ બુકાની છોડી સામે ઉભો છે) અરે, આ તો રાજપુત્ર ઝારેવીત્ચ.

ઓગનીસ: રાજપુત્ર ઝારેવીત્ચ! બસ, આવી બન્યું!

પ્રેસીડન્ટ: હવે તે જરૂર આપણને સૈનીકોને સોંપી દેશે

માઇકલ (વીરાને). મને તેં કાં ન અને બણવા દીધો? લો, હવે અન્ત સુધી લડયા વિના છુટકો નથી.

વીરા. ચુપ, એ આપણને નહીં છોડે.

એલેક્સીસ. જનરલ! તમને ખબર નથી પીતાજી મને રાત દીવસ મહેલમાં ગોંધી રાખે છે તે? મને ય બ્હારનું જગત જોવાના કોડ હોયને? નહીંતર હું અકળાઇ ન રહું અને એટલા જ માટે આ સૌ ખેલાડીઓની વચ્ચે હું આવી ચ્હડયો.

જનરલ: પણ, મહારાજ—

એલેક્સીસ: પણ શું?—ખાત્રીથી કહું છું કે એમના જેવા ઉત્તમ ખેલાડીઓ મેં અદ્યપી નથી જોએલ. દરેક મીનીટ પ્હેલા, જો તમે આવ્યા હોત તો કોક અજબ દશ્યનાં દર્શન તમને થઇ રહ્યાં હોત.

જનરલ: ખરેખર ખેલાડીઓ છે આ? રાજપુત્ર?

એલેક્સીસ: અલબત્ત, એમાં શંકા શી?—એટલું જ નહીં પણ જબરા આદર્શવાળા. બસ, રાજાઓ વીના અન્યની સન્મુખ તેઓ કદી ખેલતા જ નથી.

જનરલ: રાજકુમાર! મને તો લાગેલ કે બરાબર વખતે મેં નીહીલીસ્ટ પર છાપો માર્યો!

એલેક્સીસ: મોસ્કોમાં નીહીલીસ્ટો! શી વાત કરો છો, જનરલ! અને તે યે તમે પોલીસના ઉપરી હો ત્યાં સંભવે ખરૂં? અશક્ય—અશક્ય જ!

જનરલ: અને હું તો હમેશ મહારાજાધીરાજને એ જ એક કહી રહ્યો છું. પણ કોક રાજસભામાં આજ જણાવ્યું કે નીહીલીસ્ટોની અધીષ્ઠાત્રી વીરા સાબુરોફ મોસ્કોમાં આવી ચ્હડી છે...અને એ સુણીને તો રાજાજી સાવ ફીક્કા પડી ગયા, જાણે શેર બશેર લોહી તત્કાળ તેમનામાંથી ઘટી ગયું ન હોય! મેં તો એવો ભય કદીય કોઇના સંબંધી હજી લગી નથી અનુભવેલો.

એલેક્સીસ: શું એ વીરા સાબુરોફ એટલી બધી ભયપ્રદ છે?

જનરલ: જી, હજુર: સારાય યુરપમાં એની આણ વર્તે છે

એલેક્સીસ: તમે કદી એને જોએલ જનરલ?

જનરલ:—જી, મહારાજ પાંચેક વર્ષ પર જ્યારે હું એક સાધારણ કર્નલ હતો ત્યારે નાનકડી એક વીશીમાં વાસણ માંજતી તેને જોએલી. તે કાળે મને

ખબર હોત કે આવડી શી ભયાનક તે નીવડશે તો ત્યાં ને ત્યાં જ એને ઠાર કરી શકેત. સ્ત્રીત્વ તો એનામાં છે જ નહીં. કોઈ સેતાન તેનામાં ભરાયો લાગે છે. છેલ્લા અઢારેક માસથી હું તેની શોધમાં ભમું છું પણ તે હાથમાં આવતી જ નથી. એકદા ઓડિસાના ડુંગરાની શી તેની ઝાંખી થયેલી.

એલેક્ઝીસ: ત્યારે તે કાળે કાં ન પકડી, જનરલ?

જનરલ: અરે, શું કરું? એક ઘાએ તેણે મ્હારા ઘોડાના પગ જ કાપી નાખ્યા. અને હું ઉઠું ને તેની તરફ દોડું તે પહેલાં તો તે અલોપ. પણ હવે તેને ફરીથી જોઉં તો હણ્યા વીના ન જ રહું, એ ચોક્કસ જાણજો, રાજકુમાર! મહારાજાધીરાજે પોતે એના માથા સાટે કંઈક વીસ હજાર રૂપીઆ આપવાના ઠેરાવ્યા છે.

એલેક્સીસ: તમને તે મળે કદાચ, જનરલ પણ મને લાગે છે કે હવે આપણે આ લોકને પોતાનું નાટક ભજવવા દઈએ ને નાહક ભયમાં ન નાંખીએ.

જનરલ: બરાબર છે. પણ તેમના ચેહરા તો જોવાં જોઈએ છે. મહારાજ!

એલેક્સીસ: શી જરૂર છે, જનરલ? તમને ખબર તો છે જ આ જીપ્સીનું ટોળું કોઈ તેમના તરફ જુવે તે ઓછું સહી શકે છે.

જનરલ: ખબર તો છે, મહારાજ, પણ–

એલેક્ઝીસ: પણ શું?–બસ. તે મ્હારા મીત્રો છે–એટલેથી નહીં સર? ઉપરાંત, જનરલ, અહીંની મ્હારી પ્રવૃત્તી સંબંધી એક હરફ સુદ્ધાંતે કોઈને કાને ન જાય હોં, હું તમારા પર વીશ્વાસ રાખું છું.

જનરલ: જરૂર, ખુદાવીંદ! પણ રાજમંડલમાં આપ નહીં આવો? દરબારી નાચ લગભગ પુરો થવા આવ્યો છે ને સૌ આપની રાહ જોઈ રહ્યા છે.

એલેક્ઝીસ: અલબત, આવીશ જ, પણ એકલો જો, જો, હોં, આ ખેલાડીઓ વીષે પણ કોઈ કશું ન જાણે

જનરલ: અને તેમાંય ખાસ કરીને પેલી તમારી મીઠડી જીપ્સી વીષે નહીં, રાજકુમાર? સુસુન્દર જીપ્સી! એક ક્ષણ તો મને દેખવા દો તેનું મુખ-ડાનાં પહેલાં એક ક્ષણ માત્ર. ઘુંઘટ દ્વારા જણાતી આ તેની આંખો કેટલી સતેજ ને વીંધી નાંખે તેવી છે! વાહ, રાજકુમાર! સલામ....

એલેક્ઝીસ: સલામ, જનરલ.

(જનરલ તથા સૈનીકો જાય છે.)

વીરા: (ઘુંઘટ ફેંકી દઈ): બચ્યાં! ને તે ત્હારા થકી!

એલેક્ઝીસ (તેનો હાથ પકડી): બંધુઓ! હવે તો મ્હારો ભરોસો પડ્યો ને?...

# ખુનીઓને ઉત્તમ નાગરીકો બનાવવાની રીત

: લેખક :
ચુનીભાઇ શ્વ. પટેલ

**મ**નુષ્ય એવો શક્તીમાન છે કે તે જે ધારે તે કરી શકે છે, એટલું જ નહીં પણ બીજાઓ પાસે પણ તેમ કરાવી શકે છે. આ દીશામાં અમેરીકામાં એક સામાન્ય મનુષ્યે પ્રયત્ન પુર્વક કેવું કામ કરવા માંડયું છે, તે વાંચીને વાંચક પોતાના જીવનમાં પણ અનેક પરીવર્તનો કરી શકે છે.

**થો**ડા વખત પહેલાં અમેરીકાના અગ્રગન્ય કેળવણીકારો એક પ્રશ્નને છોડવા ભેગા થયા હતા. "ચારીત્ર્ય કેમ ઘડવું?" એ મહાન પ્રશ્ન તેમની આગળ મુકાયો હતો. ઘણી વીચારશ્રેણીઓ ઉપર વીચાર ચલાવવામાં આવ્યો, પણ કોઇએ દઢતાપુર્વક એમ ન કહ્યું કે એની રીત રામબાણ ઇલાજ છે.

જ્યાં એ દેશમાં એક માણસ એવો છે કે જેની ચારીત્ર્ય ઘડવાની રીત દરેક ઘર, નીશાળ કે કેદખાનામાં અજમાવવી જોઇએ છે. તેનું નામ જે. ફ્રેંક રાઇટ, ડી. સી. એસ. (D. C. S.) છે. D. C. S. નો અર્થ એ છે કે (Doctor of Common Sense) "સામાન્ય બુધ્ધીનો વૈદ્ય." આ ઉપાધી તેણે કેદખાનાના કેદીઓ પાસેથી મેળવી છે, કારણ કે તેણે તેમને ખરા રસ્તે ચઢાવ્યા હતા.

આજથી ૨૦ વર્ષ પહેલાં ફ્રેંક રાઇટ રેલ્વેમાં એક સામાન્ય ઇજનેર હતો. રાઇટ કહે છે કે તે વખતના રેલ્વે કામદારો બે વાતમાં મશહુર હતા. એક જુઠા સમ ખાવા અને બીજી દારૂ પીવાની ના ન કહેવી. રાઇટ પોતે આ બે બાબતમાં મશહુર હતો અને વધારામાં દીવસની ૨૦ સીગાર પણ ફુંકી જતો. ડોકટરોએ તેને સલાહ આપી કે જો તે બીડી પીવાનું નહી છોડી દે તો મરી જશે અને જો એકદમ છોડી દેશે તો પણ તે મરી જાય એવો સંભવ છે. ધર્મગુરૂઓએ તેને કહ્યું કે જો તે જુઠા સમ ખાવાના નહી છોડી દે તો નરકમાં જશે. તેણે ઘણા વર્ષ સુધી આ બન્ને કુટેવો છોડવાના **ધીમે ધીમે** પ્રયાસો કરવા માંડયા, પણ નીષ્ફળ નીવડયો. કોઇ પણ માણસ એમ સફળ થયો જ નથી અને થશે પણ નહી. તમારે જો કોઇ નવી ટેવ પાડવી હોય તો ખરો રસ્તો એ છે કે તેની **આજેજ** શરૂઆત કરો.

એક દીવસ રાઇટને વીચાર થઇ આવ્યો કે જે જીંદગીનો તે સરમુખ્યતાર-માલીક છે તે પોતે ચલાવતા એક એન્જીન જેવી છે. તેણે ખુબ વીચાર કર્યો તો માલુમ પડયું કે, એન્જીન એ મનોબળ છે, સ્ટીમ (વરાળ) એ ઇચ્છાશક્તી છે, અને ઇજનેર પોતે એ સારૂં નરસુ સમજવાવાળુ હૃદય છે. આ વીચાર પછી તેણે કુટેવોના ઠેકાણે તંદુરસ્તી, જ્ઞાનતંતુઓની સશક્તી, પૈસાનો બચાવ; અને

છેવટે કુટેવે છોડી દેવાથી કેટલો મોભો જળવાશે વીગેરે વીચારોથી પોતાનું મગજ ભરી દઇ સુઇ ગયો. આ વીચારો તેણે પોતાના મગજમાં એટલી સજ્જડ રીતે ઘુસાડી દીધા કે સવારમાં ઉઠતાં તેણે અજાયબ સાથે જોયું તો તેની બીડી પીવાની આદત એની મેળે નાબુદ થઇ ગઇ હતી. સત્ય એ છે કે તમારા મગજમાં ખરા વીચારો ભરો તો ખોટા વીચારો એની મેળે ભાગી જાય છે અથવા અંદર પેસી શકતા નથી.

બીજા શબ્દોમાં કહીએ તો રાઇટને પ્રકૃતીનું અનાદીકાળનું એક મહાન તત્વ હાથ લાગ્યું હતું. મનોબળ એ બીજું કશું જ નથી પણ સારી અથવા નરસી ટેવો છે, અને ટેવો એ આપણે કેવા વીચારો કરીએ છીએ એ ઉપર બંધાય છે. અને વીચારો! વીચારો સારા યા નરસા લાવવા એ આપણા હાથની વાત છે. આમ જો કોઇ મંપુર્ણપણે જોઇ શકે, તો તે પોતાની જીંદગીને કાબુમાં રાખવાનું બળ મેળવેજ.

રાઇટે આ પ્રયોગ કેટલાક મીત્રો ઉપર અજમાવ્યો, અને તે વીજયી નીવડયો. પાછળથી તેણે કેદખાનાના કેદીઓ ઉપર આ રીત અજમાવી, અને એથી હજારો કેદીઓ સુધરવા માંડયાં એવા સુધરેલા કેદીઓમાંથી ભાગ્યે પાંચ ટકા જેટલા બીજી વાર ગુન્હો કરી કેદખાનામાં ગયા હશે. ઘણાઓ કામ ધંધે વળગી જઇ ખરા શહેરીઓ બની ગયા.

સાત વર્ષ સુધી રાઇટે આ પ્રમાણે કેદીઓમાં કામ કર્યા પછી કોઇએ તેને કહ્યું કે જો આ પ્રયોગ કેદખાનામાં સફળ નીવડયો છે તો શા માટે નીશાળના છોકરાઓ ઉપર ન અજમાવવો જોઇએ? અને એ રીતે ગુન્હાનાં મુળનેજ શા માટે ન છેદવું?

પરીણામે રાઇટને નીશાળના વીદ્યાર્થીઓ ઉપર આ અખતરો અજમાવવાની તક મળી છેલ્લા ૧૦ વર્ષમાં રાઇટના આ "માર્ગ શોધકોએ (Path finders) ૭૫૦૦૦ હજાર વીદ્યાર્થીઓને પોતાની રીતથી વાકેફ કર્યા છે. રાઇટની ડેટ્રોઇટમાં મોટી ઓફીસ છે, અને તેની રીતનું શીક્ષણ પામેલા શીક્ષકો તેમાં કામ કરે છે. દર અઠવાડીયે વીદ્યાર્થીઓ અને કેદીઓમાંથી તેને ૫૦૦૦ કાગળ મળે છે. સોળ વર્ષ થયાં એ એવું સ્થળ ખોળી રહ્યો છે કે જ્યાં તે પોતાની રીત સફળ કરી શકયો ન હોય. તેની રીત શીક્ષીત કે અશીક્ષીત, ગરીબ કે તવંગર, યુવાન કે વૃદ્ધને એકસરખી રીતે લાગુ પડે છે.

ત્યારે તમો આતુરતાથી પુછશો કે "રાઇટ આ લોકોને શું કરે છે"? અમે પણ અમારા બાળકોને શીખામણ તેમજ વારંવાર **ચેતવણી** આપીએ છીએ, પણ આવું સારૂં પરીણામ આવતું નથી.

પણ તમોએ કોઇ વખત તમારા બાળક સાથે બાળક બની તેની ભેગા બેસી વાતો કરી છે? આની અસર કેવી થાય છે તેનો તમને ભાગ્યેજ ખ્યાલ આવી શકે. "માર્ગ શોધકો"ની રીત એજ છે કે તેઓ બાળક સાથે બાળક બની તેમની ચાલતી જીંદગીના પ્રશ્નો વીષે જ વાટાઘાટ ચલાવે. જ્યારે વર્ગમાં આ "માર્ગ-શોધક" આવે છે, ત્યારે બાળકો ઘણા રાજી થઇ જાય છે શા માટે? કારણ કે એની આગળ બાળકને પરીક્ષાઓ પસાર કરવાની હોતી નથી. તેમજ નથી હોતું તેને કોઇ વઢનાર કે તેની કોઇ ટીકા

કરનાર, કોઇ જાતના મારું કે નંબર પણ હોતા નથી. બાળક સ્વતંત્ર–ભયથી મુક્ત, ખરું બાળક બને છે. અને જ્યારે તે બરેબરૂં સ્વતંત્ર બાળક હોય છે, ત્યારે તે જે કંઇ કરતું હોય તેમાં તે પોતાનું સર્વસ્વ રેડે છે.

મા–બાપોમાં આમ બનતું નથી. તેઓ બાળકો માટે ભયંકર, તોપ જેવા હોય છે. ત્યારે બાની બાજુએ બાળક સ્વતઃ અંદરથી બળવાખોર હોય છે. "માર્ગશોધક"નું કહેવું એ છે કે બાળક પોતે પોતાની ટેવો બાંધતા શીખે. મા–બાપ કે બીજા કોઇના ઉપર તેને આધાર રાખવાનો ન હોય. ખરેખર રાઇટ આનાથી પણ વધુ ગહન વીચારો બાળક આગળ પચન થાય તેવા રૂપમાં મુકે છે. દાખલા તરીકે હીમ્મત, કરજ, અહંકાર, પ્રેમ, જવાબદારી વીગેરેના વીચારો બાળકના મગજમાં એવી સચોટ રીતે ઠસાવવામાં આવે છે કે, જ્યારે તે આડે રસ્તે ચડી જવાની તૈયારીમાં હોય તે વખતે તેની મદદમાં આવી ઉભા રહે છે. કારણ કે જેવા તમો વીચારો રાખો તેવાંજ કાર્યો કરવા તમો પ્રેરાઓ છો. દાખલા તરીકે તમારે ખાસ ઉતાવળનો પ્રસંગ ન હોય તેમજ મુસાફરીનો ખાસ કંટાળો ન હોય અને તમારે મુંબાઇથી અમદાવાદ જવાનું બની આવ્યું. તમો વીચાર કરશો કે મેલમાં જવું કે લોકલમાં જવું? તમો જાણો છો કે લોકલ કરતાં મેલ વધારે ઉતાવળે જાય છે. હવે આ દુનીઆમાં એવી કોઇ શક્તી નથી કે જો તમો ઉતાવળે જવાનો વીચાર રાખતા હો તો તે સમયે તમને મેલમાં જતા ખાળી શકાય. જ્યાં સુધી દારૂડીઓ દારૂ પીવાનો વીચાર ધરાવતો હોય, અને બીજા કશાનો વીચાર કરતો ન હોય તો તે જરૂર દારૂ પીવાનો જ. પણ જેવા તમો મેલમાં મુસાફરી કરવાનો વીચાર રાખતા હો, તે સમયે લોકલમાં જવાથી પૈસાનો બચાવ થાય છે એવું ભાન થાય કે તુરતજ તમો મેલમાં જવાનું પડતું મુકશો. હવે તમો પૈસાનો બચાવ થાય છે એ વીચારના સકંજામાં પકડાઇ ગયા. અને તમો લોકલમાં જ મુસાફરી કરવાના. આજ પ્રમાણે તમે, હું અને બીજા પોતાની જીંદગીમાં વર્તી રહ્યા છે. જે વીચારો ખાસ મહત્વના હોય છે તે અનુસાર જ આપણે દોરાઇએ છીએ.

ત્યારે અહીં રાઇટ ખરું કામ કરી રહ્યો છે. તે તમારા મગજમાં જીંદગીનું સંરક્ષણ અને બચાવના વીચારો બરાબર ઠસાવે છે. આવા વીચારોની મદદથી કોઇપણ માણસ દુષ્ટ કર્તવ્ય કરતો અટકી જાય એ સ્વાભાવીક છે. એક એવો ભયંકર માણસ હતો કે તેની પાસે જવું હોય તો ભરેલી રીવોલ્વર જોઇએ. પણ તે "માર્ગશોધક"ના શીક્ષણમાં રસ લેતો થયો અને પરીણામે હાલ તે ૬૦૦ માણસના કારખાનાનો ઉપરી બન્યો છે. રાઇટે આવા જીંદગીના ઉંધા પાટલે બેસી ગયેલા ખુનીઓને ખરા રસ્તે વાળી ઉત્તમ શહેરીઓ બનાવ્યા છે.

રાઇટ શીખવાડે છે કે દરેક મનુષ્યને અમુક વખત અને શક્તી વાપરવાના હોય છે જ. અને જીંદગી એક એવો ભંડાર છે કે તેમાં સઘળી ચીજો સમાયેલી છે. જેઓ એમ પુછે છે કે જીવવાનું સાફલ્ય શું? તેઓએ જાણવું જોઇએ કે મનોબળ કેળવો, સારી ટેવોના વીચાર કરો–ટુંકામાં ચારીત્ર્ય કેળવો. જો તમારા જ્ઞાનતંતુઓમાં સારા વીચારો ઘર કરી રહ્યા હશે તો તમો લોકોપયોગી કામ કરવા જરૂર પ્રેરાશો.*

---

* અંગ્રેજી ઉપરથી.

# રશીઆમાં ઔદ્યોગિક ક્રાંતિ

લેખક : જી. એમ.



દર વર્ષે ૩૦,૦૦૦ મોટરો બનાવવાનું કારખાનું

રશીઆની વધારણીની સામે ભલેને ગમે તેટલું ગંદુ પ્રચારકાર્ય કરવામા આવે, છતા તેઓની સાથે વેપારધંધાનો સમાગમ સાધનારાને તો ખરી વસ્તુસ્થીતીનુ ભાન થાય જ છે રશીઆ જેની સાથે વેપારી પુલ બાંધે છે તે બાજુને રશીઆ તરફથી પુરતા પૈસા મળે છે અમેરીકા આજે રશીઆને મુડી ધીરવા તૈયાર થયું છે. સામકાકા સારી રીતે જાણે છે કે આ પગલામાં જરા યે જોખમ રહેલું નથી. તેના પૈસા ખોટા થનાર નથી. રશીઅન કાર્યકર્તાઓ વેપારી સબંધ નભાવવામા કાબેલ હોય છે એટલું જ નહી પણ તે પાછળ પ્રામાણીકતા પણ સમાએલી છે સામ્યવાદના સુસવાટા વાયરા જ્યા વાય છે એ રશીઆના નામથી કેટલાક સામ્રાજ્યવાદીઓના ભવા ચડી જાય છે, અને અરૂચીની છાપ તેઓના મોંપર તરી આવે છે પણ જેઓએ જાતેજ આ ભુમીની મુલાકાત લીધી છે એના અનુભવ અને વીચારો જાણવાલાયક છે ક્લીવલેન્ડના મી ડબલ્યુ જે ઓસ્ટીન થોડા સમય પહેલાં જ રશીઆના દીદાર દેખી પાછા ફર્યા છે મી ઓસ્ટીન આંતરરાષ્ટ્રીય ઇજનેરી કંપનીઓના પ્રમુખ છે એમની એક કંપનીએ લીધેલા કંટ્રાકટનુ કામ રશીઆમાં કેવું ચાલે છે, એની પ્રગતી થઇ છે કે કેમ એ જાતે નીહાળવા તેઓએ બારીક તપાસણી કરી છે.

આ ઓસ્ટીન કંપનીએ ગયા ઉનાળામા નોવગોરોડ નામના નગર નજદીક રશીઅનો માટે દર વર્ષે ૧૫૦,૦૦૦ ફોર્ડ મોટરો તૈયાર થાય એને માટેનું જંગી કારખાનું ઉભું કર્યું છે. આ કારખાનાનો સરંજામ એવી વીશાળ હાલતમા ઉભો થયો છે કે એને ફોર્ડ નગર તરીકે જ ઓળખવામાં આવે છે. આ નગરમા

કામદારોના રક્ષણ માટે પુરતી સગવડ-વાળાં મકાનો બાંધવામાં આવ્યાં છે, શ્રમજીવીઓની જરૂરીઆતોની વસ્તુઓ વેચનારી દુકાનો ખડી કરવામાં આવી છે, મોજશોખનાં સાધનો એટલે કે સીનેમા નાટક વીગેરેનાં થીયેટરો પણ આંહી ચમકાર કરી રહ્યાં છે. ઉપરાંત કામદાર બંધુઓને શીક્ષણ આપવા માટેની સંસ્થાઓ પણ મોજુદ થઇ છેઃ ટુંકામાં વીસમી સદીની બધીજ સગવડના આ નગરના ખુણેખુણામાં જણાય છે. મી. ઓસ્ટીને નરી આંખે નીહાળી આ વર્ણન આપ્યું છે. એની કંપનીએ ૬૦,૦૦૦,૦૦૦ ડોલરમાં આ નગરને ખતમ કરવાનો કંટ્રાકટ બાંધે ધર્યો છે. આમાંની ૩૦૦૦ એકર જમીનનો ઔદ્યોગીક સેંટર માટે ઉપયોગ કરવામાં આવશે. જ્યાં ૫૦,૦૦૦ માણસો કામ કરી શકશે. આવા જબ્બર કોંટ્રાકટને લઇને મી. ઓસ્ટીન અને તેની કંપનીને રશીઆના ખુબજ પરીચયમાં આવવું પડયું છે. મી. ઓસ્ટીન જાહેર કરે છે કે "૧૯૨૮ માં જ્યારે સોવીયેટ સરકારે પહેલવહેલી આ કંટ્રાકટ વીગેની વાત કાને નાખી ત્યારે મને ખાસ તેની અસર થઇ નહોતી, પણ જ્યારે મારો રશીઅનો સાથેનો સંબંધ અને પરીચય વધતો ગયો તેમ તેમ મારા વીચારો પલટો લેતા ગયા. આવા બાહોશ કોમ્યુનીસ્ટ કાર્યકર્તાઓને મહીને માત્ર ૧૨૫ ડોલરનો પગાર મળતો હતો. આટલે સુધીના પગારથી વધારે કોઇને આપવામાં આવતું નહોતું. આ પગારદારો જો અન્ય દેશોમાં હોય તો તેઓની કુશળતા હજારો રૂપીઆ તેઓના ગજવામાં નાખી દે. આ બીરાદરોના વીચારોની વીશાળતા માટે મને અત્યંત માન પેદા થયું હતું. ઉત્પાદન વેપાર નીતીના સીદ્ધાંતો મને તેઓ પાસેથી શીખવા જેવા લાગ્યા. યુરોપના ઘણા દેશોની મેં મુલાકાત લીધી છે, કંઇક ઉદ્યોગપતીઓ સાથે વેપારધંધાની વાતો કરી છે, પણ રશીઅનો જે ઝડપથી યોજના અંગેના વીચારો ગ્રહણ કરી શકે છે એટલી ઝડપ મેં કોઇની અનુભવી નથી. બીલકુલ ઉદ્યોગવાદના પ્રદેશમાં તો તેઓએ હમણાંથીજ પગલાં પાડવા માંડયાં છે, પણ એ પગલાં તો જંગી યોજના ઘડવામાં વીરમશે-"



રશીઆનાં ફેકટરી નગરો

ઓસ્ટીન કંપનીના બીજા સંચાલક મી. આયાન્ટે ૧૯૨૯ના ઉનાળામાં રશીઆમાં પગ મુકયો હતો. રશીઆના એકેયેએક નગરને તેણે નઝર નીચેથી કાઢી નાંખ્યા એટલુંજ નહીં પણ ત્યાં ચાલના બધા વહેવારની આવી તપાસી. આ રીતી જોઇ તે નાલુબ બની ગયો. કારણ કે એના કાને રશીઆની વેપારતીતી વીશે ખોટીજ આનમી નાખવામાં આવી હતી. ઓસ્ટીન કંપનીએ "પ્લનીંગ" સ્થાપત્ય, ઇજનેરી કામ, વીગેરે પાછળ દેખરેખ રાખવાનો ઠરાવ કર્યો છે, જ્યારે રશીયનો તરફથી તેને અંગેનો માલ તથા મજુરી પુરાં પાડવામાં આવે છે. જ્યાં સુધી કામ ખતમ ન થાય ત્યાં સુધી ઓસ્ટીન કંપનીના હાથમાં બધીજ સત્તા અને જોખમદારી આપવામાં આવ્યાં છે. ૧૯૩૨ના શરૂઆતના સમયમાં આ ફોર્ડનગર તૈયાર થઇ જશે. જંગી મશીનરીની મદદથી રશીયન ઇજનેરોજ "ફોર્ડ" મોટર તૈયાર કરશે. આ માટે મી. ફોર્ડની પરવાનગી મેળવવામાં આવી છે. ફોર્ડના અમેરીકાના કારખાનામાં કેટલાક રશીઅન ઇજનેરોને શીક્ષણ આપવા માટે નોકરીમાં રાખવામાં આવ્યા છે. મી. ઓસ્ટીન જણાવે છે કે:

"અમે રશીઅન કામદારોને મજુરીની ઝડપ શીખવી છે જ્યારે રશીઅનોએ અમને નક્કર એકધારૂં કામ અને વીગતોની અગત્યતા શીખવ્યાં છે."

આંહી કેટલું કામ કર્યું છે તેની પર પગાર આપવામાં આવ છે. જે કોઇ કામગાર ઝડપી કામ કરી આપે તેને તેટલા જાસ્તી બદલો મળે છે. અમેરીકામાં કલાક પ્રમાણે પૈસા ચુકવાય છે પણ ઓસ્ટીન કંપનીએ એ રીતે આહીં ગ્રહણ કરી નથી. રશીઅન કામદાર પોતાની ત્વરીત ગતીમાં એક પ્રકારનું અભીમાન ધરાવે છે. કમઆવડતનો સીક્કો (જો મળે તો) કામદારને કડવા ઝેર જેવો લાગે છે. મી. ઓસ્ટીન એમ ધારતા હતા કે તેઓ એક અમેરીકન વપારી છે, મુડીવાદી સમાજમાં તેઓ ઉછરેલા છે, વેપારધંધાની પ્રામાણીક કમાણીમં તેઓને શ્રધ્ધા છે; આ બધાં કારણે લઇને સોવીયેટ સાથેનો તેઓનો પારો કેમ ચડગે તેની ગડમથલમાં પડયા હતા, પણ જ્યારે ખરેખર કામ કરવાની વાત આવી લાગી ત્યારે તેમને સોવીયેટ રીતી સાથે જરાપણ ઘર્ષણ થયું નહીં. કંપનીને કાંઇ પણ મસલત ચલાવવી હોય તો એક વ્યકતીનો આશ્રય ના લેવો પડતો પણ સોવીયેટે નીમેલી મોટી સમીતી સમક્ષ ફડચો લાવવામાં આવતો. આવી સમીતીની બેઠકો મોડી રાત સુધી ચાલતી. ચર્ચાઓ ખુબ ચાલતી છતાં એકવાર પણ એમ બનવા પામ્યું નહોતું કે જેમાં સમીતીના સભ્યોએ કંપનીના સંચાલકો પ્રત્યે અવીવેક દાખવ્યો હાય! ઓસ્ટીન કંપનીને સારામાં સારો સહકાર આપવામાં આવ્યો હતો.

સોવીયેટના અગ્રેસરો કેટલા વીશ્વાસપાત્ર અને સાચી નીયતના હોય છે તેની ખાત્રી નીચેના દાખલાથી થશે:

ઓસ્ટીન કંપની અને સોવીયેટ વચ્ચે કંટ્રાકટનો કબાલો થઇ ગયો હતો. તે પર બન્ને બાજુ તરફના સહીસીક્કાઓ પણ

લાગી ગયા હતા. આ પછીથી ઓસ્ટીનના આદમીઓએ કબાલાની વીગતમાં તપાસ્યું તે વખ્તે તેઓને તેમાંથી એક જબરી ભુલ જડી આવી. એ ભુલ એટલી સજ્જડ હતી કે જેના પરીણામે ઓસ્ટીન કંપનીને હજારો ડોલરોનો માર સહન કરવો પડે! આ બાબતનું હજુ તો તેઓ રશીઅનોનું ધ્યાન ખેંચે તે પહેલાં તો રશીઅનોએજ એ ભુલની જાણ કરી અને કબાલાખતને ભુલ સુધારી છાપી નાખવાની સુચના આપી. સાફ નીયતનો આ ઘણા-માંનો એક દાખલો છે.

[૩]

ઓસ્ટીન વદે છે કે: "રશીઅનો ઉપર આલમની બજારમાં માલને અણઘટની રીતે ખડકી દેવાનો દોષ મુકવામાં આવે છે પણ એ દોષ સાવ પોકળ છે રશી-અનોનો ઇરાદો બુરો છે જ નહીં, એ અનુભવથી હું એ જાણું છું આજે તો રશીઆ પાંચ વર્ષની યોજનાને સફળ બનાવવામાં તનતોડ મહેનત કરી રહ્યું છે. આ માટે તેઓ પામે સોનું અથવા "ક્રેડીટ" હોવાં જોઇએ તેઓ ઘણાખરા કંટ્રાકટના બદલામાં સોનું ચુકવે છે. આ સોનું હાથ કરવા માટે રશીઆ ઘઉંને બહારગામ ચડાવે છે. એટલે માલના ભાવ ગગડાવવા માટે કે ધંધાને તોડી પાડવા માટે કાંઇ આ વેપાર રશીઆ ખેડતુ નથી ફોર્ડ નગર બાંધવાની યોજના પાંચ વર્ષના પ્લાનનો એક ભાગ છે.



સગવડભર્યું મકાન

રશીઆને જગત ખેતીપ્રધાન દેશ તરીકે પીછાને છે પણ એ દેશને ઉદ્યોગ પ્રધાન બનાવવાની માતબર તૈયરીઓ ચાલી રહી છે. ૧૯૩૩ માં પાંચ વર્ષની યોજના સમાપ્ત થઇ રહેશે ત્યાં સુધીમાં તમામ ખેતીવાડી યંત્રોદ્વારા જ ચલાવવામાં આવશે આ માટે ૩૨૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરનો જંગી ખર્ચ ગણવામાં આવ્યો છે. થોમસ બી. એડીસન ભલેને આ પાંચ વર્ષની યોજના પ્રત્યે નીરાશાવાદી નજર કરે પણ ખરી વસ્તુસ્થીતી એક ઉજળું ચીત્ર જ રજુ કરે છે. મી એડીસન દુઃખી બની લખે છે કે: "આવી યોજનાના અનેકવાર અખતરા થઇ ચુક્યા છે. રેડમેનો અલબત આ બાબતમાં કુશળતા બતાવી છે પણ તેઓ ક્રુર છે. તેઓ મનુષ્ય સ્વભાવને પાનો ચડાવવા ધારે છે તેઓ ઉદ્યોગના અંગે સંશોધનો કરી શકશે. પણ તેઓનો આ ઔદ્યોગીક અખતરો તો જરૂર નીષ્ફળ જવાનો, ઇતીહાસ પણ એમ જ કહે છે કે જે દેશમા ક્રોડાધીપતીઓ વસતા હોય તે

દેશમાં જ સામાન્ય મનુષ્યની પરીસ્થીતી સારી હાલતમાં હોય છે. રશીઅનો નહ-કના પુંછડીઆરોની પાછળ લાગ્યા છે, મને એ વૃત્તી સમજાતી નથી."

. મી. એડીસનના આ અક્ષરો મુડીવાદી માનસનાં સાક્ષાત દર્શન કરાવી આપે છે. મી ઓસ્ટીન તો પોતાનો ધંધો રશીઆમા પાથરીને બેઠા છે, તેમને ઉદ્યોગ, વેપારધંધાનો આબાદ અનુભવ છે. અને તેઓ પણ મુડીવાદી સમાજમાં મોટા થયા છે, પણ તેમની ખુદની રશીઆની મુલાકાતે તેમનાં પડળ ખોલી નાખ્યાં છે. સોવીયેટ સામેની વરાળ કાઢનારાઓ,—એક પ્રકારનું પ્રચારકાર્ય કરવાનો ઇરાદો દેખાડી આપે છે. ઓસ્ટીનના મતો બીજાની વાતો પર બંધાયા નથી અનુભવ પર તેનાં મંડાણ થયા છે એ પરથી રશીઅન માનસની જાણ થવી શકય છે...રશીઆની આ ઔદ્યોગીક ક્રાન્તી જગત પર નવી રોશની પ્રગટાવશે એ શંકા વગરની વાત છે, જગતને એનાં પરીણામ જોવાની હવે કયાં ઝાઝી વાર છે ?*



'કામનો હીસાબ બતાવનાર પાટીઓ'

---

* અમેરીકન 'રીવ્યુ ઓફ રીવ્યુઝ' ઉપરથી.





# જર્મનીની શહેર સ્વચ્છતા

:લેખક:
ડા. પી. જે. બી.

**શ**હેરની સ્વચ્છતા સાચવવાના કામમાં જર્મનીનો નંબર પહેલો આવે છે. ત્યાની મ્યુનીસીપાલીટીની ખંત તેમ જ પ્રજાના સહકારનું એ પરીણામ છે. મુંબાઇ જેવા શહેરોમાં એ રીતનું અનુકરણ થવાની જરૂર છે.

**શહેરની** સુખાકારી માટે યોજાયેલા સાધનો કંઇ એક ક્ષણમા નહોતા શોધાયાં. કેટલાય વર્ષોની સતત મહેનત પછી આખું આરોગ્યવીજ્ઞાન ઉભું થઇ શક્યું છે પણ અત્યારે જર્મની આ વીજ્ઞાનમા સૌથી આગળ છે જર્મનીની મ્યુનીસીપાલીટી એટલે શહેર સુધરાઇમા છેલ્લો શબ્દ શહેરીઓને ઉપયોગમા આવતા પાણીને સ્વચ્છ કરવાની તેની કળા ખરાબ પાણીને શહેર બહાર કાઢી નાખવાને જર્મનીમા યોજાયેલા યંત્રો આજે આખી આલમમા અદ્વીતીય છે તેથી તો જગતના આરોગ્યવીશારદો જર્મનીના શહેરોની સુધરાઇ જોવા બર્લીનને આગણે પધારે છે.

જેમ યંત્રવાદમા આ આદર્શને લઇને તેઓ છેક છેલ્લી કક્ષા સુધી પહોચવા શક્તીવાન બન્યા, તેવી જ રીતે આ મ્યુનીસીપલ સુધરાઇને લગતા કામમા પણ જર્મની આજે ઘણું જ આગળ છે. અત્યારે બહુ જ વેગથી તેઓ સુધરાઇના કામને 'સંપુર્ણ" કરવા યંત્રો યોજે છે અને તેઓ આશા રાખે છે કે જેમ તેઓ સ્વચ્છ પાણી પુરું પાડવા માટે અનુપમ યંત્રો ઉપજાવી શક્યા છે, તેવી જ રીતે આવતા થોડા વર્ષોમા તેઓ બર્લીનના રસ્તાઓ એવા સુંદર અને સ્વચ્છ બનાવી શકશે કે જગત આખું યે ચકીત બનશે.

જર્મનીના તંત્રવાહકોએ મ્યુનીસીપલ તંત્રની પુનર્રચના કરી છે. શહેર સુધરાઇને લગતા કાર્યો સહેલાઇથી, સરળતાથી, અને ઓછા ખર્ચે કરવાની કળા પ્રાપ્ત કરવા તેમણે ખુબ લક્ષ્ય આપ્યું છે. મ્યુનીસીપલ

વીજ્ઞાનવીશારદોએ દીન રાત શ્રમ કરીને રસ્તા પરથી કચરો ઉઠાવી જવાની, તેમ જ કચરાનો નાશ કરવાની નવી રીતો શોધી કહાડી છે. તેમણે કામદારો અને યંત્રોના ઉપયોગ વચ્ચે નવી રીતે કામ લેવાનો યત્ન કર્યો છે, અને યંત્રોનો ઉપયોગ સારી રીતે કેમ થઇ શકે, તેને માટે કામદારોને ખાસ કેળવણી પણ અપાય છે. ડ્રેસડન ખાતે મળેલાં આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં આ નવાં યંત્રો અને નવી રીતોનું પ્રદર્શન કરવામાં આવ્યું હતું અને જ્યારે આ નવી પદ્ધતીનો અખતરો કરવામાં આવ્યો ત્યારે તેઓ સંપુર્ણ રીતે સફળ થયા હતાં.

ઘણાંને અજાયબી લાગશે પણ શહેરના રસ્તા કેમ સાફ કરી શકાય તે પ્રશ્નનો વીચાર કરવા માટે સ્ટટગાર્ટમાં આંતરરાષ્ટ્રીય પરીષદ મળી હતી. આ સભામાં હાજરી આપવા માટે દરેક દેશમાંથી પ્રતીનીધીઓ આવ્યા હતા. આ પ્રતીનીધીઓ સમક્ષ એક રસ્તા પર અખતરા કરવામા આવ્યા હતા. આ રસ્તા પર દરેક જાતની શ્રમ અને યંત્રનો ઉપયોગ કરવામાં આવ્યો હતો અને પછી દરેક અખતરાની કીંમત અને સરળતા માટે નોંધ લેવાતી હતી.

ઝાડુ વાળનારાઓની સંસ્થાના આમંત્રણથી આ પરીષદ મળી હતી. પણ આ પરીષદે કંઇ પણ ઠરાવ કર્યો ન હતો. તેમજ અમુક અખતરાને ખાસ પસંદગી નહોતી આપી. કારણ કે દરેક શહેર અને દરેક ગામને લગતા શહેર સુધરાઇના સવાલો જુદા જુદા હોય છે. અને તેથી એક જ પદ્ધતી પ્રમાણે દરેક જગ્યાએ કામ લેવાય તે અશક્ય છે, શહેરની સુધરાઇના પ્રશ્નો સામાન્ય રીતે લોકોની રહેણી કરણી અને ટેવ પર અવલંબે છે.

શહેરના રસ્તાઓ સ્વચ્છ કરવાનો પ્રશ્ન અનેક ન્હાની ન્હાની બાબતોનો સમુહ છે. આ એક જ કામમાં કેટલીય વસ્તુ સમાઇ જાય છે. જે યંત્રો બર્લીનના રસ્તા પર વાપરી શકાય તે યંત્રોનો ઉપયોગ કદાચ અહીં ન પણ કરી શકાય. તેમજ લંડનની ઠંડી ઋતુમાં જે યંત્રો કામ આપી શકે તે યંત્રો બર્લીનમાં કામમાં ન પણ આવે. પણ શહેરના રસ્તા સાફ કરવાના વીજ્ઞાનમાં જર્મન પદ્ધતી અને જર્મન યંત્રો એવું સ્થાન પામ્યાં છે કે તેનો અભ્યાસ કર્યા વગર કોઇ પણ શહેર સુધરાઇના સંચાલકને ચાલે નહીં. આખા યુરોપમાં એ જર્મન પદ્ધતીનું અનુકરણ બહુ જ ઝડપથી થઇ રહ્યું છે અને સંભવ છે કે લંડન, પેરીસ, મોસ્કો અને રોમ પણ આ જ પદ્ધતી પ્રમાણે સાફ થશે.

શહેરની શેરીઓ સાફ રાખવી એ કામ ઘણું જ કઠણ છે, મુંબાઇ જેવા સામાન્ય શહેરમાં દરરોજ ૯૬૦ ટન જેટલો કચરો સાફ કરવો પડે છે. આ ઉપરાંત તબેલાઓમાંથી આવતું ઘાસ અને છાણનો તે સુમાર જ નથી. દરરોજ ચાર કલાકમાં ૯૬૦ ટન જેટલો કચરો દેવનાર જેટલે દુર લઇ જવામાં મુંબાઇની મ્યુનીસીપાલીટીને ૨૭૧૮૦૧૫ રૂપીઆનો ખર્ચ થાય છે. (૧૯૨૯-૧૯૩૦નો રીપોર્ટ) પણ જર્મનીમાં પ્રમાણમાં ખર્ચ ઓછું થાય છે. કારણ કે જર્મનીમાં લોકસમુહનો સહકાર સારો હોવાથી બહુ જ જલ્દીથી આખું યે શહેર જલ્દીથી અને ઓછે ખર્ચે સાફ થઇ જાય છે.

આ આખું યે કાર્ય ત્રણ વીભાગમાં વહેંચાયું છે, ઘર, રસ્તા, અને યંત્રાલયો માંથી કચરો એકઠો કરવો. પછી તેને બેગો કરવો, અને પછી તેનો જમીન પુરવાના

કામમાં ઉપયોગ કરવો. આમાં જર્મન પદ્ધતી બહુ જ સરળ અને સારી ગણાય છે. જર્મન પધ્ધતી પ્રમાણે દરેક ઘરને સેનીટરી ડબ્બાઓ, આપવામાં આવ્યા છે. આ ડબ્બાઓ એવી જાતના હોય છે કે આપ-મેળે જ વસાઇ જાય. એટલે કચરા ઉપર માંખો બેસે કે દુર્ગંધ મારે તેવો ભય રહેતો નથી. આ ડબ્બાઓમાં એકઠા થતા કચરાને અઠવાડીયામાં માત્ર બે જ વખત લઇ જવામાં આવે છે. જ્યારે મુંબાઇમાં દરેક ઘરમાં 'સેનીટરી બીન્સ' અથવા આ પ્રકારના ડબ્બાઓ રાખવા જ જોઇએ તેવો કાયદો હોવા છતાં અનેક ઘરમાં હજુ તે નથી મુકાયા, એટલું જ નહીં પણ આ ડબ્બાઓમાંથી કચરો ઉઠાવી લેવામાં આવે છે છતાં પણ આપણાં ઘરો અને રસ્તાઓ એટલાં તો અસ્વચ્છ હોય છે કે આપણને ઉભા રહેતાં પણ શરમ આવે.

ડબ્બાઓમાંથી મોટરગાડામાં કચરાને ભર-વાને માટે તેમણે ખાસ યંત્ર યોજ્યું છે. આથી કચરાને જરા પણ હાથ લગાડવા શીવાય કચરો એની મેળે ઠલવાય છે. અહીં મુંબાઇમાં તો એક માણસ મોટરગાડામાં ઉભો રહે છે અને હાથથી કચરો ઠાલવે છે. પણ જર્મન પધ્ધતી પ્રમાણે તો માણસ કચરાને જરા પણ અડતો જ નથી. અને આ નવી યોજના પ્રમાણે કામ થતું હોવાથી કામ ઝડપી, સ્વચ્છ, અને સરળતાથી થાય છે. જર્મન પધ્ધતી પ્રમાણે મોટરગાડામાં કચરો નાખતાં એક પણ કાગળનો ટુકડો નીચે પડતો નથી.

જર્મનીની મ્યુનીસીપલ તંત્રનો સીધ્ધાંત છે કે સ્વચ્છ શેરીઓને સ્વચ્છ રાખવી. અર્થાત કે શેરી કે રસ્તો જરા યે અસ્વચ્છ ન બને તે દ્રષ્ટીએ પગલાં લેવાં. આ દ્રષ્ટીએ કચરો ક્યાં નાખવો, કેવી રીતે નાખવો, શી રીતે તેનો ઉકેલ થઇ શકે એ સર્વ લોક સમુહને શીખવવામાં આવે છે. રસ્તામાં કચરો નાખવો એ ત્યાં અસ્વચ્છતાની પરી-સીમા ગણાય છે. શહેરીઓ પણ સારી રીતે સહકાર આપે છે અને તેઓ જેમ બને તેમ સેનીટરી ડબ્બાઓનો સારો ઉપયોગ કરે છે. આ સેનીટરી ડબ્બાઓના સ્વરૂપમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે. અને તે પ્રમાણે નવી જાતના સારા ડબ્બાઓ દ્વારા હવે કામ લેવાતું હોવાથી કચરો બહુ જ ઓછું ઉત્પન્ન થાય છે અને જે કંઇ થાય છે તે સીધો ઉપાડી શકાય છે. આ પદ્ધતીનું પરીણામ એ આવે છે કે રસ્તામાં કચરો ક્વચીત જ જણાય છે.

બર્લીનના સ્ટેશન પર ત્હમે પગ મુકો કે શહેરની અપ્રતીમ સ્વચ્છતાની ત્હમોને પ્રતીતી થશે. શહેરની સુખાકારી અને સ્વચ્છતા માટે યોજાયેલા સાધનોમાં જર્મન પ્રજાનો પુર્ણ સહકાર એ એક આખી પદ્ધતીનું લાક્ષણીક અંગ છે. દરેક શહેર કે ગામડું હોય પણ પ્રજાનો સહકાર તો હોવાનો જ. મ્યુનીસીપલ તંત્ર જે કંઇ નવી યોજના કરે, નવા માર્ગ લે, કે નવી પધ્ધતી દાખલ કરે, તેને જનતા તરત જ આવકાર આપવાની. કારણ કે જર્મન પ્રજા જાણે છે કે શહેરની સ્વચ્છતા જાળવવાના નવા નીયમો અને નવી પધ્ધતીઓથી ઓછું ખર્ચ થશે. ઓછું ખર્ચ થતાં કર ઓછા થશે. અને પરીણામે શહેરના માનવ સમુહને લાભ થશે. આવી ભાવનાથી ઉત્તેજીત થઇ જર્મન પ્રજા પોતાના મ્યુનીસીપલ તંત્રમાં ખુબ મદદ આપે છે. આ રીતના સ્વચ્છ શહેરની અસર તેમના શરીર અને વેપાર પર સારી થાય છે અને આવા પરોક્ષ લાભો તેઓ મેળવે છે.

જર્મનીમાં બધા જ શહેરીઓનું વર્તન આદર્શ જેવું છે, એમ કહેવું એ વધારે

પડતુ ગણુય. પણ જો કોઇ વ્યક્તી સ્વચ્છતાને માટે સ્થાપેલા નીયમોનું ઉલ્લંઘન કરે કે તેને માટે પોલીસનં ત તૈયાર જ હોય. ત્યાં મ્યુનીસીપાલીટી અને પોલીસ બહુજ સહકારથી કામ લઇને તેઓ સ્વચ્છતા જાળવી રાખે છે. જ્યારે એશીયાની અનુપમ નગરી મુંબાઇમાં તો ઘરમાલીકોને સમજાવતાં પણ મોઢામાં પાણી નેવે ચઢાવવા પડે છે. મુંબાઇના ઘરોમાં સેનીટરી ડબ્બાઓ સ્થાપતા લગભગ ચાર વર્ષ પસાર થઇ ગયા છે છતાં હજુ સ્થીતી તેવીને તેવી જ છે.

મુંબાઇ શહેરમાં લોકોના સહકારનો અભાવ, આપણી અસ્વચ્છ રહેણી કરણી, અને આપણી કેટલીક ગંદી ટેવોએ મ્યુનીસીપાલીટીનું કામ લગભગ આઠગણું વધારી દીધું છે, જ્યારે જર્મનીમાં અઠવાડીઆમાં માત્ર બે વખત કચરો ઉપાડવો પડે છે. (ત્યાં દરેક ઘરમાં ઠંડીને લીધે સગડીઓ સળગતી રાખવાનો રીવાજ હોવાથી ઘણો ખરો કચરો તો ઘરમાં જ બાળી નાંખવામા આવે છે.) ત્યારે અહીં દીવસમાં બે વાર ઉપાડવો પડે છે. જો મ્યુનીસીપાલીટી સાથે પ્રજા સમુદાય મદદ આપે તો કચરો બહુજ જલ્દીથી ઉપાડી શકાય.

એશીયાના કેટલાક સુંદર શહેરો.મા મુંબઇનું તંત્ર તો સૌથી સરસ મનાય છે. કલકત્તા અને મુંબાઇમાં મ્યુનીસીપાલીટીની વ્યવસ્થા સારી હોવાનું મનાય છે. ઇંગ્લાંડમાં થતા નવા અખતરાઓ અહીં કરવામાં આવે છે. છતાં અહીં ઘણું કરવાનું બાકી છે. આપણી અસ્વચ્છ રહેણી કરણી ને સુધારવા માટે ખાસ યત્ન કરવાની જરૂર છે. આ દ્રષ્ટીએ અનેક સુધારા કરી શકાય. દાખલા તરીકે શહેરના બાળકોને મળતા શીક્ષણમાં શહેરને લગતી સ્વચ્છતા માટે ખાસ કેળવણી આપી શકાય. તેમ જ યોગ્ય કેળવણી અને સમજણના માર્ગથી શહેરીઓને તેમની જવાબદારીનું ભાન કરાવી શકાય.

આ દ્રષ્ટીએ મ્યુનીસીપાલ તંત્રે એક પ્રચારખાતું (Publicity Department) કાઢવું જોઇએ. આ પ્રચારખાતું દરેક વોડવાર સ્વચ્છતા માટે પ્રચાર કરે તો બહુ જ થોડા સમયમાં મુંબાઇ શહેરને બર્લીનના જેવું રમણીય સ્થળ બનાવી શકાય.

કામમાં ઉપયોગ કરવો. આમાં જર્મન પદ્ધતી બહુ જ સરળ અને સારી ગણાય છે. જર્મન પધ્ધતી પ્રમાણે દરેક ઘરને સેનીટરી ડબ્બાઓ, આપવામાં આવ્યા છે. આ ડબ્બાઓ એવી જાતના હોય છે કે આપ-મેળે જ વસાઇ જાય. એટલે કચરા ઉપર માંખો બેસે કે દુર્ગંધ મારે તેવો ભય રહેતો નથી. આ ડબ્બાઓમાં એકઠા થતા કચરાને અઠવાડીયામાં માત્ર બે જ વખત લઇ જવામાં આવે છે. જ્યારે મુંબાઇમાં દરેક ઘરમાં 'સેનીટરી બીન્સ' અથવા આ પ્રકારના ડબ્બાઓ રાખવા જ જોઇએ તેવો કાયદો હોવા છતાં અનેક ઘરમાં હજી તે નથી મુકાયા, એટલું જ નહીં પણ આ ડબ્બાઓમાંથી કચરો ઉઠાવી લેવામાં આવે છે છતાં પણ આપણાં ઘરો અને રસ્તાઓ એટલાં તો અસ્વચ્છ હોય છે કે આપણને ઉભા રહેતાં પણ શરમ આવે.

ડબ્બાઓમાંથી મોટરગાડામાં કચરાને ભર-વાને માટે તેમણે ખાસ યંત્ર યોજ્યું છે. આથી કચરાને જરા પણ હાથ લગાડવા શીવાય કચરો એની મેળે ઠલવાય છે. અહીં મુંબાઇમાં તો એક માણસ મોટરગાડામાં ઉભો રહે છે અને હાથથી કચરો ઠાલવે છે. પણ જર્મન પધ્ધતી પ્રમાણે તો માણસ કચરાને જરા પણ અડતો જ નથી. અને આ નવી યોજના પ્રમાણે કામ થતું હોવાથી કામ ઝડપી, સ્વચ્છ, અને સરળતાથી થાય છે. જર્મન પધ્ધતી પ્રમાણે મોટરગાડામા કચરો નાખતાં એક પણ કાગળનો ટુકડો નીચે પડતો નથી.

જર્મનીની મ્યુનીસીપલ તંત્રનો સીધ્ધાંત છે કે સ્વચ્છ શેરીઓને સ્વચ્છ રાખવી. અર્થાત કે શેરી કે રસ્તો જરા યે અસ્વચ્છ ન બને તે દ્રષ્ટીએ પગલાં લેવાં. આ દ્રષ્ટીએ કચરો ક્યાં નાખવો, કેવી રીતે નાખવો, શી રીતે તેનો ઉકેલ થઇ શકે એ સર્વ લોક સમુહને શીખવવામાં આવે છે. રસ્તામાં કચરો નાખવો એ ત્યાં અસ્વચ્છતાની પરી-સીમા ગણાય છે. શહેરીઓ પણ સારી રીતે સહકાર આપે છે અને તેઓ જેમ બને તેમ સેનીટરી ડબ્બાઓનો સારો ઉપયોગ કરે છે. આ સેનીટરી ડબ્બાઓના સ્વરૂપમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે. અને તે પ્રમાણે નવી જાતના સારા ડબ્બાઓ દ્વારા હવે કામ લેવાતું હોવાથી કચરો બહુ જ ઓછો ઉત્પન્ન થાય છે અને જે કંઇ થાય છે તે સીધો ઉપાડી શકાય છે. આ પદ્ધતીનું પરીણામ એ આવે છે કે રસ્તામાં કચરો ક્વચીત જ જણાય છે.

બર્લીનના સ્ટેશન પર તમે પગ મુકો કે શહેરની અપ્રતીમ સ્વચ્છતાની ત્હમોને પ્રતીતી થશે. શહેરની સુખાકારી અને સ્વચ્છતા માટે યોજાયેલા સાધનોમાં જર્મન પ્રજાનો પુર્ણ સહકાર એ એક આખી પદ્ધતીનું લાક્ષણીક અંગ છે. દરેક શહેર કે ગામડું હોય પણ પ્રજાનો સહકાર તો હોવાનો જ. મ્યુનીસીપલ તંત્ર જે કંઇ નવી યોજના કરે, નવા માર્ગ લે, કે નવી પધ્ધતી દાખલ કરે, તેને જનતા તરત જ આવકાર આપવાની. કારણ કે જર્મન પ્રજા જાણે છે કે શહેરની સ્વચ્છતા જાળવવાના નવા નીયમો અને નવી પધ્ધતીઓથી ઓછું ખર્ચ થશે. ઓછું ખર્ચ થતાં કર ઓછા થશે. અને પરીણામે શહેરના માનવ સમુહને લાભ થશે. આવી ભાવનાથી ઉત્તેજીત થઇ જર્મન પ્રજા પોતના મ્યુનીસીપલ તંત્રમાં ખુબ મદદ આપે છે. આ રીતના સ્વચ્છ શહેરની અસર તેમના શરીર અને વેપાર પર સારી થાય છે અને એવા પરોક્ષ લાભો તેઓ મેળવે છે.

જર્મનીમાં બધા જ શહેરીઓનું વર્તન આદર્શ જેવું છે, એમ કહેવું એ વધારે

પડતું ગણાય. પણ જો કોઇ વ્યક્તી સ્વચ્છતાને માટે સ્થાપેલા નીયમોનું ઉલ્લંઘન કરે કે તેને માટે પોલીસતંત્ર તૈયાર જ હોય. ત્યાં મ્યુનીસીપાલીટી અને પોલીસ બહુજ સહકારથી કામ લઇને તેઓ સ્વચ્છતા જાળવી રાખે છે. જ્યારે એશીયાની અનુપમ નગરી મુંબાઇમાં તો ઘરમાલીકોને સમજાવતાં પણ મોઢામાં પાણી નેવે ચઢાવવા પડે છે. મુંબાઇના ઘરોમાં સેનીટરી ડબ્બાઓ સ્થાપતા લગભગ ચાર વર્ષ પસાર થઇ ગયા છે છતાં હજુ સ્થીતી તેવીને તેવી જ છે.

મુંબાઇ શહેરમાં લોકોના સહકારનો અભાવ, આપણી અસ્વચ્છ રહેણી કરણી, અને આપણી કેટલીક ગંદી ટેવોએ મ્યુનીસીપાલીટીનું કામ લગભગ આઠગણું વધારી દીધું છે. જયારે જર્મનીમાં અઠવાડીઆમાં માત્ર બે વખત કચરો ઉપાડવો પડે છે. (ત્યાં દરેક ઘરમાં ઠંડીને લીધે સગડીઓ સળગતી રાખવાનો રીવાજ હોવાથી ઘણો ખરો કચરો તો ઘરમાં જ બાળી નાંખવામાં આવે છે.) ત્યારે અહીં દીવસમાં બે વાર ઉપાડવો પડે છે. જો મ્યુનીસીપાલીટી સાથે પ્રજા સમુદાય સહકાર આપે તો કચરો બહુજ જલ્દીથી ઉપાડી શકાય.

એશીયાના કેટલાક સુંદર શહેરોમા મુંબાઇનું તંત્ર તો સૌથી સરસ મનાય છે. કલકત્તા અને મુંબાઇમાં મ્યુનીસીપાલીટીની વ્યવસ્થા સારી હોવાનું મનાય છે. ઇંગ્લાંડમાં થતા નવા અખતરાઓ અહીં કરવામાં આવે છે. છતાં અહીં ઘણું કરવાનું બાકી છે. આપણી અસ્વચ્છ રહેણી કરણી ને સુધારવા માટે ખાસ યત્ન કરવાની જરૂર છે. આ દ્રષ્ટીએ અનેક સુધારા કરી શકાય. દાખલા તરીકે શહેરના બાળકોને મળતા શીક્ષણમાં શહેરને લગતી સ્વચ્છતા માટે ખાસ કેળવણી આપી શકાય. તેમ જ યોગ્ય કેળવણી અને સમજણના માર્ગથી શહેરીઓને તેમની જવાબદારીનું ભાન કરાવી શકાય.

આ દ્રષ્ટીએ મ્યુનીસીપાલ તંત્રે એક પ્રચારખાતું (Publicity Department) કાઢવું જોઇએ. આ પ્રચારખાતું દરેક વોર્ડવાર સ્વચ્છતા માટે પ્રચાર કરે તો બહુજ થોડા સમયમાં મુંબાઇ શહેરને બર્લીનના જેવું રમણીય સ્થળ બનાવી શકાય.

# બીજી વારનાં લગ્ન (—નવલીકા—)

: લેખક :

સમાજ સુધારક

વિજેતાઓની સેના પરાજીતોના ગામ ઉપર ધસી આવતી હોય અને તે ગામમાં જેવી દોડાદોડી થઇ રહે, તેવી દોડાદોડી અરૂંધતીના કુટુંબીજનોમાં થઇ રહી હતી. ગભરાટ, ગમગીની, અકળામણ, ગુસ્સો, શોક, શરમ એ બધી લાગણીઓના શંભુમેળાની છાપ તેમનાં મુખમંડળને આવરી રહી હતી.

ખાનગીમાં તેઓ બધાં અરૂંધતીના નામ પર ગાળોનો વર્ષાદ વર્ષાવતાં, તેની સાનીધ્યમાં એને સમજાવવાનો દેખાવ કરતાં.

છેક જ સામાન્ય બાબત હતી. છતાં એ સામાન્ય ઘટના અરૂંધતીનાં સંબધીજનોને દુનીઆ ડોલાવી નાખનારી લાગતી હતી

સુર્ય એકાએક ઠંડો પડી ગયો હોત, ગુજરાતના સપાટ પ્રદેશમાં એકદમ ભભુકતો જ્વાળામુખી ફાટી નીકળ્યો હોત, ભયંકર ભુકંપથી લાખ્ખો મનુષ્યો પૃથ્વીના ગર્ભમાં ગર્ક થઇ ગયાં હોત કે પ્રચંડ રેલથી આખો ગુજરાત ડુબીને ખલાસ થઇ ગયો હોત, તો પણ કદાચ એમને એટલું કષ્ટ થયું હોત કે કેમ એ એક પ્રશ્ન છે.

પરંતુ અત્યારે તે બધાંને માથે દુ:ખના ડુંગર ઢળી પડયા હતા એવું તેઓ બધાં બતાવતાં હતાં એ વાત તો સાચી જ હતી. અરૂંધતી અત્યારે તેમનાં બધાંનાં મોઢાં કાળાં કરવા નીકળી હતી એવું તેઓ માનતાં હતાં, રૂદ્રમુખની અઢાર પેઢીના પુર્વજોને તે પોતાના એક જ વીચારથી સ્વર્ગમાંથી સીધા નર્કમાં ધકેલી દેવા તૈયાર થઇ હતી, એવી સહુની ખાત્રી થઇ ગઇ હતી. રૂદ્રમુખના કુટુંબને જ નહીં પણ સારી યે બ્રાહ્મણ જ્ઞાતીને મસ્તકે તે કાળામાં કાળા કલંકની કદી એ ન ભુંસી શકાય તેવી શાહી રેડવા તત્પર બની હતી એવી એમની અચળ શ્રદ્ધા હતી.

અરૂંધતી વીધવા બન્યા પછી લગ્ન કરવા નીકળી હતી, તેથી જ આ વંટોળીઓ ચડયો હતો.

[૨]

"અરે! એના તે શા ભાર છે? એક પળમાં એને સીધી દોર બનાવી ન દઉં તો મારૂં નામ સનબામા નહીં!" એવી હીંમત ભીડીને અરૂંધતીની ફોઇ સાસુ તેને ત્યાં કમર કસી, દાંત કચકચાવીને આવ્યાં.

પીસ્તાલીસ વર્ષ એમના માથા ઉપરના વહુંતીઆ વાળ ભુંખરા બની ગયા હતા, એમનું ઉપર ઉપસી આવેલું પહોળું નાક, નીચલા હોઠની બહાર નીકળી પડેલા ચાર દાંતને ઢાંકવા મથવામાં નીષ્ફળ જતાં આગળ ધસી આવતો ઉપરનો હોઠ, ગાલના ઉપલા ભાગની બહાર ઉપસી આવેલાં જડબાં, ઠુંકી દાઢી તેમજ ભમર અને વાળની વચ્ચે દોઢ આંગળ દેખાતું કપાળ એમને જીવતી રાક્ષસીણી

જેવાં જ બનાવવામાં મહત્વનો ભાગ ભજવનાં હતાં, તેમાં એમની ખોખરી કર્કશ વાણી ભળતાં તેમની વીકરાળતામાં વધારો થતો હતો.

"એલી અરૂંધતી!" ઘરમાં આવતાં જ ધમણ જેવાં નસકોરાં નીચાં ઉંચાં કરતાં સત્યભામાએ રાડ જ નાખી, "તું આ શું કરવા બેઠી છે?"

અરૂંધતી એવા ફુફાડાઓથી ગભરાઇ જાય તેમ નહોતું. કોઇ સાસુ નડીઆદથી આવ્યાં તે પહેલાં અમદાવાદમાંના એના અનેક સગાઓ તેની આગળ એવી ધમકીઓ આપવા આવી ગયા હતા.

"તમે એ જાણો છો, પછી શું કામ પુછો છો."

અરૂંધતીએ શાક ખરીદવા ગઇ હોય અને કાછીઆ સાથે વાત કરતી હોય તેનાથી એ વીશેષ નીરાંત અને બેતમા સાથે કહ્યું.

"એટલે શું તું એમ માને છે કે તને કોઇ પુછનાર નથી?" ફાટી ગયેલા ઢોલ કરતાં યે વીશેષ ખોખરા અવાજે સત્યભામા વળી બરાડી.

"પુછનારાનો હમણાં પાર નથી; પણ મારે તેમની પરવા નથી."

"એટલે?"

"એટલે એ જ કે હું મારે શું કરવું તેનો નીશ્ચય કરી ચુકી છું."

"નીશ્ચયવાળાની દીકરી ન જોઇ હોય તો! તારો નીશ્ચય બીશ્ચય કયાંય નીકળી જશે. તું એમ સમજે છે કે મારો રૂદ્રમુખ ગયો એટલે તું એના બાપદાદાની આબરૂની સાથે ગમે તેમ રમત રમી શકીશ? ના, ના. તે નહીં બને, સમજીને?"

"મારે એમાં કશું નવું સમજવાનું નથી."

અરૂંધતી ઉકળતી ન હોતી, તેમ સત્યભામાની ચીસોથી ગભરાતી નહોતી. એથી સત્યભામાને વધુ લાહ્ય લાગતી હતી. તે પોતાને ભારે રૂઆબદાર માનતી હતી, એના પીયર અને સસરાના પક્ષની ચાર ચાર પેઢીની બાયડીઓ એમના એક જ તાડુકાથી ઢીલી ઢફ બની જાય એવો એમનો અખંડ આત્મવીશ્વાસ આજે મુળમાંથી કકડભુસ થઇ રહ્યો હતો, તેથી એમને બહુજ લાગી આવતું હતું, અરૂંધતી શાંતી જાળવી રાખતી હતી તેમાં એને પોતાનું ભયંકર અપમાન થયેલું લાગતું હતું.

"સમજવાનું હોય કે નહીં, તું મારા બાપના કુળની આબરૂને આગ લગાડવા ઉભી થઇ છે!"

"તમે બધાં જીવતા માણસનાં ખોળીઆંની આસપાસ આગ લગાડવા ઉભાં થયાં છો, તેના કરતાં જે આબરૂ જોઇ શકાતી નથી, જે માત્ર કલ્પનાનો જ વીષય છે, અને જેને નામે મારા જેવી અનેક નીરાધાર સ્ત્રીઓને છુંદી, કચડી, પીલી તેને જીવનભર ભડભડતી હોળીમાં સળગતી રાખવાનો પ્રપંચ રમાય છે, તેવી આબરૂને આગ લગાડાતી હોય તો તેથી મને જરા પણ દુઃખ નથી થવાનું."

"તારૂં એ બધું ડહાપણ મારે સાંભળવું નથી. ધુળ પડી તારા એ ડહાપણમાં, કાળા મોંઢાની, વહાલાં મુઇ, રાંડ મારા બાપને ઘેર તારા જેવી કયાંથી આવી? ઓય! મા, રે!......ઉહુ હુ હુ હુ!"

સત્યભામાએ મકાનની વચ્ચે જ બેસીને ઠુઠવો મુકયો, તે માથાં કુટવા માંડી, છાતી પીટવા લાગી અને મોંઢે આવે તેવું બોલતી મોંકાણ માંડીને બેઠી!

એ તમાશો જોઇને પોળના માણસો અરૂંધતીના નાનકડા ઘરમાં ઉભરાવા લાગ્યા, કેટલાક કજીયો જોવાના રસીયા

ચોવટીયા રૂદ્રમુખના સગાં સંબંધીઓને બોલાવવા દોડ્યા.

અનેક માણસોને માટે એ બનાવ. વીના પૈસાની ભવાઇ જેવો થઇ પડ્યો!

[ ૩ ]

સત્યભામાની રોકકળ કંઇક શાંત થઇ.

ફોકટનો તમાસો જોવા આવનારાં માટેનું આકર્ષણ ઓછું થયું.

ધીરે ધીરે ટોળું પાછું વીખરાવા લાગ્યું.

રૂદ્રમુખના કેટલાક પીત્રાઇઓ, તેનો દુરનો કાકો, મશીઆઇ ભાઇ અને થોડીક સંબંધી સ્ત્રીઓ હજી ત્યાં હતી.

અરૂંધતીએ તેમને કહ્યું :

"આવાં તોફાનથી શું વળવાનું છે? તમે જો આ બાબતને બહુજ ગંભીર માનીને મહત્વ આપતા હો, તો આવા ભવાડા કરવાથી કંઇ વળે તેમ નથી."

"ભવાડા તો તું કરવા બેઠી છે."

રૂદ્રમુખના એક કાકાએ ધમકીની ઢબે કહ્યું.

આ બધી ઉશ્કેરણીથી અરૂંધતીનાં બે નાનકડાં બાળકો ઉષા અને અરૂણ—હેબતાઇ જઇને માતાના ખોળામાં ભરાઇ ગયાં હતાં.

ઉષા પાંચ વર્ષની અને અરૂણ ત્રણ વર્ષનો હતો, તેમને બાપડાંને આ બધી શું આપત્તી છે તેની કશી સમજ પડતી નહોતી, તેતો એમજ માની રહ્યાં હતાં કે, 'માને આ બધા લોકો મારવા એકઠા થયા છે' એટલે ગભરાતાં તે માતાની સોડયમાં લપાઇ ગયાં હતાં.

તેમને માથે મમતાળુ હાથ ફેરવતાં અરૂંધતીએ કહ્યું :

"તમારે મારી પાસેથી બધી વાત સાંભળવી હોય તો બધાં અંદર આવો, બહારનાં માણસોને અહીંથી કાઢો. જુઓ, હું તમારી કોઇની તાબેદાર નથી, છતાં મારા મનની વાત હું તમને જણાવવા તૈયાર છું."

રૂદ્રમુખના માશીના છોકરાએ તે વખતે ફાજલ માણસોને સમજાવીને ધમકાવીને બહાર કાઢયાં.

અને બાકીનાં—રૂદ્રમુખનાં થોડાંક સગાં અરૂંધતીની સાથે અંદરના ઓરડામાં ગયાં.

કરૂણ, ગંભીર ભાવે અરૂંધતીએ તેમને પોતાની વાત કહેવા માંડી.

"તમે બધાં આટલાં બધાં ઉશ્કેરાઓ છો તે બધું ખરૂં છે કે ખોટું તેની મને ખબર નથી, પરંતુ તમને સહુને આવડી મોટી સંખ્યામાં, અમારાં સગાં થતાં આવેલાં મેં તો હમણાં હમણાં જ જોયાં છે."

અરૂંધતીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, તે જોઇને એનાં બન્ને બાળકો રડવા લાગ્યાં.

એ બાપડાં માનતાં હતાં કે, "બાને આ બધા મારવા આવ્યા છે એટલે બા રડે છે."

તેમને ફરીથી છાતી સરસાં ચાંપીને અરૂંધતીએ કહેવા માંડયું:

"તમને બધાંને અમારે માટે કેટલું લાગે છે તે તો હું આટલાં વર્ષોમાં બરાબર જોઇ શકી છું. અમારાં લગ્ન થયાંને સાત વર્ષ થયાં, તે પછી મારાં સાસુ ગુજરી ગયાં, એમની માંદગી એક વર્ષ લંબાઇ, અમારી પાસે કશો જીવ ન હતો, એક નાનકડું ઘર હતું, તે વેચાવીને મારાં સાસુ પાછળ ન્યાત કરાવવાનો આગ્રહ કરવા તમે આવેલા, તેને ય પાંચ વર્ષ થઇ ગયાં. એમને મીલમાંથી પચીસ

રૂપીઆ મળતા હતા, એટલામાં આવી મોંઘવારીમાં અમે અમારો સંસાર જેમ તેમ નીભાવતાં હતાં, અમદાવાદ જેવા શહેરમાં પચીસ રૂપીઆમાં ચાર ચાર જીવનનું પુરૂં કેમ થતું હશે, તે તો વીતી હોય તે જાણે! એમાંય ઘર વેચાયું એટલે ભાડાના મકાનમાં જવું પડયું. આ દશામાં છેલ્લા એક વર્ષથી એમને લકવો થયો, એ વર્ષ મેં કેવી રીતે વીતાવ્યું તે જોવા સુદ્ધાં યે તમારામાંથી કોઇ આવ્યું ન હતું. હું એમ પુછું છું કે, આજે તમારાં બધાંને કોઇને કોઇ બહાને આબરૂમાં હોળી સળગતી દેખાય છે, તેમાંથી કોઇને પણ એમની માંદગી વખતે અમારી ખબર જોવા કે આશ્વાસન આપીને ય આબરૂનું રક્ષણ કરવાનું કેમ સુઝયું નહીં?"

"સહુ સહુનું ચલાવે, આવા ખર્ચાળ શહેરમાં એમ તે મદદ કરવા જેવી કોની શકતી હોય?"

એક બુઢ્ઢા કાકાએ કહ્યું.

"ખરૂં છે, અને તેથી જ મારે કોઇની ઉપર બોજા રૂપ થવું નથી. એ જીવતા હતા ત્યાં સુધી ગમે તેમ કરીને પણ મેં એમની તરફની મારી ફર્જ બજાવી----"

"અરે એ જીવતો હતો ત્યારે તેં એને લાતે માર્યો હોત અને તેની ચાકરી કરી ન હોત તો કંઇ નહીં, પણ બ્રાહ્મણનો અવતાર લઇને આવી છે અને નાતરે જવાની વાત કરે છે તેથી તો અમારી સાત પેઢીઓ નર્કમાં પડશે, અમારાં સહુનું મ્હોંઢું કાળું થશે."

સત્યભામા વચ્ચે જ કકળાટ કરવા લાગી.

પરંતુ તેને નહીં ગણકારતાં અરૂંધતીએ પોતાની વાત ચલાવી.

"એમની માંદગીમાં મેં મારા થોડાક દાગીના હતા તે તેમજ ઘરનું વેચવા જેવું તમામ રાચરચીલું પણ વેચી નાખ્યું છે. હજી મારી ઉમ્મર એકવીશ વર્ષની છે. હવે મારાં બાળકોનું અને મારૂં શું થાય, અમારે અમારૂં જીવન કેવી રીતે ગાળવું?"

"છોકરાંને અમે અનાથાશ્રમમાં મુકવાની ગોઠવણ કરીએ, અને તું કોઇની રસોઇ કરજે. શહેરમાં જોઇએ તેટલી મજુરી મળે છે, ગમે તો કોઇનાં વાસણ કુસણ ધોજે----"

રૂદ્રમુખની માશીનો દીકરો બોલવા લાગ્યો.

તેને વચ્ચે જ અટકાવતાં અરૂંધતીએ કહ્યું:

"એથી તમારા માશીના દીકરાના કુટુંબની આબરૂ રહેશે, એમને?"

"હા! હા!"

એ ચાર જણા સામટા બોલ્યા,

"અને મજુરી કરવા જનારી મારા જેવી જુવાન સ્ત્રીઓની આ સમાજમાં સલામતી છે એમ તમે માનો છો?"

"કેમ નહીં?"

"તમે એમ માનવા છુટા છો. પણ મારી જાણમાં એવા અનેક દાખલા છે કે તેમની દશા વેશ્યા જેવી થઇ પડે છે."

"પણ નાતરૂં કરીને તેઓ કુટુંબને તો હલકું પાડતી નથી ને?" સત્યભામા વળી તાડુકી.

"ખરૂં છે, તમારે બધાંને મન ખાનગી રીતે વેશ્યા જેવું જીવન ગાળે તેનો કંઇ વાંધો નથી, પણ પ્રામાણીક પણે પુનર્લગ્ન કરીને જીવન ગાળે તેમાં તમને વાંધો છે. એમજ ને?"

"હા, હા. એમાં શું?"

"એ તમારા વીચારો ભલે તમને મુબા-રક હો,' મારે એ રીતે બીજાની પગારદાર વેશ્યા બનવું નથી, અને મારાં છોકરાંને અનાથાશ્રમમાં મોકલવાં નથી. તમારા ને મારા વીચારમાં ફેર છે..."

"બહુ ચાંપલી ન થા, મોટા વીચારના ફેરવાળી ન જોઇ હોય તો?"

એનો દુરનો કાકો સસરો બોલી ઉઠયો.

"હું એવાં અપમાન સાંખવાની નથી, એ હું તમને કહી દઉં છું. સીધી વાત કરવી હોય તો ઠીક, નહીં તો એવી જ ભાષામાં તમારે અપમાન સાંખવા તૈયાર થવું પડશે."

અરૂંધતીએ ચંડીકા રૂપ બનાવવાનો આરંભ કર્યો.

એની કંઇક અસર થઇ.

"પણ હવે તારે બીજું શુ કહેવું છે એ ટુંકામાં પતાવને?" બીજા એક ભાઇ બોલી ઉઠયા.

"હું તમને એમ પુછું છું કે, એમને બદલે હું મરી ગઇ હોત તો? આ છોક-રાંને નામે તમે એમને ફરીથી પરણવાની સલાહ આપવા આવ્યા હોત ખરૂં ને?"

"એમાં શું? એતો પુરૂષ હતે. પુરૂષ ગમે તેટલી વખત પરણી શકે, સ્ત્રીથી એમ ન થાય."

"શા માટે ન થાય? શું પુરૂષ મનુષ્ય છે અને સ્ત્રી નથી?"

એનો જવાબ કોઇ આપી શક્યું નહીં.

"પુરૂષને કમાવવા જવું પડે, એનાથી ઘર ખટલાનો બોજો ઉપાડી શકાય નહીં, અને વળી નાનાં બાળકો કોણ સાચવે? એ કામ સ્ત્રીનું છે."

એક પુરૂષે થોડીવાર રહીને કહ્યું.

"ખરૂં છે. તેજ રીતે હું સ્ત્રી છું. હીંદુ સમાજ સ્ત્રીઓને આથીંક છુટા પણું આપતો નથી, અને સ્ત્રી કમાવ જાય તે પસંદ કરતો નથી; એટલે મારા જેવી વીધવા સ્ત્રી ઘર ખટલાનો બોજો ઉઠાવીને ત્રણ જણનાં પેટ ભરવાની જવાબદારી શી રીતે ઉપાડી શકે? કેમકે કમાવું એ કામ પુરૂષનું છે!"

અરૂંધતીનો જવાબ સાદો છતાં જડબાં તોડ હતો. પેલું આખું ટોળું કેવળ રૂઢીવશ અંધશ્રદ્ધા ઉપર જ આધાર રાખ-નારૂં હતું, તેમાંથી કોઇની પણ હીંમત અરૂંધતીને જવાબ આપવા જેટલી ન હોતી.

અરૂંધતીએ જ તેથી આગળ દલીલ કરવા માંડી: "જેમ વીધુર પુરૂષ વીધુરાવસ્થાનું પાલન કરે તેટલા માટે તેનાં કોઇ સગાં સંબંધી એની રસોઇની વ્યવસ્થા કરવા, તેનાં બાળકોને સાચવવાની હાંલહેડ ઉઠા-વવા અને માંદગીમાં તેની સેવા કરવા—બાપદાદાની આબરૂ બચાવવા માટે પણ—તૈયાર થતાં નથી, તેમ નીર્ધન વીધવાનાં બાળકોના તેમજ તેના પોષણ માટે બાપ-દાદાની આબરૂની ખાતર પણ તેના કોઇ સંબંધીઓ તત્પર થતા નથી. આમ બન્ને ઘટનાઓ સમાન છે. તેમાં પહેલી ઘટનાનો તોડ પુરૂષને આગ્રહ કરી કરીને ફરીથી પરણાવવાથી સમાજે કાઢયો છે, બીજી બાબતનો તોડ કાઢવામાં જ માત્ર સમા-જના કેટલાક માણસો વીરોધ કરે છે, પરંતુ સ્ત્રીઓ જ તે વીરોધનો વીરોધ કરી પોતાને માટે નવો રસ્તો શોધી શકે તેમ છે. મારે એ નવો ચીલો પાડવો છે. બોલો હવે તમારે કંઇ કહેવું છે?"

બધાં સ્તબ્ધ થઇ ગયાં, કેમકે કુટું-બની આબરૂ બચાવવાની મોટી મોટી વાતો કરવા છતાં ત્રણ માણસના પોષણનો

આથી'ક ઓન્ને ઉપાડવા તેમાંથી એક પણ માણુસ તૈયાર નહોતો.

સત્યભામા ટગર ટગર બધા પુરૂષો સામે જોઇ રહી અને થોડીવાર પછી તે બરાડી ઉઠી :

"મુઆ, બાયલાઓ! આ ફાટયું ફાટયું બોલી રહી છે ને તમે સાંભળી રહ્યા છો. આટલા બધા મર્હો અહીં એકઠા થયા છો, તમારે મોંઢે મુછ છે કે સાવરણીઓ ઉગી છે? આ રાંડને અહીં'ને અહીં પુરી કરી નાખો!"

પણ સત્યભામાનો પડકાર વ્યર્થ ગયો! કેમકે અરૂંધતીનું ખુન કરીને ફાંસીને માંચડે ચડવા કોઇ તૈયાર નહોતું.

એટલે શીંહ જેવા થઇને આવેલાઓ ધીરે ધીરે ગરૂર ગરૂર કરતા વીખેરાવા લાગ્યા.

સત્યભામા પણ ત્યાં ઉભી ન રહી.

[૪]

તે પછી ત્રીજેજ દીવસે વીધવા ઉત્તેજક મંડળન આશ્રય નીચે અરૂંધતી અને અકુરનાં લગ્ન થયાં.

અકુર પચીસ વર્ષનો નૌજવાન હતો. તે પોતાનું મોટરનું કારખાનું ચલાવતો હતો. રૂદ્રમુખના મકાનની બાજુમાંજ તે રહેતો હતો.

લગ્ન સમારંભ વખતે થયેલા ભાષણો વખતે મંડળના મંત્રીએ કહ્યું :

"ભાઇ અકુરને પોતાની ન્યાતમાંથી કન્યા મળતી હતી, પરંતુ વીધવાઓ સાથે લગ્ન કરવા ઓછામાં ઓછા યુવકો તૈયાર થાય છે, તે માટેજ તેમણે આ લગ્ન કરવાનું પસંદ કર્યું છે. અમેરીકા, ઇગ્લાંડ, અને જર્મનીમાં પાંચ વર્ષ ગાળી એ, ભાઇએ ગયેજ વર્ષે અમદાવાદ આવી પોતાનું સ્વતંત્ર કારખાનું કાઢયું છે."

અરૂંધતીએ પોતાની જીવન કથા ટુંકામાં કહી સંભળાવીને છેવટે કહ્યું;

"હીંદુ સમાજના એકપક્ષી અત્યાચારોની સામે થવાનો હીંદુ વીધવાઓ માટે હવે યોગ્ય સમય આવી પહોંચ્યો છે. તેથી મેં મારાં બાળકોને અનાથાશ્રમમાં મોકલવાનું અને જાતે એકાદ ધનીકની ખરીદેલી દાસી અને વેશ્યા બનવાનું મારાં સંબંધીઓ થઇને આવેલાંઓનું કહેણુ સ્વીકાર્યું નથી. અકુર મારાં બન્ને બાળકોનો પાલક પીતા થવા તૈયાર છે, તેની જીવનસાથીની બનવામાં હું મને પોતાને ગૌરવશાળાની માનું છું," પરંતુ તેથી વધુ ગૌરવ તો સમાજના અત્યાચારો સામે થવાની હું હીંમત ખીલવી શકી તેમાં હું જોઉં છું."

અકુરે છેવટે કહ્યું.

"મારા કાર્યનો વીરોધ કરનારાઓ કેવા છે તેમને હું બરાબર ઓળખું છું. તેમનામાં શીદ્ધાંત પાલનનું નીનીબળ નથી પરંતુ જેઓ આજે મારી પ્રશંસ કરે છે, તેમને મારે એટલું જ કહેવું છે કે, તમારી પોલી પ્રશંસાનો શબ્દોમાં સમાવેશ ન કરતા, હીંદુ સમાજને અનેક વીધવાઓના પાપ ભારમાંથી મુક્ત કરવી હોય, સમાજના સીતમથી રંડસાતી એ નીર્દોષ સ્ત્રીઓના ઉગ્ર નીશ્વાસોની હોળીઓમાંથી સમાજને સળગી જતો બચાવવો હોય, તો તમારામાંથી જેઓ કુંવારા હોય તેઓ માત્ર વીધવા સાથે જ લગ્ન કરવા તત્પર બનજો અને બીજા કુંવારાઓને તેમ કરવા સમજાવજો."

# સ્વાધીન અર્થવાદ

: અંગ્રેજીમાં લેખક :
ફીલીપ પે. એમ. એ.

: અનુવાદક :
ચુનીલાલ ભટ્ટ બી. એ.

મુડીવાદની ચુસણુનીતી અને સમાજવાદની એ નીતી અટકાવવાની રીતો બન્નેમાં ચુસણુનીતી સામે વીરોધ બતાવવા છતાં, સમુહવાદના કાર્લ માર્કસના સીદ્ધાંતોને નહીં સ્વીકારનાર જર્મન અર્થશાસ્ત્રી સીલ્વીઓ ગેસેલે 'સ્વાધીન અર્થવાદ'ની નવી યોજના બતાવી છે. તે અનુસાર જાણીતા સ્વીસ અર્થશાસ્ત્રી ડૉ. ક્રીસ્ટને લખેલા નીબંધનો અંગ્રેજીમાં ફીલીપ પે. એમ. એ. એમણે અનુવાદ કર્યો છે. તે ઉપરથી પ્રસ્તુત નીબંધ લખાયો છે. સ્થાપીત હક્કનો તે પણ અસ્વીકાર કરે છે અને શ્રમજીવીઓને અર્થલાભ થાય તેવી યોજના તે સ્વીકારે છે, છતાં તે વ્યક્તીવાદની વર્તમાન યોજનાને મુળમાંથી ઉથલાવી નાખવાનો વીરોધ કરે છે. અર્થશાસ્ત્રની બાબતમાં રસ લેનારાઓને માટે આ 'સ્વાધીન અર્થવાદ'ના સીદ્ધાંતો જાણવાથી રસ પડે તેમ છે. સ્વીટઝર્લેન્ડ અને જર્મનીમાં આ 'વાદ' તરફ જનતાનું લક્ષ સારી રીતે આકર્ષાયું છે.

## : લેખાંક બીજો :

## સ્વાધીન-નાણું

ભાવોનો આધાર ચલણી નાણાં ઉપર રહેલો છે એટલુ જ નહીં પરંતુ તે નાણું જેટલી ઝડપથી લોકોમાં ફરે છે તેના ઉપર પણ રહેલો છે. આ બન્નેને ઘણોખરો અરસપરસ સંબંધ છે. જ્યારે ચલણી નાણું વધે છે ત્યારે તે લોકોમાં વધુ ફરે છે અને પરીણામે ભાવ વધે છે. વેપારીઓ કહે છે કે વેપાર સારો છે. તે સપાટાબંધ ખરીદી કરે છે એટલે નાણાંની હેરફેરની ગતી વધે છે. પણ લોકોમાં ફરતું નાણું ઘટવાથી ભાવો ઘટે છે ત્યારે તેથી ઉલટું જ બને છે. વેપારી ઓર્ડર આપવાનું મુલતી રાખે છે અને નાણાંની હેરફેરની ગતી અટકી જાય છે.

આ નીયમને પણ અપવાદ છે. જર્મનીએ કાગળનાણું ૩૦૦૦૦૦૦ કરોડ માર્કનું ઇ. સ. ૧૯૧૮ માં કાઢ્યું. પણ તેની હેરફેરની ગતી ન વધી. કારણ કે ભવીષ્યમાં શું બનશે તેની બીકે લોકો નોટોને સંઘરી રાખવા લાગ્યા. આ પછી રહેલ કાગળનાણાંને ગતી આપવાનું જર્મન સ્ટેટ બેંક પાસે કંઇ પણ સાધન નહોતું.

આ એકલી જ મુશ્કેલી નથી નાણાં વ્યવહારને સ્થીર કર્યા પછી વ્યાજનો દર

નીચે પડે છે ત્યારે સેવીંગ બેંક અને બીજાં તેવાં સ્થળોમાં આવતા પૈસાનો પ્રવાહ ધીમે ધીમે ઓછો થાય છે, અને ખાનગી લોકો પાસે પૈસા એકઠા થાય છે. કોઇ દીવસે શેર બજારમાંથી ભાવ વધવાની ખબર ફેલાતાં તે નાણું બજારમાં ઉતરી પડશે અને ભાવો એકદમ વધી જવાથી નાણાં વ્યવહારની સ્થીરતા તુટી જશે.

આ ઉપરથી એમ જણાય છે કે રાષ્ટ્રીય કરન્સી ઓફીસે કાગળનાણું કાઢવાનું કામ કાબુમાં રાખવું એટલું જ નહી પરંતુ તેની હેરફેર વધારવા ઘટાડવાનું કામ પણ હાથમાં રાખવું. આ કાર્ય માટે કરન્સી ઓફીસના કાર્યને તોડી પાડનાર ખાનગી માણસો પાસે એકઠું થતું નાણું અટકાવવું જોઇએ.

જેમ પઠાણી વ્યાજ સામે ફોજદારી પગલાં નથી લઇ શકાતાં તેમ ખાનગી માણસ પાસે પૈસો ભેગો થતો અટકાવવા ફોજદારી પગલાં લેવાં એ નકામું છે. હજારો વર્ષોથી ભારે વ્યાજ અટકાવવા માટે કાયદા કરવામાં આવ્યા છે, પણ તે ફોગટ ગયા છે. જો નાણાં વ્યવહારને સ્થીર કરવો હોય તો આ મુશ્કેલીનો ઉકેલ ક્યાંથી જ થઇ શકે તેમ છે. જો પૈસાની હેરફેર થવાનું કાબુમાં ન આવે તો નાણાં વ્યવહારની સ્થીરતા આવવી અશક્ય છે.

આ મોટા પ્રશ્નનો ઉકેલ સીલ્વીઓ ગેસેલે ૩૦ વર્ષ ઉપર શોધી કાઢેલા સ્વાધીન નાણાંથી થઇ શકે છે. નવાઇની વાત તો એ છે કે તેની આ શોધ આજ સુધી લોકોની જાણમાં આવી નથી.

સ્વાધીન નાણું એ કાગળનાણું છે જે દર અઠવાડીએ તેના એક હજારમા ભાગ જેટલું કીંમતમાં ઘટે છે. આ ઘટને લીધે આવતી ખોટ તે નોટ જેની પાસે હોય તેને ખમવાની હોય છે. દર શનીવારે તે જેની પાસે હોય તે તે નોટ પર એક સ્ટેમ્પ ચોટાડે છે, એટલે તે બીજા અઠવાડીઆમાં પુરેપુરી કીંમતે બજારમાં ચાલી શકે છે.

અમેરીકન નાણામાં સ્વાધીન નાણું ૧-૫-૨૦-૧૦૦ ડોલરની નોટોમાં કઢાય અને ૧-૨-૫-૧૦ સેન્ટના પોસ્ટના સ્ટેમ્પ જેવા સ્ટેમ્પ આ કામ માટે કાઢવામાં આવે. આ સ્ટેમ્પ નોટની મુળ કીંમત સાચવવા માટે દર અઠવાડીએ વાપરવામાં આવે તો તે સ્વાધીન નાણું કહેવાય.

૧૦૦ ડોલરના નોટવાળાએ ૧૦ સેન્ટનો એક સ્ટેમ્પ દર અઠવાડીએ નોટ પર જણાવેલી તારીખે ચોટાડવો. આ પ્રમાણે વર્ષનાં ૫૨ અઠવાડીયાં હોવાથી વર્ષ દીવસે ૫.૨ ટકા જેટલો નોટની કીંમતમાં ઘટાડો થવાનો. તે નોટ રાખનારને જ આપવો પડવાનો છે. વર્ષ આખરે તેના ઉપર પુરેપુરા સ્ટેમ્પ લગાઇ જશે, એટલે તેને લોકોમાંથી પાછા ખેંચી નવા વર્ષ માટે નવા નોટ કાઢવા જોઇશે.

સ્વાધીન નાણું એવું નાણું છે કે લોકો તેને બચત કરેલા પૈસા તરીકે ઘરમાં નહી રાખી શકે. વ્યવહાર માટે વપરાતું નાણું, અને બચત તરીકે રખાતું નાણું એમ બે જુદાં પડવાથી સ્વાધીન નાણું લોકોમાં ફરતું જ રહેશે. તેને બચાવીને ઘરમાં સંઘરી શકાય નહી. કારણ કે તેની કીંમત ઘટતી જાય છે. સ્વાધીન નાણું રાખનાર તેને રાખવાથી થતા નુકશાનથી ઉગરવા બીજાને આપશે. તે મફત તો નહી આપી દે પરંતુ નીચે જણાવેલ ચાર રીતો પૈકી એક રીતે આપશેઃ-(૧) માલ ખરીદવામાં (૨) મજુરી ચુકવવામાં. (૩) દેવુ પતાવવામાં (૪) ઉછીના કે વ્યાજે ધીરવામાં.

સ્વાધીન નાણું ફરજ્યાત કરવાથી જો તે માલ ખરીદવામાં વપરાય તો તેથી માલનો ઉપાડ વધશે, એટલે ઉદ્યોગોને ઉત્તેજન મળશે. જો તે મજુરી ચુકવવામાં વપરાય તો એનો અર્થ એ કે મજુરોની જરૂરીયાત વધશે, અને મજુરીના દર વધશે. જો તે દેવું ચુકવવામાં વપરાય તો લોકોમાં વ્યાજે નાણાં લેવાની માગણી ઘટશે, અને જો વ્યાજે નાણાં આપવામાં વપરાશે તો ધીરનારા વધશે. એટલે પરીણામે નાણાં વ્યવહારને સ્થીર કર્યા પછી વ્યાજનો દર ઘટશે અને જ્યારે સ્વાધીન નાણું દાખલ થશે ત્યારે તે ખુબ ઘટશે.

રાષ્ટ્રીય ચલણીનાણાંની ઓફીસના કાર્ય ઉપર નાણું સંઘરનારાઓ ઘણી વખત પાણી ફેરવી દે છે તે સ્વાધીન નાણું દાખલ કરવાથી એકદમ અટકી જાય છે. કારણ કે વ્યાજનો દર ઘટીને શુન્ય થાય તો પણ સ્વાધીન નાણાંએ ફરવું જ જોઇએ. કારણ કે દર અઠવાડીએ કીંમતમાં ઘટતા જતા પૈસા ઘરમાં રાખવા તે કરતાં જેને ત્યાં પૈસા જોખમમાં નથી તેવાને વગર વ્યાજે ધીરવા એ ઘણું સારૂં છે.

આ સ્થળે લક્ષમાં રાખવું જોઇએ કે સ્વાધીન-નાણું અર્થાત્ તેના નોટ કીંમતમાં ઘટે છે, નહી કે બેંકોમાં જમા મુકેલ નાણું, ધીરેલા પૈસા, ગીરો ઉપર આપેલ પૈસા અથવા વીમાની રકમો વગેરે. પૈસા બચાવવાના આજ ખરા રસ્તા છે, અને વધારે સહીસલામત છે. કારણકે આ પૈસાની ખરીદવાની શક્તી ઘટતી નથી.

સ્વાધીન નાણું કીંમતમાં ઘટે છે એ નાની અડચણ છે. પણ આ નવી જાતનું નાણું અને સ્થીર કરેલાં નાણાંવ્યવહારની એકઠી અસર ઘણી સારી થાય છે. નાણાં-વ્યવહાર સ્થીર થવાથી સ્વાધીન નાણાંને ખરીદવાની મુકરર શક્તી કાયમની પ્રાપ્ત થાય છે. આથી મજુરોને લાભ થાય છે, અને લેણદારોને પણ લાભ થાય છે. વીશેષમાં મજુરોને રોકનાર માણસો પણ પોતાની ભાવી યોજનાઓ ઘણી જ ચોકસાઇથી નક્કી કરી શકે છે. પણ અત્યારે ચાલતા નાણાં-વ્યવહારમાં તો વેપાર ધંધો ક્યાં સુધી ધમધોકાર ચાલશે એ કંઇ જ ધારી શકાય નહીં.

સ્વાધીન નાણાંનો એક બીજો પણ લાભ છે. નાણાં વ્યવહાર સ્થીર થવાથી વેપારીઓ કપડો આપશે કે ભાવો વધવાની આશાઓ હવે જતી રહી એટલે ધંધો મરી જશે. પરંતુ ભાવોની સ્થીરતા થવાથી લોકોનું આર્થીક જીવન સ્થીર થશે એ મોટો લાભ છે. સ્વાધીન નાણાંથી બીજો વધુ લાભ પણ થાય છે. તે નાણું વાર્ષીક ૫.૨ ટકા ઘટે છે એટલે ભાવો દર વર્ષે ૫.૨ ટકા વધે છે એમ સ્પષ્ટ છે. પરીણામે સ્વાધીન નાણું ભાવોને સ્થીર રાખે છે એટલું જ નહી પરંતુ વેપારને જોઇતું ઉત્તેજન પણ આપે છે. આપણે ઉછળતા ભાવો તરફ જોઇએ છીએ ત્યારે રોજી કમાનાર મજુરોને અને લેણદારોને થતા નુકશાનને જોવાનું નહન વીસરી જઇએ છીએ.

જો લડાઇની શરૂઆતમાં આ નાણાં-પદ્ધતી સ્વીકારવામાં આવી હોત તો લોકોની કેટલી બધી આર્થીક સંકડામણો અને દુઃખો નીવારી શકાયાં હોત?

## આંતરરાષ્ટ્રીય નાણાં વ્યવહાર

જો દેશની અંદર નાણાંવ્યવહાર સ્થીર કરવામાં આવ્યો હોય તે દેશનો બીજા દેશોની સાથે નાણાંવ્યવહાર સ્થીર રહે એ ઘણું ઇચ્છનીય છે. જે દેશોને પરદેશ સાથે ભારે વેપાર છે તેને માટે આ ઘણું અગત્યનું છે.

લડાઇ પહેલાં જુદા જુદા દેશો વચ્ચે નાણાવ્યવહાર સ્થીર હતો આ સ્થીર નાણા વ્યવહારનું કારણ ઘણુંખરૂં સોનું કહેવામાં આવતું હતુ

બધા દેશોમા સોનનાણું હતુ માટે નાણાવ્યવહાર સ્થીર હતો એમ કહેવુ એ ખોટું છે વસ્તુત બધા દેશોમા એકજ જાતનુ નાણુ હતુ માટે નાણાવ્યવહાર સ્થીર હતો એ વાત સાચી છે બધા દેશોમા વ્યવહાર માટે સોનાને કાયદેસર નાણુ ઠરાવવાથી એક દેશમાથી બીજા દેશમા સોનુ સહેલાઇથી ગયુ, અને પરીણામે આતરરાષ્ટ્રીય વ્યવહાર માટે તે વપરાયુ પર તુ સોનાએ જે તે દેશની અદરના ભાવોને સ્થીર કર્યા નથી અથવા ભાવોને ચડતા અટકાવ્યા નહી પરતુ બધા દેશોમા એકી સાથે આ ઉથલપાથલ કરી એક દેશમા ભાવોમા અનહદ વધારો થતા માલના કે તુર્તજ સોનુ દેશ બહાર ઘસડાવા લાગ્યુ પરીણામે ત્યા ભાવો નીચા જવા લાગ્યા, અને બીજા દેશોમા ભાવો સહેજ વધવા લાગ્યા આ રીતે સઘળા દેશોમા ભાવોમા પ્રમાણસર વધઘટ થવાથી તેમનો અરસપરસ નાણા વ્યવહાર આપો આપ સ્થીર રહેવા લાગ્યો

સોનામા કઇ એવો ગુણ નથી કે જેથી નાણા વ્યવહાર સ્થીર રહી શકે પરતુ સઘળા દેશોએ સોનાને નાણા તરીકે સ્વીકારવાથી તે આતરરાષ્ટ્રીય નાણુ બન્યુ જો સઘળા દેશોએ ચાદીને, તાબાને, લોઢાને કે કોડીઓને પણ નાણા તરીકે સ્વીકાર્યુ હોત તો બધા દેશોનો આતરરાષ્ટ્રીય નાણાવ્યવહાર સ્થીર રહે જ

સ્વાધીન નાણુ સ્વીકારનાર દેશો આતરરાષ્ટ્રીય નાણાવ્યવહારની સ્થીરતા રાખવા માટે તે તે દેશોના પ્રતીનીધીઓના એક મડળ દ્વારા આતરરાષ્ટ્રીય કાગળનાણુ કાઢે તો કામ સરળ થઇ શકે અને તે દેશોની અદર ભાવોની સ્થીરતા જળવાઇ રહેશે એટલુ જ નહી પરતુ આતરરાષ્ટ્રીય વ્યવહારની સ્થીરતા પણ જળવાઇ શકશે

## સરકારની શાખ

કોઇ પુછશે કે નાણું નીયમીત રીતે કીમતમા ઘટે ત્યારે તે નાણુ કાઢનાર સરકારની શાખનુ શુ ? પણ જો સરકાર પોતે લીધેલા પૈસા તેટલી જ ખરીદ કરવાની શક્તી સાથે પાછા આપે તો તે સરકારની શાખ ઉલટી વધે ભાવો વધવાથી સરકારે જે પૈસા વ્યાજે લીધા હોય તે પૈસાની ખરીદ કરવાની શક્તી ઘટશે, એટલે જેમણે પૈસા ધીર્યા હોય તેમને મોટી ખોટ જાય દાખલા તરીકે કેટલી બધી લોનોના ભાવ દર વર્ષ ગગડતા જાય છે, કારણ કે વ્યાજનો દર વધે છે વીશેષમા સરકારને ધીરેલા પૈસાની ખરીદ કરવાની કીમત આજે ઘટી છે એટલે સરકાર તે પૈસા પરત આપવાનો વીચાર પણ ન કરે

દી દમા કપની સરકારે ત્રણ ટકાની લોન કાઢેલી આજે છ ટકાની લોન કાઢવાથી ત્રણ ટકાની લોનનો ભાવ ૫૦ થઇ ગયો બીજુ ત્રણ ટકાની લોન કાઢી ત્યારે પૈસાની ખરીદ કરવાની શક્તી વધારે હતી, અર્થાત્ સોઘવારી હતી પણ આજે તેની તેટલી શક્તી રહી નથી, એટલે તેટલી મોઘવારી નથી પરીણામે ત્રણ ટકાની લોનવાળાને ૧૦૦ ની લોન આજે વેચે તો રૂ ૫૦ આવે એટલુ જ નહી પરતુ રૂ ૧૦૦ વડે જ્યારે તે લોન ખરીદી ત્યારે જેટલી જમીન, કે બીજી ઉપયોગી ચીજો તે ખરીદ કરી શકત, (જો ભાવો બમણા થયા ગણીએ તો) તેથી અર્ધી જમીન કે ઉપયોગી ચીજો આજે તેજ રૂ ૧૦૦થી

ખરીદી શકે તેમ છે. પરંતુ આજે તે રૂ. ૧૦૦ના લોનના કાગળના રૂ. ૧૦૦ નથી મળતા પરંતુ રૂ. ૫૦ મળે છે. અને પહેલાં રૂ. ૨૫ વડે તે જેટલું ખરીદી શકતો તેટલું આજે રૂ. ૫૦થી ખરીદ કરી શકે છે. એટલે સરકારને ધીરેલી રકમની આજે ચોથા ભાગ જેટલી કીંમત થઇ ગઇ.

પણ જો નાણાંવ્યવહાર સ્થીર કરવામાં આવ્યો હોય તો આવું નુકશાન જવાનો બીલકુલ સંભવ રહે નહી. એથી આગળ જઇને એમ પણ સુચવીએ છીએ કે સરકારી લોનોનો ભાવ એકસરખો એટલે સરભર રહે તેવું કરવું પણ જરૂરતું છે.

આમ કરવાથી ઘણા લાભો થાય તેમ છે. પ્રથમ તો આ લોનોનો સટ્ટોડીયાઓ ઉપયોગ કરી ભાવોની ઉથલ પાથલ નહી કરે. કારણ કે લોકો પોતાના બચત પૈસા લોનોમાં રોકે તે યોગ્ય છે, અને બચત રકમની કીંમતમાં ફેરફાર ન થાય એ જરૂરી છે. બીજું લોકોમાં ફરતું નાણું કીંમતમાં ઘટે તેવું દાખલ કરવાથી લોકો તે બચાવી ઘરમાં ભરી મુકી શકશે નહી.

વીશેષમાં સરકારી લોનોના ભાવ હંમેશાં સરભર રહેવાથી, રાષ્ટ્રીય દેવું પરત ભરીદેવાનું સરળ પડે છે. કારણ કે નાણાંવ્યવહાર સ્થીર હોય, અને સ્વાધીન નાણું પ્રચારમાં હોય ત્યારે જો વ્યાજનો દર ઘટે તો સરકારી લોનોનો ભાવ પણ ઘટાડવો જ જોઇએ. જો તેમ કરવામાં ન આવે તો લોનોના ભાવ વધશે. માટે વ્યાજનો દર ઘટાડવાથી જે રકમ બચે તે દેશનું કરજ ફીટાડવામાં [સિન્કીંગ ફંડમાં?] સહજે વાપરી શકશે. વળી ધીરેલી રકમ લેણદારને વહેલી પાછી મળે તેથી બીજો મોટો લાભ કયો હોય?

આમ કરવાથી લડાઇમાં ઉભી કરવી પડેલી લોનોનાં ભારે વ્યાજ ભરવા માટે ભારે કરના બોજા પ્રજા પર નહી નાખવા પડે; પરીણામે આવતી કેટલી પેઢીઓ સુધી જનતાને ભારે કરના બોજા તળે કચરાવાનું મટી જશે.

## જમીનનો હક

વેપાર ઉદ્યોગોને એકહથ્થુ રાખવાની બાબતમાં રાજ્યને હસ્તક જ તે હોવા જોઇએ એવો સમાજવાદીઓનો સીદ્ધાંત ઘણો સાચો લાગે છે. એકહથ્થુ રાખવાથી તેની સામે હરીફાઇ રહેતી નથી. આનો અર્થ એમ નથી કે તેની સામે આવની હરીફાઇને કૃત્રીમ રીતે કાઢી નાખવી. સઘળા સમાજવાદી સાહીત્યમાં જમીનના હક્ક માટે કંઇ જ કહેવામાં આવ્યું નથી. કારણ કે જમીનને રાષ્ટ્રની માલીકીની કેવી રીતે બનાવવી તે હજુ કોઇ સમજાવી શક્યું નથી.

અમને તો આ પ્રશ્નનો ઉકેલ સાવ સહેલો જણાય છે. રાજ્ય દેશની સઘળી જમીન ખરીદી લે. ખરીદ કરવાની કીંમત ઠરાવતી વખતે અત્યારે જે મહેસુલ લેવાતું હોય તે હાલના વ્યાજના દરે જેટલી રકમનું વ્યાજ થતું હોય તેટલી રકમ તે પેટે જમીનના માલીકને આપે. આ રકમ સરકારે રોકડા પૈસાથી ન આપતાં તેટલી રકમની લોન તે તે જમીનના માલીકને આપવી. આ લોનનો ભાવ હંમેશાં એક સરખો રાખવાનું ધોરણ કાયમી રહેવાથી જમીનના માલીકને નુકશાન નહી થાય. જમીનના ટુકડાઓ હરાજી કરી ખેડવા માટે આપવામાં આવે તો તેથી રાજ્યને જમીનની નીપજમાં ખોટ નહી જાય, વીશેષમાં જો જમીન લાંબા સમય માટે ખેડવા આપવામાં આવશે તો જમીનનો કસ પણ ઉતરી નહી જાય.

આ યોજનાથી શરૂઆતમાં તો રાજ્યને કોઇ પણ જાતનો આર્થીક ફાયદો નહી થાય. શરૂઆતમાં જમીનમાંથી થતી આવક જમીન પેટે આપેલી લોનોના વ્યાજમાં વપરાશે પણ ભવીષ્યમાં જમીનની આવક વધશે તે સઘળી સરકારી તીજોરીમાં જ જશે. કારણ કે વેપાર સ્થીર થવાથી, નાણાં વ્યવહાર સ્થીર થવાથી, અને સ્વાધીન નાણું દાખલ કરવાથી પરીણામે જમીનની આવકમાં આપોઆપ વધારો થશે.

ઉલટ પક્ષે વ્યાજનો દર સામાન્ય રીતે ઘટવાથી જમીન ઉપરની લોનોનું વ્યાજ ધીમે ધીમે ઓછું થશે. રાજની આવક વધશે અને ખર્ચ ઘટશે રાજ્ય બચત થયેલ પૈસા જમીન ઉપરની લોનો ખરીદી લેવામાં વાપરશે. આ દેવું ભરપાઇ થઇ જાય ત્યાર પછી જમીન ઉપરની આવક રાજ્યે ઘટાડવી કે કેમ તેનો વીચાર સહેલાઇથી થઇ શકશે. જર્મની લડાઇમાં નહોતું ઉતર્યું ત્યારે બીજા કરો કરતા જમીનનો કર ત્યાં બહુ ભારે હતો. પણ આ સુધારો દાખલ કરવાથી કરથી બોજાયલું રાજ્ય ધીમે ધીમે મુક્ત થશે.

જમીન પેટેનું દેવું આપી દેવાશે, એટલે જમીન રાજ્યને મફત પડી રહેશે. તેના ઉપરની આવક એકાદ વ્યક્તીને જ ફાયદો નહી કરે પરંતુ આખા સમાજને ફાયદો કરશે. જો જમીનને રાજ્યની માલીકીની ન બનાવવામાં આવે તો નાણાં વ્યવહાર સ્થીર થવાના અને સ્વાધીન નાણું દાખલ કરવાના સઘળા લાભો કામદારોને બદલે જમીનના ખાનગી માલીકોને મળશે. તેઓ ખેડુતોને સંભળાવી દેશે કે જો આબાદ રાજ્યમાં રહેવું હોય તો વધારે સાથ આપો, નહી તો રાજ્ય છોડી ચાલ્યા જાઓ.

જો રાજ્ય જમીનને પોતાની માલીકીની બનાવે છે તે હંમેશાં આ રીતે જ વર્તે છે. નવી પરીસ્થીતીના લાભો જેવા કે જમીનની આવકનો વધારો તે પોતે જ લે. જમીનના ખાનગી માલીકો પોતાની જમીનની ઉપજનો ઉપયોગ કેવો કરવો તે માટે કુલ મુખત્યાર છે. પણ રાજ્યની માલીકીની જમીન હોય તો તેની આવક રાજ્યના માણસોમાં જ વહેંચાય છે. રાજ્ય આવક વધવાથી ફરજીયાત મફત કેળવણી દાખલ કરે તો તેનો લાભ સઘળાને મળે, તેવી જ રીતે ૧૪ વર્ષથી નાની ઉમરનાં છોકરાંની માને રાજ્ય આ રકમ વહેંચી આપે તો તે વધુ ઇચ્છનીય છે.

છેલ્લી સુચના ખાસ અમલમાં મુકવા જેવી છે. કારણ જમીનની આવકનો આધાર વસ્તી ઉપર છે. વધારે વસ્તી થવાને કારણે જેમના ઉપર બોજો વધે અર્થાત જે માતાઓ ઉપર બોજો વધે તેમને જમીનની વધારાની આવક વહેંચી આપવી જોઇએ.

લડાઇ પહેલાં સ્વીટઝરલેંડની જમીનની આવક ૩૫૦૦ લાખ ફ્રાન્ક હતી. આ આવકમાંથી જો વહેંચી આપવામાં આવે તો ૧૪ વર્ષથી નાની ઉંમરના દરેક બાળકની માને આશરે ૩૦૦ થી ૪૦૦ ફ્રેંક મળી શકે તેમ હતું.

વ્યાજના દર ઘટવાથી રોજી અને પગારમાંથી કેટલીક રકમ બચે, અને ઉપર વર્ણવેલી રકમ મળે એટલે સ્ત્રીઓ આર્થીક સ્વતંત્રતા પામશે, અને અનુકુળ પતીઓ મેળવવામાં તેમને વધુ સ્વતંત્રતા મળશે. પુરૂષોને પણ ઉપર વર્ણવેલી માને મળતી રકમથી કુટુંબ ઉપરનો બોજો ઓછો લાગશે, એટલે કેટલેક અંશે રાહત મળશે. જમીન રાજ્યની માલીકીની થવાથી સ્ત્રી પુરૂષ વચ્ચેના વ્યવહારની નીતીનું ધોરણ ઘણું ઉંચું થશે, અને

પુરૂષ તથા સ્ત્રી જાતી વચ્ચેના સંબંધો ઘણા સુધરશે તેમ જ બચ્ચાંઓની સારી સંભાળ લેવાનું પણ બનવા પામશે.

જમીન રાજ્યની થવાથી અન્ય દેશે સાથેના સંબંધ ઉપર તેની શી અસર થશે તે પણ વીચારવા જેવું છે. રાષ્ટ્રોની પરસ્પર અથડાઅથડી અને લડાઇનું મુળ કારણ સંરક્ષણની જકાતનીતી છે એ બધા જાણે છે. પણ જે દેશમાં જમીન રાજ્યની બને તેને રક્ષણ માટે જકાત નાખવાની જરૂર રહેતી નથી. દાખલા તરીકે કોઇ દેશના ખેડુતો રાજ્ય પાસે માગણી કરે કે પરદેશથી આવતા ઘઉં ઉપર જકાત નાખવી. જો ત્યાં જકાત નાખવામાં આવે તો જમીન રાખતી વખતે ખેડુતોમાં ચડસાચડસી થવાથી જમીન મહેસુલની રકમ વધારે અને ખેડુતનો નફો શુન્ય થઇ જશે. પણ પરદેશથી આવતા સસ્તા ઘઉં વગર જકાતે આવવા દેવામાં આવે તો ખેડુતનો નફો ઘટી જશે, અને જમીન મહેસુલની રકમ પણ ઘટશે. પરીણામે ખેડુતોને કંઇ નુકસાન થશે નહી. એટલે જમીન છુટી થવાથી ખેડુતોને કંઇ વધુ મળવાનું નથી તેમજ સંરક્ષણીય જકાતથી કંઇ ખેવાનું પણ નથી.

વીશેષમાં ઇતીહાસસીદ્ધ એ વાત પણ જાણીતી છે કે જ્યારે ભાવો ગગડે છે ત્યારે રક્ષણ માટે જકાત નાખવામાં આવે છે. કારણ કે લોકો ખોટી રીતે સમજાવે છે કે પરદેશી માલ કાતીલ હરીફાઇ કરવા આવવાથી ભાવો નીચા પડે છે. તેની સામે દેશના ઉદ્યોગોને રક્ષણ આપવા રક્ષણ જકાતની જરૂર છે. પણ જો નાણાં વ્યવહાર સ્થીર કરવામાં આવે તો ભાવો નીચે પડે નહી અને બજારમાં મંદી આવે નહી. પરીણામે વેપારીઓ અને માલીકો રક્ષણ જકાત માટે માગણી કરશે નહી.

અત્યારે યુરોપે આત્મઘાતી જકાતનીતી ધારણ કરી છે. કહો કે, દરેક દેશે પરસ્પરની વચ્ચે જકાતની દીવાલો ખડી કરી છે. તેમાં નીચામાં નીચી દીવાલ ઇંગ્લેન્ડ અને હોલેન્ડની ચારે બાજુ છે અને ઉંચામાં ઉંચી દીવાલ સ્પેન, રશીયા, પોલેન્ડ, અને રોમાનીયાની ચારે બાજુ છે. આ નકશો બેંક ઓફ ઇંગ્લેન્ડ અને ઇંગ્લેન્ડની પાર્લામેન્ટ તથા અન્ય દેશોમાં પ્રથમ આપવામાં આવ્યો હતો. દરેક દેશમાં તેની ભારે અસર થઇ છે. દેશોની જકાતની દીવાલની ઉંચાઇ સમજવા માટે તે તે દેશોની જકાતના આંકડા એક સરખા પ્રમાણમાં નીચે આપ્યા છે:

| | | | |
|---|---|---|---|
| આલ્બેનીયા | ૧૫ | હંગરી | ૧૯ |
| ઓસ્ટ્રીયા | ૧૪ | આયર્લેન્ડ | ૧૨ |
| બેલ્જીયમ | ૧૦ | લટવીયા | ૧૧ |
| બલ્ગેરીયા | ૧૭ | લીથુઆનીયા | ૧૫ |
| ઝેકોસ્લોવકીયા | ૧૮-૫ | ઇટાલી | ૧૬ |
| ડેનમાર્ક | ૯ | હોલેન્ડ | ૮ |
| એસ્થોનીયા | ૧૫-૫ | નોર્વે | ૧૨-૫ |
| ફીનલેન્ડ | ૧૩ | પોલેન્ડ | ૨૨ |
| ફ્રાન્સ | ૧૬-૫ | પોર્ટુગાલ | ૧૫-૫ |
| જર્મની | ૧૫-૫ | રોમાનીયા | ૨૧ |
| ઇંગ્લેન્ડ | ૯-૫ | સ્વીડન | ૧૩ |
| ગ્રીસ | ૧૫-૫ | સ્વીટ્ઝર્લેન્ડ | ૧૧-૫ |
| યુગોસ્લાવીયા | ૨૦ | સ્પેન | ૨૬ |
| | | તુર્કી | ૧૪ |

જકાતની આ દીવાલોને લીધે જ વહેલી મોડી લડાઇ થાય છે. પરંતુ જમીન છુટી થવાથી જકાતની દીવાલ રહેતી નથી એટલે આંતરરાષ્ટ્રીય શાન્તી ચીરકાલ સુધી રહી શકે તેમ છે.

આ રીતે સ્વાધીન નાણું અને સ્વાધીન જમીન જે આર્થીક પદ્ધતીમાં હોય તેનું નામ સ્વાધીન અર્થવાદ છે.

# વ્યાજના દર અને માલની નીપજ

જ્યારે ભાવો વધે છે ત્યારે માલ ઉત્પન્ન કરવાનું હાલની આર્થીક સ્થીતીમાં વધે છે; ચાલતાં કારખાનાંઓ વધારવાં, અને નવાં ઉઘાડવાં ફાયદાકારક નીવડે છે. કારખાનાના માલીકો વધારે પૈસા ઉપાડે છે, અને ધંધો ધમધોકાર ચાલતો હોવાથી બેન્કો વ્યાજનો દર વધારે માગે તો તે આપવો પરવડે છે. મજુરોની માગણી વધવાથી તેમની રોજી પણ વધે છે.

ઉલટ પક્ષે, જ્યારે ભાવો પડે છે ત્યારે, માલની નીપજ અટકી જાય છે. જુના કારખાનાં વધારવાં, અને નવાં ઉઘાડવાને બદલે, રોજી ચુકવવા નાણાંની ભીડ આવે છે, અને પરીણામે દેવાળુ કાઢવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે. આ ગભરાટમાં વ્યાજનો દર થોડો વખત વધીને પછી ઘટી જાય છે. કારણ કે દેણદારોને વધારે વ્યાજ આપવું પાલવે તેમ નથી હોતું. બેકારી ફેલાય છે અને રોજીના દર ઘટે છે.

* અર્થાત્ જ્યારે ભાવો વધે છે ત્યારે વ્યાજનો દર અને મજુરીનો દર બન્ને વધે છે, અને જ્યારે ભાવો ઘટે છે ત્યારે તે બન્ને ઘટે છે.

ફેરફી બેસારેલી સોનાની નાણાં પદ્ધતીથી આ પ્રમાણે વધવું અને ઘટવું થયા જ કરે છે.

પણ સ્વાધીનનાણું સ્વીકારવાથી બધું બદલાઇ જાય છે. જો કે શરૂઆતમાં વ્યાજનો દર અને રોજી વધે છે, પણ જ્યારે વ્યાજનો દર ઘટે છે ત્યારે કામની આવકમાં માલીકનો અને મજુરનો ભાગ અર્થાત્ રોજી વધે છે, આ રીતે કામ કરનારનો કમાણીમાં ભાગ વધે છે, પણ વ્યાજ લેનારનો ભાગ ઘટતો નથી. નાણાં વ્યવહાર સ્થીર થવાથી, અને સ્વાધીન નાણું દાખલ કરવાથી, જ્યારે વ્યાજનો દર ઘટે છે ત્યારે માલની નીપજ વધે છે. પણ વ્યાજ તરીકે વહેંચાતી કુલ રકમમાં ઘટાડો થતો નથી. કારણ કે વ્યાજનો દર ઘટવાથી વધારે પૈસા વ્યાજે લેવાય છે.

વ્યાજનો દર ઘટે ત્યારે માલની નીપજ શાથી વધે છે તે સહેલાઇથી સમજાય તેવું છે. જ્યાં સુધી વ્યાજનો દર ૪ થી ૫ ટકા હોય છે ત્યાં સુધી કોઇ પણ મુડીદાર પોતાની મુડી ૪ ટકાથી ઓછું વ્યાજ આપનાર ધંધામા રોકશે નહી. કેટલાક ધંધા એવા હોય છે કે તેમા રોકવા માટે જો ૩ ટકા વ્યાજે નાણું મળે તો સારો નફો મળી રહે. બીજા કેટલાકમાં ૨ ટકા વ્યાજે નાણું મળે તો તેમાં પણ કમાણી થાય. એટલે જ્યાં સુધી વ્યાજનો દર ઘટે નહી ત્યા સુધી આ ધંધાઓ પૈકી કોઇ પણ શરૂ થાય નહી. લેણદારો ૪ ટકા વ્યાજે પૈસા રોકવાનું બને ત્યાં સુધી ૩ ટકા વ્યાજે નહી આપે, અને ૩ ટકા વ્યાજ મળશે ત્યાં સુધી ૨ ટકા વ્યાજે નહી આપે. પણ જ્યારે વ્યાજનો દર નીચો પડે ત્યારે જો દેણદારોને ૩ કે ૨ ટકા કરતાં વધુ વ્યાજ આપવાની ફરજ પાડવામાં ન આવે તો મુડીદારો ૩ કે ૨ ટકા વ્યાજે જ ધીરશે. કદાચ આ સંયોગોમાં પૈસાવાળા પૈસાને તીજોરીમાં રાખી મુકવાનો વીચાર કરશે. પરંતુ સ્વાધીન નાણું પડયે પડયે પણ કીંમતમાં ઘટતું હોવાથી વ્યાજ ન મળે તે સારૂ પણ નાણું પડયું, રહે એ ખોટું છે એમ જોઇ મુડીદારોને પૈસા ધીરવાને કાઢયા સીવાય છુટકો જ નહી રહે.

વ્યાજનો દર કાયમનો ઉતરે તો ઘણાં અગત્યનાં સાહસો ખેડી શકાય; વ્યવહાર માટે

નવાં રસ્તા ખુલે, નવાં કારખાનાં થાય, વહાણો માટે નવા ડોક બંધાય, જમીન સુધરે વગેરે વગેરે બની શકે. આ બધાં સાહસો માટે મજુરો જોઈશે એટલું જ નહી પરંતુ બુદ્ધીમાન માણસો પણ જોઈએ. આ રીતે વ્યાજનો દર પડવાથી, મજુરોની માગણી વધશે, અને રોજીમા પણ વધારો થશે આ સ્થળે લક્ષમાં લેવું જોઈએ કે વ્યાજની આવકમાં થતા ઘટાડા કરતાં, કામ કર્યા બદલની આવક ઘણી વધારે થાય છે. અને આવકનો સઘળો વધારો કામદારોમાં વહેંચાય છે.

આવું કોઈ સ્થળે બન્યું નથી એમ કહી કોઈ એમ ન કહે કે તમે કહો છો તેમ થવું અશક્ય છે. એક સમય એવો હતો કે જ્યારે એરોપ્લેન અને એક્ષ-રે કાલ્પનીક વાતો હતી જગતને ફેરવી નાખનાર વીચારોની તોલ કરતી વખતે આપણી વીચાર કરવાની ટુંકી દ્રષ્ટી બાજુએ રાખવી, અને દરેકનો વીવેક પુરઃસર વીચાર કરવો. આમ કરવાથી જ નવા વીચારો બરાબર છે કે નહી તે તપાસી શકાશે જો તે ખોટા હોય તો તેની ભુલ દેખાડીએ અને સમય પ્રમાણે વતીએ જો તે વીચાર બરાબર હોય તો તેનો અમલ કરવા પ્રયત્ન કરીએ. જુના વીચારવાળા માણસો નવા વીચારો સામે ગમે તેટલા બખાળા કાઢે તો પણ જો તે સાચા હશે તો અમલમાં મુકાશે જ.

જો દેશોએ સ્વાધીન અર્થશાસ્ત્રના સીદ્ધાન્તોને સ્વીકાર્યાથી આબાદી પ્રાપ્ત કરી હોય તેને જોઈને બીજાઓ સીધ્ધાન્તો સ્વીકારે ત્યારે શું બનશે તેનો વીચાર કરીએ. મુડી ઉપરનું વ્યાજ ઘટતું ઘટતું શુન્યે આવી પહોંચશે.

સામ્યવાદમાં સંભવતી સ્થીતી જો તે સ્થીતી સાથે સરખાવો તો જણાશે કે સામ્યવાદમાં દરેક મજુરને દરેક કામમાંથી સરખો જ ભાગ મળે છે. પણ આ ભાગ ઘણો નાનો છે.

કારણ કે :—

**સામ્યવાદ એટલે સઘળા માટે ગરીબાઈ.**

**મુડીવાદ એટલે થોડા માટે પૈસો અને ઘણા માટે ગરીબાઈ.**

**સ્વાધીનઅર્થવાદ એટલે બધા માટે આબાદી.**

## સામાજીક ન્યાય

સ્વાધીનનાણું અને સ્વાધીન જમીન દાખલ કરવાથી દેશનાં કારખાનાંઓને રાષ્ટ્રનાં બનાવ્યા સીવાય સમાજવાદીઓનાં સ્વપ્ન પ્રમાણે આખા સમાજની આર્થીક સ્થીતી આવે છે. જ્યારે વ્યાજનો દર ઘટે, ઉંચા નીચા ન થાય અર્થાત જીવન નીર્વાહના ખર્ચમાં વધારો ન થાય ત્યારે મજુરોની રોજી વધે, અને બજાર ભાવ મજુરોનું શોષણ બંધ થાય છે. જો કે રાજ્યની સઘળી આવક પ્રજાના કલ્યાણ માટે વપરાવી જોઈએ એ સ્પષ્ટ કરવું જરૂરનું છે.

અમારે કબુલ કરવું જોઈએ કે જ્યાં સુધી એક જ દેશ સ્વાધીન નાણું સ્વીકારે ત્યાં સુધી વ્યાજનો દર તદ્દન શુન્ય નહી થાય. પરંતુ નાણાં વ્યવહાર સ્થિર થવાથી દેશની અંદર નાણાંની કીંમત ઘટશે નહી તેમજ, ભાવો પડશે નહી અને આજુબાજુના દેશો કરતાં વ્યાજનો દર ખાસ ઘટશે. વ્યાજના દરમાં જેમ આજુબાજુના દેશો કરતાં વધુ તફાવત તેમ નાણું બીજા દેશમાં વધારે જવાનું, આથી દેશને કંઈ નુકશાન થવાનું નથી. કારણ કે વ્યાજનો કેટલોક બોજો પરદેશીઓને માથે આવશે.

દશામા વ્યાજનો દર ધીમે ધીમે ઘટશે, અને કાયમને માટે થોડામા થોડો થઈ જશે મુડીવાદીઓની શોષણ ક્રીયા તદન નીર્મુળ નહી થાય, પરંતુ જે દેશ સ્વાધીન અર્થ-વાદ સ્વીકારશે તેની આર્થીક આબાદી એટલી બધી સપાટાબંધ થવા લાગશે કે તે જોઈ બીજા દેશો તેનુ અનુકરણ કરવા તૈયાર થશે જેમ વધુ દેશો સ્વાધીન અર્થવાદ સ્વીકારશે તેમ વ્યાજનો દર વધુ ઘટતો જશે, અને પરીણામે મજુરોનુ શોષણ ઘટતું જશે

મુડીવાદમા અગત્યનુ છે તે સ્વાધીન અર્થવાદ રાખે છે, જેમ કે સ્થામની વહેંચણી, ખુલ્લી હરીફાઈ, ખાનગી સાહસ, અને મોટા પાયા ઉપર માલની ઉત્પત્તી પરંતુ મુડીવાદમા જે અન્યાયી અને અનીષ્ટ છે તેને સ્વાધીન અર્થવાદમા સ્થાન નથી જેવા કે વ્યાજ કે ભાડા રૂપી વગર મહેનતની કમાણી

નાણુ, જમીન અને રેલવે તથા પોસ્ટ જેવી કેટલીક બાબતો સીવાય કોઈ પણ બાબતને રાષ્ટ્રની બનાવવામા આવતી નથી બધા સાહસોને ખુલ્લી હરીફાઈમા ઉતરવાનુ રહે છે જ

આ આર્થીક પદ્ધતીમા સઘળા ખાસ હક્કોનો નાશ થાય છે, સાહસમા ફતેહ મળવાનો મુખ્ય આધાર પોતાની શક્તી અને મહેનત ઉપર રહે છે પરીણામે સઘળો લાભ જે તે વ્યક્તીઓને મળે છે

સ્વાધીન અર્થવાદ રાજ્યની વધતી જતી જોખમકારક આપખુદ સત્તા ઓછી કરે છે વગર મહેનતની કમાણીથી જુદા જુદા વર્ગોમા વીખવાદ ઉત્પન્ન થાય છે અને આન્તરરાષ્ટ્રીય અથડાઅથડી થવાના પ્રસંગો ઉભા થાય છે રાજ્ય ઉદ્યોગોના રક્ષણના બહાના હેઠળ પોતાની સત્તાનો દુરૂપયોગ કરે છે, અને વગર મહેનતની કમાણીવાળા સામે ઉભા થયેલ વર્ગને સંતોષવા દામ દારો માટેનો કાયદો કરે છે આ સ્થળે જાણવુ જોઈએ કે હાલનુ રાજ્યતંત્ર તે કે સીદ્ધાંતમા સમાજવાદની વીરૂદ્ધ છે, પરંતુ તેણે એક પછી એક ઉદ્યોગોને રાષ્ટ્રના બનાવવા તરફના સમાજવાદી પગલા ભર્યાં છે હાલનુ રાજ્યતંત્ર વધારે ને વધારે વ્યક્તીના હક્કો ઉપર તરાપ મારે છે અને કરવેરાથી તેની આવક અને તેની પ્રવૃત્તી ઉપર કાબુ વધારતુ જાય છે પરંતુ સ્વાધીન અર્થવાદથી વગર મહેનતની કમાણી, અને તેને રક્ષવાના પગલાઓ નાબુદ થાય છે ઉદ્યોગોને રાષ્ટ્રીય કરવાના શક્તીહીન સીદ્ધાન્તને બદલે ખાનગી સાહસને સ્વભાવીક સીદ્ધાંત રહે છે રાજ્ય આપખુદ બનતુ અટકે છે અને પ્રજાનો ઉપયોગી સેવક બને છે

આ નવા અર્થવાદમાથી એ તો સ્પષ્ટ છે કે મંદવાડ અને વૃદ્ધાવસ્થા માટેની સાચવણ, બચાવેલી રકમના વ્યાજમાથી કરવાની નથી રહેતી પરંતુ તેમણે બચાવેલ રકમમાથી જીવનપર્યંત દર વર્ષે અમુક રકમ મળ્યા કરે તેવી યોજના કરવાની હોય છે મુડીવાદને ટકાવી રાખવા ઈચ્છનાર લોકો કહે છે કે અશક્ત માણસો કામ કરવા શક્તીમાન નહી હોવાથી તેમને વ્યાજ ઉપર જ જીવવુ પડે છે પરંતુ આવા અશક્તોની સંખ્યા ઘણી થોડી છે, રાજ્ય તરફથી આવતા વ્યાજમા તેમને ભાગ આવતી રકમ નજીવી હોય છે સ્વાધીન અર્થ-વાદમા અશક્તો માટે ઘણી વધારે સારી સગવડ થઈ શકશે એ વાત ભૂલી જવી જોઈએ નહી તેમ જ સ્વાધીન અર્થવાદમા ઘણા મજુરો બચત કરવાને શક્તીમાન થશે તે પણ લક્ષ બહાર રહેવુ જોઈએ નહી અત્યારે તેઓ એટલી થોડી બચત કરી શકે છે કે તે ઉપર તેમને મળતુ વ્યાજ ઘણુ જ ઓછુ મળે છે પરંતુ સ્વાધીન-અર્થવાદમા વૃદ્ધાવસ્થામા તેમને મળતી રકમ ઘણી મોટી રહેશે, તેમા શક નથી

સ્વાધીનજમીન અને સ્વાધીનનાણુ દાખલ કરવાથી જે અને લાભો થવાના છે તેની ફક્ત રૂપરેખા અત્રે આપી છે પરંતુ આર્થીક અને નાણા વીષયક પ્રશ્નોના અગત્ય બાબે પૂરતુ કહેવાયુ છે એટલો સંતોષ છે આ પ્રશ્નોના અભ્યાસ ઉપરથી જનસમુહ વ્યાજ અને ભાડાના બોજા તળે કેટલો કચરાય છે તેમાથી તેને બચાવવા માટે શુ કરવુ તે આપણને જડે છે એમ અમે જોઈએ છીએ

# ખેડુત જીવનને સુખી કેમ બનાવાય?

: લેખક :

ખેડુતનો સાથી

અત્યારે ખેતી એ ધંધો નહીં પણ સટ્ટો બની ગઇ છે. પોતાના કયા ઉત્પન્નનો કેટલો ભાવ મળશે એની ખેડુતને ખાત્રી નથી, એટલે ખેતીમાં ને સટ્ટાના ધોરણે વધઘટ કરે છે. તે દશા અટકાવવા અને ખેતીને ધંધાનું વ્યવહારૂ સ્વરૂપ આપવા ઉત્પન્નના નક્કી ભાવ બાંધવાની વ્યવસ્થાની જરૂર છે. તે માટે ખેડુતોના જીવનમાં રસ લેનારાઓ માટે કામ કરવાની અત્યારે]જ સુંદર તક ઉભી થઇ છે.

હિંદુસ્થાનમાં જો કોઇ પણ સમુહ ઉપર વીશેષમાં વીશેષ આર્થીક બોજો પડતો હોય તો તે સમુહ ખેડુતોનો છે. તેમ છતાં જો કોઇ પણ સમુહ તરફ સત્તાવાળાઓનું તેમજ લોકનેતાઓનું ઓછામાં ઓછું લક્ષ ખેંચાતું હોય તો તે પણ ખેડુત સમુહ તરફ જ છે.

સરકારી તીજોરીમાં વધારેમાં વધારે નાણાં મોકલનાર ખેડુતો છે, છતાં તે તીજોરી ઉપર જેમનો અધીકાર છે તેઓ ખેડુતો માટે ઓછામાં ઓછું અરે બીલકુલ નહીં જેવું ખર્ચ કરે છે. આખા દેશમાં વીશેષમાં વીશેષ અગવડ ખેડુતો જ વેઠે છે. એમને માટે નીશાળોની ઓછામાં ઓછી સગવડ છે; દવાખાનાં તો બીલકુલ નથી; એમના રસ્તાઓ કોઇ સુધારતું નથી; એમની આર્થીક દશા કેમ સુધરે તે તરફ કોઇ ધ્યાન આપતું નથી. ખેડુતોના પ્રતીનીધીઓ ધારાસભામાં ભાગ્યે જ હોય છે. જ્યાં એકાદ બે પ્રતીનીધીઓ તેમને માટે ધારાસભામાં લડત ચલાવતા હોય છે, ત્યાં એમનું કોઇ સાંભળતું નથી!

ખેડુતોમાં કેળવણીનો અભાવ છે, આર્થીક અગવડોને લીધે એમનું આખું જીવન મજુરી અને દેવાના બોજાથી કચડાઇને પુરું થાય છે.

પોતાને શું અવગડો છે અને તે અગવડો દુર કરવા માટે કઇ સગવડો જોઇએ છે, તે આથી ખેડુતો જણાવી શકતા નથી. તેવી સગવડો માગવા માટે, ચળવળ ચલાવવા માટે તેમનાં મંડળ સ્થપાયાં નથી, તે માટે તેમનામાંથી કોઇ નેતા નીકળી શકે તેમ નથી અને તેમને હજુ સુધી કોઇ નેતા મળી શક્યો નથી.

રાજદ્વારીઓ અને શરાફોનો કબજો દેશ ઉપર જામેલા છે. તેમણે તો પોતાને અનુકુળ ધારાઓ ઘડીને તેમજ ખેડુતો કચડાઇ જાય તેવા ભારે કર તેમને માથે લાદીને તેમની પ્રગતીને અટકાવી છે. એથી હીંદુસ્થાનની ખેતીવાડીના વીકાસનો માર્ગ રૂંધાઇ ગયો છે.

પરીણામ એ આવ્યું છે કે ગામડાંઓના સારામાં સારા માણસો ખેતીવાડી મુકીને

દેશાવરોમાં ચાલી ગયા છે અને બાકીનાઓ કારખાનાંના તેમજ બીજા ધંધાના મજુર બનવા શહેરોમાં ખડકાયા છે. તેનું ફળ મુંબાઇ જેવા શહેરોમાં પશુને માટે પણ યોગ્ય ન ગણાય તેવાં મકાનોમાં ઘેટાં બકરાંના વાડાની માફક ભરચક માણસોનાં કીડીઆરાં ઉભરાયાં છે. એથી રોગચાળો અને બેકારી વધ્યાં છે; અને ખેતીવાડીને યોગ્ય જમીન ખેડયા વીનાની પડી રહેવાથી, જમીનમાંથી ઉત્પન્ન થનાર દેશનું દ્રવ્ય જમીનમાં જ દટાઇ રહ્યું છે, તેની અસર દેશના વ્યાપાર રોજગાર ઉપર થઇ, કરનાં ભારણ વધ્યાં, નીર્ધનતા અને ભુખમરો વ્યાપક રૂપ લેતાં ગયાં.

એ નીતી બદલવાની જરૂર છે. ખેડુતોની આર્થીક દશા સુધરે તો તેમનામાં માલ ખરીદ કરવાની શક્તી વધે, તે શક્તી વધવાથી દેશનો વ્યાપાર ધંધો ખીલે, હીંદીઓના જીવનની મર્યાદા તેમને પુરતો પૌષ્ટીક ખોરાક મળવાથી લંબાય અને તેથી હીંદીઓમાંથી ઓસરી ગયલી મર્દાઇ પાછી દેખાવા માંડે. આમ ખેડુતોની સ્થીતી સુધારવી એટલે દેશની સ્થીતી સુધારવી તે છે. એ વાત લોકનેતાઓએ બરાબર સમજવાની જરૂર છે.

ખેતીવાડીનો સુધારો થાય અને ખેડુતોની આર્થીક સ્થીતી સુધરે તેથી દેશનાં કારખાનાંને માણસોની ખોટ પડવાની નથી, પરંતુ તેમ થતાં કારખાનાં માટે લાયક અને યોગ્ય કામદારો મેળવવાની વીશેષ સગવડ મળશે.

હીંદુસ્થાન જગતને કાચો માલ પુરો પડનારો દેશ રહે તેથી દેશની આર્થીક દશા સુધરે તેમ નથી, પરંતુ હીંદુસ્થાન કાચા અને તૈયાર માલમાં સ્વાશ્રયી અને સ્વતંત્ર બને તેથી જ દેશની આર્થીક સ્થીતી સંગીન ધોરણ ઉપર મુકી શકાય તેમ છે.

તે માટે ખેતીવાડીમાં વીજ્ઞાન અને યંત્રોની મદદથી સુધારા કેમ કરવા એ મહત્વનો પ્રશ્ન છે. ખેતીવાડી માટે જોઇતાં યાંત્રીક સાધનો આ દેશમાં મોટા પાયા પર સહેલાઇથી તૈયાર થઇ શકે, તેવાં પુરતાં સાધનોની વીપુલતા હીંદમાં છે. હીંદની આબોહવા અને હીંદમાં તમામ જાતનું ઉત્પાદન થઇ શકે તેની સગવડ દુનીયાના કોઇ પણ બીજા દેશો કરતાં વીશેષ છે એ ભુલવું જોઇતું નથી.

હીંદનો કાચો માલ પરદેશ જતો અટકે અને સહુથી પહેલાં તે હીંદનાં જ બજારોને સંભાળતો થાય તો જીવન ભોગવવાની વસ્તુઓમાં પુરતી સોંઘવારી આવે. અત્યારે દેશ ભુખે મરતો રહે અને તેની ભુમીમાં પાકેલ અનાજની સ્ટીમરોની સ્ટીમરો કરાંચીન બંદરથી પરદેશ ઉપડી જાય, તે દશા માટે ટીકા કરતા એક અંગ્રેજ લેખકે લખ્યું છે કે: આવી કૃત્રીમ સ્થીતી ઇંગ્લંડમાં હોય તો બીજે જ દીવસે ત્યાં બળવો થાય. પરંતુ હીંદની જનતાની અજ્ઞાનતાને લીધે અને વીશેષે કરીને ખેડુતોની નીર્ધનતા અને નીરક્ષરતાને લીધે, એ કૃત્રીમ સ્થીતીથી થતા કષ્ટની વેદનાનું ખરું કારણ પણ લોકો સમજી શકતા નથી !

ઘણી વખત શહેરના માણસો ગામડાંઓના લોકોનાં દુઃખની વાતો પોપટની માફક કહે જાય છે, પરંતુ ગામડાંઓના એ દુઃખનું ખરેખરૂં પ્રતીબીંબ શહેરોનાં ગંધાતાં ઘરોમાં અને વસ્તી ગલીઓમાં થાય છે તે જોવા જાણવાની કે તેને માટે વીચાર કરવાની પણ ફુરસદ કોઇને મળતી નથી! ખેડુતોની સ્થીતી સુધરે તો કારખાનાંવાળાં ઉદ્યોગી શહેરોની ગંધાતી ગલીઓ અને ગુંગળાવી મારનારાં માનવપાંજરાં જેવા મકાનોની દશા સુધરે અને તેથી ઉદ્યોગની અને પર્યાયે સમસ્ત દેશની દશા સુધરે; એ

અગત્યનું સત્ય હજી શહેરમાં વસનારા મધ્યમ વર્ગના લોકોને પણ સમજાયું નથી.

અગાઉ કહ્યું તેમ સત્તાવાળાઓ, મુડીવાદી રાજદ્વારી મુત્સદીઓ અને શરાફોએ કૃત્રીમ રીતે રાષ્ટ્રના સત્ત્વ સમાં ગામડાં અને ખેડુતોના વીકાસના માર્ગમાં મુકેલી આડખીલીઓથી સ્થીતી એવી બની ગઇ છે કે, જે અનાજના તેના ઉત્પાદક ખેડુતને ઓછામાં ઓછા પૈસા મળે છે, તે જ અનાજ છુટક લેનારના ઘરમાં મોંઘામા મોંઘે ભાવે જાય છે. ત્યારે તેમાંથી નફો મેળવનારા મુડીવાદીઓને તે મોટા જથ્થામાં સોઘા ભાવે મળી શકે છે! જો ખેડુતોના ઉત્પન્નને વ્યવસ્થીત વેચાણના ધોરણે મુકી શકાય તો આ કૃત્રીમતાને ટાળી શકાય, તેથી ખેડુતને તેમ જ છુટક માલ લેનાર મધ્યમ વર્ગવાળાઓને અને શ્રમજીવીઓને આર્થીક લાભ થાય અને માત્ર નફા ઉપર જીવનારા ખેડાખાઉઓની લુંટણનીતી ઉપર અંકુશ મુકાય. એટલે જનતાના મોટા ભાગને ખોરાકની સામગ્રી સસ્તે ભાવે મળી શકે

અત્યારે આપણા દેશની સ્થીની એવી છે કે, ખેતીવાડીના ઉત્પન્નમા અને તયાર માલના ઉત્પન્નમા જેટલો વધારો કરી શકાય તેટલો બધો જરૂરનો છે. બીજા ઉદ્યોગવાળા દેશોમા હદ કરતાં વીશેષ માલના ઉત્પન્નથી હરીફાઇ અને બેકારી વધ્યા છે. પરંતુ હીંદુસ્થાનનો માનવ સમુદાય હીંદી માલ માટે મોટામા મોટું બજાર છે, તેને બહાર બજારો શોધવા જવાની જરૂર નથી. તેમ અત્યારે બને છે તેમ ઓસ્ટ્રેલીઆના તેમજ કેનેડાના ઘઉં આ દેશમા લાવવાની પણ જરૂર નથી. એ ઘઉં અહીં લાવવાથી આપણી ખેતીવાડી ઉપર અને આપણી આર્થીક સ્થીતી ઉપર દબાણ મુકે છે, એટલું જ નહીં પણ દર વર્ષે આ દેશમાંથી ઘસડાઇ જતા લાખ્ખો, પણ ઘઉંને લીધે હીંદમાં દુષ્કાળની સ્થીતી જ સદાય ચાલુ રહે છે, એટલું જ નહીં પણ તેથી એ ઘઉં જ્યાં જાય ત્યાંના ગરીબ માણસો વીશેષ ગરીબ અને બેકાર બને છે!

સામાન્ય માણસો પણ સટ્ટાને ધીક્કારે છે, કેમકે તેમાં કોઇ પણ જાતના ભાવનું નીશ્ચીતપણું હોતું નથી. જો કે સટ્ટો કરનારો વર્ગ તો કેવળ ખેડાખાઉ વર્ગનો જ હોય છે. પરંતુ વર્ષભર સતત મજુરી કરીને મરનાર ખેડુતની ખેતીની દશા સટ્ટા જેવી જ છે. નહેરો વગેરેનાં પુરતાં સાધનો ન હોવાને લીધે, તેમજ નીર્ધનતાને લીધે ખેડુતો ખેતરોમાં કુવા ખોદી શકતા ન હોવાથી, વર્ષાદની ઉપર તેમનો આધાર રહે છે. અને જો વર્ષે વર્ષાદ ઓછો કે વીશેષ પડે અથવા બીલકુલ ન પડે તે વર્ષ નીષ્ફળ જ જાય છે. પરંતુ સફળ વર્ષોમાં પણ પોતે ઉત્પન્ન કરેલા અનાજ વગેરેનો ભાવ શું મળશે તે પણ અચોક્કસ હોવાને લીધે એને માટે તો સટ્ટા જેવું જ બની રહે છે! દેવામાં અને વીઘોટી-વેરો ભરવામાં ખેડુતને માટે એવી અવળી રચના રહેલી હોય છે કે, તેને ઓછામાં ઓછા પૈસા મળે. એટલે ખેતી એ ધંધો નહીં પણ જુગાર બની ગયો છે. તે દેશમાં સહુથી પહેલાં સુધારો કરવાની અગત્ય છે. આજે તો કોઇ પણ માણસને પુછો કે ખેતીમાં કંઇ પેદાશ છે? તો તેનાથી કોઇ પણ જાતનો નીશ્ચીત જવાબ આપી શકાશે નહીં. તેનો જવાબ આપવો હોય તો એ પ્રશ્ન પુછનારને જ સામો સવાલ પુછવો જોઇએ કે: ઘોડાની શરતમા રમનારાઓ કમાય છે ખરા? જેમ દરેક ઘોડા ઉપર પૈસા મુકનારાઓ કમાતા નથી, તેમ ખેતી કરનાર દરેક માણસ કમાતો નથી. આથી ખેડુતો નશીબવાદી બની ગયા છે. એ દશામાં તેમની

અનોદશા એ જ દીશા તરફ વળી જવા સીવાય રહે જ નહી. ચોમાસું અનુકુળ હોય, તીડ આવે નહીં, ઉંદર કે કાતરા પડીને પાકને નુકશાન કરે નહીં, અનાજ સારૂં પાકે અને તેનો ઠીક ઠીક ભાવ આવે તો ખેડુતને કમાણી થાય. પણ જે બધાને માટે વચ્ચે મોરો તો મુકવો પડે, તે જ ખેડુતોને સ્વાભાવીક રીતે જ નશીબવાદી બનાવી દે છે!

ખેતીના ઉત્પન્નના ભાવ હમેશાં બદલાતા રહે છે. રૂ, અળસી, સરસવ, ઘઉં વગેરેના ભાવ સદાના ધોરણે ચડ ઉતર થયાં કરે છે. એટલે જે વરસમાં ખેડુતે કપાસ વધારે વાવ્યા હોય તે વરસે જો રૂના ભાવ દબાઇ જાય તો કપાસનું ઓછું વાવેતર જેણે કર્યું હોય તે ફાવે અને વીશેષ વાવેતર કરનાર મરી જાય. આવી અચોક્કસ દશામાં ખેડુતો વાવેતર ઘટાડતા જાય તેમાં નવાઇ નહીં. અને જેટલે અંશે વાવેતર ઘટે તેટલે અંશે બેકારી વધે, ગામડાંમાં ખેતી ઘટે એટલે શહેરમાં મજુરી સસ્તી થાય પરીણામે ત્યાંની બેકારી શહેરના શ્રમજીવીઓના માર્ગમાં વીઘ્ન નાખે, એટલું જ નહીં પણ તેની અસર વ્યાપારની મંદી લાવનારી થાય. એટલે સહુથી પહેલી જરૂર ખેડુતોને પોતાના ઉત્પન્નના ભાવ અમુક હદે ટકી રહેશે તેની ખાત્રી મળે, તેની ભાવની સપાટી સંગીન ધોરણે બંધાવાની છે; તેમ થાય તો જ ખેડુતને કઇ જાતનું વાવેતર વીશેષ કે ઓછું કરવું એની ખાત્રી પડે. અને ખેતી સદ્ધર મટીને ધંધાનું ધોરણ ધારણ કરે.

આમ ન થતાં જો ખેતીના પાકના વેચાણના ધંધાના ધોરણે ચોક્કસ ભાવ બંધાયલા હોય તો ખેડુત નીશ્ચીંત બને અને કઇ જાતનું કેટલું વાવેતર કરવું તેની એને ગમ પડે. કેમકે તેમ થવાથી એની ખાત્રી પડી જશે કે અમુક પાકનો તેને ચોક્કસ રીતે અમુકજ ભાવ મળશે, એટલે ખેતીનું ઉત્પન્ન તે ધોરણે વધતું જ જાય અને તેટલે અંશે ખેડુતોની બેકારી ઘટી શકે. આથી બીજો લાભ એ થાય કે ખેતી નફાકારક ધંધો બને, એટલે પડતર જમીનમાં ખેતી વધતી જાય અને પરીણામે દેશની ઉત્પાદન શક્તી વધે. આ માટે ખેડુતને આર્થીક મદદ અને સગવડ આપનારી બેન્કો ઉઘાડવી જોઇએ, તેમજ ખેતીના ઉત્પન્નના વેચાણ માટે ખાસ સંસ્થાઓ ઉઘાડવી જોઇએ. આવી સંસ્થાઓ બને તેટલી કરકસરથી પોતાનું કામ કરે, તો ખેડુતને પોતાના ઉત્પન્નનો પુરેપુરો ભાવ મળે, પરચુરણ માલ ખરીદનારાઓની ઉપર વધારે પડતો બોજો ન પડે, અને સંખ્યાબંધ માલ ખરીદનારા મુડીવાદીઓ ખેડુતની ગરીબાઇનો ખોટો લાભ લઇ સસ્તે દરે માલ ખરીદતા હોય તેમની ઉપર વાજબી અંકુશ રહી શકે. પશ્ચીમના સ્વતંત્ર દેશોમાં આ જાતની ગોઠવણ થાય છે, ને ધોરણે અહીં જો તેવી ગોઠવણ કરવાની હીલચાલ ઉપાડી લેવાય તો, હાલનો છુટો છુટો દીસાતો ખેડુત એક સંયુકત સંઘબળની કડી રૂપ બને અને એ રીતે ખેડુતોના મંડળની વ્યવસ્થીત રચના થઇ શકે. આ કામ કેટલાકોને માત્ર 'કાલ્પનીક' લાગે છે; પરંતુ તે તો આપણી વ્યવસ્થા પુર્વક કામ કરવાની અજ્ઞાનતાનું જ પરીણામ છે. પોષ્ટ ઑફીસનું કામ જે ધોરણે ચાલે છે તેજ ધોરણે આ કામ થઇ શકે તેમ છે. આવી સંસ્થાઓને ખેતીના ઉત્પન્નના વ્યવહારૂ દ્રષ્ટીએ ભાવ ઠરાવવાની સંપુર્ણ સત્તા મળવી જોઇએ, એમ થતાં જુદા જુદા પાકને ખરીદનારી જુદી જુદી

શાખાઓ ગોઠવવામાં આવે–જેમકે ઘઉં ખરીદનારી શાખા ઘઉં જ ખરીદે, બાજરી ખરીદનારી શાખા બાજરી જ ખરીદે અને ડાંગર ખરીદનારી શાખા ડાંગર જ ખરીદે. આ વસ્તુઓના ભાવ ઠરાવનારી કમીટીઓની યોજના થાય, તેમાં ખેડુતો અને માલ ખરીદનારાઓના પ્રતીનીધીઓને મુકવામાં આવે. તેઓ ખેતી પાછળ થતા ખર્ચ અને તે ઉપરની મજુરીની અણુતરી લેખામાં લઇને બજાર ભાવ નક્કી કરી શકે. આવી જાતની સંસ્થાઓ ન હોય ત્યાં સુધી ખેતીની પેદાશના એકજ ધોરણ સરના નીશ્ચીત ભાવ બાંધી શકાય નહીં, અને તેમ થાય નહીં ત્યાં સુધી ખેતર ઉપર મજુરી કરનારા ખેડુતોને તેમની મહેનતનો પુરેપુરો બદલો મળી શકે નહીં. પરંતુ તેની વ્યવસ્થાનું કામ ખેડુતોથી કરી શકાય તેમ નથી. તેઓ તો ખેતી જ કરે, બાકીની વ્યવસ્થા હાલની સહકારી પેઢીઓને ધોરણે, સરકારની ઓછામાં ઓછી ડખલગીરી વાળી છતાં સરકારી મદદવાળી સંસ્થાઓ કરે [ખાસ કરીને પ્રજાને જવાબદાર તંત્રની રચના પછી આવી વ્યવસ્થા વીશેષ સગવડભરી રીતે, ખેતીવાડીખાતાની મારફત કરાવી શકાય.] આમ થવાથી આપણા નીકાશ વ્યાપારમાં ઘણો સંગીન સુધારો કરી શકાય, અને હીંદના કાચા માલનો સારામાં સારો ભાવ ઉપજાવી શકાય, જેનો મોટો ભાગ ખેડુતોના જ ખીસામાં સીધો જઇ શકે.

અલબત્ત નવા સુધારામાં હીંદની વસ્તીના માત્ર ચોથા ભાગના માણસોને જ મતાધીકાર આપવાની ગોઠવણ કરવામાં આવી છે. તેમ છતાં એક અથવા બીજી રીતે મતાધીકારનો સીધો કે આડકતરો હક્ક ઘણા માણસોને મળે તેવી વ્યવસ્થા થવાની જ છે. એટલે ધીરે ધીરે દેશના રાજ્યારણી જીવનમાં ગ્રામ્ય જનતાને વીશેષ હીસ્સો મળવાનો છે, એટલું જ નહીં પણ રાજકારણી સત્તાની તુલનાં છાબડાંમાં ગામડાંઓનું વજન હવે વધતું જ જવાનું છે. એટલે અગાઉથી ચેતીને જો ખેડુતોના સુવ્યવસ્થીત સંઘો રચવામાં આવે તો નવા તંત્રમાં તેઓ સરકાર પાસે વીશેષ લાભદાયી રીતે કાર્ય જરૂર કરાવી શકશે. ખેડુતોના હીતનો વીચાર કરનારાઓને માટે આ દીશામાં ખાસ ધ્યાન દોરાવવાની તેટલા માટે જ અત્યારે વીશેષ જરૂર ઉભી થઇ છે.



"મુસલમાનો અને હીંદુઓ હીંદનાં બે નેત્ર છે. એકને ઇજા કરશો તો બીજાને પણ ઇજા થશે. જો આપણામાં ઐક્ય હશે તો આપણે એક બીજાને ટેકો આપી શકીશું, નહીં તો, એક બીજાની સામે પડવાનું પરીણામ બન્નેની અવનતી અને વીનાશમાં જ આવશે." સર સૈયદ અહમદ

છેલ્લાં પચાસ વર્ષોમાં પડેલા દુષ્કાળોને લીધે હીંદમાં કુલ ૨,૮૮,૨૫,૦૦૦ માણસો મરી ગયા હતા, ત્યારે એકલા ઇન્ફ્લુએન્ઝાએ માત્ર નવ જ મહીનામાં ૧,૩૩,૦૦,૦૦૦ માણસોનો ભોગ લીધો હતો. જ્યારે યુરોપની ભયંકર યાદવીનાં ચાર વર્ષોમાં બધાં મળીને ૯૦ લાખ માણસો મુઆં હતાં.

—અને નુરૂમ્માન આ બેકારીના દર્દ ભર્યા વાતાવરણમાં પોતાની રહીસહી શકતી પણ ગુમાવી રહયો હતો. જમ'ની ખાતર લડવા જતો તે વખતે હેનામાં જે તાકાત અને ઉત્સાહશકતી હતી તે સર્વ ગાયબ થઇ ગઇ. એક ઘનઘોર રાત્રીએ તે પોતાને ઘેર ગયો. એના મગજમાં ભુખ જબરા હથોડા મારી આવાઝ કરી રહી હતી. ન્હાનકડી અંધારી કોટડીમા સુઇ જવાના ઇરાદાએ તે આડો પડયો. બેકારીમાં સડતા આ 'સુખીયા માણસ'ને પોતાનું દુ:ખ ભુલાવવા નીદ્રાને આધીન થવા પડખા ફેરવવા લાગ્યો.

અને હાડ્ક ગગડાવી નાંખે એવી ઘોર ઠંડી પડતી હતી એને પુરતું ઓઢવાનું ન્હોતું શરીરને ઢાંકવાને પુરતાં વસ્ત્રો ન્હોતા ને બસ! હવે વધારે જાણીને તમારે શું કરવું છે?

નુરૂમ્માનના શુન્યતાભર્યા ઓરડામાં એને ગોધવા માટે તેઓ આવ્યા અને આ શું? પત્થરના પુતળાની જેમ, નીશ્ચેતન પડેલો તેઓએ હેને જોયો સાવ નીર્જીવ! એના ડોળા ફાટફાટ કરતાં હોય એવી ભયંકરતા ધરીને જોનારને કંપાવતા! કેવી હાલત?

ડાકટરે એના શરીરને તપાસી જોયું. રૂવાબથી હેણે પોતાની 'ફાઉન્ટન પેનને બહાર કહાડી અને 'ઓફીશીયલ ફોર્મ' ઉપર આમ લખ્યું:

"મરણ નીપજવાનું કારણ: ભુખમરો"

પછીથી બીજો એક અમલદાર આવ્યો. હેણે પોતાની સરકારી નોંધપોથીમા આમ લખ્યું.

"નામ: નુરૂસમાન"

"ધંધો: ભુખમરાનો ખેલાડી" અને તેણે મુશ્કેરાહટ કરી 'ભુખમરાના ખેલાડી' ઉપર નજર નાખી.

અને ત્રીજા અંકનો આવી રીતે અંત આવ્યો.

પડદો .. .. ..... .... .

# સોવીયટના પંચવાર્ષિક પ્રયોગની પ્રગતિ

: મુળ લેખક :
મોરીસ મેન્ડલસન

અમેરીકાના સંયુક્ત સંસ્થાનોમાંની સોવીયેટ સંસ્થા આમટોગ ટ્રેડીંગ કોરપોરેશનના એક અમલદાર મી. મોરીસ મેન્ડલસને આ લેખ લખ્યો છે, અને તે 'કરંટ હીસ્ટ્રી' ના જાન્યુઆરી ૧૯૩૧ ના અંકમાં પ્રસીદ્ધ થયો છે. તે ઉપરથી રશીયાના મહાપ્રયોગની સીદ્ધીનો મજાંગ ઇતીહાસ 'નવયુગ' ના વાંચકો જાણી શકશે.

સોવીયટની કોન્ગ્રેસે ૧૯૨૯ ના મે માસમાં રશીયાની આર્થીક સુરચના માટે જે પાંચ વર્ષની યોજના હાથ ધરી છે તે યોજના સ્ટેટ પ્લાનીંગ કમીશને (ગોસ્ટપ્લાન) રજુ કરેલી બે યોજનામાંથી એક મુખ્ય યોજના છે. કોન્ગ્રેસે જુની યોજનાઓ—જે ઉદ્યોગવીકાસ અને ખેતીવાડીની ઉન્નતી તરફ ધીમાં પગલાં માંડતી હતી—તેનો નાશ કરી મોટા પાયા ઉપર સચોટ અસર કરતી નવી યોજના ઉભી કરી છે.

જ્યારે બહારની આલમ રશીયાનો આ મહાપ્રયોગ—પાંચ વર્ષની યોજના—કેટલે અંશે સફળતાને પંથે પડેલો છે એવું તોલ કરતી હીસાબમાં ડુલ છે ત્યારે સોવીયટ સંગઠન કંઇક વધારે સચોટ અને મહત્વનું કાર્ય કરવાની આકાંક્ષા પાર પાડવાની પેરવી કરી રહ્યું છે. આજે સોવીયટ યુનીયનમાં ખરા પાંચ વર્ષની મુળ યોજના કરતાં પાંચ વર્ષની યોજનાને ચાર વર્ષમાં કેમ વીજયવન્તી બનાવવી એવા શંખ સામાજીક–આર્થીક ભુમીકા પર ફુંકાઇ રહ્યા છે. તે માટે આ બન્ને કાર્યક્રમોની ગણત્રીમાં યોજનાના પહેલા બે વર્ષના પરીણામો (૧ લી ઓકટોબર ૧૯૨૮) ની તુલના થવી જોઇએ.

પાંચ વર્ષની યોજનાને ચાર વર્ષમ પુરી પાડવાની યોજના એ ઉન્નતીની મહત્વાકાંક્ષા સેવવાનો પુરાવો છે. પરન્તુ આ બન્ને યોજનામાના સામાજીક, આર્થીક અને પારીભાષીક તત્ત્વોમાં જમીન આસ્માનનો તફાવત છે. નવી યોજનામાં રહેલા નવા અને સર્વોત્તમ તત્ત્વને જનસમુહના પ્રશ્નનો પલ્ટાયેલ દેખાવ કહી શકાય, સોવીયટ વસ્તીના ૮૦ ટકા જેટલા મજુરો પોતાના ધંધાની ઉન્નતી માટેના મંડળોનો આશરો લૈયે છે, અને ખેતીવાડીની તથા ઉત્પાદનની શૈલીમાં તથા ગ્રામ્યજીવનના આશયમાં જબરજસ્ત પલ્ટા દાખલ કરે છે. ૧૯૨૮ માં સામુદાયીક ચળવળ માત્ર એક પ્રયોગની ભુમીકા ભોગવતી હતી. અને પ્રથમની યોજનાએ સંઘાડીક ખેતીવાડીનો પ્રચાર બહુ ધીમી ગતીએ થાય છે એ જોયું. પાંચ વર્ષની યોજનાના છેલ્લા ભાગ પરથી એવી આશા રાખવામાં આવતી હતી કે ૫૨,૫૦૦,૦૦૦ એકર જેટલી જમીન અથવા તો તમામ વાવેલ ક્ષેત્રફળના છઠ્ઠા ભાગ જેટલી જમીન સામુદાયીક ખેતીની રીતે ખેડી શકાત.

૧૯૩૦ માં, મોટા પાયા ઉપર યોજાયેલા ખેતરોમાં સામુદાયીક પધ્ધતીએ થએલ ખેતીથી આવકમાં ઘણો વધારો થયો

હોવાથી, આખા સોવીયટના મજુરોના ત્રીજા ભાગ જેટલાને આ સામુદાયીક ખેતીની પધ્ધતી ગ્રહણ કરવાની લાલચ આપી. જો કે આ ઉન્નતીમાં સરકાર તરફથી ખુબ મદદ આપવામાં આવી હતી, જેમ કે ટ્રેકટરો પુરા પાડવા, તથા કરવેરા બાબદમાં બીજી સગવડો કરી આપવી, હકકો આપવા, ઇત્યાદી. ૧૯૩૦ માં સામુદાયીક ખેતરોમાંથી ૯૫,૦૦૦,૦૦૦ એકર જેટલી જમીન ઉપર ઉગેના પાકને લણવામાં આવ્યો હતો.

સામુદાયીક ધોરણે થતી ખેતીથી દરેક એકર દીઠ ૧૦ થી ૨૦ ટકા જેટલો નફો મળતો. આથી આવી જાતની સફળતામાં વધારો થયો અને સામુદાયીક ધોરણ પર જ સમગ્ર દેશની ખેતી કરવામાં આવે એવી વાતો ચાલવા લાગી, કારણ કે એનું પરીણામ ઘણું જ ફળદાયી આવે છે એ સાબીત થઇ ચુક્યું હતું. આથી સોવીયેટ યુનીયનના સામ્યવાદી પક્ષની સોળમી કેન્ગ્રેસ સમક્ષ. ૧૯૩૦ ના ઉન્હાળામાં સર્વ દેશ સામુદાયીક ખેતીના ધોરણ ઉપર ખેડાય એવી યોજના સ્ટેલીન તરફથી મુકવામાં આવી; જેથી પાંચ વર્ષની યોજનાને અન્તે સમગ્ર દેશ સામુદાયીક ખેતીમય બની ગયો હોય.

આ સંગ્રાહીક ધોરણની સાથે સાથે યંત્રથી ચાલતા સંસ્થાનના ખેતરો વીકાસ સાધવા લાગ્યાં, અને આથી ખેતીવાડીના ઉત્પાદનમા સરકાર પણ પોતાનો ફાળો આપવા લાગી. આવા ખેતરોમા કુશાગ્ર-બુધ્ધીની ખીલવણી થઇ છે. ૧૯૩૦ માં સંસ્થાન અને સામુદાયીક ખેતરો એ એની વસ્તીને દાણોપાણી પુરા પાડ્યાં અને બજારમાં વહેંચવા માટે મુકાતા ધાન્ય કરતાં બેહગણું ધાન્ય નીકાશવ્યાપાર માટે અલગ રાખ્યું. સંસ્થાનના ખેતરોમાં નીપજેલ ધાન્ય પણ સારા પ્રમાણમાં નીપજ્યું, અને ૧૯૩૧ માં યોજનામાં દર્શાવેલ ૩૦,૦૦૦,૦૦૦ જેટલા એકર કરતા વધારે ૪૯,૦૦૦,૦૦૦ એકરમાં વાવણી કરવામાં આવશે. કારખાનાની ઉત્પાદનશૈલી ખેતીવાડીમાં દાખલ કરવામાં આવતાં, ૧૯૩૦ માં ઢેર-ઢાંખરને ઉછેરવાના, ડેરી-સંસ્થાનો બાંધવા અને એવા બીજા પ્રશ્નો પણ ઉત્પન્ન થયા, જેથી કરીને માંસ અને દુધ પુરાં પાડવાની માથાકુટ રહે નહી. ૧૯૩૦ ના સપ્ટેમ્બર માસમાં ૫૦૦ ઢોરઢાંકર-ઘેટાં-બકરા (હોગ) કુકડ અને પક્ષી પ્રાણીઓના ડેરી ફાર્મ્સ હતાં. આ સર્વ મુળ યોજનામાં નહી હતું., આ સર્વ પરીણામ વીકાસના પ્રમાણનું હતું.

સામુદાયીક કાર્યક્રમ થોડાંક વર્ષો પહેલ એટલે કે વહેલાસર અમલમાં મુકવામાં આવ્યો નહેતો. દાખલા તરીકે લેનીનના જીવન્ત કાળમાં તેહેનો ઉચ્ચાર પણ નહોતો થયો, કારણ કે આવા કાર્યક્રમ માટે સંગીન પાયાઓનો અભાવ હતો. નવી સામુદાયીક ચળવળને સંગીન પાયા ઉપર મુકવા માટે તેહેને માટે સંગીન પાયાનું સર્જન કરવાનો પ્રશ્ન ઉભો થયો. નવી યોજનામાં પાંચ વર્ષ માટે ટ્રેકટરોના ઉત્પાદનનો કાર્યક્રમ જે પહેલા ૧૫,૦૦,૦૦૦ હોર્સ પાવર જેટલો હતો તેહેને વધારીને ૧,૦૦,૦૦,૦૦૦ હોર્સ પાવર જેટલો કરવામાં આવ્યો. ખેતીવાડીની મશીનરીનો કાર્યક્રમ બેવડો કરવામાં આવ્યો છે. ઓટોમોબાઇલ, જનરલ મશીનરી, અને તેલની નીકાસની યોજનામાં સામુદાયીકત્વને પુરે એટલો વધારો કરવામાં આવ્યો. તે જ પ્રમાણે સ્વાભાવીક છે કે તે સર્વ મશીનરી માટે પોલાદ અને બીજા ઉદ્યોગવીકાસની ખાસ જરૂર જણાય છે.

જુની યોજના કરતાં વધારે ઉપયોગી કાર્યો આપણને સોવીયેટ [સંગઠનના ઔદ્યોગીક વીકાસ તરફ નઝર કરતાં જડી આવશે. જુની પાંચ વર્ષની યોજના યુરપીઅન ઔદ્યોગીક અનુભવો ઉપર રચાયેલ હતી. દાખલા તરીકે, પોલાદના ઉદ્યોગમાં બે મીલોને દર વર્ષે ૩૩૦,૦૦૦, અને ૬૬૦,૦૦૦ મેટ્રીક ટન જેટલું લોખંડ ઉત્પન્ન કરવાનું હતું. જો કે આ દેશમાં ત્હેનાં કરતાં ચારગણો માલ તૈયાર કરે એવી મીલો પણ પડી છે. છેલ્લા બે વર્ષો દર્મીયાન સોવીયટનો ઉદ્યોગ પહેલી વારજ અમેરીકન ઉદ્યોગની કલાના આબાદ સંસર્ગમાં આવ્યો છે. એવું જણાયું હતું કે, અમેરીકાના અને સોવીયટના કુદરતી સંજોગો એક સરખા હતા. અને આથી એકદમ અમેરીકન પધ્ધતીએ ટેકનીકલ દરજ્જે પહોચી જઇને યુરપીયન ઉદ્યોગવીકાસના ધોરણને એકદમ તીલાંજલી આપવામાં આવી. આથી પરીણામ એ આવ્યું કે યુરલ પર્વતોની હારોમાં મેગ્નેટ માઉન્ટનતી પોલાદ બનાવવાની મીલમાંથી ૨,૫૦૦,૦૦૦ ટન જેટલી નીકાશ દર વર્ષે થાય એ માટે ધમધોકાર કામ શરૂ થયું. અને કુઝનેઝ બસીન (સાઇબીરીયા) અને ઝેપોરોઝીવ (યુક્રેઇન)ની મીલોમાં દરેક ૧,૧૦,૦૦૦ ટન નીપજ આવે એવી યોજના થઇ છે.

રસાયણીક, કોયલા, તેલ અને બીજા ઉદ્યોગોમાં આવા પલ્ટાઓ થવા ચાલુ થયું છે, આથી ઉત્પાદનના ખરીતામાં સંગીન વધારો થાય એની યોજના થયેલ છે.

જ્યારે જુની પાંચ વર્ષની યોજનામાં જોઇતી સર્વ વસ્તુઓ જેમકે ઔદ્યોગીક, ખેતીવાડીને લગતી વસ્તુઓ તથા બીજી ટ્રાન્સપાર્ટ મશીનરીઓને અમેરીકામાંથી આયાત કરવાનું હોઇ, અમેરીકન બજારને વેપારપાણીનો તડાકો પડવા લાગ્યો; ત્યારે આ પુનરાવર્તીત યોજના સોવીયટ મશીનરીના વધારા કરે છે એટલુંજ નહી પણ સ્પષ્ટ રીતે અમેરીકન ઉત્પાદનને પસંદગી આપે છે. યુનાયટેડ સ્ટેટસમાં તૈયાર થતા ખેતીવાડીના ઓજારોની અહીંના સામુદાયીક ખેતરોને બહુજ જરૂર પડતી હોવાથી તે સર્વ અમેરીકા પાસેથી મંગાવે છે. આથી એમ નથી સ્હમજવાનું કે સોવીયટ ઉદ્યોગ યુરપીઅન મશીનરીનો ઉપયોગ કરતો નથી. પરન્તુ અમેરીકાની પેદાશ ઘણી સગવડભરી થઇ પડતી હોવાથી તેઓ ત્હેને જ પસંદગી આપે છે.

પાંચ વર્ષની યોજનાને ચાર વર્ષમાં પુરી કરવા માટે ત્હેને દર વર્ષે કેળવવામાં આવે છે–ત્હેનો વીકાસ સાધવા માટે અથાગ પ્રયત્ને કરવામાં આવે છે. કાર્યક્રમમાં તાકીદના મ્હોટા મ્હોટા ક્રીયાત્મક ફેરફારો હાથ ધરવામાં આવે છે. ઉદ્યોગ અને ખેતીવાડીની કેટલીક શાખાઓ તો આખી પાચ વર્ષની યોજના માટે પુનરાવર્તીત કાર્યક્રમની તૈયારી કરી રહી છે. આવી રીતે, ૧૯૩૨–૩૩ ના વર્ષ માટેના કોયલાના ઉદ્યોગનું કાર્યક્રમ ૭૫,૦૦૦,૦૦૦ ટનમાંથી ૧૨૦,૦૦૦,૦૦૦ ટન થશે. લોખંડનો ઉદ્યોગ ૧૦,૦૦૦,૦૦૦ ટનમાંથી વધીને ૧૭,૦૦૦,૦૦૦ ટન જેટલો થશે. સંસ્થાનના ખેતરોની ખેતી ૧૨,૫૦૦,૦૦૦ એકરમાંથી ૭૫,૦૦૦,૦૦૦ એકર થશે. બીટની ખાંડની ખેતીવાડી ૨,૭૧૮,૦૦૦ એકરમાંથી ૫,૦૦૦,૦૦૦ એકર થશે.

પાંચ વર્ષની યોજનાના પહેલા બે વર્ષોમાં જોઇએ તેટલું કામ ૪૭.૫ ટકા જેટલું હોવું જોઇએ; પરંતુ ખરેખરો વધારો ૫૩ ટકાનો હતો. ૧૯૨૯–૩૦ ના કોન્ટ્રોલના આંકડાઓ જે ઘણીવાર આ પાંચ વર્ષની

યોજનાને નીષ્ફળતા તરીકે રજુ કરે છે તે આ ખરેખર સત્ય હકીકતને છુપાવવા તદ્દન અસમર્થ છે. તે ઉપરાંત, યોજનામાં જણાવેલ બળતણ, ખનીજ ધાતુ, અને બીજા રસ યણોના ઉદ્યોગમાં ૫૮ ટકનો વધારો થવાનું જણાવ્યું હતું તેનો ઉદ્યોગવીકાસ થયો હોવાથી ખરેખર ફાયદો તો ૭૮ ટકા જેટલો થયો હતો. પરન્તુ બીજી બાજુ હલકી જાતનો ઉદ્યોગ પોતાના કાર્યક્રમમાં જણાવ્યા પ્રમાણે જોઇતું કામ આપી શકયો નહી. જેમાં ચાલીશ ટકાની જરૂર હતી ત્યાં ૩૩ ટકા આપીને ઉભા રહ્યાઃ એતું કારણ ઘણું કરીને, ૧૯૨૯–૩૦ માં મળી શકતા ખેતીવાડીના ખરતા પદાર્થો પુરતા પ્રમાણમાં નહી મળી શકયા હોવાનું જણાય છે.

મુખ્ય ઉદ્યોગોમાંના કેટલાક ઉદ્યોગો બે વર્ષના કાર્યક્રમમાં–૧૯૨૮–૧૯૨૯ માં અને ૧૯૨૯–૧૯૩૦ માં કેટલી નીપજ થવી જોઇએ ન્હેની સરખામણી નીચે પ્રમાણે સુચવે છેઃ

| | કાર્યક્રમ | ખરેખરૂં ઉત્પાદન |
|---|---|---|
| કોલસા (મેટ્રીક-ટન) | ...૮,૭૭,૦૦,૦૦૦ | ૮,૬૪,૦૦,૦૦૦ |
| તેલ ( " " ) | ... ૨,૮૦,૦૦,૦૦૦ | ૩,૦૭,૦૦,૦૦૦ |
| લોઢું–પોલાદ " " | ... ૭૬,૦૦,૦૦૦ | ૮૩,૫૦,૦૦૦ |
| ખેતીવાડીનાં યંત્રો (રૂબલ્સ) ... | ...૪૭,૨૦,૦૦,૦૦૦ | ૫૨,૩૦,૦૦,૦૦૦ |

પાંચ વર્ષની યોજનાને સખ્તમાં સખ્ત કસોટીમાંથી પસાર થવું પડયું હોય તો તે ઉદ્યોગમાં નવી રચના અને સમારકામમાં રોકાયેલી મુડી બાબદ કહી શકાય. કાર્યક્રમમાં જણાવેલ, ઉદ્યોગવીકાસ માટે ખર્ચવાની રકમ ૩,૯૦૦,૦૦૦,૦૦૦ રૂબલ્સ હતી. પરન્તુ તે વધીને બે વર્ષમાં ૫,૦૦૦,૦૦૦,૦૦૦ રૂબલ્સ થઇ.

આ ખર્ચાયલાં નાણાંની આવક, ઘટી ગયેલા ઓછા ભાવે માલ ખરીદીને નવી વસ્તુઓ બજાર માટે તૈયાર થાય તેમાંથી આવતા પૈસામાંથી થઇ હતી. જે યોજનામાં દર વર્ષે મુળ કીંમતમાં ૭ ટકાનો ઘટાડો થાય એમ જણાવવામાં આવ્યું હતું તેમાં ૧૯૨૮–૧૯૨૯ માં માત્ર ૪ થી ૫ ટકા જેટલું પ્રમાણ, જણાયું, પરંતુ ૧૯૨૯–૧૯૩૦ માં તે પ્રમાણ બરાબર યોજના મુજબ જળવાઇ રહ્યું હતું. મજુરના ઉત્પાદનનો જથ્થો પહેલા વર્ષમાં ૧૫ ટકા જેટલો અને બીજા વર્ષમાં ૧૨ થી ૧૫ ટકા જેટલો વધ્યો, જ્યારે યોજનામાં જણાવ્યા મુજબ ૧૬.૪ અને ૧૭ ટકાની જરૂરત હતી. માલને એક દેશથી બીજે દેશ લઇ જવાની પદ્ધતી સોવીયટ વર્તમાનપત્રોએ વખોડી કાઢી હતી. રેલ્વેતુરની વ્યવસ્થામા ૧૯૨૮–૨૯ અને ૧૯૨૯–૩૦ દરમીયાન ૨૪ ટકાનો વધારો થવાનું જણાવવામાં આવ્યું હતું, પરંતુ ખરેખરો નફો ૫૦ ટકાની નઝદીકમાં હતો.

પાંચ વર્ષની યોજનાના પહેલાં બે વર્ષો ખેતીવાડી માટે ફાયદાકારક પણ સખ્ત કસોટીવાળાં ગયાં. ૧૯૨૯ ના પરીણામો જરાક આકરાં આવ્યાં. યોજનામાં ૭ ટકાના વાવણા જણાવવામાં આવ્યાં હતા જ્યારે અહીં ૪ ટકા જેટલાં થયાં.

૧૯૩૦ ની ખેતીવાડીનું ઉત્પાદન ૧૭.૫ ટકા આગલા વર્ષ કરતાં વધારે થયું. ૧૯૩૧

ના લાણુણ્ણા થયેલ ખેતરાનું ક્ષેત્રફળ એટલે કે કુલ્લે વાવેતર થયેલા ક્ષેત્રફળ પાકવાળા ખેતરો ને પાછળથી નશ પામ્યા તેનું ક્ષેત્રફળ બાદ કરતાં, બાકીનું આશરે ૩૨૦,૦૦૦,૦૦૦ એકર જેટલું રહે-૨૫,૦૦૦,૦૦૦ એકરો ૧૯૨૮ કરતાં વધારે થયા હતા. જ્યારે ખેડાયેલ ક્ષેત્રફળ-હજી પણ આશરે ૪,૦૦૦,૦૦૦ એકર જેટલું છે.

૧૯૩૦ ની ધાન્યઉત્પત્તી ૧૯૨૯ ના વર્ષ કરતાં પાંચમો ભાગ વધારે થયેલ છે. યોજનાનાં છેલ્લાં વર્ષમાં પાકના ક્ષેત્રફળનું પ્રમાણ નીચે પ્રમાણે દર્શાવેલ છે:

ઔદ્યોગિક પ્રમાણ

| | યોજના ૧૯૩૦ | ખરેખરી નીપજ ૧૯૩૦ | યોજના ૧૯૩૨-૩૩ |
|---|---|---|---|
| કપાસ | ૩,૨૫૦,૦૦૦ | ૪,૧૬૮,૦૦૦ | ૩,૮૨૨,૦૦૦ |
| ફ્લેક્સ (હેક્ટર) | ૩,૭૫૦,૦૦૦ | ૪,૫૦૨,૦૦૦ | ૪,૩૭૭,૦૦૦ |
| ખાંડ (બીટની) | ૨,૨૫૦,૦૦૦ | ૨,૫૮૭,૦૦૦ | ૩,૭૧૮,૦૦૦ |

સામુદાયીક ખેતીવાડીના ધોરણને દાખલ કરવાથી ૧૯૨૯-૩૦ માં ખેતીવાડીના ઉદ્યોગમાં પુરી સફળતા પ્રાપ્ત થઇ. ૧૯૨૯-૩૦ માં ઔદ્યોગીક ઉત્પાદન ૨૪॥ ટકા વધ્યું. આ વર્ષ દરમીયાન મોટામાં મોટી મુશ્કેલી એ હતી કે કુશળવ્યક્તીના મજુરોનો અભાવ હતો; પણ આજે બેકારોને કેળવણી આપીને તૈયાર કરી એ ખોટ પુરી કરે છે.

૧૯૩૧ ના વર્ષના સમય દરમીયાન કન્ટ્રોલના આંકડા મુજબ ૫૦ ટકા જેટલું ઉત્પાદન થવું જોઇએ. આવી 'આકાંક્ષાઓ રાખવાનું એ જ કારણ છે કે છેલ્લાં વર્ષો દરમીયાન ઉદ્યોગ, ખેતીવાડી, ઇત્યાદી માટે સુંદર વ્યવસ્થા કરાવા માટે કરોડો રૂબલ્સનું ખર્ચ કરી નાખવામાં આવ્યું છે.

ત્યારે શું આ 'પાંચ વર્ષની યોજના' સફળ થશે? * એનો જવાબ એ જ છે કે જો ૧૯૩૧ નો કાર્યક્રમ થોડેઘણે અંશે સફળતા પ્રાપ્ત કરશે તો યોજનાનાં મુળ તત્ત્વો ત્રણ અગર સાડાત્રણ વર્ષમાં પુરા થઇ જશે.

આર્થીક વર્ષ ૧૯૩૦-૩૧ ના કન્ટ્રોલના આંકડા, પાંચ વર્ષની યોજના જે રીતે અમલમાં મુકાતી જાય છે તેની સાથે સામ્ય ધરાવતા જાય છે:

| | કન્ટ્રોલ સંખ્યા ૧૯૩૦-૩૧ માટે | પાંચ વર્ષની યોજનાનું ફરજીયાત ૧૯૩૨-૩૩ |
|---|---|---|
| કોયલા (મેટ્રીક-ટન) | ... ૭૬,૫૦૦,૦૦૦ | ૭૫,૦૦૦,૦૦૦ |
| તેલ (ટન) | ... ૨૩,૦૦૦,૦૦૦ | ૨૨,૮૦૦,૦૦૦ |
| ખેતીવાડીની મશીનરી માટે (રૂબલ્સ) | ...૯૫૦,૦૦૦,૦૦૦ | ૧૧૦,૦૦૦,૦૦૦ |

* સોવીયટના નવા આર્થીક વર્ષની શરૂઆત જે ૧ લી અકટોબર ૧૯૩૦ થી થવાની હતી તે હમણાં જ બદલીને ૧ લી જાન્યુઆરી ૧૯૩૦ થી કરવામાં આવી છે.

મુળ યોજનામાં ૧૯૩૧ ના વર્ષનો ખેતીવાડીનો કાર્યક્રમ ૧૯૩૨-૩૩ કરતાં વધારે મોટો છે. વાવેલ ક્ષેત્રફળને વધારીને ૩૬૭,૫૦૦,૦૦૦ એકરો કરવાના છે, જે જુની યોજનામાં ૩૫૨,૫૦૦,૦૦૦ એકરનો આંકડો દરાવે છે. ૧૯૩૧ નો આવી જાતનો વિકાસક્રમ, પુનરાવર્તીત થયેલ યોજનાને સફળતા અપાવે એ જરાક અગમ્ય જેવું લાગે છે; પણ તેમ નથી. જુની યોજના માટે એવું કહી શકાય ખરૂં. ખેતીવાડીમાં જે પારીભાષીક ક્રાન્તીનાં મંડાણ થયાં છે તે ઘણા મજુરોને બીજા સુંદર અને ઉપયોગી કામ માટે ફાઝલ પાડશે અને આથી બીજા ઉદ્યોગની ખીલવણી થઇ શકશે. અને ઔદ્યોગીક શાળાઓ માટે ધમધોકાર તૈયારીઓ ચાલી રહી છે, અને તેમાં કુશાગ્રબુદ્ધીવાળા લોકસંઘને નવા વ્યાપારના પાઠો શીખવવાની તૈયારી ચાલી રહી છે. ઔદ્યોગીક પાકની મોટા પ્રમાણમાં નીપજ આ વર્ષમાં થશે એટલે તે રશીયાની ક્રાંતીમાં નવું જોમ ઉમેરાશે. સોવીયટસંગઠને આલમની બઝારના ભાવ ગગડી ગયા હોવા છતાં યે ગયા વર્ષમાં ઘણો સુંદર વ્યાપાર કર્યો છે, એનાથી આશા રખાય છે કે ભાવી રચનાત્મક કાર્યક્રમને કોઇ રીતે વાંધો આવે તેમ લાગતું નથી, ગમે તેમ, પણ એમ કહી શકાય કે પાંચ વર્ષની આ યોજનાને બરાબર પાર ઉતારવાના પ્રશ્નનો નીર્ણય આવતાં કેટલાંક વર્ષના ગાળામાં નહી પરંતુ માત્ર બાર માસના સમયમાં થઇ જશે

'અમેરીકન-સોવીયટ'-એક બીજા સાથે વ્યાપારી જેવો નઝદીકનો સંબંધ ધરાવે છે. યોજના માટે દર વર્ષે ૨૦૦,૦૦૦,૦૦૦ ડોલરનો વ્યાપાર થાય છે. ૧૯૨૬-૧૯૨૭ માં ઔદ્યોગીક યંત્રો માટે સોવીયટે અમેરીકા પાસેથી ૧૦,૯૦૦,૦૦૦ ડોલરનો માલ લીધો તે વધીને ૧૯૨૮-૨૯ માં ૩૪,૦૦૦,૦૦૦ ડોલરના આંકડા પર આવે છે. ૧૯૨૬-૧૯૨૭ માં ખેતીવાડી માટેના યંત્રોની ખરીદી ૬,૬૦૦,૦૦૦ ડોલરમાથી વધીને ૧૯૨૮-૧૯૨૯ માં ૨૮,૩૦૦,૦૦૦ ડોલર પર આવી છે, અને ૧૯૨૯-૩૦ માં ખરીદીનો આંકડો ૬૩,૫૦૦,૦૦૦ ડોલર આવે છે.





# સમાજવાદમાં સ્ત્રીઓનું સ્થાન

: પ્રયોજક :

રમણીક વી. મહેતા
બી. એસ સી , એલ. એલ. બી.

• **વર્તમાન** સમાજમાં વ્યાપી રહેલાં સામાજીક અને આર્થીક બળો નીરખીને સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના પ્રખર અભ્યાસીઓ અચુક આગાહી કરે છે કે ભાવી સમાજ રચના સમાજવાદી સીદ્ધાંતો ઉપર રચાશે. તેઓ જણાવે છે કે ભાવી સમાજવાદી દુનીયા એ ઐતીહાસીક દ્રષ્ટીએ એક અનીવાર્ય ઘટના છે. અર્વાચીન સમાજવાદના સીદ્ધાંતો એ ભુતકાળની ઐતીહાસીક ઉત્ક્રાંતી અને વર્તમાનકાળની આર્થીક પરીસ્થીતી ઉપર રચાયલા છે અને તેથી તે કોઇ અગમ્ય વાતાવરણમાં વીહાર કરનારા કવીઓ કે તત્વજ્ઞાનીઓનાં ભેજામાંથી ઉદ્ભવ્યા નથી.

જનસમાજનો ઇતીહાસ આલેખે છે કે સમાજમાં નીરંતર પરીવર્તન થયાં જ કરે છે. જંગલી યુગ, ગુલામી યુગ વીગેરેમાંથી પસાર થઇને તે આજના ઉદ્યોગવાદની કક્ષાએ પહોંચેલા મુડીવાદી સામ્રાજ્યવાદમાં પરીણમ્યો છે. અને આ અર્વાચીન યુગના ભીતરમાં ભાવી સમાજવાદના પાયા નંખાય છે. આજનો કાળ એ આ બન્ને યુગો વચ્ચેનો સંક્રાંતીકાળ છે અને તેથી આગામી યુગમાં સૃષ્ટીના સૃજન કાળથી એક અથવા બીજી રીતે દબાયલી સ્ત્રીજાતીના વર્ગનું સ્થાન કેવું હશે એ પ્રશ્ન સમાજવાદી અગર અન્ય વીચારસરણી ધરાવનારા વીચારકોને ઘણો રસપ્રદ થઇ પડશે. પણ સ્ત્રી જાતીના સંબંધમાં સમાજવાદ વીષે કંઇ પણ વીચાર કરીએ તે પહેલાં આપણે સમાજવાદ એ કેવો "વાદ" છે અને એ વાદ કયા સીદ્ધાંતો ઉપર રચાયો છે તેની સંક્ષીપ્તમાં સમીક્ષા કરીએ તો તે ગેરવ્યાજબી અગર અસ્થાને નહીં ગણાય.

## સમાજવાદ એટલે શું ?

ઐતીહાસીક વીકાસ ઉપર રચાયલા સામાજીક અને આર્થીક સીદ્ધાંતોનો બનેલો વાદ તે આ સમાજવાદ. વ્યવહારૂ જીવન સાથે નીકટ સંબંધ રાખતું એ શાસ્ત્ર છે. માનવ જાતીનો વીકાસ આગળ ધપાવવો અને આ સૃષ્ટી એ સમસ્ત માનવ જાતી માટે સુખનું નીવાસસ્થાન અને એ

એ વાદનો હેતુ છે. સંપત્તીસર્જક સાધનો ઉપર સ્વામીત્વ ધરાવતો જે વર્ગ સમાજના વીશાળ સમુદાય (જેમાં સ્ત્રીઓનો પણ સમાવેશ થાય છે) ઉપર આર્થીક શોષણ કરે છે એ શોષણક્રીયાનો અંત આણવાનું આ વાદનું ધ્યેય છે. આ આર્થીક શોષણનો લાભ હજારો માનવજીવોના ભોગે સંપત્તીસર્જક અથવા ઉત્પત્તીનાં સાધનો (Means of Production) ઉપર વ્યક્તીગત માલીકી હોવાથી સમજની અમુક મુઠીભર વ્યક્તીઓને જ મળે છે. અને તેથી આ સાધનો સામાજીક માલીકીનાં બનવાં જોઇએ એમ સમાજવાદીઓનું કહેવું છે. પણ એનો અર્થ એવો નહીં કે વ્યક્તીગત ઉપયોગ થઇ શકે એવી વસ્તુઓ પણ સામાજીક માલીકીની બને. કોઇના ઘડીઆલ, કે કોઇના ટેબલ ઉપરના વ્યક્તીગત માલીકીના હકનો સમાજવાદ ઇન્કાર કરતો નથી. કેમકે આ વસ્તુઓનો વ્યક્તીગત ઉપયોગ થઇ શકે છે; અને વ્યક્તીગત માલીકી હોવા છતાં તે કોઇ બીજાને દુઃખરૂપ થઇ પડતી નથી. પણ જમીન કે મીલ અગર રેલ્વે કે ખાણ ઉપરના કોઇના હકનો સમાજવાદ અસ્વીકાર કરે છે, કારણ કે એ સાધનોનો વ્યક્તીગત ઉપયોગ થતો નથી. આ સાધનો ઉપર ફક્ત માલીકની વ્યક્તીગત મજુરી કંઇ લાભ ઉપજાવી શકતી નથી. હજારો શ્રમજીવી પુરૂષો અને સ્ત્રીઓથી જમીનો ખેડાય છે, રેલ્વેઓ ઉપર કામ ચાલે છે, કારખાનાંઓમાં માલ ઉત્પન્ન થાય છે અને ખાણોમાંથી ખનીજો નીકળે છે. અર્વાચીન ઉદ્યોગો, વેપાર તથા ખેતીવાડી સેંકડો અને હજારો મહેનતજીવી સ્ત્રીપુરૂષોની સંયુક્ત માનવમજુરીથી ચાલે છે, અને તેથી સેંકડો અને હજારોના હાથે ચાલતાં ઉત્પત્તીનાં સાધનો ઉપરથી વ્યક્તીગત માલીકી કાઢી નાખી તેને સામાજીક માલીકીનાં બનાવવાં એ સમાજવાદનો પ્રથમ સીદ્ધાંત છે.

સમાજવાદ કહે છે કે, જમીન, રેલ્વે, કારખાનાં, ખાણ વીગેરે સમસ્ત પ્રજાની માલીકીનાં બનાવો અને અમુક એક વ્યક્તી કે આંગળીના વેઢા ઉપર ગણાય તેટલી વ્યક્તીઓના સમુહના નફાને માટે નહીં પણ સારા સમાજના ભલા માટે એ ઉત્પાદનનાં સાધનો ઉપર કામ કરો. આ સાધનો વ્યક્તીગત માલીકીનાં હોય અને વ્યક્તીગત નફા માટે ચાલતાં હોય તો સ્વાભાવીક રીતે જ માલીકોનું ધ્યાન નફા ઉપર જ રહે. નફો મળતો બંધ થાય એટલે તે તેના કારખાનામાંથી કે ખાણમાંથી ઉત્પન્ન થતી કે નીકળતી વસ્તુઓ કાઢવી પણ બંધ કરે. પછી ભલેને સમાજને તે વસ્તુઓની ગમે તેટલી જરૂર હોય અને એ વસ્તુઓ પેદા કરનારાઓ પણ ઘણા હોય. એક સાદું દૃષ્ટાંત લઇએ: એક વણકર કામદારને કાપડની મીલનો કોઇ માલીક તેની મીલમાં ન રોકે તો તે કાપડ તૈયાર કરી શકે નહીં, જો કે એ કાપડ તૈયાર કરવાની શક્તી તો એનામાં છે. તેમ છતાં એ વણકર જાતે જ તેની બૈરી અને તેનાં નાનાં બાળકો વસ્ત્ર વગરનાં ટાઢે થથરતાં માલુમ પડે છે, અને કોઇ બીજે ઠેકાણે એવા કોઇ બીજા કામદારને તેના ગજા ઉપરાંત કામ કરવું પડતું હશે. આવાં અનેક કારણોને લઇને સમાજવાદના સીદ્ધાંતો કહે છે કે, જો ઉત્પત્તી, વહેવાર અને વહેંચણીનાં સાધનો ઉપર સમસ્ત સમાજનું સ્વામીત્વ સ્થપાય તો કોઇને પણ ગજા ઉપરાંત કામ આપ્યા સીવાય સમાજની દરેક વ્યક્તીને

કામ મળે, દરેકને સમાજની જરૂરીયાતો માટે એક અથવા બીજી જાતનો ફાળો આપવો પડશે અને તેથી દરેક વ્યક્તીને જીવનની જરૂરીયાતો માટે આજે જે સંગ્રામ ખેલવો પડે છે તે ખેલવો નહીં પડે. સમાજવાદ કહે છે કે આમ સંપત્તીસર્જક સાધનો ઉપર સમાજનું સ્વામીત્વ સ્થપાય તો સમાજમાં દરીદ્રતા જેવી કોઇ વસ્તુ રહેશે નહીં, અને દરીદ્રતાના સીધા પરીણામ રૂપે આજે સમાજમાં જે અનેક દુર્ગુણો અસ્તીત્વ ધરાવે છે તે નાબુદ થશે.

કેટલાકો એમ કહેતા જણાય છે કે સમાજવાદ અશક્ય છે, કારણ કે જેમ ચાલતું આવ્યું છે તેમ ચાલ્યા જ કરશે. આ દલીલમાં કાંઇ વજુદ નથી. સૃષ્ટીના સર્જનકાળથી તે આજ સુધીમાં સામાજીક જીવનમાં કંઇ અસંખ્ય ફેરફારો થઇ ગયા છે. હજારો વર્ષો શું પણ સૈકાઓ અને અર્ધસૈકાઓ દરમ્યાન મનુષ્યસ્વભાવમાં મહાન પલટા થઇ ગયા છે. પરીવર્તન એ તો જીવનનો સાર છે. જંગલી નગ્ન અવસ્થા વટાવી આજે જનસમાજ આગળ વધીને સંસ્કૃતીના પંથે પડ્યો છે. એ સંસ્કૃતી અહીંથી જ અટકી જાય તેમ નથી. વધારે ઉંચા અને વધુ સારા ક્રમ તરફ તે કુચકદમ કરતી જ રહે છે. જેવી રીતે મધ્યકાલીન યુગની જમીનદારશાહીની જગ્યા અર્વાચીન મુડીવાદે લીધી છે તેવી જ રીતે મુડીવાદની જગ્યા સમાજવાદ લેશે.

સમાજવાદની આટલી સંક્ષીપ્તમાં સમીક્ષા કર્યા પછી હવે આપણે મુળ વાત તરફ વળીએ–એટલે કે સમાજવાદમાં સ્ત્રી જાતીનું સ્થાન કેવું હશે તેનો વીચાર કરીએ. સમાજવાદી સમાજમાં દરેક પુરૂષ તથા સ્ત્રી શ્રમજીવી વર્ગમાં લેખાશે. આ કથનનું રહસ્ય વાચકે વીચારવું રહ્યું. જેઓ સમાજવાદના સીદ્ધાંતો સમજે છે તેઓ તો સમાજવાદમાં મનુષ્ય માત્ર શ્રમજીવી વર્ગમાં મુકાશે તેનો પુરો અર્થ બરાબર સમજે છે. પણ જ્યારે સ્ત્રી વર્ગ પણ શ્રમજીવી વર્ગમાં મુકાશે એવી વાત કરીએ છીએ ત્યારે અનેક લોકો સમક્ષ જાણે એક ગુઢ વસ્તુ ઉપરથી પડદો ઉંચકાતો હોય એમ જણાય છે. શ્રમજીવી અને સ્ત્રી વર્ગના ભાવી સંબંધનો વીચાર જ હજુ ઘણાંનાં ભેજામાં આવી શકતો નથી, અથવા કેટલાકનાં ભેજામાં ગુંચવણ પેદા કરે છે. કેટલાકો એમ ધારે છે કે જેમ સમાજ ઉચ્ચતર બનતો જશે તેમ તેમ સ્ત્રી જાતી કામના બોજાથી મુક્ત થતી જશે. કેટલાકો એમ આશા રાખે છે કે સ્ત્રી જાતી તેમની બુદ્ધી અને શક્તીનો વ્યય સ્ત્રી જાતીને યોગ્ય એવી ઘરગથ્થુ બાબતમાં કામે લગાડશે. આ બન્ને ધારણાઓ ભુલ ભરેલી છે, કારણ કે અત્યાર સુધી થયેલા જનસમાજના વીકાસ ક્રમની તે વીરૂદ્ધ છે, જનસમાજની ઉત્ક્રાંતી સાથે તેનો મેળ બેસી શકે તેમ નથી.

જો સમાજવાદમાં સ્ત્રીસમાજ ઉપરથી કામની જરૂરીયાત કાઢી નાખવામાં આવે તો વીકાસને બદલે ઉલટી દીશા તરફ સમાજની ગતી ચાલે; એમ બનતાં સ્ત્રી સમાજ જનાનખાનામાં જ પરીવર્તન પામે, સમાજવાદ અશક્ય થઇ પડે, અથવા જો કદાચ તે શક્ય હોય તો પણ તે થોડા વખતમાં જ વીકાસપથી દુર જઇ માનવતાના સંહારમાં જ પરીણમે. જો સમાજવાદ હેઠળ, સ્ત્રી જાતી, ગૃહ અને કુટુંબ પાછળ જ તેની સર્વ શક્તી ખર્ચે તો યંત્રવાદ પહેલાં તેની જે

સ્થીતી હતી તે પાછી સજીવન થાય, જાહેર જીવનમાંથી તે અળગી થાય, આર્થીક પરતંત્રતા તેમને ગળે વળગે અને તેમને તેમના વીકાસની તક મળતી બંધ થાય. નવા રૂપમાં પાછી પાછલી ગુલામી તે સેવતી થાય. એ ઉપરાંત એ નવયુગની નારીને સ્વગૃહ અને કુટુંબની પ્રવૃત્તીએ પાછળ જ સઘળું ધ્યાન રાખવાનું પાલવી શકશે નહીં, કારણ કે સવારથી સાંજ સુધી તેઓ કામ કરે તેટલું કામ તેમને મળશે નહીં. આપણા બાપદાદાના વખતમાં તો સવારથી તે છેક મોડી રાત સુધી ગૃહમાં સ્ત્રીઓ ગૃહઉદ્યોગોને લઇને બીલકુલ નવરી ન પડતી, પણ હવે તો એ ગૃહઉદ્યોગો લગભગ પડી ભાંગ્યા છે. તેની જગ્યાએ અર્વાચીન ઉદ્યોગોએ સ્થાન લીધું છે. આ ઉદ્યોગો હવે પહેલાંની માફક એક વ્યક્તીથી ચાલતા નથી સમાજમાં અનેક સ્ત્રી પુરુષોથી તે ચાલે છે. ગૃહઉદ્યોગો ચલાવતી ચંચળ સ્ત્રી પણ આજે ગૃહ છોડીને ભંડારોમાં અને કારખાનાઓમાં મીલોમાં કે નીશાળોમાં કામે જાય છે. પાશ્ચીમાત્ય દેશોમાં તો તેઓ ઓફીસો, પ્રયોગશાળાઓ, યુનીવર્સીટી વીગેરેમાં જાય છે. આજે એ અબળા મટીને સબળા બની છે. ગૃહમાં જ આખો દીવસ ગુંથાઇ રહે એટલું કામ હવે રહ્યું નથી અને ભવીષ્યમાં તો વળી ગૃહકામ ધીમે ધીમે ઓછું થશે. જેમ યંત્રોની જગ્યા ફરી પાછા ગૃહઉદ્યોગો લઇ શકશે નહીં, જેમ ઇલેક્ટ્રીક લેમ્પ કે ડીટમાર લેમ્પની જગ્યા ફરી પાછાં દીવેલનાં કોડીયાં લેશે નહીં એ જેટલું સત્ય છે તેટલું જ સત્ય સ્ત્રી વર્ગ પણ તેમનું વીશાળ સામાજીક જીવન ત્યજીને ફરી પાછું 'ગૃહકુકડીનું' જીવન ગાળવા માટે તૈયાર થશે નહીં, એ છે. સમાજવાદમાં સ્ત્રી વર્ગ કામ કરશે નહીં અથવા તો તેને અમુક એક જ જાતનું કામ આપવામાં આવશે એવી જેમની માન્યતા છે તેઓ સમાજવાદ તરફ ધસડાતાં સામાજીક અને આર્થીક બળોને બરાબર પીછાની શક્યા નથી.

સમાજવાદમાં સ્ત્રી જાતીને પણ માનવમજુરીનો ફાળો આપવો પડશે એમ સાંભળીને કે વાંચીને કેટલાકો સમાજવાદને જહાન્નમમાં મોકલવા તૈયાર થાય છે, કેટલાકો ફીટકાર આપે છે અને કેટલાકો સમાજવાદ, સમાજને પાછળ લઇ જશે એમ જણાવે છે. પણ આ દલીલો મોટે ભાગે અજ્ઞાન માણસો કરે છે. જેઓ સમાજવાદના સીદ્ધાંતો સમજતા થયા છે અથવા જેઓ તેમની ખુલ્લી આંખે બુદ્ધીપુર્વક જુએ છે, તેઓ તો જાણે છે અને જુએ છે કે સમાજનો થોડાક અપવાદ સીવાય સમસ્ત સ્ત્રી વર્ગ એક અથવા બીજી જાતનું ઘરમાં કે બહાર કામ કરે છે જ. ત્યારે આજે કયો સ્ત્રી વર્ગ કામ કરતો નથી એ પ્રશ્ન સ્હેજે ઉદ્દભવે છે. એ એ વર્ગ છે કે જે ઘણો અલ્પ છે અને સમાજને બીનઉપયોગી થઇ પડયો છે. બીજાના શ્રમના ભોગે તેઓ જીવન ગાળે છે, અને તેથી તેઓને પરોપજીવીઓ કહેવી અસ્થાને અને અયોગ્ય નહીં લેખાય. આ પરોપજીવી સ્ત્રી વર્ગ સીવાયનો સમાજનો દરેક સ્ત્રી વર્ગ સમાજઉપયોગી કામ કરે છે. ટેલીફોન ઉપર, કે ટ્રામમાં, દવાખાનાંમાં કે દુકાનોમાં, કારખાનાંઓમાં કે ફેરીઓમાં, મીલોમાં કે માર્કેટોમાં, ખાણોમાં કે ખેતરોમાં, ફુલોના બગીચાઓમાં કે પછી ચાના બગીચાઓમાં, સ્કુલમાં કે કોલેજમાં, રમોડામાં કે

અખતરા વડે સર સી. રામને બનાવી આપ્યું છે.

રામનની પધ્ધતીએ પ્રકાશનો અભ્યાસ કરવામાં પારાવાર સહાય આપી છે અને અત્યાર પહેલાં જે અટપટી પદ્ધતીઓ કીરણોના સમુહની શકતી માપવા માટે રખાતી તે પધ્ધતીઓ હવે રામન પધ્ધતી આગળ ઝાંખી પડી ગઇ છે.

§

ડૉ૦ પેરીન એચ. લીંગના અખતરામાં પોતાનું શરીર આપવા માટે કોલેજની ૧૯ છોકરીઓએ કબુલ કર્યું છે. તેમણે શરદીના જન્તુને પોતાના શરીરમાં દાખલ થવા દઇ, તેનો અભ્યાસ કરવાની તક આપી. આમ તેમના શરીરપર કરેલા પ્રયોગ પછી સાબીત થયું છે કે શરદીનો જન્તુ બહુ જ ન્હાનો હોય છે અને સારામાં સારી ફીલ્ટરમાંથી પણ પસાર થઇ જવાની તેનામાં શકતી રહેલી છે.

આ જન્તુની શોધ છતાં પણ આ જન્તુ સામે સીધું સંરક્ષણ આપવું શકય નથી. એમ કરતા તો કદાચ હજુ વર્ષો વીતી જશે. કારણ કે હજુ આ જન્તુનો વધુ અભ્યાસ થવા બાકી છે. ત્યાર પહેલાં તેઓ એક વસ્તુ સીધ્ધ કરી શકયા છે કે બળીયાના ઉત્પાદન જન્તુ જેવો જ આ જન્તુ હોય છે.

§

ગાયો આપમેળે ન્હાય, તેમ જ દોહવાય તેવા પ્રકારના યંત્રની વ્યવસ્થા કરવામાં આવી છે. આમાં એક પાટીયા પર ગાય ઉભી રહે છે કે તરત જ તે પાટીયું ખસીને ન્હાવાના સ્થાન આગળ ઉભું રહે છે. ત્યાં ગાય ન્હાઇ કે તરત જ પાટીયું ખસીને દોહવાના સ્થાન પર જાય છે. ત્યાં ગાય ગઇ કે તેને યાંત્રીક રીતે દોહવામાં આવે છે આમ કર્યા પછી તેને પાછી મોકલવામાં આવે છે.

૬૦ ફીટના સરકયુલર પ્લેટફોર્મ પર ૫૦ ગાયો ઉભી રહે છે. આ ગાયો પછી પોતાના સ્ટોલમા જાય છે. જ્યાં તેમના પર પાણી એવી રીતે નાખવામાં આવે છે કે શરીર આખુ યે ધોવાઇ જાય. ખાસ કરીને આંચળ આગળનો ભાગ સરસ રીતે સાફ કરવામાં આવે છે.

તરત જ એક માણસ સ્વચ્છ અને જંતુ રહીત ટોવેલથી ગાયના આંચળ સાફ કરી જાય છે કે બીજો માણસ દુધ દોહવાનું યંત્ર તેના આંચળ ઉપર લગાડી દે છે. આ યંત્ર લગાડતાં માત્ર ૧૨॥ મીનીટમા તમામ દુધ દોહવાઇ જાય છે.

આ દોહવાયેલું દુધ પણ ત્યાં અટકતું નથી. તે એક બીજા પાત્રમાં આપમેળે ઠલવાઇ જાય છે અને ત્યાંથી નળી દ્વારા તે મ્હોટા ટબમા આવી પહોંચે છે. ત્યાંથી આ આગળ જાય છે. અને શીશીઓમાં ભરાય છે.

આ આપમેળે દોહવાની તથા નવડાવવાની કળા દાખલ કરવાથી દુધ સ્વચ્છ રીતે દોહવાય છે, અને આરોગ્યના સીદ્ધાંતો સારી રીતે જળવાય છે.

§

યુરોપ અને અમેરીકા વચ્ચે જ્યારે સીધી રીતે વાતચીત કરવાનો યત્ન થાય છે ત્યારે અનેક વેળા ઉચ્ચારાયેલા શબ્દો સમજાતા નથી. આથી જરમન એંજીનીયરોએ એવી શોધ કરી છે કે ઉચ્ચારાયેલા શબ્દો લખી શકાય. આ શોધની સીધી અસર એ થવા પામી છે કે હવે વાતચીત કરતાં ઘણી જ સરળતા પડશે. આ મશીન ટેલીફોન સાથે લગાડવાનું છે. અને મશીન લગાડતા તરત જ સંભળાતા અક્ષરો લખાવા લાગે છે.

કદાચ આ શોધનો પ્રથમ ઉપયોગ જર્મન ટેલીફોન સરવીસ પર જ થશે.

# ચીનમાં કત્લે આમ

:: મુળ લેખક ::

એગ્નેસ સ્મેડલે

ચીનમાં વીદ્યાર્થીઓની તેમજ વર્તમાનપત્રોની જાગૃતીને છુંદી અને કચડી મારવા સારૂ ચલાવવામાં આવતી ભયંકર કત્લે આમની કરૂણ કથા, 'મોડર્ન રીવ્યુ' ના ફેબ્રુઆરીના અંકમાં આપવામાં આવી છે; તે ઉપરથી પ્રસ્તુત લેખ તૈયાર કરવામાં આવ્યો છે.

## ધુંધવાતો અગ્ની

૧૯૧૯ માં ચીનના વીદ્યાર્થીઓની ચળવળે રાષ્ટ્રીય ક્રાંતીના અગ્નીને પુર જોશે પ્રકટી નીકળવા પવનના વાયરાની ગરજ સારી અને તે ઉપરાંત ૧૯૨૫–૨૭ ની વચ્ચેના સમયમાં શ્રમજીવીઓની સામુદાયીક ચળવળને વ્યવસ્થીત કરવામાં સારો ફાળો આપ્યો, તે ચળવળે ચીનમાં ફરી ઉગ્ર સ્વરૂપ લીધું છે. ૧૯૧૯ અને ૧૯૨૫–૨૭ ના [સમયમાં જેમ થવા પામ્યું હતું તેવી રીતે આજે પણ શાસકર્તાઓ આ ચળવળને દબાવી નાખવા ગમે તેવી જાતના પગલાં લ્યે છે. ચીનની ભુમી ફરી એકવાર ક્રાન્તીકારી વીદ્યાર્થીઓના ધગધગતા લોહીથી ખરેખર રંગાતી થઇ છે. અગાઉના જમાનામાં જુની રાજસત્તા કત્લેઆમ ચલાવતી: આજે તે જુલ્મી રાજસત્તાનું સ્થાન નાનકીન અને મંચુરીઅન અમલદારોએ લીધું છે. નાનકીન સરકાર જે વીદ્યાર્થીઓની મદદ વડેજ સત્તાના સીંહાસને પહોંચી શકી છે તે આ ચળવળને 'વીદ્યાર્થીઓનો ત્રાસ'નું નામ આપે છે. કેળવણીના પ્રધાન તરીકે જનરલ ચીઆન-ગા-કાઇ-શેક ફરી ગયા છે અને તેણે પોતાની સત્તાથી આ ચળવળને સત્વર નાબુદ કરવાના ઇરાદાએજ આ પદવી લીધી છે. આ જનરલ, ચીનના શક્તીશાળી પ્રેસીડેન્ટ સરમુખત્યાર પાસે લશ્કરી અને આંતર જીવનની દરેક કુંચીઓ છે એટલુંજ નહી પણ પોતાની મુત્સદ્દીગીરીથી ૬ ઠી ડીસેમ્બરના પોતાને કેળવણીના પ્રધાનની પદવી આપી અને તેની સત્તાનો ઉપયોગ કરવા માટે તેણે ૭ મી અને ૧૨ મી ડીસેમ્બરના બે હુકમનામાં બહાર પાડ્યાં. તેમાં દેશના વીદ્યાર્થીઓને સુચના આપવામાં આવી હતી કે તેમની ક્રાંતીકારી ચળવળને લીધે તેના 'હરૂદયમાં દર્દ' થતું હતું!–કારણ કે વીદ્યારથીઓ સામ્યવાદનો સીધ્ધાંત સ્વીકારતા જતા હતા અને આ વીદ્યાર્થીઓ ઘણીવાર સભાઓ ભરતા અને સામ્યવાદના ફેલાવા માટે જુદી જુદી પત્રીકાઓ છાપી તે વીતે પ્રચારકાર્ય કરતા. આથી આ જનરલને પોતાની ગાદીને

આ સામ્યવાદીઓ ખુલ્લી પાડશે એવી ધારણાને લીધે દબાવી દેવાની અગત્યતા જણાઈ. તેઓએ ત્હેમના પ્રમુખનો સામનો કર્યો છે અને ત્હેમનો સામનો કરવા એ સરકારનો સામનો કરવા બરાબર થયું કહેવાય

## સતાનો સોટો

આવી ચળવળથી દુર રહેવાની ચેતવણી તમામ વીદ્યારથીઓને આપવામાં આવી છે. આ ચળવળનો સંનર નાશ કરવા જનરલે કેં નવી નીતી અખ્ત્યાર નથી



સામ્યવાદીના લોહીથી રંગાયલો રસ્તો

કરી પણ જે નીતી ઘણા સમયથી ચાલતી આવી છે-ચીનના દરેક અગત્યના શહેરમાં વીદ્યાથીઓની અંતર કત્લઆમ ચલાવવામાં આવે છે.

ગમે તેવા સંજોગોમાં પણ વીદ્યાથીઓની ચળવળ ચાલુજ છે. પેકીંગની જુની સરકારની મ્હામે વાંધો ઉઠાવવાને બદલે તે પોતાનું બળ ફેસીસ્ટ નાનકીન ચળવળને તોડી પાડવામાં વાપરે છે. માત્ર નવેમ્બર અને ડીસમ્બર માસમાંજ દઇનીક છાપાઓમાં વીશ્વવીદ્યાલયના શીક્ષકો અને વીદ્યાથીઓની હડતાલ વીગેના ખબરો છપાતા રહયા હતા. ચીનના આખા દેશમાં આ ચળવળ પ્રસરતી જતી હતી. પેકીંગ, કઇફેન્ગ, શાંગહાઇ અને તે ઉપરાંત બીજા શહેરો અને, યાનઝે ખીણના અને ઝેશુન પ્રદેશના પ્રાંતોમાંના વીશ્વવીદયાલયોમાં વીદ્યાથીઓ તેમજ શીક્ષકોએ હડતાળ પાડી હતી. એકલા શાંગહાઇ શહેરમાંજ વુસંગ, નાન્યાન્ગ મેડીકલ, હુન્ગ, વેન, ચાઇનન, કવાન્ગ હવાની યુનીવર્સીટીઓના વીદ્યાથીઓએ રાજકારણ અને નાણાં સંબંધી નવેમ્બર અને ડીસમ્બર માસમાં સંપુર્ણ હડતાળ પાડી હતી. ઘણે ખરે સ્થળે તો સામ્યવાદના પ્રચાર કરવાના આરોપ નીચે કેટલાક વીદ્યાથીઓ અને શીક્ષકોની ધરપકડ અને અને તેમને થયેલ જેલની સજા માટેજ હડતાળ પડી હતી બીજી હડતાળ રાષ્ટ્રના પ્રમુખોએ નાણા સંબંધી હીસાબ લોકોને નહી આપવાથી હડતાલ પડી હતી. નાનકીનમાં ગવર્મેન્ટ યુનીવર્સીટી અને સેન્ટ્રલ નાનકીન યુનીવર્સીટીમાં ગરમા ગરમ મામલો ઉત્પન્ન થયો. આ બે યુનીવર્સીટીઓના વીદ્યાથીઓ હડતાળ દમીયાન બ્રીટીશ કારખાનાના કામદારોની સાથે સહકાર સાધતા હતા. આવી જાતની ચળવળને લીધેજ ચીઆન્ગ-કાઇ-શેકે સંખ્યાબંધ વીદ્યાથીઓ ઉપર ગોળીબાર ચલાવ્યો હતો અને ઘણા વીદ્યાથીઓના લોહી રેડયાં હતાં. ચેકીએન્ગ અને કીએન્ગશુના પ્રાન્તોમાં વીદ્યાથીઓએ એવા ગરમાગરમ મામલો મચાવ્યો કે દરેક શાળામાં હડતાળ પાડવામાં આવી કારણ કે લશ્કરી અમલદારોએ કેળવણી માટે નક્કી રાખેલ ફાળાના પઇસા યુધ્ધકાર ણોમાં વાપરી નાખ્યા છે.

## ખુનની નીકે

પરન્તુ આલમની તવારીખમાં, પુર્વમાં કે પશ્ચીમમાં, માનવોની હ્રદયહીન રીતે કતલ કરી નાખવાની કસાઇવૃતી તો આપણને હમણાં ઝેશુનના પ્રાંતોમાં છડે ચોક નજરે પડશે. ચીનના જુદા જુદા છાપાઓમાં નાનકીન, સુંગચીંગ અને ચેન્ગ્તુ તથા ઝેશુન પ્રાંતોના અહેવાલ લોહીના અક્ષરોએ છપાયેલજ નજર આગળ તરવરે છે. સુંગચી-ગના નવેમ્બરની ૧૪,૨૦,૨૩ તારીખના "કમર્શીયલ ડેઈલી ન્યુઝ"માં નાનકીનના નવેમ્બરની ૨૮ મી અને ડીસેમ્બરની ૩ છ તારીખના "સેન્ટ્રલ ડેઈલી ન્યુઝ"માં તેમજ ચીનના બીજા દૈનીક પત્રોના રીપોર્ટોમા કત્લેઆમની કરૂણ કહાણી જરા પણ અતીશયોકતી શીવાય પ્રકટ થયેલ છે તેમાં એવું પ્રકટ થયું છે કે ઝેશુનના લશ્કરી સત્તાધીશોએ એવા પોસ્ટરો અને નોટીસો જાહેરમાં ચીટકાવી છે કે જે કોઇ એક સામ્યવાદીને શોધી કે પકડી લાવે તેને ૫૦ ડોલરનું ઇનામ આપવામાં આવશે. પરંતુ તમામ મેજીસ્ટ્રેટો અને પોલીસમેનોને સામ્યવાદીઓને પકડવા માટે માથા દીઠ પચાસ ડોલર ઇનામના મળે છે એટલુંજ નહી પણ જરૂર પડતાં તેને સામ્યવાદીનું કોઇ પણ વખતે ખુન પણ કરવાનો અધીકાર હોય છે. આવી જાતના કામમાં સારી જેવી રેકોર્ડ ધરાવનાર પોલીસ કે સરકારી નોકરને ઉચ્ચી પદવીએ ચડાવવાની તક આપવામાં આવશે, એવી ખુલ્લી શરત કરવામાં આવે છે. આનું પરીણામ એ આવ્યું કે થોડાક કલાકો જેટલા ટુંક સમયમાં ૨૦૦ સ્ત્રી-પુરૂષોની ધરપકડ કરવામાં આવી. આમાંના ઘણાખરા વીદ્યાર્થીઓ હતા. તેમને ઝેશુનના પાટનગર ચેન્ગટુમાં ગોળીથી ઠાર કરી-જાનથી મારી નાંખવામાં આવ્યાં ઝેશુન વીશ્વવીદ્યાલયમાંથી ૧૧, મીડલ સ્કુલ ખાતામાંથી ૩, ટીચર્સ કોલેજ-માંથી ૧૨ વીદ્યાર્થીઓ અને મીડલ સ્કુલમાંની ૨ બાલાઓ, અને ટીચર્સ મીડલ સ્કુલમાંથી બીજી ૨ બાલાઓ અને ટીચર્સ યુનીવર્સીટીમાંથી ૧૦ બાલાઓ તથા એગ્રીકલ્ચર કોલેજમાંથી ૧૦ અને આર્ટ કોલેજમાંથી દશ વીદ્યાર્થીઓ ઉપલા અત્યાચારના ભોગ બનવા પામ્યા હતા. આ ખબરો ૧૮ મી



રસ્તામાં પડેલ સામ્યવાદીની લાશો

નવેમ્બરના પ્રકટ થયા હતા. ૮ મી નવેમ્બરના દીવસે સેંકડો ચાઇનીઝ સીપાઈઓએ એગ્રીકલચર કોલેજ ઉપર દરોડો પાડ્યા હતો અને ઝડપી લીધી હતી પરીણામે સાત પુરૂષ વીદ્યાર્થીઓ અને બે સ્ત્રી વીદ્યાર્થીઓની ધરપકડ થઇ અને તેમને નીશાળ સન્મુખજ જાનથી ઠાર મારવામાં આવ્યા.

## લોહીથી રંગાએલા શહેરો

બીજો રીપોર્ટ એવું જણાવે છે કે ૧૮ વર્ષની વયની બે વીદ્યાર્થી બાલાઓએ

હથમાં હાથ મીલાવી ચેનગ્ડુમાં નાનનાઇ મંદીર સુધી માર્ગ કાપ્યો હતો. આ બે નીર્દોષ બાલાઓ ઉપર સીપાહીઓએ બનદુક ચલાવી–તેમને જાનથી મારી નાખી રૂધીરની નદી વહાવી. મરતી વેળાની છેલ્લી પળોમાં તે બાલાઓને શ્વાસ લેતી જોઇ એ નીર્દય સીપાહીઓએ ત્હેમના મસ્તક ધડથી જુદા કરી નાખ્યા. ત્યાર પછી બાલાના પગ ઉપર સીપાહીઓએ પોતાની સમશીરની ધાર વડે "સામ્યવાદી !" એવા શબ્દો કાતર્યા અને માથા દીઠ પોતાના કામના



હેન્કાઉમાં સફેદ સીતમ

ઇનામ રૂ૫ ૫૦ ડોલરનો હકક લગાવી ઇનામ જીત્યા. ૧૭ મી નવેમ્બરનું 'કમર્શીયલ પ્રેસ' નમક દઇનીક પત્ર જણાવે છે કે એક જવાન જે વીદ્યાર્થી જેવો દેખાતો હતો તેને રસ્તે ચાલતાં સંખ્યાબંધ લશ્કરી સીપાહીઓ ભેટી ગયા. લશ્કરી સીપાહીઓ અને વીદ્યાર્થી નવજવાન વચ્ચે કયી જાતની વાતચીત થઇ એની નોંધ માલુમ પડતી નથી, પરન્તુ એક અમલદારે ખંજર કહાડી તેજ ક્ષણે વીદ્યાર્થીનું ખુન કર્યું અને બીજા અમલદારોએ મરેલા દેહ ઉપર જુદા જુદા ઝખ્મા કરી રંન વાળ્યું ત્યારપછી અમલદારો ચાલ્યા ગયા. રીપોર્ટમાં એમ છે કે: "રસ્તે ચાલનાર કોઇને પણ આ લશ્કરી અમલદારોની બીતી લાગતી કે રખેને તેમની ઉપર પણ 'સામ્યવાદી' થવાનો આરોપ આવતાં ત્હેમને જાનથી ખલાસ થઇ જવાનો સમય આવે: આથી તેઓ બહુજ છુપાઇ છુપાઇને ચાલતાં. વળી એક કીસ્સો એવો બન્યો છે કે ચેન્ગુન યુનીવર્સીટીનો એક વીદ્યાર્થી એક લશ્કરી સીપાઇની નઝરે ચ્હડતાં ત્હેણે ત્હેને જાનથી મારી નાખ્યો કારણ માત્ર એટલુંજ કે તે વીદ્યાર્થીના વાળ લાંબા હતા. આવા અત્યાચારની કારમી કીકીયારી અને બીતીના હાહાકારથી શહેરોની દુકાનો તથા શાળાઓ બંધ રાખવામાં આવે છે અને રસ્તાઓ લશ્કરી સીપાહીઓ અને પોલીસોથી ભરેલાજ હોય છે. મરેલાની સંખ્યા હજી જાહેર નથી થઇ પરન્તુ આટલી બધી મ્હોટી સંખ્યાની કત્લેઆમ થઇ છે તેમાંથી માત્ર થોડા ઘણાજ સામ્યવાદી હતા. આ બધા અત્યાચાર સામે રક્ષણ મેળવવા માટે ક્રાન્તી જગાવવી એવો પડકાર કરતી પત્રીકાઓ શહેરમાં વહેંચવામાં આવી છે.

## સુફેદ અત્યાચાર

ચેન્ગુનના બીજા સમાચારો એવું જણાવે છે કે લશ્કરી સીપાહીઓ અને પોલીસોનું એક ટોળું ચેન્ગડુ યુનીવર્સીટીમાં ઘુસ્યું અને વડા લાયબ્રેરીઅનને તથા પ્રકાશન ખાનાના વડાને પકડીને કત્લ કરી નાખ્યા. બધી નીશાળોમાં પોલીસો દરોડા પાડે છે

અને જે વીદ્યાર્થીઓ પાસે 'સમાજવાદના કે એવા બીજા વીષયના પુસ્તકો હાથ ત્હેમને યુનીવર્સીટી સન્મુખ લઇ જઇ ગોળીબાર કરી મસ્તક ઉડાવી દેવામાં આવે છે. શહેરના રસ્તાઓમાં ખુનની રાતી નદીઓ વહે છે અને અસંખ્ય ખુનો થતાં જાય છે. એને માટે કોઇ તપાસ કરતું નથી કે નથી કોઇ એ માટે સાબીતી માગવાનો પડકાર કરતું. વીદ્યાર્થીઓની ધરપકડ અને કત્લ બાદ બ્હેમ ઉપર પકડવામાં આવેલાને પણ મારી નાખવામાં આવે છે. અને ખંજરની ત્હેમના શરીર ઉપર "સામ્યવાદી" એવા અક્ષરો ચીનાઇલીપીમાં કોતરવામાં આવે છે. એક સમાચાર એવું પ્રકટ કરે છે કે મરનારના પેટમાં ખંજર વતી ખાડો પાડવામાં આવે છે અને તે ખાડામાં 'સામ્યવાદી' નામનો વાવટો ફરકતો કરવા માટે લાકડી ઉભી રાખવામાં આવે છે.

પરદેશી અને ચીનના વર્તમાનપત્રોમાં આવા અત્યાચાર વીગે ધગધગતા ખબરો પ્રકટ થયેજ જાય છે. યાંન્ગઝેમાંના હેનકાઉમાં આ સુદૃઢ અત્યાચારથી શઠ ફાટી ગઇ છે. કોઇપણ જાતની પુછપરછ કર્યા વીના 'સામ્યવાદ'ની જરાક ગંધ પણ ન આવે તોયે શંકા ઉપર પકડીને રસ્તામાં માણસોની તેમજ વીદ્યાર્થીઓની કત્લેઆમ ચલાવવામાં આવે છે અને તેમના મરતદેહોને રસ્તા વચ્ચેજ સડવા દેવામાં આવે છે જેથી લોકો એ કરપીણ પરીણામ જોવાને ભાગ્યશાળી થાય. ૧૭ મી ડીસેમ્બરના એક સમાચાર એવું જણાવે છે કે એક સ્ત્રી ગર્ભવતી હોઇ તેની બીજી ૧૩ સાહેલીઓની જેમ કત્લ કરવામાં આવી ન્હોતી પણ પહેલા એક બાળકને જન્મ આપ્યા બાદ ત્હેની કત્લ કરવામાં આવશે. શાળાઓ અને યુનીવર્સીટીઓમાં ચાલુ ધરપકડ અને દરોડા થયાજ કરે છે. પોલીસો અને લશ્કરી સીપાહીઓ પોતાના કામની સુંદર (?) રેકર્ડ બતાવવા માટે સામ્યવાદીઓના કત્લઆમનો આંકડો બતાવી પોતાના કામથી ફુલાય છે. પરીણામ એ આવે છે કે સત્તાવાળાઓ બને ત્યાંસુધી દયાહીન રીતે માણસોને જાનથી મારી નાખતાં જરાપણ અચકાતા નથી. ચીઆન્ગ–કાઇ–શેકે આવા નવા નવા હુકમ બહાર પાડી ધમકી આપ્યેજ જાય છે. વીદ્યાર્થીઓની ચળવળને દાબી દેવા લેવાયેલા ચીન સરકારના પગલા માટે પરદેશી પત્રકારોને બહુજ સંતોષ ઉત્પન્ન થાય છે. ૧૦, ડીસમ્બરના હાંગ–હાઇ ઇવનીંગ પોસ્ટ–એક અમેરીકન દઇનીક અને 'પેકીંગ અને ટીએનસીન ટાઇમ્સ' એક અંગ્રેજ દઇનીક પત્રના તંત્રીના લખેલા અગ્રલેખમાં સામ્યવાદને જડ-મુળથી ઉખેડવા માટે અહી જે પગલાં લેવામાં આવ્યા છે તેનાથી સંતોષ જાહેર કરે છે. આથી સાબીત થાય છે કે પરદેશી પત્રકારો ચીનના સત્તાધારી અમલદારોની આ દયાહીન કત્લઆમની બાજીને ઉત્તેજન આપે છે. અને તેમ કરવામાં આનંદ પામે છે ઘણીવાર એમ પણ બન્યું છે કે આ સામ્રાજ્યવાદી અમલદારો પોતાની સત્તાના મદમાં, સામ્યવાદના ભોગ થનાર મરનારના દેહમાંથી 'હૃદય' કહાડીને ત્હેનું ભક્ષણ પણ કરે છે।



# રક્ષક કે ભક્ષક?

: લેખિકા :
સૌ. બુલબુલ આર. પંડયા

નવલિકા

**વાર્તા** સાવ સાદી છે. નવલિકામાં જોઈતી કળાની વ્યાખ્યાની કસોટીમાં તો તે કદાચ નકામી જ મનાય. પણ હીંદુ સ્ત્રીનાં દુઃખ એક સૌભાગ્યવતી હિંદુ બહેન સમજે, તેને થતા અન્યાયને ઓળખે, તેની નીરાધારીનાનો લાભ લેનાર, સમાજે મનાવેલો એનો કહેવાતો રક્ષક જ તેનો ભક્ષક બની, એક યુવતી સ્ત્રીનો ભોગ લે એટલું પારખી તે બીજી બહેનોને સમજાવવા તૈયાર થાય, એમાં જ આ નવલીકાનું મહત્ત્વ છે. સ્ત્રી જાતી ઉપર થતા જુલ્મોની જવાબદારી સ્ત્રીઓની છે, તે જુલ્મો સ્ત્રીઓ જ અટકાવી શકશે. એ માટે બુલબુલબહેનની માફક હીંદુ સમાજની દરેક બહેન પોતાની દુર્ભાગી વીધવા બહેન તરફ જોતી થાય, અને તેને અન્યાય કરવા ઉપરાંત તેના પ્રાણ લેવા તૈયાર થનાર ચંપકલાલ જેવા હત્યારાઓ સામે કેસરીયાં કરે, એ જ ભાવનાથી પ્રેરાઈ પ્રસ્તુત સાદી વાર્તા પ્રસીદ્ધ કરીએ છીએ.

"ભાભી, રસોઇ થઇ કે?"

એમ બોલતો બોલતો એક યુવક રસોડામાં બેઠી બેઠી રસોઇ કરતી જયાની પાસે આવી પહોંચ્યો.

યુવકને પાસે આવેલો જોઇ જયા બોલી: "હા, ભાઇ ચાલો."

એમ કહી એણે પાટલો માંડી હામ પીરસ્યા અને યુવક જમવા બેઠો.

પીરસતાં પીરસતાં જયાના માથ પરનો છેડો સરી ગયો અને એના કાળા રેશમ જેવા સુંવાળા વાળ પેલા યુવકની દ્રષ્ટીએ પડયા. યુવકની દ્રષ્ટી ક્ષણભર જયાના ખીલતા સૌંદર્ય પર ચોંટી ગઇ. એનું ચીત્ત એકદમ ચંચળ થઇ ગયું. એણે જેમ તેમ કરીને જમવાનું પુરૂં કર્યું અને રસોડાની બ્હાર નીકળ્યો.

[ ૨ ]

જયા એક સુંદર બાળવીધવા હતી. એના લગ્ન એની જ જ્ઞાતીના પૈસાદાર પણ ક્ષયથી પીડાતા બીજવર સાથે થયાં હતાં. પુત્રની લાલસાવાળો સદા માંદો રહેતો એનો પતી લગ્ન પછી ૭ મહીનામાં જ મરણ પામ્યો! પીયરમાં અંતરનું કોઇ ખાસ સગું ન હોવાને લીધે જયા દીયર, દેરાણી સાથે સાસરે જ રહેતી હતી. હાલમાં એની ઉમ્મર સોળ વર્ષની હતી.

દીયરના જમી રહ્યા પછી જયા રસોડાની બ્હાર આવી. સદા માંદી હોવાનો ઢોંગ કરતી પોતાની દેરાણીને એણે બુમ મારી. દેરાણી આવી એટલે બન્નેએ સાથે જ જમી લીધું. જમીને જયા સાફસુફ કરવા લાગી અને એની દેરાણી નીરાંતે હવે ઉપર જઇ સુતી.

કામકાજથી પરવારી જયા પણ પોતાના ઓરડામાં જઇ જરા આડી થઇ.

થોડીવારે એના ઓરડામાં કોઇ આવ્યું હોય એમ એને લાગ્યું. એ તરત જ બેઠી થઇ.

એણે પોતાની સ્હામે પોતાના દીયરને ઉભેલો જોયો!

કોઇ દીવસ નહી અને આજે દીયરને પોતાના ઓરડામાં આવેલા જોઇ એ જરા ચમકી.

દીયર પાસે બેઠો.

એણે વાત કરવા માંડી.

વાત કરતાં કરતાં બોલ્યો: "ભાભી મ્હને તમારી બહુ જ દયા આવે છે! ખરેખર તમે ઘણાં જ દેખાવડાં અને હોંશીયાર છો! શું આવું સરસ રૂપ દુઃખ ભોગવીને વેડફી નાખવા માટે જ હશે? મ્હને તો તમને જોઇને કંઇ કંઇ થઇ જાય છે, આ તમારી દેરાણી તો જુઓ, રોજની જ માંદી. મરે તો પણ નીરાંત થાય કે હું છુટું! ક્યાં તમે અને ક્યાં એ? એ સુખ ભોગવે અને તમે દુઃખી? એ કેમ બને? તમે તો સુખ જ ભોગવવા જન્મ્યાં છો, માટે મ્હારૂં કહ્યું માનો અને મ્હારી ઇચ્છા તૃપ્ત કરો."

પોતાના દીયરને આ પ્રમાણે બોલતો સાંભળી પહેલાં તો જયા ખુબ જ ગુસ્સે થઇ. અને એનું અપમાન કર્યું.

પણ એમ કરે કંઇ એનો દીયર ચંપકલાલ હારે એવો ન હતો. એણે પોતાની વીધવા ભાભીને પહેલી લાલચ બતાવી, અને તેમાં ન ફાવતાં પાછળથી ઘરમાંથી કાઢી મુકવાની ધમકી આપી.

આખરે ગરીબ બીચારી નીરાધાર અને ભોળી જયાને એણે ફસાવી.

થોડા દીવસ તો એ બધું ચુપચુપ ચાલ્યું. જયાને પણ મનગમતાં લુગડાં, ઘરેણાં છાના છાનાં પહેરવાને મળતાં. દેરાણી સદાની માંદી રહેતી, દીયર કહેતો કે એ તો થોડા દહાડામાં મરી જશે. પછી તે એની સાથે પુનર્લગ્ન કરશે, એવું વચન તેને આપ્યું હતું, એટલે એણે એ જીવનમાં આનંદ માન્યો. ગરીબ બીચારી જયા, ચંપકલાલ જેવા નરપશુ, કેવા ઘાતકી ને ક્રુર હોય છે તેનાથી સાવ અજાણી, વળી નીરાધાર એટલે ફસાઇ પડી, માંદલા બીજવર સાથે એને પરણાવનારા સમાજે એને ફસાવી. પરંતુ આખરે ગુપ્ત હતું તે જાહેર થયું. જયાને ગર્ભ રહ્યો.

જયા ગભરાઇ. તેણે દીયરને વાત કરી અને કહ્યું:

"હવે શું કરવું? લોકોમાં આબરૂ જશે!"

એ સાંભળતાંજ ચંપકલાલ નફ્ફટ થઇને બોલ્યો: "કુલ્ટા! ત્હારૂં કર્યું તું ભોગવ, મ્હારે શું? જોઇએ તે કર, ઝેર ખા કે કુવે પડ. કાળું કરતાં શરમ ન લાગી કે પાછી મ્હને પુછે છે?"

બીચારી જયા તો આ શબ્દો સાંભળી સજ્જડ જ થઇ ગઇ! શું બોલવું ને શું કરવું તે પણ એને સુઝ્યું નહી.

દીયરે તેને ફસાવી, છતાં અત્યારે મદદ કરવાને બદલે એ તો તેનો તીરસ્કાર કરવા માંડ્યો! દેરાણીને પણ ખબર પડી. એણે તો બીચારી જયાને ન કહેવાના શબ્દો કહ્યા. "હમારી લાખ રૂપીઆની આબરૂપર ત્હેં પાણી ફેરવ્યું. ત્હારે જોઇએ તે કર! હવે હમારાથી ત્હને ઘરમાં નહી રખાય! દયા ખાઇને રાખી ત્હેનો આ બદલો?" એવાં એવા અનેક વાગ્બાણો ગરીબ બીચારી જયાને કહી એને પીંખીજ નાખી.

પછી તો આડોશી પાડોશી યે તેની નીંદા કરવા લાગ્યા. બીચારીને બહાર મ્હો બતાવવું પણ ભારે થઇ પડ્યું. હીંદુ સમાજ પાપથી ડરતો નથી, પાપના પ્રકાશનથી ડરે છે!

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ જયા ગભરાવા લાગી. આખરે એક દીવસે રાત્રે જ્યારે બધાં ઉંઘતાં હતાં ત્યારે તે ચુપચુપ ઘરની બ્હાર નીકળી અને મહોલ્લામાં એક કુવો હતો તેમાં જઇને પડતું નાખ્યું.

ધબાક કરતો અવાજ થયો. પત્યું!

ધર્મ, નીતી અને અહીંસાની વાતોમા સંતોષ માનનારા હીંદુ સમાજની એક બીચારી નીર્દોષ વીધવા, પોતાના રક્ષક ગણાતા પુરૂષનો ભોગ બની, અશાન્તી, ત્રાસ, ભય, ગભરાટ અને તડફડના શરીરમાં મુખ વાટે પેસી જતા પાણીથી થતી ગુંગળામણથી મરી ગઇ!

# નવું તંત્ર કે ગુલામીની નવી બાજી?

: લેખક :

સાદી સમજ

ગોળમેજીની ગોઠવણોથી હીંદને હાલના કરતાં યે વીશેષ જકડવામાં આવનાર છે. એટલે જેને નવા તંત્રના ઉજળા નામે ઓળખાવવાનો દાવો કરવામાં આવે છે તે પોકળ છે. એ તંત્ર બીજું કંઇજ નહીં પણ હીંદ માટે ગુલામીનું નવું સ્વરૂપ છે. આજે જે ગોળમેજીઆઓ હીંદીઓને ગળે એ નવા તંત્રની પોલાદી હાંસડી ટોકવા માટે ગેલ કરે છે, તેમણે જ થોડાક મહીનાઓ પહેલાં એ તંત્રની વીરૂદ્ધમાં કરેલી દલીલો પ્રમાણે નવા તંત્રની કસોટી કરો, અને તેમાં પુર્ણ સ્વરાજ નહીં તો સાંસ્થાનીક સ્વરાજ કેટલું છે તે શોધી કાઢીને પછી તેમને સાથ આપો.

હિંદની રાષ્ટ્રીય મહાસભાએ સંપુર્ણ સ્વતંત્રતાની માગણી લાહોર મુકામે કરી છે. કલકત્તામાં મહાસભાની બેઠક મળી ત્યારે ગાંધીજીએ સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ પસાર કરવા પહેલાં વળી એક વર્ષની મહેતલ હીંદના નૌજવાનો પાસેથી માગી હતી, તે વખતે તેઓ સાંસ્થાનીક સ્વરાજના હીમાયતી અને સંપુર્ણ સ્વતંત્રતામાં જોખમ જોવાની વૃત્તીવાળા હતા. છતાં જવાન વર્ગનું જોર જોવાથી તેમણે બે વર્ષની મહેતલને બદલે એક વર્ષથી સંતોષ માનવાનો વીચાર કર્યો, ત્યારે પંડીત જવાહરલાલ નહેરૂએ નૌજવાનોના નેતા તરીકે સાંસ્થાનીક સ્વરાજ અને સંપુર્ણ સ્વતંત્રતા વચ્ચેનો ભેદ સમજાવ્યો હતો.

ગોરાં સંસ્થાનોને સામ્રાજ્ય સાથેના સંબંધથી પુષ્કળ લાભ છે. તેમને કચડી નાખનારા લશ્કરી બોજા નીચે કચડાવું પડતું નથી, ઉલટું ઇંગ્લાંડ તરફથી તેમને લશ્કરી મદદ મળે તેવી એમની ઇચ્છા હોય છે.

વ્યાપારી દ્રષ્ટીએ પણ તેઓ પોતાનો લાભ જતો કરીને ઇંગ્લાંડનું કલ્યાણ કરવામાં માનતા નથી. તેમને જો ઇંગ્લંડ તરફથી વ્યાપારી નજરે અર્થલાભ થતો હોય તો જ તેનો બદલો તેઓ ઇંગ્લંડને આપવામાં માને છે. એ દ્રષ્ટીએ જ તેઓ સામ્રાજ્યના માલને પસંદગી આપવી કે ન આપવી તેનો વીચાર કરે છે.

તે જ રીતે પોતાને સામ્રાજ્યમાં રહેવાથી લાભ થશે એમ દેખાય ત્યાં સુધી જ તેઓ સામ્રાજ્યમાં રહેવા તૈયાર છે. તે પછી એક મીનીટ પણ તેઓ એ સંબંધ સાચવી રાખે તેમ નથી, અને ૧૯૨૬માં લંડનની 'શાહી પરીષદે' તેમને એવી પરવાનગી પણ આપી છે.

હીંદુસ્થાનના મવાળ મીત્રોએ ૧૯૨૯ના ડીસેમ્બરમાં મદ્રાસ મુકામે પરીષદના સ્વરૂપમાં મળીને તેવા સ્વરાજની માગણી કરી હતી. તે વીના જરાયે ઓછું કે વીશેષ એમને જોઇતું ન હતું.

પરંતુ પંડીત જવાહરલાલે ૧૯૨૮ના ડીસેમ્બરમાં કલકત્તામાં મહાસભા સમક્ષ

એવા સ્વરાજનો એક મહત્વના મુદ્દાસર વીરોધ કર્યો હતો, તે એ કે: સામ્રાજ્યમાં રહીને સાંસ્થાનીક સ્વરાજથી ગમે તેટલી સ્વતંત્રતા મળતી હોય [તે વખતે ઘણા મુત્સદ્દીઓએ સાંસ્થાનીક અને સંપુર્ણ સ્વરાજ વચ્ચે કશો જ ભેદ નથી એમ કહ્યું હતું], તો પણ સામ્રાજ્યના હીતના સંરક્ષણ અર્થે ઇંગ્લંડ યુદ્ધમાં ઉતરે ત્યારે તેમાં હીંદે મદદ કરવી પડશે અને પરધીન પ્રજાને નશીબે ગુલામીનાં બંધન જકડાય તેમાં પોતાનો ફાળો આપવો જોઇશે. આ બાબતમાં સંસ્થાનોની સલાહ લેવાની સગવડ સામ્રાજ્યના સત્તાવાળાઓ આપે તેવો શીરસ્તો છેલ્લી લડાઇ પછી પાડવામાં આવ્યો છે, પરંતુ હાલનાં બ્રીટીશ સંસ્થાનોમાં અને હીંદ-બ્રીટન વચ્ચેના સંબંધમાં તાત્ત્વીક ભેદ છે, તે એ કે સંસ્થાનોમાં વસવાટ કરવા ગયેલાઓ મુળ ઇંગ્લંડના વતની છે, તેઓ ધર્મે તેમજ સંસ્કારમાં એક છે, વીચારસરણી અને મનોદશામાં તેઓ જુદા પડતા નથી. ઉપરાંત ગોરી સંસ્કૃતી અને ખ્રીસ્તી ધર્મને માટે તે બધાને એટલું અભીમાન છે કે, એ સંસ્કૃતીને ટકાવી રાખવા માટે દક્ષીણ આફ્રીકામાં તેમજ પુર્વ આફ્રીકામાં હીંદીઓની દશા અસહ્ય બનાવી મુકવામાં આવે છે. રડ્યાર્ડ કીપલીંગ જેવા સામ્રાજ્યભક્તો હીંદ અને બ્રીટન કદી પણ મળતાં થઇ શકે જ નહીં એવાં ગીત લખે છે, બ્રીટનવાસીઓમાંનો મોટો ભાગ હીંદની માહીતી મીસ મેયો પાસેથી મેળવે છે, અને તેણે હીંદીઓને જેવા ચીતર્યા છે તેવા જ હીંદીઓને માને છે. આથી સામ્રાજ્યની અંદર રહેવા છતાં પણ, હીંદીઓ માટેની અંગ્રેજોની સુગ ઓછી થવાની નથી, જે હીંદીઓ સાથે અંગ્રેજ અમલદારો તેમજ વ્યાપારીઓ રેલ્વેના એક-ડબ્બામાં મુસાફરી પણ સહન કરી શકે નહીં, તે હીંદીઓને સામ્રાજ્યમાં સમાન ભાગીદારીની ભાવનાથી રહેવા જ કેમ દઇ શકે ?

તો પણ આજે હવે ગોળમેજના કામ પછી ઇંગ્લંડમાં અને હીંદમાં ગોરાઓની ચીંતાનો વીષય એક જ છે કે, હીંદ બ્રીટીશ સામ્રાજ્યમાંથી છુટું પડી જાય નહીં. એટલે તેમણે મહાસભાવાદીઓની કે મવાળ માણસોની માગણીને નહીં સ્વીકારતાં, પોતાની જ રીતે અનેક જાતની જકડબારીઓવાળું એક નવું જ રાજતંત્ર હીંદને આપવાનો વીચાર કર્યો છે. ડૉક્ટર પટ્ટાભી સીતારામૈયા કહે છે તેમ, એક પતી પોતાની પત્નીને કહે કે "આ ઘર ઉપર તારો જ અધીકાર, માત્ર તીજોરીની ચાવી અને ઘરના નોકરચાકર ઉપરનો અંકુશ મારા હાથમાં રહેશે!" તેના જેવું સ્વરાજ એ બંધારણ પ્રમાણે આપણને મળવાનું છે.

આ નવા બંધારણથી હીંદીઓને લશ્કર ઉપર કાબુ મળતો નથી, પરદેશો સાથેના રાજકારણની ચર્ચા કરવાનો અધીકાર મળતો નથી, ગોરા નોકરોના પગાર-પેન્શનની બાબતમાં માથું મારવાનો તેને હક્ક મળતો નથી, હુંડીયામણ કેટલું રાખવાથી હીંદને લાભ થશે તે ઠરાવવાનો અધીકાર હીંદને મળતો નથી,—આ માટે રીઝર્વ બેન્કની ગોઠવણ કરવાની વાતો થાય છે પરંતુ તે પહેલાં ઇંગ્લંડમાંનો ચલણી નોટો સામેનો હીંદનો સોનાનો સંચય ખલાસ કરી નાખવામાં આવશે એવો ભય મવાલ મુત્સદ્દીઓને ય ભડકાવી રહ્યો છે.

ફીડરેશન [બહુમુખી તંત્ર] ની જે યોજના ઉપર ગોળમેજની તમામ ચર્ચાનો

# કોલોરમ જાતીની આઝાદીની હાકલ

ફીલીપાઈન્સમાં
ઉભું થયેલું
નવીન બળ

અમેરીકન
સામ્રાજ્યવાદને
પડકાર

## અમેરીકન પ્રચાર

અમેરીકન સામ્રાજ્યવાદ નીચે કચ-ગના ફીલીપાઇન્સમાં સ્વાતંત્ર્યસંગ્રામે નવો સ્વાંગ લીધો છે. અધારણીય લડતને વેગળી મુકનારાં રાજ્કીય બળો પુર વેગથી વધતાં જાય છે. ન્યુયોર્ક 'ટાઇમ્સ'ના મનીલાના ખબરપત્રી પ્રમાણે–

કોલોરમ નામની એક પ્રખર સંસ્થા ઉભી થઇ છે. આ સંસ્થાનો સભ્ય માને છે કે તેને જીસસ ક્રાઇસ્ટનુ ખાસ ફરમાન છે. આ સંસ્થામા જોડાયેલા સભ્યો લાંબા વાળ રાખી પાદરીની માફક રખડે છે. છતાં તેઓનો આદર્શ ફીલીપાઇનની સ્વતંત્રતા અને સ્વતંત્ર કેથોલીક ધર્મ છે. આ સંસ્થાના કેટલાય સભ્યો ધામીર્ક ઝનુનથી પ્રેરાઇને પોલીસના ખુન કરે છે. હમણા જ તેઓએ ટાયુગ નામના શહેર પર વીજયમેળવ્યો. શહેર પર સત્તા સ્થાપતાં જ તેમણે પોસ્ટઓફીસને સળગાવી મુકી, મ્યુનીસીપલ બીલ્ડીંગને આગ લગાડી. અને બધા જ રેકર્ડનો તેમ જ દસ્તાવેજનો સંહાર-કરી નાંખ્યો.

આખરે લશ્કરની મદદ પછી ટાયુગ શહેર તેમના હાથમાંથી પડ્યું. ત્યારે ૪૦ જેટલા કોલોરમ દેદીઓ પકડાયા હતા, જેમાંથી ૧૩ તો બાલીકાઓ હતી.

## કોલોરમનો ધર્મ

કોલોરમ કહે છે કે તેઓ ખ્રીસ્તી ધર્મના અનુયાયી છે. પણ ખરેખર રીતે તો તેઓ આ ધર્મને જરાયે માનતા નથી. તેઓ તો કેટલીક કુદરતી શક્તીઓના પુજક છે. જો કે તેમના આગેવાનો કંઇક અંશે ખ્રીસ્તી ધર્મના પુજક કહી શકાય.

કોલોરમના અનુયાયીઓમાં મુખત્વે જંગલી જાતોને ગણી શકાય. અભણ ખેડુતો, નીરક્ષર કામદારો ઘણી મ્હોટી સંખ્યામાં કોલોરમમાં જોડાયેલ છે.

## કોલોરમ ક્યાં રહે છે?

ફીલાપાઇન્સના પહાડે પહાડે આ જાત વસે છે. તેને સંસ્થા કરતાં એક જાતી (Sect) કહેવી વધુ ઉચીત છે. તેઓ અર્ધનગ્ન દશામાં જીવન ગાળે છે. જીવનની તેમને જરાયે પરવા નથી. આગળ વધવાની તેમને આકાંક્ષા નથી. ગુફાઓ તે તેમના ઘરો છે. આગળ પડતાં કોલોરમ કવચીત શહેરમાં પણ વસે છે.

એક મ્હોટી ગુફામા એક હાથ કોતરવામા આવ્યો છે. કોલોરમ કહે છે કે એ

ગાપ ઇસુ ખ્રીસ્તના હાથની છે. અને તેઓ યાત્રા કરવા ત્યાં દરેક વર્ષે જાય છે. કોલોરમ આ ગુફાને એક પવીત્ર મથક માને છે.

થીઓસોફીસ્ટની માફક આ જંગલી ગણાતી જાતી માને છે કે ઇસુ ખ્રીસ્ત પાછા અવતાર લેનાર છે. એટલું જ નહીં પણ તેઓ એમ મનાવા યત્ન કરે છે કે પૃથ્વીનો નાશ કોઇ પણ ક્ષણે આવનાર છે. તેઓ માને છે કે પ્રલય કાળ એકદમ નજીક છે. તેઓ કહે છે કે પાણીના ઉછળતા મોજાઓ બહુ જ થોડા સમયમા પૃથ્વીને ઘેરી લેશે, અને પૃથ્વી પ્રલય પામશે.

આમ કોલોરમ જાતી સંબંધી આવી અનેક કથાઓ દરરોજ અમેરીકન વર્તમાન પત્રોમાં છપાય છે 'ફીલાડેલ્ફીયા ઓબસરવર' આ જાતીના આવા અત્યાચારો સંબંધી બીજા જ કારણો રજુ કરે છે. દરેક સામ્રાજ્યવાદીની માફક આ પત્ર પણ કહે છે કે,

## ચળવળીયાઓનું પાપ!

'હાલ આર્થીક સ્થીતી સારી નથી' હોવાથી, તેમજ ચોખા વગેરેના ભાવ એકદમ બેસી જવાથી કેટલાક રાજકીય ચળવળીયાઓએ ફીલીપાઇન્સના આ ખેડુતોને ઉશ્કેર્યા છે. આર્થીક અસંતોષે રાજકીય ઉષ્મા ઉપજાવી છે.'

## સામ્યવાદી દ્રષ્ટીબીંદુએ–

પણ સામ્યવાદી પત્રો 'ડેઇલી વર્કર' (દૈનીક કામદાર) આ કોલોરમ વીષે કંઇક જુદું જ કહે છે. તે લખે છે કે–

> દરેક અમેરીકન કામદારે સમજી લેવું જોઇએ કે સામ્રાજ્યવાદી રીતમ સામે ઉભા રહેલા બહાદુર ખેડુતોની કત્લેઆમ કરવા માટે આ કોલોરમની કથાઓ ઉપજાવી કઢાવામા આવી છે. કોલોરમના નામ નીચે સામ્રાજ્યવાદીઓ આ રમત રમી રહ્યા છે.

આ પત્ર આગળ લખતાં કહે છે કે પાનગેરીયન પ્રાન્તના ખેડુતો જ્યાં જમીન ખુવે, જ્યારે તેમની જમીન ઉપરની માલીકીનો નાશ કરવામાં આવે, અને તેમાં અમેરીકન સામ્રાજ્યવાદની સંમતી મળે, ત્યારે તેઓ બળવો કરે એ તદ્દન કુદરતી છે. તેઓ જમીન સંબંધી દસ્તાવેજો બાળી નાખે છે, કારણ કે તેઓ જમીન ઉપરથી ચાલી જવા ના પાડે છે.

આમ કોલોરમ જાતીના અત્યાચારો વીષે અહીં બે દ્રષ્ટીબીંદુઓ રજુ થાય છે. અમેરીકન સામ્રાજ્યવાદને સહકાર આપતાં પત્રો જંગલી અને અર્ધશીક્ષીત જાતીના ગાંડા અત્યાચારોને કોલોરમ પ્રવૃત્તી તરીકે ગણે છે; ત્યારે સામ્યવાદી પત્રો તેને સામ્રાજ્ય વીરોધ બળ તરીકે વર્ણવે છે.



વધારે સફાઈદાર મીલ કાપડ ખરીદવામાં જતા પૈસા કરતાં ઘણોજ વધારે હોય છે; અને ની કાંતનાર અને પીંજનાર માટે કાંઈ પણ નફો રહેતોજ નથી. ફુરસદના વખતમાં જે કંઈ મળ્યું તે લાભ છે એ દલીલ આ બાબતમાં ચાલી શકતી નથી કારણ કે એમાં કંઈ પણ મળવાની તજવીજ રહેતી નથી!

આ છેક દેખીતા કારણુસરજ દરેક જગ્યાએ રેંટિયો છોડી દેવામાં આવ્યો છે. ઘણીવાર બ્રિટિશ અમલ એ તહોમત મૂકવામાં આવે છે કે, તેઓએ આપણા દેશના રેંટિયાના ઉદ્યોગનો નાશ કર્યો છે. પણ ગ્રેટબ્રિટન અને દુનિયાના બીજા ભાગમાંથી રેંટિયો નીકળી ગયા તેજ વખતે અથવા લગભગ તેજ વખતે હિંદમાંથી પણ તે જતો રહ્યો હતો. બ્રિટિશ અમલ સામે આપણે જે ખરું તહોમત મુકી શકીએ તે તો એ છે કે, માન્ચેસ્ટરની મેરબાનીથી હરીફાઈ સામે આપણી મીલો સદ્ધર બની શકી નહિં.

## કમાણીનો ઉપયોગ

જેમ ખેડુત પોતાનો ખોરાક પકવી લે છે તેમ તેણે પોતાની વપરાશ માટેનો કપાસ પણ ઉગાડી લેવો જોઈએ, એ જૂનો આદર્શ આ જમાનાના નવા સંજોગોમાં ચાલી શકશે નહિં. આમાં પહેલી વાત તો એ છે કે, દરેક માણસ દરેક જગ્યાએ કપાસ ઉગાડી શકે જ નહિં. આ ઉપરાંત હવે કપાસ આખી દુનિયાના બજારની વસ્તુ થઈ પડી છે. તેથી ફુરસદના વખતમાં કાંતી–પીંજીને વણકરને મજુરી આપવા કરતાં ખેડુત પોતાનો કપાસ વેચી તથા તેમાંથી મીલનું કાપડ ખરીદ કરીને વધારે નફો સહેલાઈથી મેળવે છે.

ચોક્કસ હકીકત ઉપરથી જણાય છે કે, લોકો હમણા પણ પોતાના ઘરના વપરાશ માટે નહિં પણ ખાદીનાં મથકો પાસેથી થોડી કમાણી મેળવવા ખાતર કાંતે છે. તેઓ કાંતીને જે કમાણી કરે છે તે મીલ કાપડ અને મોટે ભાગે પરદેશનું મીલ કાપડ ખરીદવામાં વાપરે છે!

## હિંદની ગરીબી શી રીતે ટળે?

તદ્દન નજીવી આવક મેળવવા માટે પણ કાંતનારા મળી રહે છે એ હકીકત હિંદની જનતા ગરીબાઈમાં કેટલી ડુબી ગઈ છે તેજ બતાવે છે. એ દુર્દશા ટાળવાની રેંટિયાની શક્તિ એનાથી સાબીત થતી નથી.

હિંદના લોકોની ગરીબી ટાળવા માટે પહેલાં તો પરદેશી અમલ અને પરદેશીઓની [illegible] દૂર કરવાં જોઈએ, તથા આપણા દેશની જૂની ઢબની ખેતીને શાસ્ત્રીય પાયાપર મુકવી જોઈએ. વળી દેશની કંગાલિયત ટાળવા માટે મોટાં યંત્રો, વધારે પ્રમાણની ઉત્પત્તિ તથા આ જમાનાને અનુકૂળ એવા ગૃહઉદ્યોગો પણ દાખલ કરવાની જરૂર છે. આ ઉપરાંત માલ લાવવા લઈ જવાનાં સાધનો, બેંકો, સહકારી હિલચાલ અને જકાત વગેરેમાં પણ યોગ્ય સુધારા કરવા જોઈએ. આપણા દેશની આર્થિક અધોગતિ એટલી ઊંડી અને ગટપટી છે કે તે "ખાદી જેવી માત્ર સાદી વસ્તુથી" ટાળી શકાશે નહિં.

## દુનિયાની વિરૂદ્ધ

પોતાની માસિક આવકમાં થોડા આનાનો વધારો કરવા માટે આપણા ગરીબ ખેડુતોએ ફુરસદના વખતમાં કામ કરવું જોઈએ એ સૂચના પણ નિષ્ઠુર છે.

પોતાનાં શરીર, મન, અને આત્માને પૂરેપૂરાં ખીલવવા માટે બધા લોકોને પુરતી ફુરસદ અને તક મળે તે ખાતર, જ્યારે આખી દુનિયામાં ઉત્પત્તિનો ખરચ અને કામ કરવાના કલાક ઘટાડવાના પ્રયત્ન થઇ રહ્યા છે ત્યારે આપણા ખાદીવાદીઓ હિંદને તદ્દન ઉંધી દિશામાં દોરી રહ્યા છે!

## મીલ વિરૂદ્ધ રેંટિયો

મીલની વિરુદ્ધ અને રેંટિયાની તરફેણમાં ઘણી સામાન્ય રીતે એ દલીલ કરવામાં આવે છે કે, રેંટિયામાં ઉદ્યોગવાદનાં અનિષ્ટો આવવા પામતાં નથી. આ દલીલ તદ્દન નકામી છે. કારણ કે ઉદ્યોગવાદ આપણા પર આવી પડ્યો છે. અને કોઇ પણ માણસ મોટાં યંત્રોનો પ્રચાર અટકાવી શકે તેમ નથી. વળી આ જમાનાના સંજોગોમાં રેંટિયાથી જે કાર્ય થાય છે તે પણ વધતે ઓછે અંશે કારખાના પદ્ધતિ પરજ ચાલે છે. અને એમ તો પછી મહાત્મા ગાંધી અને ખાદીના હિમાયતીઓ રેંટિયાની સાથે સાથેજ મીલોનું કામ પણ ચાલવા દેશે! આ બન્ને વસ્તુઓ એકી સાથેજ શી રીતે ચાલી શકે તે સમજાતું નથી.

મોટા યંત્રો અનિવાર્ય છે, અને આપણા દેશના લોકોની ગરીબાઇ પણ વધતા પ્રમાણની ઉત્પત્તિ દાખલ કરીનેજ નિવારી શકાશે. મોટાં યંત્રો દાખલ થયા પછી એમ સમજવાનું નથી કે ઉદ્યોગવાદનાં બધાંજ અનિષ્ટો તેની સાથે આવશે, જે અનિષ્ટો છે તે પણ ક્રમે ક્રમે ભૂંસાતાં જશે. આ બાબત યુરોપમાં જે જુદી જુદી યોજનાઓ અને વિચારો સુચવવામાં આવ્યા છે તે બતાવે છે કે, લોકો ઉદ્યોગવાદની ભૂલો સુધારવાં પ્રયત્ન કરી રહ્યા છે. જ્યાં સુધી માણસ તેનો ઉપયોગજ ન કરે ત્યાં સુધી તેના અનિષ્ટોને પણ તે કેમ હટાવી શકે? ખરી વાત તો એ છે કે હિંદીઓમાં ગરીબાઇના આદર્શ પ્રત્યે જે ખોટું વલણ છે તેને લીધેજ તેઓ યંત્રો સામે પોકાર ઉઠાવે છે.

## રેંટિયો અને ગામડાંઓની પુનર્ઘટના

રેંટિયો ગામડાના સાચાં રચનાત્મક કામની પણ આડે આવે છે. ગામડાંઓનો પુનરુધ્ધાર કરવા માટે જે પૈસા ઉઘરાવવામાં આવે છે તે ખાદી ઉત્પન્ન કરનારી સંસ્થાઓમાં વપરાય છે. પરંતુ ગામડાંમાં ચેતન આણવાની રેંટિયામાં શક્તિજ નથી. ગામડીઆઓનાં જીવનમાં જાગૃતિ દાખલ કરવી એટલે તેમની અત્યારની કંગાળ હાલત અનના પ્રયત્ને સુધારવા, તેમજ તે માટે એક બીજા સાથે સંગઠન કરવા તેમને પ્રેરણા આપવી એ છે. પણ રેંટિયાથી તેમને આવી પ્રેરણા, કે આવું ઉત્તેજન મળતું નથી ઉલટું રેંટિયો તો તેમની અત્યારની દુર્દશાને જરાક વધારે સહ્ય બનાવે છે. અને તેમ કરીને એ હાલતમાં સબડવાનું તેમને ઘેન ચડાવે છે! વળી રેંટિયામાં કોઇ પણ જાતના સહકાર કે સંગઠનનું તત્વ નથી. કાંતનારાઓ માત્ર મજુરી મેળવનારા માણસો છે. તેઓ પોતાના ફુરસદના વખતમાં પોતાને ઘેર છુટક છુટક કામ કરે છે. અને પોતાની આવક માટે ખાદીના મથકોપર પુરેપુરો આધાર રાખે છે.

ગામડાંઓની પુનર્ઘટનાના સવાલ સાથેજ ખાદી કામને જોડવામાં આવ્યું છે. પણ આપણા દેશપ્રેમી સુતરો રેંટિયાના નિષ્પ્રાણ અને અફળ કાર્યક્રમ પ્રત્યે જરા પણ ઉત્સાહ ન રહેવાથી, ગ્રામ્ય સુધારણાનું કામ કરવાની આશા છેક છોડી દઇ પાછા ફરે છે. અને હવે તો ખાદીની ઉત્પત્તિ લગભગ દરેક જગ્યાએ એ કામ પર ગુજરાન ચલાવતા પગારદાર કાર્યકર્તાઓ

મારફતજ કરાવવામાં આવે છે. એકલા બંગાળાના ખાદી પ્રતિષ્ઠાને ખાદી કામ માટે ૭૭ પગારદાર કાર્યકરો રોક્યા છે.

## ખાદીની બરબાદી

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પણ બીજા સાચા રચનાત્મક કાર્ય માટે ખર્ચી શકાય, તેવી મોટી રકમ ખાદી માટે બગાડે છે. કરાંચી મ્યુનિસિપાલિટીના પ્રમુખ મિ૦ જમશેદ મહેતાએ ત્યાંના પટાવાળાઓ વગેરે માટે ફરજિયાત રીતે ખાદી ખરીદવાનો અટકાવ કરવા માટે થોડા વખત ઉપર ત્યાં એક ઠરાવ રજુ કર્યો હતો. તે ઠરાવ પેશ કરતાં તેમણે આ વિચાર દર્શાવ્યા હતાઃ—"છેલ્લાં ત્રણ વરસ દરમિયાન ગૃહઉદ્યોગને ઉત્તેજન આપવા માટે આપણે એક લાખ રૂપિયા જેટલી રકમ ખર્ચી છે. ખાદી માટે આવી મોટી રકમ વાપરી નાંખીને મ્યુનિસિપાલિટિના સભાસદો પોતાની જાતને અને કરભરનારાઓને ભારે અન્યાય કરી ગયા છે, અને છતાં એથી વણકરોને કંઇ લાભ થયો નથી. ઝાડુ કાઢનારાઓને ભારે ખાદી પહેરી રસ્તાઓ પર ઝાડુ કાઢવાનું કહેવું એ ખરેખર ક્રુરતા છે. વળી ધોળી ખાદી તરતજ મેલી થઇ જાય છે અને ગરીબ પટાવાળાઓને તે ધોવરાવવા માટે ઘણા પૈસા ખરચવા પડે છે. રંગીન ખાદી વાપરી જોવા પણ આપણે પ્રયત્ન કર્યા છે, પરંતુ સઘળા પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા છે." છેવટે તેમણે ભાર દઇને એમ પણ જાહેર કર્યું હતું કે "હું તમને કહું છું કે એ ખરી ક્રુરતા છે. આપણે લગભગ લાખ રૂપિયા ખર્ચ્યા છે પણ સાફ શબ્દોમાં કહું તો એમાંથી રૂપિયા ૮૫૦૦૦ બરબાદજ થાય છે. અને આપણો હેતુ જરાય બર આવ્યો નથી!'

## ખાદીની આડખીલી

મહાસભાએ ખાદીના પોષાકને સત્તાવાર પોષાક તરીકે સ્વીકાર્યો છે તે સિવાય ખાદીની રાજકીય અગત્ય પણ કંઇ છેજ નહિં. જ્યારે બીજી બાજુ દરેક મહાસભાવાદીએ ખાદી પહેરવી જોઇએ, એ શરતથી ઘણા પ્રામાણિક અને સાચા દિલના સ્વદેશભક્તો મહાસભામાં જોડાઇ શકતા નથી.

# ખાદીનું વેન

## પ્રકરણ ૨ જું

[ આગલા લેખ પર મિ૦ "ખાનદેશી" નામની કોઇ વ્યક્તિએ, ટીકા કરી હતી. તેના જવાબમાં નીચેનો લેખ લખાયો હતો—અનુવાદક.]

### ખાદી માટે અપતા ભોગ

આગળના લેખમાં ખાદી વિષે મેં જે સ્પષ્ટ હકીકતો લખી હતી તેના જવાબમા મી૦ "ખાનદેશી" એ જે દલીલો કરી છે તેમાં કંઇ વજુદ નથી, અને એ દલીલોનો જવાબ પણ આગ ગયા લેખમાં આવી જાય છે, છતાં મારા વિચારોની ગેરસમજ ન થાય તે માટે હું ભાઇ "ખાનદેશી" ને વિગતવાર જવાબ આપવા માગું છું. મને આશા છે કે દેશને માટે બહુજ અગત્યના આ વિષયની વધુ ચર્ચા વાંચકો ધીરજથી ધ્યાનમાં લેશે.

મી૦ ખાનદેશી પોતાનો જવાબ, આ વાક્યોથી શરૂ કરે છે, "ખાદીના કોઇ પણ હિમાયતીએ, કદી પણ કહ્યું નથી કે રેંટિયાથી ગરીબ લોકોની દશા વાસ્તવિક રીતે સુધરી છે." આખરે આ એક ખાદીવાદી મળ્યા ખરા કે જે ખુલ્લી રીતે કબુલ કરે છે કે રેંટિયો "આર્થિક દ્રષ્ટિએ" ગરીબ લોકોને મદદરૂપ થતો નથી. તો પછી ખાદી માટે આટલી બધી ધાંધલ શા માટે કરવામા આવે છે? આ તદ્દન નિરૂપયોગી રેંટિયા પાછળ શા માટે આખા દેશની રચનાત્મક શક્તિ અને સંપત્તિ એકઠી કરવાની માગણી કરવામાં આવે છે? અને ખાદી ખરીદવા માટે હિંદના ગરીબ લોકોને પૈસાનો મોટો ભોગ આપવાનું શા માટે કહેવામાં આવે છે? એને બદલે "ગરીબ લોકોને આર્થિક રીતે મદદ કરવાનો સાચો માર્ગ" શોધી કાઢી તેના પર આપણે આપણા સઘળા પ્રયાસો નું એકત્રિત કરવા જોઇતા નથી?

### કારીગરો કેમ ખુવાર થયા?

આગળના લેખમા, રેંટિયાનો ઉદ્યોગ નાશ કરવા માટે બ્રિટિશો પર જે તહોમત મુકવામાં આવે છે તે વિષે મેં પ્રસંગોપાત ઇસારો કર્યો હતો. એ તહોમત એટલું બધું સામાન્ય છે અને આપણા દેશમા એટલી બધી બહોળી અને આગ્રહ ભરી રીતે તેનો પ્રચાર કરવામાં આવ્યો છે કે, ભાઇ ખાનદેશીએ, રમેશચંદ્ર દત્તનો "હિંદનો આર્થિક ઇતિહાસ" જોઇ જવાની મને સુચના કરવાની મહેનત ન લીધી હોત તો પણ ચાલત. એ તહોમત વિષે ઇસારો કરવાનો મારો ઇરાદો, એ બાબત વિષેની સાચી હકીકત તરફ મારા દેશબંધુઓનું ધ્યાન દોરવાનો હતો. હું એ હકીકતનો જરાય ઇન્કાર કરતો નથી કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના નોકરોએ આપણા કારીગરો પર અમાનુષી ત્રાસ વર્તાવ્યો હતો, પણ તેઓએ મુખ્ય તો વણકરો સામેજ હુમલા કર્યા હતા. છતા વણાટનો ઉદ્યોગ આજે પણ ચાલુ છે અને રેંટીયા પગભર થઇ શકતો નથી એનું કારણ શું છે? ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ઇર્ષ્યાળુ અધિકારીઓએ, આપણો રૂનો ઉદ્યોગ ભાંગી પાડવા ગમે તેવી રીતો અખત્યાર કરી હોય, તો પણ એટલું તો ચોકખુંજ છે કે, બ્રિટિશ મીલોના સસ્તા માલે રેંટિયાને ખરી રીતે હઠાવી કાઢયો છે, અને હાથવણાટનો ઉદ્યોગ આજે થોડો ઘણો સજીવન રહ્યો છે તેનું કારણ એ છે કે તેમાં મીલના સુતરનો ઉપયોગ કરવામાં

નાશ થાય છે અત્યારની ખાદીની ચળવળનો મુખ્ય હેતુ ગરીબ લોકોની મામુલી આવકમાં થોડો વધારો કરવાનો છે દેશભરમાંની ખાદીની સંસ્થાઓ પણ મુખત્વે કાંતનારાઓ પાસેથી મેળવેલા સુતરનો નીકાલ કરવામાંજ રોકાઇ છે

## ઉદ્યોગવાદનાં અનિષ્ટો દુર થશે

ઉદ્યોગવાદ આપણા પર આવી પડ્યો છે એમ કબુલ કરવા છતાં મી૦ ખાનદેશી કહે છે કે – "એ ઉદ્યોગવાદ અમુક હદ સુધીજ જવો જોઇએ, વધારે આગળ નહીં", આતો "અજવાળું થવા દો એમ કહેતાની સાથેજ અજવાળું થઇ ગયું" એ જાતના દૈવી ફરમાન જેવી વાત લાગે છે! મેં આગળ બતાવ્યું છે કે, મોટા યંત્રો અને વધારે પ્રમાણની ઉત્પત્તિ, આપણી પ્રજાની ઊંડી ગરિબાઇ ટાળવા માટે અનિવાર્ય છે આમ કહેતી વખતે હું ઉદ્યોગવાદના અનીષ્ટો સામે આંખ મીંચામણા કરતો નથી, છતાં હું કહું છું કે મોટા યંત્રોથી ઉદ્યોગવાદના અનર્થો દાખલ થશેજ એવું કાંઇ નથી અને વળી એવા અનર્થો ટાળવાના પણ દરેક જગ્યાએ પ્રયત્ન થઇ રહ્યા છે મિ૦ ગ્રેગ પોતાની ચોપડીમાં પશ્ચિમના ઔદ્યોગિક જીવનની કાળી બાજુ ખડી કરે છે પરંતુ તેમણે દોરેલું ચીત્ર ઉદ્યોગવાદના શરૂઆતના દાવમાં પુરતુંજ સાચું છે ઇંગ્લાંડમાં અને ૧૮૩૩ માં કારખાનાનો કાયદો પસાર થયો ત્યારથી એ સંજોગોમાં બહુ ઝડપભેર સુધારો થયો છે ૧૯ મી સદીના છેલ્લા વરસોની પશ્ચિમની સ્થિતિ વિષે અને યુનિવરસિટિના ડો. ગુડવીન સ્ટીન, જણાવે છે કે "સમાજના અનેકવિધ પ્રશ્નોમાં પરોપકાર બનાવવાનો વખત હવે પુરો થયો છે કામદારોની શક્તિના ગેરવાજબી વ્યય સામે, કામ કરતી વખતે તેમની તબિયતને હાનિ પહોંચાડે એવી વસ્તુઓ સામે, સમાજે નક્કી કરેલા કામના કલાકો લંબાવવા સામે, કામદારોને આરોગ્યની દૃષ્ટિએ નુકસાન થાય એવી જગ્યાઓમાં રાખવા સામે, અને સ્ત્રીઓ તથા બાળકો પાસે મજુરી કરવી ભવિષ્યની પ્રજાને હાનિ પહોંચાડવા સામે, રક્ષણ આપવાની જરૂર છેજ સમાજની આ બધી વાજબી જરુરતો, સમાજની ન્યાયની તીક્ષ્ણ લાગણીને પ્રતાપે, આજે સામાન્ય રીતે સ્વીકારાયમાં આવી છે"

અને પશ્ચિમના કારખાનાના મજુરો જે જીંદગી ગુજારે છે તે આપણા ખેડુતોના કંગાળ જીવનની સરખામણીમાં બહુજ સુખસગવડ ભરેલી છે અમેરિકામાં તો કામદારો ઘણે સ્થળે પોતાની મોટર રાખી શકે એટલું કમાય છે ઇંગ્લાંડ ખાસ કરીને ઉદ્યોગપ્રધાન દેશ છે છતાં ત્યાંના જીવનની સાધારણ સ્થિતિ પણ એક સામાન્ય હિંદીની કલ્પનામાં આવી શકે એમ નથી. આ બધા તો મુડીવાદી દેશો છે વળી સમાજવાદી રશિયાએ તો ઉદ્યોગવાદના અનર્થોના ઉકેલનો નવોજ આદર્શ જગત સમક્ષ ધર્યો છે હિંદ પણ પોતાની રીતે એ પ્રશ્નોનો નિકાલ કરશે. પણ જ્યાં સુધી એ બાબતમાં આપણે પ્રવેશજ ન કરીએ ત્યાં સુધી એના અનર્થો પણ કેમ ટાળી શકાય?

## અમેરિકાને પગલે ચાલવું જોઇએ

અમેરિકાનો યુનાઇટેડ સ્ટેટ્સ, દુનિયામાં આજે સૌથી આગળ પડતો ઔદ્યોગિક દેશ છે. ૬૦ વરસ પહેલા તે મોટે ભાગે ખેતી પ્રધાન દેશ હતો અને તેની સ્થિતિ આપણા દેશ જેવીજ અગત્ય હતી પરંતુ તેણે ખેતી સાથે મોટા પ્રમાણમાં ઉત્પત્તિ થાય એવા ઉદ્યોગો પણ દાખલ કર્યા અને એમ કરીને દેશના આર્થિક સાધનોનો પુરેપુરો ઉપયોગ કર્યો આજ તેની આર્થિક અને

રાજકીય મહત્તાનું રહસ્ય છે. હિંદે પણ એજ દિશામાં ચાલવું જોઇએ. એક વખત તેની રાજકીય ગુલામી ટળી ગઇ કે પછી તે અજાયબી પમાડે તેવી પ્રગતિ સાધી શકશે.

## ફુરસદના વખતમાં રેંટિયો

મિ. ખાનદેશી રેંટિયાને તાજગી અને આનંદ બક્ષનારું એક સરસ સાધન ગણે છે! એ ભાઇએ કદી કાંતી જોયું છે કે માત્ર ભ્રમમાંજ ગોથાં ખાય છે તે વિષે મને અચંબો ઉપજે છે! કાંતવાનું કામ પણ બીજા કોઇ પણ કામ જેટલુંજ કંટાળા ભરેલું છે અને લોકો તેમની જરુરતને સંતોષવા ખાતર કંઇક મેળવવાના હેતુથીજ રેંટિયો કાંતે છે. આપણા મજુરો અને ખેડુતોનો ફુરસદનો વખત, એવા કામમાં નહિ પણ, અભ્યાસ, આરામ અને ગમ્મતથી મળતા સાચા મનોરંજનમાં જવો જોઇએ. પશ્ચિમના કામદારોની હાલની સ્થિતિ વિષે લખતાં એક ઇતિહાસકાર જણાવે છે કેઃ-"જુના વખતમાં, જ્યારે ગુલામો પાસે મજુરી કરાવવામાં આવતી ત્યારે, થોડા પૈસાદાર લોકોજ ફુરસદનો ઉપભોગ મ્હાણી શકતા, પણ હવે માણસની મહેનતને બદલે યંત્રોથી કામ થાય છે ત્યારે, લાખ્ખો લોકો અમુક પ્રમાણમાં ફુરસદ મેળવી શકે છે. કામ કરવાનો દિવસ ધીમે ધીમે આઠ કલાકનો થાય છે, રજાઓ ઘણી મળે છે અને કેળવણી પણ સામાન્ય થઇ પડી છેઃ આથી જેઓ આગળના જમાનામાં દારિદ્ર અને અજ્ઞાનમાં સબડતા હતા, તેમાંના ઘણાને આનંદ મેળવવાની અને સંસ્કારિતા ખીલવવાની તક મળે છે."

## ગ્રામ્ય સુધારણાના કાર્યનું તાત્પર્ય

ગામડાંઓની પુનર્ઘટનાના માર્ગમાં રેંટિયો આડે આવે છે એવાં મારાં વિધાનથી ઘણાને આઘાત થયો છે. કારણ કે અસહકારના દિવસો પછી રેંટિયાને ગ્રામ્ય સુધારણાના કાર્ય સાથે એકરુપ ગણી લેવાની રુઢી પડી ગઇ છે. અને તેથી આપણી આંખો બરાબર ઉઘડે તે હેતુથીજ મેં જાણીજોઇને એ આઘાત પહોંચાડયો છે. એમ કહેવાય છે કે ખાદીના કાર્યકર્તાઓ, પ્રસંગોપાત, માંદાને દવા આપી તેમની સારવાર કરવાનું, અભણોને ભણાવવાનું, અસ્પૃશ્યતાનું કલંક ધોઇ નાંખવાનું અને એવું બીજું કામ કરે છે. પણ ખાદીના અફળ કાર્ય પાછળ એ કાર્યકર્તાઓની મોટા ભાગની શક્તિ બરબાદ થાય નહિં અને એ કામોને ગૌણ ગણવામાં આવે નહિં તો એ બધી વસ્તુઓ વધારે સારી રીતે થઇ શકે. વળી, ગામડાનું સાચું કામ શું છે? ગામડામાં દવા વહેંચીને અથવા તો પ્રાથમિક શાળાઓ અને લાયબ્રેરીઓ ઉઘાડીને ગ્રામ્યવાસીઓનું સંગઠન તમે કરી શકો નહિં. ગામડીઆઓના જીવનમાં નવું ચેતન અને નવી જાગ્રતિ લાવી, તેમના જીવનનું ધોરણ ઉચ્ચ બનાવવાની ઇચ્છા તેમના હૃદયમાં પ્રેરવી, અને પોતાની સ્થિતિ શક્ય હોય તેવી દરેક રીતે સુધારવા માટે એક બીજાની સાથે જોડાઇ જવાનું તેમને ઉત્તેજન આપવું—આજ ગ્રામ્ય સુધારણાના કાર્યનું ખરું તાત્પર્ય છે. આ બધું ખાદીથી થતું નથી. ઉલ્ટું, એ તો, ગરીબીમાં સદ્ગુણ સમાયો છે એમ પ્રજાને શિખવે છે, અને તેમની કંગાળ માસિક આવકમાં માત્ર થોડા આનાનો વધારો કરી તેમના દુર્દશામાં સંતોષ મનાવે છે! રેંટિયો એ ખરેખર, ઘેન ચઢાવનાર વસ્તુ છે. એનાથી દેશમાં નવજીવન આવી શકે નહિં.

## વિચારોની અંધતા ટાળો

છેવટે, બરાબર તપાસ કર્યા વિના ખાદીની ટીકા ન કરવાની મિ૦ ખાનદેશી, મને સલાહ આપે છે! હું એ ભાઇને ખાત્રી આપું છું કે તે અને તેમના મિત્રો ધારે છે તે કરતા ખાદી વિષે મેં ઘણું વાંચ્યું છે અને આપણા ગરીબ લોકોની ચોક્કસ સ્થિતિ તથા ખાદીપ્રચાર માટે થતું કાર્ય, વધારે સારી રીતે જોયું છે. હવે હું ખાનદેશી તથા બીજા જુસ્સાના ખાદીવાદીઓને કહું છું કે, જો તેઓ ગરીબોના સાચા મિત્ર થવા ઇચ્છતા હોય તથા આપણી મહાન માતૃભૂમિની સેવા કરવાની કલ્પના સેવતા હોય તો, તેઓએ તેમનાં મન અમુક વિચારો કે ખ્યાલોથી જડ બનાવી દેવા જોઇતાં નથી. વધુમા તેઓએ અમુક સિધ્ધાંતો કે ભ્રમોથી અંધ બની ન જતા, ખુલ્લા મને, સાચી વસ્તુસ્થિતિ અને હકીકતો બરાબર ધ્યાનમાં લેવી જોઇએ. અને સૌથી અગત્યનું તો એ છે કે દેશના સાચા હિતને નુકસાનકર્તા જણાય તો તેઓએ તેમની વહાલી યોજના અને રીતો તજી દેવાનીજ નહિં પણ પોતાને હાથે થયેલાં કામો પણ નિર્દય રીતે ભુંસી નાખવાની હિંમત અને પ્રામાણિકતા બતાવવી જોઇએ. આ આત્મત્યાગનું મહાન અને મુશ્કેલભર્યું કાર્ય છે. અને દેશના અત્યારના કટોકટીના વખતે, હિંદમાતા પોતાના સર્વ સંતાનો પાસે તેની આશા રાખે છે

# ખાદીની નુકશાનકારક ચળવળ

## પ્રકરણ ૩ જું

[શ્રી. અનિલવરણ રાયના પહેલા લેખનો જવાબ બાબુ રાજેન્દ્ર પ્રસાદે પણ આપ્યો હતો. આ લેખમાં શ્રી. રાય બાબુ રાજેન્દ્ર પ્રસાદની ચર્ચાનો સચોટ જવાબ આપે છે—અનુવાદક.]

મારા લેખનો જવાબ વાળતાં, બાબુ રાજેન્દ્ર પ્રસાદે ખાદી વિરુધ્ધ મેં જે હકીકતો રજુ કરી હતી તેજ મોટે ભાગે સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેઓશ્રી, એ હકીકતોનો ઇન્કાર કરતા નથી કે તેને ખોટી ઠરાવવા પણ પ્રયત્ન કરતા નથી. હવે, ખાદી વિષે મેં આપેલી સાફ સાફ હકીકતો પર પ્રકાશ પાડવામાં અને ખાદી પ્રવૃત્તિ બચાવવામાં, તેઓ કેટલા સફળ થયા છે તેનો ન્યાય કરવાનું હું વાચકોનેજ સોંપું છું.

બાબુ રાજેન્દ્ર પ્રસાદ, આ પ્રમાણે મારા શબ્દો ટાંકે છે.—"તે કહે છે કે રેંટિયો કાંતનારને દર મહિને ઓછામાં ઓછા આઠ આના આપી શકે." પરંતુ આ શબ્દો મારા નથી. એ તો પોતાની અનુકુળતા સાચવવા ખાતર તેમણે મારા મુખમા મુકયા છે! રેંટિયાથી "બહુ બહુ" તો આઠ આના કરતા વધારે આવક મળે. પણ ખરી વાત તો એ છે કે સામાન્ય રીતે એટલી બધી કમાણી થતીજ નથી. દેશના જુદી જુદી ખાદી સંસ્થાઓના અહેવાલ વાંચી મેં કહ્યું હતું કે. "કાંતનારાઓની સરેરાશ આવક મહીને આઠ આના કરતા પણ ઓછી છે." હવે પંડિતજી (બાબુ રાજેન્દ્ર પ્રસાદ) કહે છે કે "કેટલાક મહિનામાં એ કમાણી વધારે હોય છે અને કેટલાક મહિનાઓમાં તેથી ઓછી થાય છે." પણ તેથી કંઇ સરેરાશ આવકમાં ફેરફાર થતો નથી. આપણે કોઇ કામદારને ત્રણ મહિના સુધી પેટભરીને ખવરાવીએ, તેથી તે બાકીના દિવસોમાં ભૂખે મરે તેનું સાટું વળી જતું નથી! તેથીજ આખા વરસની આવકનો હિસાબ ગણી, સરેરાશ કમાણીની ગણત્રી કરવાની જરૂર છે. બાબુ રાજેન્દ્ર પ્રસાદ જેવા માણસ પણ આ સાદું સત્ય જોતા નથી એ વિચિત્ર લાગે છે.

### રેંટિયા મારફત મળતી આવક

રેંટિયા મારફત મળતી આવક છેકજ મામુલી છે એવી લોકોમા પડેલી છાપ ભુંસી નાંખવા, બાબુ રાજેન્દ્ર પ્રસાદે કેટલાક વિચિત્ર આંકડા આપ્યા છે! તેઓશ્રી કાંતનારાઓની કમાણી જ્યારે વધારેમા વધારે હોય એવા મહિનાઓનાજ આંકડા ટાંકે છે બીજી જગ્યાએ તેમણે કાંતનારાઓની સંખ્યા પ્રમાણે નહિ પણ રેંટિયાની સંખ્યાનું પ્રમાણ ગણી આવકના આંકડા ટાંક્યા છે. એ તો જાણીતી વાત છે કે ઘણીવાર આખું કુટુંબ એક રેંટિયા પર કાંતે છે. અને તેથી એક રેંટિયાની આવક, અને એક માણસની કમાણી સરખી હોતી નથી. મેં મારી સરેરાશ જુદી જુદી ખાદી સંસ્થાઓના અહેવાલ (અને એમાં બિહારમાં આવેલી અખિલ ભારત ચર્ખા સંઘની બાબુ રાજેન્દ્ર પ્રસાદની શાખા પણ આવી જાય છે) ઉપરથી તારવી હતી, તેમાથી છટકી જવાનો એમને સારૂ કોઇ બારી રહેતી નથી. આમ છતાં મારો મુદ્દો વધુ મજબુત કરવા બાબુ રાજેન્દ્ર પ્રસાદના કથનને આધારભુત માની હું મારુ વિવેચન હું આગળ ચલાવીશ.

બાબુ રાજેન્દ્રપ્રસાદ કબુલ કરે છે કે ૬ કલાક કાંત્યા પછી એક કાંતનારને લગભગ દોઢ આનો રોજ મળે છે. આ હિસાબે, રોજના ૭ કલાક કામ કરવા છતાં તેને મહિને ૩ રૂપિયા કરતા પણ ઓછી

કમાણી થાય છે! બીજા એક લેખમાં બાબુ રાજેન્દ્ર પ્રસાદેજ કહ્યું છે કે "આખો દિવસ કામ કરીને એક માણસ, રેંટિયા મારફત મહિને પાંચ રૂપિયાની આવક મેળવી શકે છે." આ દરેક જણે સ્વીકારેલી હકીકત છે, જે ખાદી કાર્યની તુલના કરવામાં આપણે બહુજ સંભાળપુર્વક ધ્યાનમાં લેવી જોઇએ. આપણે એ પણ યાદ રાખવું જોઇએ કે કાંતવાથી આટલી આવક પણ મળે છે તેનું કારણ એ છે કે ખાદીને મીલના કાપડ કરતાં બહુજ મોંઘાભાવે વેચવામાં આવે છે. વ્યવસ્થાશક્તિ અને બીજી કુશળતાથી કાંતવાની કળામાં આપણે ગમે તે સુધારા કરીએ, તો પણ મીલ ખાદી કરતા વધારે સસ્તુ અને સારૂં કાપડ હંમેશાં ઉત્પન્ન કરશેજ એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથીજ.

## ખાદીની પાછળ રહેલી મનોદશા.

પણ દલીલને ખાતર એમ ધારો કે (જો કે મને તો આવી ધારણા અસંભવિત લાગે છે) લોકો સારા અને સસ્તા મીલ કાપડ કરતાં ખાદી ખરીદવાનું હમેંશા પસંદ કરે છે. આ સંજોગોમા પણ આખો વખત કાંતનારની માસિક આવક પાંચથી છ રૂપિયા જેટલી થશે. આ આવક પર કોઇ પણ માણસ યોગ્ય રીતે જીવન ગુજારો કરી શકે? આ સ્પષ્ટ સવાલ મારા વાચકો આગળ હું મુકું છું. એ તો જ્યારે અધમ ગરીબીને જીવનના ઉંચામાં ઉંચા આદર્શ તરીકે રજુ કરવામા આવે ત્યારેજ કોઇ માણસ આવી દલીલ ગંભીર રીતે કરી શકે. ખાદીની પાછળ આવીજ મનોદશા રહેલી છે અને મહાત્મા ગાંધીએ પોતાના વિચારોદ્વારા તે ઘણીવાર દર્શાવી છે. બાબુ રાજેન્દ્ર પ્રસાદે ખાદી વિષેના એક લેખમાં જણાવ્યું છે કે જ્યારે એક માણસ એક રૂપિયાની કિંમતની ખાદી ખરીદે ત્યારે તે પોતાના દેશની કોઇ અજાણી ગરીબ બ્હેનને ઓછામાં ઓછો ચાર પાંચ દિવસનો ખોરાક પુરો પાડે છે એમ તેણે યાદ રાખવું જોઇએ. હવે જ્યારે એક રૂપિયાની ખાદી ખપે ત્યારે માત્ર ચાર આના કાંતનારને ભાગે આવે છે. (આ હકીકત ખાદીના નિષ્ણાત કાર્ય કર્તાઓ પણ સ્વીકારે છે.) આમ, બાબુ રાજેન્દ્ર પ્રસાદની દ્રષ્ટિએ ચાર આના પણ, એક અજાણી ગરીબ બ્હેનને ઓછામા ઓછા ચાર પાંચ દિવસનો ખોરાક પુરો પાડવા માટે પુરતા છે!

ગરીબી પ્રત્યેની હિંદીઓની આવી મનોદશાજ તેમનાં ઘણા અનિષ્ટો માટે જવાબદાર છે. અને ખાદીની ચળવળ, આવી ખોટી મનોદશાને પોષે છે એટલુંજ નહિ પણ તેને વધારે મક્કમ બનાવે છે. જાણીતા અભ્યાસીઓ એ નિર્ણય પર આવ્યા છે કે પોતાના યોગ્ય ખાનપાન પાછળ માણસે રોજના પાંચથી છ આના ખરચવાની જરૂર છે. આ હિસાબે એકલા ખોરાક માટેજ માણસ દીઠ મહીને ઓછામા ઓછા દશ રૂપિયા થાય. આ ઉપરાન્ત, રહેવાની આરોગ્યવાળી જગ્યા, પુરતા કપડા, બિમારી વખતે સારવાર, ભવિષ્યની સામગ્રી, બાળકો માટે કેળવણી, તથા એવી બીજી વસ્તુઓ પણ તદ્દન આવશ્યક છે. અને મનુષ્યના આવા શિષ્ટ ધોરણ પ્રમાણે રેંટિયાના કાર્યક્રમથી ગરીબોની સ્થિતિ સુધારવાની કદી પણ આશા રાખી શકાય તેમ છે ખરૂં?

## ખાદીવાદીઓની દલીલો

રેંટિયો એ માત્ર વધારાનો ઉદ્યોગ છે એ દલીલ કરવાથી કંઇ વળે તેમ નથી, અને લોકો એકલા રેંટિયા પર આધાર રાખે એવી આશા પણ રાખવાની નથી. જો આખો વખત

રેંટિયા પર કામ કરી, એક માણસ મહીને પાંચ રૂપિયા મેળવે તો એક વધારાના ધંધા તરીકે કામ કરી તે તેમાંથી એક રૂપિયા કરતાં વધારે મેળવી શકે નહીં. ચોકકસ આંકડા લઈએ તો સરેરાશ તેથી પણ ઓછી આવે છે. એક માણસની આવકમાં આવો નજીવો વધારો થવાથી તેની આર્થિક સ્થિતિ કેવી રીતે સુધરી શકે?

પણ ખાદીના હિમાયતીઓની મુખ્ય દલીલ એ છે કે એક હિંદીના રોજની સરેરાશ આવક સાત પૈસા જેટલી છે. તેથી તેમાં ૬ પાઇ અથવા તો ત્રણ પાઇનો પણ વધારો થાય એ કાઢી નાંખવા જેવી વાત નથી. બાબુ રાજેન્દ્ર પ્રસાદે એવું બતાવવા આંકડાઓ ટાંકયા છે કે ઘણાં કુટુંબોમાં રેંટિયાને લીધે ૧૧ ટકા અને કેટલીક જગ્યાએ ૨૮ ટકા જેટલો પણ વધારો થયો છે. જ્યારે માણસની માસિક આવક માત્ર ત્રણ કે ચાર રૂપિયા હોય ત્યારે તેને પાંચ કે ૭ રૂપિયા સુધી લઇ જવી એ ખરેખર સારૂં છે. પણ તે શું આપણો આદર્શ હોવો જોઇએ? શું એટલાજ માટે આપણે આભ અને ધરતી એક કરવા જોઇએ? જ્યા સુધી માણસની ખરેખરી કુલ આવક મહીને પાંચ કે ૭ રૂપિયાજ હોય ત્યાં સુધી આવકમાં ૫૦ ટકા કે સો ટકાનો પણ વધારો થાય તેનો અર્થ શો છે? આપણા લોકોની બહુજ ઓછી સરેરાશ આવક સાથે સરખાવી, રેંટિયામાંથી મળતી નજીવી કમાણીનો બચાવ કરવા કરતાં, આપણો હેતુ તો, લોકો માણસો તરીકે જીવે તે માટે તેમની સરેરાશ આવક વધારવાનો હોવો જોઇએ, અને એથીજ શાસ્ત્રીય પધ્ધતિસર આપણી ખેતી સુધારવાની અને યંત્રોદ્વારા મોટા પ્રમાણની ઉત્પત્તિ દાખલ કરવાની જરૂર ઉભી થાય છે. આપણા કંગાળ ખેડુતોની માસિક આવકમાં એક રૂપિયા જેટલો વધારો કરી આપણે તેમની સ્થિતિ સુધારતા નથી પણ તેઓની દુર્દશા માત્ર વધુ લંબાવીએ છીએ અને તેમને મનુષ્યત્વહીનતા અને ધીમા મૃત્યુ તરફ દોરી જઇએ છીએ, એમાં શંકા નથી.

આપણા દેશના અસંખ્ય બેકાર માણસોને રેંટિયો આશીર્વાદ સમાન છે એમ જ્યારે બાબુ રાજેન્દ્ર પ્રસાદ કહે છે ત્યારે તેઓ તેમના વિચારો કેટલા બધા ગુંચવાડા ભરેલા છે તેજ બતાવી આપે છે. તેમણે પોતેજ કબુલ કર્યું છે કે "ખેતી સાથેના વધારાના ઉદ્યોગ તરીકેજ રેંટિયાને મુકવામાં આવ્યો છે અને નહિં કે મુખ્ય ઉદ્યોગ તરીકે." આમ રેંટિયાના હિમાયતીઓના કહેવા પ્રમાણે રેંટિયો બેકારી ટાળવા માટે નહિં, પણ વધારાના ધંધા તરીકે ખેતીનો ધંધો કરતા હોય તેમને માટે સુચવવામાં આવ્યો છે. છતાં એક મુખ્ય ઉદ્યોગ તરીકે અથવા તો એક વધારાના ધંધા તરીકે પણ રેંટિયાની સાર્થકતા આપણને માલુમ પડતી નથી.

## ખેતીમાં સુધારા કરો

પણ ખાદી વિરૂધ્ધની મારી દલિલોમા બાબુ રાજેન્દ્ર પ્રસાદને ગોટામાં મોટી ખામી એ લાગે છે કે "લોકોની દુર્દશા થોડે અંશે પણ તાબડતોબ સુધારવા તેમાં બીજી કોઇ પણ વ્યવહારૂ અને સુલભ યોજના નથી." પણ રેંટિયાથી લોકોની સ્થિતિમાં તાત્કાલિક સુધારો થતો નથી એ બતાવવાના ખુલ્લા હેતુથી મેં મારો લેખ લખ્યો હતો અને હું માનું છું કે મેં મારો મુદ્દો બરાબર ઠસાવ્યો છે, અને બાબુજીના હૃદયના ઉંડાણમાં પણ તે ઉતરી ગયો હોય એમ લાગે છે. જો તેઓશ્રી પોતાના દ્રષ્ટિ બિંદુને ઢાંકી દેનાર, રેંટિયાની "જાદુઇ અસર" ને ફેંકી દે તો તેમને ખેડુતોની "તાત્કાલિક સુધારણાના વ્યવહારૂ અને સુલભ માર્ગો" તરત

જરૂરી. આપણા ખેડૂતો પર રેંટિયો લાદી દેવાના પ્રયત્નો કરવાને બદલે ખેતીના ક્ષેત્રમાંજ કેવા સુધારાઓ 'થઇ શકે તે આપણે પહેલાં તપાસવું' જોઇએ. ખેતિમાં સુધારા થાય તે સામે રાજેન્દ્ર પ્રસાદજીને વાંધો નથી પણ તેઓશ્રી રેંટિયાની અંધભક્તિને બાજુએ મૂકી, પહેલાં એ દિશામાં કેમ પ્રયત્ન કરતા નથી? આપણી ખેતી એકાએક પુરેપુરી શાસ્ત્રીય અને અર્વાચીન બની શકશે નહિ, પણ એ દિશામાં આપણે તાબડતોબ કામ શરૂ કરી દઇએ તો તેથી, રેંટિયા મારફત નહિં થઇ શકે તેટલો સુધારો તો અવશ્ય ટુંક મુદતમાંજ થશે.

અનાજના બી તથા ખેતી માટે બળદોની સારી પસંદગી, ખાતરનો અવિચારી અને બેસુમાર બગાડ, તેનો યોગ્ય ઉપયોગ, વગેરે બાબતમાં સાદા સુધારા કરવા ઉપરાંત, ખેડુતોને સહકારી ધીરધાર તેમજ વેચાણ અને ઉત્પન્નને લગતાં કામ કરનારી મંડળીઓમા જોડાવાનું ઉત્તેજન આપી શકાય.

આ રીતેજ આપણા ખેડૂતો બરાબર જાગૃત અને સંગઠિત બનશે. રેંટિયા અને ખાદીના પ્રચાર પાછળ જે પૈસા અને શક્તિ હમણાં ખર્ચાય છે તે, ખેડુતોનું સંગઠન કરવામાં અને તેમને સાદા અને સુધરેલા સાધનો તેમજ તે વાપરવાની રીતોની કેળવણી આપવા પાછળ ખરચવામા આવે તો કાતવાના કાર્યમાંથી જે લાભ મેળવવાની તેઓ આશા રાખે તે કરતાં બહુજ મોટો લાભ જલ્દી મળે.

## કારખાનાઓ કાઢો

જો ખેડુતોને વધારાનું કામ આપવાની જરૂર હોય તો, ખેતી સાથે સંબંધ ધરાવતા ઢોર ઉછેર, ડેરી, મરઘા બતકોનો ઉછેર, ફળ અને ફુલની ખેતી, અને એવા બીજા ધંધા જુદી જુદી જગ્યાની અનુકુળતા પ્રમાણે, ખીલવવા તરફ ધ્યાન આપવું જોઇએ. આ બધાંથી આપણા ખેડુતો અજાણ નથી, પણ તેમનામાં ભયંકર મંદતા, તથા નિરાધારિતા ઘુસી જવાથી તેઓએ અસલ કળા અને જોમ ગુમાવ્યા છે. એ જોમ અને એ કળા સજીવન કરી હાલના જમાનાના સાધનો અને જ્ઞાનનો, ઉપયોગ કરવો જોઇએ. આ રીતે આપણા લોકોની દુર્દશામાં સાચો સુધારો થઇ શકશે.

ખેતી કરવાના આ સુવાનાની સાથેજ પરદેશમાંથી આવતી જુદી જુદી ચીજો આપણા દેશમાં બનાવવા માટે જો, ધીમે ધીમે કારખાનાંઓ કાઢવામાં આવે તો અત્યારે ખેતી પર આધાર રાખનારા, ઘણા માણસો કારખાનામાં જોડાશે અને પરિણામે બાકી રહેલા ખેડુતો, વધારે જમીન અને વધારે કામ મેળવી શકશે. પછી કારખાનામાંથી, ગામો તરફ પૈસાનો પ્રવાહ વહેશે અને ગામડાઓની સ્થિતિ સુધરશે. ખેતીનું ઉત્પન્ન વેચવા માટે સારા બજારો ઉભા થશે અને યંત્રોની મદદથી ખેતીમાં સુધ્ધાં સુધારો થશે. પોતાના કાચા માલ માટે ખેડુતોને સારો ભાવ મળશે તેમજ તેમને જોઇતો માલ તેઓ કારખાનામાંથી વધારે સસ્તી રીતે ખરીદી શકશે.

## અર્થશાસ્ત્રની સાદી વાતો

યંત્રો મારફત થતી મોટા પ્રમાણની ઉત્પત્તિ સામે બાબુ રાજેન્દ્ર પ્રસાદ કેટલાક વાંધા ઉઠાવે છે. તેમનો પહેલા વાંધો એ છે કે એ કામ માટે જરૂર જોગી મુડી 'મેળવવામાં મુશ્કેલી નડશે.' પણ ખાદી કામ માટે પણ મોટી મુડી જોઇએ છે એ તેઓશ્રી કેમ ભુલી જાય છે? દર વર્સે ૨૪ લાખ રૂપિયાની ખાદી ઉત્પન્ન કરવા પાછળ ૨૦ લાખ રૂપિયાની મુડી રોકવાની જરૂર પડે છે!

તેમનો બીજો વાંધો એ છે કે યંત્રોની ખરીદી કરવામાં, દેશની ઘણી દોલત ઘસડાઇ જશે પણ યંત્રો ખરીદવામાં આપણે જે પૈસા ખર્ચીશું તેથી, આપણે ત્યારે પરદેશથી આવતી ચીજો મારફત દર વર્ષે ઘસડાતા કરોડો રૂપિયા આપણે બચાવી શકીશું. આમ કરવાથી તો એકંદરે દેશને નુકસાની નહિં પણ લાભ છે. વળી ધીમે ધીમે યંત્રો પણ આપણા દેશમાં બનતાં થશે. બાબુ રાજેન્દ્ર પ્રસાદના પોતાના પ્રાંતમાંજ આપણા દેશમાં જોઇએ તેટલાં તથા આપણે ધરાઇને પરદેશ મોકલી શકીએ તેટલા યંત્રો બનાવવા માટે જોઇએ તેટલાં લોખંડ અને કોલસા મળી શકે એમ છે.

સુતરની મીલોને લગતા યંત્રોની બાબતમાં તો કેટલાકે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે, દેશમાં અત્યારે જે મીલો છે તે પુરેપુરો વખત કામ કરી, પોતની પેદાશ બમણી કરી શકે એમ છે. આમ આપણે પરદેશથી જે કાપડ આયાત કરીએ છીએ તે બધું કાપડ આપણી મીલો પુરું પાડશે એટલુંજ નહિં પણ લાભ છે તેથી બમણા કામદારોને તેમાં રોજી મળશે. મોટાં યંત્રોની સામે છેલ્લો વાંધો એ રજુ કરવામાં આવે છે કે મીલોમાં તૈયાર થયેલો માલ ખપાવવાને હિંદ પાસે બજાર નથી. પણ હિંદમાંજ એવું બજાર છે જે દુનિયાના સઘળા ઔદ્યોગિક રાજ્યોના લોભને આકર્ષે છે. હિંદને અપુર્વ લાભ એ છે કે તેની પાસે નહિં ખુટે એવાં કાચા માલનાં સાધનો અને દેશમાંજ સુમાર વિનાનો માલ ખપી શકે એવું વિપુલ બજાર છે. એ ખરેખર નવાઇ પમાડનારી વાત છે કે બાબુ રાજેન્દ્રપ્રસાદ જેવા આપણા નામાંકિત માણસો પણ આપણા આર્થિક જીવનની આવી સાદી હકીકતો સમજી શકતા નથી.

## રેંટિયાની નિષ્ફળતા

હું અનુભવ અને જ્ઞાન વિના દલિલ કરું છું એવો અંગત હુમલો મારા પર કરી બાબુજી પોતાનો જવાબ પુરો કરે છે. અંગત સવાલ ચર્ચવા માટે નમ્રપણે મારી માગી મારા બચાવમાં મારે કહેવું જોઇએ કે, ખાદી કામના જ્ઞાન અને અનુભવની બાબતમાં હું કોઇથી ઉતરતો નથી. મારી જીંદગીનાં ૬ વર્ષ સુધી ખાદી કામને માટે મેં બનતુ કર્યું હતું. જ્યારે બંગાળ ઓર્ડીનન્સ હેઠળ હું કેદની સજા ભોગવતો હતો ત્યારે પણ, રેંટિયામાં ખરી રીતે કઇ શકિત છે તે જાતેજ તપાસી જોવા, હું દરરોજ એક કલાક શ્રધ્ધાપુર્વક કાંતતો હતો. આમ મેં દરેક રીતે રેંટિયાની કસોટી કરી જોઇ છે અને આખર મને તે નિષ્ફળ જણાયો છે. હું એક બીનઅનુભવી અથવા તો આળસુ ટીકાખોર તરીકે આ કહેતો નથી. નોકરશાહીના કિલ્લામાં પણ કચ્છ પહેરીને જનાર હું એકજ હિંદી હતો. ખાદીના ખડબચડા ટુકડાનો કચ્છ મારી, બંગાળની ધારાસભામાં હું ગવર્નરની સમક્ષ ઉભો હતો. મને ત્યારે એ ધારાસભાના પ્રમુખે ઠપકો આપ્યો હતો કે એમ કરવાથી ના. ગવર્નરને અપમાન લાગશે. પણ તે દિવસે આખું હિંદ મારી પાછળ હતું. આજે રાજ્યદ્વારી હિંદનો ઘણો મોટો ભાગ ખાદીની બાબતમાં મારી વિરુદ્ધ છે એ હું જાણું છું. જરા હું જરા પણ પીછેહઠ કરતો નથી, કારણ કે હું સાચો છું એવો મને દ્દઢ વિશ્વાસ છે. અને જ્યાં સુધી, હિંદના લોકો મને સાંભળવાનું ચાલુ રાખશે ત્યાં સુધી ખુબ આગ્રહ અને જુસ્સાપુર્વક હિંદની પ્રજાને હું ચેતવણી આપીશ કે ખાદીની ચળવળ તદ્દન નકામી છે એટલુંજ નહિં પણ તે અવશ્ય નુકસાનકારક છે. આપણા દેશની રાજકીય, આર્થિક, અને આધ્યાત્મિક પ્રગતિમાં એ ચળવળ ખરેખરી આડખિલી છે.

---

# ગરીબીના ઉપાય

## પ્રકરણ ૪ થું

આપણી પ્રજાની ગરીબાઇ ટાળવા માટે પરદેશી અમલ અને પરદેશીની ચુસણક્રિયા દુર કરવાના તથા ખેતીમાં વિજ્ઞાનનો ઉપયોગ કરવાના, મોટા પ્રમાણની ઉત્પત્તિવાળી પધ્ધતિ દાખલ કરવાના અને બીજા ઉપાયો આગળના લેખોમાં સુચવવાની મેં હિંમત કરી હતી. તે ઉપરથી એક ખાદીવાદીએ મને મંદબુધ્ધિ, શેખચલ્લી અને વેદિયા તરીકે ઓળખાવ્યા છે. એ ખાદીવાદીની દ્રષ્ટિએ સ્વરાજ્ય એ એક એવું સ્વપ્નું છે કે જેનું "લાંબા કાળ સુધી કંઇ પણ પરિણામ નહિ આવશે નહિં." પરદેશી રાજ્ય અને પરદેશની ચુસણક્રિયા ચાલુ રહેશે અને આપણે બેંકીંગ, વિનિમય, જગાત અને માલ લાવવા લઇજવાનાં સાધનોને લગતા સઘળા ગેરલાભો સહન કરીશું, છતાં રેંટિયાના જાદુઇ ચમત્કારથી આપણા લોકોનું દળદર તરતજ ફીટી જશે. આવી આપણા ખાદીવાદીઓની વધેવારુ અક્કલ છે! ખરેજ આઠ વર્ષના અસાધારણ પ્રયત્નો પછી, અને વીસ લાખ રૂપિયાની મુડી રોકી માત્ર ૮૪ લાખવાર ખાદી દર વરસે ઉત્પન્ન કરી, ગરીબોને, "તાત્કાલિક" મદદ કરવાનો આમ તેઓએ પુરાવો આપ્યો છે!

### ગરીબીનો એકજ ઉપાય

ધર્માદા કામથીજ ગરીબોને તાત્કાલિક રાહત આપી શકાય, અને ખાદી કામ પણ હવે તેજ આધારે ચાલે છે અને નહિં કે આર્થિક અથવા વેપારી દ્રષ્ટિએ. લોકોની દરિદ્રતા દુર કરવાનો ખરો ઉપાય તો બહાર ઘસડાઇ જતાં નાણાંનો અટકાવ કરી, ધનની પેદાશ વધારવાનો છે. આ સિવાય બીજો રસ્તોજ નથી. આ કામ એકાએક ન થઇ શકે તો પણ એ દિશામાં આપણે તરતજ પગલા ભરી શકીએ. ખાદી પ્રત્યે મારો મોટો વાંધો એ છે કે લોકોને એનાથી ખરી મદદ મળતી નથી એટલુંજ નહિં—માસિક આવકમાં આઠ આનાનો વધારો એ કંઇ સાચી મદદ નથી— પણ આપણા રાષ્ટ્રીય કાર્યકર્તાઓનું ધ્યાન સાચા રચનાત્મક કાર્યમાંથી ઉંધી દિશામાં દોરી જઇ તથા જાહેર પ્રજાની શકિત અને નાણાંની ભયંકર બરબાદી કરી, તે દેશને ખરેખરું નુકસાન પહોંચાડે છે.

### ખેતીમાં સુધારા કરાવો

ખાદી સામે જે સ્પષ્ટ હકીકતો મે વ્યવસ્થાપુર્વક એકઠી કરી છે તેને, ખાદીના વિરોધીઓની એ સામાન્ય દલીલો છે, એમ કહી એ ખાદીવાદીએ કોરે મુકી દીધી છે. અને પોતાના ખાદીના તુત માટે એ ભાઇએ તદ્દન નવી દલીલો અને હકીકતો રજુ કરવા પ્રયત્ન કર્યો છે! એ ભાઇ કહે છે કેઃ "હિંદના લોકોનો મોટો ભાગ ખેતીમાં કામ કરે છે અને તેઓને માત્ર ૭ મહીના સુધી ખેતરમાં કામ કરવું પડે છે વગેરે." છેક કંટાળો આવે એવી રીતે કરવામાં આવતી આ દલીલ તદ્દન ભુલ ભરેલી છે. પહેલી વાત તો એ છે કે હિંદમાં કંઇ બધીજ જગ્યાએ ખેડુતોને કેટલાક મહીના આળસમાં ગાળવા પડતા નથી, બીજુ એ છે કે ખેતીમાં જોઇએ તેવા સુધારા કરવામાં આવ્યા નથી તેથીજ ખેડુતોને આખા વખત પુરતું કામ મળતું નથી, તેમના

પર નવું કામ લાદવાને બદલે, તેઓ ચાલતું કામજ વધારે સારી રીતે કરે એવી તેમને કેળવણી આપવી જોઈએ. સારાં બી અને બળદોની પસંદગી; ખાતરની જાળવણી, પેદાશ તથા વેચાણની સહકારી મંડળીઓની સ્થાપના વગેરેને લગતા સાદા સુધારા કરી તથા સાદાં સાધનોનો ઉપયોગ કરી, ખેડુતો કાંતવામાંથી મેળવવાની આશા રાખે તે કરતાં વધુ ફાયદો મેળવશે. રેંટિયાના સાવ નિરર્થક કાર્યક્રમ પાછળ જે પ્રયાસો કરવામાં આવે છે; તેવા પ્રયાસો દ્વારાજ આવા સુધારા કરવા માટે આપણે ખેડુતોને કેળવી તેમનું સંગઠન કરી શકીશું.

## તણખલાંના ટેકા

આ ખાદીવાદીએ, મને રીચર્ડ બી. ગ્રેગનું 'ખાદીનું અર્થશાસ્ત્ર (Economics of Khaddar) વાંચી જવા ભલામણ કરી છે. આ પુસ્તક પ્રસિધ્ધ થયા પછી એક વરસમાંજ સારા હિંદના ખાદીવાદીઓએ તેને વેદ જેટલું મહત્વ આપી દીધું છે. હું એ ભાઈને ખાત્રી આપું છું કે એ ઉપયોગી પુસ્તક વિષે આ પહેલીવારજ હું સાંભળતો નથી. પરંતુ મી૦ ગ્રેગના સુર્યશક્તિનાં, અને યંત્ર સાથે માનવ શરીરની સરખામણી વિષેના સંશોધન કરતાં, મારી સ્પષ્ટ દલીલો,—જેને ઇન્કાર કરવાની કોઈ ખાદીવાદીએ હિંમત કરી નથી,—તેનાપરજ હું વધારે આધાર રાખીશ. ડુબતો માણસ જેમ તણખલાંને વળગે છે તેમ આપણા આ ખાદીવાદીઓ તેમના વ્હાલા "સિધ્ધાંત"ને જે કંઈ ટેકો આપતું જણાય તેને પકડી રાખે છે! આમ એક સરકારી અમલદાર મી૦ એડીના અભિપ્રાય હાથે કાંતેલા સુતરની તરફેણમાં આપવામાં આવ્યા છે. જો આપણા ખાદીવાદીઓને સરકારી અમલદારોની સલાહ આવી આધારભુત લાગતી હોય તો હું તેમને પેલી કમીશનનો અહેવાલ વાંચી જવા ભલામણ કરું છું, કે જેથી એ "કીંમતી" અહેવાલમાં રેંટિયા માટે કયું સ્થાન નક્કી કરવામાં આવ્યું છે તેની એમને ખબર પડે.

# ખાદીની "નૈતિક" અસર

## પ્રકરણ ૫ મું

સાબરમતી સત્યાગ્રહ આશ્રમવાળા શ્રી. સી. કે. નાયરે ખાદી વિષેની ચર્ચાને નવી દિશામાં વાળવા માટે ઈંતેજારી બતાવી છે. તેઓ એ વિષયને લગતા આંકડાઓ અને હકીકતોને બાજુએ રાખવાનું કહી રેંટિયાની ચળવળની નૈતિક અને આધ્યાત્મિક બાજુ પર ભાર મુકે છે. મારે કબુલ કરવું જોઈએ કે આ પ્રશ્નમાં હું સાગમાં મારી ચર્ચા કરી શકીશ કારણ કે એક રાજ્યદ્વારી પુરુષ કે અર્થશાસ્ત્રી કરતા મારી મનોદશા મુજબ, હું આધ્યાત્મિક શોધક અને તત્વજ્ઞાની વધારે છું. મેં આ અગત્યની ચર્ચામાં એટલા માટે ભાગ લીધો છે કે, જેને એક ભાઈએ "આ જમાનાનો વિચિત્રમા વિચિત્ર ભ્રમ" કહ્યો છે, તેને દલીલ પૂર્વક ઉઘાડો પાડવા સારા હિંદમાંથી કોઈ બહાર પડયું નથી. મને એમ પણ લાગે છે કે ખાદીને ધર્મ અને શ્રદ્ધાનો વિષય માની બેઠેલા ખાદીવાદીઓ પર હું જે આંકડા કે દલીલો રજુ કરૂ તેની કંઈ અસર થવાની નથી. તેમને એમ લાગે છે કે ખાદીને છોડી દેવી એ ગાંધીજી આપુનું લઈ લેવા જેવું છે! એમ કરવાની કેટલાના જીગરમાં તાકાદ હોય? પણ મારી સ્થિતિ તદ્દન સ્પષ્ટ છે મહાત્મા ગાંધી પ્રત્યેનું મારૂં માન ખાદી જેવી અનિશ્ચિત વસ્તુ પર આધાર રાખતું નથી.

### ગાંધીજીની નિષ્ફળતાના કારણો

રાજકારણમા અને સંપત્તિશાસ્ત્રમાં મહાત્માજી ભલે હિમાલય જેવડી ભૂલો કરે છતાં આપણા દેશમાજ નહિં પણ આખી દુનિયાના લોકોના હૃદયમાં તેમનુ સ્થાન બહુ ઊંચું રહેશે, કારણ કે તેમના ચારિત્ર્ય અને વ્યક્તિત્વથી તેમણે જગત સમક્ષ મહાન નૈતિક આદર્શ રજુ કર્યો છે. વળી આખા જગતનું ધ્યાન ખેંચી રહેલા પ્રશ્નોના એક વ્યવહારૂ ઉકેલ માટે હિંસક બળ સામે નૈતિક શક્તિ ખડી કરી તેમણે માનવસમાજની મહાન સેવા બજાવી છે. એ ખરું છે કે આત્મબળના અખતરામાં તેમને મોટી સફળતા મળી નથી. છતાં તેમના એ પ્રયોગો માનવ જાતના ભાવિ વિકાસમાં મોટું સ્થાન લેશે એમાં શંકા નથી. તેમની નિષ્ફળતાના કારણો ખુલ્લાજ છે. તેમની વિજ્ઞપ્તિ મનુષ્યમાં રહેલી પાશવવૃત્તિને નહિં પણ તેના આત્માને છે. આ પૃથ્વીના કેટલા માણસો માટે એમ કહી શકાય કે તેમનામાં આત્મબળ જાગ્રત છે? ઘણાખરા માણસો મનનો ઉપર ચોટિયો ઉપયોગ કરી મુખ્યત્વે શારીરિક રીતેજ જીવન ગાળે છે. તેમની સાથે કામ લેવા માટે કોઈ પણ આગેવાને જોમભર્યા અને હિંસક બળોનો ઉપયોગ કરવો જોઈએ. એ બળોની પાછળ-નૈતિક શક્તિ અથવા મહાત્માજી કહે છે તેમ આત્મબળનો આધાર હોય એ જુદી વાત છે.

### કોણ સફળ થઇ શકે?

દુનિયા આજે જે સંજોગોમાં જીવે છે, તેમાં તો અતિ સાદા, પ્રમાણિક અને અહિંસક મહાત્મા ગાંધી કરતાં, મીરાંબો (ફ્રાંસના વિપ્લવના મહાન નેતા) બીસ્માર્ક (જર્મનીના ઘડનાર) અથવા મ્યુસોલિની (ઇટલીના સરમુખત્યાર) જેવા આગેવાનોજ-પછી એમના નૈતિક ગુણો

અથવા દુર્ગુણો ગમે તે હોય—વધારે ફતેહ મેળવી શકે એમ છે. 'ફ્રાંસ' મીરાબોનું સાન્નિધ્ય તેના ઇન્સાફ જેટલુંજ કર્યું હતું છતાં તેના વખતમાં (૧૮ મી સદીમાં) તે યુરોપનો સૌથી મહાન ક્રાન્તિકારી દેશ થઇ ગયો. અને તેણે એવો ઐતિહાસિક વિપ્લવ જગાવ્યો કે જેથી આખું જગત સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવના મહાન આદર્શોથી ગાજી રહ્યું, અને આજે પણ એજ આદર્શોથી નવી અને મહાન સામાજિક રચના નભશે.

ખરી રીતે તો મહાત્મા ગાંધીનું મહાન વ્યક્તિત્વજ પ્રજાને રેંટિયાની નિરર્થકતા સમજતા અટકાવે છે. પણ આપણી ભક્તની લાગણી અને વળગણોથી જો દેશનું સાચું હિત આપણે સમજશું નહિં તો આપણી મહાન્ માતૃભૂમિને આપણે બેવફાદાર નીવડીશું. આપણા દેશની મોટામાં મોટી વ્યક્તિ કરતાં આપણી માતૃભૂમિને આપણે વધારે મહત્વ આપવું જોઇએ.

## ઉદ્યોગવાદ અને તેનાં પરિણામો

" રગીવાર ઉંધે રસ્તે દોરવનારા આંકડા અને હકીકતો" સાચે વાત ન ઉકેલવાની પદ્ધતિથી વાત કર્યા છતાં મિ૦ નખરે, બ્રિટનની બેકારી અને તેના શાહીવાદના વગના આંકડા અને હકીકતો ટાંકવાની લાલચ છોડી શકતા નથી. આપણે ખરેખર હકીકતના દલીલોમાં રંગીએ છીએ અને તેથી તેના વાતાવરણથી પર થઇ શકતા નથી!

ઇંગ્લાંડમાં બેકારોની સંખ્યા ગમે તેટલી હોય, છતાં તેઓ આપણા લોકોની માફક ભુખે મરતા નથી અને તેમને ગુજરાન આપવા માટે ઇંગ્લાંડમાં રાષ્ટ્રીય ધન વધ્યે જાય છે. મોટા યંત્રો નહિં પણ ઇંગ્લાંડના મુડીવાદીઓ અને ઉદ્યોગ વગેરે તેમને શાહીવાદ અને બીજી પ્રજાને ચુસવા તરફ દોરે છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ પાસે સામ્રાજ્ય નથી છતાં શાસ્ત્રીય પદ્ધતિ અને વધારે પ્રમાણની ઉત્પત્તિથી તે દુનિયામાં સૌથી ધનવાન દેશ થયો છે, અને પરદેશી અમલની ધુંસરીમાંથી મુક્ત થયા પછી હિંદમાં પણ એમ થશે. દુનિયાએ અનુભવી જોયું છે કે યંત્રોથી થતી મોટા પ્રમાણની ઉત્પત્તિ સાથે, શાહીવાદ, મુડીવાદ, લશ્કરવાદ તથા ગરીબોને નિચોવવાના શોષણ, એ હમેશાં આવેજ એમ નથી.

## રેંટિયો અને જીવનની પવિત્રતા

આપણા કેટલાક જુવાન નેતાઓની માફક હું એમ માનતો નથી કે દુનિયાની હાલની આફતોને સમાજવાદ અગર અનર્થોની જડીબુટ્ટી છે પણ સમાજવાદે નિ:શંક રીતે એમ તો બતાવી આપ્યું છે કે ઉદ્યોગવાદના અનિષ્ટો વધારે પ્રમાણની ઉત્પત્તિ સાથે અનિવાર્ય રીતે આવતાં નથી. રેંટિયાના આ સમયના જમાનામાં પણ દ્રવ્યની વહેંચણીની અસમાનતા હતીજ. મુડીવાદ અને સમાજવાદ વચ્ચે જે ઝઘડો ચાલે છે તે મોટા પ્રમાણની ઉત્પત્તિને લગતો નથી પણ સંપત્તિની વહેંચણી કરવાની રીત વિષેનો છે. અત્યંત હિમાયતીઓ કબુલ કરે છે કે પુંજી વધવી જોઇએ. આપણા અસલના હિંદી શાસ્ત્રોનું પણ એ ફરમાન છે ને હાલના વિજ્ઞાને પણ આપણા હાથમાં રાષ્ટ્રનું ધન વધારવા માટે સાધનો મુક્યાં છે, તેનો આપણે પૂરેપૂરો ઉપયોગ કરવો જોઇએ. બીજા દેશો એમની રીતે દ્રવ્યની અસમાન વહેંચણીના પ્રશ્નનો ઉકેલ કરવા મથી રહ્યા છે. બીજા દેશો એ સવાલનો નિવેડો લાવે ત્યાં સુધી હિંદ શા માટે રાહ જોતી રહે? મારી ખાત્રી છે કે સ્વતંત્રતા અને લોકમત દ્વારા, હિંદીઓ પોતાની બુદ્ધિથી એવી રાજકીય, આર્થિક અને સામાજિક રચના યોજશે, જે આખી દુનિયાને ધડારૂપ નિવડશે. હિંદના ભાવિ વિષેની

મારી આ શ્રધ્ધાને લીધેજ આપણા કેટલાક જુવાન નેતામાં દેખાતી પાશ્ચાત્ય સંસ્કૃત મારેની ઘેલછા તરફ હું અધીરો થતું છું. રેંટિયાથી જીવનમાં આવતી પવિત્રતા વિષે તો મિ૦, નાયરને મારે એટલુંજ કહેવું રહ્યું કે આ દુનિયામાં માણસોને અપવિત્ર બનાવવા માટે ગરીબાઇ જેવું પ્રબળ સાધન બીજું એકે નથી. પરંતુ ખાદીવાદીઓ તો એવી બડાશ મારે છે કે તેઓ દેશ સમક્ષ ગરીબાઇનો આદર્શ રજુ કરે છે!

## રેંટિયાનો વહેમ

દેશમાં આવેલી જાગૃતિ ખાદી ચળવળનું પરિણામ છે એમ બતાવી ભાઇ નાયર પોતાની દલીલો પૂર્ણ કરે છે. અહિં પણ એ ભાઇ પોતાને મનગમતા ચશ્માં પહેરીનેજ જુએ છે. ખાદી તરફનો પક્ષપાત છોડી દઇ કોઇ પણ માણસ વિચાર કરે તો તેને એમ લાગ્યા વિના નહિં રહે કે કાંતવામાં રાષ્ટ્રવાદનો કે સ્વદેશીનો જુસ્સો જગાડવાની ખાસ શકિત નથી. મિ૦ નાયરને કદાચ આ સાભળતાં આંચકો લાગશે.—પણ એ સાચિસાચી વાત છે—કે કાંતનારાઓમાંના ઘણા જે અમને નૃષ્ય ખાદી આપી જાય છે તે માન્ચેસ્ટરમાં બનેલાં કપડાં પહેરવાનું પસંદ કરે છે! ખરી વાત તો એ છે કે અંગભંગની ચળવળ વખતેજ હિંદભરમાં રાષ્ટ્રવાદ અને સ્વદેશિનો ખરો જુસ્સો જાગ્રત થયા હતો પણ રેંટિયા સાથે કંઇ પણ તેને લેવાદેવા ન હતી. બહુ બહુ તો હાથકાંતણ એ, જીવનગુજારા માટે આપણી પ્રજા જે ઉદ્યોગો ચલાવે છે તેવાં હાથઉદ્યોગમાંનો એક છે. તેમાં સંગઠન અથવા વ્યવસ્થાની ખાસ શકિત છે એમ માનવું એ ચોકખો વહેમ છે.

## બારડોલીના સત્યાગ્રહ વિષે

પણ "જેણે હિંદનું નાક બચાવ્યું છે ને બારડોલીને મહાત્મા ગાંધીએ શું રેંટિયાથી વ્યવસ્થિત અને સંગઠિત બનાવ્યું ન હતું?" તો આ બાબત વિષે પણ હું સાફ સાફ કહી દઉં તે વાચકો મને માફ કરશે એવી આશા છે. હમણા હમણાં આપણે બારડોલીના મહાન વિજય વિષે એટલું બધું સાંભળીએ છીએ કે એ વિજયમાં આપણે માનતા થયા છીએ તેમાં કંઇ આશ્ચર્યજનક નથી પણ એ વિજયનું વહેવાર પરિણામ શું છે? એમાં લડત જેવી વસ્તુ કયા હતી? બન્ને પક્ષો તૈયારી કરતા હતા અને પોતાનું તથા પોતાના વિરોધીઓનું બળ માપત હતા. પણ સરકારે જે અલ્ટીમેટમ આપ્યું હતું—તેની મુદત ખલાસ થાય તે પહેલાં સમાધાની કરવામાં આવી હતી અને તેથી ખરેખરી લડત તો થઇજ ન હતી. કોઇ પણ અર્થમાં એ સમાધાનીને ખેડુતોની જીત કે સરકારની હાર કહી શકાય નહિં. બારડોલીની હિલચાલથી મુંબાઇ સરકાર પર કંઇ અસર થઇ નથી, એ તો એજ ઇલાકાના વસાઇ અને બાગલાણ તાલુકાઓ મહેસુલના વધારાની સામે હાલમાં ફરિયાદ ઉઠાવે છે તે ઉપરથી દેખાઇ આવે છે. એમ કહેવાય છે કે આમાંના એક તાલુકામાં મહેસુલની આકારણી ૪૦ ટકા જેટલી વધી ગઇ છે! બારડોલીના ખેડુતોનું ભાવિ પણ હજી અનિશ્ચિત છે.* આથી બારડોલીના ખેડુતોની જીત વિષે જેટલી ઓછી વાત કરીએ તેટલી સારી છે. કારણ કે, પોતાની જાતને છેતરવાથી કોઇને લાભ થતો નથી.

## રેંટિયાનું ભુત

પણ, આમ છતાં બારડોલીના ખેડુતોને તો હું જરૂર મુબારકબાદી આપું છું. જ્યારે હિંદમાં સર્વત્ર્ાજે લોકો ભાષણ કરવાની, અંધારખું ઘડવાની અને પ્રવૃત્તિનો દેખાવ કરવા મંડી

# પરિશિષ્ટ-૧.

# રેંટિયો અને બહિષ્કાર

## ચરખાસંઘના અહેવાલનું અવલોકન

**શ્રી. માણેકલાલ એચ. વકીલ; એમ. એ. એલ. એલ. બી.**

અખિલહિંદ ચર્ખાસંઘનો સને ૧૯૨૬-૨૭ નો અહેવાલ હમણાંજ પ્રસિધ્ધ થયો છે. આ અહેવાલનું અવલોકન કરી, મદ્રાસમાં મળેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાએ નક્કી કરેલા પરદેશી કાપડના બહીષ્કારમાં રેંટિયો કેવો ભાગ ભજવી શકે, તે ધ્યાનમાં લેવું ઉપયોગી થઇ પડશે. અખિલહિંદ ચર્ખાસંઘના ૨૭૯૯ સભાસદો અને એ સંઘ તરફથી કામ કરતા ૭૪૮ કાર્યકર્તાઓને ન્યાય આપવા ખાતર એટલું તો કહેવું જોઇએ કે:— "તેઓ પોતાના કાર્યમાં જીવન્ત શ્રધ્ધા રાખી દ્દઢ અને અડગ નિશ્ચયથી કામ કરે છે."

આમ જુના એ સંઘના સભાસદોની સંખ્યા ૪૫૯૯ ઉપરથી ૨૭૯૯ થઇ ગઇ છે એ બતાવે છે કે "દર મહીને એક હજાર વાર સુતર મોકલવાનો સાદો નિયમ, ખાદી કામમાં જેમની પાસે શ્રધ્ધાની આશા રાખી શકાય તેવા માણસોને પણ કડક લાગે છે. આ સંબંધમાં એટલું પણ યાદ રાખવું જોઇએ કે હવે, એ સંઘના સભાસદો નોંધવા માટે ખાસ પ્રયત્નો કરવામાં આવતા નથી.

### ચરખાસંઘનો હેતુ

આ સંઘનો હેતુ, ખાદી અને હાથ કાતણની ખીલવણી કરનારી એક ખાસ સંસ્થા સ્થાપવાનો છે. દેશની રાજ્યદ્વારી સંસ્થાઓમાં જે પરિવર્તન થાય, તેનાથી આ સંસ્થાને અલિપ્ત રાખવાની સંઘની નેમ છે. આ અહેવાલમાં એવો દાવો કરવામાં આવે છે કે "હિંદના એક મહાન આર્થિક પ્રશ્નનો-વરસના મોટા ભાગ દરમ્યાન કામ વિનાના થઇ પડેલા ખેડુતોના આળસનો નિવેડો આણવા માટે રેંટિયાની શક્તિનો દિન-પ્રતિ-દિન સ્વીકાર થતો જાય છે."

પરંતુ હિંદના બધા ભાગમાંજ આ ફરજિયાત આળસનો સવાલ ઉદ્ભવતો નથી. કારણ કે દેશમાં એવી ઘણી જગ્યાઓ પડી છે જ્યાં એક કરતાં વધુ પાક પેદા કરવામાં આવે છે. આમ ચોમાસા પછી જ્યાં ખેતી માટે પાણી મળી શકતું નથી ત્યાંજ આ ફરજિયાત આળસનો સવાલ ઉભો થાય છે.

આ ઉપરથી સમજાશે કે ચર્ખાસંઘનું ધ્યેય, સ્વરાજ્ય મેળવવાના મુળ હેતુમાંથી દેશના ખુણામાં પડેલા સુકકા ભાગોના ગરીબ અને બેકાર લોકોને કામ આપવાના પરગજુપણા તરફ વાળવામાં આવ્યું છે. આ કેટલે અંશે ફતેહમંદ થઇ શકે અથવા તો સંઘના કાર્યક્રમમાં કેવા સુધારા કરવા જોઇએ તે આ અહેવાલમાં પ્રગટ થયેલા આંકડાનો અભ્યાસ કરવાથી બરાબર સમજાશે.

જે પૈસા શરુઆતમાં સ્વરાજ્ય મેળવવાના રાજકીય હેતુ માટે એકઠા કરવામા આવ્યા હતા તે હવે ગરીબ લોકોને પરગજુપણે, થોડા ઘણા પૈસા મળે, એવું કામ આપવામાં ખરચવામાં

આમ, બીજા બધા સાધનો મારફત મળતું કાપડ જ્યારે ૫૦,૮૧૦ લાખ વાર થાય છે ત્યારે હાથે કાંતેલી ખાદી માત્ર ૮૪ લાખ વાર જેટલી બને છે.

## બહિષ્કાર કેમ સધાય ?

આ હિસાબે એટલું સ્પષ્ટ દેખાય છે કે વિશુદ્ધ ખાદી મારફત બ્રિટનથી આવતા ૮૨ ટકા જેટલા કાપડનો બહિષ્કાર કરવો એ તદ્દન અશક્ય છે, તો પછી હાથે કાંતેલી ખાદી મારફત જ હિંદમાંથી સઘળા પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની વાત જ ક્યાં હતી ? વળી સ્વરાજ્ય મેળવવાનો ચર્ખાસંઘનો મુખ્ય હેતુ, તો વિસારે પાડવામાં આવ્યો છે. આ હેતુ બહિષ્કારની ઉદ્દામ ચળવળ મારફત જ સર્જન કરી શકાશે. જો હિંદી મીલો કાપડની પેદાશ વધારે, અથવા હાથ વણાટના ઉદ્યોગને ઉત્તેજન આપવા, મીલોમાં કંતાતું સુતર વધુ ને વધુ પ્રમાણમાં મળે તો, એકલા બ્રિટનમાંથી જ નહિં પણ સઘળા પરદેશોમાંથી આવતા કાપડનો બહિષ્કાર કરવાનું, મુશ્કેલ બનશે નહિં. કારણ કે આ કામ માટે જોઈએ તેટલા હાથ, માલ અને માણસો હિંદમાં પૂરતા પ્રમાણમાં છે.

एमनी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीमान [illegible] आणंदजी चावडा
तरफथी [illegible] सप्रेम भेट.